# તારીખે ઝુહુરે ઝમાને દવલતે પારસીયાન.

બનાવનાર

જમશેદજી પાલનજી કાપડીઆ.

THE

# HISTORY OF THE RISE & FALL OF THE PARSEE EMPIRE.

From the Invasion of Persia by Alexander the Great to the overthrow of the Achœmenian Dynasty and the rise of independent Kingdoms under the successors of Alexander.

BY

JAMSHEDJEE PALLONJEE

An old Fellow and Examiner at the M. A. Examination of the B'bay University; also a late Municipal Councillor, author of the "History of ancient Persia," the Magian Monarchies and the "Shiapoosh Kaffurs."

VOL. III. PART I.

BOMBAY:

"BOMBAY SAMACHAR" PRESS.

1912.

# તારીખે ઝુહુરો ઝવાલે દવલતે પારસીયાન

યાને

## પારસીઓની અસલી સલતનતનો ઉદય અસ્તનો બખર.

બનાવનાર


## જમશેદજી પાલનજી કાપડયા.


---

"યકે, પાક પૈદા શુદ અંદર જમાન;
બદસ્ત અનદરશ મજમરે ઉદીઆંન.
ખુજસ્તે પયો નામે ઉં જરદહુશ્ત;
કે હેરેમને બદ કનશરા બકુશ્ત.
બશાહે જાહાન ગોફ્ત પૈગમબરમ;
તુરા સુએ યજદાન હમી રેહેબરમ."

ફીરદોસી.

---

## વા૦ ૩ જું-ભાગ પેહેલો.

---

---


મુંબઈ:

કોટ, ફ્રીયર રોડપર મુંબઈ સમાચાર છાપખાનામાં કેખસરૂ માણેકજી બરજોરજી મીનોચેહેરહોમજીનાએ છાપ્યું છે.

---

૧૯૧૨.

# સાંકળ્યું

## વોલ્યુમ ૩ જું—ભાગ ૧ લો.

### ઈસ્કનદરે—ઝુલકરનઈન (એલેગ્ઝાન્દર) અને દરાયશ—કોદોમાનુસના દોરમાં મકદુનીઅનોએ ઈરાન સામે ઉઠાવેલું મોહતું હુલડ—હખામનની વંશની આખેરે આવી ચુકેલી તેથી સમાપ્તી.

#### બાબ ૧ લો.



#### બાબ ૨ જો.



#### બાબ ૩ જો.



#### બાબ ૪ થો.

## બાબ ૫ મો.



---

## બાબ ૬ ઠો.



---

## બાબ ૭ મો.



---

## બાબ ૮ મો.

## બાબ ૯ મો.



## બાબ ૧૦ મો.



## બાબ ૧૧ મો.



## બાબ ૧૨ મો.



## બાબ ૧૩ મો.



## બાબ ૧૪ મો.

## બાબ ૧૫ મો.



---

## બાબ ૧૬ મો.



---

## બાબ ૧૭ મો.



---

## બાબ ૧૮ મો.



---

# ઇસ્કન્દરે-ઝુલકરનૈન (ઍલૅગ્ઝૅન્ડર) અને દરા યશ-કોદોમાનુસના દોરમાં મકદુનીઅનોએ ઇરાન સામે ઉઠાવેલું મોટું હુલડ—હખામની વંશની આખરે આવી ચુકેલી તેથી સમાપ્તી.

## વા૦ ૩ જું-ભાગ ૧ લો.

### બાબ ૧ લો.

શાએર નીઝામી પોતાના સીકંદર નામામાં પાદશાહ સીકંદર વીષે એમ વરણવે છે કે, જે ચોઘડીઆમાં તે શાહજાદાનો જ્યારે જનમ થયો ત્યારે તેનાં નસીબાના ઘેરનો ગ્રેહ સીંહ રાશીના બુરૂજમાં બીરાજતો હતો; જેથી તેનાં દુશમનો તેને જોતાંનેજ વાર ગોયા આંધળા બેહેરા જેવા થઇ જતા હતા. આથી તેનાં તખતપર આવયાનેજ વાર જ્યારે થોડુંકમાં તેણે ઇરાન ઉપર સવારી લઇ જવાનો વીચાર મુકરર કરયો અને ધારા મુજબની તે દેશને ચોહાઇ આપવાનો ખીઆલજ પોતે છોડી બેઠો, ત્યારે દીમાસથનીસ જેવા આથીનીઅન જબાંદરાજ વકતાઓ તથા થીબન કે સ્પારટનો જેવા યુનાની સ્વદેશાભીમાનીઓ તેનાં બાપે તથા તેણે તે લોકોનું જે સ્વતંત્રપણું ખુંચાવી લીધું હતું, તેથી તેનાપર અત્યંત બખાળવાનેજ મંડી ગયા હતા અને મનસે એમજ પોતે ધારતા બેઠા હતા કે, ઇરાનનું જોર કાંઇ હજુ તો ઓછું થયલુંજ નથી તેથી એ નવો પાદશાહ તેઓના હાથે તો માર ખાધા વીના રહેશેજ નહી; કે જેથી પાછું આપણને આપણું સ્વતંત્રપણું મેળવવાને આખેરે સવળતા જેવુંજ થઇ પડશે; એવા વીચારથી પોતે જરા મનસે મઘન થતા બેઠેલા હતા તેમાં નવાઇ જેવું તે કશું હતુંજ નહી; પરંતુ તેઓને આ વાત કેવળે માલુમજ નહોતી કે, ગાદીપર આવતાંને વાર તેનો જનમ ગ્રેહ એવો તો ઉંચી ટોંચપર ચહડી બેઠેલો હતો કે ઇરાન જેવાં જબરદસ્ત રાજયોનેબી તે પોતા કને થોડી ફોજ હોયા છતાંબી જેર કરી શકે તેવું હતું. તેનો હમનબરદ દરાયશ–કોદોમાનુશબી જેમ ગ્રોત વીચારે છે તેમ કેવળે હીચકારો તો કાંઇ નહીજ હતો; કેમકે તેણેબી આગળ કાદુસીઅનો જેવાં હીમતવાન અને બહાદુર ટોળાંઓ ઉપર ઇરાન તરફથી કેટલીએક જબરી ફતેહો મેળવેલી હતી; પરંતુ તેનો તથા ઇરાનનો નસીબોજ હવેથી બરગશ્તે આવી ચુકેલો હતો, તેથી તેની સાથે રોહોદવાળો માનતર તથા મેમનોન વીગેરે પુખ્ત યવન સરદારો વટીક ગ્રીકોનાંજ કહેવા મુજબ શામેલ હોયા છતાં તે ત્રણ જબરી શીકસ્તો પોતે આ નવા ઉભા થયલા મકદુનીઆના રાજાથી આખેરે ખાઇજ બેઠો હતો, તો જોકે તે લાંબા વખત સુધી ચાલુ રહેલી કેટલીએક લડાઇઓમાં તો દરાયશ સપરપેહેલાં તો સીકંદર ઉપર ફાવતો વટીક ચાલુજ રહે

લો હતો એમ કોરનીલીઅસ નીપાસ જેવો તેઓનો નાતીલો યવન ગ્રંથકાર એકરાર વટીક કરી ગયો છે. (જુઓ તેની ચો૦ ૧૦–૩ નું પા૦ ૯૦ મું) અને કહે છે કે એક વેળાએ તો તે ઈરાની સરદાર આગલા ક્રીઆની પેહેલવાનો માફક પોતાના એક કાદુસીઅન પેહેલવાન સાથે કુશ્તીનાં અખાડામાં ઉતરી પડી તેને ઠાર મારી નાખીને લડાઇ–ઓય ઈરાનીઓ ખોહી બેસે તેવી તેની ભયભીત હાલતની વેળાએ પોતે તેરવી કહાડી પારસીઓનેજ પાછા પોતે ફતેહમંદ કરી દેખાડયા હતા, જેથી તો ઓકસે તેને આરમીનીઆનો સુબો વટીક બનાવી દીધો હતો એમ આગળ આપણે વરણવી ચુકયા છીએ. હવે કેટલાએક રૂમી નવીશંદાઓ જે એમ તેહકરાય છે અને હરકોઈ બનાવ બની ગયા પછી મનમાં જે એમ મલકાય છે કે, સીકંદરે એશીઆ ભણી નીકળી જવાને બદલે જો આથમણુ ભણીના દેશાવરો ઉપરજ સવારી કરી હતે તો અમો રૂમી લોકો તેને સદંતર હરાવયા વીના તો રહેતેજ નહી. એ બીના કાંઇ આપણા માનવામાં આવી શકે તેવી નથી કેમકે રૂમનું જોર તે જમાનામાં ઈરાન સાથે સરખાવતાં કાંઇ વધારે બળવંત તો હતુંજ નહી; એટલુંજ નહી, પણ એ પાદશાહનો સીતારો લગભગ દોહોડ દાહેકા સુધી એટલો તો જોરાવર બેઠેલો હતો કે જ્યાંબી જાય ત્યાં નેપોલીઅન માફક ફતેહ પામયા વીના રેહેજ નાહી; કેમકે યુનાની સરદાર મેમનોને શેહેનશાહ દરાયશને ઘણુંબી સમજાવવા માંડયું કે આમણુસામણુ લડાઇ કરવાને બદલે એ મકદુનીઆવાળા રાજાની હરોળમાં આવેલા કેટલાએક ઇરાની શેહેરોનેજ બાળીને આપણે જો ભસ્મ કરી નાખીશું તો, હેઠ ઇરાન સુધી તે રાજા ઝડપમાં નીકળી આવી શકશેજ નહી. આવી તેની રામબાણ સલાહ દરાયશને કેવળે પસંદ પડી નહોતી, કેમકે નીઝામી જેમ ઉપર કહે છે તેમ સીકંદરના હમનબરદો ગોયા તેની સામે આંધળા બેહેરા જેવાજ બની જતા હતા. હજુબી ઈરાન કને દ્રવય તથા જમાબંદી કે લશકરની તો કશી વાનજ નહોતી. તે તો તેઓ કને બેશુમારજ પડી રહેલું હતું; પરંતુ તેઓની સંખ્યા પ્રમાણે તેઓમાંથી આ જનુન અને જોર હવેથી જરા કમતી થતું ચાલ્યું હતું અને વખતના વહેવા સાથે તેઓ પોતાના હથયારો કે કવાયદોમાં આ મકદુનીઅનો માફક નવા નવા સુધારા અને વધારા તો દાખેલ કરતાજ નહોતા અને પોતાની આગલીજ જુની રીતભાતો ઉપર મુશતાકજ પડી રહેલા હતા. જોકે પારસીઓ, મીદીઅનો, બાખત્રીઅનો, સોગદીઅનો અને બીજી જરથોશતી ઈરાની વરણો પોતાનાં પેહેલવાની ગુણોમાં તો કાંઇ પછાત પડેલા નહોતા અને મકદુનીઅનો સાથે સરખાવતાં તો કશીબી પાંતીએ પોતે નીચે ઉતરે તેવાબી નહોતા. તેઓના પયદલ સેપાહો હજુબી ઘણા બહાદુર અને શેહજોર સીપાહબચાઓમાં ખપતા હતા; તેમજ તેઓનાં ઘોડેસ્વારોબી જબરા તીરઅંદાજો બેહદ ઝડફુ અને દીલાવર પેહેલવાનો તરીકે જાણાયલા હતા, પરંતુ તેઓમાં નવી તરેહનાં ઓજારો કે કવાયદોનીજ માત્ર ખુટ હતી; તેથીજ તેઓ આ મકદુનીઅનોને હાથે હાલમાં માર ખાઇ બેઠા હતા. પેલા ઈરાનીઓ તો પોતાના ભારી હથયારો પરજ આશા બાંધી બેઠેલા હતા અને પોતાના દાંતરડાવાળા રથો કે મોટા મોટા હાથીઓપર બેહદ મુશતાક રહેલા હતા. હીંદુસ્તાનમાં હાથીઓ લડાઇની વેળાએ કેવા કામે લાગી જતા હતા તેઓનો ધડો લઇ દરાયશે હાથીઓની કતારની કતારો ચુનંદા મહાવતોની સરદારી હેઠળ પોતેબી પોતાની ફોજોમાં જમાવ કરી રાખી હતી, એવા વીચારથી કે તેઓની મારફતથી આપણે આપણા દુશમનબરદો સામે વીચીત્ર જેવા ખેલો કરી બતલાવીશું. જોકે તેઓની ફોજોમાં એશીઆ ખંડની જુદી જુદી વરણોનાં સીપાહીઓ અને ભાડુતી યવન હોપલાઇટો અને ગોફન ફેંકુઓ (પેલીતાસ્તો) વટીક અવારનવાર દીઠામાં આવતા હતા તોબી તેઓનોજ જબરો મદાર તો પોતાનાં પારસી, મીદીઅન કે બહાદુર સોગદીઅનો કે સીપાહબચાઓપરજ રહે

તો હતો; કેમકે પેલા ભાડુતી સેપા હો તો કોઇ કોઇ વાર લડાઇની વેળા પોતાનાં આંગો ચોરાવતા હતા તે વાત તે જમાનાના પારસીઓ પોતે સારીકા ની મનસે સમજતા પણ હતા. વળી અરદેશર બીજાનાં દોરથી તો કોનન કે ચેબરીઆસ; ઈફીકરેતીસ કે અજીસીલેયુસ અને તાઈમોથીયુસ કે માનતર જેવા સરદારોબી ઇરાની ફોજોમાં ઉભાઇ જવા લાગય હતા, તોપણ જેમ આગલા ગ્રીક નવીશંદાઓ એમ સરફરાજી દેખડાવી ગયા છે કે તેથીજ તેઓ પરલોકો ઉપર ખુશકી કે દરયાવરૂથી ખાતાંમાં ફાવતા જતા હતા તે વાત કાંઇ આપણા માનવામાં આવે તેવી નથી. અલબતાં દરયાઇ લડાઇઓમાં પેલા યવનો તેઓને થોડા ઘણાબી મદદગારો તો થઇ પડતા હતા ખરા; પરંતુ ખુશકીની લડાઇઓમાં તો પારસી શુરવીરો કોઇબી જાતના પર સીપાહાઓથી જરાબી ખાંડયા જાય તેવા નહોતા અને ઇરાનના શહેનશાહો તેઓનીજ જાનફેશાનીઓ ઉપર પોતે ટેકાવ રાખી બેસતા હતા. વળી ઓકસે પોતાની જવાંમરદી અને બહાદુરીથી પેલો મીસરી બળવો આખેરે જે બેસાડી નાખયો હતો તેમાંબી ઘણોખરો હાથ તો પારસી સીપાહોનોજ હતો; કેમકે, તે પાદશાહે જયારે તે દેશાવર ઉપર સવારી કીધી ત્યારે પોતાની સાથે એક બોહોળી પારસી ફોજબી તેઓની સાથે લઇને રવાના થયલો હતો, માટે તેનીબી કીરતી પેલા યવન નવીશંદાઓ પોતાના નાતીલા યવન સરદારોને સરજ જે ચોંટાડી દેવા માગે છે, તેમાંબી તેઓ પોતાની અમસ્થીજ ફુકરાજી દેખડાવી જાય છે; કેમકે ઓકસ પાદશાહ સરદારીનાં ગુણો અને લડાઇની કુનેહોમાં તો કોઇબી યવનોથી ઉતરે તેવોજ નહોતો, તે તેણે ફીલકુસનો એકજ લડાઇમાં કરી નાખેલો ઘાંનજ ગોયા સાફ ગવાહી અદયાપી આપી જાય છે. વળી દરાયસની બોરદુમાં માનતર તથા મેમનોન જેવા યવન સરદારો પણ હોયાથી તે પાદશાહ તો આખેરે મારજ ખાઇ બેઠો હતો; કેમકે જેમ આગળ મીસર, શામ, ખાઆલદીઆ કે આસીરીઆ કે લીદીઆની આગલી બુલંદ શહેનશાહતો પારસીઓને હાથે તારાજ થઇ પડી હતી અને બે સઇકા સુધી પારસીઓ જે એશીઆ, આફ્રીકા તથા યુરોપનાં કેટલાએક દેશાવરોનાં પોતે માલેકોજ થઇ પડયા હતા; તેમજ આ દુન્યાના ચાલુ રેવાજો પ્રમાણે જ્યારે તેઓનાબી રાજનો આંકોજ આવી લાગયો, ત્યારે તેબી મકદુનીઆવાળા સીકંદરને હાથે નાશ પામી ગયું હતું. વળી પારસીઓ તો બે સઇકા સુધી તમામ દુન્યાની જેમ આગળ હાકેમી લઇ બેઠા હતા તેમ પેલા મકદુનીઅનો અને યવનોએ તો સાત દાહેકા વટીક કહાડયાજ નહોતા, કેમકે પારસીઓની એક પારથીઅન જેવી વરણે નામદાર અરસસ પેહેલાના દોરમાં તે યવનોને પાછા પોતાની સરજમીનમાંથી હાંકી કહાડયા હતા કે, જે વાત જણાવતી વેળા હાલના યુરોપીઅન ગ્રંથકારો તો ગોયા આંખવીચામણીજ કરયા જાય છે અને પેલા યવનોનાંજ અમસ્થા બાંકા ફુંકતા રહેલા છે. એમ ચહડતી પડતી તો સરવે રાજપાટોનીજ આવની જાય છે, કેમકે આ જગતમાં બખત્યારી કે જાહોજલાલી કોઇનીબી સદાકાળ તો બરકરાર રહી શકતી નથી અને તેમજ ફીરદોસીબી કહે છે અને માનવી જાતોને પોતાનાં બળ ઉપર સદાકાળ મગરૂર નહી રહેવા અને તેહકરાઇ નહી કરવા સારૂ નીચે મુજબ સુભાખીત શબદોમાં એક ઉતમ ધડો પોતે આપી જાય છે:

"ન રૂઝે બુજુરગી ન રૂઝે નેઆજ,
નમાનદ હમી બરકસી બર દરાજ;

જમાને જે માનીસ્ત ચુન બીનગરી.
નદારદ કસી આલતે દાવરી;

અગર ચરખે ગરદુન કશદ જીને તુ,
સરંજામ ખીસ્ત અસ્ત બાલીને તુ;

દીલતરા બતીમાર ચંદીન મબંદ,
બસ ઇમન મશો અજ સીપેહરો બુલંદ,

કે બા પીલો બા શીર બાઝી કુનદ,
ચુનાન દાન કે અઝ બીનેયાઝી કુનદ;

તુ બીજાન શવી ઉન બમાનદ દરાજ,
હદીશી દરાજસ્ત ચંદીન મનાજ;

તુ અજ આફ્રીદુન ફ્જુનતર નહી,
સું પરવીજ બા તાજો અફ્સર નહી;
સું જમશીદ દીવત બફરમાન નબુદ,
સું કાવુશ જાનત બયજદાન નબુદ;
બજરફી નીગેહ કુન કે બા દારયવુશ,
ચે કર્દ આન ફરોમાયએ હક્ત ગરદ;
ચુ બર ખુસરવી તાજ બનેશસ્ત શાદ,
કુલાહે બુજરગી બસર બર નેહાદ:
ચુનીન ગુફ્ત કે અજ દવરે ચરખે રવાન
મનમ પાક ફરજંદે હખમનીશીયાંન;
પીદર બર પીદર પાદશાહી મરાસ્ત,
ખુરો ખુશેઓ બુરજો માહી મરાસ્ત."

યાને "બુજરગી તથા નાજ નખરાના દહાડા કોઇબી માનવી જાત ઉપર સદાકાળ બરકરાર તો રહી શકતા નથી. આ જમાનો જો ધયાનથી અવલોકન કરશો તો કાંઇ આપણો પોતાનો તો છેજ નહી, કેમકે પાદશાહી હશમત સદાકાળ કોઇ ફીરકાપરબી ટકી રહી શકતી નથી. અગર આ ફરતું આસમાન, તુંને એકબારગી મોટોબી કરી નાખશે; પરંતુ આ વાત તો તું યાદજ રાખજે કે પાછું તેજ તને ખાકમાંજ આખેરે લોટાવી દેશે. માટે દીલમાં ઘણો દરદો ગમ નહી રાખ અને આ બુલંદ આસમાનની બાજીથી તું બેફામ નહી બેસ; કેમકે તે પોતાનાં હલકટપણાંથી વાઘ અને હાથીઓ સાથેબી એમજ ફરેબો રમતોજ રહે છે. તું તો આખેરે મરણ પામશે, પરંતુ આ જમાનો તો તારી પછીબી સદાકાળ પોતે ઘણાજ દરાજ વખત સુધી ચાલ્યોજ રહેશે, કે જેનો કીસ્સો ઘણો લાંબો છે, માટે અય બેરાદર તું અમસ્થો ઘણો નહી અકડ; કેમકે તું કાંઇ ફરેદુન કરતાં પણ વધારે બુજરગ નથી; તેમજ ખુસરૂ પરવીજ જેવી તારે માથે કશી બુલંદ ધજા પણ ઉડતી નથી. વળી જમશેદ માફક દેવલોકોબી તારા ફરમાંબરદાર તો છેજ નહી અને કાવુશ જેવો તું કાંઇ તપેસરીબી નથી. માટે જરા ધયાનથી હવે ગોર કર કે એ કમીના જમાનાએ કેવા વરતણુંક બચારા આ દરાયશ—કોદોમાનુસ સાથે ચલાવી છે કે, તે—પાદશાહ જયારે તખત ઉપર આવયો અને બુજરગીનું તાજ પોતે પોતાના સરપર ધરયું ત્યારે તે એમ લોકો સનમુખ બોલવા લાગયો હતો કે:—હું હખેમન જેવા પવીત્ર ખાનદાનનો નબીરો હોવાથી અને બાપદાદેથીજ પાદશાહી ધજા ભોગવતો આવેલો છું તેથી આ ફરતા આસમાને મને ઇરાનની ગાદી સોંપી આપી છે, જેથી આ બુલંદ આસમાનના છેક કલસથી તે છેક પાતાલનાં માહી (માછલી) ના પર સુધી અને એક સાંકડી ખીણુ કે અનાજનું એક તનખું વટીક મારી હકુમત હેઠળ હવેથી ગોયા આવી ચુકેલુંજ છે."

જેમ ગીબન કહે છે કે હજારો વરસની અઠંગ મેહનતથી બીરાજી નીકળેલું હર કોઇ શેહેર એકજ હીણે દીવસે અને બદ ચોઘડીયે પાયમાલ અને તારાજ થઇ જાય છે, તેમજ સેંકડો સદીની હેજગારીથી સ્થાપના થઇ બેઠેલી હરેક શહેનશાહતનો પણ એક તરાકામાંજ નાશ થઇ જાય છે. એ વાત અરવાચીન યુરોપીઅન નવીશંદાઓ વીસરજન કરી બેઠા છે અને તેઓ આ બીચારા દરાયશ ઉપર અવારનવાર ઉતરી પડે છે અને તેને ધીચકારો અને બીનલાયક શાહજાદો કહેવાને પોતાની તેજ કલમને જરાબી આંકોશમાં રાખી જતા નથી. આટલો ઇશારો અત્રે ટપકાવી ચાલો આપણે આપણી મુળ મતલબપર પાછા આવી જઇએ અને એ પાદશાહના રાજનો સઘળો દરોબસ્ત અહવાલ આપવા આપણી કલમને પાછી તેજ કરી દેખડાવ્યે; કેમકે, જ્યારે સીકંદર ઇરાનપર ચહડી આવ્યો, ત્યારે યુનાન પણ એટલું નબળું પડી ગયું હતું અને પોતાના નીતીગુણોનું એટલું બધું તો ખંડન કરી બેઠેલું હતુ કે તેથી દરાયશને તેઓથી બીહવાનું તો કશું પણ કારણ રહેલુંજ નહોતું; કેમકે, એક તો તે પોતાની બોહોળી ફોજ ઉપર મુશતાકજ બેઠેલો હતો અને બીજું તો સકદુનીઅનોએ છેલ્લો માર તેની પુરવેના પાદશાહ ઓકસને હાથેજ ખાધો હતો, તેથી તેઓને હાલમાં પોતે કશા પણ બીસાદમાં ગણે નહી તો તે વાત પણ માન્યામાં આવી શકે તેવી છે. એ તો જ્યારે સીકંદરે પે

હેલાજ ફટકામાં તેને ગરાનાઇકસનાં મેદાનમાં પોતાની લડાઇની નવી કુનેહ અને ચપળતાથી જબરો હાથ મારી દેખડાવ્યો, ત્યારેજ તેને શુધ એમ તો આવી જવી જોઇએ કે, તેનો આ નવો હમનબરદ કાંઇ જેવો તેવો પેહેલવાન હોવો તો જોઇએ નહી, તોપણ હજુ તે પોતાનાં લશકરની બોહોળી સંખ્યા ઉપરજ ગર્વ રાખી બેઠો હતો; અને પોતે જરા ઢચુપચુ મનનો હોવાથી તે હવેથી વધારે બીહકણુ થઇ પડયાથી શાંત મન રાખી લડાઇની બાજી બરાબર રીતે ગોઠવતો અને અવલોકન કરતો બેસે તેવી સુધબુધ તેનામાંથી આસ્તે આસ્તે ગુમ થતી ચાલી હતી. જેમ આગળ આથીનીઅનો પારસીના રાજ ઉપર હલ્લા લઇ જવાની જે અમસ્થી ફુકરાજી કરતા અને દહેશત આપતા બેઠા હતા તે ખીઆલ તો હવેથી સદંતરજ તેઓના ધ્યાનમાંથી નીકળી ગયો હતો, કેમકે તેઓનાં પોતપોતાનાં રાજયોમાં એટલી તો માહોમાહે કુસંપી અને મારામારીઓ ચાલતી હતી કે જેથી તે સઘળાં રાજયો રફતે રફતે પારસીઓનીજ બાંહેધરી હેઠળ જઇ પડે તેવું હતું અને બરાબર જોશો તો તેઓમાં તેમજ થઇબી પડયું હતું. જ્યારેબી તેઓ વચે આપસ આપસમાં જબરી કજબેહેસીઓ આગળ કહયા મુજબ ચાલતી હતી, ત્યારે પોતાના કજ્યાઓનો ફેંસલો આણુવા તેઓ ઇરાનના મોટા પાદશાહો કને દોડી જતા હતા; અને તેઓની કનેથીજ નાણુાંની અને સીપાહીસફરા તથા લડાઇનાં બારકસો પોતે મેળવવાની આરજુ ધરાવવા લાગતા હતા; એટલુંજ નહી, પરંતુ પારસીઓનાં તે શેહેનશાહોની પ્રીતી તેઓપર વધુ ઉતરે તે સારૂ તરેહ તરેહવાર માહોમાહે પોતે ફાંફાબી મારતા ચાલ્યા જતા હતા. પારસીઓનાં હોકમ સેવાય તેઓ પોતપોતાનાં લશકરોની જમાબંદી કરી શકતાજ નહોતા અને તેઓ કહે તો તેઓને રૂખસતબી આપી દેતા હતા અને યુનાનનાં હકમાં આમલો એટલો તો માઠો થઇ પડયો હતો કે, જેમ એશીઆના યવનો પારસી છત્રપીનો એક ભાગ ગણાતો હતો તેમ તેઓબી તેઓનીજ છત્રપીમાં જલદીથીજ આવી જશે એમ તે દેશના સઘળા યવન વતનીઓ હવેથી મનસે સમજવા લાગ્યા હતા; માટે આવી કઢંગી હાલતમાંથી નીકળી જવા તેઓ કને એકજ ઉપાય બાકી રહેલો હતો. તે ઉપાય એ હતો કેઃ—હવેથી પોતાની કુસંપી છોડી દઇને એકજ રાજપાટના આશ્રા હેઠળ તેઓ જો જઇ બેસે, તોજ આ બરખેલાફીમાંથી તેઓ બચી શકે તેવું હતું. જેમ ફ્રાન્સ દેશમાં ગઇ અઢારમી સદીની આખેરીમાં ઉભા થયલા બળવા ( રેવોલ્યુશન ) ની વેળાએ નેપોલીઅન દુરથીજ પોતાની બાજી રમતોજ બેઠો હતો ને તેઓની માહોમાહેની મારામારીઓમાં પોતે જરાબી ઝીપલાવતો ન હતો, તેમજ હવેથી મકદુનીઆવાળો ફીલકુસ પોતાની આવી સારી તકનો લાભ લેવા અને ઉપયોગ કરવા લાગ્યો હતો અને તે સઘળાં રાજયોને પોતાનાં ગોલામો બનાવી મેલી આ દુન્યા સનમુખ મહા પ્રાક્રમો કરી બતલાવવાની પેરવીમાં હતો. આથી તેણે સઘળા યવનોને પોતાની ઝુસરી હેઠળ આણુવા પોતાનાં પડોને હવે ચોતરફ ફેલાવવા માંડયા હતા. પરંતુ તે રાજાની આવી કીરતી મેળવવાની ખાહેશ અને હોંસ બેગોઆસ તથા ઓકસ પોતે તો તરતજ સમજી ગયા હતા, તેથી તેને ટુંકેથી દહામવા કે રખેને આગળ ચાલતાં તે રાજા શેહજોર થઇ પડી આપણુનેબી હંફાવે તેવા વીચારથી તેઓ તેનાં હમનબરદ યવનોને પોતે મદદો આપી એવી તો જબરી શીકસ્ત પેલા ફીલકુસને આપી દીધી હતી કે, તેનો તો તેથી ઘાણુજ નીકળી ગયો હતો અને ઇરાનીઓનો તો તે ગોયા હલકેબગુશ જેવો પોતે હવેથી હાલમાં તો થઇ પડયો હતો. પરંતુ માઠા ભાગયે જેમ સાસાનીઓનાં વખતમાં બનયું અને શીરોઆએ પોતાના જવાંમરદ બાપ ખુસરૂ પરવીઝને મારી નખાવયો, તેમજ બેગોઆસેબી આ શુરવીર ઓકસને પણુ ઝેર આપીને મારી નખાવયો હતો, જેથી અરબો માફક એ ફીલકુસ પારસીઓનાં છટકાં હેઠળ આવી પડતો જરાકમાં બચી ગયો હતો; કેમકે, હોનારત તેનાં ગાદીવારેસ

બેટા સીકંદરની સાહેતામાં જઇ પડે તે વો હંગામ હાલ તરત તો આવી ચુકે લો હતો. આમ જ્યારે ઓકસ તો મરણ પામી ચુકયો, ત્યારે તેનાં નાના બેટા આરસી સને પેલા ખુની વજીરે આગળ કહયા પ્રમાણે બાજી રચીને ઇરાનનો પાદશાહ નેમી તેના સઘળા નાના અને વડા બીરાદરોનું તો પોતે કાટલુંજ કહડાવી નાખયું હતું. (જુઓ ડાયોડોરસ અને ઇલીઅનની તવારીખ ૬–૮.) તે વેળાએ તે જવાન શાહજાદાની ઉમર ઘણી નાની હતી એમ ડાયોડોરસ આપણને જણાવી ગયો છે. (૧૭–૫, ૪.) તેથી આ બાજી રચનાર વજીર પોતે મનસે એવો ફાંકો રાખી બેઠો હતો કે મને ઇરાનનું રાજ એકલે હાથે ચલાવવાને હવેથી ઘણું સવળ થઇ પડશે; કેમકે, મેંજ એને ઇરાનની ગાદી તો અપાવેલી છે. જોકે ડાયોડોરસ તો આ નવા શાહજાદાને છોકરવન તરીકે જણાવી જાય છે, તોબી જ્યારે તે તખતપર આવયો; ત્યારે તેની વય તેર કે ચઉદ વરસથી તો ઓછી નહી હોવી જોઇએ; કેમકે, તેને ગાદીનશીન થયાને ત્રીજું વરસ બેઠું ત્યારે એજ નવીશંદાના કહયા પ્રમાણે તેને ત્યાં કેટલાએક ફરઝંદોની વરૂધી તો થઇ ચુકેલી હતી. આમ બે ત્રણ વરસ તો આ જવાન શહાજાદો પોતાના આ મુરબીના કહેવા પ્રમાણે પોતે હકુમત ભોગવ્યો ચાલ્યો જતો હતો; પરંતુ જેમ જેમ તે ઉમરે પહોંચતો ગયો તેમ તેમ તે પછી પેલા વજીરની બાજીને ઝાઝો મચક આપવા લાગ્યો નહોતો અને હવેથી આપખુદ રાજા તરીકે આસ્તે આસ્તે સઘળો વહીવટ પોતેજ ચલાવવાને મંડી ગયો હતો; અને તેને કોઇ કોઇ વાર તો દબરાવવા વટીક લાગયો હતો. આથી બેગોઆસનો પાછો કાંઠો ખીલી ગયો હતો, જેથી તેણે તે રાજાને તેના નાના છોકરા સીખે કોઇ પાસે કતલ કરાવી નાખી, અરસાનીસ નામનાં કોઇ એક પારસી ઉમરાવના બેટા કોદોમાનુસને પેલી ગાદી પોતે સોંપાવી દીધી હતી; કેમકે, તે શાહજાદો તેનો એક અતલગનો દોસ્ત પણ થતો હતો. આમ બીચારા આરસસીસને પેલા બેગોઆસે જે ઠાર કરાવી નાખ્યો હતો તે બીના ફકત ડાયોડોરસજ કાંઇ લખી ગયો નથી, પરંતુ તેનાં તે લખાણને એરીઅન (જુઓ તેની સીકંદરની સવારીઓ વીષેનો અહવાલ ૨–૧૪. એબો ૧૫–૩–૨૪. ઇ૦ ત૦ વા૦ ૩.) તથા કવીનતસ કરસીયુસ (જુઓ તેનો સીકંદરનો વૃતાંત ૬–૩ પા૦ ૧૫૪ મું.) વટીક ટેકો આપી ગયો છે; તેથી તે વાતની સત્યતાની વીરૂધ તો આપણાથી કશું બોલાઇ શકાય તેવું નથી. પરંતુ ગાદીપર આવ્યા બાદ બેગોઆસનો આ સાયાનશીન રાજાબી તેને કાંઇ ગાંઠવા તો લાગયોજ નહોતો તેથી તે ખુની વજીરે તેને પણ વીખ દેવાને મનસે પોતે મકમ ઠરાવ કરી રાખ્યો; લયકીન તે વાત તેનાજ મળતાવીષેકોએ દરાયશ આગળ ફોડી મારી, જેથી જે વીખ તેણે દરાયશને પીવડાવવાને માટે તઇયાર કરી રાખયું હતું તે આપણા નવા રાજાએ તેનેજ પીવાની પોતે ફરજ પાડી દીધી હતી એમ ડાયોડોરસ વરણવી ગયો છે. (૧૭–૬.)

## બેગોઆસે પોતાનાં લોભથી ઈરાનની લાવી મેલેલી પડતી દીશા અને હાલત.

ઇરાનમાં સુસા ખાતે થઇ પડેલી આવી અંધાધુંધી હાલત જેથી એક પછી એક નવા રાજા ત્યાંના મસનદ ઉપર એ બેગોઆસના મોહકાણથી જે આવીને બીરાજવા લાગ્યા હતા, તેથી ફીલકુસને પોતાની મુરાદને બર લાવવાના વધારે સાધનો મળતાં ચાલુજ રેહેલાં હતાં અને ઇજીઅનના દરયાના કીનારાઓ ઉપર તે પોતે નવી બાજીઓ રમતો બેઠો હતો કે. જે પર પારસીઓ પોતાની માહોમાહેની મોહકાણને લીધે છેક સુસા ખાતે ઘણા દુર પડેલા હોયાથી હાલ તો જરાબી લક્ષ તે ઉપર આપવા લાગયા નહોતા. ફીલકુસ જેવો ડાહયો અને જહાંદીદે પાદશાહ ઇરાનપર ત્રાપ મારે તે વાત તો જેમ કેટલાએક યુરોપીઅન નવીશંદાઓ બોલે છે તેમ માની શકાય તેવીજ નથી. (જુઓ માંસપેરો ૮૦૮) કેમકે તેણે ઓકસને હાથે આગળ જબરી શીકસ્ત ખાધાથી તે ઇરાનનાં બળથી તો પોતે સારી

કાની માહીતગાર હતો, પરંતુ તેની ઇચ્છા હાલ તરત તો આખા યુનાન દેશને જ પોતાની હુકુમત હેઠળ એકજ રાજ્યને તાબે કરવાની હતી અને જેમ પારસીઓએ આખાં એશીઆ, આફ્રીકા અને થોડાક યુરોપના મુલકો સંપાદન કરેલાં હતાં તેમજ ત્યાંના સરવે રાજપાટો તે પોતેજ ચાંપી બેસવાની વેતરણ અને તઇયારીમાં હતો કે, જે તેની મુરાદ માનતીઆની લડાઇથી પાછળથી બર પણ આવી ચુકી હતી અને તે આથેનસ, સ્પારટા તથા થીબસ ઉપરબી આસ્તે આસ્તે શેહજોર થઇ પડતો ચાલ્યો હતો અને તેઓનું સ્વતંત્રપણું પોતે ખુંચાવી બેઠો હતો. મબાદા પારસીઓ મારા આ લોભની આડે આવે તેથી પેલા યવનો ઉપર ફતેહમંદ નીવડી પડયા બાદ, તેણે પારમીનીઓન તથા અતાલસ જેવા સરદારોની બાંહેધરી હેઠળ પોતે ઇ૦ પુ૦ ૩૩૬ માં દસ હજાર આદમીઓની એક ફોજ પોતાપર દેખરેખ રાખવા સારૂ એશીઆની ભુમી તરફ રવાના કરી આપી હતી અને ત્યાંના લોકોમાં હાલ તો પારસીઓ સામે બેદીલી ચલાવવા માંડી હતી અને પારસીઓની ગુસરીમાંથી છેક લાંબી મુદતે હવેથી નીકળી જવાનો વખત આવી લાગયો છે એમ તે રાજા તેઓને અસેમસે સમજાવવા લાગયો હતો. તેણે પેલા સરદારો સાથે ફકત દસ હજાર માણસોની એક નાની જેવી ફોજ જે રવાના કરી આપી હતી, તેથી તેની મરજી એશીઆની આખી શહેનશાહત પારસીઓ કનેથી ચાંપી બેસવાની તો હોયજ નહી; ફકત તે હાલ તરત તો યુરોપ અને યવનો ઉપરજ પોતે પ્રબળ થવાનો ઇરાદો લઇ બેઠેલો હતો. જો તેમ ન હતે તો અત્યાર આગમચથી તેણે પોતાની ચોથાઇ ઇરાનને આપતી• બંધ કરી નાખી હતે, પરંતુ તેમ તો કશું તેણે કરયુંજ નહોતું; જેથી ઇરાન સાથે હાથ મેળવવા તેની નીષ્ટા હાલ તરત તો કેવળે હોવી જોઇએજ નહી. હવે પારસીઓનું જબરૂં બળ એશીઆ ખાતે હોયાથી તે પોતાના પેલા બે સરદારોની મદદે એશીઆ ભણીબી પોતે હાથેજાતે ઉતરી પડવાની ધચુપચુ જેવી ઇચ્છા ધરાવતો હતો ખરોજ, પરંતુ તે કામ તે આ

રંભે તે પુરવે તેનાજ પાઉજેનીઅસ નામનાં કોઇએક નાતીલાએ તેને આ મજકુર સાલમાંજ ઠાર કરી નાખ્યો હતો. એમ ડાયોડોરસ વરણવી જાય છે. (૧૭–૬, ૨ તથા ૧૭–૭, ૧) સીકંદર મકદુન્યાની ગાદીપર આવીને બીરાજયો તેની થોડુંકજ પુરવે દરાયશ–કોદોમાનુસ જે ઓકસની બેહેન સીસીગામબીસ અને અરસામીસ નામના હખામની ઉમરાવનો બેટો થતો હતો તે પણ આખા એશીઆની સલતનતોનો પોતે માલેક થઇ પડયો હતો. કલીનતન એમ સાબેત કરે છે; (જુઓ તેની "ફાસ્તી હેલીનીસી" વા૦ ૨ પા૦ ૧૬૬.) કે સીકંદર મકદુન્યાના તખ્ત ઉપર ઇ૦ પુ૦ ૩૩૬ ના જુલાઇ માસમાં આવ્યો હતો, કોરલીનીઅસ નીપાસ પોતાનાં સીકંદરના વરૂતાંતમાં (જુઓ, તેનું પા૦ ૯૦ થી ૯૩) એમ શરૂ કરે છે કે ફીલકુસની ફોજમાં તરેહ તરેહવાર યુરોપ ખંડની વરણો હતી કે, જેઓ તે રાજાનાં આ મરણથી હવે પોતે મનસે એમ મગન થવા લાગી હતા કે પાછા આપણે મકદુન્યનોનાં હાથ હેઠળથી સ્વતંત્ર થઇ જવાને હવેથી સામરથવાન થઇ બેસીશું; એટલુંજ નહી, પરંતુ એશીઆના કોસ્તાઓ ઉપર ઇરાન સાથે વખતે લડાઇ થઇ પડે તેથી તેવા ભયભીત હાલતમાંથી પણ બચી શકાશું, એમ ધારીને વધારે ખુશી થવા લાગ્યા હતા. વળી કેટલાએકો તો તેનાં આવા મોતથી વીલાપ પણ કરતા બેઠા હતા અને મનસે એમ બીહવા લાગ્યા હતા કે ઇલીરીઅનો, થરેસીઅનો, દરબાંનીઅનો અને તેવીજ બીજી કેટલીએક નાતજાતો જે ફીલકુસને ધીક્કારતી હતી તેઓ પાછા રમખાણો મચાવીને ઠેકાણે ઠેકાણે હુલડો કરી બેસયા વીના તો રહેશેજ નહીં; કે જેઓનાં એકઠાં બળો સામે આપણે કેવળે ટકી શકયે તેવું પણ નથી. આવી બરખેલાફીઓમાં જ્યારે પેલા મકદુનીઅનો આવી પડયા ત્યારે તે સઘળાઓને સીકંદરે બોલાવીને પોતે સધ્યારો આપવા માંડયો અને પોતાનાં મનમાંથી સઘળી દહેશતોને દુર કરવાંમે તેઓને એવી તો શાંતી અને નમ્રતાથી

સમજાવવા લાગયો કે, જેથી સરવે કોઇનાં
મનમાં એમ ખાત્રી તો તેણે કરી આ
પી હતી કે, આવો જવાન શાહજાદોબી
આગળ ચાલતાં પોતાના બાપનાજ જેવો
પ્રાક્રમી નીવડયા વીના તો કાંઇ રહેશેજ
નહી, કેમકે તે વેળાએ તેની વય વીસ
વરસની ઉપર તો કેવળે કાંઇ હતીજ ન
હી. તેણે પેલા મકદુનીઅનોનાં બળ ઉ
પરજ પોતાનો સઘળો મદાર હવેથી બાં
ધી રાખેલો હોયાથી તેઓને કેટલીએક
છુટો આપી હતી અને કેટલાએક વેરાઓ
માંથીબી તેઓને મુકત વટીક કરી નાખયા
હતા, પરંતુ લડાઇની વેળા પોતાની બો
રડુમાં રહીને તેનાં અને તેનાં રાજ્ય ત
રફ પોતાની જાનફેશાની કરવા તેઓને
આગ્રહ કરવાને પોતે મંડી ગયો હતો.
આથી તેની રઇયત તેનાપર એટલી તો
તેની મીઠી જીભરીથી હલકેબગુશ થઇ
પડી હતી કે જેથી તેઓ એમજ માન
તા બેઠા હતા કે એ નવો રાજાબી પો
તાના બાપનાજ જેવો પ્રતાપી અને શેહ
જોર નીકળી પડશે. એમ સરવે કોઇને
સમજાવી પટાવીને પોતાની તરફેણમાં ક
રી લીધા બાદ પોતાના બાપને દફનાવ
વાની ક્રીયાક્રમો કરતી વેળા તેણે અ
સારથીજ પોતાનાં હાથો લોહીમાં બોળ
વા માંડયા હતા અને તેને મદદુ
ન કરયા પછી તેની કબર આગ
ળજ જેબી શખસો કે તેને મા
રી નખાવવામાં આગેવાની કરી બે
ઠેલા હતા, તે સઘળાઓને સાં ને સાં
તેણે પોતે જબેહ કરાવી નાખયા હતા.
વળી તેનો ભાઇ જે કલીઓપાત્રા નામ
ની રાણીને પેટે જનમયો હતો તેબી
પોતે ગાદીનો વારેસ થવાનો દાવો લઇ
બેઠો હતો, તેને તથા પોતાના બીજા
ભાઇઓનેબી એક પછી એક એમ ઠાર
કરવા મંડી ગયો હતો કે, જેમાંથી ફક્ત
એલેકઝાંડર લીનસેસતીસ નામના પોતા
ના એક ભાઇનેજ તેણે બચાવી લીધો
હતો; કેમકે તેને તો જેવો પોતાનો બાપ
મરણ પામયો કે તેવોજ સીકંદરની
બોરડુમાં થઇ જઇને તેનેજ સપર પેહેલાં
પોતે રાજા તરીકે વધાવી લીધો હતો અને
મુબારકબાદી પણ આપી દીધી હતી. તે શા
હજાદાને મકદુનીઆની સરહદ આગળ લીન
સાસતીસ કરીને એક કસબો જે આવેલો
હતો તેનાંપરથીજ લોકો તેનેબી એલેક
ઝાંડર—લીનસેસતીસ કરીને કહેતા હતા
અને સાંના રહીશોને થીયુસીદીદીઝ પોતે
તેથી લુગકેસતાઇનાં નામ હેઠળ પોતેબી
પીછાની ગયો છે. એ શાહજાદા વીષે
કવીનતસ કરસીઉસ (૬–૧); ડાયોડોરસ
(૧૭–૩૨, ૮૦), એરીઅન (૧–૨૫)
તથા જસતીન (૧૧–૭ તથા ૧૨–૧૪)
વટીક પોતપોતાનાં દફતરોમાં કાંઇક ઇ
શારા કરી ગયા છે એમ વેતલ આપ
ણને જણાવી જાય છે. રાજપર આવ
તાંનેવાર જે લોકો તેની ચોમેર હુલડો
કરી પડેલા હતા, તે સઘળી વરણુને તેણે
પાછી જીતી લીધી હતી અને તે
બળવો પોતે ઝડપમાં શાંત પાડી નાખયો
હતો. આ ફતેહથી હીંમત ધરીને શીતા
બીથી તે પોતે યવન લોકોની ભુમી
તરફ નીકળી ચાલયો હતો અને પો
તાના બાપની વરતણુક માફક તેણે
સઘળા યવન પ્રાંતોના પ્રતીનીધીઓને
પોતે કોરીનથી શાહેરમાં જમાવ
થવાનું પછી આમંત્રણ કરયું હ
તું કે, જેઓએ તેનેજ હવેથી તેના
બાપને ઠેકાણે આખાં યવન દેશની સર
દારી આપી દીધી હતી. આથી તેને ઇ
રાનપર હુમલો કરવાનું શુર ચહડી
આવયું હતું, પરંતુ તે સારૂ સઘળી ત
ઇયારીઓ તે પોતે શરૂ કરવા લાગયો
એટલામાં તેને એવી ખબર મળી ગઇ
કે, થીબનો અને આથીનીઓ તો ઇરાન
ની બોરડુમાં અસારથીજ થઇ બેઠેલાં
છે અને તેમ કરવા તેઓને દીમાસથી
નીસ જેવા ફસાહતભરેલી મીઠી જીભ
રી ધરાવનાર વકતાએજ ઉશકેરી મેલેલા
છે. તેમ કરવા તેને મોટી મોટી લાંચો
આપીને ઇરાનીઓએજ ઉસ્કેરી મેલ્યો
હતો એમ કોરનીલીઅસ નીપાસ જે બો
લે છે તે વાત કાંઇ આપણા માનવામાં
આવી શકતી નથી; કેમકે એ દીમાસથીની
સ તો તે પુરવેથીજ તેના બાપનાં વધ
તા જતાં જોર સામે બખાળતો આવે
લો હતો અને પોતાનાં દેશીઓને તેની
ઝુસરી હેઠળ જઇને પોતાનું સ્વતંત્રપ
ણું ખોહી નહી બેસવા સારૂ ઠેકાણે ઠે
કાણે ભાષણો અને વાગ્મજો કરવા મંડી

ગયેલો હતો. પરંતુ પેલા આથીનીઅન, સ્પારટન તથા બીજાં યવનોનાં દહાડાજ પડતા હોવાથી તેઓ તેના કહેવા ઉપર કાંઈ ઝાઝું લક્ષ તો આપતા બેઠા નહોતા. આણીગમથી દરાયશ ખુદ પોતે પણ નભરવશજ પડી રહેલો હતો અને સીકંદરની આ સવારી વીષેની વાત તેના સાંભળવામાં આવી હોય કે નહીબી હોય અને તેના તેવા હેતુ વીષેની જો ખબર પણ તેને પડી ચુકેલી હોય તોબી તે કાંઈ બીધેલો તો નહીજ હોય અને તે વાતને પોતે કુચ્છ બીશાદમાંજ નહી સમજી અને ઈરાનનાં બળ ઉપર મુસ્તાકજ પડી રહીને પોતા તરફથી કશાંબી પગલાં ભરવા માંડેલા નહોતા; જેથી સુસા ખાતે તે પોતે અમસ્થો આળસુજ પડી રહેલો હતો, માટે તેણે દીમાસથીનીસને લાંચ રૂશવત આપીને ઉસ્કેરી મેલ્યો હતો તે વાત કાંઈ આપણા માનવામાં આવી શકે તેવી નથી. એમ તો તેના બાપ ફીલકુસનેબી મારી નખાવવામાં તે બીચારા દરાયશનોબી હાથ હતો; એવોબી દોષ તેનાપર પેલા હસદખોર યવનો જે મેલી ગયા છે તે વીષેનું ખોટારૂં આગળ આપણે સાબેત વટીક કરી ચુકયા છીએ. માટે આ લાંચ રૂશવત વીષેની બીકને પણ આપણે યવન ગ્રંથકારોનું એક જાતનું નાલ્યુંજ કરીને સમજવું જોઈએ. વળી આથીનીઅન, સ્પારટન તથા થીબન અને બીજા યવનો જેમ પારસીઓને પરલોક તરીકે સમજતા હતા તેમજ એ મકદુનીઅનોનેબી પરલોકો તરીકેજ તે જમાનાના સઘળા યવન લોકો ગણીને તેઓનેબી "બારબેરીઅન" એવા તખલ્લુસ હેઠળજ પોતે પીછાનતા હતા. એ તો અણધારવેલો એ નવો પાદશાહ ઈરાન ઉપર ફતેહો ઉપર ફતેહોજ કરતો ચાલ્યો અને ઈરાનીઓનીજ અસલી લડાઈની કુનેહોને પોતેબી અમલમાં આણીને આખું એશીઆખંડ પોતાના બુલંદ એકબાલને લીધે જ્યારે લઈ બેઠો, ત્યારે પોતાની અસલી હસદ અને છીંટને છોડી દઈને એ મકદુનીઅનોનેબી પોતાના નાતીલાઓની સંફમાં હવેથી એ તમામ યવન લોકો ગણવા લાગયા હતા. આથી દીમાસથીનીસે સરવે લોકો સનમુખ એવો બુટો પોતા તરફથી ઉભો કરયો હતો કે ત્રીબાલી લોકો સાથે લડાઈ કરતી વેળાએ પાદશાહ સીકંદર પોતાની આખી મકદુનીઅન ફોજ સીખે મારયો ગયો છે અને તે વાતની જમાનત તરીકે લોકો આગળ એક એવા શખસને તેણે જાગરૂત કરી મેલ્યો હતો કે, જે લોકો સનમુખ પેલી ભરમી જલસમાં એમ કહેતો બેઠો હતો કે, જે લડાઈમાં પોતાની આખી મકદુનીઅન ફોજ સીખે એ પાદશાહ મારયો ગયો હતો તે લડાઈમાં હું પણ પોતે ઘાહેલ અને જખમે થયો હતો. આવા ખોટા હુંકારાથી કહે છે કે, તમામ યવન શહેરો પાછાં મકદુનીઅનોની વીરૂધમાં થઈ બેસીને તેઓની "ગારીસનો" યાને લશકરી ટુકડીઓને ચોતરફથી પોતે ઘેરી નાખવાને મંડી ગયા હતા. આ વાતની ખબર જેવી સીકંદરને કાને આવી પહોંચી કે, તેવોજ તે શુરવીરો એકદમજ યુનાનીઓની ભુમી ઉપર પોતાની આખી ફોજ સીખે તરતજ ઉતરી પડયો હતો. તેઓ તો તેને મુવેલો સમજીને તેની કશીબી ધાસ્તી રાખતાજ બેઠેલા નહોતા, પરંતુ જ્યારે તેઓએ તેને આવી ઝડપમાં પોતાની ફોજ શીખે આવી પહોંચેલો દીઠો; ત્યારે તો તેઓ છેકજ વીસમય પામીને દંગજ મારી ગયા હતા. એ આલમગીર પાદશાહની પુરતી તવારીખ અદયાપી આપણને પતોલોમી (બતલીમુસ) બીન લેગુસ; એરીસતોબયુલાશ; એરીઅન, સ્ત્રેબો, કરસીઉસ, પલુતારક કે આથીનેયુસ જેવા અસલી યવન કે રૂમી નવીશંદાઓનાં પુસ્તકોમાંથી હાથ લાગી શકે છે કે, જેઓપર કલીનતન (જુઓ તેની "ફાસ્તી હેલીનીસી") અને બીજા પાછલા યુરોપીઅન ગ્રંથકારોએ ટીકા સીખે બીજું સારૂં જેવું અજવાળું આપણી સનમુખ કરી દેખાડેલું પણ છે, જેઓનો સમાગમ કરીને આ હેઠલો અહવાલ અત્રે નીપજાવી કહાડેલો છે; પરંતુ તે આગમચ એના મુલકની કદીમ તવારીખપરબી જરાક હેઠળ અત્રે આપણે ફરીને દાસ્તાન લંબાવ્યે:

**માસીદોનીઆ ઈમાથીઆ યાને (મકદુનીઆ) દેશની અસલી તવારીખ વીષેનો કાંઈક જુજ અહેવાલ.**

આ મજકુર સવારીની વેળાએ તેં સીકંદરે પેલા થેસીલીઅનોને પોતાની સાથે સુલેહ સંપજથી નીવડવાની સલાહ આપી હતી કેમકે તેનો બાપ તેઓ સાથે આગળ ઘણીજ લીઆકતથી પોતે વરત્યો હતો; કારણ એ જે તેની રાણી અને સીકંદરની માવતર કોઈએક ઈઆસાઈદાના કુટુંબપરીવારમાંથીજ પોતે ઉતરી આવેલાં હતાં. તે ખાનદાન ઈઆકુસ નામના કોઈક શખસમાંથી અસલમાં પેદા પડેલું હતું, કેમકે તેનો બાપ પીલીઉસ તે હોમરના જણાવેલા આકીલીશ પેહેલવાનનો બપાવો થતો હતો. તે પીલીઉસના બેટા પાઈરૂસ જે ઈપાઈરસના રાજાઓનો મુળ પુરૂષ ગણાતો હતો, તેના ખાનદાનમાંથીજ સીકંદરની માય ઓલીમપીઆ જનમેલી હતી અને તેણીની મોલાસીના દેશાવરના કોઈએક નીઓપતોલીમુસ રાજાની બેટી થતી હતી. (જુઓ, વેતજલ તથા કોરનીલીઅસ નીપોસનો "ફીલકુસ"નો વૃતાંત, બા૦ ૬-૬, પા૦ ૭૪ મું.) પેલા થેસીલીઅનોએ તેની તે વાત ખુશીથી હવેથી કબુલ મંજુર રાખી અને તેનેબી તેના બાપનીજ માફક પોતાનો સરદાર નેમી પોતાના રાજપાટની લગામ તેનેજ સર સોંપી દીધી. આથી તેના હાથમાં ત્યાંનું સઘળું રાજદવારી નાણું તથા આખું મેહેસુલાત ખાતું આવી ગયું હતું. એ પાદશાહનો એક વડવો નામે એમીનતસ જે યુરોપસ નામના કોઈએક મકદુનીઅન રાજાનો બેટો થતો હતો અને પોતે જાતે શેહજોરમાં ખપતો હતો તે પ્રથમમાં પારસીઓની બાંહેધરી હેઠળ આવી પડયો હતો, કારણ એ જે શેહનશાહ દારયવુશ વીસ્તાસ્પ પોતાની સીથીઆપરની સવારી બાદ ઈરાન ભણી જયારે પાછો ફરી ગયો, ત્યારે તેણે બગાબખ્શ (મેગાબીજુસ) ની સરદારી હેઠળ પોતાનાં લશકરની એક ટુકડી થ્રેસ, મકદુનીઆ તથા તેની અતરાફમાં આવેલા પ્રાંતોને પોતાના તાબા હેઠળ કરી લેવાના હેતુથી તે તરફ પોતે રવાના કરી આપી હતી. તે પારસી સરદારે પોતાના આ પાદશાહનો હોકમ તરત બજાવી લાવીને તેને પેલા એમીનતસ રાજા સોઉ સુલેહ સંપજ હવે પછી તે રાજા જાળવી રાખે તે સારૂ હરોળમાં કેટલાએક મકદુનીઅન શાહજાદાને પોતે માંગી લીધા હતા. આ કારણસર જે એલચીઓને તેની તરફ તેણે રવાના કરી આપયા હતા તેઓની આ એમીનતસ રાજાએ પોતે તો સારી કાની પરોણાગત કરી હતી. પરંતુ પેલા પારસી જવાનયાઓ જરાક શરાબની લેહેકીમાં તે ખાનપાનની મજલેસમાં આવી પડયા હતા, તેથી તેઓએ પેલા રાજા એમીનતસ કને એવી અરજ ગુજારી હતી કે આપણી આ દોસ્તી ત્યારે મજબુત ગણાઈ શકે કે, જયારે તમો તમારી તથા તમારા બેટાઓની બાયડીઓ નેબી અમારી સાથે ખાનપાનની મેજ ઉપર પારસીઓની રીતભાત મુજબ શામેલ કરો ત્યારેજ; કેમકે, તેથી એકમેક ઉપર સારી પ્રીત જાગી ઉઠે છે. આથી તે પાદશાહે પોતાના ઘરાનાની તે શાહજાદીઓનેબી તે મેજ ઉપર શામેલ થવાની પરવાનગી આપી; પરંતુ ખાઈ પીને પેલા પારસી જવાનયાઓ જ્યારે મસ્ત થઈ પડયા, ત્યારે શરાબની ઝુમમાં તેઓ પોતાનો દરજજો અને મરયાદા ભુલી જઈને તેણીઓ સાથે જરાક અલપચારી કરવા મંડી ગયા. આથી એમીનતસ જે તે ખાનપાનની મજલેસમાં પોતાના બેટા એલેકઝાનડર સાથે પોતેબી હાજર હતો તેણે પોતાના બાપની વરૂધ વયને લીધે તેને તે મજલેસમાંથી પોતાને ઉઠી જવાની ભલામણ કરી હતી. આથી તે પાદશાહ જ્યારે ત્યાંથી ઉઠી ગયો, ત્યારે તે શાહજાદાઓ પેલી ઓરતોને વધારે તીમતરાક કરવાના બહાના હેઠળ પોતાના ખાસ ઓરડામાં પાછી થોડેક વાર સુધી બોલાવી મંગાવી હતી; પરંતુ તેણીઓને બદલે જવાન ગબરૂ ખુશનુમા પોરયાઓને ઓરતોનો વેશ આપી તેઓના પેહરનોમાં તરવારો છુપાવી રાખીને, જ્યારેબી પેલા પારસી જવાન ઉમરાવો કશીબી અલપચારી કરવા લાગે, ત્યારે તેઓને ઠાર કરી નાખવા

ને પોતે આગમચથાજ તેઓને સમજાવી રાખયા હતા. આથી પેલા સઘળા પારસી અમલદારો તો ત્યાં ને ત્યાંજ પછી કપાઇ મુવા હતા. આણીગમથી પેલા ખેપીઆ ઓ પોતાની છાવણીમાં જયારે જઇ લાગયા ત્યારે માહેલે પેટેનો આ ભરમ પેલા બગાબ ઝ્નૂને કાંઇ માલમબી પડેલોજ નહોતો તેથી તે વીષેનીજુસ્તેજો કરવા તેણે પોતા ના સરદાર બુબારીસને એક નાનકડી ફોજ સાથે મકદુનીઆ ભણી રવાના ક રી આપયો હતો; કેમકે, તેવા નજીવા અને ધીક્કારભરેલા લોકો સાથે લડાઇમાં તે સરદારે પોતે તો માથું ઘા લવા જરાબી ડહાપણ વીચારયુંજ નહો તું. પરંતુ બુબારીસ જ્યારે મકદુની આ ખાતે જઇ પહોંચયો, ત્યારે તે પેલા એમીનતસ રાજાની બેટીપરજ મોહીત થ ઇને તેણીની સાથે પોતે તો પરણીજ બેઠો હતો, જેથી પેલી લડાઇની વાત તો ઠંડીજ પડી ગઇ હતી અને તે બંને સ સરા જમાઇઓ ઓર ઉલટા એકમેકના જબરા દોસ્તો જેવા બની ગયા હતા. હવે બુબારીસ પોતાની આ મોહોરદાર સીખે મકદુનીઆનો પ્રાંત પોતે છોડી ગ યો, ત્યારે પેલો એમીનતસ રાજા પણ મ રણ પામયો હતો. આથી તે પારસી સ રદારના વગ વસીલાને લીધે તે દેશની ગાદી તેના આ બેટા એલેકઝાનડરનેજ સ્વાધીન થઇ ચુકી હતી; જેથી તે દાર યવુશનાં દોરમાં હસીખુશીથી ત્યાંના મ સનદ ઉપર રાજ ચલાવતો જતો હતો, અને એક તોફાની વાયુ પેરે શેહેનશાહ ક્ષારસા ત્યાર બાદ યુનાનની ભુમી ઉપર જ્યારે ઉતરી પડયો, ત્યારે એ નવો રાજા આગળ કહયા પ્રમાણે પારસીઓની બો રદુમાંજ ચુસ્ત પડી રહયાથી, તેને પાદ શાહ ક્ષારસાએ ઓલીમપસ અને હરમુ શનાં પહાડો વચેની સઘળી ભુમી પોતે બખશેશમાં આપી દીધી હતી, જેથી પા રસીઓની મેહેરબાની અને પોતા ની બહાદુરીથી તે એલેકઝાનડર રાજા પો તાના મુલકને હવેથી વધારતોજ ચાલ્યો જતો હતો. ત્યાર બાદ તે દે શની આદી ધારા પ્રમાણે તેના ભાઇ મી નીલીઅસના બેટા એમીનતસને સર જઇ પહોંચી હતી. તે પાદશાહ સરવે કામ

કાજો આટોપી લેવામાં અત્યંત કુશળ ગણાતો હતો; એટલુંજ નહી, પણ સ રદારીનાં ગુણોબી પોતે જાતે સારા જે વાં ધરાવતો હતો. તેની રાણી યુરીદાઇ સને પેટેથી તેને ત્યાં એલેકઝાનડર, પ રદીકસ અને ફીલીપ યાને ફીલકુસ જે વા ત્રણ બેટા અને યુરીનોઇ નામની એક બેટીની વૃદ્ધી થઇ હતી. વળી તે ની બીજી રાણી ગાઇજીઆને પેટેથી આ રકીલેઉસ, આરીદીયુસ અને મીનાલેયુસ નામના બીજા ત્રણ શાહજાદાઓની પણ ઉત્પત્તી થઇ હતી. ત્યાર બાદ તે રાજા ઇલીરીઅન તથા પોલીનથીઅન લોકો સાથે પોતે જબરી લડાઇઓમાં ગુથાઇ પડ યો હતો. તે લડાઇઓમાં તેની બાયડી યુ રીદાઇસનાં મચાવેલાં કાવત્રાં અને તરકટ થી તે રાજા ઓય મારયો જાય તેવી ભ યભીત હાલતમાં એક વેળાએ આવી પ ડયો હતો; કારણ એ જે તે રાણી પો તાના જમાઇ સાથે પરણી જવાની તઇ યારીમાં હતી અને પોતાનું રાજપાટ પોતાના તે યારને આપી દેવડાવવા ની પોતે બાજી રમતી બેઠી હ તી; પરંતુ તેની માવતરની આ વી નઠારી હીનપસ્તીભરેલી અને ઘા તકી વરતણુંક વીષે તે પાદશાહ ની બેટીએ પોતાના બાપ આગળ પે લો માહેલે પેટેનો સઘળો ભરમ ફોડી મારયો હતો, જેથી તે રાજાનો જાન તે વેળાએ બચી શકયો હતો. એમ ઉપરા સાપરી ઘણાએક હાદેસાઓ ખમીને તે રાજા ઘણી વરૂધ વયે પોતે જયારે મર ણ પામયો, ત્યારે તેની ગાદી તેના વ ડા બેટા એલેકઝાનડરના સ્વાધીન હેઠળ ગઇ હતી. રાજપર આવતાંનેજ વાર એ નવા રાજાએ ઘણુંએક નાણું વેરી નાખીને પેલા ઇલીરીઅનો સાથે પોતે સુલેહ કરી નાખી હતી અને તે સુલેહ ચાલુ રાખવા પોતાના ભાઇ ફીલીપને તે ણે તેઓની હરોળમાં વટીક આપયો હ તો. એ ફીલીપ યાને ફીલકુસ તેજ મ હાતમા સીકંદરનો પાછળથી પોતે બાપ થતો હતો. ત્યાર બાદ તેણે થીબન લોકો સાથેબી પોતે સુલેહ સંપજ કરી નાખી હતી અને તેના બદલામાં પોતા ના આ ભાઇ મજકુર ફીલકુસનેજ ત્રણ

વરસ સુધી હરોળમાં આપી દીધો હતો. આથી તે શાહજાદો તે લોકોથી સપર પેહેલી વાર તરબીયત પામવા લાગયો હતો અને યુનાની ભાષાના મુળ અક્ષરોથી તે હેઠ તે ભાષામાં આગળ સુધીની કેળવણી પોતે લેવા મંડી ગયો હતો.

તે શહેર ખાતે વળી લડાઇનીબી અચ્છી તઅલીમો આપવામાં આવતી હતી, તેથી ત્યાંના ઇપામીનોનદસ જેવા ફીલસુફ અને પુખ્ત સરદાર કનેથી લડાઇના હુનરનોબી તેણે સારી પેઠે અભ્યાસ કરયો હતો. ત્યારબાદ પેલા એમીનતસ રાજાએ પોતાની બેવફા રાણી યુરીદાઇસને તેના ખરાબ કામના બદલામાં જે મારી નાખવા કહાડી હતી તેમાં પોતાના ફરઝંદોના સુખચેન સારૂ તે સજામાંથી જે રહેમ નજર કરીને તેણીને છોડી દીધી હતા; તેણીનાંજ પ્રપંચથી આખેરે એ બીચારા એલેકઝાનદર રાજા અને તેના ભાઇ પરદીકસનો પણ ઘાન નીકળી ગયો હતો. એમ એક માવતર આગળ રહીને પોતાના ખરાબ હવસો સારૂ પોતાના પેટના ફરઝંદોને મારી નખાવે તેવા કમકમાટભરેલા દાખલા જવલેજ તવારીખનાં દફતરોમાંથી મળી શકે તેવા છે. જ્યારે તેણીએ પેલા બીચારા પરદીકસનેબી મારી નખાવવા કહાડયો ત્યારે તેનો એકપુરો નાનો બેટો પોતાના બાપનો જાન બચાવવા સારૂ પોતાની બપાઇ આગળ ઘણોબા કળાપીટ કરી પડયો, તોબા તે ઘાતકી અને ખરાબ રાણી જરાબી વવરી કે ચવરીજ નહી અને કશીબી તેનાપર પેલા બચ્ચાંને ખાતેરબી દયા દેખડાવીજ નહોતી. તો જોકે તે નીમખહરામ રાણીનો જાન તેનાં ખાવીંદે તો પેલા પોતાના ફરઝંદોનાં નીભાવ અને બચાવને ખાતેર જે બચાવી રાખ્યો હતો તેનોબી તેણીએ કશો ગોર કે અંદેશો વટીક કરયોજ નહોતો. આમ તે રાજાએ પોતાનાં જવાન ફરઝંદોનાં દીલ નહી દુઃખવવા સારૂ જે મારગ લીધો હતો તે તેને ઘણોજ જેબ આપે તેવોજ હતો. હવેથી તે દેશની ગાદી પેલા પરદીકસનાં તે નાના બાળકનાંજ સ્વાધીન હેઠળ આથી કરીને ઉતરી પડી હતી અને તેના વાલી અને રખેવાળ તરીકે ફીલકુસ હાલતરત તો તે ઓધો પોતેજ કબુલ મંજુર રાખી બેઠો હતો અને લાંબો વખત સુધી રાજદવારી કારોબાર તે બાળકનેજ નામે પોતે ચલાવ્યો ગયો હતો. પરંતુ જ્યારે તે રાજના દુશમનો તે દેશ ઉપર ઉપરાસાપરી સવારીઓજ લાવવા લાગયા ત્યારે પેલા બાળકને હજુ નાનો ધારીને લોકોએ એ ફીલકુસનેજ તે ગાદીનો અખત્યાર પોતાના સ્વાધીન હેઠળ લઇ લેવાની ભલામણો કરવા માંડી હતી, જેથી તે હવેથી મકદુનીઆનાં સીંહાસન ઉપર આવી બેઠો હતો અને અસલધરથીજ લોકો તેનાંથી મહા પ્રાક્રમોની પોતે આશા રાખી બેઠા હતા, કેમકે તે વીષેની તેઓમાં કોઇ એક અસલી દેવતાઇ વાણીબા લોકોમાં મશહુર થઇ ચુકેલી હતી કે પેલા એમીનતસ રાજાનો એક બેટો જ્યારે તે દેશનાં તખતપર આવીને બીરાજસે; ત્યારથી તે દેશનો ઉદય થતો ચાલ્યોજ જશે. રાજની લગામ એમ પોતાના હાથ હેઠળ લેતાંનેજ વાર તે નવો રાજાબા હજુ તો ઘણો ધરાયલોજ નહોતો, જેથી પોતાની માવતરની એક તો બુરી અને ખુની ચાલચલગત અને ચોતરફ દુશમનોના ઉઠી ઉભા થવાથી અને આગલી લડાઇઓથી રાજદવારી તીજોરીનું તળયું પણ આવી ચુકેલું હતું તેથી પોતે ઘણોજ ગભરાટમાં આવી પડયો હતો. આથી તેણે પોતાના જબરા વેરીઓને તો લાંચ રૂશવતો છુટથી આપતી કરીને તેઓને પોતે સમજાવી પટાવીજ લીધા હતા, પરંતુ જે લોકો કે ઘણા નબળાપોચા જેવા હતા તેઓને જીતી લઇને પોતાનાં લશકરનું હેત પોતા તરફ દોરવી લેવાના હેતુથી તેઓપર તો તે એક પછી એક ઉતરી પડવાજ લાગયો હતો. સપરપહેલી લડાઇ તો તેણે આથીનીઅનો સાથેજ ઉઠાવી લીધી હતી, કેમકે ડાયોદોરસ એમ વરણવી ગયો છે (૧૬-૨) કે, તેની સામે તેના ભાઇ આરજીયુસને તેઓએ ઉઠી ઉભો કરીને તેઓની કુમકમાં માનતીઆસની સરદારી હેઠળ પોતાનો એક કાફલો મકદુનીઆ ખાતે તેઓએ રવાના વટીક કરી આપયો હતો. કોઇએક દાવપેચ અને કાવાદાવાથી તેણે તરતજ પેલા આથીનીઅન સરદારને ચીપતીમાં અ

ણી મેલ્યો હતો, જેથી તેની આખી ફોજ તેને હાથે કપાઇ જાય તેવી ભયભીત હાલતમાં આવી પડી હતી. પરંતુ તેમ કરયાથી મબાદા આગળ ચાલતાં તે રાજ સાથે લડાઇનો ભડકો જોશમાં સળગી ઉઠે તેવા વીચારથી તેણે નાખતી નાખીને તેઓને સહીસલામત કોઇબી વેરો તેઓ કનેથી ઓકાવ્યા વીના પોતાનાં દેશ ભણી પાછા ફરવા દીધા હતા. ત્યારબાદ ઇલીરીઅનો ઉપરબી સવારી કરી તેઓના કેટલાએક હજાર માણુસોનો પોતે ઘાન કહાડી નાખીને તેઓનું લારીસાનું ઘણું વખણાયલું શહેરબી પોતાના તાબા હેઠળ કરી બેઠો હતો. પછી એકાએક લુટફાટ કરવાના હેતુથી નહી બલકે થેસીલીઅન લોકોની ઘોડેસ્વાર ફોજને પણ પોતાના બોરડુમાં કરી લેવાના ઇરાદાથી તે દેશ ઉપર ચહડી ગયો હતો અને તે ઓપરબી ફતેહમંદ નીવડી તેઓની ઘોડેસ્વાર અને પાયદળ ફોજોને પોતાનાં લશકરમાં હવેથી આમેજ કરી નાખી હતી, જેથી તે તરફના લતાઓ તરફ હવેથી તે એક અજીત પહેલવાનમાં ખપવા લાગયો હતો. આમ પોતાનો રોબ ચોતરફ બેસાડી મેલ્યા પછી, સીકંદરની માવતર ઓલીમપીઆ સાથે પરણી બેઠો હતો, કે જેણીની આગળ કહયા પ્રમાણે કોઇએક નીઓપતોલીમુસની બેટી થતી હતી કે જે શખસ પાછળથી પેલા મોલોસીઅન લોકોનો રાજા વટીક થઇ પડયો હતો. તે રાણી સ્વભાવે ઘણી આકરી અને તુંદ મીજાજની હતી અને તેણીને નાનપણથી તે દેશના રાજા આરાઇબસે ઉછેરેલી હતી કે, જે તેણીનો પોતે સગો મામો થતો હતો અને તેણેજ તેણીને પોતાની ગાદીને મુસ્તકીમ કરવાના હેતુથી આ ફીલકુસ સાથે પરણાવી આપી હતી. પરંતુ આ સગાઇથી તો પાછળથી તે બીચારાનું સત્યાનાશ થઇ ગયું હતું, કેમકે ફીલકુસ તો તેની ગાદી પોતે આખેરે ચાંપી બેઠો હતો; જેથી તેને બુઢાપામાં પોતાનો દેશ તજી દેવો પડયો હતો અને પરદેશ ખાતે આકેબત તે ઘણીજ ખરાબ હાલતમાં પોતે મરણ વટીક પામયો હતો. આવી નાની ફતેહો ઉપર ફીલકુસને હવેથી વધુ શુર ચહડવા મંડી ગયું હતું, જેથી હવેથી પોતાના બચાવની બાજી તરફથી જીવને ઉઠાડી મેલી તથા તે બાબતને પડતી નાખી તે હવેથી પરલોકોના દેશાવરો ઉપર હુમલો લઇ જવાને પોતે સામર્થવાન નીવડી પડયો હતો. આથી જ્યારે તેણે મીથોનીઅસ શહેર ઉપર ઘેરો નાખયો; ત્યારે દુશમનોના ત્યાંના કીલાની દેવાલો ઉપરથી ચોતરફથી જે તીરો ઉડવા લાગયા; તેઓ માહેલો એક તીર તેની જમણી આંખ આગળ એક સખત જખમ કરી બેઠો હતો; તોબી તે ઘેરો ત્યાંથી તો તે કાંઇ પોતે ઉઠાવી ગયોજ નહોતો અને પોતાના તે હમનબરદો સાથે વધારે જોશથીજ લડતો ચાલ્યો હતો. એમ કરતાં થોડા દીન પછી તેનાંજ તે હમનબરદોએ તેને શરણુ થઇ જઇને સુલેહપર આવી જવાની જ્યારે પોતાની મરજી દેખડાવી; ત્યારે તેઓપર કોપાયમાન થવાને બદલે ઓર તે ઓપર તે રહેમ નજરથી જોવાને મંડી ગયો હતો અને તેઓપર પોતે કશી પાંતીની વીપતી વટીક પાડીજ નહોતી. આમ એ રાજાની કારકીરદી વીષે આપણી તવારીખની મજમુન અને લડીને બેસ્તી આણવાના હેતુથી ઉપરટપકેનો અહવાલ અત્રે દરશાવી રહયા બાદ ચાલો આપણે તેના શુરવીર બેટા સીકંદરનીજ તવારીખને ફરીથી હાથ ધરયે.

ઉપર કહયા પ્રમાણે જ્યારે પેલા થેસીલીઅનો તો સીકંદરની મરજી મુજબ પોતાની રાજીખુશીથીજ તેને તાબે થઇ બેઠા; ત્યારે પેલા આથીનીઅનોનેબી તેમજ કરવાની હવેથી ફરજ પડી ગઇ હતી અને પોતાનાં આગલાં હુલડ સારૂ દલગીરી બતાવી તેની પુશ્તપનાહ હેઠળ જવાને પોતાના એલચીઓને તેની તરફ રવાના કરી આપયા હતા; કેમકે તેઓને તેની સાથે વધુ લડવાની હવેથી તાકત રહેલી નહોતી. તેઓની તે અરજ પોતે અત્યંત ઠપકો આપીને આખેરે કબુલ રાખી હતી. ત્યાર બાદ તેણે થીબસ ઉપર હલ્લો કરયો અને તેઓને એમ કહેવડાવી મોકલ્યું કે, જો તમોબી એમજ સેહેલાઇથી મને તાબે થઇ જશો તો તમારી સાથેબી પેલા આથીનીઅનોની માફક

પ્યારથીજ હું નીવડી પડીશ. પરંતુ તે
શેહજોર લોકોએ તો તેની એ માગણી
બહાલ રાખી નહોતી અને પોતે તેની
સાથે જંગમાં ઉતરી પડયા હતા, જેમાં
તેઓ સજ્જડ હાર ખાઇ બેઠા હતા. આ
થી તે રાજા તેઓ સાથે ઘણીજ નાલા
યક રીતે વરતવા લાગયો હતો અને તે
ઓપર તરેહ તરેહવાર જફા પોતે પાડવા
મંડી ગયો હતો. હવે તેઓનાં શહેર
થીબસનેબી તારાજ કરી નાખવું કે નહી
તે વીશે જ્યારે તેની લશકરી છાવણીમાં
વાદવીવાદ થઇ પડયો; ત્યારે પોતપોતાના
આગલા પાછલા કીનાને લીધે પલાતીઅનો,
થેસપીઅનો, ફોસીઅનો તથા ઓરકોમી
નીઅનો, જેઓ હાલમાં સીકંદરની બાર
ડુમાં આવી પડેલા હતા તેઓએ તો તે
ઓનાં પુરવેધરનાં કોઇ કોઇ વાંક અને
ગુનાહોને જબરૂં મોટું રૂપ આપી દઇ
ને તેઓપર પોતા તરફથી લીઆનતનો
વરસાદ વરસાવવા મંડી ગયા હતા. તે
સાથે જ્યારે પારસીઓએ આગળ યુના
ન દેશનું સ્વતંત્રપણું છીનવી લેવાની
વેતરણો કરવા માંડી હતી: ત્યારેબી તેઓએ
પારસીઓનીજ પક્ષ લેતી કરી હતી: જે
થી આપણાં લોકોએ માહોમાહે અ
સલધરથીજ એવા એકડા કરી રા
ખયા હતા કે આપણે પારસીઓ ઉપર
કોઇબી દીને જો ફતેહમંદ નીવડયા તો
એ શેહરને તો તારાજ કરી નાખયા વી
ના આપણને રહેવુંજ નહી જોઇશે. આમ
સીકંદરનો કહેર તેઓએ તે શહેર ઉપર
ઉસ્કેરવા માંડયો હતો. આથી કલીઆદા
સ નામનો કોઇ એક થીબન જે સીકંદ
રને હાથે હાલમાં કેદ પકડાઇ ગયલો હ
તો, તેને પોતાના શહેરની તરફેણમાં દ
લીલો દેખડાવવા અને રૂજુ કરવાની એ
પાદશાહે હાલ તરત તો પોતે પરવાનગી
આપી હતી; જેથી તે શખસે પોતાની
ભુમીની તરફેણમાં એમ બોલવા માંડયું
હતું કે અમો લોકો તો તમારી ખુદ
પોતાની સાથે જાણીજોઇને કાંઇ લડાઇમાં
ઉતરવા માગતા નહોતા, પરંતુ અમો લો
કોને તો કોઇએ એમ ભમાવવા માંડયા
હતા કે, સીકંદર તો હાલમાં મારયો ગ
યો છે; માટે તેના વારસો સાથે તો આ
પણને હવેથી કશું પણ લગતુંવળગતુંજ
નથી. એવા ખોટા ખીઆલથી અમો લો
કો તમારી ફોજ સામે લડયા હતા; આ
થી અમારા સઘળા શેહજોર પેહેલવાનો
તો હાલમાં બીચારા કપાઇ ગયલા છે
અને જેબી કોઇ બકાત રહી ગયલા છે
તેઓ તો અકસર કરીને બુઢા અને ના
તવાન લોકો તથા રાંડીરાંડ ઓરતો છે;
માટે તેવા નીરબળ લોકો ઉપર ઘાતકીપ
ણું ગુજારવું તે ચાલ મને તો સાહેબ કાં
ઇ પસંદ પડે તેવી નથી. તે સાથે તમા
રે આ વાતબી ધયાનમાં રાખવી જોઇએ
કે, અમારા શહેરમાં યવન લોકોના આપ
ણા કેટલાએક દેવતા જેવા કે બાકસ અ
ને હરકયુલીસેબી પોતે પ્રથમમાં જનમો
લીધા હતા અને તે માહેલા છેલ્લા
દેવતાના ખાનદાનમાંથી તો તમારી
માવતરનું ખાનદાન પણ ઉતરી આવેલું
છે. વળી અમારા દેશાવરોમાંથી આગળ
ઇપામીનોનદશ જેવા ઘણાએક બહાદુર
અને શેહજોર પહેલવાનો અને સરદારો
વટીક ઉતપંન થયલા હતા કે, જેઓ મા
હેલા મજકુર ઇપામીનોનદશે તો તમા
રા પીતાનેબી પ્રથમમાં સારી કેળવણી પો
તે જાતે હાથે આપી હતી, માટે તમારે
તો આ વેળાએ અમારા શહેર ઉપર ર
હેમ નજર રાખીને તેને બચાવી લેવાની
ફરજ છે. તેની આવી કાકલુદી અને અ
રજ સીકંદરના દીલમાં તો કાંઇ ઉતરી
ન હોતી. આપરથી જે યુરોપીઅન ન
વીશંદાઓ કે તેના બુલંદ દીલગુરદા
વીષેના અમસ્થાજ ફાંકા મારતા બેઠા
છે; તેઓના બોલવામાં કેટલું વજુદ હો
વું જોઇએ તે તો વાંચનારાઓએજ પો
તાને મનસે તોલ કરી લેવો જોઇએ.
આખેરે તે શેહેરને તારાજ કરવા અને
ત્યાંના લોકોને ગોલામ તરીકે તેઓનાજ
ખુદ પોતપોતાના ખાનગી દુશમનોને વે
ચી નાખવાનો એ ઘાતકી પાદશાહે હો
કમ આપયો, જેથી પોતપોતાના આગલા
પાછલા કીનાઓને લીધે તે ગોલામોના
વધુ દામો આપીને તેઓના તે ખાસ
દુશમનો ખરીદ કરતા ચાલ્યા અને પ
છી તે બીચારાઓ ઉપર અત્યંત જુલ
મ પાડવા લાગયા; એટલુંજ નહીં, પરંતુ
તેની સાથે ઘણીજ ઘાતકી રીતે પોતે વ
રતવા લાગયા હતા. આવી માઠી ચાલચ

લગતથી આથીનીઅન લોકોનીબી દયાનો
જુસ્સો ઉસ્કેરાઇ આવયો હતો, તેથી તે
ઓએ તો પોતપોતાના શેહેરોના દરવા
જા સાંના પેલા દેશનીકાળ્યાઓ સારૂ હવેથી
ખુલ્લા મેલી દીધા હતા; જેથી સીકંદર
તેઓપર પોતે અત્યંત કોપાય
માન થઇ બેઠો હતો અને તેઓ
ને એમ ધમકી આપવા લાગયો હતો કે
તમારા જબાંદરાજ બોલકડાઓ અને સ
રદારોના ભમાવવાથી તમો વારંવાર જે
હુલડો મચાવ્યા જાઓ છો તે માટે તેવા
શખસોને તમો લોકોએ તરતજ મને સ્વા
ધીન કરી દેવા પડશે. આથી લડાઇનું
મોહુ કાળું કરવા પેલા આથીનીઅનોને
પોતાના સરદારોને તો તરીપાર કરવાની
ફરજે પડી ગઇ હતી; પરંતુ કાંઇક સમ
જુતીથી પેલા જબાંદરાજ બોલનારાઓને
તો સીકંદરે તેઓની ભુમી ખાતે છો
પડતા નાખ્યા હતા; કેમકે, તે મનસે સા
રી પેહે જાણુતો હતો કે હથયાર અને
લશકર વીના એવા લપલપ્યા બોલના
રાઓથી તો મને બીહુવાનું કશું કા
રણુજ નથી. આથી પેલા દેશનીકાલ થયલા
આથીનીઅન સરદારોએ તો જુહડાબંધ
ઇરાનના પક્ષ અંદર ઉતરી પડીને પાદશા
હ દરાયશની ફોજમાં પોતે સારીકાની
ભરતી કરી આપી હતી. હવે તેણે ઇરા
ન સાથે ઝુંબેશમાં ઉતરવા સારૂ પોતા
નું લશકર જમાવ કરવા માંડયું અને
એશીઆ ભણી નીકળી ચાલવાનો નીશ્ચ
ય હરાવ પોતાને મનસે કરી રાખ્યો, ત્યા
રેબી તેણે આતેલશ અને બીજા પોતાની
મત્રાઇ માયને પેટના શાહજાદા અને
સગાંવહાલાંઓનેબી તેણે ઠાર કરવા માંડ
યા હતા અને પોતાના ગેરહાજરામાં જે
બી પોતાના ભાઇઓ કે તેને શેહજોર
જેવા દીસવા લાગ્યા કે, જેથી તેઓ હુલ
ડ કરીને તેની ગાદીને મબાદા આગળ
ચાલતાં છીનવી લે તેવા શાહજાદા
ઓનેબી તેણે તરત જબેજ કરાવી ના
ખ્યા હતા; તથા તેના હાથ હે
ઠળના જેબી રાજા શેહજોરમાં ખ
પતા હતા તેઓનેબી પોતાની ફોજમાં
શામેલ કરી નાખયા હતા અને બાકી
નાં નીરબળ રાજાઓને તો પોતાના દે
શાવરોની તકેદારી સારૂ મકદુનીઆ ખા
તેજ રહેવા દીધા હતા. આમ ઇરાન ઉપર
હુમલો લઇ જવા સારૂ તે એવા વીચાર
પરથી પોતે હાલ તો ઉસ્કેરાઇ પડયો
હતો કે, પારસીઓ તો ઘણીએક સદી
ઓ સુધી આખી દુનયાના રાજપાટોના
ધણી થઇ બેહેલા છે, માટે જેમ એક જ
વાન માણસ આખેરે બુઢો થઇ જાય છે
તેમજ તેઓને હાલમાં બુઢાપો આવતો
ચાલ્યાથી કુદરતના કાનુનો પ્રમાણે તેઓ
ના દીવસો હવે તો ભરાઇ ચુકેલાજ હોવા
જોઇએ. તેમ કરતાં હું જો તેઓને હાથે
મારબી ખાઇ પડીશ તો મારા જેવા જ
વાન અને કડકાં રાજપાટ કનેથી તેઓ
લેવાનાં તે શું હતા; કેમકે, અમો લાંબો
વખત સુધી તેઓના હાથ હેઠળ પડી
રહેલા હોયાથી, પારસીઓ અમારા મુલક
ની સ્થીતીથી તો પોતે સારીકાની રોશન
હોવા જોઇએ. એવાજ ખીઆલથી સર
વે લોભી જવાન ખટપટયા જાણુબાજ
(એદવૅનચરર્સ) પહેલવાના પ્રથમમાં તો
મહા પ્રાક્રમો ઉઠાવવા મંડી જાય છે કે,
જે વીપેના ઘણાએક દાખલા તવારીખો
ઉપરથી આપણને હાથ લાગી શકે છે. તે
માં ફતેહ પામયા તો વાહવા, નહી તો
ખેરસલ્લા; એવા વીચારથી તેઓને એક
જાતનું ગોયા શુર ચહડી આવે છે; કે
મકે, તેવાં કામો ઉઠાવયાથી તેઓને
એકાએક મોટાઇ હાથ આવી જાય
છે. પોતાને ખોહવાનું તો કાંઇજ
નહી હોયાથી, તેઓ જાનપર આવી
જઇને તેવાં મહાભારત કામો પછી ઉઠા
વી લે છે કે, જેમાં કોઇ કોઇ વાર
તો તેઓ બખતાબાજીને લીધે ફાવી પણ
જાય છે, કે જેપરથી અંગ્રેજોમાંબી એ
ક કહેતી ચાલતી આવેલી છે કે "No
venture no gain" યાને એમ પ્રાક્
મો જો આપણે ન કરી દેખાડાવયે તો મો
ટો નફો કાંઇ હાસેલ થઇ શકતોજ નથી.
આથી તેણે સપર પહેલી છેડતી તો ઇરા
ન સાથે એમ છેડી મેલી હતી કે
પોતાની દર સાલની પારસીઓને કાંઇક
મુદતથી આપતી કરેલી ખંડણી તે હવે
થી બંધ કરી બેહે હતો. ત્યાર બાદ
આવા બળવંત રાજ સાથે લડવા શું
શું પલાનો રચવા જોઇએ ને ત્યાં નીક
ળી જવા સારૂ કયા કયા રસ્તા લેવા

જોઇએ, તે વીષેની તેણે પુખ્ત માહેતગારીખી મેળવેલી હોવી જોઇએ; કેમકે, તેની કને તે સારૂ તો જેનોફનનું દફતર પણ પડેલુંજ હતું. તે દફતર તો પરલોકોની આંખો ઉઘડાવવા સારૂ નાનો કુરૂસ પોતાની મુરખાઇથી પોતાના ખાનદાનના વારેસો સારૂ ગોયા એક જાતનો પોતેજ હદયો મેલી ગયો હતો, જેથી તેના બાપદાદાઓની લાંબી મુદતથી ચાલતી આવેલી શહેનશાહતનો પાયો ધસાવી દેવાની પોતે ગોયા બરાબર જોશો તો પેહેલ કહાડી ગયો હતો! અને યવન લોકોને પોતાનાં દેશાવરોનાં તમામ ખુણા ખાંચરાથી તેણેજ તેઓને થોડાં વરસો આગમચ વાકેફગાર કરી રાખયા હતા. વળી આ લડાઇ ઇરાનપર લઇ જવા માટે બીજો વીચાર તેને એવા સબબ ઉપરથી સુઝ પડયો હતો કે, તે તથા તેનો બાપ પોતાનાં દેશમાં ચાલતી આવેલી કોઇક અસલી આગાહી ઉપરથી મનસે એમ સમજતા બેઠા હતા કે ઇરાનનું જબરૂં રાજ અમારાજ ખાનદાનમાંથી કોઇક એવો નર નીકળી આવશે કે, જે લેયા વીના તો રહેશેજ નહી. આથી તો પારસીઓ સાથે છેડતી શોધવાનું સપરપહેલું બી તેણેજ રોપયું હતું; કેમકે, તેણે જ્યારે મીસરને તે રાજથી છુટું પડેલું જોયું અને લાંબા વીલંબ સુધી તે રાજને હંફાવતું દીઠું, ત્યારે તેના મનનો કીનો બી ચવરી આવયો; પરંતુ જ્યારે આરતાજરકસીસ ઓકસ જેવા દીલાવર ઇરાની પાદશાહે પાછું મીસરને પોતાના જબરા હુમનબરદ હુલડખોર મીસરી સરદારો કનેથી તાબે કરી લીધું, ત્યારે ફીલકુસના પરને જરા વધારે ઉખડેલાં જોઇ તેણે તેને એવી તો એક જબરી શીકસ્ત પોતાના સરદારો મારફતથી આગળ કહયા પ્રમાણે આપી દીધી હતી કે, જેથી તે તો. હાલ તરત ચુપજ થઇ બેઠો હતો. એમ કરતાં તેનાં મરણ બાદ તેની ગાદીનો વારેસ તેનો આ નામવર બેટો સીકંદર થઇ બેઠો; ત્યારે તેણે પેલી અસલી આગાહી ઉપરથી ફરીને બીડું ઇરાન સાથે લડાઇ કરવા માટે ઝડપયું; કેમકે, તે જવાનયો પોતાના બાપપર પડેલા આગલા મારથી કાંઇ બીહ ધુજી ગયલો ન હતો, તેજ તેની ખુબી હતી અને તેથી તેણે પોતાના દુશમન અને દરેક કામને ચીવટાઇથી વળગી રહીને તેનું સારૂં જેવું સેવટ લાવવાની તબેહ વીષેની સરવે કોઇને પાછળથી ખાતરી કરી આપી હતી કે મારામાં શું પાણી છે; કે જે વીશેની તવારીખ હેઠળ દરોબસ્ત રીતે દરશાવવામાં આવેલી છે.

જ્યારે તે પોતાનું લશકર એકઠું કરી રહયો, ત્યારે તેઓને કીશતીઓ ઉપર સવાર કરીને એશીઆ ભણી લઇ જાય તે આગમચ ઇરાનના બેહદ દ્રવય અને માલ ખજાનાની લાલચથી સપરપેહેલાં તો તેઓને સારી પેઠે પોતે ઉસ્કેરવાજ મંડી ગયો હતો કે એ રાજને હવેથી તમો લોકો જો સ્વાધીન કરી બેસશો તો તમો બેહદ તવંગર અને દ્રવયવાન થઇ પડશો તેમાં તો કશો શક નથી. આથી તે લોકો સોના રૂપાંની લાલચ અને મોહીનીથી પેલી લાંબી મુસાફરી અને હેજગારી અને બચાં છોકરાંઓ ઉપરના પ્યારથી સદંતરજ વેગળા થઇ બેસીને ગોયા મનસે બેહદ ઉસ્કેરાઇ પડયા હતા કે, એ લડાઇમાં જો આપણે ફતેહ પામીશું તો અત્યંત માલ ખજાનો આપણે હાથ આવી જવા વીના તો કાંઇ રહેશેજ નહી કે, જેથી આપણને આપણા ગરીબડા દેશમાં પછી મોજશોખ કરવાને પુષ્કળ અવકાશ આગળ ચાલતાં હાથ લાગી શકશે. આમ તેઓને લાલચમાં નાખી અને આશાઓ આપીને પોતે અત્યંત શુરપર લાવી મેલી, પેલી કીશતીઓ ઉપર પછી સવાર કરવા માંડયા હતા; પરંતુ તે કામ તેઓ આરંભે તે આગમચ તેણે પોતાના બારે દેવતાઓ સારૂ યજ્ઞ કુંડો ઉભાં કરીને તેઓ સનમુખ એવી આરાધનાઓ કરવા માંડી હતી. કે, અરે ઓ દેવતા તમો મને આ કામમાં જશ આપજો; કેમકે, ઇરાને અમો લોકોને ઘણુંક સુધી વારંવાર ઘણાજ સતાવેલા છે, માટે તમો અમો લોકોને હવેથી તેઓપર ફતેહ અને ફીરોઝમંદી આપીને શેહજોર કરજો કે, જેથી અમો અમારો તેઓપરનો આગલો પાછલો કીનો લેવાને સામરથવાનજ નીવડી શ

કર્યે. ત્યાર બાદ તેણે પોતાની મ
કદુનીઆ અને આસપાસના દેશા
વરો ખાતેની તમામ ખાનગી માલમી
લકતો પોતપોતાના દોસ્ત આશનાઓમાં
વેહેંચી આપવા માંડી, એવું કહીને કે મને
એશીઆ ખંડનોજ ખજાનો હવેથી પુરતો
અને બસ થઇ પડશે કે, જેથી મારા
દેશોના ખજાનાની મને હવેથી કંઇબી ગર
રજ તો રહેશેજ નહી; તો જોકે તેણે હજુ
તો ઇરાન દેશનું મહોડું વટીક જોયલું
જ ન હતું. હવે જ્યારે હેલેસપોંતનો દ
રયો ઓળંગાવીને એશીઆ ખંડમાં પો
તાનાં લશકર સાથે સહીસલામત આવી
પહોંચયો, ત્યારે તેણે ત્યાંની ભુમી ઉપર
સઉપરપહેલાં તો પોતે એક તીર ફેંકયો
અને નાચતો કુદતો પોતાનાં બખતર
અને હથયારો સાથે આરસ્તા થઇને તે
ઉપર પોતે પોતાની કીશતી ઉપરથી કુદી
પડયો, એવા વીચારથી કે એ ભુમીજ
ગોયા હવેથી મારી થઇ પડેલી છે. એમ
તે લશકરની કલબગાહોમાં પોતાના બા
જુબંધો અને શરીરને નવી પરણેલી કુમા
રીકાઓ માફક ખુશનુમા બનાવીને જે
વારંવાર ઉતરી પડતો હતો, તે વાતને
શાએર નીઝામીબી પોતાના સીકંદરના
મામાં ટેકો આપી ગયો છે અને કહે
છે જે:—

"એકલ્બ અંદર ઇસકંદરે ફીલકુસ,
જુનાહે બર આરાસ્તે ચું નોઅરૂસ."

ત્યાર બાદ વળી તેણે દેવતાઓ સારૂ
કુરબાનીઓ કરવા માંડી અને તેઓ કને
એવા પ્રાર્થનાઓ ગુજારવા લાગયો કે અરે
ઓ દેવતાઓ, તમો મારી તરફેણમાં એવો
રસ્તો લેજો કે જેથી આખો એશી
આ ખંડ મને ખુશીથી પોતાના રાજા તરીકે
હવેથીબહાલ રાખી બેસે. વળી જે પહેલવા
નો કે ત્રોએના નામીચા જંગની વેળા લશકર
ની ગીરદીમાં મારયા ગયા હતા તેઓની
નઇયતે તે (ત્રોયના) શહેર ખાતેજ પોતે
આવી પહોંચિયા બાદ તેઓની કબરો
આગળ ભણતર ગણતર કરવાનો હોકમ
વટીકબી તેણે આપયો હતો. ત્યાંથી તે ઇ
લીઅમનું શેહેર વટાવીને આરીસબીના
શેહેર ખાતે આવી લાગયો, જ્યાં કે હેલેસ
પોંતનો દરયા ઓળંગાવીને તેનું લશકર
હાલમાં આવીને તઇયાર તથા જમાવજ થઇ
પડેલું હતું. ત્યાંથી એકજ દીવસમાં તે
પરકોટ થઇ લામશેકસ ખાતે આવી
લાગયો અને પ્રાકતીયુસ નદી આગળ
જરા વીસામો લઇ તે નાળું ઓળંગા
વી પોતે કોલોનાઇના શેહેરને માર
ગે હરમોતસ ખાતે આવી પ
હોંચયો. ત્યાંથી તેણે પોતાના જાસુ
સોને ચોમેર દોડાવી મેલ્યા અને તે પ
છી પોતે પોતાના દુશમનોની શોધમાં તે
ઉતરી પડયો: પરંતુ તે પુરવે તેણે પોતા
નાં લશકરને એવો હોકમ આપયો હતો
કે ત્યાંના કોઇબી શહેરને તેઓએ લુટ
વું જ નહી, કેમકે તે તો આપણી મીરા
સ આગળ ચાલતાં થઇ પડશે; જેથી આ
પણાજ માલને આપણે લુટવો તે કાંઇ
વાજબી તો કહેવાઇ શકાય નહી. એવો
તેઓને સબ્બારો હાલ તો તે આપ
વા મંડી ગયો હતો, એમ કોરની
લીઅસનીપાસ પોતે બોલી ગયો છે.
(જુઓ, તેની ચો૦ ૧૧ બા૦ ૬ ઠાનું
પા૦ ૯૫ મું, અંગ્રેજી તરજુમાનું.) તેની
કને તે વેળાએ ત્રીસથી તે ચોત્રીસ હ
જાર ચુનંદા પાયદલ સેપાહો, સાડાચાર
થી તે પાંચ હજાર ઘોડેસ્વારો તથા એ
કસો બેયાસી જંગી જહાઝો હતા; એમ
દાયોદોરસ (૧૭–૧૭); જસ્તીન (૧૧–૬)
તથા પલુતારક ("સીકન્દર" ૧૫) આ
પણને જણાવી ગયા છે. તેટલાં જુજ લ
શકરથી તેણે આખી દુનયા જીતવાનો
જે મનસે ઠરાવ કરયો હતો, તેજ ઘણી
અજાએબ જેવી વાત હતી; જેથી તેને
પોતાનાં બળ ઉપર કેટલો જબરો વીશ્વા
સ હોવો જોઇએ તે સ્પષ્ટ રીતે માલમ
પડી આવે છે. તેમજ એક વેળાએ સર
આરથર વેલ્સલી (ડયુક ઑફ વેલીંગટન)
પણ હોલકર કે સીંધીઆની ત્રીસથી
તે ચાળીસ હજાર જેટલી ફોજ ઉપર પો
તાની કને ફકત પાંચ હજાર જેટલીજ
નાની ફોજ હોયા છતાંબી ઉતરી પડી તે
ને સદંતરજ હરાવી શકયો હતો, જેથી
તેની આવી હુલડાઇભરેલી ચાલ સારૂ
"કોર્ટ ઑફ ડીરેકટર" તરફથી જબરો
ઠપકો આપવામાં આવયો હતો. આવી
ભયભીત લડાઇ સારૂ તેણે પોતાના સેપા
હોને જ્યારે એકઠા કરવા માંડયા, ત્યારે

તેણે પોતાની સાથે બીનઅજમાયશવાળા કાચા સેપાહીને તો લીધાજ નહોતા, તો જોકે તેઓ તો ઘણાજ મજબુત અને પાહવન જવાનયાઓમાંજ ખપતા હતા. તેના બાપ કાકા જેવા કે ફીલકુસ અને તેના ભાઇ એલેકઝાનડર તથા ૫ રદીકસ સાથે જે સેપાહી કે આગળ ઇ લીરીઅનો સાથે ઘણી બહાદુરીથી લડયા હતા તેવાજ કારઆઝમુદે અધીર વય ના સેપાહીને તેણે પોતાની આ ફોજ સારૂ પસંદ કરી રાખેલા હતા કે, જેઓ માહેલો દરેક શખસ ગોયા સરદારનેજ લાયકનો ગણાતો હતો. તેઓપર મુકરર કરેલા દરેક અમલદારો સાઠ વરસની તો અંદરનાજ નહોતા કે જેઓ લડાઇ ઓમાંથી પાછા હઠી જાય અને નાસભા ગ કરવાને મંડી જાય તેવી ખાસીયત જરાપણ ધરાવતાજ નહોતા અને પોત પોતાનાં બળ ઉપરજ અત્યંત મુશતાક રહેતા હતા.

તેનો હમનબરદ ઇરાનનો પાદશાહ તો આ લડાઇ કુચ્છ બીસાદમાંજ નથી એ વા ખીઆલથી પોતાનાં આગલાં પારસી બળ ઉપરજ સાબેત કદમ રહીને શાંત જ પડી રહેલો હતો અને કશી તરેહની પોતે તઇયારીઓ કરતોજ બેઠેલો ન હતો. ઉપર કહયા પ્રમાણે કાદુશીઅનો જેવા જંગી લોકો ઉપર તે જે આગળ ફાવી ગયો હતો તેથી તેબી પોતે બહાદુર સ રદાર તરીકે તે ઇરાનીઓમાં ખપતોજ હતો. જાતે શુરો તથા હીંમતે પુરો ત થા મેહેનતુ અને લશકરની હેજગારીઓ ખમી શકે તેવો ખડતલ હોયાથી તે લ ડાઇનાં ગુણો કે દાવપેચોમાંબી કાંઇ ઘ ણોજ ખાંડયો જાય તેવો તો નહીં હતો. પરંતુ હીન નસીબનો હોવાથી તે વાર વાર પોતે ધચુપચુ મનનો થઇ પડતો હ તો; જેથી ઇરાનીઓએજ તેને કોદોમાનુ શ એવું નામ આપેલું હતું. શરીરે વ ળી બેહદ ખુશનુમા અને સરોકદ જેવો ઉંચો અને મીજાજે ઘણોજ ઠંડો અને લાયકીવાળો હોયાથી તેની રઇયત પણ તેનાપર અત્યંત મઘનજ રહેતા હતી. ક હે છે જે તે તથા સાસાની પાદશાહ શા હપુર ૧ લો જેણે રૂમના શેહેનશાહ વે લીરીઅન ઉપર જબરી જીત મેળવીને પો તે તેને ઇરાન ખાતે કેદી તરીકે પકડી ગયો હતો તે બંને જણા જેવા ખુબસુ રત પાદશાહો ઇરાનનાં તાજ તથા તખ્ત ને અદ્યપી કોઇ કાળે પણ જેબ આપીને આરાસ્તા તો કાંઇ કરી ગયલાજ નથી. એવા એવા નેક ગુણો ધરાવ્યા છતાંબી ઇરાન ના તખત ઉપર છેક ઘણોજ અસુરેથી આવી બેઠાથી તે પોતે તો કાંઇ કાંઇ કાં દા કહાડી શકયો ન હતો અને ઓર ઉલ ટું પોતાનું રાજપાટ ખોહી બેઠો હતો. જેથી અફલાતુનના શબ્દોમાં જો બોલ્યે તો કુ દરતે તેને ગોયા છેક પાછળથી આ જ ગતમાં જનમ આપયો હતો; કેમકે તે જો ઇરાનના ચહડતા કાળની વખતે પેદા પડયો હતે તો તેબી ઘણો નેક અને આદેલ તથા માયાળુ પાદશાહોમાં તો ખપયા વીના રહેતોજ નહી. ફીરદોસી પણ અફલાતુનની માફક સાસાની વંશના છે લ્લા પાદશાહ યઝદેજરદ કનેથીબી એમ જ શોક અને રૂદન કરાવે છે કે,

"બારે નઝાદી મરા માદરમ:
નગશ્તી સેપેહરે બુલંદ અઝબરમ."

યાને અરે ઓ માય તેં મને જો જનમ આપયો નહી હતે તો કેવું સા રૂં થતે, કેમકે ત્યારે આ બુલંદ અને ફ રતું આસમાન મારાપર રૂઠીને મારી ક નેથી ઇરાનનું રાજપાટ ઝુંટાવી લેતેજ નહી. જેવો એ પાદશાહ બુલંદ દીલ ગુરદાવળો, સ્વભાવે રાંક અને નેક ખસલ તવાળો ગણાતો હતો, તેવોજ તે સાથે નસીબનોબી જો જોરાવર હતે તો એનો બરોબરીઓ રાજા કવચીતજ ઇરાનીઓ ને મળી ગયલો કરીને આજબી કહી શ કાતે; પરંતુ ફરતુંજ આસમાન એવા નેકબખ્ત પાદશાહ ઉપર રૂઠયાથી, આ વી બુલંદ શહેનશાહત ખોહી બેસવામાં તેનો કશો ઇલાજ કે ચારો રહેલો નહો તો, તો જોકે તે ખુદ પોતે તો સીકંદ ર સાથે પુર જોશ અને બહાદુરીથીજ લડ યો ચાલ્યો ગયલો હતો. તેનાપર લશક રી કવાયદો કે જુકતીઓમાં કાચો છે એ વો આરોપ એરીઅન ( ૩–૨૨ ) તથા ક્રાૅત જે મેલી જાય છે તે વાતને ફીરદો

સીપરથી તો કાંઇ પુષ્ટી મળી શકતી નથી; કેમકે તે શાએર એમ સાફ લખી જાય છે કે જ્યારે તેનું એશીઆ ખંડનું લશકર અરબેલાની જબરી શીકસ્ત બાદ છેક નાહીંમત થઇને નાહાસભાગમાં પડી ગયું, ત્યારે તોબી એ દરાયશ લડવામાંજ ખુદ પોતે મશગુલ થઇ પડેલો હતો. ગ્રોત તો તેનાપર હીચકારાપણાંનોબી કલંક લગાડી જાય છે કે જે વાતને કેનન રોલીનસન જેવો પાછલો તવારીખ નવીશ વટીક ટેકો આપી જતો નથી. (જુઓ તેની "પાંચમી મોનારકી" વા૦ ૪ થાને પા૦ ૫૪૨ ની નોટ ૧૬ મી) હવે જ્યારે એના તખ્તનશીન થવાની થોડુંકજ પુરવે ફીલકુસને ચીરોનીઆની લડાઇ બાદ આખાં યુનાન દેશે પોતાનો પેશરોજ કબુલ મંજુર રાખયો અને તેની થોડીકજ ફોજ એશીઆના કોસ્ટા ભણી ડાયોડોરસના કહેવા પ્રમાણે (૧૬: ૯૧, ૨) પોતાના બચાવ ખાતેર ઉતરી વટીક પડી ત્યારે તે પાદશાહની નીષ્ટા હજુ ઇરાનપર સવારી લઇ જવાની તો હતીજ નહી અને પોતેબી પોતાના આગલા અનુભવ ઉપરથી ઇરાનનાં બળથી સારી પેઠે માહીતગાર અને ડરતોજ હોયાથી આપણો આ પાદશાહબી પોતાના દેશ ખાતે નભરવશ હાલતમાં પડી રહેલો હતો અને કશાબી પાંતીના તઇયારીઓ કરવાને તેને અવકાશજ મળેલો ન હતો. એટલામાં ફીલકુસને તો તેનાજ કોઇ યવન નાતીલાએ ઠાર કરી નાખ્યો જેથી તેની ગાદી ઉપર તેનો આ શેહજેર બેટો સીકંદર જે હવેથી ચહડી બેઠો હતો અને ઉપર કહયા પ્રમાણે પોતે તેને દફનાવવાની ક્રીયામાં ગુંથાયલો રહેલો હતો, ત્યારેબી તેને મળી ગયલી આવી થોડીક મેહતલ અને તકનોબી તેણે પોતાના બચાવ ખાતેર સારો ઉપયોગ કરેલો ન હતો અને લશકરની જમાબંધી કરવાથી ગાફેલજ પોતે પડી રહેલો હતો. તેમાંબી આપણે એ પાદશાહનો કશો વાંક કહાડી શકતા નથી, કેમકે સીકંદરના લડાયક ગુણોની અધ્યાથી કોઇને ખબર કે પીછાન પડી ચુકેલી નહોતી અને તેઓમાંજ ગાદીના વારેસ સારૂ માહોમાહે ઝગડો જાગી ઉઠયો હતો તેથી મકદુનીઆવાળો એ નવો રાજા ઇરાનપર ચહડી આવશે કે નહી તે વાતનીબી કોઇને કશી ખબર કે માહીતગારી તો હતીજ નહી. તે સાથે વળી તે ઘણોજ નાહનો હોયાથી દરાયશ તો પોતાનાં આગલાં ઇરાની બળપરજ નભરવસ પડી રહીને કશોબી દાવપેચ કે પ્રપંચ રમતો બેઠો નહોતો. તેને ઠેકાણે આર તાજરકસીસ ઓકસ જેવો દીલાવર પાદશાહ જો અદયાપી જીવતો હતે તો તે સીકંદરના યુરોપના દુશમનો સાથે મળી જઇને ઇજીઅનનાં દરયાની પેલી પાર લડાઇઓ જગાડી મેલીને તેને અત્યારમાં ટુંકેથી તેના બાપની માફક ડાહામી દીધો હતે. એટલામાં થરેસક ઇલીરીઆ અને બ્યઓસીઆનાં પ્રાંતો ખાતે તેની ઉઠાવેલી લડાઇઓમાં તે પોતાની "ફેલનકસની" નવી લડાઇની યુકતીઓથી જ્યારે પોતે ફાવતો ચાલ્યો અને તેની સરદારીનાં ગુણોનીબી સારી અસર થઇ પડી ત્યારે દરાયશનીબી આંખ હવેથી ઉઘડી ગઇ હતી કે, આ મારો નવો ઉભો થયલો હુમનબરદ કાંઇ જેવો તેવો પુરૂષ તો હોવો નહી જોઇએ. આથી તે મનસે હવેથી જરાક ડરવા લાગ્યો હતો અને લશકરની જમાબંધી કરવાનું કામ આગળ પોતે જે થોડુંક સુધી પડતું નાખી બેઠો હતો તેમાં તેણે હવેથી બેહદ ઝડપ કરવા માંડી હતી; (જુઓ ડાયોડોરસ ૧૭; ૭, ૧ થી ૨) જેથી લડાઇના એક કાફલો તો શીતાબીથી ઉભો થયો હતો અને ઇરાનમાંથી ચુનંદા મીદી હીરકેનીઆન, બાખત્રીઆન, પાફલેગોનીઆન, કાપાદોકીઆન તથા પારસી સેપાહોને એકઠા કરી નાખી ને એશીઆ માઇનરના સુબાઓની કુમકે પોતે જલદીથી દોરાવી વટીક મેલ્યા હતા. (જુઓ ડાયોડોરસ ૧૭; ૧૯) વળી પોતાના માહેલાં પ્રાંતના સુબાઓ ઉપરબી વીસ હજાર ભાડુતી જાણુબાજ અને હીંમતવાન સેપાહોને તરતજ મોકલાવી આપવાનું સુસા ખાતેથી ફરમાન નીકળી ચુકયું હતું એમ એરીઅન આપણને જણાવી ગયો છે. (જુઓ તેની "સીકંદરની સવારી"નો અહવાલ ૧; ૧૪)

તેમજ તેણે લેસીદીમોનીઅનો તથા બીજા યવન લોકો જે તેની વીરૂધમાં હતા તેઓને પોતાના દેશમાંજ તેની સામે બળવો ઉઠાવી પાડવા સારૂ નાણાંની પણ મોટી રકમો મોકલાવી આપી હતી. (જુઓ એરીઅન ૨; ૧૪) અને મેનતરના ભાઇ રોહોદના ટાપુવાળા પેલા પુખ્ત અને જાણીતા સરદાર મેમનોનેબી જે બી યવન સીપાહીઓ કે ઇરાનની નોકરીમાં હતા તેઓની સરદારી આપીને હેલેસપોંતના દરયા ભણી શીતાબીથી પોતે દોરાવી મેલ્યો હતો અને તેને એવો હોકમ આપયો હતો કે ત્યાં જઇને ત્યાંના પેલા પારસી સુબાઓ જેવોજ સમાનપદ લઇને તે સઘળાઓએ એકમેકની સલાહ સીખે લડાઇનું કામ પુર જોશથીજ આટોપ્યા જવું જોઇશે. એમ ડાયોડોરસ આપણને જણાવી ગયો છે. (૧૭; ૭, ૩) આથી કહે છે જે સપરપેહેલાં તો ફતેહની દેવીઓએ પારસીઓનીજ કુમક કરીને તેઓને ગોથા ભુલાવામાંજ નાખી દીધા હતા કેમકે મેમનોને તો તે તરફ જઇને એશીઆ માઇનરનાં પ્રાંતના વાવ્ય દીશા ભણીનાં દેશાવરોપરજ પોતે ધમાલ નાખી પડવાને સામરથવાન નીવડી પડયો હતો. તેણે સપરપેહેલાં તો સીજીકસનાં શેહેર ઉપર હલ્લો કરયો અને તેને જીતી લેવાનીબી પોતે તઇયારીમાં હતો, પરંતુ ત્યાંની દેવાલોની બાહેરની ભુમી તથા બાગ બગીચાઓમાંથી તેને પુષકળ લુટ જે મળી ગઇ હતી તે લઇને હાલ તરત તો તે પોતે સંતોષ પામી બેઠો હતો. વળી પીતાનેનાં શેહેર ઉપર સીકંદરનો સરદાર પારમેનીઓ જે હાલમાં ઘેરો નાંખી પડયો હતો તેને તે ઘેરો ઉઠાવી લેવાનીબી પોતે ફરજ પાડી હતી અને તેની સાહેતામાં કેલાસનામનો કોઇ એક બીજો મકદુનીઅન સરદાર જે ઉતરી પડયો હતો અને ઇરાની ફોજ સાથે ખુલ્લાં મેદાનમાં પોતે લડવા મંડી ગયો હતો, તેણે તો તે પારસી ફોજથી જબરો માર પોતે ખાધો હતો; જેથી તેને રોહતીયુમનાં શહેર ખાતે નાહાસી જઇને તે શહેરની પુસ્ત પનાહ હવેથી લેવી પડી હતી. ( જુઓ ડાયોડોરસ ૧૭; ૭, ૮ થી ૧૦.)

આવી આવી ફતેહોથી પેલા પારસી સુબાએ હાલતરત તો પેલા મકદુનીઅનોને કુચ્છ બીસાદમાં ગણવા માડયા નહોતા અને બીજા યવનો જેવાજ તેઓનેબી પોચા સમજીને તેઓથી બીહવાનુંબી પોતે મેલી દીધું હતું; કેમકે, એક સદી કરતાં વધુ સુધી તેઓ પેલા યવનોનેજ જે હંફાવતા ચાલ્યા હતા તે વાત તેઓનાં મનમાં પાછી તાજીજ રમી રહેલી હોયાથી તેઓ સીકંદરની આ સવારીને પેલી આગલી થીમબરોન તથા એજીસીલેયુસની સવારીઓ માફકનું બીન નતીજા જેવુંજ રૂપ આપીને તેનેબી તેઓ તેમજ સમજવા મંડી ગયા હતા. આ પરથી કોરનીલીઅસનીપાસ તો એમ આપણને જણાવી જાય છે કે તેઓએ હવેથી એશીઆના કોસ્ટા ઉપર પેલી સીકંદરની ફોજને ઉતરવા નહી દેવા અને હેલેસપોંતના દરયા આગળ તેને રોકી રાખવાના કશાંબી પ્રપંચો પોતે તો રમવા માડયા ન હોતા; કેમકે, પાદશાહ દરાયશ પોતાનાં બળપરજ મુસ્તાક હોયાથી ચોરીછુપીના એલાજો કામે લગાડવાની પોતે તો કેવળે વીરૂધમાં હતો, તેથી પોતાની સરહદ આગળથી તેઓને આમ હાંકી કહાડવાની તરફેણમાં તે તો ન હોતો; પરંતુ પોતાના દેશમાં તેઓને પેસવા દઇને પછી સામસામે લડીને તેઓને હાંકી કહાડવાના વીચારમાં વધારે બહાદુરી જેવું કામ છે એમ તે પોતે મનસે સમજતો બેઠો હતો. તેણે જાલેજરની રૂસ્તમને આપેલી માયાકુળ શીખામણપર કશું ધયાન આપયું ન હોતું તેજ તેણે મોટી ચુક કરી હતી; કેમકે:—“ દુશમેન નતવાન હકીરો બીચારે શમુરદ ” યાને દુશમનને નાતવાન કે બીચારો સમજી આપણને નભરવશ રહેવું તેમાં કાંઇ દુરઅંદેશી કે શીઆનપત તો છેજ નહી. તે બીના તેનાં ધયાનમાંથી આ વેળાએ સદંતરજ નીકળી ગઇ હતી. આથી પોતાની ફોજની બોહોળી સંખયા અને બીજું તો તેઓનાં અસલી જબ્બરાં બળ ઉપર નભરવશ રહીને તેણે પોતાનો નસીબો હવેથી આ દરાસ્તીઆનાં મેદાનમાં અજમાવી જોયો કે જયાં આગળથી ગ્રેનાઇકસ નામની એક

નદી જે પસાર થઇ જતી હતી તેથી તવારીખનાં દફતરોમાં એ સપરપેહેલી લડાઇ ગ્રેનાઇકસની લડાઇ એવાં નામ હેઠળ અદયાપી મશહુર થઇ ચુકેલી છે. એ જંગ જ્યારે એ બંને હમનબરદો વચે સળગી ઉઠયું, ત્યારે તે બંને તરફ લશકરની ગોઠવણો કેવા પ્રકારની હતી તથા ત્યાં બીજા શું શું સંજોગો બની ગયા હતા તે વીષેનો દરોબસ્ત અહવાલ આરીઅન જેવો સીકંદરનો એક ખાસ પુજારો નીચે મુજબ દરશાવી જાય છે. તે કહે છે જે ઇ૦ પુ૦ ૩૩૪ માં સીકંદર જ્યારે હેલેસપોંતના દરયા આગળ આવી પહોંચયો ત્યારે ત્યાં અરસામીસ, રીહોમીથરીસ, પીતાઇનસ અને નીફાટીસ જેવા પારસી સરદારો તો પડેલા હતા અને તેઓની સાહેતામાં લીદીઆ અને આયોનીઆનો હાકેમ સ્પીથીરીદેતીસ તથા હેલેસપોંતની નજદીકનાં પ્રાંત આગળનાં ફરીજીઆનાં દેશાવરો ખાતેનો સુબો અરસાઇતીસ પણ ત્યાં હાજર હતો. તેઓ તે વેળાએ પારસી ઘોડેસ્વાર અને યવન લોકોની ભાડુતી ફોજો સીખે જીલાઇઆનાં શહેરનાં મેદાન ખાતે છાવણી નાંખીને પડેલા હતા અને લડાઇમાં હવેથી કેમ ઉતરવું તે વીષે જયારે પોતપોતામાં મસલહતો કરતા બેઠા હતા ત્યારે તેટલામાં કોઇએ આવીને તેઓને એમ ચેતવણી આપી હતી જે સીકંદર તો હેલેસપોંતનો દરયા પસાર કરી આવીને એશીઆમાં પોતાનો પગ વટીક મેલી ચુકયો છે, તો જોકે તે વેળાએ સીકંદર થાને પારસીઓ કને દરયાઇ બળ વીશેષ હોયાથી તેઓ જો ચાહતે તો તેને તે દરયો ઓળંગવાબી નહી દેતે; પરંતુ હજુર પોતાનાં બળ ઉપર મુશતાક હોયાથી તેઓએ તેવાં પગલાં વટીક ભરયાં નહોતા. વળી તયાં તે વેળાએ પેલો રોહદવાળો બહાદુર યવન સરદાર મેમનન પણ હાજર હતો કે જેને પોતાનાં દરયા કીનારેનાં શહેરોને મકદુનીઅનોનાં હલ્લામાંથી બચાવી રાખવાના હેતુથી પાંચ હજાર યવન સીપાહીઓ સીખે આગમચથી પાદશાહ દરાયશે ત્યાં મોકલાવી આપેલો હતો કે જેણે સીકંદર આવી પહોંચે તે પુરવે તો આગળ જણાવયા પ્રમાણે તેના પારમીનીઓ અને કેલાસ જેવા બે શુરા સરદારોને એશીઆ ખંડમાં વધુ આગળ પેસ્તાં જબરી શીકસ્તો આપીને હાલ તુરત તો પાછા હઠાવીને અટકાવી રાખયા હતા. (જુઓ, ડાયોડોરસ ૧૭–૭.) તે યવન સરદારે પેલા પારસી સરદારોને હવેથી એવી સલાહ આપવા માંડી હતી કે સીકંદર ખુદ પોતે ત્યાં હાજર હોયાથી અને આપણા થાને તેની કને પયદલ ફોજબી વધારે જબરી છે તેથી આપણે તેની સાથે આમણુસામણુ લડાઇ કરવામાં તો ફાવી શકીશું જ નહીં; કેમકે, આપણે માથે પાદશાહ દરાયશ તો કાંઇ અત્રે હાજર નથી. માટે મારી સલાહ તો તમને એવી છે કે આપણે પોતાને હાથે આપણા શહેરોને તો તારાજ કરી નાખીને સઘળા ખેતરોને ઘોડાની નાલોથી છુંદાવી દઇને પછી સળગાવી દેવાં જોઇએ કે, જેથી એક તો એ જે તેની ફોજ ભુખમરાથી આજેજ થઇ પડશે અને બાજું તો ચોતરફથી તે ઘેરાઇ પણ જશે જેથી તેને આપોઆપ યુરોપી ભણી છું હઠા જવા વીના છુટકો રહેશે નહીં. તે સાથે વળી આપણને તેના ઠેઠ મુલકવેર ધસી જઇને તેનો દુંબાલો પકડવાને પછી તેથી સવળ પણ થઇ પડશે, એવીબી સલાહ તેણે તેઓને આપી હતી એમ ડાયોડોરસ વરણવી ગયો છે. (૧૭–૧૮.) પરંતુ તેની આવી માયાકુળ યોજના અરસાઇતીસને તો કેવળે ગળે ઉતરી શકી નહી અને તે મીજલસમાં તે પોતે તો એમજ બોલી ઉઠયો જે મારી ખુદ પોતાની રઇયતના એકબી ઘેરને હું તો બાળી ભસ્મ કરવાને જરાબી હોકમ આપીશજ નહી. તેના આ વીચાર સાથે બીજાબી પારસી ઉમરાવો એકમત થઇ પડયા હતા; કેમકે, એક તો એ જે તેઓ સીકંદરના સરદારોનાં ગુણોથી અદયાપી બીનવાકેફ, બીજું તો એ જે તેઓ પોતાનાં બળપર જ મુશતાક રહેલા અને ત્રીજું તો અદેખાઇના મારયા પોતાને મનસે તેઓ એમજ સમજતા બેઠા હતા કે એમ કરીને મમનન પાદશાહનો માનીતો થવા અને માન ખાટી જવા એ લડાઇને વ

ધુ વાર વેર લંબાણુપર નાખી દેવા માગે છે. પલુતારક એમ કહે છે જે ( જુઓ તેનો "સીકંદરનો વરૂતાંત "–૧૮.) આવી મોતેબર સલાહ પ્રમાણે પેલા સરદારો અને પાદશાહ દરાયશ ખુદ પોતેબી જો ચાલયો હતે અને તે પછી પેલા યવન સરદારબી જો લાંબો વખત સુધી હયાત રહયો હતે તો, સીકંદર કદીપણ ઈરાનપર ફાવી શકતેજ નહી અને બોર ઉલટો પોતેજ મહા વીપતીમાં આગળ ચાલતાં આવી પડતે. આપરથી સ્પષટ રીતે એમ તો પુરવાર થઇ શકે છે કે, એ જવાન સીકંદર કેટલો હુલડખોર, ઉછાછળો અને બીનદુરઅંદેશ જેવોજ હુજુ હોવો જોઇએ; કેમકે, મેમનનની સલાહ પ્રમાણે પેલા પારસી સરદારો જો ચાલ્યા હતે, તો તે પોતાનું આખું લશકર બારેવાટ કરી નાખયા વીના તો રહેતેજ નહી; પરંતુ પોતે એકબાલનો ઘણોજ બુલંદ હોયાથી આ વેળાએ આ છટકાંમાંથી તે કેવળેજ સહીસલામતજ નીકળી જવા પામયો હતો. પેલા પારસી ઉમરાવો પોતાનાં શહેરો અને ખેતરોને આમ બાળી નાખવાની જે વીરૂધ થઇ બેઠા હતા તેમાં તેઓએ રઈયતની મહા ફેજત સારૂ ઉદાર દીલ તો દેખડાવયુંજ હતું; લયકીન તેમાં તેઓએ ઘણી દુરઅંદેશી કે દાનાઇ તો કેવળે વાપરીજ નહોતી; કેમકે, આજબી લડાઇઓમાં કામ પડે છે તો આબાદમા આબાદ શહેરો અને મેહેલોને તડાકામાં બાળીને ભસ્મ કરી નાખવામાં આવે છે કે જેથી દુશમનોને મહા વીપતીમાં આવી જવું પડે છે; જેથી તેઓને કોઇ કોઇ વાર તો લડાઇ પડતી નાખીને નહાસી જવાનીબી ફરજે પડી ગયલી છે. તેવો વીચાર પેલા પારસી સુબાઓના ધયાનમાંથી તો સદંતર આ વેળાએ ખસી ગયલો જણાય છે. હવે દાખલા તરીકે જુઓ જે નેપોલીઅન જેવા શુરા સરદારે જયારે મોસ્કોનું શહેર જીતી લીધું, ત્યારે રશીઅન સરદારોને ત્યાંનો કારમલીનો બુલંદ મેહેલ તથા આખાં શેહેરનેબી સળગાવી દેવાની જરૂર જણાઇ હતી કે જેથી તે અજીત સેપાહબચાંને પાછું પેરીસ ખાતે નાહાસી જવું પડયું હતું અને તેનું બેશુમાર ચુનંદુ કદાવર સેલટીક લશકર અમસ્થું લડાઇ કરયા વીના ત્યાં બીચારૂં મારયું ગયું હતું અને બારેવાટ થઇ ગયું હતું કે જે જોરેમંદ અને ઉંચી કદાવર ફોજ જો વાટરલુની લડાઇમાં ઇ૦ સ૦ ૧૮૧૫ સુધી હઇયાત રહી ગઇ હતે, તો મકદુર શું કોઇબી યુરોપનો સરદાર તે જહાં પેહેલવાનને હરાવી શકતે અને બલુચર કે ડયુક ઓફ વેલીંગટન જેવા પુખત સરદારોબી આખેરે તેને જીતવામાં આજેજ થઇ પડતે. પરંતુ હોનારત જબરી ચીજ છે; તેની આગળ કોઇબી શુરવીર માનવીબી ટકી શકતો નથી અને પોતે તે જંગનાં મેદાનમાં ગમે તેવી બહાદુરી દેખડાવયા છતાંબી હાર ખાઇ જાય છે; કે જે વીષેના દાખલા અવારનવાર તવારીખના સફાઓમાંથી બેશુમાર મળી આવે છે.

એમ કરતાં સીકંદર પોતાનાં લશકરની સફ સમારીને જ્યારે મજકુર ગ્રેનાઇકસ નદી આગળનાં મેદાન ખાતે આવી પહોંચયો, ત્યારે તેણે પોતાના સરસામાનને લશકરની પછવાડે રાખી મેલવા સારૂ પોતે હોકમ આપયો અને બંને બારદુમાં પોતાની ઘોડેસવાર ફોજને ગોઠવી રાખી, પોતાના ભારી હથયારવાળા સેપાહોને "ફેલેંક્ષ"ના યાને પરારોકી બે હારોમાં ગોઠવવા માંડયા અને પોતાના એક ઘોડેસવાર ફોજના હીગીલોકસ નામના ઉપરીને પોતાની સાથે હલકાં હથીઆરો ધરાવનાર ૫૦૦ સવારો આપીને દુશમનોની હીલચાલ ઉપર અવલોકન કરી આવવા સારૂ તરત આગળ પોતે દોડાવી મેલ્યો હતો. તે સવારો કને તે વેળાએ "સરીસા" યાને એકવીસ ફીટ લાંબા જેવા ભાલાઓબી જોવામાં આવતા હતા. એટલામાં કેટલાએક યવન જાસુસોએ દોડતા આવીને પાદશાહને એમ ખબરદાર કરયો કે, ગ્રેનાઇકસ નદીની પેલે પાર પારસી ફોજ લડાઇની તઇયારી કરીને પોતાની સફ આરાસ્તા કરીને બેઠલી છે. આથી સીકંદરને પણ પોતાની આખી ફોજને લડવા સારૂ આહીનમાં ગોઠવવી પડી હતી;

જેથી પારમેનીઓ જેવો તેનો એક શુરો સરદાર તેની કને ઝડપમાં આવી લાગયો અને પોતાના પાદશાહને તે એમ સલાહ આપવાને મંડી ગયો હતો કે, "અરે ઓ પાદશાહ, જેમ આપણી છાવણી હાલમાં આ નદીની પેલી પાર પડેલી છે તેમ ત્યાં તેને હાલતરત તો છો પડી રહેવા દેવો; કેમકે, આપણા હમનબરદોની પયદલ ફોજ આપણુ થાને ઘણી નીરબળ હોવાથી તેઓ આપણી છેક અડોઅડ આવીને બેસી રહેવાની તો કાંઇ હીંમત કરી શકશેજ નહી, જેથી કરીને બડી બામદાદની વેળા આપણુને આ નાળું ઓળંગાવી જવાને સવળ જેવું થઈ પડશે; કેમકે, તેમ કરવાથી આપણુને અટકાવી શકે તેવી તો કાંઇ તેઓ હાલતમાં નથી. વળી તે સાથે તેઓ તઈયાર થાય તે આગમચ આપણે તેઓ સાથે લડાઈમાં ઉતરી પડવાનેબી સામરથવાન નીવડી પડીશું. પરંતુ તમો જો હાલ તરત તો એ ફોજને પસાર કરાવવા માગશો તો, એ નાળાનો કીનારો મુખડા આગળથી ઘણોજ કુશાદે હોયાથી આખું લશકર તે પસાર કરી જતી વેળા વખતે વીપતીમાં આવી પડે તેવું છે, કારણ એ જે ઘણેક ઠેકાણે તો તેનાં પાણી ઘણાજ ઉંડા રહે છે અને તેના કીનારા આગળની જગયાબી ઘણી ઉભી ચઢાવદાર અને ઢંગધડા વીનાની હોયાથી જેવી આપણી ફોજ બીનઆહીનમાં તેને વટાવતી જશે કે, પેલી તરફથી દુશમનોની ઘોડેસ્વાર ફોજ ચોરસ આકારમાં ગોઠવાઇ આવીને જ્યાંબી આપણુને તેઓ નીરબળ જોશે, ત્યાંથી તેઓ તેને મારી હઠાવી આપણી સફ તથા આહીન સદંતરજ ભાંજી નાખયા વીના તો તે રહેનાર નથી. આથી આપણે પછી જબરી આપદામાં આવી પડીશું, કેમકે પેહલેજ ફટકે જો આપણે માર ખાઇ બેસીશું તો આ જંગમાં આપણે ફાવી શકીશું નહી, અને આપણી મુરાદમાં આખેરે નીષફળ નીવડી પડીશું." તેના જવાબમાં ત્યારે સીકંદર પેલા પારમાનીઓને પોતે એમ કહેવા મંડી ગયો હતો જે: "હા, હુંબી મારે મનસે સારીકાની સમજું છું કે તું બોલે છે તેમાં પણ કાંઇ સચાઇનું વજુદ તો છેજ ખરૂં. પરંતુ જયારે આપણે હેલેસપોંત જેવો મોટો દરયો દુશમનોનાં મહોડાંમાંથી પસાર કરી આવયા, ત્યારે આટલા નાનાં નાળાંમાંથી તો આપણુને શાને સારૂ બીહી ધુજી જવું જોઇએ? આથી તો આપણા હમનબરદોને આપણી નબળાઈ માલુમ પડી ગયાથી તેઓને ઓર ઉલટું બેવડું જોર અને શુર આવી જયા વીના તો રહેશેજ નહી, કેમકે અત્યાર સુધી તો તેઓએ કશીબી શીકસ્ત મારે હાથથી ખાધીજ નથી, તેથી તેઓને આપણા લોકોથી બીહી ધુજી જવાનું કશુંબી કારણુ તો અદયાપી મળી ચુકયુંજ નથી." હવે આમ બોલતી વેળા એ પેલા હેલેસપોંતના દરયાને સેહેલથી પસાર કરી જવાનું માનપાન તે પોતે જે ખાટ્રી જવા માગતો હતો તેમાં કશી સચાઈ તો કાંઇ હતી નહીં, કેમકે તે તરફ દરયામાં પારસીઓ તે વેળાએ એટલા તો જોરાવર હતા કે તેઓ જો ચાહતે તો તેને એ દરયો પસાર કરી જવા તો કાંઇ દેતેજ નહીં, પરંતુ દારયવુશ અને તેના પારસી સુબાઓ પોતાનાં બળ ઉપર એટલા બધા તો મુશતાક રહેલા હતા કે, તેને હાથે કરીને પોતાના દેશાવરો ખાતે આવવા દઇને પછી ત્યાંથી મારી હઠાવવાની તજવીઝમાં બેહેલા હતા; કેમકે તે કામ તેઓ વધારે બહાદુરી અને હીમત ભરેલું સમજતા હતા અને દુશમનો ઉપર કશીબી પાંતીની હીચકારી આલાપ લેવા તેઓ નારાજ હતા, એમ ઉપર આપણે જણાવી ચુકયા છીએ. પરંતુ તેમ નભરવશ રહેવાથી ઓર ઉલટું સોયના બારીક છીદ્રમાં પાછળથી તો ઉંટજ ગોયા પેસી ગયું હતું; કારણુ એ જે ઇરાનની શેહેનશાહતના હાલ તરત તો દહાડા ગણાઇ ચુકયા હતા, માટે તેઓને કશા નેક વીચારો તો પોતાના બચાવ સારૂ કેવળે સુજ પડેલાજ નહોતા અને પોતાનાં આગલાં બળ ઉપર તેઓ પોતાની મુરખાઇથી અમસ્થા નભરવશજ પડી રહેલા હતા.

**બંનેની ફોજોએ પોતપોતાની સમારેલી સફો—મકદુનીઅન ફોજની ગોઠવણ.**

આમ પારમેનીઓની પેલી સલાહ નામંજુર રાખી તેણે પેલાં લશકરની ડાબી

બોરડુની સરદારી તેને લેવાને સીકંદરે પોતે તરતજ હોકમ કરયો અને પોતે તો તે લશકરની જમણી બોરડુ તરફની સરદારી લઇ બેઠો. એ જમણી બાજુને મથાળેથી તેણે આ નીચલા અમલદારોને પોતપોતાની ફોજો સીખે હેઠળ મુજબ ગોઠવી રાખયા હતા. પેલા પારમેનીઓના બેટા ફીલોતસને પોતાના તીરઅંદાજો અને એગરીએનીઅન ભાલાબરદારોની ઘોડેસવાર ફોજો સીખે ઉભા રાખી, તેની સાહેતામાં તેની નજદીકમાં પેલા પેઓની અન અને સોકરતીસની ફોજોને લાવીને ઉભી રાખી હતી; તેમજ આરાબેઉસના બેટા એમીનતસને પેલા લાંબા ભાલા ધરાવનાર ઘોડેસ્વાર ફોજ સીખે આવીને ઉભા રહેવા તેણે હોકમ આપયો હતો. વળી તેઓની છેક નજદીકમાંજ પારમેનીઓના બેટા નીકેનોરની સરદારી હેઠળ પેલી ઢાલબરદાર પયદલ ફોજને લાવીને ગોઠવવામાં આવી હતી. તેની પાછળ ઓરોનતીસના બેટા પરદીકસનાં લશકરની એક મોટી ટુકડી આવીને ઉભી રહેલી હતી, જેની પછવાડે પેલી મોકરેતીસના છોકરા કોઇનુસની ટુકડી, એ લેકઝાનદરના બેટા ક્રેતીરૂસની ફોજ અને એનદરોમીનીસના છોકરા એમીનતસની ફોજો એક પછી એક આવીને ગોઠવાઇ ગયલીઓ હતી. એ મજકુર ક્રેતીરૂસને સીકંદરના તેજ નામના ધરાવનાર પેલા બીજા ઘણાજ ચુનંદા સરદાર સાથે આપણે ભુલાવો ખાવો જોઇતો નથી, કેમકે એ સરદાર તો ઇપાઇરસનો રહીશ હતો અને તેને સારૂ ફરીને એકવાર એરીઅન પોતાની "ઇનદીકા" માં (૧૮–૪) બી કાંઇક જાવતમાં પોતે બોલી જાય છે. વળી સઉથી છેલ્લી ફોજની સરદારી એમીનતસના ચીરણજીવી ફીલીપના આશ્રા હેઠળ તેણે સોંપી આપી હતી. પેલી ડાબી બોરડુની સરદારી જે પારમેનીઅનોના હસ્તક હેઠળ હતી, તેની સાહેતામાં તેણે હારપેલુસના બેટા કેલાસને પોતાના થેસીલીઅન ઘોડેસ્વારો સીખે ગોઠવી રાખેલો હતો. એ કેલાસને પાછળથી ફરીજીઆનો હાકેમ બનાવયો હતો અને આ લડાઇ બાદ તેણે સીકંદરની ફોજમાં બીજો કશોબી ભાગ પોતે ભજી બતાવયો ન હતો. તેની પાછળ મીનીલેઉસના ચીરણજીવી ફીલીપની સરદારી હેઠળ પેલા સીકંદરની સાહેતામાં આવેલી યવન ઘોડેસ્વાર ટુકડી બીરાજતી હતી. તે પછી આગાથોઇઅને તાઇરીમસની થરેસીઅન ઘોડેસ્વાર ફોજ નામે "ઓદરાઇસીઅન" આવીને ઉભેલી જણાતી હતી. (જુઓ એરીઅનઉ–૧૨). વળી તેઓની છેકજ નજદીકમાં કરાતેરસ જેવો સીકંદરનો એક જબરો શુરો અને ચુનંદો સરદાર પોતાની એક મજબુત પયદલ સેપાહીની ટુકડી સીખે ઉભેલો દીસ્તો હતો; જેની પછી મીલીઆગર અને ફીલીપની સરદારી હેઠળનું પાયદલ લશકર છેક તે આખી ફોજની કલબગાહ સુધી ચત્રાઇ રહેલું જણાતું હતું. આ મજકુર અહવાલ ઉપરથી એમ તો માલુમ પડે છે કે, સીકંદરનાં લશકરમાં ફીલીપ નામના ત્રણ સરદારો હતા, જેઓ માહેલા બેનાં નામો તો ઉપર આવી ગયાં છે; જેઓમાં એક તો કોઇ એક એમીનતસનો અને બીજો તો કોઇક મીનલેઉસનો બેટો થતો હતો અને ત્રીજાનું નામબી ફીલીપ કરીનેજ હતું તે તો કોઇક મચાતાસનો ચીરણજીવી થતો હતો અને તેને સીકંદર હીંદનો હાકેમ કરીને પાછો ફરતી વેળાએ પોતે ત્યાંજ રાખી મેલ્યો હતો, એમ એરીઅન પાછળથી આપણને જણાવી જાય છે. (૬–૧૪.) વળી આ મજકુર કરાતેરસ જે સીંકદરનો એક ઘણોજ નામચીન સરદારમાં ખપતો હતો તે તો પાછળથી સીકંદરનાં મરણ બાદ એનતીપેતર સાથે મળી જઇને આખું ગ્રીસ અને મકદુનીઆની ગાદી પોતેજ ચાંપી બેઠો હતો, અને પોતાનાં આ હમશરાકની બેટી સાથે તે પરણી પણ ગયો હતો. પરગેમસવાળા યુમનીસ રાજા સાથે લડાઇ ઉઠાવતી વેળા તેની સાથનાં તે જંગ દરમીઆનમાં એ કરાતેરસ આખેરે ઇ૦ પુ૦ ૩૨૧ માં મારયો ગયો હતો એમ ડાયોડોરસ વરણવી ગયો છે. (૧૮–૩૦.)

## પારસી ફોજની ગોઠવણ.

આણી ગમથી પેલી દુશમનોની ફોજ પેલું નાળું યાને નદીને સેહેલથી ઓળંગાવી નહી આવે, તે વીષેની પાર

સીઓ પોતેબી જબરી ચોકાસી રાખ
તા બેઠેલા હતા, અને ત્યાં લાંબી હારે
હાર તે નદીના તે તરફના આખા કીનારા
ઉપર પોતાના ઘોડેસ્વાર ફોજના સેપાહોને
હરોળમાં ગોઠવી રાખી, તેઓની પછવાડે
તેઓની સાહેતામાં લાંબી "ફ્લેનક્ષ"માં પય
દલ સેપાહોને મેલી આપયા હતા; કારણ
એ જે તે તરફની ભુમી ઘણીજ ઉંચાણમાં
છેક મુખમુદ્રા હાલતમાં યાને તેજસ્વી રીતે
("કમાનડીંગ પૉઝીશન" માં) કુદરત
થીજ ગોઠવાયલી હોયાથી તે પયદલ સે
પાહોને સેહેલથી તયાંથી લડવાને બની
શકે તેવું હતું. એ લશકરની સંખયા ડા
યોડોરસ તો દસ હજાર ઘોડેસ્વારો અ
ને એક લાખ પયદલ સેપાહોની આપી
જાય છે. (૧૭–૧૯.) પરંતુ એરીઅન
તો એમ કહે છે જે, ત્યાં તે વેળાએ
વીસ હજાર ઘોડેસ્વારો અને તેટલીજ સં
ખયાથી થોડાક જુજ પયદલ સેપાહોબી
હાજર હતા. કેમકે પારસાઓનું જોર ત્યાં
તે બાબતસર મકદુનીઅનો થાને ઘણુંજ
કમતર હતું એમ તે પોતાના દફતરમાં
વારંવાર વરણવી ગયો છે. (જુઓ તે
નો બા૦ ૧૨ અને ૧૩ મો.) આ ઉપર
થી ડાયોડોરસની આપેલી સરાહગાત બં
ને બાબતોમાં એરીઅનની આપેલી સં
ખયા સાથે બંધબેસ્તી તો ઉતરી શક
તી નથી અને પેલા પયદલ સેપાહોની
તેની આપેલી ગણતરી તો જમીનદોસ્તજ
તેથી થઇ પડે છે. પોતાની ડાબી બોરડુ
ભણીની ફોજ ઉપર ઉતરી પડવા
ના હેતુથી સીકંદર પોતે પેલી
નદીમાં યાહોમ ઝોકાવી પડેલો હોવાથી
તે તરફ તો તેથી તેઓએ વળી બીજી
મક્કમ દલદાર ઘોડેસ્વાર ફોજની ટુકડી
ઓનેબી ગોઠવી રાખી હતી; કારણ એ
જે તે પેહેલવાન પોતાના જડાવદાર પો
ષાક અને હજુરયાઓથી તરતજ દુરથી
ઓળખાઇ આવતો હતો કે, જેમાંબી તે
ણે જો બરાબર જોશો તો નાના કુરૂશની
માફક પોતેબી ઘણીજ હુલડાઇ વાપરી
દેખડાવી હતી; કેમકે તેથી તો દુશમ
નોનાં અરાબાઓમાં તે પોતે સેહેલાઇથી
કદાચને આવી પડે તેમ હાલના સરદા
રો ધારી શકે છે, તેથી તો તે તેઓ
પોતાનાં લેબાસોબી પોતાનાં જોડયા સે
પાહો જેવા જંગનાં મેદાનમાં હાલ જ
માનામાં તો પેહેરી લે છે કે દુશમ
નો દુરથી એમ ચેતી શકેજ નહી કે
આ તો સરદારો છે, તેથી તેઓપર ધરા
ધર નીશાનો ટાંકી પોતાની ગોળીઓના
અરાબાઓ છોડયા જાય નહી.* પેલી નદી
ને કીનારે એ લડાઇમાં ઉંટરો કેમ કોર
આખેરે મંડી શકશે, એવી ધાસ્તીથી બંને
બોરડુની ફોજવાળાઓ ગોયા ઘણુંક સુ
ધી તો ત્યાં સુસ્ત અને શાંતજ પડી રહયા
હતા અને કશીબી પાંતીનો પોતે શોર
કે ઘોંઘાટ વટીક મચાવતા નહોતા. પાર
સીઓ તો પેલા મકદુનીઆનો પોતા ઉપર
હુમલો લાવવાના હેતુથી પેલી નદી ઓળં
ગવા માંડે અને તેમાંથી સહીસલામત બા
હેર નીકળી પડયાથી જેવા કે, પારસી ફો
જ ઉપર તેઓ ઉતરી પડે કે, તેવાજ તે
ઓ સાથે બાથ ભીડવાનો વીચાર રાખીને
તઇયાર તેની રાહ જોતાંજ શાંત રીતે
ત્યાં પડી રહેલા હતા. પોતાના ઘોડા

---

* તેમજ વળી લડાઇઓમાં હાલ જ
માનામાં લાલ કે કાલા રંગનાં ઘોડાઓ
જ ફકત વાપરવાની કેટલાએક લશકરી
અમલદારો હીમાયતો તથા ભલામણો ક
રવાનેજ લાગી ગયેલા છે; કેમકે સફેદ ઘો
ડાઓનાં રંગોનો ચમકાટ ઝાંખી રીતે
દુરથી અંધારી રાતનાંબી બારીકીથી અવ
લોકન કરતાં સામેવાળા દુશમનોને મા
લુમ પડી જવા વીના તો કાંઇ રહેતોજ
નથી. આથી પોતાના હમનબરદોની છા
વણી કયાં આગળ અને કેવી હાલતમાં પ
ડેલી છે તે વીપે પેલા દુશમનોને થોડી ઘ
ણીબી માહીતગારી થઇ પડયા વીના તો
રહેતીજ નથી; જેથી સહવારના પોહોરથી
જ તે તરફ પોતાના ગોળાઓ કે તીરો
અને બંદુકોનો વરસાદ આબાદ વરસાવ
વાને તેઓને સવળતા જેવુંજ થઇ પડે છે.
કહે છે જે, ઇ૦ સ૦ ૧૮૬૯–૧૮૭૦ માં
જાગી ઉઠેલી ફ્રેંકો-જરમન લડાઇની
વેળાએ ફ્રેંચ લોકોએ જરમનોને હાથે
તેઓની "નીદલગનો"નાં ભયંકાર મારા
ઓથી જે જબરી શીકસ્ત ખાધી હતી; તે
નું એક કારણ તો ફ્રેંચ છાવણી માંહેલા
સફેદ ઘોડાઓને સરજ જઇને ચોંટી
બેસે છે,–કેમકે તેઓનાં રંગના રાતની
વેળાના ચમકાટોથી જરમનો તેઓની બા
જી સારી કાની સમજી પોતે ઝડપમાંજ
રહેલા હતા.

વીખે સપરપેહેલાં સીકંદરે તો પેલી નદીમાં પોતાનેજ એકદમ ઝોંકાવી મેલયું અને પોતાનાં લશકરને બી તેમ પોતાની પછવાડે કરવાનો હોકમ આપી, તેઓને હીંમત આપવા સારૂ પોતે ઉસ્કેરતો ચાલયો હતો, કે જેથી તેઓ પોતાની હીંમત હારી જાય નહી. ત્યાર બાદ પોતાનાં સરદાર એમીનતસ ઇબને આરાહબેયુસને પેલી ઝડપુ પેઓની અન ઘોડેસ્વાર ફોજ જે હવેથી તેની છેક નજદીકમાં પોતાની સાથે એક પયદલ રીજમીટ લઇને જે આવી પહોંચી હતી, તેથી તેનેબી તે નદીમાં જ લદીથી હોમાવી દેવા અને પારસીઓ સાથે તરતજ ઝપાઝપીઓ કરવાને મંડી જવા સારૂ પોતે હોકમ આપી દીધો હતો. વળી તેની હરોળમાં સેકરતીશની ફોજની સરદારી ફીલીપનાં છોકરા પતોલીમીનેજ હવાલે કરી દીધી હતી; કેમકે તેનીજ ફોજ પેલી આખી ઘોડસવાર રીજમીટની તે દીવસે ગોયા રેહેબરજ થઇ પડેલી હતી. ત્યાર બાદ સીકંદર ખુદ પોતેજ ભેપુડીઓનાં આવાજો સીખે પોતાની જમણી બારુ ભણીની ફોજને સાથે રાખી લઇને પેલા પાણીઓમાં આગળ ને આગળજ ધસ્તો રહેલો હતો અને તેનાં સીપાહીઓ લડાઇનાં ગીતો ગાતા ગાતા તેની પુઠેજ ચાલ્યા જતા હતા; પરંતુ તેમ કરતી વેળાએ પેલી નદીનાં પરવાહોથી પોતે વાંકોચુકો રસ્તોજ લેતો રહેલો હતો; કે જેથી પારસીઓ તેની ફોજ તે નદી પસાર કરી રહયા બાદ તેઓપર ધસી આવી તેઓને હેરાન કરી શકેજ નહી. તે પછી એકદમ જયાં આગળ કે પેલા પારસી સરદારો અને તેઓના સઘળા ઘોડેસ્વારો મકમ થઇને ઉભેલા હતા, તેઓ પરજ પોતે સપરપેહેલાં મારો દુરથી ચલાવવા મંડી ગયો હતો. આથી તે જગયા ઉપર તે બંને હમનબરદો વચે જબરૂં જંગ મચી રહયું હતું; જેનો લાભ લઇને તેની એક પછી એક ટુકડીઓ પેલી નદી વટાવતી ચાલી હતી. તે વેળાએ તેની આ ફોજ જોકે ઘોડાપરથી જ લડતી હતી તોબી પેલી ખાડીનાં પાણી તથા કીચલમાં પેલા માણુસો તથા ઘોડાના પગો એકમેક સાથે ગુચવાઇ પડયાથી, આ લડાઇ તે બંને હમનબરદો વચે ગોયા પયદલ સેપાહોનીજ લડાઇ હોય તેવી થઇ પડી હતી; કેમકે સીકંદરનાં માણુસો જો પેલા કીનારો હાથ કરી લઇને પારસી સવારોને મેદાન ભણી હાંકી કહાડવાનાં પ્રયતનો કરતા, તો પેલા પારસી સીપાહોબી તેઓને પાછાં પેલાં પાણીમાંજ નહસાડી દેવાની વેતરણમાં તઇયાર બેઠેલા હતા. આખેરે પોતાનાં વધુ બળ અને લશકરી સારા દાવપેચોથી સીકંદરનાજ માણુસો પારસાઓ ઉપર ફાવતા ચાલ્યા હતા; કારણ એ જે પેલા મકદુનીઅનો તો લાંબા લાંબા ભાલાઓથી ત્યાં લડતા ચાલ્યા હતા, પરંતુ પેલા પારસી સેપાહો તો ફકત પોતાના તીરો તથા ગોફણોથી તે લડાઇમાં પડેલા અને ગુંથાયલા રહેલા હતા; એટલામાં સીકંદરનો નેજો યાને ભાલો એ લડાઇમાં લડતાં લડતાં ભાંગી ગયો. આથી તેણે જે પાદશાહી બાડીગાર્ડ કે રાજાને ઘોડાપર ચહડવા સારૂ હાથ આપતો હતો. તેની કનેથી તેનો ભાલો પોતે માગવા માંડયો; પરંતુ તે સરદાર જેનું નામ આરીતીસ કરીને હતું તે તો એમ રડી ઉઠયો કે, મારો ભાલોબી એ લડાઇ દરમીઆનમાં ભાગી તુટી ગયલો હતો, જેથી હું તો તે ભાંગેલા હથીઆરથીજ લડતો રહેલો હતો. પોતાનો તે અરધો ભાંગેલો ભાલો પછી સાકંદર સનમુખ હાજર ધરીને પાદશાહને કોઇક બીજા ધણી કનેથી બીજો ભાલો માંગી લેવાની પોતે ભલામણ કરવા લાગયો. આથી કોરીનથ શહેરનો દીમારેતસ નામનો તેનો એક હમશરીક જે ત્યાં હાજર હતો તે પલુતારક (જુઓ તેનો સીકંદરનો વરૂતાંત ઓવી નવમી,) તથા દીમાસથીનીસ (જુઓ તેની "દી. કોરોના" નું પા૦ ૩૨૪ મું) ના કહેવા પ્રમાણે તે રાજાની પોતાના બાપ ફીલકુસ સાથે થઇ પડેલી એક પંચાતી વેળાએ પોતે વચે પડીને તે બંને બાપ દીકરાઓ વચે પાછી સુલેહ કરાવી આપી હતી, તેણે પોતાનો ભાલો લઇને સીકંદરને તરતજ સ્વાધીન કરી દીધો હતો. તે ભાલો પોતાના હાથમાં જેવો તેણે લઇ લીધો કે, તેવામાંજ એક

ફાચરનાં આકારમાં તેનેથી થોડેક છેટે પોતાના સવારોને ગોઠવીને પાદશાહ દરાયશનો મીથ્રદેતીસ નામનો એક જમાઇ જે ત્યાં હાજર હતો તેણે સીકંદરને પોતે તરતજ ઓળખી કહાડયો અને તેના ઉપર પોતાની ઘોડેસ્વાર ફોજ સીખે ઉતરી પડયો; પરંતુ તે તેની હરોળમાંજ હતો તેથી સીકંદરે પોતાપર હુમલો કરવાની તકજ તેને તો કાંઇ આપી નહોતી અને પોતેજ ઘોડો દપટાવી આવીને પોતાનો ભાલો તેના મહોડા ઉપર એવો તો અણુચીંતો જોરથી મારયો કે, જેથી તે જવાન ગબરૂ શાહજાદો તરતજ જમીનદોસ્ત થઇ પડયો હતો. એટલામાં તેની સાહેતામાં રોહીસાસીસ નામનો બીજો એક પારસી ઉમરાવ જઇ પહોંચયો અને ઠેઠ સીકંદરની સરોબર પોતે પોતાનો ઘોડો ઝડપમાં દપટાવી આવીને તેના માથાપર એવી તો જોરમાં પોતાની તલવાર મારી કે જેથી તેની લડાઇની ટોપીનાજ બે ફાડચા થઇ ગયા હતા. પણ તે જરબથી પેલી કુલાહના ભાંગીતુટી જવાથી તેનું માથું સેહેજમાં બચી જવા પામયું હતું. આથી સીકંદરે તેનાપર પોતે હુમલો કરી તેના બખતરમાંથી પોતાનો ભાલો તેની છાતીમાં ચલાવી દઇને તેનેબી પોતે પછી ત્યાં ઠાર કરી નાખયો હતો. આવો મામલો જોઇને સપીથરીદાંતીસ નામનો એક ત્રીજો પારસી સુબો જે આયોનીઆનાં પ્રાંતનો હાકેમ થતો હતો અને પોતે સીકંદરની પછવાડે ઉભેલો હતો તેણે તરતજ તેને છાંટી નાખવા સારૂ પોતાની તરવારને ઉંચી કીધી અને જેવો કે એક જબરો કારી ઘા તેનાપર તે કરવા જતો હતો કે, તેટલામાંજ તેની મકસદ ચેતી જઇને દરોપીદસના બેટા કલાઇતસે પોતાની તરવારના એક જખમથી તેનો હાથ પોતે છટકાવી નાખયો હતો તેથી તેની તરવારનાબી ફાડચેફાડચાં ઉડી ગયાં હતાં; એટલામાં પેલી નદીમાંથી બીજાબી જબરા સવારો નીકળી આવીને કીનારા ભણી સહીસલામત રીતે ઉતરી પડયા હતા અને સીકંદરની ફોજમાં પોતે પછી જઇને જોડાઇ જવા લાગયા હતા. કીનારાપર મચેલાં આ જબરાં જંગ વીષેનો જે સાચો સુતરો અને નીખાલેસ અહવાલ આરીઅન જે દરશાવી જાય છે તેપરથી સાર શું નીકળી શકે છે તેની જાવતમાં ચાલો આપણે અત્રે હેઠળ હવેથી તપાસ લેવાને જરા શુરૂ કરયેઃ—બંને બોરદુનું લશકર ઘણી હીંમત અને જવાંમરદીથી લડયું હતું તેમાં તો બે વાત છેજ નહી અને પારસી સેપાહો તથા સરદારોએ સાફ એમ તો દેખડાવી આપયુંજ હતું કે, તેઓ પેલી મકદુનીઅન ફોજથી કશીબી પાંતીએ ખાંડયા જાય તેવાજ નહોતા; ઓર ઉલટા તેઓના સરદારોએ તો સીકંદર ઉપર બે ત્રણ વાર એવો તો જબરદસ્ત હુમલો કરી દેખડાવયો હતો કે જેમાંથી તે સરદાર ફકત પોતાના બુલંદ એકબાલને લીધેજ મરતો મરતો જરાકમાં બચી જવા પામયો હતો અને બીજા પોતાના સીપાહીઓનેબી ઇરાનીઓનાં મહોડાંપર ફટકા અને જરબો મારવાનો જે હોકમ આપયો હતો તેવી તેની ચાલચલગત તો હાલની લડાઇના કાયદા કાનુનો પ્રમાણે તો ઘણીજ ઘાતકી, હીચકારી અને નામુનાસેબ તરીકે તો ગણાયા વીના રહેજ નહી અને તેવી કુનેહ અને યુકતી કોઇબી શુરા પેહેલવાનની પ્રતીષ્ઠામાં ઉમેરો કરી શકે તેવીજ ઓર ઉલટી તેવી લડાઇની રૂઢી તેનાપર તાનાજની ઉઠાવી પડે તેવીજ થઇ પડે છે. વળી જ્યારે ખાતરીજ હતી કે સામેની બોરદુનો આખો કીનારો સારી જગયા આગમચથીજ હાથ કરી બેસીને છેક ઉંચેથી પોતાની ઘોડેસ્વાર અને પયદલ ફોજો સીખે પારસીઓ જો હાથ કરીને ઘેરીજ બેઠેલા હતા તો તેવી ભયભીત હાલતની વેળાએ પોતાની આખી ફોજને પેલી નદીમાં એકદમ હોમાવી દેવામાંબી તેણે ઝાઝી સાવચેતી વાપરી નહોતી અને સદાની પોતાની હુલડાઇ દેખડાવી આપી હતી; કે જેમાંથીબી તે પોતાના બુલંદ એકબાલને લીધે ફકત ફતેહમંદ નીવડી શકયો હતો એમ જો અત્રે આપણે બોલયે તો તેબી કાંઇ નુનાસેબ તો કહેવાઇ શકાશેજ નહી.

**લડાઈમાં આખેરે પારસીઓજ હારી ગયા હતા અને બંને તરફ માણસોનાં જાનોની શું શું ખુવહારીઓ થઈ હતી તે વીષેનું કાંઈક દાસ્તાન.**

આમ આખી મકદુનીઅન ફોજ કીનારે ઉતરી પડયા પછી સીકંદરનાં* માણસોએબી પોતાના સીપેહસાલારનાં હોકમ મુજબ ઘણીજ હીચકારી રીતે ચપાચપ પારસીઓનાં મહોડાં ઉપરજ પોતાનાં ભાલાઓથી ઘા અને જખમો કરવાની રૂઢી પોતે પણ અખતયાર કરી રાખી હતી અને તેઓના ઘોડાઓના મસ્તકો અને ચશમો ઉપરબી તેવોજ મારો તેઓએ ચોતરફથી ચલાવવાને જારી રાખયો હતો. આથી પારસી સેપાહોને પોતાના ઘોડા સીખે પાછું હઠી જવાને તેઓએ ગોયા ફરજોજ પાડી હતી. વળી તેના ઘોડેસ્વાર ફોજમાં પેલા હલકા હથીઆર ધરાવનાર સવારોબી હાજર હોવાથી તેઓબી તેઓને ઘણુંક નુકસાન કરવાને સામર્થવાન નીવડી પડયા હતા. હવેથી પોતાનાં લશકરની છેકજ હરોળમાં આવી પહોંચીને જ્યાં જ્યાં સીકંદરે પોતાનાં જીવને જોખમમાં નાખવા માંડયો અને ઘણી હીંમત અને બહાદુરીથી ખુદ પોતે લડવાને મંડી ગયો હતો, ત્યાં ત્યાં પારસીઓ તો મારજ ખાતા ચાલ્યા હતા. એમ કરતાં જ્યારે પારસી ફોજની કલબગાહ ભાંગીતુટી ગઇ, ત્યારે બંને બોરડુ તરફના પારસી સીપાહોબી પોતાનો નીજામ ખોહી બેઠાથી ઝડપમાં નાહાસભાગ કરવાને કહે છે જે મંડી ગયા હતા. પારસી ઘોડેસ્વારોમાંથી તો ફકત એકજ હજાર માણસો મારયા ગયા હતા; કેમકે સીકંદરે તેઓનો દુંબાલો પકડવાને હજુબી દરૂસ્ત વીચારયું ન હતું, કેમકે તેઓનું જબરૂં જોર તો તેઓની તેજ કીસમની ફોજોમાં રહેતું હતું; માટે હવેથી તેઓને પડતા નાખી પેલી પારસી ફોજના યવન સેપાહો પ્રથમધરથીજ પોતપોતાની જગયાઓ ઉપર અદયાપી ઓમારીસ જેવા પારસી સુબાના હાથ હેઠળ સાબેત કદમ ઉભેલા હતા, તેઓ પર તે તરતજ પોતે ઉતરી પડયો. આવું પગલું ભરવાને એટલા સબબ ઉપરથી હાલમાં તેને લાજેમ જણાયું હતુ કે પેલા પારસી સવારો ઉપર આમ જ્યારે તે આણુધારવેલો ફતેહમંદ નીવડી પડયો, ત્યારે તેને તે તરફબી પોતાનો નસીબો અજમાવવાને બેવડું શુર આવી પડયું હતું; કેમકે જયારેબી હરકોઇ ફોજ પોતાના સરદારનાં બહાદુર ગુણો વીષેની પરીક્ષા કરી ચુકયાજ હોય છે, ત્યારે જ્યાં જ્યાં તે સરદાર ખુદ પોતેજ હાજર હોય છે ત્યાં ત્યાં પેલા સેપાહો ગોયા બેવડાં કે ત્રેવડાં બળથી લડી શકે છે. યાને હરકોઇ જીત ઉપર આવેલા સરદારની કુમકમા અકસર કરીને તેની ફોજ જીતેપર જીતો મેળવતી ચાલી જાય છે; તેમજ નેપોલીઅન બોનાપાર્ટ સારૂબી એમ કહે છે કે જેબી બોરડુની સરદારી તે જહાં પેહેલવાન ખુદ પોતાનાં હાથ હેઠળ રાખી બેસતો હતો, ત્યાં ત્યાં તેનું લશકર દસગણું શુરપર આવી જતું હતું; યાને તે ઠેકાણે જો દસ હજાર સેપાહો હાજર હોય તો તેઓ ગોયા એક લાખ આદમી જેટલાં બળથી લડતું હતું. જેમ એક ફતેહમંદ વેપારી પોતાની ગણતરી અને નસીબનાં જોરથી ફાવતો ચાલ્યાથી બોહોળા વેપારના વમળમાં આસ્તે આસ્તે પોતે પડી જાય છે. જેમ એક હડહડતો સતાબાજ પોતાનાં પ્રાક્રમોથી યાતો તાલેવંન કે ભીક્ષુક થઇ પડે છે, તેમજ નવા અણુધારવેલા જાણુબાજ યાને "એદવાનચરસ" સરદારોબી એક જીત ઉપરથી બીજી જીતો ઉપર કુદી પડે છે. તેમજ હારપર આવેલું લશકર ઘણું બ

---

* એ પાદશાહનું નામ તેનાં અસલી યવન તથા મકદુનીઅન વીશેષ નામના ઉચ્ચાર ઉપરથી, પેહેલવીવાળાઓબી પોતપોતાની જબાનમાં એલેકઝીઆનદર કરીનેજ લખી તથા વાંચી ગયેલા છે. ફારસીમાં એને સીકંદર યાને લસન કરીને જે લખવામાં આવે છે તેનો સબબ આગલા ઇરાનીઓ એમ દરશાવી ગયા છે કે, એની માવતરનાં મોહોડાંમાંથી લસનનાં જેવી બદબો નીકળયા કરતી હતી, જેથી તેણીને તેના ખાવંદ ફીલકુસે તો પાછળથી તલાકજ આપી દીધી હતી.

હાદુર હોયા છતાંબી પોતાના એકબાલ ને જ્યારે ઉંધુંજ દેખે છે, ત્યારે તે નાઉમેદ થઇ પડીને પોતાનાં હાંજાજ છોડી બેસે છે, જેથી કોઇ કોઇવાર તો તેઓ સારી સારી તકો વટીક પોતાના હાથથી જતી પણ મેલી દે છે; તેવોજ હાલ આ પ્રસંગે મકદુનીઅન તથા પારસી ફોજોનો થઇ પડયો હતો. પોતાની "ફેલેનકશ" ને પેલી પારસી યવન ફોજ આગળ લઇ જઇને સીકંદર જ્યારે તેઓપર હુમલો કરવા મંડી ગયો ત્યારે તેણે પોતાનાં ઘોડેસ્વારોનેબી તેઓપર ચોતરફથી પડી જવાનો પોતે હોકમ મોકલાવા આપયો હતો. આથી તે ફોજને તરતજ આખી ને આખી ઘેરી લઇ શકયો હતો અને સઘળાઓને તે ત્યાં ઠાર કરતો ચાલ્યો હતો; જેમાંથી કહે છે કે જે લોકો પેલાં મેદાનમાં પડેલા મુરદાઓની પછવાડે જઇને ભરાઇ બેઠા હતા તેઓજ માત્ર સલામત રહી ગયા હતા. આસરે તે જંગમાં બે હજાર માણસો કેદ પકડાયા હતા એમ આરીઅન જે બોલી જાય છે તેથી ઉલટો જઇને ડાયોડોરસ તો એમ સરાહગાટ કરી જાય છે, (૧૭-૨૧) કે તેમાં દસ હજાર ઉપર તો પારસી ફોજના પાયદલ સીપાહી અને બે હજાર ઘોડેસ્વારો મારયા ગયા હતા; એટલુંજ નહી, પરંતુ વીસ હજાર ઉપર માણસો તો સીકંદરને હાથે કેદ વટીક પકડાઇ ગયા હતા કે, જે બીનામાં જબરી અતીશયોકતી હોયાથી આપણા માનવામાં આવી શકે તેવી તે તો કાંઇ દીસ્તી નથી. તોબી આ વાત તો ચોક્કસ છે કે એ લડાઇ બંને બોરડુ તરફ એવી તો રસાકસીભરેલી રીતે જાગી ઉઠી હતી કે જેમાં તાણપર આવી જઇને ઘણાં એક ઇરાની ઉમરાવો પણ મારયા ગયા હતા, જેથી કોરનીલીઅસનીપાસ વાજબીની રાહે એમ જણાવે છે કે એ લડાઇ પેલી મકદુનીઅન ફોજના સેપાહોની કાંઇ *બહાદુરીથી નહી બલકે સીકંદરની પોતાની નવી નવી લશકરી કુનેહો અને યુકતીઓ અને તેના સરદારોના વધુ શ્રેષટ ગુણોને લીધે તેઓને મળી ગઇ હતી. જે પારસી સરદારો બહાદુરીથી પોતાના દેશાભીમાનને લીધે લડાઇમાં લડીને મારયા ગયા હતા તેઓનાં નામોની એક ટીપ *આરીઅન નીચે મુજબ આપણી જાણ સારૂ મેલી ગયો છે:-નીફાતીસ, પીતીનીસ (પીસુતાનીસ-પેશુતન) તે લીદીઆનો સુબો; સ્પીથરીદાતીસ (સ્પેનદાદાતીસ); મીથરોબરજાનીસ તે કાપાદોકીઆનો હાકેમ; દરાયસનો જમાઇ મીથરાદેતીસ, આરતાજરકસીસના બેટા દરાયસનો આરબુપાલીસ નામનો શાહજાદો, દરાયસની રાણી સતાતીરાનો ભાઇ ફારનાસાસ અને ઓમારીસ નામના પેલી યવન ફોજોના સરદાર મલી આઠ ઉપરાંત વધુ ઉમરાવો તો મારયાજ ગયા હતા. વળી એમબી કહે છે જે આ લડાઇમાં પારસીઓ જે હારી ગયા હતા તે પેલા અરસાઇતીસની મોકાણથી થયું હતું, જેથી તે સરદાર તો ફરીજીઆ ભણી નાહાસી જઇને આપઘાત કરી પડયો હતો; કેમકે પારસીઓ હારનો સઘળો બટો તેનેજ સર નાખવા લાગયા કે જે સાથે આરીઅન પણ એકમળતો થાય છે; પરંતુ તેવી શું મોટી ચુક તેને હાથથી થઇ ગઇ હતી તે વીષે તે ગ્રંથકાર આપણી આગળ કશો ખોલાસો તો કરી જતો નથી. વળી પેલો મેમનોન તો પેલી યવન ફોજને પડતી નાખીને શરમભરેલી રીતે પોતે નાહાસી ગયો હતો જે શખસ યવનકે હોયાથી આરીઅન તો એક હરફબી પ વીષે પોતે લખી જતો નથી. (જુઓ, રેવરંડ જોન વીલીઅમસનો "સીકંદરનો વરૂતાંત" પા૦ ૬૮ મું) એમાં આટલા બધા જે પારસી સુબાઓ મારયા ગયા હતા તેથી એમ તો સાબેત થાય છે કે તેઓ તો પોતે જાનપર આવીને લડયા હતા, પરંતુ સીકંદર તો કાંઇ કદાવર પેચ અને નવી લડાઇની યુકતી અને બુલંદ નસીબાને લીધે આખેરે તેઓપર ફાવી ગયો હતો કે જે માન તેને એકલાનેજ સર અને નહી કે તેની ફોજોની બહાદુરીને સર લાગુ પડે તેવું છે.

વળી પેલા મકદુનીઅનોનાબી આસરે પચીસ ઉપરાંત વધુ સીકંદરના ખુદ પોતાનાજ સ્નેહીઓ તે જંગનાં મેદાનનાં સપરપેહેલાંજ અરાબામાં મારયા

ગયા હતા. તેઓનાં માનમાં એ રાજાએ મકદુનીઆ ખાતે થરમીની ખાડીના કીનારા ઉપર આવેલાં જીયુસનાં દેહેરાનાં નામ ઉપરથી ડીયુમ નામનું શેહેર જે આવેલું હતું ત્યાં કાંસાના બાવલાં વટીક બનાવવાનો પોતે લાઇસીપુસ નામનાં સાઇસીઓન શેહેરના એક ઉમદા પુતલા અને બાવલાંના બનાવનારને પોતે હોકમ આપયો હતો કે જેનાં કોઇબી બાવલાં અદયાપી તો કાંઇ બચી શકેલાં નથી, કારણ એ જે તેઓને કાંસામાં ઓટી કહાડવામાં આવેલાં હતાં. ખુદ સાકંદરેબી એવો ઢંઢેરો પોતાનાં રાજપાટમાં ફેરવી રાખયો હતો કે એ પીલીસ જેવા નકકાસી સેવાય બીજા કોઇબી પઇકર ચીતારાઓએ મારી સબી કેવળે પાડી રાખવી નહી, તેમજ મારૂં બાવલુંબી એજ લાઇસપીપસ અને મારી તસ્વીરનાં સીલોબીપાઇરોગોતાલીસ સેવાય બીજા કોઇએ પણ પાડવાંજ નહી. હવે મીતાલસ જેવા એક રૂમી સરદારે મકદુનીઆના મુલક પોતે પાછળથી જીતી લીધો ત્યારે તે પોતાનાં અયવાનના મુખડાનાં શણગાર સારૂં તે સઘળાં કાંસાના બાવલાં રૂમ ખાતે પોતે ઉપાડી ગયો હતો. (જુઓ, પલીની ૭–૩૮ તથા ૩૪–૧૯; વેલીઉસ પેતર કીઉલ્સ ૧–૧૧ તથા સીસોએનો "ઇપ એદ દીવીનાં ૫–૧૨), એપુલીઅસ તો પોતાની "ફલોરીદા" (૧–૭)માં ભુલથી આ લાઇસીપસને બદલે પોલાઇકલીતીશનું નામ પોતે જણાવી ગયો છે. બીજા બધા પુતલાં બનાવનારાઓને પડતા નાખી સીકંદરેબી પોતાનું બાવલું બનાવવાનું કામ પણ એજ લાઇસીપુસનેજ સોંપી આપયું હતું. વળી એરીઅન આગળ ચાલતાં એમબી તોલ્લો લગાવે છે કે સીકંદરની ફોજના ફકત સાઠ સવારો અને આસરે ત્રીસજ પયદલ સેપાહો મારયા ગયા હતા; પણ પલુતારક એમ જણાવે છે કે જેબી યવન પયદલ સેપાહો પારસીઓની ફોજમાં હતા તેઓ અત્યંત બહાદુરીથી પોતે લડયા હતા અને એરીઅનનાં કહયા પ્રમાણે જયારે ફકત બે હજાર પીઆદા સેપાહો સેવાય બાકીના સઘળા આસામીઓ જો મારેયા ગયા હતે તો સીકંદર ફકત ત્રીસજ પીઆદા ગુમાવે એ વાત કેવળે આપણા માનવામાં આવી શકતી નથી; કેમકે લડાઇ બંને બોરદુએ જબરી હુસ્સા–તુસી રીતે ચાલુ રહેલી હોયાથી સીકંદરની ફોજનાબી ઘણાએક સવારો અને પીઆદાઓનાંબી ઘાન નીકળી તો જવો જોઇએ એ તો સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે; માટે એરીઅનની આપેલી આ ગણતરી સદંતર વાહીઆત જેવી દીસે છે. (જુઓ, આરીઅનની "અનાબાસીસ" પા૦ ૪૨ ની નોટ ૩ ૭.) વળી તે પોતે પોતાનાં ઘાહેલ અને જખમી થયલા સીપાહીઓનેબી દીલાસો આપવા તેઓની ઇસ્પીતાલ ખાતે ઉતરી પડી તે દરેક જણને જે કારી ઘા લાગી ગયા હતા તે વીષેની તે હકીકત તેઓનેજ મહોડેથી પોતે સાંભળતો ચાલ્યો હતો અને જેમ જેમ તેઓ પોતાની બહાદુરી વીષેનાં ફરાકાઓ મારયા જતા હતા તેમ તેમ તે પોતે અત્યંત મઘન થતો ચાલ્યો હતો. દુશમન તરફના સઘળા પારસી સરદારો અને યવન ફોજના મરદો જે મારયા ગયા હતા તેઓને તેણે માન અકરામ સીએ દાટવાનો હોકમ આપયો હતો; પરંતુ જે લોકો કેદ પકડાઇ ગયા હતા તેઓને હાથે પગે જંજીરો ઠોકી તેને મકદુનીઆ ખાતે જમીન ખેડવાનાં કામ સારૂ મોકલાવી આપયા હતા, કારણ એ જે કોરીનથ ખાતે ભેગી થયલી પેલી સમસ્ત અનજુમનમાં ઇ૦ પુ૦ ૩૩૬ માં પસાર થયલા ઠરાવોની રૂએ તેઓએ પારસીઓ તરફથી પોતાના દેશ સામે લડવામાં મોટો અજીમ ગુનાહ કરયો હતો, એવો કલંક તેઓને માથે મેલીને અરપણ કરવા સારૂ ત્રણસો પારસી બખતરોનેબી આથેનસના શેહેર ખાતે ટાંગી રાખવા માટે પેતે મોકલાવી આપી તે ઉપર આ પ્રમાણે એક લેખ કોતરાવ્યો હતો કે:–"હું ફીલકુસનો બેટો સીકંદર એક ફકત સ્પારટનો વતરોગે સઘળા યવન લોકો તરફથી એશીઆ ખંડમાંથી મળેલી આ સઘળી લુટ એક માનતા તરીકે બખશેશમાં ચહડાવું છું."

આ ફતેહથી આ મકદુનીઅન શાહજાદામાં શું પાણી છે તે બીના હવેથી દરાયશને પુરતી રીતે માલમ પડી જવી જોઇએ, તોબી તે હજુ પણ પોતાની હીંમત તો હારયોજ નહોતો અને પાછી લડાઇની તઇયારીઓ કરવાને મંડી ગયો હતો; કેમકે, આ હારથી તે સારદીસ અને ઇશ્રીસસ આગળનો સઘળો મુલક પોતે તો હવેથી ગોયા ખોહીજ બેઠો હતો અને તેનો કબજો વટીક સીકંદરે લઇને ઉપર કહયા પ્રમાણે પોતાના એક સરદાર કાલાસ ઇબને હારપેલુસને ત્યાંનો પોતે હાકેમ બનાવી મેલ્યો હતો. તે પુરવે તે પ્રાંત પેલા મુરખા આરસાઇતીસ જેવા પારસી સુબાનાજ હાથ હેઠળ હતો કે જેની મોહકાનથી તો આગળ જણાવ્યા મુજબ આ લડાઇમાં પારસીઓ હાર ખાઇ બેઠા હતા. વળી તે લત્તા તરફની પેલી જીતેલી પ્રજાનાં રહીસોમાં સીકંદરે હવેથી એવો પણ ઢંઢેરો બાહેર પાડયો હતો કે, જેબી બાજ, વેરો કે ચોડાઇ તેઓ જેમ દરાયશને આગળ પહોંચાડતા હતા તેજ પ્રમાણે તેઓએ આ નવા મકદુનીઅન સુબાને હવેથી તે સઘળું પુગાડતાં રહેવું જોઇશે. વળી આસપાસના કોહેસ્તાનો કે જંગલોમાંથી જેબી રહીસો આવીને તેને શરણ થઇ બેઠા હતા તેઓને પાછા પોતાની જાગીરો કે મુકામો ઉપર સ્વચ્છ રીતે જઇને બેસવા કે પડી રહેવા વીપેનો પોતે પરવાનો આપયો હતો અને તેજ પ્રમાણે આઇદાના પરવતની છેક તળેટી આગળ આવેલા ઝીલીઆના શેહેરના વતનીઓ પારસીઓને આ લડાઇની વેળાએ અચ્છી મદદ આપી બેઠા હતા, તે વાંકમાંથી તેઓને મુક્ત કરીને તેઓને માફી વટીક બક્ષી હતી; કેમકે, તે એમ તો પોતે મનસે સારી પેઠે સમજતો હતો કે તેમ કરવા વીના તેઓને કશો ચારો કે છુટકો તે વેળાએ રહેલોજ ન હતો; કારણ એ જે તે જમાનાની પુરવેથી તેઓ પારસીઓની બાંહેધરી હેઠળ થોડા ઘણા બી ગણાતા આવેલા હતા. તે પછી તેણે પરોપોનતીસનાં કીનારાપર આવેલું પેલું દસીલીઉમનું શહેર જે બાથનીઆનાં પ્રાંતની રાજધાની તરીકે ગણાતું હતું તેને પણ જીતી લેવા સારૂ પોતાના સરદાર પારમેનીઓને તે તરફ દોડાવી મેલ્યો, કે જ્યાંના કીલાની મહાફેજતવાળી ફોજ ત્યાંથી નીકળી ગયલી હોવાથી તે કામ તે સરદાર સેહેલાઇથી હાર પાડી તે શહેરનો કબજો પોતે લઇ બેઠો હતો. ત્યારબાદ સીકંદર ખુદ પોતે સારદીસનાં પાયતખ્ત શહેરને પણ જીતી લેવાના એરાદાથી તે શહેર ભણી પોતે જાતે ઉતરી પડયો; પરંતુ હજુ તો તે શેહેર આગળ ૭૦ સ્તેદીઝ યાને આશરે નવ માઇલને છેટે સુધી તે આવી પહોંચયોજ ન હતો, એટલામાંજ તે શેહેરના કીલાની મહાફેજત સારૂ નેમાયલો પારસી સરદાર મીથરાનીસ પોતાની સાથે સારદીસનાં કેટલાએક બડેખાંઓને લઇને તેની એસ્તેકબાલમાં આવી પહોંચી, પારસીઓ તરફ નીમકહરામ થઇ પડીને તે શહેર અને કીલાનો કબજો ત્યાંના સરવે માલ ખજાના સીખે સીકંદરનેજ પોતે સ્વાધીન કરી બેઠો હતો. આથી સીકંદરે સારદીસની હવેથી ૨૦ સ્તેદીઝ યાને નજદીક અઢી માઇલને છેટે આવીને હરમુસ નદી જેને હાલ જમાનામાં કોદુસ–ચાઇ કરીને કહે છે અને જે નદી કે ફરીજીઆ અને લીદીઆના પ્રાંતોમાં થઇને સમરનાની ખાડીમાં ખાલી થાય છે, ત્યાંવેર આવી પહોંચી પોતાનાં લશકરની તે છાવણી નાખી પડયો હતો: પરંતુ તે પુરવે તે શેહેરના કીલાનો કબજો પોતાને હાથ કરી લેવા સારૂ એનદરોમીનીસના બેટા એમીનતસને તે તરફ તેણે રવાના કરી આપયો હતો. પેલા મીથરાનીસને તેણે માનપાન સીખે પોતાની બોરદુમાં કરી લઇને તેને પોતાની સાથે લઇ લીધો અને પેલા સારદીસનાં રહીસો તથા બીજા લીદીઅનોને પણ પોતાનાં અસલી કાયદા કાનુનો પ્રમાણે ચાલવાને પરવાનો આપી, તેઓને નામના સ્વતંત્ર તરીકે પોતે નેમી આપયા હતા. ત્યારબાદ તે પેલા કીલાની છેક ઉપર સુધી પોતે ચહડી ગયો હતો કે જેની મહાફેજત સારૂ ત્યાં તે વેળાએ પારસી ફોજની એક ટુકડી માત્ર પડી રહેલી હતી. તે કીલો ઘણો ઉંચાણમાં આવયા

થી અને ચોતરફથી સીધો હોવાથી તથા તે સાથે તેની આસપાસ તેની મહાફેજત સારૂ ત્રણ દેવાલો પણ બંધાયલી હતી તેથી તે જગયાને પોતે ઘણી મજબુત સમજીને ત્યાંની ટેકરી ઉપર ઓલીમપીઅન-જ્યુસનું એક દેહેરૂં બનાવી તેમાં એક યજ્ઞ કુંડ મેલી રાખવાનો પોતે વીચાર અને અંદેશામાં જ આવી પડયો અને તે કામને હાર પાડવા સારૂ તે ટેકરીપરની કઇ બાજુને પસંદ કરવી તેના ખીઆલમાં તે જ્યારે પડેલો હતો, એટલામાંજ એકાએક શીઆળાનું જબરૂં જેવું વાવીઝોડું નીકળી પડયું અને જોકે તે વેળાએ ઉનાળાની મોસમ હતી તોબી વાદળના ગગડાટ અને વીજળીના ચમકાટ સીખે જે જગ્યા ઉપર લીદીઆના અસલી પાદશાહોના મેહેલો આવયા હતા ત્યાં આગળ એ કંજબરૂં વરસાદનું ઝાપટુંબી પડયું હતું. આવા દેખાવથી તે વહેમી સેપાહબચો પોતાના મનસે એમ સમજવાને મંડી ગયો કે, પરમેશ્વરે મનેબી તેજ જગ્યા ઉપર પેલું દેહેરૂં બાંધવાની બશારત ગોયા આપેલી દીસે છે. આથી તેણે તરત જ તે દેહેરૂં ઉઠાવવાનો પોતે પરવાનો આપયો હતો. પેલા સારદીસનાં કીલાની હજુ સુધી મહાફેજત રાખવાની તેને ગરજ જણાયલી હતી તેથી તે કામ તેણે પોતાનાં એક સરદાર પાઉજેનીઅસને સરજ સોંપી આપયું હતું. વળી નીસીઅસના હાથમાં સઘળી મેહેસુલાત તથા ખંડણીઓને જમાવ કરવાનો ઓધો આપી આખા લીદીઆના પ્રાંતની તથા સ્પીથ્રીદાતીસ (સ્પેનદાદાતીસ)ના હાથ હેઠળનાં તમામ મુલકોની હાકેમી ફીલોતસના બેટા એસેનદરને હવાલે કરી દીધી હતી અને તેના હસ્તકમાં કેટલીએક ઘોડેસ્વાર ટુકડીઓ અને હલકા હથયારો ધરાવનાર પયદલ સેપાહોબી પોતે આપી રાખ્યા હતા. વળી મેનતરના ભાઈ મેમનોનના હાથમાં તે વેળાએ હેલેસપોંત તરફના દેશાવરોની હાકેમી પારસીઓએ સોંપી આપેલી હતી. (જુઓ ડાયોડોરસ ૧૭-૭) અને એશીઆ માઇનરનાં પ્રાંત ખાતે તેજ એક જબરદસ્ત દુશમન બકાત રહેલો હોયાથી અને તેનાથી સીકંદર જરા ડરતો પણ હતો, તેથી તેનાપર દેખરેખ રાખવા તેના મુલકો ભણી પોતાના સરદાર કાલાસ અને આઈરોપુસના બેટા એલેગઝેનદરને પોતે રવાના કરી આપયા હતા. હવે મજકુર મીથ્રાનીસ જાતેજ પોતે હીચકારો હોયાથી જ્યારે તેણે પોતાનાં સરદાર સ્પીથ્રીદાતીસને મારયોજ ગયલો સાંભળયો ત્યારે તેનો સારદીસનો કીલો આવો મજબુત અને જોરાવર હોયા છતાં કેટલાએક ત્યાંના રહીસોની ઉસ્કેરણી અને મરજી ઉપરથી ગભરાઇને તેણે આવું નાલાયક પગલું ભરયું હતું. તેવી તેની વર્તણુક ધીક્કારને પાત્ર હતી કે જેથી તેણે જે રાજનું અદયાપી પોતે નીમક ખાયા કીધું હતું તેનીજ તરફ તે બેવફા નીવડી પડીને પારસીઓનું પોતે જાતેજ પારસી હોયાથી ઓર ઉલટું નખોદ વાળી મેલ્યું હતું; કેમકે, તે વેળાએ સીકંદર ઘણોજ નાણાંભીડમાં આવી ગયલો હતો, તેથી તેના હાથમાં આવો જબરો ખજાનો આ વતો લડયા વીના જે હાથ લાગી ગયો હતો, તેથી તે યમનનો દુંબાલો પકડવા નેબી હાલમાં સામરથવાન થઇ પડયો હતો. તેમ કરવામાં એ મીથ્રાનીસનો હેતુ ગમે તેવોબી હોય પરંતુ ગુરગીન માફક એહરેમનનો ભમાવેલો હોવાથી તે અત્યંત તીરસ્કારમાં આજબી આવી પડે તેવો છે; કેમકે, એવા દગલબાજ નોકરો કોઇ પણ રાજ્યને આખેરે ડુબાડી દેવા વીના તો રહેતાજ નથી; તેથી કોઇબી અપક્ષપાત તવારીખ નવીશને તેઓની બોરડુ લેવાને પોતાના ઓધાનાં પવીત્રપણાંને લીધે ઠપકો આપયા વીના તો ચાલતો નથી.

સારદીસથી પછી સીકંદરે ઇફીસસ તરફ હેરયું લીધું, જ્યાં તે વેળાએ પ્રજાસત્તાક રાજ્યના હેમાયતીઓને ઉંધા વાળી પાછળથી પારસીઓના વગ વસીલાથી ઉમરાવની પક્ષવાળા યવન લોકો નહાસી આવીને પગભર થઇ બેઠા હતા. તે હંગામની બે સદીઓ પુરવેથી યુનાન ખાતે એ બંને ટોળકીવાળાઓ વચે જબરો ઝગડો ચાલુ રહેલો હતો, જેથી સઘળા યવનોનાં દીલો ઘણાંજ ખાટાં થઇ ગયલાં હતાં; પરંતુ પાછળથી મેમનોનની

સરદારી હેઠળ ત્યાં ઉમરાવની ટોળકીવાળા ઓજ આખેરે ફાવી જઇને તે શહેરનો સઘળો રાજદવારી મામલો પેલા પ્રજા સત્તાક રાજના સ્નેહીઓ કનેથી પોતે ખું ચી લીધો હતો; પરંતુ ગરેનાઇકસના મેદાન ખાતે થઇ પહેલી ઘોડેસ્વાર ફોજે ની મારામારીમાં પણ મકદુનીઅનો આખેરે ફતેહમંદ નીવડી પડયા છે તે વાત જ ચારે ચોમેર ફેલાઇ ગઇ, ત્યારે ઇફીસસના કીલાની મહાફેજત સારૂ જે યવન સેપા હો ત્યાં પહેલઃ હતા તેઓએ જોર જુલ મથી ત્રણ ડોલીવાળાં બે જહાજો પકડી લઇ તેમાં સવાર થઇને પોતે માઇલીતસ ખાતે જઇને ભરાઇ બેઠા હતા. કે જેઓ સાથે ત્યાં વસ્તા પારસી લોકોથી તે ત રફ ઉતરી પડયા હતા. તેઓ સાથે એન ન્ટીઓકસનો બેટો એમીનતસ પણ પોતે શામેલ થયો હતો, જે પાછળથી ઇસસ નાં જંગી મેદાનમાં શહેનશાહ દરા યશની બારદુમાં રહીને સીકંદર સામે ઘ ણી જવાંમરદીથી લડયો હતો એમ પલુ તારક (જુઓ, તેના સાકંદરનો વરૂતાંત ઓ૦ ૨૦) તથા કરસાઉસ (૩–૨૮) આપણને જણાવી ગયા છે અને ત્યાર બાદ થોડુંકમાંજ તે મીસર ખાતે મરણ પામયો હતો એમ એરીઅન (૨: ૬ અને ૧૩) તથા ડાયોડોરસ (૧૭–૪૮) વરણવી ગયા છે. એમ તે મકદુનીઅન શાહજાદો સીકંદરથી નારાજ થઇને તેની પક્ષ જે છોડી ગયો હતો તેમાં તે જ વાન રાજાનો તો કહે છે જે કાંઇ વાંક નહી હતો અને તેણે તેને કશી પાંતી ની ઇજા વટીક કરેલી નહોતી; પરંતુ તે તેના લોભ અને રાજપાટથી જે નાફર માન થઇ બેઠો હતો તેથી તે મનસે એમ સમજવા લાગયો હતો કે રખેને મને સીકંદર કાંઇક સકંજામાં લાવી મે લે, જેથી તે પોતાના પક્ષકારો સહીત ઇ ફીસસ ખાતે નહાસીને ભરાઇ ગયો હ તો અને સાંજ પોતે પછી ઠરીઠામ થઇ પડયો હતો. સારદીસ છોડયા બાદ ચોથે દીવસે સીકંદર આ ઇફીસસનાં શહેર ખાતે પોતે આવી લાગયો હતો, જે વેળાએ એટલો તો ઝગડો પેલા બંને પક્ષવા ળાઓ વચે ચાલતો હતો ને પેલા પ્રજા સત્તાક રાજ્યનાં હેમાયતીઓ એટલા તો એ

પાદશાહી કુમક ઉપર કુદવા લાગ્યા હતા કે જેઓ પોતાના હમનબરદોના કેટલાએક ઉપરીઓને તો તરતજ પથરાનો વરસાદ વરસાવીને ઠાર કરી નાખ્યા હતા અને તેઓના પક્ષવાદીઓનાથી તેમજ જબરો ઘાન કહાડી નાખવાના વીચારમાં બેઠેલા હતા; પરંતુ સીકંદરે તો આવીને તે બં ને મતફેરવાળાઓને શાંત પાડી નાંખી તેઓને પોતે પાછા સમજાવી પટાવી લી ધા હતા. આમ તેના વચે પડવાથી જ રાકમાં લોહીની નીખા ચાલતી બંધ પ ડી ગઇ હતા. તેથી એરીઅન વાજબીની રાહે તેની સ્તુતી ગાઇ જાય છે અને તે ની આવી ચાલચલગત વીષે તે એમ બો લે છે કે. તેની એશીઆ ખાતે પાછળથી મેળવેલી તમામ મહાભારત ફતેહો થાનેથી તે વરતણુંક વધારે કીરતીને લાયક ગ ણાઇ શકાય તેવી હતી; તો જોકે તેને મળી ગયલી પયદરપય આ સઘળી ફતેહો તો તેના બુલંદ એકબાલને લીધે હતી તે વીષે તો હાલના યુરોપીઅન ગ્રંથકા રો તો કાંઇ પણ વાસી કે બોલી જતા ન થી. વળી ત્યાં આવયા બાદ અને આ મજકુર ઝગડો પતાવી નાખ્યા પછી જે બી શખસોને તે શેહેર ખાતેથી સીકંદર ના પક્ષમાં હોવાથી દેશનીકાલ કરવામાં આવ્યા હતા તેઓને પોતે પાછા બોલા વી મંગાવ્યા હતા અને હકુમતે અશખા સનો દોર તોડી નાખી ત્યાં પાછો પ્રજા સત્તાક રાજ્યનો પાયો પોતે નખાવી આ પ્યો હતો. વળી પેલા ઇફીસીઅનો આ ગળ જે ખંડણી પારસીઓને આપતા હ તા તે હવેથી ત્યાં આવેલાં પેલાં આરતી મીસનાં દેહેરાંને અરપણ કરવાનો પોતે હોકમ કહાડયો હતો. એ દેહેરૂં કહે છે કે જે રાતના સીકંદર પોતે તવલ્લુદ થયો તેજ રાત્રે ઇ૦ પુ૦ ૩૫૬ ના સાલના અ કટોબર માસની તારીખ ૧૩ મી યા તો તા૦ ૧૪ મીએ હીરોસત્રેતસે બાળીને ભસ્મ કરી નાખ્યું હતું; પરંતુ સીકંદર જ્યારે આ શહેર ખાતે આવી પહોંચ્યો, ત્યારે આયોનીઆના પ્રાંતના શહેરીઓ એ એકામતી એકાજતી પાછું તેને બંધા વી આપયું હતું. (જુઓ પલુતારકનો સી કંદર, ઓ૦ ૩ તથા સ્ત્રેબોની ભુગોળની ચો૦ ૧૪ નો બા૦ ૧ લો) હવે પેલા

ઇક્ષીસસના વતનીઓ પેલ. હકુમતે અશખાસની બ્હીક અને જુલમમાંથી જ્યારે સીકંદરના વચ્ચે પડવાથી છુટી શકયો ત્યારે જે સાહેબોએ આગળ મેમનોનને પોતાનાં શહેર ખાતે બોલાવી મંગાવીને ફરી ઠામ કરી બેસાડયો હતો અને પેલા આરતીમીસનાં દેહેરાંને ખલલ પહોંચાડી ત્યાં મેલાયલાં ફીલકુસનાં બાવલાં ભાંગી તોડી નાખી તે શહેરનો આગળ છુટકારો કરી આપનાર હીરોફાઇથુસની કબરને પાયમાલ કરી નાખી તેનાં હાડોને ચવટામાં ઉરાડી મેલીને ફેંકી દીધાં હતાં, તેઓને એકદમ છાંટી નાખવાના એરાદાથી તેઓપર પોતે દોડી ગયા હતા.

વળી તે દેહરાંમાંથી સાયરફાક્ષ અને તેના બેટા પીલાગોન અને તેના ભત્રીજાઓને પણ બાહેર ખેંચી કહાડી, તેઓપર પથરનો મારો ચલાવી તે બીચારાઓને મારી પણ નાખ્યા હતા; પરંતુ તેઓના જુસ્સા અને જનુન વચ્ચે પડી સીકંદરે બાકીના હકુમતે અશખાસના પક્ષવાદીઓને પોતેજ બચાવી લીધા હતા; કેમકે તે મનસે સારી પેઠે એમ તો સમજતો હતો કે, આવી મારામારી ચાલુ રહયાથી ઘણાએક બેગુનાહ શખસોબી તેથી મારયા જયા વીના રહેશે નહીં; કારણ એ જે કેટલાએકો તો પોતાના આગલાં પાછલાં વેરોનેજ લીધે પોતાના દુશમનોને મારી નાખશે અને કોઇ તો લુટફાટો ચલાવવાને અરથે બીજા બીચારા રાંક લોકોનેબી ઠાર કરી નાખયા વીનાબી રહેશેજ નહીં; માટે તેઓને આમ ટુકેથીજ દાહબી નાખવામાં પોતાનું શીઆનપણું જે વાપરી દેખડાવયું હતું તેબી તેની વરતણુંક ખચીત તારીફને લાયક હતી અને તેથી તે વધારે લોકોમાં માનીતો પણ થતો ચાલયો હતો. હવે પેલાં દેહેરાં નવેસરથી બાંધવા અને સમારવા પાછળ જેબી ખરચ આગળ થયો હોય, તેબી પોતે પોતાની ગીરેથી અદા કરવાને એ પાદશાહે પોતાની મરજી દેખડાવી હતી, પણ તે કામસર તેણે ત્યાંના રહીસો સાથે એવી કબુલાત કરાવવા માગી હતી કે, તેના બદલામાં તેઓએ મારે નામની એક તખતી તે દેહેરાં ઉપર મારવી પડશે; પરંતુ તે બીના પેલા રહીસોને કાંઇ દરૂસ્ત લાગીજ નહી અને તેઓએ તેને એમ કહેવડાવી મોકલયું હતું કે, કોઇબી દેવના યા તો દેવતાઇ પુરૂષથી દેવતાઓના મંદીરો બાંધી આપવાં તે કાંઇ વાજબી કામ ગણાયેજ નહી. આથી તેણે દીનોક્રેતીસ નામના જે વખાણાયલા શીલ્પ શાસ્ત્રી કને ઇસ્કંદરીઆ શહેરનો ફરમો પડાવા આપયો હતો, તેનેજ હસ્તક પેલાં દેહેરાંને સમારવાનું કામ પોતે સોંપી આપયું હતું, જેથી કહે છે જે તે દેહેરૂં હવેથી આ દુનયાના સાચવેલા અજાયબ અને ગરાએબ જેવાં કામોમાંનું એક ઉંચી કારીગરીનાં કામ તરીકે તમામ લોકોમાં પછી મશહુર થઇ ચુકયું હતું. હવે આ મજકુર અહવાલમાં આરીઅન હીરોફાઇથુસ અને સાયરફાક્ષનાં નામો જે આપી ગયો છે તેઓ સારૂ તો આગલા કોઇબી યવન નવીશંદાઓ કશો પણ એશારો પોતાના દફતરોમાં કરી ગયલા નથી. ત્યાંના દાયના નામના દેવતાની મોટા આદરમાન સાથે સીકંદરે હવેથી પરસ્તેશ કરવા માંડી હતી અને તેની ભારી મુરતીનો ભપકામાં એક શાહાબોલો કહાડીને તેની હરોળમાં પોતાના સવારોને ચાલવાને પોતે હોકમ આપયો હતો, આમ અરસ્તુ જેવા એક નામચીન ઉસ્તાદનો શાગેરદ દેવયશની ધરમનો પોતે પુજારી હોયાથી શું યુનાન કે તાયર અને મીસર કે આસીરીઅન દેવતાઓનાં મંદીરોનેબી એકસરખી રીતે આદરમાન તથા માનપાન આપતો ચાલ્યોજ રેહેલો હતો. આમ ફતેહમંદની વડી પડયાથી કેરીઆનાં પ્રાંતના મીઆનદર નદીની લીથેયુસ નામની એક શાખા ઉપર મેગનીસીઆનું જે વખાણાયલું બારૂં આવેલું હતું તે તથા તે નદીની બીજી એક શાખા નામે ઇયુદોન ઉપર ત્રેલીસનું જે શહેર આવેલું હતું તે બંને શહેરોબી પોતાની રાજીખુશીથી સીકંદરને તાબે થઇ બેઠાં હતાં, જેઓનો કબજો લેવા તેણે ૨૫૦૦ માણસોની એક યવન ટુકડી અને તેટલાંજ માણસોની મકદુનીઅન પાયદલ ફોજ અને આશરે બસો ઘોડેસ્વારોને પારમેનીઓની સરદારી હેઠ

જ પોતે તરતજ ત્યાં રવાના કરી આપ
યા હતા; તેમજ તેણે તેટલીજ ફોજ સી
એ ઇઓલીક શહેરો જેઓની સંખ્યા
હીરાડોટસ અગયારની આપી ગયો છે
(૧–૧૧૯ ને ૧૫૧) અને આયોનીક શહે
રો જેઓની સંખ્યા કે તેજ નવીશનદો તેર
ની (૧–૧૪૨) જણાવી જાય છે ને જેઓમાં
માઇલીતસ તથા ઇફીસસનાં બંને શહેરોનો
ઘણો શ્રેષ્ટ દરજ્જો ધરાવતાં આવે
લાં હતાં, તેઓ હજુ સુધી પારસીઓનાં
તાબા હેઠળ પડી રહેલાં હતાં, તેથી તે
ઓને પણ જીતી લેવા સારૂ પોતાનાં એ
ક સરદાર લાઇસીમેકસને તે તરફ પોતે
દોડાવી મેલ્યો હતો. એ સરદાર જે પા
છળથી સીકંદરના મોત બાદ મોટો વગ
વસીલાવાળો માનવી થઇ પડયો હતો અ
ને થરેસનો પ્રાંત પોતે ચાંપી બેઠો હતો
તે જાતે તો ઘણોજ નીચ બુન્યાદનો
હતો; કેમકે, તેનો બાપ એગાથોકલીસ
તો સીસીલી ખાતે કોઇક શખ્સનો પોતે
ગોલામ થતો હતો. ત્યારબાદ સીકંદરનાં
મરણ પછી જ્યારે તેની બાહોળી સંપા
દન કરેલી સલતનતના તેના સરદારો પો
તપોતામાં ભાગલા પાડીને હજમ કરી બે
ઠા અને તે આલમગીર પાદશાહનાં વં
શ વેલાનાબી તેઓએ સદંતર નાશ ક
રી નાખ્યો, ત્યારે સીલાયુકસ નામનો છે
ક પાછળથી સીકંદરના લશકરમાં જાણી
તો થયલો એક સરદાર નામે સીલ્યુકસ
સાથે તે સુબો મળી ગયો અને તે બં
ને જણાએ પછી ઇપસસની લડાઇમાં પો
તાનાં હમનબરદોને એક જબરી શેકસ્ત
આપી દીધી કે, જેના બદલામાં એશી
આ માઇનરનાં પ્રાંતનો ઘણોએક મુલક તે
ના હાથમાં આવી ગયો હતો. ત્યારબાદ
તે દેશાવરો ઉપરાંત સીકંદરનાં યુરોપ
ખાતેના સઘળા મુલકોબી તે સરદાર પો
તેજ એકહાથ કરી બેઠો હતો; પરંતુ
જ્યારે તેની વય લગભગ એંસી વરસની
થવા આવી, ત્યારે તેની અને સીલુકસ વ
ચે પાછળથી જબરી મારામારી થઇ પડી હ
તી જેથી એ સરદાર કોરૂસની ઇ૦ પુ૦
૨૮૧ માં થયલી લડાઇમાં પોતે સીલ્યુકસ
ને હાથે મારયો ગયો હતો. એપીઅન કહે છે
જે એ સરદારમાં દુઃખ ખમવાની અત્યંત
સહન શકતી જોવામાં આવતી હતી; (જુ

ઓ, તેની સીરીઆકા ૬૪ મો) જેથી તો
સીકંદરનો તે એક વીશ્વાસુ બોડીગાર્ડ
જેવો થઇ પડયો હતો. ભુલથી અસલી
દફતરમાં એ નામ કેટલાએક નવીશંદાઓ
તો એનતીમેકસ કરીને વાંચી ગયા છે;
પણ તેનું ખરૂં નામ તો લીસીમેકસ ક
રીને હતું; જે ચુક તો સીનતીનીસેજ
આપણી સનમુખ સપરપેહેલીવાર ખુ
લ્લી કરીને દેખાડાવી આપી હતી. તે
શેહેરો તરફ તેને રવાના કરી આપતી
વેળાએ સીકંદરે તેને એવો હોકમ ક
રેલો હતો કે તમારે તે સઘળાં શેહેરોમાં
જઇને ત્યાંનો હકુમતે અશખાસનો અ
મલ ભાંગી તોડી નાખવો અને તેને બ
દલે પ્રજાસત્તાક રાજ્યનેજ ત્યાં બહાલી આ
પવી અને ઇરાનીઓને જે કર અને ખં
ડણી તેઓ આગળ આપતા હતા તે તેઓ
ને હવેથી માફ કરી દઇને, તેઓનાં ક
દીમ ધારા અને રાહઘાટો મુજબ દરેક
શેહેરે પોતે ચાલ્યા જવું, તેવા તેઓને
પરવાનોબી આપવો; પરંતુ સીકંદર ખુ
દ પોતે તો ઇફીસસ ખાતેજ અટકાપી
પડી રહયો હતો, જ્યાં કે તેણે ઉપર જ
ણાવયા પ્રમાણે ત્યાંની આરતામીસ દેવી
ને બહુજ માનપાન આપી, તેણીનો શાહ
બોલો પોતાની ફોજ સાથે ઘણોજ ભપ
કામાં કહાડી દેખડાવયો હતો. ઇલીઅન
કહે છે જે (જુઓ, તેની "જાનવરોની
તવારીખ" ૨–૩) તેજ અરસામાં ત્યાંજ
તેને એપીલીસ સાથે કાંઇ અગત્યના સ
વાલ જવાબો વચે પોતાને માથું પણ ના
ખવું પડયું હતું. ત્યાર બાદ બીજેજ દીવસે
તેણે એ ઇફીસસનું બારૂં છોડયું અને
પોતાની સાથે બાકીની સઘળી પય
દલ ફોજ અને તીરઅંદાજ સેપા
હો તથા થરેસીઅન અને એગ્રીઆનીઅન
ઘોડેસ્વાર લશકર લઇને તે માઇલીતસ
તરફ ઉતરી પડયો. તેની સાથે તે વેળા
એ બીજા છ કાફલાઓબી તેના સ્નેહી
ઓના વટીક શામેલ થયલા હતા. તે શે
હેરની કીલેબંધીની મહાફેજત સારૂ ત્યાં
પારસીઓએ રાખી મેલેલી ફોજ
તો તે કીલો છોડી ગયલા હોવાથી, તેનો
બાહેરનો ભાગ તો સીકંદરે સપરપેહેલાં
જ મારામાં પોતે સ્વાધીન લઇ લીધો
હતો અને પછી ત્યાં છાવણી નાખી પ

ડી તેના અંદરના ભાગનેબી ઘેરી લેવાને
તેણે હવેથી પ્રપંચો રચવા માંડયા હતા; કે
મકે, ત્યાં દરાયશનો સરદાર હોગીસીસ્ટેતુ
સ જે પોતાની ફોજ સીખે પડા રહેલો
હતો, તે તો બીહને સીકંદર સા
થે ખતખાતુતોનો વહેવાર ચલાવીને
તે શહેર તેને હવાલે કરી દેવા
ના સપરપેહેલાં તો પોતે વીચારમાંજ
રમી રહેલો હતો; પરંતુ તેની જયારે
એમજ ખાતરી થઇ ચુકી કે, આપણા શ
હેરની મદદફોજત અને સહાયતા સારૂ
પારસી જબરી દરયાઇ ફોજબી થોડેક
છેટે આપણી નજદીકમાં પડેલી છે, ત્યા
રે તો તેને હીમત આવી ગઇ; જેથી પા
રસીઓ સારૂ તે શહેરને બચાવી રાખવા
તેને હવેથી શુર ચહડી આવયું હતું; પ
રંતુ પેલો પારસી દરયાઇ કાફલો તે બં
દર ખાતે આવી પુગયો તેની ત્રણ દી
વસ આગમચ નીકેનોર પોતાના યવન
કાફલા સીખે તે બારાંની પડોશમાં જે
લાદેનું ટાપુ આવેલું હતું અને જયાં કે
ઇ૦ પુ૦ ૪૯૭માં પારસીઓએ આયોનીઅન
યવન લોકોને સદંતર મારી હઠાવયા હતા
ત્યાં આગળ આવીને લંગર નાખી પડ
યો. તેની કને તે વેળાએ ૧૬૦ જંગી
જહાઝો હતાં જેથી તેણે તરતજ એવી
નેમ બાંધી હતી કે પારસીઓ તે બા
રાંનો કબજો લીધા વીના તો રહેશેજ
નહી: માટે બેહેતર રીત તો એ છે જે
મારે શેતાબીથી તે તરફ નીકળી જવું
જોઇએ. આથી અસુરેથી જ્યારે પારસી
કાફલો પોતાની સાથે ૪૦૦ લડાઇની કી
શતીઓ લઇને તે બંદર ખાતે આવી લા
ગયો ત્યારે લાદેનું ટાપુ પારસી નવકાશ
નયાધીપતીએ તો મકદુનીઅનોને આગ
મચથી પેસાં સાત ઘણાં હાથ જઇ પડેલુંજ
દીઠું. આથી તેણે આવીને તેની પડોશનાં
માઇકેલીના ખડક આગળનાં બારાંમાં પોતે
લંગર નાખવા માંડયું. હવે નીકેનોર લાદે
નું ટાપુ પોતાને હાથ આણી શકયો તે પુ
રવે સીકંદર પોતેબી તેવીજ યુકતીમાં
રમી રેહેલો હતો. આથી તેણે
તે ટાપુની પડોશમાં પોતાની કીશ
તીઓ તઇયાર રાખી મેલીને તેનાપર
ચાર હજાર થરેસીઅન સવારો તથા બી
જી મદદનીશ ફોજોને પણ પોતે ઉતારી
રાખી હતી. જોકે અત્રે પારસીઓની દ
રયાઇ ફોજ તો ઘણી જબરી હતી અ
ને સંખયામાં પણ લગભગ અઢીગણી
વધુ હતી તોપણ પારમેનીઓ હવેથી એ
વી સલાહ સીકંદરને આપવા મંડી ગ
યો હતો કે, આપણે જો એક જબરી લ
ડાઇમાં પડી જઇશું અને પારસી કાફલા
ઉપર ઝડપમાં ઉતરી પડીશું તો ઇનશા
અલ્લાહ તેમાં આપણે ફતેહમંદજ નીવ
ડી શકીશું; કેમકે દેવતાઓએ જે આપ
ણુને હાલમાં સગનો દેખડાવયા છે તે ઘ
ણાજ શુભ આપણા હક્કમાં નીવડી
પડે તેવા છે, કારણ એ જે દ
રયે કીનારે સીકંદરનાં જહાઝોની બરાબ
ર સનમુખ એક ગરૂડ પક્ષી બેહેલું મા
રા જોવામાં જે આવ્યું છે. તેથી મારી
તો ચોકકસ ખાતરી છે કે એ દરયાઇ લ
ડાઇમાં પણ આપણેજ ફતેહમંદ નીવડી
પડીશું. હવે એવો વહેમ અસલી રૂમી
ઓમાં પણ જોવામાં આવતો હતો, એ
મ લાટીન શાએર વરજીલ પોતાની "ઇ
નીઅદ" નામની કવીતામાં જણાવી જા
ય છે. (જુઓ, તેની ચો૦ ૬ ની બેત
૩.) પોતાના આવા વહેમી અનુમાનનાં
ટેકામાં તે વળી સીકંદરને એમ કહેવા
લાગયો હતો કે, જો આપણે હવે દરયા
માંબી ફતેહમંદ નીવડી પડીશું તો આ
પણો ત્રાસ પરલોકોમાં ઘણો વધી
પડયા વીનાબી રહેશેજ નહી. કે
જેથી હવે પછીની લડાઇઓમાં આપ
ણને સવળતા જેવું થઇ પડશે. એમ
કરતે તેમાં આપણે વખતે હાર ખાહી
બેસીશું તો તેથી આપણુને ઝાઝું નુક
સાન થઇ પડે તેવુંબી કશું કારણ હું
તો કાંઇ દેખી શકતો નથી: કેમકે, આ
વાત તો લોકોમાં મશહુર છે કે પારસી
ઓનું બળ દરયામાં તો હાલ તરત આ
પણ કરતાં તો ઘણુંજ વધારે છે. માટે
તમો જો હોકમ આપો તો આવી ભય
ભીત હાલત હું મારે માથે ઉપાડી લેવા
ને તઇયાર બેહેલો છું અને કીશતીઓ
ઉપર સવાર થઇને પારસીઓ સામે ઝીપ
લાવવાનેબી હું તતપરજ રહેલો છું.

આથી સીકંદર જે, ખુદ પોતે જ તે સખુનોનો વાજબી તોલનો કરનારો તથા મરદુમશનાસ હોવાથી, તે પેલા પારમેનીઓને એમ કહેવા લાગયો હતો કે, અરે ઓ સરદાર, તારો આવો અભીપ્રાય મને તો કાંઇ દરૂસ્ત લાગતો નથી; કેમકે આવું પગલું ભરવું મને તો ઘણું ઉછાછળાંપણાં જેવું લાગે છે; કારણ એ જે પારસીઓ કને એક તો આપણાં કરતાં દરયાઇ ફોજ અઢી ઘણી વધારે છે, તે સાથે તેઓના સાઇપીરીઅન અને ફીનીસીઅન ખલાસીઓ દરયાઇ લડાઇઓમાં વધારે કવાયદખોરા, કુશળ અને કારઆજમુદે હોવાથી, આપણા બીનકેળવાયલા અને બીનઅનુભવી ખલાસીઓ તેઓ સામે ટકી શકે તેમબી હું તો કાંઇ માની શકતો નથી. માટે જે લાભ આપણુંને હાલ તરત ખુશકી ઉપર મકદુનીઅન સેપાહોની બહાદુરીથી મળી ગયો છે, તે લાભ દરયા જેવી બીનપાયદાર સ્થીતી ઉપર રાખી મેલીને તે હવેથી હું કાંઇ ખોહી દેવાને તો કેવળે ઇચ્છતોજ નથી, કારણ એ જે આમ સપરપેહેલજ અરાબામાં આપણે દરયામાં માર ખાઇ પડીશું, તો આપણા યવન દુશમનો ચોતરફ હુલડો મચાવી પાડયા વીનાબી રહેશે નહી, જેથી આપણા હકમાં આયંદે જ બરી ખાનાખરાબી થઇ પડે તેવું છે માટે એ સઘળાં કારણો ધયાનમાં લેતાં તો આવી દરયાવરૂથી ખાતાંની લડાઇ ઉઠાવવામાં આપણી કને હજુરવેર પુરતી જોગવાઇઓ અને સાંધનો ન હોવાથી મને તો એ વીચાર પડતો નાખવાની ફરજજ થઇ પડે છે. વળી તમો પેલા સગનનો જે ભાવાર્થ ઉઠાવવા માગો છો તે સાથેબી હું કાંઇ એકમત થઇ શકતો નથી; કારણ એ જે એમ તો જોકે હુંબી તમારી સાથે એકમત થાઉં છું કે ગરૂદ પક્ષીને તમોએ જે જમીનપર બેઠેલું જોયું છે તે તો આપણા હકમાં સારાં સગનની નીશાન છે તો ખરી, પરંતુ તેને તમોએ જે જમીનપર બેઠેલું દીઠું છે તેથી તે આપણુને એવી આગમચેતી આપી જાય છે કે, આપણે દરયામાં નહી બલકે જમીનપરથીજ આ પણુ હમનબરદો ઉપર ફાવી શકીશું તેવું છે, એટલામાં ગલુસીયુસ નામનો એક માઇલીતસ શેહેરનો ઉમરાવ જેનાં તથા ત્યાં પડી રહેલી એક યવન ફોજના હાથમાં કે તે શહેની માહફેજત વીષેનો અખત્યાર તે વેળાએ લોકોએ સોંપી આપેલો હતો, તેને ત્યાંના અમીર ઉમરાવોએ સીકંદર તરફ સીતાબીથી મોકલાવી આપયો અને તેની મારફતથી તેને એમ કહેવડાવા માં ડયું કે, તમો જો અમારા એ શહેર ઉપરથી ઘેરો ઉઠાવી નાખો તો, અમો અમારા ચારે બંદરો (જુઓ શ્રોબો ૧૪–૧) અને દેવાલો આગળનો રસ્તો તમારી તથા પારસી ફોજો સારૂબી ખુલ્લો મેલી દેવાને તઇયાર છીએ, પરંતુ તેની આ અરજ ઉપર સીકંદરે તો કશું લક્ષ આપયું નહી અને તેને કહીને પાછો રવાના કરી આપયો કે તમો સીતાબીથી પાછા તમારા શહેર તરફ જાઓ અને ત્યાંના રહીશોને એમ કહો કે કાલે સહવારે બરી બામદાદને વખતે મારી સાથે લડવાની પોતે તઇયારીઓ કરી રાખે. ત્યારબાદ તેને પોતાના મનજનીકોને ત્યાંની દેવાલની રૂબરૂ લાવીને ગોઠવવા માંડયાં અને થોડાજ વારમાં તે દેવાલમાં તેઓની મારફતથી એક મોટું બગારૂં પાડી અને તે દેવાલનો કેટલોએક ભાગ તો ભાંગી તોડી નાખીને તેમાંથી પોતાના સેપાહીઓને તે શહેરમાં હવેથી પોતે દાખેલ કરવા માંડયા. પોતાના સ્નેહીઓને એમ ઘેરાયલો જોઇને માઇકેલી ખાતે જે પારસી કાફલો પડેલો હતો તેબી સીકંદરની ફોજની પછવાડે આવી લાગયો; પરંતુ પેલા નીકેનોરે જોયું કે રખેને પેલા પારસી કાફલો આવીને તે બારાં ખાતે ભરાઇ જાય તેથી તેને સીકંદરને પેલાં લાદેના બંદરમાંથી જ્યારે તે શહેર ઉપર હુમલો કરતાં દીઠો ત્યારે તેણે પોતાનાં કાફલાને એવી તો રીતે ઝડપમાં તે કીનારા ભણી લાવીને ગોઠવી નાખ્યો કે જેથી પારસી કાફલો ત્યાં જઇ પોહોંચીને પેલા માઇલીસીઅનોને જરાબી મદદ કરી શકેજ નહીં. ત્યારબાદ પેલું મકદુનીઅન લશકર પેલી પારસીઓની યવન ફો

જ અને ત્યાંના શહેરીઓને ચોતરફથી
ઘેરવાને મંડી ગયું અને તેઓને ત્યાં સ
જજડ ધાલો આપી દીધો, જેથી પારસી
ઓની પેલી ભાગુલી ફોજે ચોતરફ નાહા
સવા માંડયું અને કેટલાએક સીપાહીઓ
એ તો ત્યાં આવેલાં એક પડોશનાં નના
માં ટાપુમાં જઈને ભરાઈ જવાના ઇરાદાથી
પોતે દરયામાં હોમાવી પણ દીધું અને
પોતાની ઢાલોના પોકળ ભાગને પાણીની
ઉપર તરતી રાખી મેલી તે ઢાલોની મા
રફતથી પેલા ટાપુ ખાતે નાહાસીને ભરા
ઈ બેઠા. વળી બીજા કેટલાએક પારસી
સેપાહો તો પેલા મકદુનીઅન કાફલા
માંહેલા કેટલાએક ત્રણ દોલીવા
ળાં જાહજોનાં મારામાંથી ઝડપમાં નીકળી
જવાના હેતુથી પોતાની બોટોપર સવાર
થઈ બેઠા; પરંતુ તેઓ પેલા બંદર ભ
ણી આવી પોહોંચે એટલામાં તે બાપડા
ઓ તો દુશમનને હાથ સપડાઈ ગયા હતા.
બાકીના ત્યાંના ઘણાંએક સેપાહો તો
શેહેરમાં લડતી વેળા બીચારાઓ ઠાર થ
ઈ ચુકયા હતા. જેવો સીકંદરે તે શહેર
નો કબજો પોતાને સ્વાધીન લઈ લીધો કે
તેવોજ તે પેલા નનામાં ટાપુમાં કેટલા
એક સેપાહો જે જઈને ભરાઈ બેઠા હ
તા તેઓનો પોતે પોતાની કીશતીઓપર
સવાર થઈને હવેથી દુંબાલો પકડયો અને
ત્યાંની ટેકરીઓ ઉપર સેહેલાઈથી ચહડી
જવા સારૂ તેને પેલા દરેક જાહજ
વાળાઓને પોતાની સાથે સીહડી અને
મનજનીકોને પણ લઈ રાખવાનો હોકમ
કરયો હતો. પરંતુ પેલા બહાદુર સેપાહો
તો પોતે મુઠીભર હોવા છતાંબી તેની સામે
લડવાને તઈયાર થઈ બેઠા હતા, તો જો
કે તેઓની સંખ્યા તો તે વેળાએ કેલી
ત્રણસો માણસોની હતી. આવી તેઓ
ની જવાંમરદી અને પોતાના રાજ તર
ફની નીમકહલાલી જોઈને સીકંદરે
તેઓ સાથે દોસ્તી કરી નાખી તેઓને
પોતાના સેપાહોની સંફમાં જોડી નાખયા
હતા. વળી તે ખુનામરકીમાંથી જેબી તે
શેહેરના રહીશો બચવા પામયા હતા તે
ઓને જરા પોતે અમાનત આપી તેઓ
ને તેઓનું સ્વતંત્રપણું કહે છે જે પાછું
પોતે બક્ષી વટીક દીધું હતું. હવે માઈકે
લીના બંદર ખાતે જેબી પરદેશીઓ કે
તે વેળાએ પડેલા હતા તેઓ પેલા પા
રસી કાફલાની કુમક ઉપર કુદીને પેલા
યવન કાફલા ભણી દરરોજ પોતાની કી
શતીઓ સીખે ધસી જવા લાગયા એ
વા વીચારથી કે, તયાં તો ઈરાની
બળ જાબરૂં જેવું રહેલું હતું જે
થી સીકંદર તેઓ સાથે હાથ મેળાવવા
ને પોતાને જરાબી સામરથવાન સમજ
તો નહતો એટલુંજ નહી પરંતુ તે વે
ળાએ તેનો હાથ નાણાં સંબંધી બાબત
માંબી ઘણો ભીડમાં આવેલો હતો. આ
થી તે આલમગીર પાદશાહ પોતે જાતે
જરા શીયાણો હોવાથી તેઓની મતલબ
પોતે તરત પામી ગયો હતો. તે પરદેશી
ઓ તોબી રાતની વેળાએ તો પેલા મા
ઈકેલીના બંદર ખાતેજ જઈને પારસી
ના કાફલાઓમાં ભરાઈ બેસતા હતા, પ
ણ તયાંથી તેઓને પાણી મેળવવા સારૂ
પેલી મીઆનદર નદીનાં મુખ વેર છેક દ
સ માઈલ સુધી બીનદેહશતે રાતની વે
ળાએ નીકલી જવુંજ પડતું હતું.

આ વાતની ખબર સીકંદરને પ
ડી જતાંને વાર, પેલા માઈલીતસનાં બા
રાં ઉપર દેખરેખ રાખવા સારૂ ત્યાં પો
તાનાં કેટલાંએક જહાઝોને મોકલાવી
આપવા પડયાં હતાં કે, પેલા પરદેશીઓ
તે શહેરની અંદર પાછા ભરાઈ જાય ન
હી. વળી તેજ વેળાએ તેણે પોતાનાં
વહાણોમાંથી ઉતરીને તે પરદેશીઓને
ત્યાંની ભુમીઓમાં ઘુસી જતાંબી અટકા
વી રાખવા માટે માઈકેલી ખાતે પોતાની
ઘોડેસ્વાર ફોજના સરદાર ફીલોતસનેબી
ત્રણ પાયદળ સેપાહોની ટુકડીઓ સીખે
રવાના કરી આપયો હતો. આથી ખોરા
કી અને સ્વચ્છ પાણીની તંગીને લીધે
તેઓ છેક સેમોસના ટાપુ ભણી ઉતરી
પડયા હતા અને ત્યાંથી પુષકળ ખો
રાકી ભરીને માઈલીતસનાં બારાં ખા
તે પાછા આવીને ઉભા રહયા હતા, અ
ને ત્યાંના દરયામાં પછી તેઓ પોતાની
ઘણીખરી કીશતીઓનીબી સફ સમા
રી બેઠા હતા; એવા વીચારથી કે કાંઈબી
કરીને પેલા મકદુનીઅન કાફલાનેબી પા
ણીમાં હોમાવી દઈને તેઓ સાથે આ
પણું લડાઈમાં તરતજ મશગુલ થઈ પ

ડયે. આથી તેઓ સીકંદરના જહાઝોમાંથી પેલા ખલાસીઓ જયારે લાકડા વીણવા કે ખોરાકી હાથ કરવા તથા દાણો મેળવવા સારૂ ઠોકબંધ જમીનપર ઉતરી પડતા હતા, તે વેળાએ નવરૂં જોઇને પેલી કીશતીઓ ઉપર પોતાનો હુમલો લઇ જવાને તક જોતા બેઠા હતા; કેમકે, પસગવત રીતે તેઓને પેલા ખલાસીઓની આવી હીલચાલ વીષેની વાત માલમ પડી ચુકી હતી, જેથી તેઓએ પોતાનાં પાંચ જહાઝોને સીકંદરની છાવણી અને લાદેના ટાપુ વચે જે રસ્તો આવેલો હતો તે તરફના દરયામાં હંકારી જવાનો પોતે તરત હોકમ આપયો હતો. બનાવ એવો બની ગયો કે, જે વેળા પેલા પાંચે કીશતીઓ દરયામાં ઉપડી ચાલી તે વેળાએ સીકંદરની કીશતીના ખલાસીઓબી પોતાની મજકુર હાજતો પુરી પાડવા સારૂ જમીનપર ઉતરી પડેલા હતા; પરંતુ, સીકંદરે જ્યારે પેલાં પાંચે પારસી જહાઝોને પોતાની તરફ આવતાં દીઠાં, ત્યારે તેણે ત્યાં જે દસ જહાઝો તઇયાર પડેલાં હતાં તેઓમાં જેબી ખલાસીઓ ત્યાં હાજર હતા તેઓને એકદમ ચહડી બેસવાનો પોતે હોકમ કીધો અને યાહોમ એકદમ તે પાંચે જહાઝો તરફ શીતાબીથી ઉતરી પડીને દરેકને છુટાં પાડી તેઓ સાથે તેઓએ લડાઇમાં પછી પડી જવું એમ તેઓને પોતે ફરમાસ કીધી હતી. આવો અણધારેલો દેખાવ અને મામલો પેલા પારસી જહાઝોને નજરે પડતાંનેજ વાર, તેઓ તો જોકે તેઓથી ઘણા છેટે પડેલાં હતાં તોબી ત્યાંથી હેરયું લઇ પાછાં ફરી જઇને પોતાની છાવણી ખાતે જઇને ભરાઇ ગયાં હતાં. પરંતુ તેઓ માહેલું એક બારકસ જે ચાલવે ઘણુંજ ધોડા બોટ જેવું હતું અને કેરીઆનાં પ્રાંતનાં આયાસુસના શેહેરમાંથી આવેલું હતું તે તો પેલી નહાસભાગતી વેળાએ પોતાના તમામ ખલાસીઓ સીએ દુશમનોને હાથ કેદ પકડાઇ ગયું હતું. એ આયાસુસના શહેરને તે કેરીઆનાં પ્રાંત ખાતે અસલમાં તો આરબાઇવ લોકોએજ કેહે છે જે વસાવ્યું હતું કે, જ્યાં પછી પેલા માઇલીસીઅન લોકોબી પોતે ઠોકબંધ પાછળથી આવીને વાસો કરી પડયા હતા. તે પછી પેલાં બાકીનાં ચાર પારસી જાહાજો કાંઇબી નવું જુનું કરયા વીના પેલું માઇલીતસનું બારૂં છોડીને પોતે તો ચાલતાંજ થયાં હતાં. આમ સમયસુચકતા વાપરયાથી આવી સીકંદરની યુકતીથી પેલા પાંચે વહાણના કપતાનો મનસે એમ સમજી ગયા હતા કે, દુશમનોનો દરયાઇ કાફલો બી પોતાની સાવચેતીમાં હજુ રહેલો છે, જેથી તેઓ એકલદોકલ હોવાથી પોતાના જબરા કાફલા ભણી તરતજ નીકળી ચાલ્યા હતા, તેમાં તો તેઓએ વાજબીજ પગલું ભરયું હતું. વળી આ પગે જેનોફનના દફતરને આધારે એમ બી જાણયે છીયે કે, એવીજ કુનેહ ઇગોસ પોતે માઇનાં બારાંમાં આગળ ઇ૦ પુ૦ ૪૦૫ માં લીસેનદરે પણ પોતે વાપરી દેખડાવી હતી. ( જુઓ, તેની "હેલીનાઇકા" ૨—૧.) એ માઇલીતસનું શહેર તે જમાનામાં આયોનીઆના પ્રાંતની રાજધાની ગણાતા અને તે પોતાની દોલત, દરયાઇ બળ અને તેના તાબા હેઠળ જે ઘણાએક સંસ્થાનો આવેલાં હતાં, તેથી તે ઘણાં બળવંત શહેરમાં ખપતું હતું અને ઉપર કહયા મુજબ મીઆનદર નદીનાં મુખ ઉપર આવેલું હતું કે, જે નદી દરયામાં નહી પરંતુ એક મોટી અને ઉંડાણ ખાહી જે તેની ઉતર તરફના કીનારા ભણી આવેલી હતી, તેમાં જઇને તે પછી ખાલી થઇ પડતી હતી. આથી પેલી લાંબી ખાડીના અટકાવને લીધે પેલું પાણી બંધાણમાં આવી જતું હતું, જે માહેલો કાદવ કીચલ પેલી નદીનાં પ્રવાહોથી જુંબેશમાં આવી જઇને આખેરે નીચે બેસ્તો ચાલ્યો જતો હતો અને તે ઉપર પછી જમીનનાં લેપડા ને લેપડા બંધાતા ચાલ્યા જતા હતા, જેથી તે ખુશનુમા બારૂં આસ્તે આસ્તે કહે છે જે એક ફળવંત મેદાન જેવું મેદાન થઇ પડયું હતું. આમ તે બારૂં સંકોચાઇ ગયલું હોવાથી ત્યાં પારસી જહાઝોનો સમાવેશ થઇ નહી શકશે એવું ધારીને પેલો પારસી કાફલો જરા છેટેથી ભર દરયામાં પડી રહેલો હતો, જે તકનો લાભ લઇને પેલો નીકેનાર

તે બારાંનો પોતાનાં થોડાંક જહા
જો સીધે તરત આવીને ઉપર ક
હ્યા પ્રમાણે કબજો પોતાને હાથ લઇ
બેઠો હતો; તો જોકે તેઓ સાથે રૂબરૂ
થઇ ભર દરયામાં જઇને લડવામાં તે પો
તેબી કાંઇ દુરૂસ્ત અને સલામતી જેવું
તો બીચારતેજ ન હતો. એ દાસ્તાનમાંબી
એરીઅન પેલા ગરૂડ પક્ષીની વાતને જે
આડે લાવે છે તેવી બીનાને તો હાલ
જમાનામાં કોઇપણ દાનેશમંદ પક્ષવાદી
બી બહાલ રાખી શકે નહી, તોબી તે જ
માનાના મકદુનીઅનો કેવા વહેમી અને
અરધા જંગલી જેવા રહેતા હતા, તે વાત
ની આ ઉપરથી સ્પષ્ટ રીતે કાંઇક ગવા
હી તો મળી શકે તેવીજ છે; કેમકે, તે
જમાનામાં સઘળા ગ્રીસ દેશની આસપા
સનાં દેવયશની ધરમના વહેમી રહીસો
જરા જરામાં પોતાના પેલા ધુતારા ભ
વીશ વાણીના કહેનાર દેવતા અને તેઓ
ના ગોરજીઓ કને જરા જરામાં પોતે
દોડી જતા હતા.

આમ એશીઆ ખાતેના કોસ્ટા ત
રફનાં મુલકોમાં સીકંદરની ખુશકીપરની
ફોજ મજબુત થતી ચાલ્યાથી, નાણાંભીડ
ને લીધે એ પાદશાહે હવેથી પોતાની દ
રયાઇ ફોજને ભાંજી તોડી નાખવાનો એ
રાદો કીધો; કેમકે, હાલમાં એમ તો તે
ની ખાતરજમા થઇ ચુકી હતી કે આ
પણે દરયા ખાતાંમાં તો પારસીઓ સાથે
લડવાને કેવળે સામર્થવાનજ નથી; માટે એ
ફોજની હવેથી આપણને કશી ગ
રજ પડે તેવી નથી અને ખુશકીપરની
જ ફોજ આપણને વધારતા રહેવું જોઇ
સે; કેમકે, આખું એશીઆ ખંડ જીતી
લેવા તેવીજ ફોજ મને ઉપયોગી થઇ પડે
તેવી છે. આથી પેલા દરયાવરૂથી ખા
તાંના ઘણાએક ખલાસીઓનેબી તેણે સી
પાહીઓ બનાવીને પોતાની ખુશકી
પરની ફોજમાં શામેલ કરી નાખ
યા હતા. વળી તે સાથે ઇરાનીઓનાં કો
સ્ટા તરફનાં બંદરોબી જો હું મજબુત
હાલતમાં હાલ હાથ કરી બેસીશ તો, તેથી
પારસીઓનું જોર દરયા ખાતેબી આસ્તે
આસ્તે કમતી થતું અને તુટતુંજ જશે;
કેમકે, તેઓ કને કોઇબી બારૂં કે બંદર
હાથમાં ન રહેવાથી, વહાણો કે ખલાસી
ઓને તે તરફ તેઓ જમાવ કરી થક
શેજ નહી, એમ પેલા ગરૂડ પક્ષીના સ
ગન ઉપરથી તે મનસે પોતે મલકાવા
લાગયો હતો કે, હું આખરે પારસીઓનું
દરયાઇ બળ પણ મારી ખુશકીની ફોજ
મારફતથી આપેરે તોડી શકીશ. આવા
વીચારથી હવેથી એશીઆ માઇનરનાં નઇ
રૂતય ખુણા ઉપર આવેલાં કેરીઆનાં પ્રાંત
ભણી તે ઉપડી ચાલ્યો; કેમકે, તેના સાં
ભળવામાં એમ આવયું હતું કે, ત્યાંના
પાયતખત શહેરે હેલીકરનાસસ ખાતે એ
ક જબરી ભાડુતી યવન ફોજ બીજા પ
રદેશી સેપાહો સીખે પારસીઓની કુમ
કમાં એકઠી કરી રાખવામાં આવેલી છે.

એ કેરીઅન લોકો અસલમાં ક્રીટના
ટાપુમાંથી આવીને વાસો કરી પડેલા હ
તા, એમ આગલા ગ્રીકો વરણવી ગયા
છે અને તે લોકો થીઉસીદીદીજ તથા હી
રોડોટસના કહેવા પ્રમાણે ત્યાં જઇને પ
છી પરલોકોના રાજાઓની નોકરીઓમાં
પણ શામેલ થવા લાગયા હતા. કહે છે
કે આથાલીઆ નામની કોઇએક રાણી
તે પ્રાંતની ગાદી પોતેજ જયારે ચાંપી
બેઠી અને પરદેશી ભાડુતી સીપાહીઓની
જ્યારે તેણીએ માગણી કરવા માંદી
હતી ત્યારે પોતાનાં શરીરની મહાફેજ
ત સારૂ તેણીએ એ કેરીઅન સીપાહીઓ
નેજ રાખી લીધા હતા. એ શબ્દનો
અર્થ ખ્રીસ્તીઓની ૨ જી "કીંગ"ની પો
થા (જુઓ, તેનો બા૦ ૧૧; ૪, ૧૯)
માં હીબરૂ ભાષામાં કપતાન કરીને કરે
લો છે; (જુઓ, ફીઉઅરસ્તની હીબરૂ ભા
ષાની ફરહંગ) પરંતુ તે શબ્દથી મુરાદ
તો આપણને એ કેરીઅન લોકો કરીનેજ
સમજવા જોઇએ. તે ભુમી તરફ શીતા
બીથી નીકળી જઇને સીકંદરે ઝડપમાં
માઇલીતસ અને હેલીકરનાસસનાં શહે
રો વચે આવેલાં સઘળાં શહેરો અને
કસબાઓને પોતાના તાબા હેઠળ કરી
લીધા હતા અને જ્યારે તે છેક હેલીક
રનાસસનાં શહેરથી આસરે પાંચ સ્તેદી
જ યાને અરધા માઇલથીબી જરા બાહારે
દુર સુધી આવી લાગ્યો, ત્યારે તે શેહેર
ને મજબુત ધારીને લાંબો વાર સુધી ઘે

રો વખતે ચાલુ રહેશે તેવા વીચારથી
તે ત્યાં પોતે હાલ તરત તો છાવણી ના
ખી પડયો હતો; કારણ એ જે
તે શહેર કુદરતાજ મજબુત જગયાપર
આવી આયલું હતું, તેથી તે ઘણુંજ બ
ળવંતમાં ખપતું હતું; તે સાથે ત્યાં જે
ખી કાંઇ ખામીઓ જોવામાં આવતી હ
તી તેમાંથી તેને વધારે સલામત અને
મક્કમ બનાવવાના હેતુથી પારસીઓના
સરદાર મેમનોને આગમચથીજ પગલાં ભ
રી રાખેલાં હતાં; કેમકે, તે વેળાએ તે
સરદાર ખુદ પોતેજ ત્યાં હાજર હતો. હ
વે દરાયશને જ્યારે આ ગરાનાઇકસ આ
ગળની હાર વીષેની ઇરાન ખાતે ખ
બર મળી ચુકી અને તેમાં ઘણા
એક પોતાના નામીચા પારસી સુબા બ
હાદુરીથી પોતે પોતાના દેશાભીમાનને
લીધે લડાઇમાં મારયા ગયા, તે વીષેની
તેને ખબર પડી ગઇ, ત્યારે તેણે હેઠલા
એશીઆ અને ત્યાંનાં બારાંઓ ઉપરના
પારસી કાફલાઓની સરદારી એ મેમનોન
નાજ તાબા હેઠળ પોતે સોંપી દીધી હ
તી: કેમકે, આપણો આ પાદશાહ તે
જંગ દરમીઆનમાં ખુદ પોતે તો ત્યાં કાંઇ
હાજરજ નહોતો, એવા વીચારથી કે મારા
પારસી સુબાઓ ત્યાં સીકંદરને મારી હ
ઠાવવાને સામરથવાન નીવડી શકશે; પરં
તુ તેને આમ તે લતા તરફનો સુબો એ
કદમ બનાવી દેવા આગમચ તે પોતે જાતે
એક યવન બચો હોવાથી મબાદા
કાંઇ આગળ જતાં ઠગબાજી રમે ન
હી અને નીમકહરામ નીવડી પડે નહી
તે સારૂ તેની કનેથી તેની બાઇડી છોક
રાઓને પોતે હરોળમાં લઇ રાખી તે
ઓની સલામતી વીષેની પોતે તેને ઝ
માનતો આપી દીધી હતી, એમ ડાયોડો
રસ વરણવી ગયો છે. (૧૭–૨૩) તેમ
કરવામાં એ યવન સેપાહોની આગલી
પાછલી નીમકહરામ વરતણુકો ઉપરથી
તેણે આ વેળાએ જે આવું નેક પગલું
ભરયું હતું, તેપરથીજ એ પાદશાહની
જરાપી દુરઅંદેશી તો સ્પષ્ટ રીતે પર
ખાઇ આવે છે; તેથી મેમનોને સીકંદર
ની મુકસી તથા તેની કળાકઉશલ્યની
આડે આવવા સારૂ પોતે સઘળી ગોઠવ
ણો કરવા માંડી અને પોતાની સાથે ત્રણ
ડોલીવાળાં ચારસો બારકસોને તઇયાર
કરી રાખયાં હતાં, અને જોકે આયોની
આનો પ્રાંત તો તે આગમચજ સીકંદર
ની બેહદ ઝડપને લીધે તેનાં સ્વાધીન
હેઠળ આવી ચુકયો હતો, તોબી આ કે
રીઆના પ્રાંતને તેના હાથમાં નહીજવા
દેવા સારૂ તેણે સઘળી તરેહની ગોઠવ
ણો તે પુરવેથીજ પોતે તો કરી રાખે
લી હતી. તે શહેર સીરામીક અખાતનાં
કીનારાપર આવેલું હોવાથી તેની આસ
પાસ મજબુત કીલેબંધી કરી તેમાં પુષ
કળ ખોરાકી પોષાકી મેમનોને પોતે ભ
રાવી પણ રાખીજ હતી અને તેના બ
ચાવ સારૂ બે મજબુત કીલાઓ વટીક
તેણે બાંધી મેલાવયા હતા જે
માહેલા એક કીલાને એબો તે
ટાપુનો કીલો અને બીજાને "સાલમા
સીસ" નો કીલો એવું નામ તે પોતે આ
પી ગયો છે; કારણ એ જે, ત્યાં એક એ
વો ફુવારો આવયો હતો કે જેનાં પા
ણીમાં નાહયા ધોયાથી અને તે પાણીને
ઉપયોગમાં આણયાથી હરકોઇ મરદ પોતે
કહે છે જે નામરદ જેવો બની જતો હતો.
એ ટાપુ એવું નામ ધરાવનાર કીલો એશી
આની ભુમી સાથે હાલ જમાનામાં જો
ડી નાખવામાં આવેલો છે અને તે તરફ
ના કીનારા ઉપર તે ઘણો મજબુત હો
યાથી તે હાલમા બુદરૂમનાં નામથી ઓ
ળખાય છે; કારણ એ જે, એ હેલીકરના
સસનું નામીચું શહેર જેમાં કે હીરોડોટ
સ અને ડાયોનીઅસ જેવા ઉસ્તાદ બખર
નવીશોનો જનમ થયો હતો, તેને અરવાચી
ન કાળમાં પણ લોકો બુદરૂનાંજ નામથી
પીછાનયા જાય છે. વળી તે શહેરનો ત્યાં
લાગેલી આસેપાસેની ભુમીઓથી એક
મોટી ખાહી વચે આવી ગયલી હોયાથી
કુદરતીજ સારો જેવો બચાવ પણ થઇ
રહેલો હતો, ને જે ખાહી કે ત્રીસ દસ્ત
ગજ જેટલી પોહોળી અને પંદર હાથ
ગજ જેટલી ઉંડી હતી, તેથી ત્યાંની દેવા
લો ઉપર હરકોઇ દુશમન ધસારો કરતી
વેળા તે ખાહીને પુરી નાખ્યાં વીના ત્યાં
પોતાના મનજનીકોને લાવીને ગોઠવી શ
કે તેવું પણ નહીંજ હતું. મેમનોન કને
ત્યાં દરેક દેશાવરોનું લોક સીકંદરની
સાથે થવા માટે પોતે તો ગુંથાઇ

વટીક પડેલું હતુ અને તેની ફોજમાં તરેહવાર પરદેશીઓ પણ જોવામાં આવતા હતા. આથી એ બંને હમનબરદો વચે હોજાતોઝીભરેલી મારામારીઓ લાંબો વખત સુધી ચાલુ રહેતી હતી કે જેમાં એક વેળાએ તો એજ મકદુનીઅન ઉમરાવનો એક બેટો નામે નીપોતોલીમુસ યાને આરાબીહુસ જે પોતે પોતાની ભુમીમાંથી નહાસી આવીને પારસીઓની ફોજમાં સીકંદરના લોભની સામે થવા સારૂ ભરાઇ બેઠો હતો, તેબી લડાઇમાં મારયો ગયો હતો; પરંતુ, બીજી લડાઇમાં પારસીઓજ પોતે શેહજોર નીવડી પડયાથી તેઓના હાથમાં કેટલાએક મકદુનીઅન સેપાહોનાં મુરદાં આવી ગયાં હતાં કે, જેઓને દાટવા સારૂ સીકંદરે પોતાના ખેપયાને મેમનોન કને મોકલાવી આપયો હતો અને તે જમાનાના ગ્રીક લોકોની લડાઇની રૂઢી મુજબ પોતે તેઓને તેની કનેથી માગવાનો તકાદો કરવા મંડી ગયો હતો; પરંતુ, તેમ કરવા સારૂ ઇફીઆલતુસ અને થરેસીબ્યુલસ નામના આથીનીઅન સરદારોજ સામે થઇ બેઠા હતા, તોબી મેમનોને તો જરા નાખતી નાખીને સીકંદરના માગવા મુજબ પેલાં મુરદાંઓને હાર પાડવા સારૂ તેને સ્વાધીન આખેરે કરી દીધાં હતાં. મીતફરદ કહે છે કે પેલા બે આથીનીઅન સરદારો આ માગણીની હાલમાં જે આડે થઇ બેઠા હતા તે દીમોસથીનીસનાં ભાષણોપરથી ઉસ્કેરાયલા હોયાથી આવાં પરીણામો ઉપર પોતે આવી ગયા હતા કે જે વાતમાં ખરેખર સચાઇ જોવામાં આવે છે; કેમકે, ઘણા ખરા આથીનીઅનો તો સીકંદરના આ વાવધતા જતા લોભની સામે થઇ રહેલા હતા, કારણ એ જે તે સરવે કોઇનું સ્વતંત્રપણું છીનવી લઇ આખા દુનયાને પોતાના હાથ હેઠળ આણવાના હવાઇ ખીઆલમાં હાલ તરત તો પોતાનાં બુલંદ એકબાલને લીધે જબરો ચકચુર થઇ પડેલો હતો; પરંતુ, તેને આ વાતનો તો ખીઆલ કેવળે આવેલોજ નહોતો કે આ જગત કોઇ એકજ માણુસની સરદારી હેઠળ આવે તેવીજ નથી; કેમકે, તેમ જો થાય તો તેનો અંતબી જલદીથી આવી જાય તેવો છે, આ દુનયામાં એકજ ધરમ, એકજ રેવાજ અને એકજ ભાષા કરી નાંખવાના એ રાદાઓમાં તો શું અકબર કે શું નેપોલીઅનવટીક હાર ખાઇ બેઠા છે; કેમકે, તે બીનાની સામે કુદરતજ આડે હોયાથી તેવો મામલો કોઇ કાળે પણ બની શકે તેવો નથી.

આણી ગમથી હવે મેમનોને તે શેહેરમાં ઘણાંએક પારસી અને યવન સેપાહોને એકઠાં કરી રાખી, પેલાં ત્રણ ડોલીવાળાં બારકસોને પણ ખલાસીઓથી ભરપુર કરી નાખી, તેઓને એવી તો રીતે પેલાં બારાંમાં ગોઠવી રાખયાં હતાં કે, કામ પડે તો, તે સઘળું લશકર એકમેકને શીતાબીથી મદદો વટીક કરી શકે. હવે સીકંદર પોતાના સેપાહોને લઇને સપરપેહેલેજ દીવસે માઇલાસાના શહેર તરફ જવાનો જે દરવાજો આવેલો હતો તે રસ્તેથી થઇને ત્યાંની દેવાલ ઉપર ઉતરી પડવાના એરાદાથી જ્યારે પોતે નીકળી આવયો; ત્યારે તે શહેરનાં માણુસો એકદમ તેનાં લશકર ઉપર તુટી પડયા હતા. આથી તે બંને ફોજો વચે મારામારી શુરૂ થઇ ચુકી; પરંતુ સીકંદરે જલદીથી પોતાના માણુસોની સહાયતામાં દોડી જઇને એવો તો ધસારો પોતાના હમનબરદો ઉપર કરવા મંડી ગયો કે, જેથી પારસી ફોજ નહાસીને પાછી શહેરમાં જઇને ભરાઇ બેઠી હતી. એ માઇલાસાનું શેહેર તે જમાનામાં કેરીઆનાજ પ્રાંત ખાતે એક નામચીન શેહેર તરીકે જાણીતું હતું અને આયાસુસની ખાડીથી આશરે દસ માઇલને છેટે આવેલું હતું. હાલ જમાનામાં લોકો તેને મીલાસો કરીને કહે છે. ત્યારબાદ થોડાક દીવસો રહીને એમીનતસ, પરદીકસ તથા મીલીઆજર જેવા પોતાના સરદારોનાં પયદલ સેપાહો તથા તીરઅંદાજો અને એગરીઆનીઅન જેવા ચુનંદા ઘોડેસ્વારો અને ઢાલ તરવાર ધરાવનાર ઓડીશારને ડોલઇને મીનદસના કસબા આગળથી તે શેહેરનો એક ભાગ જે આવેલો હતો તે તરફથી પેલી દેવાલ ઉપર અવલોકન

કરવાનાં હેતુથી પોતે નીકળી ચાલયો હતો કે જોઇએ તે તરફથીબી તે શેહેરપર સેહેલાઇથી હુમલો થઇ શકશે કે નહીં; અને વળી તે સાથે બેમાલુમ રીતે એકાએક પેલું મીનદસનું શહેરબી હુમલો કરીને હું જીતી શકીશ કે નહીં? એ મીનદસનાં શહેરનેબી ત્રોઇઝન લોકોએજ તે જમાનાની પુરવેથી આથમણુ કોસ્તા ઉપર હેલીકરનાસસનાં શહેરનીજ પડોશમાં વસાવેલું હતું અને તે શહેરબી મારા હાથમાં સેહેલાઇથી જો આવી જતું હોય તો પછી મને હેલીકરનાસસનું શહેર જીતી લેવાને ઝાઝી મહેનત પણુ પડશે નહીં એમ તે પોતાને મનસે હાલ તો ગોર કરવા લાગયો હતો; પરંતુ પેલા મીનદસનાં શહેરનાં રહીસોએ તેને ઠગવાના હેતુથી તે વેળાએ તેનાપર ખેપયાઓ મોકલાવીને એમ કહેવડાવયું હતું કે, જો રાતની વેળા તમો અમો ઉપર એકાએક ચહડી આવશો તો અમો તમોને તાબે થવાને હાજર છીએ. આથી ભુલાવો ખાઇને આગમચથી ઠેરવી રાખેલી એક રાતની આશરે અધવચમાં તે શહેરની દેવાલની નજદીકમાં તે છુપો છવાયો પોતે નીકળી પડયો અને મનમાં એવું જે, તે લોકો મને તરતજ તાબે થઇ બેસશે, તેથી તો તેણે પોતાનાં લશકર સાથે સીડી કે મનજનીકોનેબી લેવાને દરૂસ્ત વટીક વીચારયુંજ નોહતું; પરંતુ ત્યાંના રહીસોએ તો તેને તાબે થવાનાં કશાંબી ચીનહો પોતા તરફથી હાલમાં દેખડાવા માંડયાજ નહોતા. આથી ગભરાઇને તેણે પોતાની "ફેલંકસ" ને ત્યાં દેવાલની નજદીકમાં લાવીને ઉભી રાખી અને તેને પેલી દેવાલને હેઠળથી ખણી ખોદી રાખવા પેલા સીપાહીઓને પોતે હોકમ કીધો. આથી તે દેવાલનાં એક કંગુરાને તો ત્યાંના ખુદ રહીસો એજ પોતે હાથે કરીને ઉપરથી નાખી દીધો કે જેથી પેલું સીકંદરનું લશકર નીચે ચંપાઇ જાય; પરંતુ તે કંગુરાને એવી તો હીંમતથી તે લોકોએ પોતે ઉપરથી ફેંકી દીધો હતો કે જેથી પેલી દેવાલને તો કશીબી અલવલ આવી ન હોતી, અને તેમાં કશી ફાટ વટીકબી કાંઈ પડી નહોતી. હવેથી શહેરનાં માણુસો એ ઘણી બહાદુરીથી પોતાનો બચાવ પેલા કીલા ઉપરથી સીકંદરની સામે કરવા માંડયો, કારણુ એ જે દરયાને રસ્તેથી તેઓને મદદ કરવા સારૂ ઘણાએક હેલીકરનાસસનાં સેપાહોબી ત્યાં ઉતરી પડેલા હતા. આથી તે શહેરને લડી યાતો એકાએક ભુલાવામાં નાખીને જીતી લેવાના હેતુમાં, તે પાદશાહ સદંતર ઠગાઇ બેઠો હતો અને ત્યાં કાંઇબી નવું જુનું કરયા વીના તે શરમભરેલી હાર ખાઇને ત્યાંથી પછી પોતે ભાગી યાને વીસરજન થઇ ગયો હતો.

ફરીને હવેથી તેણે એક વાર હેલીકરનાસસનાં શેહેર ઉપરનો ઘેરો પાછો શરૂ કરયો, જે શેહેરને અસલમાં ઝીફાઇરા કરીને લોકો કહેતા હતા, એમ સ્ત્રેબો આપણુને જણાવી ગયો છે. (જુઓ, તેની ચો૦ ૧૪, ૨, ૧૬ વા૦ ૩, પા૦ ૩૪ મું.) આથી તે શહેરની હરોળમાં એક ત્રીસ દશ્ત ગજ જેટલી પોહોળી અને પંદર હાથ ગજ જેટલી ઉંચી ચર તે શહેરના બચાવ સારૂ જે આગમચથી ખોદી રાખવામાં આવેલી હતી તેને સપરપેહેલાં તો તેને પુરી નાખવાની ફરજ પડી ગઇ હતી. તે કારણુસર તેણે તે ચરને પુરવા માંડી અને તે જગયાપર પોતાના મનજનીકો અને સીડીઓને લાવીને ઉભી કરવા માટેની સઘળી તઇયારીઓ પોતે કરવા માંડી કે, જેથી પેલી દેવાલપર હેઠળથી અને ઉંચેથી તેને મારો ચલાવવાને સવળતા જેવું થઇ પડે. તે કામને સેહેલથી હાર પાડી નાખી ત્યાં સીકંદરે પોતાના મનજનીકોનેબી લાવીને હાજર કરી રાખયાં; પરંતુ રાતની વેળાએ તે શહેરની મહાફેજત સારૂ તઇયાર રહેલા માણુસો એકાએક બાહેર ધસી આવયા, એવા વીચારથી કે આગ લગાડી તે દેવાલ સનમુખ જે મનજનીકો અને બીજા ભાંજતોડ કરનાર હથયારો સીકંદર લાવીને હાજર કરે યા તો હાજર કરેલાં હોય તેઓને એકદમ બાળીને ભસ્મ કરી નાખવામાં આવે. લયકીન તેઓ પોતાની મુરાદમાં ફતેહમંદ નીવડી પડે તે આગમચ તેઓની મતલબ સીકંદર પોતે ચેતી ગયો હતો, જેથી તેણે પેલા માણુસોને પેલી

પોતાની દેવાલમાંજ મારીને ભરાઇ જવાની ફરજ પાડી દીધી હતી અને પેલા મનજનીકો અને બીજા હથયારોને પોતાની છાવણીમાં મોટો શોર મચાવી મેલી અને બીજા સીપાહીઓને બોલાવી મંગાવીને દુશમનોને હાથ જતાં બચાવી લીધા હુતા. એ મારામારીમાં કહે છે જે, મકદુનીઅન ઉમરાવ એમીનતસનો બેટો અને એરાબીયુસનો ભાઇ નીઓપતોલીમુસ જે સીકંદરની બોરડુ છોડીને પાદશાહ દરાયશની પુશતપનાહ હેઠળ આવીને ભરાઇ બેઠો હતો તે તથા બીજા આશરે ૧૭૦ પારસી ફોજના સેપાહો મારયા ગયા હતા; તેમજ સીકંદરના માણુસોનાબી રાતનો વખત હોયાથી જબરો જેવો ઘાણુ નીકળી ગયો હતો અને તેનાં સોળ ઉપર માણુસો તો મારયા ગયા હતા; એટલુંજ નહી, પરંતુ ત્રણુસોથી વધુ માણુસો તો મરણુતોલ ઘાયલ વટીક થઇ પડયાં હતાં.

તે પછી થોડા દીવસો નીકળી ગયા બાદ, એતેફાક એવો બની ગયો કે, સીકંદરની ફોજમાં પરદીકસની ટુકડી માહેલા બે ભારી હથયાર ધરાવનાર મકદુનીઅન સેપાહો શરાબની લેહેકીમાં આવી ગયાથી, તેની ઝુમમાં ને ઝુમમાં પોતપોતાની બહાદુરી વીષેનાં બાકાં એકમેક આગળ વાતચીત કરતાં કરતાં ફુકવાને મંડી ગયા હતા. તેઓ એકજ તંબુમાં રહેતા હતા અને પોતાનું ભોજનબી એકમેકની સાથેજ લેતા હતા. આથી તે બંને સેપાહો રસપર ચહડેલા હોયાથી, ત્યાં ને ત્યાંજ ઝગડો મચાવી પડયા હતા; કેમકે, એક સેપાહ કહેવા લાગયો કે હું તારા કરતાં વધારે બહાદુર છું અને બીજો પોતાનીજ બહાદુરીના નગારા પોતેજ વજાડવાને મંડી ગયો હતો. આથી આખેરે પોતપોતાની રાજીખુશીથી તેઓએ પોતાની બહાદુરી એકમેકને દેખડાવવા માટે, પેલા માઇલીસોના શહેરની બોરડુની રૂબરૂ પેલા કીલાનો જે ભાગ ઉભેલો દેખાતો હતો, તેપર જઇને એકાએક હુમલો કરવાને પોતે મનસે ઠરાવ કીધો, અને પેલા દારૂની નીશામાં ને નીશામાંજ ઉઠીને ત્યાંથી દુશમનો સાથે લડવાના હેતુથી નહી, બલકે પોતાની બહાદુરી દેખડાવવાનાં ખીઆલથી તરતજ તે તરફ તેઓ ઉતરી પડયા હતા. પેલા કીલાની માહાફેજત સારૂ ત્યા હાજર રહેલા કેટલાએક માણુસોની નજર તેઓને હથયારબંધ બેભાન હાલતમાં પોતાની દેવાલ ભણી આવતા જોઇને પોતે બાહેર નીકળી પડીને એકાએક તેઓપર ધસી ગયા; પરંતુ તેઓ પેલા શુરપર ચહડી બેઠેલા મકદુનીઅન સેપાહોની છેકજ નજદીકીમાં આવી ચુકયા કે, તેઓને તો તેઓએ તરતજ ઠાર કરી નાખયા હતા અને તેઓની પછવાડે દુરથી જે સેપાહો ચાલતા હતા તેઓપર તીરોનો મારો તેઓએ ચલાવવા માંડયો હતો. આથી પેલા કીલા માહેલા બીજા માણુસોબી પોતાના સ્નેહીઓની મદદે ઝડપમાં નીકળી પડીને આખેરે તેઓને જેર કરી નાખયા હતા અને પોતે ઉંચી જગયાપર હોયાથી આબાદ તીરો દુરથી તેઓપર ફેંકવાને મંડી ગયા હતા, જેથી તે બંને જણુ ઘણીજ ભયભીત હાલતમાં આવી ગયા હતા. ડાયોડોરસ તો તેઓના બચાવ કરવા સારૂ એવો ટોલ્લો પોતા તરફથી લગાવી જાય છે કે, તે વેળાએ રાતનો વખત હતો તેથીજ તેઓ માર ખાઇ ગયા હતા; પરંતુ તેવા એકતરફી અને હસદખોરાં લખાણો પર ભરોસો મેલવાનાં હવે તો દહાડાજ વહી ગયા છે; માટે આ તેનું લખાણુ કાંઇ વજનદાર તો ગણાઇ શકે તેવુંજ નથી; કેમકે, જો રાતનો વખત હોતે તો, પરદીકસની ટુકડીવાળા કેટલાએક માણુસો અંધારૂ હોવાથી પોતાના તે બંને સ્નેહીઓની મદદે કેવળે ઉતરી પડી શકતેજ નહી. આમ તે બંને હમનબરદોની ફોજો માહેલા કેટલાક માણુસો પેલી દેવાલની છેક નજદીકીમાંજ ધસી આવયાથી, તેઓ એકમેક સાથે પછી જબરીથી જપાજપીમાંજ આવી પડયા હતા; પરંતુ પેલા મકદુનીઅનોએ પેલી મેમનોનની ફોજવાળાઓને હઠાવી દીધા હતા, જેથી તે

ઓ તો પેલા દરવાજામાંથી પોતાના શહેર તરફજ ફરી જઇને સાંજ પાછા ભરાઇ બેઠા હતા. તે વેળાએ કહે છે જે, આખી મકદુનીઅન ફોજ ત્યાં લડાઇમાં ગુંથાઇ ગઇ હતે તો, તે શેહેરનો કબજો વટીક વખતે લઇ શકે તેવું હતું; કેમકે, તે વેળાએ પેલી દેવાલોની મહાફેજત સારૂ પારસી ફોજ ત્યાં ઝાઝી હતીજ નહી. વળી તે કીલાઓ પરનાં બે કંગુરાઓ તો તે વેળાએ જમીનદોસ્ત થઇ પડેલા હતા અને ત્રીજોબી ઝુલતો થઇ રહેલો હતો. તેથી તળયેથી જો વખાણ માંડયો હતે. તો પેલા મકદુનીઅનો તેનબી સેહેલાઇથી ભાંજી તોડી શકે તેવુંજ હતું; પરંતુ પારસીઓએ તરતજ સમયસુચકતા વાપરીને પેલી ભાંગી પડેલી દેવાલને બદલે એક ચંદ્રકોરી આડીતેડી ઇંતરડીની દેવાલ તરતજ પોતે અંદરથી ઉડાવી નાખી હતી: કેમકે, તેઓ કને તે વેળાએ પુષ્કળ માણસો પડેલાં હતાં. આથી તે શેહેર દુશમનોના હાથમાં જતું જરાકમાં બચી ગયું હતું. તોબી બીજે દીવસે તે દેવાલની સનમુખે સીકંદરે પોતાના બીજાં મનજનીકોબી લાવીને ગોઠવવા માંડયા હતાં, જેઓને બાળીને ભસ્મ કરી નાંખવાના હેતુથી. પેલા શહેરના માણસો પાછા તેઓપર ફરીને બીજી વાર પણ ધસી આવયા હતા અને ત્યાં દુશમનોએ જે લાકડાનો માચડો ઉઠાવવા માંડયો હતો, તેનો થોડોક ભાગ તથા નેતરકામનાં બાંધકામોને તો સદંતરજ બાળીને ભસ્મ કરી નાખવા દુશમનોની રૂબરૂ તેઓ પોતે ફતેહમંદજ નીવડી પડયા હતા; પરંતુ બાકીના માચડાઓને સંભાળવા સારૂ સીકંદરે ફીલોતસ તથા હેલાનીકુસ જેવા પોતાના સરદારોને જે હોકમ કરી રાખયો હતો, તેઓ તો તેઓને બચાવી શકયા હતા. એટલામાં તેઓની કુમકે સીકંદર ખુદ પોતેબી ત્યાં આવી પહોંચયો, જેથી પેલા બીજા માણસો વળી બળતા મશાલો લઇને ત્યાં જે પોતાની ફોજને મદદે હાલમાં ઉતરી પડેલાં હતા, તેઓ માંહેલા કેટલાએક માણસો તો તેને જોતાંનેજ વાર પેલી મશાલો અને પોતપોતાના હથયારોને નાખી દઇને ત્યાંથી વંજો માપી યાને નાહાસી ગયા હતા; પરંતુ બાકીનું ઇરાની લશકર છેક ઉંચાણ જગ્યા ઉપર ઉભેલું હોવાથી, પેલા ઇનજીનોનાં બચાવ ખાતેર ત્યાં જે મકદુનીઅન લશકર મારામારી કરતું રહેલું હતું તેઓપર દુરથી તીરોનો વરસાદ વરસવા મંડી ગયું હતું; એટલુંજ નહી, પણ પોતાના કીલાની ભાંગેલી દેવાલની બંને બોરડુઓ ઉપર જે કંગુરાઓ અદયાપી સલામત રહી ગયલા હતા, તેઓપરથી દુશમનોની પીઠો ઉપર જબરો મારો ચલાવતા બેઠા હતા. જેથી પેલી દેવાલપર હુમલો ચાલુ રાખવા પેલા મકદુનીઅન સેપાહો હાલ તરતતો હાર ખાઇ બેઠા હતા. ત્યાર બાદ થોડાક દીવસો ગાળા કહાડીને સીકંદર પાછો પોતાના લશકરી ઇનજીનો લઇને માહેલે પેટે આવેલી ઇંતડીઓની દેવાલ ઉપર પાછો પોતે હલ્લો લઇ ગયો હતો અને તે કામને હાર પાડવા સારૂ ત્યાં ખુદ પોતેબી જઇને હાજર રહયો હતો. એટલામાં પેલા શહેરમાં ઘેરાઇ રહેલા કેટલાએક સેપાહો એકાએક જથાબંધ બાહેર ધસી આવીને તેની ફોજ ઉપર યાહોમ એકદમ તુટી પડયા કે, જેમાં કેટલાએક સેપાહો તો જે બાજુ ઉપર સીકંદર ખુદ પોતે ઉભેલો હતો ત્યાં પેલી દેવાલમાં જે ફાટ પડેલી હતી ત્યાંથી ધસી આવયા હતા અને બાકીનાઓ તો પેલી ત્યાં આવેલી ત્રણ ભાગળોમાંથી બાહેર નીકળી ચાલ્યા હતા કે, જેવો અસાધારણ બનાવ બને તેવી તો પેલા મકદુનીઅન સેપાહો તો પોતે કેવળે આશા પણ રાખતાજ નોહતા. પેલી પેહેલી ટુકડીવાળા સેપાહો તો પેલા ઇનજીનો ઉપર દુરથી બળતી મોટી મશાલો અને બીજી જલદીથી સળગી ઉઠે તેવી જણસો જથાબંધ નાખવા મંડી ગયા હતા કે, જેથી આગે કરીને પેલા ઇનજીનો તરતજ સળગી ઉઠે. આથી પેલા ઇજનેરોસપર પેહેલાં તો ઘણીજ ભયભીત હાલતમાં આવી પડયા હતા; પરંતુ સીકંદરે સમયસુચકતા વાપરીને તેઓ તરફ પોતાના કેટલાએક ચુનંદા સેપાહોને દોડાવી મેલ્યા; જેથી તેઓ પોતાના ઇનજી

નો મારફતથી પોતાના માચડાઓ ઉપરથી મોટા મોટા પથરા પેલી ઇરાની ફોજ ઉપર ગબડાવી નાખવાને સામરથવાન નીવડી પડયા હતા અને દુરથી તેઓપર તીરોનો જબરો મારો વટીક શુરૂ કરી બેઠા હતા. આથી પેલા સેપાહીને પાછા પોતાના શહેરમાં જઇને ભરાઇ બેસવાની ફરજ પડી ચુકી હતી; તોબી તે ઠેકાણે જબરી લડાઇ થઇ પડેલી હતી; તેથી તથા પેલા માણસોની જબરી ધમાલ અને ધમચકડા મચી રહેલી હતી, તેથી ત્યાંથી ઝટપમાં નહાસભાગ કરતી વેળા ઘણાએક સેપાહી તો એકમેકનાજ ધક્કામુક્કીથી પોતે બચારા કચડાઇજ મુઆ હતા. એ રાવનગીર પાદશાહને ફારસી ગ્રંથકારો "ઝુલ કરનેન" એવા એલકાબ હેઠળ એટલાજ સબબો ઉપરથી વરણવી ગયા છે કે, આગલા યવનોના ખુદ પોતાનાજ જણાવયા પ્રમાણે, એની બંને બારદુ ઓપરના કપાલો, ગોયા બે શીંગડાંઓ પેરે ઉપસીજ આવેલાં દીસ્તાં હતાં. આથી એને એનાજ કેટલાએક નાતીલાઓ "બે શીંગડાંવાલો ઇશકંદર" એવાં નામ હેઠળ પોતે પણ પીછાનવાનેજ લાગી ગયેલા હતા. એ ખીતાબનો અરથ કેટલાએક ફારસી નવીશનદાઓ બે વખતનાં ત્રીસ ત્રીસ યાને સાઠ વરસો સુધીની જીંદેગી ભોગવી ગયેલો પાદશાહ એવો જે ઉઠાડવા માગે છે, તે બીના તો સદંતરજ અસત્સતા જેવીંજ દીસે છે; કેમકે એને ભાયેગે પાંત્રીસ વરસ સુધીની પણ જીંદેગાની તો કાંઇ ભોગવીજ નોહતી; એમ એનાં વૃતાંતો ઉપરથી સાફ માલુમ પડી આવે છે. વળી એની ખુશકી કે દરીઆપરની ફતેહો વીશે યુરોપીઅન નવીશનદાઓ તથા આગલા પાછલા ગ્રીક લોકો તો સરસરાત અને એકસરખીજ રીતે લખી ગયેલા છે; પરંતુ ફારશી ગ્રંથકારો તો તેઓને બે વીભાગોમાં વેહેંચી નાખી, તેઓને "બેહેરી" યાને દરીઆપરની તથા "બરરી" યાને જમીનોપરની ફતેહો એવાં બે જુદાં જુદાં નામો હેઠળજ વરણવી જાય છે.

વળી કેટલાએક લડવઇયાઓ તો મકદુનીઅન સેપાહો સાથે હાથોહાથની ઝપાઝપીથીજ મારયા ગયા હતા, પરંતુ બાકીનાઓનો જબરો ઘણુ તો પેલી ભાંગેલી તુટેલી દેવાલ આગળ નીકળી ગયો હતો; કેમકે, ત્યાં આવેલું પેલું બગાડું ઘણુંજ સાંકડું હોવાથી, તેઓની બાહોળી સંખયાને લીધે તેમાંથી એકદમ તેઓ પસાર થઇ શકયા નહોતા. તે સાથે પેલી ભાંગીતુટી દેવાલના કાટકામથી તેઓનો નાહાસભાગ કરવાનો રસ્તો વટીકબી બંધ થઇ પડેલો હતો. બીજી ટુકડી પેલી ત્રણ ભાગળ આગળથી જે બાહેર નીકળી પડી હતી, તેઓની રૂબરૂ તો સીકંદરના કોઇએક અનજાનો પતોલોમી નામનો સરદાર થઇ પડયો હતો કે, જેની સાથે આદાદીઉસ તથા તીયાનદર નામના સરદારોની ટુકડીઓ તથા હલકાં હથયારો ધરાવનાર સવારો પણ શામેલ હતા. હવે સીકંદરનાં લશકરમાં પતોલોમી (બતલીમુસ) નું નામ ધરાવનારા તો ચાર સરદારો હતા, જેથી પતોલોમી લેગુસ જેવો પેલો ચુનંદો સરદાર આ પતોલોમી તો કાંઇ હોવાજ ન જોઇએ, એમબી ખાલી રીતે પુરવાર થઇ શકે તેવું છે. તો જોકે આરયન તો તેનું આખું નામ અને એલકાબ આપણને કાંઇ પોતે તો જણાવી ગયેલોજ નથી. તે મકદુનીઅન સરદારે તો પેલા ઇરાનાં લશકરને ઝડપમાં પોતે હરાવી નાખયું હતું, જેથી પાછું હઠી જતી વેળા તે લશકરને એક સાંકડા પુલ ઉપરથી જે પસાર થઇ જવું પડયું હતું; તેથી તેઓનાજ ભારબોજથી માઠાભાગયે પેલો પુલ ધસી પડયો હતો. આથી ઘણાએક સેપાહો તો પેલી નીચે આવેલી ઉંડી ખાઇ અને ખીણમાંજ પડીને બીચારાઓ મરણ પામયા હતા. કેટલાએકો તો તે નહાસભાગની વેળાએ પોતાનાજ સેપાહોનાં ધક્કામુક્કીથી કચડાઇ મુવા હતા, અને બાકીનાંઓ તો પેલા મકદુનીઅન સેપાહો ઠેઠ ઉંચેથી જે મારો ચલાવી રહેલા હતા, તેથીબી મરણ પામતા ચાલ્યા હતા; તોબી તેઓનો જબરો ઘણુ તો પેલી ભાગળોના દરવાજા આગળજ નીકળી ગયો હતો; કેમકે, રખેને પેલું મક

ડુનીઅન લશકર શહેરમાંબી આવીને ઘુસી જાય, તેવી બીકથી ત્યાંના શહેરીઓએજ પોતાના બચાવ ખાતેર પેલા દરવાજાઓને બંધ કરી નાખયા હતા. આથી તે બીચારાઓ તો પોતાના લોકોની ગફલતીથી પોતાના દુશમનોને હાથે પેલા દરવાજાઓ આગળજ કતલેહામજ થઈ પડયા હતા; તોબી તે શહેર તો આ વેળાએબી દુશમનોના હાથમાં જતું વળી ફરીનેબી જરાકમાં બચી ગયું હતું: કેમકે, સીકંદર તો એવાજ ખીઆલ હેઠળ રમતો બેહેલો હતો કે, તેઓ જો હુજુમી મને સ્વાધીન થઈ બેસશે તો તે પાયમાલીમાંથી બચી જઈ શકશે. આથી તેણે પોતાના સેપાહીઓને પેલા દરવાજાઓ આગળથી પાછા બોલાવી લીધા હતા; પરંતુ એ લડાઈમાં સીકંદરની ફોજના ફકત ચાળીસ માણુસો મારયા ગયા હતા, અને દુશમનોના શહેરના એક હજાર માણુસો મારયા ગયા હતા, એમ એરીઅન જે ભમરડો ગબડાવી જાય છે, તે બીના સેહેલાઈથી કાંઈ આપણે ગળે ઉતરી શકે તેવી નથી; કેમકે, એ મકદુનીઅનોએ તો એ લડાઈમાં પોતાના ઘણાએક નામીચા સરદારોને ખોઈ દીધા હતા: જેવા કે પતોલેમી, જે કે, ખુદ પોતેજ સીકંદરના એક બોડીગાર્ડમાં ખપતો હતો; બીજો તો કેલીઆરકસ, જે પોતે પેલા તીરઅંદાજોનો ઉપરી થતો હતો અને ત્રીજો તો પેલા એક હજાર પયદલ સેપાહીઓનો સરદાર નામે આદાદીઉસ પણ મારયો ગયો હતો. બાકીનાઓનાં નામો એરીઅન કાંઈ આપી જતો નથી, પણ ફક્ત એમજ કહીને પોતે તો છટકી જાય છે કે, "બીજાબી મોભાદાર મકદુનીઅનો એ જંગની દરમીઆનમાં મારયા ગયા હતા." ડાયોડોરસ તો આ છેલ્લી હીજાતોજીભરેલી હેલાકરનાસસનાં શેહેરવાળાઓની લડાઇ વીષે બોલતી વેળાએ એમ પોતે વરણુન દરશાવી જાય છે કે:-(જુઓ, તેની ચો૦ ૧૭-૨૫ થી ૨૭) જ્યારે ત્યાંના સરદારોએ જોયું કે આપણુને આખેરે તાબે થયા વીના તો છુટ ફોજ રહેશે નહી; ત્યારે તેઓ છેલ્લે સરવાળે છેકજ જાનપર આવી જઈને એકદમ સીકંદરના ઈનજીનો ઉપર પોતે ધસી જઈને તુટી પડયા હતા; કે, કાંઈબી કરીને તે હથયારોને ભાંજી તોડી યા તો બાળીને ભસ્મ કરી નાખયે. તે બાહેર ધસી પડેલી ફોજનો પેશરવ તે વેળાએ ઈફીઆલતીસ ખુદ પોતેજ થઈ બેઠો હતો, કે જે નામચીન દેશનીકાલ થયલો આથીનીઅન સરદાર તે વેળાએ પારસીઓનીજ બોરડુમાં થઈ ગયલો હતો. આથી આગમચથી બંદોબસ્ત કરી રાખયા મુજબ, એક બડી બામદાદની વેળાએ પેલી સઘળી ભાગળોમાંથી પેલું લશકર ચોતરફથી એકાએક બાહેર ધસી આવયું હતું. આથી મકદુનીઅનોની ફોજની હરોળમાં જેબી ઘણાજ ગબરૂ સેપાહો હતા તેઓને તો તેઓએ જબરો માર મારીને બારેવાટ કરી નાખી નહસાડીજ મેલ્યા હતા; પરંતુ ફીલકુસ (ફીલીપ) નામના સરદારના હાથ હેઠળ જે બીજા કારઆઝમુદે મકદુનીઅન સેપાહો હતા, તેઓ માંહેલા કોઈ એક અથારીઆસ નામના સીપાહીએ તો તે લડાઈનો મામલોજ આખેરે ફેરવી નાખયો હતો, જેથી ઈફીઆલતીસ ખુદ પોતેજ તે જંગમાં મારયો ગયો હતો: જેથી તેનાં માણુસોને પાછું તે શહેરમાં જઈને ભરાઈ બેસવાની ફરજજ થઈ ચુકી હતી. આવો હીંગામ અને મામલો જોઈને ઓરોનતોબેતીસ અને મેમનોન જેવા પારસીઓના પેલા બંને સરદારોએ એકમેક સાથે મસલહત કીધી અને પોતે એવા ઠરાવપર આખેરે આવી ગયા હતા કે, આપણે લાંબો વખત સુધી આ ઘેરો હવે તો લંબાવી શકીશુંજ નહી: કેમકે, એક તો એજે, પેલી દેવાલનો થોડોક ભાગ તો ધસી પડેલો છે અને બાકીનો ભાગબી પેલા ઈનજીનોના મારાથી દોદરો અને નબળો થઈ ગયલો છે; તે સાથે પેલા શેહેરમાંથી બાહેર નીકળીને આગળ ધસી ગયલી આપણી ફોજના ઘણાખરા માણુસો વળી મારયા ગયા છે અને બાકીના તો ઘાહેલ વટીક થઈ પડેલાં છે; માટે તે સઘળી બાબતોનો પોતે મનસે સમતોલ કરીને, પેલી રાતની લગભગ બીજી પોહોરની વેળાએ પોતાના પેલા હમનબરદોના મનજનીકો અને ઈનજીનોનાં મારાથી બચવા અને ટ

ક્રુર ઝીલવા સારૂ જે લાકડાંના માચડા તેઓએ આગળ ઉઠાવેલા હતા, તેઓને તો તેઓએ પોતેજ સળગાવી મેલ્યા હતા, અને પોતાના શસ્ત્રખાનનેબી મોટી આગ લગાડી દીધી હતી.

વળી તે દેવાલની પડોશમાં જે ઘેરો આવેલાં હતાં તેઓમાંબી ધગધગતા આતશો નાખી દીધા હતા અને બીજા ઘેરો તો પવનના ઝપાટાથી પેલા માંચડા અને શસ્ત્રખાનાની જબરી આગોને લીધે ધગધગ બળતાંજ ચાલ્યાં હતાં. આથી તે આગની ગીરદી અને ધમાલની વેળાએ કેટલાંએક હેલીકરનાસસનાં વતનીઓને તો રાતોરાત પોતાની પડોશમાં આવેલાં આરકોનીસસ નામના એક મજબુત ટાપુમાં જઈને ભરાઈ બેસવાની અચ્છી તક હાથ લાગી ગઈ હતી અને બીજાઓ તો નહાસીને સાલમાસીસ નામના બીજા એક કીલામાં જઈને ભરાઈ બેઠા હતા: કે જયાંના એક ફુવારા વીષેનાં પાણી સારૂ ત્યાંના લોકોમાં એવો ખોટો ખીઆલ પેસી ગયેલો હતો કે, જે કોઈબી તે પાણી પીતા હતા તેઓ બાયલા જેવા બની જતા હતા. એ આરકોનીસસ (કોરોનાતા) નાં ટાપુ વીષેનો કાંઇક જુજ અહવાલ સ્ત્રેબોની ભુગોળમાં પણ આપવામાં આવેલો છે. (જુઓ, તેની ચો૦ ૧૪-૨: ૧૬ અંગ્રેજી તરજુમાનું વા૦ ૩: પા૦ ૩૫ મું). કેટલાએક પેલી આગના લગાડનારા લોકોમાંથી હાલમાં બાગી થઈ પડેલા શખસો કનેથી સીકંદરને કાને તે વાત જ્યારે જઈ પહોંચી અને મધરાત હોવા છતાંબી જયારે દુરથી ચોમેર આતશના ભભુકા તેના દીઠામાં વટીક આવયા, ત્યારે જેમ નેપોલાઅને મોસ્કોનાં "કરેમલીન" ના મેહેલને ત્યાંના રહીસોએ સળગાવી મેલ્યો હતો તેમાંથી બચાવ ખાતેર પોતાના સેપાહીને તે તરફ દોડાવી મેલયા હતા તેમજ સીકંદરેબી પોતાના સ્વારોને ચોમેર દોડાવી દીધા હતા; કે જેઓ પેલા આગના લગાડનારાઓને તરતજ ઠાર કરતા ચાલ્યા હતા: તોબી પોતાના તે સેપાહીને તેણે એમ તો સખ્ત હોકમ આપયોજ હતો કે, જેબી તે શહેરના વતનીઓ ચોતપોતાનાં ઘેરોમાં છુપાઈ બેઠેલા હોય તેઓને તો કશોબી પતીની જરાબી ઇજા પહોંચાડવીજ નહી. હવે જેવાં બડી બામદાદનાં કીરણો ચોમેર પથરાવા લાગયાં કે, તેવાંજ પેલા પારસી અને યવન ફોજના માણુસોએ પેલી રાતની વેળાએ હાથ કરી પડેલાં મજબુત મથકોને દુરથી પોતેબી જોઈ શકવા લાગયા હતા: પરંતુ તે મથકો મજબુત સ્થળોપર આવેલાં હોવાથી, તેઓપર ઘેરો નાખતાં લાંબો વીલંબ અમસ્થો લાગી જશે, તેથી તેઓપર હાલ તરત તો હલ્લો કરવાની વાત સીકંદર ખુદ પોતેજ નાખતી નાખી બેઠો હતો; કેમકે, તે આખું શહેર મારે હાથ આવી ગયું છે, તેથી પેલા મથકો તો મને હાલ તરત તો કશાંબી ઉપયોગમાં આવી શકે તેવાં નથી એમ તે પોતાને મનસે વીચારવા લાગયો હતો. (જુઓ, ડાયોડોરસ ૧૭-૨૭) આથી રાતોરાત પોતાનાં મુરદાંઓને ડાટી નાખી, પેલા ઇજનેરોને પેલા ઇનછનોને લીદીઆનાં પ્રાંત માહેલાં ત્રાલીસ નામના શહેર તરફ લઈ જવાનો પોતે હોકમ આપયો હતો અને તે શહેરને જમીનદોસ્ત કરી નાખી ત્યાંથી તે હવેથી કરીઆનાં પ્રાંત ભણી ઉતરી પડયો: તોબી તે શહેર અને કેરીઆના આખાં પ્રાંતના કબજે બરાબર રીતે પોતાની કનેજ રાખી મેલવાના હેતુથી; ત્યાં તે પોતાના એક સરદાર બતલીમુસ (પતોલેમી)ના હાથ હેઠળ ૩,૦૦૦ યવન પાયદલ અને બસો સવારોને સોંપી આપી ગયો હતો અને તે પ્રાંતના પોતાના હાકેમ તરીકે ત્યાંની રાણી એદાનેજ તે પોતે નેમી ગયો હતો. એ રાણી ત્યાંના આગલા રાજા હીકાતોમનુસની બેટી થતી હતી અને કેરીઅન યવનોના રેવાજ પ્રમાણે તેણી પોતાના ભાઈ હીદરાઈયુસ સાથેજ પરણી બેઠેલી હતી; કેમકે, એ માજી રાજા જ્યારે મરણ પામયો; ત્યારે તેને પેટે ત્રણ છોકરા અને બે છોકરીઓજ અવતરેલીઓ હતી. તે છોકરાઓનાં નામો મુસોલુસ, હીદરાઈયુસ અને પીક્ષોદારૂસ કરીને હતાં અને પેલી બંને છોકરીનાં નામો આરતીમીસીઆ અને એદા કરીને હતાં; જે માહેલી પેહેલી શાહજાદી પોતાના વ

ડા ભાઇ મુસોલુસ સાથે અને એદા પોતાની મંજકુર બેહેનની માફક પોતે પણ પોતાનાં ભાઇ હીદરાઇયુસ સાથેજ પરણી બેઠી હતી; પરતું તે રાજા વાંજીઓ મરી ગયાથી, તેની ગાદી પેલી રાણી આરતીમીસીઆને સર ચોંટી બેઠેલી હતી; જેણીએ પોતાના ભરથારનાં માનમાં એવો તો એક જબરો સરૂપવાન મકરબો બનાવયો હતો કે, જે દુનયાની પેલી સાત અજાયબીઓ માહેલો એક કરીને પાછળથી સરવે લોકોમાં મશહુર વટીક થઇ ચુકયો હતો. તેણીની પછી તે દેશની ગાદી હીદરાઇયુસને મળી ગઇ હતી તેબી જયારે મરણ પામયો ત્યારે તેણે પોતાનાં રાજ્યાનો સરવે કારોબાર પોતાની આ બેહેન અને બાયડી એદાનાં સ્વાધીન હેઠળ પોતબી સોંપી આપી ગયો હતો; પરંતુ તેણીના ભાઇ પીક્ષાદોરૂસે તેણીને ત્યાંથી નહસાડી મેલી તે દેશની ગાદી તે પોતેજ પછી ચાંપી બેઠો હતો. આ છેલ્લો પાદશાહ પીક્ષાદોરૂસ હવેથી પારસીઓની બાંહેધરી પોતે કબુલ મંજુર રાખી બેઠો હતો, જેથી દરાયશે તેનાં ગોઠયા તરીકે પોતાનાં પારસી ઉમરાવ ઓરોનતોબાતીસને તેની સાથે સોંપી આપયો હતો, કે જે શખસ તે રાજાનો પાછળથી જમાઇ થઇ બેઠો હતો; તેથી તેનાં મરણ બાદ તેના તે પારસી જમાઇને ઇરાનના પાદશાહે કેરીઆના મુલકનો રાજા બનાવી મેલ્યો હતો. (જુઓ, સ્રેબો વા૦ ૩, પા૦ ૩પ અંગ્રેજી તરજુમાનું.) હવે એદા કને તો તે વેળાએ કેરીઆનાં પ્રાંત માહેલું એલીનદા નામનું એક મજબુત શહેર ફકત હાથમાં બકાત રહી ગયું હતું. એટલામાં સીકંદર જ્યારે તે પ્રાંત ઉપર પોતે હુમલો લઇ ગયો, ત્યારે એ એદા રાણી પોતે તેને એસ્તેકબાલ લેવા ગઇ હતી અને તેને પોતાનું એલીનદાનું શહેર સ્વાધીન કરી દઇને તેનેજ પોતાના દસતક કરી નીવડયો હતો; કેમકે, એમ દતક કરવાની રસમ એ મકદુનીઅનોમાંબી અસલથર ચીજ જાએઝ હતી; કેમકે, સીકંદરના ખુદ બપાવા રાજા એમીનતસેબી ઇફીકરેતીસ જેવા એક ચુનંદા આથીનીયન વકતાએ તેના મુલકને બચાવી આપયો હતો, તેથી તેના બદલામાં તેને પોતાનો દતક કરી લીધો હતો. (જુઓ, એસચીનીજની "દ. ફાલસા. લીગાતીઓની"ને પા૦ ૨૪૯ થી ૨૫૦ મે) સાકંદર જેને ઉપર કહયા પ્રમાણે અસલી પહલવીખાંઓ તો એલેકઝીઆનદર એવા નામ હેઠળ પોતે પીછાની ગયા છે, તેણે તો માનપુરવક રીતે તેણીનું દતકપણું પોતે તો કબુલ મંજુરજ રાખી દીધું હતું; પરંતુ તેણીનું શહેર પોતે લેવાને ના પાડી ઉઠયો હતો, અને ઓર ઉલટી આખા કેરીઆનાં પ્રાંતની હાકેમી તેણીને તેણીના માગવા ઉપરથી પોતે સ્વાધીન વટીક કરી દીધી હતી; કેમકે, તે શેહેર તો હવેથી સીકંદરનેજ હાથ જઇ પડેલું હતું.

એમ કરતાં સીકંદર પછી હજુબી પારસી દરયાઇ બળ જબરૂં હોવાથી પેલા કોસ્તા ભણીનાં લીસીઆ, પામફીલીઆના પ્રાંતો ખાતે પોતે ઉતરી પડયો હતો; કેમકે, તે તરફની ભુમીઓ તેના હાથ હેઠળ આવીં ગયાથી પારસીઓનો દરયાઇ કાફલો તેઓને નીરૂપયોગી થઇ પડશે, એવી નેમ તેણે પોતાને મનસે બાંધી રાખી હતી. હીરાડોટસના કહયા પ્રમાણે (૧–૧૭૩) એ લીસીઆનાં પ્રાંતને તો અસલમાં લોકો માઇલાસ કહીને કહેતા હતા; પરંતુ તે માઇલાસ નામ તે પ્રાંતની ઉપર હેઠ પીસીદીઆ વેર જે ઉંચી સપાટ ભુમી આવેલી હતી તેને ત્યાંના રહીસો પાછળથી પોતે પછી લાગુ પાડી ગયા હતા. તેમાં દાખેલ થતાં તેનાં રસ્તામાં સપરપેહલાં તો હાઇપરનાં નામની એક મજબુત ભુમી આવી ગઇ હતી; જેના બચાવ સારૂ ત્યાં એક યવન ફોજની ભાડુતી ટુકડી પડી રહેલી હતી; પરંતુ સપરપહેલાં એક ધસારામાં હાલ તરત તો તે શેહેર પોતે વળી ચાંપી બેઠો હતો અને ત્યાંનો કીલો છોડી જવા સારૂ સુલેહ કરી નાખીને પેલા યવન સેપાહીને તો ત્યાંથી પોતે જતાજ મેલી દીધા હતા. ત્યારબાદ તે ખુદ લીસીઆનાજ પ્રાંત ઉપર પોતે સવારી લઇ ગયો હતો અને તેલમીસીઅન લોકો સાથે તો સુ

લેહનાં કોલકરારો કરીને તેઓને પોતા ને શરણ આવી જવા દીધા હતા. ત્યારબાદ જેનથુસ નદી તે ઓળંગી ચાલ્યો કે, જે વેળાએ પીનારા, જેનથુસ તથા પતારા વગેરે બીજા આસરે ત્રીસ નાના નાના કસબાઓ પણ તેનાજ તાબા હેઠળ આવી પડયા હતા. એમ તો એજ જેનથુશનું શેહેર કુરૂશના સરદાર હારપેગુસેબી હીરાડોટસના જણાવયા મુજબ આગળ પોતે જીતી લીધું હતું. (૧–૧૭૬) અને પાછળથી તે શેહેર ઉપર રૂમી સરદાર બરૂતશ વટીક શેહજોર થઇ ચુકયો હતો એમ એપીઅન વરાણવી ગયો છે. (જુઓ, તેની સીવીલ વાર વા० ૪; પા० ૭૬--૮૧) તે શહેરના બીસમાર દેહેરા, મકરબા, મેહેરાબો અને એક નાટકશાળા તો વળી કુનીબ નામની જગયા આગળ ભાગીતુટી હાલતમાં સર ચારલસ ફેલોઝેબી છેક ઇ० સ० ૧૮૩૮માં પોતે ખણી ખોદાવી કહાડયા હતા. ડાયોડોરસ આપણને એમ જણાવી જાય છે કે (૧૭–૨૮) તે વેળા એ ફકત મારમારીઅન લોકો જાનપર આવી જઇને પોતાના શહેરના બચાવ ખાતેર ઘણીજ બહાદુરીથી સીકંદરની સામે લડયા હતા; પરંતુ આખેરે લાચાર થઇ પડયાથી તે શહેરને તેઓએ પોતેજ બાળીને ભસ્મ કરી નાખયું હતું અને મકદુનીઅન લોકોની છાવણી ઓળંગી જઇને ત્યાંના પહાડોમાં તેઓ પછી ભરાઇ બેઠા હતા. આમ આ સઘળું કામકાજ હાર પાડી રહયા બાદ, જોકે ઇ० પુ० ૩૩૩ નો શીઆળો પુર જોશમાં બેહેલો હતો, તોબી તેણે મીલીઆસ લોકોની ભુમી ઉપરબી હલ્લો કરયો હતો, કે જે ભુમી મોટા ફરીજીઆનાં પ્રાંતનો એક ભાગ ગણાતો હતો અને તે વેળા તે એ લીસીઆનાં પ્રાંતનીજ બાહેધરી હેઠળ હોવાથી ત્યાંના રાજને પારસીઓ સાથે આગળ થયલા કોલકરારોની રૂયે ખંડણી પણ આપયો જતો હતો. તે પછી ત્યાંના કોસ્તા તરફનાં બીજા બંદરો પણ પોતાની રાજીખુશીથી તેને શરણ થઇ બેઠાં હતાં અને હજુ તો પેલાં ફેસીલીસનાં શહેર આગળ સીકંદર પોતે તો પડીજ રહેલો હતો અને ત્યાંના એક જબાંદરાજ વકતાનું ત્યાંના રહીશોએ જે બાવલું બનાવયું હતું તેને ફુલના ગજરાથી વધાવી લેવાનાં કામમાં પોતે રોકાઇ પડયો હતો; કેમકે, તે શખસ તેજ શહેરનો રહીસ થતો હતો; એટલુંજ નહી, પરંતુ અરસ્તુ જેવા ઉસ્તાદનો પોતે તો ચેલો અને દોસ્ત પણ થતો હતો એમ પલુતારક (જુઓ, તેનો સીકંદરનો વરૂતાંત ઓવી ૧૭ મી) તથા અરસ્તુ (જુઓ, તેની "એથીકસ" ૭–૭) આપણને સાફ જણાવી ગયા છે, તેવામાં એ ઇરોપશનો બેટો સીકંદર જે તેના અનેક હમનશીન તરીકે જણાયલો હતો અને થેસીલીઅન ઘોડેસ્વાર ફોજનો સરદાર થતો હતો; તેજ તેની સામે કાંઇક પ્રપંચો મચાવવાને મંડી ગયો હતો, એમ સીકંદરને પશગવત રીતે તરતજ ખબર મળી ગઇ હતી. આ સીકંદર તે હીરોમીનીસ અને આરહાબાયુસનો ભાઇ થતો હતો, જેઓ આગળ તે પાદશાહના બાપ ફીલકુસને મારી નાખવામાં પેલા ખુની પાઉજેનીઅસ સાથે શામેલ પણ હતા. હવે તે બંને મજકુર ખુની ભાઇઓને તો સીકંદરે આગળ કહયા પ્રમાણે પોતાના બાપને દફનાવયા બાદ તરત ત્યાં ને ત્યાં ઠાર કરી નાખયા હતા; પરંતુ આ સીકંદરને તો બચાવી લઇને તેને પોતાનો હમનશીન જેવો બનાવી દઇને પોતાનો એક સરદાર કરી રાખ્યો હતો; કેમકે, તે ઉમરાવે સપરપેહેલાં એ શાહઝાદાને તેના બાપનાં મરણ બાદ પાદશાહના એલકાબથી વધાવી લીધો હતો એમ જસ્તીન (૧૧–૨ તથા કરસીયુસ (૭–૧) આપણને જણાવી ગયા છે. આમ તેને તથા ઓલીમપીઆસને તે બટામાંથી પોતાનાં નીખાલેસ દીલથી બચાવી લીધાથી તો સીકંદરના ઉપર કેટલાએકો તો ઉતરી વટીક પડયા હતા. આ પ્રપંચ મચાવવાનો સબબ એરીઅન આપણને એમ સમજાવા જાય છે કે (જુઓ, તેની એનાબાસીસ ચો० ૧, બા० ૨૫ ને પાનું ૬૧ મું) એવું કહેવાયલું છે કે જયારે એમીનતસ આગળ કહયા મુજબ સીકંદરની બોરડુ છોડીને શહેનશાહ દરાયશની પુશ્તપનાહ હેઠળ પોતે જઇને ભરાઇ બેઠો; ત્યારે તે એમીનતસ એ એલેકઝાંદર કનેથી કેટલાએક સંદેશા અને એક ખાન

ગી કાગળ પોતેપોતાની સાથે લઇ ગયો હતો. આપરથી દરાયશે પોતાના એક ખાસ વીશ્વાસુ પારસી ખેપયા નામે સીસીનીસને ફરીજીઆના પ્રાંતના હાકેમ એતીઝાઇચને મળવાને બહાને પેલા ત્યાંના કોસ્તા ભણી રવાના કરી આપયો હતો; પરંતુ તેની ખાસ મતલબ તો આ એલેકઝાંદરનેજ હાથોહાથ કાંઇક છુપો સંદેશો પહોંચાડવાની હતી. તે કાગળમાં દરાયસે પોતે પેલા એલેકઝાંદરને એવી મજબુત કબુલાત આપી હતી કે તું જો સીકંદરને મારી નાખશે તો હું તને એક હજાર સોનેરી તાલેંત યાને અઢી લાખ પાઉંડ આપવાને તઇયાર છું; એટલુંજ નહી, પણ તે સાથે હું તને મેસીદોઆનો રાજા વટીક કરી બેસાડીશ; પરંતુ પેલો ખેપીઓ સીસીનીસ વાટમાંજ પારમેનીઓ આગળ સપડાઇ ગયાથી તેણે પોતાનો ખરો ભરમ તે સરદારની સનમુખ પોતે કહીજ દીધો હતો. આથી પારમેનીઓએ તે ખેપીઆને ચોકી પેહેરા હેઠળ તરતજ સીકંદર કને મોકલાવી આપયો હતો કે, જેણે તેજ પ્રમાણે તેની સનમુખબી પોતે એકરાર કરી દીધો હતો. આથી સીકંદરે પોતાના ખાસ હમનશીનોની એક ખાનગી સભા તરતજ બોલાવી હતી અને તેઓનું મત પુછવા લાગયો હતો કે, આપણને એલેકઝાંદરને હવેથી શું સજા કરવી જોઇએ? પેલા હમનશીનો એવા ઠરાવ ઉપર આવી ગયા હતા કે એવા બેઇમાન માણુસને પાદશાહે આમ પોતાની ચુનંદી મોટી ઘોડેસ્વાર ફોજનો સરદાર કરવામાં ઘણીજ જબરી ચુક આગળ કરી નાખી હતી; માટે તે પેલા થેસીલીઅન ઘોડેસ્વારોના ઘણો માનીતો થઇ બેસીને કાંઇ વધુ રમખાણ આગળ ચાલતાં તેઓની સાહેતાથી કરી નાખે, તેથી તેને તરતજ ઠાર કરી નાખવો સજાવાર છે. તે સાથે તેઓ કાંઇક સગનોથીબી પોતે મનસે જરા ગભરાઇજ રહેલા હતા.

કહે છે કે જ્યારે સીકંદર પેલા હેલીકરનાસસના શહેર ઉપર ઘેરો નાખી બેઠો હતો, ત્યારે એક ભરબપોરના તે જરાક આસાએશ લેતાં ભર નીંદ્રામાં પોતે પડી ગયો હતો. એટલામાં એક ચલ્યું આવીને તેના માથા ઉપર ઉડવા લાગયું અને તેના કોચની દરેક બાજુએ બેસીને અહીં તહીં જબરો શોર મચાવવા મંડી ગયું હતું. પોતે અસંત થાકેલો હોવાથી પેલી નીંદ્રમાંથી તો તે કાંઇ બેદાર થયો નહી હતો, પણ ઉંઘમાં ને ઉંઘ્રમાંજ તેના કકળાટના અવાજથી જરાક ચરવચર થઇને તે પક્ષીની ઉપર પોતાનો હાથ આસ્તેથી ફેરવી ગયો હતો, અને ત્યાર બાદ તેને જરા મારયુંબી, તોપણ તે પ્રાણી ત્યાંથી કાંઇ ઉડી ગયુંજ નહી ને ઓર ઉલટું તેના માથા આગળ આવીને ભમતુંજ રહેલું હતું. એટલામાં સીકંદર જ્યારે પોતે જાગી ઉઠયો ત્યારે તે ચલ્યું ત્યાંથી વીસરજન થઇ ગયું હતું. આ બનાવને નજીવો જેવો સમજી સીકંદરે તો સપરહેપેલાં તેનાપર કશુંબી લક્ષ આપવા માંડયુંજ ન હતું; પરંતુ ત્યાર બાદ તેણે તેલમીસસનાં શહેરવાળા એરીસ્તાનદર નામના કોઇએક એક જાણીતા ખવાબની તાસીર કહેનારને પોતે બોલાવી મંગાવયો હતો. તેણે આવીને પાદશાહને એમ કહયું હતું કે, તારી સામે કાંઇ જબરૂં કાવત્રું કોઇક દોસ્ત અને સ્નેહીથી મચાવવું જોઇએ એમ આ સગન ઉપરથી સારાંશ નીકળી શકે છે. આગળ ચાલતાં પેલા તાસીરના કહેનારે એમબી પાદશાહને ખબરદાર કરયો હતો કે, તે પ્રપંચ આગમચથી આ બેરે તમને માલમ પડ્યા વીનાબી રહેનાર નથી; કેમકે, પેલું ચલ્યું જે છે તે ખુશ ખબરનુંજ લાવનારૂં છે અને માનવી જાત ઉપર પોતે જાતી પ્રીત રાખતું હોવાથી તે બીજા પક્ષીઓ થાને પણ વધારે બોલકણું રહે છે. માટે પેલા જોશીની કહેલી આગાહીને પેલા પારસી કાસદની જબાની સાથે સરખામણી કરીને સીકંદરે કોઇએક એલેકઝાંદરના બેટા અને કરાતીરૂસના ભાઇ અમફોતીરૂસને પોતે તરત બોલાવી મંગાવયો અને તેને પારમેનીઓ તરફ ઝડપમાં રવાના કરી આપયો હતો; પરંતુ તે ખેપયો તે રસ્તાથી કેવળ અંજાણ હોવાથી ભોમયા તરીકે તેની સાથે કોઇએક

પરગીઅન જાસુસનેબી પોતે સોંપી આ
પયો હતો. પેલા ખેપયાએ વાટમાં તે
ને કોઇ ઓળખી નહી કહાડે તે સારૂ
ત્યાંના વતનીઓનો પોષાક ધારણ કરીને
છુપો છવાયો પોતે પારમેનીઓ કને આ
ખેરે સહીસલામત જઇ પહોંચયો હતો;
પરંતુ તેને આ પાદશાહે તો કશો રૂકો કે
કાગળ પારમેનીઓ ઉપર લખી આપયોજ
ન હતો; કેમકે, તે કાગળ મબાદા તેથી
કોઇ દુશમનના હાથમાં જઇ પડે નહી, તેથી
મહોડેથીજ તે ખાનગી બાબત હોવાથી
તે ખેપયા સાથે પારમેનીઓ ઉપર કહી
મોકલાવી હતી. આથી તે સરદારે (પાર
મેનીઓએ) પેલા એલેકઝાંદરને તો પક
ડીને તેને તરતજ ચોકી પેહેરા હેઠળ પોતે
કેદ રાખી મેલાવયો હતો અને ફીલોતસ
ને મારી નાખયા પછી તરતજ તેને
બી ઇ૦ પુ૦ ૩૩૦ માં ઠાર કરી નાખ
વામાં આવયો હતો. ( જુઓ, કરસીઉસ
૭-૧; એરીઅન "એનાબાસીસ" પાનું
૬૧ થી ૬૨ તથા ડાયોડોરસ ૧૭-૩૨, ૮૦)
વળી આગળ ચાલતાં કેટલાએક સીકંદરના
ઇતીહાસ લખનારાઓ આપણને એમબી
સમજાવવાની વેતરણ કરે છે કે, તે આલ
મગીર તાજદાર પેમફીલીઆના દરયાની
છેક નજદીકમાંજ પોતે જ્યારે આવી લા
ગયો, ત્યારે ખોદાની મેહેરથી તે દરયો
આપોઆપ પાછળ હઠી જઇને તેને પો
તે રસ્તો આપી બેઠો હતો (જુઓ, પલુ
તારકનો "એલેકઝાંદર" ઓવી ૧૭ તથા
જોશીફસની એનતીકવીતી ૨-૧૬. ૫) કહે
છે કે તેવોજ બનાવ જયારે પારસીઓ
નો પાદશાહ મહાતમા કુરૂશ પોતાની
ફોજને યુફરેતીસ નદી ઉપરથી પાઉંપીઆ
દા ચલાવી ગયો, ત્યારેબી તે લશકરને
રસ્તો કરી આપવા સારૂ પેલી નદી હઠી
ગઇ હતી; જે અકસમાતથી પેલા થેપશેકસ
નાં લોકો વીસમીત પામીને એમજ મનસે
સમજવા લાગયા હતા કે, પરમેશ્વરેજ તે
ને આપણી તરફ મોકલાવી આપયો છે
કે ત્યાં આવીને તે આપણી કનેથી રા
જ્યદંડ છીનવી લેવાનો પોતે સામર્થ
વાન નીવડી પડે, એમ જેનોફન પોતાની
એનાબાસીસમાં આપણને જણાવી ગયો
છે. ( જુઓ, તેની ચો૦ ૧, ૪ )
તેમજ પલુતારકબીએ લુકલસ સારૂ
સાફ એમજ કહે છે કે, જ્યારે તે
સરદારની ફોજને એજ નદીએ પોતે હ
ઠી જઇને રસ્તો મોકળો કરી આપયો
ત્યારે ત્યાંના રહીસો તો લુકલસને પોતે
ગોયા પગે પડવાનેજ મંડી ગયા હતા.
(જુઓ, તેનો લુકલસનો વરૂતાંત, બા૦ ૨૪
મો) તેવા સગનો શહેનશાહ તાઇબીરીઅ
સનાં લશકરનેબી કહે છે જે વાટમાં મ
ળી ગયા હતા; કેમકે, તે રૂમી પાદશાહ
નો વીતલસ નામનો સરદાર પોતાની રૂ
મી ફોજ સીખે શહેનશાહ તીરીદેતીસને
પાછો પારથીઆનાં તખત ઉપર બેસાડવા
સારૂ જ્યારે તે નદી આગળ આવી પ
હોંચયો; તયારેબી તે નદી એમજ હઠી
જઇને તેનાં લશકરનો રસ્તો પોતે મોક
ળો કરી આપયો હતો. ( જુઓ, તાસી
તસનો બખર (એનાલ) ૬; ૩૭; સ્ત્રેબો
ચો૦ ૧૪-૩ અને એપીઅનની "સીવીલ
વાર" નાં વા૦ ૨ જાને સફે ૧૪૯ થી
૧૫૦ સુધી.) વળી કયસરે રૂમ ગાને સી
જર ખુદ પોતેબી જ્યારે આયોનીઆના
દરયાની ખુદ નજદીકમાં આવી પહોંચ
યો; ત્યારેબી તે દરયો તેની ફોજ સારૂ
હઠી જઇને તેનો રસ્તો સવળ પોતે ક
રી આપયો હતો. આવા આવા અકસ
માતીક સંજોગોને વહેમી લોકો મોટું
રૂપ પોતાની તરફથી આપી દીએ તો તે
માં કશી નવાઇ નથી; કેમકે, કુદરતનાં વી
ચીત્ર કામકાજોમાં એવા એવા બનાવો તો
વારંવાર બનતા ચાલ્યાજ જાય છે. હવે સી
કંદર પેલું ફાસીલીસનું શહેર જ્યારે છોડ
યું ત્યારે પહાડને રસ્તેથી તેણે પોતા
ની ફોજનો થોડોક ભાગ પરગાનાં શહે
ર ખાતે રવાના કરી આપયો હતો; કેમ
કે, તે તરફ રસ્તો બરાબર ન હોવાથી
થેરીસીઅન લોકોએ આગમચથી પેલા
પહાડો આગળથી એક રસ્તો તેને સારૂ
બનાવી રાખેલો હતો; પરંતુ તે ખુદ પો
તે પોતાનાં લશકરને દરયે કીનારે આ
વેલા કીનારા કીનારા ઉપરથી ચલાવી લઇ
ગયો હતો; કેમકે, ત્યાં જ્યારે ઉતર તર
ફનો વાયુ ફુંકતો હતો; ત્યારે
સલંગનો સલંગ રસ્તો કુદરતીજ
બની જતો હતો; પરંતુ જ્યારે દ
ક્ષીણ તરફમાં પવન ફુંકતો હતો ત્યારે
તો કોઇથી તે કીનારાપરથી જવાઇ શકા

તુંજ ન હતું. સારા ભાગ્યે તે કીનારા ભણી તે જ્યારે આવી પહોંચ્યો; ત્યારે ઉત્તર તરફનો વાયુ ફુંકી રહેતો હતો જેથી સેહેલાઇથી ઉપર કહયા મુજબ તે દરયો તે પસાર કરી ગયો હતો અને મનસે તે તથા તેનું લશકર એમજ સમજવા મંડી ગયું હતું કે, આ તો ઇશ્વરની કરૂપાથી આપણું કામ આમ સવળ થઇ પડેલું છે. એમ કરતાં તે જ્યારે પેલું પરગાનું શેહેરબી છોડીને આગળ ચાલ્યો ત્યારે અસપાનદીઅન લોકોના એલચીઓની તેની સાથે વાટમાંજ મુલાકાત થઇ પડી હતી, કે જેઓ તેને એમ અરજ કરવાને મંડી ગયા હતા કે, અમો લોકો તો તમો સાહેબને અમારૂં શહેર શરણુ કરવાને તઇયારજ બેઠેલા છીએ; માટે તમે તમારી ફોજને મહેરબાની કરીને અમારા શહેરમાંથી પસાર થવા દેશોનાં જી.

આ તેઓની અરજ તેણુ કબુલ મંજુર રાખી હતી, પરંતુ તેઓ કનેથી તે કડકો થઇ ગયલો હોવાથી પોતાનાં લશકરના પગાર સારૂ ૫૦ તાલંત યાને આસરે પાઉંડ ૧૨,૦૦૦ ઓકાવ્યા હતા અને જે ઘોડા કે તેઓ સદાકાળ ઇરાનના પાદશાહ સારૂ જે ઉછેરતા ચાલ્યા જતા હતા, તેબી તેણુ પોતેજ માંગી લીધા હતા કે, જે તેની બંને માંગણીઓને કબુલ રાખીને પેલા ખપયાઓ ત્યાંથી પાછા પોતાની ભુમી તરફ પછી નીકળી ગયા હતા. ત્યાર બાદની તેની કરેલી સવારીની બીના જરા અત્રે પડતી નાખી મજકુર એલેકઝાંદરે એ પાદશાહ સામે રચેલાં કાંઇક પ્રપંચો વીષેની જે બાબ્ત ઉપર આપણે જણાવી ગયા છીએ તે વીષેની સાથે લાગયા અત્રે જરા તપાસ લઇએ. તે સરદારે આવા કોઇક પ્રપંચો તેની સામે રચ્યાં હોય તે બીના તો કદાચને બને તેવી છે, પરંતુ તેમાં એરીઅન દરાયશનું નામ અમસ્થું જે દાખેલ કરી નાખે છે કે, તેણુ સીકંદરને પશગવત રીતે મારી નખાવવા માગયો હતો; તે વાત એ પાદશાહની આગલી પાછલી વરતણુકો તરફ જોતાં સેહેલમાં આપણા માનવામાં આવી શકે તેવીજ નથી; માટે તેવો જુઠો આરોપ દાવા દુશમનીથી તેવા નેકખાહ અને ખોદાતરસ પાદશાહ સારૂ પેલા ગ્રીકોનાંજ ભેજાંનું ખોટું પરીણામ આપણને સમજવું જોઇએ. એમ તો પાઉઞેનીઅસે કરેલા ફીલકુસના પેલા ખુન સારૂબી તે લોકો તેનાપરબી તેવોજ આરોપ નકામો મેલી ગયા હતા કે, જે વાતનું ખોટારૂં રોલીનસને (જુઓ, તેની મોનારકીનું વા૦ ૪ પા૦ ૫૪૨ ની નોટ ૧૦ મી ) તથા ગ્રોતે વટીક આગળ જણાવયા મુજબ અચછી રીતે સાબેત કરી આપેલું છે. (જુઓ, તેની યુનાનની તવારીખના વા૦ ૮ ને પા૦ ૨૩૯ મે.) એરીઅનબી તે વાતને વચે લાવતી વેળા પોતા તરફથીબી એમ તો શક નાખીજ જાય છે કે, એમ “ કહેવાયલું છે ” એટલે જે લોકોમાં એવી અફવા ઉડી રહેલી હતી, કે જેની સચાઇ વીષે તે પોતે તો કશી જમાનત આપી શકતોજ નથી. વળી આ વાતબી યાદ રાખવી જોઇએ કે, જ્યારેબી મેનતર કે મેમનોન જેવા તેના યવન સરદારો કાંઇબી આડકતરી અને પશગવત રીતે કામ કરવાની તેને ભલામણો કરતા હતા ત્યારે તે પોતે તો સદા તેવાં કામોની આડે થઇ બેસ્તો હતો અને મરદાને મરદ માફક સીકંદરને હરાવવામાંજ પોતાની બુઝોરગી સમજતો બેઠેલો હતો. તે સાથે આ ગરેનાઇકસની લડાઇમાં જે તેના સરદારોએ હાર ખાધી હતી, તે તો કીનારા તરફ આવેલાં ફકત ગ્રીક સંસ્થાનોજ હતાં; કે જેઓ સીકંદરને તેના લોભ સારૂ ધીક્કારની નજરથી જોતા હતા તેથી ઇરાનની ઓરડુમાં રહીને તેની સામે પુર જોશથીજ પોતે લડવાને મંડા ગયાં હતાં. અને તેવી એકલદોકલ સપરપેહેલી લડાઇથી ઇરાનનું હાલ તરત તો સદંતરજ કાંઇ નખોદ પણુ જાય તેવુંજ નહોતું; કેમકે, તે દેશ તો હજુ સીકંદરથી ઘણોજ વેગળો પડેલો હતો. વળી સીકંદર કને તે વેળાએ જરનું જોર પણુ ઘણું હતું નહી; પરંતુ ઇરાનીઓ તો બેહદ દ્રવયવાન અને માલેતુજાર લોકો હોવાથી સીકંદરને હજુબી આગળ ચાલતાં હરાવવાની આશામાંજ બેઠેલા હતા. માટે આવો ગુનાહભરેલો ખીઆ

લ દરાયશના ભેજામાં ઉતરી પડે તે વાત તેવા નીતીવાન પાદશાહની ચાલચ લગતો તરફ જોતાં તો આપણા માનવામાં આવી શકે તેવી નથી. વળી ગ્રીકોના કહેવા પ્રમાણે સીસીનીસ તો દરાયશનો ખુદ વીશ્વાસુ દરબારીજ થતો હતો. માટે ખાનગી કહેવાતા ખતની વાત એકદમ પારમેનીઓ આગળ તે માની દે, તે બીના પણ તે પારસી બચો હોવાથી આપણા માનવામાં આવી શકે તેવી નથી. માસઠી તે મારયોબી જાય તોબી તે જાતે પોતે પારસી હોવાથી પોતાનાં પાદશાહને એમ તો ઉતારો પાડવા જરાબી તે હીંમત કરી શકે નહી; કેમકે, તેમ કરયાથી તો તેનું કુટુંબ ઇરાની લોકોમાં ધીક્કાર હેઠળ આવી પડયા વીના પણ રહેજ નહી; એમ તે કાસદ ચગોર હોવાથી મનસે પોતે તો સારીકાની સમજવો પણ જોઇએ. માટે આ બીના સદંતર બનાવટ જેવી મને તો લાગે છે કે, જેને મરી મસાલો લગાડીને તે બીના માનવામાં આવે તેવું રૂપ આપવા સારૂ પેલી ચલ્લીની વાત એરીઅન પોતાના આ દાસ્તાનમાં વચે આણી દેખડાવે છે. એમ તો ઘણુંએક પક્ષીઓ વારંવાર ઘેલાં જેવાં થઇ પડયાથી જબરા ઘોંઘાટ અને શોરો મચાવી મેલે છે, પરંતુ તેને આગાહી અને બશારતનું રૂપ એકદમ આપી દેવું તે બીના તો વહેમીઓને છાજે તેવી છે. સીકંદર જેવા અરસ્તુના ચેલાને તો છાજે તેવી નથી: માટે આ બીનામાં ફકત સરાહગાત અને ગ્રીકોની માત્ર હસદ હોવી જોઇએ: એવાં પરીણામ ઉપર હું અત્રે આવી પડવાને જરાબી આંચકો ખાતો નથી, તો જોકે સીકંદરને પુજનારા યુરોપીઅનો તો તેનો ભાવાર્થ ગમે તેવો બી ઉઠાડવાની વેતરણ કરે, લયકીન કોઇબી દાનાવ અને આદેલ શખસ એવી અફવા ઉપર તો જરાબી ભરોસો મેલી શકેજ નહી, તે બીના તો ચોક્કસજ લાગે છે.

મજકુર પરગનું શેહેર છોડી ગયા બાદ મીલાસ નદીની આથમણુ ભણી પેમફીલીઆના કોસ્તા ઉપર સીદે નામનું જે એક શહેર આવેલું હતું, (જુઓ, એબો ૧૪-૪) ત્યાં સીકંદર હવેથી ઉતરી પડયો હતો; જયાંના વતનીઓ અસલમાં તો યવનો હતાં, પરંતુ લાંબો વખત સુધી ત્યાં સંસ્થાન વસાવી પડેલાં હોવાથી તેઓ પોતાની ગ્રીક ભાષા તો ભુલીજ ગયા હતા અને ત્યાંના અસલી રહીસોની ભાષા સાથે તે ભાષાને ભેળમભેળ કરી એક જાતની નવી ભાષા બનાવીને પોતાના વહેવાર ઉપયોગમાં આણવા લાગયા હતા; કે જેમ આ જબીત્રીનાં વેપારીઓપર લોક સાથે પોતાનાં વણજવેહેવારમાં ઉપયોગમાં આણતા ચાલયાજ જાય છે. તે શેહેર તો પોતાની રાજીખુશીથી તેને તાબે થઇ બેઠું હતું, જેથી ત્યાં પોતે પોતાની એક લશકરી ટુકડી રાખીને ત્યાંથી સીલીઅમના શેહેર ભણી તે નીકળી ચાલયો હતો કે, જે શહેર મજકુર સીદે અને અસપેનદુસના શેહેરોની વચોવચમાં પેલા કોસ્તા આગળથી આસરે પાંચ માઇલને છેટે આવેલું હતું. ત્યાં સારી જેવી કીલેબંધી પણ જોવામાં આવતી હતી, જેની મહાફેજત સારૂ ત્યાં એક ભાડુતી યવન ફોજની ટુકડી તથા ત્યાંના ખુદ નેટીવ વતનીઓની પણ એક ટુકડી ત્યાં પડી રહેતી હતી. આથી તે શેહેર ઉપર એકાએક ઉતરી પડીને સીકંદર તેનો કબજો લઇ શકે તેમ પણ તે વેળાએ કાંઇ લાગતું ન હતું: કારણ એ જે તે તરફ આવતાંજ તેને વાટમાં એવી ખબર મળી ચુકી હતી કે, વધુ વીચાર કરયાપરથી પેલા અસપંદીઆરનો તો પોતાના આગલા કોલકરારો પર પાણી ફેરવીને સીકંદરને પેલા ઘોડા તથા નાણાંની રકમો આપવાને હવે તો પોતે સાફ ના પાડી ઉઠયા હતા અને પોતપોતાનાં સામાન સરંજામોને શહેરના કીલા અંદર ઘસડી લઇ જઇને પોતાના દરવાજા સીકંદરની ફોજની સામે થવાના હેતુથી હાલ તરત તો બંધ કરી બેઠા હતા અને જ્યાં જ્યાંબી પેલી દેવાલોને સમરાવવાની ગરજો હતી, ત્યાં ત્યાં પોતે કામે વટીક લાગી ચુકયાં હતા. આથી સીકંદરને તે શેહેર તરફ હાલ તો નીકળી જવાની ફરજ પડી ચુકી હતી. આપરથીબી સાફ એમ તો દીસી શકે

છે કે, પેલા કોસ્તા તરફના શેહેરો સીકં
દરની આવી કુચથી સદંતર કાંઇ અંજા
ઇ ગયેલા નહોતા અને હજુબી પારસી
ઓનાં બળથી બીહતા બેહેલા હતા;
કેમકે, આગળ ચાલતાં ઉંટરો કેમ કોર
મંડી બેસશે તે વીષે તેઓ જરા ધચુપચુ
મનનાં થઇ પડેલા હતા. એ અસપેનદુ
સના શેહેરનો ઘણોખરો ભાગ તો એક
સીધા અને મજબુત ખડક ઉપર આવે
લો હતો કે જેની તળેટીમાંથી યુરીમી
દોન નામની નદી પસાર થતી હતી;
પરંતુ તે ખડકની આસપાસ હેઠા
ણમાં ભાતીની જે જગયા આવેલી હતી
ત્યાં તો ત્યાંના લોકોનાં ઘેરબારો ઉભાઇ
જતાં હતાં; કે જેઓની મહાફેજત સારૂ
ત્યાંના રહીસોએ એક ફરતી દેવાલ પણ
બંધાવી રાખેલી હતી. હવે જેવું કે ત્યાંના
વતનીઓને એમ માલમ પડી ચુકયું કે
સીકંદર તો દર મંજલ હાલ તરત તો આ
પાણી ભુમી તરફ દોડયેજ આવે છે; ત્યા
રે પેલા ત્યાંના રહીસો પેલી ભાતીની જ
મીનપર આવેલાં પોતાનાં ઘેરબારો છો
ડીને એકદમ પેલી પહાડી ભુમી ઉપર
જઇને ભરાઇ બેઠા હતા; કેમકે, તેઓની
એમ તો ખાતરજમાજ હતી કે આપણી
આ દેવાલથી આપણો બચાવ થઇ શકે
તેવું તો કશું છેજ નહી.

જ્યારે સીકંદર હવેથી પોતાની ફો
જ સીખ તે શેહેરમાં દાખેલ થઇ ચુકયો;
ત્યારે તેણે પેલી પડત પડેલી દેવાલનો
આશ્રો લીધો હતો અને પેલાં ઘેરોમાં
તેના સેપાહોબી પોતે વાસો કરી પડયા
હતા, જેથી પેલા અસ્પેનદુશનાં લોકો
બ્હી ધ્રુજીને પાછી પોતાની આગલી કબુ
લાત પુરી પાડવાને રાજીખુશી થઇ બે
ઠા હતા; કેમકે, તેની ફોજ તો તેઓને
ચોતરફથી હાલમાં ઘેરવાને જે મંડી ગઇ
હતી. સપરપેહેલાં તો પોતાનાં મથકને
મજબુત સમજી તેઓ એવા ખીઆલ હે
ઠળ ઉતરી પડેલા હતા કે, આપણું શેહે
ર એક ઉંચા ખડકપર આવેલું છે તેથી
સીકંદર આપણાપર ધસી આવી શકતોજ
નહીં પરંતુ તેને ત્યાં આવીને જ્યારે વા
સોજ કરી પડેલો દીઠો ત્યારે તો તેઓ
ગભરાયા અને આગલા કોલકરારો પ્રમા
ણે ચાલવા સારૂ પાછા પોતાના એલચી
ઓને તેની તરફ દોડાવી મેલ્યા હતા.
સીકંદરેબી જોયું જે આ શેહેર ઘણું
મજબુત જગ્યાપર આવેલું છે, તેથી
આપણને તેને ઘેરી રાખતાં લાંબો વખત
કદાચને નીકળી જશે કે જેમ હાલમાં આ
પણાથી બની શકે તેવું નથી; તેથી તેણેબી
તેઓની આ માગણી પોતે તરતજ
કબુલ રાખી દીધી હતી; પરંતુ આગળ
થાને તેઓ કનેથી વધારે દામ અને
ઘોડા માગવા માંડયા હતા અને એમ
શરત તેઓ સાથે કરવા માંડી હતી કે
તમારે હવેથી મને તમારા ઘણા મોભા
દાર માણસોને હશેળમાં આપવાં પડશે
અને પેલા ઘોડાઓ વતરોગે હવેથી મને
એકસો તાલંત યાને ચોવીસ હજાર
પાઉંડ આપવા જોઇશે અને જેનેબી હું
હાકેમ નેમું તેને તાબે રહીને દર સાલ
મકદુનીઆ ખાતે એક અમુક રકમ ખંડ
ણી તરીકે તમારે મોકલાવી આપવી જોઇશે.
તે સાથે તમો લોકો આગળ જે તમારા
પાડોશીઓની જગ્યા ચાંપી બેઠા છો
એવો જે આરોપ તમારાપર મેલાયલો
છે, તે વાતનીબી મારે તલાશ અને તે
હકીક કરવી પડશે; કે જે સઘળા કોલ
કરારો તેઓને નાચારીના મારયા હવેથી
આખેરે કબુલ મંજુર રાખવા પડયા હ
તા. આમ પોતાની મુરાદમાં વગર લડવે
ફતેહમંદ નીવડી પડયા બાદ, તે શુરવીરો
હવેથી પરગાના શહેરને રસ્તેથી ફરી
જીઆના પ્રાંત ભણી ઉતરી પડયો હતો,
અને વાટમાં તરમીસુસનું શહેરબી પોતે
પસાર કરી ગયો હતો, જ્યાંના રહીસો
પણ અસલમાં પીસીદીઆનાં પ્રાંતમાંથી
આવીને અત્રે વાસો કરી પડેલા હતા અને
ત્યાંના ઉંચા અને સીધા કોહેસ્તાનોપર
પોતે વસતા ચાલયા હતા. ત્યાં એકમેકની
ઉપર ખડકોની હારની હાર આવી ગય
લીઓ હતી; તેથી તે શેહેરમાં દાખેલ
થવાનો રસ્તો ઘણો બીકટ ગણાતો હતો;
કેમકે, પેલા પહાડોજ ત્યાંના રસ્તાઓ
ઉપર ગોયા મજબુત દરવાજાઓ જેવાજ
થઇ પડેલા હતા, જેથી તે ટેકરીઓ ઉ
પર જો થોડાક સેપાહોને મેલી રાખવા
માં આવયા હોય તો કોઇબી દુશમનથી
તે શેહેરમાં દાખેલ થઇ શકાય તેવુંજ ન

હોતું. આમ પેલા તરમીસીઅનોએ આ
રે આ દુશમનોને પોતાના શહેર ભ
ણી ધસી આવતા દીઠા, ત્યારે તે
ઓબી જથાબંધ બાહેર નીકળી પડી
ને પેલા બંને પહાડો ઉપર જઈને
હથયારબંધ થઈને ઉભા રહયા હતા.
આવો મામલો જોતાંનેવાર સીકંદરે પો
તાના સેપાહોને ત્યાંના ત્યાંજ ઉભા રહી
જવાનો પોતે હોકમ આપયો હતો; એ
વા વીચારથી કે, જ્યારે તેઓ એમ જોશે
કે આપણે તો અત્રેજ અમસ્થો ધામો
નાખી પડેલા છીએ ત્યારે પેલા પહાડો
ની મહાફેજત સારૂ ત્યાં થોડાક સવારોને
રાખીને તેઓ પાછા પોતાના શેહેર ભણી
જ હઠી જયા વીના રહેશે નહી. એતે
ફાક એવો બની ગયો કે, જેમ તે ધાર
તો હતો તેવોજ મામલો તે વેળાએ
ત્યાં થઈ પડયો હતો અને પેલા હમન
બરદો પેલા પહાડ ઉપર થોડાકજ સવા
રોને રાખી મેલી પોતે તો પાછા પોતા
ના શેહેર ભણી નીકળી ચાલયા હતા. આ
થી સીકંદર પોતાની સાથે હલકાં હથ
યારો ધરાવનાર હોપલાઈટો, તીરઅંદા
જો તથા ભાલા ફેંકનાર સેપાહોની ટુક
ડીઓ લઈને પેલી પાસેની મહાફેજત
સારૂ ત્યાં ઉભા રહેલા સેપાહીઓ ઉપર
એકાએક પોતે ઝડપમાં હુમલો લઈ
ગયો હતો, અને તેઓપર તે જ્યારે
એમ પયદરપય તીરોનો અરાબો છોડતો
ચાલ્યો; ત્યારે તેઓ પોતાનાં સ્થળોને પડ
તાંજ નાખી દેઈને ત્યાંથી તરત વીસરજ
ન થઈ ગયા હતા. આથી સીકંદર પેલી
ગધેરમાંથી થઈને પેલાં શેહેર આગળ જઈને
પોતાની છાવણી નાખી પડયો હતો. આ
મ તે ત્યાં જ્યારે પડી રહેલો હતો, ત્યારે
તેની છાવણીમાં સેલગીઅનો જેવા જંગ
લી, પરંતુ બહાદુર પીસીદીઅનો જેઓ
કે એક વીસ્તીર્ણ શેહેરમાં વાસો કરી પ
ડેલા હતા, તેઓના એપયાઓ ત્યાં આ
વી લાગ્યા, કારણકે તેઓ પેલા તરમીસી
અન લોકોના હડહડતા વેરી થતા હતા;
જેથી તેઓ સીકંદરની દોસ્તીના હાલત
રત તો ઘણાજ ભુખા થઈ પડેલા હતા.
આથી તેઓની મરજી પ્રમાણે એ પાદ
શાહે તેઓ સાથે પોતે દોસ્તીનું નાતું
જારી કરી નાખ્યું હતું, જેથી તે લોકો
ત્યારબાદ આખો વખત સુધી તેની સાથે
ઘણી ઈમાનદારીથીજ કહે છે કે વરતતા
ચાલ્યા ગયા હતા. વળી હાલ તરત તો
પેલા તેલમીસસવાળાઓનાં શેહેરને જીતી
લેવાથી તે પોતે રડી ઉઠેલો હતો તેથી,
અને તેમ કરવા સારૂ તેને ત્યાં લાંબો
વીલંબ લેવો પડે તેવો મામલો થઈ
પડેલો હતો, તેથી સીકંદર તો ઝ
ડપમાં ત્યાંથી સીગાલેસુસ જેવાં એ
ક આબાદ અને મોટાં શહેર ભણી
કુચ કરી ગયો હતો કે, જ્યાંબી
પેલાં પીસીદીઅન લોકોજ વસ્તા હતા.
તેઓ તો આ વેળાએ પેલા પોતાના
શહેરની હરોળમાં જે ઉંચી ટેકરીઓ
આવેલી હતી અને દેવાલો થાનેબી
વધારે મજબુત ગણાતી હતી તેજ પોતે
હાલ તરત તો હાથ કરી બેઠા હતા
અને ત્યાંથીજ દુશમનોને મારી હઠાડવા
સારૂ પોતે રાહ જોતા બેઠા હતા. આથી
સીકંદરને પોતાની "ફલેંકસ"ને નીચે
મુજબ ગોઠવવાની હવેથી ફરજ પડી
ચુકી હતી અને તે લશકરની જમણી
બોરડુપરની સરદારી તો તેણે પોતાની
સાથે પેલા ઢાલ તલવાર ધરાવનાર સે
પાહો લઈને પોતાનેજ સર રહેવા દીધી
હતી અને તેની પડોશમાં છેક ડાબી
બોરડુ સુધી પોતાનાં પયદલ સેપાહોને
પોતે ગોઠવી રાખ્યા હતા અને તેઓપર
જે સરદારોને કે તે દીવસે નેમવામાં
આવ્યા હતા તેઓને તો તેઓના દરજ્જા
પ્રમાણે ત્યાં ઉપરી કરી બેસાડયા હતા. ડા
બી બોરડુ ભણીની સરદારી તેણે એરાહ
બીયુસના છોકરા એમીનતસના હાથમાં
સોંપી આપી હતી. ત્યાંની ભુમી ખરબચડી
અને પહાડી હોવાથી તેની ઘોડેસ્વાર ફોજ
તો તેને તે વેળાએ નકામી જેવી થઈ
પડી હતી. આથી પોતાની મેઅમને યાને
જમણી બોરડુની હરોળમાં તેણે પોતા
નાં તીરઅંદાજો અને આગરીઆંનીઅન
સેપાહોને ઉભા રાખયા હતા અને મયસરે
યાને ડાબી બોરડુની હરોળમાં સીતાલ
સીસ નામના એક સરદારની દેખરેખ
હેઠળ પોતાના દુરથી ભાલા ફેંકનાર થ
રેસીઅન સેપાહોને સોંપી આપયા હતા.

પેલા પીસીદીઅન લોકોની સાહેતા
માં તે વેળાએ પેલા તારસીસીઅન લોકો
બી ઉતરઈ પડીને પોતપોતાની સફો સ
મારી બેઠા હતા. હવે જે પહાડ ઉપર
પેલા પીસીદીઅનો ઉભેલા હતા તે તરફ
ઉપર ચહડવાનો મારગ ઘણો ખડબચડો
હોયા છતાંબી સીકંદર તે ટેકરીપર છેક
ઉંચે વેર ચહડી જઇને પોતે તો તેઓ
સાથે લડવાનેજ મંડી ગયો હતો. આથી
પેલા પીસીદીઅનો પેલા મકદુનીઅનોની
બંને હરોળો ઉપર જ્યાંથી તેઓને સવ
ળ પડે અને દુશમનોને તે રસ્તેથી આ
વવાને ભારી પડે તેવી જગયા
ઓપરથી પોતે જથાબંધ તેઓપર કુદી
પડવાને મંડી ગયા હતા. તેઓ
સામે થવા સપરપેહેલાં તો સી
કંદરના તીરઅંદાજો આવીને ઉભા રહ
યા હતા જેઓ કને પુરતાં હથયારો ન
હોવાથી, પેલા બહાદુર પીસીદીઅનોએ તો
તેઓને મારી વીખેરી નાખીને તરત ન
હસાડી મેલ્યા હતા; પરંતુ પેલા એગ
રીઆનીઅન સેપાહો તો પોતાના મથક
ઉપર સાબેત કદમ ઉભા રહેલા હતા, કા
રણ એ જે તેઓની પુઠ પછવાડે સીકં
દરબી પોતાની ફોજ સીખે હાલમાં
છેક નજદીકજ આવી લાગયો હતો. આથી
બંને બારડુ તરફ હાથોહાથની લડાઇ
જાગી ઉઠી હતી અને જોકે પેલા પીસી
દીઅનો કને તો બખતરોનાં વટીક વાંધા
હતા તોબી તે જવાંમરદ સેપાહબચચાઓ
પેલા મકદુનીઅન હોપલાઇટો ઉપર તુટી
પડીને પોતે ચોતરફના મારાથી ઘાહેલ
થઇ પડયા તોપણ લડતાજ ચાલ્યા જતા
હતા. એમ કરતાં તેઓનાં આશરે પાંચ
સો માણસો જ્યારે મારયાં ગયાં ત્યારે તે
ઓએ પેલી હાથોહાથની લડાઇને પડ
તી નાખી પોતાની ભુમીથી સારીકાની એક
તો વાકેફ અને બીજું તો પોતે જાતે તેજ
દોડવળાા હોવાથી; ત્યાંથી તરત સેહેલાઇથી
પોતે પાછા હઠી ગયા હતા; પરંતુ પે
લા મકદુનીઅનુ સેપાહોનાં હથયારો
ભારી હતા તેથી તથા ત્યાંનાં ખુણા ખાં
ચરાંઓથી તેઓ બીનમાહીતગાર હોવા
થી, તેઓનો જોશમાં દુંબાલો પકડવાને
તેઓ તો કેવળે અશકત થઇ પડયા હ
તા. આથી પેલા નહાસભાગમાં પડી ગય
લા સેપાહોને પડતા મેલી દેઇને તેઓનાં
શહેરપર પાછો જબરો મારો ચલાવીને
તેને પોતાને સ્વાધીન આખેરે કરી બે
ઠો હતો, તોબી તે જંગની દરમીઆન
માં પેલા તીરઅંદાજોનો સરદાર કલી
આનદર તથા બીજા આશરે વીસ મકદુ
નીઅન સરદારો બીચારા મારયા ગયા
હતા ત્યારબાદ બાકીના પીસીદીઅનોને
બી જોરમાં હરાવીને તેઓનાં મજબુત
કીલ્લાઓને સીકંદર પોતાના તાબા હેઠળ
લઇ શકયો હતો અને બાકીનાઓને અ
માનત આપીને પાછા પોતાની બારડુમાં
તે કરી પડયો હતો. આમ એ પીસી
દીઅનો જેવી બહાદુરી પેલા કોસ્તાપર
ના બીજા શેહેરોએબી જો કરી દેખડાવી
હતે તો સીકંદરનું લશકર આ પુરવે તો
ઘણું ખોખડું અને નાનું જેવુંજ થઇ પડયું
હતે; પરંતુ તેનો દહાડો ચહડતો હોયાથી
તેના પેલા એશીઆનાં કોસ્તાપરના ગ્રીક
હમનબરદો પ્રથમધરથી ગોયા બેલગામ
અને અમસ્થા હાર ખાહી બેઠા હતા અ
ને દરાયશ જેવા નેક ખસલતના માયાળુ
અને હાતમદીલ જેવા બીચારા શેહેનશા
હને તેઓ ગોયા ફસાવી પડયા હતા.

ત્યાર બાદ તે શુરો પેહેલવાન પો
તાની ફોજ સીખે અસકાનીઆનાં સરોવર
આગળથી પસાર થઇ જઇને ઠેઠ ફરી જી
આનાં પ્રાંતમાં ઘુસી ગયો હતો, જે સ
રોવર વીષે હીરાડોટસ પણ કાંઇક એશા
રો કરી ગયો છે (૭–૩૦) અને તેને
હાલ જમાનામાં બરદુરનો સરોવર કરીને
લોકો પીછાને છે. તે સાથે તે વળી અનવા
નામનાં શહેરની પડોશમાં આવેલો છે
અને ત્યાં કુદરતથીજ નીમકની પેદાયશ
પણ સારી થાય છે, જેનો ત્યાંના રહીસો
સારીકાની ઉપયોગ કરી શકે છે કે, જે
થી ખારાસ સારૂ તેઓને દરયાનાં પાણી
ની કશી પણ ગરજ કે હાજત તો રહેતીજ
નથી. તેણુ આ વેળાએ પોતાની કુચ
આમ શુરૂ કરયાને છેક પાંચમે દીવસે
તે કીલાઇનાઇનાં શેહેર આગળ આવી
પહોંચયો હતો, જેની ચોતરફ એક સારી
કાની કીલેબંધી કરેલો ઉભો ને ઉભો ખડ
ક આવેલો હતો. અહીંઆજ આગળ
કહયા પ્રમાણે એક વેળાએ નાના કુરૂસે

પોતાની ફોજમાં અગયાર હજાર ય
વન હોપલાઈટો અને બે હજાર ગોક્
નફૅકુઓની ભરતી કરીને તેઓની ક
વાયદ વટીક પણ પોતે લીધી હતી અને
અહીંઆજ તે શાહજાદાનો એક મોટો
મેહેલ તથા બાગબી આવેલો હતો કે
જેમાં માંરસીઆસનાં સરોવરનાં મુખની
નજદીકમાંથીજ પેલી મીઆનદર નદી શુરૂ
થતી ચાલી જતી હતી એમ જેનોફન
(એનાબાસીસ ૧—૨) તથા કરસીઉસ
(૩—૧) વરણવી ગયા છે. આ પહાડી
કીલામાં ફરીજીઆનો પારસી હાકેમ પો
તાની સાથે એક હજાર કેરીઅન અને
એકસો ભાડુતી યવન ફોજના સેપાહો
લઈને સદા પડી રહેતો હતો. ત્યાંના
રહીસોએ જ્યારે સીકંદરને પોતાનાં મુ
લકમાં આવી પહોંચેલો દીઠો ત્યારે તે
ઓએ તેની કનેથી કરસીઉસના કહયા
પ્રમાણે (૩—૧) સાઠ દીવસની મેહતલ
પોતાનાં એપીઆઓ તેનાપર મોકલાવી
ને માગી લીધી હતી; કેમકે, તેટલામાં
તેઓ ઈરાન તરફથી પોતાને કાંઈક મદદ
અને હોકમ મળવાની વકી રાખતા બેઠા
હતા; પરંતુ તે મદદ તેટલી મુદતમાં જો
ત્યાંથી નહી આવી પહોંચશે, તો તેને
તાબે થઈ જવાની તેઓ પોતાની મર
જી દેખડાવી ચુકયા હતા. આવી માંગ
ણી કોઈપર રણપર આવેલો સરદાર
કેવળે પોતે તો કબુલ મંજુર રા
ખી શકે નહી; પરંતુ ત્યાંનો કીલો ચો
તરફથી ઉપર નહી જઈ શકાય તેવો
એક મજબુત ઉભાને ઉભા ખડકપર આ
વેલો હોયાથી તેનાપર હલ્લો થઈ શકે
તેવું ન હતું, જેથી આ માગણી સીકં
દરે તરત પોતે કબુલ મંજુરજ રાખી
દીધી હતી.

પેલા કીલાઈનાઈના શેહેર ખા
તે પોતે દસ દીવસવેર થોબી રહીને
ત્યાં પોતાના પંદરસો સેપાહોની એક
ટુકડી મેલીને ત્યાંથી તે ગોરદીઉમનાં
શહેર ભણી કુચ કરી ગયો હતો; પરંતુ
ત્યાંથી તે નીકળી ચાલયો તે પુરવે
તો આ ફરીજીઆના પ્રાંતનાં હાકેમ
તરીકે ફીલીપના બેટા એનતીગોનશને
તે નેમી ગયો હતો અને તેને બદલે
પેલી ત્યાંની ગ્રીક ફોજની સરદારી તેણે
એમીનતસના બેટા બાલાકુરસને સોં
પી આપી હતી કે જે શખસ પાછળથી
તો છેક આખાં મીસરની સરદારી વટી
ક લઈ બેઠો હતો. એ મજકુર એનતી
ગોનશ જેને એહેવલ યાને એકચશ
મીનાં એલકાબથી વટીક લોકો પીછાન
તા હતા, તે દીમીત્રીઅસ પોલીઓર
સીતીસનો બાપ થતો હતો અને સીકંદ
રનાં મોત બાદ તેનાં રાજ્યના ભાગ
લા કરીને તેના સરદારો જે આપસ
આપસમાં ચાંપી બેઠા હતા ત્યારે તેના
ભાગમાં એ ફરીજીઆ, લીસીઆ અને
પામફીલીઆના પ્રાંતો આવી ચુકયા
હતા, જેથી તે આસ્તે આસ્તે આખેરે
આખા એશીઆ માઈનરના પ્રાંતનો પો
તે રાજાજ થઈ પડયો હતો; પરંતુ જ્યારે
તે ઇ૦ પુ૦ ૩૦૧ માં કેસેનદર, લાઈસી
મેકસ, પતોલેમી અને સીલ્યુકસ સાથે
ઈપસસની લડાઈમાં ગુંથાઈ પડયો ત્યારે
તેમાં તે જબરી શીકસ્ત ખાઈને પોતાનાં
તે હુમનબરદોને હાથે છેક એકયાસી વ
રસની વરૂધ વયે મારયો વટીક ગયો હ
તો એમ એપીઅન આપણને જણાવી
ગયો છે. (જુઓ, તેની "સીરીઆકા"
૫૩—૫૫ સુધી) વળી ત્યાંથી સીકંદરે પો
તાના સરદાર પારમેનીઓપરબી એવો
હોકમ મોકલાવી આપયો હતો કે, તારે
બી તારી આખી ફોજ લઈને મને એ
ગોરદીઉમના શેહેર ખાતે આવીને હવે
પછી મળી જવું. તે હોકમ પ્રમાણે
તે સરદાર તે તરફ જવા સારૂ પછી ની
કળી પડયો હતો. હવે આ આગમચ
તેની ફોજના કેટલાએક સેપાહો અને સ
રદારો જ્યારે કેરીઆ ખાતે ત્યાંની ઓર
તો સાથે પરણી બેઠા હતા ત્યારે ઉનાળા
ની આખેરી આવેલી હોવાથી તે
ઓને મકદુનયા તરફ મોજશોખ ખા
તેર પોતાની મોહોરદારો સીખે થો
ડુંક સુધી નીકળી જવાની પોતે
જે છુટ આપી દીધી હતી તેઓબી આ
વેળાએ પાછા આ ગોરદીઉમના શેહેર
ખાતેજ આવી પહોંચયા હતા કે, જે શ
હેર એક વેળાએ ફરીજીઆના રાજાઓ
નું તો પાયતખ્ત શહેર કરીનેજ ગણાતું
હતું અને જેને રૂમી શહેનશાહ ઓગ

સ્તાનના દોરમાં જુલીઓપોલીસનાં નામ હેઠળ રૂમી લોકોએ પાછળથી ફરીને વસાવી પણ આપયું હતું. વળી તેજ વેળા એ સીલાયુક્સનો બેટો પતોલેમી જે ઇપસસની લડાઇમાં પાછળથી મારયો ગયો હતો તે તથા પોલીમોકરીરેતીસનો ચીરંજીવી કોઇનુસ અને નીઓપતોલીમુસનો છોકરો મીલીઆજરબી બીજું લશકર એકઠું કરી લાવીને સીકંદરની કુમકે તે તરફ ઉતરી પડેલા હતા કે જેથી તેની ફોજમાં બીજા ત્રણ હજાર મકદુનીઅન પયદલ સેપાહો, ત્રણસો ઘોડેસ્વારો, બસો થીસીલીઅન અને દહોડસો ઇલીઅન સ્વારોનો હવેથી ઉમેરો થઇ ચુકયો હતો અને તે સ્વારોના ઉપરી તરીકે આલસીઅસ અને ઇલીઅન નામના બીજા બે નવા સરદારોબી ત્યાં આવીને જોડાઇ ગયા હતા. હવે હેલેસપોંતના દરયા આગળ ફ્રીઆજીના પ્રાંતનો જે ભાગ આવેલો છે ત્યાં આગળ એ ગોરદીઉમનું શહેર સીનગારીઉસ નદીના કીનારા ઉપર આવેલું છે કે જે નદી એ ફ્રીજીઆનાજ પ્રાંતમાંથી પેદા પડીને બીથનીઆન તથા થરેસીઅન લોકોની ભુમીઓમાંથી પસાર થઇ જઇને કાલા યાને યુકસાઇનનાં દરયામાં આખેરે આવીને ખાલી થઇ જાય છે. એટલામાં તે શહેર ખાતે સીકંદર કને આથેનસ તરફથી એક એલચી ખાતું આવી પહોંચ્યું હતું અને જેબી આથીનીઅનો કે પેલાં ગરેનાઇકસનાં મેદાનમાં પારસીઓ તરફથી લડતાં પકડાઇ ગયા હતા અને હાલમાં જંજીર સીખે તેના બંદીખાનાઓમાં કેદ પડેલા હતા તેઓને છોડી મેલવાની તેઓ સીફારશો કરવાને મંડી ગયા હતા; પણ હાલ તરત તે અરજ સીકંદરે તો પોતે કબુલ મંજુર રાખીજ નહોતી; જેથી નાસેપાસ થઇને પેલા એલચીઓ તો પાછા આથેનસ ભણી ફરી ગયા હતા, કારણ એ જે હજુ તો પારસીઓ સાથે લડાઇ ચાલુ હતી. માટે કોઇબી યવન બચો પોતાની બાપીકી ભુમીની વીરૂધમાં જઇને પારસીઓને હવે પછીબી મદદો કરી નહી શકે તેવો ધડો ત્રાસ બેસાડવા સારૂ તેનો હાલ તો હેતુ હતો, તોબી તેણે તેઓને એટલો તો સધયારો આપ્યો હતો કે, જ્યારેબી હું મારી આ સઘળી મુરાદમાં આખેરે ફતેહમંદ નીવડી પડું ત્યારે તમારે એ વીષે ફરીને મને યાદ આપવી. આથી બીજી વેળાએ જ્યારે એ ફતેહમંદ પાદશાહ મીસર દેશને હાથ કરીને શામનાં મુલક ભણી પાછો આવી પહોંચ્યો ત્યારે ત્યાં જે બીજું એલચી ખાતું તેવીજ અરજ ગુજારવા માટે આથેનસ તરફથી આવી પહોંચ્યું હતું, તેથી તેઓની તે અરજી સીકંદરે કબુલ મંજુર રાખીને તે આથીનીઅન બંદીવાનોને પોતે આખેરે આઝાદ કરી મેલ્યા હતા એમ કરસીઉસ આપણને જણાવી ગયો છે. (૪-૩૪).

**પારસીઓ અને મકદુનીઅનો વચ્ચે સપરપેહેલી વાર ગ્રેનાઈકસનાં મેદાન ખાતે મચી રહેલાં એ જબરાં યુદ્ધ વીષે એ મજકુર અહવાલ વાંચતાં નીકળી પડતો અપક્ષપાત, સાચો, સીધો અને વાજબી સારાંશ તથા અભીપ્રાય.**

હજુ તો સીકંદરમાં શું શુરવીરપણું છે તે બીના એ લડાઇ જયારે શુરૂ થઇ ચુકી ત્યારે કોઇ પણ ઇરાની સેપાહોને કાંઇ માલુમ પડી શકેલીજ નહોતી અને તેઓ તો પોતાનાં આગલાં બળ ઉપર મુસ્તાકજ થઇ પડેલા હતા. આથી તેના તે વેળાના ઇરાની હમનબરદ પાદશાહ દારાયશ ત્રીજાએ તો એ જંગમાં પોતે તો કશો ભાગ ભજી પણ બતલાવયોજ ન હતો અને તે જંગનાં મેદાનમાં ખુદ પોતે પણ હાજર વટીક નહીજ હતો. આથી તે લડાઇ ચલાવવાનો સરવે જોખમ આપણા પાદશાહે તો પોતાના તે લતાઓ તરફના પારસી સુબાઓ તથા સીકંદરના વધતા જતા લોભથી નારાજ થઇ પડેલા પોતાના યવન સરદારોને સરજ પોતે તો સોંપી આપેલો હતો અને છેક દુરથીજ સુસા ખાતે તે જંગના મેહુમાર વીષેની વાત પોતે તો સાંભળતોજ રહેલો હતો. જો તે ખુદ પોતેબી સરહદ તરફ નીકળીજ ગયલો હતે અને જરાબી પોતાનો દેખાવ પોતાનાં લશકરોને કરતોજ રહેલો હતે તો, તેના પારસી તથા યવન સીપાહીઓ વધારે જાનફેશાની અને હીંમતથી તો કાંઇ લડયા વીના રહે

તેજ નહીં; જેથી એ લડાઇનો પાટલો સદંતર તો નહીંજ બલકે થોડો ઘણોબી કદાચને ફેરવાઇ જયા વીના તો કાંઇ રહેતેજ નહીં; કેમકે એ લડાઇ હુવેથી તે હુલડખોર લડવઇયા સાથે કેવી રીતે ઉઠાવવી તે વીષે તેના પારસી અને યવન સરદાર માનતર વચે જ્યારે મત ફેરજ જાગી ઉઠયો, ત્યારે એ પાદશાહ કારઆજમુદે હોવાથી અને લડાઇના દાવપેચોથી પોતે સારી કાની ખબરદાર પણ હતો તેથી એણે તો પેલા માનતરની બોરડ બણીજ પોતાનો ચુકાદો આપી દીધો હતે, અને પોતાના સરહદ તરફના કેટલાએક મુલકોને તો તારાજ કરી નાખીને બળતાંજ મેલી દીધાં હતે: જેથી સીકંદર એનાપર કદીપણ ફાવી શકે તેવુંજ ન હતું; પરંતુ એ શુરવીરો જનમતાંનેજ વાર નેક ચોઘડયે અવતરેલો હોવાથી એના હમનબરદો તો વારવાર એને જોતાંનેજ વાર ગોયા મુંગા બહેરા જેવા બની જતા હુતા. આથી હોનારત સઘળી વેળાએ એની તરફેણમાં ઉતરતી રહેતી હતી; કેમકે એના દુશમનોનાં રાજપાટના દીવસો તો ગોયા ગણાઇજ ચુકેલા રતા. આરીઅનનો દરશાવેલો આ સઘળો અહવાલ બારીકીથી અવલોકન કરતાં પારસી ફોજે તો મકદુનીઅન સેપાહો સાથે બાથેબાથ લડતીજ ચાલુ રહેલી હતી, તો જોકે દરાયશના કોઇ કોઇ સરદારો તો પોતાના સુરબી સાથે બેઇમાન વટીક નીવડેલા હતા; તોબી સીકંદર તો ઇરાનીઓ ઉપર આખેરે પોતાના બુલંદ એકબાલને લીધે ફાવતોજ ચાલુ રહેલો હતો. આથી ઇરાનમાં ઘુસવા સારૂ હવેથી એનો રસ્તો સદંતર મોકળોજ થઇ પડેલો હતો. જેમ કાદુસીઆની લડાઇની હારથી સાસાનીઓની સલતનતના દહાડા ઇ૦ સ૦ ૬૪૧ માં ગોયા ગણાઇજ ચુકયા હતા તેમજ એ ગ્રેનાઇકસ ખાતે સળગી ઉઠેલી આ લડાઇથી હખામની વંશનો ઝળકતો સેતારો પણ અસ્તજ પામી ચુકયો હતો. એ જંગ વીષેનો અહવાલ બારીકીથી વાંચતાં અને અવલોકન કરતાં તથા સઘળી તરફની બાબતો ને સરાહગાતોને બાદજ આપતાં આ બીના ખુદબખુદ માલુમ પડી આવયા વીના તો કાંઇ રહેતીજ નથી કે એ નવો લડવઇયો તો શબેખુન મારવામાં અને રાતનીજ વેળાએ એકાએક લડાઇઓ ઉઠાવવામાં પોતાની બહાદુરી કે શયાણપણુંજ સમજતો હતો; કેમકે પારસીઓમાં અસલ ચાલતી આવેલી રૂઢી પ્રમાણે તેઓની ફોજોને સુરજ અસ્ત પામયા પછી ઘણીજ છેટે છેટે નીકળી પડીને ત્યાં પછી પોતાની છાવણી નાખવી પડતી હતી. આમ અંધારી રાતના શબેખુન કરવાં તે વાત હાલના લડવઇયાઓ તો કાંઇ પસંદ કરી શકતા નથી અને તેમાં બહાદુરી કે હીંમત સમજતાજ નથી: તો જોકે તે વીષે તેના વરૂતાંત લખનારાઓ કશો ઠપકો કે શાબાશી તો કાંઇ તેને આપી દેતાજ નથી અને તેની બખતાબાજીથી પોતે તો ગોયા મગન થતાજ ચાલ્યા જાય છે.

શહાદત બબખશાયશે દાવરસ્ત,
ન દર પંજે બાઝુએ ઝુર આવેરસ્ત.

ચુંદવલત ન બખશદ સેપેહરે બુલન્દ,
ન આયદ બમરદાનગી દર કમન્દ.

ન સખ્તી રસીદ અઝ ઝઇફી બસુર,
ન પીલાં બસર પંજે ખુરદન્દ ઝુર.

શેખસઅદીની "બુસ્તાન."

યાને "નેક બખ્તી અને નેક તાલે પરમેશ્વરની ખુદ પોતાની બખ્શેશથીજ હરેક માનવી ઉપર નાજેલ થઇ શકે છે કે જે સારૂ એમ કહેવું કે તે તો તે માનવીના પંજા તથા બાજુનાં બળની બરકતથીજ તેને હાસલ થયલી છે તો તેમ બોલવુંજ ગોયા મીથ્યા જેવું છે; કેમકે, જ્યાંસુધી આ બુલંદ અને ફરતું આસમાન હરકોઇ શખ્સને દવલત કે રાજપાટ આપવા માંગેજ નહીં ત્યાંસુધી હરકોઇની મરદાનગી અને હીંમત કશી કારગત તો લાગતીજ નથી ને કોઇબી મુલકો તેના કબજા હેઠળ કેવળ આવા શકતાંજ નથી. દરેક કીડી જોકે ઘણીજ ગરીબ અને નાતવાન જેવી છે તોબી તેને સખ્તી તો તેની નબળી અને નાંતવાન હાલતને લીધે કાંઇ પહોંચી શકતીજ નથા; તેમજ એક મસ્ત હાથીબી પોતાના જબરદસ્ત

પંજા કે જોરથી પોતાનું ખુદ ઇશ્વરની કૃપા વીના કેવળ પોતે તો મેળવવાને શકતીવાન પણ નીવડી શકતોજ નથી. ” એટલે જે હરેક મોટા બનાવો કુદરતના કાનુનોજ પ્રમાણે ચાલ્યા જાય છે અને રાજપાટો દુન્યાના ચાલુ ઉછળતા મોજાઓ માફક નવાં નવાં ટોળાંઓને શેહેનશાહી મીરાસે પહોંચાડતા રહે છે. હવેથી મકદુનીઅનોની ફોજોમાંથી તેઓ શુર અને છેદપરજ ચહડી બેઠેલા હતા તેથી ઇરાનીઓના કાનો આગળ “ બુંગે પલંગ આયદ હમી, ફરયાદે જરસ આયદ હમી; જોશે અવામ આયદ હમી, આવાજે ચકાચાક શમશીરોતીર આયદ હમી: ” એટલે જે “ વાઘોના જેવા બરાડાઓ સંભળાવા માંડયા હતા; ઘંટોના આવાજો ઘોંઘાટો કરવાને મંડી ગયા, આદમીઓના જોશપર આવવાના અને તીર અને શમશેરોના આવાજો ચોતરફથી સંભળાતા ચાલુજ થઇ પડેલા હતા. ”

—

**એ બીજી વારનું યુદ્ધ શાહરૂ થઈ ચુકયું; તે પુરવે સપર પેહેલાં તો પારસીઓની સુધરવાપર આવેલી કાંઈક સેહેજસાજ બાજી; તેમાં તેઓના સરદાર મેમનોનનાં એકાએક નીપજી ચુકેલાં મરણથી થઈ પડેલો પાછો બતરો અને ગોટાલો.**

—

આમ કોસ્તાઓપરનાં મુલકો એક પછી એક સીકંદર પોતાના તાબા હેઠળ આણવાને પોતાની બખતાબાજી અને ત્યાંના યવન રહીસોની બ્હાદુતી ગ્રીક ફોજોની ખાએકી અને હીચકારાપણાને લીધે જ્યારે ફતેહમંદજ નીવડતો ચાલ્યો; ત્યારે તેનો લોભ અને ચરસ છેક એશીઆ ખંડમાંબી ઘુસી જઇને ખુદ પારસી સીપાહો સાથે પણ લડીને ઠેઠ હીંદુસ્તાન સુધીના વધારે ને વધારે મુલકો સંપાદન કરવાનો દીનપર દીન ઘણો જોશમાંજ આવતો ચાલ્યો હતો; કેમકે હવેથી તે પોતાને અજીત પેહેલવાન કરીને સમજવા લાગ્યો હતો અને નસીબની દેવીપર એક જાનબાજ ( “ એદવેનચરર ” ) ની માફક આએ તર કે પેલી તર એવી બાજી માંડી બેસનાર માનવી પેરે તે મુશતાકજ થઇ રહેલો હતો. તેણી માવતર તો તેને ઘણીબી શીખામણો આપવા લાગી ગઇ હતી કે, નસીબના એમ હસવા ઉપર પુરતો ભરોસો મેલવો બેજા છે; તોબી તે કોઇની પણ વાત માનય કરતોજ ન હતો. આથી તેણે એશીઆની ભુમી ઉપર પેદરપે હેઠ ઇ૦ પુ૦ ૩૨૫ ના સાલ સુધી તો દશ મરતબે સવારીઓ કરવાની ચાલુજ રાખી મેલી હતી જેમાં તે અકસર કરીને ફાવતોજ ચાલ્યો ગયો હતો; પરંતુ એટલામાં મેમનોન જેને પાદશાહ દરાયસે પોતાના આખા કોસ્તાનો હાકેમ નેમી, તેના સ્વાધીન હેઠળ સઘળો દરયાઇ કાફલો જ સોંપી આપ્યો હતો તે હવેથી મકદુનીઆ તથા યુનાનને પોતાના હાથ હેઠળ લાવવાના હેતુ અને ઇરાદાથી તે તરફ નીકળી ચાલ્યો હતો કે, જેથી સીકંદરને પોતાની બાપીકી ભુમીને બચાવી લેવા સારૂ એશીઆ ખંડને પડતો નાંખી દેઇને તે તરફ પાછું નીકળી જવાને ફરજાજ થઇ પડે. પારસીઓના તે નવા સરદારે વાટમાં ચીઆસના ટાપુને તો તરતજ પોતાના સ્વાધીન હેઠળ લઇ લીધું હતું: પરંતુ સીકંદરનો પુજારી એરીઅન તો આપણને એમ સમજાવવાની તે તરાણ કરે છે કે તે કામ તેણે દગા ફટકાથી હાર પાડી નાખયું હતું કે જે વાત આપણા માનવામાં આવી શકે તેવી નથી. એમ તો સીકંદર તે કાં લડાઇની વેળા દગો ફટકો રમવામાં કમતી હતો: તે પણ જ્યારે હરેક ભુમી લડીને લેવાય તેવી નહીં જોઇ શકતો હતોઝ્યારે પોતેબી લટી જઇને ત્યાંના રહીસો સાથે દાવપેચો રમવાને મંડી જતો હતો અને પટાવવા ફુસલાવવામાં પોતા તરફથી કશી પણ બખીલાઇ કરતો જ ન હતો માટે આવો ભમરડો ફેંકવામાં ચાનની ગોથા કરવીઆને હીણે તેવી રીતભાત એરીઅન પોતા તરફથી વાપરવાને જે હીંમત કરે છે તે આપણે ગણે તો સેહેજમાં ઉતરી શકે તેવી ન

શ્રી. આરબાદ તે પારસી સુબો લેસ બોસના ટાપુ તરફ ઉપડી જઈને તયાંના મીથાઈમના, એનતીસા, ઈરીસુસ તથા પાઈરાહ જેવાં શેહેરોનેબી તે પારસીઓના સ્વાધીન હેઠળ આણવાને સામરથવાન જ નીવડી પડ્યો હતો; પરંતુ મા ઈતીલીનીના તે લતા તરફ આવેલાં શેહેરે તો તેને કશી પણ દાદ કે મચક આપવા માંડીજ ન હતી. આથી ત્યાંના સઘળાં શેહેરોને પોતાના તાબા હેઠળ બરોબર રીતે લાવી મેલીને મેમનોને પછી પેલાં માઈતીલીનીનાં શેહેર ઉપરથી ઘેરો નાંખ્યો અને તેનાં બારાં ચોતરફથી ઘેરી લઈને પોતાનાં સઘળાં બાર્નાં બારકસોને સીગરીઉમ (સીગરી) જેવાં તેની આથમણુ બોરડુ ભણી આવેલા ભુશલકા આગળ ચોકી પેહેરા તરીકે લાવીને ઉભાં રાખ્યાં હતાં; જેથી ચીઆસ, ગીરાઈસતુસ. તે હાલ-જમાનાનો મનદીલીનો ભુશલાસ; જ્યાં કે એરીસતોફીનીસના કહ્યા પ્રમાણે (જુઓ તેની "ઈકવીતીસ" ૫૬૧) એક વેળાએ યવન દેવતા નેપચ્યુનનું વખણાયલું દેહેરૂં પણ આવેલું હતું તે શેહેર અને માલીઆ તે હાલ જમાનાનો મેલાયા દી શેન્ત એનજેલો નામના ભુશલાકા સાથેનો તે ટાપુનો વેહેવાર સદંતરજ બંધ પડી ગયો હતો. તે જે ભુશલાકો સદા તોફાની રેહેતા હુતા તેથી અસલી ખલાસીઓ તેનાથી ઘણા બીહધુજીજ રહેતા હતા. (જુઓ હોમરની "ઓદીસી" ૯-૮૦; ઓવીદની "એમોરીસ" ૨-૧૬,૨૪; વરજીલની "ઈનીદ" ૫-૧૯૩ તથા સ્ત્રેબોની ભુગોળ ચો૦ ૮-૬.) આ યુકતીથી તે બીચારાઓને દરયા તરફથી કશી પણ મદદ મલી નહીં શકે તેવું થઈ પડયું હતું. એટલામાં દરાયશના અને પારસીઓના માઠા ભાયગને લીધે તેના એ બાંકો સરદાર એકાએક આજારી પડીને મરણ પામયો હતો કે જે ઘાત તેને આવી કડાકડીની વખતે જો નડી નહીં હતે (જુઓ, ડાયોડોરસ ૧૭-૨૯) તો ઠેઠ મકદુનીઆ વેર પારસીઓ ઘુસી જયા વીના તો રહેતેજ નહીં; કેમકે, ઘણીખરી મકદુનીઅન ફોજ એશીઆ ભણી સીકંદર સાથેજ નીકળી આવેલી હોવાથી તે મુલકના બચાવ ખાતેર ત્યાં લશકરની તો ઘણીજ કોતાઈ હતી. પારસીઓના હકમાં આવો નાપસંદ બનાવ જોકે હાલ તો બની ચુકયો હતો તોબી હીંમત નહીં હારીને તેના મદદનીશ પારસી સરદારો નામે ઓતોફ્રેદાતીસ અને ફરનાબેજુસ ઈબ્ને આરતાબેજુસે પેલો ઘેરો તો હજુ બી જોશમાંજ પોતે ત્યાં ચાલુજ રાખી મેલ્યો હતો; કેમકે મરતી વેળાએ જ્યાં સુધી પાદશાહ દરાયસનો નવો હાકેમ આવી પહોંચે નહીં ત્યાંસુધી મેમનોને તે આખી ફોજની સરદારી પેલા ફારનાબેજુસને સરજ સોંપી આપી હતા; કેમકે, તે સરદાર તેનો ભાણેજ થતો હતો; કારણ એ જે, મેમનોનની એક બેહેન મજકુર પારસી ઉમરાવ આરતાબેજુસ સાથેજ પરણેલી હતી.

આમ પેલા માઈતીનીના ટાપુના રહીસો ખુસકી અને દરયાને માર્ગથી ચોતરફથી ઘેરાઈ પડયાથી; પેલા ફારનાબેજુસ ઉપર પોતાના એલચીઓને તરતજ રવાના કરી આપી આ હેઠલા બંદોબસ્ત સીખે પારસીઓને પાછા તેઓ તાબે થઈ બેઠા હતા. તે કોલકરારો એમ હતા જે:- ૧ લું, કે જે મદદનીશ ફોજ સીકંદરે તેઓ સારૂ મોકલાવી આપી હતી તેને તે સરદારપરજ પાછી રવાના કરી આપવી. ૨ જું કોરીનથ ખાતે પાછળથી તેઓ સાથે સીકંદરના કરેલા કોલકરારો જે સ્થંભો ઉપર કોતરાવવામાં આવયા હતા તે સ્થંભોને તે શેહરીઓએજ હવેથી પાછા ભાંજી તોડી નાખવા કે જે સ્થંભો વીષે હીરોદોતસ (૨-૧૦૨ ને ૧૦૬); થીઉસીદીદીજ (૫-૧૮, ૪૭ ને ૫૬) આરીસ્તોફેનીસ (જુઓ તેની અચારીયાનો બેટ ૭૨૭ મો તથા લાઈસીયાનો બેટ ૫૧૩ મો) અને દીમાસથનીસ વતીક પોતપોતાના દફતરોમાં એશારા કરી ગયલા છે. (જુઓ તેનાં ભાષાણોનું પા૦ ૨૦૯ મું) ૩ જું આગળ સ્પારટનોએ ઈ૦ પુ૦ ૩૮૭ માં શેહેનશાહ આરતા જરકસીસ નીમન સાથે એથીનીઅનો તથા થીબનોનો કાબુ પોતાની સરજમીન ઉપર તોડ

વાના હેતુથી એનતાલસીદાસના જે કોલકરારો કરી રાખયા હતા તે ઓને પાછી બહાલી આપવી અને ૪ થું, જે લોકોને કે સીકંદરે દેશનીકાલ કરાવ્યા હતા, તેઓને પાછા બોલાવી મંગાવીને તેઓની અરધી માલમીલકત પાછી તેઓનેજ સ્વાધીન કરી દેવડાવવી. આમ બંદોબસ્ત થયાથી પેલા બંને પારસી સરદારો તે શેહેરનો જ્યારે પોતે કબજો લઈ બેઠા ત્યારે તેઓએ તે શેહેરને બરાબર રીતે જેર કરી રાખવા સારૂ ત્યાં એક લશકરી ફોજની ટુકડી લાઈકોમીદીસ નામના કોઈ એક રોહોદના ટાપુના રહીશની સરદારી હેઠળ ત્યાં ઉતારી રાખી હતી અને તેના હાકેમ તરીકે કોઈએક આગલા દેશનીકાલ થયલા દાયોજીનીસ નામના શખસની નેમાણુંક કરી દીધી હતી. વળી ત્યાંના જબરા પઈસાદાર વટનીઓ કનેથી પેલા પારસી સરદારોએ પોતા સારૂ કેટલીએક રઈયત ઉપર આ લડાઈ સંબંધી જબરો વેરો વટીક નાખી દીધો હતો. ત્યારબાદ ફારનાબેજુસ (પેહેલવીમાં વરેહરાન યાને ફતેહ અને ફીરોઝીના બખશનાર બેહરામ યઝદનો પુજારી) (જુઓ. કેનન યાને પાદરી રોલીનસનનો "હીરોદોતસ" વા૦ ૩, પા૦ ૪૫૨ મું.) પોતાની સાથે પેલી યવન ભાડુતી ફોજ લઈને ચીસીઆના ટાપુ ભણી ઉપડી ગયો હતો અને પેલો ઓતોફરેદાતીસ બીજા ટાપુઓ તરફ પોતે નીકળી ચાલ્યો હતો; એટલામાં પાદશાહ દરાયશે મેનતરના બેટા થાઈમોનદાશને પેલા દરયા તરફના મુલકો ભણી મોકલાવી આપ્યો હતો અને ફારનાબેજુસને તે તરફવાળાં મેમનોનનાં આગલાં સઘળાં લશકરોનો અખ્ત્યાર સોંપી આપ્યો હતો. આથી તે નવા સરદારે જઈને પેલી ભાડુતી યવન ફોજની સરદારી તેના હાથ હેઠળથી પોતે છોડાવી લીધી હતી અને તેના મદદનીશ તરીકે હવેથી તે ત્યાં અમલ ચલાવવા લાગ્યો હતો; જેથી તે યવન ફોજનો અખ્ત્યાર ઈરાનના શાહના હોકમ મુજબ ફારનાબેજુસે તેને હવાલ કરી દઈને હવેથી તે ઓતોફરેદાલીસના કાફલા ભણી તેની સહાયતામાં પોતે ઉતરી પડયો હતો. તે બંને સરદારો જયારે એકઠા થઈ પડયા ત્યારે તેઓએ દેતામીસ (ફારસીમાં માહદાદ યાને માહતાબનો બખ્શેલો: જુઓ, રોલીનસન "હીરોદોતસ" ના વા૦ ૩, પા૦ ૪૪૮ મું) એ તે નામના કોઈક પારસી સરદારને દશ જહાઝો સ્વાધીન કરી આપીને તેને સાઈકલેદીસના ટાપુ ભણી દોરાવી મેલ્યો હતો અને તે બંને જણા પછી પોતાની સાથે સો વહાણોનો એક ઝબરદસ્ત કાફલો લઈને તે નીદાશના ટાપુ ઉપર પોતે ઉતરી પડયા હતા. જ્યારે તેઓ તે ટાપુના બોરીઉસ નામનાં બારાં આગળ આવી પહોંચયા, ત્યારે તેઓએ પોતાના કાસદોને ત્યાંના વતનીઓ તરફ રવાના કરી આપીને તેઓ મારફતથી તેઓપર એમ કહેવડાવી મોકલાવયું હતું કે, જે સથંભો ઉપર તમોએ સીકંદર સાથે થયલા કોલકરારોને કોતરાવી રાખ્યા છે તે સથંભોને તરતજ તમારે ભાંજી તોડી નાંખવા; અને પેલા એનતાલસીદાસના વખતમાં થયલા કોલકરારો પ્રમાણે તમારે પાછું ઈરાનના પાદશાહ સાથે હવેથી વરતવું પડશે. પેલા તેનેદીઅનો તો હજુસુધી સીકંદર સાથેજ પાધરૂં રાખી મેલવાની પ્રથમમાં તો હીમાયતમાંજ બેઠેલા હતા; પરંતુ જ્યારે તેઓની એમ ખાતરજમાજ થઈ ચુકી કે, હીગીલોચુસ નામના જે સરદારને સીકંદરે એક બીજો કાફલો તેઓની મદદે એકઠો કરીને મોકલાવી આપવાનો હોકમ કરયો હતો તે તો તેવો મજબુત કાફલો હજુ કાંઈ મોકલાવી શકે તેવી હાલતમાંજ નથી, માટે આવી આપણી કરાકરીના વખતમાં પેલી મદદ મળી નહીંજ શકશે, જેથી તેઓ બીહધુજીને ફારનાબેજુસના હોકમ પ્રમાણે ચાલવાને હવેથી પોતાની રાજી ખુશીજ દેખડાવી પડયા હતા. એટલામાં મકદુનીઆ ખાતે પોતાની ગેરહાજરીમાં સીકંદર એનતીપેતરને જે પોતાનો નાયબ કરી ગયો હતો, તેના હોકમથી તેના પ્રોતીયાસ ઈબ્ને એનદરોનીકસ નામના એક સરદારે યુબોઆ તથા પીલોપોનીસસ ખાતેથી એક કાફલો ઉઠી ઉભો કીધો હતો અને જેમ તેમ કરીને

તે કામને તરત તે પોતે હાર પાડી શ
કયો હતો; કેમકે, તેઓએ હાલમાં એ
મ સાંભળયું જ હતું કે, આખાં યુનાન
અને ત્યાંના ટાપુઓ ઉપર દરયાને માર
ગેથી હલ્લો કરવાના હેતુથી પારસીઓ
દર મંજલ તેઓ તરફ ધસયાજ આવે
છે. એટલામાં વળી પેલા પ્રોતીઉસને પણ
એવી ખબ્બર મળી ચુકી હતી કે પેલો
દેતામીસ મીલોસની ઇશાન ભણી સીફુનુસ
નામનું પેલા સાએકલેદીસના જુમખા
માંહેલું છે તેની છેક પડોશમાંજ પો
તાનાં પેલાં દશ વહાણો લઇને હા
લતરત પોતે છાવણીજ નાખી
પડેલો છે. આથી યુરીપુસ યાને
નેગ્રોપોંટના ટાપુ આગળ આવેલાં ચાલ
સીસનાં બારાં ખાતેથી પંદર જહાજો
લઇ શત્રુ ખુન કરવાના એરાદાથી પેલો
સરદાર પ્રોતીઉસ તે કાફલા ભણી રાતો
રાતજ ઉતરી પડયો હતો, અને એ એતી
કા તથા સીરીનુસની અધવચમાં તે સા
ઇકલેદીસના ટાપુઓ માંહેલું સીનથુસ
નામનું એક ટાપુ જે આવેલું હતું.
ત્યાંથી બડી બામદાદની વેળાએ પસાર
થઇ જઇને આખા દીવસ પેલા કાફલાની
હીલચાલ વીષેની પક્કી માહેતગારી મેળ
વવાના વીચારથી તે પોતે હાલતરત
તો ત્યાંજ પડી રહેલો હતો. વળી દુશ
મનોમાં વધારે દહેશત અને ભય પેસા
ડી દેવાના હેતુથી તેણે પેલાં ફીનીશીઅ
ન બારકસોપરથી રાતોરાત ધસારો લઇ
જવાનો પોતાના મનસે નક્કી ઠરાવ
કરી રાખયો હતો.

હવે જયારે ચોક્કસ ખબરોપરથી
તેની એમજ ખાતરી થઇ ચુકી કે દેતા
મીસ પેલાં દશેદશ બારકસો સીખે સી
ફીનુસ ખાતેજ પડી રહેલો છે ત્યારે તે
રાતોરાત અંધારામાંજ તે તરફ નીકળી
પડયો અને બડી બામદાદની વેળા તે
ઓપર તે એકદમ અણચીતો ધસારો
લઇ ગયો હતો. આથી પેલો પ્રોતીઉસ
તેઓનાં આઠ બારકસોને તો તે માંહે
લા ખલાસીઓ સીખે કેદ પકડવાને સા
મરથવાન નીવડી પડયો હતો; પરંતુ
દેતામીસે તો જેવો આવો અણ
ચીતો હુમલો પોતા ઉપર આવી પડેલો
દીઠો કે તેવોજ તે પોતાની કને જે બે
બારકસો બચીને સલામત રહી ગયલાં
હતાં તે સીખે તે સહીસલામત પોતા
ના પેલા મોટા કાફલા ભણી ચોરી છુ
પીથી નીકળીજ પડયો હતો એમ એરી
અન લખવાને પોતે જરાબી ડરતોજ
નથી; પરંતુ પેલા પ્રોતીઉસના આવા અ
ણચીતા અને હીચકારા હુમલા વીષે તો
એક હરફ પણ તે તેની વીરૂધમાં પોતે
જરાબી બોલી જતો નથી. એનું નામ
તે યવન અને રૂમી નવીશંદાઓની આ
પેલી સાચી, લયેકીન એકતરફી તવા
રીખ! કે જે કોઇબી ઇતીહાસકરતાની
કલમને જેબ આપી શકે તેવી તો
છેજ નહીં. વળી એ મજકુર યુરીપસ
શબદનો ચોક્કસ અને બરાબર અર્થ તો.
ધાંકલો દરીઆવ કરીનેજ થાય છે;
કેમકે ત્યાં ભરતી અને ઓટ ઘણા જો
શમાં વારંવાર આવયા કરે છે. એ નામ
જે સામુદ્રધુની બેઓસીઆ અને
ઇયુબોઆનાં પ્રાંતો વચે આવેલી છે તે
નેજ અકસર કરીને લગાડવામાં આવે
છે કે જ્યાં લીવીના કહયા પ્રમાણે
( ૨૮—૬ ) ત્યાં દરરોજ સાત મરતબે
ભરતી અને ઓટ થયા કરતી હતી એમ
કદીમ લોકો કહેતા આવેલા હતા કે જે
વીચીત્ર કુદરતી બનાવ વીષેના પુરાવા
અરવાચીન અવલોકન કરનાર વીદયાર
થીઓ વટીક પણ કબુલ મંજુર રાખી
જાય છે. હવે ઇયુરોપસનાં નામ ઉપરથી
ઇટાલીઅનો તે નામને એગરીપો એમ
જે આગળ ભરષ્ટ કરી ગયા હતા, તે
પરથી તે શેહેરને હાલ જમાનામાં નીગ
રોપોંટ એવાં નામ હેઠળ આગળ કહયા
પ્રમાણે ત્યાંના રહીસો પીછાનતા આવેલા
છે. ( જુઓ, સીસરોના "મયુરીના"
આવી ૧૭ તથા એરીસ્તોટલની "એથી
કસ" નો બા૦ ૯—૬.)

ઉપર કહયા પ્રમાણે ગોરદીઉમ
આગળ સીકંદરે પોતાની ફોજને એકઠી
થઇ રહેવાનો જે હોકમ આપયો હતો,
તેમ કરવામાં તેની મતલબ પાફલેગો
નીઆ તથા કાપાદોકીઆના બંને મજ
બુત પ્રાંતોનેબી હવેથી પોતાના હસ્તકમાં
આણવાની હતી. આથી વસંતની મોસમ

શુરૂ થતાંનેજ વાર તે ગોરદીઉમ તરફથી ગાલેસીઆના પ્રાંતના આનકારીઆ નામના શેહેર ખાતે ઉપડી ચાલયો હતો, જે શેહેરને કે હાલ જમાનામાં આનગોરા કરીને લોકો કહે છે. તે પ્રાંતને સીકંદરના જમાનામાં તો મોટું ફરીજીઆ એવાં નામ હેઠળ લોકો પીછાનતા હતા; પરંતુ ઇશુ પુરવે ત્રીજી સદીમાં જયારે ગાલ લોકોએ તે પ્રાંતને જીતી લીધો તયારથી તેનું નામ આમ ગાલેસીઆ કરીને પડી ગયું હતું. હવે જયારે તે ગોરદીઉમનું શેહેર પોતે છોડી ગયો તે પુરવે તેણે ત્યાંનો કીલો જોવાની ઘણીજ પોતે ખાહેશ દેખડાવી હતી; કેમકે તયાંજ ગોરદીયુસ તથા તેના બેટા માઇદાસનો મેહેલ આવેલો હતો. હવે તે જમાનામાં પેલા ગોરદીઉસનાં ગાડાં તથા તેમાં જોડવાનાં દોરડાં વીશેની દંતકથા લોકોમાં ઘણીજ જાણીતી હોવાથી તે પણ તે પોતે જોવા ગયો હતો, કે જે વીશેની હકીકત અને કહાણી વીશે આગળ આપણે કેથે વીગતવારે બોલી પણ ચુકયા છીએ. વળી પેલાં દોરડાંને કોઇએક અકીક જેવા ઝાડની છાલથી એવી તો મજબુત રીતે અસલમાં સીકડી લેવામાં આવેલું હતું કે તેનું ધડ પુછડું કોઇને બી માલુમ પડી શકતું જ નહોતું. જેથી પેલાં ગાડાંને તે દોરડાંથી જેબી કોઇ શખસ કે હવે પછી છોડવી શકશે તે માનવી આખી જગતનો પાદશાહ નીવડી પડવો જોઇએ એવીબી અફવાહ તે વેળાએ લોકોમાં પેધી પડી ચુકેલી હતી. હવે તે કેહેતીને તોડી પાડવાના હેતુથી તથા પોતાનો વગવસીલો લોકોમાં વધારવા ખાતેર સીકંદરે તેને છોડી નાંખવાના ત્યાંને ત્યાંજ ઘણુએ પ્રયતનો કરવા મંડયા; પરંતુ જયારે તેમાં તે નીષફળજ નીવડી પડયો ત્યારે તેણે પોતાની તરવાર હાથમાં ઉઠાવીને તે દોરડાનાબે કકડા તરતજ કરી નાંખયા હતા, જેથી પેલું ગાડું તેમાંથી છુટું પડી શકયું હતું. આવો બનાવ જોયાથી અને પેલો ગાંઠ છુટી ગયાથી લોકોની એવી ખાતરજમા હવેથી થઇ ચુકી હતી કે, આગળ ચાલતાં તે શુરવીરો હફતકેશ્વર જમીનને પોતાના તાબા હેઠળ આણયા વીના તો રહેશેજ નહીં. પેલા ગાંઠને પોતાની તરવારના જરબે કરીને સીકંદરે જે છોડી નાંખયો હતો તે બીના એરીસ્તોબયુલસ જેવો તેનો એક હમનશીન ઇતીહાસ લખનાર તો એનકાર કરી જાય છે અને એમ કહે છે જે પેલા દોરડાને એક લાકડાની ખુટીથી સલંગનું સલંગ મજબુત રીતે જે સીકડી લેવામાં આવેલું હતું તેથી તે ખુટી શોધી અને તેને ખેંચી કહાડીને સીકંદરે પેલો ગાંઠ પછી છોડવી નાંખયો હતો; પરંતુ એરીઅન તો એમ પોતે વરણવે છે જે તે વીષેની હું તો કશી પણ જમાનત આપવાને શકતીવાનજ નથી. ગમે તે હોય પણ એમ પેલો ગાંઠ છુટો પાડયાથી તે તથા તેનું લશકર પેલી આગાહી ખરી પડી ચુકી હતી એવો મનસે સધયારો અને ગરવ ધરીને પછી ત્યાંથી ચાલતુંજ થયું હતું. વળી તે વાતની સત્યતા તરીકે તેજ રાતના એક જબરી ગાજવીજ પણ થઇ ચુકી હતી. આથી જે દેવતાઓની બશારતો અને રાહબરીઓથી આવું મુશકેલ કામ તે જે હાર પાડી શકયો હતો તેથી તેઓની નઇયતે બીજે દીવસે તેણે એક મોટું જશન પણ કરયું હતું એમ કરસીઉસ (૩—૨) તથા પલુતારક (જુઓ, તેના "એલેકઝાનદરના વરતાંત"ની આળ ૧૮ મી.) આપણને જણાવી ગયા છે. આમ તે જયારે આનકારીઆના મજકુર શેહેર ખાતે પોતે આવી લાગયો ત્યારે પેલા પાફલેગોનીઅનોએ તેનાપર પોતાના એલચીઓ રવાના કરી આપીને તેને તાબે થઇ જવાને પોતાની રાજીખુશી દેખડાવી હતી; પરંતુ પોતાના મુલકમાં લશકર નહીં લઇ આવવાની તેની કનેથી તેઓએ અમાનત માગી લીધી હતી, કે જેવી મહેતલ પાછળથી તો તે કોઇને પણ બખશેશ કરતોજ નહોતો; પરંતુ આ વેળાએ મામલો જરા તેને ભારી જેવો લાગયો હતો, તેથી તેઓની આ વાત પોતે તરતજ કબુલ મંજુર રાખી બેઠો હતો; કેમકે, જેનોફન ઉપરથી એમ તો તેને ચોકકસ રીતે માલુમજ હતું કે તે લોકોબી શેહજોર હોવાથી એક લાખ સવારોને તો લડાઇનાં મેદાનમાં લાવીને તરતજ નાંખી દે તેવા બળવંત લોકોમાં

ખપતા હતા. આથી તેણુ તે લોકોને ફ્રીજીઆના પ્રાંતના પોતાના આગળ નેમી આપેલા સુબા કેલાસના હાથ હેઠળ રહેવાનો હવેથી પોતે હોકમ કરયો હતો. ત્યારબાદ તે કાપાદોકીઆના પ્રાંત ભણી નીકળી ચાલયો હતો અને ત્યાં જઈને હેલીસ યાને કીજીલ ઈરમક (રાતી નદી) નામના એશીઆ માઈનરના પ્રાંતની પેલી મોટી નદીની આણી તરફનો સઘળો મુલક તથા તે નદીથી દુર આવેલો ઘણો ખરો દેશ પણુ તે પોતે પોતાના સ્વાધીન હેઠળ લાવી શકયો હતો, અને ત્યાંના શાહાતરાબ તરીકે તેણુ પોતાના સાબીકતાસ નામના કાપાદોકીઆના હાકેમને મુકરર કરયો હતો; એમ એરીઅન જે લખી જાય છે તેની વીરૂધમાં જઈને તે સુબાનું નામ કરસીઉસતો એબીસ્તામીનીશ કરીને આપણુને જણાવી ગયો છે.



# ઇ૦ સ૦ પુ૦ ૩૩૩ માં ઇસ્કન્દરે-ઝુલકરનૈને પારસીઓ સામે વળી ચાલુજ રાખી મેલેલી "ઇસસ"ની બીજી લડાઇ-ઇરાનીઓને પાછી તેણે આપેલી જબરી શેકસ્ત.

## બાબ ૨ જો.

એ હેલીસ નદી કુરૂસના દોરની પુરવે આગળ કહયા પ્રમાણે ઇરાન તથા લીદીઆનાં રાજયોની એક સરહદ તરી કે જણાયલી હતી. અને એસીઆ માઇ નરનાં પ્રાંત ખાતે તે સરવેથી મોટી ન દીમાં ખપતી હતી. તે પછી તે પ્રાંત અને સીલીસીઆના પ્રાંતોની વચ્ચે જે પાસો યાને દરવાજા કે આવેલા હતા તે તરફનો રસ્તો તેણે લીધો હતો અને ત્યાં સુધી તે પોતે કુચ કરી ગયો હતો. એ પાસો યાને દરવાજાઓ માંહેલો મુ ખ્ય દરવાજો તો તાએના અને તાર સુસના શેહેરો વચ્ચે આવેલો હતો અને દરયાની સપાટીથી તે ૩,૬૦૦ ફીટથી પણ વધારે ઉંચાણપર આવેલો હતો. (જુઓ, કરસીઉસ ૩-૯ થી ૧૧ ) કે જેને અર વાચીન કાળમાં ગોલીક-બોગાઝનાં નામ હેઠળ ત્યાંના રહીસો પીછાને છે. એ પાસ જે તવારીખના દફતરોમાં સારી કાની પ્રસીધતા પામેલી છે તેથી સીસરો ( જુઓ, તેનો "ઇપુદ એદ આતીક મ" ચો૦ ૫-૨૦, ૨. ) તથા એપીઅન ( જુઓ, તેનો "સીરીઆકા" ૫૪ ) તેને તો તોરી-પીલીયાને તોરસના પહાડો નો દરવાજો એવાં નામ હેઠળ પોતે પીછા ણી ગયેલા છે. કહે છે જે તે પાસ આગળ જો બરાબર ચોકાસી રાખી હોય તો તે જગ્યા અજીત થઇ પડે તેવી છે એમ જે આગલા ગ્રંથકારો જણાવી ગયા છે તે વાતમાં કાંઇ ઝાઝું વજુદ આપણને લાગી શકતું નથી, કેમકે ત્યાં આગળથી પોતાના દેશાવરોનો મજબુત બચાવ થ ઇ શકે તેવો છે એમ અરવાચીન નવી શનદાઓ જે વરણવી જાય છે તેને આ ગલી પાછલી તવારીખોપરથી તો કશો પણ ટેકો મળી શકતોજ નથી. હવે એ દરવાજાઓને કે જેનોફન પોતાની "એનાબાસીસ" ( ૧-૨, ૨૧ ) માં "નાના કુરૂસની છાવણી" એવું નામ આપી ગયો છે ત્યાં વેર તે જ્યારે જઇ લાગ્યો ત્યારે ત્યાં તે દરવાજાઓ ઉપર મજબુત લશ્કર ઇરાનીઓએ રાખી મેલે લું તેના દીઠામાં આવયું હતું. આથી તે ત્યાં પારમેનીઓના હાથ હેઠળ ભારી હ થયારવાળા પયદલ સીપાહીઓની ટુકડી ઓને આપી રાખીને રાતના સપરપેહેલાં પોહોરમાં એક સેપાહબ્બચ્ચા માફક પેલી ઇરાની ફોજ ઉપર શબેખુ ન મારવાના હેતુથી પોતાની સાથે પેલી ઢાલ તરવારવાળી ટુકડીઓ, તીર અંદા જો અને એગરીઆનીઅન ઘોડેસવારો લઇને ઉપડી ચાલ્યો હતો, કે તેઓપર અણચીતો જઇનેજ પોતે ઉતરી પડે. આમ ત્યાં તેને ચોરી છુપીથી આવી પ હોંચેલો પેલા પારસી સીપાહીઓએ તો તે આગમજથીજ જોયો હતો ખરો; પરંતુ જ્યારે તેઓની એમજ ખાતરી થઇ ચુકી કે સીકંદર ખુદ પોતે ત્યાં હીંમત ધરીને ઉતરી પડેલોજ છે ત્યારે આવી બીકટ જગયાપરથી તેની સામે થ વાને બદલે પેલા નેટીવ સીપાહીઓ પો તાની જગયાઓ છોડીને ઓર ઉલટા બીહી ધ્રુજીને અમસ્થા નહાસભાગમાં પડી ગયા હતા. આથી બીજે દીવસે બડી બામદાદની વેળા સીકંદર પોતાની આખી ફોજ સીખે પેલી પાસોમાંથી ની કળી જઇને સીલીસીઆના પ્રાંતમાં પોતે દાખેલ થવાને શકતીવાન થઇ પડયો હતો. હવે તે વેળાએ પેલી પાસોને પારસીઓનો સરદાર અરસાનીસ જો ચા હતે તો સેહેજમાંજ બંધ કરી નાંખતે; પરંતુ તેના સીપાહીઓએજ તેમ કર વામાં સુસ્તી અને નાહીંમતપણું દેખ ડાવ્યાથી સીકંદર ઓર ઉલટો પોતાના આવાં નેક તાલેથી બહુજ આનંદ પામીને ઘણોજ અજાએબ થઇ ગયો હ

તો એમ કરસીઉસ આપણને જણાવી ગયો છે. (૩–૨) આગળ આપણે વર્ણવી ચુકયા છીએ કે બખતાબાજીએ નાના કુરૂશનેબી એમજ ત્યાં આગળ આશ્રો આપી દીધો હતો; કેમકે આવો અજીત પાસ તેનો હમનબરદ સીલીસીઆનો રાજા નામે સીનીસીસ પોતેજ તે વેળા એ છોડી ગયલો હતો. (જુઓ. જેનોફનની "એનાબાસીસ. ૧–૨, ૨૧) તેમજ વળી શાહપુર ૧ લો ઇ૦ સ૦ ૨૬૧ માં રૂમીઓ સાથે પોતેબી જ્યારે જંગમાં ઉતરી પડયો હતો ત્યારે એ તારસની મજબુત પાસો તેના હમનબરદ રૂમીઓ પણ ભુલેચુકે પોતેજ છોડી ગયા હતા; એમ જોસીમસ (ચો૦ ૧) તથા જોનારસ (ચો૦ ૧૨) આપણને જણાવી ગયા છે. આથી રૂમીઓ પારસીઓને હાથે જબરી શેકસ્ત ખાઇ બેઠા હતા અને તેઓનો શેહેનશાહ વેલીરીઅન આખરે ઇરાનીઓને હાથે કેદ વટીક પકડાઇજ ગયો હતો. વળી કરસીઉસ વાજબીની રાહે એમ પણ આપણને જણાવી જાય છે કે અહીયાંજ કરીસસપર હુમલો કરતી વેળા મહાતમા કુરૂસેબી પોતાની છાવણીને મજબુત કરી રાખેલી હતી. હવે સીકંદર જ્યારે સીલીસીઆના પ્રાંતમાં દાખેલ થઇ ચુકયો ત્યારે ત્યાંના તારસસના શેહેરમાં આવી પહોંચતાંનેજ વાર તેને એવી ખબર પડી ચુકી હતી કે પ્રથમમાં તો તે શેહેરને પારસીઓ સારૂજ બચાવી રાખવાનો મજકુર અરસામીસનો તો હેતુ હતોજ ખરો, પરંતુ જ્યારે તેણે જોયું જે સીકંદર તો પેલા દરવાજા અને પાસોને તો ઓળંગાવીજ આવ્યો છે ત્યારે ત્યાંના રહીસો એમજ બીહી ધ્રુજી ગયા હતા કે મબાદા સીકંદર અમારા શેહેરને તારાજ કરી નાંખીને પછી ચાલતો થઇ જશે તેથી નાહીંમત થઇ ગયા હતા. આવો મામલો જોઇને અરસામીજે ત્યાંનો ઘણોખરો ભાગ તો પોતે દુશમનોને અંદર ઘુસવા નહીં દેવા સારૂ તારાજજ કરી નાંખ્યો હતો અને તે શેહેરનેબી આખું સળગાવી નાંખવાનાજ તે વીચારમાં બેહેલો હતો; એટલામાં તો સીકંદર પોતાની સાથે પોતાની ઘોડેસવાર અને હલકામાં હલકી પયદલ ફકડીઓ સીખે ઝડપમાં તે શેહેર ઉપર હુમલો લઇ આવ્યો હતો; જે બીનાની ખબર તે પારસી સરદારને મળી જતાંનેજ વાર તેણે તે શેહેરને પડતું નાંખી દેઇને તથા તેને બીજી કશી પાંતીની ઇજા કે અલવલ આપયા વીના છોડી દેવાનીજ ફરજજ પડી ચુકી હતી; કેમકે ત્યાંનું નેટીવ લશકરજ ફરી બેઠું હતું અને સીકંદર સામે લડવાને રાજીજ નહોતું. આથી અરસામ (અરસાંમીસ) તે શેહેરને પડતું મેલીને દરાયશની છાવણીમાં જઇને પોતે તો સાંમેલેજ થઇ ગયો હતો; કેમકે તેમ કર્યા વીના મજકુર સબબોને લીધે તેને હાલ તરત તો કશો છુટકો કે બીજો ચારોજ રહેલો નહોતો.

આમ પોતાની જવાનીપર મુસ્તાક રહી પયદરપય લાંબી લાંબી મંજલો બરાબર આસાએશ લીધા વીના સીકંદર જે કરતોજ રહયો હતો, તેથી પેલા તારસુસના શેહેરની સીદનુસ નામની નદી તે હાલ જમાનાની તરસુસ–ચાઇ આગળ તે જ્યારે આવી પહોંચ્યો ત્યારે તે મરણતોલ આજારી પડી ગયો હતો. (જુઓ, કરસીઉસ ૩–૧૨: જસ્ટીન ૧૧–૮ તથા લુસીએનની "દી૦ દોમો" નામની ચો૦ ૧ લી) તેજ શેહેરમાં એમીઆનસ મારસીલેનસ જેવા એક રૂમી ગ્રંથકારના કહેવા મુજબ શેહેનશાહ જુલીઅન જે યવન લોકોના ઘણા દેવતાઓ સંબંધી ("પાનથીઇજમ"નાં) સીદ્ધાંતો વીષેની પોતે જાતેજ પુખ્ત માહેતગારી જે ધરાવતો હતો તેથી તે ખ્રીસ્તી ધર્મનો ઘણોજ કટો વેરી થઇ પડયો હતો. આથી અસલી ખ્રીસ્તી નવીશંદાઓ તેને હસદની રૂયે ગુમરાહ યાને "એપોસ્તેત" જુલીઅન એવું નામ આપી ગયા છે; તે શેહેનશાહની કબર પણ આવેલી હતી. (જુઓ) તેની ચો૦ ૨૫–૧૦, ૫) મજકુર આરીસ્તાબ્યુલશ તો એમ વરણવી ગયો છે કે પેલી કુચ અને લડાઇની વેળા તેણે ઉઠાવેલી આવી બેહદ ઝેહમત, હેજગારી અને સખ્તીને લીધેજ તે આજારી પડી.

ગયો હતો. તે સાથે પેલો મેમનોન જે તેની ભુમી ઉપરજ જે સવારી લઇ ગયો હતો તેથી તેનું મન રંજીદા હોવાથી આ બીમારીએ તેનાપર થોડી ઘણી પણ અસર તો કરવીજ જોઇયે; કેમકે પારસીઓનાં તે સરદારની વડવાની જુકતીઓથી તે શુરવીરો મનશે તો જરા ઘભરાટમાંજ રેહેલા હતા એમ તેના પુજારી ઓરીઅનનાં લખાણો ઉપરથી પણ કાંઇક સાર નીકળી શકે તેવોજ છે. પરંતુ તોબી બીજા ગ્રંથકારો તો એમ જણાવી ગયા છે કે તે જાતેજ પોતે ઉછાછળો હોવાથી જ્યારે એક વેળાએ પસીનામાં ગરકાવ થઇ પડેલો હતો અને ઘણોજ ગરમ થઇ ગયેલો હતો ત્યારે તે પેલી સીદનુસ નદીમાં યાહોમ પોતે ઝોકાવી દઇને નાહવાના એરાદાથી તેની આરપાર તરીને તે નીકળી ગયો હતો, જેથી તેને સખ્ત ઠંડી ચહડી આવી હતી. આવી મુરખાઇ તો કોઇકજ કરી શકે તેવી હતી. પરંતુ સીકંદર તો મહાવીર હોવાથી તેની કશી પણ બરાબર ખબર આગલા નવીશંદાઓ લઇને તેની આવી કાચી બુદ્ધી સારૂ જરાબી તેની ઝાટકણી કહાડી ગયલાજ નથી. તે સાથે તે નદી પોતે જાતેજ વળી સરદ રહેતી હતી અને તેનું પાણીબી સ્વચ્છ રહેતું હતું તે બીના લોકોમાં જાહેર હોવા છતાંબી આવું પગલું ભરવામાં સીકંદરે તો ખચીતજ કાંઇબી દુરઅંદેશી તો વાપરીજ નહોતી. કહે છે જે તે નદીનું મુળ પેલા તોરસના પહાડ આગળજ કેઠે આવેલું હતું, જ્યાંથી તે પેધી પડીને એક સફાઇદાર સપાટ મુલકમાંથીજ પોતે પસાર થઇ જતી હતી.

### સીકંદરની અતીયંત બીમારી.

આથી સીકંદરનાં શરીરમાં જબરાં આંકડા ચહડી આવ્યાથી તે અત્યંત તાવમાં ગીરફતાર થઇ પડયો હતો જેની બેચેનીથી તેની ઉંઘ પણ કેવળે ઉડી ગયલીજ હતી, જેથી સઘળા હકીમો તેની આશાજ છોડી બેઠા હતા અને મબાદા તે મરણ પામે તેવી બીકથી તેની દવાદારૂ કરવા સારૂ પોતે બીડું ઝડપવા પણ આનાકાનીજ કરતા બેઠેલા હતા; કેમકે એક તો પાદશાહ ઘણો ચીરડાઉ હોવાથી કાંઇ આડું તેડું થઇ જાય તો તેઓને પોતાના જાનો ખોવાની ધાસ્તી રહેતી હતી. હવે ત્યારબાદ એરીઅન કહે છે જે (જુઓ. તેની ઓ૦ ૭–૧૪) નવ વરસ પછી તેનો હીફાઇસતીઆન નામનો એક માનીતો ઘોડો અકબતાના ખાતે તાવથી જ્યારે મરણ પામ્યો હતો ત્યારે જે હકીમ કે તેની સારવાર અને દવાદારૂ સારૂ ગુંથાયલો હતો તે બીચારાને નાહકનો તેણે સુલીપરજ ચહડાવી દીધો હતો; (જુઓ પલુતારકનો "સીકંદરનો વરૂતાંત" ઓવી ૭૨ મી) કેમકે મોહોતની આગળ કોઇપણ હકીમનો ચારો તો કાંઇ રહી શકતોજ નથી. આપરથી તે કેવો ઘાતકી હોવો જોઇએ તેની કાંઇક સમજણ આપણા મનમાં થોડી ઘણીબી ઉતરી શકે તેવી છે. આખરે તેને સારો કરવાનું કામ તેના શરીરની દેખરેખ રાખનાર અકારનીઆના શેહેરવાળા ફીલીપ નામના કોઇ એક હકીમે પોતાને માથે લઇ લીધું હતું, કેમકે તે હકીમ પોતાના હુનરમાં આખાં લશકરમાં તથા સીકંદરની નજરમાં પણ સારી કાની પાહવરદામાં પોતે ખપતો હતો. તેણે તો આવતાને વાર સીકંદરને તરતજ એક જબરો જેવો જોલાબજ આપી દેવાને પોતે દુરૂસ્તજ વીચારયું હતું કે જે વીષેની બહાલી સીકંદરે પણ તેને આપીજ દીધી હતી. હવે પેલો હકીમ જેવો કે તે જોલાબ બનાવવાનાં કામમાં પોતે ગુંથાયલો હતો કે તેવામાંજ પારમેનીઓ તરફથી એક ખત સીકંદરના હાથમાં આવી પડયું, જેમાં તે સરદાર તે હકીમની દવાઇ નહીં પીવાની સીકંદરને મીનત જારી કરવા લાગયો હતો; કેમકે તેણે તો એમ લખી મોકલ્યું હતું કે. "મેં સાંભળયું છે કે તેને પાદશાહ દરાયશે પોતાના હાથમાં લઇને તમને વીખ દેવાનીજ તજવીઝ કરેલી છે." આ બીનામાં સચ્ચાઇનું તો કશું વજુદજ નહોતું. તોબી સીકંદરે તે કાગજને પેલા ફીલીપના હાથમાંબી વાંચવાને આપયું હતું અને પેલા જોલાબનું પ્યાલુ પોતે તો તરતજ લઇને પી ગયો હતો. આ પરથી

તે પાદશાહની એમ તો ખાતર જમાજ
હોવી જોઈએ કે ઈરાનનો તે તાજદાર
આવી નીચ યુકતી પોતે પોતાના ઓધા
અને ધરમનાં પવીત્ર ફરમાનોને લીધે કેવળ
નહીંજ કામે લગાડે તેવો તો હોવોજ જો
ઈએ; કેમકે તે પુરવે તે બીચારા ઉપર
એવાં તો બે ત્રણવાર જુદાં તોહમતો
મેલાઈ વટીક ચુકયાંજ હતાં. પેલો હકીમ
જયારે તે કાગજ વાંચી રહયો ત્યારે તેના
ચેનચાળા ઉપરથી સીકંદર તો પોતે જોતા
તેજ વાર એમ તો પામીજ ગયો હતો
કે પેલો તેનો હકીમ ઈમાનદારીથી
પોતાનું કામ તેની સાથે બજાવયો જાય
તેવોજ તે માનવી દીસે છે તો ખરોજ.
આથી તે હકીમ તેને હવેથી એમ સધ
યારો આપવાને મંડી ગયો હતો કે તમો
બરાબર મારા કહયા પ્રમાણેજ
દવાઈ દારૂ જો લેતા રહેશો તો ઈનશા
અલ્લાહ તમને ચંદ રોજમાં તફા
વત તો પડયા વીના રહેશેજ નહી.
હવે પેલી દવાઈથી સીકંદરને સારીકાની
પેર આવી ગયાથી તેની આ નાખુશીએ
આસ્તે આસ્તે હવેથી સારાં કદમો ભર
વા માંડયાં હતાં અને તેથી થોડાકજ દી
વસોમાં પોતે તો સાજો થઈને પાછો ટટા
રજ બની ગયો હતો. આથી તે તે હકી
મનો તે શુરવીરો હવેથી જાનીદો
સ્ત થઈ જઈને તેની ઘણીએક ખા
તેરખાહી પોતે કરવા લાગયો હતો
અને એમ લોકોને દેખડાવવા લાગ
યો હતો કે મારો તેનાપર પુરતો વીશ્વા
સ હોવાથી તેને હાથે મરવામાં મને ખુદ
પોતાને તો કશોબી દરદો ગમજ ન
હતો. (જુઓ કરસીઉસ ૩-૧૪ થી ૧૬;
દાયોદોરસ ૧૭-૩૧; જસ્તીન ૧૧-૮
તથા પલુતારકનો "સીકંદર" ઓવી ૧૯
મી.) હવે તેણે આ ફીલીપ સાથે ચલા
વેલી આવી વરતણુંકને જો તેની ચાર
વરસ બાદ પેલા ફીલોતસ સાથે ચલાવેલી
ઘાતકી અને જંગલી જેવી ચાલચલગતો
સાથે જો સરખાવો તો તેની પ્રતીષ્ઠામાં
તેને પયદરપય મળેલી ફતેહોને લીધે તે
કેવો પોતે આખરે છકી ગયો હતો, તે
નો કાંઈક ખીઆલ આપણાં મનમાં થો
ડો ઘણોબી ઉતરી શકે તેવો છે. આ
થી સેનીકા (જુઓ તેની "દી ઈરાસ"
૨-૨૩ માં) તેની માવતરના પેલાં
આગલાં ખતખતુત વીષે બોલતી વે
ળા અસલી અને પાછલા ગ્રંથકારો
તેની ચાલ ચલગતો વીષે જે અમસ્થા
બાકાં ફુકી ગયા છે તેઓપર તે પોતે
સારીકાની ફીટકાર નાખી જાય છે અને
જેમાં ખરી સચાઈ યાને સરાહગાતો ઘ
ણીજ જોવામાં આવે છે એમ તો ઓબો
વટીક એકરાર કરી ગયો છે; કેમકે એ
બંને તાજદારો વચે ઉઠી ઉભા થયલા
આ જંગ વીષેનો એકતરફી અહવાલ
જોકે યવન લોકોના દફતરોમાં અદયપી
બચી શકયો છે તો ખરોજ; તોપણ પા
રસીઓ તરફની બીના તો હાલમાં કેવળે
અંધારામાંજ રહી ગયલી છે; માટે
તે સઘળી એરીઅન તથા કરસીઉ
સની જણાવેલી હકીકતોને એક દમજ
માની લેતી વેળા આપણને ધીરે સાસ્તે
જરા લાંબો વીચાર કરવાની ફરજજ થ
ઈ પડે છે કે જેથી તે બંને બોરડુવાળા
ઓને વાજબી ઈનસાફ આપી શકાય તે
વું છે અને જે વીષેનો વાજબી સારાંશ
હવે પછી એ આલમગીર પાદશાહની
કારકીરદી વીષે બોલતી વેળાએ આપણે
આગળ ચાલતાં દરશાવી વટીક ચુકેલા
જ છીએ.

ત્યારબાદ એ મકદુનીઅન રાજાએ
પોતાના સરદાર પારમેનીઓને જે બીજી
પાસ કે પેલા સીલીસીઆના પ્રાંતને આ
સીરીઆના પ્રાંતથી જુદો પાડી નાખતી
હતી તે પાસ યાને દરવાજાને ઈરાનીઓ
આગમચથી જઈને હાથ નહીં કરી બેસે
તેવા હેતુથી તે તરફ દોડાવી મેલ્યો હ
તો અને તેને એમ સખત હોકમ આપ
યો હતો કે તે પાસને પોતાના હાથ હે
ઠળ આણી મેલી ત્યાં સારીકાની પોતે તકેદારી
ઓ રાખતા રહેવું જોઈશે. તે કારણસર તેણે
તેની સાહેતામાં યવન ભાડુતી ફોજો ત
થા પોતાની કેટલીએક પયદલ રીજમીટો
અને થેસીલીઅન ઘોડેસ્વારો તથા સી
તાલસીસના હાથ હેઠળના થરેસીઅન
સીપાહીઓનેબી સોંપી આપયા હતા.
એ પાસ ઈસસના અખાતના કીનારા અ
ને એમાનુસના ખડકની વચોવચમાં જે
આવેલી હતી તેથી તેને તે જમાનામાં સામ
નો દરવાજો કરીને કહેતા હતા અને હા

લના વખતમાં તેને બઈલાનની પાસ કરીને લોકો કહે છે; અને જે પાસને કે તાર સુસના શેહેર આગળથી વટાવી જતી વેળા નાના કુરૂસને છ દીવસો સુધી મંજલ કાપવી પડી હતી એમ જેનોફન પોતાની "એનાબાસીસ" (૧–૪) માં જણાવી ગયો છે. એ સામના મુલકને અસલી યવન લોકો અકસર કરીને આસીરીઆનાં નામ હેઠળથી પીછાનતા ગયેલા હતા કે જેનું હીબરૂ નામ આરામ યાને ઉંચી ભુમી કરીને આપણા વાંચવામાં આવે છે. (જુઓ, સીસોરોનો "એદ દા ઇંવરસોસ" ૧૫–૪, ૪ તથા દાયોદોરસ (૧૮–૨૧.)

તે પછી એ તારસસની ભુમી છોડીને એકજ દીવસની કુચ કરી ગયા બાદ સીકંદર અનચીઆલુસ નામના સીલીસીઆના પ્રાંતાના કોસ્તા તરફ આવેલાં એક શેહેર ખાતે પોતે ઉતરી પડયો હતો. કે જે શેહેર પેલી સીદનુસ નદીના મુખ આગળથી તે થોડેકજ છેટે આથમણી દીશા ભણી આવેલું હતું. કહે છે કે આ સીરીઆના છેલ્લા પાદશાહ સારદાનાપાલાસે એ શેહેરને પ્રથમમાં વસાવ્યું હતું કે જેના પછી ભાગવા વીષેનો દરોબસ્ત અહવાલ આગળ આપણે દાયોદોરસના આધારે (૨–૨૩ થી ૨૮) કેહે આપી વટીક ચુકયા છીએ. એ શેહેરના ઘેરાવા તથા તેની દેવાલોના પાયા તરફ અવલોકન કરતાં અસલમાં તે શેહેર ઘણા મોટા પાયા ઉપર બંધાવેલું હોવું જોઇએ, કે જેથી પાછળથી તે ઘણુંજ બળવંત થઇ પડયું હતું. તેની મોટી દેવાલની નજદીકીમાં વળી એ સારદાનાપલસ પાદશાહનો એક મસ મોટો મકરબો પણ આવેલો હતો, કે જેને મથાળે તે પાદશાહનું એક બહાવલું વટીક બીરાજતું હતું. તે બહાવલું તે પાદશાહ ગોયા તાલી પાડતો હોય તેવી રીતે બનાવીને ઉભું રાખવામાં આવેલું હતું કે જે વીષેનો કાંઇક અહવાલ સ્ત્રેબોની ભુગોળ (૨–૨૩ થી ૨૮) માં આપણા વાંચવામાં આવે છે. તેની હેઠળ ખીલારોકી આસીરીઅન લીપીમાં એક લેખ પણ બેતબાજીની રૂઢી પ્રમાણે કોતરાવેલો દીસ્તો હતો,

(જુઓ હીરાદોતસ ૪–૮૭ તથા થીઉસીદીદીજ ૪–૫૦) કે જે જાતના લેખોને ઉકલાવવાનું સપરપેહેલું માન સર હેનરી રાલીનસનને સરજ સરજયું છે. જેમ શેખ સાદી કહે છે કે આ જહાન નાપાયદાર અને ક્ષણ ભંગુર છે એમ પાદશાહ ફરેદુનના અયવાનના તાક ઉપર એક શીખામણ તરીકે જે "લતીફો" યાને ઉમદા બેત કે આગળ કોતરાયલો હતો તેમજ એ લેખમાં પાદશાહ પોતા સારૂ એમ બોલે છે કે: "હું છું પાદશાહ સારદાનાપાલાસ જે અનાકાંઇનદારાક્ષાસનો બેટો થતો હતો. મેં આ આનચીઆલુસ અને તારસસના શહેરોને એકજ દીવસમાં બંધાવી નાખયાં હતાં; માટે અરે ઓ માનવી જીવતાં જીવત તું ખાઇ પી અને રમતગમત કરી લે; કેમકે, બીજી સરવે ચીજો તો સદંતરજ મીથયા જેવીઓજ દીસી શકે છે માટે આ મારા બંને હાથોની ટચાકડીઓના આવાજોને જો આ ખયાનના આકારમાં દરશાવ્યો હોય તો તેઓ ગોયા ફોકટની બીસમીઓ જેવીજ છે. એ બેતમાં "રમતગમત" એવો જે એક શબ્દ વાપરેલો છે તેનો અર્થ તો આરીસ્તાબયુલશના કહ્યા પ્રમાણે (જુઓ, "એથીનીયુમ" પા૦ ૫૩૦ મું) અસીરીઅન ભાષામાં એશ્કબાજી યા તો મસ્તી એવો થઇ શકે છે કે જેવે અરથે તે શબ્દને શાએર એનાકરીઅન પણ પોતાની બેતોમાં વાપરયો જાય છે; (જુઓ, તેની બેત ૧૧) અને જેનોફને બી તેને તેવીજ રીતે (જુઓ, તેનો "કોનવીવીયુમ" ૯–૨) પોતાના ઉપયોગમાં આણેલો છે. વળી રૂમી શાએરો "લુદેર" એવા શબ્દનો અર્થ પણ એવીજ રીતે પોતે ઉઠાડી ગયેલા છે. હવે સેનાચરીબે પોતાની આ નસીહત (પંદ) ને છેડે પેલા એશ્કબાજી જેવા વયભીચાર વીચારોને ખાધાપીધા જેવી વાતો સાથે જો વધારીને આમેજ કરી નાખયા નહી હતે તો તેને મીતફ્રદ જેવા એક તવારીખ નવીશ "નીતીમાન ફીલસુફ" એવો જે તખલ્લુસ આપવાની પથરવી કરે છે તે કદાચને બંધબેસ્તો ઉતરી શકે તેવો હતો, કારણ એ જે આ દુનયા

ગોયા એક ઉડતા પક્ષી જેવીજ બીનભરૂસેદાર છે, જેથી પાદશાહ જમશીદ કને ફીરદોસીબી એમ બોલાવે છે કે:—

"ચે ખુશ ગોફ્ત જમશીદ બા તાજો ગંજ,
કે યક જવ નયરઝદ સરાએ સેપંજ."

યાને આ તાજ તથા તખ્ત વીષે બોલતી વેળા શું ખુશનુમા વર્ણન જમશીદે પણ દરશાવેલું છે કે આ ત્રણ ચાર દીવસની દુન્યા ("સીપંજીસરા") એક જવ જેટલીબી કીમત કાંઇ ગોયા ધરાવતીજ નથી માટે:—

"બ્યારાય ખ્વાનો બપઇમાએ જામ,
ઝે તીમારે ગઇતી મબર હીચ નામ."

યાને "ખાઇ પીને તું જરા મજાહ્ કરી લે અને આ જહાનમાં તારાપર પડતા દુઃખ તથા હાદેસાઓ સારૂ અમસ્થો અફસોસ કરતો ના બેસ." પરંતુ તેનો અસલી ભાવાર્થ ઉલટાતો સમજીને ત્યાંના (કાપાદોકીઆના) સુરીઆની યાને આસીરીઅનો જેવાં સીમેટીક ટોળાં એર ઉલટા આડે રસ્તે દોરવાઇ ગયા હતા; કેમકે, એઓ પોતે એમ સાફ વર્ણવી જાય છે કે તે પ્રાંતના બંને કોમોના જેવાં પવીત્ર દેહેરાંઓમાં પાછળથા ધર્મને નામે ત્યાંના રહીસો નાપાકીઓ જેવી વર્તણુંકો પછી ત્યાં ચલાવવાને મંડી ગયા હતા, કે જેનો ચેપ પેલા લેખના અભીચાર આચાર વીચારોને આધારે પેલા મકદુનીઅન સીપાહીઓમાં સારા ભાયગે કશોબી પ્રસાર તો પામી શકયોજ નહીં હતો. એમ તો એક બીજો આસીરીઅન તાજદાર પણ પોતાની આખી હયાતીમાં કેટલા હજાર ગાવ ગોસ્પંદો અને પરંદાઓને જબે કરાવીને ખાઇ ગયો હતો એમ પોતાની ફુકરાજી દેખડાવવા સારૂ એક તખ્તી વટીક પોતે કોતરાવી ગયો હતો કે જે વીષેની બીના અરસ્તુ જેવા ફીલસુફને માલમ પડતાંનેજ વાર તેણે એવો વધારો તે લેખની આખેરીમાં કરવાનો પોતે હોકમ આપ્યો હતો, જે લેખો કે, તે રાજા એક જાનવર પેરેજ જીવીને ગોયા મરણ પામી ચુકયો હતો!

હવેથી એ એનચીઆલુસના શેહેરને પડતું નાખી સીકંદર સોલીના શેહેર ભણી નીકળી ચાલ્યો હતો કે જેને અરવાચીન કાળમાં મીજેતલુનું શેહેર કરીને લોકો કહે છે. તે શેહેરને અસલમાં રોહોદના ટાપુવાળાઓએ પેલી સીદનુસ અને લામુસ નદીઓની વચોવચમાં સીલીસીઆના કોસ્તા ઉપર વસાવયું હતું, તેણે અરમાની રાજા તીગરાંને તારાજ કરી નાખયું હતું; જેથી તેને પોમપીએ ફરીને નવેસરથી વસાવી આપીને પોતાનાં નામ ઉપરથી તે શેહેરનું નામ પોતે ત્યારબાદ પોમપીઓપોલીસ કરીને તે રાખી ગયો હતો. (જુઓ, દીઓ કાસીઉસ ૩૬, ૨૦) ત્યાં ફીલીમોન, આરાતુસ અને ચરીસીપુસ જેવા નામચીન યવન નરોનો જનમ થયલો હતો એમબી આપણે અસલી તવારીખોપરથી સારી કાની જાણીએ છીએ. ત્યાં હવેથી એક યવન ફોજની ટુકડીની તેણે નેમણુંક કરી રાખી હતી અને તે લોકો હજુ ઇરાનીઓનીજ પક્ષમાં થઇ રહેલા હતા તેથી તેઓપર બસો રૂપેરી તાલેંત યાને આસરે પાઉંડ ૪૮,૪૦૦ નો મોટો બોજો વટીક નાખી દીધો હતો.

ત્યારબાદ પેલા સીલીસીઆનાજ પ્રાંતની પહાડી મજબુત ભુમીઓનો કબજો હજુ પેલો અસ્પેનદુસ પોતાને હાથજ જે રાખી બેઠેલો હતો અને એને આગળ વધવા દેતોજ નહોતો તેથી તેનાપર પોતાની સાથે મકદુનીઅન પાયદલ સીપાહીઓની રીજમીટો, સઘળા તીરઅંદાજ સેપાહો અને એગરીઆનીઅન ઘોડેસ્વારોને લઇને તે પછી ઉતરી પડયો હતો અને ત્યાં સાત દીવસ સુધી લાગટ જંગ ચાલુ રાખીને તેના કેટલાએક સરદારોને તો મારી હઠાવીને તે ટેકરીઓ છોડી જવાનીજ તેઓને ફરજો પાડી બેઠો હતો અને બાકીનાઓ સાથ સુલેહના કોલકરારો કરી નાંખી તેઓનેબી પોતે હરણ કરી લીધા હતા, અને તે પછી તે પેલા સોલીના શેહેર ભણીજ પાછો નીકળી ચાલ્યો હતો. ત્યાં આવી પહોંચતાંનેજ વાર તેને હવેથી એવી ખબર મળી ચુકી હતી કે, તેના કેરીઆના સુબા પતોલેમી અને લીદીઆના હાકેમ આસેનદરે પારસીઓના સરદાર ઓરોનતોબાતીસ જેને દરાયશે પેક્ષો

દારૂસ પછી ત્યાં જે નેમી રાખેલો હતો તેના ઉપર જબરી ફતેહ મેળવી હતી; કેમકે, તે સરદાર તે વેળાએ હેલીકરનાસસના શેહેરનો કીલ્લો તથા કેરીઆનાં પ્રાંતના તમામ શેહેરો જેવાં કે મીનદુસ, કોનુસ, થીરા અને કાલીપોલીસનો પોતેજ પોતાને હાથ કબજો લઇ બેઠેલો હતો. વળી કેરીઆના પ્રાંતના કોસ્તાથી થોડેક દુર સપોરેદીસ નામના ટાપુઓનો જે જુમખો આવેલો હતો તે માંહેલા એક વખણાયલા ટાપુ નામે કોસનેબી તે પોતાની બારડુમાં આણવાને સામર્થવાનજ નીવડી પડયો હતો. તેમજ એશીઆ માઇનરના પ્રાંતની નઇરૂત્ય કોણ તરફ ત્રીઓપીઉમનો જે ભુશલાકા આવેલો હતો તેનેબી પોતાનીજ તરફેણુમાં આવી જવાની ફરજ વટીક પાડી દીધી હતી. આથી તે આખો પ્રાંત ઇ૦ પુ૦ ૩૩૩ ના સપટેમબર માસમાં હવેથી તે પોતેજ પચાવી પડયો હતો. એ કોસનાજ ટાપુ ખાતે એકીલીસ તથા હીપોકરેતીસ જેવા યવન વકતાઓનો જન્મ થયલો હતો. પેલા મજકુર યવન સરદારો નામે પતોલોમી અને એસેનદર જે પોતે પારમેનીઓનો ભત્રીજોજ થતો હતો અને સીકંદરની સાહેતામાં પાછળથી યુનાન ખાતેથી કેટલું એક નવું લશકરબી લાવયો હતો તેણે પોતાના રાજા ઉપર એમ લખી વાળયું હતું કે અમો એક જબરદસ્ત લડાઇમાં પેલા ઓરોનતોબાતીસને હરાવયો છે અને તેના પચાસ ઘોડેસવારો અને આસરે સાતસો પયદલ સેપાહોને ઠાર કરી નાંખીને ઓછામાં ઓછા એક હજાર માણસોને તો અમો કેદ વટીક કરી શકયા છીએ. એજ આસેનદર એ પાદશાહનાં અકાળ મરણ બાદ પોતેબી કેરીઆના પ્રાંતની હાકેમી પોતે ચાંપી બેઠો હતો; પરંતુ પતોલોમી અને કેસનદરની પક્ષમાં દોરવાઇ ગયાથી ઇ૦ પુ૦ ૩૧૩ માં એનતીગોનસને હાથે તે જબરી શેકસ્ત પોતે આખેરે ખાઇ બેઠો હતો. હવેથી એ સોલીનાજ શેહેર ખાતે પોતે આગળ મરણતોલ ઘાતમાંથી જે બચી ગયો હતો તેથી તેની ખુશહાલીમાં તેણે ત્યાં આસકુલેપીયુસ દેવતાની નઇયતે એક મોટું જશન કરયું હતું કે જે વેળાએ બળતી મશાલો સીખે વાજતેગાજતે તેણે પોતાનાં આખાં લશ્કરનો શાહબોલો વટીક કહાડયો હતો. એ દેવતો દવાઇદારૂના હુનર કામો ઉપર જે મવકલ દેવતા તરીકે ખપતો હતો તેથી રૂમીઓબી અને એઇસકીઉલેપીઉસનાં નામ હેઠળ પોતેબી પીછાની ગયલા છે. તેણે પેલા સોલીના રહીસોને પોતે હવેથી પ્રજાસત્તાક રાજ્ય લઇ બેસવાની સલાહ આપી હતી અને પોતે પછી તારસુસના શેહેર ભણી ઉતરી પડયો હતો અને એલાઇઅનનાં મેદાનમાં થઇને પીરામુસ નદી તરફ કુચ કરી જવા સારૂ પોતાના ઘોડેસ્વારોને ફીલોતસની સરદારી હેઠળ નીકળી જવાને પોતે હોકમ વટીક મોકલાવી ચુકીયો હતો. વોલગા નદી તરફ કેથે આવેલાં દસ્તેકપચાક જેવાં મેદાન માફક એ મેદાન તે જમાનામાં ગણાતું હતું જેથી તો હોમર ( જુઓ, તેની ઇલીઅદની કવીતા ૬–૨૦૧) અને હીરાદોતસ ( ૬–૯૫) વટીક તેના બાંકા પોતે ફુંકી ગયા છે. એ પીરામુસ નદીને હાલ જમાનામાં જીહાન નદી કરીને લોકો કહે છે અને માલુસના શેહેરની છેક નજદીકીમાં જઇને પછી ત્યાંના દરયામાં તે ખાલી થઇ પડે છે. ત્યારબાદ સીકંદર પોતાની સાથે પાદશાહી ઘોડેસ્વારોની ફોજ અને પયદલ સીપાહીઓને લઇને પોતે મગારસુસના શેહેર ખાતે કુચ કરી ગયો હતો કે જયાંબી જઇને ત્યાંની એથીના ( એથીની) દેવીની નઇયતે એક મોટું જશન તેણે કરયું હતું. તે પછી તે માલુસની નગરી ભણી પોતે ઉપડી ચાલીયો હતો અને ત્યાં જઇને ત્યાંના તહમતન (રૂસ્તમ) જેવા એક આગલા યવન શુરવીરા નમે એમફીલોકુસની નઇયતે પેહેલવાનોને લાયકની કુરબાનીઓ વટીક કરવા મંડી ગયો હતો; કેમકે, એ માલુસના શેહેરને અસલમાં ત્રોઇની લડાઇ બાદ એજ વકતાએ પાયો નાંખી બતાવયો હતો, જેથી તો ત્યાંનાં એક બંદરને મેગારસુસ યાતો મેગાસનાં નામ હેઠળ લોકો પાછળથી પીછાનવા લાગયા હતા. એ પેહેલવાન આરગોસના એક મોટા

પયગમબર નામે એમફીઆરૂસનો ચીરંજીવી થતો હતો કે જેને પરમેશ્વરે તેનાં પ્રાક્રમોને લીધે અમર બનાવી મેલ્યો હતો. (જુઓ, વધુ વીગત સારૂ એરીઅનની એનાબાસીસની ચો૦ ૪, બા૦ ૭ ને પા૦ ૧૯૯ મે આપેલી નોટ ૭ મી; લીવીની તવારીખનો બા૦ ૩૨–૨૨; ગીબન; હીરાદોતસ ૮–૧૩૭ અને થીઉસીદીદીજ ૨–૯૯ તથા ૫–૮૦) ત્યાંના વતનીઓમાં જે હાલમાં ત્યાં ધીંગામસ્તી લઇ બેઠા હતા તેઓને પકડી પાડીને પછી ત્યાં સમાધાની વટીક એને પાછી કરી નાંખી હતી, અને તેઓ શેહેનશાહ દરાયશને જે આગળ ખંડણી આપતા હતા તેમાં થીબી તેઓને હવેથી મુકત કરી નાખ્યા હતા, કારણ એ જે એ માલુસના રહીશો અસલમાં આરગોસના પ્રાંત ખાતેથીજ આવીને અત્રે વાસો કરી પડેલા હતા. વળી સીકંદરના વડીલો ખુદ પોતેબી અસલમાં એ આરગોસની ભુમી માંથીજ પેદા પડેલા હતા અને જ્યાંના હીરાકલીસ જેવા મોટા દેવતાના ખાનદાનમાંથીજ ઉતરી આવવાનો એ પાદશાહબી જે દાવો લઇ બેઠો હતો; તેથી એવી સારી સારી છુટો તેણે તેઓને બખશેશ કરી દીધી હતી. કહે છે જે આરગોસના રાજા તીમીનુસનો કેરાનુસ નામનો કોઇ એક વારેસ મકદુનીઆના પ્રાંત ખાતે જઇને અસલમાં વાસો કરી પડયો હતો અને પાછળથી તે દેશાવરના રાજાઓનો તે પોતે ખુદજ ગોયા મુળ પુરૂષ થઇ બેઠો હતો. એ તીમીનુસ પોતાની નસલને છેક મજકુર હીરાકલીસ યાને હરકયુલીસ સુધી પહોંચાડી દેવાનો પોતે દાવોજ લઇ બેહેલો હતો કે જે વીષેની પાછળથી બરાબર તેહકીક અને જુસ્તેજોઇ હીરાદોતસના (૫–૨૨) કહયા પ્રમાણે થઇ પણ ચુકી હતી. આથી ઓલીમપીકના અખાડા આગલ મત અને ચુકાદો આપનાર નયાયાધીશો તે વાતની સત્યતાને પોતેબી બહાલીજ આપી દીધી હતી કે જે વેળા તે દેશાવરના રાજા તો આખા યવન લોકોમાં કાંઇ જાણીતાજ ન હોતા અને તેઓ સારૂ તેઓનો વીચાર પણ ઘણો સારોજ નહોતો. આથી તો એ મકદુનીઅનોનેબી પુરાતન યવન લોકો "જંગલી" નાજ એલકાબ હેઠળ પોતે પીછાનયાજ જતા હતા અને પોતાના ન્યાતીલા તરીકે તો કાંઇ પીછાનતાજ નહોતા. એ વાતને એકીઆ ખાતે જ્યારે પાછળથી સુલેહના નવા કોલકરારો થયા અને આખા ગ્રીસના લોકોએ સીકંદરના બાપ ફીલકુસને તો પોતાનો પેશરો નાકબુલજ કરી મેલીઓ અને પેલા આરગોસના પ્રાંતના પ્રતીનીધીઓને તે મંડળીમાંથી જે હાંકીજ કહાડયા હતા તેપરથીબી ચોકસ સાબેતી આપણે હાથ આવી શકે તેવીજ છે. એમ કરતાં જ્યારે સીકંદર તો પોતાના બુલંદ એકબાલને લીધે આખો ઇરાન દેશ છેક અગરબથી તે મગરબ સુધી પાછળથી પોતાના કબજા હેઠળ લાવવાને શકતીવાનજ નીવડી પડયો, ત્યારે આગલી પાછલી વાત ઉપર નાખતી નાંખીને માન ખાટી જવાના હેતુથી હવેથી પેલા યવન લોકો મકદુનીઅનોનેબી પક્કા ગ્રીક લોકો સમજવા તથા ગણવાને મંડી ગયા હતા!

હજુ તો સીકંદર પેલા માલુસનાજ શેહેર ખાતે પોતે પડી રહેલો હતો અને અકટોબર માસબી છેક નજદીકમાંજ આવી લાગયો હતો કે તેટલામાંજ તે પાદશાહના જાસુસો તેની કને દોડી આવીને તેને એવી ખબર આપવા લાગયા હતા કે પાદશાહ દરાયશ પોતાની સઘળી જંગી ફોજ સીખે પેલા સામ (આસીરીઆ) ના દરવાજા આગળથી ફકત આસરે બે દહાડાનેજ છેટે સોચી નાત્યા આગળ આવેલા એક શેહેર ખાતે પોતે છાવણી નાંખીને પડેલો છે અને દર મંજલે તેની તરફ પોતે ધસયોજ આવે છે. આથી તેણે પોતાના સરદારોને મસલેહત કરવા સારૂ તરતજ પોતે બોલાવી મંગાવયા અને તેઓને દરાયશની ફોજના ચેનચાળા વીષે ખબરદાર કીધા. આથી તેઓએ ઇરાનના પાદશાહની છાવણી ભણી તરતજ નીકળી પડવાની પોતે રાજીખુશી દેખડાવા માંડી; પરંતુ તે બીજલસને તે દીવસે તો સીકંદરે બરખાસ્ત કરી નાખીને બીજે દીવસે તે પોતાની આખી ફોજ સીખે તે છાવણી ભણી ઉપડી ચાલયો હતો, તો

જોકે પારમાનીઓ તો કરસીઉસના કહયા પ્રમાણે (૩–૧૭) છેક ત્યાં વેર નીકળી જઇને એ મીસસા પોતેમીઆના પ્રાંત ખાતે લડવાની પોતે તો કેવળે વીરૂધમાંજ હતો અને પોતાના સરદારને એવી ભલામણ કરતો બેઠો હતો કે આપણે જો દરાયશ સાથે સીલીસીઆનાજ પ્રાંતમાં લડીશું તો તે મામલો આપણા હકમાં ઘણો બેહતર થઇ પડે તેવો છે; પરંતુ તે પર લક્ષ ન આપતાં તે સરદાર તો બીજેજ દીવસે પેલા દરવાજાઓ પસાર કરી જઇને પોતાનાં લશકરની છાવણી ત્યાં આવેલા મીરીઆનદરૂસના શેહેર ખાતેજ હવેથી પોતે નાખી પડયો હતો. તે શહેરને અસલમાં તો ઇસસનીજ ખાડી આગળ ફીનીસીઅન લોકોએ વસાવેલું હતું કે જે મોટી ખાડીને અસલી લોકો મીરીઆનદરીનો અખાત એવાં નામ હેઠળ પીછાનતા હતા, એમ ડીરાદોતસ (૪–૩૮) તથા જેનોફન ("એનાબાસીસ" ૧–૪) આપણને જણાવી ગયા છે. એટલામાં રાતના એક જબરૂં તોફાન નીકળી આવીને વાવીઝોડાં સાથે જે ભારે વરસાદ પડી ગયો હતો તેથી સીકંદરને પોતાની છાવણીમાં હાલ તરત તો ગોંધાઇ બેસવુંજ પડયું હતું. હવે બીજા હાથ ઉપર પાદશાહ દરાયશ પોતાનાં લશકર સમેત હજુ પોતેબી કશાં પગલાં તો આગળ ભરતોજ નહોતો અને આસીરીઆની ભુમીમાં પોતાની ઘોડેસવાર ફોજ ફરાગતથી લડી શકે અને તેની બોહોળી ફોજનો સમાવેશ વટીક થઇ શકે તે સારૂ પેલાં વીસ્તીણ મેદાનમાંજ પોતેબી પડી રહેલો હતો, કારણ એ જે તે મેદાન ચોતરફથીજ કુશાદે અને ખોલ્લુ આવેલું હતું. વળી એનતીઓકસનો બેટો એમીનતસ જે ઉપર કહ્યા પ્રમાણે સીકંદરની બોરડુ છોડી આવીને દરાયશનીજ કુમકે હાલ તરત તો થઇ પડેલો હતો અને તેનીજ છાવણીમાં હવેથી ભરાઇ બેઠો હતો તેણેબી આવું મજબુત સ્થળ નહીં છોડી દેવા સારૂ આપણા આ પાદશાહને મજબુત ભલામણો કરવા માંડી હતી, જેથી પણ એ પાદશાહે ત્યાંજ પડી રહેવા માંજ દરૂસ્ત વાચાર્યું હતું; કેમકે, તેથી તેનું આ બોહોળું લશકર પોતપોતાના સામાન સરંજામો સીખે ત્યાં આસાએશથી પડી રહી શકે અને લડાઇમાંબી સારી કાની ત્યાંથી આગળ ચાલતાં તેને પછી ઝીપલાવવાને પણ ફાવતુંજ થઇ પડે તેમ તે પોતેબી મનસે સારી કાની સમજતો તો હતોજ ખરો; પરંતુ સીકંદર પોતાની બીમારીને લીધે લાંબો વખત સુધી જે તારસુસ ખાતેજ પડી રહયો હતો અને સોલી ખાતે પોતાનાં લશકરનો શાહબોલો કહાડવામાં તથા પોતે પેલી મરણતોલ ઘાતમાંથી જે બચી ગયો હતો તે સારૂ પોતાના દેવતાઓનો ઉપકાર માનવાના ક્રીયાક્રમોનાં કામોમાં જે પોતે જાતે ગુંથાઇ પડયો હતો તેથી અને વળી તે સાથે પેલા સીલીસીઆના કોહેસ્તાની લોકો સાથે લડવામાં તે રોકાઇજ રહયો હતો માટે તેને ત્યાં ઘણો લાંબો વીલંબ જે ગુજરી ગયો હતો તેથી દરાયશથી હવે વધુ થોભાયું કે તાંઅંમુલ થઇ શકયુંજ નહીં હતું. તે સાથે તેના ખુશામદખોરાઓ જેઓ તરતી ડુબતીજ શોધવામાંજ પોતે હળીમળી રહેલા હતા તેઓ તેને ચોતરફથી એમ સમજાવવાને મંડી ગયા હતા કે આપણી આવી બોહોળી ફોજને આગળ ધસેલી જોયાથીજ સીકંદર આમ પોતે ડરી જઇને ઢીલ નાંખી બેઠો છે, માટે આપણે જો તેનાપર એકદમ જઇને તુટીજ પડીશું તો આપણી ઘોડેસ્વાર ફોજોનાજ અરાબાઓથી તેઓ સદંતર કચડાઇ જયા વીના તો રહેશેજ નહીં. એવીજ અફવાહ સીકંદરના દુશમનો આખા ગ્રીસ દેશમાં પોતે પણ ફેલાવી રહેલા હતા એમ એસચીનીસના તીસફુનની વીરૂધમાં કરેલાં એક ભાષણ ઉપરથીબી કાંઇક સારાંશ નીકળી શકે તેવો છે (જુઓ, તેની ચોપડીનું પા૦ ૫૫૨ મું) કારણ એ જે, જે રાજ્ય વકતાઓ કે આથેન્સ ખાતે સીકંદરના હડહડતા વેરીઓમાં ખપતા હતા તેઓને એશીઆ તરફથી એવી ખબરો મળતી ચાલી હતી કે સીકંદર હાલ તરત તો સીલીસીઆનાં કોહેસ્તાનોમાંજ સપડાઇ જઇને પોતે ઘેરાઇજ પડેલો છે. આથી દીમાસથીનીસ તો તે કાગળો

લોકેલોકોમાં જઇને વંચાવવા મંડી ગયો હતો અને તે ખબરથી પોતે બેહદ ખુશ મીજાજમાં આવી પડીને પોતાની બડાઇ અને શીશીઆરી કરવા લાગી ગયો હતો કે હું તમને અસલધરથીજ કહેતો આવેલો હતો કે ઇરાનને હાથજ આકેબત સીકંદરનો ખુરદો થઇ જયા વીના તો કાંઇ રહેશેજ નહી. આવો શોહલો યુનાનમાંજ પેધો પડયો હતો એટલુંજ નહી, પરંતુ જોસીફસ એમ કહે છે જે સમારીઆ તથા બીજા એશીઆ ખંડના પ્રાંતો ખાતેબી એવી જ અફવાહ ઉડી રહેલી હતી કે પારસીઓ કને આવી બોહોળી ફોજ જોયાથી સીકંદરમાં તો તેની સાથે હવેથી જંગનાં મેદાનમાં ઉતરી શકે તેવાં કશાં ચીન હોજ દીસતાં નથી; તોબી એમીનતસ તો આપણા આ પાદશાહને જ્યાં તે હાલમાં પડેલો છે ત્યાં આગળજ થોભી રહેવાની ભલામણો કરતોજ બેહેલો હતો અને તેને એમજ સમજાવવા લાગ્યો હતો કે જ્યાંબી તમો પડેલા હશો ત્યાં આગળ સીકંદર ખુદ પોતે તો આવીને તમારી સાથે લડયા વીના તો રહેશેજ નહીં, માટે આવી મજબુત જગ્યા તમારે કેવળે છોડી જવી તે તો હું કાંઇ ઘાણુ મુનાસબ જોઇ શકતોજ નથી; પરંતુ ઇરાનીઓનો દહાડોજ બરગશ્તે બેઠેલો હતો અને સીકંદરનો સીતારો તો છેક સાતમે આસમાનેજ ગોયા ચહડી રહેલો હતો, તેથી પાદશાહ દરાયશે તેની ફાયદાકારક ભલામણને પડતી નાંખી પેલા ખુશામદયાઓ સાથેજ એકમત થઇને આવું મજબુત મેદાન પોતેજ છોડી ગયો હતો અને હાથે કરીને પોતાની ખાનાખરાબી કરી નાંખી હતી એમ આગળ ચાલતાં ખોલ્લી રીતે માલુમ પડી આવશે. હવેથી તેણે પેલી મજબુત જગ્યા છોડી દીધી હતી અને અમાનીક નામના ત્યાં આવેલા દરવાજાઓમાંથી પેલી ત્યાંની પહાડી લંગાડ ઓળંગાવીને ઇસસના શેહેર આગળ છુપોછવાયો નીકળી આવીને પોતે સીકંદરની ફોજની બરાબર પછવાડેજ પોતાની છાવણી નાંખી પડયો હતો. તે જમાનામાં સીલીસીઆના પ્રાંત ખાતેથી તે ઉગમણુ તરફના દેશાવરો ભણી ઉતરી પડવા સારૂ બે દરવાજા આવેલા હતા. એક દરવાજો તો દક્ષીણુ ભણીથી છેક પેલા દરયાની નજદીકી વેરજ જઇ પડતો હતો કે જ્યાંથી સામના મુલકમાં સેહેલાઇથી જઇ શકાતું હતું. બીજી પાસ યાને દરવાજો વધારે ઉતર ભણી આવેલો હતો કે જ્યાંથી યુફ્રેતીસ નદીની પડોશના દેશાવરો ખાતેજ જઇ પોહોચાતું હતું; તે પાસને એમાનીકનો દરવાજો અને પેલી દક્ષીણુ બોરડુ ભણીની પાસને સામનો દરવાજો એવાં નામ હેઠળ ત્યાંના રહીસો તે જમાનામાં પીછાનતા હતા. બનાવ એવો બની ગયો કે જે વેળાએ સીકંદર દરાયશ સામે થવા સારૂ પેલી સામની પાસ પોતે વટાવી ગયો હતો કે તેજ વેળાએ દરાયશબી પોતે પેલી એમાનીકનામની પાસને આળંગાવી જઇને સીલીસીઆના મુલકની હેઠ હેહાણુમાં જ ઉતરી પડયો હતો. અને પોતાની હરોળની ફોજ સીખ પેલી ઇસસની જગયા પોતે હાથ કરી બેઠો હતો. માટે સીકંદર જે હાલમાં સામના પ્રાંતના મીરીઆનદરૂસ નામના શેહેર ખાતે આવી પહોંચયો હતો તેથી તેને દરાયશની સામે થવા સારૂ હવેથી આડો રસ્તો લેવો પડયો હતો.

આથી પલુતારક જે એમ વરણવી જાય છે કે, ( જુઓ, તેનો "સીકંદર" ઓવી ૨૦ મી ) રાતનો વખત હોવાથી તે બંને જણા એકબીજાને ચુકાવી ગયા હતા તે વાત હાલ તો આપણા માનવામાં આવી શકે તેવીજ નથી; કારણ એ જે, સીસરો પાતાની "એદ દાઇવરસોસ" ( ૧૫–૪ ) માં એમ સાફ જણાવી જાય છે કે, " સીલીસીઆ ખાતેથી સામના મુલક ભણી ઉતરી પડવા સારૂ બે દરવાજા આવેલા હતા કે જ્યાં આવેલી સાંકડા વાટોને લીધે ત્યાં થોડાકજ સીપાહીઓને જો હાજર રાખી મેલ્યા હોય તો તે દરવાજા તેઓ સેહેલાઇથી બંધ કરી રાખે તેવું હતું. વળી સામમાંથી સીલીસીઆના પ્રાંતમાં જવા સારૂ આ દરવાજા કુદરતથીજ જેવા બેહદ મક્કમ ગણાતા હતા તેવા મજબુત દરવાજા બીજા કોઇબી

મુલકમાં આપણા દીઠમાં કેવળે આવતાં જ નહોતા." આમ દરાયશ જ્યારે ઈસસનું બંદર પોતે હાથ કરી બેઠો ત્યારે જેબી મકદુનીઅન સીપાહીઓને કે સીકંદર ત્યાં તેઓની બીમારીને લીધે છોડી જ ગયલો હતો તે સઘળાઓને તેણે કેદ પકડી લઈને તેઓને ઠાર કરી નાખ્યા હતા, અને બીજે દીવસે તે ત્યાંથી છેક પીનારૂસ નદી વેર પોતે જઈ પહોંચયો હતો. હવેથી સીકંદરને જ્યારે એમ ખબર મળીજ ચુકી કે પાદશાહ દરાયશ તો આપણી ફોજની બરાબર પછવાડેજ આવી લાગયો છે ત્યારે સપર પેહેલાં તો તેણે તે વાતને પોતે કબુલજ રાખી ન હોતી; માટે આ બીનામાં કાંઇ વજુદ છે કે નહીં તે વીષેની પુરતી તેહકીક કરવા સારૂ તેણે પોતાના કેટલાએક સોબતીઓને ત્રીસ હલેસાંવાળા એક જહાઝમાં ચહડાવી દીધા હતા અને તેઓને ઈસસનાં બારાં ભણી પાછા નીકળી જઈને તે વાતની ચોક્કસ તલાશ કરી આવવા સારૂ કહાવી મોકલાવ્યું હતું. તે માણસો જે પેલાં ત્રીસ હલેસાંવાળાં જહાઝોમાં ઉપડી ગયા હતા તેઓના ત્યાં જતાંનેજ વાર એમ તો જોવામાં આવ્યુંજ હતું કે પારસીઓ તો ત્યાં સેહેલાઈથીજ પોતાની છાવણી નાખી પડેલા છે કારણ એ જે તરફનો દરયો એક ખાડી જેવોજ સાંકડો આકાર પોતે પકડી બેઠેલો હતો. આથી તેઓ પાછા ફરી જઈને સીકંદર કને આવી તેને એમ કહેવાને મંડી ગયા હતા કે દરાયશ તો છેક આપણી નજદીકીમાંજ આવી લાગેલો છે. આથી સીકંદરે પોતાના સરદારો, ઘોડેસવાર અમલદારો અને પેલા તેની કુમકે આવેલા યવન લોકોના સેપેહસાલારોને ઝડપમાં બોલાવી મંગાવી તેઓ સનમુખ પોતે એમ ભાષણ કરવાને મંડી ગયો હતો કે આટલી બધી ઝેહમત ખેંચયા બાદ હજુ તમારે વધુ હીંમત તો ધરવીજ જોઈએ; કેમકે, આપણને જે હમનબરદો સાથે કે હાલમાં લડવાનું રહેલું છે, તેઓને એક વાર તો તમો આગળ હરાવી પણ ચુકેલાજ છો. તે સાથે મારા માને વધારે બળવંત દેવતાઓબી આપણી સાહેતામાંજ હાલ તો ઉતરી પડેલાજ લાગે છે; કારણ એ જે, તેઓએ દરાયશને ભમાવીને પોતાની આગલી મજબુત જગયા છોડાવી દીધી છે કે જેથી આવી સાંકડી જગયામાં તેની બોહોળી ફોજ તેનેજ ગોયા નીરૂપયોગી થઈ પડે તેવી છે; કેમકે, તમો તેથી આગળ પાછળ સેહેલાઈથી લડી અને ધમચકડી મચાવીને તેઓને આખેરે હરાવી શકયા વીના તો રહેશોજ નહીં. વળી તે સાથે તમારા એ હમનબરદ પારસી તથા મીદ લોકો તો લાંબો જમાનો થયો મોજમજાહમાં ચકચુર થઈ પડેલા હોવાથી; હવેથી આશીબાયલા જેવા થઈ બેઠેલા છે અને હીંમત તથા બહાદુરીમાંબી તમારી બરાબરીમાં કાંઈ ખપી શકે તેવા પણ નથી; કેમકે, આપણા આ મકદુનીઅન સીપાહીઓ તો ભય અને વીપતીઓ ખમતા આવેલા છે તેથી અને લડાઈના હુનરમાંબી ઘણુંક થયું સારી તરબીયત પામી ચુકેલાજ હોવાથી મારી તો ખાતરી છે કે તમો જો બહાદુરી અને હીંમતથી લડશો તો એ લોકોને હરાવયા વીના તો કાંઈ રહેશોજ નહી. વળી આ વાત પણ યાદ રાખજો કે તમો લોકો તો સદાકાળ સ્વતંત્ર હાલતમાંજ ઉધરેલા હોવાથી તમોને તો હાલમાં ગોલામી હાલતમાં પડી રહેલા માણસો સાથેજ લડવાનું રહેલું છે. એમ બોલવામાં સીકંદર પોતાની આગલી પાછલી હાલત વીષે તો ગોયા પોતે અખાડાજ કરી જાય છે; અને સદંતરજ પેલા સીપાહીઓ આગળ જુઠું બોલવા તથા સમજાવવા મંડી જાય છે: કેમકે, હાલમાં બસો વરસ થયાં તો પારસીઓ નહીં પણ એ આખો મકદુનીઆનો પ્રાંત તથા ત્યાંના રાજાઓ વટીક પારસીઓના ગોલામોજ તરીકે ચોતરફ આશકારા થઈ પડેલા હતા; એટલુંજ નહી, પણ પારસીઓથી તો હમેશા ડરતાજ રહેતા હતા, માટે પોતાના સીપાહીઓ આગળ આવો જુઠો ઓરંગો મારવામાં સીકંદર ખરી બીનાને ઉલટી રીતે સમજાવવાના વાંકમાં ગોયા આવી શકે તેવો છે; કેમકે, આ તેનું બોલવું તો એક ચોર જાણે કોતવાલને દંડવા માંગતો હોય તેવાજ પ્રકારનું હતું. અલબતાં પોતાના સીપાહીઓને ઉ

શકેરવા સીકંદર ગમે તેવી ભાષા વાપ
રે અને પોતાના દુશમનોને તેઓ
ની આંખમાં ઉતારી પાડવાના ફાંફાં
વટીક મારે તે સામે તો મારે કશું
પણ બખાળવાનું કારણ નથી; પરંતુ
તે હાથે કરીને તવારીખની સચ્ચાઇ
નેજ જો ઉલટી તોલવા માગે તો
તે બીના કોઇપણ અપક્ષપાત નવીશંદો
હાલ જમાનામાં તો કાંઇ શાંકી શકે તેવી
જ નથી. આગળ ચાલતાં તે વળી એ
મ પણ બોલવાને હીંમત કરે છે કે, જે
ગ્રીકો સાથે હાલમાં કે તમોને લડવાનું
છે તેઓ તો ઇરાનીઓના પગારને ખા
તેરજ આપણી સામે લડવા ઉઠી ઉભા
થયલા છે, તો જોકે બરાબર રીતે જો
શો તો તે પગાર કાંઇ ઘણો મોટોબી ન
થી. આ બોલવામાંબી સચ્ચાઇનું કેવળે
વજુદજ નથી, કારણ એ જે, નાણાં સં
બંધી બાબતોમાં સીકંદર તો પારસીઓ
આગળ તેવાએ કુચચ બીસાદજ ધરાવે
તેવોજનહોતો, જેથી તો તેઓની દોલત
અને બોહોળો માલ ખજાનો તેઓ કનેથી
લુટી જવાનાજ એરાદાથી તે ઇરાનપર ચ
હડી આવયો હતો અને પોતાના સી
પાહીઓનેબી તે એમજ સમજાવી
ને મોટા મોટા લાડવા આપવા
ને ઉશકેરતો અને લોભમાં આણતો
જ તે ચાલ્યો જતો હતો કે જો તમો
ઇરાનપર ફાવશો તો આપણા લોકોને
હાથ પારસીઓનો બોહોળો માલખજાનો
આવી જયા વીનાબી તો કાંઇ રહેશેજ નહી.
જે યવન સેપાહો કે આગળ પારસીઓ
ના હડહડતા શત્રુઓમાં ખપતા હતા તે
ઓ તો ઓર ઉલટા ઇરાનનીજ સાહેતા
માં આ વેળાએ ઉતરી પડેલા હતા; કેમ
કે, તેઓ સીકંદરના અસંત લોભથી
તેની ગોલામગીરીની ઝુસરી હેઠળ જવા
ને પોતાના દેશાભીમાનને લીધે જરાબી
વાજબી તો વીચારતાજ ન હોતા અને
ઓર ઉલટા પારસીઓનેજ તેના કરતાં
પણ વધારે બહેતર સાહેબ લોકો સમ
જીને તેઓનેજ હાથે તેનો કુટંબો કરી
નખાવવાને તતપરજ બેઠેલા હતા, તે
થીજ તેઓ પગારની લાલચ ન કરતાં
ઓછા મુસારા ઉપરબી પારસીઓનીજ
સેવા બજાવવાને ઉતરી પડેલા હતા;
કેમકે, પારસીઓ જો ચાહતે તો
તેઓને સીકંદર થાનેબી દશ
ઘણો પગાર આપવાને તઇયારજ બે
ઠેલા હતા, એવા તેઓ તે વેળાએ મા
લેતુજાર લોકોમાં ખપતા હતા. વળી
સીકંદર તો એટલો બધો પોતે કરઝો ર
હેતો હતો કે તે સવારીની વેળા નાણાં
તો તે પારસીઓ કનેથીજ ભપઝીસપઝી
કરીને કહડાવતોજ ચાલ્યો જતો હતો. તે
બીચારા યવનો અને ખુદ દીમાશથીનીસ
પોતેબી તેનો પારસીઓનેજ હાથે કુંદો
કરાવી નાખવાના જે વીચારમાંજ બેઠે
લા હતા તેમાંથી એ પાદશાહ પોતાના
બુલંદ એકબાલનેજ લીધે છટકી જવા
પામયો હતો. કારણ એ જે, એ પાદ
શાહ સીલીસીઆના પ્રાંત ખાતે એવો
તો છટકામાં આવી રહેલો હતો કે દા
રા યાને દરાયશે જો ઇસસ ખાતે પોતાનું
આગલું મજબુત મથક છોડી દઇને
તે તરફ જવાની તેના સ્નેહીઓના
સમજાવવાથી જો ઉતાવળજ કરી નાખી
નહીં હતે તો; તે વીસ્તીરણ મેદાનમાંજ
તેની ઘોડેસ્વાર ફોજ તેનાં લશકરનો તો
સદંતર નાશ કરી નખાવાને પુરતી રીતે
સામર્થવાનજ હતી. પરંતુ ઇરાનનો નસી
બોજ ગણાઇ ચુકેલો હતો તેથી આવી
ભુલભરેલી સલાહ તે પોતાના દોસ્ત
આશનાઓ કનેથી સાંભળીનેજ ઉશકેરા
ઇ ગયો હતો; તો જોકે તે પોતેબી પે
લા આગલા સ્થળનેજ મજબુત તો પો
તાના મનસે પણ સમજતોજ બેઠેલો હ
તો કારણકે તયાંથી તેની ઘોડેસ્વાર
ફોજને ફરાગતથી લડવાને બની શકે તે
વું તે સપર પહેલેથી પોતે તો સમજ
તોજ રહેલો હતો; પરંતુ વીનાશકાળે
વીપરીત બુદ્ધીએજ તે બીચારાને હાલ
તરત તો ઘેરીજ રાખેલો હતો.

વળી દરાયશનાં પેલા સ્નેહીઓએ
બી સીકંદરનો દુંબાલો પકડીને તરતજ
એ લડાઇ અને તેના લોભનો અટકાવ
કરાવવાને જે ભલામણો કરી રહેલા હ
તા તેમાંબી તેઓનો વાંક હું તો કશો
જોઇ શકતોજ નથી; કેમકે, તેવી ભલા
મણ તેઓએ પોતાના બળ અ
ને બોહોળાં લશ્કરની કુમક ઉપર મુ

શતાક રહીને પોતાના સાફ દીલથીજ તેને કરેલી હોવી જોઈએ કે જેમાં એ મકદુનીઅન પાદશાહના બુલંદ તાલેને જ લીધે તે બીચારાઓ અણુધારેવેલા નીષફળ નીવડી પડયા હતા કે જેવા બનાવો દરેક રાજપાટના દહાડા જયારેબી આવી ચુકેલાજ હોય છે તયારે સદાકાળ બનતાજ આવે છે એમ તવારીખના દફતરો ઘણાએક દાખલા આપણી સનમુખ લાવીને રજુ કરી દેખડાવે છે; કેમકે, શેખ સાદી સાફ ખોલ્લી રીતે પોતાના શ્રોતાઓને એમ ભલામણ કરે છે કેઃ—

" મકોન તકયા બર લશકરે બીઅદદ,
કે નાગાહ ઝે દસ્તશ નયાબી મદદ."

યાને " પોતાનાં લશકરની બેશુમાર સંખયા ઉપરબી ભરોસો રાખવો મીથયાજ જેવો છે; કારણકે, જો પરમેશ્વરની રહેમ નહીં હોય તો તેવું બોહોળું લશકર મુઠ્ઠીભર માણસોથીબી જબરી શેકસ્તો પામી જાય તેવુંજ છે." વળી આગળ ચાલતાં તે એશીઆને યુરોપના લડવઇયાઓ કરતાં નાહીંમત અને હીચકારા જેવા સમજાવવાની જે પેરવી કરે છે તે માંબી તેના બોલવામાં સતયતા જેવું તો કાંઇ હતુંજ નહીં; કેમકે, જુઓ કે જંગીસખાન તથા તઇમુરની મોગલોની જંગી ફોજોએ તથા અરબોએ પણ યુરોપીઅનોનો છેક અનદલસ યાને સ્પેન સુધી કેવો પાછળથી તેઓની પુરવેના પારસી, મીદ તથા સકા (તુરાની) ઓ જેવા બહાદુર સેપાહોની મારફતની કેવો ઘાન કહાડી નાખીને તેઓને કેવા મહુ મહુ પોકરાવયા હતા તે વાતોને તો સમજાવતી વેળા પેલા યુરોપીઅન નવીશનદાઓ ગોયા વીસરજનજ કરી નાખે છે. તેમજ વળી તે બુલંદ એકબાલવાળા શુરવીરનાં મરણ બાદ તેના અણુધારવેલા સરદારો તેનો બોહોળો મુલક જે ચાંપી બેઠા હતા તેઓ માહેલા શીલ્યુકસના ખાનને તો પારસીઓએ સાતથી આઠ દાહેકાઓમાંજ પોતાની સરજમીનમાંથી હાંકી કહાડયા હતા તે વાતનીબી તેઓ કશી નોંધ તો લેતાજ નથી. વળી હીંદમાં ઉઠેલા ગયા મોટા બળવાની વેળાએબી અંગ્રેજોને અત્રેના જ દેશાવરોના સીખ કે ગુરખા જેવા બહાદુર સીપાહીઓએજ પાછા જીતાવી આપયા હતા; માટે મધય એશીઆ ખંડના ઉજબેગ, કાબુલી, પઠાણો તથા આફ્રીદીઓ વગેરે ઘણાંએક લડાયક ટોલાંઓને જો બરોબર લડાઇની તાલીમો સારાં સારાં હથીઆરો સાખે આપી હોય તો તેઓ યુરોપીઅનોથી હાલબી કાંઇ ખાંડયા જાય તેવાંજ નથીઃ જેઓનો એક છેલ્લો દાખલો તો જેપાનીઝોએ વટીક દેખડાવી આપીને યુરોપની પણ ખાતરીજ કરી આપેલી છે; માટે પોતાની ફોજના થરેસીઅનો, પેઓનીઅનો, ઇલીરીઅનો અને આગરાનાઅન ઘોડેસવારોને જે તે ફુસલાવવા સારૂ તેઓની બહાદુરીનાં જે નગારાં ફુકવાને મંડી ગયો હતો તે બોલતી વેળાએ તેણે ઇનસાફને ખાતેર તેઓને તેઓની આગલી પાછલી વરતણુંકો વીશેની પણ યાદી આપવી જોઇતી હતી, કેમકે આ હીંગામની પુરવે લગભગ બે સદીકા સુધી તો પારસીઓએ પેલા ઇલીરીઅનો, પેઓનીઅનો, થરેસીઅનો તથા મકદુનીઅનોને વટીક કેવા પોતાના પગ તળે ચાંપી રાખેલાજ હતા. તયાર બાદ તે શુરવીરો પોતાનેજ મહોડે પોતાની તારીફનાં બાકાં ફુકવાને મંડી જાય છે કે જે સઘળો અહવાલ તેના પુજારી એરીઅન ઉપરથી જો અત્રે ઉતારયો હોય તો તેથી તેની પ્રતીષઠામાં કાંઇ ઝાઝો ઉમેરો થાએ તેમ તો હું કશું કારણ જોઇ શકતોજ નથી; (જુઓ, એરીઅનની એનાબાસીસ" પાનું ૮૨ થી ૮૩ મું) કેમકે, તે પેલી જેનોફનની કહેવાતી બાજગશત વીષેની બીનાને જે વચે લાવી બતાવે છે તે વીષેનું ખોટાફ તો આગળ આપણે પુરતી રીતે સાબેત કરી ચુકેલાજ છીએ; કેમકે, કયુનેક્ષાનાં રણુનાં મેદાન ખાતે યવન લોકને એવી તો જબરી શેકસ્ત પારસીઓએ આપી દીધી હતી કે, જેથી તેઓ તો ગોયા બાઘલા વીનાનાજ થઇ પડયા હતા, અને કોઇ કાળેબી પોતાનો દેશ પાછો જોઇ શકે તેવી હાલતમાંજ ન હોતા કે જે બળામાંથી પારસી ઉમરાવ તીસનાફેરેનાં

(તીસાફરનીસેજ) સીફારેશ કરીને ઇરાનના પાદશાહ આરતાજરકસીસ નીમનને સમજાવી પટાવી લઇને તેને પોતાના અમીર ઉમરાવોની વીરૂધમાં મત આપવાને ફરજજ પાડી દીધી હતી; કેમકે, તેઓ તો તેઓને સદંતર ઠારજ કરી નાખવાના મક્કમ ઠરાવપરજ આવી બેઠેલા હતા. તેજ ઉમરાવજાદાએ તેઓને સહીસલામત પોતાના મુલકમાંથી નીકળી જવાનો ખોલ્લો પરવાનો આપણા પાદશાહ કનેથી અપાવયો હતો, અને તેઓનો રાહબર થઇને તેઓને છેક ઇરાનની સરહદ વેર પોતે છોડી વટીક આવયો હતો, કે જ્યાંથી તેઓને પછી દરયા તરફ નીકળી જવાનો રસ્તો સેહેલ અને સવલજ થઇ પડયો હતો. હવે ઇરાનની સરહદ છોડયા બાદ તેઓને કુરદ વગેરે બીજાં શેહજોર સ્વતંત્ર ટોળાંઓથી જે હાદેસા ખમવા પડયા હતા તેમાં મુખય વાંક તો તેઓની અચક ચાલચલગતોને લીધેજ થઇ પડેલો હતો, કે જે સાથે તીસાફરનીસ બીચારાને તો કશું પણ લાગતું વળગતુંજ ન હોતું; તોપણ તેની કરેલી આવી કરમ બખશેશનો ઉપકાર માનવાને બદલે ગ્રીકો અને અકસર કરી જેનોફન તો પોતાનાં ટોળાની નગુણી ચાલચલગતો પ્રમાણે તેનાપર પોતાનાજ સેપાહોની અમસ્થી બીક, બેવીશ્વાસપણું અને ગેરમુનાસેબ વરતણુંકો ઉપર આંખવીચામણી કરીને શરમભરેલી રીતે ઉતરી પડીને પોતાનાંજ બાકાં પોતાનેજ મહોડે ફુકવાને મંડી ગયો છે અને અને આવી શરમભરેલી હારનો ભાવાર્થ ઉલટીજ રીતે તે પોતાના દેશીઓને સમજાવવાને મંડી ગયલો હતો. (જુઓ, ગોબીનોનો "ઇરાનનો બખર.") વળી તે લડાઇમાં સીકંદરને ખુદ દારા (દરાયશ) સાથે પોતાનેજ જંગમાં ઉતરવાનું છે, માટે તેમાં જો ફતેહમંદજ આપણે નીવડી પડીશું તો આખો એશીઆ ખંડજ આપણા હાથ હેઠળ સેહેજમાં આવી જયા વીના તો રહેશેજ નહીં; જેથી તમારી તકલીફ અને ઝેહમતનોબી જલદીથી અંત આવી જશે; તેમાં તો તે શુરવીરની આગમચેતી ખરેખર રામબાણ જેવીજ હતી, તોબી તેણે ઇરાન ફતેહ કરી રહયા બાદ આગળ ચાલતાં સોગદીઆના યાને સુધધાના દીલાવર પારસી ઉમરાવોએ તથા હીંદના રાજા પોરસેબી સારી કાની પોતાની હાથચાલાકીઓ તો દેખડાવીજ આપી હતી, કે જેમાંથી એક બે વાર તો દુશમનોના ઝરબથી મરતો મરતોજ પોતાના બુલંદ એકબાલને લીધે તે બચી શકવા પામયો હતો એમ આગળ ચાલતાં વાંચનારાઓના જોવામાં આવશે. આવી તેની મીઠી જીભલી અને ફસાહતભરેલાં ભાષણથી પેલા તેના સીપાહીઓ ગોયા બાગબાગ થઇ જઇને તેના હાથ પગો વટીક ચુમવાને એરીઅનો કહે છે જે મંડી ગયા હતા અને દુશમનો સામે અમોને તરતજ દોડાવી લઇ જાઓ એમ તેઓ તેને અરજ વટીક કરવાને લાગી ગયા હતા. આથી ઇસસની જબરી લડાઇ તે બંને હમનબરદો વચ્ચે થવાની હવેથી તઇયારીઓ થવા માંડી હતી.

### બંને બોરડુઓ તરફ લશકરોની સફો એ ઇસસનાં મેદાન ખાતે બીજી વાર થઇ કરેલાં મોટાં યુદ્ધ વેલાઓની ધરપકડ તથા આરાસ્તા.

આમ ધચુપચુ મન રાખીને દરાયસે જયારે આખરે ઇસસનાં મેદાનનેજ પોતે લડાઇનાં મઠક તરીકે પસંદજ કરી રાખયું તયારે સીકંદરને પણ તે તરફ લડવા સારૂ નીકલી જવાની ફરજજ થઇ પડી હતી; પરંતુ તે આગમજ સપરપેહેલાં તો તેણે પોતાનાં લશકરને ભોજન લેવાનો હોકમજ આપયો હતો અને પોતાની પછવાડે દુશમનોનાં લશકરોની દેખરેખ રાખવા સારૂ પોતાના કેટલાએક સવારો અને તીરઅંદાજોને પેલા દરવાજાઓ ભણી રવાના કરી આપી આખાં લશકર સહીત રાત પડતાંનેજ વાર પેલી પાસનો કબજો કરીને એકવાર પોતાને હાથ કરી લેવાના હેતુથી તે તરફ તે પોતે તો ઉપડી ગયો હતો અને મધરાતના જયારે તેમ કરવાને તે ફતેહમંદજ નીવડી પડયો તયારે પેલાં લશકરને તયાંના ખટ

કો ઉપરજ બાકીની રાત સુધી સારી કાની આસાએશ લેવા કહીને તેઓની ચોતરફ બાહોશ પોહરેગીરોને પોતે ગોઠવી રાખયા હતા. હવે સહવારનો પોહોર જયારે ફાટવા માંડયો કે તરતજ તે વેળા પેલા રસ્તા ઉપરથી પેલી પાસમાંથી થઈને તે ઝડપમાંજ હેઠળ ઉતરવા લાગ્યો હતો. જયાં જયાં રસ્તો સાંકડો તેને લાગતો ચાલ્યો ત્યાં ત્યાં લશકરને એકહુંજ જુકંદામાં તેણે ચાલવા દીધું હતું; પરંતુ જયારે પેલા ખડકો એકમેકથી છુટા પડી જઈને પોતાની વચ્ચોવચમાં એક મોટું કુશાદે જેવું મેદાનજ કરી પડયા ત્યારે પોતાની "ફેલાંકશ" ની ઢબછબ પ્રમાણેની ટુકડીઓમાં પેલી આખી ફોજને તેણે વેહેંચી નાખવા માંડી હતી અને પોતાના ભારી હથયારદાર પયદલ સીપાહીઓની ટુકડીઓને એકમેકની પાછળ જમણી તરફ પેલો પહાડ અને ડાબી બોરડુ ભણી પેલા દરયાની સરોબર તે પોતે કુચ કરાવતોજ ચાલુ રહેલો હતો અને તેઓની પછવાડેજ હાલ તરત તો પેલી ઘોડેસ્વાર ફોજોને ચાલવા દીધી હતી: પરંતુ જયારે તે આખું લશ્કર ભર મેદાન વચેજ આવી લાગયું; ત્યારે તે તેઓને લડાવવા સારૂ પોતે તેઓની સફ હવેથી સમારવાનેજ મંડી ગયો હતો.

પેલા પહાડની બાજુ તરફ તેણે સપરપેહેલાં તો પોતાની જમણી બોરડુનું લશકર ગોઠવી રાખી ત્યાં પારમેનીઓના બેટા નીકેનોરના હાથ હેઠળ ઢાલ તરવારવાળા પયદલ સીપાહીઓની ટુકડીઓ સોંપી આપી હતી કે જેની પડોસમાંજ કોઈનુસ પોતાની રીજમીટ સીખે અને ત્યાર બાદ પરદીકસ ખુદ પોતેજ પોતાની ફોજ સીખે પડી રહેલો હતો. હવે જમણી બોરડુ તરફથી પેલી ભારી હથયારવાળી પયદલ ફોજ શુરૂ થઈને છેક અધવચ સુધી આવીને જે ઉભેલી હતી ત્યાં સુધી એ મજકુર ટુકડીઓને સીકંદરે પછી એકમેકની પડોસમાં ગોઠવી રાખવાનો હોકમ કરયો હતો. વળી ડાબી બોરડુ ભણી સપરપેહેલાં તો એમીનતસ, ત્યારબાદ તોલેમી અને તે પછી મીલીઆગરની રીજમીટો હારેદાર તઈયારજ પડેલીઓ હતી, કે જેઓની છેક છેલ્લે ડાબી બાજુ ભણી આવેલા પયદલ સેપાહો ઉપર તો કોઈએક કરાતીરસ નામના સરદારને પોતે જોકે નેમી આપેલો હતો, તોપણ તે આખી ડાબી તરફની ફોજનો સીપેહસાલાર તો પારમેનીઓનેજ સીકંદરે પોતે કરી બેસાડેલો હતો અને તેને એવો હોકમ આપયો હતો કે તમારે કોઈબી રીતે પેલો દરયો તો છોડી જવોજ નહીં જોઈશે; કેમકે, નહીં તો કે દુશમનોની ફોજ બોહોળી હોવાથી ચોતરફથી તે તમોને ઘેરી નાંખયા વીના તો રહેશેજ નહીં. પોલીબીઅસ ઝેલીસથીનીસ જેવા તવારીખ નવીશની સત્તાને આધારે પોતે આપણને એમ જણાવી જાય છે (૧૨–૧૭) કે, પેલો પહાડ અને દરયા વચે પેલાં મેદાનની પોહોળાઈ ચકિદ સ્તેદીજ યાને દહોડ માઈલ થાને તો કાંઈ ઘણી વધારેજ ન હોતી. તે તવારીખ નવીશ સીકંદરની ફોજ સાથેજ પોતે એશીઆ ભણી જે નીકળી ગયો હતો તેથી તેની જણાવેલી આ વાત સદંતર ખરીજ હોવી જોઈએ.

વળી આણી ગમથી દરાયશનીબી જયારે એમજ ખાતરી થઈ ચુકી કે સીકંદર હવેથી લડવાને તઈયારજ થઈ રહેલો છે ત્યારે તેણે પણ પેલી પીનારૂસ નદી ઓળંગાવી જઈને ત્યાં આગળ પોતાના ત્રીસ હજાર ઘોડેસવારો અને વીસ હજાર હલકાં શસ્ત્રો ધરાવનાર લશકરો લાવીને ઉભા રાખયા; એવા વીચારથી કે તેથી બીજાં મારાં બોહોળાં લશકરને તે તરફ સેહેલથી લાવીને ગોઠવી નાંખવાને મને સવળતા જેવુંજ થઈ પડશે. પેલા ભારી હથયારદાર યવન પગારદાર પયદલ ફોજના તો ત્રીસ હજાર માણસોને પેલી મકદુનીઅન "ફલાંકશ" ની સામે થવા સારૂ ત્યાં તેણે ગોઠવી રાખી તેની બંને બોરડુઓ તરફ સાઠ સાઠ હજાર ભારી હથયારવાળા પેલા કારદાસીસ નામ ધરાવનાર સેપાહોને તેઓની સાહેતામાં લાવીને ઉભા રાખયા હતા. તેઓ સારૂ પોલીબીઅસ એમ વ જાય છે કે (૫–૭૯ તથા ૮૨) કોઈક પરકોમના પગારદાર સેપાહોમાં

ખપતા હતા અને પગારને ખાતેર હર કોઇની નોકરી પોતે કબુલ મંજુર રાખી બેસતા હતા, એમ હીસાઇચીઉસજી આપણને જણાવી ગયો છે; માટે તે નામ કોઇ વરણને તો કાંઇ લાગુ પડી શકતુંજ નથી ને માત્ર કોઇક ભાડુતી ફોજની ટુકડીઓનુંજ તે નામ હશે એમ તો હાલમાં પેલા એસ્લામી લોકોના "જેનીજારીસ" તથા "મેમીલ્યુકો" એવાં નામો ધરાવનાર સીપાહીઓની માફક સ્પષ્ટ રીતે માલુમ પડી આવે છે. હવે જે જગયાઓ ઉપર કે તે સીપાહીઓને ગોઠવવામાં આવેલા હતા તેટલાજ માણસો ત્યાં એકજ હારમાં ફેલે નકશાના આકારમાં સમાઇ શકે તેવું પણ હતુંજ ખરૂં. વળી એ સંખયા વીષેબી તરેહતરેહવાર ફેરફારો અસલી નવીશનદાઓના દફતરોમાં આપણા દીઠામાં આવી શકે છે. કાલીસથીનીસની સત્તાને આધારે પોલીબીઅસ (૧૨–૧૮) શેહેનશાહ દરાયશના યવન ભાડુતી પયદલ અને ઘોડેસવાર ફોજોની સંખયા ત્રીસ ત્રીસ હજાર માણસોની જણાવી જાય છે. કરસીઉસ તો ત્યાં તે વેળાએ ફક્ત ત્રીસ હજાર યવન સેપાહો હતા એમજ પોતે બોલે છે. એરીઅન તેઓની સંખયા ઘોડેસવાર ફોજો વતરોગે નેવુ હજાર ભારી હથયારવાળા સીપાહીઓની થવા જતી હતી એમ પોતે તો વરણવી ગયો છે; માટે મજકુર ઝેલીસથીનીસની જણાવેલી પેલી સાઠ હજાર માણસોની ફોજ વીષે ટીકા કરતી વેળા પોલીબીઅસ તો (૧૨–૧૭ થી ૨૨) એમ સાબેત કરવાને પેરવી કરે છે કે, તે ઇસસનાં જંગી મેદાનમાં એટલી મોટી ફોજ પારસીઓની સમાઇ શકે તેવું તો કશું હતુંજ નહીં. વળી પાદશાહ દરાયશે સીકંદરની જમણી બેરડુની ટુકડીની રૂબરૂ પેલા પહાડની ડાબી બેરડુની નજદીકમાંજ બીજી વીસ હજાર માણસોની ફોજ પણ લાવીને ઉભી રાખેલી હતી. વળી કેટલાએક સીપાહીઓને તો સીકંદરની ફોજની પછવાડેબી ગોઠવી રાખવામાં આવેલા હતા; કારણ એ જે, જે પહાડની નજદીકીમાં તેઓને ઉભા રાખવામાં આવેલા હતા તે પહાડ એક તરફથી ઘણો પાછળ ઢળી જઇને દરયાની ખાડી જેવો આકાર પોતે પકડી બેઠેલો હતો અને ત્યારબાદ આગળથી તે વળાણ લઇ પડતો હતો, જેથી તે પહાડની તળેટી આગળ જે ફોજને કે ઉભી રાખવામાં આવેલી હતી તે ફોજ સીકંદરની ફોજની જમણી બાજુની બરાબર પાછળ સુધી ચત્રાઇજ જઇ પડેલી હતી. વળી દરાયશની બેહોળી ફોજના હલકા અને ભારી શસ્ત્રોવાળા પયદલ સેપાહોને તો તેઓ ન્યાત જાતો પ્રમાણે ગોઠવી નાંખીને ઘણીએક ઉંડાઇ સુધી પેચી લેવામાં આવેલા હતા કે જ્યાંથી તેઓ તેને બીનઉપયોગી થઇ પડે તેવુંજ હતું. તેઓને તોબી પેલી યવન ભાડુતી ફોજ અને પારસી સેપાહોની "ફેલનકશ" ના આકારમાંજ ગોઠવી રાખેલી ટુકડીઓની પાછળજ રાખી મેલવામાં આવેલા હતા. વળી પલુતારકનાજ કહેવા મુજબ (જુઓ, તેનો સીકંદર ઓવી ૧૮ મી) દરાયશની તે આખી ફોજના લડવઇયા સેપાહોની સંખ્યાજ આશરે છ લાખ માણસોની થવા જતી હતી; પરંતુ દાયોદોરસ (૧૭–૩૧ ને ૩૩) અને જસ્તીન (૧૧–૯) તો એમ લખી જાય છે કે, પારસીઓ કને તે વેળાએ ચાર લાખ પયદલ અને એક લાખ ઘોડેસ્વારોજ ફક્ત હતા અને તેઓને બોટોના તરાપાઓથી યુફરેતીસ નદીને ઓળંગાવી જવા સારૂ કરસીઉસ કહે છે જે (૩–૧૭) છેક પાંચ દીવસો લાગી ગયા હતા. વળી તેજ નવીશનદાના કહેવા પ્રમાણે (૩–૮) તેઓનો સામાન સરંજામ ઉંચકી જવા સારૂ આપણા પાદશાહને છ સો ખચ્ચર અને ત્રણસો ઉંટોનો ખરચ કરવો પડયો હતો. ગરોટ એ ફોજની ગણતરી આપતી વેળા પોતાનો અભીપ્રાય તો એમ દરશાવી જાય છે કે દરેક "ફેલાનકશ" ની ઉંડાઇ કેટલી હતી તથા કેટલી પોહોળી જગ્યા તે રોકી શકતી હતી તે વીષેનો તો કશોબી ખોલાસો આગલા યવન નવીશનદાઓ તો આપણી જાણ સારૂ કાંઇ મેલી ગયલાજ નથી; માટે આપણે જો દરેક સીપાહી વચ્ચે એકજ પગથયા જેટલી પોહોળી જગ્યા છોડી દઇએ અ

ને તેની ઉંડાઇ સોળ પગથયાં જેટલીજ ગણતરીમાં લઇએ તો; એક સ્તેદીઅમ યાને અઢીસો પગલાં જેટલી પોહોળી જ ગ્યામાં ચાર હજાર માણસોનો સમાવેશ થઇ શકે તેવું હતું; માટે વીસ સ્તેદી આ જેટલી પોહોળી જગ્યા ખાતે એંસી હજાર માણસો ગોઠવાઇ શકે તેવી ગણતરી આવીને ઉભી રહી શકે તેવા છે. હવે જો આપણે છવ્વીસ પગથયાં જેટલીજ ઉંડાઇ ધારણ કરી બેસીએ તો એક સ્તેદીઅમ જેટલી પોહોળી જગ્યામાં સાડા છ હજાર માણસો સમાઇ શકે તેવું હતું, એટલે જે ચઉદ સ્તેદીઆ જેટલી પોહોળી જગ્યામાં નેવુ હજાર સીપાહીઓ ગોઠવાઇ શકાયલા હોવા જોઇએ; કે જે સંખ્યા કેલીસથીનીસની આપેલી ગણતરી સાથે આબેહુબ ગોયા યકસાનજ ઉતરી શકે તેવી છે. વળી કીનીઅર જેવો એક અરવાચીન અંગ્રેજ મુસાફરબી આપણને એમ જણાવી જાય છે કે, તે તરફ આવેલા એમાનુસના પહાડ આગળથી તે ઠેઠ દરયા સુધી તેની પોહોળાઇ દહોડથી તે છેક ત્રણ માઇલ સુધીની ચહડ ઉતર આપણા દીઠામાં આવી શકે છે.

હવેથી સીકંદર જેમ જેમ આગળ વધતો ચાલ્યો તેમ તેમ પેલી જગયા પોહોળાઇમાં જરા વધારેને વધારો ચીત્ર એલી તેના દીઠામાં આવતી ગઇ હતી. આથી તેણે પોતાના સ્નેહી ("કમપાનીઅન") સેપાહો તથા થેસીલીઅન અને મકદુનીઅન સેપાહોનેબી પોતાની જમણી બોરડુ ભણી બોલાવીને તે તરફ હવેથી ઉભા રાખયા હતા, અને ડાબી બોરડુ ભણી પેલા પીલોપોનીસીઅન તથા બીજા તેની સાહેતામાં ઉતરી પડેલા યવન સેપાહોને પારમેનીઓની ફોજ સાથે જઇને એકત્ર થઇ જવાનો પોતે હોકમ આપી રાખ્યો હતો. હવે દરાયશ જયારે પોતાની "ફેલેન્કસો"ની સફેને સમારી રહયો ત્યારે આગમચથી આપી મેલેલી કોઇક જાતની નીશાન કરીને તેણે પોતાની ઘોડેસ્વાર ફોજને પેલી નદીની હરોળ આગળથી પાછી બોલાવી મંગાવી કે જેથી પોતાની ફોજને ફરાગતથી ત્યાં લડવાને બની શકે. તેઓ માંહેલા ઘણા એક સવારોને તો પોતાની જમણી બોરડુ ભણી પેલા દરયાની નજદીકમાંજ પારમાનીઓની ફોજની બરાબર સામસામેજ લાવીને ઉભા રાખયા હતા; કારણ એ જે ત્યાંથી દુશમનો સામે ધમચકડી મચાવી મેલવા સારૂ પેલા સવારોને તે જગયા વધારે બંધબેસ્તી ઉતરી શકે તેવી હતી. વળી તે માંહેલા થોડાક ચોક્કસ સવારોને તો પેલા પહાડની ડાબી બોરડુ ભણીબી લઇ જઇને પોતે ઉભા રાખયા હતા; પરંતુ જયારે તેને એમજ માલુમ પડી ચુકયું કે તેઓ ત્યાં પડી રહેલા ત્યાંની જગયાની સંકડાશ અને કોટાઇને લીધે પોતાને નીરઉપયોગી જેવાજ થઇ પડશે ત્યારે તેણે તેઓ માંહેલા ઘણાખરા સવારોને પોતાની જમણી બોરડુ ભણીજ આવીને તે તરફ પાછું ભરતયું કરવા સારૂ ફરીને પાછા બોલાવી મંગાવયા હતા, અને પારસીઓની રીતભાત મુજબ જેનોફન ઇબને ગરાઇલુસ (જુઓ, તેની "એનાબાસીસ" ૧–૮ અને ૨૧ થી ૨૨) વગેરે યવન ગ્રંથકારોના લખયા પ્રમાણે પાદશાહ દરાયશે પોતાની આખી ફોજની વચોવચમાં યાને કલબગાહમાં જઇને તેની સરદારી પોતેજ પોતાના હાથ હેઠળ તે લઇબેઠો હતો; કેમકે, તેબી પોતે પારસીઓમાં એક સેપાહ બચ્ચા અને શેહજોર સરદાર તરીકે તે આગમજથી પોતે મશહુર પણ થઇ ચુકેલોજ હતો; પરંતુ નસીબાના કેહેર આગળ તેની આ સઘળી ગોઠવણો અને ચાલાકી ઓર ઉલટી તેની વીરૂધમાંજ ઉતરી પડી હતી અને તેને કશી કારગત તો લાગીજ નહોતી.

હવે સીકંદરે જયારે જોયું કે પારસીઓના ઘણાખરા ઘોડેસ્વારો તો પોતાની બાજુ બદલાવીને દરયાની નજદીકીમાં મારાં લશકરની છેક ડાબી બોરડુ ભણી જઇને જમાવ થઇ પડેલા છે અને ત્યાં મારી તો પીલોપોનીસીઅન તથા બાકીના યવન ઘોડેસ્વારોની નાની અને નબળી ફોજેજ માત્ર પડેલી છે, ત્યારે તેઓની સાહેતામાં તેણે પોતાના થેસીલીઅન સ્વારોને ઝડપમાંજ દોડાવી મે

લ્યા હતા; પરંતુ તેઓને ખાસ એમ હોકમ આપવામાં આવેલો હતો કે દુશમનો એમ ચેતી અને સમજી નહીં જાય કે આપણેબી આપણી બાજુને ફેરવી નાખી છે, તેથી તમારે આપણી આખી ફોજની હરોળમાંથી નહીં બલ્કે આપણી ફેલેનકસની પછવાડેથી હલુસેથીજ નીકળી જવું પડશે. તે સ્વારોની હરોળમાં પોતાની જમણી બોરડુ ભણી પછી પ્રોતીમેકસની સરદારી હેઠળ તેણે પોતાના નીજાઓના રાખનાર ખબરદાર સ્વારોને તથા એરીસ્તોની કને પેલા પેઓનીઅન ભાલાદાર સ્વારો આપીને એનતીઓકસની ફોજના તીર અંદાજો અને એતેલસની ફોજના એગરીઆનીઅન સેપાહો સીખે લાવીને ઉભા રાખ્યા હતા, કે જે છેલ્લો સરદાર પાછળથી એનતીગોનસને હાથે ઇ૦ પુ૦ ૨૫૦ માં હાર ખાઇ જઇને પોતે પછી પકડાઇ ગયો હતો, એમ દાયોદોરસ આપણને જણાવી ગયો છે. (૧૮–૪૫) વળી પોતાની કલબગાહ આગળ એક ખુણો કરી રાખવાના હેતુથી પોતાની પછવાડે આવેલા પેલા પહાડની બોરડુ ભણી તેણે કેટલાએક ઘોડેસ્વારો અને તીર અંદાજોને બોલાવીને ઉભા રાખેલા હતા જેથી તેની જમણી બાજુએ તેની ફેલેનકસ બે ભાગોમાં ગોયા વેહેંચાઇ ગઇ હતી; જે માંહેલી એક બાજુને પેલી નદીની આણીપાર દરાયશની આખી ફોજની બરાબર સામે તથા બીજી બાજુને પેલી તેની ફોજની પછવાડે આવેલા પેલા પહાડની સનમુખ ઇરાની ફોજ જે પડી રહેલી હતી તેની રૂબરૂ લાવીને પોતે પછી ઉભી રાખી મેલી હતી. તેમજ તેની ડાબી બોરડુ ભણી આવેલા પેલા વીભાગ આગળ ક્રીટના ટાપુવાળા તીરઅંદાજ પીઆદા સેપાહોને ગોઠવી રાખી તેઓની હરોળમાં સીતાલસીસની સરદારી હેઠળના થરેસીઅન સેપાહોને મેલી આપયા હતા કે જેઓની ડાબી બોરડુ તરફ તેઓની આગમજ તેના બીજા સવારો પણ ઉભેલાજ દીસતા હતા. પેલી ગ્રીસીઅન ભાડુતી ફોજને તો અડીભડી સારૂ તેણે આખી ફોજની પછવાડે આહીનમાં અમાનત તરીકેજ ગોઠવી રાખેલી હતા. હવે જ્યારે સીકંદરની પોતાની એમજ ખાતરી થઇ ચુકી કે મારી જમણી બોરડુ તરફની "ફેલાંકશ"ની ટુકડી ઘણીજ નાની જેવી છે, તેથી તે તરફથી પારસી ફોજ તેને વખતે સદંતરજ ઘેરી નાંખે તેવું છે; તેથી તેણે પોતાની કલબગાહ આગળની બે ટુકડીઓને તે જમણી બોરડુ ભણી બેમાલુમ રીતે તરતજ ઉપડી જવાનો પોતે હોકમ આપયો હતો. તેના તે એનથીમુસીઅન નામના કમપાનીઅન યાને પાસે રહેનાર સવારોની એક ટુકડીની સરદારી તો મીનીસથીકસના બેટા પીરોઇદાસના હાથ હેઠળ અને બીજી લીયુગીઅન નામ ધરાવનાર ટુકડીની સરદારી કલીઆનદરના છોકરા પેનતોરદેનુસના તાબા હેઠળ સોંપી આપેલી હતી. વળી આ લડાઇની વેળા તેના આવા મકદુનીઅન હમનશીન (કમપાનીઅન) ભારી હથયાર ધરાવનાર સવારોની આઠ તો જુદી જુદી ટુકડીઓ સીકંદર કને હતી, એમ એરીઅન આપણને જણાવી ગયો છે અને તેઓની બે ટુકડીઓનાં નામો તો મકદુનીઆના દેશાવર માંહેલા એનથીમુસ અને લીઉગી નામના પ્રાંતો ઉપરથી ઉપર મુજબનાં નામો રાખવામાં આવેલાં હતાં અને બીજીઓનાં નામો બોતાઇઆ, એમફીપોલીસ અને એપોલોનીઆ કરીને હતાં એમ તે ગ્રંથકાર આપણને કહી જાય છે. (જુઓ, તેની "એનાબાસીસ" ૧–૨ તથા ૧૨ અને ૩–૧૧) ત્યારબાદ વળી પોતાની તે જમણી બોરડુની હરોળમાંજ પેલા થોડાક એગરીઆનીઅન ઘોડેસ્વારો, તીરઅંદાજો અને પેલી ભાડુતી યવન ફોજના સેપાહોનેબી તે પોતાની સાથેજ ઘસડી ગયો હતો; આથી તેની ફેલાંકસ ઇરાની સેપાહોની એક બાજુની ટુકડીની છેક લાંબેવેર સુધી હવેથી ચીત્રાઇ ચુકેલી હતી. હવે પેલા પહાડ ઉપર પડેલી પારસી ફોજે નીચે ઉતરી આવવાની જરાબી પોતાની ખાહેશ દેખાડાવીજ નહોતી તેથી સીકંદરના હોકમથી તે પહાડની તળેટીજ આગળથી તેના કેટલાએક એગરીઆનીઅન સવારો અને તીરઅંદાજો તેઓપર દુરથીજ મારો ચલાવવાને મંડી ગયા હતા, જેથી તેઓને તેઓએ સેહેજમાં

જ પરાગનદેહ કરી નાખી પાછા પેલા પહાડના શીખર ઉપરજ ચહડી બેસવાની તેઓને ફરજજ પાડી દીધી હતી, અને તેઓપર દેખરેખ રાખવા સારૂ ત્યાં તેણે ત્રણસો સવારોનેજ રાખી મેલવાને પોતે દરૂસ્ત વીચાર્યું હતું; કેમકે, તેટલાજ માણસો તે સારૂ તે પુરતા સમજવા લાગ્યો હતો. આમ પોતાની આખી ફોજને ગોઠવી રહ્યા બાદ તેણે પેલા માણસોને થોડુંક સુધી તો સારી કાની વીસામોજ લેવા દીધો હતો, અને પછી તેઓને કદમ કદમ લડાઇ સારૂ પોતે આગળ ચલાવી ગયો હતો; કેમકે, ઉતાવળ કર્યા વીનાજ હાલ તો દુશમનો સામે લડવાનો વખત છે એમ તે પોતે મનસે વીચારતો બેઠેલો હતો; કારણ એ જે દરાયશ કને લશકર બોહોળું હોવાથી તેમ તેને કર્યા વીના છુટકોજ રહેલો ન હોતો. હવે જેમ સપર પેહેલી વાર પોતાનું લશકર ગોઠવતી વેળા આપણા પાદશાહ સીકંદર ઉપર પોતાની પરકોમોની ફોજે સાંખે ઉતરી પડવાનો જે એરાદો રાખેલો હતો, તેમ ન કરતાં તે હજુસુધી પેલી નદીના કીનારા ઉપર પોતે તો જો શાંતજ પડી રહેલો હતો; કારણ એ જે તે નદી તેના કીનારા આગળની ઘણીએક જગ્યા પર તો અત્યંત ઉંડી અને સલંગની સલંગ જાણે કે ઉભેલી હોય તેમજ લાગતી હતી. તે સાથે તે જગ્યાપરથી કદાચને દુશમનો ઇરાનીઓ ઉપર સેહેલમાં ધસી નહી આવે તેવી જગ્યાઓને તો તેણે મજબુત કીલેબંધીથી પોતે બંધ વટીક કરી રાખેલોજ હતો.

આથી સીકંદરના માણસો મનસે એમ સમજવાને મંડી ગયા હતા કે પાદશાહ દરાયશ આપણાથી બીહી ગયેલો હોવો જોઇએ, પરંતુ તેઓનો તે વીચાર તો મને જરાક હવાઇ ખીઆલ જેવોજ ભાસે છે; કેમકે, તે જો સીકંદરથી હજુબી બીહતોજ હતે તો આવી ગંજાવર ફોજની સરદારી લઇને તે ખુદ પોતે તો તેની સામે ઉતરી પડતેજ નહીં, અને તેની છેક કલબગાહમાં આવીને પોતે પોતાની જગયાબી લેતેજ નહીં એ તો દેખીતુંજ છે; માટે એરીઅન તથા ગરોટ તેનાપર હીચકારાપણાનો જે આરોપ મેલવાની હીંમત કરે છે તેબીના તો સદંતરજ વાહીયાત જેવીજ હોવી જોઇએ; કેમકે, તે પોતેબી શેહજોર અને પારસીબચ્ચો હતો તેથી ભયનો મારયો તો કાંઇ બીહી જાય તેમ તો કાંઇ હતુંજ નહીં. અલબત્તાં તેણે જયારે એમ જોયું કે સીકંદરે પેલા પહાડને મથાળેના તેના માણસોને તો પાછાજ હાંકી કહાડયા હતા ત્યારે તે પોતાની લડાઇની બાજી તથા ગોઠવણી વીષે જરા ધચુપચુ મીજાજમાં આવી ગયો હોય તો તે વાત હું માનય કરી શકું છું; કેમકે, તેનીમાં જરાજરામાં ધચુપચુ થઇ જવાની અને મનને સ્થીર નહી રાખવાની ગોયા એક કુદરતીજ ખામી હતી, જેથી ખુદ ઇરાનીઓજ તેને પોતાની ભાષામાં કોદોમાનુસ યાને ધચુપચુ મન ધરાવનાર દરાયશ એવું નામ પોતે પણ આપી ગયલા છે: પરંતુ જ્યારે તે બંને હુમનબરદ ફોજો એકમેકની છેકજ અડોઅડ આવી લાગી ત્યારે તો સીકંદરે પોતપોતાના સરદારો અને સેપાહોને તેઓનાં નામોથીજ હાંક મારી તેઓની આગલી પાછલી બાહાદુરીના કીરતનોજ તેઓને પાછા વધુ શુરપર લાવવાના એરાદાથી પોતે તો ત્યાંના ત્યાંજ ગાવા અને સમજાવાને તે ગોયા મંડીજ ગયો હતો. આથી તેની ફોજ હવેથી ઉશકેરાઇ જઇને જોશપરજ આવી ચુકી હતી અને જંગનાં મેદાનમાં તરતજ ઉતરી પડવાની સીકંદર કને આજેજીજ કરવા મંડી ગઇ હતી; પરંતુ સીકંદર પોતે જાતેજ સીહારો હોવાથી તેવી તેઓની માગણી ઉપર કશુંબી લક્ષ ન આપતાં હજુ તો તે તેઓને કદમ કદમજ આગળ ચલાવતોજ રહેલો હતો; કારણકે, તે પોતાને મનસે એમ બીહતો હતો કે આપણે જો આગળ ઝડપમાંજ કુચ કરી જવાની હીંમત કરીશું તો મારી ફેલેંકશના માણસો આહીનમાંથી કદાચને છુટા પડી જઇને બાકીની આખી ફોજથી જુદા પડી જયા વીના તો રહેશેજ નહીં, જેથી આગળ ચાલતાં આપણને કામ ઘણુંજ દુશવાર જેવું થઇ પડે તેવું છે;

કેમકે, હજુ તો દુશમનો આપણાથી ઘ
ણા છેટેજ પડેલા જણાય છે; પરંતુ
જ્યારે પેલી ઇરાની ફોજબી આગળ ધ
સીને તીરોનો મારો પહોંચી શકે તેટલી
જ નજદીકીમાં પેલી નદી આગળ જ્યારે
છેકજ આવી લાગી ત્યારે પોતાની જમ
ણી બાજુ આગળ જેબી સીપાહીઓ કે
ઉભેલા હતા તેઓ સીધે યાહોમ સાકંદ
રે તો પેલી નદીમાંજ ઝોંકાવી દીધું હ
તું; એવા વીચારથી કે જો આપણે એ
મ ઝડપ કરી દેખડાવીશું તો દુશમનો
તરતજ પોતે બીહી ધ્રુજી જશે, જેથી
આપણે તેઓ સામે રૂબરૂ આવી ગયા
થી તેઓના સવારોના તીરોના જબરા
અરાબાઓમાંથી સેહેજમાંજ બચી જઇ
શકીશું, અને આપણા ઘણાખરા સીપા
હીઓ પણ ઘાએલ વટીક થઇ શકશે પણ
નહીજ. આ તેનો તર્ક તેનું બખ્તજ જો
રાવર હોવાથી આકેબત ખરોજ નીવડી પ
ડયો હતો; કેમકે, પેલા બંને હમન
બરદ સીપાહીઓ જ્યારે એ જંગનાં
મેદાનમાં એકમેક સાથે હાથોહાથનીજ
લડાઇમાં બાઝી અને ગુંથાઇજ પડયા
ત્યારે ઇરાનીઓની ડાબી બોરડુની ફોજે
સખ્ત ઘાલો ખાધો હતો; જેથી તે
ફોજ પરાગનદેહ થઇ પડયાથી તે બાજુ
તરફ તો સીકંદર અને તેના સીપાહી
ઓજ પોતે ફાવી ગયા હતા અને ફતેહ
મંદ નીવડી પડયા હતા; પરંતુ જે
યવન સીપાહીઓ કે પારસીઓની બોર
ડુમાં હતા તેઓ તો પેલા મકદુનીઅન
ફાલાંકશના સેપાહો જે આહીનમાંથી
છુટા પડી ગયા હતા અને જે બોરડુ
આગળથી કે પોતાની સફજ ખોઇ બેઠા
હતા તેઓપર તે તરફથી જબરો મારો
ચલાવવાને મંડીજ ગયલા હતા; કારણકે,
જ્યારે સીકંદરે યાહોમ પેલી નદીમાં
પોતે ઝોંકાવીજ દીધું અને પેલા ત્યાં
ઉભેલા પારસી સેપાહોને હાથોહાથની
લડાઇમાંજ રોકી રાખી તેઓને પાછ
ળ ને પાછળજ પોતાની જવાંમરદીથી
હઠાવતોજ ચાલ્યો; ત્યારથીજ પેલી મક
દુનીઅન ફોજની જમણી બાજુ તો
ભાંગીતુટી ગઇ હતી અને પોતાની
આહીનમાંથી નીકળીજ પડેલી હતી.
વળી પેલી તેઓની વચ્ચોવચમાંની ફોજે
પણ પોતાની બહાદુરીથી તેઓને પેલી
નદીના સીધા ને સીધા અને ઉંડા
કીનારા આગળ તેઓને પોતાની હરોળ
ને બચાવી રાખવાની કશી પણ તજવીઝ
વટીક કરેલીજ ન હોતી; તેથીબી તે ફોજ
એકજ લાઇનમાં રહી શકીજ નહીં હતી.
આથી તે બંને હમનબરદો વચ્ચે ત્યાં
આગળ જબરૂં જંગ મચી રહયું હતું;
કેમકે, જેમ જેમ પેલા દરાયશની ફોજ
ના યવન સેપાહો તેઓને પાછા નદી
ભાણીજ હાંકી કહાડતા ચાલ્યા અને પો
તાનાજ સ્નેહીઓ કે જે નહાસભાગમાં
પડી ગયલા હતા તેઓને પાછા ફતેહ
મંદ કરી નાખવાનાજ પ્રયત્નોમાં ગુંથા
ઇજ પડેલા હતા; ત્યારે પેલા મકદુનીઅ
નોબી પોતાની ઇજ્જત સારૂ અને પોતાના
ફેલેંકશનાં નામને માડું નહીં લાગે ત
થા સીકંદરે મેળવેલી ફતેહને ઝાંખ ન
હીં પહોંચી જાય તેવા ખીઆલથી સખ
ત મેહનત અને માથાફોડ હાલતમાંજ
આવી પડેલા હતા; કેમકે, તે પુરવે તે
ફોજ અજીત તરીકેજ લોકોમાં પંકાઇ
ચુકેલીજ હતી. તે સાથે વળી પેલા દરા
યશના યવન ફોજના માણસો અને મક
દુનીઅનો વચ્ચે જે જબરી હરીફાઇ તે જ
માનામાં ચાલુ જોવામાં આવતી હતી; તેથી
તે બંને બોરડુવાળાઓ ગોયા જાનપરજ
આવીને ત્યાં એકમેક સાથે પુર જોશથીજ
લડવાને મંડી ગયલો હતા. આથી
તે જંગનાં મેદાનમાં સીલ્યુકસનો બેટો
પતોલામી ઘણી બહાદુરીથી લડયા છ
તાં પોતે તો મારયો ગયો હતો,
અને તેની સાથે બીજાબી એકસો ને વી
સ નામચીન મકદુનીઅનો વટીક ઠાર
થઇ પડયા હતા. કરસીઉસ તો એમ
કહે છે જે (૩—૨૯) તે લડાઇમાં
૫૦૪ સીકદરની ફોજના માણસો ઘાએ
લ થયા હતા અને ૧૮૨ માણસો તો
મારયાં ગયાં હતાં. દાયોદોરસ તો તેથી
ઉલટું તે મરણ પામેલા મકદુનીઅન
સેપાહોની ગણતરી સાડા ચારસો માણ
સોની આપણને ગણાવી જાય છે.
(૧૭—૩૬.) જસ્તાન કહે છે જે
(૧૧—૯) ૨૮૦ મકદુનીઅન સીપાહી
ઓ મારયા ગયા હતા અને સીસરો
તો પોતાની "એતીકુમ" (૫—૨૦)

માં એમ વરણવી જાય છે કે "ઇસસની લડાઇની વેળા જે જગયાની નજદીકીમાંથી સીકંદર પાદશાહ દરાયશ સામે લડયો હતો ત્યાંજ અને તેજ ચોકકસ જગ્યા ઉપર અમો લોકોબી થોડાક દીવસો સુધી પાછળથી એક વેળાએ છાવણી નાંખીને પડેલા હતા." આવો મામલો જોયાથી સીકંદરની જમણી પાંખ આગળની ફોજોની જયારે એમજ ખાતરી થઇ ચુકી કે જે ઇરાની ફોજ આપણી સામે લડી હતા તે તો હવે સદંતરજ હાર ખાઇને વીખરાઇજ ગયલી છે ત્યારે તેઓ પેલી પોતાની ફેલેનકશ જે દરાયશની ગ્રીક ફોજોના સપાટા હેઠળ જબરી સપડાઇ પડેલી હતી તેઓની કુમકે તરતજ દોડી જઇને આપણી ફોજના પેલા યવન સેપાહો સાથે જોશમાં હવેથી પોતે લડવાને મંડી ગઇ હતી. આખેરે તેઓએ પેલા ઇરાની ગ્રીક સેપાહોને તો પેલી નદી આગળથી મારીજ હઠાવયા હતા અને ઇરાની લશકર જે બાજુ આગળથી પોતાની સફ ખોઇ બેઠું હતું, ત્યાં વેર પોતાની ફેલેંકશને તેઓ હવેથી ચત્રાવી પડયા હતા અને પેલી યવન ફોજની છેક પેહલુ સુધી ઘુસી જઇને તેઓને તે કાપતીજ ચાલી હતી. આવો તે લડાઇનો રંગ જોતાંનેજ વાર જે પારસી સવારો પેલા થેસીલીઅન સવારો સામે પોતાની સફ સમારીને ઉભેલા હતા તેઓથી તો કાંઇ તઅંમુલ થઇ શકયુંજ નહીં, જેથી પેલી નદી કુદાવીને પેલી થેસીલીઅન ફોજો ઉપર તેઓ જોશમાં હુમલો લઇ ગયા હતા, આમ પતોલેમી અને આરીસ્તોબ્યુલશની સત્તાને આધારે એરીઅન આપણને જણાવી જાય છે; કેમકે, તેના જમાનામાં તેઓના પુસ્તકો સાબેત રહી શકેલાંજ હતાં; તો જોકે હાલ જમાના વેર તો તેઓ કાંઇ બચી શકેલાં નથી અને તે વાતને કેલીસથીનીસ વટીક પોતે પણ ટેકોજ આપી ગયલો છે. પરંતુ પોલીબીયુસ જે એરીઅનની તો લગભગ ત્રણ સદીઓ પુરવેજ થઇ ગયલો હતો તે તો કેલીસથીનીસ ઉપર પોતે સખ્તજ ઉતરી પડેલો દીસે છે, કેમકે તેની મોહોકાનથી તો પારસી ઘોડેસવાર ફોજને પેલી પીનારૂસ નદીને ઓળંગાવી જઇને પેલા સીકંદરના થીસીનીઅન ફોજ ઉપર એકદમ હલ્લો લઇ જવાને ગોયા સવળતા જેવુંજ થઇ પડી ચુકયું હતું. (જુઓ તેની ચો૦ ૧૨-૧૮.)

આ ઉપરથી પોલીબીઅસ જે એરીઅનની લગભગ ત્રણ સદીઓ આગમજ થઇ ગયલો હતો તે તો પેલા કેલીસશથીનીસનાં તે લખાણ ઉપર પોતે સખ્ત મુજાહેમત લઇ જાય છે અને પેલી પારસી ઘોડેસવાર ફોજ પેલી પીનારૂસ નદી ઓળંગાવીને થેસીલીઅન સવારો ઉપર જે પડી ગઇ હતી તે વાતને તે પોતે તો ઇનકાર જવાની અમસ્થીજ પેરવી કરી રહેલો છે. અહીંયાં તે બંને હમનબરદ સવારો વચ્ચે જબરૂં જંગ મચી રહયું રતું; કેમકે, પેલા ઇરાની સવારો તેઓને જરાબી અમાનતો આપવા લાગ્યાજ નહોતા અને જબરો મારો તેઓપર ચલાવીજ રહેલા હતા. પરંતુ જ્યારે તેઓએ જોયું કે દરાયશ તો પોતાની ઉપલી હારથી નહાસભાગમાંજ પડી ગયો છે અને પેલી ફેલેંકસ તો પેલી પારસી યવન ફોજને કાપતીજ ચાલી છે જેથી તે ફોજ હવેથી આપણી કુમકે આવી શકે તેવુંજ નથી, ત્યારે તો તેઓએ પેલા થેસીલીઅન સવારોને પોતે પડતાજ નાંખી દીધા હતા. આથી ઘભરાટના મારયા આખેરે ચોતરફથી ઇરાની ફોજના સીપાહીઓએ તો નહાસવાજ માંડયું હતું. આમ નહાસભાગ અને પાછળ હઠતી વેળા ઇરાની સવારોના ઘોડાઓ ઉપર તો સજ્જડ માર પડતોજ ચાલ્યો હતો; કેમકે, તેઓના સવારો ભારી હથયાર સાથે જડાવદાર થઇ પડેલાજ હોવાથી પેલા ઘોડાઓને બચાવી લેવાને પોતે કેવળે બીન સામરથવાનજ નીવડી પડયા હતા. તે સાથે તેઓની સંખયા પણ બાહોળી હોવાથી અને રસ્તોબી સાંકડોજ હતો તેથી તેઓ ઘણાજ ઘભરાટમાં આવી જઇને પોતાની અક્કલજ ખોઇ બેઠા હતા અને એકમેકનાજ ધક્કામુક્કીથી ઘણાખરા સવારો તો જમીનદોસ્તજ થતા ચાલ્યા હતા. વળી પેલા હાર ખાઇ પડે

લા થેસીલીઅન સવારોએબી હીંમત ધરીને તેઓનો દુંબાલો હાલમાં તેઓની નહાસભાગનો લાભ લઈને સારી કાની જે પકડી રાખેલોજ હતો તેથી પેલા પયદલ સીપાહીઓ માફક તે ઘોડેસવારનો બી ત્યાં સદંતર કચડઘાણજ નીકળી ગયો હતો. આમ દરાયશ પોતાની મુરખાઈથીજ પોતાની અસલી મજબુત જગયા છોડી દઈને ઇસસ જેવી આવી બીનકુશાદે જગયા જે હાથ કરી બેઠો હતો તેથીજ તેના આવા ચુનંદા સવારો સંકડાસનાજ મારયા પોતે કશુંબી નવું જુનું ત્યાં કરી શકયાજ નહોતા; કારણ એ જે, તે તરફનો રસ્તો ઘણોજ સાંકડો હોવાથી પેલા ઘોડાઓના પગોજ એકમેક સાથે તેઓની બોહોળી સંખયાને લીધે જે ભરાઈ જવા લાગયા હતા તેથીજ તે બીચારાઓ તો અફડાતફડી કરીને અમસ્થાજ મરતા ચાલ્યા હતા; આવાં પરીણામ ઉપર આપણને અત્રે આવી જયા વીના છુટકોજ રહેતો નથી. આથી દીમાશથીનીસના ઉસ્કેરવાથી જે આથનીઅન, સ્પારટન અને બીજા યવન લોકો કે દરાયશની કુમક કરવાને એકસંપી કરી બેસવાની તઈયારીમાંજ હતા તેઓનેબી પોતાની ઉમેદમાં નાસેપાસ થઈ જઈને હવેથી પાછું હઠી જવુંજ પડયું હતું; કેમકે, અકટોબર માસમાં એ જંગ મચયું તેની પુરવેનો આખો ઉનાળો સુધી તો તેઓબી સીકંદરની સામે ઘણાજ ઉશકેરાઈ રહેલા હતા અને તેના જબરા મુદઈઓ થઈ પડેલા હતા અને મનસે એમજ સમજતા બેઠેલા હતા કે ઇરાનીઓ આખેરે પોતાની બોહોળી ફોજને લીધે સીકંદરને ઘેરી નાંખી તેનો કુનદોજ કરી નાખ્યા વીના તો રહેશેજ નહી. આથી પાદશાહ દરાયશની બોહોળી ફોજ ત્યાંનું મોટું રણ છોડીને શામના મુલકનાં મેદાનોમાં આવીને જ્યારે જમાવ થઈ પડી ત્યારે ગ્રીસની દક્ષીણ તરફના તમામ યવન લોકો જેઓ કે, પ્રજાસતાક રાજ્યની હેમાયતમાં હતા તેઓ પોતાનો દસ્ત પાછો મકદુનીઅનો સામે અજમાવવા માટે પોતાની રાજીખુશીથી કાલાવાલા કરીને પાદશાહ દરાયશની ફોજમાં ભરાઈ જવા લાગયા હતા અને શામેલ વટીક થઈ ચુકયા હતા, એમ એસચીનીસ જે દીમાસથીનીસની વીરૂધમાં ભાષણ કરીને તેને જે સખત ઠપકો આપવાને મંડી ગયો છે તેપરથીબી સારાંશ નીકળી શકે છે. તે સુભાખીત ભાષણમાં તે દીમાસથીનીસ સનમુખ પોતે એમ વરણવે છે અને તાનાઝની કરે છે કે "જયારે પાદશાહ દરાયશ ગરાનાઇકસની લડાઈની વેળા પોતાની આખી ફોજ સીખે દરયાના કીનારા ભણી આવી પહોંચયો (એ વાતમાં સચાઈ જરા પણ નથી; કેમકે, ગરેનાઈકસની લડાઈની વેળા દરાયશ તો તે મેદાન ખાતે ખુદ પોતે તો કાંઈ ઉતરી પડેલોજ નહોતો અને તે લશકરની સરદારી તો તેણે પોતાના સરદારો કનેજ રહેવા દીધેલી હતી ) અને સીકંદર પણ સીલીસીઆના પ્રાંત વેર જઈને પોતે જયારે ખુદ ઘુસીજ ગયો ત્યારે તમારાજ કહેવા પ્રતમાણે તે ત્યાં વેગળો પડી ગયો હતો અને પોતાના દેશીઓ સાથના વેહેવારમાંથી સદંતર છુટો પડી ગયાથી અને બેતંગ હાલતમાં આવી પડયાથી તમો તો લોકોને એમજ સમજાવવાને મંડી ગયા હતા કે પારસી સવારોને હાથે તેની આખી ફોજના પગો ચંપાઈ જઈને સદંતર કચડઘાણજ નીકળી જશે.

જયારેબી એ હીનો દહાડો આવી લાગશે અને સીકંદર માહેતમપોશીમાં આવી જશે ત્યારે લોકો મને ફુલના ગજરાથી વધાવી લેયા વીના તો રહેશેજ નહીં; તેમાંબી તમારૂં બોલવું કાંઈ ફળદરૂપ તો નીવડી પડયુંજ નહોતું અને તમે પોતે તો કાંઈબી કરી શકયાજ નહોતા અને એમ સધ્યારો આપવા લાગ્યા હતા કે વખત અને તક મળી ગયાથી હું મારૂ બનતુંજ કરી દેખડાવીશ." તેની આવી તાનાઝનીના જવાબમાં દીમાસથીનીસ પોતે તો પોતાની જીભલીનેજ જરા અટકાવી બેસીને મુગોજ રહી ગયો હતો પરંતુ સ્પારટાવાળો રાજા એજીસ તો હીંમત ધરીને એક ત્રણ ડોલીવાળા વહાણમાંજ ઝડપમાં સવાર થઈને બેઠો હતો અને સાઇફનુસના એક નાના ટાપુ ખાતે જઈને ફારનાબેજુસ સાથે મસલેહ

ત કરીને હવેથી સીકંદરની વીરૂધમાં આખા યુનાન ખાતે એક નવી ટોલકીજ સ્થાપીને જગારી બેસવાના વીચારમાં તે પડી ગયો હતો; પરંતુ ઇસસ ખાતે મળી ગયલી આ હારથી તેઓને પોતાનાં તે ધારેલાં કામથી આખેરે હાથજ ઉઠાવી લેવો પડયો હતો. હવે જયારે દરાયશની ફોજની ડાબી પાંખવાળી બાજુ બીહી ધુજી જઇને પરાગનદેહ હાલતમાંજ આવી પડી અને સીકંદરને હાથે મારજ ખાઇ બેઠી તથા આખી ફોજ સાથે તે પાછી એકત્ર થઇ જાય તેવું કાંઇ આપણા પાદશાહને દીસવા લાગયુંજ નહીં ત્યારે પોતાની ગાડીમાંજ તેને હવેથી નાચારીનું માર્યું નહાસવુંજ પડયું હતું, કે જે વીષેનો રસાકસીભરેલો ચીતાર કરસીઉસ (૩–૨૭) તથા દાયોદોરસ (૧૭–૩૪) પોતે નીચે મુજબ આપણી જાણ સારૂ મેલી ગયા છે. તેઓ એમ કહે છે કે સીકંદર પાધરો દરાયશની ફોજ ઉપર પોતેજ જ્યારે ધસારો લઇ ગયો અને ત્યાં સીકંદરના બોડીગારડો અને પારસી ઉમરાવો વચ્ચે ખુનખાર લડાઇજ જાગી ઉઠી, ત્યારે આપણા તે મોટા પાદશાહના ઘોડાજ જખમી થઇ પડયા હતા, જેથી તેઓ અત્યંત મસ્તીમાં આવી જઇને કોઇથીબી ધરાયલા ધરાયાજ નહોતા. આ પરથી તે રથમાંથી ઉતરી પડીને પોતાના અમીર ઉમરાવોના સમજાવવાથી પાદશાહ દરાયશને કોઇક ઘોડા ઉપર સવાર કરીને ત્યાંથી નહાસી જવાને ફરજજ પાડી દેવામાં આવી હતી. પલુતારક તો કોઇક મારીસ નામના નવીશનદાની સતાને આધારે આપણને એમ જણાવી જાય છે કે (જુઓ, તેનો સીકંદરનો વરૂતાંત, એવી ૨૦ મી) પાદશાહ દરાયશ અને સીકંદર તો માંહોમાંહાની હાથની લડાઇમાંજ પોતે ઉતરી પડયા હતા કે જેથી દરાયશની તરવારના જરબથી સીકંદરની જાંગમાં એક જબરો કારી ઘા લાગી ગયો હતો; કેમકે, દરાયશ ખુદ પોતેબી ઘણો શેહજોરમાંજ ખપતો હતો અને હાથચાલાકીમાં સીકંદરથી કાંઇ ખાંડયો જાય તેવો નહોતો. આગળ ચાલતાં તેજ નવીશનદો વળી એમ પણ બોલી જાય છે કે સીકંદરે એનતીપેતરને પોતે એમ ખબર લખી મોકલાવી હતી કે મારી જાંગમાં એક ખંજરથી ઘા લાગી ગયો હતો; પરંતુ તે ખંજર કોણનું હતું તે વીષે તો તે કશો પણ એશારો પોતા તરફથી તો કરી ગયલોજ નથી અને એમજ બોલીને પોતે તો ચુપકીદી પકડી રહી જાય છે કે, તે ઘાથી મને કશી અલવલ આવી પહોંચે તેવું તો કશુંબી કારણ હું જોઇ શકતોજ નથી; પરંતુ નીચે મુજબ જે અહવાલ એ નહાસભાગ વીષેનો આરીઅન આપી જાય છે તે તો એ મજકુર નવીશનદાઓનાં લખાંણો સાથે યકસાન કાંઇ ઉતરી શકતોજ નથી. હવે પોલીબીઅસ તો કાલીસથીનીસની સતાને આધારે આપણને એમ જણાવી જાય છે (૧૨–૨૨) કે સીકંદર પાધરો હુમલો દરાયશ ઉપર ખુદ પોતેજ લઇ ગયો હતો; પરંતુ તે નવીશનદો ઇરાની પાદશાહોની લડવાની કુનેહોથી પોતે જાતેજ બેખબરો હોવાથી તે કાલીસથીનીસની સતા ઉપર પોતેજ અમસ્થો ઉતરી પડયો જાય છે; કેમકે, આપણે તો જેનોફનનાં લખાણોપરથી ખોલ્લી રીતે વાકેફગારજ છીએ કે હરેક જંગનાં મેદાનમાં ઇરાનના પાદશાહો પોતાની જગયા પોતાની ફોજની કલબગાહમાંજ પોતે લઇ બેસતા હતા, જેથી તો કીઉનેક્ષાની લડાઇમાં પોતાના ભાઇ આરતાજરકસીસને તે જગયાપર ઉભેલો જોતાંનેજ વાર તેણે પોતાના સરદાર કેલીસથીનીસને તેનાપર તરતજ હુમલો લઇ જવાનો હોકમ કરયો હતો. આમ નહાસભાગ કરતી વેળા જ્યાં સુધી કે રસ્તો સલંગનો સલંગજ આવેલો હતો ત્યાં સુધી તો દરાયસના સવારો આપણા તે પાદશાહને સહાસલામતજ લઇ ગયા હતા; પરંતુ જ્યાં આગળ કે હવે પછી જમીન ખરબચડી અને ખાડા ખાબોચયાંવાળીજ આવતી ગઇ ત્યાં આગળથી તો તેને પોતાની ગાડીને પડતીજ નાખવી પડી હતી અને પોતાનો મીહાંઅન સાહયો, ઢાલ તથા કમાનને પેલી ગાડીમાંજ પડતાં નાખી દેઇને પોતે એક તેજ ચાલની ઘોડીપરજ સવાર

થઇ બેઠો હતો. ઇલીઅન પોતાની જા નવરોની તવારીખમાં એમ વરણવી જાય છે (૬–૪૮) કે તે વેળાએ જે ઘોડી ઉપર તે પાદશાહ સવાર થઇ બેઠો હતો તેણીએ પોતે તરતમાંજ એક બચાંને જનમ આપેલો હતો, તેથી તે જાનવર પોતાનાં બચાંપરના પયારને લીધે ઘણુંજ ઝડપમાંજ દોડવાને મંડી ગયું હતું કે જે વાતને પલુતારક વટીક ટેકો આપી જાય છે. (જુઓ, તેનો સીકંદર, ઓવી ૩૩.)

લયેકીન જે જંગમાંથી તે નહાસી ગયો હતો તે તો તેનું છેલ્લું અરબેલા ખાતેનું જંગ હતું તેમ તે આપણને જણાવી જાય છે કે જે સાથે ક્રીરદોસી પણ એકશાનજ ઉતરે છે અને કહે છે જે જ્યારે તે જંગમાંથી તેના ભાહુતી સીપાહોએ નાહાસવાજ માંડયું ત્યારે દરાયસ ખુદ પોતે તો દુશમનો સાથે લડતોજ ચાલુ રહેલો હતો. તેવામાં સારા ભાયગે રાત પડી ગયાથી એ પાદશાહ સીકંદરને હાથે કેદ પકડાઇ જવામાંથી બચી શકયો હતો તો જોકે જ્યાં સુધી સાંજનું ઝજાખલું ચાલુજ રહયું ત્યાંસુધી તો સીકંદરે તેનો દુંબાલો ઘણોજ જોરથી પકડી રાખેલો હતો; પરંતુ જયારે સીયાહ રાત્રે પોતાનાં પરોને લંબાવવા માંડયા અને તેના પગ આગળની કશીબી ચીજ તેને દીસવા લાગીજ નહીં ત્યારેજ તેણે તેનો દુંબાલો આખેરે પડતો નાંખી પોતાની છાવણી ભણીનો પાછો રસ્તો લીધો હતો; પરંતુ વાટમાંથી પેલી ગાડીમાંથી તે દરાયશનો પેલો સાહયો, ઢાલ અને કમાન કરીને તો પોતાની સાથે ઉપાડીજ ગયો હતો. કહે છે કે જ્યારે પારસી સવારો અને પેલા યવન સીપાહીઓએ માર ખાઇને પેલી નદી આગળથીજ હઠવા માંડયું ત્યારેજ અસુરેથી સીકંદરને દરાયશની નહાસભાગ વીષેની વાત માલુમ પડી ચુકી હતી, જેથી તેણે તેનો દુબાલો પકડયો તે આગમજ દરાયશ તો પોતે ઝડપમાંજ પોતાની સમયસુચકતા વાપરીને નહાસી જવાને સામર થવાનજ નીવડી પડયો હતો. આથી સીકંદર તેને પકડી લેવાથી પોતે તો હાથ ઘસતોજ બેસી રહયો હતો. હવે દરાયશની આ તથા અરબેલા ખાતેની નહાસભાગ અને પાદશાહ ક્ષારસા પોતાની મુરાદમાં ફળદરૂપ થઇ અને આથેન્સનું આખું શેહેરજ તારાજ અને પાયમાલ કરી નાખી પોતાના દેશાવર ભણી સાલામીસ ખાતેની લડાઇ બાદ જે પાછો ઉપડી ગયો હતો તેવી તેઓની વરતણુકોને એરીઅન (૩–૧૪) તથા હીરાદોતસ (૮–૯૭) અને શાએર એસચીનસ (જુઓ, તેનો પેરસ, બેતો ૪૬૫–૪૭૦)ની દવેશભાવી તથા હાથે કરીને ઉંધા અરથ ઉઠાડવા જેવી સત્તાઓને આધારે કેટલાએક હાલના યુરોપીઅન નવીશનદાઓ જે એમ લઇ નાઠા છે કે તે બંને પાદશાહોએ તેમ કરતી વેળા પોતા તરફથી ઘણું હીચકારાપણું બતલાવી ગયા હતા. (જુઓ, એરીઅનની એનાબાસીસ પા૦ ૯૩ની નોટ ૩ જી) તો તે વાતનોબી સેહેલમાં રદયો આપી શકાય તેવું છે; કેમકે, સાલામીસ ખાતે તો પાદશાહ ક્ષારસા (જરકસીસ)ની યવન ભાહુતી ફોજવાળા ખલાસી લડવઇયાઓ જ તેને હાથતાલી આપીને થેમીસ્તાકલીસના ઉશકેરવાથી પોતાના દેશાભીમાનને લીધે તેની કુમક એકાએક છોડી દઇને નીમખહરામ થઇ બેઠા હતા અને નહાસભાગમાંજ પડી ગયા હતા; તેથીજ જરાક સેહેજમાંજ થેમીસ્તાકલીસ પારસીઓ ઉપર ફાવી ગયો હતો; તોબી તેઓને છોડી જતી વેળા ઇરાનનો પાદશાહ તો પોતાની કેટલીએક ફોજોને તો તેઓના મુલકમાંજ મારડોનીઅસની સરદારી હેઠળ પોતે તો રાખી ગયલોજ હતો અને તેઓનો દુંબાલો તો કેવળે પોતે કાંઇ છોડી દીધેલોજ નહોતો. વળી સીકંદર સાથેબી જયારે આમણુસામણુ હાથોહાથનીજ લડાઇ દરાયશને થઇ પડી ત્યારે તેણેબી પોતાની બહાદુરી અને હીંમત દેખડાવી એવો તો જબરો જખમ પોતાના તરવારના એકજ જરબથી તેનું બખતર ફાડી નાંખીને તેની જાંગમાં કરી નાંખ્યો હતો કે તેવી ચાલને તો કોઇબી અપક્ષપાત નવીશનદો હીચકારી ચાલચલગત કહેવાને તો પોતે જરાબી હીંમત કરી શકેજ નહીં; કેમકે, તેણે તે ફટકો એવો તો જોરથી પોતાની શમશેર અને

નહીં કે ખંજરથી કરીને સીકંદર ઉપર મારી દેખડાવ્યો હતો કે જેથી તેનું તે તરફનું બખતર વટીક ફાડી નાખીને તેની જાંગનેજ ચીરી નાખવાને તે શકતીવાનજ થઈ પડયો હતો; કેમકે, દાયોદોરસબી સ્પષ્ટ રીતે (૧૭–૬) એમ તો એકરાર કરી ગયો છે કે અસલધરથીજ દરાયશ ઈરાનીઓમાં શેહજોર પેહેલવાનમાંજ ખપતો આવેલો હતો. હવે તે જમાનાના દીલાવર એશીઆ ખંડના પાદશાહોની વર્તણુકો તપાસતાં તેપરથી એમ તો સેહેજમાં સાબેત થઈ શકે છે કે લડાઈનો સઘળો આધાર અને જોખમ પાદશાહોની ખુદ પોતાની સલામતીઓ ઉપરજ રહેતો હતો; કેમકે, તેમાં તેઓ કદાચને જો મારયાજ જતા હતા તો સઘળું તેઓનું લશકર નાહીંમત થઈ પડીને તરતજ નહાસભાગમાંજ પડી જઈને પરાગંદેજ થઈ જતું હતું; માટે પાદશાહોના જાનોને સંભાળી લેવા તેઓના સરદારો અને ઉમરાવોને અવશ્ય જોવુંજ થઈ પડતું હતું. હવે દરાયશ જે સીકંદરને સપરપેહેલાં તો કુચ્છ બીસાદમાંજ નહીં ધારી પોતાની ફોજ સીખે દરયા આગળ થઈ પેલા ગરેનાઈકસનાં મેદાનનાં જે હાજરજ નહી હતો તેથી તેની યવન ફોજો તેના સરદારોની દેખરેખ હેઠળ ઘણી જવાંમરદીથી તો કાંઈ લડીજ નહોતી તો જોકે પારસી સરદારો તો પોતાની જવાંમરદી દેખડાવતી વેળા ઘણાએકો તો બીચારા મારયા વટીક ગયા હતા. હવે ઈસસની લડાઈને સરખાવો. તેમાં પોતાનાં લશકરપર વધારે દેખરેખ રાખવા સારૂ દરાયશ તો તે લડાઈમાં ખુદ પોતેજ હાજર હતો અને તેની આખી સરદારી પણ તે પોતાના હાથમાંજ લઈ બેઠો હતો. બનાવ એવો બની ગયો કે, સીકંદરના જબરા તાલેને લીધે હેરેમનના ભમાવવાથી તે પોતાનું અસલી મજબુત સ્થળ છોડીને અમસ્થો ઈસસ ખાતેની તંગ જગયા પોતે પસંદ કરી બેઠો હતો, જેથી તેની જંગી ઘોડેસવાર ફોજને ફરાગતથી તે મેદાનમાં ધમચકરી મચાવી નાખવાને કેવળે બની શકયુંજ નહોતું. આથી સીકંદરના જબરા મારાથી જયારે તે સવારોને પેલી નદી આગળથી હઠી જવુંજ પડયું અને તે આખી ફોજ આહીનમાં રહીબી નહીં શકયાથી અને પાછી એકત્ર પણ થઈ નહીં શકે તેવી હાલતમાં આવી પડી હતી, તેથીજ ઈરાની સરદારોએ પોતાના આ પાદશાહને નહાસી જવાની હાલ તો સલાહ આપવા માંડી હતી; કેમકે, તેઓ મનસે એમ તો ખચીતજ સમજતા હતા કે આપણો પાદશાહ જો બચી જશે અને સલામતજ રહી જશે તો તે હજુબી સીકંદરને હંફાવીને પોતાનું તાજ અને તખ્ત આગળ ચાલતાં બચાવી લેવાને કદાચને સામરથવા નજ નીવડી પડયા વીના તો રહેશેજ નહીં; માટે તેને તે જંગનાં મેદાનમાંથી ઝડપમાં નીકળી જવાને તેઓએ જે સમજાવી લીધો હતો તેમાં તો તેઓએ જબરી ચાલાકીજ દેખડાવી આપી હતી તેવો વાજબી સારાંશ યવન લોકોના એકતરફી અહવાલ ઉપરથીબી હાલમાં નીપજાવી શકાય તેવો છે. એ ભયંકાર જંગમાંબી પારસી ઉમરાવો તો ઘણીજ હીંમત અને બહાદુરીથીજ લડયા હતા; કેમકે, પાદશાહ ખુદ પોતેબી તેમાં હાજર હતો; એટલુંજ નહીં, પરંતુ તેઓ પારસી બચાઓજ હતા તેથા પોતાનાં રાજની સલામતી સારૂ જબરી કાળજીજ રાખતા બેઠેલા હતા અને રસાકસીપરજ પોતેબી આવી પડેલા હતા. આથી અરસામીસ (અરસામ); રહીઓમીથરીસ (રાઈઓ મીથ્ર) અને એતાઈજાઈઈસ જેવું કે વધારે ચોક્કસ અને સહી નામ તો એસ્તાએજીસ કરીનેજ હોવું જોઈએ તેવા ત્રણ ચુનંદા પારસી સરદારો જેઓ કે ગરેનાઈકસના મેદાનમાં પારસી ઘોડેસવાર ફોજોના ઉપરી હતા તેઓબી મારયાજ ગયા હતા. એ રહીઓમીથરીસ યાને રાઈઆમીથ્ર જેવા અસલી ઈરાની નામનો અર્થ ઠાઠમાઠ યા તો તેજ ચમકાટવાળો ઘણોજ પ્રકાશીત એવો થાય છે, એમ કેનન રાલીનસન વીચારે છે. (જુઓ, તેનો હીરાદોતસ, પા૦ ૪૫૩ મું.) તેમજ અરસામ જે સંસ્કીત શબ્દ અરસ અને મા એવા પ્રત્યની જોડણીથી બનેલો છે તેનો માયનો માન આપવાને

લાયક એટલે જે બુજરગ મન ધરાવનાર કરીને થાય છે. (જુઓ, રાલાનસનનો હીરાદોતસ પા૦ ૪૪૫.) અને એસ્તાઇબ્રસ (ઇસ્તુવેગુ) જેનું કે વધારે સહી નામ એબીદીનુસ (જુઓ, તેનો જુજ ૭ મો,) યુસીબીઅસ (જુઓ તેની અરમાની ભાષામાં રચાયલી કરોનોલોજી) અને બીજા નવીશનદાઓ અસદહાગીસ કરીને જે આપી ગયા છે તેનો અર્થ તો દેઓકીસ યા તો દેજોસીસ એવાં નામની માફક અજેમદેહાકીમ (જોહાક) યાને ફાડી ખાનાર અજદહા એવાં નામ સાથે બરાબર રીતે ગોયા બંધબેસ્તો ઉતરી શકે તેવો છે. (જુઓ, હીરાદોતસનો રોલીનસનને આપેલો તરજુમો, પા૦ ૪૪૬ મું.) વળી તે સાથે મીસરનો સુબો નામે સાબાસીસ અને બુબાસીસ નામનો એક પારસી ઉમરાવ તથા એક લાખ દરાયશની ફોજના સીપાહીઓ વટીક કતલેહામ થઇ ગયા હતા જેઓમાં દસ હજાર તો તેના સવારોજ હતા એમ એરીઅન આપણને જણાવી જાય છે; પરંતુ તે સંખ્યા તો એક લાખ ને દસ હજાર માણસો જેટલી થવા જતી હતી એમ દાયોદોરસ (૧૭–૩૬); કરસીઉસ (૩–૨૯) અને પલુતારક (જુઓ, તેનો સીકંદર ઓવી ૨૦ મી) વર્ણવી ગયા છે. પરંતુ તે બીના એકતરફી અને દુશમનો તરફથીજ આપવામાં આવેલી હોવાથી એ ગણત્રીમાંથી કેટલાએક ટકા તો આપણને બાદ આપયા વીના છુટકોજ રહેતો નથી.

તેમજ વળી લેગુસનો બેટો પતેલામી જે પોતાના સવારો સાથે સીકંદરની સાહેતામાં દરાયશનો દુંબાલો પકડી બેઠો હતો તે તો એમ લખે છે કે જ્યારે અમો કોઇએક જગ્યા આગળ આવી પહોંચયા ત્યારે ત્યાં એવી તો એક ખીણ આવેલી હતી કે જ્યાં બેસુમાર મરદાઓના ઢગના ઢગોજ પડેલા હતા, જેથી તેઓપરથીજ અમો લોકોને તો અમારા ઘોડા કુદાવી જવાનેજ ફરજે પડી ચુકી હતી. આમ કહે છે જેઓ રણના મેદાનમાં પારસી લશકરોનો જબરો ઘાણ નીકળી ગયો હતો કે જે બીના હાલ જમાનાની લડાઇઓ સાથે સરખાવતાં તો કુચ્છ બીસાદ ધરાવી શકે તેવીજ નથી; કેમકે, તેમાં તો બંને બોરદુઓ ઉપર તોપોના જબરા અરાબાઓથી લાખો સીપાહીઓનો ઘણોજ નાશ થઇ પડે છે. એપીઅનબી (જુઓ, તેની "સેલતીકા" ૪) વળી એમ જણાવી જાય છે કે જયારે સીઝર યાને કેસર બેલજાઇલોકો ઉપર પોતે ફતેહમંદજ નીવડી પડયો ત્યારે એક ખીણ પસાર કરી જતાંનેજ વાર તેના સવારોની નજર આગળથી એવોજ દેખાવ જોવામાં આવી ચુકયો હતો કે જેમ જંગના મેદાનોમાં સદાકાળ બનતુંજ રહે છે. વળી આ સપરપહેલાજ હુમલાની વેળાએ દરાયશની છાવણી પણ સીકંદરને હાથ આવી ગઇ હતી કે જેમાં તેની માવતર, બાઇડી અને તેનો એક નાનો છોકરોબી તેના હાથમાં કેદ પકડાઇ ગયાં હતાં. જસ્તીન (૯–૯) તથા એરીઅનટો એવો ટોહલો પોતાની ગેરમાહીતગારી અને કમસમજને લીધે મારી જાય છે કે તેની તે રાણી તો તેની બેહેનજ થતી હતી. આવા એક નીતીવાન જરથોસ્તી પાદશાહ ઉપર આવા નીચ આરોપ મેલી જવામાં તે બંને નવીશનદાઓ જબરી ચુક કરી ગયા છે કે જેનો બચાવ ગરોત જેવો એક અરવાચીન નવીશનદો વટીક વાજબીની રાહે કરી જાય છે અને કહે છે જે એ વેળાએ પાદશાની માવતર, બાયડી અને બેહેનજ પોતે પકડાઇ ગયાં હતાં. કરસીઉસ (૩–૨૯, તથા દાયોદોરસ (૧૭–૩૮) એમ કહી જાય છે કે તે નાના બાળકની વય માત્ર છ વરસની હતી, તેમજ આગળ ચાલતાં એજ પાછલો નવીશનદો એમ પણ વરણવી જાય છે (૧૭–૫૪) કે પાદશાહ દરાયશની રાણી તો અરબેલાની લડાઇની આગમજજ પોતે મરણ પામી ચુકી હતી, જેથી સીકંદરે તેણીને ઘણા માન અકરામ સાથેજ અવલ મંજલ પહોંચાડી દીધી હતી. તેણીની બે બેટીઓ અને બીજી અમીર ઉમરાવોની બાયડીઓ કે જેણીઓ તેણીની સાહેલીઓ જેવીજ ગોયા થતી હતા તેઓબી કેદજ પકડાઇ ગઇ હતી; કેમકે ઇરાની

આમાંબી હાલના યુરોપીઅનોની માફકજ મોટાં ઘરોનીજ ખાતુનોજ પાદશાહી ખાનદાનની બેટીઓ આગળ તેણીઓની સાહેલીઓ તરીકેજ હાજર રહેતી હતી એમ જેનોફન વટીક આપણને જણાવી ગયો છે. (જુઓ, તેની" સાઇરોપીદાયા" ૨–૧, ૩ તથા ૭–૫, ૮૫.) બીજા અમીર ઉમરાવોએ તો પાદશાહનેજ જોઇને પોતાપોતાની બાનુઓને માલ અસબાબો સીખે દમાસ્કસના શેહેર ખાતે આગમજથીજ પોતે મોકલાવી રાખી હતી; કેમકે, તે વેળાએ આપણા પાદશાહે પોતાનો ઘણોએક ખજાનો તે તરફ રવાના વટીક કરી આપયો હતો; કેમકે, લડાઇની વેળા ઇરાનના મોટા પાદશાહો પોતાની મોજ શોખ સારૂ પોતાનો ઘણો ખરો માલ ખજાનો કોઇક અમુક શેહેર ખાતે મોકલાવી આપતા હતા એમ જેનોફન-પણ વરણવી ગયો છે. (જુઓ, તેની સાઇરોપીદાયા. ૪–૩,૨.) એ દમાસકસના શેહેરને આપણે એશીઆ ખંડના લોકો હીબરૂ લોકોની રીતભાત મુજબ હાલ જમાનામાં દમશક કરીને કહીએ છીએ. એ શેહેર એનતીલીબેજુસના પરવતોની તળેટી આગળ દરયાની સપાટીથી ૨૨૦ ફીટની ઉંચાઇ ઉપર એક ફળવંત અને ત્રીસ માઇલ જેટલો વયાસ ધરાવનાર જગયા ઉપર આવેલું છે કે જેમાંથી ત્રણ નદીઓ ત્યાંની ભુમીને ફળવંત કરતી ચાલી જાય છે, કે જેઓ માંહેલી બે નદીનાં નામો તો ઇનજીલવાળો આબાન (આવાં) અને ફારપર કરીને આપણને જણાવી ગયો છે. તે શેહેરમાં અદયાપી દહોડ લાખ માણસો વસે છે અને તેને રૂમી શેહેનશાહ જુલીઅન પોતાના એક ખત ખતુતમાં આખા એશીઆ ખંડની આંખ એવાં નામ હેઠળ પોતે ચીતારી ગયો છે. આથી ત્યાંની પાદશાહીજ છાવણીમાંથી તે મકદુનીઅન લુટારો ત્રણ હજાર તાલેંત યાને ૭,૩૦,૦૦૦ પાઉંડ જેટલો તો ખજાનોજ ઉપાડી (લુટી) ગયો હતો અને ત્યાર બાદ બીજું નાણુંબી ઉચાપત કરી બેસવાના હેતુથી તેણે પોતાના સરદાર પારમેનીઓને વટીક તે તરફ દોડાવી મેલયો હતો કે જેણી તયાંનો ઘણોએક માલ ખજાનો પોતે લુટી જવાને સામરથવાનજ નીવડી પડયો હતો. કહે છે કે આથેનસ ખાતેના ઇકોકરાતીસને હાથે તે શેહેરની હાકેમી જ્યારે આવી પડેલી હતી ત્યારેજ "માઇમાકતીરીઆન" માસમાં ઇસસની આ લડાઇ સળગી ઉઠી હતી યાને ઇ૦ પુ૦ ૩૩૩ના અકટોબર માસની આખેરીમાં યાતો નવેમબર મહીનાની શરૂઆતમાંજ તે થઇ ચુકેલી હતી. વળી તેજ શેહેર ખાતે નાઇજર અને શેહેનશાહ સીવીરસના સરદારો વચે ઇ૦ સ૦ ૧૯૪ માં પાછળથી જે જંગ મચી રહયું હતું, તે વીષેનો તફસીલવાર અહવાલ તો દાયોકાસીઅસ આપણી જાણ સારૂ મેલી વટીક ગયો છે. (જુઓ, તેની ચો૦ ૭૪–૭.) હવે જયારે ઇસસ આગળ આ મકદુનીઅનો અને પારસીઓ વચે આ લડાઇ જાગી ઉઠી તયારે તે પુરવે તો પારસી તથા સીકંદરની વીરૂધ પક્ષના તમામ યવનના લોકોબી એવાજ વીચારમાં બેઠેલા હતા કે તેમા સીકંદરની ફોજ પારસીઓને હાથે જબરી શેકસ્ત ખાધા વીના તો રહેશેજ નહી; પરંતુ માણસ ચાહે છે શું અને ખોદા કરે છે શું. અણધારેલા જાનબાજો ("એ દવાનચરસે") જેઓને કશું ખોવાનું તો હોયજ નહીં તેઓ એવી વેળાએ પોતાની બખતાબાજી અને આ દુનીઆની ચહડતી પડતી બાજી પ્રમાણે જુની પાદશાહતોને તારાજ કરી નાખવાને સામરથવાનજ નીવડી પડે છે કે, જે વીષેના પુષકલ પુરાવા તવારીખના સફાઓ આપણી સન્મુખ લાવીને રજુ કરી શકે છે; કેમકે, ફીરદોસી વાજબીની રાહે એમ વરણવી જાય છે કે:–

બર કસ નમાનદ હમીન રૂઝો બખત
ન ગંજો ન દેહીમ શાહી ન તખત.

યાને કોઇબી માણસ યાતો કોઇબી વરણ ઉપર આ જમાનો નસીબો, જાહોજલાલી, દવલત, રાજપાટ અને તખ્ત સદાકાળ તો કાંઇ કાયમ રહી શકતાંજ નથી. એવો આ જમાનાનો ખેલ છેક પુરવેધરથીજ ચાલતો આવેલો છે માટે તેવી વેળાએ પડી ભાગેલી મોટાઇ ઉપર તાનાઝની કરવી અને ઉગતા સુરજનેજ માત્ર તારપર ચહડાવતા જવું તેમાં

હું તો કશો માલ જોઇ શકતોજ નથી. સીકંદર કે તેના સરદારોએબી એ જંગમાં આપણે ફતેહમંદજ નીવડી પડીશું કે નહીં તેવી તો પ્રથમધરથીજ કાંઇ ચોક્કસ આશા તો બાંધી રાખેલીજ નહોતી માટે ગરોત જે બીચારા આ હીનનસીબના પરંતુ શેહજોર અને દીલાવર પાદશાહ દરાયશ ઉપર હીચકારાપણાનો જે આરોપ મેલવા માગે છે તેમાંથી રાલીનસન, ફીદુસી અને નીઝામીની માફક હુંબી તેને અત્રે મુકત કરવાને મારી એક પારસી તરીકેની ગોયા અઇન ફરજજ સમજું છું. અજાએબ જેવું એ છે કે ગરોત જેવો એક નામીચો અંગ્રેજ સરાફ બચો જેણે પોતાની પેહેડીની કરોડો રૂપયાની લેવડદેવડ તથા ઉથલપાથલો કરતી વેળા આ જગતની ચહડતી પડતી બાજી પોતેબી જોઇ લીધેલી અને ચાખેલી તો હોવીજ જોઇએ, તેવો એક પુરવીણ તવારીખનવીશ બીચારા દરાયશના પડી ભાગવા ઉપર જરાબી શોક કે વીલાપ કરતો તો રહયો પરંતુ તેની પડી ભાગેલી મોટાઇ અને જાહોજલાલી ઉપર પોતા તરફથી એક અમસ્થું આંસુ વટીકબી ટપકાવી જતો નથી, બલકે ઓર ઉલટો તેનાપર "હીચકારાપણા"નો આરોપ મેલતી વેળા તે પોતાની તેજ અને વીવેક બુધીને ગોયા આડેજ રસ્તે દોરવી લઇ જાય છે. એની હીંમત રઇયતની પાસબાની તથા નેકી વીષેનો એકજ દાખલો હું શેખ સઆદી ઉપરથી અત્રે ઉતારી દેખડાવી શકું છું; કેમકે, તે શાએર પોતાની બોસ્તાનની શુરૂઆતમાં એમ વરણવી જાય છે કે :—

"શનીદમ કે દારાએ ફરોખ તબાર,
ઝે લશકર જુદા માન્દ બરૂઝે શેકાર."

યાને "મારા સાંભળવામાં એમ આવેલું છે કે એક વેળાએ નખચીર ગાહનાં મેદાનમાંથી ઉંચું તોખમ ધરાવનાર પાદશાહ દરાયશ પોતાનાં લશકરથી નોખો પડી ગયો હતો. તે વેળાએ તેનો એક રઇસ તેને દુરથી જોતાંનેજ વાર તેને સારૂ કાંઇક હદયો લઇને પોતે દોડતોજ ઉતરી પડયો હતો. તેને આમ ઝડપમાં તે બીયાબાન જંગલમાં પોતા તરફ ધસ્તો આવતો જોઇને પાદશાહ તેને કોઇક ચોર યા તો પોતાનો દુશમન સમજવા લાગયો. આથી તેણે પોતાનો ચીલ્લો ચહડાવીને તેનાપર પોતાનો એક આબાદ તીર મારવાનો પોતે એરાદો કીધો, કે જેવો મામલો જોતાંનેજ વાર પેલા રઇસે તેને દુરથીજ કાંઇક નીશાન કરીને તેની ખાતરી કરી આપી કે હું કાંઇ ચોર કે તમારો જાણુભેદુજ નથી; જેથી પાદશાહે પોતાનો હાથ પેલો તીર ફેંકવાથી પોતે ખેંચીજ રાખયો હતો. એમ કરતાં તે રઇસ જયારે દરાયશની છેક નજદીકીમાંજ આવી લાગયો તયારે તે પોતે પાદશાહ આગળ કુનશ બજાવી પડયો. આ પરથી પાદશાહે તેને એમ સવાલ નાખયો કે તું કોણ છે અને કેમ તું મારી સામે આમ દોડતો આવવા લાગયો છે. તેના પ્રતી ઉતરમાં પેલો રઇસ તેને ઠંડે પેટે બાઇજતથી એમ કહેવા બેઠો હતો કે ઓ ખોદાવંદ:—

"મરા બારહા દર હજર દીદઇ,
ઝે ખીલો ચરાગાહ પોરસીદઇ."

યાને "તમો સાહેબે મને તમારી હાજરીમાં ઘણીએક વખતે તો જોયલોજ છે અને તે વેળાએ ઘોડા, તેઓની ચારાગાહ વીષેની જગયા એવી એવી સરવે બાબતોની હકીકતો વીષેના મહોડે મહોડું સવાલો વટીક પુછી ચુકેલા હતા;" જેથી તમો સાહેબે મને કાંઇ પીછાનયો નહી તેથી મને તો અતયંત અચરતીજ ઉતપંન થાય છે. આવા તાનાઝનીથી તે આદેલ અને નેકબખત પાદશાહ પોતાની આવી નાપસંદ ચાલથી પશેમાન થઇ જઇને તેની કને પોતે ગોયા માફી માગવા જેવો થઇ પડયો હતો. માટે આવા નેક ખસલતના પાદશાહ ઉપર આવી પડેલી એકાએક આવી મુસીબતથી તેની તારીફ તો રહી પરંતુ તાનાઝની કરી આપણી વીવેક બુધીને તો પછાત નાખવી જોઇતીજ નથી કે જે વીષે એની કારકીરદી વીષે આગળ ચાલતાં જયારે ખોલાસો કરવામાં આવશે તયારે

આપણને કાંઇક વધુ નુકતેચીની કરવાને તે વેળાએ તો અવસ્યજ થઇ પડશે; માટે આટલોજ એશારો કરીને આ બાબતો હું હવે અત્રે ખતમજ કરી નાખું છું.

આમ ઇસસનાં જંગનું આવું અણધારેલું પરીણામ આખેરે આવી ચુકીયું તેની થોડાક દીવસો પુરવે મકદુનીઅન સેપાહો તો થોડાઘણા પોતેબી મનસે તરકીને જે બીહી ધુજી રહેલા હતા તેમજ સીકંદરનો હારપેલુસ નામનો એક જવાન જાની દોસ્તબી ગ્રીસ ભણીજ પોતે તો સત્તીજ ગયો હતો; તેમજ શીરાઇયન શેહેરવાળો આરીસ્તોદીમસ તથા બીઆનોર જેવો અકારનીઅન સરદાર જે પોતાની ફોજો સીખે સીકંદરનીજ સાહેતામાંજ પ્રથમમાં ઉતરી પડેલા હતા; તેઓબી હેબત ખાઇ જઇને દરાયશનીજ ફોજમાંજ પાછા શામેલ થઇ બેઠા હતા; કેમકે, સરવે કોઇ એમ ધારતું હતું કે, ઇરાનીઓની આવી બોહોળી ફોજ આગળ મકદુનીઅનો ટકી શકનારજ નથી. હવે ગરેનાઇકસ ખાતે આગળ પારસી ફોજે જે જબરો ઘાલો ખાધો હતો તેનું મુખ્ય કારણ કેટલાએક કારઆઝમુદે યવન સરદારો તો એમ જણાવવાને મંડી ગયા હતા કે, તે જંગનાં મેદાનમાં પારસીઓએ પોતાના સવારોને ખોટી જગ્યા ઉપર ગોઠવી રાખેલા હતા તથા તેઓ કને તે વેળાએ યવન લોકોની પયદલ ફોજબી જે કમતી હતી તેથીજ તેઓ આમ માર ખાઇ બેઠા હતા. આથી આ નવું જંગ મચયું તેની આગમજજ પોતાની સફ સમારતી વેળા તે બંને ચુકોને દરાયશે પોતે તો સુધારીજ નાખી હતી અને ત્યાં યવન ફોજબી પુરતીજ હતી તેની ખાતરતસલ્લી ચેરીદીમુસ જેવા એક બાહોશ યવન સરદારે વટીક આપણા આ પાદશાહ સનમુખ જઇને કરી મણુ દેખડાવી હતી. તે લશકરને વળી એવી તો મજબુત રીતે પેલી પીનારૂસ નદી આગળ ગોઠવી રાખવામાં આવેલું હતું કે જેથી સીકંદરનો સઘળો વેહેવાર બટીક તેના જીતેલા પ્રાંતો સાથે સદંતરજ કપાઇ ગયલો હતો.

આથી તે જાનબાઝ પાદશાહને હવેથી મારવું કે મરવું એવા સખ્ત ઉપાયો લેયા વીના તો કશો છુટકોજ રહેલો નહોતો, તેમાં નસીબો તેના સારા ભાયગે આખેરે તેનીજ બોરડુમાં ફરી બેઠો હતો, તો જોકે પારસી ઘોડેસવારો અને પેલા અમારત્ય (અમર) નામ ધરાવનાર ઇરાની સેપાહો તથા બીજા યવન ભારી હથયારદાર જવાનમરદ ગાઝી મરદો તો તે જંગનાં મેદાનમાં સારી સમજણ તથા સમયસુચકતાજ વાપરીનેજ લડયા હતા; પરંતુ નસીબાના કેહેર આગળ તે બીચારાઓને આખેરે નાસેપાસજ થઇ જવું પડયું હતું. તે વેળા પારસીઓ કને ઘણાજ લડવઇયા સેપાહોની સંખ્યા પણ નીચે મુજબનીજ જોવામાં આવતી હતી કે જેથી પેલા બીજા વરગવાળા એશીઆટીક ભાડુતી સેપાહો તો ગોયા નકામા જેવાજ થઇ પડેલા હતા:—

| | સંખ્યા. |
|---|---|
| ભારી હથયારો સીખે આરાસ્તા થયલા યવન સેપાહો | ૩૦,૦૦૦ |
| પારસી ઘોડેસવાર ફોજ ... | ૩૦,૦૦૦ |
| અમારત્ય નામ ધરાવનાર પેલા અમર પારસી સેપાહો | ૧૦,૦૦૦ |
| પાદશાહના ખેશીઓ એવો એલકાબ ધરાવનાર બીજા પારસી સવારો ... ... | ૧૫,૦૦૦ |
| કારદાસીસ નામના કોઇક ભાડુતી લડવઇયાઓ... ... | ૬૦,૦૦૦ |

એમાં આ છેલ્લા કારદાસીસ નામ ધરાવનાર સીપાહીઓએ ઝાઝી બહાદુરી એ જંગનાં મેદાનમાં કાંઇ પોતે તો દેખડાવેલીજ નહોતી. આથી બરાબર જોશો તો એ જંગ એક હાથ ઉપર પારસી અને યવન સીપાહીઓ અને બીજા હાથ ઉપર મકદુનીઅન સેપાહો વચેજ સળગી ઉઠયું હતું, જેથી સીકંદર આ ફતેહથી ગોયા તે બંને જબરી વરણો ઉપર ફાવી ગયો હતો એમ તો સારાંશ સેહેજમાંજ નીકળી શકે છે. હવે તેથી પ્રજાસત્તાક રાજયની હેમાયતવાળા યવન લોકો તો સીકંદરના જબરાજ મુદઇ થઇ પડેલા હતા અને તેને પોતે દીલોજાનથીજ ધીક્કારવા લાગ્યા હતા. સ્પારટાવાળો રાજા એજીસ તો તેથી જે યવન

સેપાહો કે પાછા જુદે જુદે રસ્તેથી પોતાની સ્વદેશભુમી તરફ નીકળી જવા લાગ્યા હતા; તેઓને ફરીને જમાવ કરીને તેઓની આઠ હજાર માણસોની ફોજ સીધે એનતીપેતર સાથે ઘણીજ બહાદુરીથી લડવાને મંડી ગયો હતો, જેમાં મહા મુશકેલીએ તે મકદુનીઅન સરદાર તે ફોજ અને તેની કુમકે આવી પહોંચેલા સ્પાર્ટન સેપાહો ઉપર આખેરે ફાવવાને પોતે સામર્થવાન નીવડી પડયો હતો. આપરથી એરીઅનનાંજ એકતરફી લખાણ ઉપરથી એમ તો પુરવાર થઇ શકે છે કે, દરાયશે સીકંદર સામે લડાઇ કરતી વેળા પોતાની બાજી તો સારી કાનીજ ગોઠવી રાખેલી હતી; પરંતુ સીકંદરની ઝડપ, એકબાલ અને મારાથી જ્યારે કેટલીએક ઇરાની ભાડુતી ફોજે પોતાની હીંમત છોડી દઇને નહાસભાગજ કરવા માંડી, ત્યારે ગભરાટનું માર્યુ બીજું લશ્કરબી પાછુંજ હઠવાને મંડી ગયું હતું, જેથી તેઓની બોહોળી સંખ્યા અને તેઓના સરદારોના તીખાં લોખંડના બખતરોના ભારબોજથી તેઓના થાકી ગયલા ઘોડા જે ફસડાઇ પડયા હતા તેથી તે લશ્કર હવેથી તે સાંકડી જગ્યામાં સજજડ સપડાઇ ગયું હતું અને પોતપોતાનાજ માણસોની ગીરદી અને ધમચકરીથી તેઓ એકમેકથી ચંપાતાજ ચાલ્યા ગયા હતા. આવો મામલો જોઇને પારસી અમીર ઉમરાવોએ સીકંદરને હાથે દરાયશ કેદ પકડાઇ જાયજ નહીં તેથી ત્યાંથી જલદીથીજ નહાસી જવાની સઘળી પ્રકારની પોતા તરફથી તેને ખાસ ગોઠવણો કરી આપી હતી; કેમકે, ઉપર કહ્યા પ્રમાણે તેઓ એમ તો મનસે સારી કાની સમજતાજ હતા કે આપણો પાદશાહ જો જીવતો સલામતજ રહેશે તો આગળ ચાલતાં જોઇએ ઉટશે હજુબી કેમ કોર મંડી શકે છે.

હવે પલુતારકના જણાવયા પ્રમાણે પેલા મકદુનીઅન સરદારોએ દરાયશનો કેદ પકડેલો પાદશાહી તંબુ તે માંહેલા તમામ કીમતી સામાન સરંજામ અને ઝર જવાહેરાતો તથા તે સાથે ત્યાંથી કેદ પકડાયલા પારસી અમલદારો સીકંદરને સારૂજ બચાવી રાખયા હતા. અને તેમાં કશી પાંતીની પોતા તરફથી લુટફાટો તો કાંઇ ચલાવવા માંડીજ નહોતી. એમ કરતાં જયારે સીકંદર તે તંબુ ખાતે આવી લાગયો અને પોતાનું બખતર છોડીજ નાખયું; ત્યારે તે આલમગીર પાદશાહ પોતાના દોસ્ત આશનાઓ આગળ એમ કહેવા લાગયો હતો કે મને એ લડાઇમાં દરાયશ સાથે લડતાં થાક ઘણીજ ચહડી ગઇ છે તેથી ચાલો સપર પેહેલાં તો આપણે જરા આસાયશ લઇને આપણું ભોજનજ લઇ ઉઠીએ. તે વેળાએ તે જયારે ત્યાંના હમામખાનામાં તહારત યાને નહાવા સારૂ બેઠેલો હતો ત્યારે તેનો એક દોસ્ત તેને એમ કહેવા લાગયો હતો કે, મારા સાહેબ, તમો દરાયશનો તંબુ એમ શું બોલો છો વારૂ; કેમકે, તે પાદશાહ તો હાર ખાઇ બેઠો છે, તેથી તેનો સઘળો માલ ખજાનો તો તમારો ખુદ પોતાનોજ એ જીતથી હવેથી થઇ પડેલોજ હોવો જોઇએ. તેમ કરતાં જયારે તે પાદશાહે તરેહ તરેહવાર ઉમદા કારીગીરીઓથી સોના રૂપામાં જડાવદાર થઇ પડેલા કપસાસરો, સીસાબાસા, કેરબાસા અને બરનીઓને સુગંધી અત્તરોમાં બેહેક બેહેક મારતાં તેના મગજને તરોતાઝગી આપવા લાગયા તથા વળી ત્યાંના બેહદ કીમતી સરસામાનોને જોતાંનેજ વાર તે પોતાના દોસ્ત આશનાઓ તરફ ફરી જઇને તેઓને એમ કહેવા લાગયો હતો કે એનું નામ તે પાદશાહત, અને પાદશાહત એમજ જો હાથ આવી જાય તો આવી આવી ઉમદા અને કીમતી ચીજો વાપરવાને આપણે નસીબવાન નીવડી શકયે છીએ. ત્યાર બાદ તે ત્યાં જયારે પોતે દસ્તરખાન ઉપર બેઠેલો હતો ત્યારે પાસેના તંબુમાંથી આરતોનો કળાપીટ કરતો કોઇક અવાજ તેના કાને પડવા લાગયો. તે વીષેનું કારણ પુછતાં તેનાં હજુરયાઓ તેને એમ કહેવા લાગયા હતા કે,પાદશાહ દરાયશના રથ, ઢાલ અને જભો જોતાંનેજ વાર તેની માવતર, રાણી અને બેટીઓ એમ સમજીને રોવા કુટવાને

મંડી ગયલાં છે કે અમારો પાદશાહ તો એ લડાઇમાં મારયોજ ગયલો હોવો જોઇએ; કેમકે, તે સેવાય એવો અમુક સામાન સીકંદરને હાથ તો આવી શકતેજ નહીં. આપરથી તે તંબુ ભણી પેલી વીલાપ કરી બેઠેલી રાણીઓ કને સીકંદરે પોતાના એક બેપીઆ નામે લીઓનેતુસને તરતજ પોતે દોડાવી મેલ્યો હતો અને તેની મારફતથી તે રાણીઓ ઉપર એમ કહાવી મોકલાવ્યું હતું કે પાદશાહ દરાયશ તો સહીસલામત રીતે તે જંગની દરમીઆનમાંથી નહાસી જવાને સામર્થવાનજ નીવડી પડયો છે, જેથી તેનો રથ, સાહયો અને ઢાલજ ફક્ત મારે હાથ આવી પડેલાં છે; માટે તે તો હજુ કેઠે પોતે હયાતજ રહી પડેલો છે. હવેથી તમો ખુશ ખુશહાલ રીતે તમારા ઝર જવાહેરાતો, એલકાબો અને પાદશાહી જલુસી વાપરયાંજ ચાલો; કેમકે, મને દરાયશ સાથે તો ખાનગી હસદ કે વેરભાવ તો કાંઇ હતોજ નહીં. ફક્ત એશીઆની આખી શેહેનશાહત મારે હાથ લાવવાના ખાસ હેતુથીજ મને આ જંગ તેની સાથે મચાવવું પડયું છે. આ નામગીન સરદાર જેણે હીંદુસ્તાનમાં સીકંદરે જ્યારે માલીઅન અને મુલતાની લોકોના મુલક ઉપર હલ્લો કરયો ત્યારે તેનો જાન બચાવી લીધો હતો અને તેનાં મરણ બાદ તે હેલેસપોંત આગળ આવેલા નાના ફરીજીઆના પ્રાંતનો પોતે રાજાજ થઇ બેઠો હતો તથા પાછળથી આથીનીઅનો એનતીપેતર સાથે જે એકસંપી કરી બેઠા હતા, તેથી ઇ૦ પુ૦ ૩૨૩ ના સાલમાં તેઓ સાથે લડતી વેળા તેઓના સરદાર એનતીફીલસને હાથે જબરી હાર ખાઇને પોતે મારયો વટીક ગયો હતો. હવે તે સુબો જ્યારે પેલી રાણીઓના તંબુ ખાતે જઇ પહોંચયો ત્યારે તેણે તેણીઓને દરાયશની હયાતી વીષેની ખુશ ખબર પહોંચાડી દીધી હતી; પરંતુ તે બનાવ વીષે આરીઅનના આ મજકુર અહવાલથી દાયોદોરસ ( ૧૭–૩૫ થી ૩૮ ) તથા કરસીઉસ ( ૩–૨૯ થી ૩૨ ) તો જુદીજ રીતે પોતે દરશાવી ગયા છે. તેઓ તો એમ કહે છે કે પેલી રાણીઓનાં વીલાપને લીધે સીકંદર ખુદ પોતેજ બીજે દીવસે તેઓના તંબુ ખાતે ઉતરી પડયો હતો, કે જે વેળાએ તેની સાથે ફક્ત તેનો એક હમનશીન સરદાર નામે હીફાસતીઅનજ પોતે હાજર હતો.

# દરાયશનાં પકડાઇ ગયલાં કુટુંબ પરીવારો સાથે સીકંદરે ચલાવેલી વર્તણુંક અને તેની પુરવેના પારસી શેહેનશાહોની ચાલચલગતો સાથે કરી દેખડાવેલી સરખામણી.

## બાબ ૩ જો.

હવેથી જ્યારે તે બંને સાહેબો તેણીઓ કને જઇ પહોંચયા ત્યારે દરાયશની માવતર જેણીનું નામ કરસીઉસ (૬–૫) સીસીગામબીસ કરીને આપણી જાણ સારૂ મેલી ગયો છે તેણી તે બંને જણામાંથી સીકંદર તે કયો શખસ હશે તે વીષેનાં અંજાણપણાંને લીધે તરતજ ઉઠીને પેલા હીફાસતીઅનનેજ પોતે પગે પડવાને મંડી ગઇ હતી; કારણ કે તે બંને જણામાં તે સરદાર વધારે ઉંચો જેવો લાગતો હતો અને તેઓના પોશાકબી યકસાનજ તે વેળાએ હતા, તેથી તેણી તેનેજ સીકંદર કરીને સમજવા મંડી ગઇ હતી. આમ એશીઆ ખંડની રાણીઓના પગે પડવાની ચાલ ચલગતો વીષેના રેવાજ સારૂ વેલીરીઅસ માક્ષીમસ પણ કાંઇક અહવાલ પોતાનાં પુસ્તકમાં દરશાવી ગયો છે. (૪–૭) પરંતુ પેલો હીફાસતીઅન તેણીની આગળથી પોતે તો જ્યારે પાછળજ હઠવાને મંડી ગયો ત્યારે તેણીની કોઇએક સાહેલીએ તેણીની ભુલ ભાંજીને એમ સમજાવવા માંડયું હતું જે, પાદશાહ સીકંદર તે કાંઇ એ નહીં પરંતુ તેનો પેલો બીજોજ સોબતી છે. આથી તે રાણી પોતાની આવી આ ચુકથી જરાક લજવાઇ પડી હતી અને શરમાઇને પોતે પાછળજ હઠી જવા મંડા ગઇ હતી. પરંતુ સીકંદરે તેણીને એવો સધ્યારો આપવા માંડયો હતો કે તમે કાંઇ તેમાં કશી ચુક કરેલીજ નથી; કેમકે, અમારા લોકોના રેવાજ પ્રમાણે હીફાસતીઅન તેજ સીકંદર અને સીકંદર તેજ હીફાસતીઅન કરીને તમારે સમજવું જોઇએ; કારણ એ જે, અમો લોકોમાં એવી એક કેહેતી છે કે જ્યારેબી બે દોસ્તો કોઇની મોલાકાતે જાય છે ત્યારે પેલો સામેનો શખસ તે બંને જણાને એકજ માણુસ કરીને સમજે છે; ગોયા તે બંને દોસ્ત આશનાઓનો આતમા બે જુદાં જુદાં શરીરોમાં સમાઇ રહેલો છે એમજ તે ધણી વીચારે છે. (જુઓ, દાયોદોરસ ૧૭–૩૭) તથા પોરફીરીનો લખેલો "ફીસાગુરૂસનો વૃતાંત" ઓવી ૩૩ મી) એરીઅન પછી આપણને એમ સમજાવવાની વેતરણ કરે છે કે એ અહવાલમાં શું સત્યતા છે તે વીષેની હું તો કશી ઝમાનત આપી શકતોજ નથી; પરંતુ ગમે તે હોય, પણ ઓરત જાતોને માન આપવું તથા પોતાના દોસ્ત આશનાઓની એવી વખતે નોક રાખી લેવી એવી સમયસુચકતા વાપરયાથી સીકંદરની હાજર જવાબી અને કુનેહ તો તારીફને પાત્રજ થઇ પડે છે. દાયોદોરસ પણ પેલી રાણીઓ સાથે સીકંદરે ચલાવેલી આવી ઉદાર વરતણુક ઉપરથી ગોયા બાગબાગ થઇ જઇને તેનાં જબરાં ગીતડાં ગાવાને હોંસે હોંસે પોતેબી મંડી ગયો છે; પરંતુ વીવેક બુદ્ધીને અરથે હરકોઇ માણસ દરેક ઓરત જાત જેની સ્થીતી ગમે તેવી હલકે કે ઉંચે દરજજેની હોય તે છતાંબી તેણીને જે માનપાન આપે છે તેપરથી સીકંદરે ચલાવેલી આવી કુદરતી વરતણુક વીષેનાં જે જબરાં બાંકા એ મજકુર ગ્રંથકારો જે ફુંકી ગયા છે તેપરથી હું તો તેનો ઉત્તમ ગુણ અને બુલંદ દીલગુરદો તો કાંઇ જોઇ શકતોજ નથી; કેમકે, તેમજ હોતે તો તેણે તેણીઓને પેલા આસાન કેદખાનામાંથી તરતજ મુકત કરી નાખવીજ જોઇતી હતી; કેમકે, ઓરત જાતને કેદ કરી રાખવામાં કશોબી આપણો

લાભ તો સચવાઇ શકે તેવોજ નથી. તેમ તો સીકંદરે આ વેળાએ આ વી ઉત્તમ દરજજેની રાણીઓ સાથે તો કાંઇ કરી દેખડાવયુંજ નહોતું; માટે તેના બુલંદ દીલગુરદા વીષેનાં અ મસ્થાં આવાં બાંકા ફુંકી જવામાં હું તો કશો માલ સમજી શકતો નથી. એની સાથે આપણે જો કુરૂશ કે દારયવુશ અને બીજા એની પુરવેના પારસી પાદશાહો ની ચાલ ચલગતોને સરખાવી જો ઇશું તો તેઓએ તો જીત મેળવ્યા બા દ પેલી પડી ભાંગેલી મોટાઇઓને પાછી પોતાનાં રાજ્યની ગાદીઓજ સોંપી આ પી બેસ્તા હતા. આવી ઉત્તમ ચાલ અને બુલંદ દીલગુરદો તો એણે દારયવુશના કોઇબી પડી ભાંગેલા શાહઝાદા સાથે કો ઇ કાળેબી દેખડાવ્યોજ નહોતો; તો જો કે એના પુરવજો કનેથી જ્યારે પારસીઓ એ એની મકદુનીઆની રાજગાદી પોતે છી નવીજ લીધી ત્યારે તેઓએ તો એના વડીલોનેજ ત્યાં સુખ ચેનથી પોતાની ગા દી ચલાવવાનો પરવાનો આપયો હતો. તેનું નામ તે સખાવત અને ઉત્તમ દી લગુરદો! માટે એક તરફનુંજ સાંભળી લઇને હાલના યુરોપીઅન નવી શનદા ઓ એના ઉંચે દરજજેના દીલગુરદા વી ષેની જે તારીફના બાંકા ફુંકી ગયા છે અને જાય છે તેમાં તો અમસ્થું હું સ રાહગાત જેવુંજ સમજું છું. એણે તો ઓર ઉલટું શેહેનશાહ દરાયશનાં મરણ બાદ તેના ઘરને સદંતરજ પાયમાલ કરી નાખયું હતું, જેથી ફારસી તવારી ખ નવીશોના કહેવા પ્રમાણે તે બીચારા ઓને છેક હીંદુસ્તાન ભણી નહાસી જઇ ને ત્યાં નાચારીના મારયા ભરવાડનો ની ચ પેશો અખત્યાર કરવાને પોતાના ગુ જરાનને અરથે ફરજજ પડી ચુકેલી હતી. વળી એની દરાયશની માવ તર તથા કુટુંબ પરીવારોને દીલાસો આપવા જવાની વરતણુંક તો રડતીનાં આંસુ નુછાવા જેવીજ હતી અને તે ચાલ ફ્રાન્સ દેશના લુઇ ૧૪ માની ચાલચલગત સાથે ગોયા એકમળતી આવે તેવીજ હતી; કેમકે, એક વેળા એ તે પાદશાહે "એવીનીઓન" ના પો પને જયારે પોતે કેદ નંખાવ્યો, ત્યારે લોકો શીવ, શીવ અને અધરમ, અધમ કરીને જે શોર મચાવા ઉઠયા હતા તેણે એવો ફતવો તેઓને આપવા માંડયો હતો કે ત્યારે તો ચાલો તમો સાહેબો એ જઇને દેવળેદેવળ ઇશ્વરની ભકતી કરવી જોઇએ કે જેથી તે સાહેબ આપ ણા આવા મોટા ગુરૂનો જલદીથી છુટ કારો કરી નાખે; તો જોકે બરાબર જોશો તો તે કામ તે પાદશાહનાજ હા થમાં હતું; કેમકે, તે ચાહતે તો તેનો તરતજ છુટકો થઇ શકે તેવુંજ હતું. તેમજ વળી આગળ ચાલતાં એણે જે પ ત્ર પોતે પારમાનીઓ ઉપર પોતાને હાથે જાતે જે લખી મેલ્યો હતો તેનો થોડોક ઉતારો પલુતારક પોતાના એ પા દશાહના વૃતાંત (ઓવી ૩૨) માં તો આપણી જાણ સારૂ મેલીજ ગયો છે; જેમાં એમ લખવામાં આવેલું હતું કે સીકંદરે પોતે એમ લખેલું હતું કે, દરાયશની રાણી આખા એશીઆ ખંડ માં જે બેહદ ખુશનુમા ઓરતમાં ખપ તી હતી તેથી મેં તો કોઇ કાળેબી તે ણીને જોઇ પણ ન હોતી; એટલુંજ ન હીં, પરંતુ તેણીને જોવાની ઇચ્છા કે હોંસ અને તેણીની ખુબસુરતી વીષેની તારીફ કોઇથી પણ સાંભળવાની જરાબી નીષ્ટા દેખડાવેલીજ ન હોતી કે જેથી મારી નેક દીયાનત અને વર્તણુંક ઉપર કોઇનેબી કશો શક લઇ જવાને બની શ કેજ નહીં. એવીજ રૂમી શેહેનશાહ જુલી અને ચલાવેલી ચાલચલગત વીષેનો કાં ઇક એશારો એમીઆન શ મારસીલેનશ પો તાની તવારીખમાંબી એમ આપી જાય છે કે, જ્યારે તે પાદશાહેબી ઇરાની ઓરતો જેણીઓ કે પોતાની ખુબસુરતી સારૂ ત મામ લોકોમાં મશહુર કહેવાતી હતી તે ઓ માંહેલી કેટલીએકોને કેદ કરી ત્યારે તેણેબી સીકંદર અને આફ રીકેનસની માફક તેણીઓને જોવાની ત થા પરણવાની કશી પણ ઇચ્છા પોતા ત રફથી તો કાંઇ દેખડાવીજ નહોતી. (જુ ઓ, તેની ચો૦ ૨૪-૪, ૨૭.) હવે સીકંદરની આ નીષ્ટા ગમે તેવીબી વાજ બી હોય તોબી તે જવાનયો પોતે તો અસંત વ્યભીચારી તથા સ્ત્રીલંપટ હતો તેમાં તો કશો શકજ નથી; કેમકે, તે

એક વેશીઆનાજ ભમાવવાથી આખો પરસીપોલીસનો બુલંદ મેહેલજ શરા બની મસ્તીમાં તેનાં કીમતી પુસ્તક ખા ના સીખે પોતાના હાથે જાતેજ બાળવા ને મંડી ગયો હતો. તે સાથે તે બીચા રી રાણી તો પોતાના ખાવંદની આવી જબરી શેકસ્તથી એટલી બધી તો મન સે શોકકારક થઇ પડેલી હતી કે આગ ળ કહયા પ્રમાણે તેણી તો થોડુંકમાંજ આ ફાની દુન્યા છોડીને ચાલતીજ થઇ પડી હતી. તે વેળાએ તે રાણીને અવ લમંજલ પહોંચાડતી વેળા તેણીને લા યકની માન અકરામ સીખેની પાયદસ્ત કહાડવાનો પોતે જે હોકમ કહાડયો હ તો તેમાં તો આપણને તેની વાજબી વખાણ અત્રે કરયા વીના તો ચાલતુંજ નથી.

હવે પેલી કેદ પકડાઇ ગયલી ઇરાની રાણીઓને એમ દીલાસો આપી આવ્યા બાદ બીજે દીવસે જોકે તેની જાંગમાં આ મજકુર ઇસસનાં જંગી મેદાનમાં દરાયશને હાથે જે સખત ઘા તેને લાગી ગયો હતો તેથી કળતર તો ઘણીજ થવા લાગી હતી. તોબી તેણે પોતાના જેબી સીપાહીઓ ઘાએલ થઇ પડયા હતા તેઓનેબી સધ્યારો આપી પેલી લડાઇમાં મારયા ગયલા સરવે સીપાહીઓનાં મુરદાંઓને એકઠા કરાવી નાંખી તેઓનેબી લશકરી કાયદા મુજબ માન અકરામથી તમામ ઠાઠમાઠ સીખેજ ભુમીદાહ કરાવી દીધાં હતાં. વળી જેબી શખસોને એ લડાઇની દર મીઆનમાં તેણે સારી બહાદુરીથી લડતાં પોતે જાતે જોયા હતા તથા જેઓની તારીફ પોતાના હજુરયાઓ અને મેહેતા મુસદીઓ કનેથી તેણે સાંભળી હતી તેઓને બોલાવી મંગાવી તેઓ સાથે ગોફતેગુ ચલાવીને તેઓને શાબાશીઓ વટીક પોતે આપતો ચાલ્યો હતો અને તે સરવે જણાને તેઓની લીયાકત પ્રમાણે ત્યાં ને ત્યાંજ તેઓને પઇસાનીબી સારી જેવી નવાઝેશો કરવા માંડી હતી. તે સાથે તેણે પેલી પીનારૂસ નદી આ ગળ પોતાના દેવતા જ્યુસ, હીરાકલીસ તથા આથીનાની નઇંયતે ત્રણ યજ્ઞ કુંડો વટીક ઉભાં કરવાને કરસીઉસના જણા વ્યા મુજબ (૩–૩૩) પોતે હોકમ પણ આપયો હતો.

એ યજ્ઞકુંડો અમાનુસના પહાડની તળેટા આગળ તેણે ઉભાં કરાવયા હતાં એમ સીસરો આપણને જણાવી ગ યો છે અને કહે છે કે જયારે રૂમીઓ તરફથી હું સીલીસીઆના પ્રાંતનો હાકેમ નેમાયલો હતો ત્યારે હું એક વેળાએ ચાર દીવસ સુધી ત્યાંજ મારી છાવણી વટીક નાખી પડેલો હતો. (જુઓ, તેની એપી દીવીજાનો બા૦ ૧૫–૪) ત્યાર બાદ તેણે નીકાનોરનો બેટો બાલાકરૂસ જે તે નો ખાસ બોડીગારડ થતો હતો તેને સીલીસીઆના પ્રાંતનોજ હાકેમ નેમી આપયો હતો કે જે શખસ હજુ તો સી કંદર ઉગમણ તરફજ સવારીઓમાંજ પોતે ગુંથાઇ રહેલો હતો તેજ વેળાએ તેને લારાનદીઆન તથા ઇસુરીઆન લોકોએજ ઠાર કરી નાખયો હતો. આથી દાયોદોરસ ના કહયા પ્રમાણે (૧૮–૨૨) તે લોકોને પરદીકસે પાછળથી સારી જેવી સજાએ વ ટીક પોહોંચાડી દીધા હતા. વળી તે બાલાક રૂસને બદલે પોતાના બોડીગાર્ડ તરીકેની દાયોનીસીઉસના બેટા મીનીસની તેણે હવેથી નેમણુંક કરી દીધી હતી. તેમજ સીલુકસનો બેટો પતોલામી જે આ ઇસ સની લડાઇમાં મારયો ગયો હતો તેને બદલે તેની ટુકડીની સરદારી સીમીઅસ ના બેટા પોલીસપરકનનેજ તેણે સ્વાધી ન કરી આપી હતી. વળી પેલા સોલી અન લોકો ઉપર આગળ શીક્ષા તરીકે જે વેરો તેણે નાખી રાખયો હતો તેઓ કનેથી પચાસ તાલંત યાને આશરે ૧૨,૦૦૦ પાઉંડ જેટલી લેહણી રકમ જે હજુ વેર વસુલ કરવાને બાકી રહે લી હતી તે તેઓને પાછી માફ કરી નાખીને માંડી વાળી તેઓના ઓળમાં આપેલા માણસોનેબી પાંછાં તેઓને સ્વા ધીનજ કરી દીધાં હતાં.

મારે અત્રે વળી એક દ્રષટાંત ત રીકે એમબી જણાવવું જોઇએ કે ઉંચા કદ અને પોશાક ઉપરથી પેલા હીફાસ તીઅનને દરાયશની માવતર સીસીગામ બીસ જે ઇસકંદર કરીનેજ પોતે ભુલથી સમજવા લાગી હતી તેવીજ ચુક નેપો લીઅન સારૂ મીસરના ખેદીવ મુરાદબેએ

વટીક એક વેળાએ કરી દેખડાવી હતી; કેમકે જયારે તેણે નેપોલીઅનને એક ખાટકી પેરે પોતાનો ઘોડો દફડાવતો અને ઘણો ઠીંગણો જેવોજ કદે દીઠો ત્યારે તે એદીવની ફ્રેંચ સરદારોએ ઘણીબી ખાતરી કરવાને કોશેશો કરવા માંડી તોપણુ તે તો તેઓની તે વાતને કેવળે પોતે તો ઘણીક વાર સુધી માનય કરવા લાગયોજ નહોતો. તે તો મનસે એમજ સપરપેહેલાં તો સમજતો બેઠો હતો કે જે શખસે આખું યુરોપ ખંડ ધ્રુજાવી મારયું અને પચાસ ઉપર નામાંકીત જબરી ફતેહો પોતે મારી ચુકયો તે શખસ દેખાવમાં આવો રેંજીપેંજી જેવો તો કાંઇ હોવોજ નહી જોઇએ. પરંતુ હરકોઇ સરદારની કળાકઉશલય વીશેની પરીક્ષા કરતી વેળાએ આપણને તો તેઓની મનશકતી તથા ભેજાંના પ્રફુલીતપણા ઉપરજ ફક્ત ધયાન પહોંચાડવું જોઇએ; કેમકે, હરકોઇ માણુસના બાહેરના તકલીદી દેખાવ તથા કદ સાથે તેનાં ભેજાંને તો કશું લાગતુંવળગતુંજ છે નહી.

કહે છે કે જે વેળાએ દારાયશ પેલા જંગનાં મેદાનમાંથી નહાસભાગમાં પડી ગયો તે વેળાએ રાત પડી ગયલી હોવાથી તેની સાથે થોડાકજ સવારો હતા; પરંતુ બીજે દીવસે જે જે પારસી અને યવન સીપાહીઓ કે પેલી લડાઇમાંથી બચી જવા પામયા હતા તેઓબી તેની સાથે આવીને મળી ગયા હતા, જેથી તેના હાથ હેઠળ હવેથી ચાર હજાર માણુસોની એક સારી જેવી ટુકડી જમાવ થઇ પડી હતી. આથી તે સવારો સાથે તેણે ઝડપમાં યુફરાત નદી અને થાપસેકસના શેહેર તરફનો રસ્તો લીધો જેથી તેની અને સીકંદરની વચે તે નદી આવી ગયાથી તેને બચી જવાને સવળતા જેવુંજ થઇ પડે. એ થાપસેકસનું શેહેર તેજ ઇસાઇ લોકોની પેહેલી કીંગની પોથી (૪-૨૪) માં જણાવેલું તીફસાચ યાને રસ્તો એવે નામનું પેલું વખણાયલું શેહેર હોવું જોઇએ કે જ્યાં સુધી કહે છે કે એક વેળાએ પાદશાહ સુલેમાનની સલતનતની ઉગમણુ તરફની સરહદ પહોંચી ગઇ હતી. હાલ જમાનામાં તે શેહેર દીઇરના શેહેરથી છેક ૧૬૫ માઇલ ઉતરમાં આવેલું હોવું જોઇએ કે જેને સીલ્યુકશ નીકેતોરનાં દોર પછી લોકો આમફીપોલીસનાં નામ હેઠળ પીછાનવાને લાગી ગયા હતા. (જુઓ, પલીની ૫-૨૧ તથા જેનોફનની એનાબાસીસ ૧-૪, ૧૧) વળી એ યુફરેતીસ યાને યુફરાત નદી જેને બીસ્તુનનાં કોતરકામોમાં પાદશાહ દારયવુશ વીસ્તાસ્પ યુફરાતોવા એવાં નામ હેઠળ પોતે પીછાની ગયો છે તે નદી આથમણુ એશીઆ ખંડના મુલકોમાં સઉથી મોટી નદી તરીકે ગણાય છે અને તેનું મુળ છેક આરમીનીઆ દેશના પહાડોમાં આવેલું છે કે જ્યાંથી તે સપરપેહેલાં પેધી પડી જાય છે. તે નદી વહેતી વહેતી પછી દજલા યાને તાઇગ્રીસ નામની નદી સાથે જોડાઇ જઇને ૧,૭૮૦ માઇલ જેટલો વાટમાં રસ્તો કાપીને આખેરે ઇરાની અખાતમાં પડીને ખાલી થઇ જાય છે. તેમાં ૧,૨૦૦ માઇલ સુધી તો બોટો ઘણી ફરાગતથી ફરહર કરી શકે છે અને મે માસમાં જ્યારે આરમીનીઆના પહાડો ઉપર બરફ પીગલવા માંડે છે ત્યારે ત્યાંના દેશાવરો ખાતે દર સાલ મોટી રેલો આવવાની શુરૂઆતો થતી ચાલે છે. અસલમાં તો એ યુફરેતીસ, તાઇગ્રીસ અને યુલેયુસ જેવી ત્રણે નદીઓ જુદે જુદે ઠેકાણેથી ઇરાની અખાતમાં ખાલી થઇ પડતી હતી; પરંતુ હાલ જમાનામાં એ ત્રણે નદીઓનો શેતુલઅરબ નામની જગયા આગળ જે સમાગમ થઇ જાય છે તેથી તે ત્રણે બેહેનીઓ એકમેક સાથે જોડાઇ જઇને પછી સાથે એકજ ઠેકાણે પેલા ઇરાની અખાત આગળ જઇને ખાલી થઇ જાય છે. એને ગ્રીક લોકો યુફરેતીસ અને યાહુદી લોકો પેરાથ યાને ઝડપમાં વહેતી નદી એવું નામ આપી ગયલા છે. એને ઇનજીલમાં તો પેલી મોટી નદી યાતો પેલી નદી એવાંજ નામ હેઠળ એણીને વધાવી લેવામાં આવેલી છે. જુઓ, જેનીશીસની પોથી ૧૫-૧૮) તથા એક્ષોદશની પોથી ૨૩-૩૧.) પરંતુ એ નહાસભાગની વેળા એનતીઓકસનો બેટો એમીનતસ, મેનતરનો બેટો થાઇમોનદાસ, ફીરાઇન લોકોનો સરદાર

આરીસ્તો મીદીસ અને એકારનાનીઅન
લોકોનો મુખી બીઆનોર જે આગળ
સીકંદરની કુમક છોડી ગયા હતા અને
દરાયશની ફોજમાં જઈ શામેલ થઈ
પડયા હતા તેઓએ તો પેલી લ
ડાઇની વેળા જે જગયાઓ કે તેઓ
ને સોંપી આપવામાં આવેલી હતી તે
જગયાઓને પડતી નાખી અને છોડી
દઈને પોતે ઝડપમાંજ પોતાની સાથે
આઠ હજાર સીપાહીઓને લઈને વંજો
જ ગાપી ગયા હતા અને વાટમાં આવે
લા સઘળા પહાડોને ઓળંગાવીને આખેરે
ફીનીસીઆના પ્રાંતના ત્રીપોલીસના શેહે
ર ખાતે સહાસલામત જઈ પહોંચયા હ
તા. ત્યાં લસબોસથી ઈરાન ભણી આવ
તી વેળા જે વહાણોમાં આગળ તેઓ
સવાર થયલા હતા તેઓને ત્યાં કીનારા ઉ
પર જ ખેંચી રાખેલાં હોવાથી તેઓને તેઓ
માંહેલાં જેટલાં વહાણો કે પોતાને કારગત
લાગી શકે તેટલાં જહાજોને તો દરયામાંજ
ઉતારવાને લાગી ગયા હતા અને બાકીનાઓ
મબાદા દુશમનોને હાથ પડી નહીં જાય તે
સારૂ તેઓને તો ત્યાંની ગોદી ખાતેજ પોતે
સળગાવી નાંખતા ચાલયા હતા; કેમકે, તે
મ જો તેઓ ન કરતે તો સીકંદર તે
જહાજોનો કબજો પોતેજ લઇ લઇને તેઓ
નો દુંબાલો સેહેલજમાં ઝડપમાંજ પકડી બે
સશે એવો ભય તેઓનાં મનમાં પેસીજ
ગયલો હતો. સપરપેહેલાં તો પેલી કીશ
તીઓમાં બેસીને તેઓ સાઈપરસના
ટાપુએ ખાતેજ ઉતરી પડયા હતા, અને
ત્યાંથી પછી મીસર ભણીજ પોતે નીક
ળી ગયા હતા, જ્યાં કે થોડુંકમાંજ ત્યાં
ના રાજદ્વારી કારોબાર અને ખટલાઓની
વચે મુંડી ખાસવાથી પેલા એમીનતસને
તો ત્યાંના રહીસોએજ ઠાર કરી નાખયો
હતો. હવે આણી ગમથી ફારનાબેજુસ ત
થા ઓતોફરેદાતીસ જેવાં બંને પારસી
સુબાઓ કે અદયપી ચીઓસના ટાપુ
ખાતેજ પડી રહેલા હતા ત્યાં સારી કાની
લશકરની દેખરેખ કરી રાખીને પોતાના
કેટલાએક જહાજોને તો તેઓએ કાસ
અને હેલીકરનાસસ તરફ શેતાબીથીજ
રવાના કરી આપયા હતા અને પોતાનાં
ઝડપથી ચાલનાર એકસો બારકસોને
પોતાની સાથે રાખી મેલીને તે
ઓબી દરયામાંજ ઉતરી પડીને સીફનુસ
નાં બારાંમાં પોતે જઈને આખેરે લંગર
વાર થઇ પડયા હતા. એટલામાંજ તેઓની
કને એક ત્રણ ડોલીવાળા વહાણમાં
સવાર થઈને સ્પારટાનો રાજા એજી
સ ત્રીજોબી ત્યાં આવી પહોંચયો હતો
અને તેઓ કનેથી પઇસા તથા લશકર
ની માંગણીઓ કરવા લાગયો હતો; કે
મકે, હવેથી તેનો વીચાર ખુશકી તથા
દરયાઇ મોટી ફોજ પારસીઓ કનેથી
જમાવ કરીને પીલોપોનીસના પ્રાંત ઉપ
ર એકદમજ હલ્લો લઇ જવાની હતી.
એ ત્રીજો એજીસ એવું નામ ધારણ ક
રી બેસનાર સ્પારટાનો રાજા બીચારો
આખેરે એનતીપેતરને હાથે માર ખાઇ
ને ઈ૦ પુ૦ ૩૩૦ માં મારયોજ ગયો
હતો. (જુઓ, કરસીયુસ, ૬—૧ થી ૨ ત
થા ગરોટની "યુનાનની તવારીખ" વા૦
૧૨, પા૦ ૧૦૨ થી ૧૦૬.) તેટલાંમાં
ઈસસની લડાઇમાં દરાયશને મળી ગયલી
શેકસ્ત વીગેની વાતબી ત્યાં હોહો થઇ પડી
ચુકી હતી. આથી ચીઓસના ટાપુ ખાતેબી
તે બીના માલુમ પડી ગયાથી મબાદા
ત્યાંબી કાંઈક રમખાણ જાગી ઉઠે તેવી
બીકથી પેલો ફારનાબેજુસ તો પોતાની
સાથે બાર ત્રણ ડોલીવાળાં બારકસો અ
ને દહોડ હજાર યવન લોકોના ભાડુતી
સેપાહોને લઈને તરતજ પોતે તે તરફ
ઉતરી પડયો હતો.

વળી એજીસનેબી એ ઓતોફરેદાતી
સ કનેથી ત્રીસ રૂપેરી તાલેંતગાને આસ
રે ૭,૩૦૦ પાઉંડની અને ત્રણ ડોલીવા
ળાં દશ જહાજોની બીજી પણ નવાઝે
શો થઇ ચુકી હતી, તેથી તે બારકસોને
હીપીઅસના સ્વાધીન હેઠળ આપીને પો
તાના ભાઇ એજીસીલેઅસ તરફ તેણે
શેતાબીથી રવાના કરી આપયો હતો, કે
જે સરદાર તે વેળાએ તઇનારૂમનાં બંદર
ખાતેજ પોતે પડી રહેલો હતો, કે જે
જગ્યાને હાલ જમાનામાં માતાપાનનો
ભુશલાકા કરીને લોકો કહે છે. તેનાપર
હીપીઅસનીજ મારફતથી એમ પણ કહા
વી મોકલાવ્યું હતું કે તમારે પેલા ખ
લાસીઓનો આખો પગાર ચુકવી આ
પી ઝડપમાંજ ક્રીટના ટાપુ ભણી નીક
ળા જવું અને ત્યાં જઈને સર્વે પાંતી

ના બંદોબસ્તો અને તૈયારીઓ હાર પાડી રાખવાં જોઈશે. થોડોક વાર સુધી તો તે રાજા ત્યાં આવેલા ટાપુઓ ખાતેજ પડી રહયો હતો; પરંતુ આખેરે હેલીકરનાસસ તરફ નીકળી જઈને તે પાછળથી પેલા ઓતોફરેદાતીસ કને જઈને તેની સાથેજ પોતે શામેલ થઈ ગયો હતો અને એકત્રજ થઈ પડયો હતો. તે બાબતસર દાયોદોરસ તો (૧૭–૪૮) એમ વરણવી જાય છે કે, એજીસ ખુદ પોતેજ ક્રીટના ટાપુ ભણી ઉતરી પડયો હતો અને ત્યાં જઈને ઘણાએક શેહેરોને તેણે પારસીઓનીજ બોરદુ ધરી બેસવા સારૂ જોરજુલમથી પોતે ફરજો વટીક પાડી દીધી હતી. કરસીઉસ (૪–૨૨) પરથી આપણે વળી એમ પણ જાણીએ છીએ કે કોરીન્થ ખાતે ઈસ્થમીઅન ઘોડેસવારોની રમતગમત સારૂ જે યવન પ્રતીનીધીઓ કે ત્યાં એકઠા થઈ પડેલા હતા, તેઓએ તો સીકંદરને પેલા ઈસસની છત જીતની મુબારકબાદી આપવાના હેતુથી તેનાપર ગોતાનું એલચી ખાતુંબી તેને સોનાનો એક હાર અરપણ કરવા સારૂ મોકલાવી આપયું હતું. એ મજકુર ક્રીટના ટાપુને હુબરૂ લોકો તો સીરેથ અને ત્યાંના રહીસોને તેઓ તેપરથી સીરેથીમ એવાં નામ હેઠળજ પોતે પીછાની ગયલા છે. (જુઓ, એઝેકાયલની પોથી ૨૫–૧૬ અને ઝફેતની પો૦ ૨–૫.) વળી તે લોકોની યાહુદી ભાષામાં તે ટાપુનું બીજું નામ તો કેફતોર યાને સરોવરના દરખતો કરીને પણ થતું હતું. તેને સારૂ ખ્રીસ્તીઓની જેરીમાયાની પોથીબી કાંઈક વરણન દરશાવી જાય છે. (જુઓ, તેનો બા૦ ૪૭ ની ઓવી ૪ થી તથા જેનીસીસ ૧૦–૧૪; દયુતરાનોમી ૨–૨૩ અને પહેલી ક્રાનીકલની પોથી ૧–૧૨ માં તો એમ આપણને જણાવવામાં આવેલું છે કે ફીલીસ્તાઈન લોકોની કેફતોરીમ નામની એક વરણ તો ત્યાં અસલધરથીજ વસ્તી આવેલી હતી. વળી એ ફીલીસ્તાઈન લોકો થોડા ઘણા તો અસલમાં એ ક્રીટના ટાપુમાંથીજ પરદેશાવરો ખાતે પેધા પડી ચુકયા હતા એમ એમોશની પોથીવાળોબી એકરાર કરી ગયો છે. (જુઓ, તેનો બા૦ ૯–૭) તે લોકોની વળી એક બીજી શાખા કાસલોય તરફથી આવીને મીસરમાં પણ વાસો કરી પડી હતી. એ કેફતોરીમ લોકો મીસરમાંથી આખેરે ક્રીટ ખાતે નીકળી જઈને ત્યાંબી પછી પોતે રેહેઠાણો કરી પડયા હતા, કે જે ટાપુમાંથી તેઓને ધારયા મેળે પાછળથી યવન લોકોએજ હાંકી કહાડયા હતા. રૂમી તવારીખ નવીશ તાસીતસ આપણને એમ જણાવી ગયો છે કે, પાલેસ્તાઈનના રહીશો અસલમાં ક્રીટના ટાપુ ખાતેથીજ આવીને ત્યાં પગભર થઈ બેઠા હતા. (જુઓ, તેની "હીસ્તોરીઆ" ૫–૨) અને ગાજાના જાણીતા શહેરનું પુરાતન નામ પણ ક્રીટના એક પ્રખયાત અસલી પાદશાહ માઈનોસનાં નામ ઉપરથીજ મીનોઆ કરીને રાખવામાં આવેલું હતું. બાઈબલનો પેલા સીતેર દાનાવ માણસોની કમીટી જે અસલમાં તરજુમો કરી ગઈ હતી તેઓ અને સુરીઆની લોકો તો તેઓને ક્રીટન એવાં નામ હેઠળજ પોતે તો પીછાની ગયલા છે અને એ સીરીથીમની વરણ વીષેનો કાંઈક એશારો સામ ૧ લા (બા૦ ૩૦–૧૪) માંબી આપવામાં આવેલો છે. એજ સીરીથીમ અને ફીલીસ્તાઈનની બે જાતીઓમાંથી કહે છે કે યાહુદીઓનો પાદશાહ દાઉદ (દેવીડ) પોતાના બોડીગારડો પસંદ કરીને ચુંટી કહાડતો હતો કે જે સવારો અને સીપાહીઓ તીર અને ગોફન ફેંકવામાં ઘણાજ કુશળમાં ખપતા હતા એમ ખ્રીસ્તી પોથીઓ વરણવી જાય છે. (જુઓ, સામ ૨ જો બા૦ ૮–૧૮ તથા બા૦ ૧૫–૧૮ અને બા૦ ૨૦–૭ તથા ૨૩; ક્રીંગની ૧ લી પોથી બા૦ ૧–૩૮, ૪૪ તથા ક્રોનીકલની પોથી ૧ લી બા૦ ૧૮–૧૭.)

ત્યારબાદ લીબાનુસ અને એનતી લીબાનુસના પરવતોની સાંકડીઓ વચે આવેલો સીલી–સીરીઆ યાને શામનો પોકળ મુલક જેમાં કે દમાશકસ યાને દમશ્ક અને બાઆલબેકના બે નામીચા શેહેરો આવેલા હતા ત્યાંના છત્રપીનો ઓધો સીકંદરે હવેથી સીરદીમાંસના પુત્ર મીનોનના સ્વાધીન હેઠળ આપયો

હતો અને તે શેહેરની મહાફેજત સારૂ
તેની કને યવન ઘોડેસવારોની એક ટુક
ડી પણ પોતે સોંપી આપી હતી. એ
પ્રાંત એસ્લામીઓના દોરમાં પાછળથી
એટલો તો આબાદાની હાલતે પહોંચી
ગયો હતો કે ત્યાંની હાકેમીને લોકો સ
લતનતનાં નામ હેઠળ પીછાનવા લાગયા
હતા અને ત્યાંના પાદશાહોના ઠાઠમાઠ
અને જલુસી એટલી તો પ્રસીધતા પા
મી ચુકી હતી કે શેખ સઅદી જેવો
એસ્લામી શાએરબી ત્યાંના સુલતાનોની
વાખવાખી આ મુજબ એક ઠેકાણે પો
તેબી ગાઇ જાય છે અને કહે છે કે:—

"ગદારા ચું મયસ્સર શવદ નુંને શામ,
ચનાન ખુશ બેખોસ્પદ કે સુલતાને શામ."

યાને "હરકોઇ મીસકીનને જો રાત
નો રોટલો મયસર થઇ શકતો હોય તો
તે પોતે પણ બીછાના ઉપર આરામ કરતી
વેળા ગોયા શામના સુલતાનોની માફક
પોતે ખુશ નીંદ્રામાંજ પડી રહે છે." તે
પછી સીકંદર ફીનીસીઆના પ્રાંત ઉપર ખુદ
પોતે જાતેજ સવારી લઇ ગયો હતો;
કેમકે, તે પ્રાંત ફીનીસીઆ અને પાલે
સ્તાઇનના પ્રાંતોથી કેવળે અલાહેદોજ ગ
ણાતો હતો અને સીલી—સીરીઆ યાને ઉતર
તરફનો આખો શામનો મુલક તો તે આ
ગમચજ તેણે જીતી લીધેલો હતો, મા
ટે તેનો ડોળો હવેથી તે પડોશની ભુમી
ઉપરબી દોડી પહોંચયો હતો. જેવો તે
મુલક ભણી તે પોતે ધસયો ચાલ્યો જ
તો હતો તેવામાંજ તેને વાટમાં એરાદી
અન લોકોના રાજા ગીરોસત્રેતુસનો સ
તોત્રે નામનો એક બેટો પોતાના એરાદુ
સ શેહેરના અને તેની પડોશના મુલકો
ના વતનીઓ સીખે એસ્તેકબાલ લેવાને
આવી પહોંચયો હતો. એ એરાદુસના
ટાપુને હાલ જમાનામાં રૂઆદનું ટાપુ
એવાં નામ હેઠળ લોકો પીછાને છે. તે
ટાપુ ફીનીસીઆના પ્રાંતથી ફક્ત બેથી
ત્રણ માઇલનેજ છેટે આવેલું હતું અ
ને તેને સ્ત્રેબો કહે છે જે (૧૬—૨) અ
સલમાં સીદોનનાં બંદરમાંથી નહાસી આ
વેલા લોકોએજ વસાવી મેલ્યું હતું.
ઘણો લાંબો વખત સુધી તો ત્યાંના દેશી
રાજાઓજ સ્વતંત્રપણે રાજપાટો ભો
ગવયા જતા હતા; પરંતુ જયારથી શામ
ના મુલકના મકદુનીઅન રાજાઓ
ત્યાંના હાકેમો થઇ બેઠા અને તે
પછી રૂમીઓના તાબા હેઠળ તે
ઓ જઇ લાગ્યા ત્યાં સુધી તેઓ
પોતાના વેપારવણજથી ઘણાજ ગબબર
થઇ પડેલા હતા. તે શેહેરને અરવાદ
એવું નામ હીબરૂ લોકો આપી ગયલા
છે અને એજીકાયલની પોથી (બા૦ ૨૭—
૮,૧૧) ઉપરથી એમબી સારાંશ નીકળી
શકે છે કે ત્યાંના રહીસો કુનહબાજ ખ
લાસીઓ અને બહાદુર લડવઇયાઓમાં
પણ ખપતા હતા. તેઓ છેક ઇરાની અખા
ત સુધી ઠેકાણે ઠેકાણે પોતાનાં નવાં નવાં
સંસ્થાનો સ્થાપી બેઠેલાં હતા. એ મજ
કુર રાજા અસલમાં તો પારસીઓનીજ પ
ક્ષમાં હતો અને ફીનીસીઆ તથા સાઇ
પરસના ટાપુના રાજાઓ માફક પોતેબી
ઓતોફરેદાતીસના કાફલામાંજ શામેલ
હતો; પરંતુ પાછળથી હેરેમનના ભમા
વવાથી અને સીકંદરની તકલીદી બખતા
બાજીને લીધે તે પારસીઓ સાથે બેઇ
માન નીવડી પડીને પોતાનું રાજપાટ પર
લોકોને સ્વાધીન કરી બેઠો હતો; કેમકે,
બાર વરસ સુધી સીકંદર જેમ પોતે
ગાજયો તેમ તો કાંઇ વરસયોજ
નહોતો; કે જેથી તેણે પોતાની
બખતાબાજી, હીંમત અને અત્યંત
ઝડપથી જે બોહોળી શેહેનશાહત અગર
બથી તે મગરબ સુધી પોતે હાથે જાતે
જે સંપાદન કરી લીધી હતી તેનો નતી
જો તેના ખાનદાનનો કોઇબી નબીરો કે
વારેસ તો ભોગવી શકવા પામયોજ ન
હોતો અને અણધારવેલા યવન સેપાહ
બચાઓ જેઓ કે ઠેકાણે ઠેકાણે તેના
જાએનશીનો થઇ પડયા હતા તેઓને તે
થી તો અસલી યવન કે રૂમી નવીશન
દાઓ પોતે "દીઓદોચી" ના એલકાબ
થીજ વધાવી ગયલા છે. આમ પાછળથી
તે જે હીન નસીબાનો નીવડી પડયો હ
તો તેથી તો અસલી પહલવીખાંઓ
તેને હીન નસીબાવાળો સીકંદર એવાં નામ
હેઠલજ પોતે પણ બખાળી ગયા છે; કેમકે,
તેની તેહેકરાઇ અને તકોબરીનો પરમેશ્વ
રે તેને સારો જેવોજ બદલો આ
ખેરે આપી દેખડાવયો હતો; કારણ
એ જે, તે તો પોતાને હવેથી કો

ઈક દેવતાનુંજ બચ્ચું કરીને પોતે સમજવાને મંડી ગયો હતો. હવે પેલા સત્રેતોની જયારે સીકંદરની સાથે મુલાકાત થઈ પડી ત્યારે તેણે તેને માથે સોનાનું એક તાજ મેલ્યું હતું અને તેને અરાદુસનું ટાપુ અને તેની બરાબર રૂપરૂ જમણી બોરડુ ભણી આવેલાં ભુખંડ માહેલું મારાથુસનું એક મોટું અને આબાદ શેહેર પણ સ્વાધીન કરી દેવાની પોતે ઈસ્તેહા દેખડાવી હતી અને તે વીષેનો તેણે તેને કોલ અને વચન વટીક આપયો હતો. તે સાથે તેના તથા તેના બાપના સ્વાધીન હેઠળ આવેલાં સઘળાં શેહેરો અને સીગોન તથા મારીઅમના શેહેરો પણ પોતે બખશેશમાં આપી દીધા હતા. હજી સીકંદર તો પેલા મારાથુસના શેહેરમાંજ પોતે પડી રહેલો હતો તેટલામાં દરાયશ કનેથી ત્યાં એક એલચી ખાતું તેનાપર પાદશાહી ખત સીખે આવી પોહોંચ્યું હતું. તે ખતમાં આપણા પાદશાહે પોતાની માવતર, બાયડી અને છોકરાઓને પાછા પોતાને સ્વાધીન કરી દેવાની અરજ ગુજારેલી હતી અને પેલા એલચીઓને દરાયશે એમ પણ કહેલું હતું કે તે કાગજ સાથે પોતે મહોઢેમહોઢુંબી તે વીષેની તેની કનેથી માગણી કરવી. તે ખત યાને કાગજમાં વળી એમ પણ વર્ણન દરશાવવામાં આવેલું હતું કે તમારા બાપ ફીલકુસ તથા અમારો શેહેનશાહ આરતાજરકસીસ ઓકસ જે ઈરાનની ગાદી ઈ૦ પુ૦ ૩૫૯ થી ૩૩૮ સુધી એકવીસ વરસ સુધી પોતેજ ભોગવી ગયો હતો તેઓ વચે એક વેળાએ તો સારી જેવી એકસંપી અને મીત્રાચારી વટીક થઈ ચુકેલી હતી કે જે વાતને દીમાથ્થીનીસ તો એક ગપસપ અને ઉડતી અફ્વાહ તરીકેજ વરણવી ગયો છે. (જુઓ, તેની પેહેલી ફીલીપીકને પા૦ ૫૪ મે.)

હવે તે પાદશાહનો બેટો આરસીસ જયારે ઈરાનના તાજ અને તખતનો માલેક થઈ બેઠો, ત્યારે ફીલકુસે તો તેને ઘણો નાદાન વયનો સમજી તેની સાથે જરાક નામુનાસેબ ચાલ ચલાવીને ઈ૦ પુ૦ ૩૩૬ ના વસંતમાં પારમાનીઓ તથા એતલશની સરદારી હેઠળ એશીઆ ભણી ઈરાનીઓ સામે જુમબેશ ઉઠાવવાના એરાદાથી એક ફોજ રવાના કરી આપી હતી; (જુઓ, દાયોદોરસ ૧૬–૯૧) તો જોકે પારસીઓ કનેથી તેને તો કશીબી ઈજા પહોંચાડવામાં આવેલીજ નહોતી. વળી તેજ ગ્રંથકારના આગળ ચાલતાં (૧૭–૭) જણાવયા મુજબ રોહોડવાળા મેમનોને તો તેની તેવી નીષટામાં તેને કેવળે નાઉમેદજ કરી નાખયો હતો, જેથી તે ઈરાન સાથે કશુંબી જાણવા જોગ રમખાણુ તો મચાવી શકયોજ નહોતો. વળી તમો સાહેબ જ્યારથી મકદુનીઆની ગાદી ઉપર સવાર થઈ બેઠા, ત્યારથી આપણાં બંને રાજયો વચે અસલી જમાનાથી ચાલુ રહેલી દોસ્તીને કાયમ રાખવાના એરાદાથી મારાપર કોઈબી એલચીઓને તો રવાના કરી આપયાજ નહોતા; પરંતુ એકદમજ અમારા એશીઆ ખંડના પ્રાંતો ઉપર ઉતરી પડીને પારસીઓને ઘણુંજ નુકસાન તમો કરી બેઠા હતા. આથી મને મારા નીઆએગાનેનો દેશ બચાવી લેવા માટે તમારી સાથે ખુદબખુદ લડાઈમાંજ ઉતરવું પડયું હતું. હવે તે લડાઈનું જે પરીણામ આવી ચુકયું તેમાં તો દેવતાઓની જેમ મરજી હતી તેમ તો બની ચુકયુંજ છે; કેમકે, હોનારત આગળ કોઈનોબી ચારો કે એલાજ રહી શકતોજ નથી. માટે મારા જેવો એક પાદશાહ તરફથી તમારા જેવા એક બીજા પાદશાહ કને પોતાની માવતર, રાણી અને છોકરાં જે પકડાઈ ગયાં છે તેઓને પાછાં મને સ્વાધીન કરી દેવાની ફરમાયશ થાય છે અને તમારી સાથે હવેથી હું દોસ્તીનું નાતું કાયમ રાખવાની માગણી કરૂં છું અને હોંસ દેખડાઉં છું. આથી હું તમને અરજ કરૂં છું કે, મારા મોકલાવેલા આ મીનીસકસ અને આરસીમાસ જેવા એલચીઓ સાથે તમારા એલચીઓનેબી મારી તરફ રવાના કરી આપવા કે જેથી આપણા બંને જણા વચે દોસ્તીનું નાતું ફરીને આપણે પાછું એક વાર ઓસ્તવાર કરી બેસીએ. આ ખત બરાબર જોજોશો તો ઘણી હુશયારી તથા કાબેલીય

તથી લખવામાં આવેલું હતું; કેમકે, દ રાયશે ગરેનાઇકસ જેવી કોસ્તા તરફની અને ઇસસ જેવી એશીઆ માઇનર ખા તેની લડાઇમાં તે મુલકો પોતે તો જોકે ખોઇજ બેઠો હતો, તોબી હજુ તેની કને બાકીનું ઉગમણુ તરફનું આખું એશીઆ ખંડ તો મોજુદજ પડી રહેલું હતું, કે જેઓને મુસખર યાને તાબે કરવા સારૂ તેને હજુ ઘણીએક લડાઇઓ કરવાની બાકીજ રહેલી હતી; કેમકે, ત્યાં સુધી તે આખા ઇરાનની સલતનત ન જીતી ગયો એમ તો કોઇથીબી કહેવાઇ શકાય તેવુંજ ન હોતું; કારણ એજે, એ તો હાલમાં ચાલુ લડાઇ જેવીજ થઇ પડેલી હતી, જેમાં આકેબત ફતેહ કોણને યારી કરી બેસશે તે વાત તો હજુ છુપી અને અંધારામાંજ પડી રહેલી હતી અને આથીની અનો ખુદ પોતેબી તેમજ વીચારમાં બેઠેલા હતા કે, સીકંદર પારસીઓને હાથે પોતાનું આવું બુલંદ એકબાલ હોવા છતાંબી મધ્ય એશીઆ ખંડમાં કેહેબી ઘેરાઇ પડયા વીના તો રહેશેજ નહી. તે કાગજના જવાબમાં સીકંદરે પેલા ઇરાની એલચીઓ સાથે પોતાના થરસીપસ નામના કોઇ એક એતેબારી અમલદારને રવાના કરી આપયો હતો; પરંતુ તેને એવો હોકમ પોતે તો કરયો હતો કે, તમારે તો જઇને મારૂં આ કાગજ હાથોહાથજ દરાયશને સ્વાધીન કરી દેવું; પરંતુ કશી બીજી વાતમાં તમારે તો તેની સાથે કાંઇ ઉતરવુંજ નહી; એમ તેને આગમચથીજ ભનાવીને પોતે ચેતવણી આપી રાખી હતી. સીકંદરના આ ખતની મઝમુન નીચે પ્રમાણેની હતી:—"તમારા નીઆએગાનોએ મકદુનીઆ તથા યવન લોકોના અમારા આખા દેશાવરોમાં પેધા પડી જઇને અમો લોકોને ઘણુજ આગળ સતાવેલા છે તો જોકે અમો લોકોએ તો તે પુરવે તમોને કશી પાંતીનું દુ:ખ કે દરદ તો આપેલુંજ નહોતું. મને તમામ યવન લોકોએ પોતાનો સેપેહસાલાર નેમીને ઇરાનીઓ ઉપર તેથી તેનો કીનો લેવા સારૂ તો મોકલાવી આપેલો છે; કેમકે, તેઓની તેમ મરજીજ છે. આથી હું એશીઆ ભણી ઉતરી પડેલો છું; કેમકે, લડાઇ તમે લોકોએજ અસલમાં શુરૂ કરીને તેનું બી પ્રથમમાં તમો લોકોએજ વાવેલું છે; કારણ એ જે, પરોપોનતીસ ઉપર પેરીનથીઅનો જેવા સેમીઅન લોકો જે મારા પીતા સાથે બેલગામભરેલી વરતણુંક ચલાવી બેઠા હતા તેથી તેઓના મુલક ઉપર મારા બાપે જ્યારે ઘેરો નાખ્યો (જુઓ, દાયોદોરસ ૧૬–૭૪ થી ૭૬) ત્યારે તમો લોકોજ તેઓની સાહેતામાં ઉતરી પડયા હતા અને થરેસનો મુલક જે અમારા સ્વાધીન હેઠળ હતો ત્યાં આરતાજરકસીસ ઓકસે પોતાની ફોજને વટીક રવાના કરી આપી હતી. તમારાજ ઉશકેરવાથી કેટલાએક તરકટયાઓ મનસુબા કરીને મારા બીચારા બાપને ઠાર કરી નાંખયો હતો; કેમકે, તમારા ખત ખોતુતેમાં તે વીષેની શાબાશી તમો લોકો પોતેજ લેતા રહેલા હતા અને તે વીષેનો ગર્વ ખાસોઆમ આગળ દેખાડવવાને તમોજ લોકો મંડી ગયા હતા. વળી બગોઆસ તથા આરસીસને મારી નાંખી તમો બીનકાયદે ઇરાનનું તખત પોતેજ ચાંપી બેસી લોકોને તરાહે તરાહે પોકરાલાને મંડી ગયલા છો અને મારી સામે ચોતરફથી લડાઇ ઉઠાવવાને ખત ખોતુતો લખીને તમોજ યવન લોકોને ઉશકેરતા આવ્યા હતા. તે સારૂ તમોએ સ્પારટનો તથા બીજી ચોક્કસ ગ્રીક વરગો ઉપર નાણાંની મોટી રકમો વટીક મોકલાવી આપી હતી કે જે સ્પારટનો સેવાય બીજા કોઇબી યવને તો કબુલ મંજુર રાખીજ નહોતી. તમારાજ વકીલો અને આડત્યાઓએ મારા દોસ્ત આશનાઓને લાંચ રૂશવત આપી યવન લોકોને એકત્ર કરવાની હું જે બાજી બાંધી બેઠો હતો, તેમાં ખતરો અને ખલલ નાખવા માંડી હતી, જેથી તો મને તમો સામે આ લડાઇ ઉઠાવવાને ફરજજ પડી ચુકી છે; કારણ એ જે, એ જંગ તમોજ લોકો પ્રથમમાં ઉઠાવી બેઠા હતા. હવે પેહેલી લડાઇમાં મેં તમારા સરદારો અને સુબાઓને જેમ મારી હઠાવયા હતા તેમજ આ બીજી લડાઇમાંબી મેં તમોને ખુદ પોતાનેબી જબરી જેવી શેકસ્ત આપી દેખડાવી હતી, માટે દેવતાઓની કરમબખશેશથી તમારી ભુમીનો જો તમો બ

રાબર જોશો તો હુંજ હવેથી માલેક થઈ પડેલો છું. જેબી જથ્થાબંધ માણસો તમારી તરફથી પ્રથમમાં મારી સામે લડવાને મંડી ગયા હતા અને જે જંગમાં મારયા ગયાજ નહોતા તેઓ મારી પુશ્તપનાહ હેઠળ હાલમાં આવી બેડાથી મેં તેઓને અમાનત વટીક બખશેશ કરેલી છે, જેથી તેઓ પોતાની રાજીખુશીથી અને નહીં કે જોરજુલમથી મારી ફોજમાં આવીને શામેલબી થઈ પડેલાજ છે. માટે હવેથી હું જે આખા એશીઆ ખંડનો ધણીજ થઈ બેઠેલો છું તેથી તમો ખુદ પોતેજ મારી કને આવો; પરંતુ તેમ કરવાને તમો જો હાલમાં આનાકાનીજ લઈ બેસશો અને બીહી ધુજીજ રહેશો તો જ્યારેબી પાછળથી તમો મારી પાસે આવશો ત્યારે તમો મારાથી જુલમજાસ્તીભરેલી ચાલચલગતો ચાખ્યા વીના તો રહેશોજ નહીં; માટે તમો તમારા તરફથી કોઈબી એપીઆને જો મોકલી આપો તો તમારી સલામતી વીષે હું તેને કોલ આપવાને અત્રે હાજરજ બેઠેલો છું; માટે તમો મારી કને ખુદ પોતેજ આવીને તમારી માવતર અને બાયડી છોકરાં અને જે બીજીબી તમારી કાંઈ ખાહેશ હોય તો તે ચીજો જો માંગી લેશો તો હું તમને આપવાને તઈયારજ બેઠેલો છું અને તમારી કોઈબી માગણીને હું પાછું તો ફેરવી શકનારજ નથી. હવેથી તમો કોઈબી ચીજ મારી કનેથી માંગો તો અને તમારા બરાબરીઆ તરીકેના શબદો તો તમારા કોઈબી ખત ખાતુતેમાં વાપરશોજ ના; કેમકે, હાલ તરત આખા એશીઆ ખંડનો રાજા તો હુંજ થઈ બેઠેલો છું, માટે તમારે મને તો તમારા મુરબ્બી તરીકેજ ગણવો જોઈશે અને જેબી ચીજ તમને જોઈતી હશે તે મને તેમ ગણ્યા થીજ તમને મવસર વટીક થઈ શકશે; કારણ એ જે, હાલ તો હુંજ તમારા આખા મુલકોનો સાહેબ થઈ ચુકેલો છું. એથી જો હજુબી તમો ઉલટીજ વરતણુક ચાલી દેખડાવશો તો હું તમને બદમાશ તરીકે ખચીત સમજ્યા વીના તો રહીશજ નહીં. વળી હજુબી તમો આ રાજપરના મારા આવા હક્ક ઈલાકા વીષે જો શક લઈ જતાજ હોવો તો કેઠેબી ઉભા રહીને મારી સામે બીજી કોઈ નવી લડાઈમાંજ ગુંથાઈ પડવાની તઈયારીઓ કરી રાખો; પરંતુ તેમાંથી તમો નહાસી તો કેવળે જશોજ ના; કેમકે, તમો જ્યાંબી જશો ત્યાં હું તમારો દુંબાલો પકડયા વીના તો રહીશજ નહીં." આ કાગજની ગ્રીક ઈસ્તેલાહ અને એબારતબંદી એટલી તો નાકેસ હાલતમાં છે અને તેમાં એટલી તો ભયંકર ચુકો વ્યાકરણને અર્થે સીકંદરે કરી દેખડાવેલી છે કે તેના બાપ સાથે સરખાવતાં તે ગ્રીક ભાષામાં ઘણો કાચો જેવોજ હોવો જોઈએ; કેમકે, તેના બાપની તે ભાષાની પુખ્ત માહેતગારી વીષેની તારીફના બાંકા તો એસચીનીસ વટીક ગાઈ ગયલો છે. વળી ઉપર જણાવ્યા મુજબ તેપરથી એમબી સાબેત થઈ શકે છે કે એ સીકંદર અને તમામ મકદુનીઆના રહીશો તો પ્રથમ ઘરથીજ યવન જાતીઓમાં ખપતાજ નહોતા; અને એ બુટટો તો જ્યારે તે આલમગીર પાદશાહ ફતેહમંદજ નીવડતો ચાલ્યો ત્યારે માન ખાટી જવાના હેતુથીજ એ મકદુનીઅનોબી પેલા યવન લોકો માફક પોતપોતાની ન્યાતજાતમાંજ પાછળથી ગણવાને મંડી ગયા હતા. (જુઓ, તેની "દી ફાલસ લેગી" નો બા૦ ૧૮ મો.)

ચાલો આપણે એ કાગજની મઝમુન ઉપર આપણી તરફથી વાજબીની રાહે જરા ટીકા કરવાને હવેથી હેઠળ શુરૂ કરીએ:—એમાં તેના બાપનાં મરણ વીષે લાંચ રૂશવત આપવાનો જે આરોપ સીકંદર બીચારા દરાયશ ઉપર હસાવી જવાની તજવીઝ કરે છે તે વીષેનું ખોટારૂં તો આપણે પુરતી રીતે આગળ સાબેત વટીક કરી ચુકયા છીએ કે જે મત સાથે ગરોટ, રાલીનસન અને બીજા અરવાચીન તવારીખનવીશો પણ આપણી સાથે એકમતજ થાય છે; કેમકે, તેને તો તેન ન્યાતીલા મુદઈઓએજ પોતાના છુપા કીના અને દવેશભાવને લીધેજ ઠાર કરી નાખયો હતો કે જેમાં બીચારા દરાયશનો કશો હાથ કે ચારો તો હતોજ નહીં; માટે તેનાપર સીકંદરના મેલે

ભા આ દોષનું તો સેહેજમાં ખંડણ થઇ શકે તેમ છે. દરાયશ જેવા મોટા પાદશાહ ઉપર આમ તોછડાઇભરેલું કાગજ લખયાથી તો સીકંદરમાં વીવેક બુધીના સદંતરજ વાંધા હોવા જોઇએ, એમબી સ્પષ્ટ રીતે પરખાઇ શકે છે; કેમકે, હજુ તો તે શુરવીરે ફકત ઇરાનની સરહદ વેરનાજ મુલકો પોતે લઇ શકયો હતો અને ખુદ ઇરાન જે ત્યાંથી તે છેક શહુનનદી સુધી ચત્રાએલું હતું ત્યાં સુધી તો તે કાંઇ જઇ પહોંચેલોજ નહોતો; માટે સીકંદર એમ જે તેહેકરાઇ, તુનદાઇ અને ગર્વ કરવાને જે મંડી ગયો હતો કે હું તો આખા એશીઆ ખંડનો માલેકજ થઇ પડેલો છું; માટે તમને હવેથી મને પોતાના મુરબ્બી તરીકેજ ગણવો જોઇએ અને બરાબરીઆ તરીકે તો નહીંજ પીછાનવો જોઇએ; તે વાતમાંબી સત્યતાનું તો કશું વજુદજ નહોતું અને ફકત મહોડાની ફીશયારી, શેખી તથા ગુસ્તાખી જેવુંજ તે લખાણ હાલ તરત તો ગણાઇ શકે તેવુંજ હતું; કેમકે, તે પુરવે તો એ મકદુનીઅનો ઇરાનને ખંડણીજ આપતાજ ચાલ્યા જતા હતા અને તેઓનાં જુહદીબરદાર રાજાઓમાંજ ખપતા હતા. વળી ઇસસની આ ફતેહથી કરોળયાના ગોયા ત્રણ ચાર પગો ભાંગી ગયા હતા તેટલોજ સંતાપ પારસીઓની સલતનતને થયલો હતો; માટે સીકંદરનો આ દાવોબી ગોયા રદ અને બાતેલ હાલ તરત તો ગણાઇ શકે તેવોજ હતો. એમ જો તેણે અરબેલાની લડાઇ બાદ એવો પત્ર દરાયશપર લખયો હતે તો તે વાત તેની તેહેકરાઇને કાંઇબી જેબ આપે તેવી હતી. એ તો તેનો બાપ યવન લોકો ઉપર જયારે પાછળથી વધતો ઓછો શેહજોર થતો ચાલ્યો અને થરેસનો મુલક જેબી પારસીઓના ખંડયા રાજમાં ખપતો હતો તેના ઉપર સવારીજ લઇ ગયો ત્યારે તેના પર જરા વધારે ઉભરેલાં જોઇને ઓકસ જેવા શેહજોર પાદશાહે તેને પોતાનાં રાજયની સલામતી સારૂ ટુંકેથીજ દાબી દેવા વાજબી જેવું પગલું ભરયું હતું, તેમ તો આજબી હરકોઇ પ્રબળ રાજય પોતાના તાબા હેઠળના મુલકવાળાઓની શુધ ઠેકાણે લાવવા તેવાં પગલાં ભરી દેખડાવવામાં પોતાનું સ્યાનપણુંજ સમજે છે; માટે સાકંદર જે આરોપ કે ઓકસની ગરદન ઉપર ચોંટાડવા માગે છે, તે તો બરાબર જોશો તો તેના બાપ ફીલકુસને સરજ જઇને ચહડી બેસે તેવો છે; કેમકે, તે થરેસ ઉપર એમ એકાએક હુમલો જો નહીં લઇ ગયો હતે તો ઓકસને પોતાની ફોજ તે તરફ મોકલાવીને તેને અટકાવવાની ફરજજ નહી પડતે, એ વાત તો દેખીતીજ છે; માટે તે ખાસ બીનાને તાણીતોડી તેનો ભાવાર્થ સીકંદર જે ઉલટો ઉઠાડવા માંગે છે અને હીમત કરે છે તેમાંબી કશી સચ્ચાઇ તો કાંઇ છેજ નહીં. એમ કરતાં સીકંદરનો લોભ તો જ્યારે વધતોજ ચાલ્યો અને યવન લોકોબી તેને ધીક્કારવાજ મંડી ગયા ત્યારે પોતાનાં રાજ્યની સલામતી સારૂ દરાયશે તે યવન લોકોને નાણાંની જે મદદો આપવા માંડી હતી, તેમાં પણ તેનો કશો વાંકબી હતોજ નહીં; કેમકે, એવું પગલું તો પોતાના રાજપાટોની સલામતી સારૂ સઘળા સુધરેલા દેશાવરોબી હાલ જમાનામાં કરવાને ચુકતાંજ નથી. હવે એસચીનીસ જે એમ વરણવી ગયો છે (જુઓ, તેણે કતીસફનની વીરૂદ્ધમાં કરેલું ભાષણ, પા૦ ૬૩૪ મું) કે દરાયશે આથેનસ ભણી ત્રણસો તાલેંત સીકંદરને ટુંકેથીજ દાબી દેવા સારૂ જે મોકલાવી આપયા હતા તેમાંથી સીત્તેર તાલેંત તો દીમોસથીનીસ ખુદ પોતેજ પોતાનાં ખાનગી કારણસર વાપરી બેઠો હતો; પરંતુ આથીનીઅનોએ તે રકમ કબુલ મંજુર રાખવાને જરાબી પોતાની ઇશતેહા કે મરજી તો કાંઇ દેખાડવીજ નહોતી, એવા તો શું તે લોકો સુમારા હતા, તે બીના તેઓની આગલી પાછલી વરતણુંકો તપાસતાં તો આપણુને સેહેજમાં ગળે ઉતરી શકે તેવી પણ નથી. એ બીનાને વળી દીમાસથીનીસની વીરૂદ્ધમાં ભાષણ આપતી વેળા દીઇન આરચુસ વટીક ટેકો આપી જાય છે; (જુઓ, તે ભાષણનું પા૦ ૯ થી ૧૪) પરંતુ આ વાત તો તે નવીશનદો આંખવીચામણીજ કરી જાય છે કે પે

લા ઘણાખરા એથીનીઅનો અને તેઓ ના સમજુ લોકો તો અસલધર થીજ સીકંદરના લોભની સામેજ થઇ બેઠેલા હતા. વળી તે વાત માંબી જો સત્યતા જેવુંજ હતે તો આ અજાએબ જેવું છે કે સીકંદરને તે વાત માલુમ કેમ નહીં પડી શકી, તેવોબી એક અગત્યનો સવાલ આપણાં મનમાં ઉતપંન થઇ શકે છે; કેમકે, ફીલકુસ અને સીકંદર તો સારી પેઠે મનસે સમજતા હતા કે તે શીરીન ઝબાન ધરાવનાર રાજ્યવકતા તો તેઓનો જાણી દુશમન જેવોજ પ્રથમ ધરથીજ થઇ પડેલો હતો; તેથી તેઓ તેનાં દરેક કારયોનાં સુધાં તો તે બંને બાપ દીકરાઓ પ્રથમધરથીજ લેતા રહેલા હતા; માટે આ વાત વીષે સીકંદર જે કશો એશારો કરી જતોજ નથી, તેથી તે બીનાની સત્યતા ઉપરબી હાલમાં વાજબીની રાહે કાંઇ ને કાંઇ શક તો આપણાં મનમાં ઉતપંન થયા વીના તો રહેતોજ નથી. વળી પારસીઓ અસલમાં જ્યારથી મકદુનીઆના પ્રાંતને મુસખર કરી બેઠા હતા ત્યારથી છેક લગભગ બસો વરસ વેર તો તેઓનાજ ન્યાતીલા રાજાઓને તે દેશની ગાદી તેઓની મરજી મુજબજ પોતે ભોગવવા દીધી હતી અને તેઓની કોઇ કાળેબી પોતે તો વચ્ચે પડયાજ નહોતા, તે વાતની તો સીકંદર કશી કદર કે ખુબી પીછાનતોજ નથી અને ગ્રીસ દેશની વાતને અમસ્થીજ પોતે વચ્ચે લાવી દેખડાવે છે કે જે સાથે તેને તો કશું લાગતુંવળગતુંજ નહોતું; ઓર ઉલટો તેનો એક સીકંદરનો નામ ધરાવનાર વડવોબી પારસીઓનીજ કુમકમાં રહીને યવન લોકોને ખોખરાં કરાવી નાખ્વામાં પોતેબી શામેલજ હતો, એમ આગળ આપણે જણાવી ચુકેલા પણ છીએ, માટે તે એમ બોલવાને જે હીંમત કરે છે કે તે વીષેનો કીનો લેવાને ખાતેરજ હું તો હાલ બાહેર પડેલો છું, તેમાંબી કશું વજુદ હું જોઇ શકતો જ નથી; કેમકે, તેની પુરવે તો તેણેજ દરાયશની માય ઉપર એમ કહાવી મોકલાવયું હતું કે મારે દરાયશ સાથે તો કશું વેરજ નથી; ફકત મારો લોભજ હવેથી વધી પડયાથી હું ખુદ પોતેજ આખા એશીઆ ખંડને જીતી લેવાનોજ મનસુબો હાલ તો લઇ બેઠેલોજ છું. આમ હીલા બહાના કહાડીને તે દરાયશના કુટુંબ પરીવારને પાછાં તેને સ્વાધીન કરી દેવાને જે આનાકાની કરી દેખડાવે છે તેથી તેનો બુલંદ દીલગુરદો તો નહી બલકે તેનો નીચ ખવાસજ સ્પષ્ટ રીતે પરખાઇ આવે છે. આ તેનું આખું પત્ર બારીકીથી અવલોકન કરતાં તો રડતીનાં આંસુ લુછાવા જેવું તુનદાઇ અને તેહેકરાઇ તથા ગર્વથીજ માત્ર ભરેલું હતું અને તેમાંથી ઓર ઉલટો તેના દીલનો નીચ જુસ્સો અને હવસ તો સેહેજમાં સાબેત થઇ શકે છે, તો જોકે યુરોપીઅન ગ્રંથકારો તો તેની પાછલી ફતેહોને આ હંગામ સાથે ભેળમભેળ કરી નાખીને દરાયશને બીચારાને પુરતો ઇનસાફ તો આપી જતાજ નથી અને ફકત સીકંદરનાજ પોતાના દેશાભીમાનને લોધે અમસ્થાંજ બાંકા ફુંકવાને મંડી જાય છે અને આ ખતની મઝમુન વીષે તો કશીબી તેની વીરૂધ તો એશારો કરી જતાજ નથી, તેથી આપણને તો ખચીત અચરતી ઉતપંન થયા વીના તો રહેતીજ નથી; કેમકે, આખો ઇરાનનો બહોળો મુલક જીતતાં તો હજી સીકંદરને બરડે પાણી ઉતરે તેવુંજ હતું. વળી દરાયશ જેવા મા વેંરાક અને બુલંદ દીલગુરદો ધરાવનાર પાદશાહને જાલેમ કહીને તેનાપર ખુનો કરવા યા તો કરાવવાનો જે નીચ દોષ મેલવાની સીકંદર તજવીઝ અને હીંમત કરે છે, તે તો કોઇબા શખસ તેની આગલી પાછલી વરતણુકો તરફ નજર પહોંચાડતાં માન્ય કરી શકે તેવુંજ નથી. અલબત્તાં તે બીચારો પોતાથી બનતું કરયા છતાંબી આખેરે જે હીન નસીબાનો નીવડી પડયો હતો, તે વાત તો આપણે કાંઇ ઇનકાર જતાંજ નથી; કેમકે, તેવી એકાએક પડી ભાગેલી મોટાઇથી તો ઓર ઉલટો તે દયાને વધારે પાત્ર થઇ પડે છે અને તે બીના કેનન રાલીનસન જેવો એક બાહોશ અને જહાંદીદે નવીનશનદો પોતે પુરતી રીતે જે સમજી શકયો છે તેજ વાત આપણને હાલ તો અત્રે ગનીમત સમજવી જોઇએ.

એ પોતાની દઇવ્યયોગે મળી ગય
લી આ ફતેહોને મીતાહારપણાથી તો
કાંઇ વાપરી શકયોજ નહોતો અને ગો
યા ફાવેલો દાહયો એવા પ્રકારની તેહેક
રાઇ લઇ બેસી પોતાના અસલી મુરબ્બી
ઇરાનીઓ સાથે માઠી વરતણુક ચલાવવા
ને મંડી ગયો હતો, તો જોકે એ બં
ને લડાઇઓમાં એ પારસીઓને હાથેથી
તો મરતો મરતો સેહેજમાંજ બચી શ
કવા પામયો હતો. જ્યારે દરાયશની ભા
ડુતી હલકી અને નીરબળ એશીઆટીક
ફોજોએ સપરપેહેલાં નહાસભાગમાં પ
ડી જઇને આખાં લશકરમાં બીક અને
ધાસ્તીજ ફેલાવી દીધી, જેથી તીખાં લો
ખંડના ભારી બખતરોમાં સજ થયલા
પારસી સવારો અને યવન પયદલ સી
પાહીઓએબી પછી નહાસવાજ માંડયું
ત્યારેજ દરાયશને બીચારાને પોતાના જા
નની સલામતી સારૂ નહાસી જવાની ક
રજજ થઇ પડેલી હતી; કેમકે, એની
જગયા ઉપર જો સીકંદર ખુદ પોતેજ
આવી પડતે તો તેનેબી તેવું પગલું
ભરયા વીના તો છુટકોજ રહેતે નહીં.

એમ તો વાટરલુની જંગી લડાઇ
માંથી નેપોલીઅન જેવા શુરવીરોનેબી એ
ક વેળાએ નહાસી જવાની ફરજજ પ
ડી ચુકી હતી, પરંતુ તેનાપર તેથી કો
ઇબી તવારીખ નવીશ હીચકારો કરીને ઉ
તરી પડવાને તો જરાબી પોતે દરૂસ્ત વી
ચારતોજ નથી; કારણ એ જે સરવે કોઇ
ને પોતપોતાના જાન તો પયારોજ રહે છે;
માટે પોતાને મહોડેજ પોતાની તારીફનાં
બાંકા ફુકી દેખડાવવામાં શીકંદર ઓર ઉ
લટી પોતાની પોતાને હાથેજ ગોયા રૂસ
વાઇ અને હસી કરી જાય છે, એવાં પ
રીણામ ઉપર મને નાચારીએ આવયા
વીના આ પ્રસંગે છુટકો રહેતોજ નથી;
કેમકે, એક ફારસી શાએર (મુલ્લા ફીરૂ
ઝ બીન કાઉશ) પણ એમ આપણને શી
ખામણ આપી જાય છે કે:—

"બેનઝદીકે ખેરદમંદ ન બાશદ રવાં,
કે કસ ખીશતનરા નોમાયદ સના".

યાને "કોઇબી શખસ પોતે પોતા
ને મહોડેજ પોતાની તારીફનાં બાંકા ફું
કવાને મંડી જાય તો તે બીના
ને તો કોઇબી અકલમંદ શખસો
કાંઇ કબુલ મંજુર રાખી શકે તે
વુંજ નથી અને તેમ કરવું કોઇબી શ
ખસને છાજે તેમ પણ નથી;" કેમકે,
તેથી તો ઓર ઉલટો તેનો નીચ ખવા
સ અને કમ બુદ્ધી સ્પષ્ટ રીતે પરખાઇ
આવે છે. પોતાનાં ખતમાં સીકંદર વળી એ
મબી દરાયશને તાનો મારે છે કે તમે
તો હખામની વંશની ગાદી અમસ્થીજ
પચાવી પડેલા છો: કેમકે, આરતાજરક
સીસ ઓકસનો એક છોકરો નામે બી
સ્તાનીસ તો તમો તખત ઉપર આવયા
ત્યારે હયાતજ પડેલો હતો: માટે ખ
રો વારેસ તો તેનેજ ગણવો જોઇએ.
એરીઅન કહે છે કે તે શાહઝાદો અર
બેલાની લડાઇ પછીબી હયાતીજ ભોગવ
તો હતો, પરંતુ જ્યારે બેગાયાસે તેને
પડતો મેલી દરાયશનેજ ઇરાનની ગાદી
સેપોર્દ કરી દીધી ત્યારે તો તેની કને
કાંઇબી મોઅતેબર કારણો તો હોવાંજ
જોઇએ કે જે વીષે હાલ તો આપણે
અંધારામાંજ રહી ગયલા છીએ; કેમકે,
એ બીસ્તાનીસ રાજ ચલાવવાને નાલા
યક જેવોજ હોવો જોઇએ, જેથી તે વ
ઝીરે આવું પગલું પોતાનાં રાજ્યની સ
લામતી સારૂ કદાચને ભરેલું હોવું જોઇએ.
એવા પરીણામ ઉપર આપણે સેહેજમાં
આવી શકયે છીએ; માટે તેમાં દરાયશ
નો તો કાંઇ કસુર હતોજ નહીં; કેમકે,
એવો તે કોણ સુમારો હોય કે જેને
અમીર ઉમરાવો પોતપોતાની રાજીખુશી
થી રાજપાટ સોંપવા માગે તો તે ના
પાડી ઉઠે?

વળી એ મકદુનીઆ માફક લગભગ
બસો વરસ સુધી ફીનીસીઅનોનો મુલક
જે પારસીઓની બાંહેધરી હેઠળ આ
વી ચુકેલો હતો અને જેને લડયા વીના
પેલા ગીરોસત્રેતુસ રાની અને તેના બેટા
સત્રેતોએ પોતાની મુરખાઇથી એકદમજ
સીકંદરને આપી દીધો હતો, તે લોકો
તો અસલઘરથીજ પારસી દરયાઇ ફો
જોને આરાસ્તાજ કરી બેઠેલા હતા અ
ને તેઓના તેઓ તો ગોયા જમણા
હાથ જેવાજ ગણાતા આવેલા હતા;
માટે તે દરયાના શાહ જેવા સીસેટીક
ટોળાની ઉત્તપતી અને તેઓનાં અસલી

રહેઠાણો અને સંસ્થાનો સારૂ અત્રે બે ચાર શબ્દો કહી સમજાવેલા આશા છે જે પ્રસંગોપાત થઇ પડયા વીનાં તો કાંઇ રહે શેજ નહી. કહે છે કે મજકુર આરાદુસ અને ગાજાના શેહેરની વચે જે નીચાણુ મેદાન આવેલું હતું તેને કેનાન કરીને કદીમ લોકો કહેતા હતા અને તેનું તેજ નામ છેક એસ્લામના દોર સુધી ચાલ્યુંજ જતું હતું, એમ ફારસી ભાષા ઉપરથીબી આપણે સારી કાની રોશન છીએ; કેમકે, ત્યાંની માશુકોની તારીફ કરતી વેળા હાફેઝબી તેણીઓને "અય માહે કેનાને મન" એમ ચંદ્રમાની ખુબસુરતી સાથેજ સરખાવી જાય છે. વળી એજ આરાદુસ અને કારમલના શેહેરોની વચોવચમાં આવેલા ઉતર તરફના ભાગને તો અસલી યવન લોકો આપણુને ફીનીસીઆનો પ્રાંત એવાં નામ હેઠળ જણાવી ગયલા છે, કે જેનો અર્થ યવન ભાષામાં "ફેઇનીક્ષ" યાને ખજુરીનું ઝાડ કરીને થાય છે; કેમકે, તે જાતના દરખતો તે ભુમી ખાતે બેશુમાર ઉભાઇ જતા હતા અને ત્યાંના કોઇ કોઇ શેહેરો તો તે જાતના ઝાડોનો ચીતાર પોતાની હરકોઇ જણસો ઉપર એક નીશાન તરીકે પડાવતાબી ચાલ્યા જતા હતા: તેમજ તેજ ગ્રીક શબ્દનો બીજો અર્થ રાતો રંગ કરીનેબી જે થતો હતો તેપરથી એ નામ ઉતપંન થયલું છે, એમબી કેટલાએક ભાષાશાસ્ત્રી આપણુને સમજાવવાની વેતરણ કરી જાય છે; કેમકે, તે લોકો જથાબંધ તેવો રંગ બનાવીને તેવી જાતનાં કાપડકામો પરદેશાવરો ખાતે નીકાસ કરતા રહેતા હતા. હવે ફીનીસીઅન લોકો પોતાની જે ભુમીને કે કેનાનનાં નામ હેઠળ જે પીછાનતા હતા તેને પોતાની આથમણુ તરફ આવેલી પહાડી ભુમીથી નોખી કરી દેખડાવવા સારૂ તે ભુમીને આરામ યાને પહાડી ભુમી એવું નામ તેઓ આપી ગયા હતા અને આરામનાં નામથીજ યાહુદી લોકો શામના પ્રાંતને પોતેબી પીછાનયાજ ચાલયા જતા હતા. એ ફીનીસીઆના મુલકની લંબાઇ એકસો વીસ માઇલ અને તેની સરાસરી પહોળાઇ બાર માઇલનીજ જોવામાં આવતી હતી.

તો જોકે કોઇ કોઇ ઠેકાણે તો તે પહોળાઇ વીસ માઇલ સુધીબી ચીત્રાતી રહેલી જતી હતી. ત્યાંના મુખય શેહેરોમાં આપણે તાયર, સીદોન, આરાકુસ, બીબલુસ, બીરૂત (બીરૂતશ) ને ત્રીપોલીસ તથા એકચો યાને પતોલેમેશચેને તો સેહેજમાંજ આપણે પીછાની શકયે છીએ. વળી તે ભુમી ઉગમણુ તથા આથમણુ તરફના દેશાવરોની છેક વચ્ચચોવચમાં આવી ગયલી હોવાથી તે લોકો પરલોકો સાથે જબરા વેપારમાં છેક પુરવેધરથીજ ગુંથાઇ પડેલા હતા અને સુધારા, લીયાકત અને અદબઆદાબના બાબમાં પ્રથમધરથીજ બીજા લોકો થાને તો ઘણાજ આગળ વધી ગયલા હતા. ઉપર જણાવયા પ્રમાણે તે લોકોબી યાહુદીઓ માફક સીમેટીક વરગમાંજ પોતે ખપતા આવેલા હતા અને પલાતુસ આપણી જાણ સારૂ કારથેજીનીઅન લોકોની ભાષાના કેટલાએક શબ્દોના જુજો જે એકઠા કરીને મેલી ગયો છે, તેપરથી તે ભાષા પણ યાહુદીઓની ભાષા સાથેજ ઘણુંકરીને યકસાન ઉતરી શકે તેવીજ હતી; કેમકે, ઇ૦ સ૦ ૧૮૪૫ માં મારસેલ્સ ખાતેથી તે લોકોનો એક લેખ જે આપણુ હાથ લાગી ગયો છે તેમાં ૯૪ ઉપર શબ્દો જે આવેલા છે તેમાંથી ૭૪ શબ્દો તો હીબરૂ લોકોની તોરાતની પોથીની ભાષાના શબ્દોમાંથીબી આપણુને હાથ લાગી શકે છે. વળી અસલી યવન લોકો પોતે એમ જે એકરાર કરી ગયલા છે કે અમો લોકો અમારા અક્ષરો સારૂ તો ફીનીસીઅન લોકોનાજ અસલમાં આભારી છીએ, કે જે વાતને યવન અને યાહુદી લોકોના અસલી હરફોના મરોડ અને યકસાનપણાથીબી પુરતી સાબેતી હાલમાં પણ મળી શકે તેવી છે. તેઓનાં સંસ્થાનો સાઇપરસના ટાપુ આગળથી તે ઠેઠ ક્રીટ અને સાઇકલોદીસના ટાપુઓ વેર ચત્રાયલાં હતાં, જ્યાંથી કે તેઓ પછી યુબોઆ, ગ્રીસ અને થરેસની સરઝમીન સુધી આખેર પેધા પડી ચુકયા હતા. વળી એશીઆ માઇનર તથા બીથનીઆના પ્રાંતોના કોસ્તાઓ ઉપર તો ઠેકાણે ઠેકાણે તેઓનાં સંસ્થાનો ઉભાઇ જતાં આપણા દીઠામાં આવતાં હતાં અને તેઓ

પોતાનો વેપાર છેક કાલા યાને દરયાએ કાર સુધી ચત્રાવી બેઠેલા હતા. તેઓ સીસીલી, સારડીનીઆ, આઈવીકા અને સ્પેન ( અનદલસ યાને એનદલુસીઆ ) માં વટીક પોતાનાં સંસ્થાનો વસાવી પડેલા હતા, જ્યાં હાલ જમાનાના કેદીજના શેહેરનો તો પ્રથમમાં પાયો તેઓએજ નાંખીને તેને પોતે પછી વસાવવા માંડયું હતું. વળી આફ્રીકાની ઉતર તરફનો આખો કોસ્તો તો તેઓનાજ વસાવેલાં સંસ્થાનોથી ચીકારજ થઇ પડેલો હતો કે જેઓમાં મુખય સંસ્થાન તરીકે તો કારથેજનો પ્રાંત ગણાતો હતો; જ્યાંના શુરવીરો જેવા કે હેનીબાલ અને એસદરોબાલ તથા હેમીલકર અને બોમીલકરે તો એક વેળાએ રોમનાં જબરાં રાજ્યનેબી લાંબો વખત સુધી મહુમહુજ પોકરાવયા કીધું હતું. એઓ વળી એમબી વરણવી જાય છે કે, આફ્રીકા ખંડના આથમણુ ભણીના કોસ્તા ઉપર તેઓ છેક ત્રણસો સંસ્થાનો વસાવી ગયલા હતા. કલાઇ ખરીદ કરવા સારૂ તેઓનાં બારકસો છેક ગ્રેટ બ્રીટન સુધી આગળ જણાવયા મુજબ વારંવાર ઉતરી પડતાં હતાં; એટલુંજ નહીં, પણ વેપારવણુજ અરથે તેઓ છેક હીંદુસ્તાન સુધી પણ જોવામાં આવતાં હતાં. આથી હમબોલદતના શબદોમાં જો અત્રે આપણે બોલીએ તો સહાસીક અને હીંમતવાન લોકોના "તાએરના શેહેરનો ઝુંડો એકજ વખતે અને એકજ ટગરે ગોયા ગ્રેટ બ્રાટનથી તે ઠેઠ હીંદી મહાસાગર સુધા ઉડી રહેલો હતો."

આગળ આપણે હીરાદોતસનીજ સત્તાને આધારે એમ પણ વરણવી ચુકયા છીએ ( ૪–૪૨ થી ૪૩ ) કે તેઓ આફ્રીકાના આખા ખંડની પ્રદક્ષણા વટાક એક વેળાએ મીસર દેશના રાજા ફેરો નીકોની પુશતપનાહ હેઠળ કરી પણ આવયા હતા, પરંતુ તે વાતને તે યવન નવીશનદો ખુદ પોતે તો કાંઇ માન્ય કરી શકતોજ નથી; કારણકે, તે નઉકાસનયાધીપતીઓ પાછા પોતાને મકાને જ્યારે આવી પહોંચયા ત્યારે તેઓ લોકોને એમ સમજાવવાને મંડી ગયા હતા કે કોઇએક ઠેકાણેથી જ્યારે અમો લોકોએ અમારાં વહાણનું હેરયું લીધું, ત્યારે આખો વખત સુધી સુરજ અમને અમારા જમણા હાથ ભણીજ દીસ્તો રહેલો હતો કે જે સતતાને હાલની શોધખોળો વટીક ટેકો આપી જાય છે; તો જોકે હીરાદોતસને તો તે વીષેની સમજણ પોતાની ભુગોળ અને ખગોળવીદ્યાઓ સંબંધી બીનમાહેતગારી અને ખામીઓને લીધે બરાબર રીતે તો કાંઇ ઉતરી શકીજ ન હોતી. હવે એ ફીનીસીઅન લોકો પુરાતન કાળમાં ઘણાજ સહાસીક વેપારીઓમાં જે ખપતા હતા તેથી તો ઇનજીલવાળો એ કેનાનનાં નામ ઉપરથીજ સેનાનીમ એવો શબ્દ પોતેબી વારંવાર વેપારીઓ સારૂ વાપરયોજ ચાલ્યો જાય છે. ( જુઓ, જોબની પોથી ૪૧–૬; પરોવરબની પોથી ૩૧–૨૪; ઇસાયાની પોથી ૨૩–૮; હોશુઆની પોથી ૧૨, ૭; જકરીઆની પોથી ૧૪–૨૧ તથા જેફેતની પોથી ૧–૧૧.) તેઓનું ત્રીપોલીસનું શેહેર તો ત્રણ જુદા જુદા શેહેરો મળીનેજ બનેલું હતું કે જે માહેલું દરેક શેહેર એકમેકથી છસો ફીટ જેટલું વેગળું આવેલું હતું. તે દરેક શેહેર ખાતે જુદી જુદી દેવાલોનો પરદો વચ્ચોવચમાં જોવામાં આવતો હતો; પરંતુ જ્યારેબી કાંઇક રાજદવારી કામ પડતું હતું, ત્યારે તે ત્રણે શેહેરવાળા એકજ જગયાપર આવીને પોતે એકઠા થઇ પડતા હતા. એ શેહેરો ખાતે સીદોન, તાયર તથા આરાદુસનાજ વતનીઓ પાછળથી આવીને પોતપોતાનાં સંસ્થાનો નાંખી પડેલા હતા. લેબેનોન પહાડની છેક એડી આગળ એક ઉંચાણ જગયા ઉપર એ ત્રીપોલીસનું બારૂં અસલમાં આવેલું હતું કે જે શેહેર હજુબી ત્રીપોલીનાં નામથી લોકોમાં મશહુર છે અને ઘણાજ આબાદ શેહેરમાં તે ખપે છે. તેના વીષે દાયોદોરસ પણ કાંઇક વરણન પોતાની ચોપડીમાં દરશાવી ગયો છે. ( જુઓ, તેનો બા૦ ૧૬–૪૧.) વળી સાઇપરસના ટાપુ ખાતે સીતીઉમ, આમાથુસ અને પેફુસના ઘણાજ કદીમ શેહેરોબી અસલમાં એ ફીનીસીઅન લોકોએજ વસાવેલાં હતાં. તે

ઓની અસલી જાહુસી યવન લોકોના વ સાવેલાં સાલામીસ, સોલીઅન અને ન વાં-પાહ્ફસનાં બંદરોએ પાછળથી જીતી લીધી હતી. એ સાઈપરસના ટાપુનું નામ યાહુદી લોકો સીસ કરીને રાખી ગયલા છે જેથી ત્યાંના રહીસોને તેઓ સીત્તીમ કરીને કહેતા હતા. ગેસીનીયુસ નામનો એક નવીશનદો આપણને એમ જણાવી ગયો છે કે સીદોન ખાતેથી એક સીકકો જયારે હાથ લાગી ગયો હતો તેમાં સાઈપરસના ટાપુ ખાતેના આસીથનાં શેહેરને સીદોનીઅન લોકોનાં એક સંસ્થાન તરીકેજ જણાવેલું હતું અને જે શેહેરને કે યવન લોકો પાછળથી સીતીયુમનાં નામ હેઠળ પોતે વટીક પીછાનતા ચાલ્યા ગયા હતા. દાયોદોરસ એમ વરણવે છે કે (૧૬-૪૨) કે સાઈપરસના ટાપુ ખાતે નવ રાજાઓનો અમલ ચાલતો હતો જેપરથી કદાચને હાલમાં એમ અનુમાન થઈ શકે છે કે કીંગની ૧ લી પોથી (૧૦-૨૯) માં હીતાઈત વરણના રાજાઓ સારૂ જે એશારો કરવામાં આવેલો છે તેઓ અસલમાં સાઈપરસ ખાતેનાજ રાજા હોવા જોઈએ. તેમજ તેજ પોથીમાં (૨૧-૧) આગળ ચાલતાં જે હીતાઈત ઓરતો સાથે યાહુદી લોકોનો સુલેમાન પાદશાહબી પરણી બેઠો હતો તેણીઓ પણ અસલમાં એ સાઈપરસના ટાપુનીજ વતનીઓ હોવી જોઈએ. વળી શામના લોકો હીતાઈત વંશના રાજાઓથી પોતે જે બીહી, ધુજી રહેલા હતા, (જુઓ, કીંગની પોથી ૨ જી, ૭-૬) તેઓબી સાઈપરસ ખાતેના જ રાજાઓ હોવા જોઈએ, માટે જદજની પોથી (૧-૨૬) માં હીતાઈત લોકોની ભુમી એવું જે નામ આવેલું છે તે નામ આ સાઈપરસના ટાપુનેજ કદાચને લાગુ પડવું જોઈએ; કેમકે, જોસીફસ, યુસીબીઅસ અને જેહેરોમ પણ એ ફકરા એ સાઈપરસના ટાપુનેજ લાગુ પડે છે એવા પોતાના અભીપ્રાય દરશાવી ગયલા છે. વળી ઈસાયા પોતાની પોથી (૨૩-૧) માં તાયરવાળી સીતીઉમની ભુમી વીષે જે એશારો તે કરી ગયો છે તેબી સાઈપરસનું આ ટાપુજ ખુદ હોવું જોઈએ, કે જયાં આગળ ચાલતાં એક જબરૂં જેવું હુલડ થઈ પડનાર છે એમ તો તે યાહુદી પયગમબર ગોયા પોતે આગાહી વટીક આપી ગયો હતો; કે જે હુલડ વાષેની સત્યતા મીનાનદર પણ કબુલ મંજુર રાખી ગયો છે, એમ જોસીફસ ઉપરથી આપણે સારી પેઠે વાકેફગાર થયલા છીએ. (જુઓ, તેની "એનતીકવીતી" ૯-૧૪, ૨.)

હવે સીકંદરને જયારે એમ માલુમ પડી ચુકયું કે મારા હોકમ મુજબ પારમેનીઓએ જઈને જે પોતાનું ખાનગી નાણું કે દરાયશે આરતાબેજુસની સાથે દમશકના શેહેર ખાતે પોતાના કેટલાએક વીશ્વાસુ નોકરો સાથે તેનાપર તકેદારી રાખવાના હેતુથી જે મોકલાવી આપયું હતું તે તો તેણે પોતાના સ્વાધીન હેઠળજ લઈ લીધું છે અને તે સાથે તેણે બીજોબી ઈરાનના પાદશાહનો માલ ખજાનો લુટેલો છે અને પેલા તે નાનાના રખેવાળ નોકર ચાકરોનેબી પોતે કેદજ કરી બેઠેલો છે ત્યારે તે મકદુનીઅન પીનદારાએ તે સરદાર ઉપર પોતાનો બીજોબી એક ખેપીઓ રવાના કરી આપયો હતો અને તેની મારફતથી પારમેનીઓ ઉપર એમ કહાવી મોકલાવ્યું હતું કે, તમારે એ નાણાંને પાછું દમશકના શેહેર ખાતેજ લઈ જઈને તેની મહાફેજત કરતા રહેવું પડશે. એ બીનાને કરસીયુસ વટીક ટેકો આપી જાય છે (૩-૩૪) અને એમ કહે છે કે પારમેનીઓએ તે નગદી તે શેહેરમાંથી તો પોતે કાંઈ લુટીજ નહોતી; પરંતુ તેને સહીસલામત રીતે દરાયશના નોકરચાકરો લઈને જે નહાસભાગમાં પડી ગયા હતા, તેઓ કનેથીજ તે પોતે ઉચાપત કરી બેઠો હતો. વળી પારમેનીઓના તે વીવેના સીકંદરપર લખેલા કાગજનો એક ફકરો તો આથીનીયુસ પોતાનાં ગ્રંથમાં વટીક બચાવી ગયો છે; (જુઓ, તેનું પા૦ ૬૦૭ મું) જેમાં આગળ જણાવ્યા મુજબ દરાયશના રામસગરો, બબરચીઓ, નોકરચાકરો, હલવાઈઓ અને રોટી પકાવનારા વગેરે જેબી માણસોને તેણે પોતે કેદ પકડયા હતા તે ઓની એક લાંબી જેવી ટીપ પણ તે

આપી ગયો છે. તેમજ તેને જ્યારે એ મબી વળી માલુમ પડયું કે, જેબી એ લચીઓને યવન લોકોએ ઇસસની આ લડાઇ પુરવે દરાયશ તરફ આગળ જે મોકલાવી આપયા હતા તેઓબી આપ ણી કને કેદજ પકડાયલા છે; ત્યારે તેણે તેઓનેબી પોતાની સનમુખ હાજર કર વાનો પોતે હોકમ કહાડયો હતો. તેઓનાં નામો યુથાઇકલીસ જે જાતે પોતે સ્પાર ટન હતો; થેસાલીસકુસ ઇબને ઇસમીની આસ અને દાયોનાઇસોદોરસ કરીને હતાં. એ માંહેલા છેલ્લા શખસે તો ઓ લીમપીકના અખાડામાં પોતે જાતે સારૂં નામ વટીક કહાડેલું હતું અને તે બંને શખસો વળી થીબન લોકોની વરણનાજ ગણાતા હતા. તે સાથે વળી તે માંહેલો પેલો ચોથો શખસ તો એક એથીનીઅ ન હતો જેનું નામ કે ઇફીકરેતીસ કરીને હતું. તે શખસ કોઇ એક ઇફીકરેતીસ નામના સરદારનો બેટો થતો હતો કે જે સરદારના તેજ નામ ધરાવનાર બાપ ને સીકંદરના બપાવાએ એરીઅનના ક હેવા મુજબ (જુઓ, તેની ચો૦ ૧, બાબ ૨૩ ની એક નોટમાં) પોતાનો દ તક કરી રાખયો હતો.

તે માણસોને જયારે આ તાજદા રની સનમુખ લાવીને ઉભાં કરવામાં આવયાં ત્યારે તેણે તો થેસાલીસકુસ અને દાયોનાઇસીદોરસનો તો પોતે ત રતજ છુટકારો કરી દીધો હતો; તો જો કે તેઓ તો થીબન જેવા તેના હરડતા દુશમનોની જાતના હતા. આમ કરવામાં તેણે થીબસ ઉપર જરા મેહેરબાની અ ને રેહેમનજર કરી દેખડાવી હતી; કે મકે, તે માનવીઓની આ ચાલચલગતો તો માફ થઇ શકે તેવીજ હતી; કારણ એ જે, તેઓએ આ બીડું જે ઝડપી લીધું હતું તે તો પોતાના દેશની એ ક સેવા તરીકેજ તેઓએ માથે વહોરી લીધું હતું. તેનો એક સબબ હતો; કે મકે, એજ મકદુનીઅનોએ તેઓના શેહે રને જીતી લઇ તેઓને પોતાના ગોમા ગોલામો જેવાજ સીકંદરે બનાવી મેલ યા હતા. આથી પોતાના શેહેર તથા લોકોને છોડાવવા સારૂ દરાયશ અને પારસીઓની કુમક હેઠળ જવાને તેઓ ને નાચારીના મારયા ફરજજ પડી ચુકે લી હતી; કેમકે, તેઓ સેવાય બીજી કોઇબી વરણ તેઓનો તે ઝમાનામાં છુ ટકો કરી શકે તેવીજ નહોતી. માટે આ વા દયાભરેલા વીચારથી સીકંદરે તે બંને જણાનો છુટકારો જલદીથી કરી નાખયો હતો; એમ કહીને કે, એ મજ કુર થેસાલીસકુસ તો બાપદાદેથીજ થીબન લોકોના ઉંચા ખાનદાનમાંથીજ પોતે અવતરેલો આવેલો હતો. દાયોનાઇસો દોરસેબી વળી ઓલીમપીક રમતગમતના અખાડામાં આગળ જે નામ કહાડયું હતું તેથી તેનોબી છુટકો થયો હતો; પરંતુ પેલા ઇફીકરેતીસને તો જયાં સુધી તે જીવે જાગે ત્યાં સુધી પોતાનો હજુરયોજ કરી રાખયો હતો, પણ તેના બાપના મોટાં નામ અને પ્રતીષઠા તથા આથેન્સના શેહેર ઉપરની પોતાની આગલી ચાહને લીધે તેનાપર તે સારી જેવી પોતે પ્રીતી અને માયા દેખડાવ તોજ રહેલો હતો. ત્યાર બાદ થોડુંકમાં જ જ્યારે તેનું મરૂત્યુજ નીવડી પડયું ત્યારે તેના મુરદાર હાડને તેણે આથે ન્સ ખાતે તેનાં સગાંવહાલાંઓ ઉપરજ મોકલાવી આપયું હતું. હવે પેયુથાઇ કલીસ જે જાતે પોતે તો સ્પારટન હતો અને જેનું શેહેર કે ખોલ્લી રીતે સીકં દર સામે જે અત્યંત દવેષભાવ લઇ બે ઠેલું હતું તેથી તેને તો તેણે છોડયોજ નહીં હતો, પણ ઝંજીર પેહેરાવયા વીના તેને કેદખાનામાંજ રાખી મેલ્યો હતો. તે સાથે તેનામાં કાંઇ એવાંબી નીતી લ ક્ષણો નહીં હતાં કે જેથી તેનાપર તો માફી વટીક બખશી શકાય; પરંતુ પાછળ થી જ્યારે તે ફતેહો ઉપર ફતેહોજ કર તો ચાલ્યો ત્યારે તો તેનેબી પોતે છો ડીજ મેલ્યો હતો. ત્યાર બાદ તે મારા થુસ આગળથી બીબલુસના શેહેર ભણી ઉપડી ચાલ્યો હતો, જે શેહેરે પણ તેની સાથે સુલેહ કરી નાંખીને તેને તરતજ તાબે થઇ બેઠું હતું. તે પછી તે શેહેર ની પડોસના સીદોનના શેહેરેબી પારસી તથા દરાયશ ઉપરના પોતાના ધીક્કાર અને ક્રોધને લીધે પોતાની રાજીખુશીથી પોતાની ભુમી તરફ તેને બોલાવી મં ગાવયો હતો. ત્યાં જઇને તેણે

ત્યાંનો રાજા સત્રેતો જે પારસીઓના ખાસ મીત્ર તરીકે મશહુર હતો તેથી તેને ત્યાંની ગાદી ઉપરથી પોતે ઉઠાડી મેલ્યો હતો અને તેને બદલે તેના એક દુરના ખેશીને તે ગાદી પોતે સોંપી દીધી હતી. તે શખસનું નામ એબદાલોનાઇમુસ કરીને હતું, એમ કરસીઉસ આપણને જણાવી ગયો છે; (૪–૩, ૪) દાયોદોરસ પણ તે વાતને ટેકો આપી જાય છે; (૧૭–૪૭) પરંતુ ભુલથી તે બીનાને તે તાયરના શેહેરને પોતે લાગુ પાડી ગયો છે. સીદાનનો આમ કબજો લીધા બાદ સીકંદર પછી તાયરના શેહેર ભણી ઉપડી ચાલ્યો હતો કે જે શેહેરને યાહુદી લોકો તસોર યાને ખડક એવાં નામ હેઠળ પીછાનયા જતા હતા; ત્યાંના તાયફાઓએ પોતાના એલચીઓને તેનાપર રવાના કરી આપયા હતા, કે જેઓ તેને વાટમાંજ મળી ગયા હતા. તે એલચીઓ તેને એમ કહેતા બેઠા હતા કે, અમારા લોકો તો તમારા હોકમને તાબેદાર થવા અને તમો જે કહેશો તે કરવાને પોતે રાજી ખુશી અને ખાહેશમંદજ બેઠેલા છે. આ વાત સાંભળ્યાથી સીકંદરે તે ખેપયાઓને પાછા પોતાના શેહેર ભણીજ નીકળી જવા ફરમાયશ કીધી હતી અને તેઓ મારફતથી ત્યાંના શેહેરીઓ ઉપર એવો સંદેશો મોકલાવી આપયો હતો કે, હું પોતેજ તમારા શેહેરમાં દાખેલ થઇને હીરાકલીસ દેવતાની પ્રાર્થના કરવાને આવનાર છું. તે એલચીઓમાં એક તો તાયરના રાજાનોજ ચીરણજીવી હતો અને બીજાઓ તો વળી ત્યાંના મુતશખેસ લોકોમાંજ ખપતા હતા. પરંતુ ત્યાંનો રાજા અઝીમીલકુસ તો પોતાના તાયર શેહેરના બચાવ ખાતેર આતોફરેદાતીસ સાથેજ પોતાનો કાફલા સીખે તે વેળાએ પોતે તો ઉતરી પડેલોજ હતો; કેમકે, જયારે તે શેહેરનો કબજો સીકંદરે લઇ લીધો ત્યારે તે રાજા ખુદ પોતેબી તે શેહેર ખાતેજ પડેલો હતો, એમ એરીઅન આપણને જણાવી ગયો છે. (જુઓ, તેનો ખા૰ ૨૪ મો) કરસીઉસ તો વળી અહીંયાં સુધી લખી જાય છે કે પેલા તીરીઅન એલચીઓ સીકંદર સારૂ પોતે તો એક સોનેરી હાર અને તેનાં લશકર સારૂ પુષકળ ખોરાકીઓ વટીક લઇ આવયા હતા. સ્ત્રેબો એમ વરણવી ગયો છે (જુઓ, તેની ભુગોળ ૧૬–૨) કે એ મજકુર બીબલુસનું શેહેર દરયા આગળથી થોડે છેટેજ કોઇક ઉંચાણ જગયાપર આવેલું હતું. કહે છે કે તે બી દુનયાના ઘણાજ પુરાતન શેહેરોમાંનું એક શેહેર તરીકેજ ખપતું હતું અને તેનો ચકરાવો પણ ઘણોજ બોહોળો જોવામાં આવતો હતો, કે જેમાં બીરૂતસનું શેહેર પણ આવી ચુકેલું હતું. ઘણુંક સુધી તો તે મુલક સ્વતંત્ર હાલતમાંજ પડી રહેલો હતો અને ત્યાંના છેલ્લા રાજાને તો પોમપીયુસેજ આખેરે પદભ્રષ્ટ કરયો હતો. સીકંદરના દોરના ત્યાંના એક સીક્કા ઉપર ઇઆઇનલ એવું નામ આપણી દ્રષ્ટીએ પડી શકે છે કે જે શખસ એરીઅનનો જણાવેલો (૨–૨૦) પેલો ઇનાઇલુસ રાજા ખુદ પોતેજ હોવો જોઇએ એમ હાલમાં અનુમાન થઇ શકે છે. તેજ શેહેર ખાતે અકસર કરીને થીમુઝ યાને એદોનીસ દેવતાની પરસ્તેશ થતી હતી; કેમકે, તે દેવતા કહે છે જે અસલમાં તેજ શેહેર ખાતે પોતે જનમેલો હતો. યાહુદી લોકોમાં તે નામ ગીબલ યાને પહાડી ભુમી એવાં નામ હેઠળ જે પ્રખયાત હતું તેથી ખ્રીસ્તી લોકોની ઇનજીલની પોથીમાંબી તેજ નામ હેઠળ તેને જણાવવામાં આવેલું છે. તે ગીબલ શેહેરના રહીશો સારૂ એઝીકાયલ એમ વરણવી જાય છે (જુઓ, તેની પોથી ૨૭–૯) કે વહાણો બાંધવાના હુનરમાં તેઓ ઘણાજ એક્કામાં ખપતા હતા. જોશુઆ (જુઓ, તેની પોથી ૧૩–૫) એમ પોતે વરણવી જાય છે કે અમારી જેરૂસલમની પવીત્ર ભુમીની સરહદ એ ગીબલનીજ ભુમી સુધી છેક વેર ચત્રાઇ રહેલી હતી. કીંગની ૧ લી પોથી (૫–૧૮)માં એ શબ્દનો તરજુમો ગીબલાઇત યાને ચોરસ પથરા બનાવનાર લોકો કરીનેજ કરવામાં આવેલો છે, અને એ મુલકને અરબ લોકો અદયપી જબાલનાં નામ હેઠળજ પોતે પણ પીછાન્યા જાય છે; કેમકે, અરબી ભાષામાં

જબાલનો માયનો પહાડજ કરીને થાય
છે. એ લત્તા ઉપર એ બીબ્લુસ પછી
તે ઝમાનાના મજકુર સીદોનનું શેહેર
ઘણુંજ અગત્યનું ગણાતું હતું તે વી
શે તો કાંઇક અહવાલ ઉપર આપણે કે
ઠે દરશાવી પણ ચુકયા છીએ. જેની
સીસની પોથી (૧૦-૧૫, ૯) માં તેને હી
બરૂ ભાષામાં તસીદોન કરીને લખેલું
છે અને ત્યાં તેને કેનાનનો વડો બેટો
કરીને વરણવેલું છે; કેમકે, કેનાઇતો
યાતો ફીનીસીઅન લોકોએજ તેને સપ
રપહેલી વાર વસાવી રાખેલું હતું.

વળી તે શેહેર તાયર નગરીની આ
શરે વીશ માઇલ ઉતરે એક નાનો જેવો
ભુશલાકા જે પેલી બોસ્ત્રીમસ નદીની દ
ક્ષીણે બે માઇલને છેટે આવેલો હતો
તયાં આગળ આવેલું હતું. હોમર એ
મ વરણવી ગયો છે કે મારા ઝમાનામાં
તે નગરી પોતાના વેલ અને ચીકનબુટી
ના સાહયા અને પેહરનો તથા ધાતુનાં
વાસણ કામો સારૂ ઘણુંજ વખણાયલું
હતું. તેમજ વળી બીજા અસલી લખ
નારાઓપરથી આપણે એમબી જાણુએ
છીએ કે ત્યાંના લોકો તરેહતરેહવાર રં
ગો, સન અને કાચનાં વાસણો વટીક
બનાવી જાણતા હતા. યાહુદીઓના પા
દશાહ દાઉદ (ડેવીડ)ના ઝમાનાની પુર
વેથી તે તાયર શેહેરના સ્વાધીન હેઠળ
જ ગણાતું આવેલું હતું; પરંતુ આ
સીરીઅન શેહેનશાહ સાલમનાશરે જ
યારે ફીનીસીઆના પ્રાંત ઉપર પોતે હુ
મલો કીધો તયારે તેણે પોતાના તે હાકેમો
સામે માથું ઉંચકીને જબરૂં જેવું હુલડ
મચાવી મેલ્યું હતું જેથી આખેરે તેને પે
લા આસીરીઅનોની સલતનતની ઝુસરી હેઠ
ળ જઇ પડવું પડયું હતું. બાબેલોનીઅનો
તથા પારસીઓની શેહેનશાહતોની વેળા
ત્યાંના નેટીવ રાજાઓજ ત્યાં રાજપાટ
ભોગવતા ચાલ્યા જતા હતા; પરંતુ પા
રસીઓના દોરમાં તો તે શેહેર બેહદ
આબાદાની હાલતે પહોંચી ગયું હતું
અને દોઉલત તથા મોટાઇના બાબમાં
તો તે તાયરના શેહેરને પણ હવેથી ટ
ક્કરજ મારવા લાગયું હતું. પારસીઓનો
પાદશાહ ક્ષારસા (જરકસીસ) જયારે ય
વન લોકોના દેશાવરો ઉપર ચહડાઇ લ
ઇ ગયો તયારે એ સીદોનનાજ રહીસો
એ તેના કાફલામાં પોતાનાં સરસમાં સ
રસ બારકસોને મોકલાવી આપયાં હતાં,
જેથી રાજદરબારી મીજલસોમાં ત્યાંના
રાજાને ઇરાન ખાતે મોટી ખુરસીની
બેઠક મળી ગયલી હતી; લયકીન
આરતાજરકસીસ ઓકસ જેવા શેહજોર
પારસી પાદશાહના ઝમાનામાં તે શેહેરે
ઇરાન સામે મોટું બંડ ઉઠાવી મેલયું હતું
જેમાં તેઓના પાદશાહ નામે તેની
સેજ તેઓને ઉપર કહયા મુજબ આખે
રે ફસાવી મારયા હતા, જેથી તે શેહેર
તથા તેનાં જહાજોને તે પાદશાહે પછી
પોતે બાળીને ભસ્મ કરી નંખાવયાં હ
તાં અને દાયો દોરસના કહયા પ્રમાણે
પારસીઓની શમશેરનાં બળ તથા આગ
વરાળથી તયાંના ચાલીસ હજાર માણસો
કહે છે જે મારયા વટીક ગયા હતાં
(જુઓ તેની ચો૦ ૧૬-૪૩ થી ૪૫
સુધી) આ જુલમની સ્થીતી તો પા
છળથી તેઓ સીકંદરની કુમકમાં પોતે
જઇ પડયા હતા જેથી તેને તે પાદશાહે
ફરીને રઉનકદાર બનાવી મેલીને તેને ઘણીજ
આબાદી હાલતે પાછું પહોંચાડી મેલ્યું
હતું. ઉપર જણાવયા પરમાણે હો
મર પોતાની ઇલીઅદની પોથી (જુઓ
તેનો બા૦ ૬, બેત ૨૮૯ તથા બા૦ ૨૩
ની બેત ૭૪૧ મી) માં તથા એકીલી
સ તેતીયુસ પોતાની ચોપડી (૧-૧) માં
કાંઇક અહવાલ એ શેહેર વીશે પોતે પ
ણ દરશાવી ગયલા છે. તે કદીમ શેહેર
ની જગયાપરજ હાલમાં સેદા નામનું
એક શેહેર આવેલું છે જયાં કે હાલમાં
આશરે પાંચ હજાર માણસોની વસ્તી ગ
ણાય છે. જોકે સીદાનનું આ મજકુર શે
હેર તો દરાયશની વીરૂધમાંજ થઇ બેસી
ને સીકંદરની બોરડુ પ્રથમધરથીજ લ
ઇ બેઠું હતુ તોબી તાયરનુ શેહેર, તયાં
નો પાદશાહ અને લોકો તો પારસીઓ
નીજ બોરડુ લઇને સીકંદરની આખરે
વીરૂધમાંજ થઇ બેઠેલા હતા, અને તેને
પોતાનાં શેહેરમાં દાખલ થતો વટીક હ
વેથી અટકાવવાનેજ મંડી ગયા હતા. આ
મ તે શેહેર પારસીઓ સાથે જે નીમક
હલાલીથીજ વરતયું હતું તેથી તે શેહે
રનો અહવાલબી થોડોક હેઠળ દરશાવે

લો આશા છે જે કાંઇક વયરથમાં તો
જશેજ નહી. યાહુદીઓનો એક પયગ્રમબ
ર નામે ઇસાયા તો પોતાની પોથી (૨૨–૪)
માં તે શેહેરને "દરયાનો કીલ્લો" એવું
નામ આપી ગયો છે અને તેજ બાબની
આવી (૮ મી) માં તો આગળ ચાલતાં
તેજ નવીશનદો એ તસોર (તાયર)નાં શેહેર
ને તે રાજ્યની કુલાહ વટીક પોતે પે
હેરાવી જાય છે; કારણકે, ત્યાંથીજ ફીની
સીઆના શેહેરો અને સંસ્થાનો ઉપર
તેનોજ કોરડો લાંબો વખત સુધી ચાલુ
રહેલો હતો, જેથી તો તેઓ તેઓના
રાજા પોતેજ મુકરરર કરયા જતા હતા.
એ લોકોનાં બળ અને વેપાર વણજની
કુનેહ તથા ચાલચલગતો વીષે તો એજી
કાયલની સતાને આધારે (જુઓ, તેના
બા૦ ૨૬ થી ૨૮) આપણે ઘણું એક
વરણન આગળ કેહે દરશાવી ચુકેલા છી
એ. તેજ નવીશનદો પોતાના બા૦ ૨૭
માં તો વળી આપણને એમ પણ જણા
વી જાય છે કે પોતાના કારથેજનાં સં
સ્થાન માફક તે લોકોબી ભાડુતી સીપા
હીઓને પોતાની ચાકરી હેઠળ રાખી લે
તા હતા. અસલી રૂમી તથા યવન લેખકો
તો એ તસોર (ખરક) એવાં નામને તાઇ
રૂસ અને કોઇ કોઇ વાર તો સારા એવાં ના
મ હેઠળબી પોતે બ્રાષ્ટ કરીને જાણાતી ગયા
છે, એમ ઇનીયુસ તથા પલાતુસનાં લખાણો
ઉપરથી આપણે સારીકાની વાકેફગાર છી
એ. સાલામેનાસર જેવા આસીરીઅન પા
દશાહે જ્યારે એ શેહેર ઉપર એક વેળા
એ પોતે ડોળો નાખ્યો હતો ત્યારે ત્યાં
ના રહીસોએ તેને છેક પાંચ વરસ વેર
તો ઘણોજ હંફાવયો કીધો હતો. પાછ
ળથી બાબેલોનના પાદશાહ નેબાકદના
જર પણ તેનાપર તેર વરસ સુધી પોતે
ઘેરો નાંખી પડયો હતો; પરંતુ આખે
રે તેણે તેઓ સાથે દોસ્તી કરી નાંખી
હતી, જેથી બાબેલાનનાં રાજ્યના તાબા
હેઠળ તેઓના નેટીવ રાજાઓનેજ નેમ
મવાની તેઓને છુટ વટીક બખશવામાં
આવેલી હતી, કે જે સનદ પારસીઓ
એબી તેઓને પોતાની સલતન
તના અમલની વેળાએ કાયમ વ
ટીક કરી આપીજ હતી. વળી આઇસોક
રેતી (જુઓ, તેનો "ઇવાગોરસ" ઉપર
નો બા૦ ૨૩ મો) તથા દાયોદોરસ
(૧૫–૨) પણ આપણને એમ જણા
વી ગયા છે કે, સીકંદરે તે શેહેર ઉપર
પાછળથી ઘેરો નાખયો, તેની આસરે
ચાળીસ વરસ પુરવે તો સાલામીસવાલો
ઇવાગોરસ તે શેહેરનો પોતે પણ કબજો
લઇ બેઠો હતો.

### સીકંદરને પોતાના શહેરમાં દાખેલ કરવાની વીરૂધમાંજ થઈ બેઠેલા તાયર શહેરના રહીશો.

સીકંદર જે એવો વેશ ધારણ ક
રી બેઠો હતો કે હું તમારા શહેરના દે
વતા હીરાકલીસ યા તો હરકીઉલીસના
મંદીરનાં દરશન કરવા સારૂ આવવા
માગું છું, તે વાત તયાંના રહીશો તો
જાતે ચગોર હોવાથી કાંઇ માનય
કરવા લાગયાજ નહોતા; કેમકે એ
મ બહાના લાવી એ પાદશાહ આપ
ણો મુલક હજમ કરી બેસવા માગે છે,
એમ તેઓ આખેરે વીચારવાને મંડી ગ
યા હતા. આથી પોતપોતામાં મનસુબો
કરીને તયાંના લોકો એવા ઠરાવપર આ
વી ગયા હતા કે, એ પાદશાહ જેબી
બીજો હોકમ ફરમાવે તે તો અમો માથે
ચહડાવવાને તઇયારજ બેઠેલા છીએ; પ
રંતુ હાલ તો અમારા શહેરમાં કો
ઇ પારસી કે કોઇ મકદુનીઅનનો પ
ગપેસારો કરવા દઇશુંજ નહી; કેમકે આ
બંને હમનબરદો વચે હાલમાં જે લડા
ઇ જાગી ઉઠેલી છે તેમાં ફતેહ કોણને
યારી આપશે ને ઉંતરો આખેરે કેમ
કોર મંડશે તે વાત હજુ અનધન હો
વાથી આવા ઠરાવ ઉપર અમોને હાલ
તરત તો આવી પડયા વીના છુટકોજ
રહેતો નથી. આ તેઓનું કહેવું જો બ
રાબર જોશો તો વાજબીજ હતું; પરં
તુ આવો જવાબ ત્યાંના એલચીઓ તે
ની કને લઇને જ્યારે હાજર થયા ત્યારે
સીકંદર તો બહુજ ખીજવાઇ પડયો
હતો અને તેઓને ગુસામાંજ હાં
કી કહાડયા હતા. પછી પોતાના
સરદારો, સુબેદારો અને બીજા લશકરી
અમલદારોની મજલેસ બોલાવી તેઓ
સનમુખ તે પોતે એમ ભાષણ કરવાને
મંડી ગયો હતો કે:–"અરે ઓ મારા

દોસ્ત આશનાઓ અને એકમળતાઓ,
જ્યાંસુધી કે હજુ સુધી પારસીઓ કને
દરયાની હાકેમી મોજુદજ રહેલી છે ત્યાં
સુધી હું એમ ધારૂં છું કે મીસરપર
એકદમ હુમલો લઇ જવો ઘણોજ જો
ખમભરેલો છે અને તેવું પગલું હાલ
માં ભરવું આપણા હકમાં કાંઇ સલામ
તીભરેલું તો લેખી શકાય તેવું પણ ન
થી; કેમકે, હજુ તો દરાયશ આપણો
દુંબાલોજ પકડીને બેસી રહેલો છે; તે
સાથે તાયરનું શેહેરબી અદયાપી ડામા
ડોળ હાલતમાં કોઇનીબી તરફેણુ કે પક્ષ
માં જયા વીના જે અમસ્થું તરતી હુબ
તી શોધતું બેહેલું છે અને મીસરનો દે
શ તથા સાઇપરસના ટાપુબી જ્યાંસુધી
કે પારસીઓનાજ હસ્તકમાં પડેલા છે
ત્યાંસુથી આપણે આપણી મુરાદમાં ફાવી
શકયે તેવું મને તો કાંઇ લાગતુંજ ન
થી. આમ તેના પોતાનાજ શબદોથી તે
નાં લખેલાં દરાયસ ઉપરનાં તુનદાઇભ
રેલાં મજકુર ખતનું ગેરવાજબીપણું
પાછું તરતજ દીપી નીકલે છે; કેમકે, તે
કાંઇ હજુર સુધી ઇરાનની બોહોલી સલ
તનતનો માલેક તો કાંઇ થઇ પડેલોજ
નહોતો. વળી તે સાથે તમારે આ વા
ત પણ ધયાનમાં રાખવી જોઇએ કે આ
ખું યુનાન દેશ પણ આપણું દુ
શમનજ થઇ પડેલું છે; માટે
મને તો એમ ભય લાગે છે કે
આપણે દરાયશનો દુંબાલો પકડવાને
આપણાં તમામ લશકર સહીત જો બાબે
લોનના શેહેર ભણી નીકળી જઇશું તો
પારસીઓ પાછા શેહજોર થઇ પડીને પો
તાના દરયા આગળના ગુમાવેલા શેહેરો
ને તો પાછા પોતાના સ્વાધીન હેઠળ
લેયા વીના તો રહેશેજ નહી; કેમકે આ
થીનીઅનો તો આપણી તરફ મમતા બુ
ધીથી તો કાં જોતાજ નથી અને ફકત
આપણી બીહીકથીજ મુગા બેસી રહેલા
છે અને સ્પારટનો તો જાહેરાત રીતેજ
આપણા હરડતા વેરીઓ થઇ પડેલા છે;
માટે મોટી ફોજ લઇને પારસીઓ આ
પણી યવન લોકોનીજ ભુમીમાં ઉતરી
પડી તેઓ સાથે મળી જઇને આપણા
આખા દેશાવરો ખાતે જો લડાઇ જગા
ડી મેલશે તો આપણા હકમાં કામ ઘ
ણુંજ ભયભીત થઇ પડે તેવું છે; કેમકે
તેઓ ત્યારે તો આપણો ખુદ બાપીકો
જ મુલક પોતે પચાવી બેસશે, કે જેથી
આપણુને આપણી ભુમીના બચાવ સારૂ
પાછું હઠીજ જયા વીના તો છુટકોજ
રહેશે નહી; માટે મારો વીચાર તો એ
વો છે કે કાંઇબી કરીને આપણુને એ
તાયરના શેહેરનો કબજો જલદીથી આપ
ણા હસ્તકમાં તો લઇ લેવોજ જોઇએ
કે જેથી આખો ફીનીસીઆનો પ્રાંતબી
આપણા સ્વાધીન હેઠળ જો આવી પડ
શે તો પારસીઓનું જબરૂં દરયાઇ જો
ર પણ કદાચને ભાંગી તુટી પડશે અને
તેઓનો કાફલો પણ આપણાજ પક્ષ
અને સ્વાધીન હેઠળ આવી જશે; કેમકે,
એ ફીનીસીઅન ખલાસીઓ અને બહાદુ
ર લોકો જ્યારે જોશે કે આપણે તો તે
ઓના શેહેરોનો કબજોજ લઇ બેઠે
લા છીએ તયારે પારકાઓ સારૂ દ
રયો ખેડી પોતે પાછા દુઃખમાં અને
વીપતીમાં જવું તે તેઓ આપણી બીહી
કના મારયા દરૂસ્તજ વીચારશે નહી. આ
થી પારસીઓનું દરયાઇ જોર હજુબી કે
વળે નાશ પામી શકે તેવું છે; કેમકે એ
મ કરતાં સાઇપરસનું ટાપુબી તેઓના
જ હાથમાં રહી જશે તો આપણે આપ
ણા મકદુનીઅન કાફલાની સહાયતામાં
એ ફીનીસીઅનોનાજ જંગી જહાઝોને મો
કલાવી આપી તે ટાપુ સેહલથી આખરે
આપણા સ્વાધીન હેઠળ તો કરી લેયા
વીના રહીશુંજ નહીં, કે જેથી આગળ
ચાલતાં મીસરપર સવારી લઇ જવા
ને આપણુને સવળતા જેવુંજ થઇ
પડશે. તયારબાદ એ મીસરની ભુમીબી
આપણા સ્વાધીન હેઠળ આવી પડશે તો
આપણાં બાપીકા દેશાવરોની સલામતી
સારૂ આપણાં મનમાં પછી કશી પણ ધા
સ્તી વટીક રહી શકશેજ નહીં. એમ તે
બીહીક અને ધાસ્તી મટી ગયાથી આપણે
સહીસલામત રીતે બાબેલાન ઉપર પછી
ધુજારો લઇ જઇ શકીશું કે જે શેહેરનેબી
તાબે કરીને આપણા હાથમાં લાવી
શકયાથી તો યુફરેતીસ નદીની આણીગમ
ની સરવે ભુમી અને ઇરાનીઓના કોસ્તા
ઉપરના પ્રાંતોબી આપણા સ્વાધીન હેઠળ
બરાબર રીતે આવી પડયાથી તો ઓર

ઉલટી આપણી પ્રતીષઠામાં જબરો વધા રો થઇ પડે તેવું છે."

સીકંદરનું ખુદ પોતાનુંજ આ ભાષણ સ્પષ્ટ રીતે એમ તો દેખડાવી શકે છે કે તેણે દરાયશ ઉપર આગલ જે કાગજ લખયું હતું અને તેને એમ દબ રાવવા જે માંડયો હતો કે હું તો આખા એશીઆ ખંડનો માલેકજ હવેથી થઇ પડેલો છું અને તમો તો મારા ગોલામ જેવાજ છો તે વાતનું ખોટારૂં આપો આપ ગોયા તેનાજ શબ્દોમાં માલુમ પડી આવે છે અને તે તેનું લખાણ પુર ગુસ્તાખી અને ખોટાં અભીમાન જેવુંજ હતું તેમાં તો હવે બે માત તો કાંઇ રહી શકે તેવીજ નથી; કેમકે, તે તાનાં બાજ પાદશાહને હજુરથી એવો એક રાર તો કરવાની ફરજજ પડી ચુકેલી હતી કે મેં તો તમારા કોસ્તા ભણીનાંજ યવન સંસ્થાનો અને યુફરેતીસ નદીની યુરોપ તરફનીજ બોરડુના મુલકોજ માત્ર મારા સ્વાધીન હેઠળ લાવી મેલેલા છે; માટે આખું ખુદ ઇરાન દેશ તો છેક શહુન નદી સુધી તેના હાથ હેઠળ હજુ તો કાંઇ આવી શકેલુંજ નથી, માટે તેનો આ ગર્વ અને તેહેકરાઇ અને હનકાર તો આપોઆપ ગોયા જમીનદોસ્તજ થઇ પડે છે; કેમકે, તે તો પારસીઓનાં બળથી હજુ તો પોતે મનસે બીહતોજ રહેલો હતો; કે કોણ જાણે આગળ ચાલતાં તેઓ હજુ બી શું બાજી આપણી વીરૂધમાં કરી બતલાવશે તે બીના તો અદયાપી પેલા દેવતા યાને મેહેરદાવરનાજ હાથમાં રહેલી છે. હવે સીકંદર ત્યાંના મજકુર દેવતા હીરાકલીસની જે જીઆરતે જવા માંગતો હતો તેનો એક સબબ હતો; કેમકે, તે દેવતા એક તો ઘણોજ પુરાનો યવન લોકોમાં ગણાતો હતો અને વળી તે સાથે તે પેલા મકદુનીઅનોનો મવકલ ફરેસ્તા જેવોજ અસલધરથીજ ગણાતો આવેલો હતો. યવન લોકોનો તે દેવતા ફીનીસીઅનોમાં મેલકારથ યાને શેહેરનો સાહેબ અને સુરયાની લોકોમાં બાલ (સાહેબ) એવાં નામ હેઠળ જણાયલો હતો. તે સાથે મકદુનીઅન પાદશાહોમાં એવો વીચાર ચાલતો હતો કે તેજ અમારો વડવો પણ અસલમાં થતો હતો. એ વીષે કરસીઉસ (૪–૭) વળી આપણને એમ પણ જણાવી જાય છે કે સીકંદરના પોતાનાજ કહેવા મુજબ એવી બશારત દેવતાઓ કનેથી મારા ઉપર ઉતરેલી હતી કે મારે તાયર શેહેરમાં જઇને તે દેવતાની જીઆરત ખરે ખરજ કરવી જોઇશે. માલટા ખાતેથી થોડાંક વરસોની વાત ઉપર એક લેખ જે હાથ લાગયો હતો તેપરથી એમ ખોલ્લી રીતે સાબેત થઇ શકે છે જે એ માલકારથ અને હીરાકસીસ દેવતા બંને એકજ દેવતા હોવા જોઇએ એમ મેસીનીઉસ આપણને વાકેફગાર કરી જાય છે. ત્યાંના ધરમગુરૂઓએ હીરાદોતસને વળી એમ પણ સમજાવયો હતો કે (૨–૪૪) તાયર ખાતે હીરાકલીસ દેવતાનું એ દેહેરૂં છેક આસરે ઇ૦ પુ૦ ૨૭૫૦ ની સાલમાં પ્રથમમાં બાંધવામાં આવેલું હતું. આ ભાષણથી એ તાજદારે પોતાના સરદારોને એ શેહેરપર હલ્લો લઇ જવા સારૂ હાલ તો સમજાવી લીધા હતા. વળી એમબી કહે છે કે, તેને દેવતાઓ કનેથી એક રાતના પોતાના સ્વપનામાં એવી બશારત પણ મલી ચુકી હતી કે, હું તાયરની દેવાલ આગલજ જાણે કે જઇને ઉભેલો છું એટલામાં હીરાકલીસ દેવતાએ આવીને મારો જમણો હાથ પકડયો અને મને તે શેહેરમાં પોતેજ દાખેલ કરી દીધો હતો એમ એરીઅન આપણને સાફ જણાવી જાય છે. જો તેનાં એ વેહેમનું નહી બલકે લખાણમાં સચાઇનું કાંઇબી વજુદ હોય તો તેપરથી એમ તો સ્પષ્ટ રીતે સાબેત થઇ શકે છે કે તેવા તેવા સ્વપના અને બશારતો ઉપરથીજ તે જાનબાજ પેહેલવાનને ફતેહો ઉપર ફતેહો કરવાની હીંમતો છુટતી ગયલીજ હોવી જોઇએ; કેમકે, એવી એવી આગાહીઓ સારૂ તો આપણે શીવાજી તથા જંગી શખાન જેવા શેહજોર શુરવીરાઓના વૃતાંતોમાંબી કાંઇ ને કાંઇ વાંચયે છીએ. એશીઆ ખંડના આ તાસુજીન યાને જંગી શખાન જેવા નેપોલીઅન બોનાપાર્ટે સારૂ સાફ દબેસ્તાનવાળો એમ વરણુવી જા

ય છે કે તે પાદશાહબી સેતારાઓની પરસ્તેશ કરતો હતો યાને મેહાબાદનીજ કીશ યાને મજહબનોજ હતો. તેને એક જાતનો એવો રોગ કહે છે જે લાગુ પડી ગયલો હતો કે જેથી દહાડાના દહાડા સુધી તે બેભાન હાલતમાંજ પડી રહેતો હતો, જ્યારે તેના નોકર ચાકરો તેને એક ચોક્કસ જાતનો ખાનગી પોશાક જે તેની કબાટમાંજ સીલશાખ સાથેજ સંતાડી રાખવામાં આવતો હતો તે કહાડી લાવીને તેને પેહેરાવી દેતા હતા. તે પોશાક પેહેરતાં નેજવાર તેને મગજે સમાધી યાને "ત્રેનશ"ની ધુંઇ જઇને ગોયા ચહડી બેસતી હતી કે જેથી તે લવવા બકવાને મંડ જતો હતો જેની નોંધ એક મુનશી તરતજ તેની સનમુખ બેસીને ઉતારી લેતો હતો. જ્યારે તે આલમગીર મોગલ પાછો ભાનમાં આવી જતો હતો ત્યારે પેલો મુનશી તેની સનમુખ પેલી હકીકત સઘળી વાંચી સંભળાવતો હતો અને તેમાં જેમ કહયું હોય તેમ તે પાદશાહ પછી પોતે અમલ કરતો ચાલ્યો જતો હતો. (જુઓ, ઈંગ્રેજી "દબેસ્તાન" વા૦ ૩, પા૦ ૧૧૨ થી ૧૧૪.) એવીજ બીના આપણે અમેરીકાના માજી પ્રેસીડંટ લીનકન વીષેબી વાંચતા અને સાંભળતા આવેલા છીએ; કેમકે, જ્યારેબી હારોપરહાર ખાધા પછી ઉતરવાળાઓ દક્ષીણવાળાઓ ઉપર ફતેહમંદજ નીવડતા ચાલયા, ત્યારે તે અમેરીકન સરનશીન એવો સ્વપનો પોતે જોઇ ઉઠતો હતો કે, એક વહાણ ગોયા તેની આગળથી ઝડપમાંજ પસાર થઇ જતું હતું. આ દુન્યાના ખેલો એવા તો વીચીત્ર હોય છે અને હાલના "મેતીરીઅલીસ્તીક" દોરમાં આજકાલના જવાન્યાઓ તે માન્ય નહીં કરી શકે તેવા હોવાથી તેપર અત્રે હું વધુ વીવેચન કરવાને તો દરૂસ્તજ વીચાર તો નથી; પરંતુ તેમાં કાંઇ ને કાંઇબી સચ્ચાઇનો અંશ તો હોવોજ જોઇએ એવો મારો તો અત્રે આધીન અભીપ્રાયજ છે. કરસીઉસના કહયા પ્રમાણે આ મજકુર સ્વપનાની તાસીર આરીસ્તાનદર નામના કોઇક જાણકારે એમ કહી સંભળાવી હતી કે, તાયરનું આ શેહેર મહા મુશકેલી અને ઝેહમતથીજ તમારે સ્વાધીન આવી પડશે; કેમકે, હીરાકલીસનેબી પોતાના હફ્તેખાનો ઘણીજ શ્રમ અને મેહનતથીજ ઓળંગવાં પડયાં હતાં. વળી એ શેહેરપર ઘેરો નાખવાનું કામબી ઘણુંજ મુશ્કેલ જેવુંજ હતું; કારણ એ જે, એ શેહેર ગોયા એક બેટ જેવું આસરે એક માઇલ જેટલું લાંબું હતું અને ત્યાંના ભુખંડ આગળથી તે આસરે અરધા માઇલને છેટે આવેલું હતું. તે સાથે ચોતરફથી તેની કીલેબંદી પણ ઘણી મજબુત હાલતમાં જોવામાં આવતી અને ત્યાં ઉંચી ઉંચી દેવાલો પણ ઉભાઇ જતી હતી. દરયામાં તો એ તાયર શેહેરવાળા ઘણાજ જોરાવર હાલતમાં હતા; કારણ એ જે, હજુબી પારસીઓ તો દરયાના સાહેબો તરીકે ગણાતાજ ચાલયા જતા હતા અને તેઓના ઘણાં એક જંગી જહાજો પણ તેઓ કને મોજુદ વટીક પડેલાં હતાં. આથી પેલા ભુશીરથી તે તે શેહેર સુધી સીકંદરને એક ડંકકો બાંધી જવાની હવેથી અગત્યજ થઇ પડી હતી કે જેની પોહોળાઇ આસરે બસો ફીટ જેટલી લેવામાં આવેલી હતી, એમ દાયોદોરસ આપણને જણાવી ગયો છે. (જુઓ તેની ચો૦ ૧૭–૪૦) ત્યાંની જગયા વળી એક સાંકડી ખાડી જેવી પાણીનાં ખાબોચયાંથી પણ ભરપુર જેવીજ રહેતી હતી અને પેલી ભુશીર આગળ આવેલો તેનો ભાગ તો છાલકાં અને રગડાયલાં પાણીથીજ ગોયા ઉભાઇ જતો હતો; પરંતુ શેહેર તરફ જતાં ત્યાં આગળ તે ખાડી ઘણીજ ઉંડાણ હાલતમાં જણાતી હતી. વળી ત્યાં આગળ આસરે ત્રણ વામ જેટલો તે ભાગ તો પોહોળોજ આપણી દ્રષ્ટીએ પડી શકતો હતો. તેમજ વળી ત્યાં આગળ પત્થર અને લાકડકામબી ઘણુંજ હાથ લાગી શકતું હતું કે જે લાકડકામને તો પેલા પત્થરાઓનીજ ઉપર ગોઠવી રાખવામાં આવતું હતું. કરસીઉસ એમ લખે છે જે તે લાકડકામ તો લેબેનોનના જંગલો ખાતેથી અને ભુશીરપર આવેલા પેલાં જુનાં તાયરના શેહેરમાંથી પેલું પત્થરકામ ત્યાંના રહીસો પો

તે એકહાથ કરી શકતા હતા. પેલા ક્રીચલમાં ખુંટાઓ પણ વળી ઘણીજ સેહેલાઇથી મજબુત રીતે મરાઇ શકતા હતા, જેથી તે કાદવના ચીકાશથીજ પેલા પત્થરાઓ મક્કમ થઇ બેસ્તા હતા, જેથી તેઓ ડગમગ ડગમગ થતાજ નહોતા અને એકમેક સાથે ગોયા ચોહોતીજ બેસ્તા હતા. એ ડક્કાનું કામ ઝડપમાં ઉઠાવવામાં હવેથી પેલા મકદુનીઅનો ઘણીજ હોંસ દેખડાવવા લાગયા હતા; કેમકે, સીકંદર ખુદ પોતેબી તે કામ ઉપર હાથે જાતેજ દેખરેખ રાખતો રહેલો હતો, એમ પોલીઆનુસ આપણુને જણાવી ગયો છે. (જુઓ, તેની ચો૦ ૪–૩.) તે બીકટ કામ તે શુરવીરો પેલા સીપાહીઓ કનેથી રમાડી રમાડીને લેતો ચાલ્યો જતો હતો અને કોઇ કોઇ વાર તો શાબાશી આપીને કાંઇ ને કાંઇ બખ્શેશો વટીક પોતે તેઓને કરતોજ રહેતો હતો, જેથી તેઓ જરાબી પોતાનું આંગ ચોરાવતાજ નહોતા અને એકમેકની હરીફાઇથી ઝડપથી તે કામ તેઓ આટોપતાજ ચાલ્યા જતા હતા.

હવે જ્યાંસુધી કે પેલા ભુખંડ આગળ તે ડક્કાનું કામ મચી રહેલું હતું ત્યાં પાણી છાલકાં અને પુરાણીબી ઘણી નહીં હોવાથી તે કામ તો ધમધોકાર રીતેજ ચાલ્યું જતું હતું; કેમકે, ત્યાં આગળ તેઓને કોઇનો અટકાવજ નહોતો, પરંતુ જેમ જેમ તેઓ હવેથી પેલાં ઉંડાં પાણીમાં પેલા શેહેરની છેક નજદીકીમાંજ આવતા ચાલ્યા ત્યારે પેલી ઉંચી દેવાલો ઉપરથી ધડાધડ ગોફનો અને તીરોના અરાબા લાંબેથીજ તેઓ ઉપર છુટવાને મંડી ગયા હતા; કારણ એ જે, તે દેવાલોને લડાઇઓ માટે નહીં, પરંતુ તેવાંજ કામોસર તેઓએ પ્રથમધરથીજ બનાવી રાખેલીઓ હતી. તે સાથે વળી દરયાનાં ગોયા રાજા જેવા રાજા પેલા તીરીઅનો જે ગણાતા રહેલા હતા તેથી પોતાનાં બારકસો મારફતથી પેલા ડક્કાની આસપાસ તેઓ ચોતરફથી ઝડપમાં ફરહર કરતાજ રહેલા હતા, જેથી પેલી ખાડીમાં ઘણેક ઠેકાણે તો પુરણી કરવાથી પેલા મકદુનીઅન સીપાહીઓ તો કેવળે આજેઝજ થઇ પડયા હતા. આથી તે સીપાહીઓને પેલા ડક્કા ઉપર હવેથી બે મોટા મીનારા ઉઠાવવા પડયા હતા, જેઓને છેક દરયાવેર લઇ જઇને તેઓપર પછી તેઓએ પોતાનાં એનજીનોને ગોઠવવા માંડયાં હતાં. પેલા મજુરોને પેલી દેવાલો ઉપરથી છુટતા તીરો કે ધગધગતા આતશના અંગારાના મારાથી કાંઇ ઇજા નહીં પહોંચે તે સારૂ ત્યાં મુખડાં આગળજ પકાવેલાં યા તો બીજી જાતનાં મજબુત ચામડાંના પરદા તેઓએ બનાવી રાખયા હતા. આથી તેઓને ઝાઝી ઇજા પહોંચી શકવા લાગીજ નહોતી અને પેલા મીનારાઓ ઉપરથી પેલા મકદુનીઅનોબી તીરો અને ગોફનોના મારા જે ચલાવતા બેઠા હતા, તેથી પેલા તીરીઅનો છેક તેઓની નજદીકમાં આવીને પોતાનાં જહાઝો મારફતથી તેઓને પેલું કામ હારપાડવાથી અટકાવ્યાજ ચાલ્યા જતા હતા અને મહુમહુ પોકારાવતાજ રહેલા હતા. તેઓનેબી પેલા મીનારાઓપરથી છુટતા આ બાણોને લીધે દુરને દુરજ હવેથી પડી રહેવું પડશે, જેથી આપણું કામ પાછું સરસડાટ ચાલતુંજ થઇ રહેશે, એમ પેલા મકદુનીઅનો મનસે વીચારતા બેઠેલા હતા; પરંતુ પેલા તીરીઅનોબી જાતે ચગોર અને કસબી તથા આગલી પાછલી વાતોથી પોતે માહેતગાર પણ હોવાથી સીકંદરના આ મારા સામે થવા સારૂ પોતેબી નવા નવા દાવપેચો ઉઠાવવા મંડી ગયા હતા અને નવી નવી તરેહની યુકતીઓ કામે લગાડતાજ ચાલ્યા જતા હતા. એક મોટું બારકસ જેને તેઓ આગળ ઘોડાઓને લાવ લઇજા કરવાના ઉપયોગમાં આણતા હતા તેમાં કચરોકુચરી અને જે લાકડાં કે સેહેલાઇથી સળગી ઉઠે તેઓથી ભરપુર કરી નાંખી તેની નાલ યાને પડાઉની બારડુમાં બેડોલ કાઠીઓ ઉભી કરી નાંખી તેની આસપાસ મોટો જેવો ગોળ ચકરાવો રાખી તેમાં ટટ્ટીઓ ભરી લીધી હતી, કે જેથી તેમાં બને તેટલો કચરોકુટો તથા બળતી મશાલો સમાઇ શકે તેવું હતું. તે સાથે વળી તે બારકસ ઉપર ગંધક, ડામર

અને ઘણી ઝડપમાં બળી શકે તેવી જ ણસોનો પણ પુરતો જથ્થો રાખવામાં આવેલો હતો. તે દરેક ડોલને કાઠીઓથી પેલાં વહાણના હેઠ પાછલા અરધા ભાગ યાને જીબબુમ સુધી લાંબા લાંબા બેવડા વાંસોને મજબુતીથી ટાઈટ કરી લઈને તેઓને પછી દરયાની બોરડુ તરફ ઉતારવામાં આવેલા હતા અને તેઓપર ત્યારબાદ ચરૂઓ લટકાવી તેમાં ઝડપથી બળી શકે તેવી ચીજો નાંખી રાખતા હતા, જેથી જ્યારે પેલા ચરૂઓ સળગી ઉઠતા હતા ત્યારે તેઓ માંહેલા આતશનાં શોઅલા ઘણે છેટે સુધી જઈ શકતા હતા. પછી તે કીશતીઓમાં નીરમ તરીકે પથરા અને રેતી (જુઓ "કરસાઉસ" ૪–૧૨) ભરી લઈ ને તેનો પાછલો જીબબુમ તરફનો ભાગ પેલાં પાણીની સપાટીથી વધારે ઉંચો કરી રાખવામાં આવતો હતો. તયારબાદ પેલા ડક્કા તરફથી પવન ઘણો જોશમાં ફુંકવા માંડે તેની તેઓ પછી પોતે રાહ જોતા બેસતા હતા. જેવો તે પવન જોરમાં નીકળી પડતો હતો કે પેલાં બારકસને એક ત્રણ ડોલીવાળાં વહાણ સાથે છેટેથી દોરડાં સાથે સીકડી લઈને તે વહાણોને પેલા ડક્કા ભણી ઝડપમાં મોકલાવી આપવામાં આવતાં હતાં અને જેવાં તે વહાણો પેલા ડક્કા અને મીનારાઓની અડોઅડ આવી લાગતાં કે તેઓને પેલા ડક્કાના કીનારા સાથે અથડાવી મેલીને ઘણાં જોરથી તયાંની જમીન ઉપર પટકી દેતા હતા અને પછી ઝડપમાં તેઓને તેઓ સળગાવતાજ ચાલયા જતા હતા. જેવાં તે વહાણો સળગી ઉઠતાં કે પેલા તે માંહેલા ખલાસીઓ તો દરયામાં નંખાવી દઈને પોતાની ભુમી તરફ તરી નીકળવાને મંડી જતા હતા અને બીજાઓ જે પેલા ડક્કા ઉપર ઉતરી પડતા હતા તેઓ પેલા વાંસાઓ ઉપર લટકાવવામાં આવેલા ચરૂઓમાં આગ મારતા રહેતા હતા અને તેઓને ફેરવ ફેરવ કરી તેમાં વળી બીજી ઝડપમાં સળગી ઉઠે તેવી ચીજો પણ નાંખયાજ જતા હતા. આથી તેનો ભભુકો હેઠ પેલા મીનારા સુધી જઈ પહોંચતો હતો જેઓપર વળી પેલા માણસોબી· તીરોનો વરસાદ એવો તો જોરથી વરસાવવા મંડી જતા હતા કે તેથી પેલી આગને હોલવી નાંખવા સારૂ ત્યાં કશીબી ચીજો સીકંદરના સીપાહીઓથી લઈ જઈ શકાતીજ નહોતી. એમ કરતાં જયારે પેલા મીનારાઓ બળતાજ ચાલ્યા જતા હતા ત્યારે નાની નાની શેતાબ ચાલની બોટોમાં સવાર થઈને તે શેહેરના રહીસો જુડાબંધ પેલા ડક્કા તરફ ઉતરી પડી તેને ચોતરફથી ભાંજવા તોડવાને મંડી જતા હતા. આથી પેલા ચામડાંના પરદા તો સેહેલથી તેઓ ફાડી તોડી નાખતા હતા અને જેબી ઠેકાણે પેલાં બળતાં વહાણોના ભભુકા પહોંચી શકતાજ નહોતા ત્યારે બીજી જાતની કોઈક યુકતીઓ કામે લગાડીને તેઓ પેલા સઘળા એન્જીનોને પણ સળગાવી મેલતા હતાં. તે વેળાએ જબરૂં તોફાનબી વળી નીકળી પડયું હતું તેથી દાયોદોરસ (૧૭–૪૨) તથા કરસીઉસ (૪–૧૨) ના કહયા પ્રમાણે પેલી આગ, વરાળ અને ભાંગતુટનું કામ ઘણી ઝડપથીજ ચાલુ રહેલું હતું અને ત્યાંના ગરજા કોટનો તો સદંતરજ ઘાન નીકળી ગયો હતો. આથી વધારે પહોળો જેવો નવો ડકકો પેલા ભુખંડ આગળથી ફરીને બાંધવા સીકંદરને હવેથી ગોયા ફરજજ પડી ચુકી હતી કે જેથી તેનાપર તેને ઘણા એક મીનારાઓ ઉઠાવવાને સવળતા જેવું થઈ પડે; કેમકે, પેલા બે મીનારાઓ તો ઝાઝા ઉપયોગમાં આવેલા તેને લાગ્યાજ નહોતા. હવેથી બીજા નવા એન્જીનો બનાવવાનો સીકંદરે હોકમ આપી ત્યાંથી પોતાની સાથે પેલા એગરીઆનીઅન સવારો અને ઢાલ તલવાર ધરાવનાર સીપાહીઓને લઈને તે તરતજ બીજાં વધારે ત્રણ ડોલીવાળાં બારકસો જમા કરવાના એરાદાથી પોતે તો સીદોનના શેહેર ભણીજ ઉતરી પડયો હતો; કારણ એ જે, તેની હાલમાં આટલી તો ખાતેરજમા થઈ ચુકીજ હતી કે જ્યાંસુધી એ તીરીઅનો દરયામાં વધારે પ્રબળજ રહેશે ત્યાંસુધી આપણે તે શેહેર ઉપર ઘેરો નાંખી તેને તાબે તો કરી શકશુંજ નહીં. યાહુદી તવારીખ નવીશ જોસીફસ, મીના૦ દરની સત્તાને

આધારે (જુઓ, તેની "જુઇસ એનતી ક્વીતી"ની ચો૦ ૯–૧૪) આપણને એમબી વળી જણાવી જાય છે કે આ બનાવની ચાર સદીઓ પુરવે આસીરીઅનોનો રાજા સાલમેનીસર જ્યારે તાયરના શેહેર ઉપર પોતે ઘેરો નાંખી પડયો હતો ત્યારે તેને જ્યારે બીજા ફીનીસીઅન શેહેરોએબી ઘણાંએક બારકસોની મદદ આપી, ત્યારેજ તે શેહેરને પોતાના તાબા હેઠળ લાવવાને તે સામરથવાન નીવડી શકયો હતો.

તે વેળાએ આરાદુસના રાજા ગીરોસત્રેતુસ અને બાઇબલુસના રાજા એનાઇલુસને જ્યારે એમજ માલુમ પડી ચુકયું કે અમારાં શેહેરોનો કબજો તો સીકંદર ખુદ પોતે લઇ બેઠેલોજ છે, ત્યારે તેઓએ તો ઓતોફ્રેદાતીસ અને તેની સરદારી હેઠળના કાફલાને છોડી દઇને પોતે પોતાના કાફ્લાસીખે સીકંદરની જ બોરડુમાં જઇને ઉતરી પડયા હતા. તેઓ કને તે વેળાએ સીદોનનાં શેહેરનાં કેટલાંએક ત્રણ ડોલીવાળાં જહાઝો પણ હતાં, જેથી સીકંદરના તાબા હેઠળ હાલમાં આસરે એંસી ફીનીસીઅન બારકસો તો આવી ચુકયાંજ હતાં. વળી તેજ વેળાએ રોહોદના ટાપુમાંથી "પેરીપોલુસ" નામનું એક નામીચું જંગી જહાઝ પોતાની સાથે બીજાં નવ બારકસોને લઇને તેની સાહેતામાં ઉતરી પડયું હતું. તેમજ સોલી અને માલુસના શેહેરો ખાતેથીબી ત્રણ અને લીસીઆના શેહેર ખાતેથી દસ અને મકદુનીઆ તરફથી પચાસ હલેસાવાળું એક બારકસ પ્રોતીયુસ ઇબને એનદરોનીકસની સરદારી હેઠળ આવી લાગયું હતું. ત્યારબાદ સાઇપરસના ટાપુવાળા રાજાઓની પણ જયારે એમજ ખાતરી થઇ ચુકી કે ઇરાનનો શેહેનશાહ તો ઇસસનાં જંગી મેદાનમાં જબરી હાર પોતે ખાઇ બેઠો છે, જેથી ફીનીસીઆનો આખો પ્રાંત વતીક સીકંદરનાજ તાબામાં આવી ગયલો છે; ત્યારે તેઓએબી બીહી ધુજીને પોતાના આસરે એકસોને વીસ બારકસોને સીદોનનાં બંદર ભણીજ રવાના કરી આપયાં હતાં. આથી પ્રથમમાં ફરજ અને જરૂરયાતને લીધે પારસીઓની બાંહેધરી લેવાની જે ફરજ પડી ચુકી હતી તે વાંકમાંથી સીકંદરે પોતે હવેથી આઝાદ કરી નાંખી તેઓને પોતે માફી બખ્શી દીધી હતી. હજુ તો પેલા એન્જીનો સીકંદર સારૂ બનીને તઇયાર થયલાંજ નહોતાં અને પેલાં જંગી વહાણોબી તે શેહેર ઉપર દરયા મારફતથી ચહડાઇ લઇ જવા સારૂ જયારે સામાનસરનજામ લેવાને મંડી ગયાં હતાં; ત્યારે દરયાઇ લડાઇ સારૂ તેઓની અજમાયશ લેવાને માટે સીકંદર પોતાની સાથે કેટલીએક સવારોની ટુકડી, તીરઅંદાજો અને પેલા એગરીઆનીઆન સેપાહોને લઇને અરબસ્તાન માંહેલા એનતી–લીબાનુસ નામના પહાડોની લંગાડ આગળનાં દેશાવરો ખાતે પોતે ઉતરી પડયો હતો; કારણ એ જે, જયારે આસરે ત્રીસેક મકદુનીઅન સીપાહીઓ પેલાં લેબેનોનનાં બેયાબાનોમાંથી લાકડાં કાપી લાવવા સારૂ રોકાઇ પડેલા હતા, ત્યારે કેટલાએક જંગલી અરબોએ તેઓને ઠાર કરી નાંખી બાકીનાઓને તેઓ કેદ પકડી ગયા હતા; એમ કરસીઉસ આપણને જણાવી ગયો છે. (૪–૧૧.) એ લીબેનોન શબ્દ યાહુદી ભાષાનો છે જેનો અર્થ કે, "સફેદ" કરીને થાય છે.

હવે જયારે તે પહાડી અરબોનાં કેટલાંએક ટોળાંઓને ઝબરદસ્તીથી સીકંદર પોતાના તાબા હેઠળ લઇ શકયો અને બાકીનાઓને સમજાવી પટાવીને પોતાની પક્ષ હેઠળ કરી લીધાં તયારે તે પછી તે શુરો સેપાહ બચો દસ દીનની અંદર સીદોનનાં બંદર ખાતે પાછો પોતે જઇ લાગયો હતો. એ અરબો ઉપરની આ સવારીની વેળાએ સીકંદરે જે જવાંમરદી પોતે હાથે જાતે દેખડાવી હતી તેનો કાંઇક ચીતાર કોઇક મારીસ નામના આગળ જણાવેલા એક અસલી ગ્રંથકારની સતાને આધારે પલુતારક આપણી જાણ સારૂ મેલી ગયો છે, કે જેમાં કદાચને કાંઇક સહરાગત તો હોવીજ જોઇએ. (જુઓ, તેનો "સીકંદરનો વરૂતાંત" વી૦ ભા૦ ૨૪મો.) તે કહે છે જે જયારે તે તાજદાર આ સીદોનના શેહેર ખાતે પોતે જઇ પહોંચયો તયારે પોલીમોકરેતીસનો બેટો

કલીઆનદર પીલોપોનીસસનાં પ્રાંત ખા
તેથી તેની સાહેતામાં બીજા ચાર હજાર
યવન ભાડુતી સેપાહો લઈને તરતનોજ
આવીને ઉતરી પડેલો હતો. એજ કલીઆન
દરને મીદીઆનો હાકેમ સીકંદરે કરી બેસા
ડેલો હતો પરંતુ તે દેશાવરો ખાતે તેણે
ચલાવેલાં ઝોલ્મ જાસ્તીનાં કામોને લીધે
તે પાદશાહે તેને પાછળથી ઠાર કરાવી ના
ખયો હતો, એમ એરીઅન આપણને
જણાવી જાય છે; (જુઓ, તેની ચો૦
૬, બા૦ ૨૭નું પાનું ૩૩૫મું.) કેમકે,
તેણે તથા તેનાં હાથ હેઠળનાં અમલદારનાં મે
સીતાલસીસે તયાંના મંદીરોને લુંટવા માં
ડયાં હતાં; એટલુંજ નહી બલકે તયાંના
જુના મકરબાઓને વટીક આગ લગાડી
ને તેઓ ગાંહેલો માલ ખજાનો પોતા
ને હાથ કરતા ચાલ્યા હતા, કે જે આ
રોપ તેઓનાં ઉપર શાક્ષી ગવાહીઓ સીખે
સાબેત વટીક થઈ ચુકયો હતો; જેનાં
પરીણામ તરીકે તેઓને પોતાની દેહેનો
દંડ આખરે આપવો પડયો હતો.

સીકંદરે હવેથી પોતાના દર
યાઈ જહાઝોને બરાબર ગોઠવી રા
ખીને પોતાને જેટલા જોઈએ તેટલા ઢા
લ તરવાર ધરાવનાર સેપાહોને ત્યાનાં
તુટકોમાં ભરી રાખયા; કે જેથી આમણ
સામણ એકમેકની છેક નજદીકમાં જઈ
ને લડવાને બદલે તેને દરયામાંથીજ લ
ડવાને સવળતા જેવુંજ થઈ પડે. લડાઈની
આવી નવાઈ જેવી યુકતી સારૂ હીરાદો
તસ (૬-૧૨) તથા થીયુસીદીદીજ પણ
(૧-૪૯) પોતપોતાનાં દફતરોમાં કાંઈક
એશારા કરી ગયા છે, જેથી આવી યુ
કતી કામે લગાડવામાં તેણે પોતાનાં મ
નમાંથી કાંઈ નવો અખતરો તો પેદા ક
રેલોજ નહોતો; બલ્કે, પોતાના પુરવ
જો કનેથી તેવા એક અસલી અખતરા
ની હાલમાં અજમાયશ લેવા અને અમ
લમાં આણવાને ગોયા તે મંડી ગયો હ
તો. તયારબાદ તેણે સીદોનનું બારૂં
છોડયું અને પોતાના તે કાફલાને
બરાબર ગોઠવી રાખીને તે તાય
રનાં બંદર ભણી હવેથી ઉપડી ચાલ્યો.
તે ફોજની જમણી બારુ જે દરયા ભ
ણી યત્રાઈ રહેલી હતી તેની સરદારી તો
સીકંદરે ખુદ પોતેજ પોતાના સ્વાધીન
હેઠળ રહેવા દીધી હતી અને પોતાની સાથે
સાઈપરસના ટાપુના રાજા પીનાઈતાગોરાસ
અને ઘણાખરા ફીનીસીઅનોનેબી લઈ રાખ
યા હતા. ડાબી બાજુની સરદારી તેણે
સાઈપરસના ટાપુવાળા સાલામીસના રાજા
પીનતાગોરસ અને કરાતીરસના સ્વાધીનમાં
સોંપી આપી હતી, કે જે રાજાને તે ઘેરો ફળ
દરૂપ હાલતે પહોંચી ગયા બાદ સીકં
દરે તેને સારીકાની નવાજયો પણ હતો,
એમ દોરીસ નામનો કોઈક નવીશનદો
આપણને જણાવી ગયો છે. (જુઓ,
એથેનીયુમ પા૦ ૧૬૭ મું.) હવે પ્રથમ
માં સીકંદર પોતાની સામે દરયાને માર
ગે લડવાને સારૂ જો ઉતરી પડે તો તે
ની સાથે દરયાનીજ લડાઈમાં ગુંથાઈ જ
વાનો તે તીરીઅનોએ એરાદો કરી રા
ખયો હતો; પરંતુ જ્યારે તેઓએ તે
ની કને બોહોળો કાફલો આવી ચુકેલો
દીઠો ત્યારે તેઓ ઘણાજ વીસમીત થઈ
પડયા હતા; કેમકે, તેઓને હજુ સુધી
એમ તો કાંઈ માલુમ પડી ચુકેલુંજ ન
હોતું કે સીકંદર પોતાની સાથે સાઈપર
સના ટાપુવાળાઓનાં અને ફીનીસીઅ
નોનાં બારકસો પણ મેળવવાનો સામર્થ
વાનજ નીવડી પડયો હતો. તે સાથે તે
ઓએ પોતાની તરફ સીકંદરને પો
તાના કાફલાને બરાબર ગોઠવી રા
ખીને જ્યારે આવતાં દીઠો ત્યારે તો તે
ઓની અચરતીનો કાંઈ પારજ રહયો ન
હોતો; કારણ એ જે, તે પુરવે જ્યારે તે
તાજદારનાં વહાણો તે શેહેર ભણી આ
વી લાગયાં હતાં ત્યારે તો તેઓ ભર
દરયામાંજ એવી રાહ જોતા બેઠા હતા
કે પેલા તીરીઅનોનાં બારકસો તો મારી
સાથે દરયાઈ લડાઈમાં ઉતરી પડયા વીના
તો રહેશેજ નહીં; પરંતુ તેની તે ગણતરી
હાલમાં તો ઉંધીજ વળી ગઈ હતી; કેમ
કે, હવે જ્યારે સીકંદરે જોયું કે તીરી
અનોનાં બારકસો તો લડાઈ સારૂ પોતા
ની સફ જોકે સમારીજ બેઠેલાં છે તોબી
તેઓ દરયામાં તો કાંઈ હોમ્માવી પડતાંજ
નથી. આથી પોતાનાં હલેસાંઓથી દરયામાં
જોશથી મોજા ઉડારતાં તેઓપર તે બા
રકસો હાલમાં પોતેજ હુમલો લઈ
લઈ જવા સારૂ તેણે હોડાવી મેલ્યાં
હતાં. આવો મામલો જોતાંનેજ વાર પે

લા તીરીઅનો તેઓ સાથે પોતે દરયાઇ લડાઇમાં ઉતરવાને તો દરોસ્ત વીચાર વા લાગયાજ ન હોતા; પરંતુ પોતાનાં ત્રણ ડોલીવાળાં બારકસોથી તેઓનો રસ્તોજ ઘણી મજબુતીથી બંધ કરતા ચાલ્યા હતા અને તેઓને આગળ વધવા જ દીધા નહી હતા. આ કારણુસર પોતાની સાંકડી ખાડીના સરવે મહોડાં પોતાનાં બારકસોથી પેલા તીરીઅનોએ જે બંધ કરી રાખયાં હતાં તેથી સીકંદરના કાફલાને તે બંદરો ખાતે કેહેબી લંગરવાર થઇ પડવાને તો બની શકયુંજ ન હોતું. હજુ પણ પેલા ચગોર તીરીઅનોને સીકંદરે દરયામાં હોમાવી દઇને પોતાની તરફ જ્યારે આવતાં તો દીઠાજ નહીં ત્યારે તેણે ખુદ પોતેજ તે શેહેર ભણી હવેથી હેરયું લેવા માંડયું હતું; પરંતુ સીદાનની તરફ જે બારૂં આવેલું હતું તે ઘણું સાંકડું હોવાથી તે શેહેરમાં ઘુસવા સારૂ તો તેણે પોતે દુરોસ્ત તો કાંઇ વીચારયુંજ ન હોતું; કેમકે, ત્યાં આગળ પોતાની નાલ આગળનો ભાગ સીકંદરનાં વહાણોની સનમુખજ રાખી મેલીને તે બારાંના મુખડાને ઘણીજ મજબુતીથી તેઓ ઘેરી રાખી બેહેલા હતા; પરંતુ તેટલાં પેલાં બારાંના મુખડા આગળથી ત્રણ તીરીઅન બારકસો જે ઘણાંજ છેટે પડી ગયાં હતાં તેઓપર પોતાની નાલને તેઓની નાલો સાથે અથડાવી મેલીને એવો તો સખત મારો તેઓપર પોતાનાં ફીનીસીઅન ખલાસીઓ મારફતથી ચલાવવા માંડયો હતો કે જેથી તેઓ દરયામાંજ ડુબી ગયાં હતાં; પરંતુ તેપરના ખલાસીઓ તો પોતાની પાસે જે ભુમી કે સ્નેહી જેવી હતી ત્યાં પોતે સહી સલામત રીતે સેહેલથી તરી નીકળી પડયા હતા. ત્યારબાદ જયાં આગળથી સીકંદરે આગળ પેલો ડકો બાંધવાને શુરૂ કરયો હતો અને જયાં કે પવન વળી ઘણોજ જોરમાં ફુંકતો વટીક પણ ન હોતો તેની થોડેક છેટેથી પોતાનાં બારકસોને પેલા કીનારાની સરોબર હારેહાર લંગરવાર કરી નાંખયાં હતાં અને બીજે દીવસે પોતાના સાઇપરીઅન ખલાસીઓ અને તેઓના સરદાર એનદરોમેકુસને એવો હોકમ મોકલાવી આપયો હતો કે તમારે

જે બારૂં કે સીદાનની બારડુ ભણી પોતાનું મહોડું કરી પડેલું છે તેની સામેને રસ્તેથી નીકળી જઇને તે શેહેરની જેમ બને તેમ નજદીકમાં જઇને પછી લંગરવાર થઇ પડવું જોઇશે, અને પેલા ફીનીસીઅનોનેબી પેલા ડંકાની બીજી બારડુ ભણી જે બારૂં કે મીસર તરફ પોતાનું મહોડું રાખી પડેલું હતું તેની સામે જઇને તમારેબી તઇયાર થઇ રહેવું પડશે એવો તેઓનેબી પોતે હોકમ આપી રાખયો હતો. હવેથી સીકંદરે જેટલાં બને તેટલાં લડાઇનાં એનજીનો સાઇપરસના ટાપુ ખાતેથી અને ફીનીસીઆના આખા પ્રાંતમાંથી જમાવ કરવા માંડયાં હતાં; જે સાથે તેનાં મજકુર ફરમાન મુજબ બીજાં એનજીનોબી બનીને જે તઇયાર થઇ રહેલાં હતાં તે સઘળાંઓને પેલા ડંકા ઉપર પેલાં બેથડ ચાલનાં ત્રણ ડોલીવાળાં જંગી જહાઝો અને ઘોડાઓ ભરવાનાં બારકસો જે તે પોતાની સાથે સીદાન ખાતેથી લાવયો હતો તેઓમાં પછી ગોઠવવા માંડયાં હતાં અને તે સઘળી ગોઠવણો અને તઇયારીઓ કરી રહયા બાદ તેણે પેલાં એનજીનો મારફતથી પેલી દેવાલના જુદા જુદા ભાગો આગળ પોતાનાં ત્રણ ડોલીવાળાં જહાઝોને લાવીને જે ઉભાં રાખી મેલયાં હતાં તેઓની મારફતથી દેવાલમાં ગબાડા પાડવાનું કામ તે હાલતો આટોપી બેઠો હતો. તે ડંકાની સામે તેના આ ધુજારા સામે થવા સારૂ પેલા તીરીઅનોએબી પોતાની બાકોરાંવાળી કોટની સફીલ (બાટલમેંટ) ઉપર લાકડાંના મીનારાઓ ઉભા કરી રાખયા હતા અને તયાંથી તેઓ પોતાના તે હમનબરદોને જબરા હંફાવવાને મંડી ગયા હતા. તેમ કરતાં સીકંદર પોતાનાં તે લડાઇનાં એનજીનોને કોઇબી બીજા ભાગો આગળ લાવીને જો ઉભાં રાખતો હતો તો તેનાં જહાઝો ઉપર તેઓ પોતાના બચાવ સારૂ તીરોના અરાબા અને ગોફનો યાહોમ છોડવાને લાગી જતા હતા. આથી પેલી દેવાલની અડોઅડ પેલા મકદુનીઅનો કેવળે પહોંચી શકતાજ નહોતા. આમ પેલા ચગોર તીરીઅન એનજીનરો તરેહ તરેહવાર જાતની નવી નવી યુકતીઓ જે કામે લગા

ક્યા ચાલ્યા ગયા હતા તે વીષેનો કાંઇક દરોબસ્ત ચીતાર દાયોદોરસ પણ પોતાનાં પુસ્તકમાં દરશાવી ગયો છે. (જુઓ, તેની ચો૦ ૧૭-૪૩ થી ૪૫.)

તે કોસ્તાનાં બાંધકામો યાને ડંકાઓની સામે પેલા તીરીઅનોની દેવાલો જે ઉભી હતી તેઓની ઉંચાઇ આસરે દહોડસો ફીટ જેટલી અને તેજ પ્રમાણમાં તેઓની પહોળાઇ પણ રાખવામાં આવેલી જણાતી હતી અને કોઇ એક જાતનાં ખારની મેળવણી મોટા મોટા પથરાઓ સાથે કરી રાખીને તે દેવાલોને પછી એકમેક સાથે ચણીને બાંધી લીધેલી હતી. આથી મકદુનીઅનોનાં જેબી બારકસો કે પેલા એનજીનો લઇને પેલા દેવાલો આગળ ધસી જતાં હતાં તેઓ પેલાં શેહેર ઉપર હુમલો કરવાને તો સદંતરજ અશકત થઇ પડતાં હતાં; કેમકે, પેલા દરયામાં ઉપરાસાપરી પેલા તીરીઅનો મોટા મોટા બેશુમાર પત્થરાઓ જે ગબડાવયા જતા હતા તેથી તો તેઓનો રસ્તો સદંતરજ બંધ થઇ પડયો હતો. આથી તે પત્થરાઓને દરયામાંથી ખેંચી કહાડવાનો સીકંદરે પકકો ઠરાવ પોતાને મનસે હવેથી કરી રાખયો હતો; પરંતુ તે કામ ખુશકીપરથી નહીં, બલકે પેલા જહાઝો મારફતથીજ કરવાનું જે રહેલું હતું તેથી તેમાં બેશુમાર અઘરાઇ અને વીઘનો નડે તેવું હતું. તે સાથે પેલા તીરીઅનો વળી પોતાનાં જહાઝોને પરદા કરી લઇને એવી તો છુપી રીતે પોતાનાં હમનબરદોનાં ત્રણ ડોલીવાળાં જંગી જહાઝોના લંગરોની છેક નજદીકમાં મોકલાવયા જતા હતા કે જેથી તેઓ તે તરફ નીકળી જઇને તેઓનાં દોરડાંજ આબાદ કાપી નાખતા જતા હતા. આથી પેલાં મકદુનીઅન બારકસો દરયામાં ઠરીઠામ તો ઉભાં રહી શકવાજ લાગયાં ન હોતાં. આવો મામલો જોઇને સીકંદરે પણ પોતાનાં ત્રીસ હલેસાંવાળાં કેટલાંએક જહાઝોનેબી તેજ મુજબ પરદાઓથી પોતેબી સીકડી લેવા માંડયા હતા અને તેઓને પછી પેલા લંગરોની આડે ગોઠવી રાખયાં હતાં, જેથી પેલાં તીરીઅન જહાઝોના હુમલા સામે હવેથી તેઓ કાંઇક બાઠ ભીડવાને સામરથવાન થઇ પડયાં હતાં; તોબી પેલા તારીઅન ડુબકી મારનારાઓ તો છુપી રીતે દરયા હેઠળ ભરાઇ બેસીને પેલા લંગરોનાં દોરડાં કાપતાજ રહેલાં હતાં. આથી દોરડાંને બદલે હવેથી પેલાં મકદુનીઅનોને સાંકળોથી પેલા લંગરોને જકડી લેવાની ફરજ પડી ચુકી હતી, જેથી તે સાંકળોને પેલા તારાઓથી હવે કશીપણ ઇજા પહોંચવા લાગીજ ન હોતી. પછી પેલા ડંકા ઉપરથી તે પત્થરાઓ ઉપર સરગાંઠ દોરડાંઓ નાંખી તેઓને દરયામાંથી ખેંચી કહાડતા ચાલ્યા હતા અને તેઓને યારી મારફતથી ઠેઠ ઉંચે વેર ઉઠાવી લઇને તેઓને દરયામાં ઘણેજ છેટે હોમાવી દેતા ચાલ્યા ગયા હતા, કે જેથી તેઓ દુશમનોના હાથમાં ફરીને પાછા જઇ શકે તેવુંજ નહોતું. જ્યાં આગળથી પેલા પત્થરા કે હાલમાં ઉપડી ગયા હતા ત્યાં આગળથી પેલાં જંગી બારકસોએ હવેથી પેલી દેવાલ ભણી હેરયું લેવા માંડયું હતું. આથી પેલા તીરીઅનો હવે ચોતરફથી સંકડાસમાં આવતા ચાલ્યા હતા અને મનસે ઘણાજ ઘભરાટમાં આવી પડયા હતા; તોબી તેઓએ જેબી સાઇપરીઅન બારકસો કે પેલાં બારાંની સામે સીદોન ભણી મહોડું કરીને લંગરવાર થઇ પડેલાં હતાં તેઓપર એકદમ હુમલો લઇ જવા પોતે મનસે હવેથી નીશ્ચય ઠરાવ કરી રાખયો હતો. તે બારાંના મુખડાને ઘણોક વાર સુધી તો તેઓએ પેલા સરોને છુપાવી રાખી મેલીને ગોયા ઘેરી લીધો હતો કે જેથી પોતાના જંગી જહાઝોની માંહેલે પેટેની હીલચાલ દુશમનોને જરાબી માલુમ પડી શકેજ નહીં. ત્યારબાદ ભર બપોરના જયારે પોતાના ખાનપાન અને અગત્યની જોઇતી ચીજો લેવાને માટે પેલા મકદુનીઅન ખલાસીઓ છેટે છેટે વીખરાઇ પડતા હતા અને સીકંદર ખુદ પોતેબી પેલા કાફલાને છોડીને ધારા મુજબ આશાએસ લેવાના હેતુથી પેલા શેહેરની બીજી બોરડુ ભણી મારેલા પોતાનાં તંબુ ખાતે ઉતરી પડતો હતો ત્યારે પોતાનાં પાંચ ડોલીવાળાં અને તેટલાંજ ચાર ડોલીવાળાં ત્રણ બારકસોને લડાઇ

નાં પુરતાં હથયારો સીખે તેઓ સાથે ત્રણ ડોલીવાળાં બીજા સાત જંગી જહાઝો આ પીને તે તરફ ઝડપમાં દોડાવી મેલતા હ તા. તેઓમાં વળી ઘણુજ ચાલાક હ લેસામારૂ ખલાસીઓ તથા તુટક ઉપ રથી જબરા લડનારા સીપાહ બચાઓ અને દરયાઇ લડાઈઓમાં પળોટાયલા અતયંત બાહોશ અને હીંમતવાન પહલવાનોને ભરી રાખવામાં આવતા હતા. સપરપ હેલાં તો પેલાં જહાઝો કાંઇબી ઘોંઘાટ મચાવયા વીના એકલડોકલ હારમાંજ આસ્તે આસ્તે ચાલતાં થયાં હતાં અને પોતાના હલેસાં મારવાનાં હાથોને કોઇ જો ઇ નહી શકે તેવી રીતે હળવે હળવેથી મા રતા રહીને રાહ કાપતાં રહેતાં હતાં, પરં તુ જેવાં કે તેઓ પેલાં સાઇપરસનાં બાર કસોની છેકજ નજદીકમાં દુરથી માલમ પડી શકે તેટલાં છે તે જઇ પહોંચતાં હતાં ત્યારે ઘણો એક શોર અને ઘોંઘાટ મચાવી મેલી એકમેકને બુમ બરાડા પા ડીને હીમત આપતાં ઘણીજ ઝડપમાં હલેસાં મારીને પેલા દુશમનોનાં બારકસો ઉપર તેઓ જબરો મારો એ કાએક ચલાવવાને મંડી જતા હતા. બ નાવ એવો બની ગયો કે તે દહાડે સીકંદર જ્યારે પોતાના તંબુમાં જઇ લા ગયો ત્યારે ત્યાં ધારા મુજબ પુરતો વી સામો લીધા વીના ઝડપમાંજ પાછો પો તાનાં બારકસો ખાતે તે ઉતરી પડયો હતો. પેલાં લંગરવાર થઇ પડેલાં સા ઇપરીઅન બારકસો ઉપર જયારે પેલા તીરીઅનો એકાએક મારો ચલાવવાને મંડી ગયા ત્યારે કેટલાંએક વહાણો તો ખલાસીઓથી ખાલીજ થઇ પડેલાં હતાં અને બાકીનાઓ પેલી ગડબડ અને હ લ્લો જોતાંનેજવાર હવેથી તરત મહા મુશકેલીથી તઇયાર થવાને મંડી ગયાં હતાં. સપરપહેલાજ અરાબામાં પેલા તીરીઅનો તો રાજા પનાઇતાગોરાસ ત થા સાઇપરસના ટાપુનીજ ઠેઠ દક્ષીણે આવેલા અમાથુસના શેહેરવાળા એનદ રોકલીસ તથા તેજ લતા તરફ આવેલા બીજા કુરીઅનના શેહેરવાળા પાસીકરે તીસનાં પાંચ ડોલીવાળાં બારકસોને તો તરતજ દરયામાં ડુબવી નાંખયાં હતાં અને બાકીનાં ત્રણ ડોલીવાળાં જહાઝો ને તો કીનારા ભણી હડસેલી કહાડાને તેઓનાં તો તેઓએ ફુરચેફુરચાજ ઉરાડી મેલ્યા હતા. એ માહેલા મજકુર અમાથુસના શેહેર વીષે તો હીરોદોતસ પણ કાંઇક એશારો કરી ગયલો છે. (પ–૧૦૪ થી ૧૧૪) કે જે શેહેરને હાલ ઝમાનામાં લોકો લીમાસોલનાં ના મથી પીછાનયા જાય છે અને તેનો ઇ૦ સ૦ ૧૧૯૧ માં એક વેળા એ કરૂઝેદની જહદ યાને લડાઇની વેળા વાતમાં ઈંગલં દના એક રાજા નામે રીચરદ કીયુર દીલી આને પોતે કબજો વટીક લઇ લીધો હતો. વળી એ કુરીઉમનાં શેહેર વીષે પણ હીરો દોતસ (પ–૧૧૩) તથા સ્ત્રેબોની ભુગોળનાં પુસ્તક (૧૪–૬) માં કાંઇક અહવાલ આપ ણી નજરે પડી શકે છે. આમ પેલા તીરી અનોનાં ત્રણ ડોલીવાળાં વહાણોને પો તાનાં બારકસો ઉપર હુમલો કરતાં અને તે તરફ નીકળી આવતાં જયારે સીકંદ રના દીઠામાં આવયાં તયારે તેઓની પ છવાડે બીજાંબી દુશમનોનાં બારકસો જુડાબંધ મબાદા ઉતરી નહી પડે તે સારૂ તેણે પોતાની કને જેબી બારકસો કે હાજર હતાં અને લડાઇ સારૂ હથયા રબંધ થઇ પડેલાં હતાં તેઓને એકદ મ પોતે એવો હોકમ આપયો હતો કે ઝડપમાં જઇને તમારે પણ પેલા બંદરના મુખડાનો કબજો પોતે તરતજ પોતાના હાથમાં કરી લેવો જોઇશે. તયારબાદ તે તાજદાર પોતાની કને જેબી પાંચ ડો લીવાળાં બારકસો અને ત્રણ ડોલીવાળાં બીજાં પાંચ જહાઝો કે ઝડપમાંજ તે તઇયાર કરી શકયો હતો તેઓને પોતા ની સાથે લઇને તાયરના શેહેરની આસ પાસ પ્રદક્ષણા કરવાના હેતુથી આ બા રૂં છોડીને પોતે દરયા ભણી નીકળી પ ડયો હતો અને બાકીનાં જહાઝોને તઇ યાર થઇને પોતાની પછવાડે જલદીથી નીકળી આવવાનો પોતે હોકમ કરી રાખ યો હતો. પેલી દેવાલ ઉપર તકેદારી રાખવા માટે ઉભા રહેલા તીરીઅનોએ જયારે સીકંદરને પોતાના કાફલા સીખે પોતાના શેહેર ભણી આવતાંજ દીઠો તયારે તેઓ પેલા પોતાના વહાણવાળા ઓને પોતાની સાહેતામાં પાછા ફરી જ વા સારૂ મોટે મોટે સાદે બાંગો માર

વા પડી ગયા હતા; પરંતુ તે જહાઝ વાળાઓ જંગમાંજ મશગુલ થઇ પડેલા હોવાથી અને ચોમેર મચી રહેલા શોહોરપોકારાને લીધે તેઓના બુલંદ આવાઝો કેવળે સંભળવા લાગયાજ નહોતા. આથી તેઓ હાથની નેશાનો અને તરેહ તરેહવાર એ સારતો કરીને તેઓને ઝડપમાં પાછા ફરી આવવા સારૂ દુરથીજ કાલાવાલા કરતા ચાલુ રહેલા હતા. આમ સીકંદર પોતાના શેહેર ઉપર હુમલોજ લઇ ગયો છે એવી પેલા જહાઝવાળાઓની જયારે ખાતરીજ થઇ ચુકી તયારે તેઓ પાછા હઠી જઇને પોતાનાં બંદર ભણીજ ઝડપમાં ઉતરી પડવાને મંડી ગયા હતા; પરંતુ રસ્તામાં તેઓ માંહેલા ઘણાએક બારકસોને તો સાકંદરના જહાઝવાળાઓ મારો ચલાવીને અટકાવતાજ રહેલા હતા તેથી તેઓનાં થોડાંકજ બારકસો પોતાનાં બંદર તરફ પાછાં સહીસલામત આવી પુગવાને સામરથવાન નીવડી પડયાં હતાં અને બાકીનાંઓ તો સીકંદરના કાફલાના જબરા મારાથી દરયામાંજ ડૂલતાં પડી ગયલાં હતાં અને એક પાંચ ડોલીવાળું અને બીજું ચાર ડોલીવાળું બારકસ તો પેલાં બારાંના મુખડા આગળજ કેદ પકડાઇ ગયાં હતાં, પરંતુ તેથી માણસોનાં જાનોને તો ઘણીજ અલવલ કાંઇ પોહોંચી શકીજ નહોતી, કેમકે જયારે પેલા ખલાસીઓએ પોતપોતાનાં વહાણોને ભાંગી તુટી હાલતમાં દુશમનોના તાબા હેઠળજ જતાંજ દીઠાં તયારે દરયામાં હોમાવી દઇને તેઓ સહીલામત રીતે પોતાનાં બંદર ખાતેજ સેહેલાઇથી તરી નીકળયા હતા.

આમ પોતાનાં જહાઝો કનેથી કાંઇ પણ મદદ મેળવવાને પેલા તીરીઅનો જયારે નાસેપાસજ થઇ પડયા ત્યારે પેલા મકદુનીઅનો પોતાના લડાઇનાં એનજીનોને પેલા દેવાલની છેક અડોઅડજ લાવી મેલવાને શકતીવાન થઇ ચુકયા હતા; પરંતુ પેલી દેવાલ ઘણીજ મજબુત હાલતમાં હોવાથી જે એનજીનો કે પેલા ડક્કાની છેક નજદીકમાંથીજ જે મારો ચલાવવાને મંડી ગયાં હતાં તેઓ તો કાંઇ ઝાઝું નુકસાન તેને કરી શકયાંજ નહોતાં. વળી તે શેહેરનો જે ભાગ કે સીદોનના શેહેરની સામસામે પોતાનું મોહોડું કરીને ઉભેલો હતો તેનાપરથી બીજાં બારકસો માંહેલાં એનજીનો જે મારો ચલાવવાને લાગી ગયાં હતાં તેઓ બી તે તરફ કાંઇ ઝાઝું નુકસાન તો કરી શકયાજ નહોતા. આથી પેલી દેવાલની આસપાસ સીકંદરે હેરયું લઇને તેનો જે ભાગ કે મીસર તરફ મોહોડું કરી પડેલો હતો અને જયાંથી કે દક્ષીણ તરફનો વાયુ પુર જોશથી ફુંકવાને મંડી જતો હતો; ત્યાંથી તે દેવાલમાં છીદ્ર પાડવા સીકંદરે હવેથી ઉપાયો લેવા માંડયા હતા. આથી પેલાં એનજીનના મારાથી ત્યાંની દેવાલનો એક મોટો ભાગ તો દોદરો થઇને હીલવાજ મંડી ગયો હતો અને બાકીનો ભાગ તો જમીનદોસ્ત વટીક થઇ પડયો હતો. આથી જ્યાં કે પેલી દેવાલમાં તડેલ પડી ચુકેલી હતી ત્યાંથી એક ઝુલતો પુલ નાંખીને તેપરથી થોડીક વાર સુધી તો તે પુલ મારફતથીજ સીકંદરે મારો ચલાવવાને શુરૂ કરી રાખયો હતો; પરંતુ ત્યાંથી તો તે મકદુનીઅનોને સેહેજમાંજ પેલા તીરીઅનોએ મારીને હઠાડીજ કહાડયા હતા. ત્યાર બાદ ત્રણ દીવસ વેર જ્યાં સુધી પેલો દરયો શાંત પડી ચુકયો નહી ત્યાં સુધી સીકંદર હાલ તરત તો પોતે વીસામો લઇ પડયો હતો અને ત્યાર બાદ પોતાની ફોજને હીંમત આપી, જે. વહાણોમાં પેલા લડાઇનાં એનજીનોને ગોઠવવામાં આવેલાં હતાં તે જહાઝોને પોતાની સાથે લઇને તે શેહેર ભણી એ પાદશાહ ખુદ પોતેજ ઉપડી ચાલ્યો હતો. ત્યાં જતાંનેજ વાર સપરપેહેલાં તો ત્યાંની દેવાલનો એક મોટો કકડો તેણે જમીનદોસ્ત કરી નાંખયો અને જ્યારે તે બગાડું બરાબર પોહોળું થઇ ચુકયું ત્યારે જે વહાણો પોતપોતાનાં એનજીનો સીખે કે ત્યાં ઉતરી પડેલાં હતાં તેઓને ત્યાંથી હવે નીકળી જવાને સીકંદરે હોકમ કરયો હતો, અને બીજાં બે બારકસો જેમાં કે પુલોને ભરી રાખવામાં આવેલા હતા તેઓને ત્યાં આવવા દીધાં હતાં ને તે પુલોને પેલાં બગાડાંમાં હવે

થી ગોઠવી નાંખવાનો સીકંદરે એરાદો કરી રાખયો હતો. તે માંહેલાં એક જંગી જહાઝમાં એદમીતુસની સરદારી હેઠળ સીકંદરે પોતાના ઢાલ તરવાર ધરાવનાર સીપાહીઓને ચહડાવી દીધા હતા અને બીજામાં તેણે કોઆનીસની રીજમીટને ચહડાવી મેલી હતી, જે રીજમીટ "પગ તરફના દોસ્ત આશનાઓ" એવાં નામ હેઠળ તેઓમાં જણાયલી હતી. હવેથી જયાંથી બની શકે તે તરફથી પોતાની સાથે પેલા ઢાલ તરવારવાળા સીપાહીઓને લઇને સીકંદર પેલી દીવાલ ઉપર ખુદ પોતે ચહડી જવાનો મનસુબો લઇ બેઠો હતો. તેણે તે બંને બારાં ભણી પોતાનાં કેટલાંએક ત્રણ ડોલીવાળાં બારકસોને નીકળી જવાને હોકમ આપયો હતો; એવા વીચારથી કે, પેલા તીરીઅનો તેઓની સામે થવા તે તરફ જ્યારે નીકળી પડશે ત્યારે તો મને તો જોર જુલમથી તે દેવળમાં ઘુસી જવાને સવળતા જેવુંજ થઇ પડશે. વળી બીજા જે વહાણોમાં કે પેલાં એનજીનો મારફતથી બાણોના મારા દુરથી ચલાવવાને બની શકે તે સારૂ તેઓનાં તુટકો ઉપર પેલા તીરઅંદાજોને તેણે ગોઠવી રાખયા હતા. લયેકીન તેઓનેબી પેલી દેવાલની આસપાસ ફરી વળવાનો તેણે હોકમ કરી રાખયો હતો અને તેઓને એમ ફરમાવવામાં આવયું હતું કે જ્યાં આગળથી તમોને ફાવતું પડે અને તીરો તથા ગોફનોના મારા દુશમનો ઉપર તમારાથી આબાદ મારી શકાય ત્યાં આગળ જમીન સાથે લાધી જઇને જેમ બને તેમ દુશમનો ઉપર જબરો મારો ચલાવતાજ રહેવું, જેથી કે તેઓ ચોતરફથી આપદામાંજ આવી પડશે ને કયાંથી હવે નહાસી ભરાવું તે વીષેની કશી સુધ કે બુધ વટીક તેઓમાં રહી શકશેજ નહીં. એમ કરતાં જ્યારે સીકંદરનાં જંગી બારકસો પેલાં શેહેરની છેક નજદીકીમાં આવી લાગ્યાં અને પેલી દેવાલ ઉપર પેલા પુલોબી નખાઇજ ચુકયા ત્યારે ઘણી જવાંમરદી અને હીંમતથી પેલા ઢાલ તરવાર ધરાવનાર સીપાહીઓ પોતાના મજકુર સરદાર આદમીતસ સીખે તે ઉપર ચહડવાને ઝડપમાંજ મંડી ગયા હતા. તે સરદારે કહે છે જે તે વેળાએ ઘણીજ બહાદુરી અને સમયસુચકતા પોતે જાતે દેખડાવી આપી હતી. તેઓપર દેખરેખ રાખવા તથા તેઓને હીંમત આપવા સીકંદર ખુદ પોતેબી તેઓની પછવાડે ચહડવાને મંડી ગયો હતો અને તેઓનાં આવાં પાણીદાર હીર તથા ભયભીત બહાદુરી અને પ્રાક્રમો ઉપર પોતે ધયાનથી લક્ષ આપતો બેઠો હતો. તે દેવાલનો જે ભાગ કે સપરપેહેલો પેલા બહાદુર સીપાહીઓના કબજા હેઠળ આવી પડયો તે તો જયાં આગળ સીકંદર પોતે હાથે જાતે ઠરીઠામ થઇ પડેલો હતો તેજ ભાગ હતો, જયાં આગળથી પેલા તીરીઅનોને જબરો માર આપીને છેક દુર વેર સેહેલાઇથી નહસાડી મેલ્યા હતા. આથી પેલા મકદુનીઅન સેપાહો પોતાનો મજબુત પગપેસારો પેલાં બુગાડામાંથી તેઓ ચોતરફથી કરવાને હવેથી સામર થવાન નીવડી પડયા હતા. સપરપેહેલાં તો તે દેવાલ ઉપર અદમીતસ ખુદ પોતેજ ચહડી ગયો હતો અને પોતાની પછવાડે હીંમતથી પોતાના સીપાહીઓનેબી ચહડી આવવાને તે જ્યારે બાંગે બુલંદથી અત્યંત હીંમત આપવામાં મશગુલ થઇ પડેલો હતો ત્યારે તેટલામાંજ કોઇક દુશમને તેના સીનામાં પોતાનો ભાલો એવો તો જોરથી પેસાડી દીધો હતો કે તેથી તે તતકાળ ત્યાં ને ત્યાં મરણ પામીને જમીનદોસ્તજ થઇ પડયો હતો. ત્યાર બાદ સીકંદર તથા તેના હમશરીકો પેલી આખી દેવાલનો કબજો ખુદ પોતેજ પોતાના સ્વાધીન હેઠળ કરી પડયા હતા. આમ જ્યારે તે દેવાલનો મુખય ભાગ અને તેઓ વચે આવેલા કેટલાએક મીનારા તેના હાથમાંજ આવી ચુકયા ત્યારે ત્યાં આગળ આવેલી બાકોરાંવાળી કોટની સફીલ ઓળંગાવી જઇને પેલા પાદશાહી મેહેલ ખાતેજ સીકંદર પોતે ઉતરી પડયો હતો; કેમકે, ત્યાંથી શેહેર ભણી નીકળી જવાનો રસ્તો ઘણોજ સવળ થઇ પડતો હતો. આવાં બહાદુરીભરેલા હલ્લા

વીષે બોલતી વેળા દાયોદોરસ (૧૭–૪૫) એમ વરણવી જાય છે કે, પેલો બીચારો એદમીતસ દુશમનના નેજાથી પોતે જ્યારે વીંધાઇજ ગયો ત્યારે તે રાતના તો તેના માણુસોને પેલો હલ્લો કરવાથી સીકંદરે પાછાજ બોલાવી લીધા હતા અને પછી ત્યાર બાદ બીજેજ દીવસે તે તે હલ્લો કરવાને તે ખુદ પોતેજ મંડી ગયો હતો. ત્યારબાદ જે બારાંનો મુખડો કે મીસરની સામસામે આવેલો હતો તે તરફ પોતાના કાફલા સીએ પેલા ફીનીસીઅનો ઘુસી જઈને ત્યાં લંગરવાર થઇ પડયા હતા અને ત્યાં અટકાવ સારૂ ઉભા કરેલા લોખંડના સળયાઓને ભાંજી તોડી નાંખી તે બારાંમાંના સઘળાં બારકસોને ઠેઠ દરયામાં જઇને પાણીમાંજ ડુબાડી દીધાં હતાં અને બાકીનાંઓને કીનારા ભણી હાંકી કહાડયાં હતાં. વળી જે બારાંનો મુખડો સીદોનના શેહેરની રૂબરૂ આવેલો હતો ત્યાં પેલાં સાઇપરસનાં જહાજોબી ઉપડી ગયાં હતાં અને ત્યાં તેઓનાં અટકાવ સારૂ કશાબી લોખંડના સળયાઓ મેલેલાજ ન હોવાથી તે બાજુ તરફથી તે શેહેરનો કબજો સેહેજમાં પોતાને હાથ લેવાને તેઓ સામર્થવાનજ નીવડી પડયા હતા. જ્યારે પેલી દેવાલનો કબજો દુશમનોને હાથ જઇ પડયો ત્યારે ઘણાખરા તીરીઅનો તે દેવાલને હવેથી પડતી નાંખી દેઇ ત્યાંથી એજીનોરના મંદીરની સામે નીકળી જઇને મકદુનીઅનોની સામે થવાને મંડી ગયા હતા; કેમકે, તે દેહેરૂં કરસીઉસના કહેવા પ્રમાણે (૪–૧૯) કેદમસના બાપ એજીનોરે સપરપેહેલાં તાયર અને સીદાનના બંને શેહેરો જે વસાવી નાંખયા હતા તેનાં માનમાં પેલા તીરીઅનોએ અસલમાં બંધાવી રાખેલું હતું. તેઓ સામે થવા સારૂ હવેથી પોતાના ઢાલ તરવારવાળા સીપાહીઓને સાથે લઇને સીકંદર ખુદ પોતેજ તે તરફ નીકળી પડયો હતો અને ત્યાં આગળ લડવાને માટે જે સીપાહીઓ કે જમાવ થઇ પડેલા હતા તેઓને કતલેહામ કરી નાંખી બાકીનાઓ જે નહાસભાગમાં પડી ગયા હતા તેઓનો તે પોતે દુંબાલો વટીક પકડી બેઠો હતો.

**આવી જબરી બાઠ અને કુનેહથી પેલા બહાદુર તીરીઅનો સીકંદરની સામે લડયા છતાંબી હાર ખાઈ જઈને પોતાનાં શેહેરનો કબજો આખેરે તે સરદારને તેઓને આપી દેવો પડયો હતો.**

આથી એક તરફથી પેલાં બારાં આગળથી જે મકદુનીઅનો તે શેહેરનો કબજો પોતે લઇ બેઠેલા હતા તથા બીજી તરફથી પેલા કોઇનીસની રીજમીટબી તે તરફ જે જઇ પહોંચી હતી તે બંને જણાએ મળીને તે બીચારા તીરીઅનુ સેપાહોનો જબરો ઘાણ કહાડી નાંખયો હતો અને તેઓના આઠ હજાર ઉપર માણુસોને મારી નાખયા હતા; કેમકે એક તો એ જે આ ઘેરો ઘણો લાંબો વખત સુધી ચાલુ રહયો હતો તેથી અને બીજું તો એ જે કેટલાએક મકદુનીઅન સીપાહીઓ જે સીદોન આગળથી નીકળી જતા હતા તેઓને વાટમાંથી પકડી લઇ જઇને પોતાની દેવાળ ઉપર પેલા તીરીઅનો ઘસડી ગયા હતા અને સીકંદરની છાવણીમાંથી દેખાઇ શકાય તેવી રીતે તેઓને જબેહ કરી નાંખી તેઓના મુરદાર શરીરોને પછી દરયામાં જે હોમાવતા ચાલ્યા હતા, તેથી આ મકદુનીઅન સેપાહો હાલ તરત તો ઘણાજ ખુનપર આવી ગયા હતા. એ ભયંકર જંગની દરમીઆનમાં મકદુનીઅનોના પણ વીસ ઉપર ઢાલ તરવાર ધરાવનાર સીપાહીઓ વતરોગે બીજા ચારસો ઉપર માણુસો વટીક મારયા ગયા હતા. હવે જે તીરીઅન કોતવાલો, રાજા અજીમીલકુસ અને ચોક્કસ કારથેજીનીઅન એલચીઓ તે વેળા તે શહેર ખાતે પોતાના અસલી રેવાજ પ્રમાણે પેલા હીરાકલીસ દેવતાની ઝેયારતે ઉતરી પડેલા હતા તથા તે સાથે તે દેહેરાંનો નાસીને જેઓ કે આશ્રો લઇ બેઠેલા હતા તે સરવે કોઇને તો સીકંદરે માફીજ બક્ષી દીધી હતી; પરંતુ બાકીના કેદીઓ તથા આશરે ત્રીસ હજાર ભાડુતી તીરીઅન સીપાહીઓને તો ગુલામગીરીમાં વેહેજ પકડી લઇને તે બીચારાઓને તો વેચીજ નાખયા હતા અને બીજા બે હજાર તીરી

અને સેપાહો કે પેલી કતલેહામથી જે બચી જવા પામયા હતા તેઓને તે ઝાલેમ આલમગીરે દરયે કીનારે મોકલાવી આપીને સુળીપરજ ચહડાવી દીધા હતા એમ દાયોદોરસ (૧૭–૪૬) તથા કરસીઉસ (૪–૧૯) આપણુને જણાવી ગયા છે. આગલ ચાલતાં એ છેલ્લો નવીશંદો કરસીઉસ તો વળી એમ પણ વરણવી જાય છે કે પંદર હજાર તીરીઅનોને તો પેલા સીદોનીઅન લોકોએ પોતેજ બચાવી લીધા હતા. ત્યાર બાદ સીકંદર પેલા હીરાકલીસ દેવતાની ઝેયારતે પોતાની આખી હથયારબંધ ફોજ સીખે મોટા સાહાબોલાના આકારમાં પોતે હાથે જાતેજ ઉતરી પડયો હતો, કે જે ધારમીક ક્રીયા કરમની વેળા પેલાં જહાઝો ઉપર બી વાવટાઓ ચહડાવી તેઓનેબી તે સાહાબોલામાં ગોયા સામેલ વટીક કરી નાંખયાં હતાં. વળી તે દેહેરાંની નઇયતે બળતી મશાલોની શરત અને કુશતીનો અખાડો પણ કરવામાં આવયો હતો અને જે લશકરી એનજીનો મારફતથી પેલી દેવાલનો કબજો લેવામાં આવયો હતો અને જે તીરીઅન બારકસ હીરાકલીસ દેવતાની નઇયતે પવીત્ર કરી રાખવામાં આવેલું હતું અને તે દરયાઇ લડાઇમાં સીકંદરને હાથ જે કેદ પકડાઇ ગયું હતું તે સરવે ચીજોનેબી પેલાં દેહેરાંને પોતાની આ ફતેહના શુક્રાનાં તરીકે ચહડાવી વટીક આપયાં હતાં. તે દેહેરામાં વળી સીકંદરે પોતાને હાથે યા તો કોઇક કને લખાવીને એક તખ્તીબી મરાવીને મેળાવી આપી હતી; પરંતુ તેની મઝમુન આરીઅન કહે છે જે મારી યાદદાસ્તમાંથી છટકી જવાથી હું અત્રે તે કાંઇ ઉતારી શકતોજ નથી. દાયોદોરસ તો અહીંઆં સુધી વરણવી જાય છે કે ગીલા ખાતેથી મળેલી લુંટમાં કારથેજવાળા હેમીલકરને એપાલો દેવતાની રાક્ષસી કદની એક મુરતી જે હાથ લાગી ગઇ હતી અને જેને તેણે એ તાયર શેહેર ખાતે તે વેળાએ બખશેશ તરીકે મોકલાવી આપી હતી, (જુઓ, તેની ચો૦ ૧૩–૧૦૮) તેબી સીકંદરને હાથ હાલમાં આવી ચુકી હતી; જેથી યવન લોકોમાં એવી અફવા ઉઠી રહેલી હતી કે તે દેવતાનીજ મદદથી સીકંદર એ તાયરના શેહેરને પોતે મુસખર કરી શકયો હતો અને તેનો કબજો આખરે લઇ બેઠો હતો. એ તાયર શેહેર જે વેળાએ આથેન્સ ખાતે એની સીતુસની સરદારી જાગી ઉઠેલી હતી તે વેળાએ હીકોતોમબીઅન માસ એટલે જે ઇ૦ પુ૦ ૩૩૨ નાં સાલના જુલાઇની આખેરી અને ઑગસ્તની શરૂઆતમાં સીકંદરને હાથ આવી ચુકયું હતું અને દાયોદોરસ (૧૭–૪૬); કરસીઉસ (૪–૨૦); પલુતારક ("સીકંદરના વૃતાંત" ની આવી ૨૪ મી) અને જોસીફસ (૧૧–૮,૪) ના કહ્યા પ્રમાણે એ શેહેરપર એ ઘેરો છેક સાત માસ સુધી પડી રહ્યો હતો. ત્યાર બાદ સત્તર વરસ પછી દાયોદોરસ એમ વર્ણવી જાય છે કે (૧૯–૬૧) એનતીગોનસને બતલીમુસ (પતોલોમી) કનેથી એ શેહેરને જીતી લેતાં પંદર મહીના ગુજરી ગયા હતા. વળી એ શેહેરનું બારૂં ઘણી સારી જગ્યા પર આવી ગયલું હોવાથી તે વળી પાછું ઘણી આબાદ સ્થીતીમાં જલદીથી આવી પડયું હતું એમ સ્ત્રેબો (૧૬–૨) તથા કરસીઉસ પણ આપણુને જણાવી ગયલા છે. આમ એ ઘેરો રાખી મેલીને સાત મહીના સુધી, પેલા તીરીઅનો સીકંદર સાથે જે જંગ મચાવી રહેલા હતા, તેનો એક સબબ હતો; કેમકે, પેલા કારથેજીઅનો એ તેઓને આગળ ચાલતાં મદદ કવાને પોતે કહાવી મોકલાવ્યું હતું; પરંતુ પાછલથી તેઓ એમ બહાના લાવીને છટકી ગયા હતા કે અમો તે શું કરીએ; કેમકે, અમો લોકો તો તમને મદદ કરવાની ઘણીજ ઇન્તેજારીમાં હતા, એટલામાં અમોને ખુદ પોતાનેજ યવન લોકો સાથે લડાઇમાં ગુંથાઇ જવું પડયું છે. તોબી વધુ સલામતી સારૂ પેલા તીરીઅનોએ પોતાના બાયડી છોકરાં અને બુઢ્ઢા નાતવાન માણસોને તો કારથેજ ખાતે રવાના કરી આપયાં હતાં એમ દાયોદોરસ (૧૭–૪૦ થી ૪૧) તથા કરસીયુસ (૪–૮ અને ૧૫) બોલી ગયા છે. વલી આગલ ચાલતાં દાયોદોરસ તો (૨૦–૧૪) એમબી લ

ખી જાય છે કે, એ કારથેજઅનો પેલા તીરીઅન હરકીયુલીસ સારૂ દર સાલ પોતાની આવકનો દસમો હીસ્સો મોકલાવવાનો રાબેતોજ રાખી પડેલા હતા. એ તાયર અને સીદોનનાં બે જોડયાં શેહેરોમાંથી પેહેલાં એ તો પારસીઓની ઓરડુમાંજ રહીને સારી જેવી દીલેરી, જવાંમરદી અને હીંમત સીકંદર સામે પ્રથમ ધરથીજ દેખડાવવા માંડી હતી; પરંતુ બીજાંએ તો નાફરમાન થઈને પારસીઓએ તેઓ સાથે છેક પાદશાહ જરકસીસના દોરથી ચલાવેલી આગલી પાછલી નેકી તથા માનપાનની વાતને ભુલી જઈને વીસરજનજ કરી નાંખી હતી, અને તેપર સદંતરજ પાણી ફેરવી મેલીને સપર પહેલાંથીજ સીકંદરની ઓરડુ લેવા માંડી હતી. આવી તેઓની બેઈમાન વ તણુક ખરેખર જ ઈરાનની આવી ભયભીત હાલતની વેળાએ પોતાના આગલા મુરબબીઓ સાથે ચલાવેલી ઘણીજ નામુનાસેબ તથા ઠપકાને પાત્ર થઈ પડે તેવીજ હતી; કેમકે તેઓ તરફથી હાલના કેટલાએક નવી શંદાઓ જે એમ કહેવા માંગે છે કે, તેઓ સાથે આ બનાવની પુરવે થોડાંક વરસોની વાત ઉપર ઈરાનના શેહેનશાહ આરતા જરકસીસ ઓકસે જે નઠારી ચાલ ચલાવી હતી, તેનો આ મુજબ તેઓએ બદલો લઈ દેખડાવયો હતો; પરંતુ આમ તેઓનો બચાવ કરવા જતી વેળાએ તેઓ આ વાત તો ભુલી જાય છે કે, તેમ કરયા વીના આપણા પાદશાહને પોતાનું ઈરાનનું જબરૂં બળ અને ત્રાસ દેખડાવવા માટે બીજો છુટકોજ રહેલો નહોતો; કેમકે તેઓએ બીજાઓના ભમાવવાથી ઈરાનની સામે જે બંડ ઉઠાવી મેલ્યું હતું તેથાજ તેઓનો આવો ઝબુન હાલ થઈ પડયો હતો. હવે જેવી બહાદુરી, કળાકઉશલ્ય અને જાનફેશાની પોતાની બાપીકી ભુમીના બચાવ ખાતર એ તીરીઅનોએ આ વેળાએ જે ભજી બતલાવી હતી, તેવીજ બહાદુરી અને હીંમત બીજાંબી કોસ્તાપરનાં શહેરોએ પણ સપર પહેલાંથીજ જો દેખડાવી આપી હતે તો ઈરાનનો આવો બરગસ્તે દીવસ સીકંદરનો જબરો નસીબો હોવા છતાંબી આવી શકતે નહી; કેમકે સીકંદરની આ ફતેહો તો ગોયા ઉડતી એક ભયંકર તોફાન જેવીજ હતી. જો એ લડાઈ તે બંને હમનબરદો વચે બીજાં દશ બાર વરસ સુધી વધુ ચાલુ જ રહી હતે તો તેટલી મુદતમાં પેલાં તોફાની અસર તો દરેક તોફાની વાયુની માફક સદંતરજ શાંત પડી ચુકી હતે, એવો કુદરતનો ગોયા એક અસલી જાતીજ નીયમ છે; કેમકે હરેક તોફાન ઘણા લાંબા દીવસો સુધી તો કાંઈ ટકી રહેતુંજ નથી. એવી પરમેશ્વરની માનવી જાતો ઉપર તેવી ભયભીત હાલતની વેળા એબી રહેમ નજર રહેતી આવે છે.

**પાદશાહ દરાયશે સીકંદર ઉપર મોકલેલો પેગામ.**

આમ પોતાના બુલંદ એકબાલને લીધે કે દેવતાઓની મેહેરબાનીને લીધે કહો યા તો સીકંદરની હીંમત અને જવાંમરદીનોજ વગવસીલો વચે લાવો તોબી આવી તેને મળતી રહેલી અનધારેલી પયદરપય ફતેહોથી હરકોઈ તેનો હમનબરદ નાહીંમત થઈ બેસે તો તેમાં નવી નવાઈ જેવી તો વાત હોયજ નહીં; કેમકે, હરકોઈ માણસ કે રાજપાટ ઉપર એક પછી એક આવી મુસીબતો જો ચાલુજ રહે તો આ તો કુદરતીજ છે કે તેઓ પોતે ગમે તેવાબી શેહજોર હોય તોબી આખેરે નાહીંમત તો થઈ પડયા વીના રહેતાંજ નથી. આથી સીકંદર તો હજુ પણ તાયરનાં શેહેર ઉપર ઘેરોજ નાંખી પડેલો હતો, એટલામાંજ પાદશાહ દરાયશે તેનાપર પોતાના કેટલાએક એલચીઓને રવાના કરી આપયા હતા. તે વીષે દાયોદોરસ તો એમ આપણુને જણાવી જાય છે (૧૭–૫૪) કે તે એલચીખાતું જયારે સીકંદરે મીસરનેબી પોતે પોતાના હસ્તકમાં લઈ લીધું ત્યારબાદજ ઈરાનના પાદશાહે તેનાપર રવાના કરી આપયું હતું, કે જે બીના મને તો વધારે ભરૂસેદાર અને ચોકસજ દીસે છે; કેમકે, ઈરાનનું આવું જબરદસ્ત રાજ હજુબી પોતાનીકને જમ અને ઝરનું જોર બીસયાર હોવાથી એકદમ તો તે નાહીંમત થઈ જાય તેવું તો કાંઈ હતુંજ

નહીં; કારણ એ જે તાયરનાં શેહેર ખા તે ઓર ઉલટો સીકંદર તો સપરપેહે લાં જરા જબરો ઘાલોજ ખાતો રહેલો હતો અને સંકડાસમાંજ લાંબા દીવસો સુધી પોતે આવી પડેલો હતો. એ એલચી ખાતું પાદશાહ દરાયશ અને ઇરાનની દરબાર ખાતેથી એવો પેગામ લઇને તેની તરફ ઉતરી પડયું હતું કે, અમારો પાદશાહ પોતાની મા, બેહેન તથા બાયડી છોકરાંઓને છોડવવા ખાતેર તમોને દસ હજાર તાલેંત યાને આસરે ૨૪,૪૦,૦૦૦ પાઉંડ એટલે જે રૂપાંની હાલની ગલતર હાલતને લીધે લગભગ પોણાચાર કરોડ રૂપયા આપવાને તઇયાર છે; કે જે પરથીજ હજુ ઇરાન કાંઇ દ્રવ્યની બાબતમાં તો પછાત પડી શકે તેવુંજ નહોતું અને જ્યારે તેઓ આમ બેહદ માલ ખજાનો જો ધરાવતા જ રહેલા હતા તો હજુબી બીજું બોહોળું લશકર તેઓ સીકંદરની સામે જો કામ પડે તો આગળ ચાલતાં સેહેજમાં એકઠું કરી શકે તેમ પણ સીધ થઇ શકે તેવું છે. તે સાથે યુફ્રેતીસ નદીની આથમણ ભણીના જેબી દેશાવરો છેક યવન લોકોના દરયા સુધી કે તમારા સ્વાધીન હેઠળ હાલમાં જે આવી પડેલા છે તે પરથીબી અમો અમારો હક્ક એલાકો ઉઠાવી લઇ યાને છોડી દઇને તમોનેજ સ્વાધીન કરી દેવાને રાજી ખુશી પણ થઇએ છીએ. વળી અમારો પાદશાહ પોતાની બેટી સતાતીરા ( સીતારે )નેબી તમારી સાથે પરણાવી આપી આપણાં બંને રાજપાટો સાથે ફરીને દોસ્તી અને મોહબ્બતનો ગાંઠ મજબુત કરવાને ઘણોજ ખાહેશમંદ વટીક દીસે છે. ( જુઓ, કરસીયુસ ૪–૨૧. ) આ સંદેશો પોતાના ખાસ મીત્રોને બોલાવીને સીકંદરે તેઓ આગળ જ્યારે રજુ કરી દેખડાવ્યો; ત્યારે તે મેહફ્લગાહમાં તેનો પેલો દાનાવ અને જહાંદીદેહ રફીક અને સરદાર પારમેનીઓ તો સીકંદરને એમ કહેવાને મંડી ગયો હતો કે પાદશાહ, મુબારક, જો હું તમારે ઠેકાણે હોઉં તો આવા કોલકરારો એકદમજ હું પોતે કબુલ મંજુર રાખી પડયા વીના તો કાંઇ રહુંજ નહીં, કે જેથી આ લડાઇનું મેહેડુંબી એકદમ કાળું થઇ જાય; એટલુંજ નહીં, પરંતુ આગળ ચાલતાં ફતેહની આવી બીન પાયદાર દેવી જો પોતાની રહેમ નઝર આપણી ઉપરથી ઉઠાડી લે તો તેવી આપદામાંથીબી આપણે સેહેજમાં બચી જઇ શકીએ તેવુંજ છે; પરંતુ સીકંદર હજુ નાદાન વયનોજ હોવાથી અને ફતેહોથી તુમાખીમાં આવી પડી ઘણો મસ્તાનો જેવો જે થઇ પડેલો હતો અને આ દુન્યાની શીરીની કે તલખીથી સદંતરજ બેખબરો અને ચહડતી પડતીથી નાવાકેફ હોવાથી ટકોરમાંજ પેલા પારમેનીઓને એમ જવાબ આપવાને મંડી ગયો હતો કે હું જો પારમેનીઓજ હોઉં, તો આ શરતો તરતજ બહાલ રાખયા વીના તો રહુંજ નહીં; પરંતુ તમારે આ વાત તો યાદજ રાખવી જોઇએ કે હું તો સીકંદર છું; માટે તમારે મારાથી તો એવી આશા રાખવીજ નહીં જોઇએ; કારણ એ જે, હું કાંઇ દરાયશના માલ ખજાનાનો તો કાંઇ ભુખોજ નથી; પરંતુ હું તો તેનું આખું રાજપાટજ પોતે લઇ બેસવા માગું છું અને તેના થોડાક ભાગથી તો કેવળે હું રાજી થઇ પડીશજ નહીં; કારણ એ જે, તેના સરવે માલ ખજાનાનો અને મુલકોનો હું તો અત્યાર આગમજથી માલેક થઇ ચુકેલોજ છું; માટે મારાથી સખાવતભરેલી વરતણુંકની હજુબી દરાયશ જો આશા રાખતોજ હોય તો હું તેને એમ હોકમ કરૂં છું કે તેણે તરતજ મારી કને આવી જઇને મારા આગ્ના હેઠળજ પડી જવું જોઇએ. આ તેનું તેહેકરાઇ ભરેલું અને બેહુદુ બોલવું તો સદંતરજ એક ઘેલા માણુસ જેવુંજ હતું એમ ઉપર આપણે વરણવી ગયા છીએ; કેમકે, હજુ ઇરાનનો બાકીનો ઉગમણુ તરફનો બોહોળો મુલક તો સીકંદર કાંઇ લઇ શકેલોજ નહોતો; માટે આવો તુંદાઇભરેલો જવાબ તેની પ્રતીષઠામા કાંઇ ઉમેરો કરે તેવોજ નહોતો. વળી તે એમ પણ બોલી ઉઠયો હતો કે ગમે તો દરાયશ ચાહે કે નહીંબી ચાહે તો તેની બેટી સીતારાને પરણવાને તો મારીજ ખુશીનો સોદો થઇ પડેલો છે. એ માંબી તે સદંતરજ બડાઇ મારતો હ

તો; કેમકે, આપણી પારસી બાનુઓમાં હજુબી એવી એક કહેતી છે કે જે ઘેરની કુતરીબી નહીં મળે તેવા ઉંચા ખાનદાનની બેટી લઈ બેસવું તે કાંઇ જેવું તેવું સેહેલું કામજ નથી. આવો નાલાયક અને તુંદ્દાઇભરેલો સીકંદરનો સંદેશો જ્યારે ઇરાનની દરબાર ખાતે આવી પહોંચયો; ત્યારે પાદશાહ દરાયશને નવેસરથી ફરીને તેની સાથે જંગમાં ઉતરવાને ફરજજ પડી ચુકી હતી અને તે વીષેની સઘળી નવી તઇયારીઓ તે પાછો કરવાને મંડી ગયો હતો; કેમકે, ઇરાન કને હજુબી બોહોળો મુલક, માલ ખજાનો અને લશકર તો પડેલુંજ હતું. આણી ગમથી સીકંદરે હવેથી મીસરનો કબજો પણ પોતાને હાથ લઇ લેવાનો મનસુબો કરી રાખયો હતો; કેમકે, સીરીઆ-પેલેસ્તીનાનો કેટલોએક ભાગ તો અત્યાર આગમજથીજ તેની કને આવી ચુકેલો હતો; પરંતુ ગાજા શેહેરવાળો પારસીઓનો નેમેલો જવાંમરદ હાકેમ બાતીસ તો સીકંદરને કસીબી દાદ કે કશું પણ કોઠું આપવા લાગયોજ નહોતો અને અરબ સેપાહોની પોતાની ફોજમાં ભરતીજ કરતો રહેલો હતો. તે સાથે વળી મબાદા સીકંદર આગળ ચાલતાં પોતાની ભુમી ઉપરબી ઘેરો નાંખી પડે તે બાબતની પણ સાઉચેતી આગળથીજ લઇ રાખીને લાંબો વખત સુધી ચાલી શકે તેટલી બોહોળી ખાધખોરાકી બીતે પોતાનાં શેહેર ખાતે ભરતોજ રહેલો હતો; કેમકે, તેની એમ તો ખાતેર જમાજ હતી કે સીકંદર સાથે જો આપણે હાંમતથી લડીશું તો જોર જુલમથી તો તે આપણું શેહેર કેવળે લઇ શકશેજ નહીં. આવા વીચારથી તેણે સીકંદર સામે પોતાનાં શેહેરના દરવાજા તો બંધજ મેલી રાખયા હતા અને તેઓમાં તેને કેવળે પેસવા દેવોજ નહીં એવા ઠરાવપર તે મક્કમ રીતે પોતે આવી પડેલો હતો. એ પેલેસ્તીના યા તો પાલેસ્તાઇનનું નામ અસલમાં પીલીશેઠ જેવા હીબરૂ ભાષાના શબ્દ ઉપરથી ઉતપંન થયલું હતું; કેમકે, પાલેસ્તાઇનનાં પ્રાંતની નઇરૂત્ય કોણુ તરફ આવેલા કોસ્તા તરફના મુલકોને તેઓ પીલીશેઠ નાંજ નામથી પોતે પીછાનયા જતા હતા અને ત્યાંના રહીસોને તેઓ પીલીશતીમ યા તો ફીલીસ્તાઇનનાં નામથી પોતે ઓળખતા હતા. હવે તે મુલક ફીનીસીઆ અને મીસરની ભુમીઓની છેક વચ્ચોવચમાંજ આવી ગયલો હતો તેથી જેરૂસલમની આખી ભુમીથી યવન લોકોનાં સંબંધમાં ઘણો આગળથીજ તે ધારો થઇ ચુકેલો હતો. આથી પેલા ગ્રીકોએ તેને સીરીઆ-પાલેસ્તીના એવું નામ આપી રાખેલું હતું; પરંતુ રફતે રફતે પાછલા યવન અને રૂમી નવીશંદાઓ તો તેજ નામથી આખી જેરૂસલમની પવીત્ર ભુમીનેબી પછી પીછાનવાને મંડી ગયા હતા.

**ગાઝાનાં શેહેર ઉપર સીકંદરે નાંખેલો ઘેરો-ત્યાંની રખેવાળ ફોજના દેશી હાકેમ બાતીસ સાથે તેણે ચલાવેલી ઘણીજ કઢંગી હેવાનીઅતભરેલી અને બેહુદી ચાલચલગત તથા વરતણુંક.**

એ બીના આપણે હાથ ધરીએ તે આગમચ યાહુદી લોકો અને સીકંદર વચ્ચે કેમ વેહવાર પ્રથમમાં જાગી ઉઠયો તેનો કાંઇક અહવાલ જોસીફસ જેવા યાહુદી તવારીખ નવીશની "એનતીકવીતી" (૧૧-૮)માંથી જો અત્રે દાખેલ કરયો હોય તો તેથી આપણી તવારીખની કડીને કશી પણ હરકત પહોંચી શકે તેવું નથી. તે નવીશનદો એમ વરણવી જાય છે કે ઓરીસતાઇનાવંશમાંથી પેદા પડેલા કોઇએક સીરાસ્તીસના બેટા પાઉજેનીઅસે ફીલકુસને જયારે કે ઇગાઇ ખાતે કાવાદાવાથી હુમલો કરીને એકાએક મારી નાંખયો તયારે મકદુનીઆની ગાદી ઉપર તેનો બેટો સીકંદર સવાર થઇ બેઠો હતો. તે નવો રાજા હેલેસપોંતનો દરયો ઓળંગાવીને હવેથી દરાયશનાં રાજયપર એશીઆ ભણી ઉતરી પડયો હતો કે જયાં કોસ્તા ઉપર ઇરાનનાં રાજ્યના સરદારો એ તેના હાથથી ગરેનાઇકસનાં મેદાનમાં સજજડ શેકસ્ત ખાધી હતી. આથી તે લીદીઆ, આયોનીઆ, કેરીઆ અને પેમફીલીઆનાં પ્રાંતો ઉપર

ઉતરી પડીને તે મુલકોનોબી પોતે કબ
જો લઇ બેઠો હતો. તે વેળાએ યાહુદી
ઓનો મુખ્ય રાહાબી નીદુઆ કરીને જે
રૂસલમ ખાતે મોટા દસ્તુરાન દસ્તુરનો
ઓદ્ધો ધરાવતો હતો અને તેના નાયબ
તરીકે તેનો ભાઇ માનીસીહ ધારમીક
ક્રીયાક્રમનાં કામકાજો બજાવ્યો જતો અને
તેઓપર તે પોતે દેખરેખ રાખીઓ રહેતો
હતો; પરંતુ તે કોઇ એક જુદ્દીન ઓરત
સાથે પરણી બેઠેલો હોવાથી તેનાપર
ઘણાખરા યાહુદી બડેખાંઓ ઘણાંજ
છેડાઇ પડેલા હતા અને તેને તે જુદ્દીન
ઓરતને તલાક આપવાને આગ્રહ કરતા
રહેલા હતા; નહીં તો કે, અમો લોકો
તને અમારા યજ્ઞકુંડ આગળ આવવા
દઇશું નહીં, એમ તેને સઘળા યાહુ
દીઓ ધમકી વટીક આપતા રેહેલા
હતા. તે ધમકી આપવામાં તેનો ભાઇ
મોહોટો રાહાબી પણુ શામેલ હતો અને
તેને પેલાં યજ્ઞકુંડના પવીત્ર મથક આ
ગળ આવવાથી આખેરે બરતરફ પણુ
કર્યો હતો. આથી તે માનીસીહ પોતા
ના સસરા સનબાલત કને જઇને તેને
એમ કહેવાને મંડી ગયો હતો કે, જો
કે તારી બેટી નીકાસો ઉપર તો મારો
ઘણોજ જાનપ્રાણુ છે તોબી હું મારો
નાયબે દસ્તુરાન દસ્તુરનો ઓદ્ધો તે
ણીને ખાતેર ખોઇ બેસવાને તો જરા
પણુ રાજીજ નથી; કેમકે, તે ઓદ્ધો અ
મારા ખાનદાનમાં પેહેડી દર પેહેડી ઉ
તરતો આવેલો હોવાથી ઘણો માનઅક
રામ ભોગવતો આવેલો છે. આપરથી
તેના મજકુર સસરા સનબાલતે તેને
એવો સધ્યારો આપ્યો હતો કે, તું જો
મારી બેટીને તારી મોહરદાર તરીકે પક
ડીજ રહેશે તો હું તો ખરો કે તનેજ
મોટા રાહાબીનો ઓદ્ધો પાદશાહ દરાય
શ કનેથી અપાવી દઇને જેબી પ્રાંતો
ઉપર હું ઇરાનની બાંહેધરી હેઠળ હાલ
માં રાજપાટ ભોગવું છું તે ઓદ્ધાબી
તનેજ એનાયત કરાવી દેવાને અસંત
રાજી પણુ છું. વળી સમારીઆના પ્રાંત
ખાતે ગીરીઝીમનો પહાડ જે ઘણો
જ ઉંચો ગણાય છે તે ઉપર જેરૂસલમ
નાં દેહેરાં જેવું એક બીજું મોટું દેહે
રૂં પણુ તને બંધાવી આપવાને હું ત

ઇયાર વટીક પણુ છું. પોતે જરા વધુ
વયેબી પહોંચી ગયલો હતો તેથી ઇરા
નના આપણા પાદશાહને સમજાવી તે
ને મજકુર ગાદીઓ અપાવી દેવાની
પોતે યુકતીમાંજ ગુંથાઇ રહેલો હતો,
જેથી હાલ તરત તો તેણે પોતાના આ
જમાઇને પોતાની સાથેજ રાખી મેલીઓ
હતો. બનાવ એવો બની ગયો કે, બીજા
ઘણાએક યાહુદી સહાબી અને લીવાઇ
તો (બેહેદીનો) જેઓ પણુ જુદ્દીન ઓ
રતો સાથે પોતેબી પરણી બેઠેલા હતા,
તેઓ એકાએક ઉસ્કેરાઇ પડીને જેરૂસ
લમ ખાતે મોટું રમખાણ મચાવી પડ
યા અને પેલા માનીસીહની કુમક હેઠળ
આવીને પોતે ભરાઇ બેઠા હતા. પેલો
સેનબાલત પણુ પેલા હુલડખોરાઓને નાણાં
ની મદદ આપીને પોતાના જમાઇને રાજી
અને ખુશી રાખવા માટે ઉસ્કેર
તોજ ચાલુ રેહેલો હતો અને તેઓ
માંજ રહેઠાણો બંધાવવા અને ખેડ
ણીઓ કરાવવા સારૂ ભાથેની જમીનો
વેંહેંચી આપતો જતો હતો. એટલામાં
પાદશાહ દરાયશને પોતાનાં કોસ્તા ઉપ
રના સુબાઓને સીકંદરને હાથે માર
ખાધેલા સાંભળી અને હેલેસપોંતનો
દરયા ઓળંગી આવવાની બીના જાણી
ને તે શુરવીરાને આગળ વધુ ચત્રાતો
રોકવા માટે બીજા ઘોડા અને મોટું
લશકર એકઠું કરવા સારૂ તે તરફના
લત્તાઓ ભણી તેને તરતજ નીકળી
જવું પડયું હતું. તેણે તેથી યુફ્રાત
નદી અને તોરસ તથા સીલીસીઆનાં
પ્રાંતોના પહાડો ઓળંગી જઇને પો
તાની છાવણી તે સીલીસીઆનાં પ્રાંતમાં
ઇસસ નામની જે એક જગ્યા આવેલી
હતી ત્યાં આગળ લાવીને નાંખી દીધી હતી,
અને સીકંદરની સાથે લડવાની હવેથી
પોતે રાહ જોતો બેઠો હતો. આમ દરા
યશને પોતાની તરફનાં દેશાવરો ભણી
નીકળી આવેલો સાંભળીને પેલો સનબા
લત ઘણોજ મધન થવા લાગયો
હતો અને પોતાના જમાઇને એવો સધ
યારો આપવાને મંડી ગયો હતો કે, જ
યારેબી પાદશાહ દરાયશ સીકંદરને હરા
વીને પાછો આપણા મુલક ખાતે આવી
લાગશે ત્યારે હું તારી સરવે મુરાદોને

એકદમ પાર ઉતારી આપયા વીના તો રહીશજ નહીં; કેમકે, તેનાં મનમાં તો શું બલકે આખા એશીઆ ખંડમાં પણ એવોજ વીચાર પેસી ગયો હતો કે, આવાં કાવાદાર બોહોળાં ઇરાની લશકરની સામે બાથ ભીડવા સીકંદર હવે કાંઇ હીંમત કરી શકશેજ નહીં; પરંતુ કુદરતના ખેલે તો લોકો જેમ ધારતા હતા, તેથી ઉલટુંજ રૂપ લેઇ લીધું હતું; કેમકે, તે લડાઇમાંબી ફતેહની દેવીએ તો સીકંદરનેજ આખે રે યારી બખશી દીધી હતી, જેથી ઘણું એક ઇરાની લશકર તો મારયું ગયું હતું, અને ઇરાનના પાદશાહને પોતાની સ્વદેશભુમી તરફ નહાસી જવાની ફરજ પડી હતી; એટલુંજ નહીં, પરંતુ તેની માવતર અને બાયડી છોકરાં વટીક સીકંદરને હાથે કેદ પકડાઇ ગયાં હતાં. આ ફતેહથી હવે સીકંદર શામના મુલકમાં પેસી જઇને તયાંના દમશક (દીમાશકસ)ના શેહેરનો કબજો વટીક પોતે લઇ બેઠા હતો. એમ કરતાં જ્યારે સીદોનનું બંદર પણ દરાયશને પડતો નાંખીને હવેથી સીકંદરનીજ પુસ્તપનાહ હેઠળ જઇ પડયું; તયારે તેણે તાયરનાં શેહેરનેબી જીતી લેવાનો પોતાને મનસે સનસુબો કરી રાખયો હતો; કેમકે, તયાંના રહીસો તો ઘણી ચીવટાઇથી હજુબી પારસીઓનેજ વળગી રહેલા હતા અને સીકંદરને પોતાનાં દેશમાં પેસવા દેવાની સદંતરજ વીરૂધમાં હતાં. હવેથી એ મકદુનીઅન રાજાએ એક રૂકકો યાહુદીઓના પેલા મોટા રાહાબી નીદુઆ ઉપર જેરૂસમલ ખાતે પણ મોકલાવી આપયો, જેમાં તેણે તે યાહુદીઓનેબી પોતાની બેરકુમાં લઇ આવવાની તેને ઘણી મજબુત ભલામણો કરવા માંડી હતી; એટલુંજ નહીં, પરંતુ પોતાની કુમકમાં થોડુંક યાહુદી લશકર અને ખાધખોરાકી પણ મોકલાવી આપવાની અરજ ગુજારી કરી હતી. વળી જે ખંડણી તેઓ કે આગળ ઇરાનને આપતા હતા તે હવેથી બંધ કરી નાંખીને મને પોતાનેજ આપી દેવાનો તેણે હોકમ વટીક કરયો હતો; અને જણાવયું હતું કે તેમ જો તમો કરશો અને અમારી સાથેજ દોસ્તી રાખશો તો આગળ ચાલતાં તમોને કશી પાંતીએ પસ્તાવાનો કશોબી સબબજ રહેશે નહી, પેલા રોવશન દીલના નીમકહલાલ યાહુદી દસ્તુરાન દસ્તુરે સીકંદપર એમ જવાબ લખી વાળયો હતો કે, અમો લોકો તો ઇરાનીઓને અસલધરથીજ એવો કોલ આપી ચુકેલા છીએ કે અમારે તેઓનાં રાજય સામે કશાંબી હથયારો વાપરવાંજ નહી; માટે જ્યાં સુધી પાદશાહ દરાયશ હયાત અને સલામતજ રહેલો છે, ત્યાં સુધી અમો અમારા અસલી કોલની વીરૂધમાં તો જવાને કેવળે રાજીજ નથી. આવા જવાબથી સીકંદર તો તેઓપર ઘણોજ ખફા થઇ પડયો હતો; કેમકે, તે પોતે જાતેજ હઇયા મેલો અને કરપીણુ હોવાથી કોલ તે શું તે વીષેનું કશુંબી ભાન કે જ્ઞાનજ પોતે જાતે ધરાવતોજ નહોવો જોઇએ. તેને ઠેકાણે કોઇ બીજો ખોદાતરસ રાજા હતે તો પેલા રાહાબી ઉપર આફરીન કરયા વીના તો રહેતેજ નહીં. તેણે તો તેને એમ થથરાવવા માંડયો હતો કે, કોણુની સાથે કોલ પાળવો તે વીષેની પુરતી સમજણુ તમારી મારફતથી હું તે ખરો કે તમામ માનવીઓને હવેથી એક ધડા તરીકે આપી દેખડાવી આપું; કેમકે, હાલ તો મારા હાથ તાયર સાથે જરા ભીડમાંજ આવી પડેલા છે, તેથી તેમાં ફતેહમંદ નીવડયા પછી હું તમો લોકોને તે ધડો શીખવી શકીશ. એમ કરતાં ઘણી મેહનતે તે જ્યારે તે શેહેરનો કબજો લઇ બેઠો અને ત્યાંનો સરવ રાહઘાટ શાંત પાડી રહયો; ત્યારે તે પેલા ગાઝાનાં શહેર ભણી આવી પહોંચયો અને તે શેહેર તથા ત્યાંના હાકેમ બાબીમીસીસ જેને એરીઅન તથા બીજા યવન નવીશન દાઓ બાતીસ કરીને લખી ગયા છે તે ઓપર પણ પોતે ઘેરો નાખી પડયો હતો. એ રાહબી ઉપર આમ ખત લખવામાં ધારયા મેળે સીકંદર પોતાનાં એક સ્વપના પરથીજ ઉશકેરાઇ પડેલો હતો, કેમકે તેમાં તેનાં દીથામાં એવું આવેલું હતું કે જ્યારે તે તાજદાર તેઓનાં શેહેરમાં પોતાની ફોજશીખે દાખેલ થઇ ચુકયો ત્યારે તેજ રાહાબી પોતાનાં સ્નેહીઓ સાથે ગોયા તેને ઇસ્તેકબાલ લેવાનેજ ઉતરી પડેલો હતો.

હવે જ્યારે ઈસસનાં જંગી મેદા નમાંથી દરાયશની બાજુને પડતીજ દીઠી; ત્યારે પેલો નીમકહરામ અને શોદા યાને લુચ્ચો સેનબાલત જે દરાયશની મેહેરબા નીથી ઘણુંક સુધી સમારીઆના પ્રાંતનો હાકેમ થઈ બેઠેલો હતો, તે પોતા ના તે મુરબીને પડતો નાંખી પોતાની સાથે સાત હજાર માણુસોને લઈને હવે થી સીકંદરનીજ કુમકે ઉતરી પડયો હતો અને તેને તાયરના શેહેર ઉપર ઘેરો નાખી બેઠેલો જોઈને તેને એમ કહેવાને મંડી ગ યો હતો કે, હું તમારા પગની આગળ આ મારા મુલકના સાત હજાર સીપાઈઓ ને સ્વાધીન કરવા અને મેલી દેવાને ઘ ણોજ ખાહેશમંદ અને આતુરજ બેઠેલો છું, તથા હવેથી પાદશાહ દરાયશને છો ડી દઈને તમોને મારા સાહેબ તરીકે ક બુલ મંજુર રાખવાને તઈયારજ પડેલો છુ. આથી સીકંદરે તેનાપર મમતાબુ ધી દેખાડવા માંડી તયારે તેને ઘણી હીં મત આવી, જેથી તે પોતાનાં મનની મુ રાદ તેની કનેથી એમ ઈચછવાને મંડી ગયો હતો કે, ઓ પાદશાહ મુબારક, અમારા યાહુદી લોકોના મોટા રાહાબી નીદુઆનો મનાસીહ નામે એક ભાઈ છે, જે મારો દામાદ થાય છે અને તેની કનેબી ઘણાંએક યાહુદી લોકો વસે છે જેઓ કે, પોતા સારૂ તેના તાબા હેઠળ જે મુલકો કે આવયાં છે તયાં એક દેહે રૂં બનાવવાની ખાહેશ ધરાવે છે; મા ટે યાહુદી લોકોનું જોર તોડવા હું તમો સાહેબને તેઓને બે ભાગોમાં વહેંચી નાખવાની ઘણી મજબુત ભલામણ કરૂં છું; કેમકે, તેઓ સઘળાઓ જો એક દીલજ રહેશે અને સંપીલી હાલતમાં વ સશે તો તેઓ આગળ ચાલતાં પોતા ના પાદશાહોને હંફાવયા વીના તો કાંઈ રહેશેજ નહીં; કેમકે, તે લોકોએ એક વેળાએ આગળ તેવીજ નઠારી ચાલચલ ગત આસીરીઆના પાદશાહો સાથે પણ ચલાવેલી મશહુર છે. આથી સીકંદરે પેલા સેનબાલતને પોતાની મરજી મુજબ તે કા મ ઉઠાવવાનો પરવાનો આપરો હતો, જેથી ઘણી ઝડપથી પેલું દેહેરૂં બંધાવવાનાં કામ માં તે હવેથી રોકાઈ પડયો હતો અને તયાં ના મોટા રાહાબી તરીકે પોતાના આ મજકુર જમાઈની નેમણુંક કરી રાખી પોતાને મનસે એમ મઘન થવાને મંડી ગયો હતો કે મારી છોકરીના છોકરાં આજ હવેથી એ ગાદીના વારેસો થઈ પડયા વીના તો કાંઈ રહેશેજ નહીં. એમ કરતાં પેલા તાયરપર નાંખેલા ઘેરાને સા ત માસ અને ગાજાનાં શેહેરપર નાખે લા ઘેરાને હવે જ્યારે બે મહીના ગુજરી ગયા તયારે પેલો કાવતરાબાજ સેનબા લત પોતાની દેહનો દંડ આપીને આ જહાનમાંથી પોતે તો ચાલ તોજ થયો હતો. એટલામાં તે તાજદાર જ્યારે આખેરે તે શેહેરનો કબજો પણ પોતાના હસ્તકમાં કરી લેવાને સામરથ વાનજ નીવડી પડયો ત્યારે ઝડપથી તેણે હવે જેરૂસલમ ઉપરબી તરાપ મારવાનો પોતે મનસુબો કરી રાખ્યો હતો. આ વાતની ખબર જેવી પેલા મોટા રાહાબી નીદુઆને મળી ચુકી કે તેણે આગળ સીકંદરનો હોકમ જે માન્યોજ નહોતો તેથી તે પોતાને મનસે હાલ તો ઘણોજ બીહી ધુજી રહેલો હતો. આથી તેણે પોતાના જીહોવા (પરમેશ્વર) કને પ્રાર્થના કરવા અને તેને લાયકની ભેટો અરપણુ કરવાને પો તાના તાબા હેઠળના યાહુદીઓને હોકમ કરયો કે જેથી તે સાહેબ તેઓની આ મુસીબતમાંથી તેઓને તરતજ મોકળા કરી નાંખે. આમ પેલી પ્રાર્થના અને ક્રીયાક્ર મોનાં કામો આટોપી રહયા બાદ પેલા રાહાબી ઉપર એવી બશારત પરમેશ્વર તરફથી કહે છે જે ઉતરી પડી હતી કે, જા, નાહીંમત ના થા અને તમારા શેહેરને સણુગારી નાંખી તેના દરવાજા સીકંદર આગળ તરતજ ખોલ્લા કરી નાંખ. વળી જ્યારેબી તમો તે તાજદારને એસ્તે કબાલ લેવા જાઓ ત્યારે તમામ રાહાબીઓએ તો પોતાનો ધારમીક પો શાકજ પેહેરી રાખવો; પરંતુ તમામ બેહેદીનોએ તો સફેદ પોશાકમાંજ તે તરફ તેઓ સાથે ઉતરી પડવું જોઈશે. એમ કરતાં તે રાહાબી જ્યારે પોતાની નીંદ્રામાંથી બેદાર થઈ ઉઠયો ત્યારે ઘણો જ મઘન થઈને પેલી બશારત વીષેની વાતથી તેણે પોતાના ખાસોઆમ લોકોને સારી કાની વાકેફગાર કરયા હતા. આથી

તે સઘળાઓ પેલા તાજદારની હવેથી રાહ જોતા બેઠા હતા. એમ કરતાં જ્યારે તેઓને એમજ માલુમ પડી ચુકયું કે સીકંદર તો આપણી નજદીકમાંજ દર મંજલ ચાલ્યોજ આવે છે અને હવે કાંઇ તે આપણાથી ઝાઝો છેટેજ નથી ત્યારે પેલો મોટો રાહાબી પોતાની સાથે પેલા સઘળા ધરમગુરૂઓ અને બેહેદીનોને લઇને તેને એસ્તેકબાલ લેવા સારૂ પોતે આગળ નીકળી પડયો હતો. તે શાહાબોલો ઘણોજ ભપકામાં અત્યંત ગંભીર હાલતમાં આગળ ચાલવા માંડયો હતો; કેમકે, તેઓની ચાલચલગતો તો બીજી વરણોના શાહાબોલા સાથે સરખાવતાં કેવળે જુદીજ પ્રકારની જોવામાં આવતી હતી. એમ કરતાં તે જ્યારે સફા નામની કોઇક જગયા આગળ આવી પોહોંચયો ત્યારે પેલા ફીનીસીઅનો અને ખીઆલદીઅનો જેઓ સીકંદરની પછવાડેજ પોતે ચાલ્યા આવતા હતા, તેઓ પોતાના રાજ સાથની તેઓની આગલી પાછલી ચાલચલગતોથી વાકેફગાર હોવાથી મનસે એમજ વીચારતા બેઠા હતા કે હવેથી આપણુને તે શેહેર લુટવાનો જબરો તડાકો હાથ આવી જશે, જેથી આપણુને પેલા રાહાબીનાં તો કકડા બુકલાજ કરી નાંખી તેને વવાની વવાનીને મારી નાંખવાને સવળતા જેવું જ થઇ પડશે; પરંતુ તેઓ તો પોતાના તેવા વીચારમાં ઓર ઉલટા ઠગાઇજ પડયા હતા; કેમકે, સીકંદરે જ્યારે પેલા શાહાબોલાને પોતાની તરફ સફેદ પોશાકોમાં દુરથીજ આવતો જોયો અને પેલા ધરમગુરૂઓને ઉંચા લીનનના પોશાકમાં અને મોટા રાહાબીને જાંબુરી તથા કીરમજી પોશાકોમાં આરાસ્તા થયલો અને પોતાનાં માથાં ઉપર એક આસો ઉંચો રાખીને તેપર મારેલી એક તખતી ઉપર પરમેશ્વરનું નામ લખીને ચાલતોજ દીઠો, ત્યારે સીકંદર તો આગળ ધસી આવીને પેલા પરમેશ્વરનાં નામને પોતે તો આરાધવાનેજ મંડી ગયો હતો અને પોતેજ સપરપેહેલાં તેની કુનશ બજાવીને ઓર ઉલટી ત્યાં ને ત્યાંજ તે રાહાબીની ખેરઆફીયત પુછવાને પોતેજ મંડી ગયો હતો. પેલા યાહુદીઓબી એ કજ દીલ, આવાજ અને એકી ટગરેજ સીકંદરને પણ વધાવી લેવાને મંડી ગયા હતા અને તેની આસપાસ પોતે ફરી વળવાને પણ લાગી ગયા હતા. આવો બનાવ જોઇને શામ વગેરે મુલકોના પાદશાહો ઘણાજ તાજુબીમાં પડી ગયા હતા અને એમ વીચાર કરવા લાગયા હતા કે, સીકંદર કાંઇ દીવાનોબીવાનો થઇ ગયો છે કે શું? તોબી પારમેનીઓ તો બેધડક એકલદોકલ સીકંદર કને પોતેજ ઝડપમાં નીકળી પડયો હતો અને તેને એમજ પુછવાને મંડી ગયો હતો કે, જ્યારે સરવે લોકો તમારીજ પર સ્તેશ અને નીમાજ કરતા બેઠેલા છે ત્યારે તમો યાહુદીઓના એક રાહાબીની પરસ્તેશ કરવાને મંડી જાઓ તેનો સબબ તે શો હોવો જોઇએ વારૂ? તેના પ્રતી ઉતરમાં તે પારમેનીઓને એમ જણાવવા લાગયો હતો કે, હું તેની પરેસ્તેશ કરતોજ નહોતો; પરંતુ જે પરમેશ્વરે મને હવેથી તેઓના મોટા રાહાબીની પદ્વીએ જે ચહડાવી મેલ્યો છે, તેથીજ હું તો સેતાયશ અને ન્યાયશ કરવાને મંડી ગયો હતો; કારણ એ જે, જ્યારે એક વેળાએ હું માસીદોન ખાતે દીઓસનાં શેહેર ખાતે મારા મનસે એમ વીચારવાને મંડી ગયો હતો કે, એશીઆની સલતનત મને કેવી રીતે મળી જવી જોઇએ, ત્યારે એજ રાહાબી એજ પોશાકમાં ગોયા મારી કને આવીને મને એમ ખુશ ખબર આપવાને મંડી ગયો હતો કે, ચાલ ઉઠ, ઝડપ કર ને દરયો ઓળંગાવી જા; કેમકે, પારસીઓ કનેથી પાદશાહત છીનવી લઇને તનેજ આખા એશીઆની માલેકી અપાવવાને હવે પછી હું રાહબર થઇ પડીશ. એ સ્વપનું જોયાને જોકે મને લાંબી મુદત ગુંજરી ગઇ છે, તોબી મેં કોઇ કાળેબી એવા પોશાક અને ઢબછબમાં મારી સોડે કોઇબી શખસને આવતો દીઠોજ. નહોતો; માટે જ્યારે આ શખ્સને પેલા સ્વપનાની તાસીર મુજબ જે પોશાક અને સ્વરૂપમાં મારી કને આવતોજ દીઠો ત્યારે મને પેલા સ્વપનાની આદ આવી ગઇ અને મારી પુર ખાતેરજમાંજ થઇ ચુકી

હતી કે, હું દરાયશને હરાવીને તેની ક નેથી તમામ એશીઆ ખંડની સલતનત મારી ખુદ પોતાની મરજી મુજબ હું મારે સ્વાધીન હવેથી લઇ જ બેસી શકીશ. આમ પારસીઓને સમજાવીને તેણે જ્યારે પેલા રાહા બીને પોતાનો જમણો હાથજ આપી દી ધો, ત્યારે તે રાહાબી તેની સાથે દોડવા ને મંડી ગયો હતો અને સીકંદરને પોતાનાં શેહેરમાં દાખેલ કરી બેઠો હ તો; માટે તે તાજદારે પછી તેનાં દેહે રાંમાં જઇને પેલા રાહાબીના હોકમ મુ જબ પરમેશ્વરની બંદગી કરવા માંડી હ તી અને પેલા તમામ ધરમના ઉપાધયા ઓ અને પેલા મોટા રાહાબીને પણ સા રી કાની પોતે નવાઝયા હતા. એમ કર તાં પેલા ધરમગુરૂઓએ તેની આગળ પોતાના દાનયાલ પયઘમબરની પોથીજ જ્યારે હાજર કીધી કે જેમાં એમ લખ વામાં આવેલું હતું (જુઓ, તેની પો થી ૭, આવી ૬; પોથી ૮, આવી ૩ થી ૮ અને ૨૦ થી ૨૨ તથા પોથી ૧૧ ની આવી ૩) કે કોઇ એક યવન બચ્ચો હ વે પછી ઉઠીને ઉભો થશે કે, જે પારસી ઓની સલતનતની આખેરી આણી મેલ શે. તે આગાહી મને ખુદ પોતાનેજ લા ગુ પડે છે, એમ સીકંદર હવેથી પોતા ને મનસે સમજીને અત્યંત મગન થતો ચાલ્યો હતો અને હાલ તરત તો પેલા સરવે જણાને ત્યાંથી પાછા વીસરજન થઇ જવાનો પોતે હોકમ આપયો હતો.

બીજે દીવસે પેલા રાહાબીને પો તાના રસાલા સીખે પાછો પોતાની સન મુખ સીકંદરે બોલાવી મંગાવયો હતો અને તમારી શી મુરાદ છે તે તેની કને થી પુછપરછ કરવાને પોતે મંડી ગયો હતો. આપરથી પેલા રાહાબીએ સીકંદ ર કનેથી એમ માંગી લીધું હતું કે, અમોને અમારા ધરમનાં ફરમાનો પ્રમા ણેજ હમેશા ચાલવા દેવાની છુટ બખ શવી અને દર સાતમે વરસે કશીબી ખં ડણી તમારે અમારી કનેથી લેવીજ નહીં અને તેવીજ પરવાનગી જેબી અમારા હમજાતીઓ બાબેલોન અને મીદીઆ નાં પ્રાંતો ખાતે પણ વસતા હોય તેઓ નેબી આપી રાખવાની મેહેરબાનીજ કર વી. તેઓની તે સઘળી મુરાદોને હવે પછી બર લાવવાની તે તાજદારે પોતે ઝમાનત આપી હતી અને ઘણાએક યાહુદીઓને પોતાનાં લશકરમાં વટીક સી પાહીઓ તરીકે નોકરીમાં રાખી દીધા હતા. યાહુદી લોકોને આવી છુટો જ્યારે સીકંદર કનેથી મળી ચુકી ત્યારે પેલા અદકચરા સમારીતનો પોતેબી યાહુદી ઓમાંજ ખપવાનો દાવો હવેથી લઇ બે ઠા હતા. તે લોકો તે વેળાએ ગીરીઝઝી મના પરવત ઉપર સીચીમ નામે જે એ ક શેહેર આવેલું હતું ત્યાં પોતે વસતા હતા અને જ્યારેબી યાહુદીઓ ઉપર ક શીબી તરેહની આફત આવી પડતી હતી ત્યારે તો તે લોકો પોતાને યાહુદીઓ ત રીકે તો ગણાવવા માંગતાજ નહોતા; પરં તુ જ્યારેબી નસીબની દેવી તેઓપર હસ વાને મંડા જતી હતી ત્યારે તો તેઓ પો તેબી યાહુદીઓમાંજ ખપવાનું ડોળ ઘા લી બેસતા હતા અને પોતાની વંશાવળી જોસફ, ઇબરાહીમ અને માનીસીહ ઉપર થીજ લોકોને પોતે દેખડાવવાને મંડી જતા હતા. આથી તેઓએબી જેરૂસલમની થોડેક છેટેથી પોતાના કાસદોને સીકંદરપર મોકલાવી આપી તેની તાબેદારી કરવાની પોતાની ખાએશ દેખડાવવાને મંડી ગયા હતા. આથી સીકંદરે તેઓને પોતાની સ નમુખ આવવાનો હોકમ કીધો હતો, જે થી સેનબાલતની આપેલી કેટલીએક ફો જ લઇને તેઓબી તેની છાવણી ભણી ઉતરી પડયા હતા અને પોતાના શેહેરમાં આવીને પોતાનાં મંદીરનીબી ઝેયારત ક રી જવાની સીકંદરને તેઓએ એલતેમા સ વટીક કરવા માંડી હતી. તેના જવાબ માં સીકંદરે તેઓપર એમ કહાવી મોક લાવયું હતું કે, જ્યારેબી હું તમારા શેહે ર આગળ આવી પહોંચીશ ત્યારે શું પગલાં ભરવાં તે હવે પછી હું જોઇ લ ઇશ. આપરથી તેઓએબી હીંમત ધરી ને દર સાતમે વરસે પેલા વેરામાંથી છટક વાની પોતેબી એમ જણાવી અરજી કરવા માં ડી હતી કે, અમો લોકો હાલ તરત તો કશીબી વાવણી અમારી ભુમીઓ ઉપર કરતાજ નથી. આપરથી સીકંદરે તેઓ ને એમ સવાલ નાખયો હતો કે, તમો કોણ લોકો છો કે આવી અરજી મારી

સનમુખ તમો કરી બેઠા છો? તેના પ્રતી
ઉતરમાં તેઓ એમ બોલી ઉઠયા હતા
જે, સાહેબ, અમો હીબરૂ લોકો છીએ
અને સીચીમ ખાતે રહેઠાણ કરી પડેલા
હોવાથી અમોને લોકો સીદોનીઅન ના
મ હેઠળ પીછાને છે. આથી ફરીને સી
કંદરે તેઓને એવો સવાલ નાંખયો હ
તો કે શું તમો યાહુદી લોકો છો? ત્યા
રે તેઓ એમ બોલી ઉઠયા હતા જે,
નહીં સાહેબ. આથી સીકંદરે તેઓને
એમ કહેવા માંડયું હતું કે, મેં તો આ
વો પરવાનો ફકત યાહુદીઓજ સારૂ આ
ગળ આપેલો હતો; તોબી ઠીક છે,
હું તમારા શેહેર ભણી હવે પછી
જ્યારેબી આવી પહોંચીશ ત્યારે એ બા
બતસર વધુ તલાશ કરીને જે ક
રવા ઘટતું હશે તેપર હું
મારૂં લક્ષ દોડાવીશ. એમ કહીને
તેઓને પાછા રવાના કરી આપ
યા હતા; પરંતુ પેલી સેનબાલતવાળી
ફોજને તો તેણે પોતાની સાથેજ રાખી
મેલાને તે સાથે પોતે મીસર ભણીજ
ઉતરી પડયો હતો અને તેઓને ત્યાંજ
કેહે વસાવવાનો પોતાના મનસે મનસુ
બો કરી રાખયો હતો. હવે જ્યારે તે
આલમગીર પાદશાહ ત્યારબાદ મીસર
નેબી પોતે મુસખર કરી શકયો ત્યારે
થીબસ ઉપર તકેદારી રાખવા સારૂ ત્યાં
જ તે ફોજને પડતી રાખી ગયો હતો,
કે જ્યાં તેઓએ પછી વસવા માંડયું
હતું. હવે જ્યારે સીકંદર મરણ પામ
યો અને તેનો બોહોળો મુલક તેના અ
ણધારવેલા સરદારોજ પોતપોતામાં ચાં
પી બેસતા ચાલયા ત્યારે પેલું નવું દે
હેરૂં તો પેલા ગીરીઝીમના પરવત ઉપ
ર સલામતજ રહી શકેલું હતું. આથી
જેરૂસલમના ચુસ્ત યાહુદીઓ જ્યારેબી
હરકોઈ પોતાના નયાતીલા ઉપર શનીવા
રનો મુબારક અને પવીત્ર દીવસ નહી પા
ળવા કે ડુક્કરનું અપવીત્ર ગોસ્ત ખાવાનો
યા તો બીજા હરકોઈ ગુનાહભરેલા આરો
પો મેલતા હતા, ત્યાર તેવા નજીસ લોકો
પેલા સીમારીતન લોકોનો આશ્રો પકડી
બેસીને તેઓને એમ સમજાવવાને મં
ડી જતા હતા કે, અમારા ઉપર આ
આરોપો ઘણાજ ગેરસલુકાઈની રાહે
મેલવામાં આવેલા છે, જેથી અમને પુ
રતો એનસાફ તો મળી ચુકેલોજ નથી.
વળી તેજ વેળાએ પેલા મોટા ધરમગુ
રૂ નીદુઆનું પણ વરૂધ વયે મરણ ની
પજયું હતું અને તેની ગાદી ઉપર તે
નો બેટો ઓનીઆસ આવી બેઠેલો હતો.
હવે ઉપર જણાવયા પ્રમાણે સફા ના
મની જે ભુમી આગળ આ મરનાર રા
હાબીની સપરપેહેલી વાર સીકંદર સાથે
મુલાકાત થઈ પડી હતી તે જગયાનો
અર્થ યવન ભાષામાં "દેખાવ" કરીને થા
ય છે; કેમકે, ત્યાંથી જેરૂસલમ તથા ત્યાંના
પેલાં મોટાં મંદીરનો સારો જેવો
દેખાવ દુરથીજ લોકોને માલુમ પડી
શકતો હતો. એ ફકરામાં જોસીફસ દા
નયાલ પયધમબરની અગમચેતી વીષેનો
જે એશારો કરે છે, તે વાત મને તો
વાહીયાત જેવીજ લાગે છે અને તે પાછ
ળથીજ કોઈક રાહબી યાને પાદરીની
ઘુસાડી દીધેલીજ હોવી જોઇએ તેમ
સ્પષટ રીતે પરખાઈ આવે તેમ પણ
છે; કેમકે, તે આગાહી પેલા મુ
ખ્ય રાહાબી નીદુઆને પ્રથમધરથીજ
જો માલુમજ હતે તો હરગેઝ સી
કંદરપર સપરપેહેલાં પેલો મજકુર
રૂકકો દરાયશની કુમક કરવા વીષેનો
તે લખવાને જરાબી હીંમત તો કરી શ
કતેજ નહીં. મારે અત્રે વળી એમ પ
ણ જણાવવું જોઇએ કે, દાનયાલ પયધ
મબરની કેટલીએક આગાહીઓ તો ખો
ટીજ રીતે તેની પોથીમાં છેક પાછળથી
જ ઘુસાડી દેવાબાં આવેલી છે, એમ
મીં૦ રેના જેવો બાહોશ ફ્રાનસીસ પાદ
રી વટીક એકરાર કરી જાય છે.

હવે જયારે ગાજાનો હાકેમ મજ
કુર બાતીસ તો પોતાની તઈયારીઓ કર
તોજ રહયો ને સીકંદરને કશોબી મચ
ક આપવા લાગયોજ નહીં, ત્યારે તે શે
હજોર બચ્ચાંને તેના શેહેર ઉપર સવારી
લઈ જયા વીના છુટકોજ રહયો નહોતો.
કહે છે જે, એ ગાજાનું શેહેર દરયા આ
ગળથી આસરે વીસ સ્તેદીજ એટલે જે
આસરે અઢી માઈલને છેટે આવેલું હ
તું; પરંતુ સ્ત્રેબો તો દરયાના કીનારાથી
ફકત સાત સ્તેદીજનેજ તફાવતે તે આવે
લું હતું (જુઓ, તેની ભુગોળ, ૧૬—૨)

એમ પોતે વરણવી જાય છે. ત્યાં જવા સારૂ ઘણીજ ઉંડાણ સુધી તો બેહદ રેતીજ માત્ર પંથરાઇ રહેલી હતી અને તે શેહેરની પડોસમાં દરયાનાં પાણી પણુ સરવે ઠેકાણેથી ઘણાં છાલકાં જેવાંજ રહેતાં હતાં. તે શેહેરનું ખરૂં નામ તો યાહુદી ભાષામાં અઝઝાહ કરીને હતું જેનો અર્થ ફીલ્લો કરીને થતો હતો; પરંતુ યવન લોકોએ તે અસલ નામનું અપભ્રંશ કરી નાંખીને તેનું ગાઝા કરીને કરી મેલેલું છે. તે શેહેર મીસર અને પાલેસ્તાઇનના મુલકોની સરહદ ભણી આવેલું હોવાથી છેક અસલધરથીજ ઘણા અગત્યના શેહેર તરીકે ખાસોઆમમાં મશહુર થઇ ચુકેલું હતું. હવે ફીલીસ્તાઇન લોકો કને પાંચ જાણીતાં શેહેરો જે આવેલાં હતાં તેઓમાં તેબી એક શેહેર તરીકે ઘણુંજ પ્રખ્યાત હતું, જેથી છેક અરવાચીન કાળ સુધી ત્યાંના દેશી રાજાઓજ ત્યાંના મસનદ ઉપર બીરાજતાજ ચાલ્યા જતા હતા, એમ ઝકરીયાની પોથી ઉપરથી હાલમાં પણ સારાંશ નીકળી શકે તેવો છે. (જુઓ, તે પોથી ૯ ની આવી ૫ મી.) ત્યાંજ કરૂઝેદની જેહાદની વેળા વેલાતના પાદશાહ રીચર્ડ ૧ લાને એસ્લામી લોકો સાથે એક ઝબરદસ્ત જંગમાં ઉતરવું પડયું હતું. તે શેહેર હાલ ઝમાનાના લોકોમાં ગુઝઝીહનાં નામથી મશહુર છે અને ત્યાં પંદર હજાર માણસોની વસ્તી કહેવાય છે. એ અઝઝાહ યાને ગાજાનું શેહેર તે ઝમાનામાં ઘણુંજ મોટા શેહેર તરીકે જાણીતું હતું અને એક અત્યંત ઉંચા પોસ્તા ઉપર તેને બાંધવામાં આવેલું હતું જેની આસપાસ વળી એક મજબુત ફરતી દેવાલ પણુ લેવામાં આવેલી હતી. ફીનીસીઆનાં પ્રાંતથી તે ઠેઠ મીસર ભણી જતાં એક મોટા બેયાબાનની સરહદ આગળ તે સઉથી છેલ્લાં શેહેર તરીકે હરકોઇ મુસાફરની નજરે પડી શકતું હતું; કેમકે, તેથી વેગળે કોઇ બીજું જાણીતું શેહેર તે રસ્તાપર કાંઇ આવેલુંજ નહોતું. જ્યારે ત્યાં આગળ સીકંદર પોતાની ફોજ સીખે આવી પહોંચયો; ત્યારે પેહેલે દીવસે તો જ્યાં આગળથી તેના અવલોકન મુજબ પેલી દેવાલ ઉપર સેહેલાઇથી હુમલો લઇ જઇ શકાય ત્યાં આગળ તે પોતાની છાવણી નાંખી પડયો હતો અને પોતાના ઇજનેરોને પેલા લડાઇના એનજીનો તઇયાર કરવાનો પોતે હોકમ આપયો હતો; પરંતુ તે દેવાલ એક પોસ્તાની છેકજ ઉંચાણપર આવેલી હોવાથી પેલા ઇજનેરો તો રડી ઉઠયા કે, આપણે લડયાથી તો તે દેવાલને કોઇ કાળેબી જીતી તો લઇ શકનારજ નથી. આમ તે કામ ઘણુંજ મુશકેલ અને બીકટ માલુમ પડયાથી સીકંદરે તો કાંઇબી યુકતીથી તે કામને પોતાને માથે ઉઠાવી લેવાને દરૂસ્તજ વીચારયું હતું; કેમકે, તે પોતાને મનસે એમ સમજતો રહલો હતો કે, આવું અણુધારવેલું મજબુત કામ પાર પાડવામાં હું જો ફતેહમંદજ નીવડી પડીશ તો મારા દુશમનો મારાથી ઘણાજ બીહી ધુજી જયા વીના તો રહેશેજ નહીં એમ કરતાં તે શેહેર જીતી લેવામાં હું જો હારજ ખાઇ બેસીશ અને નીષફળજ નીવડી પડીશ તો મારા દુશમન હમનબરદ ગ્રીકો તથા પારસીઓ આગળ એર ઉલટું મારૂં ફુલસુગનુજ જશે; એટલુંજ નહીં, પણુ મારી હસી અને રૂસવાઇબી થયા વીના તો રહેશેજ નહીં. આથી તેણે તે શેહેરની આસપાસ ત્યાંની દેવાલ જેટલોજ બીજો એક ઉંચો પોસ્તો પોતેબી ઉઠાવવાનો વીચાર કરી રાખયો હતો, કે જેથી પેલી બુલંદ દેવાલની ઠેઠ ઉંચી સપાટી સુધી તેને પોતાના એનજીનો ગોઠવવાને તે પોસ્તા ઉપરથી સવળતા જેવુંજ થઇ પડે. દક્ષીણુ બોરડુ તરફની દેવાલ આગળથી આપણુને એ હલ્લો કરવાને સેહેલ થઇ પડશે એવા વીચાર અને અવલોકન ઉપરથી તેણે તે પોસ્તો તે બાજુ આગળથીજ ઉઠાવવા માંડયો હતો.

એમ કરતાં તે બાંધકામ જયારે પેલી દેવાલની ઠેઠ બુલંદી વેર પહોંચી ગયું, તયારે તેણે પોતાના પેલાં એનજીનોને પેલી દેવાલની બરાબર સનમુખ લાવીને હવેથી ગોઠવવા માંડયાં અને તયાર બાદ પોતે પોતાના દેવતાઓ સારૂ કુરબાની કરવાનાં કામમાં પોતાને મા

થે ફુલનો ગજરો લટકાવીને મશગુલ થ
ઇ બેઠો. તે ક્રીયા વીષે પોતાના ધ
રમની રૂઢી માફક તેણે જેવી શુરૂઆ
ત કરવા માંડી એટલામાં એતેફાક એવો
બની ગયો કે, તે યજ્ઞકુંડની બરાબર ઉ
પર કોઇ એક માંસ ભક્ષ કરના
ર પક્ષીએ ઉડી આવીને પોતાના
પંજામાં એક પતથરનો કકડો જે પકડી
રાખેલો હતો તે આબાદ સીકંદરના
માથા ઉપર માર્યો. આથી તે વે
હેમી રાજાએ પોતાના તાસીરના કહેનાર
એરીસ્તાનદર નામના જોષીને તરતજ
બોલાવી મંગાવ્યો અને આ સગન વી
ષેની તાસીર સારૂ તેણે તેની કનેથી પુછ
પરછ કરવા માંડી. તેના નાંખેલા સવા
લના જવાબમાં પેલો તાસીરનો કહેનાર
ધુતારો એમ કહેવાને મંડી ગયો હતો
કેઃ—અરે ઓ નામદાર પાદશાહ, તમો
ખચીતજ એ શેહેરને આખેરે તાબે કરી
લેવાને તો સામર્થવાનજ નીવડી પડશો;
પરંતુ તે દીવસે તમારે તમારા જાનની
સલામતી સારૂ ખુબ હોશીયારી રાખવી
જોઇશે. (જુઓ, એરીઅન ૧—૧૧ અને
૨૫ તથા ૨—૧૮), પલુતારક (જુઓ, તે
નો "સીકંદર" ઓવી ૨૫) અને કરસીયુ
સ (૪—૨૬) તો એમ વહેવી જાય છે કે
તે પક્ષીને પછી ઘેરી લઇને એક જા
લ નાંખીને આખરે તેણે પકડી વટી
ક લીધું હતું. આ આગાહી સાંભળી
ચુકયા બાદ થોડોક વાર સુધી તો પેલા
દુશમનો તરફથી છુટતા બાણોના અરા
બાઓમાંથી પોતાને બચાવવા સારૂ સી
કંદર પેલાં એનજીનોની છેક નજદીક
માંજ પોતે તો પડી રહયો હતો; પ
રંતુ જ્યારે બાતીસના સીપાહીઓ પેલા
શેહેરની બાહેર ઘણાં જોરથી ધસી આ
વયા અને પોતાની ઉંચાણુ જગયા ઉપ
રથી તેના દેલાવર અને શેહજોર અરબો
પોતાના હાથમાં બળતી મશાલો લઇને
પેલાં એનજીનોને બાળી નાંખવાના એરા
દાથી તીરોના અરાબા સીકંદરની ફોજ
ઉપર છોડતાજ ચાલ્યા અને તેઓએ
ઉઠાવેલા પેલા પોસ્તા ઉપરથી તેઓ
ને છેકજ હેઠળ નસાડવાને મંડી ગયા,
ત્યારે તે રસાકસીની ઝુમમાં સીકંદર પે
લા તાસીર કહેનારની આગાહીની વાત
ભુલી જઇને યા તો જાણીજોઇને તે
ઓની કુમકમાં તે જંગની દરમીઆન
પોતેબી હોમાવી પડયો હતો; કેમકે, તે
ના સેપાહો છેક હેઠળથી લડતા રહેલા
હોવાથી પોતાના હમનબરદોના હાથથી
ધુમ મારજ ખાતા ચાલ્યા જતા હતા.
હવે જે જગયા ઉપર પેલા મકદુનીઅન સે
પાહો અત્યંત ધાસ્તી અને કજબેહેસી
માં આવી પડેલા હતા તે તરફ તે
ઓના બચાવ ખાતેર સીકંદર પો
તાની સાથે પેલા ઢાલ તરવાર ધ
રાવનાર સીપાહીઓને લઇને જયારે
ઉતરી પડયો, કે જેથી શરમભ
રેલી રીતે પેલા તેના સેપાહો માર ખા
ઇને પેલા પોસ્તા ઉપરથી છેકજ નીચે
નહાસી જવાયજ નહી, ત્યારે તેનું બ
ખતર અને ઢાલ ફોડી નાખીને એક
તીર ઘણુંજ જોશમાં દુશમનો તરફથી
આવીને તેનાં ખભાંમાં આબાદ પેસી
ગયો હતો; જેથી તેને તયાં એક મોટો જ
ખમ પડી ગયો હતો કે જે સેહેજમાં તો
કાંઇ રૂઝ આવી શકે તેવોજ ન હોતો. આથી
તેની એમ તો ખાતેર જમાજ થઇ ચુકી
હતી કે, ઓરીસ્તાનદરનું બોલવું સઘ
ળું ખચીત ખરૂં પડયા વીના તો રહેશે
જ નહી અને પેલી બશા
રત મુજબ હું એ શેહેરનેબી આ
ખેરે જીતી લેયા વીના તો રહીશજ
નહીં. એટલામાં જે લડાઇનાં એ
નજીનોથી તે આગળ તાયર શેહેરનો ક
બજો પોતે લઇ શકયો હતો તેઓબી તે
ની કુમકમાં આવી લાગયાં હતાં; કેમકે,
તેઓને ત્યાંથી દરયાને મારગે તેનાં સ્ને
હીઓએ વહાણોમાં નાંખીને મોકલાવી
આપયાં હતાં. આથી તેણે પેલા શેહેર
ની ચોતરફ બે સ્તેદીઆ યાને બારસો ને
સાડાતેર ફીટ જેટલો પહોળો અને, અ
ઢીસો ફીટ જેટલો ઉંચો એક બીજો પો
સ્તો પણ ઉઠાવવા માંડયો હતો અને તે
જ્યારે તઇયાર થઇ રહયો, ત્યારે પેલાં ત
ઇયાર પડેલાં એનજીનોને તેનાપર લાવી
ને ગોઠવી નાંખી તેઓ મારફતથી ઝબર
દસ્ત મારો પેલી દેવાલ ઉપર હવેથી ચલાવ
વા માંડયો હતો, આથી તે દેવાલનો
મોટો ભાગ છેક નીચે સુધી આખેરે
ધસી પડયો હતો. વળી ચોતરફથી સુ

રંગો ફોડવા માંડી જમીનની હેઠળ ચોરીછુપીથી ભરાઇ બેસીને ત્યાં આગળની માટી તેના સેપાહો જે ખસેડવા મંડી ગયા હતા, તેથી ઘણેએક ઠેકાણેથી તે દેવાલનું ગાબડુંજ નીકળી ચુકયું હતું, જેથી તે ઝમીનદોસ્તજ થવા લાગી ગઇ હતી અને ત્યાંની ખાલી જગયાઓને તે હવેથી પુરતીજ ચાલ્યો હતી. એવીજ યુકતી પેલી પીલોનીસીઅન લડાઇ જે આ હંગામની ઘણુંક પુરવે યુનાન દેશમાં ઘણીજ જોરથી જાગી ઉઠી હતી, તે વેળાએ તે લોકોએબી પલાતીઆનાં શેહેર ઉપર ઘેરો નાંખતી વેળાએ પોતેબી કરી દેખડાવેલી હતી, એમ થીયુસીદીદીજ આપણુને જણાવી ગયો છે. (જુઓ, તેની તે લડાઇ વીષેની તવારીખ, વા૦ ૧ લું ચો૦ ૨ ની ઓવી ૭૬, પા૦ ૧૩૭ અંગ્રેજી તરજુમાનું.) આથી પેલા મકદુનીઅનોને પોતાની તીરો અને ગોફનોને કુશાદેથી છોડવાને પુરતી જગયા હાલમાં હાથ લાગી ચુકી હતી, તેથી દુશમનોના જે સેપાહો કે પેલા બુરૂજો ઉપરથી પોતાના શેહેરનો બચાવ કરતા રહેલા હતા, તેઓને ત્યાંથી પછી મારીને પાછા હઠાવતા ચાલ્યા હતા અને જોકે ત્રણ ત્રણ મરતબે સીકંદરના માણુસોએ પેલા શેહેર ઉપર જબરો ધસારો કરયો હતો, કે જેમાં તેઓના ઘણાએક માણુસો ઘાયલ થયા ઉપરાંત મારયા વટીક ગયા હતા, તોબી પેલા ગાજાવાળા સીપાહીઓ તયાં ઘણી મક્કમ રીતે ટકી રહેલા હતા. આખરે ચોથા હુમલાની વેળા સીકંદર ચોતરફથી પોતાની મકદુનીઅન "ફાલંકશ" ને કામે લગાડી પેલી દેવાલનો જે ભાગ કે ઘણો દોદરો થઇ પડેલો હતો, તેને તો છેકજ ઝમીનદોસ્ત પોતે કરી નાંખયો હતો અને પેલા એનજીનોના મારાથી તે દેવાલના બીજા મોટા ભાગને પણ અત્યંત દોદરો કરી નાંખીને ત્યાં એટલાં તો મોટાં મોટાં ગબાડાં પાડી નાંખયાં હતાં કે જેથી તેમાં પોતાની નીસરણીઓની મારફતથી તેપર હવેથી ઝબરદસ્ત હલ્લો કરવાનું કામ તેણે ઘણુંજ સવળ કરી નાંખયું હતું. જ્યારે તે નીસરણીઓને પેલી દેવાલની સરોબર લાવીને ઉભી કરવામાં આવી, ત્યારે પેલા સેપાહોમાં તેનાપર ચહડી જવાની જબરી ઉલટ થઇ પડી હતી અને જોઇએ કોણ સપર પેહેલાં તે દેવાલની ઉપર જઇને ચહડી બેસે છે અને પોતાની બહાદુરી દેખડાવી આપે છે, તે સારૂ જબરી હરીફાઇઓમાં તેઓ ગુંથાઇ પડયા હતા. જે શખ્સ કે હવે પ્રથમમાં તે દેવાલ ઉપર જઇને ચહડી બેઠો હતો તે સરદારનું નામ નીઓપતોલીમુસ કરીને હતું કે, જે સેપાહ હરેક મોટા મેળાવડાની વેળા સીકંદરનો નેજેબરદાર અને ઢાલના ઉંચકનાર તરીકે જાણીતો થઇ ચુકેલો હતો, એમ પલુતારક આપણુને જણાવી ગયો છે. (જુઓ, તેનો "યુમનીસ"નો વૃતાંત ૧.) તે પેહેલવાન એઇઆઇસીદાઇના વંશમાંથી ઉતરી આવેલો હતો અને પાછળથી દાયોદોરસના કહયા મુજબ (૧૮–૩૧) ઇ૦ પુ૦ ૩૨૧ નાં સાલમાં યુમનીસનેજ હાથે એક જંગનાં મેદાનમાં પોતે માર્યો પણ ગયો હતો. તેની પછી પોતાના અમલદારો સીખે બીજી લશકરી ટુકડીઓ પણ તે દેવાલ ઉપર ચહડતી ચાલી હતી. હવે જ્યારે કેટલાએક મકદુનીઅન સીપાહીઓ પેલી દેવાલની અંદર પેસી ગયા, ત્યારે ત્યાંના દરવાજાઓ તેઓ એક પછી એક ભાંજી તોડીને ખોલ્લા કરી નાંખતા ચાલ્યા હતા અને તે રસ્તેથી પેલી આખી ફોજને ગાજાના શેહેરમાં અખેરે તેઓએ દાખેલ કરી નાખી હતી; જોકે તે ગાજાના રહીસોએ પોતાના શેહેરને દુશમનોના હાથમાં હવેથી જઇ પડેલું દીઠું, તોબી તે હીંમતવાન લોકો એકઠા થઇને પોતાના દુશમનો સાથે લડતાજ રહેલા હતા; જેથી લડતાં લડતાં તે સઘળાઓ પછી બીચારા ઠારજ થતા ચાલ્યા હતા અને તેઓનાં બચ્ચાં છોકરાંઓને પેલા નીરદય પાદશાહે પછી ગોલામગીરીમાં વેચી નાખી તે શેહેરને પાછું આસપાસની ભુમીઓમાંથી વસાવીને ત્યાં પોતાની મજબુત કીલેબંધી તેણે કરી લીધી હતી, કે જેથી આગળ ચાલતાં બીજી લડાઇઓમાં તે શેહેર તેને ઘણું મદદગાર થઇ પડે. એ ઘેરો તે શેહેર ઉપર બે માસ સુધા

ચાલુ રહેલો હતો, એમ જોસીફસ (જુઓ, તેની "એનતીકવીતી" ૧૧-૮, ૪) તથા દાયોદોરસ (૧૭-૪૮) આપણને જણાવી ગયા છે. એ લડાઇમાં પેલા ગાજા શેહેરના રહીસો પોતાના શેહેરના બચાવ ખાતેર જે જવાંમરદી અને બહાદુરીથી લડયા હતા, તેથી તેઓની તારીફનાં બાંકા વાજબીની રાહે પોલીબીઅસ (૧૬-૪૦) પોતે વટીક ફુકી ગયો છે; કેમકે, તે કામ બજાવવામાં પોતાના દેશાભીમાનને લીધે તેઓની ફરજજ હતી; માટે સીકંદરને તેઓપર રીસે ચહડવાનું જો બરાબર પુછો તો કશું વાજબી કારણજ નહોતું. કરસીયુસ (૪-૨૮) અને હેલીકરનાસસવાળો દાયોનીસીયુસ (જુઓ, તેની "કોમપોજીસીઓન—વરબોરૂમ" ને પા૦ ૧૨૩-૧૨૫) એમ વર્ણવી જાય છે કે, પેલા બહાદુર અને જવાંમર્દ નર બાતીસ સાથેબી સીકંદર ઘણીજ ઘાતકી રીતે વર્તયો હતો. તેણે તે નામવર સરદારનાં અધમુવાં શરીરને પોતાની જંગલી ફુકરાજી દેખડાવવાના હેતુથી જેમ આગલા વધારે જંગલી ઝમાનામાં ત્રોયના શેહર ખાતે એકીલીસ જેવો એક યવન પેહેલવાન પોતાના હમનબરદ હેકતરનાં મુરદાર શરીરને પોતાની [illegible] સાથે ઘસડી ગયો હતો, તેની નકલ કરીને તે બીચારા બાતીસનાં અધમુરદાં શરીરને નાગું માદરઝાદ કરી નાખી તેના પગમાં પીતલની સાંકળ નાખી પોતાના રથની પછવાડે સીકંદર ઘસડી લઇ જઇને આખાં ગાજાનાં શેહેર ખાતે પોતે હાથે જાતે ફેરવી લાવયો હતો. આવી ધીક્કારભરેલી વર્તણુંક તો કોઇબી માનવી જાત તો શું બલકે હયવાનને વટીક છાજે અને ઝેબ આપે તેવીજ નહોતી. આથી સીકંદરનો દોજખી માહેલેપેટનો છેક છકી ગયલો જુસ્સો રોશન રોજની માફક દીપી નીકળે છે, જેથી તેવા દવેશભાવી અને હેવાની અત ખસલતના માણસનાં બાંકા ફુંકતી વેળા યુરોપીઅન નવીશનદાઓએ તો એક માનવી તરીકે ઘણુંજ લજવાવવું જોઇએ, એમ હરકોઇ અપક્ષપાત નવીશનદો એકરાર કર્યા વીના તો રહેશેજ નહીં. બાતીસનું આવું કફોડું મોત સીકંદરની કીરતીને ઝમાનાના ઝમાના સુધી ઝાંખ લગાડશે; એટલુંજ નહીં, પરંતુ હરકોઇ દાનાવ શખસ તેની આવી હેવાનીયતભરેલી ચાલચલગત વીષે લઅનત વટીક નાંખ્યા વીના રહેશે નહી. હવે સરવે કોઇને પોતાનો દેશ પોતાના દુશમનોના હલ્લા સામણેથી બચાવી રાખવાની તો ગોયા ફરજજ રહે છે અને હીચકારાપણું દેખડાવી તેને અમસથો આપી દેવો તો કાંઇ જોઇતોજ નથી; માટે બાતીસે પોતાનાં શહેરને બચાવવા ખાતર આવી જવાંમરદી જે દેખડાવી હતી તેમાં તેણે કશું ગેરમુનાસેબ કામ તો કરેલુંજ નહોતું. આથીજ સીકંદરની આવી વરતણુક ધીક્કારને પાત્રજ થઇ પડે છે. આજના વખતમાં કોઇબી સરદાર પોતાના હમનબરદનાં અરધાંમુરદાર શરીર સાથે આવી ઘાતકી ચાલચલગત ચલાવે તો તેના નાતીલાઓજ તેની વીરૂધમાં પુર જોશથી ઉતરી પડયા વીના તો કાંઇ રહેજ નહી.

કુદરતની મેહેર અને નસીબનો લીલો જનમતાંને વારજ પેદા પડેલો હોવાથી એ આલમગીર પાદશાહે તો પોતાના બહાદુર હમનબરદો સાથે તેઓની પડી ભાગેલી હાલતે જોઇને તેઓ સાથે ઘણી રેહેમનજરથીજ વરતવું જોઇતું હતું; પરંતુ તેમ તો કશીબી વરતણુક તેને આવા જવાંમરદ અને શેહજોર બાતીસ રાજા સાથે તે કાંઇ ચલાવીજ નહોતી. આથી તેની આવી નીરદય ચાલચલગત ઉપર પોલીબીઅસ જેવો એક આગલો સ્વતંત્ર રૂમી લખનાર ખુદ પોતે પણ જરા તીરસ્કારની નજરથી જોઇ જાય છે (૧૬-૪૦) અને કહે છે જે, એ ગાજાના હીંમતવાન લોકો ઘણી બહાદુરી અને મક્કમ ઠરાવથીજ સીકંદર સાથે લડવાને મંડી ગયા હતા અને બાતીસ જોકે ખુદ પોતે તો જાણતોજ હોવો જોઇએ કે સીકંદર ઘણો બાંકો અને નસીબવાન સરદાર છે તે છતાં પણ તેની સાથે જંગમાં હોમાવી પડવા સારૂ તે જરાએ પણ ડરયોજ નહોતો એજ તેનું લડાયક ખમીર અને પાણી દેખડાવી આપે તેવું છે. વળી કરસીયુસ (૪-૨૮)

અને હેલીકરનાસસવાળો દાયોનીસીયુસ નામનો કોઈએક નવીશનદો તો અહીંઆ સુધી વરણવી જાય છે જે, (જુઓ, તેની "દી–કોમપોઝીસીઓની–વરબોરમ" ને પા૦ ૧૨૩–૧૨૫ સુધી) તે બહાદુર બાતીસ સાથે આવી ઘાતકી રીતે વરતતી વેળાએ તે આલમગીર તાજદારે તેના પગોમાં શુરાખા પહેરાવીને તેઓમાં પીતલની આંકડીઓ ભરાવી રાખયો હતો. તે પછી તેનાં નાગાં શરીરને એક ગાડીની પછવાડે બાંધી લઈ જેમ આગળ ત્રોએ શેહેરના પેહેલવાન એકીલીસે પોતાનાં હમનબરદ હેકતર સાથે જેવી ચાલચલગત ચલાવી હતી તેની ઘાતકી નકલ કરીને સીકંદર ખુદ પોતેજ આખા શેહેરમાં પોતાના રથ સાથે તે બીચારાના અરધ મુરદાં શરીરને ફેરવાવીજ લાવ્યો હતો; એમ તેનો પુજારી એરીઅન વટીક લખી ગયો છે. (જુઓ, તેની ચો૦ ૭–૧૪) પરંતુ તે વીષે પોતા તરફથી તો કશો ધીક્કાર કે કમકમાટ તો કાંઈ જણાવી ગયેલોજ નથી. એપરથીજ ગોયા તેનું એકતરફીપણું ખુલ્લી રીતે માલુમ પડી આવે છે. મજકુર દાયોનીસીયુસ મેગનીસીઆવાળા હીગીસીઅસ નામના કોઈએક નવીશનદાની સત્તાને આધારે સીકંદરના વૃતાંત વીષે લખતી વેળાએ તેની આવી કઢંગી અને જીગરસુઝ બાબતો વીષે લખતી વેળાએ તેમાં એવા ઘણાએક દાખલાઓ સમાવી ગયો છે; પરંતુ તે દફતર માઠા ભાયગે આજ સુધી બચી શકવા તો કાંઈ પામયુંજ નથી. એ જંગનાં મેદાનમાં કરસીયુસ કહે છે જે દશ હજાર પારસી અને અરબ સીપાહીઓ વટીક મારયા ગયા હતા; કેમકે, એ જંગ બાતીસને પોતાનાં મુરબ્બી શેહેનશાહ દરાયશ સારૂ ઉઠાવવાની પણ ફરજજ લાગુ પડી ચુકેલી હતી. સ્ત્રેબો તો એમ લખી ગયો છે જે મારા ઝમાનામાં યાને રૂમી શેહેનશાહ ઓગસતસનાં દોરમાં જેવી બીસ્માર હાલતમાં સીકંદર એને પડતું નાખીને ચાલી ગયો હતો તેવીજ વેરાન હાલતમાં તે પડી રહેલું હતું. (જુઓ, તેની ભુગોળ ૧૬–૨) પરંતુ પાછળથી મીસરવાળા બતલીમુસ રાજા અને દીમીત્રીયુસ સાથે ઉઠી ઉભાં થયલાં જંગની વેળાએ તો ત્યાં મજબુત કીલ્લા ઉઠાવવામાં આવેલા હતા એમ દાયોદોરસ આપણને જણાવી ગયલો છે. (જુઓ, તેની ચો૦ ૧૯–૮૦ થી ૮૫.)

---

## સીકંદરે મીસર દેશ ઉપર કરેલી સ્વારી.

### બાબ ૪ થો.

"બહરજા ઝે બીદાદ લશકર કશીદ,
અઝ આસુદગી તીગહા બરકશીદ."

**શાહનામે.**

એમ આગલા રૂમીઓની તેહેકરાઇ તોડવા સારૂ તેઓએ પય દર પય યુરોપ તથા એશીઆમાં ચાલુ રાખેલી નકામી લોહીની નીખો વીષેની તાનાઝની કરતી વેળા ફેરદુસી ખસરૂ પરવીઝના એક એલચી નામે ખોરાદ બુરઝીનની મારફતથી તે વેળાના કયસરના કાન ઉપર એવા શબદો પોતે જે નાંખી દેખડાવી ગયો છે તે શબ્દો હાલમાં વાજબીની રાહે જો જોશો તો સીકંદરને પણ આબેહુબ લાગુ પડી શકે તેવા છે. એ બેતનો અર્થ એમ ઉઠે છે જે, તમો રૂમી લોકો "બેઅેનસાફ રીતે અને ગેરકાયદેથી હરકોઇના મુલકો ઉપર સવારીઓ લઇ જાઓ છો અને તમારાં લશકરોની તરવારોના ઝરબો અને બળથી કરીને કાંઇબી નજીવા જેવા બહાના કહાડીને હરકોઇ લોકોની સુખશાંતીને ભાજી તોડી નાંખી તે બીચારાઓને પરેશાન હાલતમાં લાવી મેલો છો." તેમજ સીકંદરે પણ પોતાની અમસ્થી અને નતીજા વીનાની ફતેહોની તેહકરાઇ દેખડાવવા સારૂ એશીઆખંડ ખાતે આ લડાઇઓ જગાડી મેલી, લાખો માણસોનાં જાનોને પોતે બરબાદ કરી નાંખયા હતા અને તેનો દોષ ઇરાનના આગલા પાદશાહોને સર તે જે ઓળવવા માંગતો હતો તે વીષેનું ખોટારૂં તો આગલા બાબોમાં આપણે પુરતી રીતે જણાવી ચુકયા છીએ; કેમકે જયારે પાદશાહ ક્ષારસાએ યુનાન દેશ ઉપર સવારી કરી, ત્યારે તેમાં અસલ વાંક તો યવન લોકોનોજ હતો; કારણ એ જે આથીનીઅનો તથા બીજા યવનોએ પ્રથમમાં પારસીઓના પાયતખત શેહેર સારદીશને બાળવાથીજ તે રમખાણ પાછળથી આખરે ઉભું થયું હતું અને તેઓના પાયતખત શેહેર આથેનસને ત્યાંના દેહેરાં અને ઓમદા હવેલીઓ સીખે પારસીઓને પેલા યવનોમાં પોતાનો રોબ અને દબદબો દેખડાવવાને અરથે તારાજ કરી નાંખવાની ફરજજ પડી ચુકી હતી કે, જેમાં સીકંદરના વડીલો અને મકદુનીઅનોના રાજા વટીક પારસીઓની સાહેતામાં શામેલ હતા. હવે જો વાજબીની રાહે દરયાફત કરશો તો યવન લોકોને મકદુનીઅનો સાથે તે ઝમાનામાં તો કશું લગતુંવળગતુંજ નહોતું અને ઓર ઉલટા આથીનીઅનો તથા સ્પારટનો તો પેલા માસીદોનીઆનાં પ્રાંતને પોતાનાં દેશાવરોથી જુદો ગણી તેને પણ "બારબેરીઅન" યાને જંગલી લોકો એવા એલકાબ હેઠળ પોતે તો વધાવી લેતાજ ચાલ્યા જતા હતા; માટે ઇરાનપર સવારી લાવતી વેળા સીકંદરે કહાડેલું તેવું બહાનુ તો સદંતરજ ગલત જેવું થઇને ગોયા ઝમીનદોસ્તજ થઇ પડે છે. એતો ફકત મરદાને મરદોની માફક સીકંદર સાથે સચાઇથી કાંઇબી જુઠા દાવપેચો વચમાં આણયા વીના દરાયશ પોતાનાં જોર ઉપર મુસ્તાક રહીને પ્રથમ ધરથીજ જે લડવા માંગતો હતો, તેમાં માઠાં ભાયગે બાજીજ ગોયા ઉલટાઇ ગઇ હતી અને સીકંદર પોતાના બુલંદ એકબાલને. લીધે કોસ્તાઓ ઉપરના પોતાનાં દેશાવરો ખાતે દરાયશની તે વેળાએ ખુદ હાજરી અને તકેદારી નહીં હોવાથી તેના સરદારો ગરેનાઇકસનાં મેદાનમાં જે હાર ખાઇ બેઠા હતા, તેથીજ ઇરાનમાં ઘુસવા પાછળથી સીકંદરનો રસ્તો સવળ તાભરેલો થઇ પડયો હતો; કેમકે, આ ક્ષણભંગુર જુઠી દુન્યાનો આ તો ગોયા એક ચાલુજ દીલગીરી જેવો નીયમ

અને રચેયો છે કે, સચ્ચાઇ ઉપર અકસર કરીને જુઠાઇ અને તરકટ ફતેહમંદજ નીવડી પડે છે અને નેકી તથા નેખાલેસ દીલવાળા મનુષ્યો ઉપર બદી અને મેલાં દીલ તથા હેતુંવાળાં શખ્સોજ આખેરે ફતેહમંદ નીવડી શકે છે. હવેથી સાકંદરનો પય દર પય જીતો મેળવવાનો ચડસ વધા પડયાથી, તે પારસીઓના મીસર દેશ ઉપર પણ ચહડાઇ લઇ ગયો હતો અને તે દેશનેબી તે પોતાના સ્વાધીન હેઠળ લાવવાને નસીબવાન નીવડી પડયો હતો; માટે દરાયશે તેને હાલમાં જેમ સુચવ્યું હતું અને પારમેનીઓએબી તેને તેવી નેક સલાહ આપી હતી તેમ અમલ કરીને તે હવેથી યુફરેતીસ નદીની આથમણુ ભાગીના મીસર સુધીના તમામ પ્રાંતોને પોતાને હાથ કરી બેસી તેટલાંથીજ રાજી થઇને પોતે શુકરાના કીધા હતે અને પોતાના અવકાશનો વખત તેઓમાં ગ્રીક સુધારો અને કાયદા કાનુનો તથા એનતેઝામ અને બંદોબસ્તો નવેસરથી સ્થાપવામાં જો રોકી રાખી બેઠો હતે તો તેણે મેળવેલી આટલી મહેનત અને ઝેહમત આખેરે બરબાદ થઇ જતેજ નહી અને તેણે મેળવેલા અતયંત બોહોળા મુલકોના કકડા બુકલા તો કાંઇ થઇ પડતેજ નહી. કારણ એ જે તેટલા અરસામાં તે પોતાના બાલગોપાલો અને ખાનદાનના નવા નવા શાહઝાદાઓને પણ સારી કાની તરબીયત આપીને ઉછેરી શકી તેઓમાંથી કોઇનેબી પોતાનો વલીઅહદ કરવામાં તે ફતેહમંદ નીવડી પડયા વીના પણ રહેતેજ નહી; પરંતુ અતયંત લોભ તે પાપનું મુળ છે. તે વાત એકીલકુસના બેટાનાં ભેજામાં કેવળે ઉતરી શકેલીજ નહોતી અને આખું ખાવા જતાં પોતાનો બાપીકો મુલકબી તે પોતે ખોઇ બેઠો હતો અને પોતાના પાદશાહી ખાનદાનનોબી સમુળગો ઘાણુજ કહાડી નાંખી ગયો હતો; કેમકે, તેના સરદારો તેનાં અકાળ મરણુથી આપસઆપસમાં તે રાજને ચાંપી બેસવાના હેતુથી તેનાં આખાં કુટુંબ પરીવારને મારી નાંખી યા તો નખાવીને તે સલતનતના કકડા બુકલા કરીને પોતપોતામાંજ હજમ કરી બેઠા હતા. આથી એ તાજદાર જેવો ગાજયો તેવો કાંઇ વરસયોજ નહોતો અને નસીબોસપર પેહેલાં તેને છેક છાપરે ચહડાવીને આખેરે તેને તોડી પાડી નાંખીને તેની બારડુમાંથી ચાલતોજ થયો; ત્યારે તેનું આખું ખાનદાન તથા સલતનત પણુ તરતજ બારેવાટજ થઇ ગયાં હતાં અને તેની સઘળી મહેનત અને ઝહેમતનો લાભ તેના જાએનશીન પેલા "દીઓદોચીઓ" આઇતોજ પોતે ખાઇ બેઠા હતા. જેવી ઝડપથી તે આખી દુનયાની સલતનત પોતાને હાથ કરી બેઠો હતો તેવીજ તેના કુટુંબપરીવારોના હાથમાંથી તે સલતનત ઝડપમાંજ નીસરી ગઇ હતી; કેમકે સેહેલાઇથી મળી ગયલી ચીજો લાંબો વખત સુધી તો અકસર કરીને ટકી શકતીઓજ નથી. જેમ મારમારનો વરશાદ એકી ટગરે પડી ગયાથી તે સઘળું પાણી એકદમજ નીસરી જઇને નદી નાળાંઓમાં ભરાઇ બેસીને બરબાદ થઇ જાય છે અને જમીન તો તરતજ પાછી સુક્કી ને સુક્કીજ થઇ પડે છે; જેમ પુષકળ પાણી ઢોળી નાંખયાથી મોરીઓ તો આખરે કોરડી ને કોરડીજ થઇ રહે છે; તેમજ તેની મમાલેકો તો તરતજ નીરૂપયોગી જેવીજ થઇ પડીને તેના અણુધારેલા સરદારોનેજ હાથ જઇ બેઠી હતી; જેઓ આપસ આપસમાં તેને ચાંપી જવાના એરાદા અને લોભોથી જે લડતા ચાલયા ગયા હતા, તેથી એ મકદુનીઅનો તો શું બલકે આખા યવન દેશના રહીસો પણ રૂમીઓ જેવી પરકોમની ઝુસરી હેઠળ નાચારીના મારયા તરતજ આવી પડીને તેઓની ગોલામગીરી પોતે પણ આખરે એખતયારજ કરી બેઠા હતા. આથી આપણા હીંદુ કવીઓની એક કહેતીને જબરી જેવી ગોયા મજણુતી મળી જાય છે કે:—"અતી ભલા ન બરસના અતી ભલી ન ધુપ, અતી ભલા ન બોલના ને અતી ભલી ન ચુપ." એટલે જે હરકોઇ ચીજ અતીશયજ કરી દેખડાવવી તેથી કોઇનું પણુ સારૂં થઇ શકતુંજ નથી; યાને આપણા પારસી લોકો કહે છે તેમ ક અ

રઝાં સે ઇલ્લત" જેવીજ તે ચીજો આખેરે થઇ પડે છે.

ગાજાનું શેહેર જીતી લીધા બાદ સીકંદર મીસર ભણી તરતજ ઉપડી ચાલ્યો અને ફક્ત સાતમેજ દીવસે ત્યાંનાં પીલુસીઅમનાં શેહેર ખાતે તે જઇ પહોંચ્યો હતો; કેમકે, તે શેહેર મીસર દેશમાં પેસવા સારૂ છેક ઉગમણે કીનારાપર આવેલું હોવાથી તે ત્યાંની કુંચી જેવું ગણાતું આવેલું હતું અને તે દેશનું જબરૂં બળ પણ ત્યાંજ સમાયલું રહેતું હતું, એમ એઝીકાયલ આપણુને જણાવી ગયો છે. (જુઓ. તેની પો૦ ૩૦–૧૫.) હીબરૂ લોકો તે શેહેરને સીન યાને ભીનાશવાળી જગયા કરીને કહેતા હતા અને તે વળી એક છેકજ ભીનાશવાળી જગયા ઉપરજ આવેલું હતું; એમ સ્ત્રેબો પણ વરણવી ગયો છે. (જુઓ, તેની ભુગોળ ૧૭–૧.) વળી તે નીલના દરયાની પીલુસીઆક નામની એક શાખાની ઉગમણે દરયા કીનારેથી આસરે અઢી માઇલને છેટેજ આવેલું હતું. એ નદીનો મુખડો ઇસુની છેક પેહેલી સદીથીજ રેતીઓથી પુરાઇ ગયો હતો, એમ લુકન નામનો આગલો એક નવી શનદો આપણુને જણાવી ગયો છે. (જુઓ, તેનો બા૦ ૮, પા૦ ૪૫૫ મું.) તે હંગામ પુરવે આસીરીઅન પાદશાહ સેનાચરીબ પણ છેક ત્યાં વેર એક વેળાએ ધુસી ગયો હતો અને ત્યાંજ પારસીઓના પાદશાહ કામબુજય એ (કમબાઇસીસ) ફરાહુન રાજા સીમેનીતસ સાથે લડીને ઇ૦ પુ૦ ૫૨૫ માં તે દેશની ગાદી પોતે છીનવી લીધી હતી.

વળી ઇ૦ પુ૦ ૩૭૩ માં ઇફીકરેતીસ નામનો એક આથીનીઅન સરદાર પણ પારસીઓના છત્રપ ફારનાબેજુસને પોતાની સાથે લઇને છેક ત્યાંસુધી પોતે પણ પેસી ગયો હતો; તેમજ સીકંદરનો દરયાઇ કાફલોબી કરસાયુસના જણાવયા મુજબ (૪–૨૨) તેની ખુશકીની ફોજ સાથે છેક કીનારે કીનારેથી ફીનીસીઆ ખાતેથી હીફાઇસતીઓનની સરદારી હેઠળ ઉપડી ચાલ્યો હતો અને સીકંદર પોતાના લશકર સીખે ત્યાં આવી પહોંચે તે આગમચ તો તે કાફલો પેલા પીલુસીઅમનાં બારાં ખાતે આવીને લંગર વટીક નાખી પડેલો હતો. તે વેળાએ તે દેશનો છત્રપ મેઝાસીસ નામનો કોઇ એક પારસી ઉમરાવ હતો; કેમકે, તેની પુરવે સાબાસીસ નામનો જે આપણા લોકોનો સુબો હતો તે બીચારો તો ઇસસની લડાઇમાં આરીયનનાં કેહેવા મુજબ (૨–૧૧) મારયો ગયો હતો, જેથી તેને બદલે પાદશાહ દરાયશે હાલમાં તે ઉમરાવને સાહત્રાબ નેમી રાખેલો હતો. હવે જ્યારે તે પારસી સુબાએ જોયું કે આપણો પાદશાહ તો ઇસસનાં જંગી મેદાનમાં પણ માર ખાઇને નહાસભાગમાંજ પડી ગયો છે અને ફીનીસીઅનો, સુરીઆની લોકો તથા ઘણાખરા અરબો પણ સીકંદરની કુમક હેઠળજ જઇને ભરાઇ બેઠેલા છે ત્યારે પોતા કને પુરતી પારસી ફોજ ન હોવાથી તેની સાથે હાથ મેળવવા અને જંગમાં ઉતરવા સારૂ તેણે પોતે તો દરૂસ્તજ વીચારયું ન હોતું અને દોસ્તીની રાહે તેણે તે દેશ અને ત્યાંના શેહેરમાં એકદમજ પોતે દાખેલ કરી દીધો હતો. વળી તેણે સીકંદરને આઠસો તાલંત જેટલો ઇરાનીઓનો ખજાનો યાને ૧,૯૫,૦૦૦ પાઉંડ પણ આપીજ દીધા હતા, એમ કરસીયુસ આપણુને જણાવી ગયો છે. (જુઓ, તેની ચો૦ ૪–૨૯.) તે વરતણુક ગાજાનાં બાહાદુર હાકેમ બાટીશ સાથે સરખાવતાં તો ઘણી હીચકારા જેવીજ હતી. તોબી સીકંદર તો તે પારસી હાકેમ સાથે પોતે તો સારી કાની વરતેલો હતો! આથી સીકંદરે પોતાનાં ગેરીસનને હવેથી પેલુસીઅમના શેહેર ખાતે દાખેલ કરી મેલીને પોતાના કાફલાને પેલી નદીમાંથી થઇને છેક મેમફીસના શેહેર ભણી ઉપડી જવાનો તેણે હોકમ આપયો હતો અને ખુદ પોતે તો હેલીઓપોલીસના શેહેર ભણીજ નીકળી ચાલ્યો હતો અને તે તરફનો રસ્તો કાંપતી વેળા પેલી નીલ નદી તો તેની જમણી બોરડુએથીજ વેહેતી ચાલી જતી હતી, કે જેનું કોઇબી ચોક્કસ નામ તો યાહુદીઓની પવીત્ર પોથીઓમાંથી કેવળે આપણુને મળી આવતુંજ નથી; ફકત તેને ત્યાં યુઆર યાને નદી કરીનેજ કહેલી છે. વળી

એમોસની પોથી (૮–૮) માં તેને યુઓર–મીતસરૈઈમ યાને મીસરની નદી એવે નામથી જોકે જણાવેલી છે તો ખરી, પરંતુ સાધારણ લોકો તો તેને યુઓર યાને નદી એવાં નામ હેઠળજ પીછાનયા જતા હતા. ઈસાયાની પોથી (૨૩–૩) માં મીસરમાં દર સાલ પાકી નીકળતા અનાજના દીવસોને "યુઓરના યાને નીલ નદીના કાપણીના દીવસો" એવાં નામ હેઠળજ પીછાનવામાં આવેલા છે, અને ગ્રીક લોકો અસલમાં એ નદીને નીઆઈલોસ એવું જે નામ આપી ગયા છે, તેનો અર્થબી "એક ઝરોહ અને તેનું તળીયું" એવી રીતે થતો હતો કે જે શબ્દ અસલમાં તો તેઓ મીસરની ભુમીનેજ લાગુ પાડતા હતા; એમ સમજીને કે તે દેશ ગોયા નીલ નદીની ખીણ જેવોજ હોય છે. એ નદીની ઉતપત્તી વીકટોરીઆ–નીઆનઝા નામના સરોવરની અંદરથીજ શુરૂ થાય છે અને તેની લંબાઈ ૩,૩૦૦ માઈલ જેટલી અંકાયે છે; જેથી તો ફારસી સાયરો તેને "દરીઆએ–નીલ" એવા તખલુસ હેઠળ પીછાની ગયલા છે. વળી ઈસાયા (૨૩–૩) તથા જરીમાયા (૨–૧૮) ની પોથીઓમાં તો નીલ નદીને શીચોર યાને રગડાયલાં પાણીની નદી એવાં નામ હેઠળ આપણને જણાવવામાં આવેલી છે. હોમરની ઓડીસી (૪–બેત ૪૭૭) માં તો એ દેશ તથા એ નદીને મીસરનાંજ નામ હેઠળ પીછાનેલાં છે. (જુઓ, એમીઆનસ મારસીલેનસ ૨૨–૧૫, દાયોદોરસ ૧–૩૨ થી ૪૧ તથા એરીસ્તાઈદીશની એઈજીપતીઆકા અને તેતીયુસનો એકીલીસ ૪–૧૨). આમ આપેલું આવું પેહેલીવાર વર્ણન એ નદી સારૂ જણાવી રહ્યા બાદ ચાલો આપણે મેમફીસ તથા હેલીઓપોલીસનાં શેહેરો જયાં આગળ કે સીકંદર હાલમાં ઉતરી પડયો હતો તે નામચીન શેહેરો સારૂ પણ કાંઈક એશારો અત્રે ટપકાવી દેખડાવીએ કે જેથી વાંચનારાંઓને કશો ગુંચવાડો આગળ ચાલતાં પડેજ નહીં; તો જોકે એ બંને જાણીતાં શેહેરો વીષે કામબુજય તથા દારયુશ–વીશ્તાસ્પના બાબોમાં વારંવાર કાંઈ ને કાંઈ એશારા આપણે આગળ તો કરી ચુકેલાજ છીએ; કેમકે, તે મેમફીસનાં શેહેર ખાતે તો પારસી સુબાનો મેહેલજ આવેલો હતો અને તે આખા દેશની મહાફેઝત સારૂ ખુદ પારસીજ લશ્કરની એક મોટી ટુકડી પણ સદાકાળ ત્યાં પડી પણ રહેતીજ હતી. એ શેહેરને હીબરૂ લોકોની પવીત્ર પોથી તોરાતમાં તો નોફ એવાં નામ હેઠળ આપણને જણાવેલું છે અને હોસીઆ તો મોફ એવાં નામ હેઠળ આપણી સાથે એની પીછાણ કરાવી જાય છે. (જુઓ, તેની પોથી ૯–૬.) અત્રેના ખુદ મીસરી લોકો તો તેને મીનોફ એવાં નામથીજ પોતે હાંક મારતા હતા કે જે શબ્દ જાવતમાં મોફ અને નાફ એવા બંને શબ્દોમાં પણ આવી ચુકેલાજ દીસે છે. એનો અર્થ મીસરી લોકોના ફતાહ નામના દેવતાની ભુમી એવો થાય છે કે જે દેવતાને અસલી યવન તથા રૂમીઓ વટીક પોતાનાં દેવ જ્ઞાન સંબંધી દાસ્તાનોમાં વલકનનાં નામથી પોતે પણ પીછાણી ગયલાજ છે. એ શેહેર નીલ નદીની આથમણુ બોરડુ તરફના કીનારા ઉપર આવેલું હતું અને એનો પ્રથમમાં પાયો અત્રેના એક અસલી પાદશાહ મીનીસે નાંખ્યો હતો, એમ હીરાદોતસ આપણને જણાવી ગયેલો છે. (૨–૯૯.) એનો ઘેરાવો પંદર માઈલ જેટલો થવા જતો હતો. ત્યાં આવેલાં ઘણાંએક મહાભારત દેહેરાં અને બીસ્માર હવેલીઓ આજબી મુસાફરોને અત્યંત અચરતીઓમાં નાંખી દે છે અને તેઓની તારીફનાં બાંકા શાએર ઓવીદ, તીબુલુસ તથા મારશીઅલ પણ પોતપોતાની બેતોમાં અવારનવાર ફુંકી વટાક ગયલા છે. એ શેહેરને જીતી લેતી વેળાએ એણે આપણા પાદશાહ કામબુજયને જે મહુ મહુ પોકરાવ્યો હતો તેથી તેણે અત્રેના રહીસોપર અત્યંત કોપાયમાન થઈને એનો ઘણોએક ભાગ પોતે તો તારાજ વટીક કરાવી નાંખ્યો હતો, જેથી તે પોતાની અસલી આબાદાની અને જાહોજલાલીભરેલી હાલતમાં પાછળથી તો કેવળે પોંહોંચી શકયુંજ નહોતું. ત્યારબાદ સીકંદરે એ દેશમાં જ્યારે ઈસકંદરીઆ નામનાં શેહેરનો પાયો નાંખ્યો; ત્યારથી તો બતલીમુસ ( પતોલોમી ) રાજાઓના

દોરમાંજ ત્યાંજ યવન લોકોની ગાદીની સ્થાપના જે થઈ પડી હતી, તેથી તો એનો સમુળગોજ ઘાન નીકળી ગયો હતો. એજ શહેરની પડોશમાં ગીઝેહ નામની એક જગયા આગળ તો ત્રણ મોટા બુલંદ પીરામીદો (પરારોકા મીનારા) આવેલા છે જેઓ કે ૪૬૦, ૪૪૫ અને ૨૦૩ ફીટ જેટલી ઉંચાઇઓ ધરાવે છે અને હજુબી મુસાફરોને આગગાડીઓમાં કયરો (મસરૂલ–કયેરા)નાં શહેરમાં દાખેલ થતી વેળાએ છેક દુરથીજ પોતાનાં ત્રાસદાયક દરશનો કરાવવા જાય છે. એ માંહેલા સઉથી ઉંચા ચીઓપસના પીરામીદ ઉપર અને તેની સારકોફેગશ (કબર)માંબી આ નવીશનદો તો ઇ૦ સ૦ ૧૮૫૯ના જાનેવારી મહીનાની આખેરીમાં પોતેબી હેઠ ઉંચે સુધી ચહડી આવયો હતો અને પછી મોમબત્તીઓ સળગાવીને પેલી ત્યાં નીચાણમાં આવેલી કબરનાં દરશન વટીક કરી આવયો હતો; કેમકે, તેમાં પેસવા સારૂ અંધારૂં ઘણુંજ પડતું હતું. ત્યાંના અરબો બખશેશની લાલચોથી જયારે નીલ નદીનાં પાણીઓ સરી જતાં હતાં ત્યારે આપણને કેર પર મારીને પેલી ગીઝેહની ભુમી ઉપર મેલી આવતા હતા અને પાણીમાંથી ચાલી જવાનું હોવાથી હેઠ ખભાં સુધી પોતાનાં પેહેરનોને ઉંચકીને આપણને બેલગામ રીતે જે ઉપાડી લઇ જતા હતા તેથી બીચારી મદમોને તો પોતાની આંખો વટીક તે પાણી પસાર કરતી વેળાએ વીંચી નાંખવાની ફરજોજ પડી જતી હતી; કારણ એ જે, તે જંગલી અરબો તે વેળાએ પગ આગળથી તે છેક ખભાં સુધી સદંતરજ નાગી હાલતમાં પેલી નદી પસાર કરી જતા હતા. ત્યારબાદ બે અરબો પાછળથી આપણાં કુલાં આગળથી હડસેલી આંપી બીજા બે જણા પેલા દરેક પત્થરની ઉપર આગમચથી ચહડી જઇને આપણને ઉંચકી લેતા અને હાથ આપતા ચાલ્યા જતા હતા. તેની વળી થોડેક છેટે બીજાં છ નાનાં પીરામીદો પણ આપણી દ્રષ્ટીએ પડતા હતા; પરંતુ પેલાં ચીઓપસનાં પીરામીદની બેહદ ઉંચાઇને લીધે તેઓ ત્યાં ગોયા ઝાંખ મારી જતા હતા. ત્યાં આવેલાં પેલાં ત્રણ મોટાં પીરામીદોના માંહેલાં બીજા પીરામીદની છેક નઝદીકમાં "સફીંકસ" નું એક આખા બટ ખડકમાંથી કોતરી કહાડેલું એક મોટું બહાવલું જેનું માથું કે માનવી જેવું અને પુછડી આગળથી તેનું હાડ જાનવર જેવું જે આપણી દ્રષ્ટીએ પડતું હતું તે આવેલું હતું, કે જે આકૃતીને અસલમાં એ મીસરી લોકો પોતાના કોઇક દેવતા તરીકે કદાચને આરાધતાં હોવા જોઇએ એમ હાલમાં અનુમાન થઇ શકે છે.

મજકુર હેલીઓપોલીસ નામનું શેહેર જેનો અર્થ મીસરી ઝબાનમાં આફતાબ કરીને થાય છે અને જેને હીબરૂ લોકો ઓનનાં નામથી પીછાની ગયા છે, તેના વીષે જેનીસીસની ખ્રીસ્તી પોથી વટીક કાંઇક ઇશારો કરી જાય છે. (જુઓ, તેના બા૦ ૪૧ ની આવી ૪૫ અને ૫૦ તથા બા૦ ૪૬ ની આવી ૨૦ મી.) એઝેકાયલ એ શેહેરને અવન એવાં તખલ્લોસ હેઠળ પોતે પીછાની ગયો છે, (જુઓ, તેની પોથીનો બા૦ ૩૦ ની આવી ૧૭ મી) કે જે શબ્દને જો બારીકીથી તપાસશો તો તે મજકુર ઓન શબ્દનું ગોયા સ્વરૂપજ છે; માત્ર તેનાં સ્વરોજ જરા હેરફેર રીતે ગોઠવાયલા ગોયા દીસે છે. વળી જેરીમાયાની પોથી (૪૩–૧૩) માં તો તેનું નામબી બેઅથ–શમ્સ યાને સુરજનું ઘેર કરીને મીસરીજ રીતભાત મુજબ લખવામાં આવેલું છે કે જે શબ્દ અરબી ભાષામાં બયતુલ શમ્સ કરીને થઇ શકે છે. યવન લોકોબી તેથીજ એને હેલીઓપોલીસ યાને સુરજનું શેહેર એવું નામ આપી ગયા છે. આફતાબનું ત્યાં જે એક મોટું મંદીર આવેલું હતું તેનું તથા ત્યાંના ધરમના ઉપાધયાઓ વીષેનું હીરાદોતસ અને સ્ત્રેબો તો પુરતી રીતે વરણનો દરશાવી ગયલા છે. હાલ ઝમાનામાંબી તે મંદીરનો રાતા ગ્રેનાઇટના પત્થરમાંથી ઓટી કહાડેલો લગભગ ૭૦ ફીટ ઉંચો જેવો એક સ્થંભ આપણા દીઠામાં આવી શકે છે અને તે દેહેરાંની ઈતરડીઓની બનાવટની એક દેવાલબી ત્યાં અદયાપી ઉભેલી છે કે જેની લંબા

ઇ ૩,૭૫૦ ફીટ અને પોહોળાઇ ૨,૩૭૦ ફીટ જેટલી જોવામાં આવે છે. એ હેલીઓપોલીસના શેહેર ખાતે જઇ પહોંચતાં સીકંદરને જંગલોમાંથી રસ્તો કાપવો પડયો હતો કે જે વેળાએ તેના રસ્તામાં જેબી ભુમીઓ આવી હતી ત્યાંના રહીસો તેને આપોઆપ પોતાની રાજીખુશીથીજ તાબે થતા ચાલ્યા હતા. ત્યાં જ ઇને પેલી નદી ઓળંગાવી તે પછી મેમફીસના શેહેર ખાતે આવી લાગ્યો, કે જ્યાં આવેલા પવીત્ર વરસીઆ (એપીસ) અને બીજા દેવતાઓની તે ઝેયારતે ગયો હતો. ત્યાંનો તે પાક ગોધો (વરસીઓ) ફતાહના દેવતા યાને પવીત્ર અરદીબેહેશ્ત યઝદને અરપણ કરવામાં આવેલો હતો, એમ આગલા યવન તથા રૂમી ગ્રંથકારો આપણને જણાવી ગયલા છે. (જુઓ, હીરાદોતસ ૩–૨૭ થી ૨૮; સ્ત્રેબો ૧૭–૧ તથા એમીઆનસ મારસીલેનસ ૨૨–૧૪.) વળી ત્યાંજ તેણે રમતગમતનો એક મોટો અખાડો વટીક કરી બતલાવ્યો હતો કે જ્યાં યવન લોકોના મુલકોમાંથી ઘણાએક વખણાયલા ઉસ્તાદ કારીગરો અને ચીતારાઓ વટીક આવીને બીરાજેલા તથા ઉતરી પડેલા હતા. તે શેહેર છોડી જતી વેળા પેલી નીલ નદીમાંથી થઇને તે પછી પેલા સમુદ્ર ભણી ઉતરી પડયો હતો અને પોતાના ઢાલ તરવાર બાંધનાર સેપાહો, તીરઅનદાઝો અને એગ્રીઆનીઅન ઘોડેસ્વારોને કીશ્તીઓ ઉપર સવાર કરી મેલ્યા હતા. એમ કરતાં તે જયારે ઠેઠ કેનોબસના શેહેર આગળ આવી પહોંચયો કે જેને હાલ ઝમાનામાં અબુકર કરીને કહે છે, ત્યારે તે મીરીઅનના સરોવરની પ્રદક્ષણા કરી જઇને પોતે જે શેહેરને કે તેનાં નામ ઉપરથી હજુ વેર ઇસકંદરીઆ કરીને કહે છે ત્યાં આવીને પછી પોતે ઉતરી પડયો હતો. એ અબુકરનાજ શેહેરનાં બારાંમાં નેપોલીઅનના એડમીરલ મોં૦ દ ય બરૂસ અને નેલસન વચે તા૦ ૧ લી આગસ્ત ૧૭૯૮ ને દીને એક મોટી દરયાઇ લડાઇ થઇ હતી જેમાં ફ્રેન્ચ કાફલો ઘણોખરો નાશ પામી ચુકયો હતો અને અંગ્રેજો આખેરે ફતેહમંદજ નીવડી પડયા હતા. તવારીખના દફતરમાં એ લડાઇ નીલના દરયા આગળની લડાઇ એવાં નામથી મશહુર છે અને એ શેહેર ઇસકનદરીઆનાં શેહેરની ઇશાણ ખુણે આસરે તેર માઇલને છેટે પેલી નીલ નદીનાજ છેક આથમણુ ભણીના મુખડા આગળજ આવેલું છે. એ મેરીઅનનો સરોવર જેને હાલ ઝમાનામાં મારીઉત કરીને કહે છે તેને અકસર કરીને આગલા નવીશનદાઓ મેરીઓતીસનો સરોવર એવાં નામ હેઠળજ પોતે પીછાણી ગયલા છે. તે જગયાનું આસન તેને ઘણુંજ મનપતીજ જેવું લાગી ગયાથી ત્યાં તેણે એક નવુંજ શેહેર ઉઠાવવાનો વીચાર કરયો હતો; કેમકે, તેનું સ્થળ એવી તો મુખડાની ઝમીન ઉપર આવી ગયું હતું કે જેથી આગળ ચાલતાં તે મોટું શેહેર થઇ પડશે એવી તેની માહેલે પેટેથી ખાતેર જમાજ થઇ ચુકેલી હતી. આથી તે કામ હોંસે હોંસે પોતે હાથે જાતેજ ઉપાડી લીધું હતું અને તેની સરહદ પોતે મુકરર કરી આપી કયાં આગળ મોટો ચોક રાખવો તથા કયા કયા મીસરી દેવતાઓનાં મંદીરો તેમાં ઉઠાવવાં અને અકસર કરીને આઇસીસની દેવી યાને માતાબનુરં મંદીર કયાં આગળ ઉભું કરવું તે જગયા વટીક એક નકશા ઉપર તેણે પોતેજ પાડી દેખડાવી હતી; કારણ એ જે, તે દેવી ઓસીરીસ યાને સુરયનારાયણ જેવા દેવતાની ઓરત તરીકે મીસરી લોકોમાં ફાહેજ હતી. (જુઓ, પલુતારકનો "આઇસીસ અને ઓસીરીસ" ઉપર રચેલો રેસાલો તથા એપયુલાઇઉસનો "સોનેરી ગધેડો" એવે નામનાં પુસ્તકની ચો૦ ૧૧ મી.) તેની આસપાસની દેવાલનેબી કેમ ગોઠવવી તે પણ તેણે તે નકશામાં પાડી દેખડાવી હતી અને તે કામ ફતેહમંદ ઉતરશે કે નહીં તે વીષેની પોતે પછી કુરબાની વટીક કરવા માંડી હતી; જેનું પરીણામ પણ પેલી કુરબાનીની નીશાનો ઉપરથી તેની મરજી પ્રમાણે શુભજ નીવડી પડયું હતું અને તેના પેલી આગાહીના કહેનાર તીલીમીસીઆ શહેરવાળા આરીસ્તાનદર નામના ગુરૂએબી તે શેહેર આગળ ચાલતાં ઘણુંજ ભાગયશાળી નીવડી પડશે

એટલુંજ નહીં, પરંતુ ત્યાં મેવો પણ
બેશુમાર ઉગી નીકળતો રહેશે એમ સી
કંદરની ખાતેરજમાંજ કરી આપી હતી.
આથી દાયોદોરસ એમ વરણવી જાય
છે (૧૭–૫૨) કે, છેક મારા ઝમાના
માં યાને રૂમી શેહેનશાહ આગસતસના
દોરમાંબી ત્યાં ત્રણ લાખ તો વેપાર વ
ણજ અને કારીગીરીનાં કામો કરનાર
સ્વતંત્ર લોકોજ વસતા હતા. કરસીયુસ
તો આપણને એમ જણાવી જાય છે કે
(૪–૩૩) સીકંદરનો પ્રથમ વીચાર
તો તે શેહેરને ફેહરોજ નામના એક
ટાપુ ઉપરજ બાંધવાનો હતો; પરંતુ તે
ટાપુ તેને ઘણુંજ નાનું લાગવાથી પેલી
મીસરની મુખય ભુમીપરજ તેણે તેનો
પાયો નાંખવાને આખેરે પોતે દરૂસ્તજ
વીચારયું હતું. આમ પોતાના શીલ્પ
શાસ્ત્રી તથા મીસ્તરીઓ સાથે સઘળું
નક્કી કરી રાખીને એ શેહેરનો તેણે હ
વેથી પોતે પાયો નાંખવા માંડયો હ
તો; એટલામાં આગળ કહયા પ્રમા
ણે પેલો હીગીલોકુસબી મીસર ખા
તે પોતાના નવા કાફલા સીખે આવી પ
હોંચયો હતો અને સીકંદરને તે એમ
કહેવાને મંડી ગયો હતો કે, પોતાની
મરજી ઉપરાંત આગળ પેલા તેનીદુસના
ટાપુવાળાઓને ફારનાબેજુસે પારસીઓ
ની ઝુસરી હેઠળ આવી જવાને જે ફર
જજ પાડી દીધી હતી તેઓ તો પાછું
દરાયશ સામે ફરીને હુલડ મચાવીને પા
છા આપણીજ બેરડુમાં આવી બેઠા છે.
વળી ચીઓસના ટાપુવાળા પ્રજાસત્તાક
રાજ્યવાળાઓએબી પારસીઓના સરદાર
ઓતોફરેદાતીસ અને ફારનાબેજુસે ત્યાં
ઇરાની પક્ષમાં જે હાકેમોને કે પોતે
આગળ નેમી આપયા હતા તેઓની વી
રૂદ્ધમાં જઇને તેઓએબી આપણીજ પ
ક્ષવાળા લોકોને પોતાના શેહેરમાં હવેથી
દાખેલ કરવા માંડયા છે; (જુઓ, દીમો
શથીનીસની દરોહદ નામની ચોપડીને
પા૦ ૧૯૬ મે) અને ફારનાબેજુસ ત
થા ત્યાંના આપખુદ હાકેમ એરીસ્તાની
કસ અને એકમીથાઇમનાનાં શેહેરના
રહીસનેબી પોતે પકડીને કેદ કરીજ રા
એલા છે.

એમીથાઇમનાનું શેહેર લેસબો
સના ટાપુ ખાતેજ આવેલું હતું અને
માઇતીલીનીના શેહેર પછી તેબી ત્યાં એક
વખણાયલાં શેહેરમાંજ ખપતું હતું. કહે
છે કે એમીથાઇમનીઅમના ચાંચયા ચોરો
પોતાની સાથે પાંચ બારકસો લઇને
તે વેળાએ પેલા ચીઓશશનાં બારાં
માં પોતે પેધા પડી ચુકયા હતા; પરંતુ
તે વેળાએ તેમને એમતો કાંઇ માલુમજ
નહીં હતું કે, એ ટાપુતો હાલમાં સીકંદ
રના લગતાવળગતાઓના સ્વાધીન હેઠળજ
આવી પડેલું છે. તે સાથે તે બારાંના
રખેવાળોએબી તેઓને એમજ ઠગયા હતા
કે હજુબી બેશક ત્યાં ફારનાબેજુસનો
જ કાફલો પડેલો છે. પેલા ચાંચયા ચો
રોને તો છેક અંદરવેર લઇ જઇને પછી
સીકંદરનીજ પક્ષવાળાઓએ તરતજ ઠાર
કરી નાંખયા હતા; અને પછી પેલો એડમી
રલ હીગીલોકસ પોતાની સાથે મજકુર એ
રીસ્તોનીકસ; ચીઓસવાનો એપોલોનાઇદી
સ; ફીસીનુસ; મીગારીયુસ અને જેબી
શખસોએ કે આગળ પારસીઓનીજ
સહાયતામાં થઇ જઇને ત્યાં મારામારીનો
ઝુંડો ઉઠાવી પોતે ઝબરદસ્તીથી તે શેહે
રનો કબજો લઇ બેઠા હતા તે સઘળાઓ
ને તો સીકંદર કનેજ પોતાની સાથે તે
ઘસડી લઇ ગયો હતો. વળી તેણે તે તા
જદારને એમ પણ જણાવયું હતું કે
ચેરીસ જે હાલમાં માઇતીલીનીનું શેહેર
હાથકરી બેઠો છે તેને પણ મેં ત્યાંથી ન
સાડી મેલ્યો છે અને બાકીના લેસબોસ
ના શેહેરને પણ રાજીખુશીથી આપણાજ
સ્વાધીન હેઠળ મેં આણી મેલેલું છે. એ
ચેરીસ જાતે તો પોતેબી એથીનીઅનજ હ
તો અને ચીરોનીઆની પેલી ખુનખાર
લડાઇમાં તે પણ એક સરદાર તરીકેજ
ફીલકુસની સામે પોતે પણ ઈ૦ પુ૦ ૩૩૮ માં
નેમાયલો હતો. કરસીયુસતો (૪–૨૪) એમ
વરણવી જાય છે કે, એ સરદારે એમ
માંગી લીધું હતું કે, મને સેહેલથી સ્વ
તંત્ર રીતે એ માયતીલીનું શેહેર જો છો
ડી જવા દેઓતો મારા બે હજાર સીપા
હીઓ સીખે ત્યાંથી નીકળી જવાને હું તો
રાજી અને ખુશીજ રહેલો છું. ત્યારબાદ
કોશના ટાપુવાળાઓએબી મારી મદદ
માંગી મને પોતાના ટાપુ ભણી આવી જ

વાને જે કહાવી મોકલાવયું હતું, તેથી મેં સાઠ બારકસો સીખે એમફોતીરૂસને તરતજ તે તરફ રવાના કરી આપયો હતો અને પછી હું પોતેબી તે તરફ જઇ લાગયો હતો; પરંતુ જ્યારે હું ત્યાં જઇ પહોંચયો ત્યારે તેનો કબજો તો મારી આગમચથી પેલો એમફોતીરૂસે પોતેજ હાથકરી પડેલો હતો. જ્યારે આ મજકુર બંદીવાનોને પોતાની સાથે લઇને એ હીગીલોકસ પોતાના રાજા કને ઉતરી પડયો ત્યારે પેલો પારસી સુબો ફારનાબેજુસ પોતાના પોહોરેગીરના હાથમાંથી એકોસના ટાપુમાંથીજ કેથે ચોરીછુપીથી પોતે તો છટકી જવાજ પામયો હતો. તે સઘળા કેદી હાકેમોને તો તેણે તેઓના શહેરીઓનેજ હવાલે કરાવી દીધા હતા કે જેથી તેઓ પોતાની મરજી મુજબ તેઓને સજાએ પહોંચાડી દીયે; પરંતુ એપોલોનાઇદીસ અને તેના ચીઅન સોબતીઓને તો મજબુત સીપાહીઓની દેખરેખ હેઠળ બેડીઓ સીખે મીસર દેશમાં આવેલા એલીફેનતાઇનનાજ શેહેર ખાતે પોતે દેશનીકાલ કરાવી દીધા હતા. એ શેહેર નીલ નદી ઉપર તેજ નામ ધરાવનાર એક ટાપુ જે આવેલો હતો ત્યાં આગળજ સાઇઇની નામના શહેરની બરાબર રૂબરૂ આવેલું હતું અને મીસર દેશના બચાવ ખાતેર દક્ષીણ તરફની સરહદ આગળ ત્યાંજ સીપાહીઓની એક ટુકડી જાથુકનીજ પડી રહેતી હતી.

### એમનનાં દેહેરાંની સીકંદરે હવેથી લીધેલી મુલાકાત.

હવે તે ઝમાનામાં આફ્રીકાના માંહેલા પ્રાંતના લીબીઆ નામના દેશાવર ખાતે એમનનું જે એક વખાણાયલું દેહેરૂં આવયું હતું તેની ઝેયારતે એક વેળાએ દારયવુસે વીસ્તાસ્પ જેવો એકજ હોરમજદનો પુજારો જરથોસ્તી પાદશાહ વદીક પોતે પણ જઇ આવયો હતો, એમ આગળ આપણે ખોલાસાથી કેહે વરણવી ચુકયા છીએ. તેની ઝેયારતે જવાને સીકંદર જેવો દેવયસની ધરમ પાળનાર રાજા ઉસ્કેરાઇ અને ઉતરી પડે તો તેમાં કશું અજાએબ થવા જેવું તો કાંઇ ગણાઇ શકેજ નહીં; કેમકે, ત્યાંના દેવતાની અગમચેતી અને આગાહીઓ સદાકાળ ખરીજ પડી જતી હતી, એમ તે ઝમાનાના સઘળા યવન લોકો પોતે જાતે માનતા હતા. તેની પુરવે તેથી તો પરસીયુસ અને હીરાકલીસ જેવા એ તાજદારના નીઆએગાન દેવતાઓ પણ એક વેળાએ કાંઇક અગમચેતીઓ મેળવવાના હેતુથી પોતે પણ ઉતરી પડયા હતા; કેમકે, એ માંહેલા પેહેલા દેવતા પરસીઉસને સીરીફુસના ટાપુવાળા રાજા પોલીદેકેતીસે ગોરગન લોકો સામે થવા એક વેળાએ પોતે જ્યારે રવાના કરી આપયો હતો. (જુઓ, હીરાદોતસ ૨—૯૧; એપાલોદોરસ ૨—૪,૨ થી ૪ અને હીસીઅદનો "થીઓગોનીઆ" બેત ૨૮૦ અને "હરકીયુલીસની ઢાલ" એવાં નામનાં તેનાં પધરૂપી જુજોની બેતો ૨૧૬—૨૩૭) અને બીજો દેવતા હીરાકલીસ જયારે પોતે લીબીઆ ખાતે પેસીદાન તથા ગીનાના રાક્ષસી કદ ધરાવનાર બેટા એનતઇયુસની તથા મીસરવાળા રાજા બુસીરીસની મુલાકાતે ઉતરી પડયો ત્યારે બંને જણા પણ એજ દેવતાની સલાહ લેવા માટે પોતે પણ અત્રેજ જઇ લાગયા હતા; કારણ એ જે, તે મીસરી રાજા જે કોઇ પરદેશી પોતાનાં રાજ્યમાં દાખલ થતો હતો તેને તો પોતે ઠારજ કરતો રહેતો હતો. (જુઓ, એપોલોદોરસ ૨—૫,૧૧, ૬ થી ૭.) એમ તેઓનોજ ધડો લઇને એ પાદશાહ પણ તે એમનદેવતા કને પોતાની જાત બુનયાદ વીશેની બરાબર તહકીક અને તલાશ કરવાના એરાદાથી નીકળી પડયો હતો; કેમકે, એ પાદશાહ પોતાની વંસાવલી છેક તે દેવતા સુધી પહોંચાડી દેવાનો પોતે જાતેજ ફાંકો ધરાવતો હતો; કેમકે, મજકુર હીરાકલીસ અને પરસીયુસબી પોતે એવોજ દાવો લઇ બેઠેલા હતા કે, અમો તો જ્યુસ દેવતામાંથીજ પેદા પડેલા છીએ. વળી એ પરસીયુસતો હરકીયુલીસની માવતર આલકમીનાનો પોતે બપાવોજ થતો હતો. જુપીટર એમન યાને કનીફ દેવતાનું આ નામીચું દેહેરૂં મીસર દેશની આથમણે ઇસકંદરીઆના શેહેરથી આસરે બસો વીસ માઇલને છેટે સીવાનાં રેતાળ મેદાનમાંની એક ફળદરૂપ જગયાપર આવે

લું હતું. તેની તારાજ નીશાનો હાલના
અરવાચીન કાળમાં સપર પેહેલીવાર
૧૭૯૨ માં કોઇએક બરાઉન નામના
મુસાફરે શોધી કહાડી હતી. તે ફળદરૂપ
ભુમીની લંબાઇ છ માઇલ અને પોહોળા
ઇ છેક ત્રણ માઇલ જેટલી જોવામાં આ
વે છે. અસલી નવીશનદાઓ જે લો
કોને કેલીબીઅન એવા તખલુસ હેઠળ
પીછાની ગયા છે તેઓ એક ફકત મીસર
સેવાય આખા આફ્રીકા ખંડની ઉતરેજ
પોતે વાસો કરી પડેલા હતા, ને જેઓને
કેહીબરૂ લોકો લુબીમ યાને તડકાથી સામ
ળા થઇ પડેલા લોકો એવાં નામથી પોતે
પીછાનયા જતા હતા. (જુઓ, ક્રોનીકલ
ની પોથી ૨ જી, ૧૨-૩ અને ૧૬-૮;
દાનીઆલની પોથી ૧૧-૪૩; નીહીમીઆ
ની પોથી ૩-૯ તથા હીરાદોતસ ૨-૩૨
અને ૪-૧૬૮ થી ૧૯૯.) પારસીઓના
એક રાજા કામબાઇસીસે (કબુજયો યાને
કાબુસે) એ દેહેરાંને બાળી નાખવા સારૂ
જ્યારે પચાસ હજાર આદમીઓની એક
જબરી ફોજ પોતે તે તરફ મોકલાવી
આપી હતી તે ફોજ તે બીઆબાનમાં રે
તીનાં તોફાનો હેઠળ સદંતરજ દટાઇ ગ
ઇ હતી એમ હીરોદોતસ આપણને જ
ણાવી ગયલો છે (૩-૨૬).

વળી એ નામદાર પાદશાહની ત
વારીખ લખનાર એનોજ એક હમજમા
ન ગોઠયો નામે એરીસ્તોબ્યુલસ આપણ
ને એમ પણ જણાવી ગયો છે કે, તે દેહેરાં
પર જવા સારૂ દરયા કીનારેથી પેરીતોનીઉ
મના શેહેર ભણી એક વીશાળ બેયાબાન
જંગલમાંથી એને પસાર થવા સારૂ આ
સરે સોળસો સ્તેદીઆ યાને લગભગ એ
કસો ને સીત્યાશી માઇલ જેટલો રસ્તો
કાપવો પડયો હતો. તે શેહેર મીસરની
છેક આથમણેજ મારમેરીકા નામનાં પ્રાંતની
ભુમી આગળ કેઠ આવેલું હતું અને ત્યાં
વેર જતાં એને આખે રસ્તે સારાં ભાય
ગે તે બેયાબાન રેતાળ જંગલમાં પાણી
પણ સારી કાની મળી શકયું હતું. ત્યાં
થી છેક અંદરના દેશાવરો ભણી નીકળી
જવા સારૂ તેને એક રેતાળ જંગલ વ
ટાવવું પડયું હતું કે જ્યાં પાણીનો એ
ક કતરોબી આપણને મળી શકતોજ ન
હોતો અને જ્યાં કે પછી પેલા એમોન
દેવતાનું મકાન આવેલું હતું. સારા ભા
યગે તે જંગલ પસાર કરતી વેળા દેવ
તાઓની કરમ બખશેશથી તેને વાટમાં
સારી કાની વરસાદ વટીક મળી ગયો હતો,
જેથી તેના સ્નેહીઓને પાણીની ઝાઝી
તાણ પડીજ નહોતી; પરંતુ તે શેહેર યા
ને રેતાળ બેયાબાન વટાવી જતી વેળા
વાટમાં જે દક્ષીણ તરફનો વાયુ બહુ જો
શથી ફુંકતો હતો, તેથી આખે રસ્તે રે
તીના ઢગલેઢગલાજ પડેલા જણાતા હ
તા, કે જેથી રાહદારીઓને રસ્તો કયાંથી
લેવો તે બીના કેવળે માલુમ પડી શકતી
નહોતી. જેમ એક ભારે તોફાનમાં આખા
દરયામાં વાદળાંના ફરી વળવાથી આસમાન
જ્યારે સદંતર ઘેરાઇને સેયાહ મારી
જાય છે અને આકાશપર સેતારાઓ કેવ
ળે દીસી શકતા નથી, ત્યારે હોકાયંત્ર
વીના હરકોઇ કપતાન રસ્તો કેમ અને
કયાંથી લેવો તે વીષે ગુંચવાડામાં આવી
પડે છે, તેવીજ સીકંદર અને તે
ના ગોઠયાઓની હાલત હાલમાં થઇ
પડી હતી. ત્યાં કેહેબી પોસ્તા કે ઝાડ
અને ટેકરીઓની કેવળે નીશાનો તો નજ
રે પડી શકતીજ નહોતી કે જેવી ઇધા
નીઓપરથી જેમ તોફાની દરયામાં સે
તારાઓની ગતી ઉપરથી ખલાસીઓ પો
તે રાહ કાપી શકે છે, તેવો કશો સંજો
ગજ ન હોવા અને મળી શકવાથી તે
ની ફોજ પોતાનો રસ્તોજ ગુમ કરી બે
ઠી હતી અને તેના ભોમયાઓ વટીક
કયાંથી હવે રસ્તો કાપવો તે વીષે પોતેબી
શકમંદ થઇ પડયા હતા. (જુઓ, દાયો
દોરસ ૨-૫૪.) લેગુસનો બેટો બતલીમુસ
(પતોલોમી) તો આપણને અહીંયાં સુધી
જણાવી ગયો છે કે, તે ફોજની હરોળ
માં બે સરપો નીકળી આવીને કટકટ ક
ટકટ બોલતાં આગળ ચાલવાને મંડી ગ
યા હતા. આવી યકાયક મળી ગયલી
ખોદાઇ બશારતને લીધે સીકંદ
રે પોતાના ભોમીયાઓને તે સાપો જે
મ લઇ જાય તેમ રસ્તો કાપવાનો પો
તે તેઓને હોકમ આપયો હતો અને
તેજ સરપો જેમ પેલા મંદીર સુધી તે
ની ફોજને રસ્તો દેખાડતા ચાલયા ગ
યા હતા તેમજ તયાંથી પાછા ફરતી વે
ળાએબી તેઓજ તેની ફોજના ગોયા

ભોમયાઓ જેવા થઇ પડયા હતા, એમ બી તે નવીશનદો આપણુને જણાવી ગયો છે; પરંતુ એરીસ્તાબીયુલસ જેનું દાસ્તાન વધારે ભરૂસેદાર લોકો ગણે છે તે તો આપણુને એમ કહી જાય છે કે, સીકંદરની ફોજની હરોળમાંજ બે જંગલી કાગડાઓ હવેથી ઉડવા લાગયા હતા અને તેઓજ ગોયા તે પાદશાહ ના ભોમયા જેવા થઇ પડયા હતા. આ વો કોઇક ચમતકાર તે વેળાએ ત્યાં બ ની ચુકયો હતો, એમ એરીઅન પોતેબી કબુલ મનજુર રાખી જાય છે; પરંતુ પોતે આગળ ચાલતાં એમ જણા વે છે કે, તેમાં બીજા નવીશનદાઓ એ ટલી તો સહરાગાતો કરી ગયા છે કે, જે થી તે ખરી બીના કેટલે દરજજે સુધી ની હોવી જોઇએ તેપરબી પછી તાનાઝ ની થઇ શકે તેવુંજ થઇ પડે છે. કાલીસ થીનીસ જેણેબી સીકંદરનો ઇતીહાસ લ ખી ઘાલેલો હતો અને જે પુસ્તક હાલ ઝમાના સુધી તો કાંઇ બ ચી શકયુંજ નથી, તેની સતાને આધા રે પેલા બે જંગલી કાગડાઓની વાત ને સ્રેબો (૧૭-૧) અને પલુતારક વટી ક વચે આણે છે. (જુઓ, તેનો "સી કંદર" બાવી ર૭ મી.) અને એરીસ્તા એબયુલસનાં લખાણો સાથે તેઓબી એ કમળતાજ થાય છે અને તે ચમતકાર ની સલતા પોતેબી જાણે માનય કરતા હોય તેવી રીતે તે દાસ્તાનને વરાણવી જાય છે. કરસીયુસ કહે છે (૪-૩૦) કે ઘણાએક કાગડાઓ અને દાયોદોરસ એમ બોલે છે (૧૭-૪૯) જે, કાગડા ઓબી સીકંદરના કો કો કરતા આવે લા એ ભોમયા જેવાજ થઇ પડયા હ તા. એ રેતાળ ભયંકાર રસ્તા વીષે બો લતી વેળાએ સર એડવર્ડ હેમલી આપ ણુને એમ જણાવી જાય છે (જુઓ, ૧૮૮૨ ના ડીસેમબર મહીનાનું "ના ઇનટીનથ સેનચરી" નામનું એક માહ વારી અંગ્રેજી ચોપાનયું) કે તેલએલ કબીર તરફ જતી વેળા અમારી ફોજ ની બીજી ટુકડી જયારે આ બેયાબાન જંગલ આગળ આવી પહોંચી ત્યારે અમને રસ્તો દેખડાવવા સારૂ કેટલાએક સુધી તો અમારા ઇજનેરો તારના સ્થં ભોની એક હાર પોતે બાંધી ગયા હતા; પરંતુ જયાં આગળ કે તે હાર આવી ને અટકી પડી હતી ત્યાંથી તો તે બે યાબાનનો રસ્તો કોઇને પણુ માલુમ પ ડી શકવા લાગયોજ નહોતો. તે વેળા એ આકાશના તારાઓ ગોયા અમારા ભોમયાઓ જેવાજ થઇ પડેલા હતા; પરંતુ જયારે રાતના વાદળ કોઇ કોઇ વાર આકાશને ઘેરી લેતું હતું ત્યારે તો અમો લોકો બાપલા વીનાનાજ થ ઇ પડતા હતા. તે વેળાએ લેફટેનંટ રો સન જેવો એક દરયાઇ અમલદારજ અમારો ભોમયો થઇ પડયો હતો કે જે શખ્સ આગલી રાતોની કુચની વે ળા અમો કેવી રીતે રાહ કાપ તા ચાલ્યા ગયા હતા તે રસ્તાઓને પેલા આકાશના સેતારાઓની ગતી સાથે બરાબર રીતે પોતે અવલોકન કરીને સરખાવતોજ રહેલો હતો. તે ફોજ નો મધય ભાગજ ગોયા પેલા રસ્તાની નીશાન આપણુને ચોકકસ રીતે દેખડાવી શકતો હતો તેથી તો તે અમલદાર ૭૫ અને ૭૯ જેવી અમારી ફોજની વચોવ ચમાં આવેલી બટાલીઅનોની વચેથીજ હરોળમાં પોતાનો ઘોડો દપટાવી ચાલ યો જતો હતો અને તેની પછવાડેજ પ છી અમો લોકોબી આંધળાઓની માફક ગોયા ચાલયા જતા હતા. વળી વારંવાર રાતની વેળાએ તો જે તારાને આધારે તે અમો લોકોને ખદેરી લઇ જતો હતો તે તારોજ ગોયા વાદળાંમાં આવી જ તો હતો; ત્યારે તે વીષેની તેને હું જયા રે ખબર આપતો રહેતો હતો તયારે તે મને એવો સધયારો આપતો રહે તો હતો કે, ફીકર નહીં સાહેબ, મારી કને તેનો પણુ એક બીજો એલાજબી મોજુદજ પડેલો છે અને તે એલાજ પણુ મને દેખડાવીને મારી ખાતેરજમા જ કરી આપતો હતો કે, આપણે જે રસ્તો કે હાલમાં લઇએ છીએ તેજ બ રાબર રસ્તો હોવો જોઇએ. તેમાં તે ચો કકસ ગણુતરીઓ અને અવલોકનો ઉપર થી પોતે આબાદ ખરેખર ખરોજ નીવ ડી પડતો હતો.

એટલામાં તે બીચારો દુશમનો ઉપર હલ્લો કરતી વેળા એક ગોળી તેને લાગી

ગયાથી તરત મુરદુંજ થઇ પડયો હતો. આથી તો અમો વળી વધારે સંકટમાં આવી પડયા હતા; કેમકે, હજુ તો ઘણાએક માઇલો સુધીની અમોને મનઝેલ કાપવાની બાકી રહેલી હતી; પરંતુ પેલા તારાઓની બરકતથી જેમ હોકાયંત્ર તોફાની દરયાની વેળા આપણુનો બરાબર રીતે રાહ દેખડાવી શકે છે તેમજ પેલા સેતારાઓની મદદથી અમો અમારો રસ્તો ચોક્કસ રીતેજ આખેરે પાર ઉતારી શકયા હતા.

હવે જે જગયા ઉપર કે પેલા એમન દેવતાનું મોટું મંદીર આવેલું હતું તેની આસપાસ છેક લાંબે સુધી તો એક રેતાળ મેદાનજ ચોતરફથી ઉભાઇ જતું હતું કે જ્યાં પાણીનો એક કતરોબી કોઇને મયસ્સર થઇ શકતોજ નહોતો. તે સેહા યાને બેયાબાન જંગલની વચોવચમાં એ ફળવંત ભુમીનો એક કકડો જે આવેલો હતો તેની લંબાઇ પોહોળાઇ તો કાંઇ ઘણી વીશેષજ નહોતી; કારણ એ જે, ઘણામાં ઘણી તેની પોહોળાઇ તો આસરે ચાળીસ સ્તેદીજ યાને લગભગ પચાસ માઇલ સુધીજ થવા જતી હતી, એમ લુકન વરણુવી ગયો છે. (જુઓ, તેની ચો૦ ૯, પા૦ ૫૧૧ થી ૫૪૩ મુ.) એક જંગલ જહાનમાં બાગે બેહેશત જેવી આવેલી આવી સીવાની ભુમી વીષે એક અરવાચીન મુસાફર નામે હોસ્કીન આપણુને એમ જણાવી જાય છે જે, તેની લંબાઇ ૯ માઇલ અને પોહોળાઇ બે માઇલ જેટલીજ માત્ર જોવામાં આવે છે અને ત્યાં ફકત આઠ હજાર માણુસોની વસ્તી આવેલી છે. (જુઓ, તેની "આ મોટાં ઓએસીસની લીધેલી મુલાકાત" એવે નામની ચોપડી.) ત્યાં જીતફળ અને તાડના ઝાડો ઠેકાણે ઠેકાણે માનવીજાતોની સંભાળ હેઠળ ઉગી નીકળેલાં આપણી દ્રષટીએ પડી શકે છે અને તેજ એક એવી જગયા છે કે, જ્યાં રાતની વેળા આકાશ ઉપરથી દવ વટીક પડયો જાય છે. ત્યાં પાણીનો એક જરરોહબી આવેલો છે, જેને ત્યાંના રહીસો આફ્તાબનો જરરોહ એવાં નામ હેઠળ પોતે પીછાને છે. તેની લંબાઇ ત્રીસ પગથયાં જેટલી અને પોહોળાઇ વીસ પગથયાં ૯૦ વડી દીઠામાં આવે છે અને તેની ઉંડાઇ છ વામ યાને છત્રીસ ફીટ જેટલી આપણી દ્રષટીએ પડી શકે છે અને તેની છેક તળેટીમાંથી ખોલ્લી રીતે આપણુ જોઇ શકયે તેવા પરપોટા વારંવાર ફુટયાજ ચાલ્યા જાય છે, એમ હીરાદોતસ (૪-૧૮૧); દાયોદોરસ (૧૭-૫૦); લુકરીસીઉસ (૬-૮૪૯ થી ૮૭૮) તથા પતોલોમી (૪-૫, ૩૭) આપણુને જણાવી ગયા છે; જે વાતને અરવાચીન મુસાફરો વટીક પોતે ટેકો આપી જાય છે. જમીનમાંથી જેબી જરરાહો કે ફુટી નીકળે છે તેઓથી એ જરરોહ કોઇક વીચીત્ર પ્રકારનોજ આપણુને જણાય છે; કારણુ એ જે, મધયબપોરે તેનું પાણી આપણુને ઠંડુ અને સ્વાદીષટ જેવું લાગે છે; એટલુંજ નહી, પરંતુ તેમાં હાથ જો બોળયો હોય તો આપણાં આંગળાં વટીક કળી આવે તેવું અત્યંત તે ઠંડુજ માલમ પડી શકે છે; પરંતુ આફતાબ જ્યારે મધરેબ તરફથી જેમ જેમ જ્યારે અસ્ત પામતો ચાલ્યો જાય છે; ત્યારે તે પાણી તેમ તેમ ગરમ થતું ચાલે છે અને સમીસાંજથી તે ઠેઠ મધરાત સુધીમાં તો તે ઘણુંજ ગરમ થઇ પડે છે; લેકીન ત્યારબાદ તે પાછું આસ્તે આસ્તે ઠંડુજ થવા માંડે છે અને બડી બામદાદની વેળાએ તો તે સ્વચછ અને ઠંડુ જેવુંજ થઇ પડે છે; પરંતુ મધબપોરના તો તેની ઠંડાઇનો કાંઇ પારજ રહેતો નથી. આવા આવા ફેરફારો તેમાં એક પછી એક ગોયા દરરોજ ચાલુજ જોવામાં આવે છે. તયાં ઝમીનમાં જો ખોદણી કીધી હોય તો તેમાંથી કુદરતી નીમક વટીક મળી શકે છે અને કેટલાએક એ એમનનાં મંદીરના પુજારીઓ તેને જથાબંધ મીસર ભણી પેટીઓમાં ભરીને તયાંના રાજા તથા બડેખાંઓને સોગાદ કરવાના હેતુથી પોતે વારંવાર તયાં ઉતરી પડે છે. તે નીમક તે પેટારાઓમાં જલદીથી પીગળી નહીં જાય તે સારૂ તેમાં તેઓ પેલા તાડનાં ઝાડનાં પાત્રાંઓનાં અસ્તરો કરી લે છે. નીમકના તે ગાંગડાઓ કોઇ કોઇવાર તો છેક ત્રણ આંગળાં જેટલાં પોહોળાઇમાં લાંબા ને લાંબાજ જેવા જોવામાં આવે છે

અને તેઓ હર કોઇ જાતનાં કાચકામો માફક સંદતરજ પારદરશક જેવાજ આપણી દ્રષ્ટીએ પડી શકે છે. એવી જાતના નીમકને હાલના રસાયણ શાસ્ત્રીઓ તો હાઇદરો કલોરેટ ઓફ એમોનીઆ યાને સાલએમોનીઆકનાં નામથીજ પીછાનયા જાય છે. વળી તે નીમક દરયામાંથી મળી આવતા નીમક કરતાંબી વધારે પારદરશક હોવાથી પેલા દરેક મીસરી દીનદાર માણસો પોતે કુરબાનીઓ કરતી વેળા તયાંના દેવતાને તેજ નીમક અરપણ કરયા જાય છે. આથી સીકંદર તે જગયા ઉપર ઘણોજ વીસ્મીત પામી જઇને પેલા તયાંના દેવતા કનેથી કાંઇક અચાનક આગાહીઓ મેળવવાનાં હેતુથી તે તરફ પોતે જઇ પહોંચયો હતો. તે દેવતાએ જે તેને એમ જવાબ આપયો હતો કે તું ને પરલોકોને બીહીવડાવવા સારૂ અને તેઓના મુલકો સંપાદન કરી બેસવાને સારૂ જે સરજેલો છે, તેથી તું તો જ્યુશ યાને પરમેશ્વરનો ખુદ પોતાનોજ બેટો થાય છે, એમ દાયોદોરસ આપણને વીસ્તારીને જણાવી જાય છે; (૧૭–૫૧) કે જે વાતને પલુતારક (જુઓ, તેનો "સીકંદર" ઓવી ૨૮ મી) અને એરીઅન (૭–૨૯) વટીક ટેકો આપી ગયો છે. વળી કાલીસ્થીનીસની સતાને આધારે એબો તો એમ વરણવે છે (૧૭–૧) કે, એમનના દેવતાએ જે આગાહીઓ એ પાદશાહને આપી હતી તેને માઇલીતસની પડોસવાળા બરાનચાઇદાની જગયાવાળા દેવતા એપાલોએ તથા આયોનીઆવાળી ઇરીથરેઇવાળી આથીનીમની દેવીએબી તેને ટેકો આપયો હતો. આમ તેને જેમ ભાવતું હતું તેવો સધયારો હાલમાં મળી ચુકયાથી આરીસ્તાબયુલસની સતાને આધારે જે રસ્તેથી મીસરથી તે પોતે આગળ નીકળી આવયો હતો તેજ રસ્તેથી તે દેશાવર ભણી તે પોતે પાછો નીકળી ગયો હતો; પરંતુ તેથી ઉલટું લેગાસનો બેટો બતલીમુસ (પતોલેમી) તો આપણને એમ જણાવી જાય છે કે, બીજોજ રસ્તો લઇને પછી ઠેઠ મેમફીસનાં શેહેર ભણી સીધો ને સીધો જ તે પોતે ચાલ્યો ગયો હતો.

જ્યારે એ પાદશાહ હવેથી મેમફીસના શેહેર ખાતે આવી પહોંચયો; ત્યારે યવન લોકો કનેથી ઘણાંએક એલચીખાતાં ત્યાં એને આવી મળયાં હતાં કે, જે સઘળાઓની અરજ બહાલ રાખીને કોઇનેબી ત્યાંથી પોતે નારાજ થઇને તો પાછા ફરવા દીધાજ નહોતા. વળી એનટીપેટરેબી ત્યાં એની સહાયતામાં ચારસો યવન ભાડુતી ફોજના માણસો હીગીસાનદરના બેટા મીનાઇદાસની સરદારી હેઠળ મોકલાવી આપયા હતા; તેમજ વળી તેને સારૂ પાંચસો ઘોડેસવાર ફોજની એક ટુકડી થરેસના રહીસોએ પણ યુનીકુસના બેટા આસકલીપીઓદોરૂસની સરદારી હેઠળ રવાના કરી આપી હતી. અત્રેજ અહીંયાં વળી એણે જ્યુસ દેવતા સારૂ પોતે લશકરી શાહાબોલા અને કવાયદો સીખે હથયારબંધ સેપાહોને પોતાની સાથે લઇ જઇને રમતગમતનો એક જલસો અને અખાડો વટીક પણ કરી દેખડાવયો હતો. વારંવાર આપણે આ દફતરમાં આપણે જણાવી ચુકયા છીએ કે, એ મકદુનીઅનો જે દેવતાને પોતે જ્યુસ કરીને કહેતા હતા તેને સંસ્કૃતમાં દાઇયુસ યાને ચળકતો; લાટીનમાં જુપીટર શબદમાં આવેલો લુગત જુ; અવસ્તામાં અહુરા અને કદીમ ફારસીમાં યહુ તથા અસલી અંગ્રેજો અને જરમનોનાં વડીલોમાં તીયુ યાને લડાઇનો દેવતા કરીને કહેલો છે, જેપરથીજ અંગ્રેજી શબ્દ તયુસડે યાને મંગળવાર કરીને પાછળથી આખેરે ઉતપન થયલો દીસે છે. યાહુદીઓનો યુહોવા શબદબી એક મીશ્રીત ભેળમભેળા ("હાઇબરીદ") જ શબદ છે, જેનું મુળ ધાતુ પણ જો બારીકીથી તપાસી જોશો તો અસલીજ કોઇ આરયન ભાષામાંથીજ મળી આવી શકે તેવું છે. હવેથી એણે મીસરને પાછો નીજામ આપવા સારૂ ત્યાં બે હાકેમોને પોતે નેમી આપ્યા હતા; જેમાં એકનું નામ દોલોઆસપીસ અને બીજાનું નામ પીતીસાસ કરીને હતું; પરંતુ તેઓ વચે તે આખા દેશની હાકેમી પોતે જે વેહેંચી આપી હતી તેથી તે માંહેલા છેલ્લા અમલદારે તો તે હાકેમી લેવાને પોતેજ ના પાડી હતી, જેથી તે સઘળી હાકેમી પેલા દોલો

આસપાસનેજ સર હવેથી જઇ ચોહોંટી
હતી. વળી તે દેશાવરના ગેરીસન ખા
તાનાં ઉપરી તરીકે પોતાના બે હમશરી
કોને પણ તેઓ સાથે નેમી આપયા હ
તા. એકના હાથમાં મેમફીસના ફોજની
સરદારી અને બીજાના હાથમાં પીલીસીયુમ
ખાતેની સરદારી આવી ગઇ હતી. તે માં
હેલા એકનું નામ પેનતાલીઅન કરીને હતું
જે કે જાતે પોતે મેમફીશમાં આવેલાં પાઇ
દાનાં શેહેરના રહીસમાં ખપતો હતો અને
બીજાનું નામ પોલીમો કરીને હતું જે કે
કોઇએક મેગાકલીસનો બેટો થતો હતો
અને પેલી સીયુમમાં વસ્તી કોઇ એક
પેલાઇઅન નામની વરણમાંથી પેદા પડેલો
હતો. વળી પેલી યવન ભાડુતી ફોજની સર
દારીબી ઇતોલીઆના કોઇએક રહીસ નામે
લાઇસીદાસ કને તેણે સેપોરદ કરી દીધી
હતી અને તે આખી ફોજના મુનશી ત
રીકે તેની સાથ જેનોફ઼ાનતીસના બેટા
યુગેનોસતુસને તેણે પોતે સોંપી આપ
યો હતો કે જે શખસ સીકંદરના એક
હમશરીકમાં ખુદ પોતે પણ ખપતોજ
હતો, અને તેઓના ઉપરી તરીકે તેણે
એસચાઇલુસ અને ઇફીપુશને દેખરેખ
રાખવા માટે નેમી રાખયા હતા કે જે
માંહેલો છેલો સરદાર ચાલસીદોન શે
હેરનાં રહીસમાં ખપતો હતો. વળી
મીસરની પડોશમાં આવેલા લીબી
આના પ્રાંતની હાકેમી તેણે ચારીનુસના
બેટા એપોલોનીયુસને સર સ્વાધીન ક
રી દીધી હતી અને તેમજ હેલીઓપો
લીસના શેહેરની આસપાસ જેબી અર
બસ્તાન દેશનો થોડોક ભાગ કે આવી
ગયલો હતો તેનો સુબો તેણે નીઉકરે
તીસના શેહેરવાળા કોઇએક કલીઓમા
નીસ નામના ત્યાંના વતનીનેજ બનાવી
રાખયો હતો. આ હેલીઓપોલુસનું ના
મીચું શેહેર તેજ બાઇબલની પોથીમાં
જણાવેલું પેલું રામીસીસનું શેહેર છે,
એમ સીમેટીક ટોળાંઓના રેવાજો અને
ભાષાઓના પુખત જ્ઞાન ધરાવનાર જ
રમન પંડીત ઇવાલદ પોતે વીચારે છે
કે જે મત સાથે બીજાબી ઘણાએક ન
વીશનદાઓ વટીક એકસરખાજ ઉતરે
છે; પરંતુ ઇ૦ સ૦ ૧૮૮૪ માં મો૦
નેવીલે દાખલા દલીલો સીધે એમ

પુરવાર કરી આપેલું છે કે, હાલ ઝમા
નાનું પીથોમનું શેહેર તેજ અસલી ઝ
માનાનું હેલીઓપોલીસનું શેહેરજ હો
વું જોઇએ. ( જુઓ, એકસોદસની પો
થી ૧–૧૧.) તેણે વળી તેલ–એલ–કબીર
અને ઇસમાલીઆનાં શેહેરો વચે તેલ–
એલ–મસખુતા નામનું એક અરબ ગામ
ડું જે આવેલું છે ત્યાંની તારાજ નીશાનો
પરની કરેલી શોધખોળો ઉપરથી તે એવાં
પરીણામ ઉપર પોતે આવી ગયો છે કે
તે પીથોમનાં શેહેરને પાતુમુસના નામ
હેઠળ હીરાદોતસ ખુદ પોતે પણ વ
રણવી ગયો છે. ( જુઓ, તેની
ચો૦ ૨–૧૫૮.) વળી એ મજકુર
નીકોત્રીસનું શેહેર પણ નીલ નદીની
કેનોપસ નામની એક શાખા ઉપર માઇ
લીસીઆવાળા યુનાનના દેશી રહીસીઓ
એજ સપરપેહેલીવાર સ્થાપયું હતું. ત્યાં
યવન લોકોજ અકસર કરીને પડી રહેતા
હતા; કેમકે, મીસર ખાતે તેઓને વસ
વા તથા વેપાર રોજગાર ચલાવવા માટે
ત્યાંના રહીસોએ ફકત તેઓનેજ ત્યાં પ
રવાનો આપેલો હતો. ( જુઓ, હીરા
દોતસ ૨–૯૭, ૧૩૫ ને ૧૭૮ થી ૧૭૯
સુધી. ) એ છેલ્લા બે પ્રાંતોવાળા રહી
સોને તેઓના અસલી રેવાજોજ પ્રમાણે
ચાલવા દેવાનો પોતાના એ બંને હાકે
મોને સીકંદરે પોતે હોકમ વટીક ફરમા
વેલો હતો; પરંતુ તેઓ કનેથી ધારા
મુજબ પોતાની ખંડણીઓ તો એકઠી
કરયા જવા સારૂજ તેઓને કહાવી મોક
લાવયું હતું. ત્યાંના હાકેમોનેબી
તે ખંડણીઓ બરાબર વખતસર એકલી
ઓમીનીસનેજ પહોંચાડતા રહેવાનો હોક
મ મળી ચુકેલો હતો. હવે મીસર ખાતે
તે પોતાની જે ફોજને કે રાખી ગયો
હતો તેની ખુશકી ઉપરની ફોજની સર
દારી તો તેણે મીકારાતેલુસના બેટા પી
યુસેસતાસ અને એમીનતસનાં બેટા બાલા
કુરૂસને સરજ પોતે સોંપી આપી હતી;
લયેકીન પોતાના કાફ઼લાની ફોજના ઉપરી
તરીકે તો થીરામીનીસના બેટા પોલીમો
નેજ પોતાનો એડમીરલ કરી બેસાડયો હ
તો. વળી તેનો એક ખોડીગાર્ડ નામે
એરાહીબસ જે આજારી પડીને મરણ
પામયો હતો તેને બદલે પોતાના નજ

આડીગાર્ડ તરીકે એનતીઆસના બેટા લીઆનેતુસનેજ પોતે લઇ રાખયો હતો. તેમજ એનતીઓકસ જેવો એક સરદાર જે પેલી તીરઅનદાઝોની ફોજનો ઉપરી ગણાતો હતો તે પણ મરણ પામેલોજ હોવાથી તેને બદલે તેણે ઓમબ્રીઆન નામના કોઇ એક ક્રીટનને સરદાર તરીકે પોતે નેમી આપયો હતો. વળી બાલાકરૂસને તે પોતે મીસર ખાતેજ પોતાની પાછળ જે રહેવા દઇ ગયો હતો અને તેને સરજ યવન લોકોની એકઠી કરેલી એકસંપી પાયદલ ફોજની સરદારી જે સોંપી આપેલી હતી તે પણ તેને બદલે કાલાનુસને સરજ પોતે હવેથી સોંપી આપી હતી. આમ મીસરની હાકેમી ઘણાએક સુબાઓના અખતયાર હેઠળ એ તાજદારે જે વેહેંચી નાંખી હતી તેનો એક સબબ હતો; કેમકે, તે દેશ કુદરતીજ ઘણો પ્રબળ હોવાથી તે એક માણસને સરજ સરદારી સોંપી આપવા તે પોતે ઘણુંજ નામોનાસેબ જેવુંજ વીચારતો હતો; કેમકે, તેમ પારસીઓએ તેની પુરવે ન કરવાથી ત્યાં વારંવાર બંડો અને ફેસાદો ઉતપન થયા કરતાં હતાં. એનાજ દાખલા ઉપરથી ધડો લઇને રૂમીઆએબી જયારે તે દેશને પોતાના સ્વાધીન હેઠળ કરી લીધો; ત્યારે મીસરી લોકોને બરાબર રીતે ઝેરદસ્ત કરી રાખવા સારૂ ત્યાં પોતાની મજબુત ફોજોને રાખી મેલતા હતા અને પોતાના કોઇબી એકજ સેનેટરને ત્યાંનો સુબો તો કેવળે પોતે નેમી રાખતાજ નહોતા; પરંતુ જેબી શખસો કે પોતાની ફોજમાં "એકવીતીસ" યાને સરનાઇટ તરીકેનોજ ઓધો અને ખીતાબ (જુઓ તેસીતસુની હીસ્તોરાઇ ૧—૧૧) ધરાવતા હતા તેઓને સરજ રાજયને મજબુતીથી ટકાવી રાખવાની જોખમદારીઓ રહેતી હતી.

હવે ઇ૦.પુ૦ ૩૩૧ માં જ્યારે વસંતની મોસમ શુરૂ થઇ ચુકી; ત્યારે સીકંદરે મેમફીસ આગળની નીલ નદી તથા તેની જેબી શાખાઓ કે ત્યાં આવેલી હતી તેઓપર તરાપાઓ નાંખી તે શેહેરને છોડી જઇને પોતે ફીનીઆના પ્રાંતભણી ઉતરી પડીને છેક તાયરના શેહેર ખાતે જઇ પહોંચયો હતો કે જ્યાં તેનો દરયાઇ કાફલોબી આવીને તે વેળાએ હાજરજ રહેલો હતો. ત્યાં વળી રમતગમતના જલસા અને અખાડા કરીને તે ફરીને હીરાકલીસ દેવતા કને જઇને તેને કુરબાનીઓ ભેટ આપી આવ્યો હતો. કરસીયુસ વળી એમબી વરણવી જાય છે (૪—૩૪) કે, ત્યાંથી તેણે સમારીઆના પ્રાંત ખાતે પણ હેરયું લીધું હતું; કેમકે, ત્યાંના રહીશોએ તેના એક મદદનીશ નામે એનદરોમેકુસને જીવતોજ બાળી નાંખ્યો હતો; જેથી તેઓને સજા કરવા તેને ત્યાં જવાને ગોયા ફરજજ થઇ પડેલી હતી. એટલામાં તાયર ખાતે આથીનીઅનોએ દાયોશનીતુસ અને એકીલીયુસ નામના પોતાના બે એલચીઓને પેરાલુસ નામના એક પવીત્ર જહાઝમાં જે રવાના કરી આપયા હતા તે એલચીઓનું પણ તે બારાં ખાતેજ આવી પહોંચવું થયું હતું. તેઓ સાથના સરવે ખલાસીઓનેબી તે એલચી ખાતાંમાંજ પેલા એથીનીઅનોએ નેમી રાખેલા હતા કે જેથી તે એલચી ખાતું સીકંદરની નજરમાં વધારે ભારબોજવાળું તથા ભપકાદાર જેવું માલુમ પડી શકે. કહે છે કે પુરાતન કાળથીજ રાજદવારી કારણોસર આથીનીઅનોમાં બે પવીત્ર જહાઝોને કામે લગાડવાનો રવઇયો ચાલતોજ આવેલો હતો. એકને તેઓ પારાલુસ અને બીજાને સાલામીનીઆનાં નામ તથા તખલ્લોસ હેઠળ પોતે પીછાનયા જતા હતા. સપર પેહેલાં તો પારાલુસ નામ ધરાવનાર બારકસને તો માત્ર કોસ્તાઓ તરફના વેહવાર સારૂજ તેઓ કામે લગાડતા હતા અને બીજાને તો તેઓ સાલામીસનાં બારાં ખાતેજ અવારનવાર કામકાજે સારૂ મોકલાવયા જતા હતા. આથી તે બારકસોને લોકો આવાં નામ હેઠળ પછી રફતે રફતે પીછાનવા લાગયા હતા. (જુઓ, દીમાસથીનીસના "મીદીઆના" ને પા૦ ૫૭૦ મે૦) વળી સ્કોલીઆરત પણ પોતાની "પક્ષીઓ" નામની પોથી (ની આવી ૧૪૭) માં અરેસતો ફીનીસ

આગળ પોતેબી તેમજ એકરાર કરી
ગયો છે. કતીસીફોનની વીરૂધમાં કરેલાં
એક ભાષણમાં (જુઓ, તેનું પા૦ ૫૫૦
મું.) એસચીનીસ જેવો દીમાશથીનીસનોજ
એક હમઝેમાન ફસાહતભરેલાં ભાષણો
કરનાર તો આપણુને અહીંઆં સુધી જણાવી
જાય છે કે, મેં એજ પારાલુસની કીશ
તીના એક ખલાસી કનેથી એવુંબી સાં
ભળયું હતું કે, એજ વેળાએ દીમાશ
થીનીસે પણ પલાતીઆવાળા પોતાના
આગલા એક સ્નેહી અને સીકંદરના એ
ક ખાસ વીશ્વાસુ મીત્ર આરીસ્તોન સા
થે એક કાગજ તે તાજદાર ઉપર પોતે
પણ રવાના કરી આપયું હતું કે જેમાં
તેણે પોતાની ગઇ ગુજરી ચાલચલગતો
વીષેની તેની કનેથી માફી અને ઓજર
ખાહી ચાહી હતી અને પાછો તેની મેહે
રબાની હેઠળ આવી જવાની પોતાની ખા
હેશ વટીક દેખડાવી હતી. પરંતુ તે વાત
આપણા ધયાનમાં ઉતરી શકે તેવી મને તો
કાંઇ ભાસ્તીજ નથી; કેમકે, દીમોસથીનીસ
કાંઇ પોચા યાને "બુજ દીલ" ખવાસનો
તો હતોજ નહી અને તે તો એ તાજદા
ર અને તેના મુરબી ફીલકુસનો તો હ
હડતો વેરી અસલધરથીજ ખપતો આ
વેલો હતો.

પેલાં મજકુર આથીનીઅન એલચી
ખાતાંવાળાઓની સરવે મુરાદોને સીકંદરે
તો હાલમાં પાર પાડી આપી હતી અ
ને પેલાં ગરાનાઇકસનાં મેદાનમાં જે
બી એથીનીઅનો કે પેલા મકદુનીઅન
સેપાહબચ્ચાઓ સામે લડતી વેળા પોતે
કેદ પકડાઇ ગયા હતા તેઓનેબી તેણે
હવેથી આઝાદ કરી નાંખ્યા યાને છોડી દી
ધા હતા (જુઓ, ઇલીઅનની "જાનવરો
ની તવારીખ" ૧–૨૫, એરીઅનની
ચો૦ ૧ લી બા૦ ૨૪ મો અને કરસી
યુસ ૪–૩૪) કે જે વીષે આગળ પણ
આપણે કાંઇક એશારો કરી ચુકેલા છી
એ. એટલામાં કોઇએ આવીને એ પાદ
શાહને એમ સમજાવ્યું હતું કે, ઇરાની
ઓનીજ પક્ષ લેવા જે પીલોપોનીસીઅ
નોને કે પેલા લેસીદીમોનીઅનોએ મારી
સામે ઉસ્કેરી મેલ્યા હતા; તેઓ
એક ઝબરદસ્ત હુલડ મારી સામે મચાવ
વાની જે તઇયારીમાંજ રહેલા હતા, તેઓને
તે કામથી હાથ ઉઠાવવા જે બીજા લોકો
કે સીકંદરની પક્ષમાંજ હજુબી સાબે
ત કદમ રહેલા હતા અને ઇરાન સાથે લ
ડાઇ ચાલુ રાખવાની તરફેણમાંજ હતા, તે
ઓનેબી સમજાવી લેવા સારૂ કોઇ એક
એમફીતીરૂસ નામના શખ્સને તે તરફ
જલદીથી તે તાજદારે કેટલીએક કીસ્તી
ઓ સીધે રવાના કરી આપયો હતો
અને તેજ વેળાએ પેલા ફીનીસીઅનો
તથા સાઇપરસના ટાપુવાળાઓને પણ
એમ તેને હોકમ મોકલાવી આપયો હ
તો કે, તમારેબી બીજા વધારે સો લડા
ઇનાં બારકસોને પીલોપોનીસસ ખા
તે મારી મદદને માટે જેમ બને
તેમ જલદીથી મોકલાવી આપવાં
જોઇશે. ત્યાર બાદ એ તાજદાર અને
જંગી પેહેલવાન ફીનીસીઆ ખાતેથી
ખંડણીઓ ઉઘરાવવા સારૂ કોઇ એક
બીરોઇઅન નામે* કોઇરાનુસને અને
એશીઆ ખાતેથીબી છેક તોરસના
પહાડ લગણુના દેશાવરોમાંથી તેવી
જ ખંડણીઓ એકઠી કરવાના હેતુથી
ફીલોક્ષીનુસને નેમી આપી પોતે યુફરા
ત નદી અને થાપશેકસનાં શેહેર ભણી
હવેથી માંહેલા દેશાવરો ખાતે જવા સા
રૂ ઉપડી ચાલયો હતો. કહે છે કે, એ વે
રા એકઠા કરવા સારૂ પેલા ફીલોક્ષીનુસે
તો નવીજ તરેહની ગોઠવણો કરવા માં
ડી હતી, એમ અરસ્તુ પોતાની "ઇકો
નોમીકસ" (૨–૩૨)માં આપણુને જણા
વી ગયો છે. આપરથી એ તાજદાર મે
હેસુલાત એકઠી કરવાની બાબતોમાં પો
તે જરાક કાચોજ હોવો જોઇએ, જેથી
પાછલા અરબોની માફક તેવી જમાબં
દી ઇરાનીઓનીજ રીતભાત મુજબ તે
પોતેબી હજુ વેર કરતોજ રહેલો હોવો
જોઇએ, એમ સ્પષ્ટ રીતે સાબેત થઇ
શકે છે. વળી તે માણુસોને બદલે હવે
થી પોતાની કને જે નાણું ફાજલ પડે
લું હતું તેને મચાતાસના બેટા હાર

* એ બીરાઇઆ નામનું શેહેર
મકદુનીઆનાજ પ્રાંતમાં હાલીયાકમોન
નદીની એસ્ત્રાઇયુસ નામની શાખા ઉપર
દરયાથી આસરે વીસ માઇલને છેટે આ
વેલું હતું.

પેલુસના સ્વાધીન હેઠળ સોંપી આપયું હતું કે જે શખસ સીકંદરનોજ એક ગોઠયો હોવાથી, ફીલકુસે જે આગળ પોતાની હકુમતની વેળા એ તરીપાર કરાવયો હતો ત્યાંથી તે પોતે તરતનોજ છુટી આવેલો હતો. વળી એજ ફીલકુસે સીકંદરના બીજા સોબતીઓ જેવા કે બતલીમુસ બીન લેગુસ, નીઆરકસ ઇબને એનદરોતીમુસ, ઈરીગાઇયુસ અને તેનો ભાઇ લેઓરીદોન જેઓ કે કોઇએક લારીગુસના બેટા થતા હતા તેઓનેબી પોતે દેશનીકાલ કરેલા હતા; કારણ એ જે, તે પાદશાહે સીકંદરની માવતર ઓલીમપીઆસને તલાક આપી યુરીદાઇસ સાથે જે પરણી રેહે હતો તેથી એ રાજા પોતાના બેટાને જરા શકની આંખથી હવેથી જોતો બેઠેલો હતો. કેટલાએક તવારીખ નવીશોએ નવી રાણીનું નામ યુરીદાઇસ નહીં; પરંતુ કલીઓપાત્રા કરીને આપી જાય છે, જોણીની કેએતાલુસ નામના કોઇએક મકદુનીઅન ગ્રહસ્થની બેટી થતી હતા. પલુતારક તો એમ વરણુવી જાય છે કે (જુઓ, તેનો "સીકંદરનો વરૂતાંત" ઓવી ૯ અને ૧૦) સીકંદરની ગેરહાજરીની વેળાએ તે બીચારી રાણીને તેની માય ઓલીમપીઆસે ઘણીજ ઘાતકી રીતે મારી નાંખી હતી. જસ્તીન એમ વરણુવે છે જે, એ દવેશભાવી ડાકણે પેલી રાણીની છોકરીને તેણીના ખોળાપરજ મારી નાંખીને પછી એ બીચારી કલીઓપાત્રાને ફાંસીને લાકડેજ ચહડાવી દીધી હતી અને તેણીના નાના બેટા કેરાનુસને તો સીકંદરે પોતાના હાથે જાતેજ મારી નાખયો હતો કે જે તેનો જો બરાબર જોશો તો ભાઇજ થતો હતો. પાઉજેનીઅસ (૮-૭) તો અહીં સુધી બોલી જાય છે કે એ ઘાતકી રાણી ઓલીમપીઆસે તે બીચારી કલીઓપાત્રા રાણી અને તેના નાના બેટા કેરાનુસને એક પીતલનાં વાસણુમાં જીવતાં જીવતજ વળી રોસ્ત કરાવીને મારી નખાવયાં હતાં. એ તે સીકંદર અને તેની માવતર ઓલીમપીઆસ! જેઓનાં હેવાનીયતભરેલાં આવાં કામો અને કારસ્તાનોથી તો દોઝખ વટીક પણુ થરથર કાંપી ઉઠે તેવું હતું. હવે ફીલકુસ જયારે મરણુ પામયો અને તેની ગાદી સીકંદરને મળી ગઇ; તયારે તે જવાન પાદશાહે પોતાના તે સઘળા આગલા સ્નેહીઓને બોલાવી મંગાવીને પોતાના પક્ષ હેઠળ પાછા ફરીને કરી રાખયા હતા અને તેઓને મોટા મોટા ઓધાઓ આપયા હતા. આથી પેલા બતલામુસ (પતોલોમી) ને તેણે પોતાના ખાસ બોડીગાર્ડનો ઓધો સોપો રદ કરયો હતો. હારપેલુસ કે જે લડાઇની જનજાલ ખમી નહી શકે તેવા નબળાપોચા બાંધાનો હતો તેથી તેને પોતાનો ખજાનચીજ બનાવયો હતો. પેલા માઇતીલીનીવાળા ઇરાઇગાઇયુસને પોતાની રાજીખુશીથી પેલી એકઠી મળેલી યવન ઘોડેસવાર ફોજોનો તેણે સરદાર નેમયો હતો (જુઓ, દાયોદોરસ ૨૭-૫૭) અને તેનો ભાઇ લીઓમીદાન કે જે કદીમ ફારસી અને યવન ભાષા સારી રીતે પોતે લખી વાંચી અને બોલી જાણુતો હતો તેને પેલા પરદેશી બંદીવાનોનો પોતે ઉપરી કીધો હતો. વળી નીઆરકસને બી તેણે લીસીઆ અને તેની આસપાસ આવેલી છેક તોરસના પહાડ સુધીની ભુમીનો શાહાતરાબજ બનાવી રાખ્યો હતો; પરંતુ એ મજકુર હારપેલુસ ઇસસની લડાઇની થોડુંક પછી કોઇ એક તોરીસકુસ નામના ફેતનેઅંગીઝ બદમાશ માણુસના ભમાવવાથી સીકંદરની બોરડુ છોડી દઇને પોતે મીગારીસ ખાતે નહાસી ભરાયો હતો અને પેલો બદમાશ તોરીસકુસ તો ઇટાલી ખાતે ભાગી જઇને ઇપીરોતવાળા સીંકદર જેવુંજ નામ ધરાવનાર રાજાનો આશ્રો લઇ પડયો હતો કે જે રાજા આ મહાતમા સીકંદરની માવતર ઓલીમપીઆસનો ભાઇ અને તેની સગી બેહેન કલીઓપાત્રાનો ખાવંદ થતો હતો; યાને સીકંદરનો તે મામો ખુદ પોતાની ભત્રીજી સાથેજ ગોયા પરણી બેઠેલો હતો. તે રાજા તેરનતાઇન લોકોપર લુકાનીઅન તથા બરૂતીઆન લોકો જે જુલમ પાડતા રહેલા હતા તેમાંથી તેઓને બચાવવાને અરથે તેઓની સાહેતામા પોતે ઇટાલી ખાતે ઉતરી પડયો હતો; પરંતુ

લીલી કહે છે (જુઓ, તેનો "રૂમનો ઇતીહાસ" ૮–૨૪) જે આખેરે તે પેનદોસીઆ આગળ ઇ૦ પુ૦ ૩૨૬ નાં સાલમાં જબરી હાર ખાઇને પોતેજ મારયો ગયો હતો; તેમજ પેલા તોરીસકુસનો પણ થોડુંકમાંજ તયાં ઘાન નીકળી ગયો હતો. પેલો હારપેલુસ જે ઉપર જણાવયા પ્રમાણે પેલા બદમાશ તોરીસકુસના ભમાવવાથી સીકંદરની પુસ્તપનાહ છોડી દઇને મીગારીસ ખાતે જે નહાસી ભરાયો હતો તેને તો સીકંદરે પોતે સમજાવી પટાવીને પાછો બોલાવી મંગાવયો હતો અને તેની એમ ખાતેરજમાજ કરી આપી હતી કે, તું જો પાછો મને આવીને મળી જશે તો હું ગઇગુજરી વાતને ભુલી જઇ તારા એક બાલને પણ ઇજા પહોંચાડનાર નથી. આથી જયારે તેણે ફરીને સીકંદરનોજ આશ્રો લીધો; ત્યારે તે તાજદારે તેને પોતાનાં તીજોરી ખાતાંના ઉપરી તરીકેનો ઓધો ફરીને પાછો બખશેશ કરી દીધો હતો. પોતાના એક બીજા સ્નેહી મીનાનદરને તો એ પાદશાહે લીદીઆ તરફ તયાંના હાકેમના ઓધા ઉપર પોતે જે મોકલાવી આપયો હતો તેથી તેના તે ઓધા ઉપર કલીઆરકસને લાવીને બેસાડી દીધો હતો અને પેલી મદદનીસ યવન ફોજનો તેને તો પછી પોતે સરદારજ કરી નાંખ્યો હતો. વળી યુનીકુસના બેટા એસકલીપીઓદોરૂસને આરીમાસને ઠેકાણે શામના મુલકનો મરજબાન બનાવી મેલ્યો હતો; કેમકે, તયાંના આગલા હાકેમ આરીમાસને સીકંદર હવેથી માંહેલા દેશાવરો ખાતે જે ચહડાઇ લઇ જનાર હતો તેથી તે લશકરની ખાધખોરાકી જમા કરવા સારૂ જે હોકમ મોકલાવી આપયો હતો તેમાં તેણે અત્યંત સુસ્તી દેખડાવયાથી હાલમાં એ પાદશાહે તેને પદભ્રષ્ટ કરી નાંખ્યો હતો.

હવે ઉપર આપણે ઇટાલીના દેશ સારૂ જે બોલી ચુકયા છીએ તે શબ્દ અસલમા તો ઇટાલીઆ કરીને હતો, જે નામ હેઠળ તે દ્વીપકલ્પની દક્ષીણે યાને કાલાબરીઆના પ્રાંત ખાતે એક અસલી જુનો ટોળો જે વસતો હતો તે પ્રથમમાં જણાયલો હતો. તે શબ્દ પછી ત્યાંના છેક ઉત્તર સુધીનાં દેશાવરો ખાતેબી રફતે રફતે પેધો પડતો ચાલ્યો હતો. એમ કરતાં જ્યારે તે લત્તા તરફ પીઉનીક નામની લડાઇઓ ઘણી જોશમાં જાગી ઉઠી ત્યારે તે હંગામની આસરે નજદીકીમાં તો તે નામ તે આખા દેશને લાગુ પડી ચુકેલું હતું કે, જેમાંથી સીસીલપાઇનગાલના મુલકનેજ ફકત અલાહેદો ગણવામાં અને રાખવામાં આવેલો હતો. છેક શહેનશાહ ઓગસ્તસના દોરથી તે ઠેઠ આજ સુધી તેજ એક એવો દેશ છે કે જેની સીમા અદયાપી એકસરખીજ રીતે જળવાઇ રહેલી છે અને આ ગઇ સદીની છેક અધવચમાં ગારીબાલદી તથા નેપોલીઅન ત્રીજાની મેહનતથી તે દેશને જે સ્વતંત્રપણું મળી ગયું હતું તેથી આજે તે મુલક બીજી પંકતીનાં રાજ્ય તરીકે યુરોપ ખંડમાં પાછું પગભર થઇને ઉગી નીકળેલું ચાલ્યુંજ જાય છે.



# અરબેલાની સૌથી છેલ્લી અને ત્રીજી લડાઇ–તેમાં પણ બાચારા દરાયશે પોતાના હીન નસીબાને લીધે ખાધેલી સખ્ત હાર અને પોતાનું રાજપાટ ખોઇને આખરે તેનું નીપજેલું મરણ.

બાબ ૫ મો.

"વ આંરા કે તુ રહ દેહી, કસી ગુમ ન કુનદ;
વ આંરા કે તુ ગુમ કુની, કસી રહબર નીસ્ત."

એક ફારસી શાએરના આવા મજકુર ઉમદા કલામો જો વાજબી રીતે પુછાવો તો સીકંદર અને દરાયશનાં વરૂતાંતોને આબેહુબ ગોયા બંધબેસ્તા ઉતરી શકે તેવાજ છે; કેમકે, કેલીસ્થીનીસ અને સ્ત્રેબોની (૧૭–૧) જણાવેલી આગલી સતાઓને આધારે મીસરવાળા પેલા મોટા દેવતા "એમન" તથા તેનાથી ઉતરતા માઇલીતશનાં શેહેરની પડોશવાળાં બરોનકાઇદીસ ખાતેના "એપાલો" નામના નાના દેવતા અને આયોનીયાનાં પ્રાંતવાળી "ઇરાથ્ર" વાળી "આથીની" નામની દેવીએ એ આલમગીર પાદશાહને આપેલી આગાહી મુજબ પરલોકોને બીહી ધુજરાવી મારવા સારૂજ દેવતાઓએ એને પેદા કરેલો હતો. તેવા જુઠા ખીઆલથી તેને જબરૂં શુર અને ઝનુનજ ચહડી આવેલું હતું. આથી તે પાદશાહ તો લખો માણસોનો ઘાણ કહાડતોજ ચાલયો ગયો હતો અને બીચારો કોદોમાનુસને તો દેવતાઓએ ગોવા પડતોજ નાંખી દીધેલો હતે તેથી તે તો પોતાના એહમનબરદને હાથે માર ખાતોજ રહેલો હતો. આવા અણધારવેલા કુદરતી બનાવોને લીધે તેનો પુજારી મજકુર રૂમી ગ્રંથકાર એરીઅન વારંવાર બીચારા દરાયશને હીચકારો અને નહાસભાગમાં પડી ચુકેલો પાદશાહ એમ જે લખવાની હીમત કરે છે, તે વાતને તો તેની પોતા તરફની ખંદાભીમાની છીટ જેવીજ આપણને તો ગણવીજ જોઇએ; કેમકે ગમે તેવી મજબુત લડાઇની બાજી રચો, ગમે તેવું જોરાવર અને કારઆઝમુદેહ લશકર દુશમનોની સામે લઇ જાઓ, ગમે તેવી બહાદુરી અને શુર તેમજ ઝનુન તે જંગનાં મેદાનમાં દેખડાવી આપો; પરંતુ જે દહાડો કરે તે કોઇથીબી કરી શકાતુંજ નથી, તે વાતને તે રૂમી નવીશનદો અને ગરોત જેવો અંગ્રેજ લખનાર વટીકબી ગોયા ભુલી જાય છે. જેમ કાદુસીઆની લડાઇ બાદ થઇ પડેલી નાહાવંદની છેલ્લી લડાઇથી અરબોને હાથે સાસાનીઓની સલતનતના દીવસો ગણાઇજ ચુકયા હતા; તેમજ ઇસસની પેલી મજકુર લડાઇ પછી આ છેલ્લી ત્રીજી અરબેલાની લડાઇ બાદ હખામની સલતનતનો પણ સેતારો ગોયા ગુરૂબજ થઇ પડયો હતો. હવે અરબો તો ઇરાન ઉપર શેહજોર થઇ પડયા પછી પારસીઓની આગલી પેશદાદી અને કીઆની વંશોની જબરી બુલંદ સલતનત લાંબો વખત સુધી પોતે તો ભોગવવાને નસીબવાનજ નીવડી શકયા હતા, તેવો જશ બીચારા ફીલકુસના એ બેટાના નસીબમાં તો કાંઇ કશો સરજેલોજ નહી હતો; કારણ એ જે આખી જગતને અફડાતફડી કરી નાંખી લોકોનો બેહદ માલખજાનો લુટી અને લોહીની નીખો ચાલતી કરીને ફકત બારથી તે તેરજ વરસમાં આવી ફુકરાજી અને ધાંધાટ ભરેલી જીંદગાની ભોગવીને એ પોતે તો જયારે આ જેહાનમાંથી ચાલતોજ થયો ત્યારે એણે તો પોતાનાં કુટુંબપરીવારોનો તો સદંતર ગોયા નાશજ કરી નાંખયો હતો અને તેનો કોઇ પણ સગો કે વહાલો એની ગાદીને તો ઝેબ આપવાને જરાબી શકતીવાનજ નીવડી પડયો જ નહોતો. એમ કુદરત એની ઉપર હવેથી ગોયા રૂઠીજ પડી હતી, માટે એ રાજા જીવતાંજીવત "જ્યુસ" યાને પરમે

શ્વરનાં છોકરા તરીકે જે પોતાને સમજ તો હતો, તો ગોયા હસી કહાડવા જે વીજ બીના હતી. ફારસી નામીચીશાએર માલવી યાને મૌલાના રૂમી તો એમ જ આપણુને જણાવી જાય છે કેઃ—

"મન ન કરદમ ખલ્કરા તા જુલમી કુનમ;
બલકે બર બન્દેગાં રહમી કુનમ."

યાને "માનવી જાતોપર કરમબખશેશો કરવા સારૂ પરમેશ્વરે તો ગોયા તેઓને સરજેલાજ છે અને નહીં કે તેઓપર જુલમજાસ્તા ગુજારવા સારૂં." માટે હરકોઇ જાલેમ પાદશાહોને એવા તેહેકરાઇભરેલા જુઠા ખીઆલોથી તો પોતે પરહેજજ રહેવું જોઇએ; કેમકે જમશેદ જેવો બુલંદ પાદશાહ કે જેણુ ઇરાનીઓની કદીમ દંતકથાઓમાં કહ્યા પ્રમાણે એક વખતે મોત વટીક પણ આ જગતમાંથી સદંતરજ ટાળયું હતું, તે પણ પોતાની તેહેકરાઇ અને અહંકારથી આખેરે મહાજબુન હાલતમાંજ જઇ પડયો હતો, એમ આપણા લોકોની અવસ્તાવાણી સાફ ગવાંહીઓજ આપી જાય છે.

ઉપર મુજબ વળી એક અંગ્રેજ કવી જૉનસન સ્વીડન દેશવાળા બહાદુર અને જંગી પાદશાહ ચાર્લસ ૧૨ મા વીષે એમ બોલી જાય છે જે :— "Hide blushing glory, hide Paltowa's day, તેમજ આપણે બીચારા હીન નસીબવાળા દરાયશ માટે જો એમ કહીએ કે :—" Hide blushing glory, hide Arbella's day; તો તે મીસરો તેનેબી બરાબર રીતે લાગુ પડી શકે તેવોજ છે.

એ "પલતોવા" જેવી ભયંકર લડાઇમાં રશીઆના તે વેળાના ઝાર યાને પાદશાહ મહાતમા પીટરથી ઇ૦ સ૦ ૧૭૦૯ ની તા૦ ૨૭ મી જુને ચારલસ ૧૨ માને જબરી હાર આખેરે મળી ચુકેલી હતી જે વીષે બોલતી વેળાએ જેમ ઉપર કહે છે તેમ જ આ પ્રસંગે મને પણ એક પારસી તરીકે અત્રે બોલ્યા વીના ચાલતુંજ નથી કે : "અરે આ શરમાઇ પડેલી અને કરમાઇ ગયલી ઇરાનીઓની અસલી કીરતી અને જાહોજલાલી અરબેલાના આ માઠા દીવસનાં નામ ઉપર તું મેહેરબાની કરીને હવેથી છેકો મારીને એક મીંડુંજ મેલી દેજે અને તેને સદંતર વીસરજનજ તું કરી નાંખજે!"

હવે સીકંદરે તો દરાયશની કરેલી માંગણી બહાલજ નહીં રાખીને ખુદ ઇરાનપરબી સવારી લઇ આવવાના હેતુથી દજલા અને યુફરાત નદીઓ ઓળંગવા સારૂ છેક થાપસેકસનાં શેહેર ભણી જ્યારે પોતે આવી લાગ્યો; ત્યારે તે પુરવેથી દરાયશનેબી તેની સાથે એક ત્રીજું જંગ ઉડાવવાની ફરજજ થઇ ચુકી હતી; કેમ કે, દઇવ્ય દેવી જેવી એક ધચુપચુ અને ડામાડોલ મન ધરાવનાર દેવી ઉપર પોતાને મળી ગયલી આવી અણધારેલી ફતેહાથી તે હવેથી મસ્તાનો જેવો બની ગયલો હતો. તેને ઠેકાણે કોઇ બીજોજ જેહાંદીદેહ અને અનુભવી શખ્સ હતે અને જેણે આ દુન્યાની તલખી શીરીની ચાખેલી હતે તો તે જે મુલકો કે દરાયશે યુફરેતીસનદી સુધીનાં તેને ઘેર બેઠાં આવીને આપી દેવા માગ્યાં હતાં, તેથીજ સંતોષ પામયા વીના તો રહેતેજ નહીં; પરંતુ તે તો હવે પોતાના દેવતાઓની આગાહી અને અનેગર્વથી એટલો તો મનસે ફાટીફુટી અને છકી ગયો હતો કે, પોતાનો લોભ અને હેતુ આખો એશીઆ ખંડજ પચાવી પાડવાને તમામ લોકો આગળ જાહેરાત રીતે હવેથી જણાવવાને મંડી ગયો હતો; માટે તે ઇ૦ પુ૦ ૩૩૧ ના યવન લોકોના "હીકેતોમબઇઓન" મહીનામાં યાને જુલાઇ કે આગસ્ત માસમાં પેલા મજકુર થાપસેકસના શેહેર સુધી પોતાની ફોજ સીખેજ તે જઇ પહોંચયો હતો, કે જે વેળાએ આથેન્સના પ્રમુખસ્થાન ઉપર એરીસ્તોફેનીસ નામનો કોઇ એક શખ્સ બીરાજતો હતો; પરંતુ યુફરાત નદી તે મકદુનીઅન પાદશાહ એકાએક ઓળંગાવી નહીં આવે તેથી તે આગમચજ તે નદી ઉપર બોટોના બે ઝુલતા પુલો યાને તરાપાઓ નંખાવી દઇને ત્યાં આગળ માઝાયુસ નામના પોતાના એક સરદારને આપણા પાદશાહે રાખી મેલેલો જ હતો અને તેની કને ત્રણ હજાર ઘોડેસવારો તથા બે હજાર યવન ભાડુ

તી સેપાહોને પણ સોંપી આપેલા હતા. આ કારણને લીધે પેલા મકદુનીઅનો પેલી નદીના છેક સામેના કીનારા સુધી એક આડકતરો સલંગનો સલંગ પુલ બાંધી જવા સારૂ બીહવા લાગ્યા હતા; કેમકે, જ્યાં આગળ તે પુલનો છેડો કે આવી જતો હતો ત્યાં આગળથી પેલો પારસી સરદાર માઝ્યુશ તે પુલ ઉપર એકદમ હુમલો લાવી શકેજ નહીં; પરંતુ પેલા હીચકારા સરદારે જેવું એમ સાંભળ્યું કે સીકંદર તો દરમંજલ મારી તરફ ધસ્યોજ ચાલ્યો આવે છે; ત્યારે તે પોતાના પાદશાહનાં ફરમાનથી ઉલટો જઇને પોતાની ફોજસીખે પેલી નદી આગળથી ખુદ પોતેજ નાસી ગયો હતો એમ એરીઅન આપણને જણાવી ગયો છે. (જુઓ, તેની "એનાબાસીસ" ચો૦ ૩, બા૦ ૭ માનું પા૦ ૧૪૦ મું.) હવે જેવો તે નદી આગળથી સીકંદરના ત્રાસ અને બીહીકથી પેલો પારસી સરદાર નહાસીજ ગયો ત્યારે તે નદીના છેક સામેના કીનારા વેર પુલો નાંખી દેવા પેલા મકદુનીઅનોને સવળતા જેવુંજ થઇ પડ્યું હતું કે જેથી સીકંદરની તમામ ફોજ તે ઉપરથી પછી સેહેલાઇથી વગર ધાસ્તીએ પસાર થઇ જવાને શકતીવાન જ નીવડી પડી હતી. તે નદી સુધી ફીનીસીઆનાં પ્રાંત ખાતેથી સીકંદરની એ આખી ફોજને આવી પહોંચતાં કરસીયુસ એમ વરણવી જાય છે (૪–૩૭) કે, અગ્યાર દીવસો નીકળી ગયા હતા. આવી ઝડપથી ત્યારબાદ ઠેઠ મીસાપોતેમીઆ સુધીનાં માંહેલા દેશાવરો ખાતેથી હવે સીકંદર કુચ કરી જવા પામયો હતો કે જે કુચની વેળા પેલી યુફ્રાત નદી અને આરમીનીઆ દેશની પેલી પહાડી લંગાડો આખે રસ્તે તે ફોજની ડાબી બોરડુ ભણી દેખાતી ચાલ્યાજ કીધી હતી. આમ તે નદી આગળથી રસ્તો લેતી વળા તે સીધે રસ્તેથી તો નહી બલકે આડકતરે રસ્તેથીજ બાબેલાન તરફ નીકળી ચાલયો હતો; કેમકે તેથી તેનાં લશકરને કુચ કરવાને સવળતા જેવું થઇ પડે, એટલુંજ નહી, પરંતુ તે તરફ ખોરાકી અને ઘાસ ચારોબી પુષ્કળ તેને વાટમાં મળી શકે તેવું હતું. તે સાથે આવો આડકતરો રસ્તો લીધાથી પેલી ફોજને ગરમીનો ઉપદ્રવ કાંઇ ઝાઝો ખમવો નહીજ પડે તેમ પણ હતું. વળી દુશમનોની હીલચાલ વીશેના સુંધાં લેવા સારૂ જેબી પારસી સવારો કે દરાયશની ફોજમાંથી આગળ ચો તરફ વીખરાઇ ગયલા હતા તેઓ માંહેલા કેટલાએક સવારો તો સપડાઇજ ગયાથી શીકંદરને પારસી ફોજની હીલચાલ વીશે કેટલીએક બાતમી વટીક મળી ગઇ હતી. તે બંદીવાનો સીકંદરને એમ પણ કહેવા લાગયા હતા કે, સીલીસીઆ ખાતે ઇસસની લડાઇ વેળા જેટલી ફોજ તે જંગનાં મેદાનમાં ઇરાનીઓ લાવી શકયા હતા તેનાં કરતાંબી મોટી ફોજ આ વેળાએ દરાયશ જમા કરવાને શકતાવાન નીવડી પડેલો છે અને સીકંદરને દજલા નદીઓ ઓળંગી આવતોજ અટકાવવા સારૂ તે નદી આગળ પોતાની તે બોહોળી ફોજની છાવણી વટીક નાંખી પડેલો છે. આ ખબર મળતાંનેજ વાર તે શુરવીર ઝડપમાંજ તે નદી તરફ પોતે ઉપડી ચાલ્યો હતો; પરંતુ જ્યારે તે આ નદી આગળ આવીજ પહોંચયો ત્યારે દરાયશ કે તે નદીને સંભાળનાર કોઇબી પારસી સેપાહોને ત્યાં આગળ પોતે તો કાંઇ જોયાજ નહોતા. આથી તેને કોઇબી હમનબરદ અટકાવનારજ નહી મલ્યાથી તેણે તે નદીબી હવેથી પોતે ઓળંગવાજ માંડી હતી; પરંતુ તેનો પ્રવાહ અત્યંત ઝડપી ચાલનોજ હતો તેથી તે નદી પસાર કરતી વેળા તેની ફોજને બેહદ વીપત્તીમાં આવી જવુંજ પડ્યું હતું. તેથીજ દરાયશે ત્યાં આગળ પોતાની ફોજને રાખેલીજ નહોવી જોઇએ; માટે પેલા પારસી સવારોએ તેને એમ ભમાવેલોજ હોવો જોઇએ, એમ આ ઉપરથી સારાંશ નીકળી શકે છે. એ નદીને હાલ ઝમાનાનાં ઇરાનીઓ દજલાંના નામ હેઠળજ પોતે પીછાની જાય છે કે જેને યુરોપીઅન લોકો તો તાઇગ્રીસ નદી એવું નામ આપી જાય છે. કરસીયુસ આપણને એમ જણાવી જાય છે (૪–૩૭) કે, ઇરાની ભાષામાં આ તાઇગ્રીસ શબ્દનો અર્થ તી

ગ્ર યાને તીર કરીને થાય છે. એ નામ
તે નદીને તેના ઝડપી ચાલના પ્રવાહો
ઉપરથીજ મળી ગયલું છે; કારણ એ
જે, હખામણી ખીલારોકી ભાષામાં
બી એ તીગ્ર શબ્દનો અર્થ સંસ્કીત તીગ
અને ફારસી તીજ માફક અણીદાર અને
તેજ ઝડપવાળો કરીનેજ થઇ શકે છે.
યાહુદી લોકો તેને ચીદીકલ એવાંજ ના
મ હેઠળ પોતેબી પીછાણી જાય છે, કે
જે લોગતનો અર્થ પણ તીરજ કરીને
થાય છે. (જુઓ, ઇસાઇ લોકોની જેની
સીસની પોથી ૨-૧૪ તથા દાન્યાલની
પોથી ૧૦-૪.) વળી આ છેલ્લી પોથી
વાળો તો એ નદીને "પેલી મોટી નદી"
એવી ઉપમા પણ આપી જાય છે. એ ન
દી હઇયાંથી નેવું માઇલના તફાવત સુ
ધી આગળ વધીને પછી યુફરા
ત નદી સાથે જઇને જોડાઇ જાય
છે. એમ સમાગમ થયા પછી તે
બંને નદીઓને લોકો શેતુલઅરબ એવાં
એકજ નામ હેઠળ હાલ ઝમાનામાં પી
છાણે છે. તેની આખી લંબાઇ ૧૧૪૬
માઇલ જેટલી થવા જાય છે. પુરાતન કા
ળમાં દાયોદોરસ (૧૭-૬૭) એમ કહે
છે જે એ બંને નદીઓનાં જુદાં જુદાં
જ મુખો આવેલાં હતાં કે જેથી તેઓ
દરયામાં જઇને પછી બે જુદે જુદે ઠેકા
ણેથી ખાલી થઇ પડતાં હતાં. એ નદી
ને આગલા પેહેલવી ખાંહો "અરવંદ"
નદી એવું નામ આપી ગયેલા છે.
એ નદી હાલમાં પસાર કરી રહ્યા બાદ
સીકંદરે પોતાની ફોજને જરાક આસા
એશ લેવા દીધી હતી કે જે વેળાએ
એક આખું ચંદ્રગ્રહણ પણ થઇ પડયું
હતું. એ ગ્રહણ હાલની ગણતરી પ્રમાણે
ઇ૦ પુ૦ ૩૩૧ ના સપટેમબર મ
હીનાની તા૦ ૨૦ મીએ થઇ પડેલું હો
વું જોઇયે. એ ગ્રહણો ચંદ્ર, સુરય અને
રાહુ યાને આ પૃથ્વીની ગટીઓ ઉપર
થી ઉતપંન થાય છે, એમ તે ઝમાનાના
લોકો જે માનતા આવેલા હતા તેથી
સીકંદરે તે નુરાની યઝદો સારૂ કુરબાની
ઓ વટીક કરવા માંડી હતી અને તેઓ
નો આગાહીનો કહેનાર પેલો ધુતારો
આરીસ્તાનદર એ વેહેમી પાદશાહને એમ
ભમાવવાને મંડી ગયો હતો કે, પેલી લો
ગમાં આપેલી ચીજોની ઇધાની યાને ની
શાનીઓ ઉપરથી આ ગ્રહણ તમને તથા
તમારા મકદુનીઅનોને જયજયકાર થઇ પ
ડયા વીના તો રહેશેજ નહીં તેમાં તો કશો
શકજ નથી અને તે ફતેહ વળી આ મ
હીનાની આખેરી સુધીમાંજ થઇ પડવી જોઇ
યે. આથી તાઇગ્રીસ નદી છોડી તે પાદશાહ
અતુરીઆ યાને આસીરીઆના અસલી
પ્રાંતનો જે ભાગ કે ઉપલી દજલા અને
લાઇકુસ નદીઓ વચે આવેલો છે તેમાં
હવેથી દાખેલ થઇ ચુકયો હતો; જે વે
ળાએ પેલી દજલા નદી અને ગોરદીઆ
નો યાને કોરદુચીઆનો એટલે જે હાલના
કુરદ લોકોની ભુમીના પહાડો તેની ફો
જની ડાબી બોરડુ ભણી આખે રસ્તે
જણાતાજ ચાલુ રહેલા હતા. એ પ
હાડો આસીરીઆ તથા મીસોપો
તેમીઆનાં પ્રાંતોને મીદીઆ તથા
આરમીનીઆના મુલકોથી છુટા પાડી
નાંખતા હતા. તે વાતને જ્યારે ચાર દી
વસો ગુજરી ગયા ત્યારે તેના જાસુસો
એવી ખબર તેની કને આવી આપવાને
મંડી ગયા હતા કે, ત્યાંનાં મેદાનમાં હ
વેથી દુશમનોની ઘોડેસવાર પલટણોની
હારની હારોજ લાગી ગયલી છે; પરંતુ
તેઓની સંખયાનો તેઓ કશોબી અટ
સટો તો કાંઇ આપી શકતાજ નથી. આથી
દારાયશને લડાઇ આપવાના એરાદાથી
તેણે પોતાની ફોજની સફસમારીને હવેથી
આગળ પગલાં ભરવા માંડયા હતા; એ
ટલામાં બીજા જાસુસો વધારે ચોકસ
અવલોકનો કરીને તેની આગળ દોડતા
આવયા અને એમ કહેવા લાગયા હતા
કે, તે ઘોડેસવાર સેપાહોની પલટણ એક
હજાર માણસોથી કાંઇ વધુ હોય તેમ
તો અમોને કશું લાગતું કે ભાસ્તુંજ
નથી.

### અરબેલાનાં જંગી મેદાનમાં પારસી લશ્કરની ગોઠવણ.

આ ખબર સાંભળતાંનેજ વાર સી
કંદર પોતાના પાદશાહી ઘોડેસ્વારો ત
થા એક ટુકડી પોતાના ખાસ અતલગ
ના સીપાહીઓ અને પેઓનીઅન જાસુ
સોની લઇને તરતજ તે તરફ શેતાબીથી
ધસી ચાલ્યો, અને બાકીનાં પોતાનાં લ

શ્કરને પોતાની પછવાડે આસ્તે પોતાની ફુરસતે આવવાને તે હોકમ કરી ગયો હતો. હવેથી સીકંદરનો ત્રાસ પરલોકો ઉપર તેની પય દરપય મેળવેલી ફતેહો થી એટલો મજબુતીથી જડ ઘાલી બેઠો હતો કે, એરીઅન કહે છે જે તેને પો તાની તરફ આવતો જોતાંનેજ વાર જે મ બને તેમ પેલા પારસી સ્વારોએ તો ઝડપમાં પાછું ત્યાંથી નહાસવા યાને હઠ વાજ માંડયું હતું; પરંતુ તેમ બોલવા માં તે એકતરફી નવીશનદો પો તાની જાતી સરફરાજી દેખડાવા સારૂ એમ લખી ગયલો હોવો જોઇએ; કે મકે, ખુદ પારસી સેપાહોને તો પોતા નાં રાજ્યની અને સ્વદેશ ભુમીની સલા મતી સારૂંજ લડવાનું હતું તેથી એમ હરગેઝ થઇને પોતાની પીઠ દુશમનોને દે ખડાવે તે વાત તો આપણા ધ્યાનમાં કેવળે ઉતરી શકે તેવીજ કાંઇ દીસ્તી ન થી; માટે એમ બોલવામાં તેની મતલ બ એમ કહેવાની સ્પષ્ટ રીતે પરખાઇ આવે છે કે ઇરાનીઓની ફોજના કેટલા એક ભાડુતી એશીઆ ખંડના કાચા અને બીન કારઆઝમુદેહ સીપાહીઓ એજ નહાસભાગ કરવા માંડેલી હોવી જોઇએ. જોકે તે નહાસભાગમાં પડી ગયલી ટુકડીનો દુંબાલો સીકંદરે તો ઘણોજ જોશમાંજ પકડેલો હતો, તોબી તે ફોજનો ઘણોખરો ભાગ તો સહેજ માંજ તેની ચુંગાલમાંથી છટકી જવાને સામર્થવાનજ નીવડી પડયો હતો. આથી થોડાક પારસી ફોજના સ્વારો જેઓના ઘો ડા થાકીજ ગયલા હતા તેઓ તો પોતાના ઘોડા સીખે બીચારા સપડાઇ જઇને પકડાઇ ગયા યા તો મારયાજ ગયા હ તા. પેલા પકડાઇ ગયલા સ્વારોએ તે તાજદારને હવે એમ તો ખબર પહોં ચાડીજ દીધી હતી કે, પાદશાહ દરાયશ પોતે તો તેની ફોજથી કાંઇ ઘણો વેગ ળો પડેલોજ નથી યાને તેની ફોજબી તેની છેક નજદીકમાંજ આવી લાગેલી છે, અને તેમાં દરાયશની સાહેતામાં પં જાબના હીંદુ યાને શીખ લોકો, બાખ ત્રીઅનો તથા સોગાદીઅન લોકોબી જુ ડાબંધ ઉતરી પડેલા છે, કે જેઓના સાલારજંગ તરીકે બાખત્રીઆનો પેલો

મુજી અને નીમકહરામ સુબો બીસસ ખુ દ પોતેજ નેમાયલો છે. તેઓની પછવા ડે સકા જેવી એશીઆની ભુમીમાં વસતી એક બહાદુર તુરાની વરણના સીપાહી ઓ પણ ચાલ્યાજ આવે છે. ( જુઓ, ઇલીઅનની તવારીખની ચો૦ ૧૨-૩૮.) તેઓ પેલા બીસસને તો પોતાના સર દાર તરીકે કાંઇ કબુલ મંજુર રાખતાજ નથીં; પરંતુ દરાયશના મદદનીશો તરી કે તેની સહાયતામાં પોતપોતાની રાજી ખુશીથીજ ઉતરી પડેલા હતા. તેઓ સઘળા તીરઅંદાઝ સ્વારોજ હતા અને તેઓને માથે માવાસીસ નામનો કોઇ એક સેપેહસાલાર જોવામાં આવે છે. હાલ ઝમાનાના અફઘાનેસ્તાનની અ ગની કોણે અને બલુચેસ્તાનની ઇશાન દીશાએ જે મુલક આવેલો છે તેને તે ઝમાનાનાં લોકો આરાગોતીઆનો પ્રાંત એવાં નામ હેઠળ પોતે પીછાનતા હતા; ત્યાંનો હાકેમ બારસીઆનતીસ તેઓનો તથા પેલા પહાડી હીંદુ લોકોનો સરદાર નેમાયલો છે. વળી હેરાતનો હાકેમ સ તીબરજાનીસ કે જેની હકુમત હેઠળ તે ઝમાનામાં અફઘાનેસ્તાનની પશ્ચીમ તથા વાવ્ય કોણ તરફના અને ખોરાસાનની પુર્વ તરફના મુલકોનો જે ભાગ કે ગ ણાતો આવેલો હતો તે તરફના હેરાતી લોકોનો સરદાર થઇને તેબી તે લશકરમાં પોતે શામેલ થયલો છે; તેમજ ફરતાફર નીસ પણ પોતાની સાથે પારથીઆન યાને હાલ ઝમાનાના ખોરાસાનના તથા વળી હીરકેનીઆ જે મુલક કે, તે ઝમાનામાં કીઆસપીઅન સરોવરની દક્ષીણ તથા અગની કોણ ભણી આવેલો હતો, અને જેને હાલ ઝમાનામાં આસ્રાબાદ અને ઉગમણ તરફનું માઝેન્દરાન કરીને લોકો કહે છે, ત્યાંના તથા તાપુરીઆના મુલકના રહીશો વટીક દરાયશની સાહેતામાં ઉ તરી પડેલા છે. તે સઘળી ફોજો ઘો ડેસ્વાર પલટણોનીજ બનેલી દીશે છે. એ તાપુરીઅન લોકો તે ઝમાના માં મીદીઆનાં દેશાવરોની ઉત[illegible]માં, પારથીઆના દેશની સરહદ તથા [illegible]આસ પીઅન સરોવર આગળ આવેલ[illegible] [illegible]લી પાસોની વચ્ચોવચમાંજ પોતે [illegible] કરીને પડી રહેતા હતા, એમ [illegible]

-સ મારસીલેન્સ જેવો એક રૂમી નવી શનદો આપણને જણાવી ગયલો છે. (જુઓ, તેની "તવારીખ" ની ચો૦ ૨૩-૬.) એ મીદ લોકોના સરદારનું નામ આત્રોપેતીસ યાને આત્રપઇતી કરીને હતું કે જેનો અર્થ અવસ્તા તથા સંસ્કીતમાંથી આતશનો પતી યાતો પઇતી યાને સાહેબ કરીને થાય છે. વળી તે શબ્દને ક્ષતરપ (શાહતરાબ) લવજની મેળવણી માફક જો વાંચ્યો હોય તો તેનો પા એવા કૃદંત ઉપરથી આતશની મહાફેઝતનો કરનારો કરીને પણ થઇ શકે છે. (જુઓ, રોલીનસનનો હીરાદોતસ વા૦ ૩ જું, પા૦ ૪૪૬ મું.) એ મીદીઅનો સેવાય મજકુર આત્રપએતીની ફોજમાં કાદુસીઅનો, અલબાનીઅનો તથા સાસીસીનીઆન લોકો પણ શામેલ થયલા આપણા દીઠામાં આવે છે. એ કાદુસીઅન લોકો કહે છે જે, તે ઝમાનામાં કીઆસપીઅન સરોવરની નઇરૂત્ય કોણ ભણી, અને તેજ સરોવરની આથમણુ દીશાએ ગુરજીસ્તાન (જીઆરજીઆ) ના પ્રાંતની અગની કોણુ તરફ પેલા અલબાનીઅન લોકો તથા કુર નદી ઉપર આરમીનીઆ દેશની ઇશાન દીશાએ એ સાસીસીનીઆન લોકોબી પોતે એકમેકની પડોશમાંજ પોતે વાસો કરીને પડેલા હતા. વળી રાતા દરયાની નઝદીકીમાં જે લોકો વસે છે તેઓને માથે ઓકોનદોબાતીસ, આરીય બુરજીન (આર ઓબરજાનીસ) તથા યુતાન (ઓતાનીસ)નેજ સરદારો નેમી આપેલા છે. હવે આ વાત તો રૂમી તવારીખનવીશ લીવી (જુઓ, તેની ઓ૦ ૪૨-૫૨ તથા ઓ૦ ૪૫-૯) ઉપરથી આપણે સારી પેઠે જાણુયે છીએ કે, અસલી ઝમાનામાં હીંદુસ્તાનની આથમણે હેઠ આફ્રીકાના ખંડ સુધી આવેલા પેલા મોટા દરયા યાને માહા સમુદરને લોકો રાતો એવા તખલ્લુસ હેઠળ જ પોતે પીછાનયા જતા હતા. તયાર બાદ તે નામ ફકત અરબસ્તાનના અખાત સારૂંજ અદ્દયાપી વપરાતુંજ ચાલ્યું આવેલું છે. યાહુદી લોકો એ સમુદ્રને યામ-સુફ એવા એલકાબ હેઠળ પોતે પીછાનતા હતા; કેમકે, તેમાં જે દરયાઇ છોડવા ઉગી નીકળતા હતા તેઓ ઉનજેવાજ દેખાવમાં લાગતા હતા. એરીઅન જેવો [સીકંદર પાદશાહનો મોહોટો રૂમી પુજારી અસલમાં નીકામીદીઆના પ્રાંત ખાતે ઇ૦ સ૦ ૧૩૦ યાતો ઇ૦ સ૦ ૧૪૦ માં હસ્તી ભોગવી ગયો હતો અને ઇપીકતેતુસ નામના કોઇ એક ઉસ્તાદનો શાગેરદ થતો હતો. જેમ બાબેલાન દેશની પુરાતન તવારીખ નવીશ બેરોસસ અસુરી લોકોના મોટા દેવતા બેલનાં મંદીરનો ઉપાધયો ગણાતો હતો, જેમ યુનાની લખનારાઓની ભુલચુકો દેખડાવવા તથા તેઓના એકતરફી અહવાલોને તોડવા સારૂ મીસરની ભુમીનો કદીમ ઇતીહાસ રચનાર માનીથો તયાંના દેવયશની ધરમના મોટા ગુરૂમાં ખપતો હતો, તેમજ આ રાવી એરીયન યાને એરીઆનુસ પણ સીરીઝ અને પરોસરપાઇન જેવા રૂમી દેવતાઓનાં દેહેરાંઓના પાદરી તરીકે તયાંના લોકોમાં જાણીતો થયલો હતો. મજકુર પુસ્તક સેવાય રૂમી શેહેનશાહ હેદરીઅનનાં ફરમાન મુજબ તેણે કાળા દરયાની પ્રદક્ષણા કરી તેના કોસ્તા વીષેનો તુલોતવીલ અહવાલ પણ લખી નાખયો હતો; તે વતરોગે તેણે એલાંની, બીઠનીઆન તથા અશકાનીઆન (પારથીઆન) લોકોનો અહવાલ પણ લખી કહાડેલો હતો તથા પરગેમુસના રાજા એતાલુસ સારૂ એક કવીતા વટીક લખી કહાડી હતી. વળી તે વતરોગે તેણે લાટીન શાએર વરજીલની "જીઓરજીકસ"નો ગ્રીક ભાષામાં તરજુમો પણ કરેલો હતો. તેનાં લખાણુની જલેહ તથા શીરીન ભાષાથી એક ફીલસુફી ભરેલાં લખાણુ તરીકે તેનો ગ્રંથ આજબી ગણાતો ચાલ્યોજ આવે છે] (જુઓ, તેની "એનાબાસીસ" ૭-૧૬ તથા "ઇનદીકા" ૧૯ અને ૩૭.) જેનોફન તથા દાયોદોરસ વટીક ઇરાની અખાતનેબી રાતો દરીઆ એવુંજ નામ પોતે પણ આપી ગયલા છે. વળી એ દરયો હીરાદોતસની તો કેવળે જાણમાંજ નહોતો, એમ તેનાં લખાણો ઉપરથી ખોલ્લી રીતે હાલમાં માલુમ પડી શકે છે. કદીમ મીસરી લોકો પણ યાહુદીઓજ માફક એને દરયાઇ છોડવાઓનો સમુદ્ર કરીને જ નામ આપી ગયાલા છે. ફેરદુસી ત

થા બીજા ફારસી અને અરબ નવીશન દાઓ તો એને દરયાએ-કોલઝમ એવા એલકાબ હેઠળ આપણને જણાવી ગયલા છે; એમ વારંવાર આપણે આ દફતરમાં જણાવી ચુકયા છીએ. એ દરીઓ અકસર કરીને તો શાંતજ પડી રહે છે; પરંતુ જ્યારેબી તે છેડાય છે ત્યારે તે આપણાં તો છેડાજ ફેરવી નાખે છે એમ મેં મારી જાતી અજમાયશ ઉપરથી એક વેળાએ ત્યાંથી પસાર થતાં જોઇ લીધું હતું.

વળી યુક્ષીઆન તથા સુસીઆનીઅન (એહેવજી) લોકો તો અબુલાઇતીસના ચીરંજીવી ઓક્ષાથરીસ (હુવક્ષત્ર) ની સરદારી હેઠળજ પોતે બીરાજતા હતા કે જે વીશેષનામ ઘણું કરીને કદીમ ફારસી શબ્દ યાતો અવસ્તાઇ લુગત હુ અને ક્ષથર એવા બે મુળ ધાતુઓના મીશ્રીત થવાથીજ બનેલો હોવો જોઇએ અને જેનો અર્થ કે સારો યાને નેક પાદશાહ યાતો સરદાર કરીને થઇ શકે છે, એમ કેનન રોલીનસન વીચારી જાય છે. (જુઓ, તેનો હીરાદોતસ વા૦ ૩ જાને પા૦ ૪૫૨ મે.) એ યુકસીઆન લોકોનું રહેઠાણ તે હંગામમાં ફારસીસ્તાન યાને પરસીસનાં પ્રાંતની વાયવ્ય દીશા ભણી આવેલું હતું, અને સુસીઆનીઆન યાને એહેવજી લોકોની ભુમી તેજ પ્રાંતની ઉતરે તથા પશ્ચીમે આવેલી હતી. વળી બાબુલી યાને બાબેલોનીઅન લોકો પણ કોઇ એક બુપારીસ નામના સેપેહસાલારની સરદારી હેઠળજ ત્યાં પોતે ઉતરી પડેલા છે. તેમજ કેરીઅન લોકો જેઓને કે એશીઆના મધય ભાગમાં લઇ જઇને વસાવવામાં આવેલા હતા તેઓને તથા સીતાસીનીઅનો જેઓ કે આસીરીઅન દેશની દક્ષીણે કાયમ મુકામ થઇ પડેલા છે તે બંને વરણોનેબી પેલી બાબેલીઅન ફોજમાંજ દાખેલ કરી નાંખવામાંજ આવેલીઓ છે. વળી અરમાનીઓબી ઓરેનતીસ તથા મીથરૂસતીસ અને કાપાદોકીઅનો યાને કાટપટુકના લોકો આરીઆસીસની સરદારી હેઠળ ત્યાં જમાવ થઇ પડેલા દીસે છે. લેબેનોન તથા એનતી-લેબેનોન યાને પોકલ એટલે જે સીલીસીરીઆની ખીણોમાં વસ્તા પેલા સુરીઆની લોકો અને તેઓનાજ બીજા ન્યાતીલા સીરીઅનો (શામના રહીશો) જેઓ કે યુફ્રાત અને દજલા નદીઓ વચે વસે છે તેઓબી ત્યાં માજી યુશ જેવા સરકશ, બહાદુર અને હીંમતવાન હાકેમની સરદારી હેઠળ ઉતરી પડેલા જણાય છે. એ લોકોનો દેશ એ બે મજકુર નદીઓ વચે આવેલો હોવાથી અસલી યવન લોકો તેને મીસાપોતેમીઆનાં નામ હેઠળજ પોતે તો પીછાનીજ ગયલા છે. ઇનજીલની પોથીમાં તેને પદાન-અરમ યાને અરમનું મેદાન એવા નામથી હેઠળજ પીછાનવામાં આવેલું છે; કેમકે હીબ્રુ લોકો શામના મુલકને તેજ નામથી પોતે પણ ઓળખતા જતા હતા. જેનીસીસ (૪૮-૭) ની પોથીમાં તો તેને ફકત પદાન યાને મેદાન એવા તખલ્લુસ હેઠળજ પીછાનવામાં આવેલું છે. વળી હોસુઆની (૧૨-૧૨) પોથીમાં તો તેને અરમનું મેદાન કરીનેજ કહેલું છે કે જેને બાઇબલવાળો શામનો મુલક એવા એલકાબ હેઠળ આપણને જણાવી ગયલો છે. વળી ઇનજીલની પોથીમાં કોઇ કોઇ ઠેકાણે તો તેને અરમ-નેહેરેમ યાને બે નદીઓ વચ્ચે આવેલો અરમનો મુલક કરીનેબી જણાવેલો છે કે જેને ગ્રીક લોકો પોતાની ભાષામાં મીસા પોતેમીઆ એવો તરજુમો કરી ગયલા છે. અરબ ભુગોળ વીદયારથીઓ તો તેને "પેલું ટાપુ" એવાં નામ હેઠળ આપણી સાથે ઓળખાણ કરાવી જાય છે. એરીઅન કહે છે કે એ વેળાએ દારાયશનાં આખાં લશ્કરમાં ચાળીસ હઝાર ઘોડેસ્વારો, દશ લાખ પયદલ સેપાહો અને બસો તો દાતરડાંઓથી જડાવદાર ઘવલા રથો પણ હતા; પરંતુ એ સંખ્યામાંબી જુદા જુદા યવન લખનારાઓ એકમેક સાથે તો કાંઇ એકમત થતાજ નથી; કેમકે, કરસીયુસ (૪-૩૫ ને ૪૫) તો એ આખી ફોજની સંખયા બે લાખ પયદલ સીપાહીઓ, પીસ્તાળીસ હઝાર ઘોડેસ્વારો તથા બસો દાતરડાંવાળા રથો એમ જે જણાવે છે; તેથી ઉલટું દાયોદોરસ (૧૭-૫૩) તો એમ વરણવી જાય છે કે, એ તમામ લશ્કરમાં આઠ લાખ પીઆદા સીપાહીઓ,

બે લાખ ઘોડેસ્વારો તથા બસો દાતરડાં વાળા રથોજ હતા. હવે આ વાત તો જાણીતીજ છે કે, એ છેલ્લો રૂમી નવી શનદો તો પારસીઓનાં લશ્કરોની સંખ્યા વધુને વધુજ વારંવાર જણાવતોજ આવેલો છે. જસ્તીનતો એ ફોજની સંખ્યા ત્રોગોશ પોમપીઉશને આધારે (૧૧–૧૨) ચાર લાખ પયદલ સેપાહો અને એક લાખ ઘોડેસ્વારોની આપી જાય છે, અને પલુતારક એ આખી ફોજની આંકણી દશ લાખ આદમીઓ જેટલીજ થવા જતી હતી, એવો પોતાનો અભીપ્રાય દરશાવી ગયો છે. (જુઓ, તેના "સીકંદરના વરૂતાંત" નો વી૦ ૩૧ મો.) ઇરાની લોકોના એ લડાઇના રથો વીષે જેનોફન પોતાની એનાબાસીસ (૧–૮ અને ૧૦) માં અને લીવી પોતાની તવારીખમાં (૩૭–૪૧) કાંઇક તફસીલવાર અહવાલો આપી ગયલા આપણા વાંચવામાં અદયાપી આવી શકે છે. આગળ ચાલતાં વળી એરીઅન તો એમ પણ વરણવે છે (જુઓ, તેની એનાબાસીસનું પા૦ ૧૪૩ મું) કે એ ફોજની સાથે આસરે પંદરેક હાથીઓ પણ જોવામાં આવતા હતા કે, જેઓને સીંધ નદીનાં આણીપારનાં વસનારા રાજાઓએ દરાયશની કુમકે મોકલાવી આપયા હતા. હાથીઓને જંગનાં મેદાનોમાં મોકલાવવાનો આ સપર પેહેલોજ દાખલો તવારીખના સફાઓ આપણી સનમુખ લાવીને રજુ કરી દેખડાવે છે. એ તમામ ફોજ સીખે અરબેલાનાં શેહેરથી છસો સ્તેદીજને અંતરે ગોગામીલાનો બુમોદુસ નામની નદી આગળ એક કસબો જે આવેલો હતો; ત્યાં દરાયશ હવેથી પોતે છાવણી નાંખી પડેલો હતો. એ બુમોદુસ નદીને હાલ ઝમાનામાં લોકો ઘસીરનાં નામ હેઠળ પીછાને છે અને તે મોટી જાબ નદીની એક શાખા તરીકેજ જણાતી આવેલી છે. આસીરીઆનાં પ્રાંતમાં જે મુલકને અતુરીઆ કરીને કહેલો છે તયાં એ ગોગામીલાનો કસબો નીનીવીનાં શેહેરથી થોડેક છેટે અરબેલાનું શેહેર જે આવેલું હતું ત્યાંથી આશરે અગણોતેર માઇલને છેટે આવેલું હતું. તેને હાલ જમાનામાં લોકો અરબીલ (અરદબીલ)નાં નામ હેઠળ પીછાણયા જાય છે. તે મેદાનની જગયા પેલા ઇરાની સ્વારોને ચોતરફથી ધુમચકરી મચાવવાની સવળતા જેવી થઇ પડે તે સારૂં સરવે ઠેકાણેથી સપાટજ કરી રાખવામાં આવેલી હતી અને ખાડાખાબોચયાં સરવે ઠેકાણે તયાં આગળ આગમચથીજ પુરી નાંખી તેને એકસાનજ સપાટ જમીન કરીનેજ કરી રાખેલી હતી; કેમકે, દરાયશના સલાહકારોએ તેને એમ તે વેળાએ ભણાવી રાખયો હતો કે, સાહેબ, આપણે ઇસસ ખાતે આગળ જે સજડ ઘાલો ખાધો હતો તેનું કારણ એ હતું જે, તે રણનું મેદાન ઘણુંજ ગીચોગીચ અને બીન કુશાદે જેવુંજ હતું; તેથીજ આપણે હાર ખાઇ ગયા હતા. આ પરથી તે બીજી લડાઇ બાદ સીકંદર પોતે પોતાને મનસે એમ જે ગરવ લઇ બેઠો હતો કે, હું તો આખા ઇરાન દેશનો હવેથી ધણીજ થઇ બેઠેલો છું તે વાતનું પોકળપણું તો સાફ હાલમાં પુરવાર થઇ શકે છે; કેમકે તેની કને હજુ બે સુમાર દેશાવરો અને જુદી જુદી રઇયતો પડેલીજ હતી, એમ એરીઅનનું આ મજકુર લખાણ ખોલ્લી રીતે એકરાર કરી જાય છે; માટે આ લડાઇમાં જીત મેળવયા પુરવેજ દરાયશના આગલા રૂકાને સીકંદરે જે અપમાન આપયું હતું અને તેની માંગણીને પોતે જે ધીક્કારી કહાડી હતી તેમાં તો તેની તુનદાઇ અને અહંકાર સાફ ખોલ્લી રીતેજ જણાઇ આવે છે; કેમકે, ઇસસની લડાઇ બાદ તો આગળ કહયા પ્રમાણે દરાયશ કને હજુ તો બેશુમાર દેશાવરો ઇરાનના તાબા હેઠળ પડી રહેલાંજ હતાં કે જેઓને એક પછી એક જીતી લેતાં સીકંદરને બરડે તો પાણી ઉતરી પડે તેવું હતું. આથી પારમેનીઓએ તેને જે નેક સલાહ આગળ આપી હતી કે, સાહેબ તમારે દરાયશને કરેલી આ માંગણીને તો એકદમજ કબુલ મંજુર રાખી દેવી જોઇએ, તેમાં કાંઇક વજુદ અને સચાઇજ સમાયલી હતી. એ તો સારૂં થયું કે આ છેલી લડાઇમાંબી એ તાજદાર પોતાનાં જબરાં તાલે અને નસીબાને લીધે ફાવીજ ગયો

હતો, નહીં તો કે તેણે મેળવેલી સઘળી આગલી જીતોપરબી પાણીજ ફરી વળયા વીના રહેતેજ નહીં અને તે પોતાનો બાપીકો મુલકબી કદાચને ખોઇ બેસી નીરજીવ હાલતમાં પોતાની તેહેકરાઇ અને હુલડાઇથી આવી પડતે તેવુંબી સાધન જો આવી જતે, તો આપણે તેમાં કાંઇ અજબ વટીક પણ થઇ શકતેજ નહીં; માટે ફતેહોપરથી ફતેહો મળી જવાથી છકી જઇને આખરે ઉંટરો કેમ કોર મરડશે, તે વીષેબી વીચાર કરવો સ્યાનપણુ ધરાવનાર માણસોનુંજ કામ છે. તેમ વીચાર ન કરયાથી નેપોલીઅન જેવો શુરવીરબી આખરે વેટરલુની લડાઇમાં સપડાઇ જઇને પોતાનું તાજ અને તખત અને આગલી મેળવેલી સઘળી કીરતી કેવી રીતે ખોઇ બેઠો હતો અને સંટ હેલીનાનાં એકાંત ટાપુમાં કેવો પોતે કેદજ પકડાઇ બેઠો હતો. જે ધણીએ કે પચાસ ઉપર ભયંકર લડાઇઓ મારેલી હતી તે ફકત એકજ હારથી કેવો પાયમાલ થઇ ગયો હતો કે જેમાંથી તે પછી પોતે કેવળે ઉઠી ઉભો થઇ શકવા પામયોજ ન હતો. આપરથી નસીબો કોઇ ઉપર સદાકાળ તો બરકરાર રહી શકતોજ નથી, જેથી જેબી પરમેશ્વરે આપણને આપયું હોય તેપર શોક્રગુજારીને સંતોષ પામવામાંજ આપણી શોભા અને લાજ રહે છે; એમ એક અચછો બોધ તવારીખના સફાઓ આપણી સનમુખ આપરથી ગોયા રજુ કરી દેખડાવે છે; કેમકે સીકંદરનો નસીબો પણ ત્યારબાદ તેને ત્યારે છોડીજ ગયો અને યુરોપ ભણી પાછું ફરી જતી વેળા વાટમાંજ તેનું અકાળ મરતયુજ નીપજી પડયું; ત્યારે તેની મેળવેલી સઘળી જીતોપર ગોયા પાણીજ ફરી વળયું હતું, અને તેનું રાજપાટ અણુંબારવેલા શખસો ખુદ પોતેજ ચાંપી બેસી તેનાં વંશ, વેલો અને ખાનદાનોનોબી સદંતર તેઓએ કાંટોજ કહાડી નાખયો હતો; તેથી તે આલમગીર શેહેનશાહ તો જેવો નાગે હાથે આવયો હતો તેવોજ નાગે હાથે પોતાનાં ખાનદાનની પણ પાયમાલી કરી નાંખીને પોતાની મમત અને તેહેકરાઇ બુધીથી ગોયા ચાલતોજ થયો હતો; અને તેની સઘળી મહેનત અને બેહદ ઝેહમત તેની તકોબરી અને તુનદાઇથી અખેરે ધુળજ મળી ગઇ હતી, એમ ફેરદુસી અને આગલા પહલવી ખાંઓ વટીક પણ એક આવાઝે કબુલ મંજુર રાખી ગયલાજ દીસે છે. આમ આવી બેહદ લોકોની ફોજો જે દરાયશની કુમકે ઉતરી પડેલીઓ હતી, તેથી તેની પડતી દીશાની વેળાએબી તેની આગલી નેકી અને ખુબી જરા પણ આડે આવી ચુકેલી હતી એમ સહેજમાંજ પુરવાર થઇ શકે તેવું છે.

હવે જે રાજ્ય કે તે ઝમાનામાં છેક ચારસો પાંચસો વરસો સુધી એશીઆમાં મહા પ્રબળ સલતનતમાં ખપતું હતું, જેણે કે એશીઆ, આફ્રીકા અને યુરોપ ખંડો જેવાં ત્રણ મોટાં ખંડોને પોતાની મુઠી હેઠળ નીહાળી રાખયા હતા, જેણે કે હજારો વરણોને તાબે કરી લઇ તેઓપર પોતાની સતાની ઝુસરી નો છાપ ઘણીજ મજબુત રીતે ચોંહોટાડી દેખડાવેલો હતો અને જેણે કે કોઇબી જંગનાં મેદાનમાં કોઇ કાલે પણ મોટી જીઆંકાર શેકસ્ત પોતે કાંઇ ખાધીજ નહોતી તેવા બળવંત રાજયે સીકંદર જેવા તેનાજ તાબા હેઠળ આવેલાં એક નાનકડા રાજા કનેથી એશીઆની આથમણુ તરફના કીનારા પર આવેલાં દેશાવરો ખાતે બે ઝબરદસ્ત શેકસ્તો ખાધી તોબી દરાયશપર તેની બેસુમાર જુદી જુદી રઇયતોનો કેટલો બધો ચાહ અને પ્યાર તેનો બુલંદ ગુરદો અને નેક ખસલતોને લીધે હોવો તો જોઇએ તે વાત, આ જંગનાં મેદાનમાં તેની સહાયતામાં છેક હીંદુસ્તાન વેરથી તમામ લોકો પોતાની જબરી ફોજો સીખે પોતાની રાજીખુશીથીજ ઉતરી પડેલા હતા ને જેઓને માથે કે મોટા મોટા રાજા રજવાડાઓ અને અમીર ઉમરાવો વટીક બીરાજતા હતા એમ એરીઅનનાં આવાં એકતરફી લખાણ ઉપરથીબી એક આયનાની માફકજ સાફ સારાંઉશ નીકળી શકે છે. આટલી બધી કુમકો અને જાનફેશાનીઓ લોકોએ તેનીપર દેખડાવવા માંડી હતી તેથી દરાયશની ખાહેશ તો જો આ લડાઇમાંબી વખતે પોતે માર ખાઇ બેસે તોબી તેને ઘણો લાંબો વખત સુધી ચાલુ રાખવાનીજ હતી અને સોગ

દીઆન, બાખત્રીઆન સકા તથા પારથીઅનો જેવાં શેહજોર ટોળાંઓને તેની સામે ત્યાં પોતે હાથે જાતે જઈને સદાકાળ ઉશકેરી રાખવાની તેની નીપટા તો હતી જ ખરી; પરંતુ માણસ ચાહે છે શું ને ખોદા કરે છે શું; તેથી તેટલામાંજ માહા ભાયગે તે બીચારાનું તેનાજ એક નીમકહરામ અને હીન નસીબના છત્રપને હાથથી ખુન થઈ ગયું હતું, જેથી સીકંદરનો લોભ જે વધી ગયો હતો તેથી તો તે છેક હીંદ સુધી ચત્રાતો ચાલ્યો હતો અને ત્યાંથીબી આગળ વધવાનો તે પોતે એરાદો રાખતોજ બેઠેલો હતો; તેટલામાં તેનાજ સેપાહો તેની સામે જે હુલડ મચાવી પડયા હતા તેથી તો તેને નાચારીના મારયા પાછું મકદુનીઆ તરફ ફરી જવાને ગોયા ફરજજ પડી ચુકી હતી; પરંતુ તે પોતાની સ્વદેશભુમી તો તોબી પોતે કાંઈ જોવાને પામયોજ ન હોતો અને રસ્તામાંજ સઘળું સાતડે સાત અને બારેવાટ કરી નાંખી મેલીને તે બીચારો તો હવેથી ચાલતોજ થયો હતો અને આ ક્ષણભંગુર દુનયાની તરતજ પોતે તો માયાજ છોડી ગયો હતો. જેવો એ એક ભયંકર તોફાન તરીકે તે ગોયા આવ્યો અને સરવે ઠેકાણે બાર વરસ વેર ખાનાખરાબીઓ કરતોજ ચાલ્યો; તેવોજ તે થોડુંકમાંજ હરેક ઝબરદસ્ત તોફાન પેરે નાશજ પામી ગયો હતો. આથી એની વરતણુંક તરફ જોતાં તમામ યુરોપીઅન અને કોઈ કોઈ ફારસી નવીશનદાઓ જોકે એને બુલંદ એકબાલનો ધરાવનાર સીકંદર એવા એલકાબ હેઠળ લખી ગયા છે તોબી અસલી પહેલવીખાંઓ તો એને હીન નસીબાવાળો સીકંદર કરીનેજ વરણવી ગયા છે; કેમકે, એની સઘળી મેહનત અને ઝહમત બીનનસીબાવંતી અને ગયર ફળદરૂપ જેવી આખેરે તો નીવડીજ પડી હતી.

**એ લડાઈ સારૂ સીકંદરે રચેલી યુકતી–પોતાના સરદારો આગળ તેઓને ઉશ્કેરવા માટે તેણે કરેલું ભાષણ.**

“ફરો શુદ બ માહીઓ બર શુદ બમાહ;
બુને નયજવો કુબબઓ બારગાહ.”

**શાહનામે.**

હવેથી અરબેલાના અને બરાબર બોલયે તો ગોગીમીલાનાં જંગી મેદાનમાં દરાયશ પોતાની છાવણી ડેરા તંબુઓ સીખે ઉપલી બેતમાં કહયા પ્રમાણે પોતે નાખી પડેલો છે અને તેના તંબુના ખુટા આ ઝમીનના છેક માહીના પડ સુધી તે તરફ ભીતરમાં મુસ્તકીમ રીતે ઠેઠ સુધી ખુંટી બેઠા છે તથા તેની બારગાહના કલસો માહતાબની બુલંદી વેર આસમાનમાં હવેથી ચળકવા લાગયા છે એવી વાત પેલા પારસી કેદીઓ અને જાસુસો કનેથી જયારે સીકંદરે પોતે સાંભળી; તયારે જે ઠેકાણે કે તેણે એ ખબર સાંભળી હતી તેજ ઠેકાણે તે ચાર દીવસ સુધી તો પોતે મુગો મુગોજ પડી રહયો હતો અને પોતાનાં લશકરને વીસામો લેવાને તે આગ્રહ કરતોજ રહેલો હતો; કેમકે, હાલ તો તેઓ વાટમાં લાંબી મંજલ કાપી આવેલા હોવાથી થાકી પણ ગયા હશે, એમ તે પોતાને મનસે સમજતો અને માનતો વટીક બેઠો હતો: તોબી તે અરસામાં તે પોતાની છાવણીને તો મજબુત કરતોજ રહેલો હતો અને તેની આસપાસ ખાહીઓ ખોદાવવા અને લકડકોટોની વારો યાને દેવાલો ઉભી કરાવવામાંજ પોતે તો ગુંથાઈ પડેલોજ હતો. તેણે હાલ તરત તો પોતાનો સરસામાન અને જે સેપાહો કે તેને લડવા સારૂ અશકત જેવાજ માલુમ પડયા તેઓને તો ત્યાંજ મેલી દઈને પોતાના લડવઈયા સેપાહો સીખ તે જંગનાં મેદાનમાં ઉતરી પડવાનો તેણે મકમ ઠરાવ કરી રાખયો હતો, અને પેલા સીપાહીઓને પોતાના હથયારો સેવાય બીજો કશોબી સામાન પોતાની સાથે લેવા અને રાખવાની તેણે મનાઈજ કરી રાખેલી હતી. આથી તે બીજેજ દીવસે બડી બામદાદની વેળા પોતાના હમનબરદો સાથે જંગમાં ઉતરવાના હેતુથી મધરાતનાજ તે જગયાપરથી પેલા સેપાહો સીખે પોતે તો ઉપડીજ ગયો હતો.

**હવે એરીઅનનો આપેલો એ જંગી પેહેલવાન વીષેનો અહવાલ જો આપણે ઘણી બારીકીથી તપાસયે છીએ તો, તે સરદાર પોતાની કુચો સદા કાળ રાત**

નીજ વેળાએ કરતો રહેતો હતો એમ વારંવાર આગળ કહયા મુજબ સ્પષ્ટ રીતે પરખાઇ આવે છે કે જેથી નભરવસ હાલતમાં પોતાના દુશ્મનો ઉપર તેને હુમલો કરવાને સવળતા જેવું જ થઇ પડે અને દુશમનોને તેની ફોજને આવી પહોંચવાનો જરાબી અણસારો માલુમ પડી શકેજ નહીં; માટે તેની સાથે જો દરાયશની વરતણુંકનો આપણે મુકાબલો કરીએ છીએ તો તે પાદશાહ કાવાદાવા અને છુપાછવાયા ઉપાયો કામે લગાડવાની તો પોતે કેવળે વીરૂધમાંજ રહેતો હતો અને હીંમતથી મરદાનેમરદની માફક લડાઇમાં ઝીપલાવવામાંજ પોતાનું સ્યાનપણું અને પ્રતીષ્ઠા વીચારતો હતો. આથી તેણે આણીની ધીકની વખતેબી પોતાને માઠું નહીં લાગે તે સારૂ તો પોતાના યવન સરદારોની વાસ્તવીક સલાહોને વટીક ધીક્કારી કહાડેલી હતી, એમ ઉપર આપણે વારંવાર બોલી ચુકયા છીએ. ખેર! તે વીષે અત્રે વધુ ટીકા ન કરતાં જ્યારે દરાયશને એમજ માલુમ પડી ચુકયું કે, રાતોરાત સીકંદર તો દર મંજલ તેની ફોજની સનમુખજ આવી લાગયો છે ત્યારે તેણે લડાઇમાં ઉતરવા સારૂ પોતાની બોહોળી ફોજની સફને એકદમજ આરાસ્તા કરવાનો પોતે હવેથી હોકમ આપયો હતો. આથી સીકંદરે તેની રૂબરૂ થવા સારૂ પોતાની ફોજનેબી સમારવા માંડી હતી; જો કે તે બંને લશકરો એકમેકથી હજુ તો સાઠ સ્તેડીજ યાને લગભગ સાત માઇલને તફાવતેજ ઉભેલા હતા, તોબી તેઓ વચ્ચે કેટલીએક ટેકરીઓનો આડો અંતર આવેલો હોવાથી તેઓ એકમેકનાં તો કેવળે દીઠામાં આવી શકતાંજ નહોતાં અને તેઓની ગીરદોની પણ દુરથી કશી નીશાનો વટીક જણાતીજ નહોતી. એમ કરતાં સીકંદરની ફોજ જ્યારે ત્રીસજ સ્તેદીજ જેટલી નજદીકમાં આવી પહોંચી અને પેલી ટેકરીઓ પસાર કરી જઇને તે પરથી નીચેજ હવે તે ઉતરવાને મંડી ગઇ ત્યારે તેના દીઠા અને સાંભળવામાં દુરથી દરાયશની ફોજનાં પગલાના અવજો સ્પષ્ટ રીતે હવેથી પરખાવવા લાગયા હતા. આથી ત્યાં તરતજ ઉભું રહી જવાને પોતાની આખી ફોજને તેણે હોકમ કીધો અને પોતાના સરદારો, ઘોડેસ્વાર પાયદલ ખાતાંના અમલદારો તથા પેલા તેની મદદે આવેલા ખાસ યવન ફોજોના ઉપરીએ અને તેમજ બીજી ભાડુતી ગ્રીક ફોજોના સરદારોને પોતાની સાથે મસલહત કરવા સારૂ તરતજ બોલાવી મંગાવ્યા અને હવેથી આપણે શું ઉપાયો અજમાવવા અને કામે લગાડવા જોઇએ તે વીષે તેઓનો અભીપ્રાય પોતે લેતો ચાલ્યો હતો. તે તેઓ સનમુખ એમ કહેવાને મંડી ગયો હતો કે જેમ ઘણાએક અમલદારો અને સીપાહીઓ વીચારે છે તેમ મને આપણી આખી ફોજ સીધે દુશમનો ઉપર એકદમજ વગર ઢીલે હુમલો લઇ જવોજ જોઇએ કે જેમ પારમર્નીઓ સલાહ આપે છે તે મુજબ અમલ કરીને આપણે અત્રેજ થોડુંક સુધી હાલ તરત તો છાવણીજ નાખી પડી રહી દુશમનોની ફોજના સુધાં લેવા તથા તેઓ કેવી તરેહથી આપણી સાથે લડવા માંગે છે તે વીષેની કાંઇક બાતમી મેળવવા સારૂ આપણા જાસુસોને ચોતરફ દોડાવી મેલવા જોઇએ કે કેમ તે વીષે તમારો વીચાર શો છે તે મેહેરબાની કરીને મને જણાવશો? કેમકે એ દેશની ભુમી અણજાણ હોવાથી મબાદા રખેને દુશમનોએ છુપી રીતે કેઠે કેઠે ચરો કે ભોંયરાં ખોદાવી મેલીને યા તો નવી નવી તરેહનાં છટકાં કે અણધારળા ઉપાયો પુરવે ધરથીજ લઇ રાખીને આપણને ફસાવવા જો માગતાજ હોય તો તે વીષેની આગમચથી તહકીક કરીને જાગરૂત રહેવાની આપણી ફરજ છે કે જેથી આગળ ચાલતાં આપણને કશી ભયંકર આપદા કે વીપત્તીઓમાં તો આવી નહીજ પડવું પડે?

આખેરે તે સઘળા અમલદારોને પારમેનીઓનોજ વીચાર અનુકુળ ભાસ્યો હતો અને તે પ્રમાણેજ અમલ કરવાને પોતાની રાજીખુશી સીંકદરને તેઓ બતલાવવાને લાગી ગયા હતા. આથી હાલ

તરત તો પેલું લશકર હથયારબંધ પોતાની સફ સમારીને ત્યાંજ છાવણી નાંખીને છો પડી રહયું હતું; તોબી સીકંદર તો ત્યાં કાંઇ અમસ્થો બેસી રહેલોજ ન હોતો; કેમકે, તે તો પોતાની સાથે હલકાં હથયારો ધરાવનાર પાયદલ સેપાહો અને ઘોડેસ્વાર પલટણની એક ટુકડી લઇને તે આખું મેદાન હાથે જાતે જઇને તપાસ કરી આવવા સારૂ ખુદબખુદ પોતેજ તે તરફ ઉતરી પડયો હતો, અને તે આખું મેદાન ફરી વળી તેમજ વળી પુરતી તપાસ તથા જોસ્તેજુ કરીને કયાં કયાં અને કેમ લડાઇનો માંચડો બાંધવો તે વીષેની સરવે ગોઠવણો પણ પોતેજ પોતાના મનમાં ત્યાંજ કરી આવયો હતો. આમ સઘળી તલાશ અને જોસ્તેજુ કરી રહયા બાદ તે પાછો પોતાની છાવણી ભણી ઉતરી પડયો હતો અને પેલા સઘળા આગલા સરદારો અને અમલદારોને પોતાની સનમુખ પાછા બોલાવી મંગવયા હતા, અને તેઓ આગળ એમ કહેવાને મંડી ગયો હતો કે તમારી બહાદુરી ઉપર મને તો પુરતો વીશ્વાસ છે. તેથી હું કાંઇ તમોને હવેથી વધુ ઉસ્કેરવા કે નવી હીંમત આપવાને તો દુરૂસ્તજ વીચારતો નથી; પરંતુ એટલુંજ કહેવા માગું છું કે, જયારેબી તમો એ જંગનાં મેદાનમાં પડીજ જાઓ ત્યારે દરેક પલટણ કે ફોજના સરદારોએ પોતાના હાથ હેઠળના અમલદારોને અને તે અમલદારો પોત પોતાના તાબા હેઠળના સેપાહોને ઉસ્કેરતાજ રહેવું પડશે કે જેથી કોઇબી સેપાહ પોતાનું આંગ ચોરવી શકેજ નહીં અને પોતાની ફરઝ અદા કરવાથી જરાપણ પાછા હઠી જાયજ નહી. વળી તમારે આ બીના પણ યાદ રાખવીજ જોઇએ કે આ લડાઇ એશીઆની આથમણ તરફના કોસ્તા ઉપર અને ફીનીઆ, સીલીસીઆ કે મીસરનાં દેશાવરો ઉપર જેમ આગળ તમો મારી આવયા હતા તેવી તરેહની નજીવી જેવી તો કાંઇ છેજ નહીં, કેમકે, હવેથી તો તમને ખુદ ઇરાનીઓનીજ તેઓની ખુદ ભુમીમાંજ લડવાનું રહેલું છે; માટે આપણે ત્યાંબી તેઓને એક ભયંકર શેકસ્ત આપીશું અને જબરો ફટકો જો મારી દેખડાવીશું તો તમારે યાદ રાખવું જોઇશે કે ત્યારે આપણે મકદુનીઅન લોકો આખા એશીઆ ખંડના ધણી થઇ બેસયા વીના તો રહેનારજ નથી. તમો સાહેબો ખુદ તથીજ શેહજોર અને બહાદુર હોવાથી મને તમોને વધારે કહેવાની તો કશી જરૂરજ રહેલી નથી; પરંતુ તમોએ તમારા સઘળા અમલદારો તથા સીપાહીઓને એમ તો તઅલીમ આપતાજ રહે પોતાની કવાયદો અને સરદારોના હોકમો ઉપર તો પુરતુંજ લક્ષ આપતા રહેવુંજ પડશે અને જ્યાં ખામોશી ઘટે અને અખતયાર કરવી પડે ત્યાં ખામોશીજ પકડવા અને જ્યાંબી ફતેહની શમશેરના રાગડા કહાડવા પડે ત્યાં બુલંદ આવાઝોથી તેનાં ગીતડાં ગાતા રહેવુંજ જોઇશે કે જેથી લશકરને ઓર ઉલટું શુરકે તાણુતો ચહડતુંજ રહી શકશે. આમ જો તમો મારી ગોતવાણી પ્રમાણે અમલ કરયા જશો તો "ઇનશાઅલ્લાહ" આપણે આ લડાઇમાંબી ફતેહ પામયા વીના તો કાંઇ રહીશુંજ નહીં, એમ દાયોદોરસ આપણને જણાવી ગયો છે; નવીશનદાને એટલો તો એકતરફી અને હસદખોરો હું તો સમજી શકું છું કે તેનાં લખાણો ઉપર એકદમજ પુરતો ભરૂસો આણી દેવો તેમાંથી ખુદ સચ્ચાઇ તો કેવળે માલુમ પડી શકે તેવીજ નથી; તોબી એ મજકુર વરણન ઉપરથી આટલું વું પડશે કે તેઓ જ્યારેબી લડાઇની જુંબેશમાંજ આવી પડે ત્યારે તેઓએ તો સીકંદરને પણ કબુલ મંજુર રાખવાની ગોયા ફરઝજ પડી ચુકેલી હતી કે, હું આખા એશીયા ખંડનો ધણી તો હજુ (જુઓ, તેની ચો૦ ૧૭–૫૬) પરંતુ તે સુધી કાંઇ થઇ પડેલોજ નથી. તે ખંડ તો અદયાપી દારાયશની મમલેકત અને માલેકી હેઠળજ ગણાતો ચાલયો જાય છે, માટે આ લડાઇમાંબી તમો જો ફતેહજ પામશો અને હીંમતથી લડશો તોજ આપણે તયારબાદ તે આખા ખંડના માલેક તરીકે ગણાઇ શકીશું. આ પરથીબી સ્પષ્ટ રીતે એમ તો સાબેત થઇ શકે છે, તેણે આગળ ઇરાન જે

વા મોટા શેહેનશાહના રૂકાને જે ધીક્કારી કહાડયો હતો તે તેની વતરણુંક ગુસ્તાખી ભરેલી અને લજવાયા જેવી ગણાય તેવી હતી; કેમકે, તે તો તેને પોતાના મુરબ્બી તરીકે તો રહયો બલકે પોતાનો બરાબરયો વટીક કબુલ મંજુર રાખવાને પોતાની આપખુદી અને અમસ્થી તેહેકરાઇ તેમજ તુનદાઇથી નાજ પાડી ઉઠયો હતો. આવી તેની તકોબરી એજ પાછળથી સદંતરજ તેને ફરેશ્તાઓના ઉસ્તાદ અઝાઝીલ, ફરેશ્તાની માફક ખુવાર કરી નાંખીને છેક બુનબેખથીજ ઉખેડી નાંખયો હતો અને ગોયા આકાશની હેઠ બુલંદી વેર ચહડાવીને તેને ઝમીન દોસ્તજ આખરે કરી નાખયો હતો, કે જે મનુષયજાતોને સારૂ ગોયા એક ધડા જેવોજ થઇ પડેલો છે, કેમકે, શેખ સઅદી પણ કહે છે કે:—

"તકબ્બોર અઝાઝીલરા ખવાર કરદ;
બઝેનદાને લઅનત ગેરેફ્તાર કરદ."

યાને જો તુલસીદાસ કવીના બોલોમાં કહીએ તો પેલાં નરખ મુળ અભીમાને અઝાઝીલ જેવા ફરેશતાને વટીક ખુવાર કરી નાંખી, તેના પર ગોયા લઅનતનો વરસાદ વરસાવીને ઝનજીર સાંખે એક કેદી જેવો કેદીજ બનાવી દીધો હતો.

આમ પોતના સરદારો, સેપેહસાલારો અને બીજા લશકરી અમલદારોને હવેથી પોતાનાજ બળ અને હીંમત ઉપર ભરૂસો રાખવાને ભલામણો કરી રહયા બાદ; સીકંદરે તેઓને પોતાનું ભોજન લઇ થોડુંકવેર વીસામોજ લેવા દીધો હતો. એટલામાં પારમેનીઓ તેના તંબુ ભણી ઉતરી પડયો અને તેને એવી સલાહ આપવા લાગયો કે આપણે જો પારસી લશકર ઉપર શબેખુન કરીશું તો તે આપણા લાભમાં ફળદરૂપ નીપજ્યા વીના તો રહેશેજ નહીં; કેમકે, અંધારી રાતના એકાએક આપણું લશકર તેઓપર તુટી પડયાથી તો તેઓ લડવા સારૂ તઇયાર થયલા અને રહેલાજ ન હોવાથી જબરા ગભરાટમાં આવી પડયા વીના તો કાંઇ રહેશેજ નહીં કે જેથી આપણને તેઓને જબરો ઘાલો આપવાને સેહેજમાંજ બની આવશે. એ વીચાર કદાચને પોતાના હમનબરદોને અંધારામાં રાખીને રાતોરાત કુચ કરી જવાની આગલી પાછલી સીકંદરની વરતણુંકો ઉપરથીજ તેને સુજ પડેલો હોવો જોઇએ નહીં તો કે તેને એમ સલાહ આપવાને તે પોતે તો કેવળે હીંમત કરી શકતેજ નહીં, કેમકે, જેનોફન પોતાની એનાબાસીસ (૩–૪,૩૫)માં એમ વરણવી જાય છે કે, એમ શબેખુનો એકાએક પોતા ઉપર આવી પડેલા જોવાથી પારસીઓ ઘણાજ અકળાટ ઘભરાટમાંજ આવી પડતા હતા, કારણ એજે, તેઓનું જબરૂં જોર તેઓની ઘોડેસવાર પલટણોમાંજ જે સમાયલું રહેતું હતું તેથી તેઓને તેવી વેળાએ એકદમ તઇયાર કરવાને તેઓને પોતાના લશકરની બોહોળી સંખયાને લીધે ફાવી શકતુંજ ન હોતું, પરંતુ સીકંદરે તો હાલમાં તેની તે સલાહને પોતે તો વગોવીજ કહાડી હતી અને દાહો થઇને તેને એમ કહેવાને મંડી ગયો હતો કે, એમ કાવાદાવા અને ચોરી છુપીથી મારા હમનબરદો ઉપર ફાવી જવા મને કાંઇ દુરૂસ્ત જેવું તો ભાસ્તુંજ નથી! મારે તો મરદાને મરદની માફક મારા બળ ઉપરજ મુશતાક રહીને મારા દુશમનો સાથે લડવું તેમાંજ હું તો મોટાઇ સમજું છું; કેમકે, તેવી રીતે મેળવેલી ફતેહો તો વધારે માનપુરવક ગણાયા વીના પણ રહેતીજ નથી. મારે તો પેહેલવાનોની માફકજ કામ લેવું જોઇએ અને મારા હમનબરદોને જાગરૂત રાખીને ભર દીવસેજ સામેસામું ઉભા રહીને ખોલ્લેખોલ્લી રીતે તેઓ સાથે લડવું જોઇએ; કેમકે, એમ તેઓને અંધારામાં નાખીને ચોરી છુપીથી તેઓપર ફાવી જવું તેમાં હું તો કશો સાર જોઇ શકતોજ નથી.

આવા શીકંદરનાં પારમેનીઓને આપેલા જવાબમાં કાંઇ તેહેકરાઇ કે પતરાજી જેવું તો કશું હતુંજ નહીં અને તે શબદો પોતાના નેખાલેસ દીલથીજ તેણે તેની આગળ તે વેળાએ ઓચરી પણ દેખડાવેલા હશે તે વાતને હુંબી અત્રે માનય કરી શકું છું; કેમકે, તે હવેથી

મનસે સારી પેઠે સમજવા લાગયો હ તો કે દુશમનોને અંધારાંમાં રાખી શબેખુન મારી તેઓ પર ફાવી જવું તેમાં કશી બાહાદુરી તો કાંઇ ગણાતીજ નથી, અને ઓર ઉલટા તેથી તો આપણે લોકોની હસી અને તાનાંજનીમાંજ આવી પડયે છીએ અને આથી તેના પોતાનાં બળ અને જવાંમરદી ઉપર કેટલો વીશ્વાસ અને કાબુ હોવો અને બેસવો જોઇએ તે વાત તો સ્પષટ રીતેજ હવે પરખાઇ આવે છે; પરંતુ તે ઉપરથી એરીઅન તેનાં જે ગીતડા પુરજોશથી પોતે બખાળવાને મંડી જાય છે અને તેને ઘણીજ શાબાસી આપવાને જે મંડી ગયેલો છે, તે સાથે તો હું કેવળે એકમત થઇ શકતોજ નથી; કેમકે, તેની પુરવેથીજ તેનો હમનબરદ દરાયશ તો તેવાંજ પગલાં પોતે ભરતોજ રહેલો હતો અને પોતાના યવન સરદારોનાં મતની પણ વીરૂધમાં જઇને પોતાની ખાનાખરાબીઓ વટીક કરતોજ ચાલયો હતો; કેમકે, ગમે તે થાઓ, પણ તે પોતાની સચચાઇને તો પ્રથમધરથીજ વળગી રહેતોજ આવેલો હતો અને સીકંદર તો સપર પેહેલેથીજ પારસી સેપાહોનાં કોઠાંજ ગેબ કરતો અને તેઓનાં મહોડાંપરજ જખમો કરતોજ ચાલ્યો ગયો હતો. આવી તે તાજદારની ગેરમોનાસેબ વરતણુંક ઉપર અને દરાયશની નેક મજકુર પ્રકરૂતી વીષે તો તેરાવી પોતે ગોયા ખામોશીજ અખત્યાર કરી બેઠેલો છે કે જે તેની ચાલચલગત કોઇબી અપક્ષપાત તવારીખ લખનારાઓને છાજે તેવીજ કાંઇ દીસી શકતી તો નથીજ ખરી. ખેર ! તેબી વાતને પડતીજ નાંખી તે વીપેનાં કારણો તે નવીશનદો આપણને શું દેખડાવી જાય છે તેની હેઠળ હવેથી ચાલો આપણે તપાસ લેવાને જરા શુરૂ કરીએ. સીકંદર જેવા તાજદારને તેરૂમી પુજારો અને તેને પોતાની વારતાનો પેહેલવાન (હીરો) કરીનેજ ઠોકી બેસાડનાર નવીશનદો એમ હવેથી વરણવે છે કે, “મારા વીચાર પ્રમાણે” તેણે આ પગલું ઘણુંજ વાજબી ભરયું હતું; કેમકે, એવા શબેખુનો મારતી વેળા અંધારી રાતના એવા તો અણુધારવેલા બનાવો તે બંને ફોજો વચ્ચે બની જાય છે કે, પેલા શબેખુન લાવનારાઓ લડવા માટે વધારે તઇયાર થઇ રહેલા હોવા છતાંબી પોતાના હમનબરદો જો થોડા ઘણાબી તઇયારજ થઇ પડેલા હોય છે તો તેઓનેજ હાથે પોતે સજડ ઘાલો ખાઇ જઇને ઓર ઉલટી પોતાનીજ ખાનાખરાબી કરી નાખે છે. હવે સીકંદર જોકે લડાઇની વેદના અને ભયભીત હાલત ખમવાને ખુદ પોતે તો અકસર કરીને તઇયારજ રહેતો હતો અને તેમાં ઓર ઉલટી તે મજા પણ લેતોજ જતો હતો તોપણ સબેખુન મારવામાં ઘણો ભય જ સમાયલો રહે છે એમ તે પોતેબી હવેથી માનય કરવા લાગયોજ હતો; કેમકે અંધારી રાતના શું બનાવો બની જાય તે કાંઇ આપણા હાથમાં તો કેવળે રહી શકતાજ નથી. તે સાથે એમ કરતાં તે હુમલામાંબી દરાયશ જો હારજ ખાઇ બેસે તો તેને એમ તો બોલવાને એક બહાનુંજ મળી શકે છે કે એમ રાતના એકાએક ગાંડાઘેલા જેવો હલ્લો કરવો તેથી કાંઇ હરેક સરદારની વાખવાખી તો ગણાઇ શકતીજ નથી અને તેથી કાંઇ એમ તો સાબેત થતુંજ નથી કે તે તથા તેની ફોજ વધારે પ્રબળ અને તેના દુશમનોની ફોજ વધારૂ નીરબળ તથા તેના સેપેહસાલારમાં સદરીના શ્રેષટ ગુણોના વાંધાજ જણાતા હતા એમ તો કાંઇ કહેવાઇ શકાયજ નહી. એમ કરતાં તે જંગમાં આપણેજ વળી એક અણુધારવેલો મારજ ખાઇ બેસીએ તો આસપાસના દેશાવરો આપણા એક તો દુશમનોજ હોવાથી તથા બીજું તો એ જે તે સાથે આપણે તે ભુમીની ભુગોળોથી પણ અજાણ હોવાથી અને ચોતરફ દુશમનો તક સંભાળતાજ બેસી રહેલા હોવાથી આપણે તો ઘણીજ વીપતી અને આપદા હેઠળ આવી પડયે તેવું છે; કારણ એ જે, આપણા હમનબરદો પોતાની સરજમીનના દરેક ખુણા ખંટોરાઓથી સારી કાની વાકેફગાર હોવાથી તથા તે તરફના દેશાવરોબી તેઓની પક્ષમાંજ રહેલાં હોય છે તેથી તેઓ તો આપણી વધારે ખાનાખરાબી કરે તો તેમાંબી આપણને કાંઇ

અજાયબ થવા જેવું તો કશું કારણ મળી શકશેજ નહીં. એવી રીતે છેક પાછલથી જે શુદ્ધી અને બુદ્ધી સીકંદરને આવી ગયલી હતી તેથી એરીઅન જે તેના વીચારની તારીફમાં જાય છે તેની વીરૂધમાં તો મને કશું બોલવાની ગરજ નથી; પરંતુ તેના હમનબરદની તેવી નેક ચાલ વીષેનાં પ્રથમથીજ ભરેલાં પગલાં વીષે તો એકબી તારીફનો શબ્દ ઉપર કહયા મુજબ તે જે આચરી જતો નથી તેની સામેજ મને તો અત્રે બાથ ભીડી દેખડાવવાની છે કે જેથી તે બંને હમનબરદોને બરાબર ઇન્સાફ મળે છે એમ તો હીંમતથી આપણાથી કહી શકાય તેમ થઇ પડે છે. વળી સીકંદર ખુદ પોતે તો પોતાની સરદારી વીષે અને પેહેલવાની ગુણો વીષેબી પોતે તો મનસે મક્કમજ રહેલો હતો તોબી તે પોતાના હમનબરદ ની ગરોટની પેરે સરદારીના ગુણોને તો તે કાંઇ હસી કહાડતોજ નથી અને વગોવા જતોજ નથી તેજ તેનું આ પ્રસંગે અપક્ષપાતપણુંજ ખોલ્લી રીતે પરખાઇ આવે છે; કેમકે, રૂસ્તમેબી પોતે કાંઇક કાવાદાવાથી બીચારા અસ્ફંદેયારને હરાવીને આખેરે જયારે ઠારજ કરી નાંખ્યો ત્યારે તેના સરદારીના ગુણોની તો પોતે પણ તેના ભાઇ પેશોતન આગળ ઘણીજ વખાણો કરવાનેજ મંડી ગયો હતો; એમ કહીને કે, હરેક સરદારને પોતાના હમનબરદના સરદારોના ગુણોની તો સ્તુતી ગાવાની ગોયા ફરજજ થઇ પડે છે; કેમકે, બખ્તાબાજીને લીધે તે ગમે તો હારબી ખાઇ ગયો હોય; પરંતુ ભયની વેળાએ તેણે પેલાં જંગની દરમીઆનમાં બતાવેલી સમયસુચકતા અને હીંમતથી આપણને તેના સરદારીના ગુણોને વખોડી કહાડવા તે કામ કાંઇ સજાવાર અને મોનાસેબ તો ગણાઇ શકે તેવુંજ નથી, કે જે બીના દરેક અપક્ષપાત તવારીખનવીશોને એક ધડો લેવા જોગજ હું તો સમજી શકું છું; કેમકે, તેવી વેળાએ પેલા હાર ખાઇ બેઠેલા સરદારને હોનારતની આગળ કશો ચારોજ રહી શકતો નથી.

**એ લડાઇ સારૂ દરાયશ અને તેના સરદારોએ કામે લગાડેલા ઉપાયો અને પોતાની ફોજની તેઓએ કરી રાખેલી ગોઠવણ.**

આખી રાત દરાયશની ફોજો જેમ પ્રથમથીજ આહીનમાં રાખવામાં આવેલી હતી તેમજ હથયાર સીખે તઇયાર જ તે જંગનાં મેદાનમાં પડી રહેલી હતી, કારણ એ જે, તેઓએ સીકંદર વખતે શબેખુન કરશે તેવા વીચારથી પોતાની આસપાસ દેવાલો કે ચરોને તો ખોદી રાખેલીજ નહોતી. આમ એક તો એ જે, સીકંદરના કરી દેખડાવેલા અત્યાર સુધીનાં પરાક્રમો ઉપરથી પેલા પારસી સેપાહો જરા મનસે તે વેળાએ બીહી ધ્રુજી તો રહેલાજ હતા અને તેઓ હીંમતેબી જરા હારી ગયલાજ દીસતા હતા, તોપણ તેઓ કાંઇ આકળા ઘાભરા તો પડી ગયલાજ નહોતા; એમ એરીઅન પોતાનો અભીપ્રાય જે દરશાવી જાય છે તે વાત આપણા ધયાનમાં કાંઇ સેહેજમાં તો ઉતરી શકે તેવીજ નથી; અલબતાં અદયપી મળી ચુકેલા અનુભવ ઉપરથી નેપોલીઅનની માફક સીકંદરનું નામ કેટલીએક એશીઆ ખંડની નબળી પોચી વરણોમાં જો ભય ઉતપન કરે તો તે બીના આમણા માનયામાં આવી શકે તેવી છે; પરંતુ પારસી કે મીદીઅન અને બાખત્રીઆન, પારથીઆન, સોગદીઆન કે સકા જેવા સરકશ અને બહાદુર ટોળાંના સેપાહો તે નામથી કાંઇ પણ અંજાઇ જાય તેવા તો કાંઇ નહીંજ હતા, એમ તે સેપાહો એ લડાઇની દરમીઆનમાં એકબાલ અને હોનારત તેઓની સામે અને વીરૂધમાંજ જયા છતાંબી કેવા પારમેનીઓ અને બીજા મકદુનીઅન સરદારોને હંફાવતા ચાલ્યા હતા તે ઉપરથી પુરતી રીતે હવે પછી સાબેત થઇ શકશે; કેમકે, તેઓ સારી પેઠે મનસે સમજતાજ હતા કે, એ લડાઇમાંબી જો આપણે સદંતરજ હાર ખાઇ બેસીશું તો આપણું રાજપાટ અને સેંકડો વરસો સુધી મેળવેલી હકુમતનો પણ સદંતરજ નાશ થઇ પડશે. તેઓને તો સ

ઘણું ખોવાનુંજ હતું, લયકીન સીકંદર
કે તેના પીનદારા સેપાહીને તો લુટફાટો
મેળવીને પોતાના ગજવાંજ તર કરવા
નાં હતાં; કેમકે, નાદરશાહની હીંદ
પરની સવારીની માફક તે શુરવી
રોખી આખા એશીઆ ખંડ ઉપર
એક ગોયા ફકટ અમસ્થો હલ્લો
(રેદ)જ લઇ આવેલો હતો અને અંગ્રે
જો માફક છતોપર છતો મેળવી રફતે
રફતે ત્યાં પોતાનાં રાજપાટોને મજબુત
પાયા ઉપર મેલવા તેના નસીબમાં કાંઇ
સરજતજ નહીં હતી. એમ કરતાં લડા
ઇઓ તો રહી બલકે હરેક મહાભારત
કામો પુરતો જોખમ ખમીને ઉઠાવી લે
તી વેળાએ તેનું આકેબત શું આવશે
તે વાતથી પેલો જોખમનો ખેડનાર શ
ખસ ખુદ પોતેબી મનસે જરાપણુ બી
હો કે ધ્રુજી રહે છે ખરો; એ બીના હ
રેક દુનયાદાર માણુસો સારી પેઠે સમજી
શકે છે, તેમજ લડાઇઓ શરૂ થાય તે
આગમજ બંને હુમનબરદ ફોજોના સેપા
હો મનસે જો થોડા ઘણાબી ડરી જાય તો
તેમાંબી કશી નવાઇ જેવીજ વાત નથી;
કેમકે, ફેરદુસી પણુ એમજ કહે છે કેઃ—

"ચનાન અજ લશકરે ગરસ્ત બરખા
સ્ત ગેરદ,
કે રોખે નામદારાને મા ગશત ઝરદ."

યાને "પેલાં બહોળાં લશકરની ગી
રદીથી ચોતરફ જ્યારે ગીરદજ ઉડી રહી
ત્યારે મારી ફોજના નામદાર સીપાહીઓ
નાં મહોડાં જરા ફીકકાંજ મારતાં ચા
લ્યા હતાં."

વળી એ હાર સારૂ બીજું મોટ્ટ
તબર કારણ એરીઅન એમ પણ દરસાવી
જાય છે કે, આખી રાત લાંબો વખત
સુધી હથયારબંધ ઇરાની લશકરને જાગ્ર
ત હાલતમાંજ પડી રહેવું પડ્યું હ
તું; તેથી બરાબર વીસામો ન મળયાથી
સવારના પહોરમાં તેઓ થોડા ઘણા થા
કી વટીક ગયલાજ હતા, જેથી કરીનેજ
તેઓ આ જંગના મેદાનમાં પોતે માર
ખાઇ બેઠા હતા. પોતાની ફોજની ગોઠ
વણુ દરાયશે નીચે મુજબ તે હંગામમાં
કરી રાખેલી હતી એમ તે વીષેનો ઇરા
નો દસ્તાવેજ જે પાછળથી સીકંદરના
હાથમાં આવી પડયો હતો તેનો ઉતારો
આરીસ્તા બયુલશ જે પોતાના દફતરમાં
આપી ગયલો હતો તે પરથી માલુમ પ
ડી શકે છે. તેનાં લશકરની ડાબી બોરડુ
ભણી તો બાખત્રીઆન, દાહીઆન તથા
આરાચોતીઆન સવારોજ પોતાની સફો
સમારીને ઉભા રહેલા હતા અને તેઓ
ની પડોશમાં પારસી ઘોડેસ્વારો તથા
પાયદલ ફોજો ભેળમભેળા થઇને પડી ર
હેલી જણાતી હતી. વળી તે સાથે તે
ઓની અડોઅડમાં સુસીઅન તથા ત્યાર
બાદ કાદુસીઅન સેપાહો પણુ બીરાજતા
હતા, કે જેથી તે તરફનો ભાગ પેલી
આખી ફોજના છેક મધય વીભાગ યાને
કલબગાહ સુધીજ ચત્રાઇ રહેલો હતો.
એ દાહીઅન ટોળાં જેઓને ફરવરદી
ન યસ્તવાળો પણુ આરાધી ગયો છે તે
ઓ તુરાની વરણુના હતા એમ દહાઇ
નામ હેઠળ તેઓને વરજીલ, લીવી, પ
લીની તથા એમીઆનશ મારસીલેનસ
વટીક આપણુને જણાવી ગયા છે. તેઓ
તે ઝમાનામાં કીઆસપીઅન સરોવરની
ઉગમણે કાયમ મુકામ થઇ પડેલા હતા
અને રખડી રઝળીને પોતાનો ગુજારો ક
રતા હતા. ઇઝરાની ખ્રીસ્તી પોથી
( ૪—૯ ) આપણુને એમ જણાવી
જાય છે કે, તેઓબી પારસીઓનીજ
રઇયતમાં ખપતા હતા. તેઓના
મુલકને હાલ જમાનામાં દાઇખ કરીને
લોકો કહે છે. આમ ઘણાએક અસલી
આરીઅન ટોળાંઓને તેઓની પાછલી
રખડરજડ જેવી વરતણુંકોપરથી કદીમ
જમાનના યવન તથા રૂમી લેખકો જે તુ
રાની યાને સીથીઅન વરણુના કરીને જે
ગણી ગયા છે તે વીષેનું ખાટારૂં તો
આગલ આ પુસ્તકમાં આપણે દાખલા
દલીલો સીખે દેખડાવી વટીક ચુકયા છીએ.
તે ફોજની જમણી બોરડુ તરફ સીલીસી
આ યાને પોકળ શામના મુલકના સીપા
હીઓ તથા મીસાપોતેમીઆના પ્રાંતના
જંગી સેપાહ બચ્ચાઓ. આપણી નજ
રે પડતા હતા કે જેઓની છેક નજદીકી
માં તેજ તરફ વળી મીદીઅન, પારથી
આન તથા સકા જેવા ચુનંદા લડવઇયા
ઓનેજ ઉભા રાખેલા હતા. એક આગ
લો નવી સનદો નામે કેતેલસ (૧૧—૬)

એ સકા લોકોને તો પોતે પારથીઅન
વરણમાંજ ગણી ગયો છે. ત્યારબાદ અ
નુક્રમે તપુરીઆન તથા માઝેંદ્રાની (હીરકે
નીઅન) સીપાહીઓજ ઉભાઇ જતા હ
તા ને જેઓ નાકે સઉથી છેલ્લા વીભા
ગમાં અલબાનીઆન તથા સસીસીનીઆ
ન લોકો ઠેઠ પેલી ફોજના મધ્યબીંદુ
વેર આવીને ચત્રાઇ પડેલા હતા. તે ફો
જની કલબગાહ (વચોવચ) માં પછી
પાદશાહ દરાયશ ખુદ પોતેજ પોતાના
ખાનદાનનાં શાહજાદાઓ અને સગાવહા
લાંઓ સીખે બીરાજતો હતો કે જેની આસ
પાસ તેના પારસીજ બોડી ગારડો પોતાના
ભાલાઓની નોકો ઉપર સુનેરી સેફો (આ
પલો) અને દાડમો ઉંચા કરીને યાને જાહ
લીને ફરી વળેલા હતા. (જુઓ, હીરાદોતસ
૭—૧૪.) તેઓને સગાંવહાલાં એવો એલ
કાબ તો ફકત માન તરીકેજ ઇરાનીઓમાં
આપવાનો રેવાજ હતો કે જેઓની સંખ્યા
પંદર હજાર આદમીઓની ત્યાં એકઠી
મળેલી હતી એમ કરસીયુસ આપણને
જણાવી ગયો છે. ત્યાંજ વળી જે હીંદુ
તથા કેરીઆના પ્રાંતના વતનીઓને આગળ
મધ્ય એશીઆ ખંડમાં જબરીથી
લાવીને વસાવેલા હતા તેઓના ચીરન
જીવીઓ તથા મારદીઅન તીર અંદાઝો
જેઓ કે, ઝડપમાં તીરો ફેંકવાના હુન
રમાં ઘણાજ કુશળ અને ચાલાક સીપા
હીઓમાં ખપતા હતા તેઓ પણ આ
વીને ઉભેલા જણાતા હતા. એ મારદી
અન તીર અનદાઝો તે ઝમાનામાં કી
યાસપીઅન સરોવરની છેક દક્ષીણ ભણી
વસતા હતા. તેમજ યુક્ષીઆન, બાબે
લોનીઆન તથા કુલઝમ યાને રાતા સ
મુદ્રની આસપાસ વસનારા આરબ લો
કો પોતાની સાથે સીનીઅન વરણોને
બી લઇને ભારી સફો સમારીને ત્યાં ત
ઇયારજ થઇ પડેલા હતા. વળી ડાબી
બોરડુ ભણી સીકંદરની જમણી તરફની
ફોજની બરાબર રૂબરૂ સીથીઅન ઘોડે
સ્વારો, આસરે એક હઝાર બાખત્રીઅ
નો અને એકસો દાતરડાંવાળાં રથો પ
ણ જોવામાં આવતાં હતાં અને પાદશા
હ દરાયશના રાજ્યદરબારી ચુનંદા ઘોડે
સ્વારોની હરોળમાં પેલા હાથીઓ અ
ને બીજા પચાસ રથોને પણ ગોઠવવામાં
આવેલાં હતાં. તેમજ વળી પેલી જમ
ણી બોરડુ ભણીની હરોળમાં આરમીની
આન તથા કાપાદોકીઅન સ્વારો પોતા
ની સાથે દાતરડાંવાળાં પચાસ રથો
લઇને ઉભેલાજ હતા. પેલા શુર
માં આવી ગયલા મકદુનીઅન સેપાહો
ને બરાબર રીતે જેર કરી રાખવા સારૂ
પોતાની યવન ભાડુતી ફોજના સીપાહી
ઓને પાદશાહ દરાયશે પોતાની તથા
પોતાના પારસી રખેવાળોની બરાબર ન
જદીકીમાંજ બે ભાગોમાં વેહેંચી નાંખી
ને પોતાની જમણી તથા ડાબી બોરડુ
ભણી સીકંદરની "ફલાંક્ષ" યાને મજ
બુત ફોજની બરાબર સનમુખની જગ
યાની જમણી બોરડુ ભણીજ લાવીને
ઉભા રાખેલા હતા. વળી તે જંગનાં
મેદાનમાં ઇરાનની સહાયતામાં બીજી
પણ જુદી જુદી કેટલીએક વરણો જે
ઉતરી પડેલીઓ હતી તેઓનાં
નામો તો આ મજકુર પાદસાહી
ટીપમાં આપણા દીઠામાં આવતાંજ
નથી એમ ગરોત વીચારી જાય છે; કેમ
કે, તે નવીશનદો એમ વરણવે છે કે,
એરીઅનના કહયા પ્રમાણે દરાયશની હુ
કમમાં એરીઅનના જણાવ્યા મુજબ
(૩—૮) સોગદીઆનો, એરાઇઆના યાને હે
રાતના વતનીઓ તથા હીંદુસ્તાનના હી
માલય પર્વત આગળના પહાડી લોકો:
તેમજ દાયોદોરસના કહ્યા પ્રમાણે
(૧૭—૫૯) કોસીઅન યાને સીહાકોહો એ
ટલે જે કાળા પહાડ આગળના વતની
ઓ અને કરસીઉસના આપેલા અહવાલ
પ્રમાણે (૪—૧૨) સોગદીઆનો, મેસાગી
તા, બીલાઇતાઇ, કોસીઅન, ગોરતાઇ, ફ
રીજીઅન તથા કેતોનીઅન વરણો પણ
ત્યાં ઉભાઇ જતી હતી. આથી ઇરાનનો
દસ્ત હજુ તો કેટલો બધો ઝબરદસ્ત
ગણાતો હતો તે બીના તો સહેજમાં પર
ખાઇ આવે છે કે જેથી સીકંદર આગ
ળ ઇસસની લડાઇ બાદ જે એમ ડીંગ
મારવાને મંડી ગયો હતો કે, હું તો તે
લડાઇ માર્યાથી આખા એશીયાખંડનો
હવેથી માલેકજ થઇ પડેલો છું તે વા
તમાં સચ્ચાઇનું તો કશું પણ વજુદ હ
તુંજ નહીં અને ફકત તેતો તેનાં ભેજાં
ની તકલીદી અને અમસ્થીજ તેહેકરાઇ

અને હુકરાણીજ હતી. આમ જુદી જુદી બેશુમાર વરણો ઇરાનની સહાયતામાં ત્યાં જે ઉતરી પડી હતી તેપરથી તે જુદી જુદી પ્રજાઓની પોતાનાં રાજ્ય અને પાદશાહ તરફની ઇમાનદારી તથા પોતાનાં અંતઃકરણની લાગણી તો સ્પષ્ટ રીતે માલુમ પડી આવતી હતી તો ખરીજ; પરંતુ આવી બીન કારઆઝમુદેહ અને કવાયદ વીનાની વરણોની દરાયશે પોતાનાં લશ્કરમાં જે ભરતી કરી નાંખી હતી તેમાં તો તેણે ઘણુંજ કાચું કાપ્યું હતું; કેમકે, તેઓપર એકજ ઝબરદસ્ત ધડાકો સીકંદરે પ્રથમમાંજ જ્યારે કરી દેખડાવ્યો ત્યારે તેથી તે પોચા લોકો તો નહાસભાગમાંજ પોતે પડી ગયા હતા.

**સીકંદરે કરી રાખેલી પોતાની ફોજની આરાસ્તા તથા આહીન.**

હવે આણીગમથી સીકંદરે પણ પોતાની ફોજની જુદા જુદા સરદારોની પોસ્તપનાહ હેઠળ નીચે મુજબ ગોઠવણી કરી રાખેલી હતી. તે ફોજની મેયેમને યાને જમણી બાજુ તરફ પોતાના ખાસ ઘોડેસવાર સેપાહોનેજ તેણે જગયા આપી રાખી હતી કે જેઓની હરોળમાં પાદશાહી ફોજની એક ટુકડી ચાલતી હતી અને તે વીભાગના ઉપરી તરીકે દરોપીદાસનો બેટો કલાઇતસ ખુદ પોતેજ સરદાર તરીકે બીરાજતો હતો. તેની પડોશમાંજ ગલુસીઅસ, એરીસ્તો, સોપોલીસ તથા હીરાકલાઇદીશની ફોજોની ટુકડી ઓજ અનુક્રમે ગોઠવાયલી દીસ્તી હતી. એ સોપોલીસતો કોઇ એક હરમીદોરસ અને હીરાકલાઇદીસ તો એનતીઓકસનોજ પોતે પુત્ર થતો હતો. તેની પડોશમાંજ અલથાઇ—મીનીસના ચીરનજીવી દીમીત્રીઅસ તથા મીલીઆગર અને સઉથી છેલ્લી હેગીલોકસ ઇબને હીપોક્રેતુસની સરદારી હેઠળની પાદશાહી ટુકડીઓજ આપણી, દ્રષ્ટીએ પડી શકતી હતી. વળી સઘળા ઘોડેસવાર પાદશાહી ખાસ સવારોને તો પારમેનીઓના બેટા ફીલોતસના એકલાજ સ્વાધીન હેઠળ સોંપી આપવામાં આવેલા હતા. તેજ જબરી ઘોડેસવાર પલટણની નઝદીકીમા જે પેલી મકદુનીઅન પ્યયદળ સેપાહોની "ફેલેંક્ષ" પછી પડી રહેલી જણાતી હતી કે જ્યાં સપર પહેલાં તો પારમેનીઓના બેટા નેકેનોરના હાથ હેઠળ ઢાલ તરવાર ધરાવનાર ચુનંદા બોડીગાર્ડ લોકોની ટુકડીઓ અને તેઓની પછવાડે બીજા બાકીના તેજ કીસમના જરાક કાચા સેપાહોનેજ પણ ગોઠવી રાખવામાં આવેલા હતા.

ત્યાર બાદ પોલીમોકરેતીસનો બેટો કોઇનુસ પોતાની બ્રીગેડ લઇને ઉભેલો હતો કે જેની પછવાડે અનુક્રમે પરદીકસ ઇબ્ને ઓરોનતીસ, મીલીઆગર ઇબ્ને નીઓપતોલીમુસ તથા સીતોમીઆસનો પોલીસપરકન જેવો શેહજોર બેટો પોતપોતાની ફોજો સીધે ગોઠવાઇ પડેલા હતા. એજ પોલીસપરકનને એનતીપેટર પછી મકદુનીઆના ખુદ પ્રાંતનો હાકેમ નેમવામાં આવ્યો હતો; પરંતુ તેની કનેથી પેલા એનતીપતરના બેટા કેસેનદરે તે ગાદીને પાછી પોતેજ છીનવી લીધી હતી, જેથી તે સરદાર તેનો પછી ગોયા મદદનીસ જેવોજ થઇ પડયો હતો. હવે પોતાનાં લશકરની ભરતી કરવા સારૂ સીકંદરે એમીનતસને જે મકદુનીઆ ખાતે મોકલાવી આપેલો હતો તેથી તેની ફોજની સરદારી હવેથી સીમીઅસને સરજ આવી પડેલી હતી કે જેની ફોજ ઉપલી મજકુર ફોજોની સઉથી છેલ્લેજ ત્યાં પછી ગોઠવાઇ રહેલી હતી. વળી કોઇ એક સીકદર જેવુંજ નામ ધરાવનાર સરદારનો બેટો કરાતરસ તો પોતાની બ્રીગેડની સરદારી લઇને પેલી ફેલેંક્ષનો ડાબો છેડો પકડીનેજ પોતે બેસી રહેલો હતો અને તેનાજ હાથ હેઠળ વળી પેલી પયદલ સીપાહીઓની તેક્ષીઇસ યાને બ્રીગેડની ડાબી બાજુની સરદારી પણ આપવામાં આવેલી હતી. એ અરબેલાની લડાઇ વખતેબી પેલી પયદલ "ફેલેંક્ષ" માં ધારા મુજબ છજ તેક્ષીઇસ યાને બ્રીગેડોની ટુકડીઓ જોવામાં આવતી હતી. એરીઅન ગ્રેનાઇકસની લડાઇ વીષે બોલતી વેળાએ (૧–૧૪) તેની ચોપડીના કેટલાએક શબ્દો જરા ગથલમથલ થઇ ગયાથી એ છ બ્રીગેડો વીષેની બીના તો કાંઇ જણાવી જતોજ નથી; પરંતુ ત્યાંબી એ છએ છજ "તેક્ષી

ઇસો" પોતેબી ઉતરી પડેલીઓ હોવીજ જો ઇયે, એમ તો હાલમાં ખોલ્લી રીતે સાબેત થઇ શકે છે. એજ કરાઇતસની ફોજની પડોશમાંજ વળી સીકંદરની સાહેતામાં આવી પડેલી પેલી યવન લોકોની ઘોડેસવાર ફોજની ટુકડી પણ લારીચુસના બેટા ઇરીગાઇયુસની સરદારી હેઠળ જોવામાં આવતી હતી. તેની પડોશમાં પેલાં લશકરની ડાબી બોરડુ ભણીજ થેસીલીઅન ઘોડેસવાર પલટણ મીનીલેયુસના બેટા ફીલકુસ (ફીલીપ) ની સરદારી હેઠળજ પડી રહેલી હતી; પરંતુ તે આખી ડાબી તરફની ફોજનો સેપેહસાલાર તો ફીલોતસનો બેટો પેલો બહાદુર અને ચાલાક પરમેનીઓ ખુદ પોતેજ નેમાયલો હતો કે જેનાં શરીરની મહાફેજત સારૂ તેની આસપાસ ફારસેલીઅન ઘોડેસવારોનેજ રાખવામાં આવેલા હતા; કેમકે, થેસીલીઅન ઘોડેસવાર ફોજોમાં તેઓની સંખ્યા બોહોળી જોવામાં આવતી હતી એટલુંજ નહીં, પરંતુ તે સાથે તેઓ ઘણુંજ ચુનંદા લડાયક સીપાહીઓમાંજ ગણાતા આવેલા હતા. (જુઓ, દાયોદોરસ, ૧૭—૫૭.)

## સીકંદરે એ જંગને સારૂ પોતે રચી રાખેલી બાજી.

એમ મુખડા આગળથી પોતાનાં લશકરની ગોઠવણ કરીને તે ફોજની પછવાડેબી તેવીજ તે સેપાહોની બીજી એક હાર પણ રાખી મેલેલી હતી કે જેથી તે લશકરને બેવડું જોર અને કઉવત મળી શકે. વળી દુશમનોનું લશકર બોહોળું હોવાથી મબાદા પોતાની ફોજની કોઇક ટુકડીને તેઓ ઘેરી લે તે સારૂ તેણે પોતાની પાછલી હરોળના સરદારોને આગમજથીજ એમ પણ ચેતાવી રાખેલા હતા કે તેવી વેળાએ ઝડપમાંજ ચકકર લઇને દુશમનો સાથે લડી તે ટુકડીને છોડાવી મેલાવવાની જબરી કોશેશો ચાલુજ રાખવી પડશે. તેમજ પાદશાહી ટુકડીની જમણી બોરડુ ભણી આતેલસની સરદારી હેઠળ તેણે પેલા એગરીઆનીઅન સવારોનો અરધોઅરધ ભાગ તેઓને મદદ કરવા માટે પોતે સોંપી આપયો હતો અને તેઓ સાથે બ્રીસોની સરદારી હેઠળ કેટલાએક મકદુનીઅન તીરઅનદાઝોને પણ ઉમેરી આપેલા હતા. તે તીરઅનદાઝોને કાટખુણે ત્યાં ગોઠવવામાં આવેલા હતા, કે જેથી તેઓ પેલી "ફાલેંક્ષ" ને લાંબી ટુંકી સહેલાઇથી કરી શકે યાતો તેઓને ઘેરી રાખીને કેહે પોતેજ બંધ કરી રાખે. તે તીરઅન્દાઝોની પડોશમાં પેલા ચુનંદા અને કારઆઝમુદે યવન ભાડુતી ફોજના સેપાહોને ઉભા રાખેલા હતા, કે જેઓના ઉપરીનું નામ કલીઆન્દર કરીને હતું. વળી પેલા એગરીઆનીઅન સવારો અને મકદુનીઅન તીરઅન્દાઝોની હરોળમાં નોકાનોકીની ઝડપાઝડપ મારામારીઓ કરવા સારૂ તેણે પોતાના હલકાં હથયાર અને ભારબોજવાળા સવારો અને પેલા પેઓનીઅન ફોજના માણસોને એરીતીસ અને એરીસ્તોની સરદારી હેઠળ મેલી રાખેલા હતા. તે સઘળી ફોજની હરોળમાં પેલા ભાડુતી યવન સવારોને મીનીદાસની સરદારી હેઠળ સોંપી રાખેલા હતા અને પાદશાહી ઘોડેસવારો અને સ્નેહીઓની ફોજની આગળ પેલા બાકીના અરધાઅરધ આગરીઆનીઅન સવારો, પેલા મકદુનીઅન તીરઅન્દાઝો અને બાલાકરૂસના ઝડપમાં ભાલા ફેંકનારા માણસોને પેલાં દાંતરડાંવાળાં રથોની બરાબર સામસામે ઉભા રાખી મેલેલી હતા. વળી પેલા મીનીદાસ અને તેના હાથ હેઠળનાં લશકરને એમ પણ ભણાવી રાખેલા હતા કે, જો દુશમનો તેઓની બાજુઓની આસપાસ ફરી વળે તો તેઓએ તરતજ ચક્કર લઇ લઇને તેઓના કુખના ભાગ ઉપર સજડ મારો ચલાવવાની વેતરણ જારીજ રાખવી જોઇશે. આમ પોતાની ફોજની જમણી બાજુને તો સીકંદરે આરાસ્તા કરી રાખેલી હતી. હવે ડાબી બોરડું ભણી સીતાલસીસની સરદારી હેઠળ સપર પહેલાં તો તેણે થરેસીઅન સેપાહોને કાટખુણ આકારે પોતે ગોઠવી રાખયા હતા અને તેઓની કુમકમાં તેઓની પડોશમાજ કોઇરાનુસની સરદારી હેઠળ પેલા મદદનીશ યવન સવારોને સોંપી આપેલા હતા. તેની પછી ઓદ્રાઇસીઅન ઘોડેસ્વારો આગાથો ઇબને તાઇરીમસની સરદારી

હેઠળ ઉભેલા દીસ્તા હતા. વળી તેજ બોરડુની આખી હરોળમાં પેલા ભાડુતી યવન સ્વારોનું મદદનીશ લશકર હાઇરોના બેટા એનદરોમાકુસની સરદારી હેઠળ ચોતરફ ફરી વળેલું હતું. પેલા સરસામાન અને ખોરાકી પોષાકી ઉપર દેખરેખ રાખવા માટે વળી ત્યાં થરેસીઅન પયદલ સેપાહોને પણ મેલી રાખેલા હતા. આમ એ જંગના મેદાનમાં સીકંદર કને આશરે ચાળીસ હઝાર પયદલ સેપાહો અને સાત હઝાર ઘોડેસ્વારોનું લશકર હતું, એમ એરીઅન વરણુવી જાય છે; પરંતુ તેઓના હમનબરદની ફોજમાં બેશુમાર લશકર હતું, એમ યવન ગ્રંથકારોમાં પોતાની નકામી સરફરાઝી દેખડાવવા સારૂ એક જાતની લખવાની જે રૂઢીજ પડી ગઇ છે તેમાંથી એનસાફને ખાતેર આપણુને કેટલાએક ટકા તો બાદજ આપવા જોઇએ.

**સીકંદર અને દરાયશ બંને તાજદારોની ફોજોની જંગનાં મેદાન ભણી શુરૂ થયલી કુચ.**

હવે જ્યારે બંને તરફની ફોજો આમણુસામણુ થઇને એકમેકની પડોસમાં યુધ કરવા માટે ઉપડી ચાલી; ત્યારે સીકંદરની ફોજવાળા સરદારોએ દુરથીજ દરાયશ અને તેની આસપાસ ફરી વળેલા પેલા પારસી સેપાહોને પોતાના ભાલાએ ઉપર સેબો તથા દાડમો સારા સગનની ઇધાની યાને નીશાનીઓ તરીકે ઉંચા લટકાવીને આવતા દીઠા. તેઓ સાથે ત્યાં અલબાનીઅન, કેરીઅન અને હીંદુ પહાડી સેપાહો યાને સીખ લોકો અને મારદીઅન તીરઅનદાઝો પણુ જોવામાં આવતા હતા કે, જે તીરનઅદાઝોને સીકંદર અને તેની પાદશાહી ઘોડેસવાર પલટણુની સામસામેજ ઉભા રાખવામાં આવેલા હતા. ઉપર કહયા પ્રમાણે તે વેળાએ પેલા હીંદુ, અલબાનીઅન અને કેરીઅન સેપાહોને તો આગમજથી મધય એશીઆ ખાતેજ કાયમ મુકામ કરી મેલેલા હતા. સીકંદર પોતાની ફોજ સીખે જમણી બોરડુ તરફજ પોતે તો ધસ્યોજ ચાલ્યો જતો હતો અને ઇરાની ફોજબી તેની સમાંતર રેષામાંજ પોતે પણુ કુચ કરતી ચાલી જતી હતી, લયકીન તે ફોજ પોતાની ડાબી બોરડુ આગળથી પેલી યવન ફોજની બાજુ આગળથી છેક દુરથીજ નીકળી જતી હતી, એમ દાયોદોરસ આપણુને જણાવી ગયો છે. (૧૭–૫૭.) ત્યાર બાદ ઇરાનીઓની સીથીઅન ઘોડેસવાર ફોજ જે સીકંદરની ફોજની બરાબર ઓળમાંજ ચાલી જતી હતી તે સીકંદરનાં લશ્કરની હરોળમાં ચાલતા માણુસો સાથે અથડી પડીને પછી જંગનાં મેદાનમાંજ મશગુલ થઇ પડી હતી; તોબી સીકંદર પોતાનો રસ્તો તો જમણી બોરડુએથીજ કાપતો રહેલો હતો અને જે જગયાને કે ઇરાનીઓએ ઝાડીઝુડીને સપાટ કરી રાખેલી હતી તેનીબી છેક આગળજ તે તો નીકળી ચાલયો હતો. આથી દરાયશે જોયું જે, પેલા મકદુનીઅનો ઉંચી નીચી બીન સપાટ ભુમી પેર જો નીકળી જશે તો મારા રથો તો નીરૂપયોગી જેવાંજ થઇ પડશે; માટે તેણે પોતાની ડાબી બોરડુ વાળા હરોળના સીપાહીઓને મકદુનીઅન ફોજની જમણી બોરડુ ભણીની આસપાસ ફરી વળવાનો હોકમ કીધો, કે જેથી દુશમનો વધારે આગળ ચત્રાઇ જઇ શકેજ નહીં. તે જમણી બોરડુના માસીદોનીઅનોની સરદારી સીકંદરે ખુદ પોતે પોતાનાજ હાથમાં તે વેળાએ રાખી મેલેલી હતી. હવે એમ થઇ પડયાથી પારસી ફોજ ઉપર એકદમ ધસારો કરવા પોતાના ભાડુતી યવન ઘોડેસવાર ફોજના સરદાર મીનીદાશ ઉપર તરતજ તેણે હોકમ મોકલાવયો હતો; પરંતુ તેવામાં સીથીઅન ઘોડેસવાર રીજમીટ અને બાખત્રીઅન સેપાહોએ તો તરતજ બાહેર ધસી આવીને તે ટુકડીને તરતજ નહસાડી મેલી હતી. આથી પેઓનીઅન અને પેલી મદદનીસ યવન ફોજોને પોતાની મદદે લઇને પેલા સીથીઅન સીપાહીઓ ઉપર ઉતરી પડવાને સીકંદરે આરીસ્તોને હોકમ કરયો હતો; જેથી પેલી ઇરાની ફોજ જરા પાછળ હઠતી ચાલી હતી અને તેઓના કેટલાએક સીપાહીઓએ તો નહાસવા વટાક માંડયું હતું; પરંતુ બાકીના બાખત્રીઅન સેપાહો જે પોતાની જગયા ઉપર સાબેત કદમજ પેલા

પેઓનીઅન અને પેલી મદદનીશ યવન
ફોજની પડોસમાંજ પડી રહેલા હતા તે
ઓએ તો પોતાના જે ભાઇબંધો કે ન
હાસભાગમાં પડી ગયા હતા તેઓને ફ
રીને બોલાવી મંગાવીને પાછા લડાઇમાં
જ નાંખી દીધા હતા. આથી તે બંને
હમનબરદ ફોજો વચ્ચે એક જબરી જે
વી ઘોડેસવાર લડાઇ સરવે ઠેકાણે જાગી
ઉઠી હતી, જેમાં સીકંદરના ઘણાંએક
સવારો મારયા ગયા હતા અને ટપો
ટપ ઝમીનદોસ્ત થતા ચાલ્યા હતા;
કેમકે, કરસીયુસના કહયા પ્રમાણે (૪–૩૫)
પેલા સીથીઅન સવારો અને તેઓના
ઘોડા તથા બીજા ઇરાની સીપાહીઓબી
બખતરોમાં સારી કાની જડાવદાર થઇ ર
હેલા હતા, તેથી દુશમનોના તીરોના ઘ
રાબાઓમાંથી પોતે તો બચતાજ રહેલા
હતા; તોપણ પેલા મકદુનીઅન સીપાહી
ઓ તો તેઓનો ધુજારો ખમતાજ બેઠે
લા હતા. આખેરે તેઓએ ફરી જઇને
ઇરાનીઓની દરેક ટુકડીઓપર એવો તો
જોશમાં ધસારો કરવા માંડયો, કે જેથી
તેઓ તેઓની સફને ભાંગી તોડી નાં
ખવાને આખેરે સામર્થવાન નીવડી
પડયા હતા, એટલામાં ઇરાની ફોજના
પરદેશી સેપાહોએ મકદુનીઅન ફોજને
એકાએક અકળાટ ઘભરાટમાં નાખી દેવા
ના હેતુથી પોતાના રથોને ખુદ સીકંદર
ની ઉપરજ વાહેમ દોડાવી મેલ્યા હતા;
પરંતુ તેઓ તે વીચરમાં માઠા ભાયગે
નીપફળજ નીવડી પડયા હતા, કેમકે, તે
રથોને પોતાની તરફ ઝડપમાં દોડી આ
વતાં જ્યારે પેલા યવન સેપાહોએ દીઠાં,
તેવાજ પેલા એગરીઆનીઅન સવારો
અને બાલાકરૂશના પેલા ભાલા ફેંકનાર
સવારો જેઓ પેલા સીકંદરના સ્નહીઓ
ની ઘોડેસવાર ફોજની મહાફેજત સારૂ
ત્યાં ઉભેલા હતા તેઓએ પેલા રથોના કે
ટલાએક ઘોડાઓ ઉપર તો પોતાના ભા
લાજ ફેંકવા માંડયા હતા અને બીજાઓ
તો પેલા ઘોડાઓની રેકાબોને પકડી લ
ઇને પેલા હાંકનારાઓને તેઓના કોચ
બાક્ષો ઉપરથી નીચે ઘસડી કહાડી તેઓ
ને તેઓના ઘોડા સીખે પાસેજ ઉભા ર
હીને ઠારજ કરતા ચાલ્યા જતા હતા;
તોપણ કેટલાએક રથો તો પેલી મકદુની
અન ફોજની સફ તોડીને તેમાંથી પસા
ર વટીક થતી ચાલી હતી; પરંતુ પેલા
મારફાડમાં પડેલા હાંકનારાઓને રસ્તો
ખોલ્લોજ કરી આપવાનો સીકંદરે જે
આગમચથી હોકમ આપી રાખેલો હતો.
તેથી તે રથો અને તેના સવારો પેલી
ફોજની આરપાર તો સહીસલામત રીતે
નીકળી જવાને સામર્થવાનજ નીવડી
પડયા હતા, લયકીન તેઓનેબી સીકંદ
રનાં લશકરના ઘોડાવાળા અને ઢાલ ત
રવાર બાંધનાર સેપાહોએ પછી તરતજ પ
કડી લીધા હતા. તેમજ ઝીયુનેક્ષાની લડાઇમાં
પણ પારસીઓને તેઓનાં રથો નીરૂપયો
ગી જેવાંજ થઇ પડયાં હતાં, એમ જેનો
ફન વટીક વરણવી ગયો છે. વળી મેગની
સીઆની લડાઇ જે સીપાઓ અને એન
તીઓકસ વચે જાગી ઉઠી હતી, તેમાં
પણ પેલાં રથો નીરૂપયોગી જેવાંજ ની
વડી પડવાં હતાં, એમ લીવી (૩૭–૪૧);
એપીઅન (જુઓ, તેનો "સીરીઆકા"
વી૦ ૩૩ મો) તથા દાયોદોરસ
(૧૭–૫૭ થી ૫૮) આપણને સાફ જણાવી
ગયા છે. હવેથી લડાઇનો ભડકો બંને
બોરડુઓ તરફ ઘણોજ જોશમાં સળગી
ઉઠયો હતો; કેમકે, બંને પાદશાહોએ
ખુદ પોતેજ પોતાનાં લશકરોની સરદા
રીનો બોજો પોતાને સરજ ઉઠાવી લીધે
લો હતો. એમ પોતાની આખી ફોજને
દરાવશે જયારે ગતીમાંજ મેલી દીધી
અને દુશમનોની ફોજની જમણી બાજુ
ને ઘેરી લેવાના હેતુથી તેના સવારો પો
તપોતાના રખશોને કુદાવતા તેઓની
આસપાસજ ફરી વળતા ચાલયા; ત્યારે
તેઓપર એકદમજ હુમલો લઇ જવા
ને સીકંદરે પોતાના સરદાર એરીતીસને
હોકમ કરયો હતો; પરંતુ જે ઇરાની
ટુકડી કે તેમ કરવા યાને સીકંદરની જ
મણી બોરડુને ઘેરી લેવા સારૂ આગળ
ધસી ગઇ હતી તેની સહાયતામાં પોતાની
ઘોડેસવાર પલટણને આગળ કહાડવા
જયારે દરાયશની ફોજની હરોળની સફે
રસ્તો આપવા માટે પોતાની સફમાં બ
ગાડું પાડી મેલ્યું ત્યારે તે બગાડાં ત
રફ સીકંદરે ઝડપમાં ચક્કર લઇ આવી
ને ત્યાં જેબી પોતાની ફોજના પયદલ
અને ઘોડેસવાર સેપાહો ઉભેલા હ

તા તેઓને સાથે લડાઇને એક કાંચડ રેકા આકારમાં તેમાં તે પેલાં લ શકર સાથે બુલંદ આવાઝે લડાઇનાં ગીતડાં ગાતો દરાયશની બરાબર સનમુ ખજ પોતે ધસી ચાલ્યો હતો. આથી થોડોક વાર સુધી તો તેઓ વચ્ચે હા થો હાથનીજ લડાઇ ચાલુ રહી હતી; પરંતુ જયારે સીકંદર ખુદ પોતેજ પેલા મકદુનીઅન સવારોને પોતાની સાથે લઇને ઇરાની સેપાહો ઉપર જોરમાં તુટીજ પડયો અને એક લડવ ઇયા સરદારને ન છાજે તેવી રીતે તેઓનાં મહોડાંપર પોતાના ભાલા ઓનોજ મારો ચલાવવા લાગયો અને તેઓનાં કોહાંજ ઝડપમાં રંગીને ગેપજ કરતો ચાલ્યો અને તેની ખીચો ખીચ ભરેલી પેલી મેસીદોનીઅન "ફેલેં ક્ષ" પણ પોતાના લાંબા લાંબા ભાલા હવાની દરમીઆનમાં ચમકાવતાં તેઓપ ર પુર જોશથીજ જયારે ઉતરી પડીને હુમલો કરવાને મંડી ગઇ ત્યારે એરીઆ ન કહે છે જે, તેવો મામલો જોઇને દરા યશ ખુદ પોતે બહુજ આકળો ઘાભરો થઇ પડયો અને બીહી ધ્રુજીજ રહયો હ તો. આથી તેજ સરદાર પોતાની પીઠ ફેર વીને સપરપેહલોજ પોતે નહાસભાગમાં પ ડી ગયો હતો. તે જંગ વીષેનો કરસીયુસ (૪–૫૮ થી ૫૯) તથા દાયોદોરસ(૧૭–૬૦); હોમર અને ફેરદુસી માફક ઘણીજ રસીલી એબારતોમાં પોતે ચીતાર દરશા વી ગયેલા છે કે જેમાં તેઓ એમ વરણવી જાય છે કે, દરાયશે સપરપેહલાં તો પોતાનો ભાલો નેમ તાકીને સીકંદર ઉપરજ ફેંકી દીધો હતો કે જેથી સીકંદરેબી પોતાનો ભાલો તેના ઉપર ફેંકી નાંખીને તેનાં રથના હાંકનારને તરતજ બેજાન કરી નાંખયો હતો. કહે છે કે, પેલા ભોંયપર પડેલા હાંકનારને ખુદ દરાયશ સમજીને પેલું લશકર તે પાદશાહને પોતાની સાથેજ લઇને પછી નહાસભાગમાંજ પડી ગયું હતું. યવન ગ્રંથકારોનો આ એક તરફી અહવાલ પારસીઓના અહવાલ સાથે કેવળે એકમળતો ઉતરતોજ નથી; કેમકે, તેનાંપર સુધારો અને વધારો કરવા આપણી કને ફેરદુસીની સતા પણ મોજુદજ રહી ગયલી છે; કેમકે, તે શાએર તો ખોલ્લી રીતે એમ આગળ જ ણાવયા મુજબ એકરાર કરી જાય છે કે:–

"સીપાહશ ગુરીઝાન વ દારા બેજંગ"

યાને જોકે દરાયશના નબળા પોચા સેપાહો જયારે બીહી ધ્રુજીને નહાસભાગ માંજ પડી ગયા તોબી દરાયશ તયાં તે જંગનાં મેદાનમાં ખુદ પોતે તો લડતોજ ઉભો રહેલો હતો કે જે બીના તેની આગ લી પાછલી વરતણુંકો તપાસતાં તો આ પણાં ધયાનમાં પણ ઉતરી શકે તેવી છે; કેમકે, જયારે તેણે કાદુસીઅનો જેવા જ બરા દુશમનો ઉપર પોતે ફતેહજ મેળવી તયારે તો તેને તે ઝમાનાના ઇરાનના પાદશાહે પોતાનો એક સુબો બનાવી મેલયો હતો અને તેનો દરજજો અને મોભો એક હલકી પદવીના લશકરી અમ લદાર ઉપરથી ઘણીજ ઉંચી પગથીએ પોતે પહોચાડી દીધો હતો.

**એ જંગની દરમીઆનમાં પકડવામાં આવેલો એકમેકનો દુંબાલો–બંને બોરદુનાં લશકરોની થઇ પડેલી જબરી ખુવારીઓ.**

આગળ ચાલતાં એરીઅન વળી એમ પણ કહે છે કે, જે પારસી સવા રો કે પેલી સીકંદરની જમણી બોરદુ ની ફોજની આસપાસ ફરી વળીને ચા લ્યાજ જતા હતા, તેઓપરબી અરીતી સે જ્યારે જોશમાં હુમલો ચલાવવા માં ડયો; ત્યારે તેઓબી બીહી ધ્રુજીને ઝડપ માંજ ત્યાંથી નહાસભાગમાં પડી ગયા હતા. આથી પેલા મકદુનીઅન સવારોએ તેઓનો દુંબાલો પકડીને તેઓપર જ બરો મારો ચલાવવા માંડયો હતો અને તેઓને જુડાબંધ બેજાન કરતા ચાલ્યા હતા. એમ લડાઇની હોજાતોજીમાં લશક રી કાવાદાવા પ્રમાણે મારવું કે મરવું, તે તો દરેક સેપાહબચ્ચાઓને નસીબે સરજેલુંજ હોય છે; પરંતુ તેવી વેળાએ પોતાના હમનબરદ સેપાહોના કોડાંજ રં ગતા અને ગેપ કરતા જવું અને ચપોચ પ ભાલા એકાએક તેઓની આંખો કે મહોડાંઓ ઉપરજ મારતા રહેવું, તે તો હીચકારા અને ઘાતકી સેપાહોને સોભે તેવું હું તો સમજું છું; કેમકે, મરદાનેમરદો એ તેવી કઢંગી રીતે પોતાના દુશમનો

ઉપર ફાવી જવામાં કાંઇ માન કે ઇજ્જત તો સમજવીજ નહીં જોઇએ. કરસીયુસ (૪–૫૯) અને દાયોદોરસ (૧૭–૬૦) તો અહીં સુધી લખી જાય છે કે, પેલા નહાસભાગમાં પડેલા સેપાહોના પગોથી હવામાં એટલી તો ગીરદ યાને ધુળ ચોતરફ ઉડી રહી હતી કે, કોઇ કોઇને જોઇ વટીક શકવા લાગયુંજ નહોતું; જેથી તે સીકંદરના સવારો કયે રસ્તેથી દરાયશનો દુંબાલો પકડીને તેને કેદ કરી નાંખવો, તે રસ્તોજ પોતે ભુલી ગયા હતા અને પોતાની મુરાદમાં તેઓ નાઉમેદજ થઇ પડયા હત; તો જોકે તેવી વેળાએ તેઓની રેહબરી કરવા માટે પેલા મકદુનીઅન સેપાહોના ચાબાકાના આવાઝો તથા પોકારોજ ગોયા બસ ગણાઇ શકાએ તેવાજ હતા. સીકંદર સાથે પેલી નહાસભાગમાં પડેલી ફોજનો દુંબાલો પકડવા સારૂ સીમીયાસ અને તેની ફોજ તો ત્યાંજ અટકી પડી રહેલી હતી; કેમકે, મકદુનીઅન સેપાહોની ડાબી બોરડ ઉપર તો માજાઇયુસનાં બાહાદુર પારસીઓ હજુ સુધી જબરો મારો પેલી પારમેનીઓની ફોજ ઉપર ચલાવયાજ જતા હતા, જેથી તે ભાગ તો ઘણી માઠી વયવસ્થામાંજ જઇ પડેલો હતો. તે તરફનાં જંગનાં મેદાનમાં સીકંદરની સફ ભાંગી તુટી ગયલી હોવાથી તે ભગાડાંમાંથી કેટલાએક હીંદુ અને પારસી સવારો તો મકદુનીઅન લોકોની ખોરાકી પોષાકી અને સરસામાનો ઉપર પુર જોશથીજ પોતે ઉતરી પડેલા હતા, જેથી ત્યાં લડાઇ સટોસટ હાલતમાંજ પછી આવી પડેલી હતી; કારણ એ જે, પેલા પારસી સેપાહો તેઓપર ઘણીજ બહાદુરીથી હુમલો કરવાને મંડી ગયલા હતા. ત્યાં પેલા સરસામાન વગેરેની મહાફેજત સારૂ જેબી યવન ફોજ કે પડેલી હતી, તેની ચોતરફ બેવડી હથયારબંધ "ફેલંક્ષો" પડી રહેલી હોવાથી પેલા સેપાહો ત્યાં બીનહથયારેજ પડી રહેલા હતા; કેમકે, પેલી "ફેલંક્ષો"માંથી દુશમનો તો શું બલકે એક ચલ્યું વટીકબી તેઓપર તુટી પડી શકશે નહી તેવા ખીઆલથીજ તેઓ તો નભરવસ હાલતમાંજ પડી રહેલા હતા, એમ એરીઅન પોતાના લોકોની શરમ ધાંકવા સારૂ જે ટોલ્લો લગાવી જાય છે, તે બીના તો ગોયા એક રડતીના આંસુ નુછાવવા જેવીજ આપણુને તો સમજવી જોઇએ. જ્યારે ઇરાની સેપાહોએ તે ફોજ ઉપર હલ્લો કરવાને શુરૂ કીધો, ત્યારે તે જંગનાં મેદાનમાં તેઓની સાહેતા હેઠળ પેલા મકદુનીઅન કેદીઓ પણ ઉતરી પડેલા હતા અને તેઓપર તેઓબી પોતે મારો ચલાવવાને મંડી ગયા હતા. ત્યાંજ દરાયશની માવતર સીસીગામબીસ પણ જે એક નજરકેદી તરીકે પડી રહેલી હતી, તેણીને તો પેલા પારસી સેપાહોએ પેલા મકદુનીઅન લોકોનાં કેદખાનામાંથી છોડવી લાવવાને ઘણાએ કાલાવાલા કરવામાં પડયા હતા; પરંતુ તેણી પોતે તો ત્યાંથી કાંઇ વવરી કે ચસરીજ નહીં હતી અને તેઓ સાથે ત્યાંથી નહાસી જવાને પોતે સાફ ના પાડી ઉઠી હતી, એમ કરસીયુસ તથા દાયોદોરસ આપણુને જણાવી ગયલા છે. આવો ભયભીત મામલો તે તરફ જે થઇ પડેલો હતો તે વીષેની ખબર પેલી પેહલી "ફેલંક્ષ" ની અમાનત તરીકે જે ફોજ કે ત્યાં પડી રહેલી હતી તેના સરદારને મળી ગયાથી, તે પોતાની જગયા છોડી દઇને તેઓની સહાયતા સારૂ તરતજ પોતે ઉતરી પડયો હતો અને પારસી લશકરની છેક પછવાડેથી આવીને તેઓપર અણધારેલો ઉતરી પડી, તેઓના કેટલાએક માણસો જે ત્યાંના સરસામાનની આસપાસ ફરી વળેલા હતા તેઓને તો ઠારજ કરી નાખતો ચાલ્યો હતો. આથી બાકીના સેપાહોએ તે માલમતાને પડતોજ મેલીને ત્યાંથી પોતે વીસરજનજ થઇ ગયા હતા કે જેને એરીઅન "નહાસી ગયા" એમ પોતે તો પોતાની સદાની તબે માફક લલકારયોજ જાય છે. હવે જે પારસી સેપાહો કે પોતાનાં લશકરની જમણી બોરડુ ઉપર માજીઉસની સરદારી હેઠળ પડેલા હતા તેઓને દરાયશના સત્તી જવા વીષેની બીના માલુમજ નહીં પડી ગયલી હોવાથી; તેઓએ ચોતરફથી એવો તો સખત મારો પારમેનીઓની ફોજ ઉપર ચલાવવા માંડયો હતો

કે જેથી તે મકદુનીઅન સરદાર અને તેની ફોજ તો ઘણીજ અફડાતફડી હાલતમાંજ આવી પડી હતી. આથી તેણે પોતાના જાસુસોને તરતજ સીકંદર કને પોતાની મદદે આવવા સારૂ દોડાવી મેલ્યા હતા અને તેની કનેથી બીજું લશકર તે પોતાની સહાયતામાં માંગતોજ રહેલો હતો. આ બીના વીષે એરીઅન તો એક હરફ પણ જણાવી જતોજ નથી અને પોતે તો ગોયા ખામોશીજ અખતયાર કરી બેઠેલો છે. તે બીના તો કરસીયુસ (૪-૬૦) અને દાયોદોરસ (૧૭-૬૦)જ આપણી જાણ સારૂ મેલી ગયલા છે. આમ એરીઅન જ્યારે પારસીઓની બાબદોને છુપાવતોજ રહે અને પોતાના પહેલવાન સીકંદરનાજ બાકાં ફુંકતો રહે; ત્યારે તેવા એકતરફી નવીશનદા ઉપર આપણને કેટલો ભરોસો રાખવો જોઈએ તે વાત તો વાંચનારાઓએજ સમજી લેવી જોઈએ. આવી ખબર જેવી કે સીકંદરને મળી ચુકી તયારે દુશમનોની ફોજનો દુંબાલો પડતો નાંખીને પોતાના ખાસ ઘોડેસ્વારોની ટુકડી સીધે પારમેનીઓની મદદે ચકરાવો લઈને પારસી ફોજની જમણી બોરડુ ભણી તે તરતજ પોતે ઝડપમાંજ જઈ પહોંચયો હતો. સપર પહેલાં તો તેણે જે પારથીઅન ઘોડેસ્વારો, થોડાક હીંદુ અને ઘણાએક બહાદુર પારસી સ્વારો જે નહાસભાગમાં પડી ચુકેલા હતા તેઓનોજ દુંબાલો પકડયો હતો, જેથી તેઓ પાછા ફરી જઈને સીકંદરની ઘોડેસ્વાર પલટણ સાથે ઘણાજ જોશમાં રસાકસીથી હવે લડવાને મંડી ગયા હતા. આથી ત્યાં જબરૂં જંગ મચી રહયું હતું કે જેવું યુધ સીકંદરના સ્વારોને કદાચજ આગળ મળેલું પણ નહીજ હશે. પેલી ઈરાની ટુકડીઓ બરાબર આહીનમાં ગોઠવાઈને જુડાબંધ આમણુસામણુ થઈને સીકંદરની ફોજના માણસો ઉપર પુર જોશથી હુમલો કરવાને લાગી ચુકી હતી. જેમ ઘોડેસ્વાર ફોજો લડતી વેળા જે જુગતીઓ કે કામે લગાડે છે તેવી યુકતીઓને હાલતરત તો પડતી નાંખી મેલી તે સવારો પોતાના ભાલા ફેંકવા અને હાથચાલાકીથી પોતાના રખશોને હારબંધ ઉભા રાખવાની રસમને ત્યાગ કરી મેલીને યાહોમ દરેક જણ પોતાની સલામતીજ સારૂ અને નહીં કે કોઈપણ માટે જીત મેળવવાને અરથે બાહેર નીકળી જવા ખાતેર જેબી ચીજો કે પોતાની આગળ આવે તેને ભાંજી તોડી યા તો મારી ફાડી નાંખવામાંજ પોતે ગુંથાઈ પડેલા હતા અને મારવું કે મરવું તેવીજ રીતભાતો પોતે તો લઈ બેઠેલાજ હતા. આથી આ જંગનાં મેદાનમાં સીકંદરના આસરે સાઠ તો સ્નેહીઓજ મારયા ગયા હતા અને તેના હીફીશચીઅન, કોઈનુસ અને મીનીદાસ જેવા સરદારો તો ઘાયલ વટીક થઈ પડયા હતા. આખેરે ઈરાનીઓની તે ફતેહમંદ ફોજ ઉપરબી સીકંદર ખુદ પોતેજ ફાવી નીકળ્યો હતો અને જેઓ કે તેની ફોજની સફ ભાંજીને જોરથી તેમાંથી પોતે જોશમાં નીકળી ગયા હતા તેઓજ ફકત સહીસલામત બચી શકયા હતા. આમ દુશમનોની જમણી બોરડુ ભણીની ફોજને સીકંદરે જયારે ખુદ પોતેજ આવીને હરાવી નાંખી; ત્યારે તેના થેસીલીઅન ત્રુપ સવારોબી તે જંગનાં મેદાનમાં ધુમચકરી મચાવી રહી તેઓ પણ દુશમનો ઉપર ફાવતાજ ચાલ્યા ગયા હતા. હવે આમ આ કામ થીબી ફારેઘ થઈ રહયા બાદ હવેથી પાછું ફરી જઈને સીંકદરને દરાયશનો દુંબાલો પાછો એકવાર પકડવા સારૂ સવળતા જેવુંજ થઈ પડયું હતું અને જયાં સુધી સુરજ અસ્ત નહીં પામયો ત્યાંસુધી તેની શોધમાં પોતાનો ઘોડો દપટાવતોજ રહેલો હતો. વળી જે ઈરાની ટુકડીઓ કે આગળ પારમેનીઓની સાંમ સામે થઈને તેને હંફાવતીજ ચાલી હતી અને તેની ફોજને બતંગ હાલતમાં વટીક નાખી દીધી હતી, તેઓને તો સીંકદરે તેની સહાયતામાં ઝડપમાં દોડી આવીને દુશમનોના હુમલામાંથી છોડવી આપી હતી; જેથી તે ટુકડીઓ પણ જે નહાસવા માંડયું હતું તેઓનો દુંબાલો પારમેનીઓએબી હવેથી પકડી રાખેલો હતો. એમ કરતાં દજલા નદીની જે શાખાને કે લોકો લાઈકુસ કરીને કહેતા હતા અને જેને હાલ

જમાનામાં મોટી જાબ નદી કરીને આપણે કહીએ છીએ તે નદી જ્યારે સીકંદર ઓળંગાવી ગયો અને પોતાની ફોજને જરા આસાયશ આપવા માટે તેણે ત્યાં જઇને ડેરા તંબુજ નાંખી દીધા ત્યારે પારમેનીઓ ઝડપમાં નીકળી જઇને ઇરાનીઓની છાવણી તે પોતાને હાથજ કરી બેઠો હતો અને પેલા હાથી, ઉંટો અને ત્યાંનો સરવે સામાન તેણે પોતે જપત કરવા માંડયો હતો. એ મજકુર લાઇકુસ નદીનો સુરીઆની ભાષામાં ઝાબા યાને વરૂ એવો અર્થ થતો હતો કે જે ઉપરથી તે લાઇકુસ નામ યવનોએ તે નદીને પોતે પણ પછી આપી દીધું હતું. જેનોફન તે નામ ઝાબાતુસ કરીને પોતાની "એનાબાસીસ" (૨–૫) માં આપી ગયલો છે.

**અરબેલાનાં જંગની વાટરલુની લડાઈ સાથે કાંઈક કરી દેખડાવેલી સરખામણી.**

એમ છેક મધરાત્ર સુધી પોતાના સવારોને થાક અને વીસામો આપીને સીકંદરે દારયશ અને તેની સઘળી નગદી તથા તેનો બાકીનો પાદશાહી સરંજામ પોતાના હસ્તક હેઠળ કરી લેવાના એરાદાથી ઝડપમાં તે અરબેલા તરફ દોડાદોડ કરવાને મંડી ગયો અને ત્યાં બીજે દીવસે પેલાં જંગનાં મેદાન આગળથી છસો સ્તેદીજ યાને આસરે સીતેર માઇલની મંજલ કાપીને તે જઇ પહોંચયો હતો; પરંતુ દારયશ કાંઇબી વીસામો લીધા વીના તે શેહેર આગળથી જે ઝડપમાં પોતે નીકળી ગયો હતો, તેથી ત્યાંથી તે કાંઇ તેને મળી શકયોજ નહોતો; લયકીન તેણે તેની સઘળી નગદી અને બાકીનો સરસામાન પણ પોતાના સ્વાધીન હેઠળજ કરી લીધો હતો, એમ તે શુરવીર હવેથી ગોયા એક લુટારા જેવોજ પેશો પોતે લઇ બેઠો હતો; કેમકે, કરસીયુસના કહયા પ્રમાણે તેણે તે શેહેર (અરબેલા)માંથી ચાર હજાર તાલંત (પા૦ ૯૭૬૦૦૦) જેટલો ખજાનો પોતાને હસ્તક કરી લીધો હતો; એટલે જે, તેટલું ધન તે લુટી ગયો હતો. જેમ ઇસસની લડાઇ બાદ તેણે પાદશાહ દારયશનો ભાલો અને કમાન પોતાને સ્વાધીન લઇ મેલ્વયો હતો, તેમજ આ જંગની વેળાએબી તેનો ભાલો, કમાન અને બીજી વાર તેના પાદશાહી રથનો કબજો પણ તે પોતેજ લઇ બેઠો હતો. તે જંગમાં એરીઅન તો એમ વરણવી જાય છે કે, સીકંદરના તો એક હઝાર ઉપર ઘોડા અને ફકત એકસોજ માણસો થાક અને જખમોથી મારયા ગયા હતા, કે જેમાં અરધાઅરધ માણસો તો તેના ખાસ ઘોડેસવાર ત્રુપોનેજ લગતાવળગતા હતા. કહે છે કે દુશમનોનાં પરદેશી સીપાહીઓમાં તો ત્રણ લાખ માણસો મારયા ગયા હતા અને તે કરતાં પણ વધારે જનો તો કેદ વટીક પકડાઇ ગયા હતા; પરંતુ તે ચાર પાંચ લાખ કેદીઓની તે તાજદાર ખોરાકી પોશાકી અને છાવણી વીષેની હાજતો તે કેવી રીતે પુરી પાડી ગયો હતો તે વીષે તો તે નવીશનદો એક હરફબી આપણને જણાવી જતોજ નથી. તેનાજ લખયા પ્રમાણે એ જંગ ચોતરફ ઘણું જોશમાંજ ચાલુ રહયું હતું; માટે લડાઇની ગીરદી અને દોડધામથી તો તેથી દસઘણા માણસો તેનાજ સવારોને હાથે કચડાઇને ઝમીનદોસ્તજ થઇ પડવાં જોઇએ. તે સાથે આ વાત પણ આપણને યાદ રાખવીજ જોઇએ કે, તે ઝમાનાની લડાઇઓ બંદુક કે તોપોના અરાબાઓથી તો કાંઇ ચાલતીજ નહોતી, કે જેથી લખ્ખો માણસોનો ઘાન તડાકામાંજ નીકળી જાય? ખેર! હજુબી આગળ ચાલો. કરસીયુસ (૪–૬૩) તો એમ લખી જાય છે કે, મકદુનીઅનોના ત્રણસો માણસો અને ઇરાનીઓના ચાળીસ હઝાર માણસો તે જંગની દરમીઆનમાં મારયા ગયા હતા. દાયોદોરસ (૧૭–૬૧) એમ વરણવે છે કે, પારસીઓએ નેવુ હજાર ઉપર માણસો ખોયા હતા; જ્યારે મકદુનીઅનોના તો માત્ર પાંચસોજ માણસો ત્યાં મારયા ગયા હતા; તોબી તે બંને નવીશનદાઓને આટલું તો કબુલ મંજુર રાખવુંજ પડે છે કે, તે જબરી હોજાતોજી જેવી લડાઇમાં મકદુનીઅ

ન ફોજના હીફાશતીઅન, પરદીકસ, કો ઈનુસ અને મીનીદાસ જેવા સરદારો તો ઘાયલ વટીક થઈ પડયા હતા; જેથી સીકંદરની ફોજના બીજાબી ઘણુએક નાની પાયરીના અમલદારોનો પણ સારી કાની ઘાનજ નીકળી જવો જોઇએ; માટે આવી ખોટી અને બેલગામ યવન ગ્રંથકારોની જણાવેલી બંને ફોજોનાં મરણ પ્રમાણુપર તો આપણને હાલ ઝમાનામાં કશુંબી લક્ષ આપવું જોઇતુંજ નથી અને તેઓને તો કચરાની ટોપલીઓનેજ સ્વાધીન કરવાં જોઇએ. અ લખતાં હું કાંઇ અત્રે એમ તો કહેવાને માગતોજ નથી કે, એ જંગનાં મેદાનમાં પારસીઓ હારી ગયાજ ન હોતા. તેઓએ તો જાનપર આવીને તે જંગમાં ઘણીજ બહાદુરી અને હીંમત દેખડાવીજ હતી તો ખરીજ; પરંતુ સીકંદરની સરદારીનાં વધારે શ્રેષ્ટ ગુણો અને હોનારતને લીધેજ તેઓ હાર ખાઈ બેસીને પોતાનું રાજપાટ હાલ તરત તો ખોઇજ બેઠા હતા. વળી જેબી હાથી અને રથો કે, તે જંગનાં મેદાનમાં બચી શકયાં હતાં તેઓનો કબજો પણ પેલા મકદુનીઅનોજ લઇ બેઠા હતા. એ લડાઇ યવન લોકોના પાયાનીપસીઓન યાને ઇ૦ પુ૦ ૩૩૧ ના સપટેમબર માસમાં થઇ ચુકી હતી, કે જે વેળાએ આથેન્સના શેહેરનો પેશરવ અને સુબો કોઇ એક એરીસ્તોફેનીસ નામનો ઉમરાવઝાદો હતો. (જુઓ, પલુતારકનો "સીકંદરનો વરુતાંત" ઓવી ૩૧ મી.) આથી કહે છે જે, પેલા આરીસ્તાનદર જેવા જોષીની આગહી આખેરે ખરીજ પડી ચુકી હતી; કેમકે, તેણે એવી બશારત સીકંદરને છેક આગમચથીજ આપી રાખેલી હતી કે, જે માસમાં ચંદ્રગ્રહણ થઇ પડશે તેજ મહીનામાં તમો લડાઇમાં ગુંથાઇ પડીને તમારા હમનબરદ ઉપર ફતેહ અને ફીરોઝમંદીજ મેળવી શકશો, એમ ઉપર આપણે કેડે જણાવી ચુકયા છીએ. આવી આગાહીઓ ઉપર યકીન લાવયાથી સીકંદર બેવડાં બળથી આ જંગનાં મેદાનમાં લડે, તો તેમાં નવાઇ તે શી હતી; કેમકે, નેપોલીઅન જેવો જહાન પેહેલવાનબી પોતાની "ફેત બુક" (નસીબો આઝમાવવાની પોથી) મુજબ સદાકાળ ચાલયો જતો હતો, જેથી તો પોતાનો લડાઇનો માંચડો કોઇકોઇ વાર તે ફેરવી વટીક નાંખતો હતો; કેમકે, પેલી "ફેત બુક" તેને તેમ કરવાને આગમચથીજ ખબરદાર કરતી હતી. દાખલા તરીકે જુઓ જે, વાટરલુની લડાઇની ત્રણ ચાર દીવસો પુરવે તે શુરવીરે એક મોટો "બોલ" પોતાની છાવણીમાં આપયો હતો કે, જે વેળાએ પોતાના તંબુમાં ભયંકર આગ સળગી ઉઠયાથી કેટલીએક બીચારી લેડીઓ તો બળીને ભસ્મ પણ થઇ ચુકી હતી. આવા માઠા સગનથી નેપોલીઅનનો જીવ સુગાય તો તેમાં નવાઇ જેવીજ વાત નહોતી. આથી તેણે તે લડાઇ સારૂ મુકરર કરેલો દીવસ જરા પછવાડે નાંખવાને ઘણાં ફાંફાં મારયાં; પરંતુ તેના હમનબરદોએ તેને જરાબી મેહતલ આપીજ નહોતી અને પેલે ઠેરવેલે દીવસેજ તેણે તે જંગનાં મેદાનમાં ઉતરવાની ફરજજ પાડી દીધી હતી કે જે દીવસે તે વળી જરાક સહવારના પહોરમાં આજારી વટીક પડી ગયાથી હોનારત તેની આખેરે આડેજ જઇ પડી હતી અને ગમે તેવી મજબુત બાજી પોતે અગમચથીજ બાંધી રાખેલી હોવા છતાંબી તે પોતે ડયુક ઓફ વેલીંગટન જેવા અંગ્રેજ સરદારથી જબરી શેકસ્ત ખાઇને પોતાનું રાજપાટ ખોઇને તે જંગનાં મેદાનમાંથી ખુદ પોતે નહાસા વટીક ગયો હતો. જેમ દરેક માણસને એક દીવસ મોત જો આખેરે ઘેરીજ બેસે છે તો આપણુ માનવી જાતનો કશોબી ઉપાય કારગટ લાગી શકતોજ નથી, તેમજ જયારેબી કોઇ રાજપાટના દહાડાજ ગણાઇ ચુકેલા હોય છે; ત્યારે એક નજીવા જેવા બનાવ અને હોનારતથી તે પાયમાલ અને ગારત થઇ જાય છે; માટે હીન નસીબાને લીધે ગરોટ કે બીજા યુરોપીઅન નવીશનદાઓ બીચારા દરાયશ ઉપર ગેરમોનાસેબ રીતે જે અલાપ લે છે, તેથી હરેક દુનયાદાર અને જહાંદીદેહ માણસોનાં દીલમાં કાંઇક કચવાટ ઉપજયા વીના તો રહેતોજ નથી;

કેમકે, દરાયશ પાદશાહ સાસાની યઝદેજ રદ માફક કાંઇ નબળો, પોચો તથા બીન આજમુદે અને નાદાન-વયનો શહેનશાહ તો કાંઇ હતોજ નહીં.

**પાદશાહ દરાયશનું મીદીઆ ભણી સરી જવું અને સીકંદરનું હવેથી બાબેલોન તથા સુસાનાં પાયતખ્ત શેહેરો ભણી ઉપડી જવું.**

આવી મહાભારત ફતેહથી સીકંદર પોતે પોતાને મનસે એમ જો ગરવ ધરે કે, આખા એશીઆ ખંડનો હું હવેથી માલેકજ થઇ પડેલો છું, તો તેની વીરૂધમાં આપણી કને એક શબ્દ પણ બોલવાનો બકાત રહેલોજ નથી; કેમકે, મકદુનીઅન લોકો અને નહીં કે યવન લોકો ઇરાનીઓપર શેહજોર થઇ પડીને હવેથી રાજપાટ ચલાવવાને મંડી ગયા હતા ને જે હાકેમી કે તેઓ સીતેરથી વધારે વરસો ઉપર તો કાંઇ ભોગવી શકયાજ નહોતા; કેમકે, હજુ તો આગળ કહ્યા પ્રમાણે સીકંદર કે પારમેનીઓની સુરત અને સુરત તે ઝમાનાના બાઝોરગ અને સાલખુરદે માનવીઓની નજરમાંથી ખસી ગયલીજ નહીં હતી, તેટલા ટુંક અરસામાંજ તે મકદુનીઅનોને પારથીઅનો જેવા સરકશ અને શુરવીર ઇરાની બચ્ચાઓએ પોતાની સરઝમીનમાંથી પાછા સદંતરજ નહસાડી મેલ્યા હતા અને તેઓ કનેથી રાજપાટની ગાદી પાછી પોતેજ છીનવીને લઇ લીધી હતી. આણીગમથી પાદશાહ દરાયશ જ્યારે એ જંગનાં મેદાનમાંથી પોતે નાઠો ત્યારે તેણે આરમીનીઆના કોહેસ્તાનોમાંથી મીદીઆનાં પ્રાંતનો રસ્તો લીધો હતો. તેની સરોબર અને સાથેજ તે વેળાએ જેવી હારમાં પ્રથમધરથીજ પેલા બાખત્રીઅન સવારો તે જંગના મેદાનમાં ઉભેલા હતા તેઓએ તથા તેના સ્નેહીઓ અને કેટલાએક પોતાના નેજાઓ ઉપર સેબો લટકાવીને ઉભા રહેલા સવારોએ પણ નહાસવાજ માંડયું હતું. વળી આ સરે બે હઝાર યવન ભાડુતી ફોજના સેપાહો પોતાના પેરોન તથા ગલેકુસ જેવા સરદારોના આશ્રા હેઠળ તે નહાસભાગની વેળાએ પોતે પણ શામેલ થઇ પડેલા હતા. એ પેરોન તો ફોકીઆ અને ગલેકુસ ખુદ પોતે તો ઇતોલી આનાં પ્રાંતના વતનીઓ થતા હતા. આમ મીદીઆ તરફ નહાસી જવા સારૂ દરાયશને એમ કારણ મળી ગયું હતું કે, આ લડાઇ પછી પાદશાહ સીકંદર બાબેલાન તથા સુસા જેવાં પાયતખ્ત શેહેરોનો કબજો લેયા વીના તો રહેશેજ નહીં; કેમકે, તે આખા દેશાવરો ખાતે તે વેળાએ જબરી લેહેલ ચેહેલ અને આબાદાની જોવામાં આવતી હતી; એટલુંજ નહીં, પણ રસ્તોબી સલંગનો સલંગજ આવેલો હોવાથી તેને પોતાનો સરસામાન પણ સાથે લઇ જવાને સેહેલાઇથી બની શકે તેવુંજ હતું. વળી મીદીઆ તરફનો રસ્તો લેતાં તો સીકંદરની બોહોળી ફોજ કદાચને આપદામાં પણ આવી પડે તેવું હતું; કેમકે તે રસ્તો ઘણોજ આડકત્રો અને ખાડા ખાબોચયાંઓથી ગોયા ભરપુર રહેતો હતો. આમ તેની કરેલી આ ગણતરી ખરેખર રામબાણજ હતી; કેમકે, જ્યારે અરબેલાનું મેદાન સીકંદરે પડતુંજ નાંખયું ત્યારે મબાદા દરાયશ પોતાનાં પાયતખત શેહેરો જેવાં કે બાબેલાન તથા સુસાના બચાવ ખાતેર તે તરફ છટકી ગયો હોય તેવા ખીઆલથી તેણે બાબેલાન તરફનો રસ્તો પોતે એકદમ સીધો ને સીધોજ લઇ લીધો હતો; પરંતુ જયારે તેની ફોજ તે શેહેરની છેક નઝદીકમજ આવી લાગી; ત્યારે કદાચને દુશમનો પાછા લડવાને તે તરફ એકઠાજ થઇ ચુકેલા હોય તેવા ખીઆલથી તેણે પોતાની ફોજની સફ હવેથી પાછી સમારવા માંડી હતી અને કદમ કદમ પોતે રસ્તો લેતો રહેલો હતો; પરંતુ આરે એ પાદશાહ તે શેહેરની છેક નઝદીકમાં આવી ચુકયો; ત્યારે ત્યાંના વતનીઓ તો ઓર ઉલટા પોતાના ધરમગુરૂઓ અને હાકેમોને સાથે લઇને જુડાબંધ તેને એસ્તેકબાલ લેવાને ખાતરજ પોતે ઉતર પડયા હતા અને દરેક જણ તેને કંઇ ને કંઇ સોગાદ કરવાના હેતુથી કાંઇ ને કાંઇ જણસો પોતાની સાથે લેતા પણ આવેલા હતા અને તે આ

ખું શેહેર, તેના કીલાની કુંચી અને ત્યાંનો સરવે ખજાનો પણ તેને સ્વાધી ન કરી દેવાનીજ માગણી કરતાં બેઠેલા હતા. આથી ત્યાંથી પણ બોહોળો ખજા નો તેણે જપત કરી લીધો હતો, તેમાં થી એ તાજદારે પોતાના દરેક મકદુની અન સવારોને આસરે પાઉંડ ૨૪, યવ ન ઘોડેસવારોને પાઉંડ ૨૦ તેમજ દ રેક મકદુનીઅન પયદલ સેપાહોને પા ઉંડ ૮ તથા બાકીના સીપાહીઓને બે મહીનાનો પગાર બખશેશ કરી દીધો હતો. જાણે કે કોણના બાપની દીવાળી. માટે જો બરાબર જોશો તો તે યવન પી નદારો નાદીરશાહ માફક પેલી લુટોમાંથીજ પોતાનાં લશકરના સીપાહીઓનો પગાર વગેરે પુરો પાડયો જતો હતો અને તેની કને ખુદ પોતાના દેશનું તો કશું દ્રવય હતુંજ નહીં. એમ કરતાં તે શેહેરનો કબજો લઇને તે પાદશાહ જ્યારે તેમાં ખુદ પોતે દાખેલજ થઇ ચુકયો ત્યારે તેણે જે દેહેરાં ઓને કે આગળ પાદશાહ ક્ષારસાએ ભાંજી તોડા નાંખયાં હતાં, તેઓને ફરીથી બાંધવા ત્યાંના રહીસોને પોતે પરવાનો આપયો હતો અને અકસર કરીને પેલા બેલ યાને બીલસનાં મંદીર ઉપર તો તેણે ઘણું વધુજ લક્ષ આપવા માંડયું હતુ; કાર ણ એ જે, તે દેવતાને પેલા બાબુલી લોકો પોતાના શ્રેષટમાં શ્રેષટ દેવતા તરી કેજ પીછાનયા જતા હતા, એમ હીરાદો તસ (૧–૧૮૧), સ્ત્રેબો (૧૬–૧) અને દાયોદોરસ (૨–૯) આપણને જણાવી ગય લા છે. ત્યારબાદ તેણે પેલા નીમખહરામ ઇરાની હાકેમ માજીયુસનેજ ત્યાંનો મરઝ બાન બનાવી મેલ્યો હતો અને તેની સાથે એપાલોદોરસ જે પોતાની એમફી પોલીટન ફોજ સીખે પાછળ પડી ગયો હતો તેને ત્યાંનો સરદાર નેમી આપી, ફીલો નાં બેટા આસકલીપીઓદોરસને પો તાનાં મેહેસુલાત ખાતાંનો ખજાન ચીજ કરી રાખયો હતો. વળી દરાય શનો એક બીજો નીમખહરામ હાકેમ નામે મીથરીનીસ સીકંદરને સારડીસનો કીલ્લો જે હવાલે કરી દીધો હતો તેને પણ ત્યાંથી તેણે બોલાવી મંગાવીને આરમીનીઆ તરફ તરતજ ઉપડી જવા નો હોકમ આપયો હતો અને તેને ત્યાં નો પોતે પછી સુબોજ બનાવી દીધો હતો. ત્યાંબી ત્યાંના ખીઆલદીઅન લોકોજ તેને એસ્તેકબાલ લેવાને આવ યા હતા, જેથી એ બુતપરસ્ત મકદુની અન રાજા જેબી બાબુલી લોકોની બુત પરસ્તી રાહ રસમો હતી તે પ્ર માણે ખુદ પોતેબી હવેથી ચાલવા લા ગયો હતો અને ત્યાંનાજ ધરમગુરૂઓ નાજ ફતવાઓ મુજબ અકસર કરીને તેણે પેલા બીલસ દેવતાનીજ પરસ્તેશી કરવા માંડી હતી અને તેને ફુલ ફળાદી ઓ ચહડાવવાને ખુદ પોતે પણ મંડી ગયો હતો. એ ખીઆલદીઅન ટોળાંઓ ને અસલી યાહુદી લોકો કાસદીમ એવા તખલ્લોસ હેઠળ પોતે પીછાણી ગયલા છે. તે સીમેટીક ટોળો પ્રથમમાં તો આ સીરીઆ દેશની ઉતરમાં કારદુચીઆનાં પ્રાંત ખાતે વસ્તો હતો, એમ હાલમાં માલુમ પડી શકે છે. તે પહાડી જંગ લી કારદુચીઅનો યાને કુરદ લોકોને એ જ આસીરીઅનોએ પોતાના ચાલ તા ચલણમાં બાબેલાનનાં મેદાનો ખાતે લઇ જઇને વસાવયા હતા, એમ ખ્રીસ્તીઓની ઇસાયાની પો થી (૨૩–૧૩) આપણને જણાવી જાય છે. વળી એ કાસદીમ યા તો ખીઆલદીઅનો એવું નામ મીસાપોતે મીઆના અસલી રહીસો (જુઓ, જેની સીસની પોથી ૧૧–૨૮) તથા ઇદોમની પડોસમાં આવેલા અરબેસ્તાનના બેયા બાનોમાં વસ્તા લોકોને (જુઓ, જોબની પોથી ૧–૧૭); અને અબોરસ નદીની પ ડોસમાં વસનારાં ટોળાંઓને (જુઓ, એજીકાયલની પોથી ૧–૩ તથા ૧૧–૨૪) તથા દાયોદોરસ તથા યુસીબીયુસના કહયા પ્રમાણે ધરમના ઉપાધયાઓની જે વરણ કે અસલી ઝમાનાથી બાબેલા ન ખાતે વસ્તી આવેલી હતી તેઓને પણ આપવામાં આવેલું હતું. હીરાદોતસ તો આપણને એમ જણાવી જાય છે કે, એ ધરમના ઉપાધયાઓ બીલસ દેવતાના સેવકો તરફે જણાયલા હતા. હાલમાં મળી આવેલાં પુરાતન લેખો ઉપ પરથી એમબી સાબેત થઇ શકે છે કે, એ ધરમગુરૂઓએ પોતાની કને ત્યાંની ઘણી અસલી ભાષામાંજ પોતાનાં ધાર

મીક શાસ્ત્રોને પણ બચાવી રાખેલાં હતાં અને તેઓને તેઓ એલ્મના સાહીત્ય તથા ભંડાર તરીકેજ પોતે પીછાનતા હતા, એમ દાનયાલ પયગમ્બર (જુઓ, તેની પોથી ૧-૪) "કાસદીમ લોકોની ભાષા અને પોથી" એમ જે વરણન દરશાવી જાય છે તે ઉપરથીબી પુરવાર થઈ શકે છે. એ વીષે વધુ ખોલાસા સારૂ જુઓ, દાયોદોરસ (૨-૨૯ થી ૩૧); બતલીમુસની ભુગોળ (૫-૨૦, ૩); સીસરોની "દ-દીવીનાસીઓની" (૧-૧) તથા ફુરસ્તનો હીબરૂ કોષમાં એ શબ્દ વીષેની આપેલી સમજણ. વળી પેહેલવી વાળાઓ એ ખીઆલદીયનો યાને બાબેલોનીઅનોને "ખુલદી" એવાં નામ હેઠળ પોતે પણ પીછાની ગયલા છે.

સીકંદરે બાબેલાન શેહેર છોડયા બાદ હવેથી પારસીઓના ખુદ પાયતખત શેહેર સુસા તરફનો રસ્તો લીધો, કે જ્યાં તે છેક વીસમે દીવસે જઈ પહોંચયો હતો; લયકીન તે હેઠ ત્યાં વેરઆવી પહોંચે તેટલામાં તો વાટમાંજ તેને સુસીઆના સુબા આબુલીતીસ (જુઓ, કરસીયુસ ૫-૮)ના બેટા સાથે મોલાકાત થઈ ચુકી હતી, કે જેની સાથે ફીલોક્ષીનુસ નામનો એક વીશ્વાસુ નોકર, જેને અરબેલાની લડાઈમાં સીકંદરે સુસા ખાતે દોડાવી મેલ્યો હતો તેનો એક ખેપયો કાંઈક દસ્તાવેજ લઈને પોતે પણ ઉતરી પડેલો હતો. તે ખતમાં પેલા ફીલોક્ષીનુસે સીકંદરને એમ લખી વાળયું હતું કે, સુસીઅન લોકોએ મને પોતાનું શેહેર તથા સઘળો પાદશાહી માલ ખજાનો સેપોરદ કરી દીધેલો છે. જ્યારે તે પેલા સુસા શેહેરમાં દાખેલ થયો; ત્યારે તેણે પચાસ હજાર તાલેંત યાને આસરે એક કરોડ ને વીસ લાખ પાઉંડ જેટલી પારસીઓની નગદી તથા દરાયશ પાદશાહનો બાકીનો પાદશાહી સરસામાન વટીક પોતે લુટયો હતો, એમ પલુતારક (જુઓ, તેનો "સીકંદરનો વરૂતાંત" ઓવી ૩૬ થી ૩૭); જસ્તીન (૧૧-૧૪) તથા કરસીયુસ (૫-૮) વરણવી ગયા છે. દાયોદોરસ તો તેની ટીપ એમ પોતે આપી જાય છે (૧૭-૬૬) કે, તે તાલેનતોમાં ચાળીસ હઝાર તાલેનતો તો સોના અને રૂપાના લાઠાઓમાંજ હતા અને બાકીના નવ હઝાર તાલેનતો સીક્કાઓનાજ આકારમાં તેને હાથ આવી ગયા હતા, કે જેઓપર પાદશાહ દરાયશના આકરૂતીનો છાપ દીડામાં આવતો હતો. તે સાથે વળી જેબી ચીજો આગળ પાદશાહ ક્ષારસા પોતાની યવન લોકોની ભુમીઓ ઉપર કરેલી સવારીની વેળાએ ઇરાન ખાતે ઘસડી ગયો હતો તે માંહેલી ઘણીએક જણસો પણ સીકંદરના સ્વાધીન હેઠળ પાછી આવી ગયલી હતી કે, જે ઓમાં એક તો હારમોદીયુસ અને બીજું તો આરીસ્તોગાઈતનના પીતલમાંથી ઓટી કહાડેલાં બાવલાં પણ હતાં. તે બાવલાં એનતીનોર નામના કોઈએક નામચીન કારીગરના હાથનાં બનાવેલાં હતાં, એમ એરીઅન (૭-૧૯); પાઉજેનીઅસ (૧-૮,૫); પલીની (૩૪-૯) તથા વેલીરીઆસ માક્ષીમસ (૨-૧૦,૧) આપણને જણાવી ગયલા છે, અને એ મજકુર બંને બાવલાંઓ વીષે તો થીશુસીદીદીજ પણ કાંઈક અહવાલ પોતે પણ દરશાવી જાય છે (૬-૫૪ થી ૫૯) સીકંદરે તેઓને તો પાછાં આથેનસ ખાતે જ મોકલાવી આપયાં હતાં કે જયાં તેઓ છેક એરીઅનના ઝમાના સુધી યુદીનીમીનાં યજ્ઞ કુંડની થોડેક છેટે યવન લોકોના દેવતાઓની માવતર રીહા દેવીનું જે મંદીર આવેલું હતું તેની બરાબર સામે તયાંના કીલ્લા તરફ જતાં સીરામીકુસ નામે એક જગયા જે આવેલી હતી ત્યાં બીરાજતાં રહેલાં હતાં એ યવન લોકો દીમીતર તથા પારસીફોન જેવી બંને દેવીઓની છુપી ભેદી વાતો વીષેની પોતે પુખત માહેતગારીઓ ધરાવતા હતા. (જુઓ, મેહરોબીઅસનો "દી સોમનીઓ સીપીઓનીસ" ૧-૨ તથા એરીસ્તાઈદીસનો "ઇલીયુસીનીયુસ") તેઓ ઇલીયુસીસ ખાતે એક મેદાનમાં એ યુદાનીમુસનું જે યજ્ઞકુંડ આવેલું હતું તેનીબી પોતે સારીકાની માહેતગારી ધરાવતા હતા. અસલમાં તો પોલીસ (શેહેર) એવાં નામ હેઠળ આથેન્સ શેહેરનો કોઈએક ચોક્કસ ભાગજ જણાયલો હતો કે જેને એકરો પોલીસ યાને

કીલ્લો એવા તખલ્લોસ હેઠળ લોકો અકસર કરીને પીછાનતા હતા. વળી એ રીહા દેવી વીષેની કેટલીએક કથાઓ વીષે તો હીસીઅદ (પોતાની "થીઓગોનીઆ"ને પા૦ ૪૫૩-૫૦૬) તફસીલવાર અહવાલ આપી ગયલો છે. હવેથી સુસા ખાતેજ પોતાના બાપ દાદાઓની રાહરસમો પ્રમાણે સીકંદરે કુરબાનીઓ કરવા માંડી હતી અને ત્યાં કસરતનો એક મોટો અખાડો કરી મસાલોની શરતોનો એક મેળાવડો વટીક કરી બતલાવયો હતો. ત્યારબાદ પેલા અબુલાઈતીસ જેવા પારસીને સુસીઆની આનાં પ્રાંતનો શાહાતરાબ નેમી તેની સાથે પોતાના મેજારૂસ જેવા એક સ્નેહીને ત્યાંના કીલ્લાની મહાફેજત કરનારી ફોજનો ઉપરી કરીને થીઓદોરૂસના બેટા આરચીલેયુસને સરદાર તરીકે સોંપી આપયો હતો અને તે પછી તે તાજદાર ઈરાનીઓની ખુદ બાપીકી ભુમા ખાતે ઉતરી પડયો હતો. તેણે વળી મીનીસને એશીઆના કોસ્તા ભણીનાં શામ, ફીનીસીઆ તથા સીલીસીઆનાં પ્રાંતોનો હાકેમ વટીક બનાવી મેલ્યો તો અને તેના સ્વાધીન હેઠળ ત્રણ હઝાર રૂપેરી તાલેનતો યાને સાત લાખ ત્રીસ હઝાર પાઉંડ જેટલી નગદી યુરોપ ખંડ ખાતે મકદુનીઆનાં પ્રાંતના હાકેમ એનતીપેતર સારૂ મોકલાવી આપી હતી કે જેથી તે સરદારને લેસીદીમોનીઅનો યાને સ્પારટનો સાથે પુર જોશથી લડાઈઓ ચાલુ રાખવાને બની આવે; કારણ એ જે, તે વેળાએ સ્પારટાનો રાજા એજીસ ૩ જો સીકંદરનું અગ્રેસરપણું પોતે તો કબુલ રાખતો નહોતો. આથી તે એનતીપેતર સાથે જંગનાં મેદાનમાં ઉતરી પડયો હતો અને તેમાં સખત લડાઈ કરીને મીગાલોપોલીસની લડાઈમાં ઈ૦ પુ૦ ૩૩૦ માં શેકસ્ત ખાઈને મારયો વટીક ગયો હતો. (જુઓ દાયોદોરસ ૧૭-૬૩ તથા કરસીટુસ ૬-૧ થી ૨.) હવે જ્યારે સીકંદર કને એ જંગ વીષેની ખબર પહોંચી અને તે બીના તેણે સાંભળી ત્યારે તે એમ બોલી ઉઠયો હતો કે, જ્યારે આપણે દારાયશને જીતવાનાં

સંગીન કામમાં ગુંથાયલા હતા ત્યારે આપણાં ખુદ દેશાવરો ખાતે તો ઉંદર બીલાડાઓનીજ મારામારીઓ ગોયા જાગી ઉઠેલી હતી ! (જુઓ, પલુતારકનો "એલેકસીલેયુસનો વરૂતાંત" આવી ૧૫મી) ત્યાં સુસા ખાતેજ અનદરોમીનીસનો બેટો એમીનતસ પોતાની સાથે કરસીયુસના કહયા પ્રમાણે (૫-૬) પંદર હજાર સીપાઈઓને મકદુનીઆ ખાતેથી ઘસડી લાવયો હતો, જે માંહેલા સવારોને તો તેણે પોતાના ખાસ ઘોડેસ્વારોની સફોમાં જ મેલી દીધા હતા અને પયદલ સેપાહોને તેઓની વરણો મુજબ પોતાની જુદી જુદી રીજમીટોમાં દાખેલ કરી નાખયા હતા. તે સાથે તેજ સરદાર મકદુનીઅન બડેખાંઓના પચાસ બેટાઓને એ તાજદારના ખાસ હજુરયા થવા સારૂ પોતે લઈ આવેલો હતો. (જુઓ, દાયોળાએ પોતાની ફોજમાં એવોબી સુધારો કરી રાખયો હતો કે જ્યાં આગળ તેની ઘોડેસવાર ફોજમાં એકજ ટુકડી રહેતી હતી તેમાં હવેથી બબે ટુકડીઓ સોંપી આપી હતી અને તે દરેક ટુકડીઓ ઉપર પોતાના ખાસ સ્નેહીઓ માંહેલા ચુનંદા માનવીઓને સરદારો તરીકે નેમી આપયા હતા. આમ જેટલો બોહોળો માલ ખજાનો એ મકદુનીઅન રાજવંશી ઈરાન ખાતેથી લુટી ગયો હતો તેની પા ભાગ દોલત તો શું બલકે બેઆનીભાર માલ ખજાનો પણ પાદશાહ ક્યારસા તો યવન લોકોની ભુમીમાંથી કાંઈ ઉઠાવી ગયોજ ન હોતો અને આજબી કોઈ ફતેહમંદ વીરો યુરોપ ખંડની કોઈ પણ ભુમીમાંથી લુટી જવાને તો પોતે હીંમત વટીક કરી શકેજ નહીં. પારસીઓના એ પાયતખત શહેર સુસાને ઈનજીલની પોથીમાં સુશાન કરીને લખેલું છે, અને તેની પડોસમાં જે કીલ્લો આવેલો હતો તેને તેજ પોથીવાળો "પેલો મેહેલ" એવા એલકાબ હેઠળ પોતે પીછાણીજ ગયલો છે. (જુઓ, નીહીમીઆ ૧-૨ અને ઈસ્થરની પોથી ૨-૮.) એ શેહેર ચોઆસપીસ નદી ઉપર આવેલું હતું અને તેનું પાણી ઘણુંજ સ્વચ્છ તરીકે મશહુરતા પામેલું હતું, તેથી હ

ખામની પાદશાહો તે (આબે ગેહવારે) પાણીને પોતાના ખાસ વેહેવાર ઉપયોગ માં આણતા હતા; અને જે વીષેનો કાંઇ ક એશારો તીબુલસ (૪–૧,૧૪૦) તથા મીલતન વટીક પોતાની " પેરેદાઇસ રીગે નદ" ની કવીતામાં કરી ગયલો છે. (૩–૨૮૮.) તયાં પડોસમાંજ સોસન (લીલી)નાં ફુલો જે બેહદ ઉભાઇ જતા હતા, તેવા ફારસી શબ્દ ઉપરથી એ શુશાન નામ ઉતપન થયલું છે. ત્યાંના બીસ્માર અયવાન વીષે ઇસથરની ૧ લી પોથીવાળો જે એશારો કરી ગયો છે તે મેહેલ વીષેની શોધખોળ લોફતસને હાથ હાલમાં લાગેલી છે કે જેનો ઉતારો તે પોતાના ગ્રંથમાં વટીક આપી ગયો છે. તે મેહેલમાં એક વીસ્તીરણ દીવાનખાનું આવેલું હતું, જેનાં છજયાંને છત્રીસ સ્થંભો ટેકવી રાખતા હતા અને તે સ્થંભોને ચોરસ આકારમાં ગોઠવવામાં આવેલા હતા. તેની કુખ આગળ ત્રણ ઝરૂખા આવેલા હતા, જે દરેકમાં છ છ સ્થંભોની બબે હારો ગોઠવાયલી આપણી દ્રષ્ટીએ પડી શકતી હતી એમ સ્ત્રેબો વરણવી ગયો છે. (૧૫–૩). હાલમાં તયાં યુરોપનાં વીદયારથીઓ જે ખોડણી કામો કરવામાં મંદી ગયેલા છે, તેથી આયંદે ઘણુંએક નવું અજવાળું પડશે તેવી આશા આપણે રાખી બેઠેલા છઇયે.

**યુક્ષીઅનો ( એહેવજ ? ) નાં લોકોએ સીકંદર કને વેરા વીષે કરેલી માગણી તે ન કબુલ રાખી સીકંદરે તેઓના મુલકપર કરેલી ચઢાઈ.**

ત્યારબાદ એ પાદશાહ સુસાનાં શેહેરને પડતું મેલી પાસીતીગરીસ નદી ઓળંગાવીને યુક્ષીઅન લોકોનાં દેશાવરો ઉપર સવારી લઇ ગયો હતો. એ નદી વારંવાર આગળ કહયા પ્રમાણે યુલીયુસ અને કોપરાંતીસ નદીઓના સમાગમથી બનીને સુસીઆનીઆનાં પ્રાંતમાંથી વેહેતી ચાલી જતી હતી. ત્યાંના જેથી થોડાએક વતનીઓ કે ચોક અને મેદાનોમાંજ ધામો નાંખીને પડી રહેતા હતા તેઓ તો ઇરાનના નેમી આપેલા મરઝબાનોની હકુમત હેઠળજ ગણાતા ચાલ્યા જતા હતા. આથી તેઓ તો સીકંદરને સેહેલાઇથી પોતાની રાજીખુશીથીજ તાબે થઇ બેઠા હતા; પરંતુ જે લોકો કે ત્યાંના કોહેસ્તાનોમાં વસતા હતા અને ઇરાનની રઇયતમાં ખપતાજ નહોતા તેઓ તો સીકંદરને એમ કહાવી મોકલાવયું હતું કે, જેમ ઇરાનના પાદશાહો અમને સદાકાળ વેરો આપતા રહે છે, તેજ પ્રમાણે તમોબી જો અમો લોકોને વેરો સ્વાધીન કરશો નહીં તો, અમારા શેહેરીઓ અમારી પહાડી પાસો માંથી તમારી ફોજને ફારસ યાને પરસીસનાં પ્રાંતમાં દાખલ થવા સારૂ રસ્તો તો કેવળે આપશેજ નહીં. (જુઓ, સ્ત્રેબોની ભુગોળ ૧૫–૩.) આથી પેલા ખેપયાઓને સીકંદરે એમ કહીને પાછા વાળી આપયા હતા કે, ઠીક છે તમો લોકો તમારી તે શાંકલી પાસો આગળ જો આવી પહોંચશો તો હું તમારો વેરો (તોલ) ત્યાં ધારા મુજબ તમને સ્વાધીન કરી દેયા વીના તો રહીશ નહી. તે પાસો તેઓનાજ તાબા હેઠળ હોવાથી તેઓ પોતાને મનસે એમજ મલકાતા હતા કે, પરસીસ ખાતે નીકળી જવાનો રસ્તો અદયપી અમારાજ સ્વાધીન હેઠળ પડી રહેલો છે. હવેથી સીકંદરે પોતાના પાદશાહી બોડીગારડો, ઢાલ તરવાર બાંધનાર પયદલ સીપાહીઓ અને પોતાની આખી ફોજમાંથી બીજા આઠ હઝાર માણસોને પોતાની સાથે લઇ લીધા હતા અને સુસીઅન ભોમયાઓને લઇને કોઇએક આડકત્રે રસ્તેથી રાતોરાત તે તરફ જવા સારૂ ઉપડી ચાલયો હતો; અને ઘણો જ કઠોર અને ખરબચડો રસ્તો ઘણી જ તકલીફથી પસાર કરી જઇને બીજે દીવસે તો બડી બામદાદની વેળાએ તે યુક્ષીઅન લોકોનાં કેટલાંએક ગામડાંઓમાં એકાએક ઉતરી પડયો હતો; કે જે વેળા એ હજુ તો તેઓ પોતાના બીછાણામાંજ પડી રહેલા હતા. એટલામાંજ તેઓપર જબરો જેવો મારો ચલાવાને ઘણીએક લુટો મેળવીને તેઓના ઘણાએક માણસોને તો તેણે પોતે ઠારજ કરી નાંખયાં હતાં. આથી બાકીના માણસોને તો પોતાના કોહેસ્તાનો તરફ નહાસી ભરાઇ જવાની ફરજજ

પડી ચુકી હતી. તયારબાદ તે પોતાની સદા
ની અતયંત ઝડપથી પેલી પાસો ભણીજ
નીકળી ચાલયો હતો; કેમકે તે તરફ
પેલો વેરો ઉઘરાવવાનો હેતુથી હઝારો
યુક્ષીઅનો ભેગા મળેલા હતા. હવે સીં
કંદર સારી પેઠ પોતે પોતાને મનસે સ
મજતો હતો કે જો હું એ જગયા આ
ગળથી જોરથી એઓને મારી હઠાવીસ
તો એ લોકો નાચારીએ પેલાં ઉંચા પ
રવતો શીખરોનો આશ્રો લઇ પડયા વી
ના તો રહેશેજ નહીં; માટે આગમચથી
જ જઇને તે ટેકરીઓની ઉંચાણુ જગ
યાઓને પોતાનાજ કબજા હેઠળ કરી લે
વા સારૂ કરાતેરૂસને તેણુ તે તરફ ઝડપ
માંજ રવાના કરી આપયો હતો અને પે
લી પાસ આગળ પેલા યુક્ષીઅનો આ
વી પહોંચે તે આગમચ તે પાસને તો
તે પોતે પોતાના સ્વાધીન હેઠળજ કરી
બેઠા હતો અને હવેથી પોતાની ફોજની
સફ સમારી પેલી ઘણી ઉંચાણુ ટેકરીઓ
પરથી લડવાનો તો તે તયાં માંચડોજ નાંખી
પડયો હતો. આવી સીકંદરની યુકતીથી
પોતાની ધારી રાખેલી ઉંચી જગાઓ
ખોઇ બેઠાથી અને તેને અતયંત ઝડપ
થી પોતાની તરફ આવતો જોઇને તેની
સાથે લડયા વીના તે યુક્ષીઅનો ખુદ
પોતે નહાસભાગમાંજ પડી ગયા હતા.
આમ નહાસભાગ કરતી વેળાએ તેઓ
ના કેટલાએક માણુસો તો સીકંદરની
ફોજના સીપાહીઓને હાથે ઠારજ થઇ
પડયા હતા; પરંતુ તેઓ માંહેલા ઘણા
ખરાઓ તો પેલા પહાડો કુદાવી જતાં
રસ્તામાંજ પડીને મરણુ પામયા હતા અ
ને બાકીનાઓ તો પોતાના પહાડોનો
આશ્રો લેવા જતાંનેજ વાર ત્યાં પડી ર
હેલી પેલી કરાતીફસની ફોજને હાથેજ
મારયા ગયા હતા. આમ શેકસ્ત પામયા
બાદ ઘણા કાલાવાલા કરયાથી અને દર
સાલ તેને અમુક રકમ ખંડણી તરીકે
આપવાનું પોતે માથે લીધાથી મહા મુ
શકેલીથી સીકંદરે તેઓની બાપીકી ભુ
મી તેઓના સ્વાધીન હેઠળ રહેવા દી
ધી હતી. લેગુસનો બેટો બતલીમુસ (પ
તાલોમી) એમ આપણુને જણાવી ગય
લો છે કે, તેઓને પોતાની ભુમીમાંજ
પડી રહેવા દેવા વીશેની મીનતજારી તો
દરાયશની માવતર અને સીકંદરની સા
સુ સીસીગામબીસેજ કરી દેખાડાવેલી
હતી, જેથી તે પાદશાહને તેણીની આ
અરજ સ્વીકારી દેવાને ગોયા ફરજજ પ
ડી ચુકી હતી. (જુઓ, કરસીયુસ
૫–૧૧.) તે રાણીનો પયાર પોતાના
આ જમાઇ ઉપર હવેથી એટલો બ
ધો તો વધી પડેલો હતો કે,
જ્યારે સીકંદર મરણુ પામયો ત્યારે તે
ણીએ ખાવા પીવાનું છોડી દેઇને હા
થે કરીને ભુખમરાથી પોતાનો જાન આ
ખેર કબજ કરી નાંખયો હતો, એમ
કરસીયુસ આપણુને જણાવી ગયો છે.
(૧૦–૧૭). એ યુક્ષીઅનો કોણુ વરણુ
ના હતા તે બીના હાલ તો ચોકસ રી
તે કાંઇ માલુમ પડી શકતી નથી; પરં
તુ તેઓનાં રેહેઠાણુ વીશેની જે સમજ
ણુ એરીઅન આપી ગયો છે, તે ઉપરથી
હું તેઓને હાલ જમાનાનાં એહેવજીઅ
ના વડીલોજ સમજું છું કે જેઓની ભુ
મી તે જમાનામાં સુસીઆનાંનાં બોહો
ળા પ્રાંતનો ફકત થોડોક ભાગજ રોક
તી હતી.

**હખામની વંશના ખુદ ફારસનાં પ્રાંત ના હાકેમ આરયબુરજીનને સીકંદરે આપેલી જબરી શેકસ્ત અને તે શુર વીરાએ હવેથી ઠેઠ ઈરાનમાં ઘુસી જ ઈને પરસીપોલીસના પારસીઓનાં અસલી પાયતખત શેહેરનું આખેરે જીતી લેવું.**

ત્યારબાદ ગાડીઓ જવાના ધારી
રસ્તેથી પોતાના થેસેલીઅન સવારો, યવ
ન મદદનીસ અને ભાડુતી ફોજો તથા
બીજા બાકીના ભારી હથયાર ધરાવનાર સે
પાહો અને સરસામાન સાથે લઇને પારમેની
આને ખુદ ફારસનાં પ્રાંત ભણી ઉપડી
જવાનો સીકંદરે હોકમ કરયો હતો, અને
ત્યાર બાદ તે પોતાની સાથે મકદુનીઅન પ
યદલ સેપાહો, પાદશાહી ઘોડેસવારો, તી
રઅનદાઝો, એગ્રીઆનીઅન રીજમીટના
સવારો અને નોકાનોકી ઝડપા ઝડફુ ચી
લઝપટ લડાઇ કરનાર હલકાં હથયારો
ધરાવનાર સવારોને લઇને પહાડોને રસ્તે
થી ઝડપમાં તે તરફ પોતે પણ ઉપડી ચાલ્યો

હતો; પરંતુ જયારે તે ફારસના દરવાજા યાને પાસો જેઓનું નામ કે સુસનના દ રવાજા કરીને હતું એમ કરસીયુસ આ પણને જણાવી ગયો છે, (૫–૧૨) ત્યાં વેર છેક આવી લાગયો, ત્યારે તેને આ ગળ ચત્રાતો અટકાવવા સારૂ ફારસનો સુબો આરયબુરજીન (આરયોબરજાની સ) પોતાની સાથે ચાળીસ હઝાર પાય દલ સીપાહીઓ અને સાત હઝાર ઘોડે સવારોને લઇને તે પાસો આગળ એક જબરી દેવાલ પોતે બાંધી બેઠો હતો, અને ત્યાંજ પોતાની છાવણી પણ તે નાંખી પડેલો હતો. આથી સીકંદરને પણ પોતાની છાવણી ત્યાંજ નાંખી દે વાની ફરજજ પડી ચુકી હતી અને બી જેજ દીવસે પોતાની ફોજોની સફો સ મારી તેણે પેલી દેવાલ ઉપર હવેથી હ લ્લો કરવા માંડયો હતો; પરંતુ તે ભુ મીની પહાડી અને ખરબચડી સપાટીને લીધે તેના માણુસો તે દેવાલપર હલ્લો કરતી વેળા જુડાબંધ ઘાહેલ થતાં ચાલ્યાં ગયાં હતાં જેથી તેને તે કામ પડતું નાંખી, પોતાની છાવણી ભણી પાછું હઠી જવું પડયું હતું; કારણ એ જે, ઇરાનીઓ કને અસલધરથીજ ઉંચી અને શ્રેષ્ટ જગયા હાથ આવી ગયલી હોવાથી પો તાનાં એનજીનો મારફતથી ચપોચપ ગો ફનોના મારા તેઓપર તેઓ ચલાવવાને મંડી ગયા હતા; જેથી મકદુનીઅન સ વારો બીચારા આજેઝ થઇ પડયા હતા. એટલામાં કેટલાએક કેદીઓ સીકંદરને એમ કહેવાને મંડી ગયા હતા કે, અ મો લોકો તમોને તે દેવાલની આસપા સ બીજે રસ્તેથી પણ લઇ જવાને ત ઇયાર છીએ, કે જેથી તમો પેલી પાસોના બીજા છેડા ભણી નીકળી પડી શકશો; પરંતુ જયારે તેને એમ માલમ પડી ચુકયું કે, તે રસ્તો તો ઘણોજ સાંકડો અને કોહેસ્તાની છે તયારે કરાત રસને પોતાની બ્રીગ્રેડ સાથે તે છાવણી ની સંભાળ સારૂ તયાંજ પડતો રા ખી તેની સાથે મીલીઆગરની ટુકડી કે ટલાએક તીર અનદાઝો અને પાંચસો ત્રુપ સવારોને પોતે સોંપી આપયા હતા અને તેઓને એમ હોકમ કરયો હતો કે, દુશમનોની છાવણીની બરાબર નજ દીકમાં જ્યારે હું જઇ પહોંચીસ તયારે બયુગલના આવાઝથી તમો લોકોને હું ખબરદાર કરીશ કે જે વેળાએ તમોએ બી તે દેવાલ ઉપર હુમલો કરવાને શરૂ જ કરવો. તે રેહલત યાને કુચની વેળાએ સીકંદરને વાટમાં જે ઘણી હેજગારી અ ને હાડમારીઓ ખમવી પડી હતી તે વી ષેનો એક રસીલો અને રંગીન જેવો ચીતાર કરસીયુસ આપણી જાણ સારૂ મે લી ગયો છે; (૫–૧૪ થી ૧૬) કારણ એ જે, પોતાની સદાની ખાસીયત મુજ બ એક ચોર પેરે રાતોરાત પોતાની સા થે પરદીકસની બ્રીગ્રેડની એક ટુકડી, સ ઘલાંજ હલકાં શસ્ત્રો યાને હથયારો ધરાવ નાર તીરઅનદાઝો, ઢાલ તરવાર બાંધ નારા સેપાહો, એગ્રોઆનીઅન ઘોડેસવા રો, પાદશાહી સ્નેહી ફોજ અને એક ઘોડેસ્વાર પલટણ લઇને તે તરફ ને ખુ દ પોતેજ ઉતરી પડયો હતો અને આ શરે એકસો સ્તેદીજ યાને બાર માઇલ જેટલી લાંબી મંજલ કાપી ગયો હતો. વળી તે વેળાએ તેની સાથે બીજી ચાર ટુકડીઓ પણ વીશેશ હતી. આવી મોટી ફોજ સીખે ગોળ ચક્રાવો લઇને જે મ પેલા બંદીવાનો તેને જે તરફનો રસ્તો દેખડાવતા ચાલ્યા જતા હતા ત્યાંથી ની કળી જઇને પેલી પાસો ભણી તે કુચ કરી ચાલયો હતો.

મેહેરબુરજીન ખુદ પોતે જાતે જ બહાદુર પારસી બચ્ચો હોવા થી તે તાજદારને કશો મચક પોતે તો કાંઇ આપતો રહેલોજ ન હતો અને મારવું કે મરવું તેમાંજ તે પોતાની સ રફરાજી સમજતો બેહેલો હતો. પછી માશકી જે થવાનું હોય તે થાઓ; પ રંતુ મારે તો મારા પાદશાહ તથા મા રા દેશની નોક તો જાળવી રાખવીજ જોઇએ એવા મક્કમ ઠેરાવ ઉપર તે તો જઇજ પડેલો હતો અને પેલા મીશરના નીમખહરામ સુબા માઝીયુસ કે સુસાના મરઝબાન મીથરીનીસની માફક પોતાના રાજ અને પાદશાહ સાથે નીમખહરામ થવાની તે કશી હોંસ કે ઇચ્છા તો ધરાવતો જ ન હતો. આવો મામલો જોઇને હવેથી સીકંદરે પોતાની બાકીની ફોજને સાથે લ ઇને પેલાં મેદાન ભણી ઉપડી જવા સારૂ

પોતાના સરદારો નામે એમીનતસ, ફીલોતસ અને કોઇનુસને હોકમ કરયો હતો. તેઓને વળી એમ પણ ફરમાવયું હતું કે, તમારે જઇને પ્રથમમાં તો પરસીપોલીસની નજદીકમાં આરાક્ષીસ તે હાલ જમાનાની બનદામીર નદી જે વહે છે અને બાખતીગાનના સરોવરમાં જઇને પછી ખાલી થઇ જાય છે, (જુઓ, કરસીયુસ ૫–૧૩ તથા સ્ત્રેબોની ભુગોળ ૧૫–૩) તેનીપર એક પુલ નાંખી દેવોજ જોઇશે; કેમકે, આપણાથી તે નદી પસાર કર્યા વીના ફારસના પ્રાંતમાં તો કાંઇ પહોંચી શકાય તેવુંજ નથી. કારણ એ જે એક તો ત્યાંનો રસ્તો ઘણોજ કફોડો અને પારસીઓ કને ત્યાં વળી ચાળીસ હજાર પાયદલ સીપાહીઓ અને સાતસો સવારોની ફોજ તો પડેલીજ છે. ત્યારબાદ તે ખુદ પોતે તો પછી ઘણોજ ખડબચડયો અને મહામુશકેલ રસ્તો લઇને અત્યંત ઝડપથી તે તરફ ઉતરી પડયો હતો અને બડી બામદાદની વેળાએ જે સપર પેહેલી ઇરાની ફોજ તેની સનમુખ આવી લાગી તેનાપર એકાએક હુમલો કરી તેને તો તેણે સદંતરજ ઠાર કરી નાંખી હતી; તેમજ તે પછીની બીજી ટુકડીપર બી હલ્લો કરીને તેનો પણ તેણે કાંતોજ કાહાડી નાંખયો હતો. હવે તે હીચકારો જેવો હુમલો છેકજ પરોઢયામાં એકાએક સીકંદરે કરેલો હોવાથી તે વેળાએ પેલા પારસી સેપાહો તો તઇયારજ થઇ પડેલા ન હોવા જોઇએ, એ વાત તો દેખીતીજ છે; માટે સીકંદરની આવી ચાલચલગત કોઇબી સરદારની પ્રતીષ્ઠામાં ઝાઝો ઉમેરો કરે તેવી તો હું કાંઇ લેખી શકતોજ નથી. તોબી તેનાં બાકાં મરને યુરોપીઅન ગ્રંથકારો જો ફુંકી જાય તો તે સારૂ આપણને તો કશું કામ અને કારજજ રેહેલું નથી; કેમકે, એવી જાતની લડાઇઓ મરદાને મરદો જેવી નહી, બલકે હીચકારી જેવી લડાઇ ગણી શકાય તેવી છે. આવો મામલો જોઇને આકળા બાભરા પડી જઇને એકાએક ડર ખાઇ પડેલા હોવાથી પારસીઓની પેલી ત્રીજી ટુકડીના ઘણાખરા માણસો તો પોતાના સરદાર આરયબુરજીનની છાવણી ભણી નહીં પરંતુ પેલા કોહેસ્તાનો તરફજ નહાસીને ભરાઇ ગયા હતા. આથી કોઇ નહીં જોય તેમ પેલી બડી બામદાદની વેળાએજ તેણે પેલી છાવણી ઉપર ગોયા એક શબેખુન જેવોજ હુમલો કરયો હતો. વળી તેજ વેળાએ જેવો તેણે પેલી ચર ઉપર હુમલો કરવા માંડયો કે કરાતરસનેબી પેલાં રણશીંગડાંઓ મારફતથી આગમચથી પેલા કરી રાખેલા ઠરાવ મુજબ ખબરદાર વટીક કરવામાં આવયો હતો; કે જેથી તેણે પેલી કીલેબંદી ઉપર પોતા તરફથીબી ઝડપમાંજ મારો ચલાવવા માંડયો હતો. આમ ચોતરફથી ઇરાની ફોજ સુડી વચે સોપારી પેરે આવી ગયલી હોવાથી અને ઘેરાઇ જવાથી ઘભરાટની મારી લડયા વીનાજ નહાસભાગમાંજ પડી ગઇ હતી; કેમકે, એક તરફથી સીકંદરની ફોજ અને બીજી તરફથી કરાતરસની ફોજ તેઓ ઉપર હુમલો કરતીજ ચાલુ રહેલીઓ હતી. આથી ઘણાખરા ઇરાની સેપાહોએ ચક્કર લઇને પેલાં બાંધકામો અને કીલેબંદીઓ ભણીનોજ રસ્તો લીધો હતો. પરંતુ આ વાતથી તો તેઓ તે વેળાએ સદંતરજ બેખબરા રહેલા હતા કે, તેઓનો કબજો તો સીકંદરે આગમચથીજ પોતે લઇ લીધેલો હતો. સીકંદર ખુદ પોતે તો આગમચથીજ એમ જાણતો હતો કે, તેમ કરયા વીના તેઓને છુટકોજ રહેશે નહીં; તેથી તેણે ત્રણ હજાર પયદલ સેપાહો સીખે પોતાના સરદાર પતોલેમીને તે તરફ જઇને છુપાઇ બેસવાનો હોકમ કરેલો હતો. આથી કરૈસીયુસ એમ કહે છે જે (૫–૧૬) પેલા મકદુનીઅન સેપાહો સાથે પેલા નહાસભાગમાં પડેલા પારસીઓને હાથોહાથની લડાઇમાં ગુંથાઇ જવું પડયું હતું, જેમાં ઘણાખરા ઇરાનીઓ તો મારયાજ ગયા હતા. બીજાઓ તો જોશમાં નહાસતી વેળા ઝડપમાં પેલી ટેકરીઓ કુદાવી જતી વેળા ભોંયપર પડીનેજ ટપોટપ મરતા ચાલયા હતા; પરંતુ આરયબુરજીન તો પુર જોશથી દુશમનો સાથે એક જબરી ખુનખાર લડાઇ કરયા બાદ મકદુનીઅ

નોની ખુદ સફોમાંથા પોતાની સાથે આ
સરે ચાળીસ ઘોડેસવારો અને પાંચ હ
ઝાર પયદલ સેપાહોને લઇ પારસી પો
લીસ તરફ નીકળી જવાને પોતે સામર્થ
વાનજ નીવડી પડયો હતો; પરંતુ ત્યાં
ના રહીસોએ તેને પેલા કીલ્લામાં દા
ખેલ ન કરયાથી તેની પુઠે લાગેલા મક
દુનીઅન સીપાહીઓએ તેને ઘેરી લઇ
ને તેના સ્નેહીઓ સીખેજ ઠાર કરી નાં
ખયો હતો. (જુઓ, દાયોરસાદો
૧૭–૬૮ તથા કરસીયુસ ૫–૧૬.) એ
તે નીમકહલાલ પારસી શુરવીરો કે જે
ણે આવી ભયભીત વેળાએ પણ પોતા
ના પાદશાહની તથા પોતાના નયાતીના
ઇરાનીઓનીબી કાંઇક નોક રાખી દેખ
ડાવી હતી અને તેવીજ ચાલ
ચલગતો બીજા પણ પારસી સુબાઓ
એ જો આગળ કરી દેખડાવી હતે તો સી
કંદરને ઇરાન કે પરસીપોલીસનો કબ
જો લેતાં ઘણી મુશકેલી નડયા વીના
રહેતેજ નહી. હવેથી તેણે પેલી બનદ
મીર નદી ઉપર ઝડપમાં હેરયું લીધું કે
જેનાપર પેલા પુલ બંધાઇ રહેલો હતો
તેથી તેનાપરથી તે પોતાની આખી ફોજ
સીખે તે નદીને ઓળંગાવી ગયો હતો
અને પરસીપોલીસની નઝદીકીમાંજ જ્યારે
તે જઇ પહોંચયો હતો ત્યારે વાટમાંજ
દાયોદોરસ (૧૭–૬૯) તથા જસ્તીન
(૧૧–૧૪)ના કહયા પ્રમાણે ૮૦૦ ઉપ
ર યવન કેદીઓ તેની સામસામા થઇ પ
ડયા હતા કે જેઓના હાથપગો તથા
કાનો અને આંખના નેનો વટીક
પારસીઓએ લડાઇના કેદીઓ તરી
કે કહાડી લીધેલાં હતાં. કરસીયુસ
તો તેવા માણસોની સંખયા આશરે
ચાર હજાર પુરૂષો જેટલી જણાવી જાય
છે. સીકંદરે તો તે બીચારાઓ જીવે જાગે
ત્યાંસુધી તેઓના ખાનપાન વીગેરેનાં
સાધનો પુરાં પાડી પોતાની સ્વદેશ
ભુમી તરફ, પાછા રવાના કરી
આપવાનું પોતે બીડું તો ઝડપયુંજ
હતું. પરંતુ તેઓએ તો ફારસમાંજ પ
ડી રહેવાનુંજ પોતે દુરૂસ્ત વીચારયું હ
તું. આથી તે પાદશાહે તેઓને કાંઇક
નાણું, કપડાંચપડાં, ગાયઢોરો અ
ને જાગીરો પોતે સ્વાધીનજ કરી દી
ધાં હતાં. આપરથી તો એમ માલુમ
પડી શકે છે કે, તેઓને પોતાના દેશ
થાનેબી ફારસની હવા ઘણી મોઅતદેલ
લાગવીજ જોઇએ અને તેઓને પારસી
ઓથી કાંઇ બીજી તકલીફો કે ઇજાઓ વટી
ક પહોંચેલીજ ન હોવી જોઇએ; નહીં તો
કે, તેઓ પોતાનાં દેશ ભણી નીકળી જયા
વીના તો રહેતેજ નહી; કેમકે, "હુબ્બે–
વતન"યાને વતન ઉપરનો પયાર કાંઇક જુદી
જ પ્રકારનો રહે છે. તયાંથી તે સડસડાટ
પારસીપોલીસ તરફ ઉતરી પડયો હતો
અને તે શેહેરના રખેવાળો પોતાનું
તીજોરીખાનું લુંટી જાય તે આગમચ તે
નો કબજો ઝડપમાં તેણે પોતેજ
લઇ લીધો હતો. એ પરસીપોલીસના
શેહેર ખાતેથીજ કરસીયુસ (૫–૨૦) ત
થા દાયોદોરસ (૧૭–૭૧) ના કહયા પ્ર
માણે તે પીનદારાના હાથમાં એક લા
ખ અને વીસ હઝાર તાલેંત યાને
પા૦ ૨,૯૦૦૦૦૦૦ ઉપર બોહોળું ધ
ન આવી ગયું હતું; જે વી
ષે હરખાઇ હરખાઇને સીકંદર ખુ
દ પોતે પોતાના એક કાગજમાં
એમ બોલે છે કે, મારી કને એટલો
તો જબરો માલ ખજાનો આવી ગય
લો છે કે, તેથી દસ હઝાર ખચરનાં
ગાડાં અને પાંચ હઝાર ઉંટો લાધી શ
કાય તેવું છે. (જુઓ, પલુતારકનો શી
કંદર, ઓવી ૩૭.) વળી પસારગદા,
જે પાદશાહ કુરૂશની અસલમાં રાજગા
દી તરીકે જણાયલી હતી અને તેની જ
ગયા કે પાછળથી પરસીપોલીસે લઇ
લીધી હતી તયાંથી પણ કુરૂશનીજ તી
જોરી ખાતાંમાંથીજ તેને બીજા છ
હઝાર તાલેંત વધારે મળી ગયા હતા,
એમ કરસીયુસ આપણને જણાવી
ગયો છે. આટલું બોહોળું ધન તેનાં
બાપીકા દેશે તો એ હંગામની પુરવે કાઇ
કાળે પણ જોએલુંજ નહી હશે અને તે
ની સો પેહેડી કનેબી તેટલો માલ ખજાનો
કોઇ કાળે પણ એકઠો થએલોજ નહી હશે.
તેણે પારસીઓના હાકેમ તરીકેજ હવેથી
રહીઆમીથરીસ (રહીયમીથર યાને મીથર
જેવી હશમતના ધરાવનાર) ઉમરાવના બેટા
ફરાસેઆરતીસની નેમણુંક કરી હતી. ત્યાર
બાદ ત્યાંનો પારસીઓનો બુલંદ મેહે

ન તેણે આગ લગાડીને આખો સળગાવી મેલયો હતો, તો લોકે તેને તે કામ કરવાથી પારમેનીઓએ તો મનાજ કીધો હતો અને તેને બચાવી રાખવા માંજ તેની શોભા છે, એમ તેણે તેને ઘણુંએ સમજાવવા માંડયું હતું. તેણે તે વીષે તેને ઘણાએક સબબો કહી સંભળાવયા હતા. એક સબબ તો એ હતો જે એ સઘળો માલ ખજાનો તમારોજ હવેથી થઇ પડેલો છે; માટે તેને બરબાદ કરવો તે તો તમોએ તમારે હાથેજ તમારા પગમાં કોદાળી મારયા બરાબર છે. બીજું તો એ જે, એશીઆ ખંડના લોકો પોતાને મનસે એમજ સમજી જશે કે, એ શુરવીરો આપણા ઉપર રાજપાટ ભોગવવાના ખીઆલથીજ નહીં બલકે અમસ્થી જીત મેળવી અને હલો કરીને એક તોફાની વાયુ પેરે પાછો વીસરજનજ થઇ જવાનો એરાદો રાખતોજ હોવો જોઇએ. તેના ઉતરમાં સીકંદર પારમેનીઓ ઉપર એમ કહાવી મોકલાવયું હતું કે, હું તો ખરો અને ફર ખરો કે, યુનાનપર આગળ પારસીઓએ જે હલો કરયો હતો અને આથેનસ શેહેરને ઝમીનદોસ્ત કરી નાંખી ત્યાંનાં દેહેરાં જે બાળી નાખયાં હતાં તેનો કીનો ઇરાનીઓપર લેયા વીના તો છોડુંજ નહીં, અને જે મુસીબત આગળ યવન લોકોપર તેઓએ પાડા હતી તેનો તેઓ પાસેથી બદલો લઇશ ને ફર લઇશ એમ તમારે નીશ્ચય માનવું જોઇશે.

એમ જવાબ વાળવામાં તે આ વાત તો ભુલીજ જાય છે કે, તેમ કરાવવામાં તેના એક વડીલ નામે સીકંદરનો પણ હાથ હતો અને પાદશાહ ક્ષારસાએ આથીનીઅનોની સરકશી અને બેલગામ ચાલને લીધે તેઓનું માત્ર એકજ દેહેરૂં સારદીસ શેહેરને આગળ બાલવાના બદલામાં તારાજ કરી નાંખયું હતું; પરંતુ બાકીનાઓને તો તેણે કશો હાથ પણ લગાડયોજ નહોતો, એમ ગરોતજેવા યવનોના હેમાયતી વટીક આગળ કહયા પ્રમાણે એકરાર કરીને પારસીઓને બરાબર એનસાફ આપી ગયો છે. આગળ ચાલતાં એરીઅનનેબી તેનું આ બોલવું પસંદ પડતુંજ નથી અને કહે છે કે, આમ કામ કરવામાં સીકંદરે ખચીત કાંઇ સારૂં પગલું તો કાંઇ ભરેલુંજ નહોતું. તે સાથે પેલા અસલી પારસીઓ ઉપર ખોદાના કેહેર જેવું પણ હું તો કાંઇ સમજી શકતોજ નથી; કેમકે, લગભગ બસો વરસો પછી કોઇ એક ચીજનો બદલો લેવા નીકળવું તે તો ઘેલા પુરૂષોજ કરી શકે; કેમકે, એક ગઇ ગુજરી અને લાંબી મુદતની ભુલાઇ ગયલી વાતને પાછી તાઝી કરવી અને નવેસરથી કરીને ફેતનો ઉઠાવવો તેવું કામ તો કોઇ પણ શયાનો પુરૂષ પોતાને હાથ તો કેવળે કાંઇ ધરી શકેજ નહીં. વળી યવન લોકોના એક ખેરખાહ તરીકેનો વેશ ધારણ કરવા સીકંદરે જે હાલમાં ઢોંગાંસેગ મચાવયો હતો તેમ બોલવામાંબી તેની કને કાંઇ મજબુત બુરહાનો તો હતીજ નહીં, એમ ઉપર આપણે વારંવાર દેખડાવી આપી ચુકયા છીએ. (દાયોદોરસ ૧૭–૭૦ થી ૭૨) અને કરસીયુસ (૫–૨૦ થી ૨૨) તો એમ વરણવી જાય છે કે, સીકંદરે પરસીપોલીસનાં શેહેરને આખું લુટવા સારૂ પોતાના હેવાનીયત ખસલતના સીપાહીઓનેજ સોંપી આપયું હતું અને તે ઘાતકી હઇડાંના સુલતાને ત્યાંના તમામ રહીસોને કતલેહામ કરી નાંખવાનો પણ તેઓને પરવાનોજ આપયો હતો. પોતાની સ્વદેશભુમીના બચાવ ખાતેર ત્યાંના રહીસો પોતાના દુમનબરદો સાથે લડયા તેમાં કશીબી પાંતીનો દોષ તેઓને સર તો કાંઇ ચહડી શકતોજ નથી. માટે એ જુદા કે આવો ફતવો પોતાના સીપાહીઓને તમામ ઇરાનીઓને કતલેહામ કરવા વીષેનો જે આપયો હતો તે તો માત્ર હેવાનીયતભરેલુંજ પગલું હતું. વાજબી રીત તો એ હતી કે તેણે ત્યાંના રહીસો કનેથી ફક્ત હથયારોજ છોડાવી દેવડાવવાં હતાં. આવું આ શુભ પગલું ભરતી વેળા મજકુર બંને ગ્રંથકારોબી પલુતારક સાથેજ એક મત તો થઇ જાય છે (જુઓ, તેનો "સીકંદરનો વરૂતાંત" ઓવી ૩૮ મી) અને કહે છે જે કોઇ એક થેઇસ નામની વેશયા જે કલીતારકસના કહયા પ્રમાણે પાછળથી સીકંદરના મોત બાદ તેના એક

સરદાર બતલીમુસ (પતોલેમી) સાથેજ પરણી બેઠી હતી અને મીસર દેશની પોતે રાણી જેવી થઇ પડી હતી; (જુઓ, એથીનીયુમ પા૦ ૫૭૬ મું.) તેણીના ભમાવવાથીજ તેને શરાબની મસ્તીમાં ઉઠાવી લઇને તેણીની સાથેજ જઇને પેલા મહેલને બાળી નાંખવાનાં ઘેલાપણાંમાં પોતે શામેલ વટીક થઇ પડયો હતો, કે જેવીષેનો ઘણાંજ અસરકારક બેતો અને કલામોમાં દરાઇદન જેવો એક પરદેશી કવી પણ સોગ કરી ગયો છે. તે આગ તેણે જાણીજોઇને આગમચથી રચી રાખેલા પોતાના પલાન મુજબજ લગાડી મેલી હતી તે સત્યતાને તો એરીઅન વટીક પોતે ટેકો આપી જાય છે; માટે તે બટ્ટામાંથી સીકંદર કાંઇ છટકી શકે તેવું તો કશું છેજ નહી. પલુતારક વળી એમ પણ બાપોકારથી પોતે વરણવી જાય છે કે (જુઓ, તેનો "સીકંદરનો વરૂતાંત" આવી ૩૭) સીકંદરે પોતાનાં દેશાવર ભણી એમ પણ લખી વાળયું હતું કે, પરસીપોલીસ ખાતે ત્યાંના રહીસોની મેં જે ખુનામરકી કરી નાંખી હતી તેનો કાંઇક રાજદવારી સબબ હતો. તે સબબ તે શો હતો તે બીના તો તે ઘાતકી પાદશાહ આપણુને કાંઇ જણાવી જતોજ નથી; પરંતુ તેના તે ગુનાહનો થોડુંકમાંજ કુદરતની વેર લેનારી દેવીએ એવો તો બદલો લઇ દેખડાવયો હતો કે જેથી તેના વંશ વેલાનો સદંતરજ નાશ થઇ ગયો હતો અને તેની સલતનત પારકી મીરાસે જઇ પડી હતી. આથી દોરરે નાદેરીમાં નાદેરશાહ સારૂ તેના વરૂતાંતના લખનારના બેતો તેનેબી ગોયા આ બેહુબ આ પ્રસંગે લાગુ પડી શકે તેવાંજ છે. તે બેટો એમ છે જે :—

"સરે શબ શેહે હુકમે તારાજ દાશ્ત;
શબુંગેહ ન તન સર ન સર તાજ દાશ્ત.
બયક ગીરદશે ચરખે નીલુફરી;
ન સીકંદર બમાનદો ન ઇસ્કંદરી."

યાને રાતનાં સુતી વેળા પાદશાહે ઘણુંએક માણુસોને કતલેહામ કરવાનો પોતે તો હોકમજ આપી રાખયો હતો; પરંતુ સહવાર પડે તે આગમચજ તેનું ખુદ પોતાનુંજ ધડ, ડોક કે તાજ વટીક તેને માથે કાંઇ સહી સલામત તો રહી શકયુંજ ન હતું; કેમકે, આ ફરતાં આસમાનની ફકત એકજ ગીરદેશથી નહીં સીકંદર કે તેનું રાજપાટ વટીક કાંઇ બચી શકયુંજ ન હતું અને તેઓનો સમુળગો નાશજ થઇ ગયો હતો."

**દરાયશનો મીદીઆ તથા પારથીઆના પ્રાંતો ખાતે હવેથી સીકંદરે પકડેલો દુંબાલો અને પીલીકીઆસપી યાને કીઆશપીઅન સરોવરના દરવાજાઓ ભણી તેનું ઉપડી જવું.**

જયારે તે તાજદારને વાત એમ માલુમ પડી ચુકી કે, દરાયશ તો મીદીઆ ખાતે નહાસીને ભરાયો છે અને ત્યાં બીજું લશ્કર જમા કરવાના વીચારમાં બેઠેલો છે; ત્યારે તેનો પાછો ઠેઠ ત્યાં ઘેર જઇને પીછો પકડવાનો તેણે વીચાર કીધો. દરાયશેબી જોયું કે, જો સીકંદર સુસા કે બાબેલાન ખાતેજ પડી રહે તો હું પણ મીદ લોકોમાંજ જઇને પડી રહું અને કાંઇ તરતી ડુબતી શોધતો બેસું અને જોઉં કે આગળ ચાલતાં ઉંટરો કેમ કોર મરડે છે અને ઝમાનાની ચહડતી પડતી બાઝી શું નવી પ્રકારનો તલેસમાત કરી દેખડાવે છે; પરંતુ ત્યાંથીબી તે મારો હમનબરદ જો મારો દુંબાલોજ પકડીને બેસશે તો હું પારથીઆ, માઝેનદરાને કે ઠેઠ બાખત્રીઆ સુધી દુર દરાઝ વેર નહાસી જઇને ત્યાંનાં સરવે દેશાવરોને વાટમાં વેરાન અને પાયમાલજ કરતો ચાલીશ કે, જેથી સીકંદરથી આગળ વધી શકાશેજ નહીં. આવા ખ્યાલથી તેની કને જેબી બીજો માલ ખજાનો કે લુટાતાં ને ચોરાતાંબી હજુ વેર બાકી રહેલો હતો તેને પોતાની ગાડીઆ અને પોતાના ઘરાનાની નામવર ખાતુનો સીધે પીલી—કીઆસપી યાને કીઆસપીઅન સરોવરના દરવાઝા ભણી રવાના કરી આપ્યા હતા; કેમકે, એ પાસ યાને દરવાજે અલબરૂજ પહાડની ઠેઠ આરપાર નીકળી જતો હતો અને ત્યાંથી થઇનેજ મીદીઆનાં પ્રાંતમાંથી માઝેનદરાન (હીરકેનીઆ) તથા પારથીઆના મુલકોમાં દાખેલ થઇ શકાતું હતું; પરંતુ તે

ખુદ પોતે તો પોતાની આસપાસનાં દેશાવરો ખાતેથી કેટલું એક નવું લશ્કર જમા કરીને ત્યાંનાં પાયતખ્ત શેહેર અકબતાના ખાતેજ પડી રહેલો હતો. પુરાતન પારસી કે મીદ લોકોનું આ નામીચું શેહેર તે ઝમાનામાં જ્યાં આગળ કે હાલમાં હમદનનું શેહેર આવેલું છે તેની બરાબરજ ભુમી ઉપર અસલમાં આવેલું હતું, કે જેને કદીમ ખીઆલદીઅન લોકો અચમીથાનાં નામ હેઠળ પીછાનતા હતા, એમ ઇજરા આપણને જણાવી ગયો છે. (જુઓ, તેની પોથી, ૬–૨.) તે શેહેર ઓરોનતીસના પહાડની છેક તળેટી આગળ આવેલું હતું અને આ દફતરમાં વારંવાર જણાવ્યા પ્રમાણે ગરમીના દીવસો પારસી કે પારથીઅન શેહેનશાહો તે શેહેરમાંજ જઈને પોતે ગુજારતા હતા. તેને સાત દેવાલોથી ઘેરી લેવામાં આવેલું હતું કે જે દેવાલો અંદરથી તે ઠેઠ બાહેર સુધી એકમેકથી વધુ અને વધુ ઉંચી લેવામાં આવેલી હતી અને તેઓ ઉપર જુદા જુદા રંગો ચહડાવેલા આપણી દ્રષ્ટીએ પડી શકતા હતા, એમ ખોલાસેથી આપણે આગળ કેઠે વરણવી ચુકયા છીએ. તેનાજ કીલ્લામાં પાદશાહી તીજોરી ખાતું આવેલું હતું, કે જેની હેઠાણમાં એક રવનકદાર અને ખુશનુમા પાદશાહી બુલંદ મેહેલ આપણી દ્રષ્ટીએ પડી શકતો હતો, કે જેના ઉપર રૂપાંનાં નળ્યાં ચહડી રહેલાં હતાં અને તે માંહેલા સ્થંભો, દેવાલો તથા બારી બારણાંઓ ઉપર સોના રૂપાંના ઢોળો ચહડાવેલા માલુમ પડી શકતા હતા. તે ચાર હઝાર તાલેંત જેટલું નગદીકામ પાછળથી સામનો રાજા મહાતમા એનતીઓકસ પોતે લુટી લઈ ગયો હતો અને તેના પોતે પછી સીક્કા પડાવી નાંખ્યા હતા. (જુઓ, પોલીબીઅસ ૧૦–૨૭.) એ શેહેરનો અસલમાં મીદીઅનોની ગાદીના સ્થાપનાર પાદશાહ દેહોકીસે (દેઓસીસે) પ્રથમમાં પાયો નાંખ્યો હતો, એમ હીરોદોતસ આપણને જણાવી ગયો છે. (૧–૯૮.)

હવેથી સીકંદર પોતાના હાથ મોકળા થવાથી મીદીઆ તરફ પોતે સેતાબીથી નીકળી આવ્યો અને તરતજ જઈને પારાઇતાકાઇ નામની જે વરણ કે ફારસ અને મીદીઆનાં પ્રાંતો વચ્ચે આવેલા કોહેસ્તાનોમાં વસ્તી હતી તેઓના મુલક ઉપર હુમલો કરી તે સરઝમીનનેબી પોતાના તાબા હેઠળ કરી લીધી હતી અને સુસાના આગલા પારસી હાકેમ અબુલાઇતીસના બેટા ઓક્ષાથરીસને ત્યાંનો મરઝબાન નેમી આપયો હતો. પોતાની આ રેહલત યાને કુચની વેળા તેના સાંભળવામાં વળી એમ પણ આવ્યું હતું કે, પાદશાહ દરાયશની કુમકમાં સીથીઅન તથા કાદુસીઅન લોકો હાલમાં થોકબંધ ઉતરી પડેલા હોવાથી તે પાદશાહ ફરીને પોતાનો નસીબો અઝમાવવાનાં હેતુથી તેની સાથે પાછો લડાઇમાં ઉતરવાનો પકકો મનસુબો કરી રહેલો છે. આથી તેણે પોતાના ભારબરદારી જાનવરો તથા સામાન સરંજામના ઉપરીઓ અને તે માલમતાની મહાફેજત સારૂ મેલેલા પેલા સેપાહો તથા માણસોને પોતાની પછવાડે આવવાનો હોકમ કર્યો અને પોતે તો પોતાની તે આખી ફોજ સીખે શેતાબીથી લડાઇની સફ આરાસ્તા કરીને દરાયશની સામે થવા સારૂ મીદીઆ ભણી ઉપડી ચાલ્યો અને ઠેઠ બારમે દીવસે તે ભુમી ખાતે સહીસલામત જઇ પહોંચયો હતો. ત્યાં જઇ પહોંચતાંને વાર તેના સાંભળવા તથા દીઠામાં એવું આવ્યું કે, પેલા સીથીઅનો તથા કાદુસીઅનો તો હજુ સુધી દરાયશની કુમકમાં આવી પહોંચેલાજ નહોતા; જેથી તે પાદશાહ લડાઇ કરવા માટે તઇયાર થયલોજ ન હોવાથી પોતે તો ત્યાંથી પણ નહાસી જવાનોજ ઠરાવ કરી રહેલો હતો. આથી તેણે વધારે ઝડપથી કુચ કરવાને હવેથી શુરૂ કર્યું અને હજુ તો તે અકબતાનાનાં શેહેર આગળથી ફકત ત્રણ દીવસનેજ છેટે રહેલો હતો, એટલામાં તેને દરાયશની પુરવેના આરતાજરકસીસ ઓકસ જેવા શેહજોર પારસી પાદશાહના બેટા બીસ્તાનીસ સાથે મોલાકાત થઇ પડી હતી, કે જેણે સીકંદરને એવી ખબર પહોંચાડી દીધી હતી કે, દરાયશ તો પાંચ દીવસની વાત ઉપર મીદીઅનો કનેથી સાત હજાર તાલેંત યાને સત્તર લાખ પાઉંડ, ત્રણ હઝાર ઘોડેસવારો અને છ હઝાર પયદલ સેપાહો લઇને કેડે છટકી

ગયો છે. હવે સીકંદર ઠેઠ અકબતાના સુધી જ્યારે પહોંચી ગયો ત્યારે તેણે પોતાના થેસીલીઅન ઘોડેસવારો અને બીજા મદદનીસ યવન સેપાહોને પાછા પોતાનાં દેશાવર ખાતે મોકલી આપવા સારૂ રસ્તા ભણી રવાના કરી આપયા હતા અને કબુલાત મુજબ તેઓના પગારો આપી દેતાં બીજાં પોતાની ગીરોનાં બે હઝાર તાલેંત યાને ૪,૮૭,૦૦૦ પાઉંડની વધુ નવાઝેશ તેઓપર કરી હતી. વળી તેણે પોતાની ફોજમાં એવોબી ઢંઢેરો ફેરાવયો હતો કે, જેઓ પોતાની રાજીખુશીથી હજુ પણ પગારદાર તરીકે મારી નોકરી બજાવવા ચાહતા હોય તેઓને હું તો રાખવાને ખુશીજ છું, કે જેથી ઘણાખરા સીપાહીઓ તો તેની ચાકરીમાંજ પડી રહયા હતા અને પોતપોતાનાં નામો પાછાં નોંધાવવાને મંડી ગયા હતા. ત્યારબાદ તેણે પેલા ઇપોસીલુસનાં બેટા પોલાઇદીસપર એવો હોકમ મોકલાવયો હતો કે, તમારે તમારી સાથે એક ઘોડેસવાર પલટણ લઇને પેલા થેસીલીઅન ઘોડેસવારોને ઠેઠ દરયાકીનારા વેર જઇને પહોંચાડી આવવા પડશે; કારણ એ જે, પોતપોતાના ઘોડા તે સવારોએ ત્યાંના ત્યાંજ હાલમાં વેચી નાંખેલા હતા. વળી જ્યારે ઠેઠ દરયાકીનારા સુધી તેઓ આવી પહોંચે; ત્યારે તેઓને ત્રણ ડોલીવાળાં જહાઝોમાં બેસાડીને યુબોઆન. ટાપુ ભણી લઇ જઇને સહીસલામત રીતે ઉતારી પાડવા સારૂ પોતાના મીનીસ નામના બીજા એક સરદારને પણ હોકમ કરેલો હતો. કરસીયુસ વળી એમબી વરણવી જાય છે, (૫–૨૩) કે સીલીસીઆનાં પ્રાંતમાંથી કુચ કરી આવીને તેજ વેળાએ બીજા છ હજાર યવન ભાડુતીની સેપાહો કોઇ એક અફલાતુન (પલેતો) નામના આથીનીઅન સરદારનાં ઉપરીપણાં હેઠળ મીદીઆ ખાતે આવીને સીંકદરની ફોજમાં શામેલ થઇ ગયા હતા. તેણે વળી પારમેનીઓને એવો હોકમ કરયો હતો કે, તમો જેબી ખજાનો ફારસ ખાતેથી લઇ જાઓ તેને અકબતાનાના કીલ્લામાં સહીસલામત રીતે હારપેલુસના સ્વાધીન હેઠળજ સોંપી આપનો; કારણ એ જે, તે ઉમરાવ સાથે છ હઝાર મકદુનીઅન સેપાહો અને હલકાં હથયારો ધરાવનાર કેટલાએક સવારોને સોંપી આપીને તે ખજાના ઉપર દેખરેખ રાખવા સારૂ તેને ત્યાંનો મેં ઉપરી બનાવી રાખેલો છે. તે વેળાએ એ અકબતાનાના કીલ્લામાં એ પીનદારા કને એક લાખ અને એંસી હઝાર તાલેંત યાને ૪,૩૭,૮૫,૦૦૦ પાઉંડ જેટલી નગદી જમા થઇ પડેલી હતી, એમ દાયોદોરસ આપણને જણાવી ગયો છે. (૧૭–૮૦.) આમ પારસીઓનો અખુટ અને બોહોળો ખજાનો યવનો કને આવતો ચાલ્યો ગયો છે તે વીષેની જેમ જેમ ગ્રીસ દેશ ખાતે બુમો પડવા લાગી તેમ તેમ ત્યારે તે લોકો ઘણાજ નાચકુદમાં પડી ગયા હતા કે, એટલું બધું દ્રવય આપણાં ગરીબડાં દેશાવરો ખાતે તો કોઇ કાળે પણ આવી પડેલુંજ નહોતું. તેણે વળી પારમેનીઓ ઉપર એમ પણ કહાવી મોકલાવયું હતું કે, તમારે એક ફકત મારી સ્નેહી ઘોડેસવાર ફોજનેજ પડતી રાખી બાકીના સઘળા ઘોડેસવારો, યવન ભાડુતી ફોજના સીપાહીઓ અને થરેસીઅન સવારોનેબી તમારી સાથે લઇને કાદુસીઅન લોકોની ભુમી વટાવીને ઝડપમાંજ માઝેનદરાનનાં પ્રાંત ખાતે ઉપડી જવું જોઇશે; તેમજ વળી કલાઇતસ જે તે વેળાએ સુસા ખાતે આજારી પડીને પાછળજ જે રહી ગયેલો હતો અને તેની પાદશાહી ઘોડેસવાર ફોજનો ઉપરી થતો હતો, તેના પરબી એમ કહાવી મોકલાવયું હતું કે, તમો જયારે સુસા ખાતેથી અકબતાના તરફ આવી પહોંચો; ત્યારે જે મકદુનીઅન સેપાહોને કે પેલી નગદીના બચાવ ખાતેર હું ત્યાં મેલી રાખી આવયો છું તેઓને તમારી સાથેજ લઇને તરત પાછા પારથીઆ ભણીજ ઉતરી પડવું; કેમ કે, તે તરફ જઇ પહોંચવાનો મારો પણ હાલમાં એરાદો છે.

**સીકંદરે હવેથી પીલી–કીયાસપી યાને કીઆસપીઅન સરોવરના દરવાઝા ભણી પોતે દારાયશનો પકડેલો દુંબાલો.**

ત્યારબાદ સીકંદર પોતાની સાથે પોતાની ખાસ ઘોડેસવાર અને

ચપળ અહીં તહીં દોડધામ કરીને છાપો મારી આવનાર હલકાં હથયારો ધરાવનાર સવારો તથા ઇરીગાઇયુસની સરદારી હેઠળની પેલી યવન ભાડુતી સવારોની ટુકડી, મકદુનીઅન ફાલૅંક્ષ, તીરઅન્દાઝો અને એગ્રીઆનીઅન સેપાહીને લઇને દરાયશનો દુંબાલો પકડવા માટે ખુદ પોતે હાથે જાતેજ ઉતરી પડયો હતો. તે ફોજમાંથી જે માણસોને કે પેલા પઇસાની દેખરેખ સારૂ મેલી રાખેલા હતા તેઓનેજ ફક્ત મુક્ત રાખવામાં આવેલા હતા. કરસીયુસ એમ વરણવી જાય છે (૫–૧૭) કે, તે કુચ તેણે એવી તો ઝડપમાં કરવા માંડી હતી કે, તેથી વાટમાંજ તેના કેટલા એક સીપાહીઓ તો થાક અને હેજગારીથીજ અરડાઇ પડીને છેકજ પછાત પડી ગયા હતા અને ઘણાએક ઘોડાઓનો તો ઘાનજ નીકળી ગયો હતો; તોબી તેણે પોતાની ઝડપ તો ઘણીજ જોશમાં ચાલુજ રાખી મેલી હતી અને લગભગ અગયારમેજ દીવસે તે મીદીઆની છેક ઉતરમાં આવેલાં રાગીઆ યાને રયનાં નામીચાં શેહેર ખાતે જઇ પહોંચયો હતો કે જ્યાંનાં મેદાનમાં થઇ પડેલાં જુદાબંધ જંગો વીષેના દાસ્તાનો ફેરદુસી તથા બીજા ફારસી નવીશનદાઓ આપી ગયા છે; એટલુંજ નહી, પરંતુ તેનાં વીષે ખ્રીસ્તીઓની તોબીતની પોથીમાં પણ કાંઇક એશારાઓ કરેલા અદયપી આપણા વાંચવામાં આવી શકે છે. તે શેહેર હાલમાં તહેરાનના પાયતખત શેહેરની અગની કોણ ભણી બીરાજે છે અને છેક અવસ્તાના ઝમાનાથી તે ખ્રીસ્તીઓની છેક નવમી કે દશમી સુધી એક ઘણુંજ વખણાયલાં શેહેર તરીકે ચોમેર પ્રસીધતા પામી ચુકેલું હતું. ત્યાંથી પીલી–કીયાસપીના દરવાઝા સુધી જઇ પહોંચતાં સીકંદર જેવા ઝડકુ સવારને ફકત એકજ દીવસ લાગે તેવું હતું; પરંતુ તે તરફ સીકંદર આવી પહોંચે તે આગમચ દરાયશ તો તે પાસ છોડીને તેથીબી દુર કેથે પોતે છટકી ગયો હતો; પરંતુ તેની આ રેહેલતની વેળાએ જેબી સવારો કે તેના રફીક જેવા થઇ પડેલ હતા તેઓ માંહેલા ઘણાખરાઓ તો તેને હાલમાં છોડી જઇને પોતપોતાને ઘેરબારે નીકળી ચાલયા હતા અને કેટલાએકો તો વળી સીકંદરનેજ શરણ થઇ પડયા હતા. આથી સીકંદર દરાયશને પકડવાની આશા તો સમુળગીજ પોતે છોડી બેઠો હતો; કેમકે, તેની પુર ખાતરી હતી કે તે હવેથી બાખત્રીઆ કે સોગદીઆના તરફ જઇને ભરાઇ બેસી ત્યાંના લોકોને મારી સામે હુલકાવતોજ ચાલ્યો રહેશે; માટે તેનો દુંબાલો તેણે હાલ તરત તો પડતોજ નાંખી દીધો હતો અને પોતાનાં લશકરને ત્યાં આસાયશ આપવા સારૂં પાંચ દીવસ સુધી ત્યાં ધામોજ નાંખી પડયો હતો. વળી ઓક્ષોદાતીશ નામનો કોઇ એક પારસી ઉમરાવ જેને દરાયશે તેના કમતાલેને લીધે પકડી લઇને સુસા ખાતેજ ગોંધી રાખેલો હતો, તેને આ તાજદારે મીદીઆનો છત્રપ બનાવી મેલ્યો હતો; એવા વીચારથી કે, દરાયશ તેની સાથે જે ખરાબ રીતે ચાલ્યો હતો તેથી તે મારો તો હલકેબગોશ જેવોજ નોકર થઇ પડયા વીના તો રહેશેજ નહીં. તે પછી તે પારથીઆ ખાતેજ ઉપડી ગયો હતો અને છેક પેહેલેજ દીવસે તે પેલા કીઆશપીઅન દરવાઝાવેર જઇ પહોંચયો હતો અને તેને બીજે દીવસે તે પાસ ઓળંગાવી જઇને જ્યાં સુધી કે તેને રાહમાં વસ્તી મળતી ચાલી ત્યાં સુધી તે કુચ કરતો રહેલો હતો; પરંતુ જ્યારે તેને એમ માલુમ પડી ચુકયું કે, તેની આગળ તો બેયાબાન જંગલોજ હવેથી લાગુ પડેલાં છે; ત્યારે જ્યાં આગળ તે હાલમાં છાવણી નાંખી પડેલો હતો ત્યાં આગળથી ખોરાકી લઇ લેવાનો તેણે ઠરાવ કરી રાખયો હતો અને તે ખોરાકીને હાથ કરી લેવા સારૂ તેણે પોતાના સરદાર કોઇનુસ સાથે થોડાક પયદલ સેપાહો અને ઘોડેસવાર પલટણની એક ટુકડી આપી તેને પેલાં આસપાસનાં દેશાવરો ખાતેજ દોડાવી મેલ્યો હતો.

## દરાયશનું બીસસ નામના તેનાજ એક નીમકહરામ હાકેમ અને સ્નેહીને હાથે કેદ પકડાઈ જવું અને તેણેજ તેનો આખેરે લીધેલો પ્રાણ.

જેમ કહેવત મશહુર છે કે શકતાના સાથી ઘણા અને પડતીપર પચાસ, તેવોજ હાલ આ બંને તાજદારોનો હવેથી થઇ પડયો હતો. જે પારસી અમીર ઉમરાવોને દરાયશે પોતે બુલંદ મરતબે પહોંચાડી દીધા હતા, જેઓને ગોયા પોતાના જીગરનું લોહી પાઇનેજ ઉછરેલા હતા, જેઓને પોતાના હમનશીનો અને એક દીલ તથા એક ઝબાન જેવાજ સ્નેહીઓ તરીકે ગણેલા હતા અને જેઓ તેની તથા તેના ખાનદાનની ખીદમતગારી લાંબી મુદતથીજ કરતા આવેલા (ખેદમતગારે દેહેરીનાં)ઓમાંજ ખપતા હતા અને તેનાજ નાન અને નીમકથીજ પરવરશ થઇ ચુકેલા હતા, તેઓ તેનો આમ પડતો હાલ જોઇને પોતાના આવા નેક ખસલતના મુરબ્બીની બોરડુમાંથી ખસી જઇને ઓર ઉલટો તેને પકડીને સીકંદરનેજ સ્વાધાન કરી દેવાના દાવપેચો રમતા બેઠા હતા; તે ઘણી શરમ ભરેલીજ વાત હતી. તેવા સુજી પારસી બચ્ચાઓથીજ હવેથી હખામનીવંશની પડતી આવી ગઇ હતી, માટે તેઓનાં નામો આ પ્રસંગે મને નોંધી રાખવાની ગોયા ફરજજ પડી જાય છે. તેઓમાં સપર પેહેલો તો બાખત્રીઆનો સુબો બીસસ ખુદ પોતેજ હતો, બીજો તો તેનો નબારજાનીસ નામનો ઘોડેસવાર ફોજનો સેનાધીપતી હતો, ત્રીજો તો બારસીઆનતીસ નામનો આરાચોતીઆ અને દરંગીઆનાં પ્રાંતોનો શાહાતરાબ થતો હતો અને ચોથો તો મીદીઆનો તેનો પાછળથી નેમેલો એક આત્રોપત નામનો સુબો હતો. તે સાથે તેઓ પુરવે માજીયુસ, આનતીબીલુસ, ફારસીઓરતીસ અને મીથરીનીસ જેવા બીજા પારસી મરઝબાનો તો દરાયશને પડતો નાખી સીકંદરનાજ ગોલામો જેવા પોતપોતાના સ્વારથો સારૂ થઇ પડેલા હતા તેઓને તો ગોયા વળી જુદાજ આપણને ગણવા તથા સમજવા જોઇએ. આથી તો જ્યારે મકદુનીઅનો, અશકાનીઅનો અને મલુકે તવાયફના ઝમાનાના રાજાઓનો ઇરાનમાં દોર તોડીને મહાતમા અરદેશર બાબેગાને તે આખા દેશની સલતનત હખામનીઓજ માફક પોતે એકજ હાથ કરી બેઠો; ત્યારે જેબી પારસીઓના ખાનદાનોએ સીકંદરને મદદ કરી પોતાના આપસ્વારથો સારૂ બીચારા દરાયશને છોડી જઇ પોતાનાં રાજ્ય તરફ બેઇમાન નીવડી પડયા હતા તેઓપર પોતે ઘણીજ કરડી નજર રાખવા લાગયો હતો અને તેઓને મનસે પોતે અત્યંત ધીક્કારતોજ હતો. એટલામાં રસ્તામાંજ બાગીસ્તાનીસ ( બાગીસ્તાન ) નામના એક બાબુલી ( બાબેલોનીઅન ) ઉમરાવ સાથે સીકંદરને મુલાકાત થઇ પડી હતી જે શખસ કે તરતનોજ પોતાની સાથે માજીયુસના એક બેટા એનતીબીલુસ સાથે દરાયશની છાવણી છોડીને નીકળી આવેલો હતો. તે લોકોએ તે પાદશાહને એવી ખબર પહોંચાડી દીધી હતી કે, નબરજાનીસ જે દરાયશની નહાસભાગની વેળા તેનો સોબતી થઇ પડેલો હતો અને તેની ઘોડેસવાર ફોજનો જે સરદાર ગણાતો હતો તેણે તથા બાખત્રીઆના છત્રપ બીસસ અને આરાચોતીઆ તથા દરંગીઆના ( સીસ્તાન ) ના હાકેમ બારસીએનતીસે મળીને દરાયશને તો પકડીને કેદજ કરી રાખેલો છે. એ બીના જેવી સીકંદરને કાને પડી ચુકી કે તેવોજ તે ત્યારે પોતાના ફકત ખાસ સવારો, ઝપાઝપી કરનારા ઘોડેસવારો અને મજબુત બાંધાના કેટલાએક ચુનંદા પાઉંપીઆદા સેપાહોને લઇ તે તરફ જવા સારૂ પોતે વધારે ઝડપથી મારતે ઘોડેજ નીકળી ચાલ્યો. તે માણસો કને તે વેળાએ પોતપોતાના હથયારો અને ફકત બે દીવસની ખોરાકી સેવાય બીજો કશો સરસામાન તો જોવામાં આવતોજ ન હોતો. તે કામ તેને પોતાની સદાની રૂઢી માફક એટલી તો ઝડપથી હાલમાં ઉઠાવવું પડયું હતું કે, આગળ ખોરાકી મેળવવા સારૂ કોઇનુસને પેલા બેયાબાનો તરફ જે દોડાવી મેલ્યો હતો તેનીબી પાછા ફરવાની કશી પણ દરકાર તેણે કરેલીજ નહોતી; બલકે તેનેબી પડતો નાંખી જે સવારો પછવાડે પડી ગ

ચલા હતા, તેઓપર કરાતીરૂસને સરદાર નેમી તેને એવો હોકમ કરયો હતો કે, તમારે મારી પછવાડે કદમ કદમ આસાયશ લેતાં થોડી થોડી મંજલો કાપીનેજ પછી નીકળી આવવું જોઇશે. તે આખી રાત અને બીજે દીવસની ભર બપોર સુધી કુચ કરી રહયા બાદ તેણે તે ફોજને થોડેક વાર સુધી વીસામો આપયો હતો અને તયાર બાદ આખી રાત સુધી પછી પાછી પોતાની કુચને તેણે જારીજ રાખી મેલી હતી અને સહવારનાં પરોઢયાંમાં તો જે અમુક છાવણીમાંથી તેને મજકુર બાગીસ્તાનીસે આવી મળવાને કહયું હતું તયાં સુધી તે આવી પહોંચયો હતો; પરંતુ પેલા દુશમનોનો તો તયાં તેને કશો પતોજ લાગયો નહોતો. એટલીજ વાત તયાં તેના સાંભળવામાં આવી હતી કે, દરાયશને તો કોઇ ઢાંકેલી ગાડીમાં કેદ કરીને હાથે પગે સોનેરી ઝનજીરો પેહેરાવીને કેથે તેઓ ઉઠાવીજ ગયલા છે; એમ કરસીયુસ (૫-૩૪) દાયોદોરસ (૧૭-૭૩) અને જસ્તીન (૧૧-૧૫) આપણને જણાવી ગયલા છે. વળી આ છેલ્લો રાવી તો અહીંયાં સુધી પોતે બોલી જાય છે કે, પારથીઆ માંહેલા થારા નામના કોઇ એક કસ્બા આગળ એ પાદશાહ કેદ પકડાઇ ગયો હતો. જે સોનેરી બેડીઓથી તેને જકડી લેવામાં આવયો હતો તે ઇરાનના પાદશાહ તથા ઉમરાવો જે સોનેરી સાંકળીઓ પોતાનાં ગળાંમાં લટકાવી રાખતા હતા તેજ કદાચને હોવી જોઇએ એમ હાલમાં અનુમાન થઇ શકે છે. વળી તેને બદલે હવેથી બીસસનેજ એ લડાઇ આગળ ચાલુ રાખવા અને લંબાવવા સારૂ પેલા બાખત્રીઅન ઘોડે સવારો અને બીજા એશીઆ ખંડના તમામ સેપાહોએ તેનેજ પોતાનો સેપેહસાલાર કરીને ગોઠવી અને ઠોકી બેસાડેલો છે એવીબી વાત તે તાજદારના સાંભળવામાં તે વેળાએ આવી ચુકી હતી. પરંતુ આરતાબેજુસ અને તેના બેટા તથા પારસી અને યવન ભાડુતી ફોજનાં સેપાહો તો દરાયશ સાથેજ હજુબી ઇમાનદારીથીજ વરતતા ચાલ્યા જતા હતા અને તેને એકલાનેજ પોતાનો સરદાર, પેશરો અને પાદશાહ કરીનેજ ગણતા રહેલા હતા; પરંતુ તે ફસાદખોરા ઉમરાવોની સુદ્ધ અને બુદ્ધ ઠેકાણે લાવવા તે વેળાએ તેઓમાં તાકતજ ન હોવાથી તેઓએ તે બાગી અને હુલડખોરા ઉમરાવોની બોરડુજ છોડી મેલીને, પોતે તો આડકત્રે રસ્તેથીજ પેલાં કોહેસ્તાનો તરફજ કુચ કરવાને મંડી ગયા હતા અને બીસસ તથા તેના સ્નેહીઓને તેઓના હુકામમા પોતા તરફથી મદદો આપવાની જરાબી પોતાની મરજી કે ખુશી દેખાડવા લાગયાજ નહોતા. એ આરતાબેજુસ દરાયશ પાદશાહનો ઘણો જુનો રફીક થતો હતો અને તેને તે પાદશાહે આગળ ફીલકુસનેજ હરોળમાં આપેલો હતો તેથી સીકંદર પણ તેનાપર અતયંત માયા અને પયાર ધરાવતો હતો, એમ કરસીયુસ વરણવી ગયો છે. (૫-૨૬.)

વળી તેજ રાવી આપણને એમ પણ જણાવી જાય છે કે, પોતાના પાદશાહના જાનને કશી પણ અલવલ નહીં આવે તે પ્રાક્રમમાં આરતાબેજુસને પેલો યવન ફોજનો સરદાર નામે પેતરનબી પોતે દીલોજાનથી મદદ કરવામાં શામેલ હતો કે જે તેની વરતણુંક બુલંદ દીલગુરદો દેખડાવે તેવીજ તારીફને પાત્ર હતી. તેનું નામ એરીઅન તો પારાને કરીને આપણને જણાવી ગયો છે. (૩-૧૬.) જેમ બીચારા યઝદેજરદની નહાસભાગની વેળા બેજન અને માહુએશુરી જેવા નીમકહરામ અને નજીસ હાકેમો ઇરાની ગાદી પોતેજ ચાંપી બેસવાનાં ફાંફાં મારવા લાગયા હતા; તેજ પ્રમાણે આ બીસસ અને તેના સોબતીઓ પણ તેવોજ ફંદો આ વેળાએ લઇ બેઠેલા હતા. વળી તેને એવીબી ખબર મળી ગઇ હતી કે જે મજકુર હાકેમોએ આપણા આ તાજદારને કેદ કરીને રાખેલો હતો તેઓએ મનસે એવોબી મનસુબો અને ઠરાવ કરી રાખેલો છે કે સીકંદર હજીબી આપણો દુંબાલોજ પકડી રહેશે તો આપણે સારૂ ફાયદાકારક બંદોબસ્તો કરી લેવા સારૂ તેને દરાયશનેજ આપણે સ્વાધીન કરી દઇશું. એમ તેને આગળ ઓઢું કરી રાખીને પોતાની નીચ મુરાદમાં ફાવી જવા સારૂ તેઓ હાલ તરત પોતે તો

પ્રપંચોજ રમતા બેઠેલા હતા. એમ કર
તાં સીકંદર આપણને જો પડતાજ મેલી
દેશે તો હવેથી કદાચને આ લડાઇ બા
ખત્રીઆ ખાતેજ જાગી ઉઠશે કે જ્યાંના
લોકો ઉપર આપણેજ હાકેમ હોવાથી
અને ત્યાંના સરવે ખુણાં ખાંચરાઓથી
આપણે સારી કાની માહેતગારબી હોવા
થી ત્યાં મોટું લશ્કર પણ તેની સામે થ
વા સારૂ આપણે જમા કરી શકીશું અ
ને ત્યાંની ગાદી પાછી આપણા ઇરાની
ઓ સારૂં આપણે ખુદ પોતેજ ખુંચી
બેસીશું એવા શેખચલ્લી જેવાજ વી
ચારમાં જઇ પડેલા હતા.

હવે આ બાબત ખતમ કરયા
આગમજ મને આવા બીસસ કે નબાર
જાનીશ અને બારસીઆનસીશ કે આ
ત્રીપત જેવા નીમકહરામ શખસો સારૂ
બે બોલો જણાવવાને ગોયા પ્રસંગોપા
તજ થઇ પડે છે. કારણ એ જે આમ
પેદરપે પોતાના નસીબવંતા હમનબ
રદ કનેથી શીકસ્તો પછી શીકસ્તો
મળયાથી પાદશાહ દરાયસ ખુદ પોતે
તો એ બંને ઇસસ તથા અરબેલાની ખુન
ખાર લડાઇઓમાં પોતાની ફોજોની સર
દારી જે પોતાનેજ માથે રાખી બેઠેલો
હતો તેપરથી તો ઓર ઉલટું તેનું શુ
રવીરપણું અને બાહદુર પાણી આઇના
ની માફકજ ગોયા પરખાઇ આવે છે
માટે આરીઅન કે બીજા તેને વગોવના
ર દુશમન નવીશનદાઓ તેની નહેશ
મારી જાએ તે બીના તેઓની કલમને તો
કાંઇ જેબ આપે તેવી નથી. તે બંને
લડાઇઓ કેમ કરવી તેનો માંચરો અને
બાજી તથા જુગતીઓ વટીક પણ પોતા
ના ધયાન પ્રમાણેજ તે કરતો રહેલો
હતો; પરંતુ તેની તે નજર બીહકથી
ધચુપચુ મનની જે થઇ પડેલી હતી
તેથી તેના શરદારો તેને અકરાવી ગભ
રાવીને જે આડે રસ્તે દોરવી લઇ જતા
હતા તેમાં તો તેનો કશો ચારો કે ઇ
લાજજ કાંઇ રહેતો ન હતો; કારણ એ
જે આ તો દરેક માનવીઓમાં ગોયા
જાતીજ ખવાશ રહે છે પછી તે પોતે
શું અદના કે આલા અને રંક કે રાય કાં
ય નહી હોય તથા સરદારો કે હુનરમંદ ઇજ
નેરોમાંબી ખપતા હોય યાતો મોટા મોટા
સાહુકાર કે સોદાગરોમાં પોતાના નામો
લખાવતાજ ચાલયા જાય તો પણ તેઓ
પોતાના ઉઠાવેલા સાહસકરમોમાં એક
પછી જો અબજશોજ મેલવતા જા
ય છે તો તેઓ આખરે પોતાના હાંઝાં
જ મેલી દીયે છે અને હવે કરવું તે
કેમ તે વીશે પોતે દામાદોલ વીચારના
જ થઇ પડે છે? તોબી આ બાબ સં
પુર્ણ કરવા આગમજ મને આટલું તો
કબુલ મંજુર રાખવુંજ પડે છે કે એ
બીચારાની પડતી હાલતની વેળાએ યવ
નો જેવા તેના તથા પારસીઓના અસલી
જાતી અને હરહડતા દુશમનો વટીક તેની સ
હાયતામાં જે ઉતરી પડેલા હતા તેપરથી
તો તેઓનો બુલંદ દીરગુરદો અને નીખા
લેશ ખવાસજ સાફ પરખાઇ આવે છે.
કેમકે દરેક માનવીની ચહડતી વેળાએ
તેની તરફેણમાં જેટલા જોઇએ તેટલા
દોસ્તઆસનાઓ તો ગોયા ઉભાઇજ ની
કળે છે, પરંતુ જ્યારે તેનાપર કશા હા
દેશાઓજ આવી પડે છે ત્યારે તેઓ
પોતે એક પછી એક ખડતાજ ચાલયા
જાય છે. આથી તેવા વેશધારૂ ન
ગુણા મીત્રો તરફ તો આપણને તી
રસ્કારની નજરથી જોયા વીના તો કાંઇ
ચાલતુંજ નથી. જુઓ કે જેઓ આપણાં
ચાલતાં ચલણમાં આપણે જપઇસે અને વ
ગવસીલાઓથી વધી ગયલા હોય છે તે
ઓજ આપણી પડતી હાલતની વે
ળાએ કેવા આપણી નીંદાજ કરવાને
મંડી જાય છે અને છુપી રીતે આપણી
બદગોઇ અને નહેસજ મારતા રેહે છે.
માટે તેવા કમઅક્કલી દોસ્તદાર ઉપર તી
રસકાર હોજો અને તેઓપર સદાકાલ
આફત આવી પડજો! એવી દુવા ફી
રદોશી પણ ખોદાતાલાને માંગી જાએ
છે અને એમ કહે છે કે,

"સીફલે ખુદાવંદે હસ્તી મ બાદ,
જવાં મરદરા તંગ દસ્તી મ બાદ."

યાને અરે ઓ ઇશ્વર! તેવાં
નગુણા માણસોને તું છેક ઉંચે દરજજે
સુધી ચહડાવીજ ના દેતો અને જવાં મ
રદ શખસોના હાથ તું સદાકાળ ભીડ
માંજ ના રાખતો કે જેથી તેવા અભાગી
આ અને તરકટી પુરૂષો કને તેઓને કો
ઇ કાલે પણ હાથ ઓરવાની ગરજજ

નહી પડે. આ બીના એ મજકુર નીમક
હરામ શખસોને વાજબીની રાહે
લાગુ પડી શકે તેવી છે કે જે પા
દશાહનું પોતે ઘણું સુધી નીમક
ખાધું અને જેની કરમ બક્ષેસથીજ
તેઓ આવે મોટે દરજજે ઈરાનીઓમાં
ચહડી બેઠા, તેવા પોતાના નેક મુ
રબ્બીને તે બદમાશ બચ્ચાઓએ સી
કંદરનાં માનીતા થવાને અરથે મારી ના
ખવા જરા લજવાયા કે શરમાયાજ ન
હોતા કે જેવી નઠારી ચાલચલગત અને
વરતણુકમાં હુંએ-શુંરીએ પણ શાશાની
આના છેલા પાદશાહ બીચારા યજદજર
દ સાથે પણ ચલાવી દેખડાવી હતી કે
જેનો બદ બદલો તેઓએ સારીકાની
પોતે પણ આખરે પાછળથી ચાખયોજ
હતો તે બીનાને આપણુને નયમીત તરી
કેજ સમજવી જોઇએ; કેમકે "કર ને
જો" તે કહેવત આપરથી ગોયા સાબે
તજ થઇ શકે છે. વળી પાદશાહોના જા
નોપર તરાપ મારવી તે કામ તો અસ
લી પારસીઓમાં ઘણું ઝબુન તથા ગુના
હનું ભરેલુંજ ગણાતું હતું; માટે તે
જાણુયા છતાંબી તેઓએ જે આવું નાલા
યક પગલું ભરી બતલાવયું હતું તેથી
તેઓ તો ધીક્કારને વધારેજ પાત્ર થઇ
પડે છે.

વળી તે સાથે તે ચગોર તાજદાર એમ
બી પોતાને મનસે સારી પેઠે સમજતો
હતો કે એ બીસસ ખુદ પોતે દરાયશ
નો અતલગનોજ સગો હોવાથી અને
બાખત્રીઆનો છત્રપ તથા આખી ફોજનો
હવેથી સરદાર નેમાયલો હતો તેથી એ
લડાઇ તો મારી ખુદ પોતાની ભુમીમાંજ
સળગી ઉઠશે કે જ્યાં હું સીકંદરને પેચે
પેચ આવી શકીશ; એમ પણ તે પોતાને
મનસે કદાચને મલકાતોબી રહેલો હશે.
આથી પોતાનાં સઘળાં બળ સીખે તેનો
દુંબાલોજ પકડી બેસવાને સીકંદરે મજ
બુત ઠરાવ પોતાને મનસે કરી રાખયો
હતો અને જોકે તેના લશકરી સેપાહો
અને ઘોડાઓ દરરોજની લાંબી લાંબી
મંજલો અને હેજગારીઓથી થાકી લટીક
ગયા હતા, તોબી તેણે તો પોતાની કુચને
જારીજ રાખી મેલી હતી અને છેક આ
ખી રાત અને બીજે દીવસની બપોર સુ
ધી મંજલે મંજલ કાપતોજ રહીને જે
કસ્બામાં દરાયશને કેદ કરી રાખેલો હ
તો તે ગામડાંની છેક છાવણી સુધી તે
આવી લાગયો હતો. સીકંદર તો આપણી
તરફ દર મંજલ ધસયોજ આવે છે એ
વી ખબર પેલા બીસસને મળી ચુકી હ
તી તેથી તે તાજદાર તેની છાવણી સુ
ધી આવી પહોંચે તેની એક દહાડો આ
ગમચ ત્યાંથી પોતાના ડેરા તંબુઓ તે
ઠગારો ઉઠાવીને રાતોરાત પોતાની ફોજ
સીખે ત્યાંથી કુચ કરવાનેજ મંડી ગયો
હતો. આથી તેનો દુંબાલો ઝડપમાં પ
કડી લેવા માટે સીકંદરે ત્યાંના રહીસો
કનેથી કોઇક બીજા નજદીકના રસ્તા વી
શેનાં સુધાં લેવા માંડયા હતા. પેલા
રાહદારીઓ તેને એમ કહેવાને મંડી ગ
યા હતા કે, હા, સાહેબ, અમો લોકો
એક બીજો રસ્તો પણ જાણુયે છીએ;
પરંતુ ત્યાં પાણી કેવળે મળતુંજ નથી.
તેથી તે જગયા જંગલ જેવી પરેશાન
હાલતમાંજ પડી રહેલી છે; તોબી સીકં
દરે તો બજીદ થઇને પેલા રાહદારીઓ
ને એમ કહેવા માંડયું હતું કે ફીકર ન
હી, તે બેયાબાન જંગલ જેવો રસ્તો
પણ મને દેખડાવી આપવાની તમો
સાહેબો મહેરબાનીની રાહે જરા તસદી
લેશો તો હું તમારો ઉપકાર કાંઇ ભુલી
શજ નહી. આથી તેઓ તેમ કરવાને
કબુલ તો થયા ખરા; પરંતુ સીકંદ
રે જોયું જે, હું મારી ઝડપ ધારા
પ્રમાણે જો ચાલુજ રાખી મેલી
શ તો મારી પયદલ ફોજ થાકી
ગયલી હોવાથી મારી સરોબરી કરી
શકનારજ નથી; આથી તેણે પોતાના
પાંચસો સવારોને ઘોડાપરથી તરતજ ઉ
તરી પડવાનો હોકમ કીધો અને પોતાની
પયદલ ફોજમાંથી સરસમાં સરસ મજબુ
ત બાંધાવાળા ચનુંદા સીપાહીઓ અને
તેઓનાં લશકરી અમલદારોને ચુંટી કહા
ડી પોતપોતાના હથયારો સીખે જેવી હા
લતમાં હતા તેવીજ હાલતમાં પેલા ઘો
ડાઓ ઉપર એકદમ સવાર થઇ બેસવા
માટે ફરમાવયું. વળી તેણે પોતાના ની
કેનોર નામના ઢાલ તરવાર ધરાવનાર
સેપાહોના ઉપરી અને આગરીઆની
અનં ઘોડેસવાર ફોજના સરદાર એતેલ

સપર એવું પણ ફરમાન મોકલાવી આ પયું હતું કે, તમારી ફોજના જેબી સીપાહીઓ કે પાછળ પડી ગયા હોય તેઓને જેમ બને તેમ હલકાં હથયારો આપીને જે રસ્તેથી બીસસ આગળ નીકળી ગયો છે તેજ રસ્તેથી તેનો દુંબાલો પકડવો અને ત્યાર બાદ કવાયદ સીખે તેની પીઠે પીઠે બાકીની પયદલ ફોજેબી આહીનમાંજ રહીને આસ્તે આસ્તે નીકળી આવવું. ત્યારબાદ સમીસાંજની વેળાએ તો તેણે ખુદ પોતાની કુચ બેવડી ઝડપથી કરવા માંડી હતી અને તેજ આખી રાતના ચારસો સ્તેદીજ યાને આસરે સુડતાળીસ માઇલ જેટલી મંજલ કાપીને બડી બામદાદ આગમચ તો તેણે પોતાના હમનબરદોને પકડીજ પાડયા હતા કે જે વેળાએ તેઓ હથયાર વીના બીનઆહીનમાંજ હોવાથી, થોડાકોજ સીકંદરના તેઓપર તરત ઉતરી પડવાથી પોતપોતાનો બચાવ કરી શકયા હતા; પરંતુ બાકીનાઓએ જેવો સીકંદરને ખુદ પોતાનેજ તે જંગનાં મેદાનમાં દીઠો કે, લડયા વીના પોતે ઝડપમાંજ નહાસભાગમાં પડી ગયા હતા અને સામ કે નરીમાન તથા તહમતન કે કેરશાસ્પ જેવા પોતાના આગલા નામીચા પેહેલવાનોનાં નામોને ગોયા શરમ અને ઝાંખમાંજ નાંખી ગયા હતા. વળી કેટલાએક સીપાહીઓ જે સીકદર સામે થવાને પેલી નહાસભાગમાંથી જે પાછા ફરી ગયા હતા તેઓનો તો તે તાજદારે સજજડ ઘાનજ કહાડી નાંખ્યો હતો, જેથી બાકીનાઓ તો પોતાના સ્નેહીઓને મદદ કરવાને બદલે ઓર ઉલટા પાછા એકદમજ સટકી ગયા હતા. પલુતારક( જુઓ તેનો "સીકંદર" વી૦ ૪૨ મો ) તો આપણને એમ જણાવી જાય છે કે, આ કુચ સીકંદરે એટલી તો ઝડપમાં કરવા માંડી હતી કે, માત્ર અગ્યાર દીવસોમાંજ તેણે ત્રણ હઝાર ને ત્રણસો સ્તેદીજ યાને આસરે ત્રણસો નેવુ માઇલ જેટલી રાહ તો સેહેજમાંજ કાપી નાંખી હતી કે જે વેળાએ તેની તે રેહલતમાં ફકત સાઠજ સીપાહીઓ બરાબર ચાલી શકયા હતા; પરંતુ ઘણાએકો તો બીચારા થાકીને લુસ થઇ પછાતજ પડી ગયા હતા. અત્યાર સુધી તો બીસસ અને તેના હમશરીકોએ દરાયશને બંધ ગાડીમાંજ છુપાવી અને કેદ કરી રાખીને પોતાની સાથેનો સાથેજ રાખી મેલયો હતો; પરંતુ સીકંદર જ્યારે તેઓની છેકજ નઝદીકીમાં આવી પહોંચયો ત્યારે નબરજાનીસ તથા બરસાઇનતીસ જેવા તેના ખાસ રફીકોએજ બીચારા શાહ દરાયશને ઘાહેલ કરી નાંખી રસ્તામાંજ મરણતોલ હાલતમાં પડતો નાંખી પોતાની સાથે છસો ઘોડેસવારોને લઇને કયે ભાગી ગયા હતા. આથી એરીઅન કહે છે કે, પેલા કારી જખમોથી સીકંદર તેની નઝદીકીમાં આવી પહોંચે તે આગમચ તો તે તાજદાર પોતાનો પવીત્ર જાન પોતાના કીરતારનેજ આખેરે પાછો સ્વાધીન કરી બેઠેલો હતો. તેના આવા આ છેલ્લા માઠા દીવસો ઉપર બીજા શું શું બનાવો બની ગયા હતા તે વીષેનો તફસીલવાર પરંતુ ગમખાર અને જીગરસુઝક અહવાલ કરસીયુસ (૫–૨૪ થી ૩૮), દાયોદોરસ (૧૭–૭૩) અને જસ્તીન (૧૧–૧૫) આપણી જાણ સારૂ મેલી ગયલા છે. ઇલીઅન તો અહીંયાં સુધી વરણવી જાય છે (જુઓ, તેની "કુદરતી તવારીખ," ૬–૨૫) કે બીચારા દરાયશને તેના સરવે નોકર ચાકરો અને નીમકહરામ રફીકો મરણતોલ હાલતમાં ભોંયપરજ નાંખીને જ્યારે ચાલતાજ થયા; ત્યારે તેનો એક ઇમાનદાર કુતરોજ ત્યાં તેનાં રવાનની મહાફેજત અને સોગ કરતો દુરથી બેસી રહેલો હતો! વાહવારે નામદાર સગ મોબારક, ધન છે તારી માવતર ઉપર, તારી જાતીની પ્રખ્યાત ઇમાનદારી વીષે પયગમબરો, ફીલસુફો, શાએરો અને તવારીખ નવીશો વાજબીની રાહેજ બાંકાં ફુંકી ગયાં છે; કેમકે, તેવી ઇમાનદારી, લીયાકત અને જાનફેશાની આપણા અતલગના સ્નેહીઓ કે સગાંવહાલાંઓથીબી કોઇ કોઇવાર તો આપણે દેખી શકતાજ નથી. આથીજ યુરીપીદીસ પોતાની એક કવીતામાં એમ બોલે છે કેઃ–"Faithful as dog, the lonely shepherd's pride." યાને

બેયાબાન જંગલમાં કુતરોજ ફકત પેલા એકાંતવાસી ભરવાડનો ગોયા મગરૂરી જેવો સ્નેહીજ થઇ પડે છે. બીચારા પોરટુગીઝ લોકોનો મોટો શાએર કામીયો પણ જ્યારે પોતાની જીંદગાનીના આખેરીના દીવસો ઘણીજ કંગાળ હાલતમાં ગુજારીને લીસબન શેહેરમાં રસ્તે રસ્તે ભીખ માગવા લાગયો ત્યારે તેનો જાની દોસ્ત તેનો એક "અલફાનઝો" નામનો કુતરોજ થઇ પડયો હતો કે જે અભણ પ્રાણી પોતા સારૂ કશાબી નવા લાની આશા રાખયા વીના પોતાના ધણીને સાથે લઇને આખું લીસબન તેને ભીખ મંગાવવા સારૂ દરરોજ પોતે ફરી વળતો હતો. હવેથી ઉરદુ શાએરના કહયા પ્રમાણેઃ—

"ન દારાં રહા ન જમ ન ઇસીકંદરસા પાદશાહ,
એ તખ્તે ઝમીનપે સેંકડો આયે ઓર ચલે ગએ."

આમ ઝમાનાની ચહડતી પડતી બાજુએ હખામની વંશને પાડી નાંખી તેને ઠેકાણે ફકત છ સાતજ દાહેકા સુધી મકદુઅનોને ઇરાનની ગાદી સોંપી આપી હતી અને હજુ તો કોઇ પણ યવન બચો જાણતોજ ન હતો તેટલામાંજ તે બીચારો દરાયશ તો પોતાની તમામ હશમત અને જાહોજલાલી ખોઇને ફકત ધરતી માતાપરજ બેફામ હાલતમાં પડેલો હતો જેથી મુલ્લા ફીરોઝના શબદોમાં જો બોલ્યે તોઃ—

"ન દાનેસ્ત કસ ઝે યુનાની ગેરોહ,
કે ખોરશીદે દારા ફેરૂ શોદ બેકોહ.
ઝે ગૈતી રવાન શોદ બદીગર સરા,
ફેતાદે બદો નેકીયશ બા ખોદા.
બેશોદ રસ્ત અઝ જંગ વ કીન ખાસ્તન,
સફે લશકરે રઝમ આરાસ્તન.
ન જુયદ સરશ મગફરો દરરે તન,
બોવદ આરઝુયશ બેગુરો કફન.
ઝે બુરો ઝે અબ્રશ ન ગુયદ હમી,
સવારીએ તાબુત જુયદ હમી."

(જુઓ, "જયારનામે" વા૦ ૩, પા૦ ૪૦૩ જે આપેલો ટીપુ સુલતાનનો અંત) યાને હજુ તો કોઇબી યવન સેપાહ જાણતોજ નથી કે, દરાયશનો સેતારો તો હવેથી અસ્તજ પામી ચુકયો છે અને તેનું રૂવાન પરમેશ્વર કને પોતાની નેકી બદીનો જવાબ આપવા સારૂ પેલી દુન્યા તરફજ ઉપડી ગયું છે. તે લડાઇ કરવા અને કીનો લેવા તથા લશકરોની સફ ખેંચવા અને સમારવાથી તો બીચારો હવે નીરાળોજ થઇ પડેલો છે અને તેનું સર તથા બદન (શરીર) તાજ કે બખતરની તો કશી આશાજ ધરાવતું નથી; લયકીને તે તો હવેથી ઘોર (અસ્તોદાન) કે કફનનીજ આરઝુ કરતું બેઠેલું છે, અને છતર કે ઘોડેસ્વારીની કશી પણ નેશાન યાદ ન કરતાં તે તો પોતાની જનાઝાની સવારી કહડાવવાનાજ ખીઆલમાં પડી રહેલું છે."

**શાહ દરાયશના પડી ભાગવાથી ઉપજતા કેટલાક વીચારો—તેના આવા પડતા અને માઠા દીવસો વીષે કરેલું કેટલુંક વીવેચન—તે ઉપરથી દરેક માણસે લેવો જોઇતો કાંઇક બોધ અને નસીહત.**

એ પાદશાહની કારકીરદી વીષે તો મારે આગળ ચાલતાંજ વીસ્તારીને બોલવાનું છે, માટે એરીઅન એ પાદશાહ ઉપર જે અમસ્થી અલાપ લઇ ગયો છે તેનોજ અત્રે તો રદયો આપવાનો છે. એ હીન નસીબાનો તથા ધચુપચુ મનનો ધરાવનારો હતો તે વીષે તો કાંઇ મતફેરજ નથી અને પોતાપર પડતી ચાલેલી પયદરપય આફતોથી તે જરા જરામાં આકળો ઘાભરો પડી જતો હતો તે બીના પણ રાસ્ત અને દુરૂસ્તજ છે; પરંતુ તે કાંઇ સરદારીનાં ગુણો ધરાવતોજ ન હતો અને જાતેજ પોતે હીચકારો હોવાથી જરા જરામાં જંગનાં મેદાનોમાંથી નહાસી જતો હતો અને પોતાનાં બળ ઉપર મુશતાક રહેતોજ ન હતો; એવા એવા તેનાપર મેલેલા દોષો સાથે તો હું કેવળે એકમત થઇ શકતોજ નથી. તે જાતે પ્રથમથીજ બુલંદ દીલગુરદો ધરાવતો હોવાથી અને રઇયતની દેખરેખ અને પાસબાની ઉપર જે સારૂં લક્ષ દેતો હતો તેથી તો તેણે પોતાના યવન સરદારોની માંગણી ઉપર પહેલાંથીજ તુચછકારી કહાડી હતી અને પોતાના મુલકોને પોતાને હાથેજ

તાસજ કરી નાંખવાની તેઓની ભલામણો
ઉપર તો જરાબી લક્ષ કે ધ્યાન આપવા
લાગ્યોજ ન હતો; પરંતુ એક સાચા
અને સુદ્ધા માનવી પેરે કાંઇ પણ દાવ
પેચો રમ્યા વીના તથા અંધારામાં પો
તાના હમનબરદોને ફસાવી તેનો નીચ
લાભ લેવામાં જરાબી પોતે પોતાની મ
રજી કે ખુશી દેખડાવતોજ ન હતો. તેની ઇ
ચ્છા તો સીકંદરને પોતાના મુલકમાં છેક ઠેઠ
વેર આવવા દઇને મરદાંને મરદ માફક
તેને ત્યાંથી હાંકી કહાડવાની હ
તી અને નહીં કે સીકંદરની માફક શ
બે ખુન કરી દુશમનોને ગાફેલ હાલત
માંજ પકડી લઇને તેઓ પર ઉતરી પ
ડવાની હતી. સીકંદર તેના થાને પોતે
જાતેજ વધારે શેહજોર અને વધુ સારાં
સરદારીનાં ગુણો ધરાવતો હતો તે બી
નાનો તો હુંબી કાંઇ ઇનકાર કરી જવા
માગતોજ નથી; પરંતુ તે નવો તાજ
દાર એકબાલનો ઘણોજ બુલંદ હોવા
થીજ વારંવાર એશીઆ ખંડની બોહોળી
ફોજોથી ઘેરાઇ જતો જતો જરા જરામાં
જ બચી જતો હતો. તેના યવન દુશ
મનોબી તે કેથેબી ઘેરાઇ જયા વીના
તો રહેશેજ નહીં એવાજ ખીઆલમાં
પ્રથમ ઘરથીજ પોતે તો રમીજ રહેલા
હતા. હવે એ બંને હમનબરદો વચ્ચે
કોસ્તાઓ ઉપર લડાઇઓ શુરૂ થઇ ત્યારે
સપર પેહેલાં તો ફતેહની દેવી ઇરાની
ઓનીજ તરફેણમાં ઉતરી પડવા લાગી
હતી, જેથી તેઓ મકદુનીઅનોની આ
સવારીથી મનસે જરાબી ડરતા રહેલાજ
ન હતા અને મનસે જરા નભરવસજ
થઇ પડેલા હતા તથા પોતાનાં જબરાં
બળ અને લશકરની બેશુમાર ફોજોની
સંખયા ઉપરજ પોતાનો મદાર રાખી બે
ઠેલા હતા કે, જેમાં તેઓએ ખરેખર જો
શો તો ઘણુંં કાચુંજ કાપી દેખડાવ્યું
હતું; કેમકે દુશમનોને હકીર અને બી
ચારા કરીને તો સમજવા ન જોઇએ;
એવી શીખામણ શેખશાદી પણ પોતાના
શ્રોતાઓને વારંવાર આપી જાય છે, કે જે
વાત તેના સરદારોના ધ્યાનમાંથી કેવળ
ખસીજ ગયલી દીસે છે. જયારે કોસ્તા ઉ
પર સપર પેહેલીવાર તેના સરદારોએ
જ ગ્રેનાઇકસનાં જંગનાં મેદાનમાં જખ
રો જેવો ધાલો ખાધો કે જે વેળાએ દ
રાયશ તો તયાં કાંઇ હાજરજ ન હતો
ત્યારેજ આપણા પાદશાહની ખાતેર જ
માજ થઇ ચુકી હતી કે, મારો આ ન
વો ઉઠી ઉભો થયલો હમનબ
રદ કાંઇ જેવો તેવો લડવઇયો તો હો
વોજ નહીં જોઇએ; કેમકે, તેણે તો પો
તાનાં થોડાંકજ લશકરની મારફતથી પો
તાના વધારે ચપળ દાવપેચો અને યુક
તી તથા બેહતર સરદારીનાં ગુણો અને
કુરૂશ (સાઇરસ) તથા નેપોલીઅન જેવા
પુખ્ત સરદારો માફક બેહદ ઝડપ, ચા
લાકી અને તેજસ્વી દોરધામોથી આ
પણી મોટી અજીત ઘોડેસ્વાર જંગી ફો
જને તો એક તડાકામાંજ હરાવી નાંખ
છે, જેથી કોસ્તાઓ ઉપરનાં આપણાં દે
શાવરો ખાતે તો તે ઘુસવાને હવેથી
સામરથવાનજ નીવડી પડેલો છે; આથી
મારા હાથમાંથી આયોનીઆ, ઇઓલીઆ,
બંને ફરીજીઆના પ્રાંતો, લીદીઆ, કેરીઆ
અને હેલીકર નાસસનાંશેહેરથી તે ઠેઠ સી
લીસીઆનાં પ્રાંત સુધીનાં મુલકો તો
હવેથી ગોયા છટકીજ ગયલાં છે. ત્યારબાદ
બીજી વેળાએ આપણો આ તાજદાર
સીકંદર સાથે ઇસસનાં જંગી મેદાનમાં
પોતાનો નસીબો આઝમાવવાને જ્યારે ફ
રીને પણ બાહેર પડયો; ત્યારે ધચુપચુ
મન રાખયાથી તે પોતાના સરદારોની
આડી વાતની બુધીથીજ પોતાની અસલી
મજબુત જગયા છોડી દઇને એક તંગ
અને સાંકડીજ જગયામાં પોતાની ફોજ
ની સંફ સમારી બેઠો હતો કે જેથી તેની
ફોજ ત્યાંથી ફરાગતથી લડી ન શકયાથી
પાછીજ હાર ખાઇ બેઠી હતી. આથી તેની
માવતર, બાયડી અને બચ્ચાં છોકરાંજ ત્યાં
સીકંદરને હાથેજ કેદ પકડાઇ ગયાં હતાં.
એની ફોજના મજકુર કેરીઅન સીપાહી
ઓ તો થીયુસીદીદીજ (૧–૮), હીરાદોતસ
(૧–૧૭૧, ૨–૧૫૨ અને ૫–૧૧૧), સ્ટ્રે
બો૦ (૧૪–૨) અને એરીસ્તાઇદીસ
(જુઓ, તેનો “સકોલીઆ” પા૦ ૧૬૩
મું) ના કહયા પ્રમાણે અસલમાં તો
ભાડુતી સેપાહો તરીકે પરકોમોની ફોજો
માંજ ભરાઇ જતા હતા યાતો પીનદારા
ઓ અને રાહઝનોનો પેશો લઇ બેસીને
પાતપોતાના ગુજરાનો ચલાવતા હતા. વ

બી લીદીઅનો જેમને ફારસીમાં લુદી લો કો કરીને કહે છે એને ઇસાયા પોતાની પોથી (૬૬-૧૯) માં લુદ એવાં નામ હેઠળ પોતે પણ પીછાની ગયો છે; તો તેઓ અસલમાં અમબારીઆનાં પ્રાંત સુધી છેક ચત્રાઇજ જઇને તયાંબી જે ધામો નાંખી પડ્યા હતા તે વીશેનો કાંઇક અહવાલ હીરાદોતસ (૧-૯૪) બી આપણી જાણ સારૂ મેલી ગયલો છે, અને તેઓમાંથીજ ઇત્રસકન લોકો પાછળથી પેદા પડેલા હતા એમ લાટીન શાએર વરજીલ પણ તેઓને "લાઇદીયુસ-તાઇબરીસ" નાં નામથી પોતાની "ઇનીદ" નામની કવીતા (૨-૭૮૨) માં પીછાની ગયલો છે. વળી એ મજકુર ઇસસનાંજ મેદાનમાં પોતાનાં બચ્ચાં છોકરાં અને કુટુંબ પરીવારોને ખોવા ઉપરાંત તે પોતાનો ઘણો એક માલ ખજાનોબી ખોઇ બેઠો હતો, જેથી સીકંદર વધારે પ્રબળ થઇ પડીને તેનો ફીનીઆનો પ્રાંત અને મીસરનો દેશ પણ પોતે પછી ચાંપી બેઠો હતો. વળી ત્રીજી વેળાએ અરબેલાના મેદાનમાં પણ નસીબની દેવીએ તે બીચારાને જરા પણ યારી આપીજ નોહતી, જેથી તેની ફોજમાં દેશે દેશના બીન કસાયેલ લોકો જે તેની સહાયતામાં ઉતરી પડેલાં હતાં તેઓ માંહેલાં ઘણાંખરાં સીપાહીઓ તો હીચકારાજ થઇ પડીને પરાગંદે થઇને નહાસભાગ કરતીજ વેળાએ મારયા ગયા હતા. આવી ચોતરફ તેની ફોજની થઇ પડેલી નહાસભાગથી દારાયશને પણ તે મેદાનમાંથી નહાસી જવાની ગોયા ફરજજ થઇ પડી ચુકી હતી; એવા વીચારથી કે હજુબી બાખત્રીઆ, સોગદીઆનાં વગેરે માંહેલાં દેશાવરો ખાતે ભરાઇ બેસીને ત્યાંથી નવી નવી લડાઇઓ સીકંદર સાથે ગોયા ચાલુજ રાખવી, કે જોઇએ નસીબની દેવી ક્યાં સુધી તેનાપર મોહીતજ પડી રહે છે? આથી પેલો હીચકારાપણાં વીશેનો દોષ જે ગરોટ કે એરીઅન તેના સર ઉપર ઠસાવવા માંગે છે તે તો આપોઆપ ઝમીનદોસ્ત થઇ પડે તેવોજ છે; કેમકે, તેથી તો તેનું દ્રઢ મન અને મક્કમ ઠરાવ આખેરે સેહેજમાંજ પરખાઇ આવે છે; પરંતુ હોનારત અને એકબાલ તેની યારીમાં હજુ હતુંજ નહીં, તેથી તે પાદશાહ પોતાની મુરાદમાં કાંઇ ફાવી શકયોજ નહોતો; કેમકે, તેના કેટલાએક નીમકહરામ સુબાઓએ તેને રસ્તામાંજ તે નહાસભાગની વેળાએ તેની ગાદી પોતાના હસ્તકમાંજ કરી લેવાના ખોટા હેતુ અને ખીઆલથી તેને અમસથો વવાની વવાનીને ઠારજ કરી નાંખ્યો હતો કે, જે વેળાએ તેની વય આસરે પચાસજ વરસની હતી.

આમ જ્યારે તે તાજદાર ઇ૦ પુ૦ ૩૩૦ ના સાલમાં યવન લોકોના હીકાતોમબીઆન યાને જુલાઇ માસની ૧ લી તારીખે મારયો ગયો ત્યારે તે વેળાએ આથેનસ શેહેરનો પેશરવ કોઇએક આરીસ્તોફોન નામનો શખસ કહેવાતો હતો. પલુતારક (સીકંદર, ઓવી ૪૩ મી) તથા દાયોદોરસ (૧૭-૭૧) એમ જણાવી જાય છે કે, તેનાં રૂવાનને પોતાના બાપદાદાઓનેજ દખમે ઘણાંજ માનપાન તથા ઇજતથી ચહડાવી દેવા સારૂ પરસીપોલીસ ખાતે તેની માવતરપર સીકંદરે રવાના કરી આપયું હતું અને તેની વડી બેટી બારસીની જેણીને કે કોઇ કોઇ નવીશનદાઓ આરસીનોઇ તો કોઇ કોઇ સતાતીરા (સીતારા) એવું પણ નામ આપી ગયા છે તેની સાથે પોતે પરણી પણ બેઠો હતો; (જુઓ, એરીઅન ૭-૪.) માટે જે બુલંદ ખાનદાન અને સીકંદરના ઘરાના થાનેબી અસ્ત નામચીન કુટુંબની તેને પ્રથમમાં એક કુતરીબી આગળ કહયા મુજબ મળી ન શકે તેવું હતું તે ઘરાનાની કુલીન શાહઝાદી તેના બુલંદ એકબાલને લીધે તેના હાથમાં હવેથી આવી ગઇ હતી. તેનાં બચાં છોકરાંઓનેબી તેણે જાણે તેઓનો પીતા હજુ વેર જીવતોજ હોય તેવાજ ઠાઠમાઠથી તેઓને ઉછેરવા માંડયાં હતાં અને તેઓને પાદશાહોને લાયકનીજ કેળવણી તથા તઅલીમો આપવા માંડી હતી, એમ એરીઅન વરણવી ગયો છે, કે જે વાત આપણા માન્યામાં આવી શકે તેવીજ નથી; કેમકે, ફીરદોસી તથા આગલા પેહેલવીવાળાઓનાં કહેવા પ્રમાણે તેનાં કુટુંબ પરીવારનાં શાહજાદાઓને તો છેક હીંદુસ્તાનમાંજ

નાહાસીને ભરાઇ જવાની ફરજ પડી ચુકી હતી, કે જ્યાં તેઓ ભરવાડનો પેશો કરી લાંબી મુદત સુધી બેતંગ અને મુફલેશ હાલતમાંજ પડી રહેલા હતા. આવી તેની વરતણુંક કુરૂશ કે આગલા હખામની પાદશાહો સાથે તો જરાબી બંધબેસ્તી ઉતરી શકે તેવી નથી; કેમ કે, તેઓ તો પડી ભાગેલા બુલંદ ખાનદાનનાં શાહજાદાઓનેજ તેઓ કનેથી જીતી લીધેલાં મુલકોની હાકેમી આપતા તથા ત્યાંની મોટી મોટી જાગીરી આબી તેઓનાં ભરણપોષણનો સારૂ પોતે બક્ષીશો વટીક કરી જતા હતા. ત્યારબાદ તેણે પારથીઆન તથા માઝેનદરાનનાં લોકોનાં હાકેમ તરીકે એમી નાસપીસ નામના કોઇ એક પારથીઅન ઉમરાવનેજ કરી બેસાડયો હતો; કેમકે, તેજ શખસે મીસરમાં દરાયશના નેમેલા હાકેમ માનીસીસને બીજા કેટલાએક પારસીઓ સાથે મસલહત કરીને સમજાવી પટાવીને લેઇને તેની કને તે વેળાએ પુરતી ઇરાની ફોજ ફાલતુ ન હોવાથી તે દેશ સીકંદરને લડયા વીના સ્વાધીન કરી હેવડાવયો હતો. વળી તે દેશાવરો ખાતે ખુદ પોતાનો તથા મકદુનીઅન લોકોનોજ હક્ક તે લોકો સંભાળતા રહે તે સારૂ તેની સાથે પાઇથોફેનીસના બેટા તલીપોલીમુસને સોંપી આપયો હતો કે જે શખસ સીકંદરનો એક હમનશીન થતો હતો. જોકે એરીઅન દરાયશમાં ઉપર જણાવયા મુજબ સરદારીનાં શ્રેષ્ટ ગુણો ખુદ પોતે તો કાંઇ જોઇ શકતોજ નથી અને સીકંદરની બખતાબાજીથી તેનાપર મોહીત થઇ પડીને તેની ઇછા છળી, અળીઆરવાળી, આકળી અને કાચી બુધી ઉપર તો એક તાનાનો હરફબી મારી જતોજ નથી, તોપણ દરાયશની રાજપાટ ચલાવવાની ઢીલી દોરી અને તેના રઇયતપરના ચાહ અને બુલંદ દીલગુરદા સારૂ તુંકમાં એમજ પતાવી જાય છે કે, ઇ૦ પુ૦ ૩૩૬ નાં સાલમાં રાજ્યપર આવતાંનેજ વાર ઇરાનનો તે તાજદાર સીકંદર સાથે લડાઇમાંજ ગુંથાઇ પડેલો હતો તેથી તેના તે ગુણો વીષેની બરાબર પરીક્ષા તો કાંઇ થઇ શકે તેવીજ નથી.



# હખામનીની તખ્તના આ છેલ્લા પાદશાહ દરાયશ-કોદોમાનુસન સાસાની વંશના છેલ્લા પાદશાહ યઝદેજર્દ સાથે કરી દેખડાવેલી કાંઈક સરખામણીઓ.

## બાબ ૬ ઠો.

---

"કે દાનદ બેજોઝ ઘયરે પરવરદેગાર,
કે ફરદા ચે બાઝી કોનદ રૂઝગાર.
કેરા રખ્ત અઝ ખાને દર બર નેહદ,
કેરા તાજે એકબાલ બર સર નેહદ.

**નેઝામી.**

જયારે દરાયશ પોતાનો નસીબો ફરીને એકવાર આઝમાવવા સારૂ લશકરની તઈયારી કરવા લાગયો અને દેશે દેશનાં લોકો તેની સાહેતામાં ઉતરી પડયા, ત્યારે તેનાં સ્વપનામાંબી આ વાત કદાચને નહીં હશે કે, આવી બોહોળી ફોજ મારી કને સરસમાં સરસ પારસી સુબાઓની સરદારી હેઠળ હોવા છતાં અને આગલી હારોપરથી ધડો લઈને યવન લોકોની રીતભાત મુજબ પોતાની ફોજોની કવાયદ તથા હથયારોમાં નવા નવા સુધારાઓ વટીક દાખેલ કરેલા છે તે છતાંબી હું આખેરે માર ખાઈ બેસીશ અને મારા અતલગના સ્નેહીઓ અને દોસ્ત આશનાઓનેજ હાથે કેદ પકડાઈ જઈને બયાબાન જંગલમાં એક પારીઆ કુતરા પેરેજ લોહીલુહાણુ હાલતમાં મારયો વટીક જઈશ; માટે ફારસી શાએર નેઝામી આપણુને એમ એક અચ્છો બોધ આપી જાય છે કે, "આ ફરતું ગગન કાલે આપણી સાથે શું શું ફનફરેબો રમશે તે વાત એક ફકત પાક પરવરદેગાર સેવાય કોઈબી માનવી આગમચથી તો કાંઈ કહી કે જાણી શકે તેવુંજ નથી. કોણુનો અસબાબ તેના ઘરાનામાંથી બાહેર ફેંકી દઈ તે બીચારાને ખાકમાંજ તે લોટાવી દેશે અને કોણુનો નસીબો એવો બીરાજી નીકળશે કે જેથી તેના માથા ઉપર એકબાલની દેવી પોતે હાથે જાતે જઈનેજ તાજ મેલી આવશે." એવી એવી બાબતો ઉપર જયારે આપણે મનને ધીરે સાસતે મુસ્તકીમ રીતે શાંત રાખીને ઘણી બારીકીથી ગોર અને અવલોકન કરયે છીએ અને આ પરપોટા જેવી જીંદગીમાં જે તરેહ તરેહવાર ફેરફારો જરા જરામાં બની જાય છે તે વીષે ઘણી સંભાળથી વીચાર કરયે છીએ તયારે એક લાટીન ગ્રંથકારના આ નીચલા ઘણા અસરકારક અને માયાકુળ કલામો આપણી સનમુખ આવીને ગોયા ઉભા રહે છે, અને તે લખાણમાં જે બેહદ સચાઈ સમાયલી છે તેથી આપણાપર પડતા હાદેસા અને દુ:ખની વેળાએ આપણાં આતમાને ઘણો સધયારો અને દીલાસો મળી શકે છે કે જયારે દરાયશ અને બંને નેપોલીઅનો જેવા આખી જગતના શેહેનશાહો એક તડાકામાં ધુળમાં મળી ગયા છે ત્યારે આપણે તે શું બીસાદમાં હોવા જોઈએ! તે નવીશંદો એમ બોલે છે કે:—

"Quid hujus conditione inconstantius aut Mutabilius, qui nuper inter Felicis Felicissismus, Mox inter Miseros Miserimus."

યાને "માનવીજાતોનાં સઘળાં તકલીદી કામોમાં આ (દરાયશના) દાખલાથી આપણાં મન ઉપર વધારે અસર કરે તેવો બીજો દાખલો તે કયો મળી આવશે; કેમકે, જે શખસ આપણાં જોતાં જોતાંજ થોડુંક આગમચ તો સુખીમાં સુખી માનવીમાં ખપતો હતો તે આંખ વીંચીએ તેટલામાં તો ઘણોજ દુ:ખીમાં દુ:ખી અને દળીદ્ર માણસજ થઈ પડે છે." તેના બેટા અને કુટુંબ પરીવારો, જેઓ કે દરાયશની બેટી આ બારસીનીનાં લગનથી સીકંદરનાંજ ખાનદાન સાથે જોડાઈ ગયાં હતાં તેઓને જેમ એરીઅન મલકાય છે તેમ શાહઝાદાઓજ તરીકે સીકંદરે કેળવાણી

કે તઅલીમો કદાચને આપીબી હોય; પરંતુ તેઓની હવે પછીની તરક્કી અને આબાદાની સારૂ તેઓને ઠેકાણે ઠેકાણેના ક્ષત્રપો વટીક તેણે આગમચથી નેમી રાખેલાજ નહતા, તો જોકે જ્યારથી પારસીઓએ મકદુનીઅનોને પોતાના તાબા હેઠળ કરી લીધા ત્યારથી તે દેશની ગાદી તો સીકંદરનાજ વડીલોનાં સ્વાધીન હેઠળ તેઓ તો સોંપી આપી બેઠેલાજ હતા. એનો ભાવાર્થ રાજદવારી કાનુનો કે કોઇબી રીતે ગમે તેમ આપણે સમજયે, પરંતુ સીકંદરની તો નીમકહલાલી જરાબી પરખાઇ શકતીજ નથી; કેમકે, તેના ખેશ પરીવારો ઉપર અસલથી પારસીઓ જે આવી પ્રેરણા બુધી દેખડાવીજ નહતે તો તેનો બાપ ફીલકુસ અને એ પાદશાહ સીકંદર મકદુનીઆની ગાદી ઉપર તો કેવળે આવી શકયાજ ન હતે. તેમ કરવામાં તેની મુરાદ પોતાનાં બારસીની શાહઝાદીની પેટના બેટાનેજ સરફરાઝ હવેથી કરી નાખવાની હોય તે બીના તો આપણે સેહેજમાં સમજી શકયેજ છીએ, પરંતુ માણુસ ચાહે છે શું અને ખોદા કરે છે શું તે બીનાથી તે બીચારો હીનનસીબાનો તાજદાર તો કેવળે મહરૂમજ રહેલો હતો; કેમકે, તેનાં મરણ બાદ તેનાં આખાં કુટુંબ પરીવારનો કુદરતની વેર લેનારી દેવીએ સદંતરજ નાશ કરી નાંખયો હતો, કે જેથી તેનો નહીં કોઇ બેટો કે નબીરો અને ખેશી એશીઆની સલતનતને ખુદ પોતે તો કાંઇ ભોગવી શકયોજ ન હતો.

જો કે આ મોટા રાજવંશીના આવી ચુકેલાં આવાં કફોડાં અને કુણાં રસીક મોહોત અને દાસ્તાન વીષે યુરોપીઅન વીદયારથીઓ તો એક હરફબી જણાવી જતા નથી તોબી શાયરની જામી પોતાનાં દીલનો જુસ્સો એક ખરા ઇરાની બચ્ચા તરીકે નીચે મુજબ "મરસીઆ" યાને શોગનાં આકારમાં પોતે દરશાવી જયા વીના રેહેતોજ નથી. તે શાયર એમ રૂદન કરે છે કે:—

"તને મરજબાન દીદ દર ખાકો ખુન;
કુલાહે કીયાંની શુદે સર નીગુન.
સુલેમાની ઉફતાદે દર પાએ મુર;
હમાં પીશસે કરદે બરે પીલ જુર.
બ બાજુએ બહમન બર આમુદે માર;
જે રોઈન ફુઝ ઉફતાદે અશફંદીયાર.
બાહારે ફરેદુન વ ગુલજારે જમ;
બ બાદે ખેજાં ગશતે તારાજે ગમ.
નસબ નામેએ દઉવલતે કેકોબાદ;
વરક બર વરક હર સુઇ બુરદે બાદ."

યાને તે હાકેમના શરીરને સીકંદરે તો ખાખ અને ખુનમાંજ લપટાએલું દીઠું, જેથી કીઆની કુલાહ તો ગોયા ઉંધીજ વળી ચુકી હતી. સુલેમાન જેવી હસમત એક કીડી જેવાં નીચ મગત્રાંને પગે કચડાઇજ ગઇ હતી, અને એક (સીકંદર જેવું) મછર મસ્ત હાથી ઉપર આખરે ગોયા ફાવીજ ગયું હતું. બહમન પેરે જોરેમંદ પાદશાહની બાજુ સાથે તું એમજ કેહેશે કે, એક સાંપજ જાણે વીંટલાઇજ ગયો હતો અને લોઢાંના કોટ (કાંસાનાં કીલ્લા) ઉપરથી અશફંદીયાર જેવો જોરેમંદ પેહેલવાન તો ગોયા નીચેજ ગબડી પડયો હતો. ફરેદુનના વંશનો વસંતનો બાહાર તથા જમશેદનાં બાગ બગીચાઓની લેહેરી; ખેજાનનાં ઝેરી વાયુથી ગમમાંજ ગીરફતાર થઇ પડેલાં હતાં અને કઇકોબાદના સ્થાપેલાં કીયાની વંશની સલતનતનાં દફતરના દરેક પાને પાના તો હવાની દરમીઆનમાં ચોતરફ ઉડીને તારાજજ થઇ પડયાં હતાં. (જુઓ ફારસી સીકંદરનામુ પા૦ પર મું.)

સીકંદરનો એ મજકુર હમનબરદ પાદશાહ દરાયસ અને સાસાની શેહેનશાહ યઝદેજરદ કોણ જાણે કોઇક એવા તો નીચ ચોઘડયાં અને તાલેમાં અવતરેલા હશે કે તેઓને હાથે પોતાનાં બાપીકાં રાજપાટોની ગાદી પરકોમોના આશ્રા હેઠળ ચાલી જવા પામી હતી. તે બંને તાજદારો જયારથી તખતપર આવયા તયારથીજ દુશમનોનો ધુજારો પોતાના સરપર ગોયા ખેંચીજ લેતા ચાલ્યા હતા અને મરણ પામયા તયાં સુધી તેઓને લડાઇઓમાંજ ગુંથાઇ રહેવું પડયું હતું. જોકે દરાયસ તો પોતે જાતેજ

શેહજોર અને લડાઇના હુનરમાં જરાબી પોતે પ્રથમથીજ રગડાયલો હતો અને નામચીન તથા કારઆઝમુદેહ સરદારોની પણ સારી જેવી સંખયા પોતે જાતે ધરાવતો આવેલો હતો, તોબી યઝદેજરદના હકમાં તેવું કશું સાધન આપણે તો કાંઇ જોઇ શકતાજ નથી; કેમકે જયારે તે શાહઝાદો તખતપર આવયો તયારે તે ઘણી મોહોટી ઉમરેબી કાંઇ પોતે પહોંચેલો નહતો અને લાડ તથા ગરમાબેમાંજ ઉછરેલો હોવાથી રાજદવારી બાબતો તથા લડાઇઓ કરવાની જુગતી અને કુનેહોથી પણ પોતે બેનસીબ જેવોજ રેહેલો હતો. તે સાથે તે વેળાએ ઇરાનમાં ઉમરાવો અને મોબેદોનાં બે નોખાં નોખાં તડાં પડી ચુકેલાં હતાં, કે જેઓ એકમેક સાથે ઘણી અથડાઅથડીમાં આવી પડેલાં હતાં. વળી તેની કને એક બે સરદારો સેવાય બીજા પુખત પારસી સરદારોના પણ કાંઇક વાંધાજ જોવામાં આવતા હતા; કારણ એ જે તેના મુરબી ખશરૂ પરવીઝને રૂમીઓ સાથે લાંબી મુદત સુધી લડાઇઓમાં જે આગળ ગુંથાઇ રહેવું પડયું હતું; તેથી ઇરાનના નામચીન અને કારઆઝમુદેહ સરદારો તો તે લડાઇઓની ગીરદીઓમાં યાતો કુદરતી મોતથીજ તે હંગામની પુરવેનાજ મરણ પામી ચુકેલા હતા. બીચારા ઇરાનીઓ તો પોતાનાં આગલાંજ બળ અને દ્રવ્ય ઉપર મુસ્તાક હોવાથી પોતાનાં અસલી જનુન અને જોર પણ દીનપર દીન જરાં ખે.હતાજ ચાલ્યા ગયા હતા, જેથી પોતપોતાની માંહોમાંહેની મારામારી અને હસદથી તેઓએ પોતાના હમનબરદોને પોતા ઉપર ફાવી જવાનાં સારાં જેવાં સાધનો ગોયા આગમચથીજ પોતે કરી આપેલાં હતાં; કેમકે, હરેક ટોળામાંથી જયારે એકદીલી ઉઠીજ જાય છે અને માંહોમાંહેજ ફાટફુટો પડી જાય છે; ત્યારે તે ટોળાના આખેરી દહાડા નઝદીકમાંજ આવી પહોંચેલા આપણને ખચીતજ સમજવા જોઇએ. વળી એ બંને ટોળાં ઇરાન પર સવારીઓ લાવતી વેળા રાજપાટ ત્યાં લાંબો વખત સુધી રઇયતની પાસબાની સીએ ભોગવવાનો તો માંહેલે પેટેથી કાંઇક ઝાઝો ખીઆલ વટીકબી ધરાવતાજ નોહતા; જેથી તેઓનું રાજપાટ ઇરાનીઓ જેવા શેહજોર અન પ્રથમ ઘરથીજ ખોદાની રેહેમ ધરાવતા આવેલા લોકો ઉપર થણો લાંબો વખત સુધી તો કાંઇ ટકી શકયુંજ નહી હતું અને થોડુંકમાંજ તેઓને ત્યાંના અસલી રહીશોએ મારીને પાછા તેઓનાં દેશાવરો ભણીજ નહસાડી મેલ્યા હતા.

**દરાયશની કારકીરદી વીષે આ નામેનગારે દરશાવેલા કાંઈક વીચારો.**

પેલા બીસસ જેવા દરાયશના એક કુવર એશીના હવાઇ ખીઆલોથી તે નામવર પાદશાહનાં કસાયલાં, કદાવર અને બેહદ રૂપાળાં શરીરને ખંજરના કારી જખમોથી પેલા નબરજાનીસ અને બારસીઆનતીસે ખાકની અંદર જ્યારે બેકાર હાલતમાંજ લોટાવી મેલ્યું અને હખામની બુલંદ સલતનતનો ઝળકતો સેતારો ગુરૂબ થયો તથા તેઓનો દોર પુરો થઇ ચુકયો ત્યારે કહે છે જે એવો એતેફાક બની ગયો હતો કે, પોલીસ્ત્રેતસ નામનો ઇસ્કંદર પાદશાહનો કોઇ એક યુનાની નોકર ત્યાં પડોશમાં આવેલાં કોઇ એક પાણીના ચસમામાંથી પોતાની તરસને મટાડવાના હેતુથી તે તરફ ઉતરી પડેલો હતો. તે શખસની નજર આ નામદાર પાદશાહનું જખમી અને ઘાહેલ શરીર જે તડફડતું ઘણી બેચેન હાલતમાં રસ્તાની કોઇક એકાંત બોરડુમાં પડેલું હતું તે ઉપર પડતાંનેજ વાર તે માયનો પુત પોતે તરતજ તેની સોડે દોડી ગયો. તેના પગલાંના આવાઝ ઉપરથી જ્યારે શાહ દરાયશે પોતાની આગળ કોઇ શખસ આવે છે એવો મનસે ખીઆલ કીધો, તયારે તેણે પોતાની આંખોનાં પોપરા જરાક ઉઘાડીને ઘણા ઝીણા અને કાકલુદી ભરેલા અવાઝથી પેલા માનવી કનેથી જરા પાણી પીવાની પોતે ઇશતેહા દેખડાવી હતી. આથી પેલા યુનાની સરદારે પેલા તેની પડોશમાં આવેલા ઝરામાંથી થોડુંક પાણી લાવી તેના મહોડામાં નાંખયું, જેથી તે પાદશાહને જરાક રાહત અને આસાયશ મળી ચુકી હતી, તેથી તે શખસનો ઉપકાર માનતી વે.

જાએ તે એમ પોતે બોલી ઉઠયો હતો જે: "અરે આ મરદ તું કોણ છે તે હું તને કાંઇ પીછાણી શકતો નથી ને ગમે તે તું હોય, પરંતુ તેં મારા ઉપર જે મોટી કરમબખશેશ કરી છે તેનો બદલો આવા મારા પરેશાન હાલને લીધે જે આપી શકતો નથી તે હું મારા હીન નસીબનો આ સઉથી છેલ્લો દાખલોજ સમજું છું; પણ આશા રાખું છું જે, પાદશાહ ઇસ્કંદર જયારે આ બનાવ સાંભળશે ત્યારે તે તને એનો નેક બદલો આપયા વીના તો કાંઇ રહેશેજ નહીં; કેમકે, તે મારો દુશમન હોવા છતાં તેણે મારી તથા મારા કુટુંબ પરીવાર તરફ જે મોહબત અને લીયાકત દેખડાવી છે તેના બદલામાં મારો આશીરવાદ તેને તો એજ છે કે, અરે ઓ તેત્રીસે ફરેસ્તાઓ તેના નેગેહબાન હોજો. આ મારા બોલવાની ઝમાનત તરીકે હું આ મારો હાથ એક કોલ તરીકે તને આપું છું તે તું ધર." એમ કહીને પાલીસ્ટ્રેતસનો પોતે હાથ પકડયો અને તરતજ પછી પોતાનો પવીત્ર આતમા પોતાના કીરતારને સ્વાધીન કરી દીધો. તવારીખનાં દફતરોમાં આવા નેક માણસનો આવો બુરો હાલ જોઇ આપણું શરીર કમકમી આવે છે ને આપણી આંખોમાંથી નવધાર આંસુઓનો વરસાદ વરસે છે કે, અરે ઓ પરવરદેગાર! આવા તે નેકબખતોનો આ તે શું બુરો અંત! જે યુનાની (ગ્રીક) યવન લુટારાએ હજારો બલકે લખો માણસોનાં જાન બરબાદ કરી ફકત નામ મેળવવાની અમસ્થી તકલીદી હુકરાઇ ને બડાઇની ખાહેશ સારૂ પોતાને કાંઇ પણ ચીરડાવાનું તથા હાની પહોંચાડવાનું કશું પણ શાહ દરાયસથી કારણ ન મળેલું હોવા છતાં પણ તે નામદાર પાદશાહનો ફળવંત મુલક પાયમાલ કરી નાંખયો, જેણે પારસીઓનું મોટું કેતાબખાનું બાળી નાખ્યું, જેણે પારસીઓના પવીત્ર ધરમને મોટી હાણી પહોંચાડી તથા તેઓના દીન દફતરોને સપર પેહેલીવાર શાશપેગાન (પસારગદા?)ના મોટા મહાભારત કેતાબખાનાના મેહેલની અંદર આગ લગાડી બાળીને ભસ્મ કરી નાખયાં, તેવા માણસને માફી બખશવી તેબી ઘણું થયું એમ કહેવાતે. પરંતુ તે તો રહયું, પણ તે કરતાંબી પોતાને આવી ખરાબી અને બેહદ નુકશાની પહોંચયા છતાંબી પોતા ઉપર આવા જુલમ પાડનારનો ઉપકાર માનવો એ માનવી જાતથી તો નહીંજ પરંતુ માત્ર ફરેસ્તાઇ ખસલતના પુરૂષો સેવાય બીજા કોઇથી પણ બની શકે તેવુંજ નથી.

તમામ દુન્યાની તવારીખો વાંચતાં અને તેમાંથી પાદશાહ, પેહેલવાન, તથા ફીલસુફોના વૃતાંતો ઉઠલાવતાં આવું બુલંદ અને નેખાલેસ દીલ એક ફકત હાતેમ અને લીહોપીતલ સેવાય બીજા કોઇબી શખ્સનું આપણાં વાંચવામાં આવતું નથી. રૂસ્તમ જેવો દીલાવર મર્દ મરતી વેળાએ પોતાના ખુની ભાઇ સગાદને પોતાનાં ખુનના બદલામાં તીરથી વીંધી નાંખી જાય છે. સીજર (કેસર) જેવો શુરો અને નામાંકીત સેપેહસાલાર પોતાના ખુની ભત્રીજા બરૂતસ તરફ તડફડતો તડફડતો તીરસ્કાર જણાવીને વીસમીત થઇને એમ બોલી ઉઠે છે જે; "et tu Bruto" અરે ઓ બરૂતસ તુંબા મને શું મારી નાખવામાં! અને નેપોલીઅન બોનાપાર્ટ જેવો ઓગણીસમી સદીનો જહાન પેહેલવાન સેંટ હેલીનાના એકાંત ટાપુમાં મરતી વેળાએ પોતાના શત્રુ અંગ્રેજો તરફ ઘણો જોશમાં બખાળી ગયો છે. ફેરદુસી જેવો ડાહયો અને તીઝ જબાનનો અલંકાર રૂપી મુસલમાન શાએર પોતાને દુઃખ આપનાર પાદશાહ મહમુદ તરફ પોતાના દીલનો જુસ્સો ઘણા કડવા શબ્દોમાં પોતાના "હજોનામા" માં કહી સંભળાવી જાય છે ને બેકન જેવો રાક્ષસ ભેજાનો નામાંકીત અરવાચીન ફીલસુફ કોઇ કાલે પણ આવું ઉતમ દીલ દેખડાવી ગયલોજ નથી.

**દરાયશનાં મરણ બાદ ઇરાનમાં થઇ પડેલી અંધાધુંધી હાલત—તેઓનાં અસલી વતન ફારસની હાલત અને હવેથી તથાં ઉઠી ઉભી થયલી નવી અશકાની અન પ્રબળ સલતનત.**

આગળ આપણે કેથે એમજ જણાવી ચુકયા છીએ કે પરસીસ (ફારસીસ્તાન)

નાં પ્રાંત ખાતેબી સીકંદર પછી
પારસીઓનાજ નયાતીલા રાજાઓ સપ
ર પહેલાં થોડુંક સુધી તો મકદુનીઆ
નો અને ત્સાર બાદ પાછળથી પારથીઆ
વાળા આરસસીસ (અશકાનીઅન) વંસ
ના શેહજોર અને બળવંત શેહેનશાહો
ની બાંહેધરી હેઠળ રાજપાટો ભોગવતાજ
ચાલ્યા જતા હતા. માઠા ભાયગે આ
ખંડયા રાજાઓ રૂમી કે ગ્રીક લોકો સાથે
ઝાઝા સંબંધમાં તો કાંઇ આવયાજ ન
હતા અને કાંઇ પણ ઘોંઘાટ કરયા વી
ના અત્રેજ પોતાને મળેલા જુજ અખ
તયાર ઉપરજ શુકરાના કરી બેઠેલા હતા;
તેથી તે રાજાઓનાં નામો તથા આચર
ણો વીષે આપણે આજ અંધારામાંજ
રહી ગયલા છીએ. તે સાથે કોઇ નવા
લેખો કે સીક્કાઓબી તેઓના હાથની
બનાવટના ઉગમણુ પ્રાંતના વીદયારથીઓ
ને હાથ અદયાપી કાંઇ આવી શકયાજ
નથી કે જેથી તેઓની સીલસીલાબંધ
તવારીખ તે પરથી નીપજાવી પણ શકા
ય. અહીયાં નાચારીના મારયા તેથી હવે
પાછલા ઝમાનાના ફારસી ગ્રંથકારોની
સતાને આપણને બહાલ રાખવી પડે
છે; પરંતુ તેમાં એટલો તો મુખતેલા
ફ અહવાલ આવયો છે કે તે પરથી
સચાઇનો તોલ બરાબર રીતે થઇ
શકતોજ નથી. તે સાથે આખા ઇ
રાનનો મુલક મકદુનીઅનોને થોડુંકમાં
જ અશકાનીઅનોએ હાંકી કહાડયા બા
દ બસો ને ચાળીસ ઉપર રાજયોમાં વ
હેંચાઇ ગયો હતો, એમ અરદેશર બા
બગાન પોતાના કારનામામાં આપણને
જણાવી ગયલો છે. ફેરદુસીબી તેમજ વ
ર્ણવી જાય છે અને દેહકાનેચાજ નામ
ના કોઇએક અકલમંદ રાવીની સત્તાને
આધારે પોતે એમ અહવાલ દરશાવી
જાય છે કે:—

"પસ અઝ રૂઝગારે સીકંદર જહાન,
ચે ગુ ય દ કેરા બુ દ તખ્તે મહાન.
ચનીન ગોફ્ત ગુયન્દે દેહકાને ચાજ,
કઝીન પસ કસીરા ન બુદ તખ્તો તાજ.
બોઝોરગાન કે અઝ તોખ્મે આરશ બુદન્દ,
દલીરો સબોકસારો સરકશ બુદન્દ.
બગેતી બેહર ગુશએ બર યકી,
ગેરફતે ઝે હેર કે શ વ રી અન્દકી.
સું બર તખ્તે શાન શાદ બેનેશાન્દન્દ,
મ લુ કે ત વા ય ફ હ મી ન ખાન્દ ન્દ.
અઝીન ગુને બેગોઝસ્ત સાલે દુસદ,
તુ ગોફ્તી કે અન્દર જહાન શાહ નબુદ.
ન કરદન્દ યાદ ઇન અઝાન આન અઝીન,
બર આસુદ યક ચંદ રૂએ ઝમીન.
સીકંદર સગાલીદ અઝીન ગુને રાહ,
કે તા રૂમ આબાદ માનદ બેજાહ."

યાને સીકંદરની હયાતી બાદ આ
દુનયામાં બુલંદ શેહેનશાહત કોણ કને
આવી ગયલી હતી? તે વીષે દેહકાને
ચજ* જેવો એક રેવાયતનો લખનાર
એમ જણાવી જાય છે કે, તે પછી કોઇ
બી એક શખસના હાથ હેઠળ તાજ અ
ને તખ્ત તો કાંઇ આવી ગયલુંજ નહીં
હતું. જે બોઝોર્ગ લોકો કે આરશના
ખાનદાનના હતા તેઓ જાતે દીલાવર,
શેતાબ ચાલના અને માથાના જે ફેરાહુ
ન રહેતા હતા, તેઓ હરેક દેશાવરો
માંહેલા પેહેલું તરફના થોડા થોડા ભાગો
તો પોતેજ ચાંપતા અને દાબી બેસતા
ચાલ્યા ગયા હતા, અને મલુકે તવાયફ
યાને જુદા જુદા તાયફાઓના પાદશાહો
એવા તખલ્લોસ હેઠળ હસી ખુશીથી
પોતે રાજપાટો ભોગવ્યા જતા હતા.
આમ બસો વરસો સુધી તો ગોયા પા
દશાહી જેવી ચીજ.ર કાંઇ ત્સાં જોવામાં
આવતીજ નહતી. તે જુદા જુદા તાય
ફાઓના પાદશાહ એકમેકની આડેજ
આવતા નહતા, જેથી રઇયતોનાં જાન
માલોની સલામતી રહેતી જતી હતી;
કેમકે, છેક રૂમ સુધી મારા મુલકમાં આ
બાદાનીજ પંથરાયલી રહે એવો બોધ
પોતાના વારેસોને સીકંદર આપી ગ
યલો હતો."

હવે આથમણુ તરફના ગ્રંથકારોના
જણાવ્યા પ્રમાણે એ અશકાનીઅન વંશ
વાળાઓ તો પાંચસો ઉપર વરસો સુધી
રાજપાટો ઇરાન સરઝમીન ઉપર. ભોગવી
ગયા હતા, માટે ફકત બસોનો અંક જે
ફેરદુસી આપી ગયો છે, તેની સમજણ

---

* જેમ દેહકાને દાનેશાવર તેમજ દે
હકાને ચાજને પણ અત્રે વીશેષ નામ ત
રીકેજ હું તો ગણું છું, તો જોકે ચાજનો
અર્થ સામાન્ય નામ તરીકે તો દાનેશમંદ
કરીનેજ થાય છે.

હું એમ આપી શકું છું કે, સીકંદરનાં મરણ બાદ એ અશકાનીઅન વંશવાળા પાદશાહો મુખીપણાં (શુઝરેન પાવર)ના ઓધા ઉપર પેલા સઘળા ખંડયા રાજા ઓ ઉપર તો કાંઇ આવેલાજ ન હોવા જોઇએ; કેમકે સીકંદરનાં મરણ બાદ ઇરાનનાં રાજ્યનાં તો કકડાબુકલાજ થઇ પડયા હતા. જેમ હાલ હીંદુસ્તાનમાં ઇ૰ સ૰ ૧૮૯૪ સુધી અંગ્રેજોનાં પ્રમુખપણાં હેઠળ ૬૮૮ દેશી રાજયો મી૰ લીવૉરનરની ગણત્રી પ્રમાણે ગણાતા આવ્યાં છે; (જુઓ, ઇ૰ સ૰ ૧૨૯૭ નું "એડીનબરો રીવ્યુ"નું પા૰ ૧૮૮ થી ૧૮૯ સુધી) અને બનારસનાં મહારાજાનાં કહેવા મુજબ ૬૮૯ રાજા સ્વતંત્ર રીતે પોતપોતાની ભુમીઓમાં ઇ૰ સ૰ ૧૯૦૮ થી રાજપાટ ભોગવતા ચાલયા જાય છે (જુઓ, તેને "લંડન ટાઇમસ" માં તા૰ ૩૦ મી અકટોબર ૧૯૦૮ માં લખેલો પત્ર.) તેમજ એ બસો ને ચાળીસ ખંડયા રાજાઓને પણ પોતપોતાનાં મુલકોમાં પોતાના સીક્કા પડાવવાનો હક્ક એ લાકો પણ રહેતો હતો, જેથી તેઓના સીક્કાઓબી અશકાનીઅન સીક્કાઓ સાથે ભેળમભેળ ભુલથી જે થવા લાગ્યા છે તેથી ખરેખરા અશકાનીઅન શેહેનશાહો તે કયા અને પેલા ખંડયા રાજાઓના સીક્કા તે કયા તે બીના હાલમાં સેહેલાઇથા સીક્કાશનાસો પીછાણી શકતા નથી. આથી આપણી આ અઘડાઇમાં ઓર ઉલટો વધારો થઇ પડે છે, કે જે વીષે ખોલાસેથી આગળ ચાલતાં બોલવામાં આવશે. હજુબી આપણાં દેશાવરો ખાતે ઘણાએક દેશી રાજા અને સરદારો રાજપાટો ભોગવ્યા ચાલ્યા જાય છે, કે જેઓના આશ્રા હેઠળ છ લાખ ને પંચાવન હજાર ચોરસ માઇલ જેટલી જગ્યા તથા છ કરોડ અને ત્રીસ લાખ ઉપર માણસોની સંખ્યા આવેલી છે, કે જે સંખ્યા હાલની જરમન શેહેનશાહત કરતાં પણ એક કરોડ ને ચાળીસ લાખ માનવીઓથી પણ વીશેષ ગણાવાનો દાવો કરી શકે તેવી છે. ઇ૰ સ૰ ૧૯૦૩ માં દેહલી ખાતે ભરાયલી મોટી દરબારની વેળા ત્યાંનાં મેદાનો ખાતે કહે છે જે, પોતપોતાનાં બળ સીખે ઘણાં ઠાઠમાઠથી એકસો ને બાર રાજા અને અમીર ઉમરાવો તો બીરાજેલાજ જોવામાં આવતા હતા. ફકત નીઝામનાજ તાબા હેઠળ એક કરોડ ને દશ લાખ માણસો વસે છે અને તે રાજ્યની પેદાયશ દર સાલ ચાર કરોડ રૂપયા જેટલી થવા જાય છે. મીર ખુનદ આપણને એમ જણાવી જાય છે કે, આ અશકાનીઅન ટોળાનાં યાને વંશના સપરપેહેલાં પાદશાહનું નામ અશક કરીને હતું, જે તેના તથા ફેરદુસીના કહેવા પ્રમાણે કેકાઉસનાં ખાનદાનમાંથી ઉતરી આવેલો હતો. વળી બીજા કેટલાએક ગ્રંથકારો તો તેને શેહેનશાહ દરાયશ કોદોમાનુસનો છોકરો વટીક ઠોકી બેસાડવાની હીંમત કરે છે, કે જેને તેઓ ભુલથી કીઆની દારાં સાથે ગુંચવાવી નાંખે છે કે જે વીષેની ખરી સમજણ આપણે આગળ કેઠે આપી ચુકયા છીએ. ઘણાએક ફારસી નવીશનદાઓ તો એ પાદશાહ તથા એના વારેસો વીષે કશું પણ જણાવી જતાજ નથી અને બીજાઓ તો એમ અટકળ કરી જાય છે કે, અશકાનીઅન શેહેનશાહોના દોરનીજ વેળાએ પેલા અશગાનીઅન રાજાઓબી ઇરાનનાં કોઇ કોઇ પ્રાંતો ઉપર પોતેબી રાજપાટો ભોગવી ગયા હતા. એક ફારસી ઇતીહાસ કરતાનો કરેલો એકરાર ફારસીસ્તાનવાળા પારસીઓની આ નાની પાદશાહત વીષે એબો જે બોલી જાય છે તે સાથે ગોયા આબેહુબ બંધબેસ્તોજ ઉતરી શકે છે અને તેને પારથીઆવાળા આરસસીસ વંશનાં જુદાંજ શેહેનશાહી ખાનદાન સાથે ભેળસેળ કરી નાંખ્યાથીજ પેલા ફારસી ગ્રંથકારો બરખેલાફીમાં આવી પડી, નાસેપાસ થઇને એ વંશને પડતો મેલી ગયા છે, ને જો કે બરાબર જોશો તો આ નાના ખંડયા રાજા પારથીઆના શેહેનશાહોનાજ તાબા હેઠળ ગણાતા હતા તો ખરાજ, પરંતુ તે રાજાઓને તેઓથી અલાહેદા સમજવા જોઇએ. હવે ફારસીમાં કાફ અને ગાફ યાને ક અને ગ ની એકજ સુરત આવેલી હોવાથી અને પહેલવીમાંબી એ બંને હરફો લગભગ એકમેક સાથે દેખાવમાં એકમળતાજ આવે છે, તેથી એ ચુક પડી ગયલી

માલુમ પડી શકે છે. એ વંશના પાદશાહોની ટીપ તેઓનાં રાજ્યનાં વરસો સીખે "શાહનામે" અને "તારીખે ગોઝીદે" તથા "તારીખે જલાલી" અને "જેનનતોલ તવારીખ" ઉપરથી નીચે મુજબ હાલ તરત તો નીપજાવી શકાય છે, જેમાં આયંદેહ કાંઇક નવી શોધો હાથ લાગયાથી જે જે ગુંચવાડો કે હાલ તરત તો ચાલુજ જોવામાં આવે છે તેનો આશા છે જે, મનપતીજ રીતે ફેસલો આવી જશે. ફેરદુસી તો સાફ એમ જણાવી જાય છે કે, કયાની પાદશાહ દારાં પછી તેનો એકનો એકજ છોકરો નામે સાસાન ઠેઠ હીંદુસ્તાનમાં નહાસીને ભરાયલો હતો અને તેની ઓલાદ ત્યાં ચોથી પેહડીવેર તેજ નામ ધારણ કરીને ઘણીજ ગરીબી હાલતમાં આવી ગઇ હતી; માટે અશક જેને આ દેશની ગાદી હવે મળી ગઇ હતી, તે દરાયશનો છોકરો તો નહીંજ પરંતુ હખામની વંશને કોઇક દુરનોજ ખેશી હોવો જોઇએ; નહીં તો કે, સીકંદરના વારેસો તેને ફારસનાં પ્રાંતની હકુમત સ્વાધીન કરી બેસ્તેજ નહીં. એ દાસ્તાનમાં ફેરદુસી જે લપો સાસાનોની વાત વચે આણે છે કે, તેઓ દારાંના બેટાનાં ખાનદાનમાંથીજ તવલ્લોદ થઇને હીંદુસ્તાન નહાસીને ભરાયા હતા, તે બીના દરાયશ કોદોમાનુશને તો નહીંજ પરંતુ કીઆની દારાંનાજ બેટા સાસાનને લાગુ પડવી જોઇએ, એમ એ બંને પાદશાહોના અહવાલોને નોખા નોખા પાડી દેખડાવતી વેળા આપણે આગળ દાખલા દલીલો સીખે વરણવી ચુકયા છીએ. "જેનતોલ તવારીખ"નો કરતા તો એ વંશના સાત રાજાઓનાં નામોની ટીપ તેઓનાં રાજ્યનાં વરસો સીખે નીચે મુજબ પોતાનાં તે વખણાયલાં દફતરમાં આપી જાય છે:—

| રાજાઓ. | રાજ્ય ચલાવ્યાનાં વરસો. |
|---|---|
| અશગનો બેટો અરદવાન... ... | ૨૩ |
| અરદવાનનો બેટો ખુશરો ... | ૧૯ |
| અસરનો બેટો પલાસ ... ... | ૧૨ |
| પલાસનો બેટો ગોદરેજ (ગોતારજીસ) ... ... ... | ૩૦ |
| ગોદરેજનો બેટો નારસી (વલગેશ) | ૩૦ |
| નારસીનો બેટો નારસી ૨ જો... | ૧૮ |

અરદવાન છેલ્લાનાં રાજયનાં વરસો તે જણાવતો નથી. (જુઓ, મારી તવારીખે કદીમ ઇરાન, પા૦ ૫૯ મું.)

વળી ફેરદુસી તો આગળ ચાલતાં ફકત નવજ અશકાનીઅન શેહેનશાહો વીષે નીચે મુજબ પોતે વરણન દરશાવી જાય છે:—

"નખોસ્ત અશક બુદ અઝ નેઝાદે કોબાદ,
દેગર શુરદે-શાપુરે ખસરૂ નેઝાદ.
દેગર બુદ ગુદરજ અઝ અશકાનેયાન,
ચું બીઝન કે બુદ અઝ નેઝાદે કેયાન.
ચું નરસી વ ચું ઉરમજદે બોઝોરગ,
ચું આરસ કે બુદ નામદારે સોતોરગ.
ચું ઝું બોગઝરી નામદાર અરદવાન,
ખેરદમંદ વ બા રાહો રવશન રવાન.
ચું બનીશસ્ત બેહરામ અઝ અશકાનેયાન,
બેબખશીદ ગનજી બેઅરજાનેયાન.
વેરા ખાનદન્દ અરદવાને બોઝોરગ,
કે અઝ મીશ બેગોસસ્ત ચુંગાલે ગોરગ.
વેરા બુદ શીરાઝ બા અસફહાન,
કે દાનંદે ખાનદીશ મરજે મહાન.
બેઇસ્તખ્ર બુદ બાબક અઝ દસ્તે ઉ,
કે તનીન ખરૂસાન બુદ અઝ શસ્તે ઉ.
ચું કુતાહ શોદ શાખ વ હમ બીખે શાન,
ન ગુયદ જહાનદીદે તારીખે શાન.
અઝીનશાન જોઝ અજ નામ નશાનીદેઅમ,
ન દર નામએ ખોસરવાન દીદેઅમ."

યાને તે નવે પાદશાહોની સીફતો સીખે તારીફો કરી રહ્યા બાદ તે શાએર એમ કહે છે કે, "મને તો તેઓનાં ફકત નામો સેવાય બીજી કશી બાબતો મળી શકીજ નથી અને 'નામે ખોસરવાન'માં પણ તેઓ સારૂ કશો અહવાલ મારા વાંચવામાં કે દીઠામાં પણ આવેલોજ નથી. એમ કરતાં જયારે તેઓનાબી દીવસો ભરાઇ ચુકયા ત્યારે તેઓના હાથ હેઠળ બાબક શીરાઝ અને અસફહાન ખાતે હોકુમત ભોગવતો હતો કે જેને લોકો "મોટો મુલક" એવાં નામ હેઠળ પીછાનતા હતા. તે શખ્સ એટલો તો જોરાવર હતો કે, મોટા મોટા ધનુસો પોતાનાં જબરાં બળથી સારી પેઠે વાપરી જાણતો હતો." વળી તે સઘળા સુલતાનો એકજ ખાનદાનના હોય તેમ તેની મઝમુન ધ્યાનથી વાંચતાં તો કાંઇ માલુમ પડી શકતું નથી. તે સાથે તેઓ વ

ચેના ઘણાખરા પાદશાહોને તો મેલી દઇને ફકત તેઓ માંહેલા ઘણુંજ નામ ચીન પાદશાહો સારૂ તેની બોલવાની મત લબ હોય એમ શાહનામા ઉપરથી મને સ્પ ષ્ટ રીતે ભાસી શકે છે. તે પાદશાહો નીચે મુજબ એ દેશની ગાદીને આરાસ્તા કરી (દીપાવી) ગયા હતા, એમ આ મલેકોલ શોઅરા બોલી જાય છે અને તેઓની પાદશાહી તેના જણાવયા પ્રમાણે બસો વરસો સુધી ચાલી હતી; લયકીન બુન દેહેશવાળો તો ૨૬૪ વરસો આપી ગયો છે, કે જે ગણુતરી મને તો વધારે ચો ક્કસ લાગે છે; કેમકે, તે દફતર શાહ નામા થાનેબી વધારે પુરાતન છે; એટ લુંજ નહી. પરંતુ તે ગણુતરી આથમણુ તરફના નવીશનદાઓ સાથેબી હવે પછી જણાવયા મુજબ લગભગ એક મળતી ઉતરી શકે છે:—

૧ લો, અશક—એ પાદશાહ કોબાદ ના ખાનદાનનો હતો.

૨ જો, ગુરદે—શાહપુર—એ શેહેન શાહ ખોસરોના યાને મહાતમા કુરઉશ યાને હખામની તોખમમાંથી અવતરેલો હતો.

૩ જો, ગોદરજ યાને ગોતારજીસ.

૪ થો, બેજન—એ કીઆની યાને હખામની ખાનદાનનો હતો, એમ હું ધારૂં છું.

૫ મો, નારસી યાને વલગેશ—એ પાદશાહ કીઆની યાને હખામની તોખ મનો હતો.

૬ ઠો, હોરમઝદ મોટો—જે ઉપર થી બીજોબી કોઇ હોરમઝદ તેની પછી યા તો આગળ થઇ જવો જોઇએ એમ સારાંશ નીકળી શકે છે.

૭ મો, આરસ—જે પોતે ઘણો શેહ જોર અને મરદાનગીમાં ખપતો હતો. તેબી કીઆની યાને હખામની તોખમ નોજ હતો.

૮ મો, અરદવાન.

૯ મો, બેહરામ—એ અશકાનીઅન ટોળાનો હતો. એને અરદવાન મોટો કરીને પણ લોકો કહેતા હતા, કે જેણે અરદશીર બાબગાનને હાથે ત્રણ જબરી શેકસ્તો ખાઇને પોતાનું રાજપાટ આ ખરે ખોઇ દીધું હતું, કે જે થી ઇરાન હખામની વંશના વેલા ની માફક એકજ સુલતાનના હાથ હેઠળ પાછું આવી ગયું હતું; અને તેનાં કકડે બુકલા એકજ રાજને હાથે સંધાઇ ગ યા હતા.

ગોબીનો એ ટીપમાં મજકુર આ ઠમા પાદશાહ અરદવાનને બદલે કદાચ ને કોઇક જુના શાહનામાને આધારે જુ યા તો જવનું નામ આપી જાય છે કે જેબી કીઆની યાને હખામની વંશમાં થીજ ઉતરી આવેલો હતો. તે પછીના ૯ મા રાજાનું નામ તે નવીશનદો કજરી (કસરા) યાને ખુશરૂ કરીને જણાવી જાય છે, કે જે પણ હખામનીજ તોખમ પો તાની નસોમાં ધરાવતો હતો. ત્યારબાદ હખામની ખાનદાનના કોઇક અરદવાનને તે દશમા પાદશાહ તરીકે ગણાવી જાય છે અને તેની પછી અગયારમા પાદશાહ તરીકે તે અશકાનીઅન બેહરામને નો ખો ગણી જાય છે; તે પછી અરદવાન મોટો જે ઘણો શેહજોરમાં ખપતો હ તો, તેને સઉથી છેલ્લો પાદશાહ કહી ને એ વંશના જુમલે બાર પાદશા હોનાં નામો તે નીપજાવી ગયો છે.

કેટલાએક પાછલા ફારસી તવારીખ નવીશો અશકાનીઅન તથા અશગાની અન વંશોના બંને પાદશાહોને એકમેક સાથે ભેલસેલ કરી નાંખી એ તબક્કાના ૧૮ જણાનાં નામો આપી જાય છે કે જેઓએ ૫૦૦ ઉપર વરસો વેર ઇરાનમાં હાકેમી ભોગવી હતી, એમ તેઓ વા જબીની રાહે લખી ગયા છે અને તેઓ ની ટીપ તેઓ નીચે મુજબ આપી જા ય છે. વળી અલબતાં જ્યારે પારથીઆ વાળા શેહેનશાહો એ લતા તરફ ચોમેર મ હા પ્રબળ થઇ પડયા ત્યારે તેઓએ પો તાનાં વંશને મજબુતી આપવા સારૂ પો તાના ખાનદાનના કોઇ કોઇ નબીરાઓ ને પેલા અશગાનીઅન ખાનદાનવાળા રાજાઓની છોકરીઓ સાથે પરણાવી આપી તેઓનાં વારેસોને તે રાજ પાટોની ધજા પોતે સ્વાધીન કરી દીધેલી હોય, તો તે વાત પણ મા ની શકાય તેવીજ છે. હવે તે ઝમા નાના અરમાની ગ્રંથકારો જેઓ કે પા રથીઆવાળા આરસીસના મહા બળવંત

ખાનદાન સારૂ રૂમીઓ થાનેબી વધારે વાકેફગાર હોવા જોઇએ. તેઓ એ મોટા ખાનદાનના છ જુદા જુદા વીભાગો કરી ગયા છે. (જુઓ, ઇ૰ સ૰ ૧૮૬૬ ના ફેબરવારી મહીનાના અંકને પા૰ ૧૨૬ મે ઇવારીસ્ત પરૂદહોમની કલમથી સાસાની વંશની અરમાની ગ્રંથકારોને આધારે લખાયલી તવારીખ.) ૧ લા તબકા તરીકે તો તેઓ પારથી આવાળા આરસસીસનાં બુલંદ ખાનદાનવાળા શેહેનશાહોનેજ ગણી ગયલા છે. ૨ જો તબકકો એજ ખાનદાનના પોતાના આરમીનીઆનાં દેશાવરોના પાદશાહોનો તેઓ આપી જાય છે. ૩ જો વંશ એજ ખાનદાનના કાબુલ તથા બાખત્રીઆની ભુમી આગળ કચખુકન તથા થેતાલસ ટોળાંઓનાં દેશાવરોના રાજાઓને તેઓ આપી ગયલા છે; જેઓ કે, પાછળથી છેક પંજાબ સુધી ચત્રાઇ જઇને હીંદુસ્તાનનો કેટલોએક ભાગ પોતાના તાબા હેઠળ લઇ બેઠા હતા; એમ તેઓના પહલવી સીક્કા જે અદયાપી આપણે હાથ આવી શકે છે, તે ઉપરથી ખોલ્લી રીતે માલુમ પડી આવે છે. હવે બાકી રહી ગયલાં ત્રણ ખાનદાનોનાં જુદાં જુદાં પાદશાહી વંશો સાથે લગનનાં ગાંઠોથી જોડાઇ જઇને પોતાની અસલી પારથીઆની મોટી ગાદીનાં બળથી તે તરફના દેશાવરો ખાતે જે રાજપાટો પોતે ભોગવી ગયાં હતાં તેઓ માંહેલાં બાકીનાં ત્રણ ખાનદાનો માંહેલું એક ખાનદાન તો પાછળથી ફારસ (ફારસીસ્તાન) ની ગાદી ઉપર પણ આવેલું હોવું જોઇયે, એમ માનવા મને અત્રે તો કશો આંચકો લાગી શકતોજ નથી. એ મજકુર ૧૮ પાદશાહોનાં નામોની ટીપ નીચે મુજબ અપાઇ શકાય છે:—

૧ લો, અશકાનીઆન બીન દારા યાને દરાયશ કોદોમાનુસ.
૨ જો, બેહરામ બીન અશગ.
૩ જો, હોરમઝદ બીન પલ્લાસ.
૪ થો, શીરોઝ બીન દાખન.
૫ મો, ખોશરો બીન હોરમઝદ.
૬ ઠો, અરદવાન બીન શીરૂઝ.
૭ મો, ખોશરો બીન અશગાનીઆન.
૮ મો, પલ્લાસ (ફરાતીસ) બીન અશગાનીઆન.
૯ મો, નારસી (વલગેશ) બીન અશગાનીઆન.
૧૦ મો, અશક બીન અશકાનીઆન.
૧૧ મો, ગોદરજ બીન બેહરામ.
૧૨ મો, ખોશરો બીન પલ્લાસ.
૧૩ મો, હરમઝાં બીન અશકાનીઆન.
૧૪ મો, ખોશરો બીન ખોશરવાન.
૧૫ મો, અરદવાન બીન અશકાનીઆન.
૧૬ મો બેહેઆફરીદ બીન અશકાનીઆન
૧૭ મો, ગોદરજ (ગોતારજીસ) બીન અશકાનીઆન.
૧૮ મો, અરદવાન બીન અશકાનીઆન.

હવે હસન બીન મોહંમદ બીન ખાકી શીરાઝી અને 'તારીખે જઅફરી' તથા 'લુબ્બોલ તવારીખ' વગેરે ફારસી અસલી સત્તાઓને આધારે ઇ૰ સ૰ ૧૬૧૦ માં 'મોનતખબોલ તવારીખ' નામનું એક ઘણુંજ કીમતી અને નાદર કાલમાન પુસ્તક જે પ્રસીધ થયું હતું, તેમાં એ બંને અશગાનીઅન તથા અશકાનીઅન ટોળાંઓના એ રાજયની ગાદીના માલેક શેહેનશાહોની જે ટીપ નીપજાવી કહાડી આપેલી છે, તે મને હાલ તરત તો ઘણીજ વધારે ભરોસેદાર લાગે છે; કારણ એ જે, તેમાં જણાવેલા પાદશાહોના તેજ ઘણાંખરાં નામો 'સારેસ્તાન'માંથી પણ મળી આવે છે, એમ આગળ ચાલતાં વાંચનારાઓના જોવામાં આવશે; માટે તે ટીપ તેઓના રાજપાટોનાં વરસોની જુદી જુદી ગણતરીઓ સીખે આ મુજબ મેં સુધારા તથા વધારા સીખે હેઠળ ટાંકી બતલાવી છે:—

| પાદશાહો. | રાજય કરવાનાં વરસો જુદા જુદા નવીશનદાઓનાં આપવા પ્રમાણે. |
|---|---|
| ૧ લો, અશગ બીન દારાબ. | ૧૫—૧૨—૧૦ |
| ૨ જો, અશગ ૨ જો ... | ૨૦—૭ |
| ૩ જો, શાપુર બીન અશરા મા તે અશગ ... | ૪૨—૬૧—૬૦ |
| ૪ થો, બેહરામ બીન શાપુર. | ૧૧—૫૦ |
| ૫ મો, પલ્લાસ બીન બેહરામ. | ૧૦—૧૨ |
| ૬ ઠો, હોરમઝદ બીન પલ્લાસ | ૧૯—૧૨—૧૬ |
| ૭ મો, નારસી બીન પલ્લાસ. | ૧૪—૪૦—૨ |

'તારીખે જઅફરી' માં આ નારસીને બદલે અનીશ કરીને કોઇક બીજું જ નામ ઠોકી બેસાડેલું છે.

| પાદશાહો. | રાજય કરવાનાં વરસો. |
|---|---|
| ૮ મો, ફીરોઝ બીન હોરમઝદ બીન પલ્લાસ ... | ૧૭ |
| ૯ મો, પલ્લાસ (ફરાતીસ) ૨ જો બીન ફીરૂઝ ... | ૧૨-૧૧ |
| ૧૦ મો, ખોશરો બીન પલ્લાસ ૨ જો... ... ... | ૪૦-૭-૨૧ |
| ૧૧ મો, પલ્લાસ ૩ જો યા તો પલ્લાસાંન (ફરાતાસીસ) બીન પલ્લાસ ૨ જો બીન ફીરૂઝ ... ... | ૨૪-૨૨ |

આથમણુ તરફના વધારે ભરોસેદાર નવીશનદાઓના કહ્યા મુજબ ફરાતીસ યાને પલ્લાસ ૪ થો ૩૫ વરસો સુધી ઇરાનની ગાદી ભોગવી ગયો હતો; માટે એ ૯ મા અને ૧૧ મા પલ્લાસને હું એકજ પાદશાહ તરીકે સમજી શકું છું.

| પાદશાહ. | રાજય કરવાનાં વરસો. |
|---|---|
| ૧૨ મો, અરદવાન બીન અશએ. | ૧૩ |

એને બદલે 'લુબ્બોલ તવારીખ' માં પલ્લાસનું નામ મળી આવે છે.

| પાદશાહો. | રાજય કરવાનાં વરસો. |
|---|---|
| ૧૩ મો, અરદવાન બીન અશગ. | ૨૩ |
| ૧૪ મો, ખોશરો ૨ જો ... | ૧૬-૧૯ |
| ૧૫ મો, પલ્લાસ ૪ થો બીન અશએ... ... ... ... | ૧૨ |
| ૧૬ મો, ગોદરેજ બીન પલ્લાસ ૪ થો... ... ... ... | ૩૦ |
| ૧૭ મો, નારસી ૨ જો બીન ગોદરેજ બીન પલ્લાસ ૪ થો. | ૨૦ |

'હબીબોસ્સયર' એ નારસીને બદલે બેજનનું નામ આવેલું છે.

| પાદશાહો. | રાજય કરવાનાં વરસો. |
|---|---|
| ૧૮ મો, ગોદરેજ ૨ જો બીન નારસી ૨ જો ... ... | ૧૦ |
| ૧૯ મો, નારસી ૩ જો... ... | ૧૧ |
| ૨૦ મો, અરદવાન ૩ જો બીન નારસી ૩ જો ... ... | ૩૧ |

એનાં દોરમાં એ વંશની સમાપતી આવી ગઇ હતી.

એ ટીપમાં જણાવેલી વીસ યા તો એકવીસ પાદશાહોના રાજપાટોનાં જણાવેલાં વધુમાં વધુ વરસોનો સરવાળો ૫૧૫ અને ઓછાંમાં ઓછાં વરસોનો જુમલો ૩૧૮ વરસો જેટલો થવા જાય છે; કેમકે, 'સારેસ્તાન' વાળો આ મજકુર ૮ મા પાદશાહ ફીરોઝ બીન હોરમઝદની ઉપર નુસ અથવા અનીશ બીન પલ્લાસ જેવા કોઇક બીજા પાદશાહનું નામ પણ વધારે આપી જાય છે, કે જે ઇરાનના મસનદ ઉપર પોતે ત્રીસ વરસો સુધી બીરાજી ગયો હતો.

હવે એ રાજ્યના તાબા હેઠળ સુસીસનો પ્રાંતબી ગણાતો હતો, જેથી એ વંશના પાદશાહો અકસર કરીને સુસાના મેહેલ ખાતેજ પોતે તો પડી રહેતા હતા અને તેઓએ ત્યાંના મેહેલને ઘણો જ આરાસ્તા કરી રાખેલો હતો, તોપણ પરસીપોલીસ કે પસારગદામાં આવેલા મેહેલોને તે લોકો થોડુંજ માનપાન કે માનઅકરામ કાંઇ આપતાજ નોહતા; કારણ એ જે, ત્યાંજ અસલધરથી પારસી પાદશાહોનો મોટો ખજાનો, છેલ્લી આરામગાહની જગયા યાને દખમા એટલે જે અસ્તોદાનો અને માલ અસબાબ પણ પડીજ રહેતો હતો. તે સાથે જુદા જુદા શાહઝાદાઓ પણ પોતપોતાની આયપતો પ્રમાણે નવા નવા જુદા જુદા મેહેલો ત્યાંજ ઉઠી ઉભાં કરાવીને ઘણાં યા તો થોડા ઘણા ઠાઠમાઠ તથા ભપકાસીખે તેઓ ત્યાં પોતે પછી વસ્તાજ ચાલ્યા જતા હતા. આગલા યવન ગ્રંથકારો આપણને એમ પણ જણાવી ગયા છે કે, એ પાદશાહોનો એક મેહેલ તો છેક ઉત્તરમાં ગબા નામના શેહેર આગળ અને બીજો તો છેક દક્ષીણે દરયાને કીનારે ગ્રા નામની નદી આગળ તાઓસી (તાગ યા તો તાઉઅગ) નામની જગયાની છેક નજદીકમાંજ આવેલો હતો. અહીંયાંજ પાતીસ-ચોરીસ, હખામનીદા તથા મજુસી (મેજાઇ મોબેદો) નાં ટોળાં વસતાં હતાં. કુરતાઇ અને મારદી નામનાં રાહઝન ટોળાંઓબી લુટફાટો કરીને અત્રેજ પોતપોતાનાં પેટ ભરતાં અને બાકીનાં ટોળાંઓ તો મુરઝીગરીનો પેશો કરીને પોતાનો ગુજારો કરતાં આ

જ્યાં જતી હતી. મંજુસી યાને મોબેદોનાં
ટોળાં યાને પંથો તો પોતાનો વખત દી
ન ધરમના તથા ક્રીયા ક્રમનાં કામોમાંજ
ઘણુંકરીને રોકી રાખતા હતા. અહીયાંજ
ચોઆસપીસ, કોપ્રાતાસ (આબેઝાલ), પાસી
તીગ્રીસ, સાઇરસ (કુરુસ), એરાક્ષીસ (બન
દમીર) તથા મીડસ (આબેકુરીન ?) નામ
ની નદીઓ વેહતીજ ચાલી જતીઓ હતી.
એ માંહેલી સાઇરસ નદી તો પારસી
ગરદ આગળ સીલીપરસીસ યાને પોકલ
ફારસ નામે જે એક જગયા આવેલી છે
તેમાંથી પસાર થઇ જાય છે અને જ્યાં
જ્યાંથી તે નદી વેહતી ચાલી જાય છે
ત્યાંની ઝમીનને તે ઘણીજ રસાળ કરી
નાખે છે, જેથી સુસામાં ઘઉં તથા જવ
પુષ્કળ પાકી નીકળે છે અને માસીદોની
યનોએ ત્યાં તથા બાબેલાન ખાતે સપર
પહેલાં દ્રાક્ષના થડો રોપયાં તે આગમચ
તે તરફ તે મેવો કેવળે ઉગતોજ ન
હતો; પરંતુ હાલમાં તે ત્યાં પુષ્કળ ઉ
ગી નીકળે છે, એમ સ્ત્રેબો આપણને
જણાવી ગયો છે. એ લોકોની ઉત્તર
અને પુરવમાં ઇલીમાઇ તથા પ્રાતાસીની
નામનાં પીનદારા ટોળાં વસતાં હતાં,
જેઓ કે તે તરફનાં દેશાવરોમાં વા
રંવાર ઉતરી પડી લુટફાટો ચલાવી
ને પછી ત્યાં આવેલા આસપાસના પહા
ડોમાં નહાસીને ભરાઇ જતાં હતાં; પરં
તુ જ્યારથી પારથીઅનોએ પોતાનો દસ્ત
તે પ્રાંત ઉપર મજબુતીથી બેસાડયો અને
તેઓને પોતાના તાબા હેઠળજ કરી લી
ધાં ત્યારથી તે પીંદારાઓનો ઉપદ્રવ ત્યાં
કમતી થતો ચાલયો હતો; પરંતુ જ્યારે
બી એ પારથીઅન લોકો માંહોમાંહે કે
પારકાં દેશાવરો ખાતે લડાઇઓમાં ગું
થાઇ પડતા હતા ત્યારે તે રાહઝન ટો
ળાં પાછાં લુટફાટો ચલાવવાને મંડી જ
તાં હતાં અને પોતાના હરામ લખને જ
રાબી છોડતાંજ ન હતાં. સ્ત્રેબોના ઝમા
નામાં એ પારથીઅનો જ્યારે પોતપોતા
માં હુલડો મચાવી પડયા ત્યારે એ ટો
ળાબી પોતાની નીચ ચાલમાં અત્રે ઘણાં
જ ફાવી ગયાં હતાં. આ બંને મજકુ
ર પ્રાંતો તથા તે સાથે કારમાનીઆના
મુલકની રીતભાત તથા ભાષા પણ પાર
સી તથા મીદીઅનો સાથેજ એકમળતી
આવતી હતી, એમ સ્ત્રેબો જણાવી ગયો
છે; ને જે અહેવાલ કે સદાબરો મેં મા
રી "તવારીખે કદીમ ઇરાન" ના દી
બાચામાં આપેલો છે. (જુઓ, તેનું
પા૦ ૬૦ થી ૬૨ સુધી.)

વળી એ સુસા શેહેરમાંજ દરેક
અશકાનીઅન પાદશાહ ત્યાંના કીલ્લાની
અંદર પોતાનાં રાજ્યની ઇધાની (નીશાની)
તરીકે પોતાને સારૂ એક મેહેલ તથા
તીજોરી ખાતું બંધાવતાજ ચાલ્યા
જતા હતા, જેમાં જે ચોથાઇ જમાવ
થતી હતી, તેને તેઓ પોતા સારૂ
એકઠી કરાવી રાખતા હતા. દરયાના
કીનારા ભણી આવેલાં દેશાવરો ખાતેથી
એ પાદશાહોને થોકબંધ રૂપું તથા
માહેલાં દેશાવરોમાંથી ગાય ઢોરો, તરેહ
તરેહવાર જાતના રંગો તથા ભાતભાતનાં
વસાણાં અને બાલ તથા ઉન વગેરે
જણસો લોકો તેઓ સારૂ નઝરાના તરીકે
ભેટ મોકલાવતાજ ચાલ્યા જતા હતા.
પેલાં સોનાં તથા રૂપાંને તો ત્યાંજ પછી
તેઓ પેલાં તીજોરીખાનામાં લાઠાના રૂપમાં
ઓટી કરાવીને જમાવ કરાવી રાખતા હતા
અને સીક્કાઓ પડાવામાં તેઓને ઝાઝા પો
તે વાપરી નાંખતાજ નોહતા; જેથી એ વં
શના તથા દરાયશના દેરીકસ નામના સી
ક્કા બેશુમાર હાલમાં આપણે હાથ આ
વી શકતાજ નથી. અલબતાં આખાં દે
શનાં ચલણ તથા વપરાસ સારૂ જેટલું
નાણું વેપાર વણજને ઉત્તેજન આપ
વા સારૂ જોઇએ તેટલા સીક્કાઓ તો પ
ડાવવાને તેઓને ફરજજ થઇ પડતી હ
તી; પરંતુ તેઓની સંખ્યા કાંઇ ઘણી
જ બોહોળી તો નહીંજ હોવી જોઇએ,
એમ હાલમાં એ પાદશાહોના સીક્કા જે
મળી આવતાજ નથી તેપરથીબી સ્ત્રેબો
ના આ મજકુર લખાણને વધારે પુષ્ટી
મળી શકે છે. એવા કમયાબ સીક્કાઓ
થી તો અશકાનીઅનો જેવાં બુલંદ ખાન
દાનની વાસ્તવીક અને સીલસીલાબંધ તવા
રીખ નીપજાવી કહાડવાને આપણે હાલ ત
રત તો મહરૂમજ રહી ગયલા છીએ; કેમકે
તે ઝમાનાના કામેલ અને દાનાવ મોબેદો
ધરમ સંબંધી કાંઇક મતફેર અને ફાટફુટોને
લીધે તેઓની સંપુર્ણ તવારીખ લખી જ
વાની જબરી બેપરવાઇ પાતે તો દેખ

ડુબીજ ગયલા છે; જેથી વારંવાર આપ ણે અસંત ગુચવાડામાં આવી પડયા વીના તો રહેતાજ નથી. એમ મોબેદો તથા દાના વ બેહદીનોની બેપરવાઇ અને જાતીભેદો ની છીટને લીધે લગભગ પાંચસો ઉપર વરસો વેર ઇરાન સરજમીનમાં એક વેળાએ બુલંદ ધજા ઉડાવી રહેલી આ વી સલતનતની તવારીખ તેઓના નયા તીલાઓજ જે બચાવી ગયલાજ નથી, તેથી તેઓની એવી બેપરવાઇ તથા આળ સાઇ ઉપર આપણુને અસંત ક્રોધ અને અફ સોસ ઉપજ્યા વીના તો કાંઇ રહેતોજ નથી; કારણ એ જે, તે પાદશાહો પણ છત્રપતી મહારાજાઓ જેવાજ થઇ પડેલા હતા અને છેક હીંદુસ્તાનવેર ચત્રાયલા હતા; એટલુંજ નહી, પરંતુ રૂમીઓની જંગી ફોજોને વારંવાર હરાવવાને સામર્થવાનજ નીવડી પડતા હતા; જેથી તેઓનું એશીઆ ખંડ ખાતે તો ટટુ તેઓએ ઝાઝું ચાલવા દીધુંજ નોહતું અને તેઓને જયારેબી પારથીઆ સાથે જંગનાં મેદાનમાં ઉતરવુંજ પડતું હતું, ત્યારે રૂમી સેપાહો તેઓના તીરોના જબરા મારાથી પોતે તો માઉ માઉ પોકારતા રહેતા હતા અને તેઓ સાથે યુદ્ધમાં ઉતરવાની તો જરાબી હોંશ કે ઇશતેહા દેખડાવતાજ નોહતા; બલકે, ઓર ઉલટા પોતેજ બીહી ધ્રુજી રહેતા હતા. તે બીચારા રાજવંશીઓ ના દહાડા પડતા અને બરગશ્તેજ હો વાથી ઘણાખરા સીક્કાઓ પડાવવાનું કે ઠેકાણે ઠેકાણે પોતાનાં મહાપ્રાક્રમોનાં લે ખો કોતરાવી રાખવા કે યા તો પહલ વીમાં ઇતીહાસકર્ત્તાઓને સંઘરી રાખી તેઓ કને પોતાની ભાષામાં પોતાનાં ચ રીત્રો લખી કહાડવાનું સુજ પડેલું ન હોવાથી તેઓનાં નામો તો આજે સદં તરજ વીસરાઇજ ગયાં હતે; પરંતુ જે બીનાઓ કે નવી નવી શોધખોળો ઉપર થી હાલ ઝમાના સુધી આપણુને હા થ આવી શકી છે, તેપરથી તે ઓની સીલસીલાબંધ તવારીખ આપણે આગળ થોડી ઘણીબી નીપજાવી કહાડ વાને જરા પણ સામર્થવાન નીવડી પડયા છીએ, તેજ બીનાને હું અત્રે તો ગની મત જેવીજ સમજી શકું છું; કેમકે, તેઓનો સંઘરી રાખેલા અને દાટેલો બોહોળો ધન ખજાનો તો કશોબી કાર ગર લાગી શકયોજ નથી અને પાછળથી તે તો પારકે હાથજ જઇ પડયો હતો.

આપરથી રાજયવંશીઓ અને દ્રવ યવાન પુરૂષોને એક ધડો લેવા જોગ છે કે, જેબી માલ ખજા નો પોતાની હયાતીમાંજ પોતાના ત થા લોકોનાં કલ્યાણોને અરથે હાથે જા તેજ જો વાપરી ખાધો હોય તો તેજ આકેબત આપણુને કામે લાગી શકે છે: કેમકે, મરી ગયા પછી તે તો આડી વાટની ધુળ જેવોજ થઇ પડે છે. ગીબન પોતાની રૂમી તવારીખમાં કોઇ એક ડયુક ઓફ ડેવ નશાયરનો એક દાખલો આપી જાય છે કે, તે અંગ્રેજ ઉમરાવ ઘણેક વરસે કોઇક માનવીના સ્વપનામાં આવી તેની કને પોતે એમ વીલાપ કરવા લાગયો હતો કે, મારી કનેના જેબી દ્રવયને પરમા રથી કારણોસર મેં વાપરી નાંખયું હતું તે તો હાલમાં મારી કને અત્રે મોજુદજ પ ડેલું છે, વળી જેબી ચીજોને મેં મારી મોજ શોખ ખાતેરજ ઉપયોગમાં આણી હતી તે વીષે તો મને કાંઇક એમજ ખેયા લ રહી ગયો છે કે તે માલ ખજાનો મારી એક વેળાએ મીરાસ જેવોજ હતો તો ખરો; પરંતુ જેબી બોહોળો ખ જાનો હું મારી પાછળ અમાનત રાખી ગયો હતો તે તો મારાં મનમાંથીજ સદં તર વીસરાઇજ ગયલો છે; કેમકે, જેમ આપણા ફકીર અને દરવેશ લોકો એમ બાંગ મારી જાય છે કે, પોતાની હયાતી અને ચાલતા ચલણમાં જે પરદુ:ખભં જન સારૂ ખેરાત કરી જઇએ છીએ તે જ આપણી સાથે પેલી જહાનમાં કામે લાગી શકે છે અને જે માલ મતા કે આપણી પાછળ નેક કામો સારૂ વાપરી શકાતીજ નથી તે તો પાછળથી માટી જે વી માટીજ થઇ પડે છે, યાને તેઓના જ શબ્દોમાં જો બોલ્યે તો "જો દે ગયા સો લે ગયા ને જો રખ ગયા સો ફના હો ગયા;" કેમકે, આપણાં મરણ બાદ મારૂં તારૂં સઘળું મીથ્યાજ થઇ પડીને જયાંનું તયાંજ રહી જાય છે; લયકીન જીવતાં જીવત તે વાત માનવી જાતનાં ધયાનમાં તો બરાબર રીતે કાંઇ ઉતરી થ

કતીજ નથી. જ્યારે અજલનો ફરે સ્તો આવીને આગળ ઉભો રહે છે ત્યારેજ તેને તે સઘળું સુજ પડી જાય છે; પરંતુ તે વેળાએ તો અસુરૂં બહુજ થઇ ગયલું હોય છે તથા હાથમાંથી તે બાજીજ ગોયા છટકી બેઠેલી જે વીજ થઇ પડે છે. તે વીષે એક દ્રષ્ટાંત રૂપે મને અત્રે હીંદુઓની ગીતાની પવીત્ર પોથીમાંથી એક વારતા યાદ આવે છે કે જેનો ભાવાર્થ મેં હેઠળ ટાંકી બતલાવયો છે:—તે પોથી એમ વરણવી જાય છે કે, એક મહા દ્રવયવાન સાહુકાર જે રાજવંશીઓનેબી ભ્યારે જોઇએ ત્યારે રકમબંધ નાણું પોતે પહોંચાડી શકતો અને ધીરતો હતો પરંતુ જાતે ઘણોજ બખીલ અને સુમ હોવાથી કોઇને ખેરાતમાં તો એક દોકડો પણ આપતોજ ન હતો અને કોઇ નાદાર માણસનેબી પોતાના વયાજ વટાવમાં વટીક જરાબી છુટછાટ મેલી શકતો હતોજ નહીં. એમ કરતાં જયારે તે સાહુકાર મરવાજ પડયો ત્યારે દેશ દેશના તેના ઘરાકો, રાજા રજવાડાઓ અને સાહુકાર સોદાગરો તેને થોકબંધ જોવાને ઉતરી પડયા હતા. આ પરથી લક્ષમી દેવીએ જોયું જે, એ બીચારા સાહુકારે તો મને પોતે ઘણીજ સંભાળથી જાળવી રાખેલી છે; માટે મારેબી એકવાર એની મોલાકાત તો લેવીજ જોઇએ. એવા વીચારથી તે દેવી પણ સારાં જેવાં આભુષણોમાં ગરકાવ થઇને તેની મોલાકાતે અને દરશને પોતેબી જાતેજ ઉતરી પડી હતી. તેણીને જોતાંનેજ વાર પેલો સુમ સાહુકાર તેણીની સાથે કાંઇક ગોફતેગુમાં પોતે જાણે ગુંથાઇ ગયલો હોય એમ ચેનચાળા દેખાડવા લાગયો હતો; પરંતુ તે બીનાને ત્યાં હાજર રહેલા લોકો તો નાણાં સંબંધી વાત સમજી મનસે એમજ સમજતા અને તરાહે તરાહે કરતા બેઠા હતા કે, મરવા ટાંકણેબી એનો પઇસા સંબંધી લોભ કાંઇ એને છોડીજ જતો નથી. આખેર તે સાહુકારે તે દેવીને એક છેલ્લો સવાલ એમ નાંખ્યો હતો કે, મારા દીવસો તો હવે ભરાઇજ ચુકયા છે; માટે લક્ષ્મીબાઇ આ સઘળા સાહુકાર સોદાગરો સાથે તમોબી મને મસાણે વધાવવા ચાલશો કે નહીં; કેમકે, મેં તમારી અત્યંત સેવા બજાવેલી છે. પેલી દેવીએ તેને તેનો સપરપેહેલાં તો કશોબી પ્રતીઉતરજ આપયો ન હતો. આથી તે સાહુકારે બજીદ થઇને તેનો તેજ સવાલ તેણીને બે ત્રણ વખત નાંખવાને પોતે મંડીજ રહયો હતો; જેથી તે દેવી આખરે એમ બોલી ઉઠી હતી કે, મહારાજ, તમારી મઇયતે તો મ્હારાથી કાંઇ આવી શકાય તેવુંજ નથી; કેમકે, તમે તો મને એકજ ઠેકાણે ગોંધી રાખેલી હોવાથી મારા પગ અને ટાંટયામાં તો હીલચાલ કરવાની જરાબી તાકાતજ રહેલી નથી. આવો નીરાશીનો જવાબ સાંભળતાંનેજ વાર પેલા સુમે તો તરતજ પોતાનો પ્રાણ એક જબરી હાય મારીને છોડીજ દીધો હતો!

એ વારતાનો સારાંશ એમ નીકળી શકે છે કે પેલી લક્ષમીદેવી પેલા સાહુકારને એમ છેલ્લો તાનો મારી દેખડાવે છે કે, જીવતાં જીવત તમે મને લોકોને દાન કે ખેરાત કરવા સારૂ જો વપરાસમાં લીધી હતે, તો મારા ધુડા જરાબી છુટા પડી શકતે, જેથી હું તમારી મઇયતે ચાલી શકતે; પરંતુ તમને તો તમારી આખી જીંદગાનીમાં તેમ કરવાને જરાબી સુજ પડેલુંજ નહોતું, માટે મારા પગો તો અડી અને સુન મારી ગયલા હોવાથી મને તો હવે જયાંનું ત્યાંજ પડી રહેવું જોઇશે. એવા એવા તો ઘણાએક દાખલા તવારીખના સફાઓ આપણી સનમુખ લાવીને ધરી જાય છે; પરંતુ તેઓની અત્રે કાંઇ જગયા થઇ શકે તેવી નથી. મોહમ્મદ ગઝનવી કે કારૂનનાજ દાખલા પણ એને મળતા છે. આપરથી શેખ સઅદી પોતાના શ્રોતાઓને એવો બોધ આપી જાય છે કે:—

"કારૂન હલાક શોદ કે ચેહેલ
ખાને ગંજ દાસ્ત,
નોશીનરવાન ન મોર્દ કે
નામે નીકુગુજાશત."

યાને કારૂન તો હલાકબી થઇ ગયો કે જે ચાળીસ ઘેર ભરીને તો માલ ખજાનો પોતે હાથે જાતે ધરાવતો હતો; પરંતુ નોશીનરવાન આદેલ તો કાંઇ

મરી ગયેલોજ નથી; કેમકે, તે પાદશાહ પોતાના દાદ અને એનસાફ તથા સખાવતથી પોતાનું નામ તો ગોયા આજની ઘડી સુધી અમરજ મેલી ગયો છે. આગળ ચાલતાં તેજ ફારસી શાએર એમ પણ વરણવી જાય છે.

"બખીલ અર બોવદ ઝાહેદે બહરો બર, બેહેસ્તી ન બાશદ બેહોકમે ખબર."

યાને "હરેક બખીલ ભમે તેવો બી ભણનાર ગણનાર અને પરેહઝગાર હોય, તોબી શરીઅતના કલામો પ્રમાણે તો તેને સારૂ બેહેસ્તનું મુકામ તો છેજ નહી યાને તે બેહેસ્તમાં તો પોતે કાંઇ પહોંચી શકતોજ નથી.

હવે ચાલો બીજા ફારસી ગ્રંથકારો પણ એ વીષે શું શું નામો આપી ગયા છે તેઓની ટીપોબી હેઠળ આપણે ઉતારી દેખડાવયે કે જેથી આગળ ચાલતાં બીજા પાછલા ઇતીહાસ લખનારાઓને સવળતા જેવું થઇ પડે અને હવે પછીની શોધો ઉપરથી એ પાદશાહોને કેવી રીતે બરોબર અનુક્રમમાં ગોઠવવા જોઇએ તેની સમજણ તેઓને સ્પષ્ટ રીતે કદાચને પડીબી શકે. સપરપેહેલાં તો આપણે ફરજાને બેહેરામની સારેસ્તાન કેતાબનોજ આશ્રો લેવો પડે છે; કેમકે, તેને અસલી પહલવી કમયાબ પુસ્તકોને આધારેજ તે નામોની ટીપ પોતે નીપજાવી કહાડેલી હોવી જોઇએ; કારણ એ જે, તેનીજ સતા પ્રમાણે આગળ કહયા મુજબ મોનતખબોલ તવારીખવાળો ખુદ પોતે પણ ચાલી ગયેલો દીસે છે. એ ટીપ નીચે મુજબ તે પારસી નવીશંદો આપી જાય છે:—

૧ લો. અસક બીન અશક.

૨ જો શાહપુર બીન અશક.

૩ જો બેહેરામ બીન શાહપુર જે આશરે છવીસ વરસ સુધી પારથીઆના મસનદ ઉપર પોતે બીરાજી ગયો હતો.

૪ થો પલ્લાસ બીન બેહેરામ જે (ફરાતીસ) આશરે સતાવીસ વરસ સુધી પોતે રાજ્યગાદી ભોગવી ગયો હતો.

૫ મો હોરમજદ બીન પલ્લાસ જે આશરે અઠાવીસ વરસ સુધી ત્યાંની ગાદીનો પોતે માલેક થઇ પડેલો હતો.

૬ ઠો નરસી બીન પલ્લાસ જે ઓગણત્રીસ વરસ રાજપાટ ભોગવી ગયો હતો.

૭ મો જુ યાતો અંનીશ બીન પલ્લાસ જેનું રાજ ૩૦ વરસ સુધી ચાલયું હતું.

૮ મો ફીરૂઝ બીન હોરમજદ બીન પલ્લાસ જે, એકત્રીસ વરસ સુધી રાજ ચલાવી ગયો હતો.

૯ મો પલ્લાસ ૨ જો યાને ફરાતીસ ચોથો બીન ફીરૂઝ, જેનાં રાજનાં વરસનો અંક છેક બત્રીસ ઉપર જાય છે.

૧૦ મો ખોશરો બીન પલ્લાસ બીજો બીન નારસી (વલગેશ).

૧૧ મો પલ્લાસાન યાતો ફરતાસીસ એટલે જે પલ્લાસ ત્રીજો બીન પલ્લાસ ૨ જો જેને સારેસ્તાનવાળો ફીરૂઝનો છોકરો કરીને જણાવી ગયેલો છે.

૧૨ મો પલ્લાસ બીન પલ્લાસ બીન ફીરૂઝ.

૧૩ મો અરદવાન બીન પલ્લાસાન.

૧૪ મો અરદવાન બીન અશેય.

૧૫ મો પલ્લાસ ચોથો બીન અશેય.

૧૬ મો ગોદરેજ બીન પલ્લાસ ૪ થો.

૧૭ મો ગોદરેજ બીન બેજન.

૧૮ મો નરસી બીન ગુદરજ બીન પલ્લાસ ચોથો.

૧૯ મો નરસી બીન નરસીએ ગુદરજ અને ૨૦ મો અરદવાન ૩ જો બીન નરસી બીજો જેને હરાવીને અરદેશરે બાબગાને એ વંશની પોતે સમાપ્તી આણી મેલી હતી.

આગળ ચાલતાં સારેસ્તાનવાળો એમ પણ વરણવી જાય છે કે, એ નારસી વીશે એમ પણ કહેવાયલું છે કે તેણેજ અવસ્તાના દફતરોનો પોતે પાછો સમાગમ કરવા માંડયો હતો, કે જે વાતને દીનકરદવાળો પણ ટેકો આપી જાય છે. માટે અવસ્તાને પાછા સજીવન કરનાર તરીકે આપણને નારસી ૨ જાને તો નહીંજ પરંતુ એ નારસી ૩ જો યાને વલગેશ ૩ જાનેજ ગણવો જોઇએ કે જે વીષેની બીજી વધુ દલીલો હવે પછી હું આપી દેખડાવનાર છું. માટે

હાલ તરત તો આટલોજ ઈશારો કરવા ને મેં અત્રે દરૂસ્ત વીચારયું છે.

રોઝતુસ્સફા પ્રમાણે મીર ખુનદ એ તબક્કાના પાદશાહોની વંશાવલીની ટીપ નીચે મુજબ નીપજાવી જાય છે કે જેમાં પેહેલો વંશ તે અશકાનીઅન શહેનશાહોનો ગણી ગયેલો છે:–

૧ લો અશક.
૨ જો શાહપુર બીન અશક.
૩ જો બેહેરામ બીન શાહપુર.
૪ થો પલાસ ૧ લો બીન બેહેરામ.
૫ મો હોરમજદ બીન પલ્લાસ.
૬ ઠો અનુશ બીન પલ્લાસ.
૭ મો ફીરૂઝ બીન હોરમજદ.
૮ મો પલ્લાસ ૨ જો બીન હોરમજદ.
૯ મો ખોશરો બીન પલ્લાસ ૨ જો.
૧૦ પલ્લાસ ૩ જો બીન પલાસ ૨ જો
૧૧ મો અરદવાન ૧ લો.

બીજો વંશ અશગાનીઅનોનો.

૧૨ મો અરદવાન બીજો.
૧૩ મો અશગાની વંશવાળો પલ્લાસ
૧૪ ગુદરેજ ૧ લો બીન પલ્લાસ.
૧૫ મો બેજન બીન ગુદજ. (ગુદજ)
૧૬ મો ગુદરેજ ૨ જો બીન બેજન.
૧૭ મો અરદવાન ૩ જો બીન નરસી. જુમલે ૧૭ પાદશાહો.

તારીખે જઆફરી પ્રમાણે :—

૧ લો અશક બીન દારાં યાને દરાયસ–કોદોમાનુસ.
૨ જો શાહપુર
૩ જો બેહેરામ
૪ થો ગોદરેજ ( ખાઉદરઝ ) ૧ લો
૫ મો હોરમજદ
૬ ઠો ગોદરેજ બીજો
૭ મો ફીરૂઝ
૮ મો હોરમજદાન યાને હોરમજદ બીજો
૯ મો અમુરદોઉ યાને ખોસરો ૧ લો
૧૦ મો અરદવાન પેહેલો
૧૧ મો અરદવાન ૨ જો
૧૨ મો ખોસરો બીજો
૧૩ મો બેહેઆફરીદ
૧૪ મો બલુશ
૧૫ મો ગોદરેજ ૩ જો
૧૬ મો નરસી
૧૭ મો અરદવાન ૩ જો

જુમલે સતર પાદશાહ જેઓને તે એકજ ખાનદાનના યાને અરસસના વંશનાજ કરીને પોતે ગણી જાય છે.

મીર ખુનદનો નબીરો ખુનદ મીર પોતાની "હબીબુસસેયર" માં સતર પાદશાહોનાં નામોની ટીપ નીચે મુજબ પોતે દરરશાવી ગયો છે :—

૧ લી શાખા—અશકાનીઅન વંશની.

૧ લો અશક યાતો અશકાન બીન દારાં ( દરાયસ–કોદોમાનુસ. )
૨ જો શાહપુર બીન અશક.
૩ જો બેહેરામ બીન શાહપુર.
૪ થો પલ્લાસ ( બલ્લાસ ) બીન બેહેરામ.
૫ મો હોરમજદ બીન પલ્લાસ.
૬ ઠો નરસી લકબે અનુશ બીન પલ્લાસ.
૭ મો ફીરૂઝ બીન હોરમજદ.
૮ મો પલ્લાસાન બીન ફીરૂઝ.
૯ મો ખોસરો ૧ લો બીન પલ્લાસ બીન નરસી.
૧૦ મો પલ્લાસ બીન ફીરૂઝ.
૧૧ મો અરદવાન ૧ લો બીન પલ્લાસાન.

૨ જી શાખા—અશગાનીઅનોની.

૧૨ મો અરદવાન બીજો બીન અશગ.
૧૩ મો એજ વંશનો ખોસરૂ બીજો.
૧૪ મો એજ વંશનો ગુદરેજ (ખાઉદર્જ) ૧ લો બીન બલ્લાસ (પલ્લાસ).
૧૫ મો બેજન બીન ગોદરેજ.
૧૬ મો ગોદરેજ બીજો બીન બેજન.
૧૭ મો અરદવાન ત્રીજો બીન નરસી.

જુમલે સતર પાદશાહો.

ખોલાસેતોલઅખબાર પ્રમાણે :—

૧ લી શાખા—અશકાનીઅનોની.

૧ લો અશક બીન દારાં.
૨ જો શાહપુર બીન અશક.

૩ જો બેહેરામ બીન શાહપુર.

૪ થો પહ્લાસ ૧ લો બીન બેહેરામ.

૫ મો હોરમજદ ૧ લો બીન પહ્લાસ.

૬ ઠો નરસી યાને અનુશ ૧ લો બીન પહ્લાસ.

૭ મો પહ્લાસ ૨ જો બીન બેહેરામ.

૮ મો હોરમજદ ૨ જો બીન પહ્લાસ.

૯ મો નરસી યાને અનુશ ૨ જો બીન પહ્લાસ.

૧૦ મો ફીરૂઝ બીન હોરમજદ બીજો.

૧૧ મો પહ્લાસ ૩ જો બીન ફીરૂઝ.

૧૨ મો ખોસરો બીન પહ્લાસ બીન નરસી.

૧૩ મો પહ્લાસાન ( પહ્લાસ ૪ થો) બીન ફીરૂઝ બીન હોરમજદ.

૧૪ મો અરદવાન ૧ લો બીન પહ્લાસાન.

૨ જી શાખા—અશગાનીઅનોની.

૧૫ મો અરદવાન ત્રીજો. એ પાદશાહ અશગાની વંશનો હતો.

૧૬ મો ફરદ—એબી અસગાનીઅન વંશનો હતો.

૧૭ મો બહ્લાસ ૫ મો (અશગાનીઅન તોખમવાળો.

૧૮ મો ગુદરેજ ૧ લો જે કે પહ્લાસ ૫ માનો બેટો થતો હતો.

૧૯ મો બેજન બીન ગુદરેજ ૧ લો.

૨૦ મો ગોદરેજ બીજો બીન બેજન.

૨૧ મો નરસી ત્રીજો બીન બેજન.

૨૨ મો અરદવાન ત્રીજો બીન નરસી.

જુમલે બાવીસ પાદશાહો.

અબુ જાફર મહમદ બીન જરીરનાં "તારીખે તબરી"માં જણાવ્યા પ્રમાણે એ નામીચો ઉસ્તાદ તવારીખનવીશ તબરીસ્તાનવાળાં આમુલ શેહેરમાં ઈ૦ સ૦ ૮૩૯ માં જનમી ઈ૦ સ૦ ૯૨૩ માં મરણ પામેલ હતો. એનાં એ કીમતી પુસ્તકને લેડન શહેરવાળા પ્રો૦ ગોજીએ છપાવીને પ્રસીધ્ધ વદીક કરેલો છે; જેનાં થોડાક ભાગનો તરજુમો "સાસાની વંશ" વીશેનો પ્રો૦ નો અલ દીકીએ જરમન ભાશામાં પણ આપેલો છે :—

૧ લો અશક બીન દારાબ યાને દરાયશ નોથસ.

૨ જો બેહેરામ બીન અશક.

૩ જો હોરમજદ બીન પહ્લાસ

૪ થો ફીરૂઝ બીન વાહેશ.

૫ મો ખોસરો ૧ લો બીન મેહેરયઝદાન.

૬ ઠો અરદવાન ૧ લો યાને મોટો તે કોઈક રીજદેવાનનો બેટો થતો હતો.

૭ મો ખોસરો બીજો (અશગાની વંશનો).

૮ મો પહ્લાસ બીજો (અશગાની તોખમનો).

૯ મો રેસી—એ પાદશાહબી અશગાની વંશનોજ હતો.

૧૦ મો અશક બીજો બીન બેહેરામ.

૧૧ મો ખાઉજર ૧ લો યાને મોટો ( એ પણ અશગાનીજ તોખમનો હતો.)

૧૨ મો ગોદરેજ (જુદર્જ) બીન ફીરૂઝ.

૧૩ મો હોરમજદાન બીન પહ્લાસ.

૧૪ મો ખોસરો ત્રીજો બીન ફીરૂઝ.

૧૫ મો અરદવાન બીજો—એ પાદશાહબી અશગ યાને અશગાની ટોળાંનો હતો.

૧૬ મો ગુદર્જ (ખાઉદર્જ) ૩ જો એબી અશગનાંજ તોખમનો હતો.

૧૭ મો અરદવાન ૩ જો અશગનાજ ખાનદાનનો.

જુમલે સતર પાદશાહો.

બજાજતોત—તવારીખ પ્રમાણે :—

૧ લો અશકબીન દારા ( દરાયસ કોદોમાનુસ).

૨ જો અશક બીજો અશકાનીજ તોખમનો.

૩ જો શાહપુર એ પાદશાહબી અશકાની વંશનોજ હતો.

૪ થો બેજર.

૫ મો જુદર્જ (ગુદર્જ ૧ લો) લકબે સોદે.

૬ ઠો નરસી યાને નરસી (અશકાજની વંશનો).

૭ મો ઓઉહરજ (ગુદર્જ) નાનો.

૮ મો હોરમજદ.

૯ મો ખોસરો.

૧૦ મો પલ્લાસ.

૧૧ મો હોરમજદ બીન પલ્લાસ.

૧૨ મો ખોસરો બીજો બીન ફીરૂઝ.

૧૩ મો અજદેવાન ( અરદવાન ) ૧.લો.

૧૪ મો કઝરી યાને ખોસરૂ

૧૫ મો અજદેવાન (અરદવાન) ૨ જો.

જુમલે ૧૫ પાદશાહો.

જવહરે-ઝમાનવાળાએ પહલવી "બાસ્તાનનામે" ને આધારે આપેલી ટીપ નીચે મુજબ:-

**૧ લી શાખા-અશકાનીઅનોની.**

૧ લો અશક બીન દારાં (દરાયસ કોદોમાનુસ.

૨ જો અશક બીજો બીન અશક ૧ લો.

૩ જો શાહપુર બીન અશક બીજો.

૪ થો બેહેરામ બીન શાહપુર.

૫ મો પલ્લાસ ૧ લો બીન બેહેરામ.

૬ ઠો હોરમજદ બીન પલ્લાસ,

૭ મો નરસી બીન પલ્લાસ.

૮ મો તુથ બીન પલ્લાસ.

૯ મો ફીરૂઝ બીન હોરમજદ

૧૦ મો પલ્લાસ બીજો બીન ફીરૂઝ.

૧૧ મો ખોસરો બીન પલ્લાસ બીજો.

૧૨ મો પલ્લાસ ત્રીજો બીન ફીરૂઝ.

૧૩ મો પલ્લાસ ચોથો બીન પલ્લાસ ત્રીજો.

૧૪ મો અરદવાન ૧ લો બીન પલ્લાસાન (પલ્લાસ ૪ થો. )

**બીજી શાખા-અશગાનીઅન વંશની.**

૧૫ મો અરદવાન બીજો.

૧૬ મો પલ્લાસ ૫ મો.

૧૭ મો ગુદર્જ (કોઉદર્જ) ૧ લો બીન પલ્લાસ ૫ મો.

૧૮ મો બેજન બીન ગુદર્જ (કોઉદર્જ.)

૧૯ મો ગુદર્જ (કોઉદર્જ) બીજો બીન બેજન.

૨૦ મો નરસી ૧ લો બીન ગુદર્જ ૧ લો બીન પલ્લાસ ૫ મો.

૨૧ મો નરસી બીજો બીન નરસી.

જુમલે એકવીસ પાદશાહો. (જુઓ, કાઉંટ ગોબીનોનો "હીસ્તોઆર દ પેરસ" વા૨૦ ૨ જાને સફે ૫૫૦ થી ૫૫૪ સુધી.) અરમાની તવારીખનવીશ મોવજેશ ખોરોનાતસી પ્રમાણે :—

અરસસ ૧ લો—એ પાદશાહે ફક્ત ૨ જ વરસ (?) રાજ કીધું હતું.

અરતબાન ૧ લો—એણે ૫ યા તો ૨૦ વરસ સુધી ઇરાનની ગાદી ભોગવી હતી.

ફરાતી (ફરાતીસ) ૧ લો એણે ૮ થી ૧૦ વરસ સુધી રાજ કરયું હતું.

અરતબાન ૨ જો એ પાદશાહ ૬ કે ૯ વરસ વેર મસનદ ઉપર બીરાજી ગયો હતો.

આરોદી (આરોદીસ યાને આરવેદસ્પ) એણે ૧૭ વરસ રાજ કીધું હતું.

અરતબાન ૩ જો એણે ૨૭ વરસ સુધી રાજપાટ ભોગવ્યું હતું.

વોલોગેસી (નારસી) ૪ થો એ પાદશાહ ૧૭ વરસ સુધી ઇરાનનું તાજ ભોગવી ગયો હતો.

વોલોગેસી ૫ મો એ સુલતાન ૧૮ વરસ સુધી રાજપાટ ચલાવી ગયો હતો. મોવજેસખોરોનાતસીનીજ આપેલી ૨ જી સુધારેલી નવી ટીપ મુજબ.

| પાદશાહોનાં નામો. | રાજ્યનાં વરસો. |
|---|---|
| ૧ લો આરસસીસ ૧ લો ... | ૩૧ |
| ૨ જો અરતસીસ ૧ લો ... | ૨૬ |
| ૩ જો આરસસીસ ૨ જો ... | ૭૭ |
| ૪ થો આરસાકેનુસ ... ... | ૩૦ |
| ૫ મો આરસસીસ ૨ જો ... | ૩૦ |
| ૬ ઠો આરસીસ.. ... ... | ૨૦ |
| ૭ મો આરાસવીકુસ ... ... | ૪૬ |
| ૮ મો આરતાસીસ ૨ જો ... | ૩૩ |
| ૯ મો દરાયશ... ... ... | ૩૦ |
| ૧૦ મો આરસાસીસ ૪ થો ... | ૧૯ |
| ૧૧ મો આરતાસીસ ૩ જો ... | ૨૦ |
| ૧૨ મો પીરોજીસ ... ... | ૩૪ |

૧૩ મો વેલારસીસ ... ... ૫૦
૧૪ મો આરતાબેન્નુસ... ... ૩૧

જુમલે એ ૧૪ પાદશાહોએ મળીને ૪૭૭ વરસો સુધી પારથીઆની ગાદી પોતે ભોગવી હતી.

સીક્કાઓ પ્રમાણે :—

| પાદશાહોનાં નામો. | રાજ્યનાં વરસો. |
|---|---|
| તીરીદજ. ... ... | ૩૭ |
| મીથ્રદત (મીથ્રદેતીસ) ૧ લો ... ... | ૩૦ યા તો ૩૭ |
| મીથ્રદત (મીથ્રદેતીસ) ૨ જો લકબે મહાતમા | ૩૨ યા તો ૩૬ |
| ફ્રરાતીસ ૨ જો. ... | ૩૭ યા તો ૪૧ |
| પાકોરી (પાકોરસ).. | ૩૦ થી ૩૧ |
| વોલોગીસીસ ૩ જો... | ૪૨ થી ૪૯ |

(જુઓ ગોબીનોની મજકુર ઇરાનની તવારીખ વા૦ ૨, પા૦ ૫૫૬ મે) એ ગુચવણભરેલી ટીપો વીષે વધુ વીગતો એ પાદશાહોની તવારીખ સીખે અદયાપી થયલી શોધોને આધારે આગળ ચાલતાં વાંચવામાં આવશે.

હવે રોલીનસન અને બીજા કેટલાએક યુરોપીઅન તવારીખનવીશો અને મોરંદ મેનત જેવા સીકાસનાસોને આધારે વધુ ટીપ નીચે મુજબ નીપજાવી કહાડી શકાય છે:-

અશક–આરસસીસ ૧ લો ઇ૦ પુ૦ ૨૫૦ થી તે ઇ૦ પુ૦ ૨૪૮–રાજય ભોગવવાનાં વરસ ૨.

તેનો ભાઇ તીરદાદ (આરસસીસ ૨ જો) ઇ૦ પુ૦ ૨૪૮–૨૧૪ સુધી તેને ૩૪ વરસ સુધી રાજ ચલાવયું હતું.

તેનો બેટો અરદવાન આરતાબેનુશ ૧ લો–આસરે ૩૩ વરસ. (ઇ૦ પુ૦ ૨૧૪–૧૮૧ સુધી લકબે આરસીસ ૪ થો.)

ત્યારબાદ લગભગ ૨૫ વરસની તવારીખ બરોબર મળી શકતી નથી.

પલાસ યાને ફ્રરાતીસ ઇબને પ્રીઆપેતીયુસ ૧ લો લકબે આરસીસ ૫ મો ઇ૦ પુ૦ ૧૮૧–૧૭૪ વરસ ૭. એ રાજા મજકુર અરદવનનો નબીરો થતો હતો.

તેનો ભાઇ બુજરગી ભરેલો મીથરદત (મીથરદેતીસ ૧ લો.) તેને એ રાજને વધારી નાખી બાખત્રીયા તથા મીદીઆ–મેગનાનાં પ્રાંતો જીતી લઇને પોતાના રાજને ઘણી મજબુતી આપી દીધી હતી. તે ઇ૦ પુ૦ ૧૭૪–૧૩૬ સુધી ૩૮ વરસવેર રાજપાત ભોગવી ગયો હતો. વળી તેનાંજ દોરમાં સુસીઆને કહાયને ફ્રારસનો પ્રાંતબી તેના રાજ સાથે જોડાઇ ચુકયો હતો.

આરસસીસ ૬ ઠો.

પલાસ (ફ્રરાતીસ રજો) બીન મીથ્રદત ૧ લો આરસીસ ૭મો ઇ૦ પુ૦ ૧૩૬–૧૨૭ સુધી વરસ ૮ થી ૯.

તેનો કાકો અરદવાન ૨ જો (આરસીસ ૮ મો) તેપ્રીઆપેતીયુસનો બેટો ઇ૦ પુ૦ ૧૨૭–૧૨૪ વરસ ૭.

તેનો બેટો મીથરદત ૨ જો લકબે માહાતમાં (આરસસીસ ૯) આશરે ૧૨૪–૮૯ વરસ ૩૫. એને એ રાજને વધારે ઉંચું ચહડાવી દીધું હતું.

વળી પાદશાહોનો થોડુંક સુધી તે રાજમાં પડી ગયેલો ગાળો પલાસ ફ્લાસતીસ ૩ જો (આરસસાસ ૧૦ મો) આશરે ઇ૦ પુ૦ ૮૯ થી ૬૨ વરસ ૨૭ મજકુર ગાળા સીખે.

મીથરદત ૩ જો (આરસસીસ ૧૧ મો) આશરે ઇ૦ પુ૦ ૬૦ થી ૫૫ વરસ ૫.

તેનો ભાઇ ઓરવેદસ્પ (ઓરોદીસ) ૧ લો (આરસ ૧૨ મો) જેનાં દોરમાં કરાસસની રૂમી આખી લીજીઅન (લશકર) સદંતર પારથીઓને હાથે હારીને નાશ પામી ગઇ હતી. ઇ૦ પુ૦ ૫૫ થી ૨૭ વરસ ૧૮.

પલાસાન (ફ્રરા"તાસી"સ ૧ લો યા તો ફ્રરાતીસ ૪ થો આરસીસ ૧૩ મો) ઇ૦ પુ૦ ૨૭ થી ઇ૦ પુ૦ ૭ સુધી વરસ ૨૦ ઉપર રાજ ભોગવયું હતું.

ઓરોદીસ ૨ જો અને વોનોનીસ બંને જણ મળી થોડુંક સુધીજ રાજ ભોગવી ગયા અરસ ૧૪ ને ૧૫.

અરદવાન (આરતાબેનુસ ૩ જો) અરસસ ૧૬ ઇ૦ પુ૦ ૭ થી ઇ૦ સ૦ ૪૨ સુધી લગભગ ૪૯ ઉપર વરસ વેર ગાદી ભોગવી હતી.

ઓનાબાનશીને જરા અણઘડ જેવો સમજી મોબેદોની મંડળીએ એને પદભર્ષ્ટ કરી એના બે બેટાઓ ગોદર્જ (ગોતારજીસ) અને વરદાનીસ (વરદાન ૧

લો ) અરસ ૧૭ ને ૧૮ ના નામથી તખતશીન કરયા હતા. એ ગોદર્જ ઇ૦ સ૦ ૫૧ માં મરણ પામયો હતો. રાજના વરસો ઇ૦ સ૦ ૪૨ થી ૫૧ સુધી લગભગ વરસ ૧૦.

વોનોનીસ ૨ જો ( અરસ ૧૯ મો ) ઇ૦ સ૦ ૫૧ થી ૫૨ થોડાજ માસ તેણે રાજ કરયું હતું.

વલગેશ ૧ લો ( તેનો બેટો ) ઇ૦ સ૦ ૫૨ થી ૭૮ સુધી તેના રાજનાં વરસો ૨૬–૨૭ સુધી.

પેકોરસ (પાકુરઉસ અરસસ ૨૧ મો) ઇ૦ સ૦ ૭૮ થી ૧૦૮ થી ૧૧૦ રાજના વરસો ૩૦ ઉપર.

તેના બે બેટાઓને પારથીઅન મેગીસ્તાનીસ યાને મોબેદની મંડળીએ રાજ ચલાવવાને નીરબળ સમજી તેઓને ઠેકાણે ખોસરોને રાજપાટ સોંપયું હતું. (અરસસ ૨૨ મો) ઇ૦ સ૦ ૧૧૦ થી ૧૨૮ વરસ ૧૮.

વલગેસ ૨ જો (અરસસ ૨૩ મો) ઇ૦ સ૦ ૧૨૮–૧૪૯ વરસ ૧૯ થી ૨૯ સુધી.

વલગેસ ૩ જો (અરસસ ૨૪ મો) ૧૪૯ થી ૧૯૧ સુધી રાજ ૪૨ વરસ ભોગવયું.

વલગેસ ૪ થો ઇ૦ સ૦ ૧૯૧ થી ૨૦૯ રાજ વરસ ૧૮ સુધી.

વલગેસ ૫ મો અને અરદેવાન ૪ થો. ઇ૦ સ૦ ૨૦૯ થી ઇ૦ સ૦ ૨૨૦ સુધી. રાજનાં વરસો ૧૧.

ત્યાર બાદ સાસાનીઅન અરદેશર બાબગાને એ વંશની સમાપતી આણી મેલી હતી.

નશરૂદીન શાહનો કાકો જેણે "નામેએ ખુશરવાન" નામનો ગ્રંથ બાહેર પાડયો છે તે તો પારથીઆની ગાદી ઉપર ૩૫ પાદશાહો ખીરાજી ગયા હતા એવી ટીપ આપણને આપી જાય છે.

હવે એ નામો જે ઉગમણુ તરફના ગ્રંથકારો આપી ગયા છે તે નામોને આથમણુ તરફના ગ્રંથકારોના જણાવેલા નામો તથા સીક્કાઓપરથી મળી આવતાં નામો સાથે સરખાવતાં તો આસમાન અને જમીન જેટલો ફરક માલમ પડી શકે છે. પરંતુ તેમો એક સબબ છે કે પેહેલવીમાં લખતી વેળા નુકતાઓ વાપરવાનો રેવાજ ન હોવાથી એકજ મરોડવાળા અક્ષરના જુદા જુદા ઉચારો થઇ શકે છે; જેમકે જે નામને યુરોપીઅન નવીશંદાઓ વલકશ કરીને લખી વાંચી ગયા છે તેને આપણા લોકો નરસી કરીને ઉકલાવે છે. વળી એ વલકશ શબ્દનો મીનીંગ પેહેલવીમાં જો બેદીન યાને દીન વીનાનો તો નરસીનો અરથ ઉંચી દીનવાલો એવો થઇ શકે છે. તેમજ ફરાતીસ નામને આપણા લોકો પલાસ અને ફરાતાસીસ નામને પલાસાન કરીને વાંચયા તથા ઉકલાવયા ગયા છે. આ પરથી એમ માલમ પડી શકે છે કે એ પાદશાહો બે નામો હેઠળ ઓળખાતા ચાલ્યા જતા હતા. એક તો તેઓનું જાતી નામ જે ઇરાનીઓમાં રેવાજી થઇ પડેલું હતું અને બીજું તો પરલોકો તેઓને તેઓના સીક્કાતી નામો હેઠળ પોતે પીછાનયા જતા હતા; જેમકે પેહેલવી મુજબ અને પારસીઓના રેવાજ પ્રમાણે ખરેખરા નામો તો ઉપર કહયા પ્રમાણે નારસી કે પલાસ યાતો પલાસાન કરીનેજ હોવાં જોઇએ તેને જુદદીન નવીશંદાઓ અને પરલોકો વલકશ; ફરાતીસ યાતો ફરાતાસીસ કરીનેજ પોતે તો વાંચી તથા લખી ગયલા દીસે છે. માટે આવા ઉચારોપરથી વાંચનારાઓએ એકાએક ભડકી જવું જોઇતું નથી અને તેઓને ખોટાં કરીને સમજવાંજ ન જોઇએ; કેમકે જે નામો કે આગલા પેશદાદી, કીઆની કે હખામની પાદશાહોના ઇરાની ( અવસ્તા ) ભાષામાં આવી ગયાં છે તેજ નામોના ઉચારો વેદ તથા ફારસીમાંથી જુદીજ ઢપછપથી લખાયલા આપણી દ્રષટીએ પડી શકે છે, ( એ વંશના પાદશાહોના નામો સારૂ ફારસી કીતાબોમાં આગળ વરણવયા પ્રમાણે જુઓ શાહનામુ; શારેસ્તાન; રોજ તુસસફા; હબીબુસ સેયર; જીનતુલ તવારીખ; તારીખે જાફરી; લુબબુલ તવારીખ; હસન મહમદ બીન ખાકી શીરાઝીની રચેલી "મનતખ બુલ તવારીખ;" નાસરૂલ તવારીખ; ખુલાસેતુલ અખબાર; જહ પરેજમાન; નામેએ ખુશરવાન; હમજા ઇસફાહાની તથા તબરી–પેહેલવીમાં

જુનદેશ; બાસ્તાન નામે તથા દીનકરદ વીગેરે પુસ્તકો—અંગ્રેજીમાં રોલીનશન; ગ્રોત; ગીબન વીગેરે બીજા પાછળથી લખાતાં ચાલેલા ગ્રંથો તથા ફ્રેંચમાં કાઉંટ ગોબીનો અને બીજાબી ત્યાંનાં શાવાં વીદયારથીઓના હાથથી રચાયલાં નવાં નવાં દફતરો).

**સીકંદર ઈરાનમાંથી કેટલું દ્રવ્ય, કીમતી સરસામાન, ઝર, જવાહેરાત અને માલ ખજાનો લુટી ગયો હતો તેનો કહાડેલો કાંઈક અડસટો.**

વળી એરીઅન, ગ્રોત અને પાછલા યુરોપીઅન નવીશનદાઓ દરાયશ ઉપર હીચકારાપણાનો જે આરોપ મેલી ગયા છે તેનો શાયેર નીઝામીએ પણ પોતાના "સીકંદરનામા"માં આપેલો નીચે મુજબનો અચ્છો રદયો જણાઈ આવે છેઃ—

ઈરાન ખાતે તે જમાનામાં બેહદ ખજાનો ઠેકાણે ઠેકાણે પડી રહેતો હતો. આથી શાહ દારાં વીશે બોલતી વેળાએ વટવાટ અને બીજા ફારસી શાયરો તેને દોવલતેપુર ("પુર ખજાયને દારાં") એવી ઉપમાં હેઠળ વરણવી ગયેલા છે કે જે વાતને અસલી યવન લોકોના લખાણોપરથી પણ સારીકાની ટેકો મળી શકે છે. દાખલા તરીકે જુઓ કે એરીઅનનાજ કહેવા પ્રમાણે તે પાદશાહે પોતાની માવતર, રાણી અને છઇયાં છોકરાઓના છુટકારા સારૂ "ઈસસ"ની લડાઈ બાદ પોતે સીકંદરને દસ લાખ તાલેનતો યાને પાઉંડ સ્તરલીંગ ૨૪,૪૦,૦૦૦ યાને આજની રૂપાંની ગલતર પ્રમાણે ત્રણ કરોડ અને છાસઠ લાખ રૂપીયા એકી ટગરે આપવા માગ્યા હતા. (જુઓ તેની "એનાબાસીસ" પા૦ ૧૨૩ મું.) તે સાથે સુસા ખાતેથી પચાસ હજાર તાલેનત યાને પાઉંડ ૧,૨૦,૦૦,૦૦૦ જુઓ તેની આ. મજકુર ચોપડીનું પા૦ ૧૫૯ મું.) પરસી પોલીસમાંથી એક લાખ ત્રેવીસ હજાર તાલનત યાને પાઉંડ ૨,૯૦,૦૦,૦૦૦ (જુઓ પા૦ ૧૬૪ મું.) અને અકબતાના ખાતેથી તે પીનદારો એક લાખ ને હંસી હજાર તાલેનત યાને પાઉંડ ૪૩૭૮૫૦૦૦ જેટલો બહોળો ખજાનો પોતે લુટી ગયો હતો (જુઓ તેની ચોપડીનું પાનું ૧૬૬ મું.) વળી બીજી નાની નાની રકમો અને અત્યંત કીમતી સરસામાન વીગેરે જે તે ઉપાડી ગયો હતો તે રકમોને તો આપણે આ ગણત્રીમાં કેવળે લીધલીજ નથી માટે જે નાણું નાદરશાહ હીંદમાંથી લઈ ગયો હતો તે તો તેની આગળ ગોયા વટાવમાંજ નીકળી જાય તેવું હતું અને કુચબીશાદ પણ ધરાવી શકે તેવું નહોતું. વળી જમાનાની ચહડતી પડતી બાજીથી અત્યાર સુધીમાં ઘણીએક લુંટફાટો ખમયા છતાંબી ઈરાનના શાહની પાદશાહી તીજોરીમાં આગલા પારસી પાદશાહોનાં પ્રતાપથી એટલું બધું તો ઝરઝવાહેરાત એકઠું થઈ પડેલું છે કે તેટલું ઝવેરાત કોઈ પણ મોટા યુરોપનાં રાજવંશીઓની તીજોરીમાંથી કદાચને હાલમાં મળી આવવું પણ ઘણું મુશકેલ થઈ પડે તેવું છે, અકસર કરીને ત્યાંના બે કીંમતી, તેજસ્વી અને મોટા લાલો તો ઘણાજ વખણાય છે. એ સઘળી રકમોનો જુમલો આજની પીઠ પ્રમાણે લગભગ દોઢ અબજ રૂપયા ઉપર થવા જાય છે, કે જેટલી રકમ નુકસાની તરીકે એકી ટગરે તો કોઈબી રાજપાટ હાલ જમાનામાંબી કાંઈ આપી શકે તેવુંજ નથી. ઈરાનના મજકુર છેલા શેહજોર પાદશાહ નાદીરશાહ વીશે બોલતી વેળાએ તે જે દ્રવય હીંદુસ્તાન ખાતેથી ઉપાડી ગયો હતો તેથી ગીબન (જુઓ તેનું વા૦ ૪ બા૦ ૬૫ ને પા૦ ૪૧૩ મું) તો તેને "એક ઈરાની પીનદારા"નોજ એલકાબ આપી ગયલો છે; માટે સીકંદરને શું ઉપમા આપવી જોઈએ તે તો વાંચનારાઓએજ પોતાને મનસે સમજી લેવું જોઈએ.

હવે લડાઈઓની ગીરદી, ધરપકડ અને ગભરાટથી હરકોઈ લશકર હાર ખાઈ બેસે છે એવો શોર પેલા સીપાઈઓમાં જયારે ઉભો થાય છે; ત્યારે તેઓ તથા તેઓના સરદારો વટીક ચોતરફ નહાસભાગમાં પડી જાય છે: આથીજ રૂમીઓના એક જબરા સરદાર

પોમપીયુસને "ફારસેલીઆ"ની લડાઇમાં ઇ૦ પુ૦ ૪૮ ના સાલમાં સીઝર ( કેસર ) ને હાથથી જબરી હાર મળી ગયાથી, તે જંગનાં મેદાનમાંથી તેનેબી નહાસી જવાની ફરજ પડી ચુકી હતી; તેમજ વાટરલુની લડાઇ બાદ નેપોલીઅન જેવા ઓગણીસમી સદીના જહાંપેહેલવાનને પણ નહાસી જવું પડયું હતું પરંતુ તેથી કોઇબી નવીશંદો તેઓપર દોષ મેલી જવાની હીંમત તો કાંઇ કરી ગયલા જ નથી. વળી આ ગઇ સદીની અધવચમાં સીખ લોકો સાથે અંગ્રેજોને જ્યારે જબરાં યુધમાં ઉતરવું પડયું ત્યારે તેઓને પણ "ચીલીઆનવાળા" ની લડાઇમાં ભયંકર શેકસ્ત શેરસીંગ અને ચતરસીંગ જેવા બાહોશ સીખ સરદારોથી મળી ગઇ હતી. આથી પેલા દીલાવર અંગ્રેજ સીપાહીઓની દરેગુન તથા આરટીલરી પણ નહાસભાગમાંજ પડી ગઇ હતી કે જેવો મામલો કોઇ કાળે પણ અંગ્રેજ સીપાહીઓના હકમાં હીંદની સરઝમીનમાં આગળ કેથે બની શકેલો ન હતો. આથી એરીઅનનાં એકતરફી લખાણ પ્રમાણે અરબેલાન મેદાનમાંથી દરાયશ કદાયને નહાસીબી ગયો હોય તોપણ તેનાપર સખત મુજાહેમત અને તાનાઝની કરવી તે કામ તો હું ખચીત નામુનાસેબ જેવુંજ સમજું છું. તેણે બતલાવેલી તે જંગનાં મેદાનમાં સારી સમયસુચકતા અને હીંમત વીષે ફીરદોસી જે વરણન દરશાવી જાય છે તે વીષે તો આગળ આપણે ઉપર બોલી ચુકયા છીએ. માટે જુઓ, હવે બીજો સીકંદરનોજ વરતાંત લખનાર શાએર નીઝામી* પોતાના સીકંદરનામામાં શું શું કહે છે તેનો ઉતારો નીચે મુજબ કરી દેખડાવવા મને અત્રે ફરજજ પડી જાય છે:—

"યુનાન ગર્મ શુદ આતશે કારઝાર,
કે અઝ નાંલે અસ્પાન બર આમદ શરાર.
જહાનજુયે દારાં ઝે કલબે સેપાહ,
બર આશોફતે ચુન સરઝે શીરે સેયાહ.
બેદોશમન ગેરાઇ બખ્શમ અફકની,
કોશાદે બર ઉ બાઝુએ બહમની.
બેહર જા કે બાઝુ બર અફરાખ્તી,
સરશ ઝુદ દર પાયશ અન્દાખ્તી."

યાને "તે લડાઇનો મામલો હવે તો એટલો બધો જોશમાં આવી ગયો હતો કે ઘોડાઓની નાલોમાંથી આતશના ભભુકાઓજ ગોયા નીકળવાને લાગી ચુકયા હતા. હવેથી જહાંદાર પાદશાહ દારાં પણ પોતાની ફોજની કલબગાહમાંથી એક મસ્તાન વાઘની માફક દુશમનો ઉપર એકદમ ઉતરી પડીને તેઓપર પોતે હાથે જાતે પોતાની બહમન જેવી ફરાખ બાઝુનાં બળથી જબરો જેવો મારો ગોબાર ને ગોબારમાંજ ચલાવવાને મંડી ગયો હતો અને પેલા સીપાહીઓનાં ડોકાં એક પછી એક પોતે તો છટકાવતોજ ચાલ્યો ગયો હતો. આથી તે સીપાહીઓના મુરદાં પગેપગ વીંટળાઇ પડેલાં માલુમ પડી શકતાં હતાં. ("જુઓ, "સીકંદરનામું" પા૦ ૪૯ મું).

હવે દરાયશ કોદોમાનુસ પાદશાહ તો હખામનની તબકાનો હતો. અને કીઆની દારા તો કેકોબાદના વંશવેલામાંથીજ ઉતરી આવેલો હતો કે જેને કોઇ એક દીન દુશમન હીંદુ રાજા નામે "કરીશાક" હરાવીને તેની કનેથી કીઆની વંશની પાદશાહત તો પોતે લઇ લીધી હતી. એ કરીશાક રાજાને કોણ જાણે શું સબબોથી પાછલા ઇરાની નવીશંદાઓ સીકંદર સાથેજ ભુલાવો ખાઇને તે બંને શખસોને ગોયા એકજ સમજી ગયલા દીસે છે; જેથી ફીરદોસી તથા નીઝામી પણ ઉપર કહયા પ્રમાણે પોતે પણ તેવીજ ચુકો કરી ગયલા છે. એ વીષેનો પુરતો ખોલાસો આ દફતરમાં કેથે આગળ આપણે કરી ચુકેલા છીએ. (જુઓ, પેશોતનની પહલવી "દીનકર્દ" નો ગુજરાતી તરજુમો, વા૦ ૫, પા૦ ૨૯૧ મું; કે જયાં એ "કરીશાક" વીષેનો ખોલાસો પુરતી રીતે આપવામાં આવેલો છે.) "એકીમીનીશ" ( હખામન) નામનેબી આગલા પહલવી ખાંઓ કીઆની નામ સાથે યકસાન સમજવામાં બીજું ગોતું ખાઇ ગયલા છે. એ "ફારસી સીકંદરનામું" લખી કહાડતી વેળાએ શું શું સત્તાઓ શાએર નીઝામીને વાપરવી પડી હ

તી અને કોણ કોણની મદદો તેને લેવી પડી હતી તે વીષે તો આગળ ચા લતાં તે નવીશંદો હેઠળ મુજબ વરણુન દરશાવી ગયો છેઃ–

"અસરહાએ આન શાહે આફાકગર્દ,
નદીદમ નેગારીદે દર યક નવર્દ.
સોખનહા કે ચુન ગંજ આગન્દે બુદ,
બેહર નોસખએ દુર પરાગંદેહ બુદ.
ઝે હર નોસ્ખે બરદાશ્તમ માયેહા,
બર ઉ બસ્તમ અઝ નઝમ પયરાયેહા.
ઝેયાદત ઝે તારીખહાએ નુવી,
યહુદી વ નસરાનીયો પહલવી.
ગોઝીદમ ઝે હર નામએ નગજે ઉ,
ઝેહર પુસ્ત બરદાશ્તમ મધઝે ઉ.
ગોઝારેશગરે કારગાહે સોખન,
ચનીન ગુયદ અઝ **મુબેદાને કોહન.**
બસી નીઝ તારીખહા દાશતમ,
યકી હરફે નખાન્દે નગોઝાશ્તમ.
બહમ કરદમ આન ગંજે આગન્દેરા,
વરક પારહાએ પરાગન્દેહરા."

(જુઓ, ફારસી "સીકંદરનામા," પા૦ ૧૬, ૩૪ અને ૬૦ મું.)

યાને "તે જહાંદાર પાદશાહ દરા યશની તવારીખનો કોઇબી એક દફતર યાને દાસ્તાનમાં સમાગમ થયલો મારા જોવામાં કેવળે કેથે આવેલોજ નથી. તે વીષેના ઉમદા કલામો દરેક ચોપડીઓ માં મોતીનાં દાણા પેરે પરાગંદે હાલત માં વીખરાઇનેજ પડી રહેલા હતા. તે ઓની મુળ મતલબોને દરેક કીતાબોમાંથી તારી કહાડીને તેઓને બેતબાજીના પેહ રહનનાં રૂપમાં યાહુદી; ખ્રીસ્તી કે પ હલવી લખાણોપરથી ઉતારી કહાડી મેં તેઓને અત્રે સણગાર આપેલો છે. તે દરેક નામાઓમાંથી ઉપરની છાલો અને કોટલાં ઉરાડી નાખી તેઓમાંથી ફકત માવોજ આગલા મોબેદ નવીશંદાઓ ના કહેવા પ્રમાણે અત્રે દાખેલ કરેલો છે. તેઓ સેવાય બીજી તવારીખોબી મારી કને મોજુદ પડેલી છે, જેથી તેઓ માંથી એક હરફ પણ મેં અત્રે ઓછો લખેલો નથી. તે પરાગંદે હાલતમાં જ ઇ પડેલાં દરેક પાનાંઓને ગોઠવી ક હાડીને મેં આ દાસ્તાનમાં પછી તેઓને સંપુરણ હાલતમાં એકઠાં કરીને બચાવીજ રાખેલાં છે." વળી એમબી આગલા નવીશંદાઓ લખી ગયા છે કે એ દરાયશ જેવો બીજો ખુબસુરત પાદશાહ એક ફકત સાસાની પાદશાહ શાહ પુર બીન અરદેશર (શાપુર ૧ લા) સે વાય તે દેશની ગાદીને આજ દીન સુધી આરાસ્તા તો કાંઇ કરી ગયેલાજ નથી. તેમજ ઈંગલંડનો ઇતીહાસ વાંચતાં તે માં પણ કહે છે કે એદવર્ડ ૪ થો પો તાના ઝમાનામાં આખા યુરોપમાં પોતે પણ અત્યંત ખુબસુરતમાં ખપતો હતો કે જેને થોડોઘણો રંગ રૂપમાં મળતો આવતો તેની પછી તેનો નબીરો હેનરી આઠમો થઇ ગયો હતો, એમ ફરૂદ આપણ ને જણાવી ગયો છે. (જુઓ, તેનો ઈંગ લંડનો ઇતીહાસ, વા૦ ૧, પા૦ ૧૭૪ મું).

હવેથી ચાલો આપણે સીકંદરે એ શીઆ ખંડમાં કરેલી સવારીઓ અને હીંદમાં તેનાં ઉતરી પડવા વીષેની હકી કતોને લગતી કાંઇક વધુ વીગતોની તપા સ હાથ ધરયે.

આમ જ્યારે સીકંદરને હાથ ઇ રાનનું પ્રબળપણુંજ હવેથી ભાંગી પડયું અને તેનું પાયતખત શેહેર પરસીપો લીસબી તેને સ્વાધીન થઇ ગયું, સારે તેનો લોભ હજુબી ઉગમણુ તરફનાં બીજાં વધારે દુર આવેલાં દેશાવરો ઉપર ત્રાપ મારવાનો થાય તો તેમાં કશી નવાઇ જેવી વાતજ નોહતી. આ થી હવેથી તે હીંદ ઉપર ઉતરી પડયો, તે આગમજ ઉતર ભણી આડો ફાટી અ ને હેરીઉં લઇને છેક માઝેનદરાન યાને હીર

---

*એ નામચીન કવી સાફ ખાજે-હાફેઝ એમ લલકારી જાય છે જે, તેના જેવો પાણીના ઝરા પેરે ઝડપમાં વહે તો તેજ જુબાનવાળો કોઇબી ફારસી સાયર દીઠામાં તો કાંઇ આવી શકતોજ નથી. આમ બોલતી વેળાએ અલબતાં તે કવી ફીરદોશીને તો ગોયા મુકતજ રાખી ગય લો છે; કેમકે, તેની તારીફ સાયર નીઝામી ખુદ પોતેજ એમ કરી જાય છે કે,

"સખુન ગુએ પેસી ને દાનાએ તુસ;
કે આર સ્તતુખમે સખુન ચું અરુસ."

યાને તુસ શેહેરવાળો પેલો આગલા જમાનાનો સખુનનો કહેનાર દાનાવ (ફીરદો. શી) જેને બેતબાજીના એલમનાં સખુનોને તો એક દુલહંદ કુમારીકા પેરે ગોયા આરા સ્તજ કરી નાખેલા છે.

કેનીઆના પ્રાંત ઉપર પોતે સવારી લઇ ગયો હતો; કેમકે, તે પ્રાંત બાખત્રીઆ તરફ જવા સારૂ જે રસ્તો લેવો પડતો હતો તેની ડાબી બાજુ ભણી આવેલો હતો. તેની એક બાજુ તરફ સરહદ તરીકે ઉંચા ઉંચા પહાડો ઉભેલા દીસ્તા હતા જેઓપર ખીચોખીચ દરખતો ઉભાઇ જતાં હતાં અને તેની બીજી બાજુ ભણી દુરથી કીઆસપીયન સરોવરનો જે મોટો દરયો આવેલો હતો ત્યાં છેક ઠેઠ સુધી વીસ્તીરણ મેદાનો આપણી દ્રપટીએ પડી શકતાં હતાં. આમ તે માઝનદરાનનો મુલક એકાંત જગયા ઉપર આવેલો હોવાથી અને પહાડો તથા બેયાબાન જંગલોથી ચતરાઇ રહેલો હતો તેથી છેક કીઆનીઓના દોરથી તે અસલી પારસી પહેલવાનોને પણ હંફાવતોજ ચાલતો આવેલો હતો, એમ શાહનામા ઉપરથી આજબી સ્પષ્ટ રીતે માલુમ પડી શકે છે અને છેક અરબ લોકોની હાકેમીના બેહદ ચહડતા અને આબાદ વખતમાં પણ તે લગભગ ચારસો વરસો વેર જરથોસ્તી પાદશાહતની દાંહીલીમાઇત વંશની એક જબરી શાખા અને પાદશાહત પોતે સ્થાપન કરી બેઠો હતો કે જ્યાં વેર છેક લાંબી મુદત સુધી અરબોથી પણ કાંઇ ચત્રાઇ શકાયુંજ ન હોતું. (જુઓ ગીબન વા૦ ૩ બા૦ ૫૧ ને પા૦ ૫૯૨ મે આપેલી નોટ ૫ મી.) તે દુરદરાઝ અને દીકટ પહાડી ભુમી સુધી ચહડાઇ લઇ જવાની વીરૂધમાં સીકંદરનું ખુદ લશકર વટીક હવેથી ફરી બેઠું હતું એમ કરસીયુસ (૬-૬ થી ૧૦)તથા દાયોદોરસ(૧૭-૭૪ આપણુને સાફ જણાવી ગયા છે. પરંતુ સીકંદરે તેઓ આગળ એક સુભાખીત ભાષણ કરીને પાછા તેઓને સમજાવી પટાવી લીધા હતા; . માટે ફરાયશનો દુંબાલો પકડતી વેળા જે ફોજને તે પોતે પાછળ રહેવા દઇ ગયો હતો તેના સીપાહીઓને પોતાની સાથે લઇને પેલા મજકુર રસ્તેથી તે માઝેનદરાન તરફ હવેથી ઉપડી ગયો હતો. તેમ કરવા માટે તેની કને એક બીજોબી સબબ હતો; કેમકે, જે યવન ભાડુતી ફોજ ફરાયશનાં લશકરમાં શામેલ થઇ પડી હતી તે તે પ્રાંતમાંથી થઇને તાપુરીઆના મુલકમાં આવેલા કોહેસ્તાનોમાં જઇને હવેથી ભરાઇ બેઠેલી હતી. આથી તે લુભીનેબી જીતી લેવા અને જેર કરવાને સીકંદરે પોતાને મનસે નીશ્ચય ઠરાવ કરી રાખયો હતો. હવેથી પોતાની ફોજને આ કામ માથે ઉઠાવી લેતી વેળાએ તે તાજદારે ત્રણ વીભાગોમાં વહેંચી નાખી હતી; અને પોતાની સાથે બેશુમાર લશકર અને હલકાં હથીઆરો ધરાવનાર સેપાહોને લઇને છેકજ ટુંકે પરંતુ ઘણાજ ડરામણા અને દીકટ રસ્તેથી તે પોતે તે તરફ નીકળી ચાલ્યો હતો. પોતાની ખુદ બ્રીગેડની સરદારી તો તેણે કરાતરસનેજ સ્વાધીન કરી દીધી હતી અને પેલી બીજી ટુકડીનો તેણે તેને ઉપરી કરી રાખયો હતો; તેમજ વળી પેલી ત્રીજી ટુકડીમાં થોડાક ઘોડેસ્વારો અને તીરઅંદાઝોને શામેલ કરી નાખી તેના સરદાર તરીકે તેણે એમાનતસની નેમણુક કરી રાખી હતી અને તે બંને સરદારોને તાપુરીઅનોની ભુમી ઉપર ઉતરી પડવાનો પોતે પછી હોકમ કરી રાખયો હતો. બાકીની ભાડુતી યવન ફોજો અને ઘોડેસ્વારોની ટુકડીઓને તેણે ઇરીગાઇયુસની સરદારી હેઠળ સોંપી આપી હતી અને તેણે પોતે એમ હોકમ ફરમાવયો હતો કે, તમોએ તમારી સાથે તે ફોજ તથા છાવણી ઉઠાવી લઇ જનારા નોકર ચાકરો અને ભારી સરસામાન તથા ગાડાં વગેરે લઇને લાંબે રસ્તેથી કંઇ નહી આસ્તે આસ્તેથીજ મારી પછવાડે આવી જવું જોઇશે. આથી એથીનાયુસ (જુઓ, તેનું પા૦ ૪૪૨), બાઇતોન, આમીનતસ તથા કતીસીયુસની સતાને આધારે આપણુને પોતે એમ જણાવી જાય છે કે એ તાપુરીઅનો એવા તો જબરા શરાબબાઝ લોકો તરીકે ખાસોઆમમાં મશહુર થઇ પડેલા હતા, કે તેઓ પોતે ભરવામા પડવામાંબી તેજ વસ્તુને પોતાના ઉપયોગમાં આણતા હતા અને કોઇબી જાતના બીજા મલમો કે વસાણાઓને તો જરાબી કામે લગાડતાજ ન હોતા. કરસીસીયુસ વળી એમ પણ બોલી જાય છે કે તેઓ ઘણા આદેલ અને એનસાફી લોકો તરીકેબી સરવેમાં જાણીતા થયલા હતા. સપરપેહ

લાં પહાડો જે સીકંદરના રસ્તામાં આ
વયા હતા ત્યાં આગળ તો જઇને તે પા
દશાહ પ્રથમમાં પોતાની છાવણી નાખી
પડયો હતો અને ત્યારબાદ જે રસ્તેથી
કે જાવઆવ કરવાનું કામ મહા મુશકેલ
જેવુંજ થઇ પડતું હતું તેવા બીકટ ર
સ્તેથી તે પોતાની સાથે ઢાલ તલવાર ધ
રાવનાર સીપાહીઓ તથા મકદુનીઅન
ફાલેંકસની હલકામાં હલકા હથયારો ધ
રાવનાર ટુકડીઓ અને કેટલાએક તીર
અંદાઝોને લઇને તે તરફ પોતે નીકળી
ચાલ્યો હતો; પરંતુ જ્યાં જ્યાં તેને ભ
યભીત જગયાઓ લાગી હતી કે ત્યાં
આગળથી પેલા પહાડી લોકો પોતાની ક
મીંગાહમાંથી એકાએક બાહેર ધસી આવી
તેની પાછળ આવતી ફોજો ઉપર મબા
દા ઉતરી પડે તેથી તેઓના બચાવ ખા
તેર તેણે ટપે ટપે પોતાના પહેરે
ગીરોને મેલી રાખયા હતા. પોતાના તી
રઅંદાઝોને પેલી ખીણોને વાટેથી
લઇને ઉપડી ચાલ્યા બાદ તે કોઇ
એક નદીનાળાં આગળ આવેલાં મેદા
નમાં જઇ પોહોંચયો હતો ને પછી તે
પોતે ત્યાં આગળજ છાવણી નાખી પડ
યો હતો. તે નદી નાળાંનું નામ દાયોદો
રસ (૧૭–૭૫) જોકે સ્તીબોઇતીસ તો
કરસીયુસ ઝીઓબીતીસ (૯–૧૦) કરીને
આપણને જણાવી ગયલો છે. તે મેદાન
માં જ્યારે તે જહાંગીર પાદશાહ પોતે
છાવણી નાખી પડેલો હતો ત્યારે દરાય
સ પાદશાહનો નબરજાનીસ નામનો પે
લો મોટો વજીર જેને અરબલાની લડા
ઇની વેળાએ પારસીઓની ઘોડેસ્વાર
ફોજોની સરદારી પોતાના હાથમાંજ રા
ખી મેલી હતી તે તથા માઝીનદરાન
અને પારથીઆનો સુબો ફરાતાફરનીસ
અને બીજાબી દરાયસ પાદશાહના ઘણા
જ નામીચા અમીર ઉમરાવો જે પોતાન
પાદશાહ સાથે લડાઇમાં સીકસ્ત ખાધા
બાદ નાસભાગમાં પડી ગયા હતા તે
ઓ પોતાના જાનમાલની સલામતી સા
હે પોતેજ ચાલી આવીને તે પાદશાહ
શરણ થઇ બેઠા હતા. એમ રાજપાટ ગ
યા બાદ નાચારીના મારયા તેઓએ
આવો મારગ જે પકડયો હતો તે વીષે
હું તો કાંઇ તેઓનો મોટો વાંક કહાડી
શકતો નથી; કેમકે તેવી હાલતમાં આપ
ણેબી જો આવી પડયે તો આપણનેબી
તેવાંજ પગલાં ભરયા વીના કશો ચારો
કે એલાજજ રહે નહી; પરંતુ તે
વજીર અને બારસીઆનાતીસને સર પો
તાના પાદશાહને મરણતોલ રીતે જખમી
કરવાના દોષની કાલી ટીલી તો અધયા
પી તેઓને સર ચોંટી બેઠેલીજ લાગે
છે. તેઓએ પોતાના પાદશાહના આ
વા નબળા અને પરેશાન વખતમાં તો
તેને દીલાસો આપીને તેને વધુને વધુ
રીજાવવોજ જોઇતો હતો અને તે
ની વધારે તાબેદારી અને આગતા સ્વા
ગતા કરીને વધારે ફરમાંબરદારો કર
વી સજાવાર હતી. પરંતુ તેને બદલે
પોતાનો ખુની અને બેલગામ હાથ પો
તાના મોટા મુરબીના રૂપાળાં અને પવી
ત્ર શરીર ઉપર જે તેઓએ લંબાવયો
હતો તે તો ઘણુંજ ખોટું કામજ તેઓ
એ કરયું હતું એમ તે વાત તો દેખી
તીજ છે. વળી તેનાં મોતનાં બીછાનાપર
તેની થોડી ઘણીબી સારવાર કરયા વીના
તેઓ તો ત્યાંથી ચાલતીજ પકડીને નહાસી
વટીક ગયા હતા. કહે છે જે, પારસીઓ
ના મોટા વજીરોને ચીલીઆરચીસ એવું
નામ આગલા યવન નવીશંદાઓ આપી
ગયલા છે કે, જે ઉપમા હેઠળ મજકુર
નબરજાનીશ લોકોમાં જાણીતો પણ
હતો. (જુઓ કોરનીલીઅસની પોશ
નો "કોનોન"નો વરૃતાંત વી૦ ૩
જો; પલુતારકનો "આરતા જરકસી
સ" નો વરૃતાત વી૦ ૫ મો, દાયોદોર
સ ૧૮–૪૮ તથા ઇલીઅનની જાનવરો
ની તવારીખ ૧–૨૧) તે છાવણીમાં ચા
ર દીવસ સુધી પડી રહયા બાદ સીકંદર
પોતાના જેબી સીપાહીઓ તે કુચની વે
ળાએ જે પાછળ પડી ગયા હતા તેઓ
નો સહીસલામત રીતેજ પોતાની
સાથે લઇને તે સરવેથી આગળ વધી
ચાલ્યો હતો. પરંતુ પેલા આગરીઆની
અન ઘોડેસ્વારો જે પેલી ફોજની પાછ
ળ તેની માહાફેજત સારૂ પોતે જે પો
હોરેગીરી કરતા પડેલા હતા તેઓ પર
તો દુશમનોની કોહેસ્તાની ફોજો પોતાની
છુપી જગયાઓ ઉપરથી ચાહોમ ઉતરી
પડી હતી અને તેઓને મહુમહુ પો

કરાવવા લાગી હતી. આથી તે સ્વા
રી તો સજડ માર ખાઇને પછી પો
તે નાસીને સીકંદરની છાવણીમાં જ
ઇને ભરાઇજ બેઠા હતા. તે તો
ફાની બારકસોની આવી મસ્તાન ચાલને
લીધે તો હરકોઇ સરકસ માનવીને "એ
જબરો કોઇ માઝીનદરાની છે" એ
વા એલકાબથીજ વારંવાર આપણે
આજબી વધાવી લઇએ છીએ. ત્યાંથી પ
છી તે તાજદાર હવેથી છેક માઝીનદરાન
ના પાયતખત શેહેર જનદરેકારતા સુ
ધી પોતે ઘુસી ગયો હતો.
ત્યાંજ કરેતરસ પણ આવીને પો
તાના પાદશાહની ફોજ સાથેજ જોડાઇ
ગયો હતો; પરંતુ પેલી દરાયસની યવન
ભાડુતી ફોજવાળાઓને પકડી લાવવાનું
જે કામ પ્રથમમાં તેને સોંપવામાં આવે
લું હતું તેમાં તો તે સરદાર કેવળે
પોતે ફતેહમંદ નીવડી શકયોજ નહોતો.

તોપણ તે સરદાર આટલું કામ તો
બજાવી શકયોજ હતો કે તે પેલો આખો
દેશને પોતે તો ફરી વળયોજ હતો અને
ત્યાંના કોઇક ભાગોને જોકે તેણે ઝબરદ
સ્તીથી જીતી લીધા હતા તો કોઇ કોઇ
ભાગના રહીશો તો પેલા મકદુનીઅનો
ને પોતાની રાજીખુશીથી પણ તાબે થ
ઇ ગયા હતા. ઇરીગાઇયુસ પણ પોતાના
સરસામાન તથા ગાડાંઓ સીખેજ ત્યાં આ
ગળ સહીસલામત આવી પહોંચયો હતો
અને તે પછી આરતાબેજુસ પોતાના
કોફ્ન, આરીઓ બુરજીન (આરયો બરજા
નીસ અને અરસામ (અરસામીસ) નામના
ત્રણ સાહેબઝાદાઓ તથા તપુરીઆના
હાકેમ ઓતોફરેડાટીસ અને દરાયશની સા
હેતામાં પેલી યવન ફોજ જે શામેલ થ
યલી હતી તેઓના એલચીઓ સીખે પો
તે પણ સીકંદરની કને આવી લાગયો
હતો. કરસીયુસ આપણુને એમ જણાવી
જાય છે (૬—૧૪) કે, એ આરતાબે
જુસને પેટે નવ છોકરા પેદા પડેલા હતા,
જેઓ માંહેલો એક છોકરો તો ફારના
બેજુસ નામનો હતો કે જે પારસી કા
ફલાનો એડમીરલ યાને નવકાસઇનયા
ધીપતીજ થતો હતો. (જુઓ, આરીઅન
૨—૧;૨—૨ તથા ૩—૨) દાયોદોરસ તો
વળી એમ પણ વરણુવી જાય છે (૧૬—૫૨)
કે તેને પેટેથી મેનતર અને મેમનોનની
બેહેનથી અગયાર છોકરા અને દસ છોક
રીઓ મળીને જુમલે ૨૧ છોકરાં અવત
રેલાં હતાં; કેમકે, પારસીઓમાં ઘણાં ફર
જંદો મેલી જવું તેને બહાદુરી અને જવાં
મરદીનું કામ કરીને તેઓ ગણુતા હતા.
પેલા ઓતોફરેદાતીસ કને તો હજુબી
તેની તપુરીઆનાં પ્રાંતની હાકેમી સીકં
દરે રહેવાજ દીધી હતી; પરંતુ આરતા
બેજુસ અને તેના બેટાઓને તો પો
તે ઘણા માનઅકરામથી પોતાના ખાસ
સ્નેહીઓ જેવાજ કરી રાખયા હતા; કે
જજે કે, તેઓ ઘણા ઉંચે દરના ઉમરા
વોમાં જે ખપતા હતા તેથી કરીનેજ નહી
બલકે તેઓ છેક અંતની ઘડી સુધી
દરાયશના નીમકહલાલ નોકરો જેવાજ જે
નીવડી પડયા હતા તેથીજ તેઓને સીકં
દરે પોતે એમ માનપાનથી સંઘરી રાખયા
હતા. પેલા યવન ભાડુતી ફોજના એ
લચીઓ ઉપરતો એ પાદશાહ ઘણોજ
કોપાયમાન થઇ પડયો હતો; કેમકે, તે
ઓ તો તેના બાપ ફીલકુસના કરેલા આ
ગલા બંદોબસ્તોથી આડાજ ફાટીને ઇરા
નીઓ તરફથી પોતાના દેશની સામે લ
ડવાનાં વાંકમાંજ પોતે સપડાઇ ગયલા
હતા. તેથી તેઓની આજેજી અને મી
નતજારીપર તો એ પાદશાહે જરા પણ લ
ક્ષ આપવા માંડયુંજ નોહતું. એમ તે
વાતનું ઓડું નકામું સીકંદર હાલમાં
જે આડે લાવી બેઠા હતો તેમાં તો તે
પાદશાહ કાંઇ વાજબી નહી હતો; કેમકે,
તેના સઘળા મકદુનીઅન નાતીલાઓને
તો પરલોકો જેવા જંગલીજ સમ
જીને હજુબી ઘણાખરા આથીનીઅનો
અને સ્પારટનો તો તેઓના વધતા જતા
લોભોની સામે થતાજ ચાલ્યા જતા
હતા; તેથીજ તેઓએ દરાયશની નોક
રી પોતે કબુલ રાખવાનું આ પ્રસંગે
બીડું ઝડપયું હતું. આથી એકદમજ આ
વીને મને શરણ થઇ બેસવાની તેણે પે
લા એલચીઓ કનેથી માગણી કરવા માગી
હતી અને તેઓ સાથે હું મારી મરજી
મુજબજ વરતું તેની તેઓએ જરાબી
આડે આવવુંજ નહીં એવી તેઓ
ને ધમકીજ આપવા માંડી હતી
અને એમ પણ પોતે પોકારી

ઉઠયો હતો કે, મારી આ માગણી તમો જો કબુલ મંજુર નહીંજ રાખશો તો પછી તમારે તમારૂં પોતેજ હવેથી ફોડી લેવું પડશે. આથી પેલા એલચીઓ બીચારા બીહી ધ્રુજી ગયા હતા અને તેની સઘળી માંગણી તરતજ પોતે તો બહાલજ રાખી બેઠા હતા. તે સેપાહોની સંખયા ફકત દોઢ હજાર માણુસનીજ હાલતરત તો થવા જતી હતી કે જેઓને સહીસલામત સીકંદર કને લઇ આવવા સારૂ પોતાના કોઇક સરદારનેજ તે તરફ રવાના કરી આપવાને પેલા એલચીઓ મીનતજારી હવેથી કરવા લાગયા હતા. આથી તેમ કરવા સારૂ એ પાદશાહે હાલ તો આગીરરેહુસના બેટા એનદરોની કુસ અને પેલા પારસી ઉમરાવ આરતાબેજુસને તે તરફ તરતજ પોતે રવાના કરી આપયા હતા.

**સીકંદરે મારદીઅન લોકોનાં દેશાવરો પર કરેલી ચહડાઇ.**

હવેથી સીકંદર કરસીયુસના કહયા પ્રમાણે ( ૬–૧૬ ) મારદીઅન લોકોનાં દેશાવરો ઉપર ચહડાઇ લઇ ગયો હતો. તે વેળાએ તે પોતાની સાથે કોઇનુસ તથા એમીનટસની બ્રીગેડો, પોતાની સ્નેહી ( કમપેનીઅન ) ઘોડેસ્વાર ફોજની અરધી ટુકડી, અગરીઆનીઅન ઘોડેસ્વારો, તીરઅનદાઝો તથા ઢાલ તરવાર ધરાવનાર સેપાહોને લઇને તે મુલક ભણી ઉપડી ચાલ્યો હતો. વળી તેની તે ફોજમાં તેણે સપર પેહેલીજ વાર ઇરાનીઓને જોઇને પોતે નેજાબરદાર સ્વારોની એક ટુકડી પણ શામેલ કરી રાખી હતી. તેઓની ભુમીનો ઘણોખરો ભાગ વટાવી જતી વેળા જેબી મારદીઅનો નહાસભાગમાં પડી ગયા હતા તેઓમાં તો તેણે જબરી કતલ ચલાવવા માંડી હતી; તોબી કેટલાએક ત્યાંના રહીશો તો પોતાની ભુમીના બચાવ ખાતેર તેની સામેજ થતા ચાલ્યા હતા, જેમાંથી કેટલાકો તો મારયાજ ગયા હતા; પરંતુ બાકીનો મોટો ભાગ તો કહે છે જે કેદજ પકડાઇ ગયો હતો. તે લોકો એક તો જાતે ગરીબ પરંતુ શેહઝોર હોવાથી તથા તેઓની ભુમી પણ ખડબચડી હાલતમાં આવેલી હતી તેથી લાંબી મુદત સુધી કોઇબી દુશમન તેઓપર ચહડી આવેલોજ ન હતો. આથી સીકંદર તો નાણાંનો પોતે જાતે ઘણોજ લોભી હોયાથી તેઓ તો મનસે નીરાંત બેઠેલાજ હતા કે તે તાજદાર અમારા દેશની ગરીબ હાલત જાણી ચુકેલો છે તેથી તેનાપર તો કાંઇ ચહડાઇ તે લાવશેજ નહીં. તે સાથે વળી આપણાં દેશથી તો વધારે આગળ પણ તે ચતરાઇ રહેલોજ છે તેથી હવેથી તે કાંઇ આપણને સતાવશે પણ નહીંજ. આમ નભરવસ રહયાથી તેઓ તે પાદશાહનાં છટકાં હેઠળ તરત પોતે તો સપડાઇજ ગયા હતા. ઘણાએક ત્યાંના રહીશો તો પોતાના બુલંદ પહાડો અને ખડકોમાં આવેલી ખીણોમાંજ જઇને સંતાઇ બેઠા હતા, એવા વીચારથી કે તે પાદશાહ ત્યાં સુધી આપણો દુંબાલો તો કાંઇ પકડી શકશેજ નહીં. આથી હવેથી નાચારીના મારયા પોતાના એલચીઓને તેની તરફ શેતાબીથી તે બીચારાઓને મોકલાવી આપવા પડયા હતા અને પોતે પોતાની ભુમી સીખે તાબે થઇ જવાની મીનતજારી કરવા લાગયા હતા. તેઓના ગુનાહ તેઓને બખશેસ કરી દઇને તેઓ ઉપર ઓતોફરેદાતીસનેજ સીકંદરે પોતાનો સુબો ત્યાં નેમી આપયો હતો જેથી તેના હાથમાં તાપુરીઅનો તથા મારદીઅનો જેવાં બંને પહાડી ટોળાંઓની હવેથી સાહેબી આવી ગઇ હતી. હવે તે તાજદાર જે છાવણી આગળથી પ્રથમમાં પેલા મરદીઅનોના દેશાવરો ઉપર સ્વારી લઇ ગયો હતો ત્યાં આગળ પોતે પાછો જ્યારે આવી લાગયો ત્યારે દરાયસની ફોજનાં પેલા યવન બહાદુતી સેપાહોબી ત્યાં આવી પહોંચયા હતા. તેઓ સાથે લેસીદીમોનીઅનોએ જે એલચી ખાતું કે હાલમાં દરાયસ ઉપર મોકલાવી આપયું હતું તે પણ સપડાઇજ ગયું હતું. તે એલચી ખાતાંના માણસોનાં નામો કાલીકરાતીદાસ; પાઉસીપુસ; મોનીમુસ; ઓનોમસ તથા દરોપાઇદીસ કરીને હતાં એમ એરીઅન આપણને જણાવી ગયો છે કે જેઓ માહેલો છેલો પુરૂષ જાતે એથનસ શેહેરનોજ

ખુદ પોતે તો વતનીજ થતો હતો. તે
સઘળાઓને તો તેણે પોતાના પોહોરેગી
રોના સ્વાધીન હેઠળજ કેદ કરાવી ના
ખયા હતા; પરંતુ પેલા સીનોપેના એલ
ચીઓને તો તેણે છોડી મેલવાનો હોકમ
આપયો હતો કારણ એ જે તેઓ તો
જાતે પુરવેધરથી પારસીઓની રઇયત
માંજ ખપતા આવેલા હતા તેથી તેઓ
પોતાના પાદશાહ તરફ એલચી ખાતું
જે લઇ ગયલા હતા તેમાં તેઓએ કાં
ઇ પણ નામુનાસેબ કામ તો કાંઇ કરે
લુંજ નહોતું એવો સીકંદરે પોતાને મન
સે વાજબીજ તોલ કરી દેખડાવયો હતો.

વળી પેલા યવન પ્રજાસતાક રાજ
ય વીષે તમામ યવન લોકોમાં આગલ
તેના બાપની હકુમતની વેળા જે એકડા
થયલા હતા તેમાં તે સીનોપેવાળાઓ તો
કાંઇ શામેલ થયલાજ નહોતા અને પોતે
તો ઇરાનની બહાકથી અલાહેદાજ રહે
લા હતા. તે શેહેર આગળ વારંવા
ર જણાવયા પ્રમાણે યુકશાઇનના દરીઆ
આગળ માઇલીતસનો ટાપુ જે આવેલો
હતો તયાંનું ઘણુંજ આબાદ શેહેર ગ
ણાતું હતું કે જે હજુ પણ સીનોયુંબ
નાં નામ હેઠળ તે લતા તરફ મશહુ
રજ છે. વળી તયાંજ આગળ દા
યોજીનીસ, દીફીલુસ તથા પોનતસવાળા
મહાતમા પાદશાહ મીથરદેતીસ (મીથરદ
તશાહ) જેવા નામચીન શખસોની જન
મભુમી પણ આવેલીજ હતી. પાછળથી
તે શેહેરને રૂમી સરદાર લુકલસે જયારે
જીતી લીધું તયારે તયાંના લોકો સાથે તે
કે તેવી રીનીવડી પડયો હતો તે વીષે
નો દરોબસ્ત અહેવાલ એપીઅન પોતા
ની "મીથરીદેતીકા"માં આપી ગયલો છે
(જુઓ, તેનો વી૦ ૮૩ મો). વળી પે
લા યવન લોકો મકદુનીઅનો સાથે પો
તે સુલેહ અને એકસંપા જે કરી બેઠા
હતા, તે આગમચ પેલા ભાડુતી ફોજ
વાળા ગ્રીક લોકો પગારદાર સીપાઇઓ
તરીકે પારસીઓની ફોજમાં જે જોડાઇ
ગયા હતા તેથી તેઓનેબી તેણે આઝાદ
કરી મેલયા હતા અને તેઓને પારસી
ઓના જેટલા દરમાયાઓ આપતા કરી
ને હવેથી પોતાની ફોજમાંજ રાખી લી
ધા હતા. તેમજ તેઓને એનદરોનીકુસ
ની સરદારી હેઠળજ વળી નેમી પણ
આપયા હતા, કેમકે, તે સરદાર
ની મેહેરબાની અને લાગવગથી તે
ઓનો જાન હાલ તરત તો બચી શકેલો
હતો. વળી પેલા ચેલસીદોનીઅન લોકો
તરફથી હીરાકલાઇદીસ જે એલચીખાતું
પાદશાહ દરાયસ સારૂ લઇને પોતે ઉપ
ડી ગયો હતો તેને પણ હવેથી છોડી
મેલવામાં આવયો હતો. એ ચાલસીદોની
આનો પ્રાંત અસલમાં મેગારીઅન લોકો
એ વસાવયો હતો અને તે પ્રોપોનતાસ
ના દરયામાંથી બોસફોરસના સમુદ્રમાં
દાખેલ થતી વેળા છેક નાકાપરજ બાઇ
જેનસીયુમ યાને હાલના સ્તમબોલના શે
હેરના બરાબર સામસામેજ આવેલો હતો.

**સીકંદરે હવેથી કરેલી બાખત્રીઆ તરફ કુચ—તયાંના હાકેમ બીસુસને સતીબર જાનીસે કરવા માંડેલી જબરી મદદ.**

આમ મારદીઅન લોકોને પોતાન
તાબા હેઠળ લાવયા બાદ સીકંદર જંદ
રકારતા જેવા માઝેનદરાનના મોટા પાય
તખત શેહેર તરફ પાછો પોતે ઉપડી ચાલ
યો અને તયાં પંદરેક દીન સુધી વીસા
મો લઇ પુજાપાતરી અને કસરતબાઝી
ના કેટલાએક જલસાઓ કરાવીને તે
પારથીઆ ભણી નીકળી ગયો હતો.
ત્યાંથી તે હેરાત (એરાયા) અને સુસી
આ યાને હાલ ઝમાનાના તુસનાં શેહેર
ની છેક સરહદવેર પોતે પહોંચી ગયો
હતો. ત્યાં હેરાતનો હાકેમ સતીબરજા
નીસ પણ તેની મોલાકાતે આવી પહોં
ચયો હતો, જેને તેની હાકેમી ઉપરજ
કાયમ કરી રાખા મેલ્યો હતો અને
પોતાના એક રફીક (કમપેનીઅન)
નામે એનાક્ષીયુસને તેની સાથે ચાળીસ
નેજાબરદાર સવારોને આપીને રવાના કરી
આપયો હતો કે તે શખસ ઠેકાણે ઠેકાણે
જઇને પોતાના પહોરેગીરોને ગોઠવી રાખે
કે જેથી જયારે એ પાદશાહની ફોજ હેરા
તના દેશાવર ખાતેથી કુચ કરીને પસા
ર થઇ જાય ત્યારે ત્યાંના કોઇબી વતની
ઓને કાંઇબી ઇજા કે દખલ પહોંચી શકેજ
નહીં. એટલામાંજ કહે છે જે કેટલાએ
ક પારસીઓ સાથે એ તાજદારને તે
દેશાવર ખાતે મોલાકાત થઇ પડી હ

તી જેઓ તેને એમ કહેવાને મંડી
ગયા હતા કે બીસસે તો હવેથી લાલ
વાવટોજ મેલી દીધો છે અને પોતાને
માથે ઉંચી કોલાહ ઇરાનના તાજદારો
માફક પેહેરવા માંડી આરતાજરકસીસ
એવું નામ ધારણ કરીને પોતાને આ
ખા એશીયા ખંડના સાહેબ તરીકે તે
કહેવડાવવાને લાગ્યો છે. આપરથી જેનો
ફન ઉપરથી (જુઓ, તેની એનાબાસીસ
૨—૫) તીસાફરનીસે કલીઆરકસ આગળ
એક વેળાએ પોતે કહી સંભળાવેલા
શબ્દોની આપણને અત્રે યાદ પડી
જાય છે; કેમકે તે પારસી ઉમરાવ પે
લા ગ્રીક સરદાર આગળ એમ બોલી
ઉઠયો હતો જે, અરે ઓ કલીઆરકસ
તું જો મારી ચાકરી હેઠળ આવી જશે
તો જેમ ઇરાનનો પાદશાહ ખુદ પોતે
જ એકલો પોતાને માથે ઉભી
કોલાહ યાને તાજ પેહેરી રાખવા
નો હક એલાકો ધરાવે છે, તેમજ હુંબી
મારાં હઇડાં ઉપર સીધું તાજ મે
લવાને ભાગયશાળીજ સમજશ. (જુ
ઓ, કરસીયુસ ૩—૮ તથા અરસ્તુનો
"પક્ષીઓ" પરનો નીબંધ પા૦ ૪૮૭
મું.) બીજા પારસી ગ્રહસ્થો અને ઉમરા
વો તો પોતાને માથે છાલકી ટોપી યા
તો બાંધેલો ઢીલો જેવો ફેંટો કે પાઘડી
લપેટી લેતા હતા. એક ફકત પાદશાહ
જ ખુદ પોતે પોતાના સરપર સીધું તા
જ પહેરી શકતો હતો. વળી જે નોફન
કુરૂશનાં વરૂતાંત (૮—૩, ૧૩) માં એમ
પણ બોલી જાય છે કે, પાદશાહનો અં
ગરખો પણ જાંબુડો કીરમજી રંગનોજ
રહેતો હતો કે જેનો અરધો અરધ ભાગ
તો સફેદ રંગનોજ રહેતો હતો.
આવી રીતે કીરમજી અને સફેદ રંગને
મીશ્રીત કરીને એક ફકત પાદશાહ સેવા
ય બીજા કોઇબી માનવીથી તેવો પોશાક
પેહેરી શકાતોજ નહતો. તેનો પાયજામો
ઢીલો અને કીરમજી લાલ રંગનોજ બ
નેલો જોવામાં આવતો હતો અને તેનો
સાહયોબી ખુદ કીરમજીજ રંગ ફકત ધ
રાવતો હતો. સ્ત્રેબો પોતે પણ એમજ
વરણવી જાય છે (૧૫—૩) કે, ઇરાનના
પાદશાહો પોતાના માથા ઉપર મનારા
જેવું જ ઉંચું તાજ પેહેરી રાખતા હતા,
કે જે મત સાથે સેનીકા (જુઓ તેનો
"દીબેનીફીસાઇઇસ" ૬—૩૧) તથા એમી
અન પણ (૧૮—૮, ૫) એક સરખાજ
ઉતરી શકે છે. એ તાજને પારસીઓમાં
સીદારીસ (કીદારીસ), હીબરૂ લોકોમાં
કેથર (જુઓ, ઇસ્થરની પોથી ૧—૧૧)
અને ફારસીમાં ખાદ કરીનેજ કહેવામાં
આવતું હતું. એમ બીસસને બદલે
હવેથી આરતાજરકસીસનાં નામ હેઠળ
તે ખુળવાખોર સુબો ઓળખાવવા લાગ
યો હતો અને પાદશાહી તાજ જે પેહે
રવા લાગયો હતો તેથી તેની સાથે કેટ
લાએક પારસી અને બાખત્રીઅનો વટી
ક બલખ (બાખરીઆ) ખાતેજ એકઠા
થઇ જઇને ભરાઇ બેઠેલા છે એમ પણ
તે પારસી ખેપીઆઓએ સીકંદરને જ
ણાવયું હતું. વળી તે સાથે જે વખત
જાય છે તેટલામાંજ તે સુબો સીથીઅનો
કનેથીબી મદદો મેળવવાની પોતે આશા
માંજ બેઠેલો છે. હવે તે વેળાએ સીકં
દર કને પોતાની આખી ફોજજ એકઠી
થઇને પડી રહેલી હતી તેથી તમામ લ
શકર સીખે તે ઝડપમાંજ બાખત્રીઆ
ખાતેજ ઉતરી પડયો હતો, કે જ્યાં મી
નીલેયસનો બેટો ફીલીપ (ફીલકુસ) પો
તાની સાથે મીદીઆ ખાતેથી પોતાના
હાથ હેઠળના યવન ભાડુતી ઘોડેસ્વારો
તથા થેસીલીઅનો અને આખી એનદ
રો મેકુસની ફોજને લઇને આવી પહોં
ચી સીંકદર સાથેજ પોતેબી મળી ગયો
હતો. વળી પારમેનીઓનો બેટો નીકેનો
ર જે ઢાલ તરવાર ધરાવનાર સેપાહોનો
સરદાર ગણાતો હતો તેતો તે વેળાએ
આજારી પડેલો હોવાથી પોતાનો અસબા
બ આ ફાની દુનયામાંથી ઉઠાવીને ચાલ
તોજ થઇ પડેલો હતો. આમ બાખત્રી
આ ખાતે જવા સારૂ તે તાજદાર જ્યા
રે નીકળી ચુકેલોજ હતો ત્યારે વાતમાં
તેને એવી માઠી ખબર મળી ગઇ હતી
કે પેલા હેરાતના હાકેમ સતીબરજાની
સે તો પેલા તેની સાથે તે પાદશાહે
મોકલાવી આપેલા યવન સરદાર એના
ક્ષીયુસ તથા તેના ચાળીસ ભા
લા બરદાર સ્વારોને તો પોતે
ઠારજ કરી નાખયા છે અને તમામ
હેરાતી લોકોને હથયારબંધ કરીને પો

તાનાં પાયતખત શેહેર આરતાકોનામાં સેપાહો તરીકે હવેથી જમાવજ કરી રાખેલા છે. તે શેહેરની લગભગ અડોઅડ માંજ સીકંદરે એલેકઝાનદરીઆ—એરા નામનું એક શેહેર જે પાછળથી વસાવયું હતું એમ પલીની જે વરણવી ગયો છે (જુઓ તેની ચોપડીનો બા૦ ૬ આવી ૨૧ મી) તેનો તો છેક હાલ ઝમાના સુધી લોકો હેરાતનાજ નામ હેઠળ પીછાનતા ચાલ્યા જાય છે. વળી તેના સાંભળવામાં એમ પણ આવી ચુકેલું હતું કે તે ઇરાની સુબો એવોબી ફાંકો પોતે જાતે મનસે ધરાવતોજ રેહેલો હતો કે, એમ કરતાં જો સીકંદર મારોબી દુંબાલોજ પકડશે તો હું મારૂં તે શેહેર છોડીને મારી આખી ફોજ સીખે બીસસની સાહેતામાં બાખત્રીઆ ખાતેજ ઉતરી પડીશ કે જ્યાં મકદુનીઅનો સાથે લડતી વેળા લડાઇની બાજી કદાચને પારસીઓની તરફેણમાંજ ઇનશા—અલ્લાહો—તઆલા ફરી જાય તેવું પણ છે. આ ખબર સાંભળતાંનેજ વાર સીકંદરે બાખત્રીઆ ખાતે હાલતરત તો જવાનું માંડીજ વાળયું અને પોતાની સાથે કોઇનુસ તથા એમીનતસની ફોજો, તીરઅનદાઝો, એગરીઆનીઅન ઘોડે સવારો અને પેલા ભાલાબરદાર સવારોને લઇને શેતાબીથી હેરાત તરફજ પોતે ઉપડી ચાલયો હ[illegible]ા અને બાકીની પોતાની ફોજને ત્યાંજ [illegible]ર[illegible]રૂસની સરદારી હેઠળ તે સોંપી આપી ગયો હતો.

તે કુચ સીકંદરે એટલી તો ઝડપથી કરવા માંડી હતી કે, ફકત બેજ દીવસમાં તે છસો સ્તેદીજ યાને સીતેર માઇલ જેટલો રસ્તો તો પોતે ગાયા કુદાવીજ ગયો હતો અને આખેરે આરતાકોનાનાં શેહેર આગળ સહીસલામતજ આવી પહોંચયો હતો અને ત્યાંજ પલીની કહે છે જે (૬—૨૧) તેણે "એલેકઝાનદ્રીઆ—એરાયા" નામનાં એક નવાં શહેરનો પાયો નાખયો હતો કે જે શહેરને હજુરબી આપણે હેરાતના નામથી પીછાનયે છીએ. આમ તેને અસંત ઝડપથી પોતાનાં શેહેરમાં દાખેલ થઇ ચુકેલો પેલા સતીબરજનીસે જ્યારે જોયો; ત્યારે તે સરદાર મનસે ઘણોજ ગભરાઇ અને બીહી ધ્રુજી જઇને પોતાની સાથે થોડાકજ હેરાતી ઘોડેસવારોને લઇને પોતે તો કેથે સટકીજ ગયો હતો; કારણ એ જે, તે નહાસભાગની વેળા બાકીના તેના સીપાહીઓએ જયારે સીકંદરને પોતાની તરફજ આવેલો દીઠો; ત્યારે તેઓ તેની (સતીબરજાનીસની) પક્ષ તો પોતે આપોઆપ છોડીજ બેઠા હતા. તે હુલડમાં જે લોકો કે શામેલ થઇ પડેલા હતા અને પોતપોતાના કસબા છોડીને તે વેળાએ જે ચોતરફ નહાસભાગમાંજ પડી ગયલા હતા, તેવા ગુનેહગાર શખ્સોનો દુંબાલો તો સીકંદરે ઝડપમાંજ પકડી લીધો હતો અને તેઓ માંહેલા કેટલા એકોને તો તરતજ ઠાર કરી નાંખી બાકીનાઓને તો તેણે ગોલામગીરીમાંજ વેચી નાંખયા હતા. ત્યાર બાદ પેલા હેરાતીઓ ઉપર તેણે અરસામ (અરસામીસ) નામના પેલા મજકુર પારસી ઉમરાવને પોતાનો સુબો નેમી આપયો હતો. પેલા કરાતરસને સોંપી આપેલી આગલી ફોજબી તેની કને આવીને તેની ફોજ સાથેજ હવેથી જોડાઇ ગઇ હતી જેથી તે જરંગીઆન લોકો, જેને દાયોદોરસ (૧૭—૭૮) દરંગીઆન એવાં નામ હેઠળ પોતે પીછાની ગયો છે તેઓની ભુમી તરફ તે ઉપડી ચાલ્યો હતો અને તરતજ તેઓના પાયતખત શેહેર ખાતેજ જઇ લાગયો હતો. ત્યાં તે વેળાએ તે મુલક પેલો દરાયશનો ખુની બારસીઆનતીસ ખુદ પોતેજ પચાવી પડેલો હતો, કે જેણે જયારે સીકંદરને પોતાની સરઝમીનમાં આવી પહોંચેલોજ સાંભળયો, ત્યારે તે ઠગારો તે ભુમી છોડી દઇને સીંધુ નદીની આણી પાર વસતા હીંદુઓમાંજ જઇને તે ભરાઇ બેઠો હતો; પરંતુ પેલા હીંદુઓએ તો તેને પકડી આપી બેડી સીખે સીકંદર કનેજ મોકલાવી આપયો હતો; કે જેને દરાયશનાં ખુનના બદલામાં એકદમ તેણે ત્રણ લાકડેજ ચહડાવી આપયો હતો, એમ એરીઅન લખી જાય છે; પરંતુ બીજાઓ તો એમ વરણવે છે કે બે શરે જેવાં ઝાડોને એકમેકની નજદીકીમાં વધીને ઝોંકો આપી દઇને તેના દરેક પગને તે માહેલાં એક એક ઝાડ સાથે બાંધીને પછી પેલાં દોરડાંઓ કાપી

નાખવાથી તેનું આખું શરીર તો વચે વચમાંથીજ ગોયા ચીરાઇ ગયું હતું. આવી કમકમાટભરેલી ઘાતકી શીક્ષા સીકંદરની આગલી પાછલી વરતણુકો તરફ અવલોકન કરતાં આપણા માનવામાં આવી શકે તેવીજ છે. આમ બેહદ ઝડપથી કુચ કરી જવાના ઘણાએક દાખલા તો છેક કુરૂશના દોરથી તે ઠેઠ નેપોલીઅન બોનાપાર્ટના ઝમાના સુધી તવારીખના દફતરો આપણી સનમુખ લાવીને હાજર કરી દેખડાવે છે. પલીની એમ વરણવી જાય છે (૭-૨૨) કે પોતાનો ભાઇ દરૂસસ જે જરમની ખાતે બીમાર પડી ગયો હતો તેને મળવા સારૂ રૂમી શેહેનશાહ તાઇબીરીઅસ ચોવીસ કલાકમાં ૨૦૦ માઇલ જેટલી મંજલ પોતે કાપી ગયો હતો. સીયુતોનીઅસ (જુઓ, તેનો "જુલીઅસ" વી૦ ૫૭ મો) વળી એમ લખી ગયો છે કે કયસરે રૂમ યાને જુલીઅસ સીઝર એક દીવસમાં સો માઇલ જેટલી મંજલ તો સેહેજમાંજ પોતે કાપી જતો હતો. એપીઅન એમ વરણવી જાય છે કે, (જુઓ, તેની "સીવીલ-વૉર" યાને આપસ આપસની થયલી લડાઇની ચોપડી ૨ જી, ભાગ ૩૨ મો) ફીયુરીઓ નામનો એક ખેપીઓ, જુલીઅસ સીઝરનું રૂમના કોનસલો ઉપર લખેલું એક કાગજ લઇને ૩,૩૦૦ સ્તેદીજ જેટલી મંજલ ફકત ત્રણજ દીવસમાં પસાર કરી ગયો હતો યાને દર રોજ તે ૧૩૦ માઇલ જેટલી રાહ કાપતો ચાલ્યો હતો. કોઇ કોઇ અરવાચીન નવીશનદાઓ તો મજકુર ૩,૩૦૦ ના અંકને બદલે ૨,૩૦૦ કરીને વાંચી જાય છે જેથી દર રોજના ચાળીસ માઇલ જેટલી સંખયા તો આ એકસો ને ત્રીસ માઇલમાંથી આપણને બાદજ આપી દેખડાવવી જોઇએ. રૂમી તવારીખ નવીશ લીવી (૨૭, ૫૦) એમ વરણવી જાય છે કે શેહેનશાહ નીરો મીતાઉરૂસ આગળથી પોતાની છાવણી હેનીબાલની છાવણીની બરાબર સામસામેજ જે પડેલી હતી ત્યાં સુધી ૨૫૦ જેટલી મુસાફરી તે ફકત છ દીવસોમાં પોતે કરી વળયો હતો.

**સીકંદરે પોતાના બે નામીચા સરદારો જેવા કે પારમેનીઓ અને તેના બેટા ફીલોતસનું પોતે હાથે જાતે કરાવેલું ખુન.**

જયારે એ તાજદાર દરાંગીઆન લોકોના દેશાવરો ખાતેજ પડેલો હતો ત્યારે તેના સાંભળવામાં એમ આવયું કે, મારા જાન ઉપર પારમેનીઓનો બેટો ફીલોતસ હવેથી તરાપ મારવાનો કાંઇક છુપો ફંદો રમતો બેઠેલો છે. બતલીમુસ (પતોલોમી) અને આરીતોબયુલશ જેવા તેના હમઝમાન ઇતીહાસ લખનારાઓ તો એમ લખી ગયા છે કે, એ કાવત્રાં વીષેની છુપી ખબર જયારે તે પાદશાહ મીસરમાં હતો ત્યારથીજ તેને મળી ચુકેલી હતી; પરંતુ પોતાના આવા રફીકો, સરદારો અને જાની દોસ્તો એમ મારી સામે બીન કારણે તાગડો ઘડે તે વાત લાંબો વખત સુધી તો તેના માનયામાં આવીજ નહીં હતી. પલુતારક તો અહીંયાં સુધી વરણવી જાય છે (જુઓ, તેનો સીકંદર, ઓવી ૪૮ થી ૪૯) કે મજકુર ફીલોતસ; એનતીગોને નામની એક સ્ત્રી સાથ પયારમાં પડેલો હતો કે જેણીની સાથે તેના યારે પસગવત રીતે આગળ એ વીષે જે જે વાતો કરેલી હશે તે સીકંદરે તેણીની કનેથી સોગંદ ઉપર ખોટી સાક્ષી પુરાવીને અંકે કરાવી રાખી હતી. આથી મજકુર લેગુસના બેટા પતોલોમી અને કરસીયુસ (૬-૩૨) ના જણાવયા પ્રમાણે તે સરદાર ઉપર એવો ખુનનો આરોપ મેલીને સીકંદરે મકદુનીઅન કોતવાલો સનમુખ લાવીને ઉભો કરયો હતો અને તેનાપર પોતે ઘણીજ સખતાઇથી ઉતરી પડયો હતો; પરંતુ ફીલોતસ તો પોતાના બચાવમાં તે બીના કેવળે ઇનકાર જતોજ રહેલો હતો. આથી જેઓએ કે એ બીના વીષેની ખબર સીકંદરને પહોંચાડી હતી તેઓબી તેની સામે સાક્ષી પુરવાને હાલ તો આપોઆપજ બાહેર પડી ચુકયા હતા; તેઓએ તેના મહોડાપરજ સરવે કોઇની ખાતરી કરી આપી હતી કે, એ વાત સદંતરજ સાચી છે અને તેનાં તે કામમાં જેઓ કે શામેલ હતા તેઓનેબી ઉઘાડા પાડી

આપયા હતા; કારણ એ જે, એ ફીલો તસ ખુદ પોતેબી તે વીષે એક વેળાએ એમ એકરાર તો કરેલોજ હતો કે, પા દશાહના જાન સામે કાંઇક માંચડો રચા યલો છે તે વાત મેં પણ પોતે સાંભળેલી છે. હવે જોકે તે સરદાર સીકંદરના તંબુમાં દરરોજ જઇને બે વખત તે પાદશાહની પોતે મોલાકાત લેતો રહેતો હતો અને હાજરી આપતો હતો તોબી આ વાતની તો તેણે તેને કશીબી ચેતવણી આપેલીજ નહી હતી. આથી પેલો આરોપ તો તેનાપર અને તેના લગતા વળગતાઓ ઉપર આખેરે ચોકસ રીતે સાબેતજ થઇ ચુકયો હતો કે જે તપાસ વીષેનો દરોબસ્ત અહવાલ કરસીયુસ (૬–૨૫ થી ૪૪) તથા દાયોદોરસ વટીક પોતપોતાનાં દફતરો (૧૭–૭૯) માં આપણી જાણ સારૂ મેલી ગયલા છે. આથી પેલા મકદુનીઅન સેપાહો એકદમજ ઉસ્કેરાઇ જઇને એ ફીલોતસ તથા તેના સ્નેહીઓને પોતાના ભાલાઓથી ત્યાં ને ત્યાંજ એકદમ વીંધી નાખતા ચાલ્યા હતા; એટલુંજ નહીં, પરંતુ તેઓને અત્યંત વવાનવાને વટીક પોતે મંડી ગયા હતા. આવી નીરદય સેતમગુજારી પેલા ફીલોતસ ઉપર જે ગુજારવામાં આવી હતી તે વીષે એક હરફબી આરીઅન તો આપણને જણાવી જતોજ નથી; પરંતુ તે વીષેની ખાતેરખાહીભરેલી ઘણીએક પુરવારીઓ જસ્તીન (૧૨–૫), દાયોદોરસ (૧૭–૮૦), કરસીયુસ (૬–૪૨ થી ૪૩) તથા પલુતારક (સીકંદરનો વરૂતાંત, આવી ૪૯ માં) આપણી સનમુખ અદયપી પોતપોતાનાં ગ્રંથોમાં ધરી ગયલાજ દીસે છે. આવીજ ઘાતકી ચાલ એપીઅન કહે છે જે, (જુઓ, તેના "પુયુનીકા" ને પા૦ ૧૧૧ મે) એક વેળાએ કારથેજની રાજદવારી મંડળીએ (સેનેટ) હેસદરૂબાલ સાથે પણ ચલાવી હતી અને તે વકતાને તેઓએ પણ એમજ વવાની વવાનીને મારી નખાવયો હતો; તો જોકે તેના કુટુંબપરીવારવાળા સાહેબો જેવા કે એજ હેસદરૂબાલ અને હેનીબાલ તથા હેમીલકર અને બોમીલકર તો કારથેજની ભુમીના એક નોક જેવાજ પહેલવાનો તથા "ખેદમતગારે દેહેરી ના" માને જુના કારભારીઓમાંજ ખપતા હતા.

વળી સીકંદરે પોતાના એક ખાસ એપીઆ નામે પોલીદેમસને પારમેનીઓ તથા બીજા મીદીઆમાં પડેલા સરદારો જેવા કે સીતાલસીસ, મીનીદાસ તથા કલીઆનદર પરબી ખતો પહોચાડવા સારૂ તરતજ રવાના કરી આપયો હતો કે જેમાં પેલા બીજા સરદારોને તેણે એમ હોકમ ફરમાવેલો હતો કે તમારે પારમેનીઓને તો તરતજ પદભરષ્ટ કરી તેની કનેથી સરદારી તમારા હસ્તકમાંજ હવેથી કરી લેવી પડશે. તે બીચારા વૃદ્ધ વયે પહોંચી ગયલા સરદાર પારમેનીઓને તો પેલા મજકુર સરદારોએ ધારયા મેળે સીકંદરની પસગવત સલાહથી તરતજ ઠાર કરી નાંખયો હતો, તો જોકે તેતો પ્રથમ ધરથીજ સીકંદરના એક જમણા હાથ જેવોજ ગણાતો આવેલો હતો; એટલુંજ નહીં, પરંતુ તેના બાપ ફીલકુસની પણ સારી સેવા અસલ ધરથીજ પોતે કરતો રહેલો હતો. તે સરદાર લશકરનો પણ ઘણોજ માનીતો થઇ પડેલો હતો; તેથી સીકંદર મનસે એમ બીહવા લાગયો હતો કે, મેં તેના છોકરાને બેઇઝઝત કરીને આમ જે વવાની વવાનીને મારી નખાવયો છે તેથી તેનો કીનો તે મારા ઉપર કોઇ કાળે પણ લેયા વીના તો છોડશેજ નહીં; માટે મારી સલામતી સારૂ બેહતરતો એજ છે જે, મારા મજકુર સરદારોને હાથેજ અતયારથીજ તેનો કાંટોજ હું કહડાવી નાંખું. આવા આવા ખોટા ખીઆલોથી તેની આગલી પાછલી ઉતમ સેવાઓને ભુલી જઇને સીકંદરે તેની સાથે જે આવી નાલાયક ચાલ ચલાવી હતી અને બેરહમ રીતે આખરે તેની સાથે જે વરતયો હતો તેપરથીજ તેનો ઘાતકી અને નીરદય સ્વભાવ સ્પષટ રીતે સાબેત થઇ શકે તેવોજ છે; કેમકે, બુલંદ એકબાલને લીધે પયદરપય જે ફતેહા તેને મળતી ચાલી હતી તેથી તો તે મનસે એમજ સમજતો બેઠો હતો કે, હું તો કોઇ દેવતાઇ પુરૂષનોજ બેટો થાઉં છું. આથી તે મસ્તાનો અને પેલા જેવોજ હવેથી બની રહેલો

હતો; જેથી તે તાજદારે પોતાના બીજા સરદારો જેવા કે કલાઇતસ, કે કેલીસથી નીસ અને એમીનતસનાં જાનો ઉપરથી એવીજ તરાપો વારંવાર મારી દેખ ડાવી હતી કે જે વીષેનો દરોબસ્ત અ હવાલ હવે પછી વાંચવામાં આવશે. વળી અતયાર સુધી જેવી નામાંકીત ફ તેહો એ તાજદારે મેળવી હતી તેમાં મુખય હાથ તો એ મજકુર પારમેનીઓ નો ખુદ પોતાનોજ હતો કે જે વાતને તો તે સરદાર હવેથી ગોયા વીસરજનજ કરી બેઠો હતો. વળી આવો એક દેલાવર અને હીંમતવાન બાપના શેહજોર બેટાને એક અનીતીમાન સ્ત્રીના જુઠા સોગંદ ઉપરથી ફસાવી તેની સામે નવાનવા શા હેદો ઉભા કરવામાંથી સીકંદરે કાંઇ ઝા ઝું ડહાપણ વાપરયુંજ ન હતું; કેમકે, હરેક પાદશાહને રાજી રાખવા પોતાના સ્વારથો સારૂ ઘણુઓ જુઠા સોગંદો ખા વાનેતરતજ બાહેર નીકલી પડે છે, તેપરથી તેને કાંઇક લક્ષ પહોંચાડવું લાઝેમ અ ને સઝાવારજ હતું; પરંતુ તેને તો એ બંને બાપ દીકરાઓને પોતાની માંહેલે પેટેની કાંઇક અમસ્થી બીહીક અને હસદ ને લીધે હારજ કરાવી નાખવાની હતી તે થી તેઓના બચાવ વીષેની બાબતોપર લક્ષ ન આપતાં તે બીચારાઓનાં ગેર લાયક રીતે વગર ઇનસાફે ખુનોજ કરા વી નાખયાં હતાં.

**એનદરોમીનીસના બેટા એમીનતસ તથા તેના પોલીમો, એતાલસ અને સીમીઆસ નામના બેરાદરો સાથેબી સીકંદરે હવેથી ચલાવેલી માઠી વરતણુંકો.**

જેમ એક વેરભાવી માનવી પોતાના કોઇક દુશમન ઉપર ફાવી ગ યાથી બીજા શત્રુઓ ઉપરબી પોતાના છુપા કીના લેવાને તઇયાર થઇ પડે છે; જેમ એક ચીત્તો વાઘ એક માણુસનું લોહી ચાખયાથી તે વહશી જાનવ ર આખરે આદમખોર બની જાય છે; જેમ એક મલંગ કુશ્તીનાં દાવપેચોમાં પોતાના કોઇક હમનબરદ ઉપર જીત મેળવી જાય છે તો બીજા તાલીમબા ઝોનેબી પોતાની સાથે કુશ્તીના અખા ડામાં ઉતરવાની બાંગે બુલંદથી માંગ ણીઓ કરતો ચાલ્યો જાય છે; જેમ એક જીતપર આવેલો જુગારી પોતાના પાસા ઉપર મુશ્તાક રહીને સબ ગુલ જીતું એવા બુમબરાડા પાડવાને મંડી જાય છે; તેમજ કોઇબી ખુનપર આવે લો શખસ એક ખુન કર્યા બાદ બી જાં ખુનો કરવાપર પોતે તતકાળ ઉ સ્કેરાઇ રહે છે; તેવોજ હાલ પારમેની ઓ તથા ફીલોતસનાં ખુનો કરાવ્યાં બાદ સીકંદરનો પણ થઇ પડયો હતો અને તે પોતે જાણે હઝારો વરસોની ઝેનદેગાની લાવ્યો હોય તેમજ જરાગી શક ઉપરથી બીજાઓનોબી કાંટો કહડાવી નાંખવાના હવાઇ ખીઆલમાં પોતે તો રમતોજ બેઠો હતો. કહે છે કે આ મજકુર એમીનતસ અને તેના મજકુર બેરાદરો પણ ફીલોતસના અતલગના દોસ્તો હોવાથી સીકંદરને એવો ભ્રાંત ગયો હતો કે, તેઓબી મને મારી ન ખાવવાના પ્રપંચોમાં શામેલ હતા. એ શક એ તાજદારને એમ ઉતપંન થયો હતો કે, જ્યારે ફીલોતસ પકડાઇ ગયો ત્યારે અનદરોમીનીસનો પોલીમો નામનો એક બેટો બીહીકનો માર્યો પો તે એકાએક નહાસી જઇને સીકંદરના કોઇક દુશમનોને આશ્રે જઇને ભરાઇ બેઠો હતો; પરંતુ આ આરોપમાંથી મોકલા થવા સારૂ પોતાની તપાસ ચ લાવવા માટે એમીનતસ તથા એતાલસ અને સીમીઅસ તો ત્યાં હાજરજ રહે લા હતા. પેલા વડા ભાઇ એમીનતસે તો પોતાની ફસાહતભરેલી ઝબાનથી એવી બહાદુરીથી પોતાનો બચાવ કરવા માંડયો હતો કે તેને તો પેલા મકદુનીઅન નયાયાધીશોએ તરતજ બેગુનાહ ઠે રવીને છોડીજ મેલ્યો હતો. તેમજ તે ના પેલા બીજા બે ભાઇઓબી નીરદોષ થઇ ચુકેલા હોવાથી તેઓનેબી છોડીજ દેવામાં આવયા હતા. જયારે કોર્ટ દર બારના ચુકાદાથી પેલો વડો ભાઇ એ મીનતસ છુટીજ ગયો તયારે તેણે પોતા ના ભાઇ પોલીમોનેબી સીકંદરની સન મુખ લાવીને ઉભો કરવા સારૂ તેની ક નેથી પોતે મેહતલ માંગી લીધી હતી.

આ પરવાનગી પેલા મકદુનીઅનોએ તેને આપેલી હોવાથી તેતો એકજ દીવમાં પોતાના તે ભાઇને લાવીને સીકંદરને તરતજ સ્વાધીન કરી દીધો હતો. આથી તેનું નીરદોષપણું હવે બેવડી રીતે સાબેત થઇ ચુકયું હતું, એમ સરવે કોઇની ખાતેર જમા થતી ચાલી હતી. એ એમીનતસની ચાલેલી તપાસ વીષેનો પણ તફસીલવાર અહવાલ કરસીયુસ આપણને આપી ગયલો છે. (જુઓ, તેની ચો૦ ૭-૬ અને ૩૨) તયાર બાદ થોડુંકમાંજ તે સરદાર જયારે કોઇએક કસ્બા ઉપર પોતાનાં રાજય તરફથી ઘેરો ઘાલી પડેલો હતો તયારે દુશમનોનાં લશકરમાંથી એક તીર તેને ઘણો જોશમાં લાગી ગયો હતો જેથી તેનું તતકાળ મરૂતયુજ નીપજી પડયું હતું. આથી પેલી તપાસમાંથી સહીસલામત રીતે છુટી ગયા બાદ તે બીચારો પોતાની હયાતી લાંબી મુદત સુધીતો કાંઇ પોતે ભોગવી શકયોજ ન હતો. એટલુંજ કે બીન શકે માનપાનથીજ હવે તે ગોયા મરણ પામી ચુકયો હતો એમ લોકો પીછાનતા રહેલા હતા.

હવેથી સીકંદરે પોતાનાં લશકરમાં કાંઇક જબરા ફેરફારો કરવા માંડયા હતા. તેણે જોયું જે મારી અતલગની ઘોડેસ્વાર રીજમીટ ઘણી બોહોળી થઇ પડેલી હોવાથી એકજ સરદારના હાથમાં તેને સોંપી રાખવી તેમાં મને લાભકારક જેવાં ચીનહો તો કાંઇ દીસી શકતાંજ નથી, કારણ એ જે તેથી આપણાં લશકરનું સઘળું બળ એકસરખી રીતે તો કાંઇ સચવાઇ શકતુંજ નથી. તે ફોજ લોકોમાં પોતાની બહાદુરી અને હીંમત સારૂ સારીકાની મશહુર થઇ ચુકેલી હતી તેથી તેને તેણે બે વીભાગોમાં વહેંચી નાખી હતી. એક બ્રીગેડની સરદારી તેણે એમીનતોરના બેટા હીફાઇસ્તીઓનના અને બીજી પલટનની સરદારી દરોપીદસના બેટા કલાઇતસના સ્વાધીન હેઠળ હવેથી તેણે સોંપી આપી હતી. વળી જે લશકરી ટુકડી કે પારસીઓના નાકના બાલ જેવીજ ગણાતી હતી અને તેનાં મરણ સારૂ ઘણીજ દીલસોઝી પોતે ધરાવતી હતી તેનીબી તેણે એક નોખી ટુકડી હાલ તરત તો પોતે બનાવી રાખી હતી કે જે ટુકડી પાછળથી તેની ફોજમાં ઘણીજ બહાદુર અને નામચીન નીકળી પડી હતી એમ જસ્તીન (૧૨-૫); દાયોદોરસ (૧૭-૮૦) અને કરસીયુસ (૭-૨૦) આપણને ખુલ્લી રીતે જણાવી ગયલા છે. તયારબાદ એ દરંગીઆનાનાં દેશાવરોની છેક દક્ષીણે ગેદરોસીઆના મુલકની સરહદ આગલ આરીઆસપીઆન ( આરીય-અસ્પ ) નામનો ટોળો જે વસતો હતો તેઓની ભુમીમાં એ તાજદાર દાખેલ થઇ ચુકયો હતો. આગળ કયા પ્રમાણે મહાતમા કુરૂશ જયારે સીથીઆના મુલક ઉપર સવારી લઇ ગયો હતો તયારે તે લોકોએ તેની અડીભીડીને વખતે જે કીમતી સેવા પારસી ફોજની કરી દેખડાવી હતી; તેના નતીજામાં આપણા તે આલમગીર પાદશાહે તેઓને પાછળથી યુરગતાઇ યાને મુરબ્બી એવો એલકાબ એનાયત કરી દીધો હતો અને મજકુર એલકાબથીજ તયારબાદ તે ટોળો સરવે કોઇમાં જાણીતો પણ થઇ પડેલો હતો. તેજ મુલકમાંથી વળી ઇતીમાનદલર યાને હેલમંદ નદી પણ પસાર થઇ જતી હતી, જેને તે લોકો આરીયાસપીઆન નામ હેઠળજ પોતે પીછાનયા જતા હતા. ( જુઓ કરસીયુસ ૭-૧૧ તથા દામોદોરસ ૧૭-૮૧.) તે લોકોના વડીલોએ પારસીઓના નીઆએગાનો સાથે આવી નેકી જે આગળ કરી દેખાડાવેલી હતી, તેથી સીકંદર પોતેબી બહુજ મગન થઇ પડયો હતો અને તેઓનું છુટાપણું તેઓને પોતે બખશયું એટલુંજ નહી, પરંતુ તેઓની મરજી મુજબ આસપાસના કેટલાએક મુલકોબી તેઓના સ્વાધીન હેઠળજ કરાવી આપયા હતા; લયકીન તે લોકો તો ઘણાંજ સંતોષી હોવાથી તે તાજદાર કનેથી ઘણા મુલકો તો કાંઇ પોતે માંગી લીધાંજ નોહતા, બલકે પોતાની સરહદ આગળની ભુમીઓથીજ તેઓ રાજી થઇને સંતોષ પામી બેઠા હતા. વળી તે લોકોના રાજદવારી કાયદા કાનુનોબી તેઓના પારપડોસીઓ સાથે સરખાવતાં યવન

લોકોની શહરસમો સાથે અકસર કરીને એકમળતાજ આવતા હતા, તેથી તો સીકંદર તેઓપર વધારેજ મોહીત થઈ પડયો હતો. ત્યાંજ તેણે સુરયનારાયણ યાને એપાલો દેવતાની પાછી ભકતી કરવા માંડી હતી અને પેલા ફીલોતસ સાથે પોતાનો એક વીશ્વાસુ અને અતલગનો બોડીગાર્ડ સેપાહ બચચો નામે દેમીત્રીઅસ જે શામેલ હતો તેનેબી પોતે પછી પકડાવી મંગાવયો હતો અને તેનો ઓધો પોતે લેગુસના બેટા પતોલેમીના સ્વાધીન હેઠળ કરી નાંખયો હતો. એ મજકુર ગેદરોસીઆનાં મુલકને અરવાચીન કાળમાં બલોચીસ્તાનનો દેશ કરીને આપણે કહીએ છીએ અને તે મુલક ઇરાનની શેહેનશાહતના છેક અસલી ઝમાનાથી અગની કોણ તરફની સરહદ આગળના પ્રાંત તરીકેજ ગણાતો આવેલો હતો, એમ કદીમ યવન ગ્રંથકારો આપણને સાફ જાણાવી ગયલા છે.

**સીકંદર હવેથી હીંદુકુશનો પહાડ કુદાવીને આપણાં હીન્દનાં મુલકમાં પોતે દાખલ થઈ ચુકયો હતો.**

જેમ ઇટાલી દેશના પાયતખત શેહેર રોમને પોતાના તાબા હેઠળ કરી લેવાના હેતુથી ભર શીયાળાની મોસમમાં લોકોની અત્યંત અજાયબીઓ વચે બોનાપાર્ટ જેવો શુરવીર પેહેલવાન આલપસનો બુલંદ પહાડ ગઇ સદીની લગભગ શુરૂઆતમાં પોતે હાથે જાતે કુદાવી ગયો હતો, જેમ કારથેજીનીઅન બહાદુર સરદાર હેનીબાલ રોમ ઉપર સ્વારી લઇ જતી વેળાએ પુરાતન કાળમાં તે પહાડ ઉપરથી તે શહેર ઉપર એકાએક ઉતરી પડયો હતો; તેમજ સીકંદર પણ બીસસનો દુંબાલો છેક બાખત્રીઆ વેર જઇને પકડવાના હેતુથી હીંદુકુશનો પહાડ હવેથી પોતે જાતે ઓળંગવા યાને પસાર કરવાને મંડી ગયો હતો. તે કુચની વેળા વાટમાં તેણે વળી દરાંગીઆનો, ગેદરોસીઆનો તથા આરાચોતીઅનોને પણ પોતાના તાબા હેઠળ કરી લીધા હતા અને મીનોન નામના કોઇ એક ગ્રીક ઉમરાવને ત્યાંનો શાહત્રાબ પોતે બનાવી રાખયો હતો અને તયાંજ વળી કહે છે જે તેણે એલેકઝાનડરીઆ નામનું એક બીજું નવું શેહેર પણ પોતે વસાવયું હતું, જેને હાલ ઝમાનામાં ખંધારનાં નામ હેઠળ આપણે પીછાનયે છીએ અને જ્યાં કે "હરા" નામનો એક પવીત્ર પહાડબી આવેલો છે. વળી તેજ આરાચીતીઅનોની પડોસમાં જે હીંદુ લોકો કે વસતા હતા તેઓનીબી કેટલીએક વરણોને મહા મુશકેલીથી ઘણા ઉંડા બરફના ઢગલાઓમાંથી પસાર થતો ચાલી જઇને પોતાના આશ્રા હેઠળ લેતો ચાલયોજ ગયો હતો; પરંતુ તે કુચની વેળા તેના સીપાહીઓને ખોરાકી વીના અતયંત હાડમારી વાટમાં ખમવી અને ભોગવવી પડી હતી. એટલામાં તેના સાંભળવામાં એમ આવયું હતું કે પેલા અરાયન યાને હેરાતના લોકો ફરીને એક મોટું હુલડ મારી સામે ઉઠાવી પડેલા છે; કારણ કે બીસસ તરફથી કુમક મળી ગયાથી સતીબરનીસ પોતાની સાથે બે હઝાર ઘોડેસવારો લઇને તેઓનાં દેશાવરો ઉપર પોતે ધસારો લઇ ગયો હતો; માટે તેની સામે થવા અને પેલા હેરાતી લોકો ઉપર હુમલો લઇ જવા સારૂ તેણે આરતાબેજુસ જેવા એક પારસી ઉમરાવની સાથે ઇરીગાઇયુસ તથા કારાનુસ જેવા પોતાના બે ખાસ સરદારોને આપીને તરતજ તે ભુમી તરફ રવાના કરી આપયો હતો અને તે હુમલાની વેળા તેઓને મદદ આપવા સારૂ પોતાના પારથીઆના હાકેમ ફરાતાફરનીસપરબી તે હોકમ મોકલાવી ચુકયો હતો. આથી ઇરીગાઇયુસ અને કારાનુસની ફોજો સાથે સતીબરજીનીસને પોતાને જબરી લડાઇમાં ઉતરવું પડયું હતું, જેમાં પેલા પારસી સરદારની ફોજ જરાબી પેલા યવન સરદારોને મચક આપવા લાગીજ નોહતી. એમ કરતાં જયારે ઇરીગાઇયુસ સાથે પેલો પારસી સેપાહ બચચો ખુદ આમણસામણની હાથ ચાલાકીઓમાં પોતે ઉતરી પડયો તયારે તેના મહોડાં ઉપર પેલા યવન સરદારે પોતાનો ભાલો ચલાવી દીધો હતો; જેથી સતીબરજાનીસનું તો તરતજ મરણ નીપજી પડયું હતું. આથી તેની ફોજ ઝડપમાંજ બારેવાટ થઇ જઇને યાહોમ નહાસ

ભાગમાંજ પડી ગઇ હતી. (જુઓ, દા યોદોરસ ૧૭–૮૩) કરસીયુસ તો આ જંગલ વીષેનો રસાકસ ભરેલો ચીતાર વળી પોતાના ગ્રંથમાં આપી જાય છે. (જુઓ, તેની ચો૦ ૭–૧૯.) એ અરસામાં સીકંદર ખુદ પોતે તો પોતાની ફોજને કુહેકાફના પહાડો ભણી કુચ કરાવતો ચાલુ રહેલો હતો. તયાંબી જઇને તેણે એલેકઝાનડરીઆઇ નામનું એક બીજું પણ નવું શેહેર વસાવયું હતું કે જે શેહેર કાબુલની ઇશાન કોણે પચીસ માઇલને છેટે હાલ ઝમાનાના બીઘરામ નામના શેહેરની ભુમીની અડોઅડ કદાચને કેથે આવેલું હશે એમ અટકળી શકાય છે. તે શેહેરનો પાયો નાખતી વેળા તેણે પોતાના ખાસ દેવતાઓ સારૂ ધારા મુજબ પોતે કુરબાની અને જશનો કરાવીને તેનું વાસ મુહુરત કીધું હતું અને તયાં પ્રોઇક્ષીસ (કદાચને એ નામ પોરોસસ્પ યાને પોરોક્ષસપીસ કરીને હશે, જેને એરીઅન આ મુજબ પોતે ભ્રષ્ટ કરી ગયલો લાગે છે,) નામના કોઇએક પારસી ઉમરાવને હાકેમી આપી તેની સાહેતામાં સોતાઇરૂસના બેટા નાઇલાક્ષીનુસ જેવા પોતાના એક ખાસ નોકરને લશ્કરની એક ટુકડી સીધે રહેવા દીધો હતો અને પછી પોતે તો પેલો કુહેકાફનો પહાડ ઓળંગાવી જઇને આગળજ વધતો ચાલ્યો હતો. જે મોટી પહાડી લંગાડને આપણે હાલ ઝમાનામાં કુહેકાફનાં પહાડનાં નામ હેઠળ પીછાન્યે છીએ તે કાંઇ સીકંદરનો હાલમાં ઓળંગાવેલો પહાડ તો હોવોજ ન જોઇએ; પરંતુ તે તો પારાપામીસસનોજ પહાડ હતો કે જેને હાલ ઝમાનામાં આપણે હીંદુકુશ યાને હીંદુસ્તાનના કોહેકાફનો પહાડ એવા તખલ્લુસ હેઠળ પીછાનયે છીએ. એ પહાડ ઓળંગાવી જતી વેળા તેની ફોજને શું શું વેદના અને હાડમારીઓ ખમવી પડી હતી તે વીષેનો તફસીલવાર અહવાલ કરસીયુસ પોતાના પુસ્તકમાં આપી ગયો છે. (જુઓ, તેની ચો૦ ૭–૧૨ થી ૧૪.)

આરીસ્તાબયુલશ આપણને એમ જણાવી ગયો છે કે, એશીઆ ખંડના બીજા સરવે બુલંદ પહાડો માફક એ હીંદુકુશનો પહાડબી ઘણાંજ ઉંચા પરવતમાં ખપે છે અને ત્યાં લીલોતરી તો ઘણું કરીને જોવામાં કાંઇ આવતીજ નથી. અકસર કરીને તે પહાડ ઓળંગાવી જતી વેળા જે રસ્તો સીકંદરે કે હાલમાં અખતયાર કરયો હતો ત્યાં તો ઝાડનું એક પાંદડું પણ ઉગી શકતુંજ નોહતું. વળી તે પહાડી લંગાડ એટલી તો ચતરાઇ રહેલી હતી કે સાલીસીઆ અને પામફીલીઆનાં પ્રાંતોની સરહદ તરીકે તોરસનો પહાડ જે ગણાતો આવેલો હતો તેનીબી કહે છે જે, ઉતપત્તી તેમાંથીજ થતી હતી, તેમજ આસપાસનાં બીજા મોટા પહાડોની શાખાઓ પણ તેમાંથીજ જનમ પામી ચુકેલીઓ હતી; પરંતુ તેઓ જે જે દેશાવરો ભણી નીકળી ચાલી હતી તે ભુમીઓનાં નામો ઉપરથી તેઓને જુદાં જુદાં નામો હેઠળ લોકો પછી પીછાનવાને લાગી ગયા હતા. આગળ ચાલતાં મજકુર આરીસ્તાબયુલશ એમ પણ વરણવી જાય છે કે, હીંદુકુશની તે પહાડી લંગાડ ઉપર તેરીબીનથ (તરપીનતાઇન) તથા સીલફીયુમ (હીંગ) ના દરખતો સેવાય બીજા કોઇબી જાતના ઝાડો ઉગી શકતાંજ ન હતા, તોબી ત્યાં માણસોની વસ્તી તો સારીકાની જોવામાં આવતી હતી અને ઘણાએક તેઓના ગાય ગોસ્પનદોને તો સારો જેવોજ ચારો ત્યાંથી મળી શકતો હતો; કારણ એ જે બકરાઓ તો જયાંબી સીલફીયુમ (હીંગ) ના ઝાડો ઉગતા હોય તે તરફ પોતે ખુશીથી દોડી જતાં હતા અને તે જાતના ઝાડોનો સોડમ તેઓના નાકમાં જતાંનેજ વાર તે ઝાડ ગમે તેટલાંબી છેટે આવેલાં હોય, તોબી તે તરફ દોડી જઇને તેના ફુલો તેઓ ઝડપમાંજ ખાવાને મંડી જતાં હતા તથા તેનાં મુળયાંઓનેબી ઝમીનમાંથી ઉખેડી કહાડીને તેઓ ખાઇ જતા હતા. એ તરપીનતાઇનના ઝાડને આપણા ઝાડપાનના જાણનાર વીદ્યારથીઓ તો લેટીન ભાષામાં અદયપી પીસ્તાસીયા–તેરીબીનથુસનાં નામ હેઠળ પોતે પીછાનયા જાય છે. તે ઝાડપાન ત્રીસથી તે પાંત્રીસ ફીટ જેટલું ઉંચું ઉગી શકે

છે અને તેમાંથી તરપીનતાઇનને પછી કાપ મેલીને કહાડી લેવામાં આવે છે; કેમકે, તેનો રસ ભરવા ચોપડવામાં ઘણોજ ગુણગારો ગણાય છે. વળી એ સીલફીયુમ યાને લેસરપીતીયુમના ઝાડો બે જાતના આવે છેઃ– એકને લોકો સીરીનાયેક અને બીજાને તેઓ ઇરાની એવાં નામ હેઠળ પીછાને છે કે જેને અકસર કરીને હીંગ કરીને પણ આપણે કહીએ છીએ, કે જેનો બોહોળો રોઝગાર ચાલતો હોવાથી એ સીરીનીનાં પ્રાંતવાળાઓ જે જગયા ઉપર તે જાતના ઝાડો બેશુમાર ઉગી નીકળતાં હોય છે, ત્યાંથી પોતાનાં ગારડાંઓને મારીને હઠાડી મેલતા હતા. (જુઓ હીરાદોતસ ૪–૧૬૯; અરસ્તુનો "પલોટસ" ૯૨૫; ઇલીઅનની જાનવરોની તવારીખ, ૧૨–૩૭ તથા પલીનીની ચો૰ ૧૯–૧૫ તથા ચો૰ ૨૨–૪૮ થી ૪૯.) યા તો ત્યાં વાડો ભરી લેતા કે પેલા જાનવરો તેમાં દાખેલ થઇ શકેજ નહીં. થીરા નામનું એક ટાપુ જે અસલમાં સ્પાર્ટન લોકો વસાવી પડ્યા હતા ત્યાંના બાતુસ નામના કોઇએક રહીસે એ સીરીનીનાં શેહેરને અસલમાં વસાવયું હતું એમ પીનદારૂસ (પીનદાર) નામનો એક યવન શાએર પોતાની પીથીઅન નામની એક ચોપડી (૪–૫) માં આપણને જણાવી ગયો છે કે જે વાતને હીરાદોતસ વટીક ટેકો આપી જાય છે. (૪–૧૫૪ અને ૨૦૫.) હાલ ઝમાનામાં એ સીરીનાઇકાનો પ્રાંત ત્રીપોલીના મુલકના એક ભાગ તરીકે ગણાય છે.

આણી ગમથી જ્યારે બીસસને એમ ચોકકસ રીતેજ માલુમ પડી ચુકયું કે, સીકંદર તોમને પકડવાજ માંગે છે અને મારો દુંબાલો તો તે કાંઇ છોડતોજ નથી, ત્યારે તે જેબી પારસીઓનો કે આગળ દરાયશને કેદ પકડવામાં હાથ હતો તેઓને તથા બીજા સાત હઝાર બાખત્રીઅનો અને તેનેસ યાને જકજારતીશ યાને સીરદરીઆ (સહુન) નદી કે જે એરલના સમુદ્રમાં જઇને ખાલી થઇ જાય છે તેની આણી પાર વસતા દાયહીયન લોકોનેબી પોતાની સાથે લઇને સીકંદર પોતાની પછવાડે ધસ્યો નહીંજ આવે તે સારૂ પેલા કુહે–કાફના પહાડની તળેટી આગળના તમામ મુલકો ત્યાંની ખાધખોરાકીઓ સીખે પોતે તો પાયમાલ અને તારાજજ કરતો ચાલ્યો હતો; પરંતુ સીકંદર તો કાંઇ હઠયોજ નહીં અને જોકે બરફ તો ચોતરફ ઘણોજ પડેલો હતો અને ખોરાકીના બી તેને વાંધા થઇ પડયા હતા, તોબી આવી આવી સખતીઓ ખમયા છતાંબી તે તો પોતે આગળનો આગળજ વધયો ગયો હતો. (જુઓ, દાયોદોરસ ૧૭–૮૨.) જયારે બીસસે જોયું કે તે શુરો પેહેલવાન તો લગભગ મારી નઝદીકીમાંજ આવી લાગયો છે; ત્યારે તેણે જહુન નદી ઓળંગાવી જઇને જે બોટો મારફતથી તે નદી તે પસાર કરી ગયો હતો તે સરવે બોટોને તેણે બાળીને ભસ્મ કરાવી નાખી હતી અને પોતે સોગદીઆના મુલકમાં નોતાકા નામે જે એક જગયા આવી હતી ત્યાં નહાસીને તે ભરાઇ બેઠો હતો. એ જહુન નદી યાને દરયાએ–આમુબી એરલનાજ સરોવરમાં હાલમાં તો ખાલી થઇ જાય છે; પરંતુ આગલા ઝમાનામાં તો તે કીઆસપીઅનના સરોવરમાંજ જઇને પડી જતી હતી. ઉપલી એ જહુન નદી અફઘાનેસ્તાન તથા રશીઅનોના મુલકો વચે અરવાચીન કાળમાં તો એક સરહદ તરીકેજ ગણાય છે. તે નદી જેમ–અરીઅન ભુલથી વરણવી જાય છે તેમ હીંદુકુશના પહાડમાંથી તો નહીજ, બલકે બોલરના પહાડોની જે સરહદો કે અફઘાન અને ચીનના મુલકો વચે આવેલી છે ત્યાં આગળથી ઉતપંન થાય છે. વળી બીસસનીજ પુઠ પછવાડે સોગદીઅનો કનેથી ઘોડેસવારોની ટુકડીઓ લઇને સપેનતોમન (સપીતામીનીસ) તથા ઓક્ષીઆરતીસ અને પેલા જકજારતીસ નદી આગળના દાહીઅન લોકોબી નીકળીજ પડયા હતા; કેમકે, જયારે પેલા બાખત્રીઅન સવારોએ જોયું જે બીસસ તો હવેથી નહાસભાગ કરવામાંજ પડી ગયો છે ત્યારે તેનો આશ્રો પડતો નાંખી દઇને પોતપોતાના મુલકો તરફ નીકળી જવાના એરાદાથી ચોતરફ પોતે વીસરજનજ થઇ પડયા હતા; પેલું નોતીકાનું શેહેર કે જયાં બીસસ જઇને હા

લમાં ભરાઇ બેઠો હતો તે શેહેર જયાં
આગળ કે હાલ ઝમાનામાં નકશેહ નામ
નું શેહેર આવેલું છે ત્યાં આગળજ
અસલમાં આવેલું હતું, એમ કેટલાએ
ક નવીશનદાઓ વીચારે છે; પરંતુ
કેટલાએક તો એમ ધારે છે જે, તે શેહેર
કીસચની પડોશમાંજ કેથે આવેલું હતું.

તોબી હવેથી સીકંદર છેક દરાપશાકા
નામનાં શેહેર સુધી તો પોતે પહોંચી ગયો
જ હતો. ત્યાં આવી પોતાનાં લશ્ક
રને જરાક આસાયશ આપીને તે એઓર
નુસ તથા બાકત્રા (બલખ) નાં શેહેરો
ભણી પોતે કુચ કરી ચાલ્યો હતો; કે
મકે, બાખત્રીઆની સરઝમીન ખાતે તે
શેહેરો ગોયા ત્યાંની પાયતખત ભુમી ત
રીકે તે ઝમાનામાં ગણાતાં આવેલાં
જ હતાં. તે બંને શેહેરોને તો તેણે
પોતાના સપરપેહેલાજ અરાબા અને
ઝડાકામાંજ જીતી લીધાં હતાં અને એ
એઓરનુસના કીલ્લામાં તો પોતાના એક
ખાસ નોકર નામે આરચીલેયુસ જે કો
ઇ એક અનદરોકલીસનો બેટો થતો હ
તો તેના તાબા હેઠળ પોતાની એક ગારી
સન ફોજ તે પોતે હાલ તરત તો છોડી
યાને મેલીજ ગયો હતો અને આખા
બાખત્રીઆનાં પ્રાંત ઉપર તેણે આરતા
બેજુસ નામના એક પારસી ઉમરાવનેજ
પોતાનો હાકેમ નેમયો હતો કે જેણે
પેલા સઘળા બાખત્રીઅનોને જલદીથી
પોતાના તાબા હેઠળજ કરી લીધા હતા.
ત્યારબાદ તે ઓક્ષસ નદી ઓળંગાવી ગ
યો હતો; પરંતુ ત્યાં વેર જતાં બાખત્રી
આંના બેયાબાંનો જે વાટમાં તેની ફો
જને મળી ગયા હતા તે વટાવતી વેળા
સીકંદરને ખોરાકી વગેરે બાબતોસર ઘ
ણીજ હાડમારીઓ ખમવી પડી હતી.
(જુઓ કરસીયુસ ૭–૨૦.) અત્યાર સુ
ધી એવી મોટી નદી તેની ફોજને કેથે
બી મળીજ ન હતી તો જો કે હીંદુ
સ્તાનમાં તેથીબી મોટી નદીઓ યવન
લોકોના દીઠામાં પાછળથી તો આવી
ચુકેલીઓજ હતી.

વળી માઝેનદરાનનાં પ્રાંતની નઝ
દીકમાં જે મોટો દરયો આવેલો છે તેમાં
એ ઓક્ષસ (જહુન) નદી ઝડપમાં વે
હતી જઇને આખેરે પોતાનું પાણી ખા
લી કરી નાંખે છે; પરંતુ તે એવી તો
જોશમાં અને તીક્ષણ રીતે વેહેતી ચાલી
જતી હતી અને તેની તળેટીમાં પુષ્કળ
રેતીજ ભરેલી હતી તેથી તે નદી પસા
ર કરી જતી વેળાએ મકદુનીઅન ફોજ
ને ઘણીજ આપદા અને વીપતીઓ ખ
મવી પડી હતી; કારણ એ જે, તેની
પોહોળાઇજ આસરે છ સ્તેદીજ જેટલી
થવા જતી હતી અને તે પોહોળાઇનાં
પ્રમાણ થાને તેની ઉંડાઇ તો તેથીબી ઘ
ણીજ વધારે હરકોઇના દીઠામાં આવતી
હતી. આવી તેની રચના અને કુદરતી
બનાવટને લીધે તેની તળેટીજ રેતાળ
હોવાથી જેબી ઉંડી મેખ કે ખુટો તેમાં
મારવામાં આવતો તે પેલી નદીના પ્ર
વાહોની ઝડપી ચાલને લીધે બુનબેખથી
જ ઉખડી જતો હતો; તેમજ વળી તે
નાપર પુલ પણ નખાઇ શકે તેમજ નહી
હતું; કેમકે, તેની આસપાસનાં દેશાવરો
ખાતેથીજ લાકડું સેહેલાઇથી મળી શકતું
જ નહીં અને દુરદરાઝ વેર જગયાપર
થી તે જણસને લાવતાં તો વીલંબ ઘ
ણોજ નીકળી જાય તેવું હતું. અવારન
વાર થતાં તે તરફ એવાં રેતાલ
તોફાનોને અરબો હબુબ એ
વાં નામ હેઠળ પીછાની જાય છે. આથી
સીકંદરે જે ચામડાંઓથી તેનાં લશ
કરના તંબુઓને ઢાંકી લેવામાં આ
વતા હતા તે સઘળાં એકઠાં
કરાવી તેમાં સુકું ઘાસ પુર જો
શથી ટાઇટ ભરાવી લઇને તેઓને પુથા
આગળથી એવી તો મજબુત રીતે સીવ
ડાવી લીધાં હતાં કે, તેઓમાંથી પાણી
કેવળે અંદર જઇ શકેજ નહીં. (જુઓ,
જેનોફનની એનાબાસીસ ૧–૫ ને ૧૦.)
એમજ નદીઓને પસાર કરી જવાની
યુકતી હજુબી કેથે કેથે જોવામાં આવે
છે, એમ સર હેનરી લેયર્ડ આપણી
ખાતેરજમા કરી આપી જાય છે. આમ
જ્યારે પેલાં ચામડાંઓને ભરી સીવી લઇને
એકમેક સાથેજ ટાંકા મારી લીધા ત્યારે
પાંચ દીવસમાં પેલાં આખાં લશકરને
પેલી નદીની આરપાર લઇ જઇ શકાય તેવો
સંજોગ થઇ પડયો હતો; પરંતુ તે નદીને
ઓળંગવા આગમચ તો તેણે જુના અ
ને બુઢા ખખ થઇ ગયલા પોતાના મક

દુનીઅન સીપાહીઓ તથા પોતપોતાની રાજીખુશીથી જેબી થેસીલીઅનો કે તેની ફોજમાં જોડાઇજ ગયા હતા તેઓને તેઓનાં દેશાવરો ખાતેજ ચહડાવી દીધા હતા. ત્યાર બાદ તેણે પોતાના એક ખાસ નોકર નામે સ્તેસેનોરને હેરાતની ભુમી ખાતે મોકલાવી આપયો હતો; કેમકે, તેની એમ ખાતરી થઇ ચુકી હતી કે અરસામીસ નામના જે પારસી સુબાને ત્યાંના મરઝબાન તરીકે આગળ મેં જે નેમી આપયો હતો તે હાલ તો બેવફા નીવડી પડેલો છે, માટે તેને પકડીને મારી સનમુખ મોકલાવી આપી તેની જગયા તેણે પોતેજ હવેથી લઇ લેવી એમ તેણે હોકમ ફરમાવયો હતો. ત્યારબાદ તે પોતે જહુન નદી ઓળંગાવી જઇને જયાં બીસસ પોતાની ફોજ સીખે પડેલો હતો તે તરફ ઝડપમાંજ નીકળી ચાલ્યો હતો; એટલામાં સપીતામીનીસ તથા દેતાફરનીસ તરફથી કેટલાએક એલચીઓ ત્યાં આવી પહોંચયા, કે જેઓ સીકંદરને એમ કહેવા લાગયા હતા કે, તમો સાહેબ કોઇ એક બાહોશ સરદારની દેખરેખ હેઠળ જો થોડાકજ સીપાહીઓને અમારી સાહેતામાં મોકલી આપશો તો અમો બીસસને પકડી લઇને તમને સ્વાધીન કરી દેવાને હાજરજ બેઠેલા છીએ; તો જોકે અમોએ સારી કાની દેખરેખ તો તેનાપર રાખેલીજ છે અને તેને ઝનજીર (સાંકળ) માં જકડી લીધા વીના હાલ તરત તો એક નઝર કેદી તરીકેજ છુટો રહેવા દીધેલો છે. જયારે આ વાત સીકંદરના સાંભળવામાં આવી ત્યારે પેલી ઝડપની કુચ છોડી દઇને પોતાની ફોજને જરા વીસામો આપીને કદમ કદમ હવેથી પાછાં પગલાં તેણે ભરવા માંડયાં; તોબી તેણે લેગુસના બેટા પતોલેમીના સ્વાધીન હેઠળ ફીલોતસની આખી બ્રીગેડ, એક હઝાર ઢાલ તરવાર બાંધનાર સીપાહીઓ, સઘળા એગરીઆનીઅન ઘોડેસવારો, પોતાના અરધોઅરધ ભાગ જેટલા તીરઅનદાઝો, ઘોડેસવાર નેજાબરદારો અને પોતાની ખાસ ફોજોની ત્રણ ટુકડીઓ આપીને સપીતામીનીસ અને દેતાફરનીસની કુમકે ઝડપમાં જઇને મળી જવાનો પોતે તેને ખાસ હોકમ આપયો હતો. આથી પેલો પતોલેમી પોતાના પાદશાહી ફરમાન મુજબ તે તરફ નીકળી ચાલ્યો. અને દશ દીવસ જેટલી મંજલને ફકત ચાર દીવસમાં પસાર કરી જઇને પેલા મજકુર પારસી સુબા જયાં છાવણી નાંખી પડેલા હતા તેની છેક નઝદીકીમાંજ પોતે જઇને ઉભો રહયો હતો.

**બીસસનું પકડાઈ જવું—સોગદીઆનાનાં મુલક ઉપર સીકંદરે હવેથી કરેલ સવારી.**

જયારે પેલો યવન સરદાર પેલા પારસી સુબાઓની છાવણીની નઝદીકીમાં આવી પહોંચયો ત્યારે બીસસને એકદમ પકડી આપીને તેને ફસાવવાના એરાદા વીષે જરા પોતે ઘચુપચુ મતનાજ થઇ પડેલા તેના જાણવામાં આવયા હતા; કેમકે, આવું ગેરમોનાસેબ પગલું પોતાનાજ મળતા સાથે ભરવું તે બીનાને તેઓ શરમભરેલી વરતણુંક તરીકે હવેથી સમજવા લાગયા હતા;—કારણ એ જે તેઓ તેને દરાયશનાં ખુન સારૂ પોતે તો કદાચને ધીકારતાજ રહેલા હશે તો ખરાજ; પરંતુ તેને પોતાના દેશાભીમાન ખાતેર મજબુત મન રાખી સીકંદરને પાછો પોતાના મુલકમાંથી હાંકી કહાડવાના જે પ્રયતનો કરવા માંડયા હીતા તેમાં તે તો વાજબીજ હતો એવા ખીઆલ હેઠળ પોતે હાલતરત તો પડી ગયલાજ હતા—આથી લેગુસનો બેટો પતોલેમી પોતાની ઘોડેસવાર ફોજને લઇને જે કસ્બા ખાતે બીસસ પોતાના કેટલાએક સેપાહોને લઇને પડેલો હતો તે ગામડાં તરફ શેતાબીથી પોતેજ જઇ પહોંચયો અને પોતાની પયદલ સીપાહીઓની ફોજને પોતાની પછવાડેજ પડતી નાંખી તેને આહીનમાં ગોઠવાઇને પછી નીકળી આવવા તે હોકમ આપી ગયો હતો; પરંતુ જયારે તે ગામડાં આગળ પેલો યવન સરદાર આવી લાગયો, ત્યારે મજકુર કારણોને લીધે બીચારા બીસસને એમ દગાફટકાથી ફસાવી દેવો તે ગુનાહનું કામ છે, એમ ચેતી જઇને પેલો સપીતામીનીસ અને તેના સ્ને

હીઓ કુથે ત્યાંથી વીસરજનજ થઇ ગ
ગલા તેની જાણમાં આવી ચુકયા હતા.
આથી પેલું ગામડું કે જેને એક દેવાલ
થી ઘેરી રાખવામાં આવેલું હતું અને
જેમાં કેટલાએક દરવાઝાઓ વટીક મેલે
લા હતા તેને ચોતરફથી પોતે પોતાની
ઘોડેસવાર ફોજથી પેલા લેગુસના બેટાએ
ઘેરી લેવાનો હોકમ કરયો હતો. ત્યાર
બાદ ત્યાંના રહીસોમાં પોતે એવો ઢંઢો
રો ફેરવી રાખયો હતો કે તમો લોકો
જો બીસસને મને સ્વાધીનજ કરી દેશો
તો હું તમને કાંઇબી સતાવયા વીના તમા
રૂં શેહેર છોડી જવાની પરવાનગીજ આપી
દઇશ. આથી તે લોકોએ પોતાનાં ગામડાંના
દરવાઝા ખોલ્લા કરી નાખીને પેલા યવ
નસરદારને પોતાના શેહેરમાં દાખેલ કરી
દીધો હતો. આથી બીસસ તો તરતજ તેને
હાથ સપડાઇજ ગયો હતો; પરંતુ તેને
કેવી રીતે કેદ કરીને સીકંદર કને મોક
લી આપવો તે સારૂ પોતાના મુરબ્બીનું
મત પુછાવવા પોતાના એક એપીઆને
તે તરફ તેણે દોડાવીજ મેલ્યો હતો.
આથી તે તાજદારે એવો હોકમ મોકલા
વી આપયો હતો કે તેના ગળામાં લાક
ડાંની એક તોઉક પેહેરાવી નગન હાલત
માંજ બાંધીરૂંધીને મારી કને તમારી ફો
જ જે રસ્તેથી પસાર થાય તેની જમ
ણી બાજુએથી પગે ચલાવતો ચલા
વતોજ મારી સનમુખ લઇ આવવો જો
ઇશે, કે જે હોકમ પેલો યવન સરદાર પ
છી પોતે તરતજ બજાવી લાવયો હતો.

જ્યારે સીકંદરની નઝર પેલા બી
સસ ઉપર પડીજ ચુકી ત્યારે તેણે પો
તાના રથને તરતજ ઉભો રાખયો અને
તેને એમ પુછવાને મંડી ગયો કે,
તેં તારા મુરબ્બી અને ખેશી તથા
પાદશાહને કેદ પકડી, ઝનજીર પેહેરા
વીને આખેરે શું કારણસર મારીજ ના
ખયો હતો વારૂ? તેના પ્રતીઉતરમાં તે
ઇરાની ઉમરાવ એમ બોલી ઉઠયો હતો
કે, તે કામ મારા પારસી ઉમરાવો અને
સ્નેહીઓની સામેલગીરી તથા મસલહત
થીજ અમારો જાન તમો સાહેબકનેથી
બચી શકે તેવા એરાદાથી અમોને કર
વાને ફરજજ પડી ચુકી હતી. આથી
તેને તરતજ ચાબકાઓનો માર મારવા
નો સીકંદરે પોતે હોકમ આપયો હ
તો અને પોતાના અગ્રેસરને એમ ફર
માવયું હતું કે, મેં તેનાપર જે સખ
ત મોઝાહેમતો અત્રે કરી દેખડાવેલી છે
તે તમામ લોકો આગળ તમોએ જઇને
ફાહેજ કરી દેખડાવવી પડશે. આમ તે
ને બહુજ બેઇઝઝત કરી વવાવી વવાવીને
મારી નાખવાના હેતુથી બલખેબામી
(બાકત્રા)નાં શેહેર ખાતેજ રવાના ક
રી આપયો હતો એમ મજકુર પતેલો
મીની સતાને આધારે એરીઅન વરણ
વી ગયો છે. પરંતુ તેથી ઉલટું એરી
સ્તોબયુલશ આપણને એમ જણાવી
જાય છે કે, પેલા પતેલોમી કને સપી
તામીનીસ તથા દેતાફરનીસ જેવા મજ
કુર પારસી સરદારોએજ બીસસને પક
ડી લાવીને તેને સ્વાધીન કરી દીધો હ
તો અને તેને તદન નગન હાલતમાંજ
એક લાકડાની તઉક તેના ગળામાં ઘા
લીને પછી સીકંદર આગળ પોતે ફસા
વીજ ગયા હતા, તે સતા પ્રમાણેજ
ચાલતાં કરસીયુસ (૭—૨૪) તથા દા
યોદોરસ (૧૭—૮૩) પણ એ દાસ્તાન
વીષેની નોંધ પોતપોતાના દફતરોમાં લઇ
વટીક ગયલા છે. તે તરફના દેશાવરો ખા
તે આવી પહોંચયા બાદ સપર પેહેલાં
તો સીકંદરે પોતાની ઘોડેસવાર ફોજે
સારૂ નવા નવા ઘોડા ખરીદવા માંડયા
હતા; કેમકે, હીંદુકુશનો પહાડ ઓ
ળંગાવી જતી વેળા અને જહુન નદી
થી અહીં તહીં કુચ કરતી વેળા વાટ
માંજ તેના ઘણાખરા ઘોડાઓ તો પછ
ડાઇનેજ મરણ પામી ચુકયા હતા. ત્યાર
બાદ તેણે વંદીદાદવાળાં સુધધો—સાહેનાંમ
યાને સોગદીઆ દેશનાં પાયતખત શેહેર
મરકનદા યાને સમરકંદ તરફનો રસ્તો
લેવા માંડયો હતો. હવે જે નદીને
ઓબા (૭—૩ થી ૪) અને હીરાદો
તસ કે, તેનેસ નદી અને જે સરોવરને
કે તેઓ મેઓતીશને સરોવર કરીને પો
તે જે નામો આપી ગયા છે; તેઓને હાલ
ઝમાનાની દોન નદી તથા એઝોફનો દ
રયા કરીને આપણને સમજવા જોઇએ.
એ નદીને ત્યાંના આસપાસના રહીશો
જુદા જુદા નામો હેઠળ પીછાની
જાય છે, એમ એરીસ્તાબયુલશ જે વ

રણવી ગયો છે તે તથા સહુન અને જ હુન નદીઓ પણ કોહે–કાફના પહાડોમાં થીજ ફાટી નીકળે છે અને હીરકેનીઆ સમુદ્રમાં જઇને પછી તે સઘળીઓ ખાલી થઇ જાય છે, એમ એરીઅન અને એબો જે લખી ગયા છે તેમાં તે બંને ગ્રંથકારો આગળ કહયા પ્રમાણે પોતે તો ગોયા સજડ ગોતુંજ ખાઇ ગયલા દીસે છે. હાલની શોધખોળો પરથી તો એમ પુરવાર થઇ ચુકેલું છે કે, એ જકજારતીશ યાને સહુનનો દરયા (નદી) હીંદુ–કુહેકાફ યાને હીંદુકુશના પહાડોમાંથી તો કાંઇ પેધી પડી જતીજ નથી. તે તો કોઇક કોમીદાઇ નામના પહાડો કે જેને હાલ ઝમાનામાં ત્યાંના લોકો મુસ્સુરના પહાડોનાં નામ હેઠળ પીછાને છે તેમાંથી તે ફાટી નીકળે છે; તેમજ તે હીરકેનીઆ યાને કી આસપીઅનનાજ સરોવરમાં જઇને ખાલી પણ થતી નથી અને આર ઉલટી પોતે તો એરલના દરયામાંજ જઇને આખેરે ખાલી થઇ જાય છે. તેની લંબાઇ આસરે નવસો માઇલ જેટલી કહેવાય છે. હવે ત્યારે તો હીરાદોતસની જણાવેલી પેલી તેનેસ નદી તે તો કોઇક બીજીજ નદી હોવી જોઇએ એમ સાફ માલમ પડી આવે છે; કેમકે, તે તવારીખ નવીશના કહયા મુજબ સીથીઆના મુલકની તે આઠમી નદી તરીકે ગણાતી ચાલી જતી હતી. વળી તે કોઇક મોટા સરોવરમાંથી ફાટી નીકળીને તેના થાનેબી મેઓતીશ જેવા એક બીજા મોટા સરોવરમાં જઇને પછી ખાલી થઇ જાય છે કે જેઓનાં અરવાચીન નામો ઉપર આ પણે જણાવી પણ ચુકયા છીએ. આગળ ચાલતાં એરીઅન વળી આપણને એમ પણ જણાવી જાય છે કે, કેટલાએક ગ્રંથકારો તો એ તેનેસ નદીને યુરોપ અને એશીઆ વચેની ગોયા સરહદ તરીકેજ જણાવી ગયલા છે અને એમ વરણવી જાય છે કે, આ મેઓતીસનો સરોવર કે જે પોનતસ–યુકસાઇનુસ યાને દરયાએ કાર (કાળા દરયા) ના છેક દુરનાં ખુણામાંથી ઉભાઇ નીકળે છે અને આ તેનેસ નદી કે જે તેમાં જઇને આખેરે ખાલી થઇ જાય છે તે બંને જણા એશીઆને યુરોપ ખંડથી છુટો પાડી નાંખે છે. કરસીયુસ (૬–૬) અને દાયોદોર (૧–૫૫) પણ એ દોન નદીનેજ યુરોપ અને એશીઆ ખંડોની વચે સરહદ તરીકે ગણી ગયલા છે. એમીઆનુસ મારસીલેનસ (૨૨–૩, ૨૭) તથા એરીઅનબી (જુઓ, તેનો હદસનનો છપાવેલો "પેરીપલસ" પા૦ ૧૯ મું) તેમજ વરણવી જાય છે; તો જો કે રહા (રસા) યાને વાલગા નદી તો હજુબી પુરાતન યવન ગ્રંથકારોના જાણમાંબી આવેલીજ ન હતી કે જે વીષે સપર પેહેલીજ વાર આપણે હઝરત ઇસાની છેક બીજી સદીમાં બતલીમુસની ભુગોળમાંજ વાંચી શકયે છીએ. તેમજ તે ગ્રંથકારો વળી ગેદાઇ યાને કેદીસના આખાતનેબી આફ્રીકા માંહેલા લીબીઅના મુલક અને યુરોપની વચેનીજ સારહદ તરીકેજ આપણને જણાવી ગયલા છે; કેમકે, અસલી ગ્રીક લોકો આફ્રીકા ખંડને લીબીઆના નામ હેઠળજ પોતે પીછાનયા જતા હતા. તેઓ વળી એમ પણ વરણવી જાય છે કે, એ લીબીઆનાં પ્રાંતને એશીઆ ખંડથી નીલ નદીજ પોતે અલાહેદો પાડી નાંખે છે. વળી પોલીબીઅસ પણ તેમજ હેવાલ દરશાવી ગયો છે અને કહે છે (૩–૩૭) કે જેમ દોન નદી યુરોપ અને એશીઆ ખંડથી છુટો પાડી નાંખે છે, તેમજ લીબીઆના મુલકને એશીઆ તથા યુરોપનાં ખંડોથી નીલનો દરયા અને જીબ્રાલટરની સામુદ્રધુનીઓજ છુટો પાડી નાંખે છે. એ સામુદ્રધુનીને હરકયુલીસના સ્થંભોનો મુખડો એવું નામ તે ગ્રંથકાર આપી ગયલો છે. એરીઅન પણ બીજા ઘણા ખરા કદીમ નવીશનદાઓ માફક લીબીઆના આ મુલકને એશીઆ ખંડના એક ભાગ તરીકેજ ગણી ગયલો છે. વળી વેરો (જુઓ, તેની "લીંગવા લાતીના" ૪) અને સાલસ્ત (જુઓ, તેનો "જુગરથા" ૧૭) તો આફ્રીકાના ખંડને યુરોપમાંજ મેલી જાય છે. આપરથી સ્પષટ રીતે એમતો પરખાઇ શકે છે કે, અસલી રૂમી તથા ગ્રીક લોકો ભુગોળ સંબંધી બાબતોથી પોતે કેવળે નાવાકેફ જેવાજ રહેતા હતા.

એવામાં એતેફાક એવો બની ગયો કે, આ મજકુર તેનેસ નદી આગળ કેટલાએક મકદુનીઅન સીપાહીઓ ખોરાકી મેળવવા સારૂ જયારે વીખરાઇ પડેલા હતા; ત્યારે તયાંના કેટલાએક રહીશો તેઓપર તુટી પડયા અને તેઓના કકડા ભુકલાજ કરી નાખયા હતા. આવું કામ કરનારા શખસોએ પછી નહાસી જઇને એક એવા ખડકનો આશ્રો લઇ લીધો હતો કે, જે ઘણોજ ખડબચડો અને ચોતરફથી સળંગનો સલંગ ઉભો રહેલો હતો, કે જેથી તેનાપર સેહેલાઇથી ચહડી શકાય તેવુંજ નોહતું. તેઓની સંખયા આશરે ત્રીસ હજાર માણસોની થવા જતી હતી. આથી પોતાના શેતાબ ચાલના સવારોને લઇને સીકંદર તેઓ તરફ ખુદ પોતેજ ઉપડી ગયો હતો. આથી પેલા મકદુનીઅનોએ તે પહાડપર ઘણોબી મારો ચલાવવા માંડયો; પરંતુ તે હુમલાઓમાં તેઓ વારંવાર ખતાજ પામતા ચાલયા ગયા હતા અને દુશમનોના તીરો તથા ગોફનોના જબરા મારાથી સપર પેહેલાં તો તેઓને પાછું હઠી જવું વટીક પડયું હતું, જેથી યવન ફોજના ઘણાએક માણસો ઘાહેલ થઇ પડયા હતા અને એક ખદંગી તીર તો એવો દુશમનો તરફથી સીકંદરના પગમાં પેસી જઇને તેની આરપાર નીકળી ગયો હતો કે, જેથી તેના પગની એક જાંગનો થાપોજ ભાંગી તુટી ગયો હતો; તોબી તે સ્થળને તે શુરવીરો પોતાને હાથ આખેરે આણુવાને સામરથવાનજ નીવડી પડયો હતો, કે જેથી કેટલાએક દુશમનો તો મકદુનીઅન સેપાહીઓનેજ હાથે મારયા ગયા હતા અને ઘણાએકો તો તે પહાડને કુદાવી જતાં જમીન સાથે અથડીનેજ મરણ પામી ગયા હતા કે, જેથી તેત્રીસ હજાર માણસોમાંથી કહે છે જે, ફકત આઠજ હજાર માનવીઓ પોતે સહીસલામત બચી શકવા પામયા હતા.

વળી તેજ વેળાએ એ સોગદીઆનાનાં પ્રાંત ખાતે પેલા બરાનચાયદા નામનાં લોકોને પાદશાહ ક્ષારસાએ આગળ લાવીને જે વસાવયા હતા, તેઓનાં બાલગોપાલોબી વખતના વહેવા સાથે સંખયાબંધ ઉભાઇ જઇને આંજ વસ્તાં ચાલયાં હતાં. તે લોકોના વડવાઓનાં ધરમગુરૂઓએ પાદશાહ ક્ષારસાએ ગ્રીસ દેશપર કરેલી સવારીની વેળાએ માઇલીતીસની પડોસમાં યવન લોકોના એપોલો દેવતાનું જે મંદીર આવેલું હતું તે માંહેલો સઘળો માલ ખજાનો ઇરાનના તે પાદશાહના સ્વાધીન હેઠળ કરી દીધો હતો; જેથી યવન લોકોના જબરા કેહેર અંદર તે બીચારાઓ આવી પડેલા હતા, પરંતુ જ્યાં સુધી પારસીઓની જંગી ફોજો કે તે દેશો વરો ખાતે પડેલીજ હતી; ત્યાં સુધી તો તેઓ તેઓને કશુંબી નુકસાન કે ઇજા તો પહોંચાડી શકે તેવુંજ નોહતું; પરંતુ આથેનસને બાળી પોતાની અસલી નેમ અને મુરાદમાં પારસીઓ જ્યારે ફળદરૂપજ નીવડી પડયા અને પાદશાહ ક્ષારસા પોતાનાં દેશ ભણી ઉપડી ચાલ્યો, ત્યારે પેલા બરાનચીદા ટોળાવાળા ધરમગુરૂઓ મનસે બીહવા લાગયા હતા કે, આપણા નયાતીલા યવન લોકોજ હવે તો આપણુને વારંવાર સતાવયા વીના તો કાંઇ રહેશેજ નહી; માટે તેઓબી જરકસીસની ફોજ સાથેજ એશીઆ ભણી ઉપડી ગયા હતા કે જયાં તેઓનું આપણા પાદશાહે સોગદીઆનાનાં પ્રાંત ખાતે એક મોટું સંસ્થાન વસાવી આપયું હતું. ત્યાં તેઓનાં ચીરનજીવીઓ તો છેક દોઢસો વરસો સુધી પોતાનો બાપીકો ધરમ, રેવાજ, ભાષા અને લેબાસ જાળવી રાખી બેઠેલાજ હતા અને ત્યાંના રહીસો સાથે તેઓ કાંઇ આમેઝ વટીક પણ થઇ ચુકેલાજ નોહતા. હવે સીકંદર જ્યારે તેઓની ભુમી આગળ આવી લાગયો, ત્યારે ત્યાં વસ્તા પેલા બરાનચાઇદા તાયફાવાળાઓનો તો તેઓના બાપ દાદાઓની કસુર અને ગુનાહને લીધે જબરો ઘાનજ કહાડવા મંડી ગયો હતો અને તેઓમાં જબરી કતલો ચલાવવાને લાગી ગયો હતો, એમ કરસીયુસ (૭—૨૩) તથા દાયોદોરસ પોતાના બા૦ ૮૩ પછીમાં જણાવી ગયો હતો; પરંતુ તે બાબ ૮૪ મો આપણે સારૂ હાલ સુધી તો કાંઇ બચી શકયોજ નથી. માત્ર તે નવીશનદો એવો કોઇક બાબ લખીજ ગયો હતો, એમ તેની ચો૦ ૧૭

મીમાં આપેલાં સાંકળમા ઉપરથી ખોલ્લી રીતે સારાંશ અદયપી નીકળી શકે તેવો છે. એ બરાનચાઇદા તાયફાવાળાઓના તે ધરમગુરૂઓ વીશે હીરાદોતસ (૧–૯૨ તથા ૧૫૭ અને ૫–૩૬) તથા સ્ત્રેબો (૧૧–૧૧ અને ૧૪–૧) વટીક કાંઇ ને કાંઇક એશારા પોતે પોતાનાં ગ્રંથોમાં કરી ગયલા છે. આમ ચાર પાંચ પેહેડીના એક મોટો ગાળો નીકળી ગયા બાદ પેલા બેગુનાહ વારેસો ઉપર આવો પોતાનો કીનો લઇ દેખડાવવો, તેવું જ ખુન અને સેતમગુજારી જેવું કામ કોઇબી સમજુ માણસ તો કરી શકેજ નહીં. એવી નામોસી અને રૂસવાઇ તો એ તાજદારને સરજ ચોંટી બેઠેલી હતી, જેથી તેનાજ નયાતીનાઓ પાછળથી તેનાપર વીરૂધ નજરથાંજ જોઇ ગયલા છે; કે જે પગલું તેઓએ વાજબીજ ભરેલું છે, એમ હરકોઇ અરવાચીન નવીશનદો એન સાફને ખાતેર બોલ્યા વીના તો રહેશેજ નહીં. હવે એની આવી વરતણુંક સાથે પારસી સુલતાનોના દાલગુરદાઓ નોબી જરાક મુકાબલો કરો કે, અરદેશર બાબગાને એની પછી જ્યારે લગભગ પાંચસો ઉપર વરસો બાદ ઇરાનને એક જ સલતનતના આશ્રા હેઠળ પાછી લાવી મેલી હતી, ત્યારે તેબી જે પારસી સુબાઓ કે પોતપોતાનાં સ્વારથો સારૂ સીકંદરને મદદ કરીને પોતાનો દેશ ગુમાવી બેઠા હતા, તેઓ ઉપર પોતે તો ઘણો જ નારાજ થઇ પડયો હતો; તોબી તેઓના વારેસો સાથે તેણે કશી આવી ઘાતકી ચાલ તો ચલાવીજ ન હતી અને તેઓને પોતપોતાનાં મુલકોમાં સરદારીઓ ભોગવવાજ દીધી હતી, એમ તબરીસ્તાનના જનશાનશાહ નામના હાકેમ સાથે તેને થયલી ઝીકરો વીષેનો જે અહવાલ એબને મુકાફા દરશાવી ગયો છે તે ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે અને જે વીષે કે આગળ ચાલતાં ખોલાસેથી બોલવામાં આવેલું પણ છે.



# પોતાની બાપીકી ભુમીનાં રક્ષણ અને બચાવ સારૂ સોગદીઆનાના શેહઝોર અમીર ઉમરાવો અને લોકોએ પોતાના દેશાભીમાનને લીધે સીકંદર સામે ઉઠાવેલું જબરૂં રમખાણ.

---

બાબ ૮ મો.

એ રમખાણને એરીઅન જે "હુલડ કે બળવો" એવું નામ આપી જાય છે, તે બોલવું કાંઇ વાજબી તો ઠરતુંજ નથી; કેમકે, દરેક દેશના રહીસોને પોતાની ભુમીના બચાવ સારૂ લડાઇઓમાં ઉતરવાની તો ગોયા ફરજજ થઇ પડે છે; કેમકે, સીકંદર તેઓના દેશાવરો ઉપરબી હુવેથી હુમલો લઇ ગયો હતો; માટે ત્યાંના રહીસો પોતાના બચાવ અને ભુમીના પીયારને ખાતેર એવાં પગલાં જે ભરી બેઠા હતા તેમાં કોઇબી સ્વતંત્ર લખનાર તેઓનો કશોબી વાંક તો વાજબીની રાહે કહાડી શકેજ નહી. એટલામાં થોડાકજ દહાડા પછી આ બીઅન—સીથીઅનો કે જેઓના અદલ એનસાફ સારૂ હોમર ("ઇલીઅદ" ૧૩—૬); કરસીયુસ (૭—૨૬) અને એમીઆનસ મારસીલેસ (૨૩—૬ અને ૫૩) વટીક તઅરીફનાં બાંકા ફુકી ગયા છે, તેઓના એલચીઓ પણ સીકંદર કને આવી પહોંચયા. તે લોકો એશીઆ ખંડમાંજ તે વેળાએ વસ્તા હતા અને જાતે પોતે મુફલેસ લયકીન જબરા આદેલ હોવાથી તે લોકોને કોઇબી રાજ્ય ઇજા કે નુકસાન તો પહોંચાડતુંજ નોહતું, જેથી તેઓ આપઅખત્યારીથીજ પોતપોતાનું રાજપાટ ભોગવયા ચાલ્યા જતા હતા; તેમજ સીથીઅનોની જે વરણ કે આખાં યુરોપ ખંડમાં મોટી નયાતજાતમાં ખપતી હતી (જુઓ, થીયુસીદીદીજ ૨—૯૭) તેઓના એલચીઓ પણ એ તાજદાર કને આવી લાગયા હતા. તે એલચીઓ સાથે દોસ્તીનું નાતું બાંધી રાખવાના ઢોંગરોંગ કરીને તેણે પોતાના એક અતલગના સ્નેહી નામે બરદીસને મોકલાવી આપયો હતો એમ કરસીયુસ આપણને જણાવી ગયલો છે (૭—૨૬) અને તેની સાથે પોતાના કેટલાએક ખાસ અમલદારોનેબી સોંપી આપયા હતા કે, દોસ્તીના બહાને તેઓનાં દેશાવર ખાતે જઇને તેઓનાં દેશની કુદરતી બાંધણી, ત્યાંના રહીસોની સંખયા તેઓની રાહ રસમો અને તેઓ લડાઇમાં કેવી જાતના હથયારો વાપરે છે તે સઘળી બાબતોની પુરતી રીતે ચોકાસી અને જોસ્તેજુ કરી આવે; કે જેથી આગળ ચાલતાં તેઓનાં મુલક ઉપરબી ચહડાઇ લઇ જવા સારૂ મને સવળતા જેવુંજ થઇ પડે; કેમકે તેમ કરવા સારૂ તેની મતલબ પેલી તેનેસ અને જકજારતીસ નદી ઉપર એક બીજું નવું શેહેર પણ વસાવવાનું હતું અને તે શેહેરનું નામ છેક દુરનું (અલતીમાં) એલેકઝાનડરીઆ કરીને તેણે રાખવું પડયું હતું, કે જે શેહેર કદાચને હાલ ઝમાનાનાનું ખોજંદનું શેહેર હોવું જોઇએ, (જુઓ, એપીઅનનો "સીરીઆકા" ઓવી૦ ૫૭ મી,) એમ કોઇ કોઇ વીદયારથીઓ વીચારે છે. ત્યાં તરેહવાર પચરંગી નયાતજાતો જે વસ્તી હતી તેથી તેની એવી ખાતેરજમાજ હતી કે, તે શેહેર બી આગળ ચાલતાં ઘણું મોટું અને નામચીન શેહેર થઇ પડયા વીના તો રહેશેજ નહી. વળી તે સાથે હવે પછી જો સીથીઆપર સવારી લઇ જવીજ પડે તો તેનું સ્થલ એની જગયાપર લેવું જોઇશે કે, જયાંથી લડાઇનું મુખય મથક બનાવવાને તેને ઘણુંજ સવળતા જેવુંજ થઇ પડે. વળી તે સાથે એ સીરદરયા યાને જકજારતીસ નદીની પેલી પારનાં રાહઝન ટોળા જે આણી પારના આબાદ મુલકોમાં વારંવાર લુટફાટ કરવાને ઉતરી પડતા હતા, તેઓ સામે બચાવ તરીકે તે શેહેર ગોયા એક કીલ્લા જેવું

પણ થઇ પડશે. તેવામાં તે નદીની નઝદી
કીમાંજ રહેનારાં ઘણાએક લોકોએ જે
મકદુનીઅન સીપાહીઓ કે તેઓનાં શેહે
રોમાં ગારીસન નાંખી પડયા હતા, તેઓ
પર યાહોમ તુટી પડીને તેઓને એકદમજ
ઠાર કરી નાંખયા હતા; અને ત્યારબાદ પોતા
ની વધુ સલામતી સારૂ તે તરફ મજબુત
કીલ્લા અને કોટો બાંધવાનાં કામોમાં
પોતે રોકાઇ પડયા હતા. તે મારામા
રીમાં ઘણાએક સોગદીઅનો વટી
ક શામેલ હતા; અકસર કરીને જે સો
ગદીઅનોએ કે આગળ બીસસને પકડી
ને સીકંદરને હવાલે કરી દીધો હતો, તે
ઓ તરફથી તે લોકોને પ્રથમમાં ઉશકેરી
મેલીને આ રમખાણ ઉઠાવવામાં આવયું
હતું.

મજકુર કામમાં તેઓ એટલી તો
ચીવટતા અને હોંસ બતલાવવા મંડી ગયા
હતા કે, તેઓએ બીજા ઘણાએક બાખત્રીઅ
નોને પણ પોતાની પક્ષમાં કરી લીધા હતા;
કેમકે, પેલા બાખત્રીઅનો હવેથી પોત
પોતાને મનસે એમ બીહવા લાગયા હ
તા કે, તયાંનાં હાકેમોને પોતાનાં પાયત
ખત શેહેર જરીઅસ્પ ખાતે એકઠા થ
વાનું જે આમંત્રણ સીકંદરે કરેલું હતુ
તેમાં તેની માંહેલે પેટની નીયટા આપ
ણા હકમાં ઘણીજ નાખુશ અને ના
પસંદ કરવા જેવીજ હોવી જોઇએ.
કરસીયુસ (જુઓ, ૭–૨૬); પલીની
(૬–૧૮) તથા સ્ત્રેબો (૧૧–૧૧) ના ક
હયા પ્રમાણે બલખ શેહેરનું બીજું
નામ તે ઝમાનામાં જરીઅસ્પ કરીને પણ
હતું. જેમ આપણા લોકોનાં બઇરાંઓ
માં આજે પોણી સદીની વાત ઉપર ઘેરે
ઘેર હોંસથી તાજોલમોલુક અને ગોલેબકા
વલીના કીસ્સા વંચાતા હતા; જેમ પહ
લવીખાંઓના દોરમાં શીરીન અને ખો
સરૂ કે ઓજરા તથા વામકના કીસ્સા
પારસીઓમાં મશહુર હતા; જેમ ઇરાની
ઓમાં લયલા તથા મજનુન અને શીરી
ન તથા ફરહાદના અને અંગ્રેજોમાં રો
મીઓ તથા જુલીઅટ અને ઇટાલાઅનો
માં પેતરાકત તથા લારાના કીસ્સા જાણી
તા છે, તેમજ તે દેશાવર ખાતેના એક
પાદશાહ નામે જરીઆદરીસ કે જેનો
મુલક કીયાશપીઅન સરોવરના દરવાઝા
આગળથી તે ઠેઠ તેનેસ (જકજારતીસ)
નદી સુધી યત્રાઇ રહેલો હતો, તે પાદ
શાહ તે નદીની પેલી પાર આવેલા સાર
મેસીઅન લોકોના રાજાની ઓલતીસ નામ
ની બેટી ઉપર જે મોહીત થઇ પડેલો હતો;
તે વીશેનો કીસ્સો સારી કાની તે ઝમાનામાં
તયાંના લોકોમાં મશહુર હતો, એમ ચે
રીસની સતાને આધારે (જુઓ, તેની
"સકંદરની તવારીખ" ચો૦ ૧૦ મી)
આથીનેઇયુસ આપણને જણાવી ગયો
છે (જુઓ તેનું પા૦ ૫૭૫ મું) અને જે
વીષેનો કાંઇક અહવાલ આગળ કેથે આપ
ણે આ દફતરમાં પુરતી રીતે આપીબી ચુ
કેલા છીએ. આમ બાખત્રીઆ ખાતે લોકો
ઘણાજ ઉશકેરાઇ પડેલા છે તે વાતની ખ
બર જેવી સીકંદરને પડી ચુકી કે તેવો
જ તેણે પોતાની દરેક અમુક પયદલ
ફોજની ટુકડીઓપર એવો હોકમ મોક
લાવી આપયો હતો કે, તમોએ તમારી
સીડીઓ બનાવીને તેઓ સાથે હવેથી
તઇયાર થઇ રહેવું જોઇશે. ત્યાર બાદ
પોતાની છાવણી છોડીને ગાઝા નામનું
એક શેહેર કે જે તેની પડોશમાંજ આ
વેલું હતું, ત્યાં તે શેતાબીથી પોતે પ
છી ઉપડી ચાલ્યો હતો; કારણ એ જે,
ત્યાંના રહીસો સાત નોખાં નોખાં શેહેરો
નો આશ્રો પોતાના બચાવ ખાતેર તે
વેળાએ લઇ પડેલા હતા. સપરપેહેલાં
તો તેણે ઘણાખરા લોકો પેલાં સાઇરો
પોલીસનાં શેહેરમાં જઇને જે જમાવ
થઇ પડેલા હતા તે તરફ પોતાના સર
દાર કરાતરસને મોકલાવી આપયો હતો.
આગળ વારંવાર જણાવયા પ્રમાણે તે
નામીચાં શેહેરને અસલમાં શેહેનશાહ કુ
રૂશે પોતાનાં રાજયની છેક ઉગમણ ત
રફની સરહદ તરીકે વસાવેલું હતું, જે
થી તેનું બીજું નામ સાઇરસયાત યાને
કુરૂશ–કરત કરીનેબી જોવામાં આવતું હ
તું, એમ સ્ત્રેબોનાં લખાણોપરથી
(૧૧–૧૧) સ્પષ્ટ રીતે માલુમ પડી શ
કે છે. પોતાના સરદાર કરાતરસપર તે
ણે ફકત એમજ હોકમ મોકલાવી આપ
યો હતો કે, તમારે તો તે શેહેર ભણી
ઉપડી જઇને ત્યાં છાવણીજ નાંખી પડ
વું અને તેની આસપાસ એક યર ખો
દાવી તેને ચોતરફ એક લકડકોટથી ઘે

રી રાખવી; તે સાથે વળી કાંઈ કામ પ
ડે તે સારૂ થોડાજ મનજનીકોનેબી ત
ઈયાર રાખી મેલાવવાં કે જેથી ત્યાંના
રહીશો એમ જયારે જોશે કે, અમો તો
ઘેરાઈજ પડેલા છીએ ત્યારે તેઓ પેલાં
બીજાં શેહેરોને મદદ પહોંચાડવાથી અ
ટકી પડયા વીના તો રહેશેજ નહીં. ત્યાર
બાદ શેતાબીથી તે તાજદાર તે શેહેર ભ
ણી ઉતરી પડગો અને ત્યાં જતાંનેજ
વાર પોતાનાં લશકરને ત્યાંની દેવાલ આ
સપાસ ચોતરફથી પેલી સીડી યાને ની
સરણીઓને ગોઠવી નાંખી પેલી દેવાલ
ઉપર યાહોમ એકદમ હલ્લો કરવાનો
હોકમ આપયો; કારણ એ જે, તે દેવા
લ કાંઈ ઘણી ઉંચી ન હતી, તે સાથે
તેની બનાવટમાં ફક્ત કાચું માટીકામ
જ વાપરવામાં આવેલુ હતું; તેથી તે
માં કાંઈ ઘણો જોર પણ ન હતો. પેલી
પયદલ ફોજ સાથે તેજ વેળાએ
વળી તેના ગોફનમારૂઓ, તીરઅ
નદાઝો અને ભાલા ફેંકનારાઓ પણ
પેલી દેવાલની હેઠળ આવી જમાવ થઈ
પડેલા હતા કે, જેથી તેના જે હમનબ
રદો કે પેલી દેવાલની મહાફેજત સારૂ
તેની ઉપરથી લડતા રહેલા હતા, તેઓ
પેલા ચાલુ રહેલા તીરો તથા ગોફનોના
અરાબા અને મારાઓથી સદંતરજ આ
જેઝ થઈ પડી તેનો કબજોજ પોતે છો
ડી ગયા હતા. આથી પેલા મકદુનીઅ
ન સેપાહો પેલી નીસરણીઓ મારફતથી
તે દેવાલપર સેહેજમાં ચહડી જઈને તે
નો આખો કબજો પોતાના સ્વાધીન હે
ઠળજ લઈ પડયા હતા અને સીકંદરના
હોકમ મુજબ ત્યાં પછી જબરી ખુનામ
રકી ચાલુજ રાખેલી જોવામાં આવતી
હતી; પરંતુ ઓરતો, છોકરાંઓ તથા
સામાન સરનજામોને તો પેલા સીપાહી
ઓ લુટ તરીકેજ લઈને ત્યાંથી પછી પો
તે ચાલતીજ પકડી ગયા હતા. ત્યાર
બાદ તે ફતેહમંદ શુરવીરો તેની પાસે
નાં શેહેરપર તરતજ એકદમ પોતે શેતા
બીથી ધુજારો લઈ ગયા અને તેજ દી
વસે તે શેહેરનેબી મોસખ્ખર કરી નાં
ખી યાને જીતી લઈને ત્યાંના રહીસો ઉ
પરબી તેણે ઉપર મુજબનોજ સીતમ ગુ
જારવા માંડયો હતો. ત્યાર બાદ બીજે
જ દીવસે સપરપેહેલાજ અરાબામાં તે
ણે પેલાં ત્રીજાં શેહેરનેબી પોતાના તાબા
હેઠળ કરી લીધું હતું. હવેથી માત્ર બા
કીનાં બેજ શેહેરો તેના આ હલ્લામાં
થી બચી શકેલાં હતાં, માટે સીકંદરે
જોયું જે, ત્યાંના રહીસો અમારી જીત
થી મને પોતાના તરફ આવેલો જોઈને
મબાદા કેથે નહાસી જાય તેથી પોતાની
ઘોડેસવાર ફોજનેબી પેલી પયદલ ફો
જની માફકજ તેઓને દુર દુરથી ઘેરી
રાખવાનો પોતે હોકમ મોકલાવી આપયો
હતો; કેમકે, તે સારી પેઠે એમ તો મનસે
પોતે સમજતોજ હતો કે, તેઓ જો ત્યાં
થી એમ કેથે સતી જશે તો મને તેઓ
નો દુંબાલો પકડવો અત્યંત મુશકેલ થઈ
પડશે. આથી તેનાં મનની મુરાદ મુજ
બ પેલી ઘોડેસવાર ફોજ પણ વખતસ
રજ તે શેહેરોની આસપાસ ફરી વળીને
તઈયારજ ઉભેલી હતી. ત્યાંના રહીસોને
જ્યારે એમજ માલુમ પડી ચુકયું કે, પેલાં
ત્રણે શેહેરો સીકંદરના તાબા હેઠળ તો
જઈ ચુકયાંજ છે, ત્યારે તેઓના હાંજાબી
ગળીજ ગયા હતા. એમ કરતાં તે માં
હેલાં પડોસનાંજ એક શેહેરને એમ દુરથી
તેઓએ જયારે બળતુંજ દીઠું; કેમકે,
તેને સળગાવીજ દેવાનો તે ઘાતકી અ
ને સખત મનના સંગદેલ રાજાએ હોક
મ કરેલો હતો, ત્યારે તો તેઓ ચો
તરફ નહાસભાગમાંજ પડી ગયા હતા
અને કેટલાએક માણસો પેલાં શેહેરની
બળતી ચેહમાંથી નહાસી આવી ત્યાં જે
ભરાઈ ગયા હતા, તેઓએ પોતાપર પ
ડી ચુકેલી સઘળી કહાનીઓ જે કહેવા
માંડી હતી, તેથી તો તેઓબી ઘણાજ
નીરાશ થઈને પોતાનાં શેહેરો છોડી દઈ
ને હવેથી વધારે નહાસભાગમાંજ પડી
ગયા હતા; પરંતુ પેલી ઘોડેસવાર ફો
જ આગમચથી તે શેહેરોની આસપાસ
જે ફરી વળેલી હતી તેઓએ તેઓને
ઘેરી લઈને મરણતોલ મારો તેઓપર
ચલાવવા માંડયો હતો, કે જેનાંથી કહે
છે જે, થોડાકજ માણસો બચી શકવા
પામયાં હતાં. આમ ફક્ત બેજ દીવસો
માં પાંચ નવાં શેહેરો સીકંદરના તાબા
હેઠળ હાલમાં આવી ચુકયાં હતાં. હવે
આ પાદશાહનો વરતાંત વાંચતાં તથા તે

ઉપર બારીકીથી ગઓર કરતાં એમ તો સ્પષ્ટ રીતે પરખાઈ શકે છે કે તે તાજદાર કોઈક એવાં તો શુભ ચોઘડયાંમાં જનમેલો હોવો જોઈએ, કે જેથી દરેક વખત કુદરત તેને મદદો કરતી ગોયા ચાલીજ જતી હતી અને તેનાં મનની મુરાદ મુજબનો સરવે મામલો તેના હમનબરદોની ફોજોમાં બનયો જતો હતો; કે જેથી તે પોતાની પ્રથમમાં ધારીરાખેલી બાઝીમાં કોઈ કાળેબી નાસેપાસ કે નીશફળ તો થઈ પડતોજ ન હતો. તેનો સેતારોજ ઘણો જબરો હોવાથી તે પોતે તો ઘણીએક આફતોમાંથી બચી જવાને ભાગયશાળી વટીક નીવડતો હતો; એટલુંજ નહીં, પરંતુ જેબી હુલડાઈ કે અવીચારપણાથી જે પગલાં વારંવાર તે ભરતો હતો, તેમાંબી તે સદાકાળ ફાવતોજ ચાલયો જતો હતો.

આમ ઉપલા મજકુર પાંચ શેહેરો બે દીવસના ફકત જુજજ અરસામાં સીકંદરે જીતી લીધા બાદ, તે તાજદાર પેલા સાઈરોપોલીસ યાને સાઈરસકરદનાં મોટાં શેહેર ઉપર હવેથી સવારી લઈ ગયો હતો. તે શેહેર કુરૂશે હાથે જાતેજ પોતે ઉઠાવેલું હતું તેથા તેની શીલબંદી પેલાં બીજાં શેહેરો કરતાં તેણુ ઘણીજ મજબુત લીધેલી હતી તથા તેની આસપાસની દેવાલને પણ તેણે વધારે ઉંચી બનાવી રાખેલી હતી. ત્યાંના ઘણાખરા શેહેઝાર લોકો તો ત્યાંનાજ કીલ્લામાં આશ્રો લેવાને ઉતરી પડેલા હતા; તેથી સીકંદરે જોયું કે, પેહેલાજ અરાબામાં તે શેહેર મારાથી જીતી શકાય તેવી હાલતમાં તો તે કાંઈ છેજ નહીં; માટે પેલી બુલંદ દેવાલ આગળ પોતાના સઘળા મનજનીકો તથા એનજીનો લાવીને ગોઠવી દેવાનો તેણે હોકમ આપયો હતો, અને જ્યાંબી પેલા મારાથી જબરૂં જેવું બગાડું પડી જાય, તેમુંથી પછી પયદરપય મારો ચલાવીને તેને પોતાના તાબા હેઠળ કરી લેવાની તે યુકતા માંડી બેઠો હતો; પરંતુ જ્યારે તેને એમ માલમ પડી ચુકયું કે, તે શેહેરમાં ચત્રાઈ રહેલી નદી કે જે શીઆળામાં વરસાદનાં પાણીથી ભરચકર હાલતમાં રહેતી હતી, તેનાં પાણી તો સુકાઈજ ગયલાં છે, અને પેલી દેવાલ સુધી આવીને તેને કાંઈ અથડતાં બી નથી, તયારે તે રસ્તેથીજ તે શેહેરમાં પોતાની ફોજ સીખે ઘુસી જવાનો હવેથી તેણે મનસુબો પોતાને મનસે કરી રાખયો હતો. હવે એમ પેલાં મનજનીકો તથા એનજીનોનાં મારામાંથી બચવાને ત્યાંના સીપાહીઓનું ધયાન જ્યારે લાગી રહેલું હતું, તયારે તેવી તકનો લાભ લઈને તે પોતાની સાથે થોડા એક બોડીગારડો, તીરઅનદાઝો, ઢાલ તરવાર ધરાવનાર સીપાહીઓ અને પેલા એગ્રીઆનીઅન સવારોને લઈને મરદાનેમરદની માફક તો નહીંજ બલકે ચોરીછુપીથી પેલી સુકી નેહેરને રસ્તેથી પેલાં શેહેર ભણી તેણુ હવેથી હેરયું લેવા માંડયું હતું અને તયાં જે દરવાઝો કે આવયો હતો તેને ભાંજી તોડી નાંખી, તેમાંથી પોતાનાં ઘણાંખરાં લશકરને તેણે સેહેલથી અંદર લેતું કરયું હતું. આમ તે શેહેર તેના કબજા હેઠળ આવી ગયલું જ્યારે તયાંના રહીશોએ જોયું, તયારે તે શેહઝાર લોકો તો તેથી કાંઈ ડરી ગયલાજ નોહતા અને ઓર ઉલટા સીકંદરની ફોજ ઉપર ધસી આવી તેની સાથે તેઓ ઘણાં જોશથી લડવાને મંડી ગયા હતા, જેથી સીકંદરના માથામાં અને ગરદનપર એક પથરો ઘણોંજ જોશથી વાગી બેઠો હતો અને તેઓના તીરોના જરબોથી કરાતરસ તથા બીજા પણ ઘણાએક મકદુનીઅન લશકરના અમલદારો તો ઘાહેલ વટીક થઈ પડયા હતા; તોબી કહે છે કે, સીકંદરે આખેરે પેલા પોતાના હમનબરદ સીપાહીઓને તે શેહેરનાં છેક ચોગાન ભણી મારી હઠાવી કહાડયા હતા. હવે પેલી દેવાલના બચાવ ખાતેર ત્યાં માણસોની જે ઘણી તંગી થઈ પડેલી હતી, તેથી તેનાપર પેલા મકદુનીઅન હલ્લો કરનારાઓ સેહેલથી ચહડી જઈ તેનોબી કબજો પોતાના સ્વાધીન હેઠળ કરી બેઠા હતા. તે શેહેરનો કબજો સપરપેહેલીજ વાર પોતાના હાથમાં લેતી વેળાએ તેણે ત્યાં આઠ હજાર માણસોનો તો સજ્જડ ઘાનજ કહાડી નાંખયો હતો; [illegible] તે શેહેરમાં બીજા પંદર હજાર લડવઈયા

ઓ તો તઇયારજ પહેલા હતા; કે જે ઓ ત્યાંના કીલ્લામાંજ જઇને ભરાઇ બેહેલા હતા. આથી તે કીલ્લાને ચોતરફથી ઘેરી લેવા સીકંદરને ફરજ પડી ગઇ હતી અને એક આખો દીવસ તેઓને તેમાં તેણે ઘેરીજ રાખયા હતા, જેથી પાણીની તંગીને લીધે તેઓ નાચારીના મારયા તેને સ્વાધીન થઇ પડવાની ફરજ પડી ચુકી હતી. આમ તે સાતમું શેહેરબી તેણે પોતાના તાબા હેઠળ હવેથી આણી મેલ્યું હતું. જોકે પતોલામી તો એમ લખી જાય છે કે, તેઓ આપોઆપ તે પાદશાહને આમ તાબે થઇ પડયા હતા; પરંતુ આરીસ્તાબયુલશનું કહેવું તો એવું છે કે, તે શેહેરને પણ તેણે જોર જુલમ ( " કેહેરૂન કસરૂન " )થીજ પોતાના સ્વાધીન હેઠળ કરી લીધું હતું અને જે લોકો કે ત્યાં કેદ પકડાઇ ગયા હતા તે સઘળાઓનેબી તે ઠારજ કરતો ચાલ્યો હતો. વળી મજકુર પતોલામી તો એમ પણ લખી જાય છે કે, પેલા જંગલી માણસો કે તેને આપોઆપ તાબે થઇ બેઠા હતા, તેઓને તેણે પોતાનાં લશકરની હોમરેખ હેઠળ જ્યાં સુધી તે દેશ પોતે છોડી જાય ત્યાં સુધી બેડી સીખે કેદ રાખી મેલવાનો પોતે હોકમ આપેલો હતો, જેથી જેઓએ કે, આ રમખાણ મચાવયું હતું તેઓ પાછા પશ્ચાત રહી જાયજ નહીં; કેમકે, તેમ થાય તો તે શેહઝોર લોકો ફરીને બંડ ઉઠાવયા વીના તો કાંઇ રહેશેજ નહીં, એમ તેની ખાતેરજમાજ થઇ ચુકેલી હતી. એટલામાંજ કહે છે કે, એશીઆ ખંડના સીથીઅનોની એક ઝબરદસ્ત ફોજ " તેનેસ " યાને જકજારતીસ નદીના કાનારાની સરોબર આવીને ઉભી રહી હતી; કેમકે, તેઓ માંહેલા ઘણાખરા સાહેબોના સમજવામાં એમ આવયું હતું કે, તે તરફનાં લોકો તે નદીની પેલી પાર સીકંદરની સામે કાંઇક હુલડ મચાવવાની તઇયારીમાંજ બેઠેલા છે. તે વાતમાં કાંઇ દમ જેવું હોય અને તેઓ તેમ કરવાને જો શેહઝોરજ તેઓને લાગે તો તેઓબી તેઓ સાથે જોડાઇ જઇને મકદુનીઅન ફોજ [illegible]બી હલ્લો [illegible]કરવાના વીચાર માં હતા. વળી એમ પણ તે તાજદારના સાંભળવામાં તે વેળાએ આવયું હતું કે, જંગલી આપણું લશકર કે સમરકંદના કીલ્લામાંજ પડેલું છે તેનેબી સપીતમન ( સપીતામીનીસ ) પોતે ઘેરી લેવાની તઇયારીમાંજ પોતે બેઠેલો છે. આથી પેલા કીલ્લાની મહાફેઝત સારૂ તેણે પોતાના ત્રણ સરદારો નામે એનદરોમેકુસ, મીનીદીમુસ તથા ફેરાનુસને ત્યાં દોડાવી મેલ્યા હતા અને તેઓ સાથે પોતાની ખાસ સાઠ ઘોડેસવાર ફોજે, પંદરસો બાહુતી પયદલ સીપાહીઓ અને ફેરાનુસનાજ તાબા હેઠળની પેલી બાહુતી યવન સવારોમાંથી આઠસો માણુસો પણ સોંપી આપવામાં આવયા હતા. તેઓ સાથે તેણે ફારનુચીસ નામનો એક દુભાષયોબી મોકલાવી આપયો હતો, કે જે શખસ અસલમાં તો લીસીઆનાં પ્રાંતનો રહીસ થતો હતો અને ત્યાંનાં લોકોની ભાષા અને તેઓની રાજદવારી ખટપટો વીગેરની બાબતોથી પણ પોતે સારી કાની માહેતગારી જે ધરાવતો હતો, તેથી તેને લાયક માણુશ જાણીને સીકંદરે પેલા સરદારોની મદદે સોંપી યાને આપી રાખયો હતો.

**સીથીઆના મુલક ઉપર સીકંદરની સવારી–તેમાંથી તેણે મેળવેલી ફતેહ–લયકીન તે લડાઈની હાડમારીમાંથી જરાકમાંજ મોતન પંજામાંથી તેનું બચી જવું.**

હવે પેલી તેનેસ યાને જકજારતીસ નદી આગળ જે બીજાં નવાં શેહેરોનો પાયો એ તાજદારે હાલમાં નાંખવા માંડયો હતો, તેની કીલેબંદી અને કોટ તો વીસ દીવસમાંજ તેણે તઇયાર વટીક કરાવી દીધા હતા અને તેને પેલા બાહુતી કેટલાકએક યવન સીપાહીઓ અને પોતાની ફોજના નીરબળ થઇ પડેલા મકદુનીઅન સેપાહ બચાઓ તથા આસપાસની વરણીથી વસાવવા માંડયું હતું. ( જુઓ, કરસીયુસ ૭–૨૮. ) આરબાદ મોજ શોક સીખે ધારા મુજબ પોતાના દેવતાઓનાં જશનો તેણે ત્યાં કરવા માંડયા હતાં કે એ

દાવંદતઆલા તે શેહેરનેબી આગળ આ
લતાં એક નામાકીતમાં નામાંકીત શેહે
ર જેવુંજ બનાવી મેલે. પેલા સીથીઅ
નો તો આ મજકુર નદીનો કાનારો
તેની હાજરી હોવા છતાંબી કાંઇ છોડી
જવા તો લાગયાજ ન હતા અને ઓર
ઉલટા તે નદીની બીન પહોળાઇને લીધે
ત્યાં આગળ તે જે ઘણી સંકોચાઇ રહે
લી હતી તેમાં ઝુડાબંધ તીરો ફેંક
વાને મંડી ગયા હતા અને સીકંદરને
પોતપોતાની ભાષામાં નકારા અને તા
નાઝની જેવા શબદો વાપરીને તેને બેહ
દ અપમાન આપવાને મંડી ગયા હતા
અને એમ કહેતા બેઠા હતા કે, તું
અમો સીથીઅન લોકોને બીજા એશી
આખંડનાં લોકો માફક નબળાં પોચાં
આસામીઓ તરીકે તો કાંઇ સમજતોજ
ના; કારણકે, તું અમો લોકોને જીતી
શકે એવી તો કરામત અમો તારામાં
તો કશી જોઇ શકતાજ નથી; એટલુંજ
નહી, પરંતુ અમારાં દેશાવરપર તું ચ
હડાઇ લઇ આવે એટલાબી તાકાત અને
હીંમત તું કાંઇ ધરાવતો વટીક પણ
નથી. આવા તીક્ષણ શબદોથી સીકંદર
નો પીતો તો બેહદ ઉછળી આવયો હ
તો, જેથી તે નદી ઓળંગાવી જઇ તે
ઓના દેશ ઉપર ઉતરી પડવા સારૂ પો
તાના સીપાહીઓને તરી જવા માટે ચ
મર પોશાકો બનાવવાનો તેણે એકદમ
હોકમ આપી દીધો હતો; પરંતુ કુરબા
ની કરીને તે નદી ઓળંગવા સારૂ
જ્યારે તે સગનો જોતો બેઠો હતો
તયારે તે સગનો તેને જ્યજ્યકાર
જેવા તો કાંઇ દીસવા લાગયાજ ન
હતા, જેથી તે પોતાનો પીતો
જરા મારી રાખી જ્યાં આગળ હાલમાં
તેની છાવણી પડેલી હતી, ત્યાંજ પોતે
તો પડીજ રહેલો હતો. આથી પેલા
સીથીઅનો તો તેને વધુને વધુ સતાવવા
લાગી ગયા હતા અને ઠાઠાઠીઠી કરવાને
મંડી ગયા હતા; જેથી તેણે સારાં સગ
નની રાહ જોવા સારૂ ફરીને પાછી કુર
બાનીઓ કરવા માંડી હતી; પરંતુ તેનો
પેલો આરીસ્તાનદર જેવો આગાહીની
બશારત આપનારો ગુરૂદેવ તો હજુબી
તેને થોભવાનીજ ભલામણ કરતો બેઠો

હતો; કેમકે, ચોઘડયું તેના હક્કમાં અ
દયાપી કાંઇ સારૂં હતુંજ નહીં, એમ
તે પોતાને મનસે સમજતો રહેલો હતો;
પરંતુ આવા અપસગનની પણ કશી દ
રકાર ન કરવા તે તો પેલા ગુરૂને એ
મ પોતે સમજાવવા લાગયો હતો કે,
આટલું મોટું એશીઆખંડ મારા સ્વા
ધીન હેઠળ લાવી રહયાબાદ એમ જો
હું હાર ખાઇ જઇશ અને બીજી આપદા
અને મોટી જોખમદારી મારે સર જો
હું નહીં ઉઠાવી લઇશ તો હું બી દરાય
શ હોસ્તાસપીસ માફક લોકોની તથા પે
લા સીથીઅનોની તાનાઝની અને હ
સીમાં આવી પડયા વીના તો કઇ
રહીશજ નહીં. ( જુઓ, હીરાદોતસ
૪–૧૨૨ થી ૧૪૨. ) એ ગ્રંથકારના
આ લખાણનું ખોટાઈ એ પારસી પાદ
શાહની તવારીખમાં તેની ખુદ પોતાની
જ બીસ્તીનની તખતીઓને આધારે આ
પણે આગળ દેખડાવી ચુકયા છીએ,
(જુઓ, વા૦ ૨, ભા૦ ૧ નું પા૦ ૭૧૧
મું.) કેમકે તે પાદશાહ તો ખુદ પોતે
એમજ ગરવથી બોલી જાય છે કે, જુ
ઓ અમારો પારસીઓનો ભાલો કે તે
કેમ છેક દુરદરાજ દેશાવરો સુધી ડંકો
બજાવતોજ ચાલુ રહેલો છે અને તેઓ
ને તાબેજ કરતો ગયલો છે. હવે
જ્યારે પેલા એરીસ્તાનદરે જોયું કે, પા
દશાહ તો પોતાના વીચારને મજબુતીથી
વળગી રહેલોજ છે, ત્યારે તેની આગળ
પોતાના દેવતાઓની આગાહીઓ કહી
સંભળાવવાથી તે મનસે પરહેઝ રહેવા
લાગયો હતો, કે જેથી તે પોતાના પાદ
શાહનો અમસ્થો વઇરભાવમાં (ઇતરાજી)માં
જઇ પડેજ નહીં. એમ કરતાં જ્યારે પેલા
ચામડાંના લેબાસો પેલી નદી ઓળંગા
વી જવા સારૂ તઇયાર થઇ પડયા અને
પેલું લશકરબી હથીયાર શીખે સારીકાની
પોતે પેલી નદીની પડોશમાંજ આરાસ્તા
થઇ બેઠું, ત્યારે આગમચથીજ આપી
રાખી મેલેલી ચેતવણી મુજબ પેલા એ
નજીનોએ હવેથી જે સીથીઅન સવારો
કે પેલી નદી આગળ ધમચકરી મચાવી
બેઠેલા હતા તેઓપર જબરો તીરોનો
મારો દુરથી ચલાવવા માંડયો હતો.
આથી પેલા તીરોના ઝખમોથી કેટલાએ

ક સીથીઅન સવારો તો ઘાહેલ થતાજ
ચાલ્યા ગયા હતા અને એક સવારની તો
ઢાલજ ફોડી નાંખી તેના પીતળની બના
વટના છાતીપરના બખતરને ભાંજી
તોડી નાંખી તેનો સીનોજ ચીરી નાંખે
લો. જયારે પેલા તુરાની સીપાહીઓના હી
હામાં આવયો, તયારે પેલા તીરોનો આ
વો ઝબરદસ્ત મારો દુરથી પોતાપર
ચાલેલો જોઈને તેઓ આકળાઘાભરા
જેવા થઈ પડયા હતા અને પોતાના તે
અમલદારનાં આવાં કફોડાં મરણથી જ
ર. બીહી ધુજીને તેઓ પેલી નદીના
કીનારા આગળથી જરા દુર દુર હવેથી
હડતા ચાલયા હતા. આમ જયારે પે
લા તીરોના હવામાં ચોતરફ ઉડતા ધુ
જારાથી તેઓ અંધાધુધી હાલતમાં
આવી પડયા, તયારે સીકંદરે બેપુરીઓ
ના આવાઝો સીખે છેક હરોળમાં નીકળી
પડીને તે નદીને ઓળંગવાને પોતેજ
પેહેલ કહાડી અને તેની પછવાડે પેલી
ફોજેબી પેલાં પાણીમાં પછી હોમાવીજ
દીધું. સપર પહેલાં તો તેણે પોતાના
તીરઅંદાઝો તથા ગોફન ફેંકુઓને પે
લી નદીની કીનારે સહીસલામત રીતે
ઉતારવા માંડયા અને તેની પેલી ઘોડે
સવાર ફોજ જે છેક પાછળ પડી ગય
લી હતી તે પેલા કીનારાપર તરી ની
કળે તે આગમચ તેની પયદળફોજ.
જે પેલી નદીનું પાણી પસાર કરીને
કીનારે નીકળી આવવાની તઈયારીમાં હ
તી તેનાપર દુશમનોની ફોજ એકદમ
મબાદા હલ્લો કરે નહીં તેથી પેલા
પોતાના તીરઅનદાઝોને પેલા સીથીઅ
નોપર પયદરપય તીરો અને ગોફનો
નો મારો ચાલુજ રાખવાનો તેણે હોક
મ આપી રાખેલો હતો. એમ કરતાં જ્યા
રે તેનું આખું લશકરજ પેલા કીનારા
પર આવીને સલામતીથી જમાવ થઈ
પડયું, તયારે તેણે સપર પેહેલાં તો
પોતાના મદદનીશ યવન સવારો અને
નેજાબરદાર સીપાહીઓની ચાર ટુકડી
ઓને પેલા સીથીઅનો ઉપર હુમલો
કરવા સારૂ રવાના કરી આપી હતી.
જ્યારે તે ફોજ આવીને પેલી સીથીઅ
નોની બોહોળી ફોજ સાથે બાઝી અને
અથડીજ પડી, તયારે પેલું સીથીઅન
ઘોડેસવાર લશકર તે યવન ફોજની આ
સપાસ ફરી વળયું અને ગોળગોળ ચક
રાવો લઈને તેઓને જુદાબંધ ઘાહેલ
કરતુંજ ચાલયું હતું: કારણ એ જે,
યવનો કને તયાં માણસો પુરતાં તો
હતાંજ નહી, તેથી પેલા સીથીઅનો તો
તેઓને ઘાહેલ કરી નાંખીને પોતે તો
સહીસલામતજ તેઓના મારામાંથી ઘણી
સેહેલાઈ અને શેતાબીથી પસાર થઈ
જવા લાગયા હતા. આથી બાલાકરાસ
ની સરદારી હેઠળ સીકંદરે પોતાના તી
રઅનદાઝો અને આગીઆનીઅન તથા
બીજા હલકાં હથયારો ધરાવનાર સવા
રોને ભેળસભેળા કરીને ફરીને પેલા સીથી
અનો તરફ મોકલાવી આપયા હતા.

જેવા કે તે સવારો પોતાના હમ
નબરદોની છેકજ નજદીકીમાં જયારે આ
વી લાગયા તયારે સીકંદરે પેલા પોતા
ના ભાલાબરદાર સવારો અને બીજી ત્ર
ણ ઘોડેસવાર પલટણની ટુકડીઓને તે
ઓપર એકદમ મારો ચલાવવાનો હોક
મ આગમચથીજ કરી રાખેલો હતો
અને તેઓની સાહેતામાં બાકીના ઘોડે
સવારોને લઈને તે ખુદ પોતેબી પોતા
ની ફોજને એકઠી કરીને પછી તે તરફ
ઝડપમાં ઉતરી પડયો હતો અને તરત
જ તેઓપર મારો ચલાવવાને મંડી ગ
યો હતો. આથી પેલા સીથીઅન ઘોડે
સવારો આગળ માફક પેલા યવન સવા
રો અને હલકાં હથયારો ધરાવનાર પય
દળ સેપાહોના મારાથી પેલી ફોજની
આસપાસ સેહેલાઈથી હવે ગોળ ચકરડા
માં ફરી વળી શકયાજ ન હતા અને
આખેરે નહાસભાગમાંજ પડી ગયા હ
તા તે જંગની દરમીઆનમાં તેઓનો
સત્રાસીસ નામનો એક મોટો અમલદા
ર તથા બીજા એક હઝાર માણસો માર
યા ગયા હતા અને દોઢસો જણાઓ
તો કેદજ પકડાઈ ગયા હતા. તેઓનો
દુંબાલો જે ઘણોજ તેઝ રીતે પકડી રા
ખવામાં આવયો હતો તેથી થાક અને
બેહદ ગરમી અને પાણીની અતયંત તં
ગીથી સીકંદરની ફોજજ ઘણી બતંગ
હાલતમાં આવી પડી હતી, જેથી જેબી
પાણી તયાં મયસ્સર થઈ શકયું હતું
તેજ પેલી સવારીની વેળા સીકંદરને પ

ણુ પી લેવાની ફરજજ થઇ પડી હતી. તે પાણી ગદલું અને ખરાબ હોવાથી સીકંદરનાં તો પેટજ એકદમ છુટી ગયાં હતાં જેથી તેને પેલા સઘળા સીથીઅનોનો વધુ દુંબાલો પકડવાને તો છોડીજ દેવો પડયો હતો. આમ તે શુરવીરો એકાએક આજારી પડી ગયોજ ન હતે તો પેલી નહાસભાગથી સઘળાજ સીથીઅન લડવઇયાઓનો તયાં ઘાણુજ નીકળી ગયો હતે. સીકંદરની અવસ્થા હાલ તરત તો ઘણીજ માઠી થઇ પડયાથી તેને છાવણી ભણીજ ડોળીમાં નાંખીને લઇ જવોજ પડયો હતો. આથી પેલા આરીસ્તાનદરની આગાહી આખેરે ખરીજ પડી ચુકી હતી. વળી લાઇસીમેકુસ સારૂખા તે જોશીની અગમચેતી આગળ ચાલતાં ખરીજ પડી ચુકી હતી, એમ એપીઅન વટીક વરણવી ગયો છે. (જુઓ, તેની "સીરીઓકા" વી૦ ૬૪ મો.) બનાવ એવો બની ગયો કે, તેટલામાંજ સીથીઆના રાજાએ પોતાના એલચીઓને સીકંદર કને દોડાવી મેલ્યા અને જે બનાવ બની ચુકયો તે વાસ્તે તે તેની કનેથી માફી માહુવા લાગયો: કેમકે, તેમાં રાજય તરફની તો કશી કસુરજ ન હતી. તે રમખાણુ કેટલાએક લુચા સીથીઅનો લુટફાટ કરવાના એરાદાથી પોતેજ ઉઠાવી બેઠા હતા, કે જેમાં અમારા રાજાનો તો કશો હાથ કે ચારોજ નહીં હતો; માટે તમો સાહેબ જેબી હોકમ ફરમાવો તે મુજબ ચાલવાને અમારો પાદશાહ તો રાજીખુશી અને તઇયારજ બેહેલો છે. આથી સીકંદરે તેના પર સાલેસાઇથીજ જવાબ વાળયો હતો: કેમકે, તેની એમ તો ખાતેરજમાજ થઇ ચુકી હતી કે, તે રાજાનું કહેવું બનવાજોગ છે. વળી તે સાથે તેની સાથે નવી ઝુમબેશમાં ઉતરવા તે ખુદ પોતેબી તઇયારજ ન હતો, તેથી તેની તરફ કુચ કરી જવાથી હાલ તરત તેણે પોતાના હાથ તો ખેંચીજ રાખી મેલ્યો હતો.

**બહાદુર પારસી સરદાર સપીતમને (સપીતામીનીસે) તો સમરકન્દ ખાતે સીંકદરની ફોજને હંફાવવાની કરેલી જબરી કોશે અને એક મકદુનીઆની ટુકડીનો તો તેણે આણી મેલેલો સદંતરજ અંત.**

આણીગમથી જે મકદુનીઅન ફોજ કે સમરકંદના કીલ્લાની મહાફેઝત કરવા સારૂ ત્યાં પડેલી હતી, તેણે જયારે એમ જોયું કે, સપીતમન અને તેના ગોઠયાઓ તો આપણી ઉપર ખરેખર હલ્લો કરવાની તઇયારીમાંજ બેઠેલા છે, ત્યારે તે ફોજ પોતાના કીલ્લામાંથી બાહેર ધસી આવી કેટલાએક પોતાના હુમનબરદોને કતલેહામ કરી નાંખી બાકીનાઓને તો તેણે નહસાડીજ મેલ્યા હતા અને ત્યારબાદ તે ફોજ પાછી પોતાના કીલ્લામાંજ જઇને ભરાઇ બેઠી હતી; કેમકે, તે ઝપાઝપી અને હાથ ચાલાકીમાં તેઓનો તો એક પણ માણસ મારયો ગયોજ ન હતો, એમ એરીઅન આપણને ઠંડે પેટે જણાવી જાય છે! પેલા કીલ્લાની સાહેતામાં સીકંદરે બીજું લસકર ઉપર કહયા મુજબ તરતજ પોતે જે મોકલાવી આપયો હતો, તે ફોજ સમરકંદની નઝદીકીમાંજ આવતી ચાલી છે, એમ કે સપીતમનના ખેપીઆઓએ તેને જયારે આવીને હુવેથી ખબરદાર કરયો ત્યારે પેલા કીલ્લા ઉપરનો ઘેરો ઉઠાવી લઇને તે પારસી સરદાર પોતે તો સોગદીઆનીઆનાં પાયતખત શેહેર ભણીજ પોતે ઉપડી ચાલ્યો હતો. આમ જયારે તે સુબો સોંગદીઆનાં પ્રાંત તરફ નીકળી જતો હતો, તયારે તેને વાટમાંજ તયાં જતો અટકાવવા સારૂ ફારનુચીસ અને બીજા તેની સાથના યવન સરદારોએ તેનો દુંબાલોજ પકડી રાખયો હતો અને જે રઝડરખડ કરતા ખડતલ સીથીઅનો તયાં રાહમાં તેઓના દીઠામાં આવયા, તેઓ પર કશીબી આગલો પાછલો વીચાર કરયા વીના તેઓએ એ કામતી એકાજતી હુમલોજ કરવા માંડયો હતો. એટલામાં સપીતમનનેબી છસો ઘોડેસવા

ર સીથીઅનોની મદદ મળી ચુકયાથી તેને વધારે હીંમત હાલ તો આવી ગઇ હતી; માટે જે મકદુનીઅન ફોજ તેની તરફ આવતી હતી તેની સાથે હમાજેર લેવા સારૂ તે વાટમાંજ અટકી બેઠો હતો અને તેની તયાં રાહ જોતોજ રહેલો હતો. પોતાના માણસોને દશતે સીથીઆ યાને સીથીઆના બેયાબાનની બરાબર સપાટ જગયાપર ગોઠવી રાખી તેણે લાંબો વખત સુધી પેલા દુશમનો સારૂ થોભી જવા હાલ તો તે દોરોસ્તજ વીચારતોજ ન હતો: તેમજ તે પોતાના હમનબરદો ઉપર એકદમ પોતે ઉતરી પડવાનો એરાદો પણ રાખતોજ ન હતો. આથી તે મેદાનની આસપાસ મારતે ઘોડે ફરી .વળી દુશમનોની પયદલ ફોજ ઉપર હવેથી તેણે તીરોનો અરાબો ચોતરફથી છોડવા માંડયો હતો. જયારેબી પેલી ફારનુચીસની ફોજ તેઓપર પોતાનો મારો પણ ચલાવવા લાગતી હતી. તયારે પારસી ફોજનાં ઘોડા વધારે તેઝ અને ઝડપી ચાલના તથા મજબુત બાંધાના હોવાથી તે મારામાંથી ઝડપમાં તેપરના સવારો સહીસલામત પોતે -તો નીકળી જવાજ પામતા હતા. વળી અનદરોમાકુસની ઘોડેસવાર ફોજ તો વારંવાર કુચો કરવાથી અને ઘાસચારો બરાબર મયસ્સર ન થઇ શકવાથી ઘણીજ થાકી પણ ગયલી હતી; માટે પેલા સીથીઅન સવારો તેઓપર યાહોમ ઉતરી પડયા હતા અને જયાંબી તેઓ નહાસભાગ કરી બેસે કે વીસામો લઇ પડે તયાંબી તેઓનો દુબાલો કેવલે તેઓ છોડતાજ ન હતા. આથી પારસી ફોજના તીરોના મારાથી ઘણાએક મકદુનીઅન સેપાહો તો ઘાહેલજ થઇ પડયા હતા અને કેટલાએકો મારયા વટીક ગયા હતા; જેથી પેલા યવન સરદારોને પોતાની ફોજને એક ચોકસ આકારમાં હવેથી ગોઠવી રાખવાની ફરજજ થઇ પડી હતી અને પછી તેઓ પોલીતીમેનુસ નામની નદીનો જઇને પોતે આશ્રો લઇ બેઠા હતા; કે જે નદીને હાલ ઝમાનામાં સોગંદની નદી યા તો કોહીક નદીનાં નામ હેઠળ લોકો પીછાને છે.

મજ્કુર નદીના આ ગ્રીક નામનો અર્થ "ઘણી કીમતી" એવો થાય છે કે જે શબ્દ પેલા કદીમ યવનોએ તેનાં અસલ બાખત્રીઅન નામ ઉપરથી કદાચને તરજુમો કરી લીધેલો હશે, એમ એઓ ઉપરથી સારાંશ નીકળી શકે છે. (જુઓ. તેની ભુગોળ. ૧૧–૧૧.) આમ તે નદીનો આશ્રો તેઓને એટલાજ સબબ ઉપરથી લેવો પડયો હતો કે, તેમાં એક ગીચ ઝાડીનો ખાંચો આવેલો હતો કે જેથી દુશમનોના તીરોના અરાબાઓમાંથી તેઓને સોહેલાઇથી બચવાને બની શકે તેવું હતું કે જેથી તેઓની પયદળ ફોજ આમ બચી શકવાથી આગળ ચાલતાં તેઓને વધુ ઉપયોગી થઇ પડશે, એમ પેલા સરદારો પોતાને મનસે વીચારતા રહેલા હતા. એટલામાં તેઓની ઘોડેસવાર ફોજનો સેનાધીપતી કારનુસ પેલા અનદરોમેકુશ સાથે કશોપણ સંદેશો ચલાવયા વીના પોતાના જાનને જોખમમાં નાંખી દેઇને પોતાની ઘોડેસ્વાર ફોજને પેલી નદીની બીજી પાર સહીસલામત રીતે ઉતારી પાડવાના હેતુથી તે નદીને હવેથી ઓળંગવાને પોતે મંડી ગયો હતો. તેની પાછળ પેલી પાયદલ ફોજે કોઇબી સરદારના હોકમ વીના પેલી નદીમાં પછી પોતેબી હોમાવી દીધું હતું. તે નદીનો કીનારો સીધો અને ઉભો ને ઉભો આવેલો હોવાથી કશીબી આહીન વીના તેઓ તેમાં ઉતરી પડયા હતા, તેથી તેઓમાં હવેથી જબરો ગભરાટ થઇ પડયો હતો. આમ પેલા મકદુનીઅન સીપાહીઓની હુલડાઇ અને ખામી વીષે જ્યારે પારસી સરદારો વાકેફ થઇ ચુકયા તયારે તેઓ પોતપોતાના ઘોડા સીખે અહીં તહીં હવેથી ઉતરી પડવાને મંડી ગયા હતા, અને પોતાના હમનબરદો ઉપર તેઓ જબરો મારો ચલાવવા લાગી ગયા હતા. કેટલાએક પારસી સવારોએ તો જે યવન સીપાહીઓ કે પેલી નદી પાર કરીને જમીનપર ઉતરી પડવાની તઇયારીમાં હતા. તેઓને તો પોતે મજબુતીથીજ પકડી રાખયા હતા કે જેથી તેઓથી પેલી ખુશકી ઉપર ઉતરી શકાતુંજ ન હતું. બીજા સવારોને જ્યાંથી પેલા યવન સી

પાહીઓ કે પેલી નદીમાં ઝીપલાવવાને
મંડી ગયા હતા ત્યાં આગળ તેઓની
બરાબર હરોળમાંજ લાવીને ગોઠવી રા
ખેલા હોવાથી તેઓ તો તેઓને ધકેલા
મારીને પાછા પાણીમાંજ ડુબાડી દેતા
ચાલ્યા હતા. વળી પોતાની પેહલુ આ
ગળથી કેટલાએક પારસી સેપાહો તો તે
ઓપર તીરોનો મારોજ ચલાવી રહેલા
હતા અને બીજાઓ જે મકદુનીઅન સે
પાહો કે પેલી નદીમાં જેવા ઉતરવા જ
તા હતા કે, તેઓપરજ પોતે અતયંત બ
ળથી ઉતરી પડેલા હતા. આમ ચોતરફથી
પેલા મકદુનીઅન સીપાહીઓ ઘેરામાં
આવી પડયાથી નાચાર થઇ જઇ
ને તે ભયભીત હાલતમાંથી બચી
જવા સારૂ તેઓને તે નદીમાં આ
વેલાં એક નાના ટાપુનો નહાસીને હવે
થી આશ્રો લેવો પડયો હતો: કે
જયાં તેઓને પેલા સીથીઅનો અને સ
પીતમનની ફોજના સવારોએ ચોતરફથી
ઘેરી લઇને તીરોનો ઝબરદસ્ત મારો ચ
લાવીને કતલેહામ કરી નાખયા હતા અને
તે ખુનામરકીમાંથી જેબા થોડાક યવન સી
પાહીઓ કે બચવા પામયા હતા તેઓને પ
છી વેહે પકડીને ગોલામગીરી હાલતમાં સપ
ર પહેલા તો આણી મેલયા હતા, પરંતુ
તે સઘળાઓનેબી પારસીઓએ આખરે
પછી ઠારજ કરી નાખયા હતા. આમ
સીકંદરની ઘાતકી ચાલનું વેર તો એ
સપીતમનેજ હાલ તરત તો સારીકાની પોતે
લઇ દેખડાવયું હતું. આ જંગ સંબંધી જે
અહવાલ એરીઅન કે ઉપર દરશાવી ગયો
છે તેની વીરૂધમાં આરીસ્તોબયુલશ જેવો
સીકંદરના ઝમાનાનો બીજો એક ઇતી
હાસ કરતા તો એમ આપણને કહી સ
મજાવે છે કે, પેલા સીથીઅનો કોઇ એ
ક બાગમાં પોતાના કમીંગાહમાં જે છુ
પાઇ બેઠા હતા તેઓ પેલી મકદુનીઅન
સેપાહોની ટુકડી પેલી કમીંગાહ આગળ
આવી પહોંચી તેવામાંજ તેઓ ઉ
પર પોતે યાહોમ ઉતરી પડીને તે
ઓનો સદંતરજ ઘાન કહાડી નાખયો
હતો. તે વેળાએ પેન્નો ફારનુચીશ કોઇ
ક બીજાજ સરદારને તે ટુકડીની સરદા
રી આપવાને તઇયાર થઇ પડેલો હતો:
કેમકે તેનામાં સરદારી કરવાનાં અગતય

નાં ગુણોની તો કેવળે ગેરહાજરીજ દીસ
તી હતી, એટલુંજ નહી પરંતુ લડાઇના
દાવપેચોથી પણ તે અતયંત બીન અનુભવી
જવોજ લાગતો હતો. તેને તો તેની મીલન
સાર ચાલને લીધે પોતાના હમનંબરદોને
સમજાવી પટાવીને પોતાની બારડુમાં પા
છા કરી લેવાના હેતુથીજ સીકંદરે તે
ટુકડી સાથે સોંપી આપેલો હતો; કેમકે
તેમાં જેબી મકદુનીઅન અમલદારો હ
તા તેઓ તો પાદશાહના ખાસ માની
તાઓજ થતા હતા, પરંતુ તે સરદારી
પોતાને માથે ખાસ ઉપાડી લેવા સારૂ
એનદરોમેકુસ, મીનીદીમુસ અને કેરાનુ
સતો સાફ પોતે ના પાડીજ ઉઠયા હતા,
કારણ એ જે, અસલ ધરવીજ જે ગોઠવ
ણો કે સીકંદરે તે ફોજમા કરી રાખે
લી હતી તેને તેઓ કેવળ આડે આવ
વા માગતાજ ન હતા. બીજું તો એ
જે તેઓએ તે જંગમાં કેટલીએક ભુલ
થાપો પોતે પણ ખાધી હતી; તેથી આ
વા ભયભીત હાલતની વેળા મબાદા તે
માંબી તેઓ હાર ખાઇ બેસે તો
તે સઘલો જોખમ પોતાને માથે ઉઠાવી
લેવાને પેલો કોઇબી સરદાર જરા પણ
રાજી દીસ્તોજ ન હતો. આમ જ્યારે
તેઓ બરખેલાફી અને ગભરાટમાં આ
વી પડેલા હતા; ત્યારે તેટલામાંજ આરી
સ્તોબયુલશ કહે છે કે, પોતાની કમીંગા
હમાંથી એકાએક બાહેર ધસી આવીને
પેલા સીથીઅનો તેઓપર એકદમ પોતે
પડી ગયા હતા અને પોતાના હમનંબર
દોને તેઓએ સદંતરજ ઠાર કરી નાખ
યા હતા કે જેમાંથી કહે છે કે, ચાલીસ
સવારો અને ત્રણસો પાયદલ સેપાહોજ
ફકત બચી શકવાને નસીબવાન નીવડી
પડયા હતા. કરસીયુસતો આપણને એ
મ જણાવી જાય છે કે, પેલા કમીંગાહ
વીતેનો માંચડો પેલા મકદુનીઅન સેપા
હોને ઠગવા અને ફસાવવા સારૂ સપીતા
મને ખુદ પોતેજ બનાવી રાખેલો હતો
અને તેણેજ તે ટુકડીના ત્રણસો સવારો
અને બે હજાર પાયદલ સેપાહોનો સદં
તરજ ઘાણ કહાડી નાખયો હતો. આમ
પોતાના આવા બહાદુર પહેલવાનોને ખોવા
ના સમાચાર જયારે સીકંદર કને પહોંચી
ગયા ત્યારે તે પાદશાહ ઘણોજ દીલગીર થઇ

પડયો હતો અને સપીતમન તથા તેના સ્નેહીઓ સાથે લડવાને તે હવેથી ઝડપમાં તે તરફ પોતે હાથે જાતેજ ઉતરી પડયો હતો. તેને તે વેળાએ વળી એમ પણ માલુમ પડી ચુકયું હતું કે, સપીતમન તો હવે સમરકંદ તરફ ધસ્યો જઇને ત્યાંના કીલ્લા માંહેલા મકદુનીઅન સેપાહોનેબી તે ફરીને ઘેરી લેવાનો મનસુબો કરી બેઠેલો છે. આથી પોતાની ખાસ ઘોડેસવાર ફોજના અરધો અરધ સવારો, પેલા ઢાલ તલવાર ધરાવનાર તમામ સીપાહીઓ, તીરઅનદાઝો એગ્રીઆનીઅન ઘોડેસવારો અને પોતાની ફેલાનકસ (ફોજ)ના તેઝ ચાલના માણસોને લઇને સમરકંદ તરફ તે શેતાબીથી હવે રવાના થયો હતો અને પોતાની કુચની મંજલ [illegible] દેખરેખ રાખવા અને તેની દરરોજની માંપણી લેવા સારૂ અર્થીનાયુસના કહેવા પ્રમાણે (જુઓ, તેનું પા૦ ૪૪૨ મું) તેણે બીતન નામના કોઇ એક માપણી લેનાર એનજીની અરનેબી પોતની સાથે રાખી લીધેલો હતો.

મજકુર પંથ સેવાય એ મજકુર નવીશનદો કોઇ એક એમીનતસ નામના બીજાબી એક શખસની રચેલી "સતાથમોઇ" યાને કુચો નામની એક ચોપડીની સતા પાંચ વખત પોતે ટાંકી દેખડાવે છે જે પરથી એમ માલુમ પડી શકે છે કે, તે કુચની વેળા તે તાજદારે દોઢ હજાર સ્તેદીજ યાને આશરે ૧૭૬ માઇલ જેટલી લાંબી મનઝેલ ફકત ત્રણજ દીવસમાં પુરી કરી નાંખી હતી અને ચોથે દહાડે તો બડી બામદાદની વેળા તે સમરકંદ ખાતે જઇ પોંહોંચયોજ હતો; પરંતુ જયારે સપીતમન તથા તેના ગોઠયાઓએ તેના તે શેહેરમાં આવી પહોંચવા વીશેના સમાચાર સાંભળયા તયારે તેઓ તો તે શેહેરને પડતુંજ નાંખી દઇને બીજેજ કેથે પોતે સતી ગયા હતા, તોબી સીકંદરે તો તેઓનો દુંબાળો પોતે મજબુતીથીજ પકડી રાખેલો હતો અને જે જગ્યા આગલ કે પેલી છેલી લડાઇ થઇ પડેલી હતી તયાં પોતાનાં માણસોના જે મુરદાં વ.ટમાં પડેલાં હતાં તે સઘળાઓને જેમ બની આવયું તેમ ઝડપમાંજ ભુમીદાહ કરી નાંખીને તે પેલા સપીતમનની નહાસભાગમાં પડેલી પેલી ફોજનો પાછો દુંબાલોજ પકડી બેઠો હતો અને તેઓને પછી છેક બેયાબાન જંગલમાંજ હાંકી કહાડયા હતા. તે તરફથી હવે પાછા ફરતી વેળા તયાંની તમામ ભુમીને તે તારાજ કરતો ચાલયો હતો અને તયાંના જે વતનીઓએ કે તયાંના મજબુત કીલાઓનો આશ્રો લીધેલો હતો તેઓનેબી તે ખુની બચો ઠાર જ કરતો ચાલયો હતો, એવું બહાનું વચે લાવીને કે તેઓએબી લોકો એમ કહે છે કે પેલા મકદુનીઅન સેપાહોને હાર આપવામાં તેના હમનબરદોને સારી કુમકો કરેલી હતી. કરસીયુસ એમ કહે છે (૭–૪૦) કે તે વેળાએ એ તાજદારે બાખત્રીઆ તથા સોગદીઆના પ્રાંતો ખાતે છ નવાં શેહેરો પણ વસાવયાં હતાં કે જેને બદલે જસતીન તો છેક બાર શેહેરોનાં નામોની ટીપ આપી ગયલો જણાય છે. (જુઓ તેની ઓ૦ ૧૨–૫) વળી ત્યાંથીબી કે, પેલી પોલીતીમેહતુસ નદી પસાર થઇ જતી હતી તે આખી ભુમી હવેથી તે વટાવી ગયો હતો; પરંતુ જે દેશાવરો ખાતેથી તે નદી પસાર થતીજ ન હતી તયાં તો બેયાબાન જંગલોજ ઉભાઇ જતાં હતાં; કેમકે તેમાં પાણી તો બેસુમાર જો કે જોવામાં આવતું હતું તોબી તે તયાંની રેતાળ ભુમીમાં જઇને આખેરે ખાલી થઇ પડતું હતું, એમ એરીઅન આપણને જણાવી જાય છે; પરંતુ હાલ ઝમાનાની શોધખોળો ઉપરથી તે ગ્રંથકારનું એ લખાણ ગલત માલુમ પડી શકે છે; કેમકે, તે નદી તો તે દેશાવરો ખાતેથી વેહેતીજ ચાલી જઇને આખેરે કારાકુલનાં શેહેરની નજદીકીમાં દીંગીઝનો જે સરોવર . આવેલો છે તેમાં પડીને પછી પોતે તો ખાલીજ થઇ જાય છે. વળી બીજાં તયાં મોટાં અને મોસમપરજ ઉઠી ઉભાં થતાં નદીનાળાં પણ તેમજ પેલી રેતાળ ભુમીઓમાં જઇને પછી અણુદીઠ થઇ પડતાં હતાં પેલી ઇપારેદુસ (ઇપારાદુસ) નદી તો મારદીઅન લોકોની ભુમીમાંથીજ પસાર થઇ જતી હતી, લયકીન તે નદી

ક્યાં આગળ અસલમાં આવેલી હતી,
તેની હાલ તરત તો આપણને કશીબી
ધાની કે નીશાની કેવળે મળી શકતીજ
નથી; તોબી જમીઆદ યસ્તવાળો તો
તેને ફ્રદથનાં નામ હેઠળ પોતે પણ આ
રાધી ગયલો છે અને બીજા અસલી રૂ
મી અને યવન ગ્રંથકારો તેને જુદાં જુ
દાં નામો હેઠળ પોતે પણ પીછાણીજ
ગયલા દીસે છે. ( જુઓ, આ દફ્તર
નાં વા૦ ૨, ભા૦ ૧ નું પા૦
૮૪૫–૮૪૬. ) તેમજ પેલી એરીઉ
સ યાને હરીરૂદ તો એરીયાનાં યાને હે
રાતીઓનાં મુલકમાંથી પસાર થતી હતી
અને પેલી ઈતીમાનદર યાને હેલમંદ ન
દી તો પુરગતાઇ લોકોની ભુમીમાંથી ની
કળી જઈને આખેરે હામુન યાને સીસ્તા
નના સરોવરમાં ખાલી થઇ પડતી હતી
અને હજુબી તે બંને નદીઓનો મામ
લો તેમનો તેમજ જોવામાં આવે છે,
એમ ઉપર વારંવાર આપણે જણાવી પ
ણ ચુકયા છીએ. (જુઓ, વા૦ ૨, ભા૦
૧ નું પા૦ ૮૪૬ થી ૮૪૮ સુધી.) એ
સઘળી નદીઓ વધારે મોટી અને થી
સીલીઆનાં પ્રાંતવાળી યવન લોકોની પી
નીયુસ નદી કે જેને હાલ ઝમાનામાં સા
લમબરીઆનાં નામ હેઠળ લોકો પીછાણે
છે તેના કરતાં તો કદમાં જરાબી નાની
તો કાંઇ હતીજ નહીં. એ પીનીયુસ
યાને સાલમબરીઆ નદી ઓલીમપસ
અને ઓસાના પહાડોની વચ્ચે તેમપીની
જે જાણીતી ખીણ કે આવેલી છે તેમાં
થી પોતે સરસટાટ નીકળી જાય છે અને
પછી ઠેઠ દરયામાં જઈને ખાલી થઇ પ
ડે છે, એમ શાએર ઓવીદ પણ પોતા
ની "મેતામોરફોસીસ" માં આપણને
જણાવી ગયો છે. (જુઓ, તેની ચો૦
૧, બેતો ૫૬૮ થી ૫૭૬ સુધી.) વળી
તેની સાથે સરખાવતાં પેલી મજકુર પો
લીતીમેતુસ નદી તો ઘણીજ મોટી નદી
માં ચાલી શકે તેવીજ ગણાય છે.

**હવેથી બીસસની આવી પહોંચેલી બદબખતી.**

"બ માહુએ બરબાદ નફરીન હઝાર
કે દર બુસ્તાન જાએ ગોલ ગસ્તખાર."

**મુલ્લાં ફીરૂઝ.**

આમ મુલ્લાં ફીરૂઝ સાસાંની વં
શના છેલ્લા પાદશાહ યઝદેજરદ શેહેર
યારને કતલ કરાવી નાખવા સારૂ હઝા
રો હઝાર લઅનત માહુએ સુરી પર
નાખી ગયો છે, તેમજ હખામની વંશ
ના છેલ્લા નામદાર તાજદાર દરાયશ
કોદોમાનુશને મારી નખાવવામાં બીસસ
નો જે હાથ હતો તેના પરબી આ પ્ર
સંગે આપણને બેહદ નફરીનના શબદો
વાપરયા વીના તો ચાલતુંજ નથી; કેમ
કે, તેનાંજ આવાં ઘાતકી કામ અને ક
રતુકોથી તો પારસીઓની હખામની વં
શની બુલંદ શેહેનશાહતનો પાયોજ સ
દાબરો ગોયા હવેથી ધસી પડયો હતો.
ઉપર જણાવયા પ્રમાણે તે નીમકહરામ
સુબો જયારે આખરે સીકંદરને હાથે
સપડાઈજ ગયો તયારે તેને હાલ તરત
તો તે મકદુનીઅન રાજાએ બાખત્રીઆ
ખાતેજ કેદ કરીનેજ રવાના કરી આપ
યો હતો. તયાં તે પોતાનાં આવાં
કરતુકની સજા શું થશે, તેના ગંભીર વી
ચારમાંજ ઘણુંક સુધી તો બેચેન હાલ
તમાંજ પડી રહેલો હતો; પરંતુ સપીત
મનની જવાંમરદી અને દલેરીથી તે પા
દશાહને પણ હવેથી જયારે બાખત્રીઆ
નાં પાયતખત શેહેર બલખ યાને જરઅ
સ્પ ખાતેજ ઉતરી પડવાની ફરજ થઇ
પડી તયારે તે સુબાને હવેથા તેની તે
માઠી ચાલચલગત સારૂ સઝા કરવા તેને
માથે એક નાખુશ ફરજ આવી પડી હ
તી. તે જરીઅસ્પનાં શેહેર ખાતે જયાં
સુધી ભર શીઆળો આવી પહોંચયો ત
યાં વેર તે પાદશાહ પોતે પડીજ રહેલો
હતો, તેટલામાંજ તયાં પારથીઆના હા
કેમ ફ્રાહતાફરનીસ અને તેનો ગોઠયો સ
તાસાનોરબી પેલા અરસામીસના મુસ્કા
ટાટ કરીને તેની સનમુખ લાવીને હવેથી
હાજર થયા હતા; કેમકે, તેઓને તે
પાદશાહે હેરાત તરફ તેની શોધ સારૂજ
આગળ મોકલાવી આપેલા હતા. તેઓ
એ વળી પોતાની સાથે બરજાનીસ (બુ
રજીન) જેને બીસસે પારથીઆની ભુમી
નો હાકેમ નેમેલો હતો તથા જે બીં
જા સરદારો કે તેની પક્ષમાં થઇ જઈને
હુલડ મચાવી બેઠા હતા તે સઘળાઓને
બી પકડી લાવીને તે તાજદારનેજ સ્વા

ધીન કરી દીધા હતા. બીસસ અને તે
ના ગોઠયાઓની આમ આખેરે આવી
ચુકેલી હાર અને તેઓના શુળીપર ચ
હડવાની બીના સાથે ફીરદોસી અને ને
ઝામી પણ યકશાનજ ઉતરે છે; (જુ
ઓ ફારસી શાહાનામું દા૦ ૩ પા૦ ૫૯
મું) પરંતુ તેઓનાં નામો ફીરદોસી તો
જાનું સીયાર અને માહીયાર કરીને જ
ણાવી જાય છે અને એમ કહે છે જે તે
ઓ તો અસલધરથીજ તેના યાને ૫.૬
શાહ દરાયસના દસ્તુરો યાને રાહાનુમા
ઓ તથા સલાહકારોમાંજ ખપતા હતા.
લયકીન નેઝામી તો તેઓનાં કરતાં નામો
તો કાંઇ આપી જતોજ નથી અને તે
ઓ તેનાં બે સરહંગો યાને કોતવાલો
યા તો લશકરી અમલદારો થતા હતા,
એટલોજ એશારો કરી ગયલો છે. વળી
ફીરદોસી દરાયસની જે રાણી કે સીકંદ
રને હાથ પકડાઇ ગઇ હતી તેણીનું
નામ દીલઆરાએ અને તેની બેટી જે
સીકંદર સાથે પાછળથી પારસીઓની
રાહરસમ મુજબ એરીઅન, (જુઓ
તેની "એનાંબાસીસ" ચો૦ ૭ બા૦
૪ પા૦ ૩૪૮-૩૫૦) નેઝામી તથા ફી
રદોસીનાં કહેવા પ્રમાણે (જુઓ ઇ૦
સ૦ ૧૮૯૯ નાં એપ્રેલ માસનું "લંડ
ન એસીઆટીક રીવયુ" માં મારી લખે
લી અંગ્રેજી આરટીકલ પા૦ ૩૯૧-૩૯૨;
જ્યાં શાહાનામાંના પાછળા કેટલાએક ન
વીશંદા અને ઉતારા કરનાર અભણ મુ
નશીઓ આગળી પાછળી તવારીખો સં
બંધી પોતાની બીનમાહેતગારીઓને લી
ધે જેબી વીશેષ નામો છે કે ગઠલમઠલ
કરી ગયલા છે તે વીષેનો પુરતો ખોલા
સો કરવામાં આવેલો છે.) પરણી ગ
ઇ હતી તેણીનું નામ રોશનક કરીને
આપાણી જાણ સારૂ મેલી ગયલા છે કે
જે મત સાથે શાએર નેઝામી પણ યક
સાનજ ઉતરે છે અને એમ કહે છે જે:-

"બેરસમે કીઆંન નીઝ પયમાંન ગેરેફત;
વફા દર દેલો મેહેર દર જાન ગેરેફત."

યાને તેણીની સાથે મેહેર (પ્યાર)
અને વફાદારીથી વરતવાનાં સોગંદો ખા
ઇને કીઆની મરદાની રાહરસમ મુજબ
પોતે પરણી બેઠો હવો. (જુઓ ફા૦
"સીકંદરનામુ" પા૦ ૬૨ મું.)

વળી તેજ હંગામમાં દરયાને મા
રગેથી ઇપોસીલુસ, મીલમનીદાસ તથા થ
રેસીઅન લોકોનો સરદાર પતોલીમીબી
ત્યાં આવી લાગયા હતા: કેમકે, તેઓને
દરયાના કીનારા ભણી પેલી યવન મદદનીસ
ફોજો તથા મીનીશ સાથે જે નગદી પોતાની
ભુમી તરફ તે મકદુનીઅન લુટારાએ મોક
લાવી આપી હતી તેઓને સહીસલામત રીતે
પહોંચાડી આવવા સારૂ આગળ તે પાદશાહે
ખુદ પોતેજ મોકલાવી આપેલા હતા. તે
મજ તેજ વેળાએ કરસ્તીયુસના કહયા
પ્રમાણે (૭-૪૦) ઓગણીસ હજાર બી
જા યવન ભાડુતી સેપાહીની મદદનીસ
ફોજ સીખે આસેન્દ્દર તથા નીઆરક
સ નામના તેના સરદારો પણ ત્યાં આ
ગળ આવી લાગયા હતા. વળી તેવીજ
બાજી ફોજ સીખે દરયાને મારગેથી શા
મનાં મુલકનો સુબો એસકલીપીદોરસ
અને તેનો મદદનીસ સરદાર નામે મી
નીસ પણ ત્યાં આગળ આવીને ઉતરી
પડયા હતા. આથી એક મેહફીલ ભરીને
સીકંદરે તે સઘળા સરદારો આગળ પે
લા બીસસને લાવીને હવેથી હાજ
ર કરવાનો પોતે હોકમ આપ્યો હ
તો અને તેને સર પોતાના પાદશા
હને ઠગવાનો આરોપ મેલીને પ્રથમમાં
તો તેનાં નાક અને કાનોનેજ કાપી લ
ઇને તેને છેકજ બદસુરત બનાવી નાં
ખ્યો હતો અને પછી તેને પારસી ત
થા મીદીઅનોની રાજદવારી મંડળીને તે
ણે સ્વાધીન કરી દીધો હતો કે, તેઓના
ધયાનમાં જેમ આવે તેવી તેઓ સજા
તેને ફરમાવી શકે. સીકંદરે તેને કરેલી
નાક કાન કાપવાની અને બેએઝઝત કર
વાની આવી તે ઝમાનાની ચાલુ સખ્ત
શીક્ષા સામે એરીઅનને તો કંટાળોજ ઉપજે
છે; પરંતુ તે નીમકહરામ હાકેમ જે દરા
યશનો ખેશી અને સલાહકાર થતો હતો અને
જેની મેહેરબાનીથી તે બાખત્રીઆ જેવા
પારસીઓના અસલી વતનનો પોતે હાકે
મ થઇ બેઠો હતો તેને કોઇબી રીતે વ
વાની વવાનીનેજ મારી નાંખવો તેમાં હું
તો કશો દોષતો સમજતોજ નથી. વળી તે
પાદશાહે હવેથી પારસીઓની દીતભાત
મુજબનો પોષાક જે પેહેરવા માંડયો
અને બીજાબી પોતાના જાતભાઇઓને

તેમ કરવાનું જે ઉત્તેજન તે આપવા લાગયો હતો તેથી તેનેબી તે નવીશનદો તથા દાયોદોરસ (૧૭–૭૭) તથા જસ્તીન (૧૩–૩) વટીક વગોવી કહાડે છે; પરંતુ "જેવો દેશ તેવો વેષ" તે કહેવતને તો તેઓ ગોયા વીસર જનજ કરી મેલે છે. પલુતારક આપણુને જોકે એમ જણાવે છે કે, તેણે મીદીઅનોનો રેશમી લાંબો અને પગના ગુંઠણ સુધી આવે તેવો ઢીલો સાયો પેહેરવા માંડયો હતો, તોબી પારસીઓનું ભારી તાજ તો પોતાને માથે લટકાવવામાં તેણે દોરોસ્તજ વીચારેલું ન હતું; (જુઓ, તેનો સીકંદરનો વરૂતાંત, ઓવી ૪૫ મી) કારણ એ જે, તે તાજદાર પોતાના કોઇ એક નામચીન આગલા વડીલ નામે હીરાકલીસ (હરકયુલીસ)નોજ વંશપરંપરા પોતે ઉતરી આવેલો ચારંજીવીજ જેવો સમજતો હતો, કે જેને સારૂ ચાલતી આવેલી કેટલીએક કથાઓનો સમાગમ આગળ આપણે આ દફતરમાં કરી પણ ચુકયા છીએ. કહે છે કે, આરગોસના રાજા તીમીનુસનો કેરાનુસ નામનો કોઇ એક વારેસ અસલમાં મકદુનીઆનાં પ્રાંત ખાતેજ જઇને રહેઠાણુ કરી પડયો હતો અને ત્યાંનાં રાજયનો પોતેજ પછી પાદશાહ થઇ બેસીને એક નવોજ વંશ તે તરફ તેણે સ્થાપી દીધો હતો. હવે તે તીમીનુસ મજકુર હીરાકલીસનાજ ખાનદાનમાંથી ઉતરી આવેલો હતો, જેથી સીકંદર પોતેબી તેવોજ દાવો લઇ બેહેલો હતો. એ વંશાવલી વીશે શક હોય કે નહીબી હોય, તોપણ પુરતી તલાશ કરયા પછી હીરાદોતસના કહેવા મુજબ (૫–૨૨) "ઓલીમપીક" રમતગમતો ઉપર નેમાયલા નયાયાધીશોએ તો તે વાતને સાચીજ ઠરાવી આપેલી હતી; તો જોકે તે વેળાએ મકદુનીઅનવાળા રાજાઓને યવનો તો કુચ્છ બી સાદનાજ નહીં બલકે જંગલી લોકો તરીકેજ પીછાનયા જતા હતા. હવે જયારે ફીલકુસનાં વધતાં જતાં બળ વીશે એકીઆનાં શેહેર ખાતે તેની વીરૂધમાં મત આપવા સારૂ આખા યવન લોકોના જે પ્રતીનીધીઓને બોલાવવામાં આવયા હતા ત્યારે આરગોસના પ્રતીનાધીઓને તો તે મંડળમાં હાજર રહેવા દીધાજ ન હતા, એમ ગીબ્બન, હીરાદોતસ (૮–૧૩૭); લીવી (૩૨–૨૨) તથા થીયુસીદીદીજ (૨–૯૯ તથા ૫–૮૦) આપણુને સાફ જણાવી ગયલા છે. વળી સીકંદરનીજ માફક પલાતીઆની લડાઇમાં ફતેહ પામનાર પેલા સ્પાર્ટન સરદાર પાઉજેનીઅસે ઇરાની પોષાક પોતે બી હાથે જાતે જયારે પેહેરવા માંડયો; ત્યારે તેનાપર તમામ યવન લોકોબી નાખુશજ નજરથી જોતા બેઠા હતા અને તેથી પીજ ગેરઇવનોની તે પોતે ઘણુ તરાજીમાં આવી પડયો હતો. હવે પલુતારકનાં મજકુર લખાણુની વીરૂધમાં જઇને એરીઅન તો અહીંઆ સુધી પોતેબી લખી જાય છે કે, ઇરાની સાયા સેવાય એ તાજદારે પારસીઓનીજ દબછબનું તાજ હવેથી પોતાને માથે લટકાવવા માંડયું હતું અને તેમ કરવામાં તે પોતાના લોકોની બત્રીસીએ ચહડવાની તો કશી પણ પરવાહ કરતોજ ન હતો. તે નવીશનદો પોતે જાતે ઇપીકતેતુસ જેવા સતોઇક ફીલસુફોનો ચેલો થતો હતો, તેથી સીકંદરની આવી ચાલચલગતને તો પોતે વખોડી કહાડે છે અને કહે છે કે ગમે તેવો એ તાજદાર આલમગીર શહેઝાર તથા ચોખંડ પૃથવીનો માલેક થઇ ગયો હોય, તોબી તેનામાં પોતાના સ્વભાવ ઉપર કશોબી કાબુ કે અંકોશ તો હતોજ નહીં; તે અત્યંત દીલગીરી જેવીજ બીના છે. પેલી પારસી તથા મીદીઅનોની રાજયદવારી મંડળીએ તો બાસસને તકસીરવારજ ઠેરવી બે ઝાડોને જરા નમાવી તેઓની એક એક ડાંખળી સાથે તેના બંને પગોને મજબુત રીતે બાંધી રાખીને તે ઝાડોનાં દોરડાં પછી છોડી નાખી તેને ઘણીજ ખાતકી રીતે ચીરાવી નાંખ્યો હતો કે, જેમાં સીકંદરનોબી કાંઇ ને કાંઇ હાથ તો હોવેજ જોઇએ; નહીં તો કે, એરીઅન કે બીજા યવન નવીશનદાઓ તેને થયેલી આવી સખ્ત સઝા સારૂ આમ પોતાના વીચારો દરશાવી જતેજ નહીં.

## અસલમાં પારસી નામની ઉત્પત્તી.

વળી મને આ વેળાએ એમબી કહેવું અત્રે પ્રસંગોપત થઇ પડે છે કે, અસલી યવન તથા રૂમી લોકો પોતેબી પારસી તથા હીંદુઓ માફક પ્રથમધરથી જ આરય (ઇરાની) તાયફાનાજ ચીરંજીવી ઓ થતા હતા; પરંતુ લાંબો ઝમાનો વહી ગયાથી તે વાત તેઓના ધ્યાનમાંથી સદંતરજ નીકળી ગયલી હતી, માટે તે તાયફાઓમાં જે કેટલીએક યકસાન અસલી દંતકથાઓ ચાલતી આવેલી હતી, તે ઓપરથી ભુલાવો ખાઇ જઇને કેટલીએક વાતોનો ખોલાસો કરતી વેળા તેઓ આપણને છેક આડેજ રસ્તે દોરવી લઇ જાય છે. દાખલા તરીકે આપણું પારસી નામજ લેઓ કે જે કેટલાએક હીંદુઓ પાવરૂશી કરીનેજ જેમ સમજે છે, તેમજ આગલા યવનોબી પારસી નામનો સીલસીલો પોતાના પરસીયુસ નામના કોઇએક અસલી દેવતા સાથેજ ગોયા લાગુ પાડી ગયા છે; (જુઓ, હીરાદોતસ ૧–૧૨૫) તો બોકે તે નામ તો આપણા નીઆએગાનોએ અસલમાં પારસની ભુમી ઉપરથીજ પોતાને સારૂ ધારણ કરેલું હતું એમ તવારીખના સફાઓ ખોલ્લા રીતે એકરાર કરી જાય છે. વળી જેનોફન તો પોતાના સાઇરસ (કુરૂશ)નાં વરૂતાંત વીપિની ચો૦ ૧ ને પા૦ ૨ જે આપણને એમ જણાવી જાય છે કે, એ મજકુર પરસીયુસ યાને પરસીદોનનાં કુટુંબમાંથીજ શેહેનશાહ કુરૂશનો બાપ કબુજયો (કમબાયસીસ ઉતરી આવેલો હતો. તેમજ આગળ ચાલતાં હીરાદોતસ પણ વળી એમજ વરણવી જાય છે કે, (૭–૬૧) કે એ પરસીઉસ જુપીતર અને તેની બાયડી દનાઇને પેટેથીજ અસલમાં અવતરેલો હતો. પાછળથી જયારે તે (પરસીઉસ) બીલસના બેટા સીફીઉસ કને જઇ પહોંચી, તેની બેટી એનદરોમીદા સાથે પોતે પરણી બેઠો, ત્યારે તેને પેટે પરસીસ નામનો એક છોકરો પેદા પડેલો હતો કે જેને તેણે તેના મજકુર મમાવાનેજ સ્વાધીન કરી દીધો હતો; કારણ એ જે, તેને પેટે કોઇ પણ પુત્રની તો વરૂધીજ ન હતી. સ્તીવનસ બાઇજેનસીયુસ તો તેથી ઉલટું આપણને એમ જણાવી જાય છે કે એ પરસીસની માવતરનું નામ તો મીદીઆ કરીને હતું. એપોલોદોરસ પણ એમજ લખી જાય છે કે, એ પરસીસને પેટેથીજ પારસીઓના પાદશાહો જનમેલા હતા (જુઓ તેની "બીબ્લીઓથીકાની ચો૦ ૨ ને પા૦ ૭૭ મે) અને તેને સારૂ કેટલાએક વળી એમ પણ માની ગયલા છે કે તેણે તીરઅંદાઝના હુનરની શોધખોળોબી પ્રથમમાં પોતેજ શોધી કહાડેલી હતી (જુઓ પર્લીની "કુદરતી તવારીખ" ૭–૫૬) જેથી તે તેઓ તીરો અચ્છી રીતે વાપરવા સારૂ એ ઇરાની લોકોમાં જગપ્રસીધજ થઇ ચુકેલ છે. (જુઓ ઉજલીની મુસાફરીના વા૦ ૨ ને પા૦ ૩૩૭ માં આપેલી નોટો ૧૪૪ થી ૧૪૫) હવે "શીરાઝનામે" નામની એક ફારસી કેતાબ જે શેખ જરકુબ નામના કોઇક મોગલે ઇસુની ચઉદમી સદીની અધવચમાં લખી કહાડેલી હતી તેમાં તે નવીશનદો આપણને એમ જણાવી જાય છે જે "બદુંગેહે ફારસ પીસરે પહલવ (ફીલવ) બીન સામ બીન નુહ વ ઉં દર અઇદ ખુદ દર ફારસ મુસ્તફેજ ગશ્તે વ માલેકે ફારસ શુદે બુદ વ ઇન મરજ બફારસ બનામે ઉં ઇસ્તીયાર યાફતે વ લુગતે ફેહેલુઇ અઝ ઝબાને ફેહેલુ દર ફારસ મુસ્તફેજ શુદે" (જુઓ ઉસલીની મુસાફરીના વા૦ ૨ ને પા૦ ૩૧૭ મે) યાને "સામ ઇબ્ને નુહ એટલે જે નોહાના બેટા પહલવ (ફીલવ) ને ત્યાં ફારસ નામનો એક છોકરો જયારે તવલુદ થયો ત્યારે તે પોતાના દોરમાં ફારસનાં પ્રાંતમાં જઇને વસ્યો હતો અને પછી પોતેજ તે દેશનો માલેક થઇ પડયો હતો. આથી તે પ્રાંતનું નામ તેનાં નામ ઉપરથી હવેથી ફારસ કરીને લોકોમાં ફાહેજ થઇ ચુકયું હતું. એ ફેલુઇ લુગત પહલવી ભાષામાંથીજ ઉતપંન થયલો છે કે જે ભાષા હવેથી ફારસના મુલકમાં પગપેસારો કરી બેઠી હતી." ફરહંગે જહાંગીરી અને બુરહાને કાતેઅ જેવા બે નામીચા ફારસી કોષો પણ એમજ કહે છે જેમ એ ફારસ નુહના ખાનદાનમાંથીજ ઉતરી આવેલો હતો; પ

રંતુ તે વંશાવલીની સાંકળી તેઓ એકમેકથી બરખેલાફ રીતેજ દરશાવી જાય છે. આમ ઈરાની આરયોની તવારીખ સીમેટીક ટોળાઓ સાથે ભેળમભેળા કરી નાખવામાં એસ્લામી નવીશન્દાઓ વારંવાર ચુકજ કરી ગયલા છે: જે વીષે આ દફતરમાં આગળ ખોલાસેથી વરણનો દરશાવવામાં આવેલાંજ છે.

**સીકંદરે ખુદ પોતાને હાથેજ કલાઈતસનું કરેલું ખુન.**

આમ એરીઅનનાજ કહયા પ્રમાણે તે તાજદાર પોતાના ગુસ્સાને અન્દાજાની હદમાં જે રાખી શકતોજ ન હતો, તેનો એક બીજો દાખલો પણ અત્રે રજુ થઈ શકે તેવો છે. સપરપેહેલાં તો તેણે પોતાના બાપીકા વખતના એક નામચીન અને શુરા સરદાર પારમેનીઓને પોતાના કાંઈક છુપા દવેષભાવ અને કીનાને લીધેજ હાર કરાવી નાખયો હતો. ત્યાર બાદ પયદરપય ફતેહોપર ફતેહો મળ્યાથી તે હવેથી તો અત્યંત છકી અને બેહકીજ ગયો હતો અને ગોયા લોહીના તરસ્યા જેવોજ ખુની થઈ પડયો હતો અને કોઈનું પણ પોતે કાંઇ સાંભળવા લાગ્યોજ ન હતો અને હુંજ દેવતાઈ પુરૂષ છું, માટે હું ખરો અને બીજા સરવે કોઈ ખોટા છે તેવોજ ધખારો તેના મગજમાં પેવસ થઈ ગયો હતો. ઉપર વારંવાર જણાવયા પ્રમાણે એ તાજદારનો એક કલાઈતસ નામે જબરો સરદાર હતો. તે કોઈ એક દરોપીદાસ નામના શખસનો બેટો થતો હતો અને લોકોમાં "કાળો" યાને સીયાહ રંગનો એવા એલકાબથી મશહુર હતો. (જુઓ, દાયોદોરસ ૧૭-૨૦.) કહે છે કે, મકદુનીઅનો તે ઝમાનામાં પોતાના એક દેવતા દાયોનીસીયુસ ઉપર મરી ફીટેલા હતા અને તેનાં માનમાં દર સાલ જશનો થતાં હતાં; જેમાં સીકંદર તેને કાંઇક માનતાઓ ચહડાવીને પોતે હાથેજાતેજ તેને કાંઇક ભોગો વટીક ચહડાવયો જતો હતો અને તે દીવસને તે ખુબીજ પવીત્ર તહેવાર તરીકે પાળતો અને હસીખુશીથી ગુજારતો હતો. બનાવ એવો બની ગયો કે, આ વેળાએ તેના તે દર વરસના પવીત્ર દીવસને પડતો નાખી કોઇક સબબોને લીધે દાયોસકોરી નામના બીજા દેવતાની પરસ્તેશ કરવાને તે મંડી ગયો હતો કે, જે દેવતા જ્યુસ યાને જોવ (જેહોવા) તથા કાસતોર અને પોલક્ષનો ચીરંજીવી થતો હતો, તેથી તેઓનીબી પુજાપાતરી તે દીવસે થવા માંડતી હતી. આમ તેની ચાલચલણોમાં એકાએક ફેરફાર પડી ગયાથી અને તે પારસીઓની રાહ રસમોને વધારે હવેથી પસંદ કરતો ચાલ્યો હતો અને ખાનપાનની મજલેસોમાં પોતે ઘણો છાકટો થઈને જે રંગીલો જેવો બની જતો હતો તેવી તેની ચાલચલગતો તેના કેટલાએક ગોઠયાઓને કેવળે પસંદજ પડતી ન હતી. હવે તે શરાબબાઝીની મસ્તીમાં એકાએક એ નવા દેવતાની વંશાવળી અને તેનાં મહાન કરમોનો કોઈ કોઈ જણાઓ જે તારીફ કરવાને મંડી ગયા હતા તેની વીરૂધમાં એ તાજદારને તાડપર ચહડાવવા કેટલાએક બીજા ખુશામદયાઓ એમ કહેવા લાગયા હતા કે, તેઓનાં મહાન કરમોને સીકંદરનાં કારયો સાથે જો સરખાવયાં હોય તો તેઓ તો કુચ્છ બીસાદમાંજ ગણી શકાશે નહીં અને એ પાદશાહ તો ગોયા એક બીજોજ હરકીયુસ યાને તહમતન રૂસ્તમ પેહેલવાન જેવોજ આપણુ લોકોમાં પેદા પડેલોજ છે: પરંતુ અદેખાઇ ને હસદને લીધે એની આવી બુલંદ કીરતી લોકોથી કાંઇ સાંખી શકાતીજ નથી. હવે આ વાત તો તે આગમચથીજ સરવે કોઇમાં જાણીતી હતી કે, પેલો કલાઈતસ સીકંદર જે પારકી રાહ રસમોને ઉત્તેજન આપતો ચાલ્યો જતો હતો અને તેના ખુશામદયાઓ તેને જે વધારે તાડપર ચહડાવયા જતા હતા તે બીના તે પોતે તો કેવળે પસંદ કરતોજ ન હતો. આથી શરાબની મસ્તીમાં તેના દીલનો જુસ્સો એકાએક ઉભરી આવયો; જેથી તે તો ત્યાંજ સીકંદરની વીરૂધમાંજ પોતે બખાળવાને મંડી ગયો અને કહેવા લાગયો હતો કે, સીકંદરના પ્રાકરમો જેમ આ ખુશામદખોરાઓ કહે છે તેમ પેલા દેવતાઓનાં મહાન કરમો સાથે તો કે

વળે સરખાવી શકાય તેવાંજ નથી અને અદયપી તે જે માનપાન ખાટતો ચાલ્યો ગયો છે તે કાંઇ તેની ખુદ પોતાની બહાદુરી કે અકલ હોશયારીને લીધે નહીં, બલકે મકદુનીઅનોનીજ જવાંમરદી અને દાવપેચોનેજ કેટલીએક વખતે તો તે આભારી થઇ પડેલી છે. આવી ખેમાન અને મસ્તીની હાલતમાં તે જો ત્યાં મુગોજ પડી રહયો હતે અને બીજાઓ માફક તેને તાડપર ચહડાવવા લાગયોજ ન હતે તો વાત દીગર હતી અને તે તેવી કશીબી મુસીબતમાં આવી પડતેજ નહીં; પરંત તેનાં આવાં ભાષણથી સીકંદરના પાનો તો બહુજ ઉછળી આવયો; કેમકે, તે સરદારે ત્યાં એમ કાચું કાપીને પોતાની ઝબાનને અન્દાજાની છેક બાહેરજ જે ચલાવી દીધી હતી: તેમાં તો તેનાથી ખરેખર બેઅદબીજ થઇ હતી, એમ તો કોઇબી શખસ કહયા વીના રહેશેજ નહીં. એટલામાં બીજા ખુશામદયાઓ તો તેનાં કારયો તેના બાપ થાનેબી વધારે સંગીન જેવાંજ હતાં, એમ જયારે કહેવાને મંડી ગયા ત્યારે તે તાજદારનો ગુસ્સો તો જરાબી નરમજ પડી ગયો હતો: પરંતુ હાલમાં શરાબ પેલા કલાઇતસના મગજ ઉપર જે વધારે અસર કરતો ચાલયો હતો, તેથી તેની ઝુમમાં તે તો વળી સીકંદરને વગોવી કહાડી તેના બાપનાંજ ગીતડાં વધારે ને વધારે બુલંદ આવાઝોથી ગાતોજ ચાલ્યો હતો. આમ કરતાં વાત તો ઘણીજ બેહકી ગઇ; એટલામાં પેલા કલાઇતસે વધારે જનુનમાં આવીને પોતાનો જમણો હાથ સીકંદર તરફ લાંબો કરીને દેખાડવી તેને એમ તાઅનો મારવા મંડી ગયો હતો કે, અરે ઓ પાદશાહ, જો આ મારો હાથ કે જે તને "ગરાનાઇકસ"ની લડાઇની વેળા પારસીઓના ઘોડેસવાર સીપાહીઓના જબરા મારામાંથી બચાવી લીધો હતો. આવી તેની શેખી, ગુસ્તાખી તથા બેઅદબી કોઇબી રાજા તો સાંખી શકેજ નહીં, તો જોકે તે વેળાએ તે સરદાર તો ઘણોજ છાકટો થઇ પડેલો હતો; તોબી સીકંદરથી તો હાલમાં કાંઇ તઅંમુલ થઇ શકયુંજ ન હતું; જેથી તે તો ઉઠીને તેનાપર ગુસ્સામાં ને ગુસ્સામાં ધસીજ ગયો હતો; પરંતુ તેના બીજા સ્નેહીઓએ તેને તરતજ થંડો પાડી નાંખયો હતો. પેલો કલાઇતસ તો મુગો રહેવાને બદલે ઓર ઉલટો પોતે વધારે ને વધારે બેહેકી જવાજ મંડી ગયો હતો અને પોતાના રાજાને ઓર ઉલટો વધુ ને વધુ અપમાન આપતોજ તે તો ચાલ્યો ગયો હતો. આથી સીકંદરે પોતાની નાહેતામાં આવવા પોતાના ઢાલ તરવાર રાખનાર સેપાહીને હોકમ મોકલાવયો; પરંતુ તેઓએબી તેના આ હોકમના અનાદર કરયોજ હતો, જેથી તે ઘણોજ ગુસ્સામાં આવીને એમ બોલવાને મંડી ગયો હતો કે, ત્યારે હું તો માત્ર નામનોજ રાજા થઇ પડેલો છું કે શું? અને જેમ બેસસ તથા તેના સ્નેહીઓએ પાદશાહ દરાયશને કેદ પકડી તેના જેવો હાલ બનાવી દીધો હતો તેવોજ હાલ તમો મારો પણ કરી બેહેલા લાગો છો કે શું? આવા તેના ગુસ્સાના પોકારથી તેના સ્નેહીઓ તો હવેથી તેની વચ્ચે આવવા લાગયાજ ન હતા અને પોતે જાતેજ મનસે ટરી ગયા હતા. આથી તે ગુસ્સા અને જનુનમાં પોતાના આસન ઉપરથી કુદીને કદી પડયો અને પોતાના એક બાડીગાર્ડ કનેથી તેનો ભાલોજ ઝુંટાવી લઇને પેલા કલાઇતસપર એવો તો જોરથી ફેંકયો હતો કે જેથી તે સરદારનો જાન તો તરતજ નીકળી ગયો હતો.

કેટલાએકો કહે છે કે સીકંદરે તે ભાલાથી નહીં, પરંતુ કોઇએક સીપાહી કનેથીજ લાંબો જેવો નેજો તરતજ ઝુંટાવી લઇને કલાઇતસના શરીરમાંજ ચલાવી દીધો હતો. આરીસ્તોબયુલસ તો આવી છાકટપણાંની બહારમાં એ રમખાણ કેમ ઉઠીને ઉભું થયું હતું તે વીષે પોતા તરફથી તો કશું વરણન દરશાવી જતોજ નથી. માત્ર તે તો એમજ લખી જાય છે કે, જો બરાબર જોશો તો તે સઘળો વાંક કલાઇતસનો ખુદ પોતાનોજ હતો, જેથી સીકંદર ઉશ્કેરાઇ જઇને તેને મારી નાંખવાના હેતુથી તરતજ પોતાની જગ્યા ઉપરથી ઉઠીને ઉભો થયો હતો; પરંતુ તેવામાંજ પતોલેમી લેગુસ

વચ્ચે પડીને તે જગયા આગળથી સીકંદરને ખુદ પોતાનેજ પેલા દરવાઝા ભણી હડસેલી દઇને બાહેર કહાડી લઇ ગયો હતો, તોબી કલાઇતસ તો પોતાનો બકબકારો તો કાંઇ છોડતોજ ન હતો અને ઓર ઉલટો સીકંદરની પછવાડે ને પછવાડેજ તે તો ચાલવાને મંડીજ ગયો હતો. આથી તે પાદશાહે કલાઇતસ, કલાઇતસ કરીને જ્યારે બુમોજ પાડવા માંડી ત્યારે તે સરદાર ધસીને તેની કને જઇને ઉભો રહયો અને એમ કહેવા લાગયો હતો કે, અરે ઓ એલેકઝાનદર હું કલાઇતસ તારી આગળ અહીંયાં હાજરજ છું : આથી સીકંદરે રીસમાં આવી પોતાનો ભાલો તેનાં શરીરમાં ચલાવી દઇને તેને તરતજ ઠાર કરી નાંખયો હતો. કરસીયુસ તો એમ જણાવી જાય છે કે, પેલી મેહફલગાહમાં ફીલીફ યાને ફીલકુસનાં પ્રાકરમાની વીરૂધમાં ખુદ સીકંદર પોતેજ બખાળવાને મંડી ગયો હતો. (૮-૩ થી ૪) જેથી કલાઇતસનો ગુસ્સો ઉશકેરાઇ આવયો હતો અને તેનો તથા વળી પેલા પારમેનીઅનોબી ત્યાં ને ત્યાંજ બચાવ કરવાને તે પોતે જાતેજ મંડી ગયો હતો. આમ એક શરાબની બેભાન હાલતમાં બોલનાર શખસને કોઇબી સમજુ શખસ ઠાર કરી નાંખવાને હીંમત તો કરેજ નહી; માટે પોતાના આવા એક નામચીન સરદાર ઉપર આમ હાથ ઉંચકવામાં સીકંદરે મુરખાઇજ કરી દેખડાવી હતી; જેથી તેનામાં પોતાના હવસોને તાબે રાખવાનાં ગુણો કશા જોવામાં આવતાજ ન હતા, એમ તો સ્પષ્ટ રીતે પુરવાર થઇ શકે છે. પુખ્ત અને કારઆઝમુદે અને આશનીદે ખેરદ ધરાવનાર સરદારો તો જવલેજ ઉભાઇ નીકળે છે, તેથી તો તેવા બહાદુર સરદારોનાં જાન ઉપર દરેક રાજ્ય તથા પાદશાહો પોતાથી બનતી તકેદારી અને કોશેશો રાખતાજ ચાલ્યા જાય છે; પરંતુ તેમ કરવામાં સીકદરે હાલમાં બે વખત જે ગંફલતી કરી દેખડાવી હતી, તેથી તેનામાં "હુંપણાં" નો ચેપી રોગ જબરો જડ ઘાલી બેઠેલો હોવોજ જોઇએ; કે જે બીના તેની પ્રતીભામાં કાંઇ ઘણો ઉમેરો કરે તેવી તો હું કાંઇ દેખી શકતોજ નથી; તો જોકે તેના હમઝમાન રાવીઓ તો ખુશામદને ખાતર તેનો બચાવ કરતાજ ચાલ્યા જાય છે, જેથી આપણને ક્રોધ લાગયા વીના તો રહેતોજ નથી; કેમકે, તેઓ પોતાની ફરજ એક ઈતીહાસ લખનાર તરીકે જરાબી પોતે તો સમજી શકયાજ નથી, એ બહુજ દીલગીરીભરેલી બીના હું તો અત્રે સમજી શકું છું. તોબી તેનો વરૂતાંત લખનાર એરીઅન તો તેની આ ચાલને પોતે ઘણીજ વખોડી કહાડે છે અને કહે છે કે, તે પોતે ગુસ્સો અને દારૂ જેવ બંને ખરાબ વયસનનોનો એટલો તો ગોલામ થઇ પડેલો હતો કે જેથી તે પોતાના સ્વભાવને તેઓની મસ્તીમાં કેવળ આંકોશમાં રાખી શકતોજ ન હતો; જોકે તે નવીશનદોબી કલાઇતસની પોતાના પાદશાહ તરફ ચલાવેલી આવી માઠી અને અપમાન ભરેલી વરતણુંકનો તો કશો બચાવજ કરી શકતો નથી, તોબી તે એટલું તો કબુલ મંજુર રાખે છે કે, તે વેળાએ તે સરદાર શરાબની મસ્તીમાં પોતે એટલો તો ચકચુર થઇ પડેલો હતો કે, જેથી હું શું કરૂં છું તેનું તો કશું ભાન તેને રહેલુંજ નોહતું. પણ બીજે દીવસે સીકંદરબી જ્યારે પોતાના શરાબની લેહેકીમાંથી ફારેગ થયો ત્યારે તેનીબી શુધ ને બુધ પાછી ઠેકાણે આવી ગઇ હતી અને પોતાના આવા એક નીમકહલાલ નોકર અને દોસ્તને એમ મારી નાંખ્યો તે સારૂ તે પોતે ઝારબેઝાર નવધાર આંસુઓથી પછી રડવા કુટવાને મંડી ગયો હતો અને ઘણોજ પસ્તાવા લાગ્યો હતો કે આ તે શું જબુન કામ મારે હાથે થઇ ગયું છે. તલીઅસ—સીસરો (જુઓ તેની "તસકનો" ઉપર લખેલી ચોપડીનો બા૦ ૪ પા૦ ૩૭ મું) કે જેને આગલા અરબો ઇફસીકાર—અતલીઆસને નામે પીછાણી ગયા છે (જુઓ, "અખ્લાકે જલાલી," પા૦ ૪૨૯ મું) તે તથા બીજા કેટલાએક નવીશનદાઓ તો અહીંયાં સુધી લખી ગયા છે કે, જે ભાલાથી તેણે કલાઇતસને મારી નાંખ્યો હતો તેજ ભાલાને તેણે એક દેવાલમાં વટીક ચલાવી

દીધો હતો કે તેજ ભાલાથી તેપર પડી
જઈને હું પણ મારો જાન કહાડી નાંખું;
કેમકે, આવા એક ઇષ્ટ મીત્રને તેની બેભાન
છાકટપણાંની હાલતમાં મેં જે મારી નાં
ખયો છે તેથી હું પણ હવે જીવવાને તો
લાયકજ નથી. આ વાત વીષે બીજાબી ઘ
ણુંખરા રાવીઓ તો ચુપકીદીજ અખ
ત્યાર કરી બેઠેલા છે અને માત્ર એમજ
લખી જાય છે કે, તે તેવું ઘાતકી કામ
કરી રહયા બાદ તે પોતે તો પોતાના
બીછાના ઉપરજ નીકળી ગયો હતો અ
ને ત્યાં પડયો પડયો કલાઇતસ, કલાઇતસ
તથા તેના લેનીસી નામની બેહેનનાં નામો
પોતે પછી બુલંદ આવાઝથી બેકરારીમાં
પોકારવાને મંડી ગયો હતો; કારણ એ
જે, તેની આ બેહેન કે જે પણ દરોપી
દાસનીજ બેટી થતી હતી તેણી પોતા
ના આ ભાઇનાં મરણની વખતે તેની
સારવારમાં એકી ટગરે બીચારી બેસીજ
રહેલી હતી અને સીકંદર ખાતેર તેણી
એ તો ગાઇલીતસ ખાતે પોતાના બે પ
યારા બેટાઓના વટીક ભોગો આપી દી
ધા હતા, એમ કરસીયુસ વરણવી જાય
છે; પરંતુ તેણીનું નામ લેનીસીને બદ
લે તે નવીશનદો હીલાનીસી કરીને આ
પણને જણાવી ગયો છે. (જુઓ, તેની
ચો૦ ૮, ઓવી ૩ ને ૬.) તે પો
તે વળી એમ પણ બોલવાને મંડી ગ
યો હતો કે અરે અફસોસ!
કે તેઓથી મને મળી ગયલી
આવી કીમતી મદદોના બદલામાં મેં
તેઓને આવો બદ નતીજોજ આપી દી
ધો છે અને હું પોતેજ કલાઇતસનાં ખુ
નનો શરીક છું, એમ કબુલ મંજુર પણ
તે રાખી બેઠો હતો. કહે છે કે, ત્રણ
દીવસો સુધી તો તેણે પોતાનું ખાનપાન
વટીક ત્યાગ કરી મેલ્યું હતું અને પો
તાનાં શરીર વીષેની પણ તેણે કશી દર
કાર વટીક કરવા માંડીજ ન હતી. આવી
બેચેન હાલતમાં તેનું મન મનાવવા ત
થા સધયારો આપવા માટે કેટલાએક
આગાહીના કહેનારાઓ પણ તેની છાવ
ણી ભણી હાલમાં ઉતરી પડયા હતા અ
ને તેને એમ ખોલાસો કરવાને મંડી
ગયા હતા કે, તમોએ આગળ ઉપર
કહયા મુજબ દાયોનીસુસ દેવતાને જે
અપમાન આપયું હતું તેનો કીનો લેવા
ખાતેર તે દેવતા આમ તમને આડે
રસ્તે દોરવી લઈ ગયો છે. પલુતારક તો
વળી અહીંયાં સુધી બોલી જાય છે કે,
(જુઓ, તેનો "સીકંદરનો વરૂતાંત."
ઓવી ૧૩ મી) સીકંદરનાં ખુદ પોતાનાં
મનમાં તો એવો વીચાર પેસી ગયો હ
તો કે, મેં આગળ થીબસનાં શહેરને
તારાજ કરી નાંખયું હતું, તેથી તે
ભુમીમાં બાકસ જેવા છાકટ દેવતા
નો જે જનમ થયલો હતો અને
ત્યાંનો મવકલ ફરેશતો જેવો તે
જે ગણાતો હતો (જુઓ, "ઇદીપુસ
ના આથીનેઇઉમ"ને પા૦ ૪૩૪ મે)
તેથી તેણે મારાપર આ પ્રમાણે વેર
લીધેલું હોવું જોઇએ. ઘણીજ મેહનતે
તેના સ્નેહીઓએ તેની આગળ પછી
ભોજન ધરયું હતું અને કાંઇબી લુકમા
તેમાંથી ખાઇ લેવાને તેને સમજાવવા
પટાવવા તેઓ મંડી ગયા હતા અને
પોતાનાં શરીર ઉપર પાછી બરાબર દેખ
રેખ રાખવાને તેને આગ્રહ કરતા
ચાલ્યા હતા. કરસીયુસ તો એમ બખા
ળા જાય છે (૮-૬) કે વાત તો અ
હીંયાં સુધી આખેરે વધી પડી હતી કે,
તેનાં મકદુનીઅન લશકરને તો એવો
ઠરાવ પસાર કરવાને ગોયા ફરજજ પડી
ચુકી હતી કે, કલાઇતસને તેની આવી
અપમાનભરેલી વરતણુંકને લીધે સીકં
દરે મારી નાંખવામાં વાજબીજ પગલું
ભરયું હતું અને તેને તેની આવી માઠી
ચાલને માટે ભુમીદાહ વટીક પણ કર
વોજ નહીં જોઇએ, એવો અમારો તો
અભીપ્રાય છે; પરંતુ તેપર લક્ષ ન
આપતાં સીકંદરે તેને થોડાંક લશકરી
માન સીખે દાટવાને તરતજ પોતે તો
હોકમ આપી દીધો હતો. ત્યારબાદ દા
યોનીસુસ દેવતાનીબી ખફગીમાંથી નીક
ળી જવા સારૂ તેણે તે દેવતા સારૂ પણ
કુરબાનીઓ અને પુજાપાતરીઓ કરવા માં
ડી હતી, કે જેથી તે દેવતાની મહેરબાની
મારાપર સદાકાળ ચાલુજ રહે અને તે મને
મારા આ ગુનાહ વીષેની માફીજ પાછી
બખશેશ કરી દે. આવા એક આલમગીર
પાદશાહે પોતાની ચુક વાજબીની રાહે બીન
હઠીલાઇથી આખેરે હવેથી જે કબુલ મંજુર

રાખી દીધી હતી અને તે વીષેનો ખુદ પોતેજ જે પશ્ચાતાપ કરવાને મંડી ગયો હતો તેથી તેનો ઇતીહાસ લખનાર એરીઅન વાજબીની રાહે તેની સ્તુતી ગાઇ જાય છે કે, એમ પોતાના ગુનાહનો તે ખુદ પોતેજ જે એકરાર કરી બેઠો હતો તેથી તો તેનું શયાનપણુંજ પરકાશી નીકળે છે; કેમકે, હરકોઇ માણસ સદાકાળ ગુનાહને પાત્ર તો હોયજ છેજ ખરા અને તેવી નબળાઇનો તે તાજદાર આ વેળાએ પોતે ગોયા ખરેખરોજ ભોગ થઇ પડયો હતો. કેમકે જેમ ઉમર ખઇયામ બોલે છે તેમજ હાફેજ પણ એમજ કહે છે કે,

"ગુનાહ અરચે નબુદ એખતેઆરે
મા હાફેઝ,
તુ દર તરીકે અમલ કુશો ગુ
ગુનાહે મન અસ્ત."

યાને ગુનાહ યાને બદી કે નેકી કરવાનાં કામો અરે ઓ હાફેઝ આપણા એખતેઆરમાં તો કાંઇ છેજ નહી. તોબી જયારેબી તું ગુનાહજ કરે તયારે સભયતાને ખાતેર એમજ કહેજે કે એ ગુનાહ તો મારાથીજ થઇ ગયલો છે: કે જેમાં બીજા કોઇનો તો કશો હાથજ નોહતો.

**કલાઇતસે શરાબની ઝુમમાં પોતાની બેભાન હાલતમાં સીકંદર ઉપર કરવા માંડેલા ટીકાના બદલામાં તે તાજદારે તેને જે ઠાર કરી નાંખ્યો હતો તે વીષે હવેથી તેણે કરેલો અતીશય વીલાપ અને બેહદ પશ્ચાતાપ.**

વળી કેટલાએક તો અહીંયાં સુધી વરણવી ગયા છે કે, તેને સધયારો આપવા માટે દીમોકરીતુસ જેવા ફીલસુફનો એક સંગ્રહ (ચેલો) નામે અનારકુસ જે આબદીરા શેહેરનો એક આલેમ પુરૂષમાં ખપતો હતો, તેબી તેની બારગાહ ખાતે પોતે ઉતરી પડયો હતો કે, જે શખસ પાછળથી સીકંદરનાં મરણ બાદ તેનું વહાણ દરયામાંજ ડુબે જોખમાઇ પડયું હતું તેથી ડુબતો તરતો પોતાના એક દુશમન નામે નાઇકોકરીઓનના હાથમાં કેદ પકડાઇ ગયો હતો કે, જે શખસ સાઇપરસના ટાપુનો પોતે રાજા થતો હતો. તેણે તે રાજાને કાંઇક આગળ અપમાન આપયું હશે, તેથી તેને બદલે તેણે તેને ઘાંચીની ઘાણીમાં નખાવીને પીલાવી નાખયો હતો; એમ દાયોજીનસ લેઅરસીયુસ આપણને જણાવી ગયલો છે. (જુઓ, તેની ચો૦ ૯ ની ઓવી ૫૯ મી.) તે ફીલસુફ જયારે તે પાદશાહના તંબુમાં પોતે દાખેલ થયો તયારે તેને તેણે બેભાન હાલતમાં રડતો કુટતો અને શોરબકોર મચાવતો ઝમીનપર પડેલો દીઠો હતો. આથી તેને જોતાંનજ વાર તે પોતે તો ખડખડ હસવાજ મંડી ગયો હતો અને તેને એમ તાડપર ચહડાવવાને તે મંડી ગયો હતો કે, આગલા ફીલસુફો શાને સારૂ વારૂ જીયુસ (પરમેશ્વ) ના મદદનીસ તરીકે ન્યાયની દેવીનેબી ગણી ગયલા છે? કેમકે ઇનસાફને ખાતેર જેબી કામો કરવામાં આવે છે, તેપર પરમેશ્વર ખુદ પોતે પણ ગોયા રાજીજ હોય છે. (જુઓ, સોફોકલીસની "એનતીગોનીઆ" ની બેત ૪૫૧ મી; હાસીઅદની દેવતાઓની કથાઓપર રચેલી કવીતાઓની બેત ૨૫૪–૨૬૦; પીનદાર શાએરની "ઓલીમપીઅન" ચો૦ ૮, બેત ૨૮ મી અને દીમાસ્થીશનું "એરીસ્તોગોન" ની વીરૂધમાં કરેલું ભાષણ, પા૦ ૭૭૨ મું.) માટે તમારા જેવા મોટા પાદશાહને શાને સારૂ ફોકટનો વીલાપ કરવો જોઇએ; કેમકે, પાદશાહે જેબી કીધું તે ખોદાના કરવા બરાબર તમારે તથા ખાસોઆમે તો સારી કાની સમજવુંજ જોઇએ. આવા મીઠા શબદોથી કહે છે જે, પાદશાહ અતયંત પોતે તો રીઝાઇજ ગયો હતો, પરંતુ તેમ તેને તાડપર ચહડાવી આપવામાં તો તે ફીલસુફે જો બરાબર જોશે તો ઘણુંજ કાચું કાપી દેખડાવયું હતું; કેમકે, તેથી તો હર કોઇ આપખુદ પાદશાહ છકી જઇને વરેહવાર વીચીત્ર અને ગુનાહભરેલાં કામો કરવા ઉતરી પડયા વીના રહેતોજ નથી અને પોતાની રેઅયત (પ્રજા) તરફની ફરજો ભુલી જઇને તે પછી ગોયા પરમેશ્વરનોબી અનાદર કરવાને મ

ડી જાય છે; અને તેની પણ બીક તેનાં
મનમાંથી આખેરે નીકળી જાય છે. પણ
તારક તો એમ જણાવે છે કે, તે ફીલસુ
ફ સાથે (જુઓ, તેના "સીકંદર" પ્રો૦
પર મી) બીજા એક ફીલસુફ નામે કેલી
સ્થીનીસને પણ બોલાવી મંગાવવામાં
આવયો હતો કે જેથી પાદશાહનું દીલ
વધારે રીઝાઇ જાય અને તેને વધુ સખ
યારો મળી શકે; પરંતુ તે ફીલસુફે તો
આવીને જુદીજ તરેહની વરતણુંક તે
પાદશાહ સાથે ચલાવવા માંડી હતી, જે
થી સીકંદર તેનાપર તો અતયંત કો
પાયમાનજ થઇ પડયો હતો; અને તેને
પોતાની આગળથી ગોયા હાંકીજ કહા
ડયો હતો. હવેથી એ પાદશાહ મનસે
એમ ખોલ્લી રીતે ગરવ કરવાને મંડી
ગયો હતો કે, હું કાંઇ ફીલકુસનો નહીં,
બલકે એમોન દેવતાનો ચીરંજીવી થા
ઉં છું; માટે સરવે કોઇએ મને પણ દે
વતાજ જેવો સમજીને હવેથી મારી સ
નમુખ ભોંયપરજ લાંબો પડી જઇને મ
ને સેજદો કરવો જોઇશે. તેમજ વળી
તે પાદશાહ પારસીઓ અને મીદીઅનો
ના રેવાજો ઉપર વધારે મોહીત થઇ પ
ડી તે પ્રમાણે પોતે પણ જે ચાલવા લા
ગયો હતો અને લેબાસ તથા બીજી સર
વે દરબારી બાબતોમાં પણ તેઓની મા
ફકનોજ ફેરફાર કરવાને જે પોતે મંડી
ગયો હતા, તેથી કેટલાએક મકદુનીઅનો
ની નજરમાં તે જરા અળખામણો જે
વો થતો ચાલ્યો હતો; તો પણ
તેને તાડપર ચહડાવવા અને ખુશી રા
ખવા માટે કેટલાએક તેના ખુશામદયા
દરબારીઓ તો હાજી હા કરતાજ બેઠેલા
હતા; જેઓમાં મજકુર ફીલસુફ એના
ક્ષારકુસ અને એજીસ જેવા ના
ટકી ખેલો રચનાર શાએરનાં ના
મો તો પ્રખયાતજ તે વેળાએ થઇ પ
ડેલાં હતાં. એ શાએર યાને કવી સારૂ
કરસીયુસ તો એમ વરણવી જાય છે
(૮-૧૭) કે, તેનામાં બેતબાઝી બના
વવાનાં કાંઇ ઘણાં ઉતમ ગુણો તો નહીં
જ હતાં. વળી તે સાથે એ પાદશાહ
અને એનાક્ષારકુસના સંબંધો વીષેનો જે
અહવાલ કે દાયોજીનસ લેઅરસીઉસ
(૯-૪૦) આપી જાય છે તે તો મજ
કુર દાસ્તાનથી કેવળે જુદીજ પ્રકારનો
આપણી દ્રષટીએ પડી શકે છે; પરંતુ
તે બાબતો ઇરાનની તવારીખ યાને યવ
ન લોકોની તવારીખ સાથે વધુ સંબંધ
રાખતી હોવાથી તેપર વધુ વીવેચન ક
રવું અત્રે મને તો નામોનાસેબ જેવું
લાગે છે. હવે પેલો કેલીસથીનીસ જેવો
બીજો ફીલસુફ કે જે સીકંદરના ગોઠયા ત
રીકે અરસ્તુનેજ હાથે કેળવણી પામેલો
હતો અને ઘણાએક પુસ્તકો વટીક તેણે
પોતે રચેલાં પણ હતાં, તેણે તે પાદશાહની
ચાલચલગતમાં આવો ફેરફાર થઇ પડે
લો જ્યારે જોયો; ત્યારે તે જરા છુટબો
લો અને તડ ને ફડ બોલકડા સ્વભાવ
નો હોવાથી તે તો તે રાજાની ઝાટકણી
જ કહાડવાને મંડી ગયો હતો, અને
જ્યારે આગમચથી કરી રાખેલા બંદોબ
સ્ત મુજબ પારસી ઉમરાવો સાથે છુપી
મસલહત કરીને પેલો એનાક્ષારકુસ કોઇ
એક મહફલગાહમાં સીકંદરને હવેથી વ
ધુ માનપાન આપવા તેની સનમુખ ઇ
રાનીઓની માફક ઝમીન ઉપર પડી જ
વું જ જોઇએ, એવી ભલમણો યવન
લોકોને કરવા સારૂ પોતાનું ભાષણ લં
બાવવાજ લાગયો, ત્યારે તેથી પેલા કે
લીસથીનીશનો તો પીત્તોજ ગોયા ઉછળી
આવયો હતો, અને બીજા મકદુનીઅનો
તેના જેવાજ વીચારો પોતેબી જોકે ધ
રાવતા હતા; તોપણ સીકંદરથી બીહીને
તેઓ તો ત્યાં મુગામંતર જેવાજ થઇ
પડેલા હતા. હવે પાદશાહો કે નયાયા
ધીશો સનમુખ હાજર રહેતી વેળા અને
સોગંદો ખાતી વેળા જુદા જુદા લોકો
માં તરેહ તરેહવાર રીતભાતો અને રેવાજો
જોવામાં આવે છે તે વાત તો જાણીતી
જ છે, અને તેમાંથી કઇ રીત સરસ અ
ને કઇ રીતભાત નઠારી તેપર મોઝાહેમ
તો કરવી તે કાંઇ દાનાવ માણસોનું કા
મ નથી; કેમકે, દેશેદેશના જેવા જેવા
રેવાજો તે પ્રમાણે ત્યાંના રહીશોને અ
મલ કરવાની ગોયા ફરજજ થઇ પડે
છે. યવન લોકો એમ લખી ગયા છે કે,
ઇરાની શેહેનશાહોની મોલાકાત લેતી વે
ળા દરેક પરોણો તેને માનપાન આપ
વા સારૂ જે ઝમીન પર પડી જતો હ
તો તેવી રસમ તેઓમાં છેક મહાતમા

કુરૂશના દોરથીજ અમલમાં આવી ચુકે લી હતી; માટે તેના તખક્ત્રાની શેહેનશા હતની તો દરાયશ કોદોમાનુસના દોર માંજ આખેરી આવી ચુકેલી હતી, અને સાંની ગાદી સીકંદર ખુદ પોતેજ હવેથી જે લઇ બેઠો હતો, તેથી પોતાની દરબાર ખાતે તે આલમગીર પાદશાહ પણ હવેથી તેજ રીતભાતો જારી અને તાજી રાખવા નો જે વીચાર કરયો હતો, તેમાં તેણે કાંઇ નઠારૂં કામ તો કરેલુંજ ન હતું; કેમકે, નવાં રાજપાટો પરલોકો ઉપર સંપાદન કરતી વેળા રેઆઇયત (પ્રજા) બેદીલ નહીં થાય અને તેઓના દીલ નહીં દુ:ખાય તે સારૂ દરેક દાના આલમગીર તાજદારો પેલી જીતેલીજ પ્રજાઓની રીતભાતો પોતે પણ ઘણીખરી અખ તયાર કરી બેસે છે. સીકંદરે તો પોતાની સનમુખ આવતી વેળા હરેક માનવીએ ઝમીનપર પડી જવું કે નહીં, તેમાં યવનો સારૂ તો કેટલીએક છુટછાટો તો રાખી જ મેલેલી હતી અને તેઓની સમજ શકતી ઉપરજ તે વાત ચોક્કસ દરજજે સુધી તેણે રહેવા પણ દીધેલી હતી; માટે કેલીસ્થીનીસ મજકુર અનાક્ષારકુસની વીરૂધમાં પોતે પોતાનું ભાષણ હવેથી એમ ચલાવતો હતો કે, સીકંદર પોતે બહાદુરોમાં બહાદુર પુરૂષ જેવો તો છે ખરો અને શેહેનશાહોનો શેહેનશા હ તથા સરદારોના સરદાર જેવોજ છે, તે વાત પણ હું કબુલ મંજુર તો રા ખુંજ છું; પરંતુ તમારે આ બીના પ ણ ધયાનમાંજ લેવી જોઇએ કે, તે રાજા જેમ ધારે છે તેમ તે કાંઇ એમન દેવ તાનો તો પુત્ર નહીં; બલકે ફીલકુસ જેવા એક માનવાના પેટથીજ અવતરે લો છે, માટે તેબી આપણા જેવા મનુ ષ્ય જાતીની સફમાંજ આવી શકે છે.

આથી સીકંદરને દેવતાઓ જેવું માન આપવું અને તેને એક દેવતાજ તરીકે ઠોકી બેસાડવો અને સમજવો તે બીના મારા ધયાનમાં તો કાંઇ દોરોસ્ત લાગતીજ નથી. સાર બાદ તે ઇરાન ના પાદશાહોને આવી રીતે સેજદો કર વાની રીતભાત ઉપર સખત રીતે ઉતરી પડી મજકુર પોતાનાં ભાષણ દરમીઆન બીચારા મહાતમા કુરૂશ અને તેના બીજા જાયનશીન પાદશાહો ઉપર પણ તે ઘ ણીએક નાલાયક અલાપો લેવાને મંડી ગયો હતો કે જેને આ વાદવીવાદ સા થે તો જો બરાબર જોશો તો કશું પ ણ લાગતુંવળગતુંજ ન હતું; કેમકે, તે વા કાયદા તો રાજદવારી મેળાવડાઓ માં આજબી ચાલુ જોવામાં આવે છે. આથી સીકંદર તથા તેના કેટલાએક દો સ્ત આશનાઓ આ ઝબાન દરાઝ શખ સ ઉપર રીસે ચહડે તેમાં કશી નવી ન વાઇ જેવી વાત તો નહીજ હતી: જેથી તેને તે મજલેસ તતકાળ છોડી જવાનો હો કમ થયો હતો. આવાં અપમાનથી તે ફીલસુફે કહે છે જે, સીકંદરને કોઇબી રીતે ઠાર કરાવી નાંખવાનાં પ્રપંચો હ વેથી રચવા માંડયાં હતાં. હવે તેના બા પ ફીલકુસના દોરથી પાદશાહોના જાન માલોની તકેદારી રાખવા સારૂ કેટલાક અમીર ઉમરાવોના છોકરાઓને ઇરાની ઓની રીતભાત મુજબજ ઉછેરવાની તર બીયતો આપવામાં આવતી હતી કે જેથી તે ચાકરીઆ પોરીયા યાને-- હજુરયાઓને રાત અને દીવસ પા દશાહોની ખેદમતમાંજ ઉભું રહેવાને ફરજેજ ગોયા પડી રહેતી હતી. જયારે બી પેલા રાજા બેસે, ઉઠે કે શેકારે જાય સારે તેજ હજુરયા–પોરીયાઓ તેને ઘોડા ઉપર ચહડવાને ટેકો આપતા તથા નહા યધોય કે ખાબમાં પડે સારેબી તેનાં શરીર ઉપર તકેદારી રાખવાની ફરજો પ ણ તેઓનેજ સર રહેતી હતી. કહે છે કે, તેવા હજુરયાઓમાં સીકંદર કને સોપોલીસ નામના કોઇ એક ઉમરાવનો હરમોલેઉસ નામનો બેટો પણ તે વેળા એ જઇ પડેલો હતો કે જે ફીલસુફીનો અસંત શોકીન હોવાથી મજકુર કેલી શથીનીસના ગોયા શાગેરદ જેવોજ થઇ પડેલો હતો. બનાવ એવો બની ગયો કે, કોઇ એક નખચીરગાહનાં મેદાનમાં એક જંગલી ભુંડ સીકંદરને જોઇને તે નાપર તરાપ મારવા સારૂ દોડતુંજ આ વતું હતું; જેને આવી ઝડપી હાલતમાં આવતું જોઇને આ મજકુર હરમોલેઉસે પોતાનાં આ પાદશાહનાં શરીરનાં બચાવ ખાતેર એક ભાલો એવો તો ઝોરથી દુરથી તેનાપર ફેંકયો હતો કે

જે આબાદ તે જાનવરને લાગીને તેને તરતજ ઝમીનદોસ્ત કરી નાંખયું હતું; પરંતુ તે મેદાનમાં પેલા ભુંડ ઉપર સીકંદર ખુદ પોતેજ ફાવી જવાનો જે મનસુબો કરતો બેઠો હતો તેમાં તે નીષફળ નીવડી પડયાથી અને તે કામનો જશ તો બીજોજ શખસ તેની કનેથી ખાટી ગયો તેથી પેલા હજુરયા ઉપર સીકંદર તરતજ ઘણો કોપાયમાન થઇ પડયો હતો અને તેની સાથનાં બીજા હજુરયાઓ— યાને ગોઠીઆઓ સનમુખજ તેને હાજર કરાવીને ચાબકે ચાબકે મરાવીને તેનો ઘોડો વટીક પોતે છીનવી લેવડાવયો હતો. આ અપમાનથી પેલો હરમોલેઉસ એવો તો પોતે નાસેપાસ થઇ ગયો હતો કે તેને પોતાની ઝેનદગી હવેથી ગોયા કડવી ઝેર જેવી થઇ પડી હતી. આથી તેના જેટલીજ ઉમરનો ધરાવનાર સોસ્ત્રેતુસ ઇબને એમીનતસ નામનો એક બીજો હજુરયો જે તેનો જાની દોસ્ત જેવો હતો તેની આગળ પોતાનો બળાપો એમ ખાનગી રીતે તે દેખાડવાને મંડી ગયો હતો કે, જ્યાં સુધી આ અપમાન ખાતેર હું સીકંદર ઉપર કીનો લઇને તેને બેજાન કરી નાખુંજ નહી ત્યાં સુધી આ ઝેનદગાની મને ગોયા અકારી જેવીજ થઇ પડે તેવી છે. આમ સમજાવયા પટાવયાથી પેલો સોસ્ત્રેતુસ પણ તેના આ પ્રપંચમાં પોતેબી શામેલ થઇ પડયો હતો; કારણ એ જે, તે તેનો યારે ઘાર યાને અતલગનો દોસ્ત જેવોજ પોતાને પણ સમજતો હતો. પોતાનાં મચાવેલાં આ કાવત્રાંમાં તેઓએ આ સ્કલીપીઓદોરૂસ જે શામનો હાકેમ થાતો હતો તેના બેટા એનતીપેટરને પણ પોતાની સાથે શામેલ કરી નાંખયો હતો; એટલુંજ નહીં, પરંતુ ઇપીમીનીસ એ બને આરસીઆસ, એનતીકલીસ એબને થીઓક્રીતુસ તથા પેલા થરેસવાળા કારસીસના બેટા ફીલોતસને પણ પોતાની બોરડુમાંજ કરી લીધા હતા. હવેથી આપસ આપસમાં છુપી મસલહતો કરીને એવા બંદોબસ્ત ઉપર તેઓ આવી ગયા હતા કે જે વેળાએ રાતના પાદશાહનાં શરીરની દેખરેખ, સારૂ મજકુર એનતી પેટરનીજ વારી આવી જાય ત્યારે તેજ રાતના તે રાજા પોતાની ભર નીંદ્રામાં જ્યારે પડેલો હોય ત્યારે તેના સુવાના ઓરડામાં એકાએક ધસી જઇને તરતજ તેને આપણે ઠાર કરી નાંખવોજ પડશે. એત્તેફાક એવો બની ગયો કે તે રાતના પાદશાહ શરાબબાઝીમાં પોતે મશગુલ હોવાથી પોતાના બીછાના ઉપર લાંબી રાત સુધી જ્યાં સુધી કે બડી બામદાદનો પોહોર ફાટી નહીં નીકળી પડયો ત્યાં સુધી પોતે ગયોજ ન હતો, એમ કેટલાએક નવીશનદાઓ બોલી ગયા છે; પરંતુ તે લખાણુની વીરૂધમાં તેનો હમઝમાન વરૂતાંત લખનાર આરીસ્તાબયુલશ તો આપણને એમ જણાવી જાય છે કે, કોઇ એક સુરયાની મહબુબ કે જેણી કાંઇક અગમચેતીઓ પણ કહી શકવાની શકતી ધરાવતી હતી તેણી સીકંદરપર એટલી તો મોહીત થઇ પડેલી હતી કે, ઘેલી ગાંડી માફક જયાંબી તે પાદશાહ જાય ત્યાં તેની પુઠે ને પુઠેજ પોતે જવા લાગી હતી. સપરપેહેલાં તો સીકંદર તથા તેના હમશરીકો તેણીની મજાક મસખરી અને ટકોર કરતાજ રહેલા હતા; પરંતુ જયારે તેણી પોતે બશારતની હાલતમાંજ આવી પડતી હતી ત્યારે જે પણ વાણી તે ઓચરતી હતી તે આબાદ આખેરે ખરીજ પડી જતી હતી. આથી સીકંદર તેણીને હવેથી પોતાની હાજરીમાંથી દુર રાખવા માંગતોજ ન હતો અને પોતે સુતો હોય કે જાગરૂત હાલતમાં હોય તોબી તેણીને પોતાના ઓરડામાં છુટથા દાખેલ થવાનો પરવાનો વટીક તેણે તેણીને આપી રાખેલો હતો. આમ રાત દીવસ જયારેબી તેણીને મરજીમાં આવતું ત્યારે તેણી સીકંદરની હજુરમાં જયાંબી તે હોય ત્યાં જઇ બેસતી હતી. હવે પોતાના બીછાનાપર જવા સારૂ સીકંદર પેલી શરાબબાઝીની મજલેસમાંથી ઉઠીને જયારે ચાલતો થયો ત્યારે તેણી તેને વાટમાં મળી ગઇ હતી અને પોતે સમાધી જેવી હાલતમાં હતી તેથી તે રાજાને તેણી એમ કહેવા લાગી ગઇ હતી કે, તું કયાં જાય છે, જા પાછો તું તારી શરાબબાઝીનાજ એ,

રડામાં અને સાંજ તું આખી રાત પ
ડી રહેજે; એમ તેના કાલાવાલા કરવાને
પણ પોતે મંડી ગઇ હતી. આમાં કાંઇ
ક ઇશ્વરી ચેતવણીજ જેવું હશે એવું
સમજીને તે રાજા પેલા શરાબખાનાવાળા
ઓરડામાંજ જઇને બાકીની રાત પણ
પોતે પાછો શરાબની બાઝીમાંજ ગુજાર
વા મંડી ગયો હતો; જેથી પેલા હજુ
રયાઓ પોતાનાં પ્રપંચમાં આખેરે ની
ષ્ફળજ નીવડી પડયા હતા અને હાથ
ઘસતાજ રહી ગયા હતા. એ પ્રપંચ
વીષેની ખબર હવેથી બે ચાર દહાડામાં
જ સીકંદરના કાનપરબી આવી ચુકી
હતી; કેમકે, તેને બીજેજ દીવસે પેલા
મજકુર ઇપીમીનીસે તે વીષેની ખબર પો
તાના એક જાની દોસ્ત અને મીનાનદ
રના બેટા ચેરીકલીસને જણાવી દીધી
હતી કે જે શખસે તે વાતની બાતમી
તે પ્રપંચીના ભાઇ યુરાઇલોકુસ આગળ
જઇને પાદેફરાખ કરી નાંખી હતી. આથી
તે યુરાઇલોકુસ સીકંદરનાં દેહેરા ભણી
પોતે તરતજ ઉપડી ગયો હતો અને
પાદશાહના ખાસ બોડીગાર્ડ પતોલોમી
એબને લેગુસ આગળ તે વીષેનો સ
ઘળો ભરમ કહી દેખડાવયો હતો; જેણે
જઇને તરતજ તે વીગેની ખબર સીકંદર
ને પહોંચાડી દીધી હતી. આથી એ પ્ર
પંચમાં જે સાહેબો કે શામેલ હતા તે
ઓનાં નામો મળી ગયાથી સીકંદરે તે
ઓને હવેથી સકંજાઓમાં દાબીને વવા
નવા માંડયા હતા, જેથી તેઓએ પો
તાના ગુનાહના એકરારો કરી દીધા હ
તા; એટલુંજ નહીં, પરંતુ જેબી બી
જા શખસો કે તેમાં શામેલ હતા તેઓને
બી પોતે ઉઘાડા પાડીજ આપયા હતા.

હવે આરીસ્તાબયુલશ તથા પતો
લોમી જેવા લખનારાઓ તો એ બાબત
વીષેનો દોષ કેલીસ્થીનીસને સરજ ચોંટા
ડી જાય છે; કેમકે, તેણેજ પેલા જવા
નીઆ પોટટાઓને આવું જોખમભરેલું
કામ પોતાને માથે ઉઠાવી લેવા સારૂ
ઉશકેરીજ મેલ્યા હતા, એમ પે
લા હજુરયા ઉમરાવજાદાઓએ જે પા
છળથી એકરાર કરી દેખડાવયો હતો તે
જ બીના તેઓનાં ગુનાહ વીશેની પુરતી
ગવાહી તરીકે પોતે પુરતી અને બસ
તરીકેજ સમજી ગયલા છે; પરંતુ બીજા
નવીશનદાઓ તો તેઓ સાથે એકમળતા
થતાજ નથી અને એમ કહે છે કે, અ
લબતાં કેલીસ્થીનીસપર સપર પેહેલાંથી
જ એ પાદશાહ ઘણોજ ખફા હોવાથી
તેની વીરૂધમાં હરકોઇ બાબત પોતે તર
તજ માનય કરી બેસે તેમાં તો કશી
નવાઇ જેવીજ વાત નોહતી. તે સાથે
પેલો હરમોલીઉસનો સંબંધ પણ તેની
સાથે ઘણોજ અતલગનો હોવાથી આ
ગુનાહનો સઘળો ટોપલો તે તેનેજ સર ઢસા
વવા માગતો હતો તેમાં પણ કશું આશ્ચરય
કારક જેવુંજ નોહતું, પરંતુ આવા માત્ર
શક ઉપરથીજ કોઇને બી એકાએક ગુનેહ
ગાર ઠોકી બેસાડવો તેથી એનસાફની
નેમ તો ખરેખરજ ઉંધી વળી જાય
તેવું છે. વળી કેટલાએક ગ્રંથકારો તો
અહીંઆં સુધી આપણી જાણપર લાવેલા
છે કે, પેલા હરમોલેઉસને મકદુનીઅનો
કને લાવીને જયારે હાજર કરયો; તયારે
તે નાદાન પોરીઆએ તો પોતાનો આ
ગુનાહ તરતજ એકદમ પોતે કબુલજ
કરી દીધો હતો, પરંતુ તેનો કાંઇક સ
બબ હતો; કેમકે, તે પાદશાહે તેને સ
રવે લોકો આગળ એવો તો બીએઝઝત
કીધો હતો કે, જેથી જીવવું તેને તો અ
કારૂં જેવુંજ થઇ પડયું હતું. તયારબાદ
તેણે સીકંદરના કરેલાં આગલાં સરવે
ઘાતકી કામો વીષેનું વરણન દરશાવવા
માંડયું હતું કે, તેણેજ બેહનીઆયક
રીતે ફીલોતસ અને તેના બાપ પારમે
નીઓને વટીક મરાવી નાંખયા હતા; એ
ટલુજ નહી, પણ બીચારા કલાઇતસને
બી તેની શરાબની બહારમાં બેહકવાને
લીધે એકાએક ઠારજ કરી નાખયો હતો.
વળી તેણેજ પારસી લેબાસ તથા તેઓ
ની રીતભાતો મુજબ ભોયપર પડીને પાદ
શાહોને નાકઘસની કરવાનો રેવાજ બી
પોતે આપણા લોકોમાં દાખેલ કરી દે
ખડાવીયો હતો; માટે એક સ્વતંત્ર શેહેરી
તરીકે તે સરવે બીના મારાથી કાંઇ સહ
ન થઇ શકે તેવીજ નોહતી. આથી મ
ને તેની સામે આવું પગલું ભરવાની
ગોયા ફરજજ પડી ચુકી હતી. તોબી
તે હજુરયાને તેના સરવે સો
બતીઓ શીખે તયાં હાજર રહેલા

તમામ મકદુનીઅનોએ તો પથરાઓનો
વરસાદ વરસાવીનેજ પછી મારી નાંખયા
હતા. આરીસ્તાબ્યુલશ તો એમ વરણુ
વી જાય છે કે, ઝનજીરમાં સીકડીને આ
ખી ફોજ શીખે પેલા કેલીસ્થીનીસને
બી ઠેકાણે ઠેકાણે ફેરવીને બીએઝ્ઝત
કરવા માંડયો હતો, જેથી તે અપમાન
તેનાથી સહન નહીં થઇ શકયાથી થોડું
એકમાંજ તે પોતાના કુદરતી મોતથીજ
મરણ પામી ચુકયો હતો; પરંતુ પતો
લોમી લેગુસ તો આપણુને એમ જણા
વી જાય છે કે, તેને કોઇએક સીકંજા
ઉપર ચતોપાટ સુવાડીને પછી ફાંસીને
લાકડેજ ચહડાવી દીધો હતો. આવા
એક નામગીન ફીલસુફને આવી રીતે
ઠાર કરાવી નાંખયાથી આગલા ઝમાનાના
યવન ફીલસુફો તો તરાહે તરાહે કરવા
ને મંડી ગયા હતા અને સીકંદર ઉપર
તેઓ અત્યંત કોપાયમાન પણ થઇ પડ
યા હતા, જેથી કરસીયુસ લખે છે
(૮–૨૯) જે સીકંદરને ખુદ પોતાનેબી
પછી આ કામ વીશે ઘણુંજ પશ્ચાતાપ
કરવો પડયો હતો. જોકે એ પાદશાહે
પોતાની આ સઘળી લડાઇઓમાં નેપો
લીઅન માફક ઓછામાં ઓછા પચાસ
લાખ ઉપર માણુસોનો ઘાણ કહાડી નાં
ખયો હતો, તે તો લડાઇનો હંગામ હ
તો તેથી તેની તે વરતણુંક તો કદાચ
ને માફ પણ થઇ શકે તેવી છે; પરંતુ
બેગુનાહ લોકોનાં જાન ઉપર એમ જે
તે તરાપ મારવા અને આલાપ લે
વા લાગયો હતો તેવી તે
ની ચાલચલગત તો ખરેખર ધીક્કારને
પાત્રજ હતી; જેથી ખુનના અપરા
ધસર જો આપણે તેને ગુનેહગાર અત્રે
ઠેરવવા માંગયે તો તેમાં નામુનાસેબ જે
કોઇનેબી લાગી શકવુંજ ન જોઇએ.
હવે ઇઝ્ઝત અને માનપાનની એક ઇ
ધાની અને નીશાની દાખલ પોતાના પાદ
શાહ અને કેબલા આતશ તથા ગુજરે
લાં રવાનોને સેજદો કરતી વેળાએ આ
જબી પારસીઓ ઝમીનપર પડીને તે
ઓને બોઝોરગી આપવામાં કશું નામુ
નાસેબ જેવું તો સમજતાજ નથી; તેમ
જ ઉગમણુ તરફના પાદશાહોને ત્યાંની
રઇયતોમાં એવીજ પ્રકારથી ઇઝ્ઝત આપ
વાની રસમો અદયાપી આપણા જોવામાં સા
ધારણ રીતેજ આવે છે, તેમજ યુરોપીઅનો
માં ટોપી કહાડવાની અને આગલા ઝમાના
ના કેઠોલીક પોપોમાં પાદશાહોને પોતા
ના પગના અંગુઠાને બોસો દેવડાવવાની
ફરજોજ પાડવામાં આવતી હતી. સીકં
દરને પણ જેઓ આવી રીતની ક્રીયા ક
રમોથી પગે પડીને માનપાન જે આપી
જતા હતા તેઓને પોતાને પણ બોસો
લેવાની તક તે આપતોજ રહેતો હતો;
કે જે રીવાજ હજુરબી કેટલાંએક સુધ
રેલાં રાજોમાં વટીક પરસાર પામેલો
આપણા દીઠામાં આવી શકે છે; માટે
એવી રીતભાતો દેશદેશના કાનુનો સાથે
જે રેવાજી થઇ પડે છે તેપર બકબકારો
કરવો અને તેનાપર અમસ્થી તરેહ
તરેહવાર જાતની મોઝાહેમનોને ઉ
ઠાવવી તે બીનાને તો હું અત્રે વગોવી
જ કહાડવા માગું છું.

## સીકંદર કને આવી પહોંચેલાં બીજાં બે નવાં એલચી ખાતાં.

એક ફતેહમંદ અને બુલંદ એક
બાલ ધરાવનાર શુરવીરા તરીકે એ પાદ
શાહ આખા એશીઆ ખંડમાં હવેથી
પ્રસીધતા પામતો જે ચાલયો હતો, તે
થી સીથીઅનોએ ફરીને બીજું એક ન
વું એલચી ખાતું જે યવન એલચીઓ
કે એણે તેઓપર આગળ મોકલાવી આ
પયા હતા તેઓ સાથે તેની તરફ મોકળું
હતું. તે એલચી ખાતું તઇયાર થાય એટલા
માં સીથીઆનો રાજા તો મરણ પામયો
હતો, જેથી તેના તખત ઉપર તેનો ભા
ઇ હવેથી રાજા થઇ બેઠો હતો. તે એ
લચી ખાતું તે લોકોમાં જેબી જણસો
કે અતયંત હોકમાઇ તરીકે ગણાતી હતી
અને બેમુલી ચીજોમાં ખપતી હતી તે
પણ તેને નજર કરવા સારૂ પોતાની
સાથે લઇનેજ આ વેળાએ ઉતરી પડેલું
હતું અને એવી અરજ કરવાને મંડી
ગયું હતું કે, સાહેબ, અમારો રાજા પ
ણ હવેથી તમારો ફરમાનબરદાર નોક
ર થવાને રાજીખુશીજ પોતે થઇ બેઠેલો
છે ને જેબી હોકમ તમો તેને ફરમાવ
શો તે દીલોજાનથી બજા લાવવા અને
કબુલ મંજુર રાખવાને પણ તે બંધાય

લો અને તઈયારજ થઇ પડેલો છે. તે સાથે
તે રાજાએ પોતાની છોકરીને પણ સીકંદર
સાથે પરણાવી આપવાની ખાહેશ દેખડાવા
માંડી હતી અને કહેવડાવયું હતું કે એ માં
ગણી કદાચને તમો બનદે નવાઝ જો બહાલ
રાખશો તો હું મારા આખા દેશાવરોના છ
ત્રપો અને મારા અરકાને દવલતવાલા સાહે
બોની દીકરીઓને તમારા નામવર સરદા
રો તથા અમીર ઉમરાવો સાથે
પરણાવી આપવાને પણ હાજર અ
ને તઈયારજ થઇ રહેલો છું.
વળી તમારો જો વીચાર હોય
તો અમારો રાજા તમો કને આવવાને
પણ ખુશી છે કે જેથીં આપ સાહેબનો
શું હેતુ અને હોકમ છે તે મહોડે મહો
ડું તમો કનેથી સાંભળવાને તેને સવળ
તા જેવુંજ થઇ પડે. તે વીષેનો પ્રતીઉતર
સીકંદરે પેલા એલચીઓજ મારફતથી
ઘણાજ લેયાકતભરેલા શબદોમાં કહી સં
ભળાવીને પછી પેલા એલચીઓને તે
ઓના રાજા તરફ હસ્તે રમતે મુખડે
પાછા રવાના કરી આપયા હતા; પરંતુ
તેની છોકરી સાથે પરણવાની વાતને તો
પોતે ના કબુલજ રાખી દીધી હતી. યા
હુદી તથા ખ્રીસ્તીઓના એક પયગમબ
ર એઝીકાયલ (જુઓ, તેની પોથીનીઓ
ની ૩૮ ને ૩૯) ના કહેવા પ્રમાણે યા
હુદી લોકો સીથીઆના રાજાઓને ગોગ એ
વા એલકાબ હેઠળ અને તેઓના મુલક
ને મેગોગ એવાં નામથી પોતે પીછાન
યા જતા હતા. એટલામાં બીજું પણ એક
એલચી ખાતું સીકંદર કને આવી પહોં
ચયું હતું.

મજકુર એલચી ખાતું ખોરાસમી
આન યાને હાલના ખીવાના લોકો તરફ
થી ઉતરી પડેલું હતું કે, જે લોકો તે
ઝમાનામાં જહુન (ઓક્ષસ) નદીના હે
ઠળા પ્રવાહો આગળ કીઆસપીઅન અ
ને અરલના સરોવરોની વચોવચમાં
વાસો કરીનેજ પડેલા હતા. તેઓનો
રાજા ફરસ્માન (ફારાસમીનીસ) ખુ
દ પોતેજ સીકંદરની સેવામાં પોતાની
સાથે ૧,૫૦૦ તોર્કમાન સવારો લઇને
હાજર થયો હતો અને સીકંદરને
પોતે એમ કહેવાને મંડી ગયો હતો
કે, સાહેબ, અમો લોકો કોલચીઅ
નો અને પેલી એમેનનનાં નામથી વખ
ણાયલી ઓરતોના દેશાવરોની સરહદ
આગળજ વસીએ છીએ. તેઓનો મુલ
ક ખડબચડો અને પહાડી ભુમીઓ તરફ
ઠેઠ યુકશાઇનના દરયા સુધી જે લાંબો
ને લાંબો ચત્રાએલો છે, તે દેશાવરો
પણ તમો તમારા તાબા હેઠળ લાવવાને
માગતા હોવ તો હું તમારો ભોમયો થ
વાને તઈયારજ છું અને તમારી ફોજને
ખાનપાન પુરૂં પાડવાની હું ઝમાનત
આપવાને પણ ખુશી છું. તેની સાથે પ
ણ સીકંદરે હવેથી દોસ્તીનું નાતું જા
રી કરી દઇને સુલેહ સંપજ કરી નાખી
હતી અને તે રાજાને તેના પાડોસી સુ
બાઓ કે જેઓ હાલમાં ઇશકંદરના તા
બા હેઠળ ગણાતા હતા તેઓ સાથે મુ
લાકાતો વટીક કરાવી આપી હતી
જેમાં એક તો તેનો બાખત્રીઅ:
નો પારસી છત્રપ આરતાબેઝુસ ખુ
દ પોતે પણ હતો કે, જેની સાથે તે રા
જાને મુલાકાત કરાવી આપતી વેળાએ
સીકંદરે તેને પોતાના એક ખાસ રફીક
તરીકેની ઓળખાણ આપી દેખડાવી હ
તી. ત્યાર બાદ તેણે પોતે એવો જવા
બ તેને આપયો હતો કે, હાલમાં મારો
વીચાર તે મુલકો તરફ તો કાંઇ ચત્રાવાનો
છેજ નહી અને હીંદનાં દેશાવરો ઉપર
જ ચહડાઇ લઇ જવાનો છે કે જેથી હું
હવે પછી આખા એશીઆ ખંડનોજ ધ
ણી થઇ બેસીશ. એમ કહીને તેને પણ
પોતાના મુલક તરફ પાછો રવાના કરી
આપયો હતો; પરંતુ તેની કને એટલો
તો પોતાનાં દેલનો ખોલાસો કરી દેખ
ડાવયો હતો કે, હું મારી મુરાદમાં
ફતેહમંદ નીવડી પડી, આખા એશીઆ
ખંડનો જ્યારે છત્રપતી રાજાજ થઇ પ
ડીશ અને મારા મુલક ભણી પાછો ફરી
શ ત્યારે ત્યાં આખી મારી ખુશકી અને
દરયાની ફોજોને એકઠી કરી નાંખીને હે
લેસપોંત અને પ્રોપોનતીસના દરયાઓને
મારગેજ યુકશાઇનના દરયાવને પણ વટા
વી જઇને ઉગમણુ તરફની ભુમીઓ
ઉપર પણ તરાપ મારયા વીના તો
રહીશજ નહીં; માટે આવો પહાડી
ઝમીનપરનો રસ્તો તો હું લેવાને
સદંતર નારાજ છું, એમ પેલા ફરશમાન

ને સધયારો આપયો હતો અને તેને એમ પણ કહયું હતું કે, હું તમને આગળ ચાલતાં તમારી મુરાદ પ્રમાણે ચાલવાને કોલ પણ આપું છું; જેથી તેટલી મુદત સુધી હાલ તરત તો તમારે જરા ખામોશજ પડી રહેવું જોઇશે. આ મજકુર બહાદુર એમેજોન ઓરતોનું ટોળું જે અસલમાં પોતાનું કોલચીસનું બાપીકું વતન છોડીને હાલના ત્રેબીઝોનદનાં શેહેર ખાતે તે ઝમાનામાં જઇને જે વાસો કરી પડેલું હતું; તે વીષે ખોલાસેથી આ દફતરમાં આગળ ચાલતાં વરણન દરશાવવામાં આવેલું છે; કેમકે, તેણીઓ વીષે અસલી યવન ગ્રંથકારો વધતું ઓછું પોતપોતાનાં ગ્રંથોમાં લખાણુ વટીક કરી ગયલા છે. (જુઓ, હોમરની "ઇલીઅદ" ઓ૦ ૩ ની બેત ૧૮૯ મી; હીરાદોતસ ૪—૧૧૦ થી ૧૧૬; એસચીલીશ શાએરની "પ્રોમીથીઆ" નામની કવીતાની બેત ૭૨૪ મી; જસ્તીન ૧૨—૩; સ્ત્રેબો ૧૧—૫; દાયોદોરસ ૧૭—૭૭; કરસીયુસ ૬—૧૯ અને એરીઅન ૭—૧૩.)

ત્યાર બાદ સોગદીઆના તરફ ઉતરી પડવાના હેતુથી એ પાદશાહને પાછું જહુન નદી તરફ નીકળી જવું પડયું હતું; કારણકે, તેને એવી ખબર મળી ચુકી હતી કે, ઘણુાખરા બહાદુર સોગદીઅનો પાછું હુલડ મચાવીને પોતાના મજબુત કીલ્લા અને કોટોને આશ્રે જઇ પડેલા છે અને તેઓ પાછા મારા નેમેલા હાકેમને કશો મચક આપતાજ નથી. જયારે તે મજકુર નદી આગળ તેની ફોજ છાવણી નાખી પડી હતી; ત્યારે તેની પડોસમાં એક પાણીનો ઝરો અને બીજો તેલનો ઝરો ઝમીનમાંથી ફુટી નીકળીને સીકંદરના ખુદ તંબુની નઝદીકીમાંથીજ પસાર થતો હતો. આવા ચમતકાર વીષેની ખબર જેવી કે પતોલેમી લેગુસને પડી ચુકી કે, તેવીજ તેણે તે વીષેની ખબર પોતાના શેઠ અને મુરબી સીકંદરને પહોંચાડી દીધી હતી. આથી પોતાના દેશ શરવન ગુરૂના કહેવાથી સીકંદર પાછી પોતાના દેવતાઓ સારૂ કુરબાનીઓ કરવાને લાગી ગયો હતો અને તેનો મજકુર ગુરૂ આરીસ્તાનદર તે વીષેની અગમચેતી એ પાદશાહ આગળ એમ કહેવાને મંડી ગયો હતો કે, આ કામમાં તમને સપરપેહેલાં ઘણી મેહનત તો પડશેજ ખરી, પરંતુ આખેરે તમો પોતેજ તેમાં ફતેહમંદ નીવડી પડશો; કેમકે, તેલના ઝરાથી મુરાદ મુશકેલીયત અને ઝહમતની ઉઠે છે. હવે ખરૂં પુછો તો એવા તેલના ઝરા આજબી બાકુ અને તેની પડોસમાં ઠેકાણે ઠેકાણે નજરે પડી શકે છે અને અમેરીકામાં તો એક મોટી દોલત જેવા તેઓ થઇ પડેલા છે; માટે આવા બનાવથી સીકંદરને ડરવાની કશી પણ હાજતજ નોહતી. તે લતાઓ તરફ ઇસુની છેક તેરમી સદીની આખેરીમાં વસીને ફરી ગયલો પેલો નામીચો વેનીશીઅન મુસાફર મારકોપોલો આ મુજબનું વરણન પોતે દરશાવી ગયો છે કે, "ગુરજીસ્તાન તરફ જતાં તેની છેક સરહદ આગળજ એવો તો એક મોટો તેલનો ઝરો લાગેલો છે કે જેમાંથી સો વહાણો ભરાઇ શકે તેટલું તેલ એકી ટગરે જ થાબંધ મળી શકે છે; પરંતુ તે તેલ ખાધામાં કાંઇ ચાલી શકે તેવું ન હોવાથી ત્યાંના લોકો તેને બાળવામાંજ ફકત ઉપયોગમાં આણે છે અને ત્યાંના ઉંટો જ્યારે ખુજલીથી પીડાય છે ત્યારે તેઓની એજ જાતના તેલથી ત્યાંના લોકો માલેશ કરીને તે દરદને મટાડી નાંખે છે. વળી ત્યાંના આસપાસનાં દેશાવરો ખાતે બાળવા સારૂ તેલની ઘણી અછત હોવાથી છેક દુર દરાઝ જગાઓપરથી ઘણાએક લોકો તે તરફ ઉતરી પડીને તે તેલ પોતાની સાથે પોતાને વતન વટીક લઇને ચાલ્યા જાય છે." (જુઓ, તેની મુસાફરીનાં પુસ્તકનો કરનલ યુલનો કરેલો તરજુમો ચો૦ ૧, બા૦ ૩ જો.) આમ લખવામાં મારકોપોલો બાકુ ખાતેનીજ પેલી તેલની ખાણો વીષેનો એશારો કરી ગયલો દીસે છે; કેમકે, તે તરફની સઘળી ભુમી નફ્ તેલની ગોયા મઅદનો (ખાણો) જેવીજ ગણાય છે. હવે જે નફ્ તેલ યાને પેત્રોલીઅમ (ગયાસ યાને ભુમી તેલ) ઇરાનમાં જે મળી શકે છે; તે તેલ તો છેકજ પાતળું, રંગ વીનાનું અને ઘણુંજ હલકા વઝનનું રહે છે અને

તેનું વીશેષ ગુરૂતવ તે આશરે ૭૫૦ જેટલુંજ હોય છે. ઘણાજ અસલી ઝમાનાથી ઈરાન અને જેપાન ખાતે ત્યાંના રહીશો એવીજ કેસમનું ભુમી તેલ પોતાના વપરાસમાં લેતા ચાલ્યા આવેલા છે. ફારસનાં પ્રાંતમાં દાલકીનાં શેહેર આગળ કાળા નફ્તેલના બે ઝરાઓ તો હાલ પણ મોજુદ જ જોવામાં આવે છે.

આમ સીકંદર પોતાની સાથે થોડીએક ફોજ લઈને જહુન નદી હવેથી ઓળંગાવીને સોગદીઆનીઆનાં પ્રાંતમાં પછી તે પોતે દાખેલ થઈ ચુકયો હતો; પરંતુ બાખત્રીઆનો મુલક છોડી જતી વેળા તે તરફ દેખરેખ રાખવા અને ત્યાં કોઈ હુલડ નહીં મચાવે અને જે લોકો કે ફસાદ લઈ બેહેલા હોય તેઓને પાછા મારી હઠાવવા સારૂ ત્યાં તે પોતાના પોલીસપરકન, એતાલસ, ગોરજીઆસ અને મીલીઆગર જેવા ચાર નામગીન સરદારોને રાખીજ મેલી ગયો હતો. પોતાનાં લશકરને તેણે હાલમાં પાંચ ટુકડીઓમાં વેહેંચી નાંખયું હતું, જે માંહેલી સપરપેહેલી ટુકડીની સરદારી તેણે હીફાસચીઅનને સોંપી આપી હતી, બીજીની સરદારી પતોલેમી લેગુસ કને, ત્રીજીની સરદારી પરદીકસને સર અને ચોથી ટુકડીની સરદારી કોઈનુસ અને આરતાબેજુસ કનેજ રહેવા દીધી હતી. બાકીની પાંચમી ટુકડીની સરદારી એ તાજદારે પોતાનેજ હાથ રહેવા દીધી હતી અને તે ફોજ સીખે તરતજ સમરકંદનાં દેશાવરો ખાતે તે ઉપડી ગયો હતો. કરસીયુસ એમ વરણવી જાય છે કે, એ મરકંદા (સમરકંદ)નાં શેહેરમાંજ તેણે પેલા બીચારા કલાઈતસને મારી નાંખયો હતો. (જુઓ તેની ચો૦ ૮ બા૦ ૩ જો) બીજા સરદારો પણ પોતપોતાની જોગવાઈઓ પ્રમાણે ત્યાંના આસપાસનાંજ દેશાવરો ખાતે ઉતરી પડયા હતા અને જે હુલડખોરો કે કીલ્લા યા તો મજબુત કોટોમાં જઈને ભરાઈ બેઠા હતા તેઓને ઝોરજુલમથી પોતાના તાબા હેઠળ કરી લેતા ચાલ્યા હતા અને બાકીનાઓ જે પાછા પોતાની રાજી ખુશીથી તાબે થઈ બેસતા હતા તેઓને તો તેઓ ફ્દજ કરી નાંખતા હતા. આમ કરતાં તે ચારે સરદારો જ્યારે ઘણોખરો સોગદીઆનો મુલક પસાર કરી જઈને પોતપોતાની ટુકડીઓ સીખે સહીસલામત રીતે જ્યારે સમરકંદ ખાતે જઈ પહોંચયા; ત્યારે સોગદીઆનામાં સીકંદરે જે નવાં નવાં શેહેરોનો આગળ પાયો નાંખયો હતો તેઓમાં માનવીજાતોને વસાવવા સારૂ હીફાશચીઅનને તે તરફ તરતજ રવાના કરી આપયો હતો. વળી તેણે કોઈનુસ અને આરતાબેજુસને તો સીથીઆનાંજ પ્રાંત ખાતે દોડાવી મેલ્યા હતા; કેમકે, તેને હવેથી એમ માલુમ પડી ચુકયું હતું કે, તે તરફ પેલો જવાંમરદ અને બહાદુર પારસી સીપાહબચ્ચો સપીતમન જઈને આશ્રો લઈ પડેલો છે; અને બાકીની આખી ફોજ સીખે તે પછી પોતે સોગદીઆનાંજ પ્રાંત ખાતે ઉતરી પડીને જેણી શેહેરો કે પેલા હુલડખોરાઓજ અદયપી લઈ બેઠેલા હતા તેઓને પાછા સોહેલાઈથી પોતાના તાબા હેઠળ ફરીને કરી લીધાં હતાં.

**સપીતમને હવેથી તે લતા તરફ સીકંદરને હંફાવતા ચાલવાની કરી રાખેલી બાજી.**

આમ જ્યારે તે શુરવીર તાજદાર ઉપર જણાવયા પ્રમાણે પોતે રોકાઈ પડેલો હતો; ત્યારે સપીતમન પોતાના સોગદીઅન સવારો સાથે મેસાગીતા જેવા બહાદુર સીથીઅનોનાં મુલકમાં પોતે ઉતરી પડયો હતો અને ત્યાંના ૬૦૦ સીથીઅન ઘોડેસવારોને પોતાની સાથે લઈને બાખત્રીઆ ખાતે એક કીલ્લામાં હજુ પણ સીકંદરને હંફાવવા સારૂ જઈને પોશતપનાહ લેવા માટે ઉપડી ગયો હતો. એ મેસાગીતા લોકો જેઓએ હીરાદોતસના કહેવા પ્રમાણે મહાતમા કુરૂશને આગળ હરાવીને મારી નાંખયો હતો (૧–૨૦૧ થી ૨૧૬) તેઓ તે ઝમાનામાં કીઆસપીઅન સરોવરની ઈશાન દીશાએ જઈને વાસો કરી પડેલા હતા. આવી સીથીઅન ફોજ સીખે સપીતમન પેલા બાખત્રીઆ ખાતેના એક કીલ્લા આ

ગળ પોતે તેને તાબે કરી લેવાના હેતુથી જ્યારે એકાએકજ ધસી આવયો, ત્યારે ત્યાંનો યવન સરદાર નભરવશ હાલતમાંજ બેઠેલો હતો, તેથી તેની ટુકડીને તો તે પારસી સરદારે સદંતરજ કાપી નાંખી તેના સરદારને પકડીને પછી પોતે કેદ પણ કરી રાખયો હતો. આ કીલ્લાને એમ સેહેલાઇથી તાબે કરી લીધા બાદ સપીતમનને વધારે હીંમત છુટી હતી, જેથી તે પારસી બચ્ચો હવેથી જરીઅસ્પ યાને બાખત્રીઆનાંજ પાયતખત શેહેર ખાતે પોતે ઉતરી પડયો હતો; પરંતુ તેનાપર હલ્લો કરવાની તેની આ વેળાએ માંહેલે પેટે નીપટાજ ન હોવાથી ત્યાંથી ઘણીએક લુટ જમા કરીને ત્યાંથી તે પોતે તો પછી પાછો ગાસતોજ થયો હતો. હવે એ જરીઅસ્પનાં શેહેર ખાતે બીમારીના સબબથી કેટલાએક પોતાના ખાસ સવારોને આગળ સીકંદર ત્યે મેલી ગયો હતો તેઓ હાલમાં જરા ટટાર થઇ રહેલા હોવાથી તેઓને આ સીથીઅનોની મારફાડ અને હલ્લા વીષેની વાત જ્યારે માલુમજ પડી ચુકી; ત્યારે તેઓ તરતજ પોતપોતાના હથયારો લઇને પોતાના રખસો ઉપર સવાર થઇ બેઠા હતા. તે વેળાએ એજ જરીઅસ્પનાં શેહેર ખાતે ત્યાંના પાદશાહી મેહેલની તકેદારીના માણસો ઉપર સોસીકલીસના બેટા પાઇથોનને સરદાર તરીકે નેમી રાખવામાં આવેલો હતો અને તેના મદદનીસ તરીકે એરીસ્તોનીકસ નામના કોઇ એક લેપુરી ફુંકનાર અમલદારને સોંપી આપવામાં આવેલો હતો. વળી એરીઅન આગલ ચાલતાં એમ પણ જણાવે છે કે સીકંદર કને પાઇથોન નામના બીજા પણ બે સરદારો પડેલા હતા જે માંહેલો એક તો કોઇ એક એગીનોર નામના શખસનો બેટો થતો હતો અને બીજાના બાપનું નામ તો કરાતીઆસ કરીને હતું એમ તે નવીશનદો આપણુને જણાવી ગયો છે. (જુઓ, તેની ચો૦ ૬–૧૫, ૨૮) પેલા ટટાર થયલા યવન સવારોએ એંસી ઉપર યવન ભાડુતી ફોજના સવારોને કે તે શેહેરની રખેવાળી સારૂ આગળ જે રાખી મેલવામાં આવયા હતા, તેઓને ઝડપમાં પોતાની સાથે શામેલ કરી નાખયા હતા અને પોતાની સાથે બીજા પણ કેટલાએક પાદશાહી ગોલામોને લઇને પેલા મેસાગીતા લોકોની સામે થવા સારૂ પોતાની કમીંગાહમાંથી હવેથી તેઓ બાહેર નીકળી પડીને પોત પોતાના ઘોડાઓ ઉપર સવારો થઇ બેઠા હતા. આ બીનાની ખબર પેલા મેસાગીતા લોકોને ન હોવાથી પેલા સવારોના એકાએક હુમલાથી તેઓના કેટલાએક સીપાહીઓ પેલી નગદી ઘસડી લઇ જતી વેળા સપડાઇ ગયા હતા અને પહેલાજ મારાથી પેલી લુટ તેઓએ તેઓ કનેથી પાછી છુટાવી લીધી હતી, કે જે હુસાતુસીમાં કેટલાએક સીથીઅનો તો મારયા વરીક ગયા હતા; પરંતુ પેલા યવનોને માથે કોઇ ચુનંદો સરદાર ન હોવાથી જેવા તેઓ બીનઆહીનમાં પાછા પોતાની જગયા ઉપર નીકળી જવા લાગયા કે, તેઓ સારૂ જે છટકું સપીતમને વાટમાં માંડી રાખયું હતું તેમાં તેઓ સાજડ સપડાઇ ગયા હતા, જેથી પેલા સાત પાદશાહી અને બીજા સાઠ પેલા ભાડુતી ફોજના સવારો તો મારયાજ ગયા હતા કે, જેઓમાં પેલો મજકુર એરીસ્તોનીકસ પણ ઘણી જવાંમરદીથી લડતાંનેજ વાર પોતે પણ હાર થઇ ગયો હતો અને પેલો પાઇથોન સરદાર તો ઝખમી થઇ પડયાથી તેને પેલા સીથીઅનોએ તો કેદજ પકડી લીધો હતો. હવે તેથી ઉલટું કરટીયુસ તો તે હાર ખાઇ બેઠેલા સરદારનું નામ પાઇથોન નહીં બલકે એતીનાસ કરીને હતું, એમ આપણુને જણાવા ગયો છે. (૮–૧.)

**બહાદુર સપીતમનની આખેરે થઈ પડેલી હાર અને તે બીચારાનું તેના સ્નેહીઓએજ હીચકારાપણાથી કરેલું ખુન.**

આ સદરહુ જંગ વીષેની હારની વાત જેવી કે કરાતરસને માલુમ પડી ચુકી કે, તેવોજ તે સરદાર પેલા મેસાગીતા લોકોની ફોજ ઉપર પોતે દોડી પહોંચયો અને ઝડપમાં જઇને તેઓનો દુંબાલો પકડી બેઠો; પરંતુ તે શુરા લોકોને તે બીના વીષેની જેવી કે ખબ

ર પડી ચુકી કે તેવોજ તેઓએ તો પો તાનાં જંગલ તરફનો રસ્તો લીધો; પ રંતુ તોબી તેઓનો દુંબાલો તે યવન સરદારે તો પકડીજ રાખેલો હતો. આ થી પેલા નહાસભાગમાં પડેલા સવારોને તો આખેરે તેણે પકડીજ પાડયા હતા કે જેઓ, આગળ જબરી શેકસ્ત યવનો ની પેલી મજકુર ફોજને ઉપર કહયા પ્રમાણે આપી ચુકેલા હતા. તેઓની પ ડોસમાં તેજ બેયાબનની નઝદીકમાં એક હઝાર ઉપર બીજા મેસાગીતાન સવારો પણ પડેલા હતા કે, જે સઘળાઓ સાથે તેને એક ઝબરદસ્ત યુદ્ધ કરવું પડયું હતું કે, જેમાં ફતેહની દેવીએ તો આવેળાએ પેલા યવન લોકોનેજ જીતાવી આપયા હતા, જેથી દોઢસો ઉપર સીથીઅન સ વારો તો મારયાજ ગયા હતા; પરંતુ બાકીનાઓ તો સેહેલાઈથી પેલા બેયા બાન જંગલ ખાતેજ નીકળી ગયા હતા કે જયાં સુધી જઇને તેઓનો દુંબાલો પકડી રાખતા પેલા મેસીદોનીઅન સીપા હીઓ ખુદ પોતે હવેથી ડરવા લાગયા હતા; કેમકે, તેમ કરવામાં તેઓ હવેથી મોટું જોખમભરેલું કામ કરીને સમજ તા બેઠલા હતા. બાખત્રીઆનો પેલો પાર સી સુબો આરતાબેજુસ કે જેણે મીસર દેશના દરવાઝા પોતાના મુરબ્બી દરાય શ કોદોમાનુસ સાથે બેઇમાન નીવડી પડીને સીકંદરની ફોજ સારૂ જે ઉઘાડી મેલા દાધા હતા ને જે સેવાના બદલા માં હાલમાં તેને એ મકદુનીઅન રાજા એ બાખત્રીઆનો છત્રપ બનાવી મેલ્યો હતો, તે ઘણોજ વૃદ્ધ વયે પહોંચી ગયલો હોવાથી તેનાજ ખુદ પોતાના માંગી લેવાથી તેને તે હકુમતપરથી છો ડવી તેની જગયા ઉપર એમીનતસ એ બને નીકોલેઉસ જેવા યવનને તેને બદ લે બાખત્રીઆનો મરઝબાન કરી બેસા ડયો હતો, કે જે ઓદ્ધો અસલમાં સી કંદરે તો કલાઇતસ સારૂજ રાખી મેલે લો હતો; પરંતુ તેનાં આવા અકાળ ખુનથી એ એમીનતસનુંજ નસીબ હવેથી જાગીઉઠયું હતું અને તે હકુમત તેનેજ નસીબે હવેથી જઇને ચોંટી બેઠી હતી, એમ કરસીયુસ વરણવી ગયો છે. (જુ ઓ, તેની ચો૦ ૮, આવી ૩ ને ૭.)

આ આરતાબેજુસ કે જેના વીષે દીમા સ્થીનીશ પોતાના "એકીસ્તોકરસી" યા ને અમીરી મંડળની વીરૂદ્ધમાં કરેલાં ભાષણમાં કાંઇક એશારો વટીક કરી ગ યો છે; (જુઓ, તેનાં ભાષણોનું પા૦ ૬૭૧ થી ૬૭૬ સુધી) તે ઉમરાવ સા રૂ કરસીઉસ એમ આપણને જણાવી ગયો છે (૬–૧૪) કે તે મીસરનો હા કેમ જ્યારે શેહેનશાહ દરાયશની યવન ફોજ સીખે સીકંદર સાથે ઇ૦ પુ૦ ૩૩૦ માં જઇને મળી ગયો ત્યારેજ તેની ઉમર છેક પંચાણું વરસ જેટલી તો હતીજ ખરી. કોઇનુસ કને તો પો તાની આખી ફોજ તથા મીલીઆગરની ફોજના પાદશાહી ચારસો સવારો અ ને સઘળા ભાલાદાર સીપાહો હવેથી બા ખત્રીઆ તથા સોગદીઆનીઆના બચા વ ખાતેર મજકુર એમીનતસનેજ સોં પી આપયા હતા. તે સરવે સીપાહીઓ ને એ પાદશાહે એવો મજબુત હોકમ કરેલો હતો કે તમારે જેમ કોઇનુસ ક હે તેમજ ચાલવું પડશે અને તમારી શીઆળાની છાવણી પણ સોગદીઆનાં જ પ્રાંતની રખેવાળ સારૂ ત્યાંજ નાંખી મેલવી જોઇશે. એમ કરતાં સપીતમન તે શીઆળામાં અહીં તહીં જ્યારે રખ ડ રઝળ કરતો ફરે; ત્યારે તમારે તેને સારૂ કાંઇબી છટકું માંડીને તેને પકડી જ લેવો પડશે. હવે સપીતમને જ્યારે જોયું કે, મને નહાસભાગ કરવાના સ ઘળાજ દરવાઝા સીકંદર તો પોતાની ફોજે સીખે બંધજ કરી બેઠો છે; ત્યારે કોઇનુસનીજ આખી ફોજ ઉપર પડી જવાનો મનસુબો પોતાને મનસે તે કર વા લાગયો હતો; કેમકે, તેમાં હું ઘ ણુંકરીને ફતેહમંદજ નીવડી પડીશ, એવો ખીઆલ તેનાં મનમાં હાલમાં પેસી ગયો હતો; આથી-તે પારસાયા પુત્ર સોગદીઆનીઆનાં પ્રાંતના બાગાઇ નામના એક મજબુત કીલ્લા આગળ પોતે ઉપડીને જઇ પહોંચયો; કેમકે, તે કીલ્લો તે પ્રાંત અને પેલા સીથીઅનોના મુલકોની બરાબર સરહદપરજ આવેલો હતો. આથી તેણે સોગદીઆ ઉપર હુમલો કર વાના હેતુથી પેલા લગભગ ત્રણ હઝાર તુરાની સવારોને સમજાવી પટાવીને પો

તાની બોરડુમાં કરી લીધા હતા. તે લોકો ઘણાં સરકશ અને જનુની હોવાથી મેસાગીતા યાને મસ્તાન ગોથ લોકો એવાં નામ અને તખલુશ હેઠળ સરવે કોઇમાં તે ઝમાનામાં મશહુર થઇ ચુકેલા હતા. તે સાથે તેઓને કોઇ રડનાર કુટનાર ન હોવાથી અને ઘરબારો વટીક મયસ્સર નોહતાં તેથી પોતાની ઘણીજ ગરીબી હાલતને લીધે જેઓ તેઓને ખાનપાન પુરાં પાડવા માંગે તેઓની નોકરી તેઓ પોતે તરતજ સ્વીકારી બેસતા હતા. હવે કોઇનુસને જયારે એમ માલુમ પડી ચુકયું કે સપીતમન તો નવું ઘોડેસવાર લશકર લઇને મારી તરફ પાછો ધસયોજ આવે છે, ત્યારે તે પોતાની ફોજ સીખે તેની તરફજ પોતે પણ ઉપડી ગયો હતો. આથી તે બંને હમનબરદો વચે ત્યાં એક જબરૂં જેવું જંગ મચી રહયું હતું કે જેમાં યવન લોકોજ આખેરે ફાવી ગયા હતા, જેથી તે લડાઇમાં એરીઅન એમ વરણવી જાય છે કે, આહસો સીથીઅનોનો તો ઘાનજ નીકળી ગયો હતો અને કોઇનુસે તો પોતાના પચીસ સવારો અને બાર પયદલ સીપાહીઓનેજ ફકત ખોઇ બેઠો હતો, કે જે ગણુતરી કેવળે આપણા માનવામાં આવી શકે તેવીજ નથી. આવી હારથી પેલા બાકી રહેલા સોગદીઅને અને ઘણાખરા બાખત્રીઅન સેપાહો તો નહાસભાગની વેળાએ પેલા બીચારા સપીતમનને પડતોજ નાંખીને કોઇનુસ કને જઇને તેનેજ તાબે થઇ પડયા હતા. પેલા મેસાગીતાની વરણના સીથીઅનોને જયારે આવી જ બરી શેકસ્ત મળી ચુકી; ત્યારે તે લોકો તો પોતાની સાથનાજ બાખત્રીઅન તથા સોગદીઅન સીપાહીઓનેજ લુટવાને મંડી ગયા હતા અને ત્યાર બાદ સપીતમનને પણ પોતાની સાથેજ લઇને પોતાના બેયાબાન જંગલો તરફજ નહાસી ગયા હતા; પરંતુ જયારે તેઓને એમજ માલુમ પડી ચુકયું કે સીકંદર તો પેલા બેયાબાન જંગલમાં વટીક અમારો દુંબાલો પકડીજ રાખવા સારૂ દર મનઝેલ પોતે ધસયોજ આવે છે ત્યારે પોતાનો પીછો છોડવવા સારૂ પેલા બીચારા સપીતમનનુંજ ધડ અને ડોક તેનાં શરીરથી જુદું પાડી નાખીને તે તાજદાર ઉપર તરતજ રવાના કરી આપયું હતું. કરસીયુસ તો અહીંયાં સુધી પોતે બોલી જાય છે કે, તે શુરા સરદારને તેની ઓરતેજ મારી નાખયો હતો અને તેનું માથું તેણી પોતેજ સીકંદર કને લઇ ગઇ હતી. ( ૮–૧૧ થી ૧૨. )

આમ મજકુર એક મોટા ઘરાનાની સદગુણી પારસણુ પોતાના ભરથાર સાથે કાંઇબી કારણુ વીના નગુણી અને નીમકહરામ નીવડી પડી એમ કરસીયુસ જે વરણવી ગયો છે, તે બીના આપણે ગળે તો કાંઇ સેહેલથી ઉતરી શકે તેવીજ નથી; કેમકે, હીંદુસ્તાનની સરઝમીનમાં આવયાને આપણા પારસીઓને આજે બાર સદીઓ ગુજરી ગઇ અને તેરમી સદી પણ લગભગ ગુજરી જવાની અણીપર આવી ગઇ છે, તોબી કોઇ પણ પારસણે પોતાના ખાવંદ યાને ખોદાવંદનું ખુન કરયું હોય તે વાત તો કોઇબી અરવાચીન તવારીખોમાં આપણા દીઠામાં કેવળે આવી શકતીજ નથી. હવે આ દાસ્તાન બારીકીથી તપાસતાં આપણાં મનમાં ખેદ તો એટલાજ સબબ ઉપરથી ઉતપંન થાય છે કે, આવા દેલાવર પારસી સરદારે પોતાના મુલકના બચાવ ખાતેર જે જે ઝહમતો ખેંચી સીકંદરને આગળ વધતો જે અટકાવીજ રાખયો હતો, તેના આવી પહોંચેલા આવા જબુન અને કઢંગા અંતને તો તે કેવળે લાયકજ ન હતો, અને ઘણાં માનપાન સાથેજ તે મરવો જોઇતો હતો; પરંતુ દોરંગી દુનયાના ઝમાનાનાં કામોજ વીચીત્ર જેવાં રહે છે. તેથીજ આપણને એવી એવી સમજમાં નહી આવે તેવી બાબતોસર વારંવાર કુદરત તરફથી કરવામાં આવતાં કામો ઉપર આંગળી દેખડાવવી નામોનાસેબ જેવી ફરજજ આવી પડે છે; કેમકે, એક હીંદી શાએર ટકોરમાં તે વીષે પોતે પણ એમજ બોલી જાય છે કે:—

"કયા કહું કીરતારસે જો માલે
તો દેઉં દો સીખ;
કે ગંદુઘેલે તો ઘોડે ચહડે ઔર
ચત્રા માંગે ભીખ.

પતીવરતા ભુખે મરે ઔર પેંડે
ખાય બદમાશ નારી;

યાને "મેહેનતુ લોકો સદાકાળ દી લગીર અને ચોટટે હમેશા ખુશ હાલજ પડી રહે છે."

હવેથી સીકંદર જે નોતેકાનાં શેહેર ખાતે પડેલો હતો ત્યાં આગળ કોઇનુસ કરાતરસ, ફરાતાફરનીસ તથા સતાસાનોર પોતાના રાજાનાં ફરમાવેલાં કામો સરંજામ પહોંચાડી રહ્યા બાદ આવીને પોતે તેની સાથે શામેલ થઇ ગયા હતા. એ ફરાતાફરનીસ આગળ કહ્યા પ્રમાણે તે વેળાએ પારથીઆનો અને સતાસેનોર હેરાતનો સુબો ગણાતો હતો. એટલામાં શીઆળો ઘણો જોશમાં જે પડવા માંડયો, તેથી એજ નોતેકાનાં શેહેર ખાતે એ તાજદાર પોતાની આખી ફોજની છાવણી નાંખી પડયો હતો કે, જેથી તેના સીપાહીઓને જરા વધુ રાહત અને આસાયશ મળી શકે તેવું હતું; પરંતુ ફરાતાફરનીસને તો તેણે મારદીઆન તથા તાપુરીઆનનાં દેશાવરો ખાતે મોકલાવી આપયો હતો; કેમકે, ત્યાંના સુબા ઓતોફ્રેદાતીશપર પોતાને આવીને મળી જવા સારૂ સીકંદરે વારંવાર કહેવડાવયું હતું; તે છતાં પણ તે સુબો તેના આ હોકમનો અનાદરજ કરતો રહેલો હતો, માટે તેને ત્યાં જઇને પકડી લાવવા સારૂ પારથીઆના આ મજકુર સુબાને હોકમ મળી ચુકયો હતો. વળી મીદીઆનો સુબો ઓક્ષોદાતીશ પણ એ પાદશાહના કાંઇક કેહેર હેઠળ આવી પડયો હતો, તેથી તેને પણ બોલાવી મંગાવીને તેને ઠેકાણે આત્રપત (આત્રોપાતીશ) ને મીદીઅન લોકોના છત્રપ તરીકે હવેથી નેમી આપયો હતો અને સતાસાનોરને તો પોતે દરાંગીઅન લોકોનો જ મરઝબાનજ બનાવી દીધો હતો. એ મીદીઆનો વખણાયલો પ્રાંત જેને અસલી પહલવીખાંઓ માહ અને હીબરૂ લોકો મદાઇનાં નામ હેઠળ પીછાણી ગયા છે ને જે શબ્દનો અર્થ કે "વીદવાનોની ભુમી" એવો થાય છે; ત્યાં એજ આત્રપત સીકંદરનાં મરણ બાદ મીદીઆ—આત્રોપેતીનાંનાં નવાં પારસી રાજ્યનો પોતે પછી પાયો નાંખી પડયો હતો. તે રાજ્ય તો છેક રૂમી શેહેનશાહ ઓગસતશના દોર સુધી તો હયાતી ભોગવતુંજ ચાલ્યું રહેલું હતું; પરંતુ આખેરે તે અશકાનીઅન લોકોનાં મહા પ્રબળ રાજ્ય સાથેજ જોડાઇ ગયું હતું. એ આત્રપત પોતાના વારેસોને વધારે મજબુતી આપવા સારૂ પરદીકસની એક છોકરી સાથેજ પાછળથી પોતે પરણી બેઠો હતો. એટલામાંજ બાબેલાનના સુબા માઝ્યુસનાં મરણ પામવા વીષેના સમાચાર તેને જે મળી ગયા હતા, તેથી તેને બદલે તેણે સતામીનીસને ત્યાંના હાકેમ તરીકે હવેથી રવાના કરી આપ્યો હતો. વળી પોતાની ફોજમાં ભરતી કરવાના એરાદાથી તેણે સોપોલીસ, એપોસીલુસ અને મીનીદાસ જેવા સરદારોને પોતાના મકદુનીઆનાં પ્રાંત ભણી પાછા દોડાવી મેલ્યા હતા. તેટલામાં જ્યારે વસંતનો બહાર પાછો ફાટીને પુર જોશમાંજ જાગી ઉઠયો અને કુદરત તરોતાઝગી ભરેલી હાલતમાં ફરીને જ્યારે આવી પડી ત્યારે ઇ૦ પુ૦ ૩૨૭ નાં સાલમાં એ તાજદાર સોગદીઆ ખાતેના એક જ બરા પહાડ તરફ પોતે ઉપડી ચાલ્યો; કારણ એ જે, ત્યાં ઘણાએક સોગદીઅન હુલડખોરોએ જઇને પાછો આશ્રો લીધેલો હતો, કે જેઓમાં બાખત્રીઆનો પાદશાહ ઓક્ષીઆરતસ ખુદ પોતે પણ શામેલ હતો; કેમકે, તેણેબી ફરાહુન થઇને ફરીને સીકંદર સામે પોતાનું માથું ઉંચકયું હતું અને સ્વતંત્રતાનું બાકું ફરીને તે ફુંકવાને મંડી ગયો હતો. તે કીલ્લાને કોઇ લઇ શકશે નહીં તેવો મજબુત ધારીને તે રાજાએ પોતાનાં બાયડી છોકરાંઓને પણ વધુ સલામતી સારૂ તે તરફ આગમચથીજ મોકલાવી રાખેલાં હતાં માટે સીકંદરે જોયું જે, તેવી મજબુ; જગયાને જો હું હાથ કરી બેસીશ તો પેલા સઘળા બદમાશ સોગદીઅનોને પાછા મને તાબે થઇ જયા વીના તો છુટકોજ રહેશે નહી. હવે તે ખડક આગળ સીકંદર જયારે જઇ પહોંચયો ત્યારે તેને ચોતરફથી સીધો ને સીધો ઉભેલો જોઇને તેનાપર હુમલો તે કેમ કરી શકાશે એવા વીચારમાં તે તાજદાર પોતે જઇ પડયો હતો. વળી ત્યાં

ના રહીસોએ જોયું કે, સીકંદર જો આવીને આપણુને ઘેરી બેસશે તો તેને આપણુને મસખર યાને તાબે કરવા સારૂ ઘણો વીલંબ લાગી જયા વીના તો કાંઇ રહેશેજ નહી; માટે બેશુમાર ખોરાકી પોષાકી પણુ તેમાં ત્યાં જમાવ વટીક કરી રાખવામાં આવી હતી. એટલામાંજ બરફનો ઝોરમાં મારમારનો વરસાદ પડયાથી ત્યાં તો પાણીનીબી પેલા સોગદીઅનોમાં રેલછેલ થઇ પડી હતી અને સીકંદર ખુદ પોતે તો ઘણીજ કજબેહેસીમાંજ આવી પડયો હતો, તોપણુ તેને "કેહેરૂનકસરૂન" યાને ઝોર જુલમથીબી હલ્લો કરીને મારે તે કીલ્લો જીતી લેવોજ જોઇશે એવા ઠરાવ ઉપર તે મજબુતીથી હાલમાં આવી પડયો હતો; કેમકે, ત્યાંના રહીસો પોતાનાં આ મથકને બેહદ મજબુત જાણીને તથા તેપર ઘણાજ મુસ્તાક થઇ બેસીને તેને વારંવાર ત્યાંથી ચીરડાવવા અને સતાવવાનેજ મંડી ગયા હતા. હવેથી તેઓપર પોતાને શરણુ થઇ જવા સારૂ તેણે સંદેશો મોકલાવી આપયો હતો અને જણાવયું હતું કે તમો તેમ જો કરી બેસશો તો હું તમોને પાછા તમારા મુલક ભણી સેહેલાઇથી મોકલાવી આપીશ; એટલુંજ નહીં, પરંતુ તમારી સાથે સવળતા જેવું સુલેહના કોલ કરારો કરવાને પણુ હું તઇયારજ બેઠેલો છું. પરંતુ સીકંદરના આ મોકલેલા સંદેશાની તેઓ તો ઠેકડી અને મશકેરીજ કરવાને મંડી ગયા હતા અને પોતાની આવી મજબુત જગયાપર પુરતો મદાર હોવાથી તેની ઠઠ્ઠાબાજી અને મજાકો વટીક કરવાને લાગી ચુકયા હતા, અને તેનાપર તેના પ્રતીઉત્તીરમાં પોતે એમ કહાવી મોકલાવયું હતું કે, અમો લોકો તો કોઇબી માનવીજાતેથી તો કેવળે બીહતાજ નથી; લયકીન તમો જો તમારા સેપાહોને પાંખો આપીને અમારી તરફ જો ઉરાડી મેલશો તોજ કદાચને અમો તમને શરણુ આવી શકીશું; પરંતુ તેમ જો તમોથી કરવાને બની નહીંજ શકતું હોય તો તમારે અમોને તાબે કરી બેસવાનો વીચારજ હવેથી માંડી વાળવોજ પડશે.

સીકંદર આવી મજકુર તાનાંજનીથી ઘણો ગુસ્સો અને ગુબબારમાં આવી ગયો હતો અને તેણે હવેથી પોતાની આખી ફોજમાં એવો ઢંઢેરો ફેરવી રાખયો હતો કે, જેબી કોઇ સીપાહી તે કીલ્લાના શીખર ઉપર સપરપેહેલાં ચહડી જશે તેને બાર તાલેન્ત યાને ૨,૯૨૫ પાઉંડ જેટલું ઇનામ આપવાને હું તઇયાર છું. તેની પછીના ચહડનારને તેથી જરા ઓછું ઇનામ અને ત્યાર બાદ તેનાં પ્રમાણુ પ્રમાણે બીજા સેપાહોને પણુ હું ઇનામો આપવાને રાજી અને ખુશીજ છું; જેથી પેલા શીખર ઉપર ચહડી જનાર સઉથી છેલ્લા સીપાહીને ભાગે પણુ ઓછામાં ઓછા ત્રણુસો દેરીકશો યાને આસરે ૩૨૭ પાઉંડ આવી જયા વીના તો રહેશેજ નહીં. જોકે પેલા સીપાહીઓ તે કીલ્લા ઉપર ધસારો લઇ જવાને પ્રથમધરથીજ રાજીખુશી તો હતાજ ખરા; પરંતુ આ બખશેશથી તો તેઓને વધારે શુર અને ઉલટ છુટી આવી હતી. કરસીયુસ તો પોતે એમ વરણવી જાય છે કે, (૭–૪૧) પેહેલું ઇનામ તો દસ તાલેન્ત જેટલું હતું, બીજું નવ, ત્રીજું આઠ અને એ પ્રમાણે બાકીનું ઉતરતું ચાલ્યું જતું હતું; જેથી દસમો શખસ કે જે પેલા શીખર ઉપર ચહડી બેસે તેને ભાગે તો ફકત એકજ તાલેન્ત આવી જાય તેવું હતું. હવે પાદશાહ દરાયશ–હીસ્તાસ્પીસનાં સતેતર નામના જે સીક્કાઓને કે લોકો "દેરીકશ" નાં નામ હેઠળ તે જમાનામાં પીછાનતા હતા તે તો સોનાનાજ સીક્કા હતા કે જેની કીમત પા૦ ૧–૧ અને પેનસ ૧૦ પા૦(૧–૧–૧૦)જેટલીજ થવાજતી હતી.

હવે જેબી સીપાહીઓએ કે ખડકો અને કીલ્લાઓ ઉપર ઘેરો નાંખતી વેળાએ તેઓ ઉપર ચહડી જવાની તઅલીમો આગળ લીધી હતી તેવા ત્રણુસો સીપાહીઓએ આ કામને હાર પાડવાનું હવેથી પોતે બીડું ઝડપવા માંડયું હતું. તેઓએ પોતપોતા સાથે એક એક ખુટો રાખી મેલેલો હતો કે આંબી બરફ પત્થર જેવો બંધાઇ ગયલો હોય કે પેલા ખડકોમાં બખાડાં પડેલાં હોય ત્યાં ત્યાં

તેઓને ઠોકી બેસાડી તેઓમાં પછી મજ
બુત દોરડાં પોઇને તેઓની મારફતથી
નીશાનીઓ વીના પોતે ઉપર ચહડી જ
વાજ લાગ્યા હતા. હવે તે ખડકની જે
બોરડુ કે સદંતરજ સીધી ને સીધી ઉભે
લી હતી ત્યાંથી કોઇબી ઉપર ચહડી
શકે તેવુંજ ન હતું; તેથી ત્યાં
આગળ થોડીકજ ફોજો તેની તકે
દારી સારૂ પેલા બાખત્રીઅનોએ જે
રાખી મેલેલી હતી તેનો લાભ લઇને તે
તરફ રાતની વેળાએ તેઓ પછી ઉપડી
ગયા હતા. ત્યાં જઇને જ્યાં જ્યાં પણુ બરફ
સખ્ત બંધાઇ ગયલું જોયું કે યાતો પેલા
ખડકમાં તરેલો પડેલી તેઓના દીઠામાં
આવી, તેવી તેવી જગ્યાઓ શોધી કહા
ડીને તેમાં પેલા ખુટાઓ ઠોકી બેસાડી
પેલાં દોરડાંઓ મારફતથી જેમ જેનાથી
ફાવી શક્યું તેમ તેમ તે ઉપર ચહડવાને
ચોતરફથી તેઓએ હવેથી શુરૂ કીધું, કે
જેમાંથી ત્રીસએક સીપાહીઓ તો ઉપર
ચહડતાં ચહડતાંજ પેલા બરફના ઢગલા
ઓમાં પડીનેજ દટાઇ ગયા હતા અને
ચોતરફ એવા તો પેલા બરફોમાં જઇને
ચોંટી બેઠા હતા કે તેઓનાં મુરદાં વ
ટીક દાટવા સારૂ પછી કોઇને પણુ હાથ
લાગી શકયાંજ નોહતાં. એમજ આગળ
પુણુા તરફ આવલો બોરઘાટનો ડુંગર ખોદી
કહાડતી વેળા ઘણાએક અંગ્રેજ એનજીની
રો તથા દેશી બેગારીઓનો જેવો હાલ થઇ
પડયો હતો અને તેઓ ત્યાંની ખીણુા
માંજ પડી ગયાથી કોઇનાંબી હાડકાંઓ
કોઇને પણુ મળી શકયાંજ ન હતાં તેવો
જ માઠો બનાવ તે બીચારાઓના હ
કકમાં પણુ ત્યાં થઇ પડયો હતો,
તોબી કેટલાએક સીપાહીઓ બડી
બામદાદનો પોહોર ફુટી નીકળે તે આ
ગમચ પેલા ખડકના શીખર ઉપર ચ
હડી જવાને પોતે સામરથવાન તો ની
વડી પડયાજ હતા. તેઓને સીકંદરે
આગમચથીજ એવો હોકમ આપી રા
ખેલો હતો, કે જયારેબી તમો પેલા
શીખરો ઉપર જઇ પહોંચો ત્યારે જ્યાં
આગળ પેલા મકદુનીઅન સીપાહીઓ
ની છાવણી કે પડેલી હતી, તે તરફ વા
વટાઓની નીશાનોજ કરવાને તમોએ
ચાલુ રાખવી; કે જેમ તેઓએ હવેથી

કરવા માંડયું હતું. ત્યાર બાદ સીકંદરે
પોતાના બાંગીઓને દુશમનોના રામો
સીઓ તરફ દોડાવી મેલ્યા હતા અને
તેઓને એવો હોકમ કરયો હતો કે,
ત્યાં જઇને દુરથી બુલંદ આવાઝથી એ
મ બુમો પાડવાને તમારે મંડી જવું
કે, અમારા પાદશાહને પેલા પાંખવાળા
સવારો હાથ લાગી ગયા છે કે, જેથી
તેઓએ ઉડીને તમારા ખડકના શીખ
રોનો કબજો તો લઇ લીધેલોજ છે; મા
ટે હવેથી તાબે થઇ જવા સારૂ ઝાઝી
ઢીલ કરશો મા; નહીં તો કે, તમો લો
કો ઘણીજ મુશકેલીમાં આગળ ચાલતાં
આવી પડશો. તેઓએ વળી પેલા પહા
ડના શીખરો ઉપર ચહડેલા મ
કદુનીઅન સીપાહીઓને પણુ પો
તાના તે હમનબરદોની નજરે પાડ
વા માંડયા હતા કે જે દેખાવથી પેલા
બાખત્રીઅન સીપાહીઓના તો હાંજાજ
ગલી ગયા હતા અને તેઓ મનસે એ
મ સમજતા બેઠા હતા કે, આખી મક
દુનીઅન ફોજે આપણી ટેકરીના શીખ
રોનો કબજો તો લઇ લીધેલોજ લાગે
છે. આથી ઘણાએક અમીર ઉમરાવોનાં
બઇરાં છોકરાંઓ તો ત્યાંથી નહાસભા
ગ કરતી વેળાએ મકદુનીઅનોને હાથે
કેદજ પકડાઇ ગયાં હતાં, જેઓમાં કે
પાદશાહ ઓક્ષીઆરતીસ ( ખાખશર
થર )ની બાઇડી તથા બેટી નામે રોક્ષા
ના (રોશનક) પણુ કેદી જેવાંજ થઇ પ
ડયાં હતાં. તે શાહઝાદી કહે છે કે, એ
ટલી તો સ્વરૂપવાન અને ખુબસુરત હ
તી કે, તેના જેવી બીજી ખુશનુમા કનયા
આખાં એશીઆ ખંડમાંથી મળી આવ
વીજ ઘણીબી મુશકેલ હતી; એમ સી
કંદરના સ્નેહીઓ તે તાજદાર આગળ
તેણીની તારીફ અને ભલામણુ કરવા
ને મંડી ગયા હતા. તેવીજ બીજી ખુબ
સરત ઓરત તો પાદશાહ દરાયશ કો
દોમાનુશની ખુદ રાણી સતાતીરા ( સેતા
રે) પણુ હતી; પરંતુ તેણી તો અરબેલા
ની છેલ્લી લડાઇની થોડુંક પુરવેજ વઇકુંઠ
વાસી થઇ પડેલી હતી; એમ કર
સીયુસ આપણુને જણુાવી ગયલા છે.
(૪–૪૧) અને દાયોદોરસ (૧૭–૫૪) આ
ગળ કહયા પ્રમાણે આ શાહઝાદી (રોશનક)

જે હાલમાં પરણવાની વયેજ પહોંચી ચુકેલી હતી તેણીને જોતાંનેજ વાર સીકંદર તો તેણીની ઉપર પોતે ઘણોજ મોહીત થઇ પડયો હતો; અને તરતજ તેણે તેણીની સાથે લગન કરી નાખયાં હતાં. તેણીને પેટેથીજ સીકંદરને ત્યાં "એલેઝેકનદર—એઇગુસ" નામનો એક બેટો જનમયો હતો; જેને તેની બપાઇએ ઘણી ઉકમાઇથીજ ઉછેરવા માંડયો હતો; પરંતુ પાછળથી ઇ૦ પુ૦ ૩૧૧ માં તે બીચારાં બાળકને અને તેની માવતર રોશનકસીને તે પાદશાહનાં એક આગલા સરદાર કાસેનદરે તે મરહુમ તાજદારનું રાજ પોતેજ ચાંપી બેસવાના ઇરાદાથી ઠારજ કરાવી નાખ્યાં હતાં.

પરંતુ તે શાહઝાદી હાલમાં કેદ પકડાઇ ગયલી હોવાથી તેણીની તેવી હાલતની વેળા તેણી ઉપર કશી પણ જુલમ જાસ્તી ચલાવવી કે અલાપ લેવી તે તો પોતાના દરજજાને કેવળે છાજેજ નહીં એમ તો તે તાજદાર સારી પેઠે પોતાને મનસે સમજતો હતો. એમ તો આખા એશીઆ ખંડમાં દરાયશની રાણી પણ બેહદ સ્વરૂપવાન અને ખુબસુરત ઓરતમાંજ ખપતી હતી; પરંતુ તેણીપર તે કાંઇ એટલો મોહીત થઇ પડયોજ ન હતો અને કશી પણ નીચ તરાપ તેણી ઉપર મારવાથી પોતાના હવસોને તે જે દાબી બેઠો, હતો એવી તેની ચાલચલગત તેની જવાન વય તરફ જોતાં તો ખરેખરજ માનપુરક ગણાઇ શકાય તેવીજ હતી; તો જોકે હાલમાં તે પયદરપય જીતોપર જીતોમાંજ ચકચુર થઇ પડેલો હોવાથી કોઇનીબી સાથે તે બેઅદબી અને જોરજુલમથી જો વરતવા માંગતે તો તેને કોઇ પણ અટકાવી શકે તેવું તો કાંઇ હતુંજ નહીં. વળી આ વાત પણ આપણુને ધ્યાનમાં લેવી જોઇએ કે, ઇસસની લડાઇ બાદ તેના દીલનો અભખરો અને જુસ્સો તો આખા એશીઆની શેહેનશાહત પોતાના હસ્તકમાં કરીલેવાની હતી અને હજુ પણ મને બીજી લડાઇઓ દરાયશ સાથે કરવીજ પડશે તેવા ખીઆલમાં તે હોવાથી તેનો વીચાર હજુ તો પરણવા સંબંધી બાબત ઉપર કેવળે હતોજ નહીં. મતલબ એ જે આખેરે તોબી સીકંદર પેલી બાખત્રીઅન શાહઝાદી રોશનક સાથેજ પરણી બેઠો હતો; કેમકે, તેનાં મનની ફતેહો કરવાની મુરાદો તો ઘણીખરી તે વેળાએજ પુરી પડી ચુકેલી હતી અને તે રાણીથી તે પાદશાહને ત્યાં એલેકઝાન્દર—એઇગુસ નામનો એક શાહઝાદો પણ અવતરેલો હતો કે જે મા દીકરાને પેલા કાસન્દરે નીમખહરામની વડી પડીને સીકંદરનાં મરણ બાદ તેની ગાદી પોતેજ પચાવી પાડવાનાં હેતુથી ઇ૦ પુ૦ ૩૧૧ માં ઠારજ કરાવી નાખ્યાં હતાં. તેમજ તે દરાયશની વડી બેટી બારસીની સાથે પણ પાછળથી પરણી ગયો હતો કે જે રાણીને પણ તેના છોકરા સીખે તેના એક સ્નેહીએજ મારી નાંખી હતી. તે રાણીનું બીજું નામ સતાતીર (સીતારે) કરીને પણ હતું એમ દાયોદોરસ (૧૭—૧૦૭) તથા પલુતારક (જુઓ, તેનો "સીકંદરનો વૃત્તાંત" ઓ૦ ૭૦ મી) આપણુને જણાવી ગયા છે. ફ્રાસીયુસ તો તેણીને આરસીનોઇ એવું નામ આપી જાય છે. ફીરદોસી અને નીજામી તો આગલા પહેલવીખાં મોબેદોની સતાને આધારે રોશનક (રોક્ષાનાં) એવુંજ નામ તેણીની સારૂ આપી ગયલા છે. વળી આરસ્તોબ્યુલશ તો અહીંઆં સુધી બોલી જાય છે કે, એ તાજદાર પોતાની ઇરાનની આ ગાદીને વધારે મજબુતી આપવાના હેતુથી શેહેનશાહ આરતાજરકસીસ—ઓકસની પારીસાતીસ (પરીઝાદે) નામની સઉથી નાની બેટી સાથે પણ પરણી બેઠો હતો; કેમકે, તે શાહઝાદીનો સીલસીલો તો છેક નામદાર હાખેમન સુધી સીધો ને સીધોજ ("રીસ્તયે પુરવજત") પહોંચી જતો હતો. વળી દમશ્ક (દીમાસ્કસ)નાં શેહેરને તાબે કરી લીધા બાદ તે એક ચોથી પારસણુ નામે બારસીની સાથે પણ લગનનાં ગાંઠથીજ જોડાઇ ગયો હતો કે જેણી તેના આગલા હમનબરદ મેમનનનીજ પ્રથમમાં તો બાયડી અને આરતાબેજુસની બેટી થતી હતી. તેણીના આગલા ભરથારે તેણીને યવન લોકોનીજ કેળવણીમાં ઉછેરેલી હોવાથી તેણીની ખુબસુરતી અને લેયાકતનેજ લીધે એ પાદશાહે તે

ણીને પણ પોતાની મોહોરદાર બનાવી દીધી હતી. પલુતારક કહે છે જે (જુઓ, તેનો "સીકંદરનો વૃત્તાંત" ઓ૦ ૨૧ મી) તેણીએ સીકંદરને હીરાકલીસ નામનો એક બેટો જણી આપયો હતો કે જે બંને મા દીકરાને ઇ૦ પુ૦ ૩૦૯ માં પોલીસપર કનેજ મારી નંખાવ્યાં હતાં, એમ દાયોદોરસ વણવી ગયો છે. (૨૦-૨૮.) હવે પેલા બાખત્રીઆના રાજા ઓક્ષીઆરતીશને જ્યારે એમજ માલુમ પડી ચુકયું કે, મારાં છઇયાંછોકરાં તો સીકંદરને હાથે કેદજ પકડાઇ ગયાં છે અને તે સરદાર મારી બેટી રોશનક સાથે તો ઘણાં માનપાન અને એજ્જતથી વરતે છે; ત્યારે તેણે સીકંદર કને જઇને તેની સાથે હવેથી દોસ્તી કરી નાખવાની પોતે હીંમત કરી દેખડાવી હતી. તેને તો તે નામદાર શેહેનશાહે પોતાની દરબાર ખાતે ઘણી તઅઝીમ તવાઝોઅથી આવકાર આપયો હતો; જેથી તે અત્યંત ખુશ થઇ ગયો હતો અને આમ જે દોસ્તી તે બંને રાજાઓ વચે થઇ પડી હતી તેથી તેનાં માનમાં તેણે ઇસ્કંદરની રેઅઇયત (પ્રજા) ને એક મોટી ઝેયાફત પણ આપી હતી કે, જે ખાનપાનની મજલેસમાંજ સીકંદરની નજર પેલી રોશનક ઉપર કહે છે જે સપર પેહેલીજ વાર પડતાંને વાર તે તેણીની ઉપર જબરો આશક થઇ પડીને આખેરે તેણીને પોતાની રાણીજ બનાવી મેલી હતી કે જેથી મજકુર ઓક્ષીઆરતીશ પોતાને પણ મોટો ભાયગશાળી હવેથી સમજવા લાગ્યો હતો.

વળી એમ પણ કહેવાયલું છે કે, ઇસસની લડાઇ બાદ ઇરાનના શેહેનશાહના બાલગોપાલો અને કુટુંબપરીવારો આગળ જણાવ્યા પ્રમાણે જ્યારે કેદજ પકડાઇ ગયાં ત્યારે દરાયશની રાણીનો એક ખાસ રખેવાળ ખાજેસરા ત્યાંથી સતી જઇને દરાયશ કને છુપી રીતે આવીને ભરાઇ બેઠો હતો. જ્યારે પાદશાહ દરાયશે તેને પોતાની હાજરીમાંજ દીઠો ત્યારે તે ઘણી આતુરતાથી તેને એમ પુછપરછ કરવા મંડી ગયો હતો કે, મારાં છઇયાંછોકરાં, માવતર અને બાયડી હજુ સુધી જીવતાંજ છે કે નહીં, કે તે બીચારાંઓ પણ સીકંદરને હાથેજ ઠાર થઇ ગયાં છે કે શું? તેના પ્રતીઉત્તરમાં પેલો ખાજેસરા રખેવાળ એમ બોલી ઉઠયો હતો કે, પાદશાહ મુબારક, તેઓ હજુ સુધી સહીસલામતજ હાલતમાં છે; એટલુંજ નહીં, પરંતુ જેમ તમો સાહેબના વખતમાં ચાલતું આવેલું હતું તેજ પ્રમાણે તમારી માવતર, રાણી અને છોકરાંછઇયાંઓ સાથે સીકંદર પણ વરતયોજ જાય છે, અને તેઓને રાણી તથા શાહઝાદાઓ તરીકેજ પોતે પણ બોલાવે છે; એટલુંજ નહીં, પરંતુ તેઓની તે તાજદાર સરવે પાંતીની બરદાશતો વટીક લેતોજ રહેલો છે. આથી તેણે પેલા ખાજેસરાને હવેથી બીજો સવાલ એમ પોતે નાખયો હતો કે, શું મારી રાણી હજુ સુધી પતીવરતાજ રહેલી છે કે નહી, કે સીકંદરે તેણીની સાથે કાંઇ આડી ચાલ ચલાવવાની હીંમત કરી છે? જવાબ મળયો કે બંદેનવાઝ, તેણી સદંતરજ પવીત્રઝાદીજ નીવડી પડેલી છે; એટલુંજ નહી, પરંતુ તેણીની આવી ખુબસુરતી જોયા છતાંબી સીકંદરે તેણીપર કશી પણ બેઅદબ ચાલ ચલાવવાને તો જરાબી પોતે હીંમતજ કરેલી નથી. પછી તે ખાજેસરા મેહેરયઝદના સોગંદ ખાઇને એમ પોતેજ બુલંદ આવાઝથી બોલી ઉઠયો હતો કે, "અરે ઓ પાદશાહ, તમારી રાણીને તમો જેવી હાલતમાં કે, તેણીને છોડી ગયા હતા તેજ પ્રમાણે તેણી પોતે તમારી તરફ હજુ પણ ઇમાનદારીથીજ વરતતી રહેલી છે અને સીકંદરને ખુદ પોતાને પણ હું ઘણોજ પરહેજગાર, નજરનો પાક અને સરસમાં સરસ માનવી તરીકેજ જાણું છું."

આથી તે પડી ભાગેલા શેહેનશાહે દાદાર હોરમજદના ઘણા ઘણા શુકરાના કરી, પોતાના બંને હાથો આસમાન તરફ ઉંચા કરીને તે સાહેબની એમ પ્રાર્થના કરવા માંડી હતી કે, "અરે ઓ પાદશાહ જ્યુસ યાને યઝદાનોના યઝદાન સાહેબ તેં રઅઇયતોની રખેવાળી અને પાસબાની સારૂ જેમ કાયદાકાનુનો સીખે પાદશાહો નેમી આપેલા છે; તેમજ તું મારે સારૂ મારી

જગયા ઉપર હવેથી પારસી અને મીદી અનોપરની શેહેનશાહતનો નેગેહબાન થજે; કેમકે, જ્યારે તેં મને તે શેહેનશાહત બખશી હતી, ત્યારે મેં તો તેઓની સારી પેઠે સેવાઓ બજાવીજ હતી; પરંતુ તારી મરજી થયાથી તેં તો મારી કનેથી એશીઆની પાદશાહત હાલમાં જે છીનવીજ લીધી છે અને હું તેઓનો પાદશાહ તો હવે કાંઇ છુંજ નહી, માટે અરે ઓ ભગવાન, મારી હકુમત તું જો કોઇપણ તરાહેત શખસને આપી દેવા ચાહતો હોય તો, મારી પ્રાર્થના તો એજ છે કે, તે જગયા તારે સીકંદરનેજ સ્વાધીન કરી અને તેનાથીજ પુરી દેવી જોઇશે;" કેમકે, હર કોઇ શખસ નીતીવાન નીવડી પડે ને તે મબાદા મારો દુશમન પણ હોય તો બી હું તો તેને સારૂ એવીજ દોઆ માગવાને દરોસ્તજ વીચારૂં છું ! કરસીયુસ એમ કહે છે જે, આ બનાવ અરબેલાની લડાઇની થોડુંક પુરવેજ બની ચુકયો હતો (૪-૪૧ થી ૪૨) અને તે વીષેનો તે ત્યાં પુરતો અહવાલ પણ આપી ગયલો છે. આ તે કેવો બુલંદ દીલગુરદો અને તવકકુલ ! કે જે યવન લુટારાએ તે બીચારા તાજદારને આટલો બધો પોતાના જાતી લોભને લીધે સતાવયાજ કીધો હતો અને જેનો નતીજો તો તે આખેર પોતે તથા પોતાનાં કુટુંબપરીવારો સારૂ જરાપણ ચાખી શકયોજ ન હતો તેને સારૂ આવી દોઆ ચાહવી તે તો કોઇ ફરેશતાઇ ખસલતનાજ માણુસથી બની શકે તેવું હતું. આમ ખુદાના કરવા ઉપર પોતાની મુસીબતની વેળાએ રાજીખુશી દેખડાવવી અને શુક્રાનાં અને સબર અખત્યાર કરવી તે તો ઘણા થોડાંકજ માનવીઓથી બની શકે છે; માટે આ ઉપરથી તે પડી ભાગેલા તાજદારની કીરતી ઉપર ઓર ઉલટો પુશકળ વધારો થઇ પડે તેવુંજ છે. હવે સીકંદરે દારાયશનાં કુટુંબપરીવાર અને અકસર કરીને તેના ઘરાનાની ખાતુનો સાથે આવી જે નેક ચાલ ચલાવી હતી તે તો તેની ફરજજ હતી; કેમકે, તેવી ચાલચલગતો તો આજેબી દરેક કોઇ ફતેહમંદ પાદશાહ પોતાના પડી ભાગેલા હમનબરદો તરફ ચલાવવાને ગોયા બંધાયલોજ રહે છે; પરંતુ આટલી વાત તો આપણુને ધયાનમાંજ લેવી જોઇએ કે, જેમ દારાયશના વડીલો આગળ મકદુનીઆનો મુલક પોતાને સ્વાધીન કરી બેઠા પછીબી ત્યાંના રાજપાટની લગામ તો સીકંદરનાં નીઆએગાનોનેજ સર સોંપી બેઠા હતા; તેમ સીકંદરે તો તેવાં પગલાં કાંઇ ભરી બતાવયાંજ નોહતાં; કેમકે, તેણે ઇરાનના પાદશાહી ખાનદાનના કોઇપણ અતલગના બેશીઓ કે નબીરાઓને એશીઆ ખંડના કોઇબી પ્રાંતની છત્રપીવટીક તો આપીજ ન હતી કે જેમ કરવાની હું તો તેની ગોયા ફરજજ સમજું છું; માટે એરીઅન જે એમ મલકાય છે કે, સીકંદર મહા બુલંદ દીલગુરદાવાળો સાહેબ હતો, તે બીના મને તો કાંઇ કેવળે વાજબી દીસી શકતીજ નથી. આમ હવેથી ઇરાનનું બુલંદ રાજપાટ જે એક અણુઘારેલા જવાન્યાને હાથે ભાંગીતુટી પડયું હતું તે વીષે શાએર નેઝામી પોતાના બેદ નીચે મુજબ આગળ કહેવા પ્રમાણે સુભાખીત શબ્દોમાં દરશાવી ગયો છે કેઃ—

"તને મરઝબાન દીદ દર ખાકો ખુન,
કોલાહે કેયાની શોદેહ સરનેગુન;
બેબાઝુએ બહમન બર આમુદે માર,
ઝે રોહીનદુઝ ઓફતાદે અસ્ફન્દયાર;
બહારે ફરીદુન વ ગોલઝારે જમ,
બેબાદે ખેઝાન ગશ્તે તારાજે ગમ;
નસબનામેએ દવલતે કયકોબાદ,
વરક બર વરક હર સુએ બુરદે બાદ."

યાને "તે હાકેમોનાં હાકેમનાં બદનને (શરીરને) ખાક અને ખુનમાં લપટાઇ ગયલું જ્યારે દીઠું અને તેની કેયાની કોલાહ હવેથી ગોયા ઉંધી વળી ચુકેલીજ જોઇ ત્યારે બહમન જેવા શેહઝોર પાદશાહની બાઝુ સાથે તું એમજ કહેશે કે ગોયા હવેથી એક અઝદહાજ લપટાઇ ગયો હતો અને રોહીનદુઝના મજબુત કીલ્લા ઉપરથી અસ્ફન્દીયાર જેવો રોહીનતન પેહેલવાન સીકંદરનાં બુલંદ એક બાલને લીધે ગોયા ઝમીનદોસ્તજ થઇ પડયો હતો; ફરેદુનનો વસંત રતુનો બહા

ર અને જમશીદનો સુગંધી ફુલ ફળાદી વાળો ગુલઝાર બાગ સરદીની મોસમના જોરાવર પવનથી તારાજ થઈ પડી ગોયા શોકકારક હાલતમાંજ આવી પડયો હતો, અને કયકોબાદ જેવી જોરેમંદ શેહેનશાહ તની વંશાવલીનાં દરેક પાંને પાનાં પવનના ઝપાટાથી ચોમેર હાલ તરત તો ગોયા વીખે રાતાંજ ચાલ્યાં ગયાં હતાં." એ પાદશાહ બહમનનું બીજું નામ ફીરદોસી તથા દીનકરદનો પહેલવી લખનાર મોબેદ પણ અરદેશીર દરાજદસ્ત કરીનેજ લખી ગયા છે; કેમકે તે જોરાવર બાજુ ધરાવનાર પેહેલવાને પોતાના બાપ અશફંદીઆરના ખુનનો કીનો લેતી વેળાએ, રૂસ્તમના જોરેમંદ બેટા ફરામરોજને તીરોનો વરસાદ વરસાવાનેજ મારી નાખયો હતો એમ નીચે મુજબ ફીરદોસી આપણને જણાવી ગયો છે કે,

"અજાનપસ કયે નામદાર અરદેશીર:
જે કીને બકુસ્ત બ બાહારાને તીર."

એ કેઆની અરદેશર યાને બહમનને હખામની અરદેશર દરાજદસ્ત સાથે ભેળમભેળા કરી નાખવાની ચુક હવેથી તો થવી જોઈતીજ નથી, કેમકે તેવાંને પાદશાહો કુદરતના વાચાત્ર બનાવેથી "દરાજદસ્ત" યાને લાંબા હાથવાળા તો રહેતા હતાજ ખરા; પરંતુ તેઓ જુદા જુદા વંશના નબીરાઓ થતા હતા અને એકેમેકથી સેંકડો વરસો બાદ હસ્તી ભોગવી ગયલા હતા. તે વાશેની બીજી મોતેબર બુરહાન એ છે જે, કોઈબી આગલા જમાનાનો યવન નવીશંદો એ હખામની અરદેશર દરાજદસી ને બહમનના નામથી તો કાંઈ લખી ગયલાજ નથી માટે એ બંને પાદશાહોને જુદા જુદા ગણી દેખડાવવાથી આપણી આગલી પાછલી ઇરાન દેશની તવારીખની લડી ગોયા બરોબર રીતે બંધબેસ્તી ગોઠવાઈજ શકે છે.

**સીકંદરે હવેથી પરાઈતાસીઅન લોકોના ચોરાઈનીસ નામના ઉંચા ખડક ઉપર નાખેલો ઘેરો અને તે ખડકનું પણ આખેરે તેને તાબે થઈ પડવું.**

હજુ પણ કેટલાએક બાહદુર સોગદીઅનો તો પ્રાઇતાસીઅન લોકોના મુલકમાં ચોરાઈનીસ નામનો એક બીજો મજબુત ખડક જે આવેલો હતો ત્યાં જઇનેજ પોતે પણ વળી ભરાઇજ બેઠા હતા કે જેઓ સાથે ત્યાંનો રાજા ચોરાઇનીસ પોતાના ઘણાખરા સરદારો સીખે પોતે પણ સામે થઈ ગયો હતો. તે ખડકની ઉંચાઇ આસરે વીસ સ્તેદીજ જેટલી અને તેનો ઘેરાવો સાઠ સ્તેદીજ જેટલો વીસ્તાર ધરાવતો હતો. તે ખડક પણ ચોતરફથી પેલા સોગદીઆના ખડક માફક ઉભો ને ઉભોજ ઉભેલો દીસતો હતો અને તેનાપર ચહડવા સારૂ ત્યાં એક ઘણોજ સાંકડો જેવો રસ્તો તે જગયાની અત્યંત અઘડાઇ હોવા છતાં પણ ત્યાંના રહીશોએ બાંધી રાખેલો હતો. તેનાપર ચહડી જવાનું કામ એટલું તો બીકટ હતું કે, ત્યાં કોઇ આપણને અટકાવી નહીં પણ શકે, તોપણ આપણાથી તેનાપર ચહડાઈ શકાય તેવુંજ ન હતું. વળી તે ખડકની આસપાસ એક ઉંડી ખાહી પણ આવેલી હતી; જેથી હરકોઇ શખસ પોતાની ફોજ સીખે તેના ઉપર ચહડી જવા માંગતો હોય તો, તેને પ્રથમમાં તો તે ખાહીની ઉપરજ એક પુલ નાખી દેવો પડતો હતો કે, જેથી તે જગયા સપાટ થયાથી તેનાપર પેલી ફોજને હલ્લો કરવાને સવળતા જેવુંજ થઇ પડે તેવું હતું. આવો ત્યાંનો મજબુત દેખાવ હોવા છતાંબી તેનાપર હમલો કરવાનો સીકંદરે હાલમાં નીશ્ચય ઠરાવ પોતાને મનસે તો કરી રાખયોજ હતો. પોતાને મળી ગયલી પયદરપય ફતેહોપરથી તે સરદાર એટલો તો મનસે હવેથી નભરવશ થઇ બેઠેલો હતો કે—હરકોઇ જગયા લેવી, ગમે તેવીબી તે મજબુત અને મુશકેલ હોય તોબી—તે વાતને તો તે પોતાની ખાતેરમાં—કેવળે લાવતોજ ન હતો અને તે બીનાને પોતે તો કુચ્છ બીસાદમાંજ ગણતોજ નોહતો. આથી તે પહાડની આસપાસ ઉંચા ઉંચા સરોના ઝાડો જે ઉભાઇ જતાં હતાં તેઓનેજ સપરપેહેલાં તો તે કપાવવાને મંડી ગયો હતો અને તેઓનીજ સીડીઓ પણ તેણે બનાવવા વટીક માંડી હતી કે,—જેથી કરીને તેના સીપાહીઓ પેલી ખાહીની અંદર સેહેલાઈથી

ઉતરી શકે; કેમકે, તેવી સીડીઓ જો ન હોય તો તે ખાહીમાં કોઇથી પણ નીચે વેર જઇ શકાય તેવુંજ ન હતું. તે કામ હાર પાડવા અને તેનાપર દેખરેખ રાખવા માટે દહાડાની વેળાએ તો પોતાની સાથે પોતાની અરધોઅરધ ફોજને લઇને તે તાજદાર ખુદ પોતેજ ઉતરી પડતો હતો અને રાતની વેળાએ તે કામ તે પોતાના સરદારો જેવા કે પરદીકસ, લીઓનેતુસ અને પતોલેમી લેગુસનેજ વારાફરતી પોતે સોંપી આપતો હતો. તે સરદારો પોતાની સાથે બીજી અરધી ફોજના સીપાહીઓને લઇને તેને ત્રણ ટુકડીઓમાં વેહેંચી નાખતા હતા અને તે રાતના જેટલું કામ તેઓને પુરૂં કરી નાંખવાનો જે હોકમ મળતો હતો તેટલું કામ તેઓ પુરૂં તો કરી નાંખતાજ હતા; પરંતુ તે કામ ઘણુંજ મજબુત અને સખત હોવાથી અને ત્યાં જવાનો રસ્તો પણ ઘણો બીકટ અને મુશ્કેલ હોવાથી તે આખી ફોજ જોકે કામે લાગી જતી હતી, તોપણ આખા દીવસમાં વીસ હાથ ગજથી વધારે કામ તો તે કાંઇ કરી શકતીજ ન હતી અને રાતની વેળાએ તો તેથી પણ ઓછું કામ તે ફોજ કરતીજ રહેલી હતી.

હવેથી તે ખાહીમાં ઉતરીને ત્યાંના સઉથી ઉંડા અને સાંકડા ભાગમાં ખુટીઓ મારવાને તેઓએ શુરૂ કરયું હતું. તે ખુટીઓ ઉપર જેટલો વઝન આગળ ચાલતાં નાખવામાં આવે તેનાં પ્રમાણ પ્રમાણે તેઓ એકમેકથી છેટે છેટે મારવામાં આવેલીઓ હતી, કે જેથી પેલો ભાર તેઓ સેહેલાઇથીજ ખમી શકે તેવું હતું. તેઓપર પછી મજબુત અને લાંબા જેવા વાંસ અને લાકડીઓની ટટ્ટી કરી લઇને તેને એક પુલના જેવોજ આકાર કરી આપવામાં આવેલો હતો. આમ પેલી ટટ્ટીઓને ચોતરફથી ઘણોજ મજબુતીથી સીકડી લઇને તેઓપર તેઓએ માટી નાખવા માંડી હતી, કે જેથી પેલા ખડક તરફ જવાનો રસ્તો પેલી ફોજ સેહેલાઇથી ત્યાં જઇ શકે તેવો યકસાન અને સપાટજ બનાવી મેલ્યો હતો. પ્રથમમાં તો પેલા ત્યાંના રહીસો તે કામ આખેરે વયર્થજ થઇ પડશે એવા ખીઆલથી સીકંદરના પોતે તો મજાક મસખરીજ કરતા રહેલા હતા; પરંતુ પેલી હેઠાણ જગયામાંથી પેલા મકદુની અન સેપાહોના તીરો આબાદ પેલા ખડકના શીખરોપર સેહેલાઇથી જયારે જવાજ લાગયા અને પેલા પહાડપર ઉભા રહેલા તેઓના હમનબંરદો પેલા મકદુનીઅન સેપાહોને મારી હઠાવવા લાગયાજ નહીં; ત્યારે પેલો રાજા ચોરાઇનીસ પોતેજ ઘભરાટમાં આવી પડયો હતો; કેમકે, પેલા તકલીદી પુલનું બાંધકામ ઉઠાવતીજ વેળા પેલા મકદુનીઅનોએ પોતાના બચાવ સારૂ ઓઠા તરીકે ટટ્ટીઓ આગમચથીજ બનાવી રાખેલી હતી. આથી દુશમનોના તારોના મારામાંથી તેઓ તો હાલમાં સહેલાઇથીજ બચી જવા લાગયા હતા. આથી પોતાના એક એલચીને સીકંદર તરફ તે રાજાએ પોતે તરતજ દોડાવી મેલ્યો હતો અને તેને એવી એલતેમાસ કરવાને તે મંડી ગયો હતો કે, મેહેરબાની કરીને તમારા સસરા ઓક્ષીઆરતીસ રાજાને જલદીથી મારી તરફ જરા મોકલાવી આપો. આથી તેને સીકંદરે તે રાજા ભણી મોકલાવી આપયો હતો, કે જેણે આવીને તે રાજાને એમ સમજાવવા માંડયું હતું કે, તમો ગમે તે કરો, પણ સીકંદર તો ઝોરજુલમથી બી તમારો કીલ્લો અને ખડક લઇ લેયા વીના તો કાંઇ રહેશેજ નહીં; એમ તેના કરી બતાવેલા આગલા પાછલા પ્રાક્રમોથી તમારે તો સારીકાની જાણવું અને સમજવુંજ જોઇએ અને તેથી કરીને હું પણ આગળ તેને શરણ થઇ ગયલો હતો. પોતાની જાતી આઝમાયશ ઉપરથી તે તેની આગળ સીકંદરના ઉદાર દીલ, અદલ એનસાફ તથા પ્રમાણીકપણા વીષે ઘણી એક તઅરીફો કરવાને મંડી ગયો હતો અને તેને એમ સમજાવવા લાગયો હતો કે, તમો પણ જો તેની કને જઇને શરણજ થઇ બેસશો તો તે પાદશાહ તમોપરબી પોતાની મમતાબુદ્ધી દેખડાવયા વીના તો કાંઇ રહેશેજ નહીં. એમ પોતાની આવી સમજાવટના ટેકામાં તે યવન પાદશાહનાં આગલા પાછલા કરી દેખડાવેલા દાખલાઓની પણ તેને યાદદાસ્ત પડાવતોજ ર

હેલો હતો અને પોતાપર તેણે કરેલી ઘણી એક નવાઝેશોની વાતોને પણ આડે આણવાને દરોસ્તજ વીચારતોજ રહેલો હતો. આથી ચોરાઇનીસનું દીલ પણ તે પાદશાહ કને જવાને આખેરે માયલ થઇ પડયું હતું અને તે રાજા આ ઓક્ષારતીસ સાથેજ પોતાના કેટલાએક સોબતી અને ખેશીઓ સીખે સીકંદર તરફ પોતે બી તરતજ ઉપડી ચાલ્યો હતો. જ્યારે તે રાજા આ તાજદારની સનમુખ આવી પહોંચયો ત્યારે તેણે તેને પણ ઘણાં માન પાનથીજ આવકાર આપયો હતો. આથી તે પણ તેનો હલકેબગુશ નોકર અને દોસ્ત આશના જેવોજ થઇ જઇને કોલકરારો કરવાને મંડી ગયો હતો. આથી તેના બોલવાપર ઇમાન લાવી સીકંદરે તેને પોતાની સોડે પોતાના એક દોસ્ત તરીકેજ હવેથી રહેવા દીધો હતો અને રાખી પણ મેલ્યો હતો; પરંતુ તેણે તેને એવો હોકમ ફરમાવયો હતો કે, જેબી માણસોને તે રાજા કે પોતાની સાથે લઇને સીકંદર સામણે લડવાને ઉતરી પડયો હતો; તેઓમાંથી કેટલાએક આસામીઓને પેલા ખડક ભણીજ પાછા દોડાવી મેલે, કે જેથી તેઓ ત્યાં જઇને તે ખડકનો કબજો સીકંદરના માણસોનેજ સ્વાધીન કરી દીએ. આથી તેમાં ભરાઇ બેઠેલા પેલા શખસોએ તે ખડકને સીકંદરના માણસોનેજ હવેથી હવાલે કરી દીધા હતો. તે ખડકનો દેખાવ નીહાળીને જોવા સારૂ સીકંદર પોતાની સાથે પાંચસો ઢાલ તરવાર ધરાવનાર સવારોને લઇને હવેથી તે તરફ ખુદ પોતે પણ ઉતરી પડયો હતો અને પેલા ચોરાઇનીસ ઉપર કીનો રાખવાને બદલે ઓર ઉલટો એટલી તો તે પોતે તેનાપર મમતા બુદ્ધી દેખડાવવાને લાગી ગયો હતો કે, તેના મુલકની સરદારી વટીક તેણે તેનેજ હવેથી સોંપી દીધી હતી અને જેબી મુલકો ઉપર તે આગળ રાજપાટ ભોગવતો હતો તેની હાકેમી પણ તેનેજ સર આખેરે રાખી મેલેલી હતી. બનાવ એવો બની ગયો કે, તે ખડક આગળ જેબી સીકંદરની ફોજ કે પડેલી હતી તે ત્યાંનો સખત શીઆળો અને બરફનાં તોફાનોથી હાલમાં ખાનપાન વીના ઘણીજ માઠી હાલતમાં આવી પડી હતી. આથ પેલો ચોરાઇનીસ રાજા તે સીપાહીઓના દરેક તંબુમાં અનાજ, દારૂ અને આથેલું ગોશત પેલા ખડકમાં એકઠી કરી રાખેલી પોતાની ખોરાકીઓમાંથી આપવાને પોતેજ પોતાને માથે વોહોરી બેઠો હતો અને બે મહીના સુધી તેઓને પોતે જોકે ખોરાકી તો પહોંચાડતોજ રહયો હતો, તોપણ તેમાંથી દશમા હીસ્સા જેટલી ખોરાકીબી ખપી શકીજ ન હતી; કેમકે, તે ઘેરા પુરવેજ પેલા પરાતાસીનીઅન લોકોએ તો બેહદ ખોરાકી પોષાકી તેમાં ભરી રાખેલીજ હતી. તે લોકો તે ઝમાનામાં જહુન અને સહુન નદીઓ વચે આવેલાં મુલકોમાંજ બાખત્રીઆ તથા સોગદીઆનાનાં પ્રાંતોની છેક સરહદ આગળજ વસતા હતા અને આગળ કહયા પ્રમાણે તે નામનો અર્થ પરવતવાસી યાને પહાડી લોકો કરીને બાખત્રીઅન લોકોની ભાષા કે જે અવસ્તાનીજ ભાષા હતી તેમાં ઉઠતો હતો. ત્યાર બાદ સીકંદર બલખેબામી યાને બાકત્રાનાં શહેર ખાતેજ ખુદ પોતે પણ ઉપડી ચાલયો હતો અને પેલા પરાતીસીનીઅન લોકોની ભુમીમાં "કેતાનીસ" અને "ઓસતાનીશ" નામના બે હુલડખોર સરદારો કે જેઓ હજુ સુધી પણ ફસાદ મચાવીજ રહેલા હતા તેઓ તરફ કરાતીરૂસને પોતાની ફોજના છસો સવારો અને આખી પયદલ ટુકડી તથા પોલીસપરકન, એતાલસ અને આલસીતાસને સઘળા પેયાદા સીપાહીઓ સીખે મોકલાવી આપયા હતા. તે તરફ જતાંનેજ વાર એ કરાતીરૂસને પેલા બંને હુલડખોરો સાથે મોટા યુધમાંજ ઉતરવું પડયું હતું, કે જેમાં કેતાનીસ મારયો ગયાથી અને એસ્તાનીસ તો પકડાઇ ગયાથી તે યવન સરદારજ આખેરે ફતેહમંદ નીવડી પડયો હતો. તે સરદારને બાંધીરૂંધીને સીકંદર કનેજ લાવીને તે પછી હાજર કરવામાં આવયો હતો અને તે બળવાખોર સરદારોના તે જંગની દરમીઆનમાં એકસો ને વીસ સવારો અને દહોડ હઝાર પયદલ સીપાહીઓ વટીક મારયાજ ગયા હતા. ત્યાર બાદ કરાતરસ ખુદ પોતે પણ બલખ શેહેર ભણીજ ઉપડી ચાલ્યો હતો, કે જ્યા

સીકંદર તે વેળાએ પેલા હજુરયાઓની લુલડખોડ ચાલચલગત અને કેલીસથીનીસની મોહકાનમાંજ પોતે તો રોકાઇજ પડેલો હતો. હવેથી વસંતની રૂતુનો બહાર આખેર થવા આવયાથી સીકંદર પોતાની સાથે કરસીયુસના કહેવા પ્રમાણે (૮–૯૭) પેલા તમામ જીતેલા પ્રાંતોમાંથી ચુનંદા ત્રીસ હઝાર સવારો સીખે તે હવેથી હીંદુસ્તાન ભણી ઉતરી પડયો હતો કે જે વેળાએ તેની ફોજમાં સઘળા મળીને એક લાખ ને વીસ હઝાર લડવઇયા સેપાહો જમાવ થઇ ચુકેલા હતા. તે હવેથી હીંદુકુશ યાને પારાપામીસસનો પહાડ દસ દીવસમાંજ પોતે ઓળંગાવી ગયો હતો અને એલેકઝાનદરાનાં શેહેરમાં દાખેલ થઇ ચુકયો હતો, કે જે શેહેરને પેલા પેરાપામીસાદાઇ લોકોની ભુમીમાંજ જ્યારે સીકંદર આગળ બાખત્રીઆના મુલક ઉપર સપરપેહેલી વાર સવારી લઇ ગયો હતો તેજ વેળાએ પોતે વસાવી પણ નાખયુંજ હતું.

---

## હીંદની સરજમીનના સરહદ સુધી સીકંદરે કરવા માંડેલી કોશેશ.

### બાબ ૯ મો.

જેમ રોમનાં અસલી નામીચાં શેહેરને જીતી લેવા અને ધુજાવી મારવા સારૂ પુરાતનકાળમાં "હેનીબાલ" તથા અરવાચીનકાળમાં "બોની" (નેપોલીઅન–બોનાપારટ) યુરોપ ખંડનાં સઉથી વંચા અને બુલંદ પાહાડ "આલપસ" ની ઉંચી ટોચોને ભર શીયાળાની મોસમોમાં કુદાવી ગયા હતા; તેમજ આપણું આ ભરતખંડ જેવા વીશાળ દેશ ઉપર સવારી લાવવાના હેતુથી હવેથી પાદશાહ સીકંદર હીંદુ–કુશ ("પારાપોમીસસ") નાં બુલંદ પાહાડને પોતે પણ ઓળંગવાનેજ મંડી ગયો હતો, અને ફકત દશજ દીવસનાં ટુંક અરસામાં આપણી આ હીંદની સરજમીનમાં સરહદ ઉપર આવેલી "બોમીઓન"ની પેલી પાહાડી ભુમી જેની ઉંચાઇ ૮૫૦૦ ફીટ જેટલી અંકાઇ ચુકેલી છે, તે ભુમી ઓળંગાવી આવીને આખરે આ દેશાવર ખાતેબી પોતાનો કતલનો ઝુંડો ("લવાએ મુકાતેલત બર અફરાસ્તે") ઉરાડતો ઉરાડતોજ ઉતરી પડયો હતો.

"હમ જરસ જુમબીદ વ હમ
બેશ આમદ
વ હમ જરસ ફરીઆદ કુના કે બર બં
હેદ મેહમલહા."

યાને ઘંટોનાં આવાજો ચોતરફ સીકંદરની છાવણીમાં ઘોંઘાટ અને શોહોરો મચાવવાનેજ હવેથી મંડી ગયા હતા. આથી તે આખી ફોજ પેલા ઘંટોનાં તરંગ તરંગ આવાજોથી હળીમળી રહીને એમ ગુલબાનજ ઉરાડી બેઠી હતી કે, અરે ઓ સવારો, તમારા ગાંસડા પોટલા જલદીથી તઇયારીઓ કરવા અને બાંધવા સારૂજ લાગી જાઓ." **હાફીજ.**

હવે આ ઘણું અજાયબ જેવુંજ છે કે પુરાતનકાળમાં આસીરીઅન રાણી સેમીરામીસ અને પારસીઓના પાદશાહ કુરૂશ યાને મહાતમા સાઇરસના દોરથી તે હાલ જમાનામાં છેક ઇરાની પાદશાહ નાદીરશાહ અને અહમદશાહ અબદાલી જેવા દુરાની સીપાહ બુદોનાં જમાનાઓ સુધી ફકત પોરટુગીઝો, ફ્રેનચો કે અંગ્રેજો સીવાય સઘળા હીંદની સરજમીનો

જીતી લઈને પચાવી પડનાર ફતેહમંદ પાદશાહો ઉત્તર તરફની પાહાડી ભુમીઓમાંથીજ ઉતરી પડેલા દીસે છે; કેમકે, તે હીંદુકુશ યાને પારાપોમીસની ખીણો આજબી ભારબરદારી સામાન સરંજામો ને સહેલથી આપણા આ દેશાવરો ખાતે પહોંચાડી શકે તેવી હાલતમાંજ જોવામાં આવે છે.

હવે હીંદુકુશ યાને હીંદનો કુહેકાફનો પરવત કે જેમાં બામીઆનની ખીણ સાડા આઠ હજાર ફીટની ઉંચાઈપર આવેલી હતી અને તેજ એકલી પાસમાંથી ભારે બોજવાળી ચીજો લઈ જઈ શકાય તેવું હતું, તેથી સીકંદર આ કુચની વેળાએ તે શેહેર પસાર કરી જવો તો જોઈએ; એમ હાલમાં આપણને ભરાંત જઈ શકે છે. પેલાં નવાં વસાવેલાં એલેકઝાંદરીઆ યાને સીકંદરીઆનાં શેહેરમાં તે તાજદાર જ્યારે આવી પહોંચયો; તયારે તેણે જે હાકેમને કે આગળ ત્યાં નેમી આપયો હતો તેને તયાંની હકુમત ચલાવાને કાચો જેવો જોઈને તે ઓધા ઉપરથી પોતે તેને બરતરફ કરયો હતો અને તે શેહેરમાં આસપાસની બીજી વરણોમાંથી વધારે ભરતી વટીક કરાવી નાંખી હતી કે જેમાં કેટલાએકો તો તેના બીનઉપયોગી થઈ પડેલા યવન સીપાહીઓજ હતા અને તયાંનો સરવે કારોબાર પછી પોતાના એક સ્નેહી નામે નીકાનોરને સોંપી આપયો હતો. વળી બાખત્રીઆનો દેશ હીંદુસ્તાનપરની સવારી વેળાએ છોડી જતી વેળા તે પ્રાંતની સલામતી સારૂ તયાં તે સાડાત્રણ હજાર સવારો અને દશ હજાર પયદલ સીપાહીઓને એમીનતસની સરદારી હેઠળ રાખી ગયો હતો. વળી પેલા પેરાપામીસીદાઈ લોકોની ભુમીમાં છેક કાબુલ શેહેરની સરહદ સુધીનાં મુલકો ઉપર કોઈ એક તાઈરીઆસપીશ (તીર–અસ્પ) નામના ઉમરાવને તેણે હકુમત સોંપી આપી હતી અને તયાર બાદ કાબુલની પડોશમાંજ આવેલાં નીકાઇઆ (નીસીઆ) યાને કોઈ કોઈના લખયા મુજબ "બીધરામ"નાં શેહેરના મારગેથી તે કોફન યાને કાબુલનાં શેહેર ભણી ઉતરી પડયો હતો અને સીંધુ નદીની પશ્ચીમે આવેલાં શેહેરોના રાજા યાનો સરદારો તરફ પોતાના એક એલચીને વટીક પોતે આગમચથીજ રવાના કરી આપયો હતો અને બીજા એક એલચીને તે તરફ આવેલા તેક્ષીલીસનો એલકાબ ધરાવનાર રાજાનાં મુલક ભણી પણ દોડાવી મેલ્યો હતો કે જેનું ખુદ જાતી નામ તો ઓમફીશ કરીને હતું અને તેક્ષીલીસ તો ફકત તેનો અલકાબજ રહેતો હતો. એમ કરસીયુસ આપણને જણાવી ગયો છે. (૮–૪૩.) તે સઘળા સરદારો ઉપર પેલા એલચીની મારફતથી પોતપોતાની જોગવાઈએ આવીને મને મળી જવું એમ સીકંદરે કહેવડાવી મોકલાવયું હતું. આથી પેલો તેક્ષીલીસ અને બીજા સરદારો તો ઘણા કીમતી હદયાઓ શીખે સીકંદરને તરતજ આવીને મળી ગયા હતા કે, જેઓએ પોતાની કનેના પચીસ હાથીઓ પણ તેને આપી દેવા માંગયા હતા અને પોતે સીકંદરની કુચની વેળાએ તેનો રાહબર થવાને પણ તેઓએ કબુલ મંજુર રાખયું હતું.

### સીકંદરનું હવેથી હીંદુસ્તાનમાં દાખેલ થવું અને ત્યાં તેણે કરવા માંડેલી સવારીઓ.

પેલા હીંદના રાજા અને સરદારોના કાબુલ ખાતે આવી પહોંચયા બાદ સીકંદરે સીંધુ નદી તરફ નીકળી પડવાનો પોતે રસ્તો લીધો. તે સારૂ તેને હાલમાં લશકરને જુદી જુદી ટુકડીઓમાં વહેંચી નાંખવું પડયું હતું. એક ટુકડીને તેણે પોતાના સરદારો હીફાઈશચીઅન અને પરદીકસના સ્વાધીનોમાંજ સોંપી આપીને અટક અને કાબુલની નદીઓની વચોવચમાં પોસીલીઓતીસ વરણનો જે દેશ કે આવેલો હતો તે તરફ રવાના કરી આપી હતી. તે ટુકડી સાથે જીઓરજીઆસ, કલાઈતસ અને મીલીઆગરની ફોજો તથા પોતાના અરધા અરધ ખાસ સવારો અને પેલા ભાડુતી યવન સીપાહીઓના ઘોડેસ્વારોને નીકળી જવાનો હોકમ પણ તેણે આપયો હતો. એ કલાઈતસ સરદાર પોતાની બ્રીગેડમાં એટલો તો માનીતો તે વે

બાએ થઇ પડેલો હતો કે તેનાં મરણ
પામ્યા પછી પણ તે ફોજ કલાઇતસની
બ્રાગેડ એવાંજ નામ હેઠળ લોકોમાં પ્રસાર
થતી ચાલીજ જતી હતી. એ પોસીલીઓ
તીસ લોકોનાં પાયતખ્ત શેહેરનું નામ
પીયુસીલા કરીને હતું કે જેને અરવાચી
ન કાળમાં લોકો પીખીલીનાં નામ હેઠ
ળ પીછાનયા જાય છે. આથી તે રસ્તે
થી હીંદુસ્તાનમાં દાખેલ થતી વેળા
સીકંદરને ખાઇબરની પેલી જાણીતી
પાસ તો ઓળંગી જવાની ફરજ વટી
ક પડીજ ચુકેલી હશે, એમ હા
લમાં અનુમાન થઇ શકે છે. તે ફોજ
ને તે પાદશાહે એવો હોકમ કરયો હ
તો કે જે પણ શેહેરો તમને વાટમાં મ
ળતાં જાય તેઓને ઝોરજુલમથી આપ
ણા તાબા હેઠળ લાવતાજ રહેવું પડશે
યાતો તેઓ પોતપોતાની રાજીખુશીથી
જો શરણ થવાના બંદોબસ્ત ઉપર આ
વવા માંગતાં હોય તો તેમબી ત
મારે તેઓ સાથે વરતતા જ
રુંજ જોઇશે. એમ કરતાં જ્યારે
તમો લોકો સીંધુ નદી આગળ છેક આ
વી પહોંચો, ત્યારે તે નદીપરથી આપણી
ફોજને પેલી પાર કહાડી લઇ જ
વા સારૂ તમોએ સરવે ઉપાયો પણ લ
ઇ રાખવાજ પડશે; કેમકે, તે મોટી
અને ઝબરદસ્ત નદી ટીબેટની ભુમીમાં
થીજ અસલમાં પેધી પડીને સતલદ ન
દીના મુખો આગળથીજ પછી હીંદુસ્તા
નમાં દાખેલ થઇ જાય છે. પેલા તક્ષી
લીસ અને બીજા હીંદુ સરદારો પણ તે
ફોજના રાહનોમાઓ તરીકે પોતે પણ
શામેલ થઇ ગયા હતા. એમ કરતાં જ્યારે
તેઓ તે અટક નદી આગળ આવી પ
હોંચયા; ત્યારે તેઓએ સીકંદરનાં સઘ
ળાં ફરમાનો પ્રમાણે હવેથી ચાલવા માં
ડયું હતું; પરંતુ પીઉસીલીઓતીસ લો
કોની ભુમીનો રાજા નામે આસ્તીસ તો
સીકંદર સામે બળવોજ ઉઠાવી પડયો
હતો, જેથી તેણે પોતાને હાથેજ પોતા
ની ખાનાખરાબી કરી નાંખી હતી અ
ને જેમી શેહેરોમાં તે નહાસીને ભ
રાઇ જવા લાગયો હતો તેઓને પણ તે
તાજદાર તારાજ કરાવતોજ ચાલ્યો હતો;
કેમકે તેઓપર પેલી સીકંદરની ફો
જ તરતજ પોતે ઘેરો નાંખી પડતી હ
તી. આમ જ્યારે પેલો આસ્તીસ રાજા
બાધી યાને હુલ્લડખોરજ થઇ પડયો, તયા
રે હીફાસચીઅનને તેનાં શહેર ઉપર ત્રીસ
દીવસ સુધી ઘેરો નાંખી મેલવાની ફર
જજ પડી ચુકી હતી, જેથી તે રાજા તે
જંગની દરમીઆનમાં પોતેજ આખેરે
મારયો ગયો હતો. હવે સેનગીયુસ ના
મનો જે બીજો સરદાર કે તેની સાથે
અસલમાં શામેલ હતો તે તો તે રાજાને
તે પુરવેજ પડતો નાંખીને તાક્ષીલીસ કને
જઇને તેનીજ પોશતપનાહ હેઠળ પોતે
તો હવેથી ભરાઇજ બેઠો હતો, માટે તેને
નમકહલાલ સમજીને સીકંદરે આ આસ્તી
સ રાજાનાં શહેરનો કબજો પોતે હાલ તો
સોંપીજ આપીઓ હતો અને તેને ત્યાં
નો છત્રપજ બનાવી મેલયો હતો. હવે
ગ્રીક ગ્રંથકારો ઇરાનના હાકેમોને સાત્ર
પીસ એવાં નામો હેઠળ જે લખતા આવે
લા છે તે શબદનો અર્થ પાદશાહની બાર
ગાહોનો રખેવાળ કરીને ઇરાની ભાષા
ઓમાં ઉઠે છે; તે શબદને પાદશાહ દરા
યશ હીસ્તાસ્પીસ પોતાની બીસ્તુનની ત
ખતીઓમાં ક્ષત્રપા યા તો ક્ષત્રપાવા એ
વાં નામ હેઠળ લખયો જાય છે અને સં
સ્કીતમાં તે કૃગત ક્ષત્રપ કરીને થઇ શકે છે.

**અસ્પાસીઆન એટલે જે અસ્પે—સીહા યાને કાળા ઘોડા ધરાવનાર હીન્દુ લોકોનાં મુલક ઉપર સીકંદરે કરેલી સવારી અને તેઓ સાથે લડાઈઓ કરીને આખેરે તેણે તેઓને પોતાને તાબે થઈ જવાને પાડેલી ફરજ.**

હવેથી પંજાબની વાયવય દીશા
ભણી એ અસપાસીઆન, ઝુરાઇયાન અને
અસાસીનીઆન નામની જે હીંદુ વરણો
કે વસ્તી હતી. તેઓ સારૂ આગળ
આપણે કાંઇક અહવાલ તો દરશાવીજ ચુ
કેલા છીએ તેઓનાં મુલક ઉપર સીકંદર
પોતાની સાથે પોતાના કેટલાએક પયદળ
સેપાહો, તીરઅનદાઝો, આગ્રીઆનીઆન
તથા બીજા નેઝાબરદાર ઘોડેસવારોને લઇને
ઉતરી પડયો હતો. તે કુચની વેળા તેણે
ચોઇસ (કામા) નામની નદી આગળનો
સીધો ને સીધો પરંતુ પહાડી અને ખડ

બચડો જેવો બીકટ રસ્તો પોતે ઘોડા ઉપર સવાર થઈને લેતો ચાલયો હતો કે જે નદી કાબુલ નદીની એક શાખા તરીકે આજે પણ ગણાતી આવેલી છે. તે લોકોને જેવી કે આ હલ્લા વીષેની વાત માલુમ પડી ચુકી કે તેનાજ તેઓ એ પોતાના બચાવ ખાતેર પોતાના મજબુત પહાડોનો આશ્રો લઈ લેવાનો વીચાર કરવા માંડયો હતો કે જે વીષેની ખબર સીકંદરને પડતાંનેજ વાર તેણે હવેથી પોતાની બોહોળી ફોજને પોતાની પછવાડે આસ્તે આસ્તે કદમ કદમ નીકળી આવવાનો હોકમ કરીને પોતાની સાથે આખી ઘોડેસવાર ફોજ અને આઠસો મકદુનીઅન પયદળ ફોજને ઘોડાપરજ સવાર કરી તેઓને ઢાલ તરવાર આપીને ઝડપમાં તેઓ તરફ પોતે તો નીકળી ચાલ્યો હતો, અને વાટમાં જેબી સપરપેહેલું શેહેર આવયું કે તેના બચાવ ખાતેર તેના મુખડા ઉપર જેબી સીપાહીઓ કે ઉભા રહેલા હતા તેઓને તો સપર પેહેલાંજ અરાબામાં ત્યાં જતાંનેજવાર મારી હઠાવી તે શેહેરમાંજ તેણે તેઓને કેદ કરી મેલ્યા હતા; પરંતુ તે જંગની દરમીઆનમાં તેનું છાતીપરનું બખતર ફોડી એક તીર એવો તો દુશમનોએ તેના પર મારયો હતો કે તે તીર તેનાં ખભાં સાથેજ જઈને અથડી પડયો હતો અને છેકજ તેમાં પેલા બખતરને લીધે જે પેસી જવાજ પામયો ન હતો તેથી તે મોટા જોખમમાંથી આ વેળાએ પણ તે તાજદાર જરાક સેહેજમાંજ બચી ગયો હતો. તેમજ તે યુધમાં તેના લીઆનેતુસ અને પતોલોમી લેગુસ જેવા બે સરદારો પણ ઘાયલ થઈ પડયા હતા. તે શેહેરની આસપાસ બે દીવાલો આવેલી હતી તેથી સપરપેહેલી દીવાલ તો ઘણી મજબુત નહીં હોવાથી બડી બામદાદની વેળા બીજેજ દીવસે પેલા મકદુનીઅન સેપાહો તેનો સેહેજમાંજ કબજો લઈ શકયા હતા; પરંતુ બીજી દીવાલ આગળ તેના બચાવ ખાતેર ત્યાંના ક્ષત્રીઓ જરા વધારે મજબુતીથી ઉભા રહેલા હોવાથી સીકંદરના સવારોને થોડોકવાર સુધી તો તેઓ ઘણાજ હંફાવતા ચાલ્યા ગયા હતા. આખેરે તે દીવાલ આગળ સીડી અને મનજનીકોને લાવીને સીકંદરે જ્યારે ગોઠવવા માંડયાં અને પયદરપય તીરોનો જબરો મારો પેલા ક્ષત્રીઓપર ચોતરફથી ચાલુ રાખી તેઓને તેઓ ઘાયેલજ કરતા ચાલ્યા; ત્યારે તેઓ સંખયાબંધ પેલા દરવાઝામાંથી નીકળી જઈને ત્યાંની પડોશમાંજ આવેલા પહાડોમાં નહાસીને ભરાઈ જવા લાગયા હતા. તેઓએ સીકંદરને આગળ જે ઘાયલ કીધો હતો તેથી તેના બદલામાં પેલા ક્ષત્રીઓ ઉપર પેલા મકદુનીઅન સેપાહો હાલમાં અત્યંત ખફા થઈ પડેલા હોવાથી જેબી સીપાહીઓ કે પેલી નહાસભાગની વેળા સપડાઈ જવા લાગયા હતા તેઓને તો તેઓ તરતજ ઠારજ કરતા ચાલ્યા હતા; તોપણ કહે છે જે ઘણુખરા દુશમનો તો પોતાના પહાડોમાંજ જઈને તેઓની પોસ્તપનાહજ લઈ બેઠા હતા; લયકીન પેલાં તેઓનાં શેહેરને તો પેલા જનુન અને શુરપર ચહડેલા યવન સીપાહીઓએ સદંતર ઝમીનદોસ્ત તો કરીજ નાખયું હતું. ત્યાર બાદ ત્યાં આવેલા બીજા અનદાકા નામનાં શેહેરપર સીકંદર હવેથી હલ્લો લઈ ગયો હતો; પરંતુ તે શેહેર તો ઝડપમાંજ પોતાની રાજીખુશીથી તેને તાબે થઈ ગયું હતું. ત્યાર બાદ ત્યાં આવેલાં બીજાં શેહેરો પણ જો આપોઆપ તાબે થઈ જાય તો તેમ, નહીં તો કે ઝોરજુલમથી તેઓને પણ તાબે કરી લેવા સારૂ સીકંદર ત્યાં કરાતરસ તથા બીજા પોતાની પાયદળ ફોજના સરદારોને મેલીને પોતે તો ત્યાંથી પછી ચાલતોજ થયો હતો; પરંતુ તેઓને એવો હોકમ આપી ગયો હતો કે, જ્યારે પણ તે સઘળાં શેહેરો તમારા આશ્રમ હેઠળ આવી પડે ત્યારે તમારાથી જેમ બને તેમ ત્યાં સારા જેવા બંદોબસ્તો રઈયતની મહાફેજત અને પાસબાની સારૂ તમે લોકો તો કરતાજ રહેજો.

હવે તે વેળાએ મજકુર એસ્પાસીઅન લોકોનો રાજા કે જે યુઅસપલા યાને [illegible] ન

સ્તો હતો, તેથા [illegible] સીકંદર પોતાની સાથે કોઈનુસ અને એતેલસની

આગેડો, પોતાના ઢાલ તરવાર રાખનાર સીપાહીઓ, પયદળ અને ઘોડેસવાર તી રઅનદાઝો, એગ્રીઆનીઅન તથા બી જી ટુકડીઓના સવારો સીધે ઉપડી ગ યો હતો. લાંબી મનઝેલ કાપયા બાદ બીજે દીવસે તો તે તાજદાર તે શેહેર ભણી ઝડપમાંજ જઇ પહોંચયો હતો: પરંતુ જ્યારે ત્યાંના રહીસોને એમ મા લુમ પડી ચુકયું કે, એ યવન રાજા તો દર મનઝેલ આપણાં શેહેર ભણી ધ સ્યોજ આવે છે, ત્યારે તેઓએ પોતાનાં શેહેરને તો સળગાવીજ મેલ્યું હતું અને પોતાના પેલા કોહસ્તાનોમાં જઇને પછી ભ રાઇ બેસવાની પયરવીમાંજ રહેલા હતા: એટલામાંજ સીકંદરે તેઓનો દુંબાલો છેક પેલા પહાડ સુધી ધસી જઇને પકડી લીધો હતો અને ત્યાંના ઘણા બીક ટ ભાગોમાં જઇને તેઓ આશ્રો લઇ પડે તે પુરવે તો તેઓ માંહેલા ઘણા એક માણસોને તો તેણે ઠારજ ક રી નાંખયા હતા. એટલામાં પતોલેમી લે ગુશને એમ માલુમ પડી ગયું હતું કે, પે લો તે લતા તરફનો હીંદુ સરદાર તો પોતાની આસપાસ ઢાલ તરવાર બાંધના ર બોડીગારડો લઇ રાખીને કોઇક અમુ ક ટેકરી ઉપર જઇને પોતે ભરાઇ બેહેલો છે; તયારે તેની પોતાની કને જોકે ફોજ થોડી હતી તોપણ તેણે તે પહાડ આ ગળ જઇ તેનો દુંબાલો પકડી લીધો હ તો અને પોતાનો ઘોડો તેની પછવાડે તેને પકડવા સારૂ દપટાવતોજ રાખેલો હતો; પરંતુ પેલા પહાડ ઉપર ચહડી જવાને તેનો ઘોડો હવેથી જ્યારે અશક તજ થઇ પડયો; ત્યારે તેણે તેને ત્યાંજ પડતો નાંખી, તેને કદમ કદમ ચલાવી લાવવા સારૂ પોતાના ઢાલ તરવાર બાંધ નાર એક સીપાહીનેજ સોંપી આપયો હતો અને પેલા સરદારનો દુંબાલો પ કડવા સારૂ પોતે તો પાંઉપીયાદો તેની પછવાડે ઝડપમાંજ નીકળી ચાલ્યો હતો.

મજકુર પેલા હીંદુ સરદારે જયા રે જોયું કે, પેલો પતોલેમી તો મારો દુંબાલો છોડતોજ નથી, ત્યારે તે પો તાની સાથના રખેવાળ સીપાહીઓ સી ધે તરતજ ફરી જઇને તેની છેક નઝદી કમાંજ ધસી આવીને પોતાનો લાંબો ભા લો તેના સીનામાંજ તેનું બખતર ફે ડીને ચલાવી દીધો હતો; પરંતુ તે બ ખતર જરા મજબુત હોવાથી પેલો નેજો છેક વેર પેસી જઇને તેને કશો કારી ઘા તો ત્યાં કરી શકયોજ ન હતો. આથી તે હીંદુ સરદારની જાંગ ઉપર તે યવ ન સરદારે એક જબરો જેવો ફટકો લ ગાવી તેને ઘોડાપરથી પાડી નાંખી તે ના હથયારોજ તેની કનેથી છોડાવી લઇ ને તેને ઝમીનદોસ્તજ કરી નાંખયો હ તો. આમ પોતાના સરદારને જયારે પે લા હીંદુ સીપાહીઓએ મરણ પામેલો જ દીઠો; ત્યારે તેઓ તો નહાસભાગમાં જ પડી ગયા હતા; પરંતુ પેલા પહાડ ઉપર તઇયાર રહેલા બીજા હીંદુ લડવઇ યાઓએ આમ જયારે પોતના આ મ રનાર સરદારની લાશને દુશમનોએ વસ ડી જતાંજ દીઠું, ત્યારે તેઓ ઘણા શુ રપર આવી પેલી ટેકરી ઉપરથી નીચે દોડી આવી; ત્યાંજ તેનો કબજો પોતાના સ્વાધીન હેઠળ લઇ લેવા સારૂ તેઓ સાથે લડવાને પોતે મંડી ગયા હતા. એટલામાંજ સારા ભાગ્યે સીકંદર ખુદ પોતે પણ તેજ ટેકરી ઉપર આવી લાગયો અને તેજ વેળાએ તેણે પોતા ના સવારોને તરતજ ઘોડા ઉપરથી ઉ તારી પાડી તેઓ સેહેલાઇથી પેલી ટેક રી ઉપર ચહડી શકે તે સારૂ તેઓને પાંઉપીયાદાજ કરી નાંખયા હતા. તે સીપાહીઓએ તો આવતાંનેજ વાર પે લા હીંદુ સીપાહીઓ સાથે લડવાજ માં ડયું હતું અને તેઓને મહા મુશકેલીએ પેલા પહાડ ઉપરજ પાછા નહસાડી મે લી, પેલી લાશનો કબજો તો હજુ સુધી તેઓ પોતાનેજ હાથ કરી બેઠેલા હતા. ત્યાર બાદ સીકંદર તે પહાડ ઓળંગા વીને પોતે તો એક શેહેર ભણી નીચે ઉતરી પડયો કે, જે શેહેરનું નામ આરગાઇયુમ કરીને હતું; પરતું ત્યાં આવતાંનેજ વાર તેને એમ માલુમ પડી ચુકયું હતું કે, ત્યાંના રહીસો પણ તે શેહેરમાં આગ લગાડીને ક્યારનાએ પછી પોતે વટીજ ગયા હતા. વળી તેટલામાંજ કરા તરસ પણ પાદશાહના તમામ ફરમાનો બજાલાવીને તે શેહેર આગળજ આવી પહોંચયો હતો. હવે તે શેહેર સારી

જગયા ઉપર તે ભુમીના મુખડા
આગળજ આવેલું હોવાથી, સીકંદરે તે
સરદારને એવો હોકમ આપયો હતો
કે, તમારે થોડુંક સુધી અત્રેજ પડી
રહીને અહીંયા સારી જેવી મજબુત
કીલેબંદી કરી આસપાસનાં દેશાવરોમાં
થી જે લોકો કે ત્યાં આવીને વસવા
માંગતા હોય, તેઓને સુખેથી આવીને
વસવા દેવા તથા આપણા જેબી માણુ
સો કે અશકત થઇ પડેલા હોય તેઓ
પણ ત્યાં રહી જવાજ માંગતાં હોય તો
તેઓનેબી તેમ કરવાજ દેવું. ત્યારબાદ
તે સરદાર પેલા હીંદુ દુશમનો જથા
બંધ જે જગયા આગળ કે એકઠા થઇ
પડેલા હતા તે તરફ પોતે ઉતરી પડયો
અને કોઇક અમુક ટેકરી આગળ
આવી હવેથી તેણે તે ટેકરીની તળેટી
આગળ પોતાનાં લશકરની છાવણીજ
નાંખી દીધી હતી. તે વેળાએ ખોરાકી
ઘટી પડેલી હોવાથી તે તાજદારે પોતા
ના સરદાર પતોલોમી લેગુશને આસ
પાસનાં દેશાવરો ખાતે દોડાવી મેલ્યો
હતો, માટે ખોરાકી મેળવવા સારૂ તે
સરદાર જયારે ઘણોજ દુર સુધી
જઇ પહોંચયો, ત્યારે ઠેકાણે ઠેકાણે
ત્યાંના રહીસોએજ પોતપોતાની છાવ
ણીઓમાં આગો ફેલાવી નાંખેલી
હોવાથી તે ઘણોજ વીસમીત થ
ઇ પડયો હતો અને તે વીધેની ખબર
પાછો ફરતી વેળાએ તેણે સીકંદ
રને પહોંચાડી દીધી હતી; પરંતુ તે
તાજદાર તે વાત પોતે તો કાંઇ માનય
કરવા લાગયોજ ન હતો. એટલામાં
તેને એમ માલુમ પડી ચુકયું કે, આ
પણા તે લત્તા તરફના હમનબરદો તો
સઘળા પોતપોતાની ફોજો સીખે એકત્ર
જ થઇ પડયા છે; ત્યારે પેલી પહાડી
તળેટી આગળ પોતાની છાવણીના કેટ
લાએક સીપાહીઓને રહેવા દઇ, પોતા
ની સાંથે જેટલા જોઇએ તેટલાજ સીપા
હીઓ લઇને તેઓ તરફ તે પોતે ઉપ
ડી ગયો હતો. જયારે પેલી આતશ
ની ચેહો ચોતરફ સળગી પડેલીજ તે
ના દીઠામાં આવીજ ચુકી, ત્યારે હવેથી
તેણે પોતાની ફોજને ત્રણ વીભાગોમાં
વેહેંચી નાંખી હતી. એક ટુકડીની સર
દારી તેણે કીલોએનેતસનેજ સર સોંપી
આપી હતી અને તેની સાથે એતેલસ,
બાલાકરૂસ અને પોતાની પણ થોડી ઘ
ણી બ્રીગેડોને રહેવાજ દીધી હતી. બી
જી ટુકડીની સરદારી પતોલોમી લેગુસને
હવાલે કરી દીધી હતી અને તેની સા
થે ફીલીપ અને ફીલોતસની બ્રીગેડો,
બે તીરઅનદાઝ રીજમીટો, આગ્રી
આનીઅન ઘોડેસ્વારો તથા બી
જા પણ અરધોઅરધ સવારો અને
ખાસ પોતાના પાદશાહી ઢાલ તરવાર
ધરાવનાર એકત્રત્યાંઉશ ભાગ સીપાહી
ઓને પણ પોતે સોંપી આપયા હતા,
અને જે ઠેકાણે કે દુશમનો જથાબંધ
એકઠા થઇ પડેલા હતા તે તરફ તે ખુદ
પોતેજ પોતાની ટુકડી સીખે નીકળી ચા
લ્યો હતો. હવે પેલા પહાડી હીંદુઓ
જે તે લત્તા તરફ ત્યાંના આસપાસ વ
સતા લોકો થાને વધારે બહાદુર અને
શેહઝોર માનવીઓમાં ખપતા હતા તે
ઓએ પોતાની ઉંચાણ ટેકરીઓપરથી
જ્યારે પેલા મકદુનીઅન સીપાહીઓને
પોતાની તરફ આવતાજ દીઠા, ત્યારે
તેઓ કને ફોજ ઘણી ઓછી હતી તેથી
અને પોતા કને બેશુમાર માણસો હોવા
થી હીંમત ધરીને તેઓ પોતાની ઉંચાણ
જગયાપરથી પેલાં મેદાન ભણી ઉતરવા
ને મંડી ગયા હતા. આથી તે બંને હમ
નબરદોવચ્ચે ત્યાં એક સખત યુદ્ધ મચી
રહયું હતું; પરંતુ તેમાં પણ તે તાજ
દાર આખેરે પોતે સેહેલાઇથીજ ફતેહ
મંદ નીવડી પડયો હતો. હવે પતોલો
મીના પેલા મકદુનીઅન સેપાહોએ પોતા
ના દુશમનોને ટેકરી હાથ કરી બેઠેલા જ્યા
રે જોયા; ત્યારે સપાટ ઝમીનપરથી તેઓ
સાથે લડવામાં કશો સાર નથી, એમ
જાણીને તેઓએ પોતાની સફ કાંઇ સમા
રવા માંડીજ ન હતી. આથી તે સરદારને પો
તાની બટાલીઅનોને સ્તંભ હાલતમાં ઉભી
રાખી, બે ચાર હારોમાં એક પછી એક જ
થામાં ગોઠવી રાખવાને ફરજજ પડી ચુકી
હતી અને જયાંથી તે ટેકરી ઉપર સેહે
લાઇથી ચહડી શકાય તે તરફ તેઓને
પોતે પછી દોડાવી મેલી હતી; પરંતુ
તેઓને તેણે એવો
તો કે, તમારે તે

ઘેરી તો લેવીજ નહીં કે, જેથી દુશમનો જો નહાસી જવા માંગતા હોય તો તેઓને સેહેલાઇથીજ રસ્તો મળી શકે. હવે તે પહાડી હીંદુઓ બહાદુર તથા જબરા લડવઇયા હોવાથી તે બંને હમનબરદ ફોજો વચ્ચે હાલમાં રસાકસીભરેલી એક સખત લડાઇ ઉઠી ઉભી થવા પામી હતી; કેમકે, ત્યાંની ભુમીની બાંધણી કુદરતીજ ઘણી બીકટ પ્રકારની લાગતી હતી; તોપણ તેઓને પેલી ટેકરી ઉપરથી આખેરે પેલા મકકુનીઅન સેપાહોએ નહાસી જવાને ફરજજ પાડી દીધી હતી.

પેલી ત્રીજી ટુકડી જેની સરદારી કે લીઓનેતુસના સ્વાધીન હેઠળ હતી તે પણ ફતેહમંદ થતી ચાલી હતી અને જેબી હમનબરદો તેની સામે થવા લાગયા હતા તેઓને તે મારી હઠાવતીજ રહેલી હતી. તે લડાઇઓમાં જેબી દુશમનો કે, કેદ પકડાઇ ગયા હતા તેઓની સંખયા ચાળીસ હજાર માણસો ઉપર થવા જતી હતી એમ પતોલોમી ખાતરીથી પોતે બોલી ગયો છે. તે સાથે પેલા મકદુનીઅન સીપાહીઓ બે લાખ ત્રીસ હજાર ફરખે ગાય અને બળદોનેબી જે પકડી ગયા હતા તે તો વળી જુદા. તે પ્રાણીઓ સીકંદરને એવાં તો ખુશનુમાં અને આશુદા જેવાં દીસવા લાગયાં હતાં કે, તેથી તેમાંથી કેટલાએક ચુનંદા ખુશનુમા અને મોટા કદના જાનવરોને નીવડી કહાડી પોતાના મકદુનયાના મુલક ખાતે ખેતીવાડીના કામ સર મોકલાવી આપવાનો વીચાર તેણે કરી રાખયો હતો. ત્યાર બાદ તે પેલા આસાસીનીઆન લોકોની ભુમી ઉપર પોતે સ્વારી લઇ ગયો હતો; કેમકે તેના સાંભળવામાં એમ આવયું હતું કે તે લોકોએ મારી સાથે લડવા સારૂ વીસ હજાર સવારો, ત્રીસ હજાર ઉપર પાયદળ સીપાહીઓ અને ત્રીસ હાથીઓને તઇયાર કરી રાખી મેલેલાજ છે. હવે પેલા આરેગેઇયુમના શેહેરને ફરીથી વસાવી નાખવા તથા મજબુત કીલેબંધી ત્યાં કરવા સારૂ તે રાજા કરાતરસને જે આગળ રાખી ગયો હતો તે સરદારે પોતાનું કામ પણ હાલમાં સંપુરણ હાલતે પોંહોંચાડેલું હતું, તેથી પોતાના ભારી હથીઆરવાળા માણસો શીખે સીકંદરની સાહેતામાં તે હવેથી ઉતરી પડયો હતો, અને મબાદા સીકંદર કોઇ નવા શેહેર ઉપરબી ઘેરો નાખવાના વીચારમાં હોય તો તેને તરતજ કામે લાગી જાય તેવા હેતુથી પોતાની સાથે મનજનીકો અને લડાઇના ઇનજીનો લઇને તે આવી પોંહોંચયો હતો. આથી સીકંદર પોતાની સાથે પોતાના ખાસ ઘોડેસ્વારો, પેલા ભાલા બરદાર સ્વારો, તીરઅંદાજો અને હલકાં હથીઆરો ધરાવનાર સીપાહીઓને લઇને તે લોકોની ભુમી ઉપર પોતે સીતાબીથી ઉતરી પડયો હતો કે જે વેળાએ તેની ફોજમાં કોઇનુસ તથા પોલીસ પરકનની ટુકડીઓ પણ શામેલ થઇ ગઇ હતી. આ કારણ સર તેણે ગુરીઆન લોકોની ભુમી વટાવી તયાંની ગુરઇયુસ નદી માહ મુશકેલીએ પસાર કરવી પડી હતી; કેમકે તે નદીનો પ્રવાહ એટલો તો ઝડપમાં દોડતો હતો, તે સાથે તે ઘણી ઉંડી પણ હતી, તેથી અને તેમાં ગોળ પથરાઓ પડેલા હોવાથી જેઓ પણ તેઓપર પગ મેલતા હતા તેઓ તરતજ ઝીહકાઇ જતા હતા. એ ગુરઇયુસ નદીને હાલ જમાનામાં ત્યાંના લોકો લુનદાઇના નામ હેઠળ પીછાને છે અને તે કોફન યાને કાબુલ નદીનીજ એક શાખા તરીકે ગણાતી હતી અને પેલી કામા નદીની સરોબર પોતે સમાંતર હારમાંજ વહેતી ચાલી જતી હતી. હવે જયારે ત્યાંના રહીશોને એમ માલમ પડી ચુકયું કે સીકંદર તો આપણી તરફ ધસીયેજ આવે છે તયારે પોતામાં તેની બરોબર સામે થઇને લડવાની તાકાત ન હોવાથી પોતપોતાના જુદાં જુદાં શહેરો ભણી વીખરાઇ ગયા હતા કે જેથી તયાંના કીલાઓ ઉપરથી તે શેહેરનો બચાવ કરવા તેઓને સવળતા જેવુંજ થઇ પડે. તે લતા તરફ તે જમાનામાં મેસાગા નામનું શેહેર ઘણું મજબુત અને મોટું જેવું ગણાતું હતું અને પેલા આસીસીનીઆન લોકોના પાયતખત શેહેરમાં ખપતું હતું તેથી તેના પરજ સપર પેહેલા સીકંદર તો હુમલો લઇ ગયો હતો. તે શેહેરને કરસીયુસ મઝાગાઇ એવાં નામ હેઠળ પોતે તો પીછાનીજ ગયલો છે અને

તેના મજબુત સ્થળ વીશેનું વરણન પણ
તે ટપકાવી ગયો છે (૮–૩૭) અને તે
મજ એરીઅન પણ પોતાની ચોપડી
("ઇનદીકા"–૧)માં તેના વીશે તેવુંજ
બયાન આપી જાય છે. એમ કરતાં તે
તાજદાર જયારે તેની દેવાલ આગળ
આવી પોંહોંચયો ત્યારે પેલા આસાસીની
આન લોકોને દુરદરાજ દેશાવરોવાળા હીં
દુઓએ સાત હજાર સીપાહીઓની મદ
દ કરેલી હોવાથી તેઓને વધારે હીમ
ત છુટી હતી; માટે પેલા મેસીદોનીઅનો
તયાં જે છાવણી નાખી પડવા માગતા
હતા તેઓપર તેઓ તરતજ દોડી પોં
હોંચયા હતા. હવે જયારે સીકંદરે
જોયું કે, તે શેહેરની નજદીકીમાંજ
લડાઇ શરૂ થઇ પડશે તયારે તેણે તેથી
પોતાના હમનબરદોને તયાંની દેવાલથી
દુરજ રાખી મેલવાની ફરજ થઇ પડી
હતી કેમકે તેઓને તયાથી હું જો મા
રી હઠાવીશ તો તેઓ સેહેલાઇથી તયા
રે પોતાના શેહેર ભણી તરતજ દોડી જ
ઇને ત્યાંનો આશ્રો પકડી બેસવાની તેઓ
ને ફરજજ પડી ચુકશે. આમ કરતાં જ્યારે
તેણે પોતાના તે હમનબરદોને પોતાની
તરફ દોડતાજ નીકળી આવતા દીઠા, ત
યારે તેણે પોતાના મકદુનીઅન સીપાહો
ની જયાં તે હાલમાં છાવણી નાખી પા
ડવા માગતો હતો તે જગયા આગળથી
તેઓને ખીસાડી લઇ જઇને ત્યાંથી આશરે
સાત સ્તેદીજ જેટલે છેટે એક ટેકરી જે
આવેલી હતી ત્યાં આગળ હઠી જઇને પો
તાની છાવણી નાંખી બેસવાનો તે હવેથી
એરાદો રાખતો રહેલો હતો, આથી તેના
હમનબરદો મનસે એમ સમજવા લાગયા
હતા કે સીકંદર હવેથી હઠી જવા માંગે છે;
તેથી તેઓ • તેઓપર એકાએકજ દોડતા
આવીને ઉતરી પડયા હતા, અને પેદરપે
તીરો સીકંદરની ફોજપર મારવાને લાગી
ગયા હતા. આથી સીકંદરને તરતજ હેડ
યું લેવું પડયું હતું ને દુશમનોની ફોજ
ઉપર ઉતરી પડવા સારૂ ચોકસ નીશાન
કરીને તેને પોતાની "ફ્લાંકથને"થી પોતા
ની કુમકે તરતજ બોલાવી મંગાવી હતી.
પેલા તેને ઘોડેસ્વાર ભાલાદારો, તીર
અંદાજો અને એગરીઆનીઅન સવારો
તો સપર પહેલાજ દુશમનો તરફ દોડી
પોંહોચયા હતા; લયકીન સીકંદર ખુદ
પોતે તો પોતાની ફ્લેંકશને આહીનમાં
જ રાખી મેલીને તેઓ તરફ કદમ કદ
મ આસ્તે આસ્તેજ ચલાવતો લઇ ગ
યો હતો. આવી તેની વીચીત્ર લડવાની
કુનેહથી પેલા હીંદુઓ તો જરા ગભરા
ટમાં પડી ગયા હતા અને જયારે તે
જંગની દરમીઆનમાં બંને હમનબર
દોનાં સીપાહો એકમેક સાથે હાથોહાથ
ની મારામારીમાં બાઝી પડયાં તયારે તે
ઓ તો હાર ખાઇ બેસીને પોતાના શેહે
ર ભણી નાહસભાગ કરવાનેજ મંદી ગયા
હતા. એ લડાઇમાં હીંદુઓએ આશરે બસો
સેપાહો ખોહયા હતા; લયકીન બાકીના તે
ઓના સીપાહીઓ તો પેલી દેવાલોમાંજ
ગોયા ગંધાઇ પડયા હતા. આથી સીકં
દરને પોતાની ફ્લાંકશને તે દેવાલ ભણી
લઇ જવાને ફરજ પડી ચુકી હતી, જે
થી તે પરથી હીંદુઓએ જે તીરો તેઓ
પર ફેંકવા માંડયા હતા તેમાંનો એક તીર
તો તે તાજદારની ગુંઠીમાંજ લાગી ગયો
હતો અને નજીવો જેવો તયાં ઘાહ તે પા
ડી બેઠો હતો.

બીજે દીવસે તે દીવાલ આગળ
પોતાના લડાઇનાં ઇનજીનો લાવીને તે
દીવાલનો થોડોક ભાગ તો સેહેલાઇથી
તેણે ભાંગી નાખયો હતો. પરંતુ તેમાં
પડેલાં બગારામાંથી પેલા મકદુનીઅન
સેપાહો જે તે દેવાલમાં પેસવાની યુકતી
કરવા લાગયા હતા, તેઓને પેલા હીંદુ
ઓ તો ઘણીજ બહાદુરીથી અટકાવતાજ
રહેલા હતા; જેથી તે દહાડે તો સીકંદ
રને પોતાની ફોજને તે જગયા ઉપરથી
પાછીજ બોલાવી લેવી પડી હતી. ત્રીજે
દીવસે તો વળી પેલા મકદુનીઅન સેપાહો
એ એક લાકડાનો માંચડો તે દીવાલ
સનમુખ ઉભો કરીને તે પરથી તીરો ત
થા ગોફનોનો જબરો મારો પુરજોશથી
દુશમનો ઉપર ચલાવવા માંડયો હતો.
આથી છેક દુર સુધી પેલા હીંદુ સેપાહો
ને જરાક હઠી જવાને ફરજજ થઇ પડી
હતી. તોપણ પેલા યવન સેપાહો પેલી
દીવાલમાં કેવળે પેવસ તો કાંઇ થઇ શ
કયાજ નહતા. આથી ચોથે દીવસેબી સી

કંદર પોતાની ફાલેંક્ષને તે દેવાલની વ
ધારે નઝદીકીમાંજ લઇ ગયો હતો અને
જયાં આગળ કે પેલી દીવાલમાં બગા
ડું પડેલું હતું તેમાં પોતાના એક ઝુ
લતા પુલને પોતાનાં ઇનજીનો મારફતથી
ઘુસાડી દીધો હતો અને તેપરથી પોતાના
ઢાલ તરવાર ધરાવનાર સેપાહોને તે દીવા
લ ઉપર ચહડાવવાને તે લાગી ગયો હતો;
કેમકે, તેવીજ યુકતીથી તે આગળ તાયર
નું શેહેર પણ પોતાના કબજા હેઠળ લા
વી શકયો હતો; પરંતુ માન ખાટી જ
વાના હેતુથી ઘણુંએક યવન સીપાહીઓ
તો તે પુલ ઉપર ધસવાનેજ લાગી ગયા;
તેથી તેઓનો ભારબોજ ખમી ન શકયાથી
પેલો પુલ તો ઝમીનદોસ્તજ થઇ પડયો
હતો, જેથી તેમાં ઘણુંએક મકદુનીઅન
સેપાહીઓ તો દબાઇજ મુવા હતા. આ
વો મામલો જોઇને પેલા હીંદુ સેપાહો
તો ઘણાજ હરખમાં આવી ગયા હતા
અને બુમાબુમ પાડી મેલી પેલી દીવાલ
પરથી તીરો, ગોફનો અને પથરાઓનો
ઝબરદસ્ત મારો પોતાના હમનબરદોપર
ચલાવવાને મંડી ગયા હતા. બીજા
હીંદુ સેપાહોએ પેલી દીવાલના ઝરૂખા
ઓ વચે જે દરવાઝા કે આવેલા હતા
તેમાંથી બાહેર નીકળી પડીને પેલા પુલ
ના ભાંગી પડવાથી જે પણ યવન સેપાહો
ગભરાટમાં આવી પડેલા હતા તેઓપર
પુરજોશથી પોતે પણ ઉતરી પડયા હતા.
આથી પેલા ઘાયલ થઇ પડેલા સેપાહોને મલ
મપટો કરાવા તથા બાકીનાઓને દુશમનોનો
દુંબાલો હાલ તો છોડી જઇને પા
છા પોતાની છાવણી ભણીજ નાકળી
જવા સારૂ સીકંદરે પોતાના સરદાર
આલસીતાને ખુદ પોતાનીજ બ્રીગેડ
આપીને તે તરફ તરતજ પોતે રવાના
કરી આપયો હતો. એ સરદારે પાછળ
થી ઇ૦ પુ૦ ૨૫૦ નાં સાલમાં પોતાના
દુશમન એનતીગોનસના હાથમાં પોતે પ
કડાઇ નહીં જાય તે સારૂ પીસીદીઆ
ખાતેજ આપઘાત કરી મેલયો હતો
એમ ડાયોદોરસ આપણને જણાવી ગ
યો છે. (૧૮-૪૬.) પાંચમે દીવસે વળી
એક બીજાં લશકરી ઇનજીનને તેવાજ
પુલ આગલ મુજબ બનાવીને તે ઉપર
લાધી દીધો હતો અને તેને પેલી દી
વાલ આગલજ પાછા ધસડી ગયા હતા.
હવે જયાં સુધી પેલા તયાંના હીંદુઓનો
રાજા તેઓને માથે સલામતજ રેહેલો હતો
તયાંસુધી તો તેઓએ પોતાનો બચાવ
ઘણી જવાંમરદીથીજ કરયા કીધો હતો;
પરંતુ જયારે કોઇએક ઇનજીનમાંથી એ
ક ગોફન આબાદ તેનાં શરીર ઉપર પુર
જોશથીજ જઇ પડયું અને તે બીચારાને ઠા
રજ કરી નાખયો ને તે સાથે બીજાબી હીંદુ
સેપાહો પેલા મકદુનીઅન સેપાહોના પ
યદરપે ચાલુ રહેલા મારાથી જયારે
ઘાયલ થતા અને મરતાજ ચાલયા ગયા
તયારે તેઓએ સુલેહ કરવા સારૂ પોતા
ના એક એલચીને સીકંદર ભણી દોડા
વી મેલ્યો હતો. આવા બહાદુર લડવ
ઇયાઓનાં જાનોને બચાવી રાખવા અ
ને તેઓને પોતાની ફોજમાંજ જોડી
નાખવાના હેતુથી તેણે તેઓ સાથે હાલમાં
તરત તો સુલેહજ કરી નાખી હતી. આથી
તેઓ પોતાનાં હથયારો સીધે પેલા શેહે
રમાંથી નીકળી આવીને મકદુનીઅન
લોકોની જયાં આગલ કે છાવ
ણી પડેલી હતી તેની રૂબરૂ જે
એક ટેકરી આવેલી હતી તેનાપર આ
પોઆપ પોતાની જુદીજ છાવણી નાંખી
પડયા હતા; પરંતુ પોતાના બીજા દેશી
સેપાહો સાથે પેલા મકદુનીઅનોની સાહે
તા હેઠળ જઇને આમ લડવું તે બીના તેઓ
ને દુરૂસ્ત તો કાંઇ લાગીજ ન હતી કે જે તે
ઓની વરતણુંક અને લાગણી ખરેખરજ
માનપુરવકજ હતી. આથી તેઓએ રાતો
રાત ઉઠીને પોતાનાં દેશાવરો ભણીજ
નહાસી જવાનો મનસુબો કરી રાખયો
હતો; પરંતુ તે વીષેની ખબર સીકંદર
ને વખતસરજ મળી ચુકેલા હોવાથી
તેણે પણ રાતોરાત તે ટેકરીની આસપા
સ પોતાના તમામ સેપાહોને ગોઠવીજ
રાખી મેલ્યા હતા. આથી પેલી નહાસ
ભાગ કરતી વેળા તેઓ સજડ સપડાઇ
જવાથી સીકંદરે તેઓના દરેક માણસ
ને પોતે તો ઠારજ કરી નાખયા હ
તા. હવેથી તે શેહેરના બચાવ ખાતેર
ત્યાં કોઇબી સેપાહ ન હોવાથી સીકંદરે
તેનો કબજો પોતે જોરજુલમથી લઇ
લીધો હતો, જેથી પેલા એસાસીનુસ રા
જાની માવતર અને છોકરીને કેદ પકડી

જવાને તે પોતે સામરથવાનજ નીવડી પ ડયો હતો. કરસીયુસ તે રાણીનું નામ કલીઓફીશ કરીને આપી ગયો છે. જે ણી કે પકડાઇ ગયા પછી સીકંદરના ઘણાંજ ચાહ હેઠળ આવી પડી હતી અને તેનાજ કહયા પ્રમાણે તે તાજદા ર જ્યારે તેણીનાં શેહેર આગળ આવી પહોંચયો, તે પુરવેજ ત્યાંનો રાજા જે તેણીનો પુત્ર થતો હતો, તે તો મરણજ પામી ચુકેલો હતો, (૮–૩૭ થી ૩૮) કે જે વાતને દાયોદોરસ પણ ટેકો આ પી ગયો છે. (૧૭–૮૪) તે તમામ ઘે રાની વેળાએ સીકંદરના તો ફકત પચી સજ માણસો મારયા ગયા હતા, એમ ટોલ્લો એરીઅન જે મારી જાય છે તે બીનાને તો આપણે સંભાળથીજ કબુલ મંજુર રાખવી જોઇએ. હવેથી તેણે પોતાના સરદાર કોઇનુસને બ જીરાનાં શેહેર ભણીજ દોડાવી મેલયો હતો, એવા વીચારથી કે જયારે ત્યાંના રહીશો પેલા મેસાગા શેહેરના તાબે થઇ જવા વીષેની વાત સાંભળશે ત્યારે તેઓ પણ આપણને આપોઆપ આવી ને તાબે થઇ જયા વીના તો કાંઇ રહેશેજ નહી. એ શેહેર પેશાવરની વાવય દીશાએ બાજુરતું જે વખણાયલું શેહેર કે આવેલું છે તેજ ઘણુંકરીને તો હો વું જોઇએ એમ કેટલાએક અરવાચીન નવીશનદાઓ હાલમાં વીચારીજ જાય છે. તેમજ વળી પોતાની ઘોડેસવાર ફોજના સરદારો જેવા કે એતાલુસ, આલસીતાસ અને દીમીત્રીઅસને પણ ઓરા નામના બીજા ત્યાં આગળજ આવેલા શેહેર ભણી દોડાવી મેલયા હતા, અને તેઓ ને પોતે એવો હોકમ આપયો હતો કે, જ્યાં સુધી હું ખુદ પોતે તે શેહેર ભ ણી આવી પહોંચું ત્યાંસુધી તેને તમારે ચોતરફથી ઘેરીજ રાખવું પડશે.

એ મજકુર ઓરાનું શેહેર અસ લમાં કયાં આગળ આવેલું હતું તે બી ના હાલ ઝમાનામાં તો ચોકસ રીતે કાં ઇ માલુમ પડી શકતી નથી; પરંતુ જેવી કે પેલા આલસીતાસની ફોજ તે શેહેર ભણી આવી પહોંચી કે તેવામાંજ ત્યાંના રહીશો પોતાના દરવાજાઓની બા હેર નીકળી પડીને તેઓપર મારોજ ચ લાવવાને મંડી ગયા હતા; પરંતુ ત્યાં ની દીવાલ આગળથીજ પેલા મકદુનીઅ ન સીપાહીઓએ તો તેઓને તે શેહેર ખાતે તરતજ પાછા નહસાડી મેલ્યા હ તા; પરંતુ કોઇનુસતો પેલા બજીરાનાં શેહેર આગળ તેમ કાંઇ નસીબવનો પોતે તો કાંઇ નીવડી પડયોજ ન હતો; કેમકે, ત્યાંના રહીસો જેમ સીકંદર ધા રતો હતો તેમ રાતોરાત તાબે થઇ જ વાનાં કશાં પણ ચીનહો દેખડાવવા લા ગયાજ નોહતા અને ઓર ઉલટા પોતાની મજબુત સ્થળ ઉપરજ પોતાનો મદાર રાખી બેઠેલા હતા; કેમકે, તે જગયા એક ઉંચાણ ભુમીપરજ આવેલી હતી; એટલુંજ નહીં, પરંતુ તેને ચોતરફથી મજબુત કીલ્લેબંદી પણ આગમજથીજ કરી રાખવામાં આવેલી હતી. આમ તે બી નાની ખબર જ્યારે સીકંદરને મળી ચુ કી; ત્યારે તે બજીરાનાં શેહેર તરફજ પોતે સપર પેહેલાં જવાને નીકળી પડયો હ તો; પરંતુ તેને વાટમાં એવી ખબર મળી ચુકી હતી કે, તે લતા તરફનો પ હાડી હીંદુ રાજા નામે આબીસારીસ પો તાના કેટલાએક માણસોને ચોરીછુપી થી તે શેહેર ખાતે મોકલાવી બેઠો છે: તયારે તેણે બજીરા તરફ ઉપડી જવાનો વીચાર પડતોજ નાખી દીધો હતો અને પોતે સપર પેહેલાં તો પેલા ઓરાનાંજ શેહેર ખાતે ઉપડી ચાલયો હતો. તયાં જઇને તરતજ તે પાદશાહે તે શેહેર ઉપ ર ઘેરો નાખી દીધો હતો અને પેહેલા જ અરાબામાં તયાંની દીવાલો ઉપર મા રો ચલાવીને તે શેહેરનો કબજો સેહેલા ઇથીજ પોતે પોતાને હાથ કરી લીધો હતો; અને તયાં જે હાથીઓ પડેલા હ તા તેઓને પણ પોતાના સ્વાધીન હેઠ ળજ લઇ લીધા હતા. હવે બજીરા ઉપ ર ઘેરો તે કેમ નાંખવો તે વીષે સીકં દરે કોઇનુસ ઉપર એમ કહાવી મોકલા વયું હતું કે, તમારે કોઇએક અમુક જગયા તે શેહેરની નજદીકીમાંજ શોધી કહાડી તેને આગમચથીજ ઘણી મજબુત કરી રાખવી; કે જેથી મને આગળ ચા લતાં તે શેહેર ઉપર તયાંથી ઘેરો નાં ખી તેને તાબે કરી લેવાને સવળ તા તેવુંજ થઇ પડે. તે ખાસ સરંજામ

પહોંચાડયા બાદ તમારી આખી ફો
જ શીખે તમારે મારી તરફજ ઉતરી પ
ડવું જોઇશે; પરંતુ તે શેહેરના લોકો
પોતાની ભુમીની મજા ઝાઝી આખી ન
હીં શકે અને બાહેર નીકળીને ફરહર ન
હીં કરે તે સારૂં ત્યાં થોડીઘણી તકેદારી
રાખનાર ફોજ તો તમારે રાખી આવ
વીજ .જોઇશે. આમ કરતાં જ્યારે કોઇ
નુસની આખી ફોજે તે શેહેરને પડતું
નાંખી, હવેથી સીકંદર તરફ જવા માં
ડયું ત્યારે બજીરાના લોકો એમ મનસે
પોતે સમજવા લાગયા હતા કે, તેઓ
બીહીને આપણા શેહેરને પડતુંજ નાંખી
ગયા છે. આથી તેઓ પેલા મકદુનીઅન
સેપાહોને હીચકારા જેવા સમજી તેઓ
તરફ હવેથી ધીકકારની નજરથી જોવા લાગ
યા હતા અને પોતાના મેદાન ભણી પાછા
નીકળી પડયા હતા. આથી તે બંને
હમનબરદો વચે તે મેદાનમાંજ એક જબ
રદસ્ત લડાઇ થઇ પડી હતી કે જેમાં દુશમ
નોના પાંચસો માણસો મારયા ગયા હતા
અને સીતેર ઉપર સીપાહીઓ તો કેદ
જ પકડાઇ ગયા હતા; પરંતુ બાકીના
ઓ તો તે શેહેરમાંજ ભરાઇ ગયા
હતા; તેથી ત્યાંના કીલાની રખેવાળવાળા
સીપાહીઓથી તેઓને સારો જેવો આશ્રો
મળા ગયો હતા, એમ એરીઅન આપણને
જણાવી ગયો છે કે, જેણે સીકંદરનો
આવો દરોબસ્ત વરૃતાંત ઇસુના બીજા
સઇકાની અધવચમાંજ પોતે લખી કહા
ડેલો હતો. આ હાર વીશેની જેવી ખબ
ર પેલા બજીરાના શેહેરવાસીઓને
પડી ચુકી કે, તેવાજ તેઓના હાંજાજ
લેવાઇ ગયા હતા અને રાતોરાત તે શે
હેર છોડીને મધય રાત પડે એટલામાંજ
તેઓ તયાંથી પોતાના ડેરા તંબુ
આ ઉઠાવીને, એઓરનુસના પહાડ ભ
ણીજ નહાસી જવા લાગયા હતા. તે
અદભુત પહાડ વીશે તે યવન લોકોમાં
એવી કહેતી તે ઝમાનામાં ચાલતી હતી
કે તે એવો તો અજીત રહેતો હતો કે
જયુપીટર (જીયુસ) અને આલકમીનાને
પેટે હીરાકલીસ યાને હરકયુલીસ જેવો
તેઓનો જહાંપેહેલવાન જે અવતર
યો હતો તેનાથી પણ તે જીતી શકાયો
જ ન હતો, પરંતુ તે વાત કાંઇ મા
નવામાં આવે તેવીજ નથી, અને ગ્રીક
લોકોના મનના એક ટાહુકા જેવીજ તે
ગણાઇ શકે તેવી છે. તે ખડકનો ઘેરાવે
બસો સ્તેદીજ યાને આસરે ત્રેવીસ મા
ઇલ અને તેની ઉંચાઇ અગયાર સ્તેદી
જ યાને આસરે સવા માઇલ જેટલી
હતી. વલી તેના શીખર સુધી જવા સારૂ
એકજ બીકટ પગરસ્તો ત્યાં કરેલો
હતો; તોબી ત્યાં કહે છે જે, પુષકળ
આબોહેવારે યાને સ્વચછ પાણી મળી
શકતું હતું; કેમકે, ત્યાંની ભુમીમાંથી
એક ઝરો જે ફાટી નીકળતો હતો તેમાંથી
પાણી વેહેતુંજ ચાલયું જતું હતું. ત્યાં
વળી લાકડું પુશકળ મળી શકતું હતું
તથા એક હઝાર માણસો પોતાનું પોષણ
ઘણી સેહેલાઇથી કરી શકે તેવી એક ફળદરૃપ
ભુમી પણ આવેલી હતી કે જ્યાં અના
જની સારીકાની રોપણી થાય તેવું
હતું; માટે સીકંદરે પેલી હરકયુલીસ
વીષેની કથા જ્યારે સાંભળી કે તે જહાં
પેહેલવાન વટીક તે ટેકરીને જીતી
શકયોજ નહી હતો; ત્યારે તેના દીલનો
પીતો એવો તો ઉશકેરાઇ આવ્યો હતો
કે, હું તો ખરો કે તેનો કબજો મારે
હાથજ લાવી શકું, તો તે વાતમાં
ઘણું આશ્ચરયકારક જેવુંજ કાંઇ નોહતું.
એબો કહે છે (૧૫-૧) જે એ એઓર
નુસ નામ તેના અસલી જાતી નામ
ઉપરથી ગ્રીક લોકોએ અપભરંશ કરી
નાખેલું હતું અને જેનો અર્થ કે, કોઇ
પક્ષી પણ તેની બેહદ ઉંચાઇને લીધે
તેની છેક બુલંદીવેર ઉડી શકેજ નહીં
તેવો થતો હતો; પરંતુ વાજબી રીતે
જો જોશો તો તે શબ્દ અસલી સંસ્ક
રૃત શબ્દ અવરન યાને કીલ્લો યા તો
વાર એવા શબ્દ ઉપરથીજ ઉતપંન
થયલો હોવો જોઇએ. તે પહાડને હાલ
ઝમાનામાં માહાબુનનો પરવત કરીને
લોકો કહે છે, એમ જેનરલ એબટ આપ
ણને જણાવી જાય છે કે જે સીંધુ નદી
ની જમણી બોરડુ તરફ જયાં આગળ
કે, તે નદીનો કાબુલ નદી સાથે સમાગ
મ થાય છે તયાંથી આસરે સાઠ માઇલ
ને છેટે આવેલો છે. તેને સારૂ કરસીયુ
સ તો એમ વરણવી જાય છે (૮-૨૯)
કે તે ખડકની તળેટી આગળથીજ

સીંધુ નદી વહેતી ચાલી જાય છે અને તેનો આકાર તો એક પરારોકો ગોયા એક પતથર હોય તેવેજ આપણને દીસે છે. પરંતુ તેના વીષે એરીઅનનો આપેલોજ અહવાલ આપણને ખરેખરો અને વધારે ભરૂસેદાર લાગે છે; કેમકે તેણે સીકંદરના એક સરદાર નામે પતેલેમીનેજ આધારે તે સઘળો અહવાલ પોતે નીપજાવી કહાડેલો છે. દાયોદોરસ કહે છે જે, (૧૭–૮૫) સીંધુ નદી તે ખડકની દક્ષીણ દીશા તરફથીજ ચાલી જાય છે અને તેની બીજી બારદુઓ તો ઉંડી ખાહીઓથીજ ઘેરાઇ રહેલીઓ હોય તેવી આપણી દ્રષ્ટીએ પડી શકે છે. આથી તેણે તે ભુમીનો કબજો મજબુતીથી પોતાના હાથ હેઠળ કરી લેવા સારૂ ઓરા તથા મેસાગા શેહેરના કીલ્લાઓને પોતાના ઉપયોગમાં લેવા માંડયા હતા. તથા બજીરાનાં શેહેર ખાતે પણ ઝબરદસ્ત કીલેબંધી પોતે કરવાને મંડી ગયો હતો.

વળી સીકંદરનાં મનની મુરાદ સેહેલાઇથી પાર પડી શકે તેથી તેના સરદારો જેવા કે હીફાઇસસીઆન અને પરદીકસે પણ ઓરોબાતીસ નામનાં કોઇ એક બીજાં શેહેરનેબી કોટ અને કીલાઓથી આરાસ્તા કરી નાંખી તયાં તેના બચાવ ખાતેર થોડાક રખેવાળ સેપાહો યાને ગારીસનની એક ટુકડી રાખી મેલી પોતે પણ સીંધુ નદી ભણી ઉતરી પડયા હતા. તે નદી આગળ જઇ પહોંચતાંને જ વાર સીકંદરની ઇચછા પ્રમાણે તેઓ તેનાપર એક પુલ નાંખવાને મંડી ગયા હતા. તયાર બાદ સીકંદરે પોતાના એક ખાસ સ્નેહી નીકોનોરને તે (સીંધુ) નદીની આણી પાર આવેલાં દેશાવરોનો મરઝબાન નેમયો હતો કે જેને પાછળથી એનતીગોનસે પણ મીદીઆ તથા ઉગમણ તરફનાં દેશાવરોનો હાકેમ કરેલો હતો; પરંતુ તેની કનેથી તે હકુમત આખેરે સીલ્યુકસે ઇ૦ પુ૦ ૩૧૨ નાં સાલમાં પોતેજ ખુંચાવી લીધી હતી. સીકંદર ખુદ પોતે પણ સપર પેહેલાં તો તેજ નદી આગળજ ઉપડી ગયો હતો અને તયાં થોડેક છેટે પીયુસીલેઓતીસ નામે જે એક શેહેર કે આવેલું હતું તેને પણ સુલેહસંપજથી પોતાના કબજા હેઠળ કરી લીધું હતું; અને ફીલીપની સરદારી હેઠળ પોતાની એક મકદુનીઅન ગારીસન ફોજને પણ તે તયાં મેલી ગયો હતો. વળી તયાંની આસપાસની ભુમીના હીંદુ સરદારો જેવા કે કોફીયુસ અને એસાગીતીસ પણ તેના રાહબર અને સ્નેહીઓ જેવાજ થઇ પડયા હતા; તેથી તેજ નદી આગળ આવેલાં બીજા નાનાં નાનાં શેહેરોને પણ તેણે પોતાના તાબા હેઠળ કરી લીધાં હતાં. ત્યાર બાદ પેલી એઓરનુસનીજ ટેકરી આગળ ઇમબોલીમાં નામે જે એક શેહેર કે આવેલું હતું ત્યાં તે ઉતરી પડયો હતો. તે શેહેર સારૂ એક અરવાચીન અંગ્રેજ સરદાર નામે જેનરલ એબટ (જુઓ, તેની "ગરાદુસ–એદ એઓરનોન") આપણને એમ જણાવે છે કે, પેલા માહાબુનના ખડક આગળ ઉમબ અને બલીમાહ નામની બે જગયાઓ આવેલી છે કે જે માંહેલી એક તો તે નદીની ખીણમાં ને બીજી તો તેની ઉંચાણપર જે એક પહાડ આવેલો છે ત્યાં આગળ આપણા દીઠામાં હજુરબી આવી શકે છે. એ શોધ એ અંગ્રેજ અમલદારે સપર પહેલીજવાર આપણા દેશ ખાતે ઇ૦ સ૦ ૧૮૫૪ નાં સાલમાં કરી હતી. એ ઇમબોલીમાનાં શેહેરનેજ મુખય મથક કરી રાખીને તયાંથીજ પેલી એઓરનુસની ટેકરી ઉપર સીકંદર જે હુમલો લાવવાનાં હેતુમાં હતો, તેથી તયાં પુષકળ ખોરાકી અને અગતયની ચીજો આપીને પોતાની કેટલીએક ફોજ કરાતરસની સરદારી હેઠળ તેણે હાલ તો રાખીજ મેલેલી હતી; કારણ એ જે, તે ટેકરીના મોટાં નામને લીધે તેનાપર ઘેરો જો લાંબો વખત સુધી ચાલુજ રહે તો પોતાના માણસોને ખોરાકી વીના ઘણી તકલીફ ભોગવવી પડેજ નહી, એટલુંજ નહી પરંતુ તેથી પોતાના મકદુનીઅન સેપાહો પેલા પહાડપરના માણસોને લાંબો વખત સુધી ઘેરી રાખી અને તેઓને વારંવાર સતાવયા કરીને આખરે તેપરના પેલા હીંદુ સેપાહોને

હંફાવી હંફાવીને પણ જોર કરયા વી
નાખી તો કાંઈ રહેશેજ નહી, એવી બાજી
તે તાજદારે પોતાને મનસે બાંધી રાખે
લી હતા. તયાર બાદ તે સરદાર ખુદ
પોતેજ કોઇનટુસની આખી બ્રીગેડ તથા
પોતાના પયદળ તીરઅનદાઝો અને બસો
બીજા તીરઅનદાઝ સવારો અને પોતાની
ફેલેંકશના ચુનંદા માણસો તથા એગ્રી
આનીઅન તથા બીજાબી પોતાના બસો
ખાસ સવારો સીખે તે ટેકરી ભણી ની
કલી ચાલયો હતો. તે દહાડે તો તે ટે
કરા કને જઇ પહોંચીને જયાં બની આ
વયું તયાં તેણે પોતાની છાવણીજ નાખી
દીધી હતી, પરંતુ બીજે દીવસે તે પહાડની
જરાક વધારે નજદીકી વેર ઉપડી જઇને
ફરીથી બીજીવાર પોતાની છાવણી કોઇક
બીજી વધારે લાયક જગયા ઉપર નાંખી
દેવાની તેને ગરજજ જણાઇ ચુકી હતી
એટલામાં દઇવયોગે કેટલાએક તે લતા
તરફના રહીશો સીકંદરની છાવણીમાંજ
આવી લાગયા અને તેને પોતે તાબેજ
થઇ બેઠા તથા તે ખડકપર જયાંથી સેહે
લાઇથી હુમલો લઇ જઇ શકાય અને તે
નો કબજો જલદીથી લેવાઇ જાય તે વી
ધેની પોતેજ ખાહેશ દેખડાવવા લાગયા
હતા. આથી તેઓ સાથે પોતાના આ
ગ્રીઆનીઅન ઘોડેસવારો, હલકાં હથયા
ર ધરાવનાર તરૂપ સવારો અને ઢાલ ત
રવાર ધરાવનાર ચુનંદા સેપાહો આપી
ને પતોલેમી લેગુસને તે તરફ રવા
ના કરી આપયો હતો. તે સરદારને તે
ણે વળી એવો હોકમ કરી રાખેલો હતો
કે, જેવો તે પહાડનો કબજો તે પોતાના
હાથ હેઠળ લઇ બેસે કે, તેવીજ તયાં
પોતાની એક મજબુત ફોજને રાખી મે
લી તે કબજો પોતે લઇ બેઠેલો છે એ
વી મને આતસબાજીની મારફતથી આ
ગાહી આપે. આથી ઘણે બીકટ
રસ્તેથી તે સરદારે હવેથી પોતે રાહ
કાપવા માંડી હતી અને તે જગયાનો
પોતાના હમનબરદોની જાણ વીના
જ પોતાના હસ્તકમાં કરી લીધી હ
તી. તયાં તેણે તરતજ એક મજબુત
ખાહી ચો તરફથી ખોદી નાખીને ત્યાં
એક જબરો જેવો લક્કડકોટ ઉઠાવીને
તે પહાડ ઉપરથી તેણે હવેથી પેલી ની
સાન જયાંથી સીકંદર સેહેલાઇથી જોઇ
શકે તે બાજુ તરફથી કરવા માંડી હતી.
તે આતશબાઝીનો ધુંવો તરતજ સીકંદ
રની નજરે પડી ગયો હતો. આથી બી
જેજ દીવસે તે તાજદાર પોતાની ફોજ
સીખે જલદીથીજ તે તરફ પોતે ઉપડી ચા
લયો હતો, પરંતુ તેના હમનબરદો તેને
ઠેકાણે ઠેકાણે રોકવાને જે મંડી ગયા હ
તા; તેથી ત્યાંની ભુમીના બીકટપણાંને લી
ધે તે વેળાએ તે સરદાર તો તયાં કશું
પણ નવું જુતું કાંઇ કરી શકયોજ ન હતો.
જયારે પેલા હીંદુઓએ જોયું કે સીકંદ
ર આપણા ઉપર હલ્લો લાવવાને અશ
કત જેવોજ ગોયા થઇ પડેલો દીસે છે; ત્યા
રે તેઓએ ફરી જઇને પતોલેમીની ફોજ
ઉપરજ પોતે હુમલો કરવા માંડયો હતો.
આથી તે બંને હમનબરદ ફોજો વચે ત્યાં
જબરૂં જેવું જંગ મચી રહયું હતું,
જેથી પેલા હીંદુ સીપાહીઓ પેલા લક્કડ
કોટને ભાંજી નાખવાનાંજ પ્રપંચો
જો લઇ બેસતા હતા તો; આણી
ગમથી પેલો પતોલેમી તેઓનો
બચાવજ કરવાને મંડી જતો હ
તો; પરંતુ તે લડાઇમાં આખેરે હીંદુ
ઓએજ જબરો ધાલો ખાધો હતો; તેથી
રાત પડતાંનેજ વાર તયાંથી તેઓ હઠી જ
ઇને તે જગયા આગળથી વીસરજન થતા
ચાલ્યા હતા. આથી સીકંદરે પેલા હીં
દુઓ કે જેઓ તેની સાથે હાલમાં આ
વીને મળી ગયા હતા. તેઓમાંથી એક અત
યંત ઇમાનદાર અને તયાંની ભુમીથી
સારીકાની વાકેફગાર બીમયાને શોધી કા
હાડી, તેને એક કાગજ આપી પતોલે
મી તરફ તરતજ દોડાવી મોકલાવયો હ
તો કે જેમાં તેણે તે સરદારને એવું
જણાવયું હતું કે, જેવો હું તે ટેકરી
ઉપર હલ્લો કરવાને ઉતરી પડું કે તે
વુંજ તમારે પણ ત્યાં આગળ તરતજ
મારી સાહેતામાં આવી પહોંચવું જોઇશે અ
ને ત્યાંની તળેટી આગળથી તમારે પણ દુ
શમનો ઉપર મારો ચલાવવાને મંડી
જવું પડશે કે જેથી તેઓપર બંને તરફથી
આવો મારો ચાલુ રહયાથી તેઓ તરત
જ ઘભરાટમાં આવી પડયા વીના તો
રહેશેજ નહીં, અને હવેથી શું ઉપાયો
કામે લગાડવા તેના ખીઆલમાં તેઓ

ને આવી પડયા વીના પણ છુટકો જ રહેશે નહીં.

આથી બીજે દીવસે બરી બામદાદની વેળાએ જોવો કે બુલંદ આફતાબ પોતાનાં તેજસ્વી કીરણોને ફરીને આખા ગગનમાં ચોતરફ ફેંકવાનેજ મંડી ગયો અને તે સખી સુરજ પાછો એક સાતાબ ચાલનાં સાંહાંનની સવાર પેરે ઉડતો પોતાનાં તેજ ચાલનાં રખશને ઉગમન તરફનાં આશમાન ઉપરથી ઝડપમાં દપતાવતોજ આવી પહોંચ્યો અને આખી રાતનાં અંધકાળના સીહા રંગને પાછો રોશનીમાંજ બદલતો ચાલ્યો કે તેવામાંજ સીકંદર પોતાની છાવણીમાંથી બાહેર નીકળી પડયો હતો અને જે રસ્તેથી પેલો પતોલોમી ચોરીછુપથી આગળે દીવસે તે પહાડ ઉપર ચહડી ગયો હતો તેજ રસ્તેથી તેણે પણ પોતાની ફોજ શીખે હવેથી તે ઉપર ચહડવા માંડયું હતું. એવા વીચારથી કે હું જો તે રસ્તેથી ઉપર જઇને મારી ફોજને મારા મજકુર સરદારનાં લશકર સાથે મેળવી નાંખીશ તો આપણે આપણી મુરાદમાં તરતજ ફતેહમંદ નીવડી શકીશું, અને તેમજ થયું હતું પણ ખરૂં; કેમકે, તે બંને હમનબરદો વચે છેક બપોર સુધી લડાઇ પુર જોશથીજ ચાલુ રહેલી હતી; કારણ એ જે, સીકંદર જેમ જેમ ઉપર ચહડવા માગતો હતો તેમ તેમ પેલા હીંદુઓ ઉપરથી તેઓ પર પથરાજ ગબડાવતા ચાલ્યા જતા હતા અને ગોફણોનો મારો પણ તેઓ તેઓપર પુર જોશથી ચાલુજ રાખી બેઠેલા હતા; તો પણ સીકંદર કાંઇ હઠે તેવોજ ન હતો. તેણે તો જેમ તેમ કરી એક પછી એક પોતાના માણુસોને તે પાહાડ ઉપરજ ચહડાવવા માંડયાં હતાં. એમ કરતાં પોતની ફોજને આખેરે સમીસાંજની વેળાએ તો તે પતોલોમીની ફોજ સાથે એકત્ર કરી નાંખવાને ભાગયશાલીજ નીવડી પડયો હતો. આમ જયારે તે બંને ફોજો હવેથી એકઠીજ થઇ પડી, તયારે તેણે પેલા ખડક ઉપર એકવાર પાછો ધુજારો કરવા માંડયો; પરંતુ તેના પર ચહડવાનો રસ્તો હજુ પણ તેને ઘણો બીકટ જેવો લાગવા માંડયો હતો, માટે તે દહાડે તો આટલુંજ કામ કરીને તેણે બેસી રહેવાને પોતે દરોસ્તજ વીચારયું હતું. બીજે દીવસે સહવારનું ઝઝકળું પડતાંનેજ વાર તેણે એવુ ફરમાન બાહેર પાડયું હતું કે, દરેક સીપાહીએ ખુદ પોતેજ એકસો ખુટા કાપીને તઇયાર કરીને રાખી મેલવાજ જોઇશે. જયારે તે ખુટાઓ તઇયાર થઇ રહયા; તયારે તેણે તેનો એક મોટો ઢગલો કરાવી નાંખી તે પહાડના જે શીખર ઉપર તે હાલમાં પોતે છાવણી નાંખી પડયો હતો ત્યાંથી તે છેક હેઠળ સુધી તેઓને ગોઠવવાનો તે હોકમ આપી ચુકયો હતો. એમ કરવામાં તેની મતલબ એવી હતી કે, તેવા ઉંચા ટેકરા ઉપરથી આપણાં ઇનજીનો મારફતથી તીરો અને ગોફણોનો મારો આપણે આપણા હમનબરદો ઉપર જો ચાલુજ રાખીશું તો પેલી ટેકરીના બચાવનાર હીંદુ સીપાહીઓને તે આબાદ લાગી જવાથી તેઓ આખેરે આજેઝ થઇ પડયા વીના તો કાંઇ રહેશેજ નહીં. તે કામ પેલા સીપાહીઓ ઝટપમાંજ હાર પાડી નાંખે તે સારૂ એ પાદશાહ ખુદ પોતેજ તકેદારી કરવાને મંડી ગયો હતો અને કોઇ કોઇને શાબાસી તો કોઇ કોઇ સીપાહીઓને તો તેઓની આળસાઇને લીધે તે ફટકાવતો વટીક ચાલયો ગયલો હતો. (જુઓ, દાયોદોરસ ૧૭–૮૫.) પેહેલે દીવસે તો પેલા તેના સીપાહીઓએ તે ટેકરાને તો એક સ્તેદીજ જેટલોજ લાંબો બનાવી મેલ્યો હતો. આથી બીજે દીવસે જે ભાગ પુરો થઇ ગયો હતો તેનાપર તેના હમનબરદો બાહેર ધસી આવીને જે હુમલો કરવા લાગયા હતા તેઓને તો તેણે તયાંથી પોતાના તીરંદાઝો અને ગોફણ ફેંકનારાઓ મારફતથી તરતજ મારી હઠાવયા હતા. આમ તે કામ તેણે રાત દીવસ મેહેનત ચાલુજ રાખીને ત્રણ દીવસમાંજ સંપુરણ કરી નાંખયું હતું અને ચોથે દીવસે તો તે ખડકની બરાબર સપાટી ઉપર એક નાની જેવી ટેકરી જે ઉભેલી હતી તેનો કબજો પણ પેલા ટેકરાની મારફતથી તેના કેટલાએક સીપાહીઓએ જઇ

ને પોતાને હાથ વટીક કરી લીધો હતો.
આથી તે ટેકરીપરના પોતાના માણુસોને
પેલા પોતાના બનાવેલા તકલીદી ટેકરા
ઉપરના સીપાહીઓ સાથે જોડી નાંખવા
ના હેતુથી કાંઇપણ વીસામો લીધા વીના
તે કામ આગળ ને આગળજ તે પા
દશાહ પોતે ચલાવતોજ રહે
લો હતો. આવું તેનું ખંતીલા
પણું જોઇને તથા હાલમાં પેલી હા
થ કરી લીધેલી ટેકરીપરના માણુસોને
પેલા ટેકરાપરના સીપાહીઓ સાથેજ જોડી
નાખેલા જ્યારે પેલા હીંદુ સીપાહીઓ
એ દીઠા ત્યારે તેઓ તો અત્યંત પોતાને
મનસે બીહી ધ્રુજીજ ગયા હતા અને હવે
થી લડાઇ મોકુફ કરી નાખીને તે પહાડ
નો કબજો સીકંદરને આપી દેવા સારૂ
પોતાના એલચીઓને તેની છાવણી ભ
ણી રવાના કરી આપયા હતા, અને
તે કામ હારપડે તેટલાં સુધી થોડોકવાર
દેર તેઓ મેહતલ માગવાનેજ મંડી ગયા
હતા. પરંતુ પેલા મેહતલ ખત ઉપર
સહીશાખ થાય તે આગમજ તેઓએ
તો એક દહાડોજ આખો ગાળી કહાડ
યો હતો, કેમકે. માંહેલે પેટે તેઓનો
વીચાર તો એક પછી એક પોતાનાં વતન
તરફ સટી જવાનોજ હતો. આવા તે
ઓના પ્રપંચ વીપેની ખબર ચોકકસ પાયે
જ્યારે સીકંદરને તો પડીજ ચુકી ત્યારે
તેઓ પાછલે પગે કદાચને નહાસવાજ માંડે
તે સારૂ પોતે જાતે કશું જાણે જાણુતોજ
ન હોય તેવી રીતે પોતે તો વખતજ
ગાળી કહાડવાની તેઓને તક આપતો
જ રહેલો હતો અને તે ટેકરીની આસ
પાસ જે ટુકડી કે ઘેરો નાંખી પડેલી
હતી તેને પણ ત્યાંથી તેણે બોલાવીજ
મંગાવી હતી. એમ તે હાલ તરત તો પો
તે ગોયા શાંતજ પડી રહેલો હતો; પરં
તુ રાત પડી અને તેઓએ પાછલે પગે
જયારે નહાસવાજ માંડયું ત્યારે સીકંદર
પોતાની સાથે પોતાના સાતસો બોડી
ગારડો અને ઢાલ તરવાર રાખનાર પય
દલ સીપાહીઓની એક ટુકડી લઇને
પેલી ટેકરીનો જે ભાગ પેલા હીંદુ સી
પાહીઓ કે હાલમાં છોડી ગયા હતા
તે ઉપર તે પોતેજ સપર પેહેલો ચહડી
ગયો હતો. તેની પીઠ પાછળ બીજા પણ મ
કદુનીઅન સીપાહીઓએ જેમ જેમ જેનાથી
બની અને ફાવી શકયું તેમ તેમ હરકોઇ બો
રડુએથી પોતે પણ ઉપર ચહડવા માંડયું હ
તું અને એકમેકને હાથ આપી બીજા સી
પાહીઓનેબી તેઓને ટેકરી ઉપર ચહ
ડાવતાજ રહેલા હતા; એટલામાં તેઓ
ને સીકંદર કનેથી કાંઇક ચોકકસ
નીશાન મળતાંનેજવાર તેઓ પેલા ન
હાસભાગમાં પડેલા હીંદુઓ ઉપર યા
હોમ ઉતરી પડયા હતા અને તેઓને
ઠારજ કરતા ચાલ્યા હતા. આમ તે
અજીત પહાડ તેઓના જહાંપેહેલવાન
હરકીયુલીસને પણ તેઓના વીચાર પ્ર
માણે જે એક વેળાએ તાબે થયોજ ન
હતો, તે આખેરે સીકંદર જેવા શુરવી
રાને હાથજ હવેથા જઇ પડયો
હતો; કેમકે સીકંદર જેવા માન
પાનનાં ભુખ્યા અને અત્યંત લોભી જુ
વાનીઆને કાને હરકયુલીસ વીપેની દંત
કથા ઉપર કહ્યા પ્રમાણે જ્યારે પડીજ
ચુકી, ત્યારે તેનાં દીલનો જુસ્સો હાર પા
ડવા તેને આ બીકત કામ પોતાને માથે ઉ
ઠાવી લેવાની જે ફરજ પડી ચુકી હતી તેમાં
કશી નવાઇ જેવી વાત તો કાંઇ હતીજ નહી.
ત્યાં એક કીલ્લો બનાવી તેપર મુકરર
કરેલી ગારીસનની સરદારી તેણે સીસી
કોતુસ નામના કોઇએક ઇમાનદાર હીં
દુનેજ સ્વાધીન કરી દીધી હતી. તે હીં
દુ અસલમાં પોતાના જાતભાઇઓનો
આશ્રો છોડીને બાખત્રીઆ ખાતે જઇ
ને પ્રથમ તો બીસસનોજ આશ્રો પકડી
બેઠેલો હતો; પરંતુ જ્યારે તે નમકહરા
મ પારસી સુબાની હારથી બાખત્રીઆ
ની હકુમત આખેરે સીકંદર કનેજ આ
વી ગઇ ત્યારે તે હીંદુ સીપાહી સીકંદ
રની ફોજમાંજ પોતે શામેલ થઇ ગયો
હતો અને ઘણોજ ખેરખાહ અને વી
શ્વાસુ નોકર નીવડી પડયો હતો, જેથી
સીકંદરે તેને આવા મોટા ઓધા ઉપરજ
પોતે ચહડાવી મેલ્યો હતો.

તે પછી ધારા મુજબ પોતાનાં દે
વતાઓની તે પાહાડ ઉપર પ્રાર્થનાઓ ક
રીને તેઓને ફુલપાનોથી વધાવી લીધા
હતા અને ત્યાં વળી એક કીલ્લો ઉઠાવ
વાની યોજના વટીક પોતે ઘડી કહાડી
ગયો હતો. સારબાદ તે ખડક આગળ

થીજ તે સરદાર પેલા એસાસીનીઅન લો કોની ભુમી ઉપર ફરીને પાછો હોમલો લઇ ગયો હતો; કારણુ એ જે, પેલા તયાંના મરનાર રાજા એસાસીનુસનો ભાઇ પોતા ની સાથે કેટલાએક હાથીઓ અને આ સપાસની ભુમીના ઘણાએક સવારોને લ ઇને ત્યાંના કોઇક નઝદીકના પહાડમાં જઇને પોતે ભરાઇ બેઠો હતો. હવે સી કંદર પેલું હીરતાનુ શહેર કે જ્યાં આગ ળ સીંધુ નદી હીંદુકુશના પહાડમાંથી પુ ર જોશથી આપણા દેશાવર ખાતે ધસી આવે છે ત્યાં આગળ જ્યારે પોતે આ વી પહોંચયો ત્યારે ત્યાં તથા તેની અત રાફમાં વસતા કોઇબી રહીશો તેના તે ઠે કાણે જોવામાં તો કાંઇ આવયાજ નહોતા. આથી બીજે દીવસે તે તરફનાં દેશાવરોની ખબર લાવવા પોતાનાં લશકરની થોડી થોડી ટુકડીઓ સીખે નીઆરકસ તથા એન તીઓકસને તે તરફ રવાના કરી આપયા હતા. તેઓને તેણે એવો ખાસ હોકમ કરેલો હતો કે, તે દેશાવરોની બાતમી મેળવવા સારૂ હરકોઇ હીંદુઓને તમારે વેઠે તરતજ પકડી લેવા જોઇશે અને પે લા હાથીઓનું શું થયું તે વીષેની પ ણ મને તરતજ ખબર પહોંચાડી દેવીજ જોઇશે, તયારબાદ તેણે સીંધુ નદી તરફજ પોતે તો કુચ કરવા માંડી હતી; પરંતુ તે દેશાવરો ખાતે જવા સારૂ વાટમાં સડકોજ કરેલી ન હોવાથી તે કામ હા ર પાડવા સારૂ પોતાની આગમચજ પો તાના સરદારને ફોજો સુધાં રવાના કરી આપયો હતો. તયાં કેટલાએક હીંદુઓ જે વાટમાં મળી ગયા હતા, તેઓને તો તેણે તરતજ પોતે વેઠે પકડી લી ધા હતા, જેથી તે કેદીઓ સી કંદરને એવી ખબર પોતા તરફથી પહોં ચાડવાને મંડી ગયા હતા હતા કે, તે લતા તરફના રહેવાસીઓ તો પોતાની સલામતી સારૂ મજકુર આબીસારીસનો જ હાલ તરત તો આશ્રો લઇ પડેલા છે; પરંતુ પોતાના હાથીઓને તો ચર વા સારૂ સીંધુ નદીને કાંઠેજ તેઓ રહે વા દઇ ગયલા છે. આથી પેલા વેઠે પ કડેલા હીંદુઓને પેલા હાથીઓ તરફ જવાને રસ્તો પોતાને દેખડાવવા સારૂ હવે થી હોકમ થઇ ચુકયો હતો. હવે તે ઝમા

નાના હીંદુ લોકો હાથીના જબરા શીકારીઓ હોવાથી તેઓ માંહેલા કેટલાએક માણુ સોને તો તેણે પોતાની ચાકરી હેઠળજ રાખી લીધા હતા અને તેઓની સાથે તે તાજદાર પણ તે જાનવરોનો શેકાર કરવાની પોતે હાથે જાતેબી અતયંત હોંશ ધરાવતો હતો, તેથી પેલા મહાવ તોને અતયંત માનપાનથીજ પોતાની સાથે તે રાખી મેલતો હતો. તે નખ ચીરગાહનાં મેદાનમાં બેએક હાથીઓ તો એક ટેકરી કુદાવી જતી વેળા ઝમી નદોસ્ત થઇનેજ મરણ પામયા હતા; પ રંતુ બાકીના હાથીઓને તો પકડીને પે લા મહાવતો તેઓપર સવારજ થઇ બે ઠા હતા અને તેઓને પેલાં લશકર સા થે ભાર બોજથીજ કદમ કદમ ચલાવ વાને મંડી ગયા હતા. વળી તે નદી આગળથી કુચ કરી જતી વેળા વાટ માં તેને એક બયાબાન જંગલ મળી ગયું હતું કે જયાંનું લા કડું વહાણો બાંધવા સારૂં ઘણુંજ લાયક અને ઉપયોગી ગણાતું હતું, તેથી તેને કાપી નાંખવાને તેણે પોતાના સીપાહી ઓને હોકમ કરયો હતો અને તેમાંથી વહાણો બનાવીને લાંબો વખત થયો તે ને માટે જે પુલ કે પેલા હીફાસચીઅન અને પરદીકસે પેલી નદી ઓળંગાવી જવા સારૂ જે બાંધી રાખયો હતો; ત યાં આગળ તે વહાણોને ઘસડી લઇ જવાનું ફરમાન વટીક તેણે હાલમાં પો તાના માણુસોને આપી રાખયું હતું. તે હાથીઓને કેમ પકડવામાં આવતા હ તા અને કેવી રીતે તેઓને પેલા હીંદુ ઓ જેર કરીને શીખવી રાખતા હતા તે વીષેનું એક રસીલું દાસ્તાન એરીઅન પોતાની "ઈંદીકા" (૧૩ ને ૧૪) માં દરશાવી જાય છે. દાયોનકાસીયુસ (જુઓ તેની ચો૦ ૭૯; ૭, ૮) કહે છે કે, રૂમી શેહેનશાહ કેરાકલસ આ તાજદારનો ઘ ણોજ વખાણુનાર અને ચાહનાર હોવાથી તેણે પણુ સીકંદરની નકલ કરીને ઘણાએક હાથીઓને પોતાની પાયગાહમાં એકઠા કરવા માંડયા હતા અને પોતા સારૂ એ લેકઝીઆનદર એવું નામ પણ પોતે ધા રણુ કરી બેઠો હતો. હવે સીંધુ એવું એ નદીનું નામ અસલમાં સંસ્કૃતમાં

મુળ ધાતુ સીનધ ઉપરથી ઉતપંન થયલું હતું કે જેનો અર્થ વેહેવું કરીને થાય છે. તેનો બીજો અર્થ ઘોડો કરીને પણ ઉઠી શકે છે. હીબરૂ લોકોની ઇસ્થરની પોથી (૧-૧ તથા ૮-૯) માં એ નામ હોદુ કરીને જોવામાં આવે છે કે જે બરાબર જોશો તો હોનદુ (હીનદુ) શબ્દનુંજ સંક્ષીપ્તરૂપ છે. હવેથી કોફન, તે કાબુલની નદી અને સીંધુ નદી વચે જે મુલક કે આવેલો હતો ત્યાંસુધી સીકંદર જઇ પહોંચયો હતો, માટે અતયારસુધી જે દેશાવરો કે તે શેહેરીઆર તાજદાર પોતાના હસ્તક હેઠળ લાવતો ચાલ્યો હતો તેઓ તો સીધી કે આડકતરી રીતે હખામની વંશની બુલંદ શેહેનશાહતની મીરાસ તરીકે પુરવેધરથીજ ગણાતાં આવેલાં હતાં, તેથી મેં તેનો દરોબસ્ત અહવાલ ઉપર આપવાને દોરોસ્તોજ આ પ્રસંગે વીચારયું છે: કેમકે તે અહવાલ ઇરાનની તવારીખ સાથે વધારે બંધબેસ્તો આવી શકે છે; એટલુંજ નહીં, પરંતુ અતલગનોજ સંબંધ વટીક પણ ધરાવે છે. હવેથી એ તાજદારે કરેલી હીંદપરની સ્વારી આપણી મુળ મતલબ સાથે કેવળ લાગતીવળગતીજ નથી અને હીંદુસ્તાનના ઇતીહાસ સાથેજ અતલગનો સંબંધ ધરાવતી હોવાથી તે રમાણીય બાબતોને તો મને અત્રે નાચારીના મારયા પડતીજ નાંખવી પડે છે; પરંતુ આશા છે જે હવે પછીના કોઇ પણ હીંદુ વીદયારથીઓ ગુજરાતી સાહીતને જેબ આપવાને ખાતેર તેવી અગતયની બાબતને પોતે પણ તફસીલવાર રીતે ઉપાડી લીધા વીના તો રહેશેજ નહીં: તોપણ તેનો સારાંશ તો થોડો ઘણોબી આગળ ચાલતાં આપવાને મને અત્રે દુરોસ્તજ ભાશે છે.

---

## સીકંદરે હવેથી હીંદમાં પોરસ રાજા સાથે મચાવેલું યુદ્ધ અને પછી પોતાનાં દેશાવર ભણી તેનું પાછું નીકળી જવું.

"પલંગાને કુહો નેહંગાને આબ,
હમીશે બેલર્ઝંદ ઝે અફરાસીયાબ."

"યાને જેમ ફીરદુસી કહે છે કે, પહાડો ઉપર વસતા વાઘો અને દરયામાં રહેતા મગરમછો સદાકાળ અફ્રાસીયાબનાં નામથી બીહતા રહેતા હતા, તેમ જ્યારે તેણે હીંદની સરઝમીમ ઉપર સવારી કીધી; તયારે તેણે પોતાનાં નામનો છાપ એવો તો મજબુતીથી આખા એશીઆ ખંડમાં બેસાડી દીધો હતો કે જેથી તેનું નામ સાંભળતાંનેજ વાર સરવે કોઇ પોતે પણ નેપોલીઅનનાં નામ માફક બીહી ધ્રુજવાનેજ લાગી જતા હતા. તે ફળવંત અને આબાદ મુલક અવસ્તા પુરવેના ઝમાનાથીજ પારસીઓના નીઆએગાનોને વટીક માલુમ હતો, જેથી તેઓ સીંધુ નદીને તો આગળ જણાવયા મુજબ હીંદુનાં નામથી આપણી સાથે ઓળખાણ કરાવી ગયલા છે અને તેની છ શાખાઓનાં જેબી જાતી નામો કે અસલી સંસ્કૃત સાહીતયોમાંથી મળી આવે છે તેઓના મુળ ધાતુઓ પણ અવસ્તા જેવી અસલી બાખત્રીઅન ભાષામાંથીજ આપણે હાથ લાગી શકે છે, એમ આ વાલ્યુમના પેહેલા ભાગમાં આપણે કહે જણાવી પણ ચુકયા છીએ. (જુઓ, તેનું પા૦ ૮૪૭ મું.) ત્યાં દાખલ થતાંજ વાર સીકંદરે સપર પેહેલો હુમલો તો નાઇસાનાં શેહેરપર કરયો હતો, જે શેહેર કે, કોફન યાને કાબુલની નદી કે જેને વેદ વાળો કુંભ નદીનાં નામથી વરણવી ગયો છે, તેની અને સીંધુ નદીઓ વચે આવેલું હતું અને હાલનાં જલાલાબાદનાં શેહેરની નજદીકીમાંજ જોવામાં આવે છે. તે શેહેરને ઇ૦ સ૦ ૧૮૪૧-૧૮૪૨ માં સર રોબરટ સેલે અંગ્રે

જો સારૂ પોતાના હમનબરદોના હોમલા માંથી ઘણીજ બહાદુરીથી બચાવી રાખી મેલયું હતું. એ શેહેર સારૂ પણ યવન નવીશનદાઓ ઘણીએક કથા કહાણીઓ જોડી ગયલા છે; કેમકે, ત્યાંના રહીશો સોમના રોપાનો રસ કે જેને આ પણા લોકો હોમસલી કરીને કહીએ છીએ, તેને અસલી ઝમાનામાં ઘણા ઉપયોગમાં આણીને મધય પી જેવા છાકટ જે બની જતા હતા, તેથી તે દેવતાના મલકલ ફેરસ્તાને તેઓ પોતાના દાયોની સીયુસ યાતો બાકશ જેવા છાકટ દેવતાઓ સાથે મુકાબલો કરી ગયલા લાગે છે અને તેઓને એકજ સમજી ગયા છે. (જુઓ એપોલોદોરસ ૩–૪.)

હવે તે કદીમ ઝમાનામાં એ દાયોનીસુસ નામ ધરાવનાર તે કોણ શખસ થઇ ગયો હતો અને કયા ઝમાનામાં તે પોતાની ફોજ સીખે હીંદના મુલકમાં ઉતરી પડયો હતો તે વાત એરીઅન તો એમ આપણને જણાવી જાય છે કે, મને કશી પણ રીતે કાંઇ માલુમ તો પડી શકેલીજ નથી. કદાચને તે થીબસ જેવાં મીસરી શેહેરનો દાયોનીસીયુસ નામનો પેહેલવાન કે જે પોતાનાં શેહેર થાબસમાંથી યાતો લીદીઆના પ્રાંતના તેમોલસ નામના પહાડના ઘેરાવ આગળ કે જ્યાં દરાક્ષના રોપાઓ ઉભાઇ નીકળતા હતા (જુઓ ઓવીદની “ફાસ્તીની” કવીતાઓ ૨–૩૧૩ તથા “મેતામોરફોસીસ” ની કવીતાની ૧૧–૮૬ તથા પલીની ૫–૩૦) તયાંથી ઘણાએક દેશાવરો ઓળંગાવી આવીને ફકત હીંદનેજ ઝોરજુલમથી પોતાના તાબા હેઠળ કરી બેસવાના હેતુથી જે ઉતરી પડયો હતો તેજ શખસ તે પોતે હોવો જોઇએ; પરંતુ તે વાત જેમ હરકીયુસ વીષેની પેલા એઓરનુસના પહાડ વીષેની કથા આપણે માની શકતા નથી તેમજ તે બીનાને પણ આપણે કથા કહાણીનુંજ રૂપ આપીને વગોવીજ કહાડવી જોઇએ છે; કેમકે, યવન લોકો સીકંદર પુરવે કોઇ કાળે પણ છેક હીંદ વેર સવારી લાવ્યા હોય તે વીષેની કશી પણ શહાદત આપણી કને તો અદયાપી મોજુદ રહેલીજ નથી અને કદીમ તવારીખનાં પુસ્તકો તે વાતને પોતા તરફથી પણ કશી પુષ્ટી કે ગવાહી વટીક આપી જતાંજ નથી.

હવે જ્યારે સીકંદર તે નાઇસાયાતોનીસાનાં શેહેરમાં આવીને દાખેલ થઇ ચુકયો કે તે શેહેરને પેલા પોતાના દેવતાનાં માનને ખાતેર બચાવી રાખવાના હેતુથી તયાંના રાજા આકુફીસને બીજા ત્રીસ બડેખાં સરદારો આપીને એલચી તરીકે તે બાદશાહ તરફ મોકલાવી આપયા હતા. હજુ તો પોતાની આ કુચની વેળાએ વાટમાં નડેલી હાડમારી કે ગર્દથી તેનું બખતર ધુળથીજ ભરાઇ રહેલું હતું અને તેણે પોતાના હાથમાં એક નેજો ધરેલો અને માથે પોતાની લડાઇની કોલાહજ પેહેરી રાખેલી હતી અને પોતાના આસનપરજ તે સવાર થઇ બેઠેલો હતો; એટલામાંજ પેલા એલચીઓ તેના તંબુમાં દાખેલ થઇ ચુકયા હતા. આમ જ્યારે આવી હાલતમાં તેઓએ તેને બેઠેલો જોયો; ત્યારે ઘણા તઅજજોબ થઇને મુગામંતર જેવા બની જઇને ઘણીકવાર સુધી તો તેઓ ઝમીન પરજ પડી રહયા હતા યાને તને પગે પડવાનેજ લાગી ગયા હતા. પરંતુ જ્યારે સીકંદરે તેઓને હીમત આપી અને પોતે શું કહેવા માંગે છે તે વીષે છુટથી બોલવાને તેઓને હોકમ કીધો; ત્યારે રાજા આકુફીસે પોતાનું ભાષણ નીચે મુજબ ચલાવવા માંડયું હતું કેઃ– “અરે ઓ તાજદાર, ડાયોનીસુસ દેવતાનીજ મરયાદા ખાતેર અમો લોકો તમો સાહેબ કને એવી અરજ ગુજારવા માંગયે છીએ કે, અમો લોકોને તમો સ્વતંત્રજ રહેવા દેવો અને અમારા શેહેર ઉપર તમો હુમલો ના કરો; કેમકે તે પેહેલવાને આગળ હીંદ ઉપર સવારી કીધી અને તયાંના લોકોને પોતાના તાબા હેઠળ કરી લઇને ગ્રીસ દેશના દરયા તરફ પાછો પોતે જયારે ફરી ગયો તયારે પોતાની ફોજના નીરબળ ગ્રીક લોકોથીજ આ શેહેરને જેમ તમે સીકંદરીઆ વગેરે નવાં નવાં શેહેરો હાલમાં ઉઠાવો છો તેમજ આ શેહેરને પણ તે વસાવી ગયો હતો અને પ્રથમ

માંજ તે સાહેબ એનો પાયો વટીક નાંખી ગયો હતો. આથી તે સઘળા સીપાહીઓ તેના પંથ ૧જ હવેથી થઇ પડયા હતા તેથી સુખચેનથીજ અત્રેનાં રહીશો તેઓ થઇ પડયા હતા કે જેથી દાયોનીસસની આ દેશાવર ખાતેની તે સવારીની વાતની ગવાહી અદ્યાપી ગોયાં તાજીજ રહી ગયલી છે; પરંતુ તમો સાહેબે તો કુહેકાફના પહાડ આગળ અને મીસર ખાતે પણ ઉમદા શેહેરોના પાયા નાંખીને વધારે મહા પ્રાક્રમનાં કામો કરી તેના થાનેબી હાલમાં વધારે ઉંચું નામ કહાડેલું અને મેળવેલું છે. તેજ દેવતાએ પોતાની ધવાડનારી આયા નામે નાંઇસઇઆના નામ ઉપરથી અમારાં શેહેરને નાઇસા અને અમારી ભુમીને નાઇસીઆ એવું નામ આપયું હતું. વળી એજ શેહેરની પડોસમાં જે પહાડ કે આવેલો હતો તેનું નામ પણ તેણે મીરોસ કરીનેજ રાખયું હતું કે જેનો અર્થ "જાંગ" કરીને થાય છે; કેમકે, જુયુસ દેવતાની જાંગમાંથીજ તે દેવતા પણ અવતરેલો હતો એમ યવન લોકો પુરવેધરથીજ માનતા આવેલા હતા. (જુઓ, એપોલોનીયુસ ૩-૪,૩; અરીઅન "ઇનદીકા" ૧ અને ૫ તથા દાયોદોરસ ૩-૬૪.) ત્યારથીજ આ શેહેર ખાતે અમો લોકો સ્વતંત્રતાથીજ વસતા આવેલા છીએ અને આપઅખત્યારીથી કાયદાકાનુન અને બંદોબસ્તોસીએજ અમારૂં રાજપાટ ભોગવતાજ રહેલા છીએ. માટે એ શેહેરને તે દેવતાનાંજ નામ ખાતેર એક દાખલા તરીકે તમારે પણ બચાવી રાખવુંજ જોઇશે; કેમકે, આઇવીનું પવીત્ર દરખત કે જે આખા હીંદમાં કેથે ઉગતું નથી તે ફકત અમારી ભુમીમાંજ ઉગી નીકળે છે." આ મજકુર મીરોસનાં નામ ઉપરથી આપણને હીંદુઓની કથા કહાણીના પેલા મેરૂના પહાડની અત્રે યાદ પડી શકે છે કે જ્યાં વીષ્ણું દેવતા ખુદ પોતેજ વસે છે અને તે પરવત આ દુનયાના બરાબર મધય ભાગમાંજ કેથે આવેલો છે અને ત્યાંથી તરેહવાર ચમતકારો આ દુનયામાં પેધા પડતા ચાલ્યા જાય છે, એમ હીંદુ લોકો માનતા આવેલા છે. એ મેરૂના પરવત વીષેની કથા અવસ્તામાં જણાવેલા પેલા અલબરૂજનાં પહાડનાં વરણન સાથે કદાચને ગોયા બંધબેસતી ઉતરી શકે તેવી છે.

આ બીના સાંભળતાંનેજ વાર સીકંદર પોતે પણ બહુજ છક થઇ ગયો હતો અને તે દેવતા વીષેની તથા તેની ગ્રીસમાંથી આવીને છેક હીંદના મુલકમાં કરેલી સવારી તથા આ શહેરના નાંખેલા તેના સપર પેહેલા પાયા વીષેની વારતાને તે પોતે પણ હાલ તો માનયું કરતો જ રહેલો હતો અને પોતાના મકદુનીઅન સીપાહીઓને એમ ઉસ્કેરતો બેઠો હતો કે, તમારે તો તેનાથી પણ આગળ વધીને વધારે મુલકો હવેથી અંકાદન કરતા રહેવું જોઇએ છે કે જેથી આગળ ચાલતાં ખાસોઆમ લોકોની એમજ ખાતરી થઇ પડે કે, આપણે તો આપણા આગલા પેહેલવાન દાયોનીસુસ થાનેબી વધારે પ્રાકરમો કરી ગયલા છીએ અને વધારે મુલકો એક હાથ કરી બેઠેલા છીએ. આથી પેલા નીસીઆનાં શેહેરવાળાઓને આપઅખત્યારી તથા સ્વતંત્રતાથીજ રહેવાનો અને પોતાનું રાજપાટ ચલાવ્યા જવાનો તેણે પરવાનો આપયો હતો અને જ્યારે તેઓએ પોતપોતાના ધારાઓ વીષેનું વરણન આપવા માંડયું અને એમ કહેવા લાગ્યા કે, અમારૂં રાજપાટ તો ઉમરાવો હસ્તકથીજ ચાલ્યું આવે છે; ત્યારે તે વાતની તો તે પોતે પણ બહુજ વખાણો કરવાને મંડી ગયો હતો અને વાખવાખી ગાતો બેઠો હતો; પરંતુ તે રાજાને તેણે હવેથી એમ કહેવા માંડયું હતું. કે, તમારે મારી સાથે ચાલવા સારૂ તમારા ત્રણસો સવારો અને તમારા ત્રણસો ઉમરાવ રાજ કારોબારીઓમાંનાં સો ચુનંદા ઉમરાવોને પણ મને સ્વાધીન કરી દેવા જોઇશે. આથી તે ચુંટણી કરવાનું કામ પેલા એકુફીસ રાજાનેજ સર સોંપી આપી તેને હવેથી નીસીઆની ભુમીનો પોતે હાકેમજ નેમી રાખયો હતો. સીકંદરની કરેલી આવી માંગણી વીશેની બીના સાંભ

જાતાંનેજ વાર તે રાજાથી કહે છે જે ખડખડ હસાઇજ પડયું હતું.

આથી તે તાજદાર તે વીષેનો ખોલાસો તેની કનેથી માંગવાને મંડી ગયો હતો, જેના પ્રતીઉત્તરમાં તે સુખો હવેથી તેને એમ કહેવા લાગયો હતો કે:—"અરે ઓ પાદશાહ, તમો હરકોઇ શેહેરના એમ સો રાજદવારી ચુનંદા માણસોનેજ જો લઇ જવા માંગો તો શું તે દેશનો રાહઘાટ સારી પ્રકારથી ચાલી શકશે વારૂ? માટે તમો અમારી ભુમીની આબાદાનીજ જો ચાહવા માંગતા હોવ તો તેવા માણસો થાને બીજા અમારામાંના તેટલાજ બીજા બદ માણસોને તમારી સાથે ગમે તો તેડી જાઓ કે, જેથી જ્યારે તમો અમારાં શેહેર ખાતે પાછા ફરો ત્યારે અમારા મુલકનો [illegible]બાર આગળ મુજબજ શ્રેષ્ટ રીતે [illegible] તમારા દીઠામાં પાછો આવી [illegible] તેમ કરતાં તમને સવારોજ [illegible]ઇતા હોય તો તમો માંગો છો [illegible] વધારે સવારો આપવાને હું [illegible] થઇ રહેલો છું."

આવા [illegible]ભરેલા જવાબથી સીકંદર ખુદ પોતે પણ રાજીજ થઇ પડયો હતો અને પેલા ઉમરાવો વીષેની માંગણી રદ કરી હતી અને તેને બદલે બીજી કોઇપણ નવી માંગણી કરયા વીના પેલા [illegible] તે હાલ તો કબુલ મંજુર [illegible] હતો, અને તે રાજા કનેથી પોતાના સાથે ચાલવા તેના છોકરા અને તેની છોકરીના છોકરાનેજ હાલ તો તેણે પોતાની સાથે લઇ રાખી મેહલા હતા. હવે પેલા નીસીઆના શેહેરના [illegible]વાસીઓ જે પોતાને મનસે એમ [illegible]કાતા હતા કે, અમારી કને દાયોનીશીયુસ દેવતાની કેટલીએક ઇધાની અથવા નીશાનીઓ પણ હજુસુધી મોજુદ પડેલી રહી ગયલીજ છે, માટે તે જોવા સારૂ એ તાજદાર હવેથી પોતાની ઘણી હોંસ દેખડાવવાને મંડી ગયો હતો. આથી તે પાદશાહ પોતાની સાથે પોતાના ખાસ સવારો અને પયદલ સપાહોને લઇને પેલા મીરોસ (મેરૂ) ના પહાડ ભણી હાલ તરત તો ઉતરી પડયો હતો. તયાં જઇ તેના શીખર ઉપર ચહડીને જોય છે તો તે આખું મેદાન આઇવી, લોરલ અને બીજા સુગંધી કયારાઓની લપટથી ગોયા હળમળી રહેલું હતું. વળી તયાં છાયડાઓની ઘટા પણ ઠેકાણે ઠેકાણે સારી કાની જોવામાં આવતી હતી; એટલુંજ નહીં, પરંતુ ત્યાં તરેહ તરેહવાર લાકડકામ તથા શેકાર કરવા સારૂ જેટલા જોઇએ તેટલા વહેશી જાનવરો પણ મળી શકતાં હતાં. હવે પેલા મકદુનીઅન સીપાહીઓએ તો પોતાનો મુલક છોડી રહયા બાદ આ આઇવીનું ઝાડ તો લાંબી મુદત થઇ કેથે પણ કાંઇ જોયુંજ નહતું, તેથી તેને જોતાંનેજવાર છક થઇ જઇને તેના ગજરા અને હારો કરીને પોતાના માથા પર મેલી કે ગળામાં ઓળવીને તે દેવતાના માનમાં રંગરાગ કહાડતા બેઠા હતા અને તેને પોતે આરાધવાને મંડી ગયા હતા. હવે હીંદની સરઝમીનમાં જ્યાં પણ કે દરાક્ષના રોપા ઉગી નીકળે છે તયાં કેથેબી આઇવીના રોપા તો કેવળે દીસી શકતાજ નથી; માટે તે જોતાંનેજ વાર પેલા યવન સીપાહીઓ જરા રંગીલા બની જાય તો તેમાં કશું નવાઇ જેવું નોહતું. તેઓ પેલા દેવતાને તેના તરેહ તરેહવાર નામો હેઠળ હવેથી પોતે આવકાર આપતા રહેલા હતા; કેમકે, એ દાયોનીસીયુસ દેવતાને તેઓ બાકસ, બ્રોમીયુસ, ઇવીયુસ, આયાકુસ, લીનીયુસ, લાયાઇયુસ, દીથાઇરામબુસ, બસારીયુસ, ઇલીલીયુસ, થાઓનીયુસ તથા થાઇયોની આનુસનાં નામો હેઠળ પણ પીછાનયા જતા હતા. રૂમી લોકો તો તેને લીબર એવું નામ આપી ગયલા છે. તેજ પહાડ ઉપર કરસીયુસના જણાવ્યા પ્રમાણે (૮-૩૬) સીકંદરે દસ દીવસ સુધી તે દેવતાને નામે જશનો પોતે જારી રાખીને પોતાના સ્નેહીઓની સાથે તે પોતાનું ભોજન પણ એકજ દસ્તરખાન ઉપર લેતો રહેલો હતો અને સર્વે કોઇ સાં મસ્ત થઇ પડેલા હતા. કેટલાએક યવન તવારીખનવીશો તો અહીંયાં સુધી વર્ણવી ગયા છે કે, જ્યારે તે દેવતાની પ્રાર્થનાઓમાં પેલા મકદુનીઅન બડેખાંઓ ચકચુર થઇ પડેલા હતા ત્યારે તેઓ

ના દીલમાં વટીક તે દેવતા ગોયા ઉતરીજ પડયો હતો, જેની મસ્તીમાં તેઓ છાકટ માનવીઓ માફક તેને તેનાં "ઈવોઆઈ" નાં નામથી પોકાર મારતાજ પડેલા હતા અને તે જશનમાં આવીને સામેલ થવા સારૂ આમ ત્રણો વટીક કરવા લાગયા હતા; પરંતુ તે વાત હાલમાં કોઈ માની શકે તેવી નથી; કેમકે તેતો પેલા ગ્રીકો જેવા દેવયશની પંથના કેટલાએક લે ભાગુ નવીશનદાઓનાં દુખ અને દરદથી ફીટાઈને પોચાં થઈ ગયલાં ભેજાંઓ (ડીસીઝડ બ્રેનસ)નોજ ફકત અભખરો સમજીને તેને તો હુવેથી આપણે રદબાતેલ તરીકેજ ગણવી જોઈએ, એમ ઈરેતોસ્થીનીસ જેવો એ પાદશાહની પછીના ઝમાનામાં થઈ ગયલો એક વખણાયલો ભુગોળ વીદયારથી અને ગણીત શાસ્ત્રી પણ એકરાર કરી ગયો છે. તે શખસ એલેકઝાનદરીઆ અને કારથેજ વચે લીબીઆનાં પ્રાંત ખાતે સીરીની નામે જે એક શેહેર આવયું હતું તયાં ઈ૦ પુ૦ ૨૭૬ માં જનમીને આશરે ઈ૦ પુ૦ ૧૯૬ માં મરણ પામયો હતો. તેનાજ રચેલા ભુગોળ વીદયા સંબંધી ગ્રંથ ઉપરથી સ્ત્રેબોને પોતાને પોતાનું પુસ્તક રચા કહાડવાને સવળતા જેવું થઈ પડયું હતું; પરંતુ તેના કોઈપણ ગ્રંથો હાલ જમાના સુધી તો કાંઈ બચી શકયાં નથી. એરીઅન એમ વરણવી જાય છે કે, (જુઓ તેની "ઇનદીકા" ૩) ઈ૦ પુ૦ ૨૩૬ માં તેને સીકંદરીઆ શહેર ખાતેના મોટા કેતાબખાનાનો સરનશીન વટીક કરી બેસાડવામાં આવેલો હતો. તેજ શખસ વળી તે તાજદાર સારૂ એમ પણ વરણન દરશાવી જાય છે કે, તેને તાડપર ચહડાવવા પેલા મકદુનીઅન લોકો દરેક બનાવ ખોદાની મેહેરથીજ તેની તરફેણમાં બની જતો હતો અને તેમાં પરમેશ્વરનોજ હાથ હતો એમ કહેતા તો તે વાત તે પાદશાહ તરતજ પોતે માનય કરી બેસતો હતો. દાખલા તરીકે જુઓ જે, પેરેપામીસાદીઆની લુમી ખાતે કોઈએક ઉંડો ગાર એ મકદુનીઅન લોકોના દીઠામાં આવયો હશે કે, જે વીષે ત્યાંનાં લોકોમાં જે કાંઈક કથા ચાલુ હતી તેને ભુલથી એકદમજ પોતે બી માની લઈને તેઓ તરતજ પોતાને મનસે એવાજ ખીઆલપર ઉતરી પડયા હતા કે અસલમાં પ્રોમીથીઉસના મુસ્કાતાત કરીને તેને તે ગારમાંજ જકડી રાખવામાં આવયો હતો. તે દેવતા જાતેજ પોતે કુદરતથી ઘણો શીહારો હોવાથી જ્યારે પરમેશ્વરે (જુપીટરે) માનવી જાતોને સજા કરવા સારૂ તેઓ કનેથી આતશને છીનવી લીધો; તયારે મીનરવાની કુમકથી કરીને તે દેવતા આકાશ ઉપર ચહડી ગયો હતો અને આફતાબના રથમાંથી થોડોક આતશ એક નળીમાં ચોરી છુપીથી સંતાડીને પાછો ઝમીનપર લાવીને માનવી જાતોમાં ફરીને તેણે આશકારા કરી મેલ્યો હતો. આથી ભગવાનના તે જબરા કેહેર હેઠળ આવી પડયો હતો, જેથી તેણે તેને મરકીયુરી યાને વલકન દેવતા મારફતથી કુહેકાફના પરવતના એક ઉંડા ગારમાં કેદ કરાવી રાખયો હતો. ત્યાં એક મોટું સીમુરગ જે તાઈફન જેવા દઈત્યનું બચ્ચું થતું હતું તે દરરોજ આવીને તે બીચારાનું કાળજુંજ ખાઈ જયા કરતું હતું; પરંતુ રાતની વેળાએ કાંઈક ચમતકારીક સંજોગોથી તે કાળજું પાછું સાજુંજ થતું ચાલ્યું જતું હતું; પરંતુ હરકીયુલીસ જ્યારે તે જગયા આગળ પોતેજ જઈ પહોંચયો; ત્યારે તેણે પેલા સીમુરગને મારી નાંખી તે પેહેલવાનને તેની આ જંજીરમાંથી મોકલો યાને છુટો કરી નાંખયો હતો. (જુઓ, એપોલોદોરસ ૨—૫, ૧૧, ૧૦.) એ પરોમેથીયુસની કથા કહાણી વીષે વળી જુઓ (હીસીઅદનો "થીઓગોનીઆ" પા૦ ૫૨૧—૬૧૬ સુધી). એવી એવી યવનોની કથાઓ આપણી મુળ મતલબ સાથે બેસતી ન આવવાથી તેઓને તો મને અત્રે પડતી નાખી દેવી પડે છે.

વળી તેને લલચાવવા ખાતેર હીંદુઓની કથા કહાણીઓમાં જણાવયા પ્રમાણે પાનદોરા જેવી દેવીને જીસમાની રૂપ વલકન કનેજ અપાવીને તેમાં જાન મેલી તથા તેણીને અતયંત ખુબસુરત બનાવીને તે પેહેલવાન કને પરમેશ્વરેજ મોકલાવી આપી હતી; પરંતુ એ પરો

મીથીયુસ જાતેજ પોતે ચગોર અને દુર અંદેશ હોવાથી એમાં ભગવાનનો કાંઈ કોપ હશે એવા વીચારથી તેણીને પોતે જરાબી અડકયોજ નહતો; લયકીન તેણીને પોતાના ભાઈ ઇપીમીથીયુસ (પછમ બુધયા) કનેજ મોકલી આપી હતી અને તેને એવી શીખામણ દીધેલી હતી કે, તમારે દેવતાઓ કનેથી કશી પણ બખશેશો તો લેવી અને કબુલ મંજુર રાખવીજ નહીં જોઈશે. તે શીખામણ ઉપર અમલ ન કરતાં પેલો તેનો પછમ બુધયો ભા· તો તેણીની સાથેજ પોતે પરણી બેઠો હતો. હવે જ્યારે તે દેવી (પાનદોર) આકાશ ઉપરથી જમીન તરફ નીકળી આવી, તયારે દરેક દેવતાઓએ તેણી કાંઈને કાંઈબી લલચાવવાના સાધનો તો આપી રાખેલાં જ હતાં. આથી તેણી પોતાની સાથે એક પેટારો લઈને આ પાતાલ ભુમી ઉપર ઉતરી પડી હતી કે જેમાં કહે છે કે, તમામ જાતની ઇલ્લતો માનવી જાતો સારૂ એકઠી કરી રાખવામાં આવેલી હતી. તે પેટારાને તેણીના આ ભરથાર ઇપીમીથયુસે ઉઘાડો કરી નાખતાનેજ વાર સરવે પ્રકારની બદી અને દુઃખ દરદો આ પૃથવી ઉપર માણુસજાતોની અશાંતી સારૂ ચોતરફ હવેથી ઉડતાં ચાલયાં હતાં અને ફાટી વટીક નીકળયાં હતાં. એ પ્રોમીથીયુસની આખી કથા વીષેનો એશારો સાએર હીસીયદ પણ પોતાની "થીઓગોનીઆ"માં કરી ગયલો છે. (જુઓ તેની બેતો ૫૨૧ થી ૬૧૬ સુધી.)

એ યવન નવીશનદો ઇરેતોસ્થીનીસ પણ પેલી મજકુર દાયોનીયુસની છેક હીંદ વેરની સ્વારીની કથાને પોતે પણ કાંઈ કબુલ મંજુર તો રાખતોજ નથી. વળી એબો તો ખોલ્લી રીતે એમ એકરાર કરી જાય છે કે, સીકંદરનાં બાબમાં તેના વરૂતાંત લખનારાઓ પણ તેના કારજોને બોહોળું રૂપ આપી દેખડાવવા સારૂ ઘણીએક ભટાઈઓ કરી ગયલા છે; કારણ એ જે, તેની સ્વારીઓ છેક ઉગમણુ તરફ લંબાયલી હોવાથી તેઓનાં લખાણોની સચ્ચાઈ કે જુઠાઈને તપાસવા યાને "ચેક" કરવા સારૂ આપણી કને તો કશાં સાધનોજ રહેલાં નથી. પાછળથી પારથીઅનો તથા રોમનો પોતાના જાતી અભયાસ અને જોસ્તેજુથી તે દેશાવરો સારૂ માનવામાં વધારે આવી શકે તેવી બાબતો જે લખી ગયા છે તેથીજ આપણુને હાલતરત તો સંતોષ પકડવો જોઈએ; (જુઓ, તેની ભુગોળનો અંગ્રેજી તરજુમો, વા૦ ૨, પા૦ ૧૪૧ મું.) કારણ એ જે તે આલમગીર પાદશાહના હમજમાન લેખકો હીંદ વીશેની આ સઘળી હકીકતો પોતાની પુરવે હખામની પાદશાહતના દોરમાં થઈ ગયલા દાનાવ મોબેદોનાં આગલાં પાછલાં લખાણો ઉપરથીજ ઉતારા કરી ગયલા હતા; કે જેમાં અલબતાં તેઓએ પોતાના જાતી અભયાસ અને શોધખોળોથી નવાં નવાં સાધનો પણ પછી પુરાં પાડેલાંજ હોવાં જોઈએ. આગળ ચાલતાં ઇરેતોસ્થીનીસ વળી એમ પણ વરણવે છે કે, તે તાજદારની કીરતીમાં વધારો કરી નાંખવાના હેતુથી પેલા મકદુંનીઅનો પેલા કુહેકાફના પહાડને પણ છેક યુકસાઇનના દરયા આગળથી ખસેડીને છેક ઉગમણ તરફના દેશાવરો ખાતેજ મેલી જાય છે તથા પેલા પેરાપામીસીદીઆનોની ભુમીને પણ હીંદની સરજમીનમાંજ તેઓ ગણી ગયલા છે. આમ તે પારાપામીસસ નામના ખરા પહાડને કુહેકાફનું ખોટુંજ નામ આપી દઈને તેઓ તેપરથી એવા સારાંશપર ઉતરી પડવા માગે છે કે, છેક તે પહાડ સુધી તે પાદશાહ ખુદ પોતે આવી ગયલોજ હતો. વળી તેઓએ હીંદુસ્તાનમાં કેટલાએક બળદો ઉપર જ્યારે ગુરૂજના દાહામો, નીશાનો પાડેલી દીઠી, તયારે તે પરથી પણ તેઓ એમજ લઈ નાઠા હતા કે, હરકયુલીસે ખરેખરજ હીંદપર સવારીઓ તો કરેલીજ હોવી જોઈએ. હવે અતયાર સુધી હાથ લાગેલી આપણી જાણ પ્રમાણે જેબી સપર પેહેલો યવન નવીશનદો કે હીંદની સરજમીન વીષે પોતાનાં ગ્રંથમાં એશારો કરી ગયો છે તે તો પેલો એસચીલીસ શાએરજ હતો. આમ આખેરે છેક સીંધુ નદી સુધી જયારે સીકંદર આવીજ પહોંચયો, તયારે તેનાપર પેલા હી

ફ્રાસચીઅનનો આગમચથીજ નાખી રાખેલો પુલ તેના જોવામાં સપર પેહેલી જવાર આવયો હતો. વળી તેજ વેળા એ ત્રીસ હલેસાંવાળાં બે હલકાં બારકસો અને ઘણાંએક નનાં નાનાં હીંદની બનાવટનાં મછવાઓ પણ તેના દીઠામાં તયાં આવયાં હતાં. વળી તયાંજ પેલા તેક્ષીલીસ રાજાએ સીકંદર સારૂ બસો રૂપેરીતાલનતો યાને આસરે ૪૮,૦૦૦ પાઉંડ તથા ત્રીસ હાથીઓ પણ ભેટ તરીકેજ મોકલાવી આપેલા હતા અને કુરબાનીઓ કરવા સારૂ બીજા ત્રણ હઝાર બળદો અને દસ હજાર ઉપર મેંઢાઓ પણ રવાના કરી દીધેલાં હતાં. તે સાથે તે પાદશાહની કુમક કરવા સારૂ પોતાના ૭૦૦ ચુનંદા સવારોને પણ તયાંજ હાજર રાખેલા હતા અને સીંધુ તથા હાઇદાસપાસ નદીઓ વચે તાક્ષીઆ નામનું એક મોટું વખણાયલું શેહેર તે ઝમાનામાં જે આવેલું હતું કે જેની ભુમી હાલ તો ચોકસ રીતે આપણે હાથ કાંઇ લાગી શકતીજ નથી તે પણ તે તાજદારને સ્વાધીન કરી દેવા સારૂ પોતે કહાવી વટીક મોકલાવયું હતું. તેજ નદી આગળ તેણે પોતાના દેવતાઓ સારૂ હવેથી કુરબાનીઓ કરવા માંડા હતી અને તયાંજ એક અખાડો અને ઘોડાની કસરતો પણ કરી દેખડાવી હતી. પછી તે કુરબાનીના સગણો તેને સારા જેવાજ લાગ્યાથી અટકનાં શેહેર આગળથી તેણે પેલી સીંધુ નદીને પસાર કરી જવાનું કામ હવેથી આરંભવા માંડયું હતું અને ને લત્તાપર આવેલા ધોરી રસ્તેથીજ તે હાઇદાસપીસ નદીપર આવેલાં પેલાં જલીકપોર યાને હાલ ઝમાનાના જેહલમ શેહેર ભણી છેક દક્ષીણ તરફ નીકળી ગયો હતો. (જુઓ સ્ત્રેબો.) જે પુલ ઉપરથી તેનાં લશ્કરે હાલમાં એ સીંધુ નદીને ઓળંગવા માંડી હતી તેની બાંધણી કેવા પ્રકારની લેવામાં આવી હતી તે વીશે તેના ઇતીહાસ લખનારાઓ જેવા કે આરીસ્તેબ્યુલસ તથા પતોલોમી તો કશું વર્ણન દર્શાવી ગયલાજ નથી, જેથી તેનો વૃતાંત લખનાર એરીઅન વટીક પોતાનો ખેદ દરશાવી ગયો છે; પરંતુ દાયોદોરસ (૧૭-૮૬), સ્ત્રેબો (૧૫-૧) અને કરસીયુસ (૮-૩૪) તો આપણને એમ જણાવી જાય છે કે, તે પુલ બોતેને એકમેક સાથે દોરડાંથી જકડી લઇને જેમ આગલ જરકસીસ હેલેસપોંત ઉપર અને તેના બાપ દારાયશે બોસફોરસ અને ઇસ્તર નદી ઉપર પુલો બનાવી રાખયા હતા તેવીજ પ્રકારનો તે પુલ પણ બાંધેલો હોવો જોઇએ. પાછળથી નદીઓ ઉપર ઝડપમાં એવા તકલીદી પુલો નાખી દેવામાં રૂમીઓએ કાંઇક સુધારો તથા વધારો કરેલો હતો; કેમકે, તેઓ તો મોટાં મોટાં બારકસોને એકદમ પેલી નદીના બરાબર પ્રવાહમાં હોમાવી દઇને તેઓને એકમેક સાથે પાટયાંઓથી જડી નાંખતા હતા અને તેઓને ઘણાં મુસ્તકીમ અને હીલચાલ નહી કરે તેવાં મજબુત કરી રાખી પેલા તેઓપર નાંખેલાં લાંબાં અને મજબુત પાટયાંઓ ઉપરથી પોતાનું લશકર તેઓ પછી પોતે આહીનમાંજ બલાવી લઇ જતા હતા. સીંધુ નદી એમ પસાર કરી રહયા બાદ તે પાદશાહ તે નદી અને હાઇદાસપીસ (બીઆ) નદી વચે તેજ નામનું જે મોટું શેહેર આવેલું હતું તેનો કબજો લેવાને પોતે હવેથી ઉપડી ચાલ્યો હતો.

ત્યાંના લોકો તો તેના ખેરખાહ દોસ્ત જેવાજ હોવાથી તે શેહેરનો કબજો તેને વાજતે ગાજતે તેઓએ લેવા દીધો હતો અને તેની સરહદ ત્યાંનાં રહીશોના માંગવા ઉપરથી છેક તેની અતરાફમાં આવેલી કેટલીએક ભુમીઓ સુધી તેણે વધારી પણ આપી હતી. ત્યાંજ તેને સારૂ પેલા કોહેસ્તાની હીંદુઓના આબીસારીસ જેવા કાશમીરના રાજાનો ભાઇ આબીસારીસ ખુદ પોતે પણ પોતાની સાથે કેટલાએક બડેખાં કાશમીરી લોકોને લઇને એલ્ચી તરીકે ઉતરી પડયો હતો; તેમજ તે દેશાવરોની પડોશમાં આવેલો દોક્ષારીયુસ નામનો એક સુબો પણ ટલો એક હદયો પોતાની સાથે લઇને તેની મુલાકાતે આવી લાગયો હતો; જો કે એ તેક્ષીલીસ રાજા સાથે સીકંદર ઘણી સભયતાથી વરતયો હતો; તોપણ તેનાં તે શેહેરમાં પોતાની એક યવન ટુકડી રાખી મેલીને હીંદના હાકેમ તરીકે તેણે

મછાતાસના બેટા ફીલીપને પછી નેમી આ પયો હતો અને પોતાના નીરબલ અને આજારી સીપાહીઓને પણ તયાં પડતાંજ નાખી તે પછી હાઇદાસપીસ (બીઆ) નદી ભણી હવેથી નીકળી ચાલ્યો હતો; કેમકે તેના સાંભળવામાં એમ આવયું હતું કે તે નદીની પેલી પાર આવેલો રાજા પોરસ પોતાની બહોળી ફોજ સીખે તેને તે નદી પસાર કરી જતો અટકાવવા સારૂ તયાં પોતે તઇયારજ બેઠેલો છે. તે રાજાનું રાજ્ય તે ઝમાનામાં તે નદી (હાઇદાસપીસ) અને આસીસીનીસ નદીઓ વચે આવેલું હતું કે જે મુલકને હાલના વખતમાં આપણે બરી-દુઆબ કરીને કહીએ છીએ અને જેનું પાયતખત શેહેર હાલનું લાહોર શેહેર ગણાય છે. અંગ્રેજ લોકોએ ઇ૦ સ૦ ૧૮૪૯ માં કરેલી સીખ લોકો સાથની લડાઇમાં તે મુલકને લોર્ડ હારડીંગ અને ગફની સરદારીઓ હેઠળ પોતાના તાબા હેઠળ કરી લીધો હતો, જેથી રણજીતસીંગ અને સીખ લોકોનાં રાજયની સમાપતી આવી ચુકી હતી. આ મજકુર ખબર સાંભળતાંનેજ વાર તેણે પોતાના સરદાર કોએનુસ ઇબને પોલીમોકરાતીસને પાછો સીંધુ નદી તરફ તરતજ દોડાવી મેલ્યો હતો અને તેને એવો હોકમ કરયો હતો કે, તમારે તે નદી આગળ જઇને આપણાં જેબી બારકસો કે તયાં પડેલાં હોય તેઓને તેઓનાં સાંધાઓમાંથી છુટા પાડી નાંખીને જલદીથી હાઇદાસપીસ નદી આગળજ ગાડાંઓ ભરીને મોકલી આપવાં. આથી તે સરદારે તે તરફ પડેલાં નાનાં બારકસોનાં બે ફાડયાં અને પેલાં ત્રીસ હલેસાંવાળાં જહાઝોના ત્રણ ફાડયાં કરાવી નાંખીને તેઓને ગાડાંઓમાં લાધીને શેતાબીથી પેલી હાઇદાસપીસ નદી ભણી રવાના કરી આપયાં હતાં કે, જયાં તેઓને પાછાં સાંધી નાંખીને કાફલા તરીકે તે નદી ઉપર ફરીને હોમાવી દઇને ફરતાં કરી મેલ્યાં હતાં. હવે બહાદુર શહેનશાહ સીઝરે (કેસરે) રાહીન નદીપર નાખેલા પુલ વીશે તો તેનાંજ લખાણો ઉપરથી (જુઓ તેની "ગાલીક વોર" ૪-૧૭) અને પોકીસીમુદીસના (જુઓ તેની ચો૦ ૭૧) દફતરના કેટલા કકડાબુકલા જે સુઇદાસનાં ગ્રંથમાં ઉતારેલા સારા ભાગયે કે અતીયાર સુધી બચી શકેલા છે તેપરથી દુમીઓ મોટી નદીઓ ઉપર પુલો કેમ ઉડાવતા હતા તે વીશે તો આપણે સારીકાની રોશન છીયે. પરંતુ સીંધુ જેવી મોટી નદી ઉપર હાલમાં સીકંદરે પુલ તે કેવી રીતે બનાવી રાખયો હતો તે વીશે તેના હમજમાનાના કોઇબી નવીશનદાઓ કે સીપાહીઓ વટીક કશું આપણને જણાવી ગયલા નથી માટે તે સારૂ તો આપણે ગોયા હાલમાં બેખબરાજ રહી ગયલા છીયે. ત યારબાદ એ તાજદાર પોતાની સાથે પેલા તેક્ષીલીસ રાજાને અને તે લતા તરફના બીજા સરદારો અને પેલી પાંચ હજાર હીંદુઓની ફોજને લઇને ઝડપમાં તે હાઇદાસપીસ નદી તરફ પોતે નીકળી ચાલયો હતો. તયાં જઇને તે જયારે તે નદીની આણીપાર પોતાની છાવણી નાંખી પડયો હતો; તયારે તેની પેલીપાર પેલો પોરસ રાજા પણ પોતાની સાથે પચાસ હઝારથી પણ વધારે પયદલ સેપાહો, આસરે ત્રણ હઝાર ઘોડેસવારો, એક હજાર ઉપર લડાઇના રથો અને એકસો વીસ હાથીઓ લઇને પોતેબી તઇયારજ ઉભેલો હતો, એમ દાયોદોરસ વરણવી ગયો છે; (૧૭-૮૭.) પરંતુ કરસીયુસ તે લશકરની સંખયા આસરે ત્રીસ હજાર પયદળ, ત્રણસો લડાઇના રથો અને પંચયાસીજ હાથીઓ ફકત પોતે તો જણાવી જાય છે. (૮-૪૪.) વળી તે રાજાએ જ્યાં આગળ કે પેલા મકદુનીઅન સેપાહો પોતાની છાવણી નાંખી પડેલા હતા તે તરફ જુદા જુદા સરદારોની દેખરેખ હેઠળ જ્યાં પણ તે નદીનાં પાણી કે છાલકાં રહેતાં હતાં તે તરફ પોતાના સવારોને તકેદારી સારૂ વેહેંચી પણ નાંખેલા હતા, કે જેથી દુશમનો પોતાની ભુમીમાં તે નદી ઓળંગાવીને સેહેલાઇથી પેવસ થઇ શકેજ નહી. હીંદના આ રાજાની આવી ગોઠવણ કરી રાખેલી સીકંદરના અવલોકનમાં જ્યારે આવીજ ચુકી; ત્યારે તેણે તેની નજર ચુકાવવા અને તેને બેખબરાઇમાં નાંખી દે

વા સારૂ પોતે પણ પોતાની ફોજને ઘણાએક ભાગોમાં વેહેંચી નાંખી ચોતરફ તેને દોડાવી દેવા માંડી હતી અને ઘડીએક માં એ તાજદાર પોતના સાથે થોડાક સવારો લઈને તેની એક ભુમીમાં તો ઘડીએકમાં બીજી ભુમીઓમાં ઉતરી પડી તયાં તે લુંટફાટો કરવાને મંડી જતો હતો, પરંતુ તેમ કરતી વેળા તેની મુખય નેમ તો તે નદીનાં પાણી કયાંથી છાલકાં થઈ પડતાં હતાં તેજ માત્ર ગોખી રાખવાની હતી કે જેથી તયાંથી તેને સેહેલાઈથી તે નદી ઓળંગી જવાને આગળ ચાલતાં ફાવતુંજ થઈ પડે. તેમજ પોતાના બીજા સરદારોને પણ પોતપોતાની ફોજો સીખે તે તરફ ચોમેર ધમચ કરી જારીજ રાખવાને તેણે હોકમ કરી રાખેલો હતો. વળી તે તરફના દેશાવરોમાંથી તેણે પોતાની છાવણીમાં ખોરાકી વટીક એકઠી કરવા માંડી હતી કે, જેથી પેલો હીંદુ રાજા નભરવશ હાલતમાંજ પડી રહે કે શીઆળો આવી પહોંચે અને તે નદીનાં પાણી ઓસરવા માંડે તયાંસુધી પોતાની છાવણીમાંજ તે પાદશાહ તયાં આગળ અમસ્થોજ પોતે પડી રહેવા માંગતો હશે; પરંતુ જ્યારે પોરસે તેનાં બાર કસોને બેધડક પેલી નદી ઉપર અહીં તહીં ફરતાં દીઠાં અને ગયાસથી ભરેલાં ચામડાંના લેબાસો પણ તેની જાણમાં આવીજ ચુકયા અને તે નદીને કીનારેજ અહીં તહીં મકદુનીઅન સવારો કે પાયદળ સીપાહીઓથી ભરચક હાલતમાંજ તેના દીઠામાં આવ્યા; તયારે કઈ જગયા આગળ પોતાની ફોજને એકઠી કરી રાખી તયાંથીજ પોતાનો બચાવ કરવો અને તેને તયાંથી તે નદી ઓળંગવા દેવીજ નહીં તે વીષે પોરસ તો બહુજ વીચારમાંજ પોતે જઈ પડયો હતો. હવે તે હંગામમાં સુરય ઉતરાયણ તરફ હેરયું લેતો હોવાથી યાને આસરે મે મહીનો ચાલતો હતો તેથી તયાં બાહારાન (વરસાદ)ની મોસમ જે જાગી ઉઠેલી હતી અને સઘળાં નદી નાળાં જે કુહેકાફના પહાડમાંથી ધસી આવતાં હતાં અને તે પહાડના શીખર ઉપરનું બરફ પણ ગરમીને લીધે પીગળતું ચાલ્યું જતું, તેથી તે નદીઓ પાણીથી ચીકાર ભરાઈ જતી હતી અને ઠેકાણે ઠેકાણે રેલો પોતાના દેખાવો કરવા મંડી જતી હતી; જેથી શીયાળામાં તે નદીઓનાં પાણી પાછાં ઓસરી જતાં હતાં અને સ્વચ્છ થઈ પડતાં હતાં, તેથી કોઈ કોઈ ઠેકાણેથી તેઓમાંથી આરપાર નીકળી જઈ શકાતું હતું; પરંતુ સીંધુ, ગંગા અને જમના તથા બીજી મોટી નદીઓ તો સદાકાળ પોતે પાણીથી ભરપુરજ રહેતી હતી. હવે સઘળા આગલા યવન લખનારાઓ આરીસ્તોબયુલસની સતાને આધારે આપણને એમ જણાવી ગયા છે કે, હાઈદાસપીસ નદી આગળ આ લડાઈ જયારે તે બંને હમનબરદો વચે જાગી ઉઠી તયારે વરસાદની જ રૂતુ ચાલતી હતી. (જુઓ, આરીઅત બા૦ ૧૨ મો, કરસીયુસ બા૦ ૮–૪૫ થી ૪૬ તથા સ્ત્રેબોની ભુગોળનો બા૦ ૧૫–૧૧) લયકીન એ હાઈદાસપીસ નદી તો કેઠે કેઠે છાલકી પડી જતી હતી તેથી તેમાંથી તો તે વેળાએ આરપાર નીકળી જઈ શકાય તેવું થઈ પડેલું હોવુંજ જોઈએ; નહીં તો કે, સીકંદર સેહેલાઈથી પોતાની મુરાદમાં ફાવી શકતેજ નહી, એવા સારાંશ ઉપર આપણને હાલમાં આવી જયા વીના છુટકો જ રહેતો નથી.

હવેથી સીકંદરે એવું ગુલબાન ચોતરફ ઉરાડવા માંડયું હતું કે, જો પોરસ મને અહીંયાં અટકાવીજ રાખવા માંગતો હશે તો ફીકર નહી: હું પણ એ બાહારાંન યાને વરસાદની મોસમ અત્રેજ ગાળી કહાડવા માંગું છું; તોપણ કોઈબી રીતે ચોરી છુપીથી કોઈ નહી જોય અને જાણે તેમ કેથેથી પણ તે નદી ઓળંગાવી જવાની પયરવીમાં તો પોરસને પોતાની ફોજની દોડધામથી ગોયા ઠગતોજ રહેલો હતો અને તેની નજર ચુકવવાનીજ વાટ જોતોજ બેઠેલો હતો; પરંતુ તે નદીની પેલી પાર પોરસ પણ ઘણીજ સાવચેતીમાં રહેલો હતો; કેમકે, તે નદીના "લબ" યાને કીનારા ઉપર ઘણાએક હાથીઓ જે પડેલા હતા અને તેની મોટી ફોજ પણ હથયારબંધ ત્યાં ઉભેલી હતી, તેથી સીકંદરની એમ તો હવેથી બાવેરજઆજ

થતી ચાલી હતી કે, કદાચને મારા માણુસો તે નદી પસારબી કરી જાય, તો પણુ પોરસની ફોજ પેલા કીનારા ઉપર તે ફોજ ઉપર યાહોમ હોમલો કર્યા વીના તો રહેશેજ નહી; તે સાથે પેલા હાથીઓને જોતાંનેજ વાર આપણા ઘોડાઓ પણુ ભડકીને પાણી તરફજ પાછા દોડી જશે; તેથી આપણે આપણી મુરાદમાં તો કેવળે ફાવી શકયે તેવુંજ નથી. આથી તેણે કોઇક નવી જાતની યુકતી કામે લગાડવા માંડી હતી અને રાત પડતાંનેજ વાર પોતાની ઘણીખરી ઘોડેસવાર ફોજને તે નદીના કીનારા ઉપર ચોમેર પાંથરી નાખી બુલંદ આવાઝથી તેઓ કને લડાઇનાં ગાયનો અને ગીત્રાં ગવડાવવા માંડયાં, અને પોતાના લડાઇના દેવતા "ઇનાઇઆલીયુસ"ને નાચતાં કુદતાં પોતાની સાહેતામાં ઉતરી પડવાની પ્રારથનાઓ કરતા રહેલા હતા ; કે જેથી દુશમનો એમ ચેતી જાય કે, તેઓ તે નદીને ઓળંગાવી આવવા સારૂ હવેથી સર્વે પાંતીની તઇયારીઓ કરવાનેજ મંડી ગયા હશે. હવે જે જગ્યા ઉપર કે ઘણોજ શોરબકોર મચી રહેતો હતો તે તરફ તે નદીની પેલી પાર પોરસ પોતાના હાથીઓ સાખે તરતજ પોતે દોડી પહોંચતો હતો. એમ તેને ઠેકાણે ઠેકાણે સીકંદરે અમસ્થોજ ઠગીને દોડાવયા કીધો હતો. આખેરે થાકી થાકીને તે રાજા હવેથી એમ સમજવા લાગ્યો હતો કે, પેલા લડાઇના ગીતો કે જે પેલી પાર પેલા મકદુનીઅન સેપાહો જે ગાતા અને શોર મચાવતા બેઠેલા હતા તે ફકત તેઓની મોજ શોક સારૂજ હશે, એમ ધારીને તેણે હવેથી તે વાતની કનવાર કરવાને પોતે તો છોડીજ દીધી હતી અને પાછો પોતાની છાવણીજ ભણી તે ઉપડી ગયો હતો; તોપણુ તે આખા કીનારા ઉપર પોતાના જાસુસોને તો તે રાજાએ મેલીજ રાખેલા હતા. એમ જ્યારે સીકંદરની આવી યુકતીથી પોરસની એમજ ખાતરી થઇ ચુકી કે, રાતોરાત આપણી ઉપર તે પાદશાહ ઉતરી પડવા માંગે છે તે તો આપણી માત્ર અમસ્થી બીક અને હવાઇ ખીઆલ જેવીજ છે, તેથી તે વધુ નભરવશ થતો ચાલ્યો હતો. આથી સીકંદરે હાલમાં બીજી નવીજ તરેહની યુકતી ઉપયોગમાં આણવા માંડી હતી; કેમકે, તે નદીના કીનારા ઉપર એક ભુશીર જેવું ખુણું જે આગળ નીકળી આવેલું હતું ત્યાં તે નદી ઘણીજ વાંકીટીકી થઇ પડતી હતી અને ત્યાં તરેહતરેહવાર જાતનાં મોટાં દરખ્તો જે ઉભાઇ જતાં હતાં, તેથી ખીચોખીચ ઝાડીઓથી તે જગયા ગોયા ઢંકાઇજ ગયલી હોય તેમ દુરથી દીસી શકતી હતી અને તેનીજ રૂબરૂ ઝાડોથી ઢંકાઇ ગયલું એક ટાપુ પણુ આવેલું હતું કે જ્યાં કોઇ પણુ માનવી વસી શકતું જ ન હતું, તેથી ત્યાં કોઇએ પગ રસ્તો વટીક કરેલોજ ન હતો. તે ટાપુ પેલા આગળ નીકળી આવેલા સીરોબીંદુની બરાબર સનમુખજ આવેલું હોવાથી અને તે બંને જગયાઓ પુષકળ ઝાડીઓથી જે ઢંકાઇ રહેલી હતી, તેથી ત્યાંથીજ ચોરીછુપીથી આ નદી આપણુને પસાર કરી જવાને સવળતા જેવું થઇ પડશે, એવા વીચારથી તે જગયા ઉપરજ પોતાની ફોજને લાવી રાખવાનો તેણે પોતાનાં મનસે હાલતુરત તો મજબુત ઠરાવ કરી રાખ્યો હતો. વળી તે બંને જગયાઓ તેની બોહોળી છાવણીથી ફકત ૧૫૦ સ્તેદીજ એટલે જે, આસરે ૧૭॥ માઇલ જેટલીજ છેટે આવેલી હતી. આથી તે આખા કીનારા ઉપર પોતાના સીપાહીઓને જરા છેટે છેટે તેણે એવી રીતે ગોઠવી રાખયા હતા કે, તેઓ એકમેકને દુરથી જોઇ શકે અને જે તરફથી તેઓને કશોબી હોકમ મળે તે પણુ તેઓ સેહેલાઇથી પોતે સાંભળી વટીક શકે, તેવી બાજી તેણે હવેથી રચવા માંડી હતી. ઘણી એક રાત્રો સુધી ચોતરફથી ત્યાંથી ગુલબાન અને બુલંદ આવાઝો જારી રાખે અને ત્યાં મોટાં મોટાં બળતાં પણુ કરવા માંડે, એમ પોતાના સીપાહીઓને એ પાદશાહે ફરમાન વટીક આપી રાખેલું હતું. હવે જે રાત્રે તે નદી ઓળંગાવી જવાનો તેણે નીશ્ચય ઠરાવ પોતાને મનસે જ્યારે કરી રાખ્યો ત્યારે તેણે પોતાની છાવણીની સામેની ઓરડુઓથી ખુલ્લી રીતે તેમાં ઉતરવાનાં સાધનો પોતે તઇયારજ કરવા

માંડયાં હતાં. કરાતરસને તો તેણે હાલમાં પોતાની છાવણીમાંજ પડી રહેવા દીધો હતો, અને તેને પોતે એવો હોકમ કરી રાખ્યો હતો કે:—

"તુ કલબે સેપેહરા બેઆહીન બેદાર,
મન અકતુન સવારે ફોનમ કારઝાર."

યાને "તારે તો તારા સેપાહોની કલબગાહને આહીનમાં રાખીને અત્રે હોશયારીથીજ પડી રહેવું જોઇશે; કેમકે, મેં તો એ નદી ઓળંગાવી જઇને દુશ્મનો સાથે મારા ઘોડેસ્વાર ત્રુપો સાથે લડવાનોજ એરાદો રાખેલો છે." વળી તેની કને તે વેળાએ તેના સઘળા સવારો તથા આરા[illegible]ીઅન અને પારાપામીસીદીઅન લોકોના ઘોડેસ્વારોને પણ સોંપી આપયા હતા; એટલુંજ નહીં, પરંતુ મકદુનીઅન પયદલ સીપાહીઓની આબસીતાસ અને પોલીસપરકનની ફોજોને પણ તેનેજ હવાલે કરી રાખેલી હતી. તે સાથે પેલી નદીની આણી પાર વસનાર જે પણ હીંદુ સરદારો કે પોતાની સાથે પાંચ હઝાર માણુસો લઇને આવેલા હતા તેઓનેબી તેનેજ હવાલે સેપોરદ કરી દીધા હતા; "પરંતુ જ્યાં સુધી હું પોરસને મારી હઠાઉં નહી અને તેનાપર ગાલેબ થઇ પડુંજ નહીં ત્યાં સુધી તમારે તે નદીને પસાર કરવા માંડવીજ નહીં, એમ તેણે પેલા કરાતરસને ખાસ હોકમ આપી રાખેલો હતો અને તેને એમ પોતે કહેવા લાગયો હતો કે, જો કદાચને પોરસ મારી સામે પોતાની થોડીકજ ફોજ લઇને ઉતરી પડે અને બાકીની ફોજ તથા પેલા હાથીઓને પોતાની છાવણીમાંજ રાખી મેલે તો તમારે પણ તમારી હાલની છાવણીમાંજ પડી રહેવું અને તે નદી પસાર કરી આવવાની જરાબી હુલડાઇ કરવી નહીં; કેમકે, પેલા હાથીઓનીજ બીકથી આપણા ઘોડાઓ પેલી પાર સેહેલાઇથી ઉતરી શકે તેવું નથી. જો તેઓ એમજ મારી ઉપર ઉતરી પડયાજ છે, તો પછી આપણી બાકીની ફોજને તે નદી ઓળંગી આવવા ઝાઝી મેહનત તો પડી શકશેજ નહીં; પરંતુ જો પોરસ પોતાના સઘળા હાથીઓ અને થોડીકજ ફોજ સીધે મારાપર હુમલો લાવે અને બાકીનાં પોતાનાં લશકરને પોતાની છાવણીમાંજ રાખી મેલે તો તમારે ત્યારે પુર શેતાબીથી તે નદીને ઓળંગવાનેજ મંડી જવું પડશે;" કારણ એ જે, સીકંદરની પોતાની આગલી પાછલી આઝમાયશો ઉપરથી આટલી તો પુરતીજ ખાતરી થયલી હતી કે, હાથીઓના કદાવર અને બીહામણાં શરીરો જોતાંનેજ વાર તેઓના વાસથીજ આપણા ઘોડાઓ તો ભડકી ઉઠયા વીના રહેશે નહીં અને પોતાના સવારોને લઇને પાછા તે નદી ભણીજ જો નહાસી જશે તો, તે ઘોડેસ્વાર ફોજ તો મને નીરઉપયોગી જેવીજ થઇ પડશે. એવાજ બીહીક પાછળથી તે ભારી કદનાંમાં ડરામણા જાનવરો સારૂ તઇમુરયંગ ખુદ પોતે પણ મનસે ધરાવતો હતો. આથી તેઓથી પોતાના સ્વારો ડરી ન જાય માટે તેઓને સદા એમજ સધીઆરો તે આપતો રહેતો હતો કે, "તમારે હીંદના હાથીઓથી જરા પણ બીહી જવુંજ નહી જોઇશે; કારણ એ જે તેઓની સુંઢો તો બોહો જેવીજ રહે છે અને કશાં હથીઆરો તો પોતે કાંઇ ધરાવતીઓજ નથી. હવે હીંદમાં સરે ચીજો એકમેકથી ઉલટીજ રહેતી આવેલીઓ છે તેથી એ જાનવર પણ પોતાની તે પુછડીને ગોયા પોતાનાં મોઢાં આગળજ લટકાવી રાખી મેલે છે." (જુઓ ૧૯૧૧ ના જાનેવારી માસનું "એશીઆટીક કુવારતરલી રીવીયુ" પા૦ ૧૦૦ મું.) વળી તે સાથે મારી ફેલેંકશની જુદી જુદી ટુકડીઓને પણ સંગીન હાલતમાં આણી લઇને દુશમનોના પયદલ સેપાહો ઉપર જો હું ઉતરી પડીશ અને તેઓ થોડો વાર સુધી પણ જો પોતાની જગયાને ટકાવીજ રાખી શકાશે તો પેલા હાથીઓ વાંકોટીકો રસ્તો લઇને પણ મારી તે ફેલેંકશની હારને તોડી નાંખયા વીનાબી તો કાંઇ રહેશેજ નહી, જેથી તે સીપાહીઓ પણ અંધાધુંધી હાલતમાં આવી પડે તેવું હતું. એવીજ ભય અને વીચારથી એ તાજદારે ઉપર કહયા પ્રમાણે પોતાના સરદાર કરાતરસને આવો હોકમ પોતાનાં લશકરીને બેહતરી સારૂ આગમચથીજ આ વેળાએ આપી રાખેલો હતો.

હવેથી પોતાની જે ખાસ છાવણી
ઉપર કે તે સરદારને સીકંદરે પોતે રા
ખી મેલેલો હતો તેની અને પેલા ટાપુ
વચ્ચે તેણે પોતાના સરદારો જેવા કે
મીલીઆગર, આતીલસ અને ગોરજીયુસ
ને પોતાની પયદલ અને ઘોડેસવાર ફોજો
સીખે ગોઠવવા માંડયા હતા અને તેઓને
એવો હોકમ આપી રાખયો હતો કે, જેવા
પેલા હીંદુઓ મારી સાથે રણનાં મેદાન
માં ગુંથાઈ જાય કે તેવાજ તમોએ પણ
તરતજ કટકે કટકે તે નદી ઓળંગવાને
મંડી જવુંજ જોઈશે. ત્યાર બાદ દુશમનો
નહીં જુએ તેમ પોતાની સાથે હીફાસચીઅ
ન, પરદીકસ અને દેમીત્રીઅસની તથા બાખ
ત્રીઆ, સોગદીઆના અને સીથીઆના
લોકોની ઘોડેસવાર ફોજો અને દાહીઅન
તીરઅન્દાઝ સવારોને લઈને તે નદી ભ
ણી સીકંદરે સપર પેહેલાં તો હેરયું લેવા
માંડયું હતું. તે વેળાએ તેની સાથે કલાઈ
તુસ અને કોઈનુસની ટુકડીઓ, ઢાલ તલ
વાર ધરાવનાર સીપાહીઓ તથા એગ્રી
આનીઅન સવારો અને બીજા તીરઅન્દા
ઝો સીખે પોતે પણ શામેલ થઈ પડે
લા હતા અને તેની પયદલ ફેલાં
કશ પણ ત્યાં હાજરજ રહેલી હતી.
પેલા ટાપુ અને ભુશીર આગળથી આ
નદી ઓળંગવા માંડવા સારૂ સીકંદરનો
જે મનસુબો હતો તેથી હાલ તરત તો
તેણે તે નદીના કીનારા આગળથી દુર ને
દુરજ રહેવા માંડયું હતું, કે જેથી તે
નો આ હેતુ દુશમનો કેવળે પામી શકેજ
નહી. ત્યાંથીજ વળી પેલા ચામડાંઓમાં
ઘાસ ભરીને રાતોરાત સારીકાની તેના
માણસો મજબુત રીતે સીવવાને પણ
મંડી ગયા હતા. એટલામાં એક ભયં
કર તોફાન ગાજવીજ સાથે નીકળી આ
વ્યું અને વરસાદ પણ ઘણોજ જોશમાં
પડવા માંડયો, જેથી પેલી નદીને ઓળં
ગી જવાની આવી તેની ગોઠવણથી તેના
હમનબરદો તો ગોયા બેખબરાજ પડી
રહેલા હતા; કેમકે, પેલા સીપાહીઓના
આવાઝો, તેઓની ધમચકરીઓ, તેઓના
શસ્ત્રોના ખખડાટો, પેલા ઘોડાઓના ખં
ખારાઓ અને પેલા સરદારોના હોકમના
તથા ભેપુરીઓનાં બુલંદ આવાઝો પે
લા ઝબરદસ્ત તોફાની વાયુ અને આકા
શના ગગડાટોને લીધે સદંતરજ ગોયા
ઢંકાઈજ રહેલા હતા. પલુતારક કહે છે
કે, પેલી વીજળીઓના પડવાથી ઘણાએક
સીપાહીઓ તો ઠાર પણ થઈ ગયા હતા;
કેમકે, તેઓના ઉંચા ઉંચા ભાલા અને
લોખંડના ચળકતા બખતરો પેલી વીજ
ળીઓને પોતા તરફ ખેંચી લઈ તેઓ
નો ગોયા ઘાણજ કહાડતાં રહેલાં હતાં.
આ પરથી તે ઝમાનાના યવનો ધાતુઓ
માં વીજળીને ખેંચી લેવાની શકતી છે
તે વાતથી કદાચને તેઓ સદંતર પોતે બે
ખબરાજ હોવા જોઈએ ત્યાંજ યાને તે
ટાપુ આગળજ પેલાં ત્રીસ હલેસાંવાળાં
બારકસોને સીકંદરના હોકમથી તેઓના
કકડા બુકલા કરીને જે લઈ જવામાં આ
વ્યાં હતાં તેઓને પણ છુપી રીતે ગોઠ
વી નાખીને પેલી ઝાડીઓના ઓથાવવા
આગળજ ફરીને ટટારકરી રાખવામાં આવ્યાં
હતાં, કે જેથી પેલી પયદલ ફોજ તેઓ
પર સવાર થઈને પેલી નદીની પેલી પાર
સેહેલાઈથીજ ઉતરી જઈ શકે. સહવારનો
પોહોર ફાટતાંને વારજ પેલું તો
ફાન, ગાજવીજ, વાવાઝોડું અને વર
સાદ તો સદંતરજ નરમ પડી ગયાં હ
તાં. આથી તેટલી બને તેટલી પયદ
લ ફોજો પેલા ટાપુની સામેની બારડુ
ભણી પેલા જહાઝોપર સવાર થવા સા
રૂ ઉપડી ચાલીઓ હતી; તેમજ પેલી ઘો
ડેસવાર ફોજ પણ પેલાં ચામડાંઓ ઉ
પર સવાર થઈને પેલી નદીમાં પડી ચુ
કી હતી. તેઓએ આસ્તે આસ્તે એ
વી તો છુપી રીતે હવેથી મનઝેલ કાપ
વા માંડી હતી કે, જ્યાં સુધી તે આ
ખું લશકર પેલું ટાપુ વટાવીને પેલી
નદીની પેલી પારના કીનારાની નઝદી
કમાં છેક આવી પહોંચયું નહીં ત્યાં
સુધી પોરસના તે તરફ રાખી મેલેલા
"સેનત્રી" અને જાસુસોના કેવળે તે
દીઠામાં આવયુંજ ન હતું; પરંતુ હ
વેથી તે સેનત્રીઓ તે બીનાથી વાકેફ
ગાર થયાથી ટપપે ટપપેથી તે વાતની
ખબર પોતાના રાજા પોરસને તરતજ
મારતે ઘોડે પહોંચાડતાજ ચાલ્યા હ
તા. પેલાં વહાણો પેલા પયદલ સીપા
હીઓને ભરી ભરીને તે નદીમાં ઉપડી
ચાલયાં તે આગમચ પોતાની સાથે પ

તોલેમી, પરદીકસ અને લાઇસીમેકસ તથા અરઘોઅરધ પોતાના ઢાલ તલવાર ધરાવનાર બોડીગારડોને લઈને એકત્રીસ હલેસાંવાળી જાલીબોટમાં સવાર થઈને સીકંદર ખુદ પોતે પણ તે નદીને પસાર કરવાને મંડી ગયો હતો. તે વેળા તેની સાથે વળી તેનો નવો જેવો એક વીશ્વાસુ દોસ્ત અને બોડીગારડ પણ સામેલ હતો. તે જવાન સરદારનું નામ સીલયુકસ નીકેતોર કરીને હતું, જે પાછળથી એવો તો નસીબવાન નીવડી પડયો હતો કે, સીકંદરે એશીઆ ખંડમાં મેળવેલી સઘળી ઝહમત અને કીર્તીઓનું ફળ તેને સરજ ગોયા મીરાસમાં ઉતરી પડયું હતું; કેમકે, જ્યારે તે તાજદાર પોતાની બાઝગશતની વેળા વાટમાં બાબેલાનનાં શેહેર ખાતે એકાએક મરણુજ પામી ચુકયો; ત્યારે તેણે સંપાદન કરેલી બોહોળી સલતનતના તેના અણુધારવેલા સરદારો પોતપોતામાંજ ભાગલા બુકલા કરીને જે વેહેંચી લઇ બેઠા હતા તેમાંનો મોટો લુમકો યાને શામ તથા ઇરાનનાં નામીચાં દેશાવરોની સલતનત તો તેનાજ સ્વાધીન હેઠળ આવી જઇ ચુકયા હતા. તેણે ત્યાં સીલયુસીદા નામનું એક નામીચું અને નવું વંશ સ્થાપયું હતું; એટલુંજ નહીં, પરંતુ પોતાના સીક્કા પડાવીને ત્યાં તેજ નામના એક નવાં સનેનો પણ પોતે પાયો વટીક નાંખી દેખડાવયો હતો; પરંતુ તે રાજ્યનો અંત ઇ૦ પુ૦ ૭૯ માં નામદાર અરસસે તેના ખાનદાનનાં હાથમાંથી આણી મેલયો હતો અને ઇરાનને પાછું ક્રાવીઆની દરફશની મારફતથી સ્વતંત્ર કરી મેલયું હતું. તે વંશ તવારીખના દફતરોમાં પારથીઅન યાને આશકાનીઅનોનાં નામથી મશહુર છે, જે ઇરાન સર ઝમીન ઉપર પાંચસો ઉપર વરસો સુધી પોતાની બુલંદ ધજા ઉરાડી રહયું હતું અને ઘણુંજ જાહોજલાલી ભરેલું રાજપાટ પોતે ભોગવી ગયું હતું.

હવે જયારે પેલા સીપાહીઓની કીસ્તીઓ પેલું ટાપુ વટાવીજ ચાલી તયારે તેઓએ પોતાનો રસ્તો જોરાવર રીતે સરસડાટ પેલી નદીના સામેનાજ કીનારા ભણી લેતો કરયો હતો. આમ તેઓને પોતાની ભુમી તરફ આવતા જોઇને ઉપર કહયા પ્રમાણે પેલા પોરસના સીપાહીઓ ચોતરફ ધમચકરી મચાવીને પોતાના રાજા કને દોડી ગયા હતા અને તેને આ બનાવથી તરતજ વાકેફગાર કરી દીધો હતો. સપર પેહેલાં તો સીકંદર ધારા મુજબ પેલી ભુમી ઉપર ખુદ પોતેજ ઉતરી પડયો હતો અને તેની તથા તેની બીજી ત્રીસ હલેસાંવાલી જાળી બોટોમાંથી જેમ જેમ પેલા સવારો ઉતરતા ચાલ્યા તેમ તેમ તેઓને બરાબર આહીનમાં ગોઠવીને તેઓની હરોળમાંજ તેણે હવેથી ચાલવા માડયું હતું; પરંતુ તયાંની ભુમીથી એ તાજદાર અજાણુ હોવાથી પેલી મુલ ભુમીને બદલે તે તયાં આવેલા એક ટાપુ ખાતેજ ભુલથી ઉતરી પડયો હતો, તે જગયા જરા વીશાળ હોવાથી તે ટાપુ છે એમ તેના ધયાનમાંથી તે બીના કેવલે છટકીજ ગઇ હતી. તયાંની ખુદ ભુમીથી તે ટાપુને એ હાઇદાસપીસ નદીનો કોઇ ચોકસ ભાગ છુટો પાડી નાખતો હતો અને તયાં પાણીની જરા છાલકાંજ પડી રહેતા હતા; પરંતુ રાતના ભારે વરસાદ પડેલો હોવાથી હાલ તરત તો તેમાં પાણી એટલાં તો ભરાઇ ગયલાં હતાં કેતયાંથી પાર ઉતરણી કઇ જગયા પર આવેલી હતી તે વીષેની કશી પણ ચોકસ નીશાન પેલા સવારોને માલુમ પડવા લાગીજ નો હતી.

આથી સીકંદર જરા ગભરાટમાં આવી પડયો અને તે નદી ઓળંગાવી આવતી વેળા જેવી ઝહમત ખેંચવી પડી હતી તેવીજ ઝહમત ફરીને વળી તેને પણ ઓળંગાવી જવા સારૂ ખેંચવી પડશે, એવા અંદેશામાં તે પડી ગયો હતો, પરંતુ જ્યારે પેલાં પાણીએ આખરે ઓસરવાજ માંડયું તયારે તેને પેલી પાર ઉતરણીની જગયાની નીશાનો ખોલ્લી રીતે દીસવા લાગી ચુકી હતી; કેમકે, તેમાં પાણી જયાં આગળ કે ઘણાજ ઉંડાં આવેલાં હતાં તેઆ તો પેલા પયદલ સીપાહીઓની છાતીની જરાક ઉપર વેર ચહડી શકે તે

ટલાંજ હતાં અને પેલા ઘોડાઓ પણ તરતી વેળા પોતાનાં માથાં તેની ઉપર સેહેલથી રાખી મેલી શકે તેવુંજ હતું; તો પણ જરાક મુશકેલીથી તે નાળું પણ તેની ફોજ હાલ તરત તો ઓળંગાવીજ ગઇ હતી. આથી તેણે પોતાની ઘોડેસવાર ફોજના ચુનંદા સવારો અને બીજી ટુકડીઓના પણ સરસમાં સરસ માણસોને ચુંટી કહાડી તેઓને પોતાની જમણી બારરડુ ભણી એક હારમાં ગોઠવવા માંડયા હતા. હવે લીવી ( ૨૧–૨૬ થી ૨૮ ) અને પોલીબીઅસ ( ૩–૪૫ થી ૪૬ ) પણ એમ વરણવી ગયા છે કે, હેનીબાલે પણ રોહોન નદી ઓળંગાવી જતી વેળા એવીજ યુકતી પોતે પણ કામે લગાડેલી હતી; માટે તેવી તરદોદ અને રચનાને એરીઅન પણ ઘણીજ પસંદ કરીને વખાણી જાય છે. વળી તે આખી ઘોડેસવાર ફોજની હરોળમાં તેણે પોતાના તીરઅનદાઝ સવારોને ગોઠવાઇ જવાનો હોકમ આપયો હતો; તેમજ પેલી પયદલ ફોજની હરોળમાં ઉભા રાખેલા સવારોની પડોસમાં તેણે પોતાના ઢાલ તરવાર ધરાવનાર પાદશાહી બોડી ગારડોને સીલ્યુકસની સરદારી હેઠળ પોતે સોંપી આપયા હતા; તેઓની પડોશમાં બીજી બીજી ટુકડીઓને પણ તેઓની લેયાકત અને ઓધા પ્રમાણે ગોઠવાનાંખવામાં આવેલી હતી. પછી પેલી ફેલેંકસની બંને બોરડુઓ તરફ પેલા તીરઅનદાઝો, આગ્રીઆનીઅન ઘોડેસ્વારો અને દુરથી ભાલા ફેંકનાર સીપાહીઓને ઉભા રાખી મેલવામાં આવેલા હતા.

**હાઇદાસપીસ નદી આગળ પોરસ અને સીકંદર વચ્ચે હવેથી મચી રહેલું મોહોટું યુદ્ધ અને ત્યાં તેઓએ પોતપોતાની ફોજોની કરી રાખેલી રચના.**

આમ પોતાની ફોજની ગોઠવણી કરી રહયા બાદ, સીકંદરે આહીનમાં રહીને કદમ કદમ પોતાના છ હજાર પયદલ સેપાહોને પોતાની પાછળ આવવાનો હોકમ આપી રાખયો હતો અને પોતે પોતાની સાથે પાંચ હજાર ઘોડેસવારોને લઇને ઘણીજ ઝડપથી દુશમનોની ફોજ સામે થવાને ઉતરી પડયો હતો; કેમકે, તે પોતાની આ ઘોડેસવાર ફોજમાંજ પોતાને વધારે મુસ્તાક અને બળવાન સમજવા લાગયો હતો. તે ઘોડેસવાર ફોજની સાહેતામાં તેની પાછળજ રહેવાને તેણે પોતાના તીરઅનદાઝ સેપાહોના સરદાર તુરોનને પણ હોકમ આપી રાખેલો હતો. તેમ કરવામાં તેની ગણતરી એવી હતી કે, પોરસ મારી સામે થવાસારૂ પોતાની આખી ફોજ સાથેબી જો ઉતરી પડશે; તો હું મારા આ સવારોની કુમકથીજ તેને મારી હઠાવયા વીના તો રહી શજ નહીં; યાતો જયાં સુધી મારી પયદલ ફોજ પાછળથી આવી પહોંચે નહીં, તયાં સુધી દુશમનોના મારામાંથી હું ફકત મારો બચાવ કરતોજ બેસી રહીશ; પરંતુ એ નદી મેં મારી આવી જબરી હીમત અને જવાંમરદીથી જે તડાકામાં પસાર કરી નાંખી હતી તેથી પેલા હીંદુ સવારો નાહીંમત થઇ જઇને જો નહાસભાગમાંજ પડી જશે; તો હું તેઓનો દુંબાલો બરાબરજ પકડી રાખીને તેઓની તે બાઝગશતની વેળાએ તેઓનો સહેલાઇથી ઘાનજ કહાડી નાંખીશ, જેથી સરવે કામ સેહેલાઇથી આટોપી શકાય તેવું થઇ પડયા વીના તો કાંઇ રહેશેજ નહીં. એરીસ્તોબયુલસ તો એમ પોતે વરણવી જાય છે કે, પેલા મોટા ટાપુ આગળથી સીકંદરે તે નદીમાં જયારે નખાવીજ દીધું, તે પુરવે પોરસનો પાટવીકુંવર તો તે નદીની આણી પાર પોતાની સાથે આસરે સાઠ રથો લઇને આવીજ પહોંચેલો હતો. આથી પેલા હીંદુ સીપાહીઓ પોતપોતાની રથોમાથી પેલાં પાણીમાં જો કુદાવીજ પડયા હતે અને તેમાંથી જે પણ યવન સેપાહ કે સપર પેહેલાંજ બાહેર નીકળવાની પયરવી કે કોશેશ કરતે તેનાપર જબરો હુમલો જો ચાલુજ કરી રાખી બેઠા હતે તો સીકંદરને તે નદી તે શાહજાદો પસાર કરવા દેતેજ નહીં; કેમકે જોકે તે તાજદારની સામે કોઇબી થયલુંજ નહીં હતું તોપણ તે નદી ઓળંગાવી જતી વેળાએ તેને વાટમાં મહા મુશકેલીઓ તો નડયાજ કીધી હતી; પરંતુ તે રાજકુવર તો પેલી નદી આગળ આવીને તયાંથી અમસ્થોજ પોતે પસાર થઇ ગયો હતો, જેથી સીકંદરને તે નદીની આણી

પાર ઉતરી પડવાનું કામ સવળતા જેવું જ થઈ પડયું હતું; કેમકે જયારે તે પેલા કીનારાપરજ પોતે ઉતરી પડયો, ત્યારે પેલા રથપર બેહેલા સવારો સામે પોતાના ઘોડેસવાર તીરઅનદાઝોનેજ તેણે દોડાવી મેલયા હતા, જેથી તેઓ તરતજ વીખરાઈ ગયા હતા; એટલુંજ નહીં, પરંતુ તેઓ માંહેલા કેટલાએક સવારો તો ઘાયલ વટીક થઈ પડયા હતા. તેથી ઉલટું બીજા યવન નવીશનદાઓ તો આપણને એમ જણાવી જાય છે કે, જયારે સીકંદરે પેલી નદી ઓળંગાવી આવીને પોતાની ઘોડેસવાર ફોજ શીખે પેલી હીંદુ ફોજ ઉપર પોતે મારોજ ચલાવવા માંડયો તયારે રાજા પોરસનો જવાંમરદો બેટો તેની સામે થવા પોતાની ભારે ફોજ સાથે ઝડપમાંજ ઉતરી પડયો હતો. આથી તે બંને હમનબરદો વચે એક જબરૂં જેવું યુધ તયાં મચી રહયું હતું, જેમાં તે રાજકુવરને હાથથી સીકંદર તો જખમી વટીક થઈ પડયો હતો અને તેનો બોસીફેલસ નામનો રખશ કે જેનાપર તે અતયંત પયાર ધરાવતો હતો તે તો તે શાહઝાદાને હાથે જખમી થઈને મરણજ પામી ચુકયો હતો; પરંતુ આ વાતને તેનો લાટીન ભાશામાં વરૂતાંતજ રચનાર આરીઅન જેવો રૂમી નવીશનદો તો કબુલ મંજુર રાખતોજ નથી અને પતોલેમી લેગુસનાં લખાણનેજ તે પોતે તો વધારે વઝન આપી જાય છે; કેમકે, તે ઈતીહાસકરતા એટલી વાત તો પોતે પણ કબુલ મંજુર રાખે છે કે, સીકંદર સામે થવા રાજા પોરસે પોતાના છોકરાને તો મોકલી આપયો હતો, તે વાત તો સાચીજ છે, પણ તેની સાથે ફકત સાઠજ રથો આપયાં હતાં તે વાતતો કાંઈ માનયામાં આવે તેવીજ નથી; કેમકે, જ્યારે પોરસની એમજ ખાતેરજમા થઈ ચુકી કે સીકંદર યાતો તેની થોડીક ફોજે તે નદીને પસાર કરી નાંખીજ છે તયારે એટલુંજુજ લશકર તેની સામે થવા સારૂ તે પોતાના કુંવર સાથે મોકલાવી આપે એવો તે રાજા કાંઈ કાચોજ ન હતો. એમ કરતાં તેની ફોજનું માજરૂં જોવાજ તે રથોને જો મોકલાવેલાં હોય તો તેટલા બધાં રથોનું તો તયાં કાંઈ કામજ નહીં હતું; કેમકે, તેટલી સંખયાથી તો ઓર ઉલટું તેઓથી પાછું સેહેલાઈથી તરતજ ફરી જઈ શકાય તેમ પણ ન હતું. વળી પોતાના હમનબરદોને અટકાવવાજ ખાતેર તે રથોને જો મોકલેલાં હોય તો, તેટલી જુજ ફોજ સીકંદર જેવા શુરાને કે તેનાં લશકરને પોતાની ભુમી ઉપર ઉતરતાં તો કે વળે કાંઈ અટકાવી શકતેજ નહી, તે બીનાથી પણ તે રાજા પોતે સારીકાની માહેતગાર હોવોજ જોઈએ; માટે પતોલેમી તો એમ બોલે છે કે, જયારે પેલો કુંવર પોતાની સાથે બે હઝાર ઘોડેસવારો અને એકસો વીસ રથો લઈને પેલી નદી આગળ આવી પહોંચયો, તે પુરવે સીકંદર તો પોતાની આખી ફોજ કને તે ટાપુને તો પસાર કરાવી ચુકયોજ હતો અને યાહોમ પેલી નદીના સામેના કીનારા ભણીજ ચાલતો થયો હતો.

આગળ ચાલતાં તેજ સીકંદરનો હમઝમાન નવીસનદો આપણને એમ પણ જણાવી જાય છે કે, સપર પેહેલાં તો પેલા હીંદુઓ સામે પોતાના તીરઅન્દાઝ સવારોનેજ તેણે મોકલાવી આપયા હતા અને તેઓની પીઠ પછવાડે પોતે પોતાની ઘોડેસવાર ફોજ સીખે ઉતરી પડયો હતો; કેમકે, તેના મનમાં એવો ખીઆલ પેસી ગયો હતો કે, પોરસ મારી સામે થવા પોતાનાં આખાં લશકર સાથે આવી પહોંચયા વીના તો કાંઈ રહેનારજ નથી અને તે પોતાની બોહોળી ફોજના મુખડાની ટુકડી દાખેલ તેણે પોતાની ઘોડેસવાર ફોજને પણ મેલી રાખેલીજ હશે; પરંતુ દુશમનોની ફોજની સંખ્યા વીષેની પુરતી માહેતગારી જ્યારે તેને મળી ચુકી ત્યારે પોતાની આસપાસ જે ઘોડેસવાર ફોજ કે તઈયાર પડેલી અને હાજર હતી તેની મારફતથી તેણે તેઓપર તરતજ જબરો મારો ચલાવવા માંડયો હતો. હવે પોરસના સરદારોએ જ્યારે એમ જોયું કે, સીકંદર ખુદ પોતેજ પોતાના સવારો સીખે આપણી ઉપર લશકરી કાનુનો પ્રમાણે બરાબર પોતાના સેપાહોની હારબંધ ગોઠવણી કરીને નહીં, બલકે નોખી નોખી ટુકડીઓ

ની મારફતથીજ ઉતરી પડેલો છે, ત્યારે તેઓ નહાસભાગ કરવાનેજ મંડી ગયા હતા. આથી તે નહાસ ભાગની વેળા તેના ચારસો સવારો અને તેનો જવાંમર્દ બેટો પણ તે મારામારીની દરમીઆનમાં મારયાજ ગયા હતા. વળી ત્યાંની ભુમીજ માટીની અને પોચી જેવી હતી તેથી પેલા રથો, ઘોડા અને બીજી તમામ ચીજો આસ્તે આસ્તે ત્યાંથી જે પાછળ હઠવાને મંડી ગયાં હતાં અને તે જંગમાં ગોયા નકામા જેવાં થઇ પડયાં હતાં, તેથી પેલા મકદુનીઅનો તેઓને પણ પોતાના કબજા હેઠળજ લેતા ચાલ્યા હતા. પેલા હીંદુ સવારો કે જેઓ તે નહાસ ભાગમાંથી બચી શકયા હતા, તેઓએ આવીને પોતાના રાજાને જ્યારે એવી ખબર પહોંચાડી કે સીકંદર પોતાની જબરી ફોજ સીખે આપણી નદી તો પસારજ કરી આવ્યો છે અને તમારો ગાદીનશીન કુંવર પણ તે યુદ્ધની દરમીઆનમાં મારયોજ ગયો છે, ત્યારે તે આકળોગાભરો જેવોજ બની ગયો હતો અને હવે મારે શું ઉપાયો લેવા જોઇસે તેની કશી તેને સમજણ વટીક પણ કાંઇ પડવા લાગીજ નહતી; કેમકે, બીજી તરફથી પેલો કરાતરસ પણ પોતાની અસલી છાવણીમાંથી પોતાની આખી ફોજ સીખે સીકંદરનાં લશ્કર તરફ આવવા પેલી નદીને હવેથી પસાર કરવાનેજ લાગી ગયો હતો, તોપણ આખેરે પોતાની આખી ફોજ સીખે તે તાજદાર અને તેની જબરી મકદુનીઅન ટુકડીઓની સામે થવા તે રાજાએ પોતાનો ઠરાવ પકકે પાયેજ કરી રાખયો હતો અને ત્યાં વેર ઠેઠ જઇને તેઓની સામે થવા અને એક જબરૂં જેવું છેલ્લું યુદ્ધ મચાવવાની તે તઇયારીજ કરતો બેઠેલો હતો; તોપણ કરાતરસના સવારોના ઘોડા પેલી નદી પસાર કરી આવીને ઝમીન ઉપર ઉતરતી વેળા ચોંકે અને રમખાણ કરી મેલે તે સારૂ તેણે પોતાની છાવણીમાં થોડાક હાથી અને સીપાહીઓને તો રાખીજ મેલેલા હતા. ત્યારબાદ તે રાજા પેલી મકદુનીઅન જબરી ફોજ સાથે લડવા પોતાની સાથે ચાર હઝાર ઘોડેસવારો, સઘળાં પોતાનાં ત્રણસો રથો, બસો હાથી અને ત્રીસ હઝાર પયદલ સીપાહીની ઝબરદસ્ત ફોજ લઇને તે તરફ પોતે કુચ કરવાનેજ મંડી ગયો હતો. ત્યાં જતાંને વાર જ્યાં આગળ કે પેલી જમીન માટીની કે પોચી જેવી બનેલી ન હતી અને રેતી યાને કહરેલને લીધે તે એકસરખી અને મજબુતજ થઇ રહેલી હતી ત્યાં વેર જઇને તેણે હવેથી પોતાની ફોજની સફ સમારવા માંડી હતી. આવી જગ્યાને મેદાનમાં હાથ કરતી વેળા તેની ગણતરી એવી હતી કે, મારા ઘોડેસવારોને ત્યાં ચોતરફ ધમચકરી મચાવવા અને આગળ જવા કે પાછળ હઠવાને સવળતા જેવુંજ થઇ પડશે. તે ફોજની હરોળમાં સપરપેહેલાં તો તેણે પોતાના હાથીઓને એકમેકથી એક "પલેથરૂમ" જેટલે છેટે છેટે ઉભા રાખીને ગોઠવી મેલ્યા હતા યાને દરેક હાથી એકએકની પડોસમાંથી એકસો એક ફીટને તફાવતેજ ઉભેલા દીસ્તા હતા, કે જેથી દુશમનના સવારોના ઘોડા તેઓને જોતાંનેજ વાર ચમકી ઉઠે અને તેઓ પેલી આખી મકદુનીઅન પયદલ ફોજ (ફેલેંકશ)ની પણ સામસામેજ ઉભેલા હતા તેથી તેઓમાં પણ કાંઇક ગભરાટ અને ધાસ્તીજ ફેલાતી ચાલે. આથી તેણે જોયું જે પેલા હાથીઓની વચ્ચોવચ્ચમાં જે ગાળો કે આવેલો હતો તેમાંથી તો કોઇપણ દુશમન મારી ફોજમાં તો ઘુસી શકશે જ નહીં; કેમકે, તેઓ તેમ જો કરવા જશે તો મારા ભારી હથયાર ધરાવનાર સીપાહીઓ તેઓ ઉપર એકદમ કુદી પડયા વીનાબી તો કાંઇ રહેશેજ નહીં અને પેલા હાથીઓ પણ તેઓની આસપાસ ફરી વળી અને ચક્કર મારીને તેઓને પોતાના પગ હેઠળ ગોયા ચાંપતા અને છુંદતાજ ચાલ્યા જશે. વળી તેઓની પડોસમાં પોરસે પછી પોતાના પયદળ સીપાહીઓને ગોઠવી રાખેલા હતા. તેઓને તો એવી રીતે ગોઠવવામાં આવેલા હતા કે, જેથી પેલા જાનવરોની પીઠ પાછળ સરોબર એકજ હારમાં તેઓ ઉભેલા કાંઇ જણાતાજ ન હતા; બલકે, તેઓથી બે હારને છેટેજ તેઓ ઉભેલા હોય તેમ દીસ્તા હતા, કે જેથી પોરસને જો કામ પડે તો તે આળામાંથી થોડાક તફાવત સુધી પોતાની પયદળ ફોજને

પણ તેમાં દોડાવી મેલવાને સવળતા જે સુંજ થઇ પડે. વળી પેલા હાથીઓની બંને બારડુઓ તરફ તેણે પોતાના પાયદળ સીપાહીઓની ટુકડીઓને પણ ગોઠવી રાખેલીઓ હતી કે જેઓની બંને બારડુઓ તરફ પેલી ઘોડેસવાર પલતન પણ પછી બીરાજતી હતી. ત્યાર બાદ તે આખી ફોજની હરોળમાં બંને બારડુઓ તરફ તેણે પોતાનાં રથોને આખેરે મેલી રાખ્યાં હતાં. હીંદુ ફોજની આવી તરતીબ અને ગોઠવણી જ્યારે સીકંદરનાં અવલોકનમાં આવી ચુકી, અને તેઓને તેણે લડવા સારૂ આમ સફસમારીનેજ જ્યારે ઉભેલા દીઠા ત્યારે તેણે પોતાના સવારોને તરતજ ઉભા રહી જવાનો હોકમ કીધો, કે જેથી તેની પુઠ પછવાડે જે પયદળ સીપાહીઓ આવતા હતા તેઓનેબી તેને પોતાની સાથેજ લઇ લેવાને બની આવે. એમ કરતાં તે પયદળ સીપાહીઓ પણ આવો મામલો જોઇને ઝડપમાં પેલી ઘોડેસવાર ફોજ સાથે આવીને સામેલ થતાજ ચાલ્યા હતા, તોપણ તેણે દુશમનો ઉપર એકદમ હલ્લો કરવાને હજુરબી પોતે કાંઇ દોરોસ્તજ વીચાર્યુંજ ન હતું; કેમકે તેની ફોજ એમ ઝડપમાં ચાલી આવતાં થાકી ગયલી હોવાથી તેને થોડીક આસાએશ તો આપવાની ગરજજ તેને જણાઇ હતી; કારણ એ જે, પોતાના હમનબરદની ફોજ તો કાંઇ થાકેલીજ ન હતી અને તરોતાજગી ભરેલી હાલતમાં તે યુદ્ધનાં મેદાનમાં પડીજ રેહેલી હતી. આથી પોતાની કુવત પાછી બરાબર મેળવી શકે અને પેલી થાક ઉતરી જાય ત્યાંસુધી તે પયદળ ફોજને તો તેણે આસાયશજ લેવા દીધી હતી અને દુશમનોની ફોજની ગોઠવણી વીષેની પુરતી માહેતગારી મેળવવાના હેતુથી હવે માર તે થોડે તે પોતે તે તરફ તરતજ નીકળી પડીઓ હતો.

**સીકંદર અને પોરસ વચ્ચે આગળ કદી પણ નહી થયલી એવી જોશમાં શુરૂ થયલી લડાઈની બાજી.**

ત્યાર બાદ ત્યાંથી તે સઘળો માયડો બરાબર રીતે ગોખી અને અવલોકન કરીને પોતાની ફોજ આગળ જ્યારે તે ફતેહમંદ શુરવીર આવી લાગયો ત્યારે પોતાના હમનબરદની ફોજની વચોવચમાં પેલા હાથીઓ તથા તેઓની પાછળ પેલા ગોલ્લા હીંદુ સીપાહીઓ ખીચોખીચ જે ગોઠવાઇને ઉભેલા હતા તે જોઇને તે તરફ જઇને તેઓપર હુમલો કરવામાં તે પોતે સલામતી જેવું કેવળે સમજવા લાગયોજ નહતો, અને પોરસની આવી યુકતીથી તે પોતે પણ જરા ધાસ્તીમાંજ આવી પડયો હતો; પરંતુ તેની કને સંખયાબંધ ઘોડેસવાર ફોજ તઇયારજ પડેલી હતી તેથી દુશમનોપર ડાબી બારડુથીજ હુમલો કરવામાં તે હવેથી પોતે દરોસ્તજ વીચારતો બેઠો હતો. આ પરથી તે ઝમાનાના હીંદુઓ લશકરી દાવપેચો અને કાવાદાવા તથા કવાયદોમાં કોઇથી પણ ખાંટયા જાય તેવાજ નહતા, એમ સ્પષ્ટ રીતે પુરવાર થઇ શકે છે. આથી તે સરદાર ખુદ પોતેજ પેલા સવારોને લઇને ઝડપમાં તે બારડુ ભણી ઉતરી પડયો અને તેની જમણી બારડુ ભણી પોતાની તથા દીમીત્રીઅસની ઘોડેસ્વાર ફોજો સીખે કોઇનુસને તેણે દોડાવી મેલ્યો હતો અને તેને એવું ફરમાન આગમચથીજ પોતે આપી રાખેલું હતું કે, દુશમનોની પછવાડેજ બરાબર રહીને જ્યારે પેલા ખીચોખીચ ઉભા રાખેલા હીંદુ સવારો તેની સામે રૂબરૂ આવી પહોંચે; ત્યારેજ તમો તમારા સવારો સીખે ઝડપમાંજ તેઓ સાથે લડવાને મંડી જજો. સીલીયુકસ, એનતીજીનીસ તથા તુરોનને તો પોતાની પયદલ ફેલેંકશયાને ફોજ સીખે તે તરફ ઉપડી જવાનો હોકમજ થઇ ચુકેલો હતો; પરંતુ તેઓને આગમચથીજ એમ ભણાવી રાખવામાં આવેલું હતું કે, જ્યાં સુધી મારા સવારો હીંદુ સવારો તથા પયદલ ફોજને વીખેરી નાંખે નહીં ત્યાં સુધી તમારે તો તે જંગનાં મેદાનમાં પડી જવુંજ નહીં. હવે જ્યારે દુશમનોની પેલી ફોજ તેના તીરો જઇ શકે એટલી હદવેર છેક નઝદીકીમાંજ આવી લાગી, ત્યારે પોતાના એક હઝાર તીરઅંદાઝ સવારોને હવેથી આગળ કહાડી, તે પોતાના દુશ

મનોની ફોજની ડાબી બાજુ ભણી ઉપડી ચાલ્યો એવા વીચારથી કે, મારા તીરઅંદાઝ સવારોના પયદરપયના મારાથી હું ત્યાં ઉભી રહેલી પેલી હીંદુ ફોજને અકળાટ ગભરાટમાં નાંખી દઇને વીખેરી નાખયા વીના તો કાંઇ રહીશજ નહીં અને જ્યારે તેવી હાલતમાં તે ફોજ આવીજ પડશે ત્યારે ઠેઠ તેની પેહલું આગળ ઝડપમાં મારા ખાસ સવારો સાથે દોડી જઇને તેઓના સવારો પોતાની વયુહ રચનામાંથી દંડવયુહ રચનામાં એક હારમાં ગોઠવાઇ જાય તે આગમચ તો હું તેઓને નહાસભાગની હાલતમાંજ લાવી મેલીશ.

બીજા હાથ ઉપર સીકંદર સાથે રૂબરૂ થવા માટે હીંદુઓએ પણ પોતાના તમામ સવારોને સરવે ઠેકાણેથી જમાવ કરી નાંખીને પોતાનાં અસલી સ્થળ આગળથી હવે આગળ વધવા માંડયું. પોતાના શેઠ અને મુરબીના હોકમ પ્રમાણે ક્રોઇનુસ પણ તે ફોજની પીઠ પછવાડેથી પોતાના માણસો સીખે હવેથી પોતાનો દેખાવ કરવાને લાગી ચુકયો હતો. આવો મામલો જોતાંનવાર પેલા હીંદુઓને પણ પોતાના સવારોની હાર ગોયા બંને બાજુઓ તરફ જોતીજ રહેલી હોય તેવી રીતે ગોઠવવાને ફરજજ થઇ પડી હતી. તેઓ માંહેલા ચુનંદા અને વધુ સંખયાબંધ સેપાહોને તો અલબતાં પોરસને સીકંદરની સામેજ મેલવા અને ગોઠવવા પડયા હતા અને બાકીનાઓને તો પેલી કેઇનુસની ફોજની આસપાસ ફરી વળવાનોજ હોકમ મળી ચુકેલો હતો. આથી પેલા મકદુનીઅન સવારો તો તેઓની સફ ઉપર તરતજ હુમલો કરીને તેઓની જણતરીને ઉંધી વાળી દીધી હતી, જેથી તેઓ ઘણાજ અકળાટ ઘભરાટમાંજ જઇ પડયા હતા. આવી તક મળી ગયાથી જેવા તે સવારો હેરયું લઇને બીજી બાજુ ભણી ચક્કર લેવાને મંડી ગયા કે તેવોજ સીકંદરે પોતાની રૂબરૂ ઉભી રહેલી ફોજ ઉપર એવો તો ઝબરદસ્ત મારો પોતાની ઘોડેસવાર ફોજની મારફતથી ચલવવાને મંડી ગયો હતો કે જેથી તે મારા સામે પેલા હીંદુ સવારો ટકી રહી શકયાજ નોહતા અને બારેવાટ થતાજ ચાલ્યા હતા. આથી પોતાના બચાવ ખાતેર તેઓને પેલા હાથીઓનીજ પોશતપનાહ લેવી પડી હતી અને તે તરફજ તેઓ નાહસભાગ કરતા રહેલા હતા. આવો મામલો પેલા મહાવતોને પોતાના હાથીઓ ઉપરથી જ્યારે નજરે પડી ચુકયો; ત્યારે તેઓએ પોતાના જાનવરોને દુશમનોની ઘોડેસવાર ફોજો ઉપર તરતજ દોડાવવા માંડયા હતા; કેમકે, તે દરેક હાથી ઉપર ચાર ચાર માણસો સવાર થયલાં દીસતા હતા, જેમાં એક જણતો મહાવતનું કામ અને બીજા ત્રણ જણા તો લડવાનું કામ પોતે આટોપી લેતા બેઠેલા હતા; એમ ઇલીઅન આપણને જણાવી ગયો છે. (જુઓ તેની "જાનવરોની તવારીખ" ૧૩-૯) એટલામાં પેલી મકદુનીઅન ફાલેંક્શ પણ પેલા હાથીઓની રૂબરૂ આવી લાગી હતી. તેઓએ તો આવતાંનજવાર ચોતરફ ફરી જઇને પેલા હાથીઓ ઉપર જબરો મારો ચલાવવા માંડયો હતો, એટલુંજ નહીં; પરંતુ તેઓના સવારો ઉપર પણ પોતાના તીરોનો ભાથકો એકદમજ છોડી મેલયો હતો. હવેથી તે લડાઇએ ગોયા કાંઇક જુદીજ પ્રકારનું રૂપ ધારણ કરવા માંડયું હતું કે જેવું આગલી લડાઇઓમાં કેહે પણ જોવામાં આવેલુંજ ન હતું; કેમકે, પેલા જાનવરો તે તરફ જ્યારે ચક્કરજ લેતાં ચાલ્યાં; ત્યારે ગમે તેવીબી પેલી મકદુનીઅન ફાલેંકશ ખીચોખીચ માણસોથી ભરાયલી હોય અને તેઓના પયદલ સેપાહો પણ જ્યાં સફ સમારીને ઉભેલા હોય તે આપર એકદમજ પેલા હાથી અને હીંદુ સ્વારો તો ધસારો લઇ જઇને તેઓનો સદંતરજ નાશકરતા ચાલ્યા જતા હતા. હવેથી તે લડાઇમાં પેલી હીંદુ પયદલ ફોજને પણ જ્યારે એમ બાજી ઉઠલાઇ પડેલીજ લાગી ત્યારે પેલી ઘોડેસવાર ફોજ કે જે આગળ સીકંદરથી હાર ખાઇને પેલા હાથીઓને આશ્રે જઇ પડી હતી તે પણ પાછી જમા થઇ જઇને પેલા મકદુનીઅન સવારોની હરોળમાં ફરીને લડવા સારૂ આવીને ઉભી

રહી ગઈ હતી; પરંતુ પેલા માસીદોની અન સીપાહીઓ જે જોર અને લશકરી કવાયદોમાં ઘણા જબરા જેવા ગણાતા હતા તેઓ બીજી વખતે પણ તેઓ ઉપર ફતેહ ચાલ્યા ગયેલા હતા, કે જેથી તેઓને હઠી જઈને પાછો પેલા હાથીઓનોજ આશ્રો લેવો પડયો હતો. તેટલામાંજ પોતાના સરદારના હોકમથી કાંઈ નહીં બલકે લડતાં લડતાં પેલા યવન સવારો પણ એકજ જ્યાને જે આપોઆપ ગોઠવાઈ ગયા હતા તેઓએ પણ પેલી હીંદુ ફોજની સફ ઉપર એકદમ પડી જઈને તેને ભાંજી તોડી નાંખી તેનો સંજડ ઘાણુજ કહાડવા માંડયો હતો. વળી પેલા જાનવરો પણ એક સાંકડા જેવા પીંજરામાંજ ગોયા સપડાઈ ગયાં હોય તેવી હાલતમાં હવેથી જે આવી પડયાં હતાં તેથી તેઓ ગાંડા ઘેલા જેવાં મસ્ત બની જઈને નહી દોસ્ત કે દુશમનો વચ્ચે કશો પણ ફરક કે તફાવત સમજવા લાગ્યાંજ ન હતા અને તેઓ પોતે ચકરાવો લેતી વેળા ધક્કા ધક્કીમાં જેઓ માનવીઓ કે તેઓના રસ્તામાં આવી જતાં હતાં તેઓને તેઓ કચડતાજ ચાલ્યાં જતાં હતાં. આથી તે જાનવરોને આશ્રે પેલા સકંજા જેવી તંગ જગયામાં જેઓ સવારો કે નહાસીને ભરાઈ બેઠા હતા તેઓ પણ પેલી મકદુનીઅન ફોજને હાથે સારીકાની કતલજ થતા ચાલયા જતા હતા.

આમ સીકંદર જ્યાં પણ જાય ત્યાં લોહીની નીખોજ પોતે ચલાવતો રહેલો હતો; પરંતુ તે લોભી અને આપખુદ તાજદારને આ વાત તો કેવળે માલુમજ નહીં હતી કે, પેલી કુદરતની વેર લેનારી દેવી તેની પીઠ પાછળ હાલ તરત તો ગોયા હસ્તીજ બેઠેલી હતી. વળા તેઓના ભાલાઓના મારાથી ઘણાખરા મહાવતો તો વીધાતાજ ચાલ્યા ગયા હતા અને કેટલાએક હાથીઓ તો ઘાયલ વટીક થઈ પડયા હતા; જેથી ધણી વગરના ઢોરો જેવા તેઓ જે હાલમાં થઈ પડય હતા તેથી ગાંડા ઘેલા જેવા બની જઈને ચોતરફ ધમચકરી મચાવી દોસ્તઆશનાઓ કે દુશમનોને પણ પોતપોતા ભારી પગો હેઠળ દાબીને છુંદીજ નાંખતા ચાલ્યા હતા અને તેઓને વવાની વવાનીને મારી નાખતાંજ ચાલતા હતા. હવે પેલા મકદુનીઅન સીપાહીઓ તો મસ મોટાં ચોગાનોમાંથીજ તે જાનવરો ઉપર દુર દુરથીજ મારો ચલાવતા જે રહેલા હતા, તેથી તેઓ તરફ જ્યારે પણ પેલા જાનવરો દોડી જતાં હતાં ત્યારે પોતાના કાનુન તેમજ કવાયદો પ્રમાણે તરત નહાસભાગમાંજ પડી જતા હતા અને જયારે પણ તે જાનવરો ચક્કરો લઈને પોતપોતાની જગયાઓ ઉપર પાછા ફરવા માંડતાં હતાં કે તેવામાંજ પાછો તેઓનો દુંબાલો પકડીને દુર દુરથી તેઓપર પોતાના ભાલા જોરથી ફેંકવાને મંડી જતા હતા. આથી પેલા હીંદુ સીપાહીઓ જેઓ કે તેઓનો આશ્રો લેવાને જે પાછા હઠી જતા હતા તેઓનોજ બીચારાઓનો તે જાનવરોને હાથે જબરો ઘાણુ નીકળતો ચાલ્યોજ જતો હતો; પરંતુ એમ લડતાં લડતાં પેલા હાથીઓ જયારે થાકી જતા હતા અને પોતામાં જોર અને કુવતના જયારે વાંધાજ જોતા હતા; ત્યારે દુશમનો તરફ જોતાં જોતાં મોટી ચીચયારીઓ પાડીને આસ્તે આસ્તે પોતાની છાવણી ભણીજ તેઓ ઉતરી પડતાજ ચાલતા હતા. આમ હવેથી સીકંદરે પોતાના સવારો મારફતથા પોતાના હમનબરદોને ચોતરફથી જ્યારે ઘેરીજ લીધા ત્યારે તેણે પોતાની પયદલ ફોજને એવી એક નીશાન કરી દેખડાવી હતી કે, તમારે ઝડપમાં તમારી ઢાલોને એકમેક સાથે આમેઝ કરી નાંખીને મારી સાથે આવીને તરતજ મળી જવું જોઈશે કે જેથી આપણે સઘળા જણા મળી જઈને જુડાબંધ દુશમનોપર ઉતરી પડયે. આવી યુકતીથી ઘણીખરી હીંદુ ઘોડેસ્વાર ફોજ અને પયદલ સીપાહીઓનો તો તે જંગનાં મેદાનમાં હવેથી કાંટોજ નીકળી ગયો હતો; કેમકે, પેલા મકદુનીઅન સવારો તેઓપર ચોતરફથી ફરી વળીને જબરો મારો તેઓપર ચાલુજ રાખી બેઠેલા હતા, આથી તે યવન ઘોડેસ્વાર ફોજમાં જ્યાં જ્યાં ગાળા પડી ગયલા હતા તેમાંથી કેટલાએક હીંદુઓ તો નહાસી જવાને પો

તે સામર્થવાનજ નીવડી પડયા હતા. એ ટલામાં પેલી નદીની પેલીપાર કરાતરસ અને બીજા યવન સરદારો જે પડી રહે લા હતા તેઓએ જ્યારે જોયું કે, સીકંદર તો આખેરે દુશમનો ઉપર ફાવતો જ ચાલ્યો જાય છે ત્યારે પોતાના આ ગલા હોકમ મુજબ તેઓ પણ હવેથી પેલી નદીને પસાર કરવાનેજ લાગી ગયા હતા. તે ફોજ જે અત્યારસુધી તરો તાઝગી હાલતમાંજ પડી રહેલી હતી તેથી તેણે પેલી થાકી ગયલી સીકંદરની ફોજને પડતી નાંખી અને વીસા મોજ લેવા દેઈને તેની મદદેજ ગો યા જઈ પહોંચીને પેલા નહાસભાગ માં પડી ગયલી હીંદુઓનો તો દુંબા લો પકડી તેઓનો કચડઘાણુજ કહા ડતી રહેલી હતી. આથી આ જંગ જે પલુતારકના કહયા મુજબ આઠ ક લાક સુધી ઘણાં જોશમાં જે ચાલુ રહ યું હતું (જુઓ. તેનો "સીકંદર" વી૦ ૬૦ મો) તેથી હીંદુઓ પોતાના વીસ હઝાર પયદલ સેપાહો અને ત્રણ હજાર ઘોડેસ્વારોને ખોહી બેઠા હતા; તે મજ સીકંદરને પણ પોતાના બસો એંસી સવારો અને સાતસો ઉપર પયદલ સીપાહીઓને મારતાજ આપવા પડયા હતા, એમ ડાયોદોરસ આપણને જણા વી ગયો છે. આગળ ચાલતાં એ પાછલો જ રાવા યાને રવાયત એ લે જે તવારીખ નો લખનાર એ મરણ પામેલી અ ને કેદ પકડાઈ ગયલી હીંદુ ફોજની સં ખયા સારૂ એમ વરણુન દરશાવી જાય છે (જુઓ, તેની ઓ૦ ૧૭-૮૯) જે એ યુધની દરમીઆનમાં બારસો ઉપર હીંદુ ઓ મારયા ગયા હતા અને નવ હઝાર ઉપર માણસો તો કેદજ પકડાઈ ગયા હતા જેઓમાં એંસી તો કહે છે જે હાથીઓજ હતા. વળી તે જંગમાં એ રીઅનના કહયા પ્રમાણે સઘળા હીંદુઓ ના રથોના તો ફુરચે ફુરચાજ ઉડી ગયા હતા અને પોરસના બે શાહઝાદા તથા તે મુલકનો તે રાજાનો નેમી આપેલો સુબો સપીતાસીસ પણ મારયાજ ગયા હતા. આ છેલ્લું સપીતાસીસ નામ પારસી ના મ સપીતમસ સાથે જે એકમળતું આ વે છે તથા ત્યાં આવેલી હાઈદાસતીસ ન દીનું નામ પણ અવસ્તાઈ લુગત વીદ સ્પ સાથે જે યકસાન ઉતરે છે, તેપરથી આપણા મનમાં એવો ભરાંત જાય છે કે, એ હીંદુ રાજા કદાચ નામનો પણ ઈરાનની બાંહેધરી હેઠળ તે જમાનામાં ગણાવો તો જોઈએ જેથીજ સીકંદરે તેના મુલક ઉપર પણ સવારી લઈ જવાનો દા વોજ લઈ બેઠેલો હશે; કેમકે તે તાજ દાર અત્યાર સુધી તો પયદરપય જીતો પર જીતો મેળવી સઘળાં હખામની સલ તનતના તાબા હેઠળના મુલકોજ પોતે સંપાદન કરતો ચાલેલો હતો. તે સાથે એ જંગમાં પેલા રથોને તથા પેલા હા થીઓને હાંકનાર સરવે મહાવતો અને પોરસની ફોજના તમામ લશકરી અમલ દારો વટીક મારયાજ ગયા હતા, અને જેબી હાથીઓ મારયા ગયા નહતા તે ઓને તો સીકંદર ખુદ પોતેજ લઈ બે ઠો હતો યા કેદ પકડી ગયો હતો. એ રીઅન આગળ ચાલતાં વળી એમ પણ કહે છે જે, એ સપર પેહેલાં યુધની વેળા સીકંદર પોતાની સાથે છ હઝાર પય દળ સેપાહોને લઈને જે ઉતરી પડયો હતો તેઓમાંથી આશરે એંસી ઉપર સી પાહીઓ, દસ ઘોડેસવાર તીરઅનદાઝો, આસરે વીસ એ તાજદારના ખુદ પોતા નાજ સવારો અને બીજા બસો ઘોડેસ વારો કરીનેજ મારયા ગયા હતા. હવે પોરસે આ લડાઈમાં પોતાની જબરી જ વાંમરદી અને લડાઈની કુનેહ જે દેખ ડાવી આપી હતી અને તેણે પોતાના સ વારો, હાથીઓ અને પયદળ સેપાહોને જયારે જુડાબંધ મુવેલાજ પડેલા દીઠા અને કેટલાએક હાથીઓને તો મહાવત વીના અંહીં તંહીં બતંગ હાલતમાંજ ન હાસભાગ કરતાં દીઠા તયારે તે જંગનાં મેદાનમાંથી તે તો કાંઈ ભાગીજ ગયો ન હતો; બલકે જેબી સેપાહો કે ત્યાં હજુ હથયારબંધજ પડેલા હતા તે ઓને પાછા એકઠા કરી નાંખીને તે લડા ઈને પોતે તો લંબાવતોજ ચાલેલો હ તો, પરંતુ આખેરે જયારે તેનાં જમ ણા ખભામાં એક કારી ઘાજ લાગી ગ યો; કેમકે, તેનાં કદાવર શરીરનો તેજ ભાગ બખતર વીના તે લડાઈની વેળા માત્ર ભુલથી ઉઘાડોજ રહી ગયલો હતો

ત્યારે તેણે તેના અકસમાતથી પોતે ફરી જઇને એક ચક્કર લઇ લીધું હતું અને પોતાના હાથીને ફેરવીને તે જંગનાં મેદાનમાંથી પાછલે પગે તેણે હવેથી હઠવા માંડયું હતું. તેના બખતરનો બાકીનો ભાગ કે, જેના સાંધેસાંધા મજબુતીથી જે જકડી લેવામાં આવેલા હતા તેનાં બળથીજ પેલા તીરોમાંથી તેનાં બાકીનાં શરીરનો બચાવ થઇ શકતોજ ચાલુ રહેલો હતો.

વળી આગળ ચાલતાં તે મજકુર એકતરફી રૂમી નવીશનદો એરીઅન જેગદૅાટ માફક બીચારા દરાયશ ઉપર જે ખોટો આરોપ મેલવા માંગે છે તેની વીરૂધમાં તો રાલીનસન કેટલેએક દરજજે સુધી પોતે પણ ઉતરીજ પડે છે, એટલુંજ નહીં, પરંતુ આગળ ઉપર જણાવયા પ્રમાણે શાએર ફેરદુસી તો પોતે એમ સાફ જણાવી જાય છે કે:

"સેપાહ શોદ ગોરીઝાન વ દારા બેજંગ"

યાને જયારે તે શેહેનશાહે પોતાની ફોજને નહાસભાગ કરતીજ દીઠી તો પણ તે ખુદ પોતે તો તે જંગનાં મેદાનમાં શામેલ અને ગુંથાઇજ પડેલો હતો, માટે દુશમન અને જુદદીન નવીશનદાઓનો એ કલંક પણ કાંઇ પાયદાર રહી શકે તેવો મને તો કાંઇ હાલમાં દીસ્તોજ નથી. શાયર નીઝામી તો તેથી બી આગળ વધીને એમજ વરણુન દરશાવાને મંડી જાય છે કે, સીકંદરની દરાયસનાં ઉપર મેળવેલી આ બીજી "અરબેલા"ની ફતેહ તે, કુદરતનાં અજાયબ સંજોગોથી જેમ એક મગતરૂં હાથી ઉપર ફાવી જાય છે તેવાજ પ્રકારની હતી. જ્યારે સીકંદરે હવે એમજ જોઇ લીધું કે, મારો હમનબરદ રાજા પોરસ તો જબરો સેપાહ બચો અને મોટાં મનના માનવી જેવોજ દીસે છે, ત્યારે તેની બહાદુરીના પોતે તો વખાણુજ કરતો બેઠો હતો અને તેનાં જાનને બચાવી લેવાના ઠરાવપર પોતે પણુ આવી ગયો હતો. આથી સપર પહેલાં તો તેણે પેલા તેક્ષીલીસ રાજાને તેની કને મોકલાવી આપયો હતો. આથી તે રાજા જે હાથીપર પેલો પોરસ કે નહાસભાગ કરતો રહેલો હતો તેની છેક નજદીક વેર જઇ લાગયો; પરંતુ પોતાના બચાવ સારૂ તેણે તેનાથી જરા છેટે છેટેજ રહેવા માંડયું હતું, કે મબાદા પોરસ મને પોતાનો દુશમન સમજીને દુરથીજ વીંધી નાંખે નહીં અને તેને છેક લાંબેથીજ પોતે એમ કહેવા લાગયો હતો કે, એમ નહાસભાગ કરવામાં કશો સાર તો રહયોજ નથી, માટે તમારા હાથીને જરા ઉભો રાખી એ પાદશાહે મારી મારફતથી જે પેગામ તમો પર મોકલાવી આપયો છે તે મેહરબાની કરીને જરા સાંભળી લેઓ; તો જોકે પોતાના તે જુના દુશમનને જોતાંનેજ વાર પોરસ તો પોતાના હાથીને ફેરવીને તેને પોતાના જંબ્બાથીજ વીંધી નાખવાની તઇયારીમાં હતો, અને કદાચને તે તેને મારી પણ નાંખી શકતે, પરંતુ પેલો તેક્ષીલીસ રાજા પોતાની સમયસુચકતા વાપરીને પોતાના ઘોડાને તેનાથી ઘણે છેટે સુધી દોડાવી લઇ ગયો હતો, કે જેથી તે તેના મારાગાથી તો પોતે સેહેજમાંજ બચી શકયો હતો. જોકે પોતાના આ પેગામને આમ પોરસે આ વેળાએ અપમાન તો આપયું હતું તોપણ સીકંદરે તે વાતને તો પોતાના મનસે ખાતેરમાંજ કાંઇ લખી નહતી અને તે પોતે તે રાજા ઉપર ગુસ્સેબી થયોજ નહતો અને પોતાના બીજા એપચાઓને પણ તેની પુઠે પુઠે દોડાવી મેલ્યા હતા. આખેરે તેણે તેના એક હીંદુ સ્નેહી નામે મેરોઇસને પોતે શોધી કહાડયો કે, જે તેનો ઘણો પુરાણો દોસ્ત થતો હતો અને તેની મારફતથી પોતાનો પેગામ પોરસને પહોંચાડયો હતો. તે પેગામ તેનાથી સાંભળતાંનેજવાર પોરસે હવેથી પોતાના હાથીને ઉભો રાખયો અને તેના ઉપરથી તે હેઠળ ઉતરી પડયો; પરંતુ ઘણો તરસ્યો અને અરધો મુવેલા જેવો પેલા હાથીનેજ આશ્રે પોતે જે પડેલો હતો તેથી પાણી પીવાની તેણે હવેથી જરા ઇસ્તેહા દેખડાવી. (જુઓ, કરસીયુસ, ૮–૫૦ થી ૫૧, દાયોદોરસ ૧૭–૮૮ અને ઇલીઅનની "જાનવરોની તવારીખ," બા૦ ૭–૩૭) આમ પાણી પી જરા આસુદે થઇને તેણે પોતાના

તે રફીકને કહેવા માંડયું કે, ચાલો, તમો
મને સીકંદર કને દરતજ લઇ જાઓ.
જ્યારે સીકંદરને એમ માલુમ પડી ચુક
યું કે, પેલો મેરોઇસ તો પોતાનાં કામ
માં ફળદરૂપજ નીવડી પડીને પોરસને મા
રી કનેજ લાવે છે તયારે તેને એસ્તેક
બાલ લેવા પોતે પણ પોતાના કેટલાએ
ક સવારો સીખે બાહેર ધસી આવયો
અને પોતાના રખસને ઉભો રાખી તે
તેની બહાદુરી, તેનાં ખુશનોમાં શરીર
અને તેના મજબુત બાંધાની પોતે તા
રીફ ગાવાનેજ લાગી ગયો હતો; કેમકે,
તેની ઉંચાઇ પાંચ દસ્તગજ થાને પણ
વધારે બુલંદ જેટલી દીઠામાં આવતી
હતી. (જુઓ, કરસીયુસ, ૮—૪૪ તથા
જસ્તીન ૧૦—૮) વળી તે રાજા પોતા
ની હીંમત પણ કાંઇ હારી ગયલોજ ન
હતો, તેથી પણ તે તાજદાર ઘણો મ
ગન થવા લાગયો હતો અને જરા અ
ચરતીમાં પણ પોતે પડી ગયો હતો, કા
રણ એ જે, પોતાનાં રાજપાટના બચાવ
સારૂ આમ હીંમત અને બહાદુરીથી લ
ડયા બાદ જેમ એક દેલાવર સેપાહ બ
ચો પોતાના જેવા બીજા પેહેલવાન
આગળ હીંમતથી જઇને ઉભો રહી જાય
છે તેમજ તે સીકંદર કને આવીને તેની
મોલાકાત લેવાને અરથે ઘણી હીંમત
અને ભારે ભારબોજથીજ પોતે ઉભો
રહેલો હતો. આથી સીકંદર તેની સાથે
પોતેજ સપર પહેલાં વાતચીત કરવાને
મંડી ગયો હતો અને તેને એમ પુછ
વા લાગયો હતો કે, તમોજ કહો કે
મને તમારી સાથે હવેથી કેવી રીતે
વરતવું જોઇએ? તેના પ્રતી ઉતરમાં ક
હે છે જે તે રાજા એમ બોલી ઉઠયો હ
તો કે," અરે ઓ એલેકઝાનડર તમારે મા
રી સાથે એક રાજા તરીકેજ વરતવું
જોઇશે." આવા તેના ઉતરથી સીકંદર
પોતે અતયંત ખુશી થઇ ગયો હતો
અને તેને એમ કહેવાને મંડી ગયો હ
તો કે "મારી તરફથી તો હું તમને
એક રાજાજ તરીકે આવકાર દેવાને ત
ઇયારજ બેઠેલો છું; પરંતુ તમો તમા
રે ખુદ પોતાને સારૂ મારી કનેથી શું
ઉમેદ રાખો છો; તે પણ જરા મને
મેહેરબાનીની રાહે કહી સંભળાવો?"

તયારે પોરસ બોલી ઉઠયો જે: "સાહેબ
મેં જે માંગણી કીધી છે, તેમાં સરવે
બાબતો સમાઇજ ચુકેલી છે." આ
વા તેના લાયક જવાબથી તો તે પાદ
શાહ પોતે અતયંત છકજ થઇ ગયો હ
તો, જેથી તેણે તેની કનેજ તેના રાજ
પાટની લગામ રહેવા દીધી હતી; એટ
લુંજ નહી, પરંતુ તેના મુલક થાને
પણ બીજાં વધારે દેશાવરો તેના સ્વાધીન
હેઠળ પોતે કરી આપયાં હતાં, એમ પ
લુતારક (જુઓ, તેનો સીકંદર વી૦ ૬૦)
અને કરસીયુસ (૮—૫૧) આપણને જ
ણાવી ગયા છે. આમ તેણે તે બહાદુર પુરૂષને
એક રાજાજ તરીકે પોતે પણ આશ્રો આ
પયો હતો, જેથી તે તારબાદ તેના એક
જાની દોસ્ત તરીકેજ નીવડી પડયો હતો.
આમ આ જંગથી પોરસના રાજયનો
અને હાઇદાસપીસ નદીની પેલી પાર વસ
નાર હીંદુ લોકોનાં રાજપાટનો તો ફેસલો
જ આવી ચુકયો હતો. એ લડાઇ આથેનસ
ખાતે જયારે હીગીમોન ત્યાંના પદસ્થા
ન ઉપર પોતે બીરાજતો હતો તયારે ય
વન લોકોના મુનીચીઅન મહીનામાં યા
ને ઇ૦ પુ૦ ૩૨૬ ની તારીખ ૧૮ મી
એપ્રીલથી તારીખ ૧૮ મી મે સુધીમાં
પુરી થઇ ચુકી હતી. તેથી ઉલટું દાયો
દોરસ તો આપણને એમ જણાવી જાય
છે (૧૮—૮૭) કે એ લડાઇ જ્યારે જા
ગી ઉઠી તયારે આથેનસના સરનશીન
તરીકે તયાંના પદસ્થાન ઉપર ચરીમીસ
ખુદ પોતેજ બીરાજતો હતો અને મ
જકુર હીગીમોનનો દોર તો કાંઇ તયાં હ
જુર સુધી જાગી ઉઠેલોજ નહીં હતો.

એ તાજદારે પોરસ સાથે જેવી
નેકચાલ ચલાવી હતી તેવી ચાલ તો તેણે
દરાયશ કે તેનાં વંશના કોઇબી શાહઝા
દાઓ સાથે પણ કેવજે પોતે તો કાંઇ
ચલાવીજ નહીં હતી; કેમકે, તે તો જ્યા
રે ઝમાનાની ચહડતી પડતી બાઝીથી પો
તાનાં રાજયના આગલા સુરબીઓ ઉપ
ર ફાવતોજ ચાલયો તયારે પોતાની તે
હેકરાઇ અને તુનદાઇથી તેઓનો તો તે
નાશજ કરતો ચાલયો ગયો હતો. પ
રંતુ તેમાં હું સીકંદર થાને તેના ઉસ્તા
દ અરસતુનેજ વધારે વાંક સમજું છું;
કેમકે, તે આથીનીઅન વકતા ઇરાનને

હવેથી કચડી નાંખવાની સલાહ પોતે પોતાના તે શાગેરદને આપતો રહેલો હતો. વળી તે જાતે કુદરતીજ બેહદ તેઝ બુધીનો હોવાથી હોકમાએ મઆદીઆતો ("મેટીરીઅલીસ્ટીક ફીલાસોફરો") નો તો તે ગોયા ગુરૂદેવ જેવોજ થઇ પડયો હતો; તે કારણે પોતાના ઉસ્તાદ રોશન મગજના અફલાતુન સાથે પણ તે પાછળથી કાંઇ બરાબર નીવડી પડયોજ નહીં હતો, તેથી આપણને તેની આવી ગેરમુનાસેબ ચાલચલગત ઉપર જરા ખેદ તો ઉતપન થયા વીના તો કાંઇ રહેતોજ નથી. જેમ તેના મજકુર ઉસ્તાદ અફલાતુને રૂહાની બાબતો ઉપર વીશેષ લક્ષ આપવા માંડયું હતું તેમજ તેના આ "સ્તેજે રાઇટ" ચેલાએ પ્રાકરૂતીક ફીલસુફીઓ ઉપર વધારે શોધખોળો કરવા માંડી હતી અને તેનાંજ શીક્ષણ પ્રમાણે હજીસુધી યુરોપીઅન આલમા વટીક ચાલ્યા જાય છે; અને જેમ ફેરદુસીને તેની જનમભુમી તુસ શેહેર ઉપરથી આપણે તુસીના એલકાબથી પીછાનયે છીએ; તેમજ સીકંદરના આ ઉસ્તાદનેબી તેની જનમભુમી સ્તેજીરા નામના શેહેર ઉપરથી સ્તેજેરાઇટનાં નામ હેઠળ આગલા યવન લોકો પીછાની ગયા છે. તે શેહેર મકદુનીઆનાં દેશાવર ખાતે ચાલસીદીસી નામનો જે એક પ્રાંત આવેલો હતો તયાં આગળ આવેલું હતું. સીકંદરને પણ તેની જનમભુમીનાં નામ ઉપરથી અંગ્રેજ શાએર મીલટન "ઇમાથીઅન" શુરવીરો એવાં નામ હેઠળ આપણી સાથે ઓળખાણ કરાવી જાય છે. આ સ્થુળ સંબંધી બાબતોનેજ ફકત તેણે ઉપાડી લીધી હતી, તેથી તો તેને જરથોસ્તી ધરમને ફરીને તરોતાઝગીભરેલી હાલતમાં લાવનાર શહેનશાહ અરદેશર બાબગાને તેમજ ખ્રીસ્તી ધરમને નવેસરથી ગાળી કહાડનાર અને પ્રોટેસ્ટંટ ધરમને આશકારા કરનાર લુથરે વખોડી કહાડયો હતો; કેમકે, આપણો આ મજકુર પાદશાહ તો તેની ફીલસુફીને "જેહેર" એવુંજ નામ પોતે આપી ગયો છે. તયાર બાદ તેલતા તરફ આવેલાં બીજાં બે ચાર શેહેરો ઉપર હુમલો લઇ જઇને તે હજુ પણ આગળ વધવા માંગતો હતો; પરંતુ તેનું લશકર હુલડ મચાવીને હાલતરત તો સદંતરજ આડુંજ થઇ બેઠું હતું, જેથી તેને નાચારીનું મારયું પાછું પોતાનાં દેશ ભણી હવેથી ઉપડી જવુંજ પડયું હતું.

હવે એની આવી જબરી ફતેહો ઉપર બારીકીથી અવલોકન કરતાં, તેનાં રચેલાં આવાં મહાભારત પરાક્રમો ઉપર તો કશી પણ તાનાજની થઇ શકે તેવીજ નથી; કેમકે, તેણે તો આ લડાઇ સપરપેહેલેથીજ ઇરાનનાં પ્રબળ રાજય સામેજ ઉઠાવેલી હતી; માટે તે રાજયનો ચકરાવો બોહોળો હોવાથી તેના તાબા અને આશ્રા હેઠળનાં પ્રાંતો અને દેશાવરો અને તયાં આવેલી જુદી જુદી પ્રજાઓને છેક હાઇદાસપીસ નદી વેર તે જે જીતતો ચાલયો હતો તે વાત તો બરહકજ હતી; કેમકે, તે સઘળી વરણો હવેથી ઇરાનને પડતું નાંખીને એનીજ માયાપુંજીઓ જેવીજ હાલતરત તો ગોયા થઇ પડેલી હતી; પરંતુ જયારે તે સરહદ પણ વતાવી જઇને તેણે આખાં હીંદને પણ પોતે લઇ બેસવાનો એરાદો કીધો અને હજુ પણ આગળ ચતરાવાનો મનસુબો લઇ બેઠો; તયારે તેની તે ચાલ એનસાફની આંખો આગળ તથા હાલના સુધરેલા લશકરી કાનુનો પ્રમાણે તો કાંઇ વાજબી ગણી શકાય તેવીજ ન હતી; તોપણ તેને વાજબી ગણવા સારૂ તે ઝમાનાના યવનોએ હવેથી એવો બુટો શોધી કહાડી બેઠા હતા કે, કુદરતીજ અમો લોકો તો પરકોમો સાથે મારામારીઓ કરતાજ આવેલા છીએ, માટે આવી કુદરતી લડાઇ જ્યાંસુધી અમો લોકો બીજી પ્રજાઓ સાથે મજબુત અને પક્કા બંદોબસ્તો ઉપર આવી પડયે નહીં; ત્યાં સુધી તેઓ તો કાંઇ બંધ થઇ શકે તેવીઓજ નથી; માટે જે લોકોને ગ્રીકો સાથે તેવા સુલેહના બંદોબસ્તો થઇ ચુકેલા હતા તેવા લોકોને તેઓ "એનપોનદી" નાં નામ હેઠળ પોતે પીછાનયાજ જતા હતા અને તેઓ વચે દેશદેશના પરસ્પર વેહેવાર સંબંધી કાનુનોની છુટછાટોને તેઓ પોતે ચાલુજ રાખી બેઠેલા હતા; પરંતુ જે લોકો કે તેવા કાનુન

કાયદાઓ હેઠળ કે આવી શકતાજ નહતા તેઓને તો તેઓ "એસપોનદી" એવા તખલ્લોસ હેઠળ ઓળખવા લાગયા હતા અને તેઓને મારવા, લુટવા કે ગોલામો કરવાનો ગોયા અમારો કુદરતીજ હક્ક એ લોકો રહેલો છે એવો નામુનાસેબ ફતવો અરસ્તુ વટીક તેઓને આપતોજ ચાલ્યો જતો હતો અને પોતાનાં ભેજાંમાંથી એવો તોર તેણે શોધી કહાડયો હતો કે અમો લોકો વધારે ચંચળ, ચાલાક અને નીતીવાન હોવાથી બીજા લોકોને અમારા હલકે બગુશ નોકરો બનાવવાનો કુદરતીજ હક્ક એ લોકો ધરાવતા આવેલા છીએ અને અમારા પગ હેઠળ તેઓને દાબી રાખવામાં ગોયા માનપાન જેવુંજ સમજયે છીએ; પરંતુ બીજી જે પણ પ્રજાઓ કે અમો સાથે લડાઈમાં હાથ મેળવયા વીના અમો ગ્રીકોને જો ગોલામો તરીકે કરી બેસશે તો અમો તે વાતને તો કેવળે સહન કરી શકનારજ નથી; કેમકે, તે બીના કુદરતી કાનુનોથી ઉલટી હોવાથી ગોનાહને પાત્રજ થઇ પડે તેવી છે. આવા આવા તે ઉસ્તાદના જુઠા ફતવાથી ઉશકેરાઇને સીકંદર તે પ્રમાણે અમલો કરતો જે ચાલ્યો ગયો હતો, તે

કેમકે તે પણ લોર્ડ બેકન માફક પોતાની માવતરને પેટેથી ગોયા નીચ ખસલતનોજ જનમેલો હતો. હવેમાં તો તે તાજદારનો ઝાઝો વાંક કહાડી શકાય તેવુંજ નથી. હવે હાલ તો નેપોલીઅનના પડી ભાગવા બાદ યુરોપ ખંડમાં તો ત્યાંના સરવે રાજપાટોને સમતોલ હાલતમાં રાખી મેલવા સારૂ "બાલેનસ ઓફ પાવર" નામનો એક ધારો મજબુતીથી અમલમાં આવી ચુકેલો છે; પરંતુ તે કાનુન એશીઆ કે આફ્રીકા અને અમેરીકાને તો જરાબી લાગુ પડી શકે તેવોજ નથી; કેમકે, તે તરફનાં દેશાવરો બાબે તો "જીસ્કી તેગ ઉસ્કી દેગ" એવા કાનુનો પ્રમાણે હરેક શેહઝોર અને બળવંત પ્રજાનું રાજપાટ છેક પુરવેથી તે આજ દીન સુધી ચાલતુંજ આવેલું છે, એમ તવારીખના સફાઓ અદયાપી એકરારકરયા જાય છે.

પોતાની સદાની રૂઢી માફક હીંદની સર જમીનપરબી સીકંદરે બે બીજાં નવાં શેહેરો નામે નીસાઇઆ અને બુસીફલાસનો પાયો નાંખી દેખડાવ્યો હતો, એમ સ્ત્રેબો વરણુવી ગયો છે, (જુઓ, તેની ભુગોળ, ૧૫–૧) એ નીસાઇઆનું શેહેર તે હાલ જમાનાનું મોંગ નામનું શેહેર વીચરાયલું છે અને બુસીફલાસ તો કહે છે, જે હાલના વખતનું જલાલપોરનું શેહેર કદાચને હોવું જોઇએ. એક શેહેર તો જે જગયા ઉપર એ પોરસ સામે ઉઠેલા જંગમાં સીકંદર પોતે ફાવી ગયો હતો ત્યાં આગળ અને બીજું તો જ્યાંથી તે તાજદારે પેલી હાઇદાસપીસ નદીને પ્રથમમાં ઓળંગવા માંડી હતી ત્યાં આગળ વસાવયું હતું. બીજા શહેરનું બુસીલા એવું નામ તેને પોતાના એક માનીતા ઘોડાનાં નામ ઉપરથીજ પાડી રાખયું હતું; કારણ એ જે, તે ઘોડો તે જગયા ઉપર કાંઇક જખમો કે મારાથી નહીં બલકે, વરૂધ વયે પહોંચી ગયાથી અને રંજ તેમજ ઝહમત પોતાના આ સવાર સારૂ અસંત ખેંચયાથી હાલમાં ત્રીસ વરસની વયે મરણ પામી ચુકયો હતો, એવો ભમરડો એરીઅન તો હાલમાં ગબડાવા માગે છે અને પોરસના રાજકુવરની બહાદુરીથી તેનું જે મરણ નીપજયું હતું તે વાતને તો તે પોતે ફેરવીજ ટોલવા માગે છે કે જેથી તેનું પક્ષપાતપણું સ્હેલાઇથીજ હાલમાં ગોયા પરખાઇ શકે તેવુંજ છે.

સઘળા જોરેમંદ પેહેલવાનો અને આલમગીર તાજદારો સારૂ કુદરત ગોયા એક એક તેઓને લાયકનોજ ઘોડો પેદા કરી રાખે છે. એટલાજ સબબને લીધે રૂસ્તમ સારૂ રખશ, ખુશરૂ પરવીઝ સારૂ શબદેજ અને એ તાજદાર સારૂ આ બુસીફલાને તેણે પેદા કરી રાખયા હતા. એવા એવા નામચીન ઘોડાઓનાં નામોની ટીપ એ કેતાબમાં કેથે આપણે આગળ આપી ચુકયા છાએ. તે બખતાવર ઘોડો સીકંદર સેવાય બીજા કોઇ બી સવારને પોતાની પીઠ કેવલે આપતોજ

ન હતો અને સીકંદરની સાથેજ તેના સરવે જંગોની વેળાએ તે હાજરજ હતો અને પોતાપર પડેલી તરેહ તરેહવાર મુસીબતોમાંથી કોઇ પણ દીવસ ઘાયલ થયા વીના પોતાના સવારની મહાફેજતથી તે પસાર થતોજ ચાલ્યો જતો હતો. (જુઓ, પલુતારક, વી૦ ૬૧ મો.) તે શરીરે ઘણો માતેલો, મોટો, મજબુત બાંધાનો, પાણીદાર અને જાતે ઉંચુંજ તોખમ ધરાવતો હતો. તેના કપાળ ઉપર બળદના આકારની એક લાછન રહેતી હતી, જેથી તેને બુસીફલ્લા યાને બળદ એવું નામ મળી ગયલું હતું, પરંતુ બીજા નવીશનદાઓ એમ વરણવી જાય છે કે, તે જોકે જાતે પોતે તો ખુશરૂ પરવીજના શબદેજ જેવો સદંતરજ સીયાહ રંગનો રહેતો હતો તો પણ તેના માથા ઉપર એક સફેદ નીશાની જોવામાં આવતી હતી કે જેની શીકલ બળદના માથા સાથે અકસર કરીને એકમળતીજ આવતી હતી. યુક્ષીઅન લોકોના ભુમીમાં કહે છે જે, એક વખતે જેમ રૂસ્તમનો રખશ આગળ સમનગાનના રાજમાં કેથે ચોરાઇ ગયો હતો તેમજ તે જંગી અસ્પને કોઇક દુશમનો ઉપાડી ગયા હતા. આથી સીકંદરે ત્યાં એવો ઢંઢેરો ફેરવી રાખયો હતો કે, જો તે ગાઝી મરદને તમો લોકો મને જલદીથી સ્વાધીન કરી નહીંજ દેશો તો હું તમો સરવે જણાને કતલેહામ કરયા વીના તો કાંઇ રહીશજ નહીં. આવા ઢંઢેરાથી બીહી જઇને તે લોકોએ તે ઘોડાને તેના માલેકને તરતજ સ્વાધીન કરી દીધો હતો; કેમકે, તે જાનવર પોતાના ધણીનું અતયંત પયારૂં રહેતું હતું. તેથી ઉલટું કરસીયુસ (૬–૧૭) અને દાયોદોરસ (૧૭–૧૬) તો એમ આપણુને જણાવી જાય છે કે, એ બનાવ યુક્ષીઅન લોકોની નહીં; બલકે, મારદીઅન લોકોનીજ ભુમીમાં બની ગયો હતો. પલુતારક તો તે ભુમીનું નામ હીરકેનીઆ યાને માઝેનદરાન કરીને આપી જાય છે. (જુઓ, તેનો "સીકંદર" વી૦ ૪૪ મો.) સીકંદરે તે જાનવર ઉપર પોતે જ્યારે સોળ વરસની વયનો હતો ત્યારથીજ સવારીઓ કરવા માંડી હતી અને તેને પોતે કેળવતો ચાલ્યો ગયો હતો; માટે હાલમાં સીકંદરને જે ઓગણત્રીસમું વરસ ચાલતું હતું તેથી તે જાનવર તેની કને તેર વરસ સુધી રહેવું જોઇએ અને તે જ્યારે તેને સ્વાધીન થયું ત્યારે આ ગણતરી ઉપરથી તો તે ઘોડો ઓછામાં ઓછો સતર વરસનો તો હોવોજ જોઇએ કે જે વાત આપણા માનવામાં આવી શકે તેવી નથી, પરંતુ પલુતારક તો તે જાનવર જ્યારે મરણ પામયું ત્યારે તેની વય ત્રીસ વરસની હતી એમ પોતે ખાતરીપુરવક રીતેજ લખી જાય છે. તે ઘોડાને અસલમાં સીકંદરના બાપ ફીલકુસે તેર તાલેતે યાને ૩,૧૬૮ પાઉંડમાં વેચાતો લીધો હતો અને તેને પછી કોરીનથ શેહેરવાળા દીમારેતસે સીકંદરને બખશેશ કરી દીધો હતો, જેથી તે જાનવરને સીકંદરે કેવી રીતે કેળવવા માંડયો હતો તે વીષેનો દરોબસત અહવાલ એ મજકુર રૂમી ગ્રંથકાર પોતાના સીકંદરનામામાં આપી ગયલો વટીક પણ છે. (જુઓ. તેની એ૦ ૬ ઠી.) આ લડાઇમાં જે યવન સેપાહો કે મારયા ગયા હતા તેઓને માનપાન સાથે દફનાવી રહયા બાદ, તેણે જે સ્થળ આગળથી કે પોતે હાઇદાસપીસ નદીને સપર પેહેલીવાર ઓળંગવા માંડી હતી ત્યાં આગળ દેવતાઓ સારૂ પોતાને મળી ગયલી આવી બુલંદ ફતેહને લીધે કુરબાનીઓ હવેથી કરવા માંડી હતી અને ત્યાં ત્રીસ દીવસ મોજશોખ તથા રંગ રાગમાંજ ગુજારવા માંડયા હતા, એમ દાયોદોરસ આપણુને જણાવી ગયો છે. (૧૭–૮૯.) તયાર બાદ પેલા બે નવા શેહેરોને વસાવવાનું કામ કરાતરસને સર સોંપી આપી; આરીસ્તાબ્યુલસના કહેવા પ્રમાણે તે તાજદાર ગલુસીઆનો કોઇ એકના મુલક ઉપર સવારી લઇ ગયો હતો કે જે લોકોનું નામ પતોલોમી તો ગલુગનેસીઆન કરીનેજ પોતે આપી જાય છે. તે સવારી પોતાના દેશમાં આવતાંજને વાર તયાંના લોકો તો તેને તરતજ શરણ થઇ બેઠા હતા.

# હીંદુસ્તાન વીષે સીકંદરના યવન તથા રૂમી વૃતાંત લખનારાઓ સાથે હીંદ—ઈરાન અને બીજા દેશાવરોના કવીઓનાં લખાણની સરખામણી.

બાબ ૧૧ મો.

જ્યારે હરકોઇ એકની એકજ બાબત અને તેબી ફક્ત ખુનખાર લડાઇઓ અને ઠેકાણે ઠેકાણે તેથી વહેતી થઇ પડેલી લોહીની નીકોનાં દાસ્તાનોથીજ ભરપુર જોવામાં આવે છે; ત્યારે તે ઉપર લંબાણ લંબાણ સરેહો અને પીજનો કરતાં હર કોઇ ખાદાતરસ નવીશનદાનું હઇડું કમકમીને ધડકયા વીના તો કાંઇ રહેતુંજ નથી અને તે પોતાને મનસે એમજ ગોર કરવાને મંડી જાય છે કે, એવી બુલંદી અને બુજરગી લાખો આદમીઓનાં જાનો અમસ્થાજ બરબાદ કરી નાંખીને આ ક્ષણભંગુર અને તકલીદી દુનયામાં થોડુંક સુધી સઉથી શ્રેષટ દરજજે ચહડી બેસવું તેમાં લાભ અને હાંસેલ તે શું હોવી જોઇએ વારૂ ? આથી જંગીસખાન કે તઇમુરજંગ જેવા આખી જગતને ધ્રુજાવી મારનાર એ સીકંદર જેવા પાદશાહના ઉગમણ તથા આથમણ પ્રાંતના વરૂતાંત લખનારાઓ તેની ઉઠાવેલી ઝુડાબંધ દરયાઇ (બહેરી) અને ખુશકી (બરરી) સંબંધી લડાઇનાં દાસ્તાનોને પડતાં નાખી દઇને, વાંચનારાઓ કંટાળી જાય નહી માટે નવી નવી ઉપકથાઓ અને એકમેકથી ઉલટી અને બરખેલાફ બાબતોને વચે આણી મેલી તેઓ ઉપર પોતની કલમોને કસવાને મંદી જાય છે. વળી તે સાથે ઘણો લાંબો ઝમાનો ગુજરી ગયેલો હોવાથી હરેક બાબતની ચોક્કસ અને ખરી તવારીખ હાલમાં નીપજાવી કહાડવી મહા મુશકેલ કામ થઇ પડે છે; કેમકે, પેલા હાલના ગ્રંથકારો કને તે બાબતોસ પુરતાં સાધનો તથા ચીજો (મટીરીઅલ) મળી આવવાની કોતાઇઓ અને બીનજોગવાઇઓને લીધે તે બીચારાઓને વારંવાર હાર ખાઇને મુશકેલીઓમાંજ ગોયા ઉતરી જવું પડે છે. આથી આ નવો બાબ અત્રે લખતી વેળાએ મને બી જરા આ પ્રસંગે આડું ફાટવું દરોસ્તજ ભાસે છે; કારણ એ જે, તે બાબ તો લડાઇઓ સંબંધી અમસ્થાં ભયંકર તાહેલાંઓથી તો કેવળે વેગળીજ હોવાથી વીદયા હુનર અને ગુજરાતી તથા બીજી ભાષાઓનાં સાહીતયો ઉપર કાંઇને કાંઇક નવું જેવુંજ અજવાળું નાખી શકે તેવીજ ગણાય છે; કારણ એ જે, દરેક ભાષામાં ગદ્ય અને પદ્ય રૂપી ગ્રંથો રચનાર કવી અને શાએરોજ ફક્ત સપરપહેલો દરજજો ભોગવતાજ ચાલ્યા આવે છે એ વાત તો બેશક અને બેગુમાન લોકો અદયપી માનય કરતાજ રહેલા છે. આથી તો શેખ સઅદી પોતાના મુરબ્બી (પેતરન) ઈરાનના પાદશાહ "અતાબેક મહમદ બીન સઅદ જંગી" જે જંગીસખાનના દોરમાં થઇ ગયો હતો અને જેની સમયસુચકતા અને હુશયારીને લીધે તો ઇરાન તે ફતેહમંદ મોગલ શુરવીરના મારા અને હમલામાંથી બચી ગયું હતું તેને પોતે એમ બોધ આપી જાય છે કે,

" દુ તન પરવર અય શાહે કેહેતર નવાઝ;
યકી અહલે બાઝુ દુયમ અહલે રાજ "

યાને અરે ઓ પાદશાહ મુબારક બે કીસમના માણુસોને તું સદાકાળ ઉતેજન આપતો રહેજે; એક તો પેહેલવાનો અને સીપાહબચાઓ જેઓ કે દુશમનોના મારા અને ધ્રુજારાઓમાંથી પોતાના દેશને બચાવી લઇને રેઅઇયતની પાસબાનીઓ કરતાજ રહે છે અને બીજા તો ફીલસુફો, કવીઓ અને નામચીન ચીતારા, શીલ્પશાસ્ત્રીઓ તથા કલમબાજ નવીશનદાઓ જેઓ કે, પોતાનાં ભેજાંના પરતાપથી આખાં રાજમાં એલ્મ, હુનર અને સુખાકારીજ પ

થરાવી મેલે છે અને તેને દીનપર દીન તરક્કીજ આપતા ચાલ્યા જાય છે."

હવેથી સીકંદરના યવન તથા રૂમી વૃત્તાંત લખનારાઓ હીંદુસ્તાન વીષે તરેહ તરેહવાર આડ કથા તથા જુદા જુદા વીષયો ઉપર ઉતરી પડે છે, માટે તેઓને પગથીએ ચાલીને મને પણ જરા અને આડું ફાટવાની ફરજજ પડી જાય છે. આથી મેં હીંદ તથા ઇરાનના અદય કવીઓનું એક લીસ્ત હવેથી અત્રે દાખેલ કરવા માંડયું છે અને તેઓ સાથે સરખામણી તરીકે બીજાં દેશાવરો ખાતે થઇ ગયલા જુદા જુદા કવીઓની પણ કાંઇક ઉડતી તપાસ અને જો સ્તેજુ વટીક હેઠળ કરી દેખડાવેલી છે:—

આપણા આ ગુજરાત દેશના વતનીઓમાં અસલી એક કેહેતી અદયપી ચાલતીજ આવેલી છે કે: "જ્યાં ન પહોંચે રવી ત્યાં પહોંચે કવી" માટે આગળ આપણે રૂમી કે યવન તવારીખ નવીશો વીષે કાંઇ ને કાંઇ વરણનો દરશાવી ચુકેલા છીએ, તેમજ દબેસ્તાન તથા દસાતીર વીષે પણ કાંઇ ને કાંઇ નવું જેવું અજવાળું નાખી ગયલા છીએ. (જુઓ, વા૦ ૧, ભા૦ ૨ ને પા૦ ૧૧૪૪ થી તે ૧૧૫૨ સુધી.) આથી ચાલો હવેથી દેશે દેશના શાએરોની પણ જરા હેઠળ તપાસ લઇએ; કેમ કે, મહમુદશાહ ધઝનવીના દોરમાં તેની દરબાર ખાતે ઘણાએક શાએરો પડી રહેતા હતા, તેમજ હીંદના આગલા એક મહા પ્રતાપી અને વખણાયલા રાજા ભોજની કચેરીમાં પણું ઘણાએક સંસ્કરૂત અને પ્રાકરૂત ભાષાના સાહીતયો વીષેની અલાહદ યાને શીરીની વીષે પુખ્ત માહેતગારી ધરાવનારા ઘણાએક કવી અને પંડીતો પણ ઉભાઇ જતા હતા. તે સઘળાઓની તપાસ કરવા અને પરીક્ષા લેવા સારૂ એક દીવસે તે રાજાની અત્યંત હોંસ અને ઇચ્છા થઇ પડી હતી. આથી તેણે નીચે મુજબનું એક ચતુર્થ પદ તેઓને પોતે એમ કહી સંભળાવયું હતું કે: "ઠઠં ઠઠં ઠઠં ઠઠંઠ" અને પછી તે શમસ્યા પુરી કરી નાંખવા માટે તેઓને હોકમ ફરમાવયો હતો; પરંતુ તેનો તોડ અને બંધબેસ્તું લખાણ શોધી કહાડવા સારૂ સરવે કવીઓ જ્યારે અશકત અને આજેઝ થઇ પડયા ત્યારે તેની દરબાર એક મુખય કવી નામે કાલીદાસે તે બીડું પોતે તરતજ પોતાને માથેજ ઝડપી લીધું હતું અને બીજા ત્રણ પદ નવા તઇયાર કરી નાખીને તે ઉખયાણું પછી પાદશાહની કચેરીમાં જઇને નીચે મુજબ પોતે ગાઇ સંભળાવયું હતું કે:

"રામાભીષેકે મદ વીહવલા યા હસ્તા
ચ્યુતો હેમ ઘટરત રૂણ્યા;
સો પાન માર્ગે પ્રસરોતી શુષ્યા,
ઠઠં ઠઠ ઠઠં ઠઠં ઠઠ ॥ ૧ ॥

એટલે જે રામચંદ્રજી ભગવાનના અભીષેકની અવસરે મદ (શરાબ) થી વીહવલ (મસ્ત) થઇ પડેલી તરૂણી (ત્રણ) સ્ત્રીઓના હાથમાંથી દાદરપરથી ઉતરતી વેળાએ પેલો પાણીથી ભરેલો ઘડો છટકીને છેક પગથયા ભણી પડી ગયો અને પડતાં સમેતજ તે ઘડો ગબડતા ગબડતાં ઠઠં ઠઠં ઠઠં એવો અવાજ કહાડવાનેજ જ્યારે લાગી ગયો; ત્યારે તે મહારાજા તથા રાજ્યના મુખય પંડીતો આ શ્લોકની સંવસયા (રચનાં) પુરતી રીતે સાંભળી લઇને ઘણાજ પ્રસંન થઇ પડયા હતા અને આફરીન આફરીન કરવાનેજ લાગી ગયા હતા. આથી એ સંસ્કરૂત ભાષામાં કેવી મીઠાસ અને શીરીની (આલહાદ) રહે છે તે વીષેની કાંઇક પુરતી સમજણ આપણા ધયાનમાં ઉતરી શકે તેવી છે, જેથી તો સર વીલીઅમ જોનસ પછીના તમામ ઉગમણ પ્રાંતના વીદયારથીઓ આજની ઘડી સુધી એ ભાષા તરફ મોટાં માનપાનની નજરથીજ જોતા રહેલા આવેલા છે અને તેને લાટીન કે ગ્રીક થાને પણ વધારે પુખત અને રસીલી ભાષા એવી ઉપમાજ આપી ગયલા છે. તે સંગીન ભાષામાં રચાયલાં રામાયણ તથા મહાભારત જેવાં મોટાં કાવયરૂપી ગ્રંથો સાથે સરખાવતાં હોમરની ઇલીઅદ કે ઓદીસી અને લાટીન શાએર વરજીલની "ઇનીદ" તો ગોયા એક નજીવાં જેવાં નાનાં નાનાં રેસાલાઓ જેવાંજ માલુમ પડી આવે છે અને કુચછ બીસાદ ધરાવે તેવાં પણ કાંઇ ગણાઇ શકાતાંજ નથી.

તે સરવે જાણીતા અને નામીચા ફારસી, લાટીન, ગ્રીક અને સંસ્કરૂત શાએરોના પુસ્તકોમાં કેટલી કેટલી બે તો અસલમાં આવેલી હતી તે વીષેની એક દરોબસ્ત ટીપ યાને યાદી આ ગ્રંથમાં કેથે નીપજાવી કહાડીને આગળ આપણે જણાવી વટીક ચુકયા છીએ, કે જેમાં અરબી જેવાં બીજા એક ઉમદા અને બોહોળા સાહીત્યની ભાષાને તો કશી જગયા આપવામાં આવેલી નથી. વળી તે સાથે તેઓની કવીતાઓની રૂઢી અને ઢબછબ પણ અસલમાં ફારસી શાએરોના મીઝાનો ઉપરથીજ લેવામાં આવેલી હતી એમ બી માલુમ પડી શકે છે, તોપણ તે સીમેટીક ભાષાનું બોહોળું સાહીત્ય આપણું ધયાન પોતાની તરફ અવારનવાર આજની ઘડી સુધી તો ખેંચતુંજ રહેલું છે એમ પણ આપણે ઉપર કેહે દરશાવી પણ ચુકયા છીએ.

એ મજકુર કાલીદાસના "સકુનતલા" ("ખોવાએલી વીટી") નામના એક કાવયરૂપી ગ્રંથથી તો સરવે કોઇ સારીકાની રોશન છે અને તેના તરજુમા યુરોપની જાણીતી ઘણીખરી ભાષાઓ અને આપણી ગુજરાતી ઝબાનમાં પણ આપણી કને મોજુદજ પડેલા છે. એ લાયક વીદવાન કવી સારૂ હીંદુઓના અસલી બખરો એમ વરણવી ગયા છે કે અસલમાં તે, જયારે પોતે બચગીની હાલતમાં હતો ત્યારે તે ઘણાજ બોથડ અને ઠોઠ છોકરામાં ખપતો અને તેની યાદદાસ્ત શકતી પણ બીલકુલ સુન અને મંદજ મારી ગયલી હતી. આથી તેને શીખવવા સારૂ રાજા ભોજે તેને કોઇ એક પંડીતને સોંપી આપયો હતો કે, જે શખસ તેને દરરોજ એકજ શબદ ગોખાવતો અને શીખવતો રહેલો હતો કે "અજીરનમ અઉષધમ ક્રીયમ" યાને "અજીરણ થાય તો તેનું અઉશધ શું હોવું જોઇએ વારૂં"? તેના પ્રતી ઉતરમાં તેની કનેથી "બારી" યાને "પાણી" એવો શબદ દરરોજ બોલાવયામાં આવતો હતો. પરંતુ તે શબદ તે બીજે દીવસે તો પાછો વીસરીજ જતો હતો. એમ કરતા ઘણી લાંબી મુદતે તે બોલ મહામુશકેલીથી તેની ઝબાન પર આસ્તે આસ્તે ચહડી શકયો હતો. આથી તેની પરીક્ષા લેવા સારૂ જયારે રાજા ભોજની દરબાર ખાતે તેને ઉભો રાખવામાં આવયો; ત્યારે તેના તે પંડીતના પુછેલા મજકુર સવાલના જવાબમાં તે પેલે "બારી" શબદ તો પોતે વીસરજનજ કરી બેઠો હતો અને તેને બદલે કોઇ એક ભળતો શબદ "ચારીજ" કરીને ઓચરી પડયો હતો. આથી રાજા પેલા ઉસતાદ ઉપર તો પોતે જરા તઅનાઝની કરવાનેજ મંડી ગયો હતો કે આટલી મુદત લીધા છતાં પણ તું કાંઇ તે છોકરાને બરાબર શીખવી તો શકયોજ નથી? પરંતુ તે ચંચળ ઉસ્તાદે પોતાનું સમયસુચકતા વાપરીને પોતે રાજા કને એમ કહેવાને મંડી ગયો હતો કે, તેનો "ચારી" જેવો ઉતર પણ પ્રસંગોપાત થઇ પડે તેવોજ છે, કેમકે અજીરણનો નાશ કરવા સારૂ ત્રણ એલાજો કામે લગાડવામાં આવે છે. એક તો હરસ યાને હરડે, બીજી તો નીંદ્રા યાને ઉંઘ, ત્રીજી તો પંઠા યાને ચાલ હાલ અને અહીં તહીં પસાર કરવી અને ચોથી તો બારી યાને પાણી કરીને સરવે હકીમો કબુલ મંજુરજ રાખી જાય છે. વળી આપણા ગુજરાત પ્રાંતના વડોદરા શેહેરવાળા કવી પ્રેમાનંદ સારૂ પણ એમજ કહે છે કે જે, તે પંદર વરસનો થયો ત્યાંસુધી તો મુરખામાંજ ખપતો હતો અને ભીખ માંગીને પોતાનો ગુજરો કરતો હતો; પરંતુ કોઇક જોગીની ભુખ ભાંજયાથી તેણે એવી બશારત આપી હતી કે જા બેટા, તું આગળ ચાલતાં મોટો કવી નીકળશે. તેનો જનમ ઇ૦ સ૦ ૧૬૪૪માં થયો હતો.

આ બાબત અહીંઆં દાખેલ કરતી વેળાએ મને અત્રે એમ કહેવાને ફરજજ પડી જાય છે કે, જેમ પેલા "ઠઠઠઠ" એવા શબદનો બરાબર તોડ ઉઠાડતી વેળાએ મજકુર હીંદુ રાજાની કચેરીમાં જેમ આગળ કાલીદાસ પોતે માનપાન અને જશ ખાટી ગયો હતો તેમજ ફારસી શાએર ફેરદોસી તુસીની પણ પાદશાહ મહમુદની દરબારના ત્રણ મોટા શાએરોએ આરે પરી

ક્વાજ લેવા માંડી, ત્યારે તેણે પણ તેઓ ના પુછેલા જુદા જુદા ત્રણ મીસરાઓ ને બંધબેસ્તો ચોથો મીસરો તરતજ ઉમેરી આપી તે આખા બે બેતોને સંપુરણજ કરી આપયા હતા. આથી આખી દરબાર ગોયા છકજ થઇ ગઇ હતી અને તેનું બેતબકી બનાવવા વીષેનું ઉંચુ જ્ઞાન તરતજ રોશન રોઝની માફક જાહેર થઇ પડયું હતું. એ સવાલ જવાબો નીચે મુજબ તેઓ વચ્ચે થઇ પડયા હતાઃ—

૧ લો શાએર 'અનસરી' બોલ્યો જેઃ "ચુન આરેઝે તુ માહ ન બાશદ રવશન."

૨ જો શાએર 'અસજદી' બોલયો જે "માનંદ રૌખત ગોલ ન બોવદ દર ગોલશન."

૩ જો શાએર 'ફરરોખી' બોલયો જેઃ "મેઝગાનત હમી ગુજર કોનદ અઝ જવશન."

તેના જવાબમાં ચોથો મીસરો શાએર 'ફેરદુસી તુસી'એ તરતજ ત્યાંને ત્યાંજ બનાવી આપીને એમ પોતે બોલી ઉઠયો હતો જે; "માનંદ સનાને ગીવ દર જંગે પશન"; જેથી એ બેતોની મઝમુન સંપુરણ હાલતેજ પહોંચી ચુકી હતી અને પેલા સાએરો પોતાની નેમમાં ઉંધાજ વળી પડયા હતા. આ બેતોનો અર્થ એમ ઉઠી શકે છે કે, કોઇ એક સ્ત્રીની ખુબસુરતી અને અદબ્ અદા વીષેની તઅરીફ કરતી વેળાએ તે ત્રણે શાએરો એક પછી એક એમ બોલી ઉઠયા હતા જેઃ "તારા રૂખસારા (ગાલો) પેરે તો માહતાબ વટીક પણ રવશનજ નહીં હશે, અને તારા ચેહેરા જેવું ખુશનુમાં તો ગોલાબનું ફુલ ગુલસન (બગીચાઓ)માં જોવામાં આવતું પણ નહીજ હશે; તારાં પાપણો તારા આશકોનાં દીલો તીરો પેરે ગોયા વીંધી નાખે છે; જેમકે, પશનની લડાઇમાં ગેવનો ભાલો દુશમનોના જીગરો ફાડી નાંખતો હતો તેમ. એમાં પશન એવું વીશેષ નામ ઉમેરી અને વાપરીને તે કાફેયો શાએર ફેરદુસી તુસીએ પુરો પાડી આપયો હતો; કેમકે, ફારસીમાં રવશન, ગોલશન અને જવશન સાથે બંધબેસ્તો ચોથો શબ્દ કાંઇ જોવામાં તો આવતોજ નથી. આથી શાહનામાંનું દફતર રચી કાહાડવા સારૂ તે શાએરને બાદશાહ તરફથી ખાસ પરવાનો મળી ચુકયો હતો કે, જે મહાભારત કામ તે છેક ત્રીસ વરસે અત્યંત મુશકેલીઓ વચે સંપુરણ હાલતે પહોંચાડી શકયો હતો.

દુશમનોના ભમાવવાથી તેની સઘળી મહેનત તો ગોયા આખર બરબાદજ જઇ ચુકી હતી અને તે બીચારાને તો અસલી કબુલાત મુજબ કશું દામ પણ મળયું નહીં હતું; એટલુંજ નહીં, પરંતુ તેને તો તેના એવઝ યાને બદલામાં હાથીના પગ તળે કચડી નાંખવાનો પાદશાહી હોકમ નીકળી ચુકયો હતો! આથી પોતાનાં જાનની સલામતી સારૂ તે બીચારાને તો દેશે દેશ રઝળી રખડીને આખેરે ભુખે મરતી હાલતેજ મરણ પામવું પડયું હતું! જે વીષેનો વીલાપ અને ખેદ દરશાવતી વેળાએ તે નામીચો ઉસ્તાદ કવી પોતાના દીલનો જુસ્સો ઉભરાઇ આવ્યાથી નીચે મુજબ પોતે રૂદન કરી જાય છે કેઃ—

"તરસમ કે દર દયર દીર ઇસ્તી,
મોસીબત બોવદ પીરીઓ નીસ્તી."

યાને "અરે ઓ, સદ હઝાર અફસોસ! કે મારૂં નાણું મહમુદશાહ ઘઝનવી કનેથી મેળવવાની આશા અને ઈંતેજારીમાં મેં મારો લાંબો વખત ફોકટમાંજ ગોયા બરબાદ કરી નાંખેલો છે; કેમકે હવે તો બુઢાપો આવી લાગ્યો છે અને હાથ તો ખલીજ રહી ગયલા હોવાથી મહા મુસીબત જેવી બીના મારા હકમાં તો થઇ પડેલીજ છે."

હવે ફારસી ભાષા શાકર પેરે ઘણીજ શીરીન અને લઝતદાર તથા તે સાથે નઝાકત ભરેલી અને નીતીશાસ્ત્રોના બોધને લગતા ઉમદા બોધો આપનારી હોવાથી તેમાં પ્રથમ ધરથી તે આજ દીન સુધી ઘણાએક શાએરો પેદા પડતા ચાલુજ રહેલા છે, જેવા કે ઉસતાદ રૂદકી, દકીકી, ફેરદુસી તુસી, હાફેઝે શીરાઝી, શઇખ સાઆદી, નેઝામી, જામી, મઉલવી યાને મઉલાના રૂમી, ફરી-

દોદીન અત્તાર, ઉરફી, અનવરી, ખાકાની, સનાઇ, શમસ-તબ્રીઝ, અસદી, ફરરોખી, અસજદી, એમામી હુરવી, ઝહુરે ફારયાબી, મજદોદીન હમગર, ઓમરખઇયામ, શઇખ મકતુલ-અબુ અલી સયના જેનોકે મકરબો અદયપી ઇરાન ખાતે સહીસલામતજ રહી ગયલો છે. (જુઓ, તે વીષેનો ચીતાર મી૦ બેનજામીનની "પરસીઆ"ને પા૦ ૨૫૭ મે ) અને જેને કે યુરોપીઅન નવીશનદાઓ "અવીસીના"નાં નામ હેઠળ પીછાની ગયલા છે; રશીદોદીન વટવાટ, જરકુબ, જહુરી, જબલ્લી, તાલેબ જાજરમી, જે શાએર કે દવલતશાહના કહયા મુજબ ઇ૦ સ૦ ૧૪૫૦ માં વફાત પામી હાફેઝની કબર કે જે શીરાઝમાં મોસલ્લા નામના ખુશનુમા બાઘ ખાતે જે આવેલી છે તેની પડેશામાંજ દટાઇ ગયલો છે. વળી શેખ સાઆદી સારૂ તો એમ કહે છે જે તે શાએર તો છેક એકસો વરસની લાંબી ઝેનદગાની ભોગવાને ઇ૦ સ૦ ૧૨૯૨ તથા ખાજે હાફેઝ ઇ૦ સ૦ ૧૩૮૮ માં મરણ પામી ચુકયા હતા; પરંતુ તેનો મરણ કાળ દવલતશાહ તો પોતાની "તઝકેરતોશ શોઅરા" યાને શાએરોના વરૂતાંતની ચોપડીમાં ઇ૦ સ૦ ૧૩૯૧ માં મેલી જાય છે, માટે કેમફર અને બીજા યુરોપીઅન મુસાફરો તેનો યાને હાફેઝનો મરણકાળ જે ઇ૦ સ૦ ૧૩૫૦ માં મેલી ગયા છે, તેઓ પોતપોતાની ગણુતરીઓમાં સજજડ ભુલ થાપજ ખાઇ ગયલા દીસે છે, એમ સર વીલઅમ ઉજલે વીચારે છે. (જુઓ, તેનો "ઇરાન દેશનો પ્રવાસ," વા૦ ૨ જાની આખરીની એક નોટમાં) અમીર ખસરૂએ, દેહલવી, ઘઝનફર, અબુલફરઝ રોહીના, કઆંની, દસ્તુર જરથોશત બેહરામ અને મુલ્લા ફીરૂઝ કે જે છેલા બંને સાહેબો તો પારસી કોમમાં ઉતપન થઇ ગયલા હતા. વળી તેઓ સેવાય બીજા પણુ ૮૦૦ ઉપર નાના મોટા શાએરો તે યાને ફારસી ઝબાનમાં ઉભાઇ વટીક ગયલાજ છે. પરંતુ તેઓની ટીપજ જો અત્રે આપી હોય તો લંબાણુ ઘણું થઇ જાય છે; માટે તેઓનાં નામો અહીંયાં પડતાંજ નાંખેલાં છે. (જુઓ, દવલતશાહનો મજકુર "તઝકરતોશ શોઅરા" તથા "આતશકદેહ આઝુર" નાં સાંકળયાંને પા૦ ૧ થી ૨૩ સુધી.) માટે તેઓની આવી લાંબી ટીપ સાથે સરખાવતાં બીજી હાલની કોઇ પણુ જાણીતી ભાષાઓમાંથી એટલા બધા ઉસ્તાદ કવીઓ કે કસીદા લખનારા શાએરો મળી આવવા બહુજ મુશકેલ થઇ પડે તેવું છે. ગ્રીકોમાંથી તો તયાંના મોટા શાએરોમાં ફકત હોમર, એનાકરીઅન, યુરીપાદીસ કે એસચીલીજનાં નામોજ મળી આવી શકે છે. તેમજ લાટીનમાંથી હોરેસ, વરજીલ, પીનદાર અને ઓવીદ સેવાય બીજાં વધુ નામો તો કાંઇ હાથ લાગી શકતાંજ નથી. ઇટાલીઅનોમાંથી દાનતી, પેત્રાક, બુકાચીઓ અને તાસો. પોરટુગીઝોમાંથી તો ફકત કામીઓજ. ફ્રેનચોમાંથી નાલીઅર, કોરનીલ, રાસીન, બીરામે જે અને વોલતેર. જરમનોમાં તો ગયેથ, વાઇલાન્દ, શીલર અને રૂકરતથી બીજા વધુ શાએરો તો કાંઇ જોવામાં આવતાજ નથી; તેમજ અંગ્રેજોમાં શેકસપીર, મીલટન, લોર્ડ બાઇરન, પોપ; કાઉપર, શેલી, બરન, વરદસ્વરથ, તેનીસન, સર વોલટર સ્કોટ, કેઆરનલદ સેવાય બીજાં વધુ નામો તો કાંઇ હાથ લાગી શકતાંજ નથી. આથી કરીને આપણે ઇરાન સર ઝમીન સારૂ આગલા મારા આ દફતરનો વા૦ ૧, ૧, ભા૦ ૨ ને પા૦ ૧૧૭૯ થી ૧૧૮૦ માં "પેહેલવાનો, બુલબુલો, શોએરો અને ખુશનુમા ગુલે ગુલાબના કેયારાઓની માવતર" એવા ખાસ તખ્લ્લોસ, અને એલકાબ હેઠળથીજ વરણુવી ચુકયા છીએ અને કેનન રોલીનસન તો તેને "હાફેઝ અને ફેરદુસીની ભુમી" એવીજ ઉપમા હેઠળ પોતે પણુ વધાવીજ લીયે છે. વળી તુસના આગલા મજકુર નામીચા શેહેર ખાતે ફકત બેજ નામીચા નરો તવલ્લુદ થઇ ગયલા છે; તેઓમાં એક તો ફેરદુસી અને બીજો તો નાસેરોદીન તુસી જેવો મોટો મુસલમાન ફીલસુફ અને ખગોળ વીદયારથી કે, જે જંગીસખાન જેવા શેહઝોર પાદશાહના દેલાવર નબીરા

હોલાકુખાનની દરબારને આશ્રે જઇનેજ પડી રહેલો હતો અને તેણેજ ઇસુની તેરમી સદીમાં ખગોળ વીદયાને લગતી આખાં ગગન યાને આસમાનપરના સેતારાઓની પુરતી શોધો કરીને એક નવી ટેબલ (ટાપ) સંપુરણ હાલતમાં નીપજાવી પણ કહાડીજ હતી. તે કારણસર દરબાર તરફથી તેને એક મોટી રૂદ્રમાળા બનાવી આપવામાં આવી હતી કે જેમાં તરેહ તરેહવાર ઓજારોથી આપણાં આ આખાં ગગનપરના ગ્રહો તથા સેતારાઓની ગતી, રાશીચક્ર, સંક્રાતી (સંક્રયન) યાને આકાશ માંહેલા કોઇક નાના કે મોટા ગોળાના બીંબ ઉપરથી થઇને ઓવરાઇ યાને પસાર થઇ જવું કે જેને અંગ્રેજીમાં "ત્રાનજીત" કરીને કહે છે તે તથા સમાયોગ ("કનજંકશન") ઉપર દરરોજ સારૂં જેવું લક્ષ આપવામાં આવતું તથા અવલોકન કરવાનું કામ પણ ઘણી બારીકીથી ચાલ્યુંજ જતું હતું.

તે મજકુર રૂદ્રમાળામાં સુર્યની રોશની દાખેલ કરવા સારૂ ત્યાં આવેલા ગુંબજમાં એક મોટું નાકું પાડવામાં આવયું હતું, જેમાંથી પેલાં કીરણો તે માંહે દાખેલ થઇને ત્યાંની ફરશબંદીઓ ઉપર ચોક્કસ લીટીઓમાં છાપોજ આપોઆપ ગોયા ગોઠવાઇ જઇને મારતાં ચાલ્યાં જતાં હતાં. આથી આખાં વરસના દહાડાઓની ચોક્કસ ગતી તથા રૂતુ રૂતુઓના ફેરફારોની પુરતી સમજણ હરકોઇના ધયાનમાં ઉતરી શકતી હતી. વળી "હબીબોસ્સયર"નો લખનાર ખુનદ મીર કે જે મીર ખુનદનો વો નબીરો થતો હતો તે તો એમ જણાવી જાય છે કે, એ ફીલસુફના દોરમાં આગલા ઝમાનાઓમાં બનેલી આકાસની તેબલોમાં સુરજ અને ગ્રહોની ગતીઓની ઢબછબ અને કરાંતી-ક્રમણ ("ડીકલેનસન")માં મોટો ફેરફાર જોવામાં આવતો હતો, જેથી દર સાલના નવરોજનો મુખય દીવસ તેના વખતસર બરાબર આવી શકતો ન હતો; તે પણ તેણે સુધારી આપયો હતો. તે સાથે આ પૃથવીની ભુગોળનો નકશો તેમાં આવેલાં ટાપુ, દેશાવરો તથા મહાસાગરોનાં વરણનોનો ચીતાર પણ સ્પષટ રીતે વળી નીપજાવી કહાડવામાં આવેલો હતો, જેથી ખુનદ મીર કહે છે જે, તે વીષેની પુરતી સમજણ દરેક વીદયારથીઓના ધયાનમાં સહેજમાં ઉતરી શકતી હતી. તેની બેહદ કાબેલયતને લીધે કહે છે જે, પાદશાહ હોલાકુખાનની ખાસ ખ્રીસ્તી રાણી નામે દીલગુજખાતુન તેને સારી જેવી મદદો વારંવાર પોતા તરફથી પણ આપતી વટીક ચાલી જતી હતી; કેમકે, તેણી પણ એલ્મની ઘણીજ શઉકીન રહેતી હતી; એટલુંજ નહીં, પરંતુ પોતાના ભરથારના અતયંત પયારમાં ગરકાવ હોવાથી ઘણાંએક ઉમદા ઉમદા કામો ઠેકાણે ઠેકાણે તેણીની બજાવી પણ ગઇ હતી, એમ આગલા એસ્લામી નવીશનદાઓ એક આવાઝે વરણવી ગયલા છે. કહે છે જે, હુસેન સબાનો ઝનુની કાતેલ પંથ સપર પેહેલી વાર જે શખસ કે ઇરાનમાં દાખેલ કરી ગયો હતો તેનો એક જવાન ચેલો કે જે આ મજકુર નાસેરોદીનનો હમઝમાન થતો હતો અને ઇરાનની વાવય કોણ તરફના કોહેસ્તાનોમાં વાસો કરી પડેલો હતો તે તેની આવી કાબેલીયત વીષેની તઅરીફ સાંભળીને તેને પોતાના ખાસ જાસુસો મારફતથી બોખારા ખાતેથી પકડાવી મંગાવી પોતાની દરબાર ખાતે કેદ કરી રાખયો હતો. તેનાપર તે કશો સેતમ તો કાંઇ ગુજારતો નહતો, પણ તે પાછો બોખારા ભણી નહાસી નહીં જાય તે સારૂ તેનાપર સારીકાની પોતે ચોકાસી અને જાબતો રાખતો રહેલો હતો. આ નજરકેદની વેળાએજ તેણે પોતાના "અખલાકે નાસેરી" નામનો ફીલસુફી ઉપર એક નાદેર ગ્રંથ રચી કહાડયો હતો, જેથી તે બાબતપર તે ગ્રંથ અને "અખલાકે જલાલી" જેવી કેતાબો આજ પણ એસ્લામી ફીલસુફી ઉપર શાહનામા માફક મોઅતબર ગ્રંથોમાંજ ખપયાં જાય છે. તેને પાછો છોડાવી લાવવા સારૂ હોલાકુખાન જેવા પુખત સરદારને તે જંગલી મુખીના કોહેસ્તાની રહેઠાણો ઉપર સવારી લઇ જવાની ફરજ પડી હતી અને તેનો મુલક સેહેજમાં તાબે કરી લઇને તે મોગલ પાદશાહે તેને સદંતર પાય

માલ કરી નાંખયો હતો અને પાછો પોતાના આ મજકુર માનીતા ફીલસુફને બોખારા ખાતે લઇ જઇને મોટાં આદર માનથી તેને વધારે ઉંચા ઓધા ઉપર પોતે નેમી પણ આપયો હતો. (જુઓ, માલકમની "ઇરાનની તવારીખ"ના અંગ્રેજી દફતરનું વા૦ ૧ લું, પા૦ ૩૯૫ મું તથા તેનાજ "સ્કેચીઝ ઓફ પ્રશીઆ"નો બા૦ ૨૧ મો, પા૦ ૨૭૩ થી ૨૭૫ સુધી.) ત્યારબાદ તેજ મોઘલ વંશના ઉલગબેગ નામના રાજાએ "ઝીચે-ઉલુગબેગી" યાને ઉલુગબેગ રાજાનું ટીપણું એવું સુધારેલું પંચાંગ વીદયારથીઓની જાણ સારૂ પોતે પ્રગટ કરી આપયું હતું, જેને પછી ઉમર ખઇયામ જેવા ગણીતશાસ્ત્રી અને ખગોળ વીદયારથીની સાહેતાથી મોહમદ શાહ શલજુકીએ "ઝીચે-મલેકશાહી"નાં નામ હેઠળ પાછું વધારે સુધારી નાંખીને પ્રસીધ વટીક કરી નાંખયું હતું. આ ઉપરથી આપણે જોઇ શકીશું કે, મોઘલ તથા શલજુકી પાદશાહો જોકે લડાઇઓમાં સદાકાળ પોતે ગુંથાઇજ રહેતા હતા; તોપણ તેઓ પોતાનો ફુરસતનો વખત એલ્મહુનરની બાબતોપર પણ સારીકાની રોકતા રહેલા હતા, એજ તેઓની ખુબી તેથી તો આજની ઘડી સુધી ગોયા સચવાઇજ રહેલી છે.

વળી આપણા ગુજરાત પ્રાંતમાં પણ પુરવેધરથીજ નાના મોટા એંસી ઉપર કવીઓ આજ દીન સુધી થઇ ગયલા છે, જેઓમાં જુનાગઢવાળો નરસીંહ મેહેતો તો આજની ઘડી સુધી સરવે કોઇમાં પ્રખયાત થઇ પડેલો છે, અને તેની કવીતા તથા ગીતડાંઓ તો આજ અરધી સદીની વાત ઉપર સરઅવસરે આપણી ગુજરાતની પારસણ બાનુઓમાં વટીક ગવાતાંજ ચાલ્યાં જતાં હતાં; તેમજ શામળભટ, દયારામ અને મજકુર પ્રેમાનંદ સ્વામી (પ્રેમ સખી) જે વડોદરા ખાતેજ અસલમાં તો જનમ પામેલો હતો અને ત્યારબાદ સુરત અને ખાનદેશના પ્રાંતના નનદરબાર નામના શેહેરોમાં પણ વાસોજ કરી ગયો હતો; કવી ભગત મીરાંબાઇ, અખખો કે જે જાતનો અસલમાં સોનાર હતો અને અમદાવાદની સરકારી ટંકશાળનો ઉપરી થતો હતો; રતનો અને પુષકળ કવીતાઓ રચનાર વાણીયો નામે ગીરધર અને નરમદાશંકર લાલશંકર તો હજુ પણ સરવે કોઇ ગુજરાતના રહીશોની ગોયા બત્રીસીએજ ચહડી રહેલા છે. એ દયારામને તો આખા ગુજરાત પ્રાંતના હીંદુઓ તો પોતાના સરવેથી ઉંચી પંકતીના કવીઓમાંજ ગણી જાય છે. તેનો જનમ આપણા આ ઇલાકા ખાતે દભોઇ નામનાં ગામડાંમાં ઇ૦ સ૦ ૧૭૭૭ માં થયો હતો અને છેક ઇ૦ સ૦ ૧૮૫૨ સુધી આ ક્ષણભંગુર જગતમાં તે હસ્તી ભોગવી ગયો હતો. તે પ્રેમરસ ચીતારવામાં એટલેજે રાગબ્વની કાવયો રચવામાં બેહદ કુશળ કવીઓમાં ખપતો હતો; પયાર સંબંધી તેની કવીતાઓ તો હાફેઝની રોબાઇઓ કે ઘઝલો માફક ઘણી આતુરતાથી સાંભળવાને લોકો ઉતરી પડતા રહેતા હતા. તેનાં લખાણોનો સંગ્રહ કવી નરબદાશંકરે છપાવીને પ્રસીધ વટીક કરેલો છે. વળી એ પ્રેમાનંદ સ્વામી પોતે કવીમાં ખપતો હતો; એટલુંજ નહીં, પરંતુ ગાવા વજાડવાની બાબતોમાં પણ ઘણા ઉસ્તાદ ગવઇયાઓમાંજ પોતેબી ખપયો ચાલયો જતો હતો. કવી ભગત મીરાંબાઇ તો ગુજરાતની ઉતરે મેવાડનો પ્રાંત જે આવેલો હતો ત્યાંના વખણાયલા રાણા કુમભોની રાણી થતી હતી અને નરસીંહ મેહેતા સાથે એક ઝમાનામાં હસ્તી ભોગવી ગયલી હતી, અને છેક ઇ૦ સ૦ ૧૩૨૪ માંજ તવલ્લુદ થઇ ચુકેલી હતી. તેણી સદાકાળ કૃષણની તઅરીફના પદો તથા છંદો જોડીને ગાતી હતી, તેમજ કેટલીએક મોઘલાનીઓ પણ અંગ્રેજ કવી બાનુ મીસીસ હીમનસ અને બીજીઓ માફક પોતપોતાની ભાષામાં કાંઇ ને કાંઇ બેતો જોડી ગયલીઓ છે; પરંતુ તેણીઓ ઘણી પ્રખયાત ન હોવાથી તેણીઓનાં નામો મજકુર ફારસી શાએરોની ટીપમાં મેં ઉપર દાખેલ કરી દેખાડવેલાં નથી.

એ સદરહુ રાણી મીરાંબાઇનાં ગાયનોની તઅરીફ સાંભળીને શેહેનશાહ અકબર અને તેનો નામીચો ઉસ્તાદ ગવઇઓ તાનસેન પણ સાધુના વેશો લઇને ચીતોડના મંદીરમાં એકવાર દાખેલ થયા હતા અને તેણીને એક બે કીમતી હીરાના હારો વટીક ભેટમાં આપી દીધા હતા. તેણીના આવા ભકતીભાવને લીધે તેણીનો ભરથાર ગજકુર મેવાડનો રાજા અને તેની માતુશ્રી એટલાં તો બેજાર થઇ પડેલાં હતાં કે, તેની માતાએ એક દીવસે તેણી સારૂ એક ઝેરનું પયાલું પીવાને માટે મોકલાવી આપયું હતું; પરંતુ તે ઝેર, કહે છે જે, તેણાને મીઠા અમરૂત સરખુંજ થઇ પડયું હતું. અને તેણીના જાનને તો તેથી કશી અલવલ તો કાંઇ પહોંચી શકીજ નોહતી. આથી તેણીનો ભકતીભાવ પાર વીનાનો હોવો જોઇએ એમ સરવે કોઇ માનવાને લાગી ચુકયા હતા. કવી નરમદાશંકર લાલશંકર તો આપણા ઝમાનામાંજ સુરત શેહેરમાં થઇ ગયો હતો અને ત્યાંજ થોડાંક વરસોની વાત ઉપર વઇકુંઠવાસી પણ થઇ ચુકયો હતો. તેણે આ નામાનેગાર સાથે અત્રેની એલફીનસ્ટન કોલેજમાં ડા૦ હારકનેશના હાથ હેઠળ કેળવણી લીધેલી હતી. વળી તેણે "નરમગદય" અને "નરમપદય" નામના બે મોટા નામીચા દફતરો આપણી મુંબઇ નગરીમાંજ છપાવીને પ્રસીધ વટીક કરેલાં છે કે, જેઓ આજબી ગુજરાતી સાહીતયને જેબ આપે તેવી પંકતીનાજ ગણાઇ શકે છે. સુરત ખાતે વળી તેના ઘણાએક ચેલાઓ થઇ પડેલા હતા કે જેઓ સાથે તે અવારનવાર ઘોડાઓ ખડેરાવીને મોજમજાહ કરતો ચાલયો જતો હતો.

એ મજકુર મીરાંબાઇનો ખાવંદ નામે કુમભો જે મેવાડનો રાજા થતો હતો તે અસલમાં તો કહે છે જે ગુજરાત પ્રાંતના જુના પાયતખત શેહેર વાલા વલ્લાભીના રાજાઓના ખાનદાનમાંથીજ પોતે ઉતરી આવેલો હતો, અને એસ્લામીઓએ તે શેહરનો કબજો જયારે લઇ મેલયો તયારે જઇન લોકોનું તો તે શેહેર મોટું મથક ગણાતું હતું. તેનો એક વડીલ કે જે મેવાડના પાયતખત શેહેર ઉદેપુર ખાતેજ રાજપાટ ભોગવી ગયો હતો તે તો પારસાઓના મોટા પાદશાહ નોશેરવાન આદેલની એક બેટી સાથે પરણી બેઠેલો હતો જેણી રૂમના કયસર શેહનશાહ મોરીસની નબીરીજ થતી હતી. (જુઓ, એલફીનસ્તનની "હીંદની તવારીખ" ને પા૦ ૨૩૨ થી ૨૩૪ સુધી) વળી એ કુમ્ભોનોજ નબીરો રાજાસંગ તો મુગલ વંશ સ્થાપનાર શેહેનશાહ બાબર (બબ્ર યાને સીંહ) સાથે ઘણી બહાદુરીથી લડયો હતો, તેમજ એ કુમભો પણ ઘણોજ બહાદુર પાદશાહમાંજ ખપી ગયો હતો; કેમકે તેણે ગુજરાત તથા માલવાના એકસંપ થઇ પડેલા એસ્લામા પાદશાહોને પણ પોતે મારીજ હઠાવયા હતા અને તેઓ કનેથી કશો પણ દંડ લીધા વીના તેઓને પોતે તો મોહોટો દીલગુરદો દેખડાવીને ઓર ઉલટા ઘણાં હદયાઓ આપીને છોડી મેલયા હતા. પરંતુ માઠા ભાગયે તે પોતાની ધણીયાણીથી સદાકાળ બેજારજ રહેતો હતો; કેમકે, તેણી તેને કશું કોડું કે મચકતો કાંઇ આપતીજ નોહતી અને પોતાની સાસુને સપરપેહેલાંથી એમજ કહેતી રહેલી હતી કે, હું તો કરૂષણ દેવતાનીજ ભગત છું માટે મારા ખાવંદના દેવતા આગળ હું મારૂં સર તો કાંઇ નમાવનારજ નથી. એમ કહીને તેણી ગુજરાત ખાતેજ જઇને ભરાઇ બેઠી હતી, અને જ્યારે પણ તેણાનો ખાવંદ પોતાની સાથેજ આવીને વસવા સારૂ તેણીપર ખતખોતુતો લખતો હતો ત્યારે તેણી પોતાના ભરથારને એમજ લખી વાળતી હતી કે, તમો પણ ગમે તો મારી સાથે આવીને ગુજરાત પ્રાંતમાંજ વાસો કરી પડો અને કરૂષણની ભકતીમાંજ તમારા દીવસો ગુજારતા રહો; કેમકે, "આ દુનયાનો સ્વાદ તો ઘણો ખાટો રહેતો ચાલતોજ આવેલો છે, જેથી હું તો રાજપાટ અને રંગબેરંગી ઉમદા પોશાકોને ઠેકાણે મારી કાળી ધાબળી ઉપર શુકરાના કરીનેજ બેસી રહેવામાં મોટું માનપાન સમજું છું."

(જુઓ, ગોવરધનરામ મહાદેવરામ ત્રી પાઠીનો ગુજરાતના "કલાસીકલ" યાને પેહેલા વરગના કવીઓ વીષે ઈ૦ સ૦ ૧૮૯૪ માં [illegible]માં પ્રસીધ કરેલો રેસાલો, પા૦ [illegible] થી ૧૯ સુધી.) વળી તેવાજ [illegible]મચીન બોધો ફારસી શાએરો ફેર[illegible] તુસી તથા ખવાજા હાફેઝ પણ [illegible] પોતાના શ્રોતાઓ સારૂ આપત[illegible] [illegible]લી ગયલા છે. શીરાઝ શેહેરવ[illegible] એ પાછલો મહાન કવી હાફેઝ [illegible] [illegible]લના જવાનયાઓ જે બાપદાદાઓ[illegible] [illegible]યલી મળી ગયલી દોલતોથી છ[illegible] [illegible]ને પોતાના બોઝોરગ વારોને માન[illegible]ની નજરથી જોતાજ નથી તેઓ[illegible] એક જગરી જેવી ચીમકીજ [illegible] જાય છે અને તેઓ ને એવી શી[illegible] દીયે છે કે:—

"નસીહ[illegible] [illegible] કોન જાનાંન કે,
અઝ [illegible] [illegible]સ્ત તર દારન્દ,
જવાન[illegible] [illegible]આદત મન્દ,
પન્દે [illegible] દાનારા."

"યા[illegible] [illegible] ઓ નેકબખત જવાન યાઓ મારી [illegible]હતને કાન ધરીનેજ સાંભળો કે [illegible] પોતાના દાનાવ પીર મરદોની નસ[illegible] ઉપર પુરતું ધયાન સદાકાળ આ[illegible] [illegible]હેવુંજ જોઇએ."

હવે [illegible] ફારસી મોટો ઉસ્તાદ શાએર મ[illegible] [illegible]ને મઉલાના રૂમી કહે છે તેમ [illegible] આ આખી જગતમાં સરવ [illegible] છે તેમજ તે સાહેબ આપણ[illegible] માનવી જાતના અંતઃકરણમાં [illegible] કરી પડેલોજ છે કે જે વાતથ[illegible] [illegible]ણે સરવે કોઇ આ તકલીદી દુન[illegible] [illegible]મસ્થી જુઠી માયા અને લો[illegible] [illegible] લાલચને ખાતેર ગુમરાહ [illegible] ગોયા બેખબર હાલતમાં પડી રહેલા છીએ, અને તે [illegible] કશી માહેલગારી કે વાકેફગારી [illegible] વટીક પણ કેવળ ધરાવતા ન[illegible] જે મત સાથે હીંદુઓના અસ[illegible] રૂશી મુનાઓ તથા બુધવતીક એક [illegible] ઉતરે છે. (જુઓ આ તવારી[illegible] [illegible] ૧, ભાગ ૨ ને પા૦ ૧૨૫[illegible]) તેમજ હાફેઝ પણ એમજ બો[illegible] [illegible] છે કે, આ દુનયાની તમામ કરા[illegible]તો અને અજાયબી તથા

ધરાયબીઓ જોવા અને જાણવા સારૂ મારી કનેથી ઘણાએક સાહેબો શાહ જમશીદની જામ મેળવવાની તલબજ કરતા રહેલા હતા; જેના ઉતરમાં તે કવી પછી પોતે એમ વરણન દરશાવી જાય છે કે:—

"સાલહા દેલ તલબ
જામે જમ અઝમા મી કરદ,
આનકે ખુદ દાસ્ત
અઝ બીગાને તમન્ના મી કરદ.
ગઉહરી કઝ સદફે
કઉનો મકાન બીરૂન બુદ,
તલબ અઝ ગોમશોદે
ગાને લબે દરયા મી કરદ.
મોસ્કેલે ખીશ બર
પીરે મોઘાન બોરદમ દુશ,
કે ઉ બતાઇદે નઝર
હલ્લે મોયંમાં મી કરદ.
દીદમશ ખોરરમો ખનદાન
કદહે બાદેહ બેદ ત,
વન્દર આન આઈ ,
સદગુને તમ સા મી કરદ.
ગોફતંગ ઇન જામે જહાં
બતુ કય દાદ અય હકીમ,
ગોફતઆન રૂઝ કે
ઇન ગોમ્બદે મીના મી કરદ."

(જુઓ, વરસાલના ખુસખતવાળી "દીવાને હાફેઝ" ને પા૦ ૧૩૪ મે.) યાને "મારી કનેથી શાહ જમશીદની જામ મેળવવાની કેટલાએક સાહેબો વરસોનાં વરસો થયાં ઇનતેજારીમાંજ પડી રહેલા હતા, તો જો કે તે ચીજ તો તેઓની ખુદ પોતાની સોડે મોજુદજ પડી રહેલી હતી, તોબી તે ચીજ તેઓ બીજા પારકા અને બીગાનાં [illegible] કનેથીજ માગતા રહેલા હતા. જે ઝવાહેરાત કે આ જગતની મોતીની સીપમાં કેથેબી હસ્તી ભોગવતુંજ નહીં હતું, તે દરયા કીનારાના ગુમ થઇ પડેલા શખસો કનેથી મેળવવાની તેઓ ફેકટમાં આશા ને આશામાંજ બેસી રહેલા હતાં. આથી મારી તે મુશકેલી ટાળવા સારૂ અઇ રાતના પારસીઓના એક પીર મરદ કને જવાની મને ફરજજ પડી ચુકી હતી; કેમકે, તે શખસ પોતાની નઝરની બરકતથી જોતાંને વારજ હરેક મુશકેલીઓના પોતે તરતજ ફેસ

સો અને તોડ લાવી દેતો હતો. તેને હું
જોઉં છું શું! કે તે તો ખુશ મેઝાજમાં
પોતાના હાથમાં એક પયાલું યાને શરાબ
ની જામ ધરી તેમાં ચકચુર થઇ પ
ડીને, હસ્તો રમતો પેલી જામ
સાથે સેંકડો તમાશા અને નાઝ નખરાં
તથા બાઝીઓ કરતોજ પડી રહેલો હતો.
આ ઉપરથી મેં તેને એવો સવાલ
નાંખયો હતો કે, અરે ઓ દાનાવ મર
દ (હકીમ) આ આખી જગતની છુપી
ભેદી વાતો દેખડાવનાર 'શાહ' જમશીદ
ની આવી એજમતી જામ કોણે અ
ને કયે દીવસે તને બખશેશમાં આપી દી
ધેલી છે? તયારે તેના પ્રતી ઉતરમાં પે
લો "પીરે મોઘાન" (પારસીઓનો પીર
મરદ) એમ બોલી ઉઠયો હતો કે, દા
દાર અહુરમજદે જે દહાડે આ મીનોઇ
જહાનના આરસાના ગુમબજનો પાયો
નાંખવા માંડયો, તે દીવસથીજ તે સા
હેબ મને તે બખશેશમાં આપી ગ
યલો છે." વળી આગળ ચાલતાં તેજ
ફારસી ઉસ્તાદ કવી જેઓ કે પાદશાહ
બેહેરામગોર અને તેનાં ગોરખરની શોધ
ખોળોમાં હજુર પણ ફાંફાંજ મારી રહે
લો છે તેઓના બાપોકારથી પોતે એમ
જ તાનો મારી દેખડાવે છે કે; "કમંદે
સેએદે બેહેરામી બે અફકન વ "જામે-
જમ બેનુમાં; કે મન પઇમુદમાં ઇં૦
શેહેરા ન બેહેરામ અસ્તો ન ગુરશ."
યાને "અરે ઓ માનવી બેહેરામગોર
તથા તેની કમંદ અને ગોરખરની વાત
ની શોધખોળો કરવાના ફાંફાં અને વેહે
જાં તો હવેથી તું છોડીજ બેસ અને
મને તો જમશેદની જામજ દેખડાવાનાં
પ્રયતનો કર; કેમકે તે જામ તો મારા
દીલમાં અસલથી વાસો કરી પડેલી
હોવાથી તેની બરકતથી હું તો આ આ
ખું બીઆબાન જંગલ વટીક ફરી વળયો
છું; પરંતુ ત્યાં કેહેંથીબી મને તો તે
બેહેરામ કે તેનાં ગોરખર વીશેની કશી
ઇધાની કે નીશાની તો કાંઇ માલુમ પડી
શકેલીજ નથી." એજ માફક હીંદુ ફી
લસુફો પણ એમ લખી જાય છે કે:"
મન ચંગા સો કઠોતીમેં ગંગા."
આવા આવા મઆકુલ ઉપદેશો
માણસ જાતોની બેહતરી સારૂ આગલા
પારસીઓ તથા તેઓના પાછલા વટલે
લ ઇરાનીઓ તેઓની નકલો કરીને આ
પી ગયા છે, તે બીનાથી હાલના પાર
સીઓ તો ગોયા બેખબરાજ રહી ગય
લા છે. માઠાં ભાગયે જયારે સીમેટીક
અરબો ઝમાનાની ચહડતી પડતી બાઝી
ને લીધે તેઓનાં રાજપાટ અને ધરમનો
નાશજ કરતા ચાલ્યા અને તેઓનો મુ
લક પોતેજ લઇ બેઠા, ત્યારે ઇરાનનો
પાછલો એક એસ્લામી પાદશાહ કે જે
ણે એકાદ બે લડાઓ પોતાના પાડો
સી રશીઅનો કે બીજા પોતાની નઝદીક
નાં રાજયના પાદશાહો ઉપર મારે
લી હોવાથી, કેટલાએક યુરોપીય
ન નવીશનદાઓ મહાતમા શાહ અબા
સ (શાહ અબાસ ધી ગ્રેટ) એવો મોટો
એલકાબ આપી ગયલા છે. તે પાદ
શાહે ધરમની તઆસુબી અને ઝનુનને
લીધે એક વેળાએ ઇરાનના સરવે દસ્તુ
ર મોબેદોને સજડ ગભરાવી મારયા હ
તા અને તેઓ કનેથી જરથોશતી ધરમ
ની તમામ પોથીઓ પોતે માગતોજ ર
હેલો હતો અને એમ કહેતો બેઠેલો હ
તો કે, તે પોથીઓ મને સ્વાધીન તમો
જો કરી નહીંજ દેશો તો હું તમને મો
ટી શીક્ષાએ પહોંચાડી દેયા વીના તો
કાંઇ રહીશજ નહીં. તેમ કરવામાં તેની
મતલબ તે સરવે પવીત્ર પોથીઓને એ
કઠી કરીને બાળી ભસ્મ કરી નાંખવાની
જ હતી; પરંતુ તે ચગોર ધરમના ઉ
પાધયાઓએ તેની આવી ધમકીની કશી
પણ દરકાર કે પરવાહજ ન રાખતાં તે
ને ઉપરનો ઉપરજ ઉડાવવા માંડયો હ
તો અને તે પવીત્ર પોથીઓને તેને
કાંઇ સ્વાધીન તો કરેલીઓજ નહીં
હતી, એમ ગીબન આપણને
જણાવી ગયલો છે. (જુઓ, તેની
નામીચી તવારીખનું "ચનદાશ સીરીજ"
માં પ્રસીધ થયલું વા૦ ૩ જું, પા૦
૫૯૩ મું.) તેમજ ત્યાંના એક બીજા
પાદશાહ શાહ તમાસ્પ સારૂ પણ એમ
જ કહે છે કે, તેણે પણ જરથોશતીઓ
ઉપર પુષકળ સેતમ પાડવા માંડયો હતો,
જેથી તો તેઓના એક મોટા દસ્તુરાન
દસ્તુર હઝરત આઝર કયવાનને છેક હીંદુ
સ્તાન ભણી ઉતરી પડીને પાદશાહ અક

બરની દરબારનેજ આશ્રો લેવો પડયો હતો.

હવે જયારે ઇસુની સાતમી સદીની આખેરીમાં આપણા નીઆએગાનો નાહાવંદની લડાઇમાં માર ખાઇને આપણું મોટું ઇરાનનું રાજપાટજ અરબોને હાથે ખોહીજ બેઠા, ત્યારે મુસલમાનોના ઝોરજુલમથી તે પછી એક સદી બાદ આ દેશનોજ આશ્રો તે વેળાના હીંદુ રાજા જાદુરાનાની મેહેરબાનીથી લઇ પડયા હતા. આથી તે પાદશાહના હોકમથી આપણુને આપણી અસલી બાપીકી ભાષા પહલવીને તલાક આપી દેઇને કેટલીએક હીંદુઓની રાહરસમો સીખે ગુજરાતી ભાષા અખત્યાર કરવાની નાચારીને મારે ફરજજ્ પડી ચુકી હતી; કેમકે, તેમ કરયા વીના તે પાદશાહ આપણુને આ દેશની સરઝમીન ઉપર ઉતારો આપવાને પોતે કેવળે રાજીજ નહીં હતો, માટે હવેથી આજની ઘડી સુધી તે ભાષાજ આપણી માદર ઝબાન યાને માવતર જેવી ભાશા તરીકે આ દેશાવર ખાતે થઇજ પડેલી છે. એ ભાષા કાંઇ ઘણી પુરાણી તો કંઇ છેજ નહીં; પરંતુ અસલી સીક્કા તથા લેખો ઉપરથી એટલું તો હાલમાં સાબેત થઇ શકે છે કે, તે હીંદુઓના એક આગલા સોલંકી વંશના રાજાઓનાં દોરથીજ આ દેશાવર ખાતે પેદા પડી ચુકેલી હતી, અને જ્યારે મુસલમાન લોકો ગુજરાતના હીંદુ રાજપાટો પોતાના સ્વાધીન હેઠળજ લઇ બેઠા અને ત્યાં આવીને કાયમ મોકામજ થઇ પડયા ત્યારે એ ભાષા તો સારી કાની ત્યાંના દેશાવરો ખાતે તો ખીલીજ નીકળેલી હતી. ત્યાર બાદ રજપુતાણાના રજપુત રાજાઓ કાઠયાવાડ એટલે જે સીથીઅન યાને તુરાની કાઠી લોકો કને થી તે મુલક જ્યારે પચાવી પડયા ત્યારે તે નવા રાજાઓની ભાષાજ ત્યાંના લોકોની પણ હવેથી બોલીજ થઇ પડી હતી. (જુઓ, ત્રીપાઠીનો મજકુર અંગ્રેજી રેસાલો પા૦ ૧ થી સાત સુધી.) હવે ઇરાનના દેહકાન (બુરજીગર) લોકો યાને કણબીઓ મુસલમાનોનાં ત્યાં ચાલુ થયલા દોરના સપર પેહેલા હીંગામમાં ઇરાનના આગલા બખરો વીષેની પોતે જેમ સારી કાની માહેતગારીઓ જે ધરાવતા હતા તેમ ગુજરાતના કણબીઓ પણ પોતાના ભાટો મારફતથી પોતાના અસલી પેહેલવાનો તથા દેશાવરોની ખુબીઓ વીષેનાં ગીતડાંઓ ગુજરાતી ઝબાનમાં ગવડાવતાજ ચાલુ રહેલા હતા, આથી આજે પણ મજકુર એંસી ગુજરાતી કવીઓમાંથી આઠ જણ તો કાઠયાવાડના પ્રાંત ખાતેજ થઇ ગયા હતા. પંદર જણો વડોદરા ખાતે અને બાકીનાઓ તો સુરત, ભરૂચ, મોરા, અમદાવાદ તથા તેની આસપાસનાં દેશાવરો ખાતેજ થઇ પડેલા હતા. તેઓમાં છ તો હીંદુ બાનુઓ હતી, નવ વાણુયાઓ, છ કણુબીઓ, સાત જણા તો કારીગરો, નવ સાધુઓ, ચાર જઇન ધરમના ઉપાધયાઓ અને એક તો મરાઠી અકરમાસીઓ હતો તથા બાકીનાઓ તો જુદી જુદી વરણોના બ્રાહમણો હતા. તે સઘળાં નામોમાંથી ચાર જણા ઇસુની પંદરમી સદીમાં, ત્રણ જણા સોળમાં સઇકામાં, અગયાર જણા સતરમી સદીમાં, સોળ જણા અઢારમી અને બાર જણા તો ઓગણીસમી સદીમાંજ થઇ ગયલા હતા અને બાકીનાઓ તો અત્યાર સુધીજ ચાલુ રહી ગયલા છે. તેમજ મજકુર રાવસાહેબ મહીપતરામ પણ થોડો ઘણો ગુજરાતી કવીઓમાં અને ઉમદા લેખકોમાં ખપી ગયલો છે. પારસી કવીઓમાં તો ઇસુની સતરમી સદીની આખેરીમાં કોઇ એક જમશેદ નામનો મોબેદ નવસારી ખાતે થઇ ગયલો હતો, જેણે અત્રેવાળા તે ઝમાનાના જાણીતા શેહેરી વાચછાગાંધીઓના વડવાઓના આશ્રા હેઠળ સ્યાવક્ષનામું તથા બીજા નામાઓ વટીક બેતબાઝીઓમાં જોડી કહાડયાં હતાં. તેનાં લખાણોની તારીફ તો મહીપતરામ જેવો મજકુર ગુજરાતી વીદયારથી (સ્કોલર) વટીક કરી ગયલો છે. તેમજ મુસલમાન લોકોએ આ શહેરમાં આશરે ઇ૦ સ૦ ૧૮૫૫ ના સાલમાં મચાવેલાં સપર પહેલાં હુલડ વીષેનો અહવાલ બે પારસી બેરાદરો "ફેસાદોલ કમ ફહમ" એવાં નામ હેઠળ બેતબાઝીમાંજ લખી ગયલા છે. તે નાનો જેવો

ગ્રંથ પણ વાંચવા લાયકનોજ છે. તેમજ ત્યાર બાદ મનસુખ યાને મનચેરજી કાવસજી શાપુરજી લંગડા તો એક વેળા એ પોતાના ભાઇની ચીન ખાતેની મોટી પેહેડીના માલેકમાંજ ખપતા હતા અને અત્રે આવીને કાયમ મોકામ થઇ પડયા બાદ ઘણુંએક દફતરો આ પણી ગુજરાતી ભાષામાં બેત ાઝીમાં રચી કહાડેલા હતા; એટલુંજ નહીં, પરંતુ શાહનામા મધેની બેતોનો તરજુમો વટીક થોડો ઘણો ફરદુનજી મરઝબાનની માફક કરીને છપાવી પણ ગયા હતા. તે વણુ સાત આઠ વરસની વાત ઉપર સીતોતેર વરસની પુખત ઉમરે ભાયખલા ખાતે સ્વરગવાસી થયા હતા. તેઓ સેવાય બીજા પણ કેટલાએક નાના નાના પારસી કવીઓ આપણા લોકોમાં થઇ ગયલા છે; પરંતુ તેઓનાં લખાણો પુષકળ ન હોવાથી તેઓ આપણા લોકોમાં ઝાઝા જાણીત નહીં થઇ પડયાથી તેઓને તો મેં અત્રે પડતાજ નાંખી મેલેલા છે. તોબી ફીરોઝ રૂસ્તમજી બાટલીવાળાનાં ગાયનો તથા ટાવકાઓ તો વાડીએ વાડી લોકો હોંસથીજ હજુ પણ સાંભળતાંજ ચાલ્યા જાય છે; કેમકે, તેઓમાં શુરાતન અને લેહેજત જરા વીશેષ જોવામાં આવે છે.

વળી અપણા ભાઇબંધ પાડોશીથી મરાઠી હીંદુઓમાં તો જ્ઞાનેશ્વર સઉથી મોટા યાને અદય કવીમાંજ ખપતો આવેલો છે અને તેઓમાં આજની ઘડી સુધી તે મોટું મનપાનજ ધરાવતોજ ચાલયો જાય છે. તેની શમાંજ પુણાની નઝદીકીમાં "આલનદી" નામનાં ગામ ટાંમાંજ કેહે આવેલી છે કે જ્યાં આસો મહીનાની એકાદશીને દીવસે હઝારો જાત્રાળુઓ તેનાં દરશન સારૂ હજુ પણ ઉતરી પડે છે. કહે છે જે, તેણે હીંદુઓની ગીતા ઉપરજ દશ હઝાર ઓવીઓ (શલોકો)જ લખી કહાડેલી હતી, કે જેઓ આખા હીંદુસ્તાનમાં આજ દીન સુધી ઘણી વખણાયલી કવીતાઓમાં ખપતીજ ચાલી જાય છે. તે કવી હીંદુઓના દેવગીરી નામના અગલા એક મોટાં રાજ્યના રામદેવ જેવા છેલા રાજાનાં દોરમાંજ થઇ ગયો હતો અને તેની દરબારનોજ પોતે જીવયો ત્યાં સુધી આશ્રોજ લઇને પડી રહેલો હતો. તે પછીના બીજા તેઓના નામચીન કવીઓમાં મોરોપંથ, શ્રીધર, વામન પંડીત તથા નામદેવ અને છેલ્લો તુકારામ કરીને થઇ ગયલા છે, કે જેના કેટલાએક શલોકોના તરજુમાઓ તો અંગ્રેજી ભાષામાં આપણા શેહેરના આગલા મયુનીસીપલ કમીશનર મીо એકવરથે છપાવીને પ્રસીધ વટીક કરેલા છે. આ માંહેલા એ છેલ્લા કવી તુકારામ સેવાય તે સઘળાઓ ત્રણસોથી તે પાંચસો વરસોની વાત ઉપરજ થઇ ગયલા હતા. એ મરાઠી ભાષા આપણી ગુજરાતી ભાષા થાને પણ વધારે પુરવેધરથીજ આપણાં દેશાવરો ખાતે બોલાતી આવેલી હોવી જોઇએ; કેમકે, "ઇકથીઓઇંદીજાઇ" યાને "હીંકોલીચી જાત" એટલે જે માછીઓ વગેરે કેટલાએક શબદો તો સાકંરનાં દોરના ગ્રંથકારો અને ગોઠયાઓનાં પુસ્તકોમાંથી પણ નાકેસ હાલતમાં હજુર પણ આપણા દીઠામાં આવી શકે છે. તે મરાઠા ગ્રંથકારોનાં પુસ્તકો તો હજુ પણ કમયાબ હાલતમાંજ પડી રહેલાં છે; કેમકે, તેઓના ઝમાનામાં છાપવાની હુનરની શોધખોળ તો કાંઇ આપણાં દેશાવરો ખાતે પ્રસીધતા તો પામી ચુકેલીજ નહીં હતી. તેઓ સેવાય બીજા પણ નાના મોટા કવીઓ તે ભાષામાં થઇ ગયલા છે; પરંતુ તેઓના નામો અત્રે ઉતારી રાખવામાં હું કશો સાર તો કાંઇ દેખી શકતોજ નથી. હવે ફારશીમાં ઉપર જણાવયા પ્રમાણે જે ઘણાએક કવીઓ થઇ ગયલા છે, તેઓમાં આજની ઘડી સુધી ફેરદુસી તુસી તો પોતાના કલામોના પાકીઝગી, બેહદ ફસાહત અને બલાઘત તથા ઝમક અને શબદોની એકમેક સાથે કરી રાખેલી ઉમદા રચના અને જોડણીથી વાંચતાંને વાર આતશનાં શોઅલા પેરે તેનાં શ્રોતાઓના જીગરમાં જબરૂં શુર અને જુસ્સો આપોઆપ જે એકએક ઉછળી આવે છે, તેથી તે શાએર આજ હજાર ઉપર થઇ ગયલાં વરસો છતાં પણ ગોયા સપર પહેલો દરજ્જો પોતે તો ભોગવતોજ ચઇ

ધ્યો જાય છે. તેના શાહનામાની બનાવટની યોજના તથા નઝાકતથી તો ઓરત જાત હોય તોપણ તેણી પોતે પહેલવાન જેવી બની જઈને ગોયા ઉભી રહી જાય છે, એમ તે શાએર ખુદ પોતેજ એકરાર કરી ગયો છે અને કહે છે જેઃ—

"હર આનકસ કે શાહનામે ખાની કોનદ.
અગર ઝન બોવદ પેહેલવાની કોનદ."

યાને "જે કોઇ એટલે કે પછી તે પુરૂષ હોય કે ઓરત હોય અને શાહનામાને ભણ્યાજ કરે, તો જો તે ભણનાર ઓરત જાતીનીબી હશે તોપણ તેણી એક વાર પેહેલવાની કરવા શકતીવાન થઇ પડયા વીના તો કાંઇ રહેનારજ નથી" માટે તેના જેવો લડાઇનો જુસ્સો ઉતપંન કરનાર કવી તો હું નહીં ધારતો કે હોમર જેવો વખણાયલો યવન શાએર વટીક પણ થઇ ગયલોજ હોય, આથી ફેરદુશી તુસાના કલામોની વાખવાખી થાતી વેળાએ ધારયા મુંજબ હાફેઝ તો એમજ વરણવી જાય છે કેઃ—

"તોખમે શોખુન ફેરદોસી કાસ્તો નીઝામીશ આબાદાદ, સઆદીઅશ પરવરદો સુખતો માં ખાકબીઝી મીકુનીમ."

યાને "સોખનનું બીજ જે ફેરદોસી તુસી રોપી ગયો હતો, તેનાપર નેઝામીએ તો આવીને ગોયા પાણીજ સીપી નાંખેલું હતું; અને પછી શેખ સઆદીએ તો તેને પરવરેશ કરી ઉછેરી નાંખીને સંપુરણ હાલતેજ પહોચાડી દીધું હતું. માટે અમો લોકો તો તેઓના પગની ખાક આગળ હાલ તરત તો ગોયા અવસાંજ મારતા પડી રહેલા છીએ." વળી કેહે છે જે એ પુસ્તક લખતી વેળાએ તેમાં કોઇબી અરબી શબ્દ વાપરવોજ નહી એવી કબુલાત પણ સુલતાન મહમુદે ફીરદોસી કનેથી લઇ રાખેલી હતી અને ફક્ત અસલી ફારસી, જંદ, પેહેલવી ને દરી જેવા ઇરાની શબ્દોજ કામે લગાડવા જોઇએ. તોબી જેમાં અરબી શબ્દો કે અવારનવાર જે જોવામાં આવે છે તેનું તો એક કારણ છે; કેમકે તે શબ્દો તો અવલમાં પેહેલવી ઉપરથીજ અરબો જ્યારે ઇરાનીઓની રઇયતમાંજ ખપતા હતા ત્યારે તેઓ પોતાની ભાષામાંબી ઉતારા કરી ગયેલાજ હતા. એકજ વેળાએ અશકબુસનાં દાસ્તાનમાં તે સાયર "જેહ" એવો એક અરબી શબ્દ અવતરણ (કોટેશન) તરીકે વાપરવાની ગોયા ફરજજ પડી ચુકેલી હતી. આટલો એશારો ટુંકમાં કરીને ચાલો આ આરટીકલને હવેથી આપણે અત્રે સંપુરણજ કરી નાંખયે, અને આપણી તવારીખની કડીને સીલસીલા બંધબેસતી આણવા અને ગોઠવી કહાડવા સારૂ પાછા પ્રયતનો કરવાનેજ લાગી જઇએ; કેમકે એ તાજદારે હીંદ ઉપર કીધેલી સ્વારીઓ આપણા લોકો સાથે અતલગનો સંબંધજ ધરાવતી આવેલી હોવાથી આ બાબ પણ પ્રસંગોપાતજ થઇ પડયા વીના તો કાંઇ રહેશેજ નહીં, એવી આશા આ ગ્રંથકાર તો પોતે રાખીજ શકે છે.

વળી બાદજ યાતે ઉરદુ ભાષામાં પોતાની કવીતાઓ જોડી જનારા સાધુઓમાં કબીર, તુલસીદાસ, સામલદાસ ગાંધી, રોહીદાસ તથા દાદુ વગેરે પંડીતોનાં નામો તો આખા હીંદુસ્તાનમાં સરવે કોઇની બત્રીસીઓપર આજની ઘડી લુગીજ ચહડી રહેલાં છે. તેમજ સીખ લોકોમાં પણ નાનક રૂષીનું નામ પ્રસીધતા ભોગવતુંજ ચાલ્યું જાય છે, કે જે સઘળા પુરૂષો પોતપોતાના લોકોમાં પોતાનાં શુધારેલાં નવાં નવાં પંથોના પાયાઓ વટીક નાંખી ગયા હતા. એઓ માંહેલા નાનકના જાયનસીનો યાને નાનક પંથીઓ વીપે તો "દબેસ્તાન"વાળા પણ કાંઇક અહવાલ પોતે ફારસી ભાષામાં દરશાવી વટીક ગયલોજ છે. તેઓ ખરેખરા રામમોહનરાય, દવારકાંનાં ગોર કેશબચંદ્ર સેન જેવા સુધારકોજ પોતપોતાનાં દોરોમાં થઇ ગયલા હતા; એટલુંજ નહીં, પરંતુ ઉસ્તાદ ગાનારાઓમાં વટીક ખપતા હતા, જેથી તો પુરાતન કાળનાં શું બેહેરામ ગોર કે નોશીરવાન જેવા સાસાની પાદશાહો વટીક ઇરાન સરઝમીનમાં હીંદના ગવઇયા તથા નાચનારીઓથીજ ગાયનના એલમની પોતાના પારસીઓને તઅલીમ આપતાજ ચાલુ રહેલા હતા. આથી આપણાં લોકોમાં એક કેહેતી આજની ઘડી સુધી ચાલતીજ આવેલી છે

કે "હીંદુસ્તાન ઘર ઘર ઢોલે ઘર ઘર તાન." વળી શેહેનશાહ અકબરની દરબારના નામીચા ગવઈયાઓ જેવા કે તાનસેન તથા બીડજુ બાહાવરાનાં નામો તો સરવે કોઇની ઝબાનેપર અદયપી રમીજ રહેલાં છે; કેમકે, તેઓ પોતાના સુર, તાન અને મધુર રાગડાઓથી જંગલના ગેઝાલો કે હરણોને વટીક પોતાની છેક નઝદીકી વેર બોલાવી શકતા હતા; કારણ એ જે, તે જાનવરો પણ બુલબુલોની માફક ગાયનના અત્યંત શઉકીનજ રહે છે.



## હીંદ સરઝમીનપર સીકંદરે ચાલુ રાખેલી કેટલીક વધુ લડાઈઓ અને તેનાં મકદુનીઅન લશ્કરે બંડ ઉઠાવવાની હવેથી કરેલી કોશેશ.

બાબ ૧૨ મો.

વળી ગલુગાલીસીઅનો યાને ગલુસીઅન લોકો સીકંદરને શરણે આવીજવાથી તેઓ કને તે વેળાએ જે પાંત્રીસથી સાડત્રીસ શેહેરો આવેલાં હતાં તે સઘળાં હવેથી આવીને સીકંદરનીજ સલતનત હેઠળજ જોડાઇ ગયાં હતાં અને તે દરેક શેહેરમાં ઓછામાં ઓછા પાંચ હઝાર અને વધતામાં વધતા દશ હઝાર માણસો વસતા હતા. ત્યાં આસપાસ આવેલા ઘણાક કસબાઓ પણ તેના સ્વાધીન હેઠળ હાલમાં આવી પડયા હતા કે જેઓ પણ પેલા શેહેરો માફકજ માનવી જાતોથી વસાયલા હતા. તે મુલકોને પણ તેણે હવેથી પોરસને સ્વાધીન કરી દીધા હતા અને તેના તથા તેક્ષીલીસ રાજા વચે પાછી દોસ્તી કરાવી આપી તેને પણ પોતાના મુલક ભણી પાછો રવાના કરી આપયો હતો. એટલામાંજ પેલા મજકુર એબીસારીસ લોકો કનેથી બીજી વાર એપીઆઓ ફરીને તેની છાવણી ભણી આવી લાગયા હતા. તેઓ આવીને તે તાજદારને પોતે એમ કહેવાને મંડી ગયા હતા કે, "અમારો રાજા પણ તમને શરણ થવા તથા પોતાની ભુમીને પણ તમને આપી દેવાને હવેથી રાજીખુશી થઇ પડેલો છે," તો જોકે દાયોદોરસના કહેવા પ્રમાણે (૧૭-૮૭) તે કાશમીરી નહીં બલકે અમરીતસરનો રાજા તો પ્રથમધરથીજ પોરસની સાહેતામાં ઉતરી પડવાને તઇયારજ થઇ રહેલો હતો. પોતાના આ ભાઇ સાથે તે આબીસારીસ રાજાએ કેટલાએક એલચીઓ વટીક મોકલાવી આપયા હતા કે જેઓ સીકંદર માટે ચાળીસ હાથીઓ અને નાણાંના થેલાઓ તેને ભેટ આપવા સારૂ પોતાની સાથેજ લઇને આવેલા હતા. વળી બીજા સ્વતંત્ર હીંદુ રાજાઓના એલચીઓ પણ તેની બારગાહ ખાતે તે વેળાએ ઉતરી પડેલા હતા કે, જેઓમાંના એક રાજાનું નામ પણ પોરસ કરીને હતું કે જે આ મજકુર પોરસ રાજાનો પીત્રાઇ થતો હતો એમ સ્ત્રેબો આપણને જણાવી ગયલો છે. (૧૫-૧.) એરીઅન પોતાની "ઇનદીકા" (૫-૩) માં એમ વરણવી જાય છે કે, મેગાશથીનીસ પાછળથી જ્યારે કોઇ એક હીંદુ રાજા નામે પોરસની દરબાર ખાતે પોતે ઉતરી પડયો હતો ત્યારે તેને તે પોતાના ઝમાનાના ચંદ્રગુપત (સેનદ્રાકોતાસ) રાજા થાને પણ વધારે બળવંત લાગયો હતો. એ મેગાશથીનીસ સીલ્યુ

કસના એક યવન એલચી તરીકે લાંબો વખત સુધી ચંદ્રગુપતની દરબાર ખાતે પોતે રહી ગયલો હતો અને આ દેશ વીષે તેણે એક કીમતી ગ્રંથ યવન ભાષામાં લખી પણ કહાડયો હતો કે જે માઠા ભાયગે અદયપી બચી શકવા પામયો નથી. સીકંદરે હાલ તો પેલા એબીસારીસ રાજા ઉપર એવો હોકમ મોકલાવી આપયો હતો કે: "તમારે મારી તરફ તરતજ નીકળી આવવું; નહીં તો કે તમારી ભુમી ઉપર મને મારી ફોજ સીખે ઉતરી પડવું પડશે." એવી પણ પોતાના કાસદો મારફતથી તેનાપર ધમકી મોકલાવી આપી હતી. તેટલામાંજ પારથીઆ અને હીરકેનીઆનો સુબો ફરાતાફરનીશ પણ પોતાના થરેસીઅન સવારો સીખે તેની મજલેસમાં આવી લાગયો હતો, કેમકે તે સવારોને સીકંદરેજ આગળ તેના સ્વાધીન હેઠળ સોંપી આપેલા હતા. વળી એસાસીનીઆન લોકોના સુબા સોસીકોતુસ તરફથી પણ તેના એલચીઓ તેની છાવણી ખાતે આવી લાગ્યા હતા અને તે તાજદાર સારૂ પોતે એવી ખબર લાવયા હતા કે, એ એસાસીનીઆન લોકોએ તો તમારી સામે જબરૂં હુલડજ મચાવી બેઠેલા છે અને ત્યાંના તમારા નેમી આપેલા હાકેમને તેઓએ ઠારજ કરી નાંખયો છે. ત્યાંનો મામલો પાછો સમાધાન હાલત ઉપર લાવી મેલવા સારૂ તેણે પોતાના સરદાર ફીલીપ અને તાઇરાસપીસને લશકરની ટુકડીઓ સીખે તરતજ દોડાવી મેલ્યા હતા અને પોતે તો હવેથી એસીસીનીસ યાને ચીનાબ નદી ભણી ઉતરી પડયો હતો, કે જ્યાં તેની સામેજ કોઇ ન થવાથી સેહેલથી તે નદી તે પોતે તો પસારજ કરી ગયો હતો. એ ચીનાબ નદી એરીઅનના કહેવા પ્રમાણે (જુઓ, તેની "ઇનદીકા–"૩) જ્યાં આગળ કે સીંધુ નદી સાથે પોતે જોડાઇ જતી હતી; ત્યાં આગળ ત્રીસ સ્તેદીજ જેટલીજ પોહોળી જોવામાં આવતી હતી અને સીંધુનીજ માફક તે હીમાલીઆ પહાડમાંથી નીકળી પડીને છસો માઇલ સુધીની મનઝેલ કાપી રહયા બાદ, જમણી બેરડુ તરફથી જેહલમ નદી સાથે આવીને પછી મળી જતી હતી. તે પછી બીજા પચાસ માઇલ સુધી આગળ વધયા બાદ તે ડાબી બેરડું ભણીથી વળી ઇરાવતી યાને રાવી નદી સાથે પણ જોડાઇ જતી અને ત્યાર બાદ પાછી એકસો દશ માઇલ વેર હેઠળ ઉતરી પડીને બીઆ અને સતલદજ નદીનાં પાણીઓને પણ પોતાની સાથે આમેઝ કરી નાંખતીજ ચાલી જતી હતી, જેથી તેને હવેથી લોકો ધારા નદી કરીને કહેતા જતા હતા. તે પછી પણ બીજા સાઠ માઇલ સુધી વળી હેઠળ ઉતરી પડીને તે સઘળી નદીઓ પંજઆબ (પંજાબ) એવું નામ પોતા સારૂ ધારણ કરી બેસતી હતી અને સીંધુ નદીમાંજ દરયા આગળથી ૪૭૦ માઇલને છેટે પછી પોતે ખાલી થઇ પડતી હતી. એ મજકુર ચીનાબ નદીના કદ વીષેનોજ અહવાલ પતોલેમી લેખુશ તો ફકત પોતા તરફથી દરશાવી ગયો છે અને હીંદુસ્તાનની બીજી નદીઓ સારૂ તો તે કશું પણ વરણન આપી જ તોજ નથી અને એમ કહે છે જે, જ્યાંથી પણ સીકંદરે પોતાની બોટો અને ચામડાંઓ મારફતથી તે નદીને પસાર કરવા માંડી હતી, ત્યાં આગળથી તેનો પ્રવાહ ઘણી ઝડપમાંજ પસાર થઇ જતો હતો. વળી તેની ખાડીમાં મોટા અને અણીદાર ખડકો જે ઉભાઇ જતા હતા તેઓપર પેલું વેહેતું પાણી ઘણુંજ જોશમાં પછી અથડી પડતું હતું અને મોટો શોર વટીક મચાવી મેલતું હતું. તેની પોહોળાઇ સારૂ તેજ નવીશનદો આપણને એમ જણાવી જાય છે કે, તે પંદર સ્તેદીજ યાને લગભગ દહોડ ઉપર માઇલ જેટલી રહેતી હતી, માટે જે સવારો કે પેલાં ચામડાંઓ મારફતથીજ તેને પસાર કરવાને મંડી ગયા હતા, તેઓ તો તેને કીનારે આસાનીથી પોતે સહીસલામતજ ઉતરી જવા પામયા હતા; પરંતુ પેલી બોટોમાં ઉતરી પડેલા ઘણાએક સીપાહીઓ તો તે પાણીમાંજ ડુબીને મરણ પામયા હતા; કેમકે, તેના ઝડપથી ચાલતા પ્રવાહોને લીધે પેલી બોટો તો પેલા ત્યાં આવેલા ખડકો સાથે અથડી પડીને ભાંગી તુટીજ જવા લાગ્યો હતી. આપરથી ગ્રીકોના જણાવયા પ્રમાણે

એ સીંધું નદીની - સરાસરી પોહોળાઇ ચાળીસ સ્તેદીજ જેટલીજ થવા જતી હતી, એવાં પરીણામ ઉપર હાલ તો આપણુને આવી પડયા વીના છુટકો રહેતો નથી; પરંતુ જ્યાં પણ તે નદી ઘણી ઉંડી અને સંકોચાઇ જતી હતી ત્યાં આગળ તે પંદર સ્તેદીજ જેટલીજ પછી પોતે થઇ પડતી હતી. આપરથી એ એસેસીનીસ નદી ઓળંગવી જતી વેળા સીકંદરે તેનો એવોજ ભાગ પોતે પસંદ કરેલો હોવો જોઇએ કે, જ્યાં આગળ તે નદી ઘણીજ પોહોળી થઇ રહેલી હોવાથી તેનો પ્રવાહ પણ આસ્તે આસ્તેજ ચાલતો રહેલો હોવો જોઇએ, એવા સારાંશ ઉપર આપણે સેહેજમાં આવી શકયે છીએ. હવે તે નદી પસાર કરી ગયા બાદ, તેના કીનારા ઉપર સીકંદરે પોતાની બ્રીગેડ સાથે કોઇનુસનેજ ત્યાં પડી રહેવાનો પોતે હોકમ આપી રાખયો હતો કે જેથી હીંદની પોતાની સરઝમીનમાંથી અનાજ અને બીજી ખાધખોરાકીનો સામાન સરંજામ પોતાની ફોજ માટે જમા કરી લાવવા સારૂ જે લશકરી ટુકડીને કે તે પોતાની પાછળ રાખી ગયો હતે, તેપર તે સરદારને હવેથી દેખરેખ રાખવાને સવળતા જેવુંજ થઇ પડે. ત્યાર બાદ તેણે પેલા પોરસ રાજાને પોતાની કને જેટલા હાથીઓ કે પડેલા હતા તેઓને લઇને પોતાની ભુમી તરફ ઉપડી જવાનો હોકમ કરયો હતો કે, જેથી તે ત્યાં જઇને પોતાની સાથે બીજા ચુનંદા હીંદુ સીપાહીઓને લઇને તેની છાવણી ખાતે આવીને પોતાની સાથે તરતજ પાછો મળી જાય; કેમકે, તેની મરજી હવેથી પેલા બીજા પોરસ નામના રાજા ઉપર પોતાના હલકાં હથયારો ધરાવનાર સવારોને લઇને ઉતરી પડવાની હતા; કેમકે, તે રાજાને તે ઘણાજ બીહીકન પુરૂષ તરીકે પોતે હવેથી સમજવા લાગયો હતો; કારણ એ જે, જે પણ ભુમી ઉપર કે તે રાજપાટ ભોગવતો હતો તે ભુમી છોડીને હવેથી તે તો કેડે નાહાસી ગયો હતો એવી ખબર તેને મળી હતી.

હવે પેલા સપરપેહેલા પોરસ રાજા અને સીકંદર વચ્ચે જ્યારે લડાઇ જાગી ઉઠી ત્યારે તેની સાથની મારામારીને લીધે અને નહીં કે સીકંદરના પ્યારને લીધે પોતાના એલચીઓને તે તાજદાર તરફ તે બીજા પોરસ રાજાએ પણ રવાના કરી આપ્યા હતા અને તેનાપર એમ પોતે કહાવી મોકલાવ્યું હતું કે, હું મારી ભુમી તમને સ્વાધીન કરી દેવાને રાજીજ બેઠેલો છું; એટલુંજ નહી, પરંતુ હું ખુદ પોતે પણ તમારેજ આશ્રે પડી જવા માગું છું; પરંતુ પાછળથી જ્યારે તે રાજાને એમ માલુન પડી ચુકયું કે, તે પોરસ રાજાને તો સીકંદરે છોડી મેલ્યો છે અને તેની સાથે દોસ્તી કરી નાંખીને તેને તેની પોતાની ભુમી થાને પણ બીજી નવી ભુમી સીકંદરે ઉમેરી આપી છે; ત્યારે સીકંદર થાને પણ તે તેનાથી હવે વધારે બીહવા લાગ્યો હતો, માટે પોતાની સાથે જેટલા બની શકે અને રાજી હોય તેટલા બધા લડાયક સવારોને લઇને તે કેથે સત્તી ગયો હતો. તેની સાથે લડવાને માટે સીકંદર હવેથી પોતાની છાવણી છોડીને કુચ કરી ગયો હતો અને હાઇદરીઓતીસ યાને રાવી નદી ભણી પોતે ઉતરી પડયો હતો. તે નદીની પોહોળાઇ પણ જોકે પેલી એસીસીનીસ નદી જેટલીજ થવા જતી હતી; પરંતુ તેનો પ્રવાહ તે નદી જેટલા જોશથી કાંઇ વેહેતો ચાલ્યો જતોજ ન હતો. તે રાવી નદી વેરનાં સઘળાં દેશાવરોને પોતે ઓળગાવી જઇને જ્યાં પણ તેને દોરોસ્ત લાગ્યું, ત્યાં ત્યાં તે પોતે પોતાની ગારીસન ફોજોને રાખતોજ ચાલ્યો ગયો હતો કે, જેથી કશી પણ ધાસ્તી વીના કરાતરસ તથા કોઇનુસને પેલી ખાધખોરાકી સેહેલાઇથી જમા કરવાને પોતાને પુરતી રીતે જોગવાઇઓ મળા શકે. ત્યાર બાદ તેણે પોતાના સરદાર હીફાસચીઅનને થોડું એક લશકર આપીને પેલા બાગી યાને હુલડખોરા બીજા પોરસ ભણી રવાના કરી આપ્યો હતો અને તેને એવો હોકમ કર્યો હતો કે, તેને મુસખર કરી નાંખી યાને જીતી લઇને તેનો સઘળો મુલક પણ આપણા સપરપેહેલા રાજા પોરસનેજ સ્વાધીન કરી દેવો અને તે રાવી નદીના કીનારાઓ ઉપર જે પણ સ્વ

તંત્ર પ્રજાઓ કે વસતી હોય તેઓ સા થે પણ હળીમળી જઇને તેઓપરની હાકેમી પણ તે પોરસનેજ તમારે સ્વાધીન કરી આપવી જોઇશે. ત્યાર બાદ તેણે પોતે પેલી હાઇદરેઓતીસ (રાવી) નદીને હવેથી પસાર કરવા માંડી હતી, કે જેને ઓળંગાવી જતી વેળા તેને પેલી એસેસીનીસ નદી જેટલી હલાકા કાંઇ ખમવી પડીજ નહી હતી. હવે તે હાઇદરીઓતીસ નદીનો કીનારો છોડીને તેની પેલી પાર આવેલાં દેશાવરો ખાતે તે જ્યારે જઇ લાગ્યો; ત્યારે ત્યાંના ઘણાખરા રહીસો તો તેને તરતજ શરણ થતા ચાલ્યા હતા; પરંતુ કેટલાએક લોકો તો તેની સાથે લડવાનેજ મંડી ગયા હતા અને બીજાઓ જે નહાસભાગ કરવાની તઇયારીમાં હતા તે સઘળાઓને તો તેણે ઝબરદસ્તીથીજ પોતાને તાબે કરી નાંખ્યા હતા અને તેઓને પોતાના હલકે બગુરા જેવા ગોલામો જેવાજ કરી બેસાડ્યા હતા. તેટલામાંજ વળી તેને એવી ખબર મળી ગઇ કે, તે ઇરાવદી યાને રાવી નદીની નઝદીકીમાંજ કાથીઅન (કાથી) નામનો એક તાતારી યાને તુરકી ટોળો સ્વતંત્રતાથી રાજપાટ જે ભોગવતો જતો હતો તે પણ પોતાની આસપાસનાં બીજાં આ પઅજ્વાર ટોળાંઓને સાથે લઇ મારી સામે થવાને તઇયારજ થઇ રહેલો છે. તે ટોળો તેની થોડુંક પુર્વે ત્યાંના હીંદુઓને મારી હઠાવી તેઓનો દેશ તે પોતેજ ચાંપી બેઠો હતો, પરંતુ તે અસલમાં કયાં દેશાવરો ખાતેથી હીંદની સરઝમીનમાં પેધો પડી ચુકયો હતો; તે વીષે તો કશો પણ તફસીલવાર અહવાલ પુરાતન ગ્રીકો આપણે સારૂ કાંઇ મેલી ગયલાજ નથી. તેઓનું પાયતખ્ત શેહેર નામે સાંગાલા કે જે હાલનું લાહોર શેહેર હોય તેમ કેટલાએકો વીચારે છે, તે તે ઝમાનામાં એક ઘણું મજબુત શહેરમાં ખપતું હતું અને ત્યાં આગળજ તેઓ જંગ મચાવવાને સારૂ એકઠા પણ થઇ પડેલા હતા. તે લોકો તે સાથે ઘણાં શેહઝોર અને સરકશ માનવીઓમાં ખપતા હતા. તેઓએ વળી ઓક્ષીદરેસીઆન અને માલીઅન (મુલતાન)નાં રાજ્યવાળાઓને પણ પોતાની સાથે શામેલ કરી રાખેલા હતા. તેઓના મુલક ઉપ તે પુરવે કહે છે જે, મજકુર પોરસ અને આબીસારી રાજા પણ હુમલો લઇ ગયા હતા અને આસપાસની ઘણીએક સ્વતંત્ર વરણોને પણ તેઓની સામે ઉશકેરી મેલી હતી; પરંતુ તે સઘળાઓને આખેરે માર મારીનેજ પોતાની ભુમી ખાતેથી તેઓએ હાંકીજ કહાડ્યા હતા. જ્યારે સીકંદરને એમ માલુમ પડીજ ચુકયું કે, તે લોકો તે મારી સાથે લડાઇ કરવાની રાહ જોતાજ બેઠેલા છે ત્યારે; તે પોતે તેઓની ભુમી તરફ શેતાબીથી નીકળી પડયો અને હાઇદરેઓતીસ (રાવી) નદી છોડયાને બીજેજ દીવસે તે ત્યાં આગળ આવેલાં પીમપરામા નામનાં શહેર આગળ જઇ પહોંચયો હતો, જ્યાં કે તે વેળા એ કોઇ એક નામની આદરાઇસતેઇઆન હીંદુ વરણ વસ્તી હતી. તે લોકો તો સીકંદરને જોતાંનેજ વાર તેને શરણ થઇ બેઠા હતા; જેથી તે શુરવીરાએ પોતાની ફોજને ત્યાં એક દીવસ સુધી આસાયશ આપીને ત્રીજે દીવસે તો તે પેલાં સાંગાલાનાં શહેર ભણી પોતે ઉપડીજ ચાલ્યો હતો, કે જ્યાં પેલા કાથી અને બીજા આસપાસના લોકો તે શહેરમાં આવેલી એક ટેકરી ઉપર ચહડી જઇને તેના બચાવ ખાતેર પોતાની સફ સમારીને તઇયારજ પડી રહેલા હતા. તે ટેકરી ચોતરફથી સીધી ને સીધી ઉભેલી તો કાંઇ દીસ્તીજ નહીં હતી; જેથી તેની આસપાસ તેઓએ પોતાનાં ગાડાંઓની ત્રણ ત્રણ હારોને ગોઠવી રાખેલી હતી અને તેની અંદર પછી તેઓ પોતે ભરાઇ બેઠેલા હતા, કે જેપરથી પણ તેઓ તુરાની યાને તાતારી વરણના હતા એમ કદાચને સ્પષ્ટ રીતે સાબેત થઇ શકે તેવું છે; કેમકે, હીંદુઓની લડવાની રીતભાત પ્રમાણે તેઓ કને ત્યાં હાથીઓ કે ઓજારો તો કાંઇ જોવામાં આવતાંજ નહીં હતાં. આવો મામલો જોતાં અને તે લોકોની સંખયા અને તેઓએ તે વેળાએ પોતાના બચાવ સારૂ લઇ રાખેલા ઉપાયો તથા ત્યાંની હાલત તરફ નેગાહ પહોંચાડતાં તે પોતાની ફોજને તેને લાયકની ગોઠવણ હવેથી કરવામાં પોતે ગુંથાઇ પડયો હતો અને પોતાની

ફોજ બરાબર આહીનમાં ગોઠવાઇ જાય
તે આગમચ તેણે પોતાના ઘોડેસવાર
તીરઅનદાઝોને તરતજ તેઓની છાવણી
ભણી દોડાવી મેલયા હતા અને તેઓ
ને એવો હોકમ આપયો હતો કે, તમારે
ત્યાં જઇને તેઓની આસપાસ ફરી વ
ળીને દુર દુરથીજ તેઓપર તીરોનો અ
રાબો ચલાવવા માંડવો કે જેથી તેઓ
પોતાની કમીંગાહમાંથી બાહેર નીકળી શ
કેજ નહીં અને ત્યાં પોતે ઘાયલ થતા
જ ચાલયા જશે. એટલામાં મારી ફોજ
ને બરાબર ગોઠવીને હું તમારી સાહેતા
માં તરતજ આવી પહોંચું છું. તેણે હ
વેથી પોતાનાં લશકરની જમણી બોરડુ
ભણી પોતાની ઘોડેસવાર ફોજ અને ક
લાઇતસના સવારોને ગોઠવી રાખી; તે
ઓની પાછળ પોતાના ઢાલ તરવાર રા
ખનાર સેપાહો અને એગરીઆનીઅન
ત્રુપ સવારોને ઉભા રાખયા હતા. પો
તાની ડાબી બોરડુ ભણી વળી તેણે પ
રદીકસને પોતાના સવારો અને પયદલ
સેપાહો સીખે આવીને ઉભો રહેવાને હો
કમ કરયો હતો અને તે દરેક બોરડુ
ભણી બે વીભાગોમાં વહેંચાઇ જઇને પે
લા તીરઅનદાઝોને ત્યાં જઇને શામેલ થઇ
જવાનો યુકાસ યાને ફરમાન તેને આપયું
હતું.

આમ જ્યારે તે પોતાની ફોજની
ગોઠવણ કરવામાં ગુંથાયલો હતો તેટ
લામાંજ તેની પાછલી હરોળની ફોજના
પાયદળ સેપાહો અને ઘોડેસ્વારો પણ
ત્યાં આવીને હાજર થઇ ચુકયા હતા.
તે ઘોડેસ્વાર ફોજને તો બે વીભાગોમાં
વેહેંચાઇ જઇને પેલી દરેક બોરડુ ભણી
જઇને ઉભા રહેવાનો હોકમ મળી ચુ
કયો હતો; પરંતુ પેલી પયદળ ફોજને
તો તેણે પોતાની ફાલેંકશ સાથેજ
જોડી નાંખી તે ફોજને વધારે મજબુત
અને સંગીન હાલતમાં આણી મેલી
હતી. ત્યાર બાદ પોતાની જમણી બોરડુ
ભણી જે સવારો ઉભેલા હતા
તેઓને પોતાની સાથે લઇને સીકંદર
પેલા હીંદુ લોકોની ડાબી બાજુ તરફ
ઉપડી ચાલયો હતો; કેમકે ત્યાં પેલાં
ગાડાં ખીચોખીચ ગોઠવાયલાં નહીં હતાં
તેથી સેહેલાઇથી તેઓપર મારો ચાલી
શકશે એમ તેના પ્રફુલીત મગજમાં
બેસી ગયું હતું. તે ગાડાંઓ પાછળથી
પેલા હીંદુઓ પોતાના હમનબરદના
સવારોને આવતાં જોઇને ત્યાંથી કાંઇ
બાહેર નીકળી તો આવયાજ નહીં હતા;
પરંતુ તે ગાડાંઓ ઉપર પોતે સવાર
થઇને ઉભા રહયા હતા અને પછી
ત્યાંથીજ તીરો દુશમનોની ફોજ ઉપર
ઉરાડવાને તેઓ મંડી ગયા હતા.
આથી સીકંદરે જોયું જે, આપણી
ઘોડેસવાર ફોજ તો કાંઇ હવેથી
કામે લાગી શકે તેવીજ નથી, તેથી
ઝડપમાં પોતાના ઘોડાપરથી ઉતરી પાંઉ
પયાદા થઇને તે પોતાના પયદલ
સાપાહીઓ સીખે તેઓ પર હમલો લ
ઇ ગયો હતો. પેલાં સપરપેહેલાં ગાડાં
ની હાર આગળથી તો પેલા મકદુનીઅ
ન સીપાહીઓએ તો કાંઇપણ મેહનત
વીના પેલા હીંદુઓને મારીજ હઠાવયા
હતા; પરંતુ બીજી હાર આગળ તેઓ
થોકબંધ સાંકડાં અને સંકોચાયલાં
ચકરડાંનાં આકારમાં જઇને જે ઉ
ભા રહેલા હતા તેથી સેહેલાઇથી તેઓ
એ પેલા યવન સીપાહીઓને તો તયાં
થી મારીજ હઠાવયા હતા. વળી પેલા
મકદુનીઅનો પણ એક નાની અને ઘેરાયલી
જગયામાંથીજ તેઓ પર મારો જે ચલાવ
વા લાગયા હતા તેથી પેલી સપર પેહેલી
ગાડાંની હાર અને બીજી હાર વચે જે
ફાટો પડેલી હતી તેઓમાંથી ચોરીછુ
પીથી બાહેર નીકળી પડીને પેલા દરેક
હીંદુ સીપાઇઓને જેમ લાગ ફાવે તેમ
પોતાના હમબરદો સાથે લડવાને ફાવ
તુજ ચાલ્યા કીધું હતું. પરંતુ તયાંથી
પણ પેલી મકદુનીઅન પયદળ ફોજે તે
ઓને આખેરે હાંકીજ કહાડયા
હતા. આથી તેઓ પેલાં ગાડાંની
ત્રીજી હાર વેર છેક હઠી
જઇને ત્યાંથી કાંઇ લડવાને મંડી
ગયાજ નહીં હતા, બલકે, ઉભે પગે
ઝડપમાંજ ત્યાંથી નાસી જઇને પેલાં શે
હેરમાંજ જઇને ભરાઇ બેઠા હતા. તે
દહાડે તો પોતા કને જેટલી ફોજ હતી
તેથીજ કરીને તે શેહેરનો થોડોક ભાગ
તો સીકંદર પોતે ઘેરીજ બેઠો હતો,
કારણ એ જે, તેનો ચકરાવો એટલો,

તો મોટો હતો કે, તેની આખી ફોજથી પણ તે સંપુરણ રીતે તો કાંઇ ઘેરાઇ શકાય તેવુંજ નહીં હતું. સારા ભાયગે તેની સામે આવેલો જે ભાગ કે પોતાના પયદળ સેપાહોથી તે કાંઇ ઘેરી શકયોજ નહીં હતો તેની પડોશમાંજ એક સરોવર જે આવેલો હતો તેની આસપાસ તેણે ઝડપમાં પોતાના સવારોને ફરી વળવાનો હોકમ આપયો હતો; કેમકે, તેમાં પાણી ઘણુંજ છાલકું રહેતું હતું એમ તેને હાલમાં માલુમ પડી ચુકયું હતું. વળી તેણે પોતાને મનસે એવો પણ વીચાર કરયો હતો કે, પેલા હીંદુ સીપાહીઓ આગલી શેકસ્તથી મારાથી બીહી પણ ગયા હશે જેથી રાતો રાત તેઓ પોતાનું શેહેર છોડી જાય તો તેમાં પણ કશી નવાઇ જેવીજ વાત નહીં હતી. હવે એ તાજદાર શું એકબાલનો જોરમંદ હશે કે જે તે ચાહે તેવોજ આમલો અને સંજોગ વારંવાર તેની તરફેણમાંજ થઇ પડતો હતો. આથી આ વેળાએ પણ તેના વીચાર પ્રમાણેજ થઇ ગયું હતું; કેમકે, છેક મોડી રાતના પેલા સીપાહીઓ પોતાની દેવાલોપરથી નીચે કુદકો ને ભુસ્કોજ મારતા ચાલયા હતા; પરંતુ પેલા સરોવરની આસપાસ પણ દુશમનોની ઘોડેસવાર ફોજ પડેલી હતી, તે વાતની તો તેઓને કશી પણ માહેતગારીજ નહી હતી. બનાવ એવો બની ગયો કે, જે સીપાહીઓ કે પેલી દેવાલ ઉપરથી પ્રથમમાં નીચે કુદી પડવા લાગયા તેઓ તો પેલા યવન સનતરીઓ ઉપરજ પડી ગયા હતા, જેથી તેઓને તેઓએ તરત તયાંના તયાંજ ઠાર કરી નાંખયા હતા; પરંતુ તેઓની પછવાડે આવતાં માણસોને જયારે એમજ માલુમ પડી ચુકયું કે, સીકંદરે તો પોતાના સવારોથી તે સરોવરને પણ પોતે ચોતરફથી ઘેરીજ બેઠેલો છે ત્યારે તેઓ પોતાનાં શેહેરમાં જઇને હવેથી પાછા ભરાઇ બેસવા લાગયા હતા. આથી સીકંદરે તે શેહેરને બેવડી લકડ કોટથી હાલ તો ઘેરવા માંડયું હતું અને પેલા સરોવરને તો તેમ કરવાની ગરજજ નહી હતી, તેથી તેની આસપાસ બીજા સીપાહીઓને ગોઠવી રાખીને તે ભાગને પણ વધારે મજબુતી આપી દીધી હતી. વળી તે દેવાલને ભાંજી તોડી નાખવા સારૂ ત્યાં પોતાનાં લશકરી એનજીનો અને મનજીકોને પણ લાવવાનો તેનો એરાદો હતો; પરંતુ રાતના કેટલાએક ત્યાંના હીંદુ વતનીઓ પોતાનું શેહેર છોડીને તેની છાવણી ભણી ઉતરી પડયા હતા. તેઓએ તેને એવી ખબર પહોંચાડી દીધી હતી કે, તેજ રાતના તે શેહેરમાંથી પેલા હીંદુઓ તો પેલા સરોવર આગળથી જ્યાં જ્યાં કે પેલી લક્કડ કોટો વચે ફાટો પડેલી છે ત્યાંથી ચોરી છુપીથી પોતે નાસીજ જવાનો એરાદો રાખે છે. આથી તેણે પતોલોમી લેગુશને પોતાની કને બોલાવી મંગાવયો અને તેને કેટલુંએક લશકર આપીને જ્યાં આગળથી પેલા હીંદુઓ ઘણું કરીને નાસવા માંગે તેવી તેવી જગયાઓ તેણે તેને દેખડાવીજ રાખી હતી અને તેને એમ પોતે કહેતો બેઠો હતો કે: "જે જગયા આગળથી પેલા હીંદુઓ નહાસવાને જયારે શુરૂ કરે તયારે પતોલોમી, તમારે તેઓને તરતજ તમારી ફોજ મારફતે તે વખતે અટકાવતાજ રહેવું પડશે અને તે વીષેની તમારા રણશીંગડું વજાડનાર ("બયુગલર") ની મારફતની આખી ફોજને તરતજ ચેતવણી આપવી જોઇશે. વળી સોલજરો અને અરઆ. લશકરી અમલદારો જેવું કે પેલું "બયુગલ" જે જગયા ઉપર તમોને એકઠા થઇ જવા માટે ફુંકવાને શુરૂ કરે કે, તે જગયા ઉપર તમારે તરતજ પોતાની ફોજોની સફ સમારીને ઉતરી પડવું જોઇશે અને હું પણ પોતે તે લડાઇમાં તમો સઘળાને રાહ દેખાડવા સારૂ તમારી સાથેજ શામેલ થઇ પડીશ."

આવો હોકમ મળી ગયા બાદ પતોલોમીએ પેહેલી લડાઇની વેળાએ જેટલાં ગાડાંઓ કે દુશમનો કનેથી પેલા મકદુનીઅન લોકોને હાથ આવી ગયાં હતાં તેઓને આડાતેડાં ગોઠવાવી દીધાં હતાં કે જેથી નહાસતી વખતે તેઓ દુશમનોને પીડા સમાન થઇ પડે. વળી પેલી લક્કડકોટવાળી દેવાલો ઝમીનમાં

બરાબર બેસાડેલી નહીં હોવાથી કેથે કેથે લડાઇની ગીરદીથી જે ઝમીનદોસ્ત થઇ પડેલી હતી તેઓને પેલા સરોવર આગળથી જથ્થાબંધ માટીઓ લાવી ગાબર ગુબર કરી નાંખી; જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં તે માટીના મસ મોટા મોટા ઢગ લાઓ કરી નાંખયા હતા. એ કામ તે મકદુનીઅન સીપાહીઓએ કહે છે જે એક રાતમાંજ આટોપી લઇને હાર પાડી નાંખ્યું હતું. એમ કરતાં જ્યારે લગભગ સહવાર પડવા આવી ત્યારે તેઓને આગમચથી મળી ગયલી પેલી ખબર પ્રમાણે પેલા હીંદુઓએ પેલા સરોવર આગળનો પોતાનો દરવાઝો હવેથી ખોલી નાંખયો હતો અને તે તરફથી ધસારાબંધ નહાસભાગ કરવાને મંડી ગયા હતા; પરંતુ તે બીના પેલા સેનતરી તથા પતોલીઓ જેઓ કે તેમની પાછળજ હતા તેઓને તરતજ માલુમ પડી ચુકેલી હતી, જેથી પેલાં બ્યુગલે હવેથી ફુકવા માંડયું હતું અને શોરબકારો મચાવતું ચાલ્યું હતું, જેથી તે તમામ ફોજ તે તરફ ઉપડી ચાલી હતી. આથી તે સરદાર પોતાની ફોજને આહીનમાંજ જરા મેલી રાખીને હથ્યાર બાંધી તરતજ તે તરફ પોતે નીકળી પડયો હતો. વળી પેલી લકડકોટની દેવાલો અને ગાડાંઓથી દુશમનોનો નહાસભાગ કરવાનો રસ્તો ત્યાં આગળથી બંધ થઇ પડયો હતો. જ્યારે પેલા બ્યુગલે આવાઝ કહાડવા માંડયો ત્યારે દુશમનોના જેબી માણસો કે ચોરીછુપીથી પેલાં ગાડાંઓમાંથી નીસરવા લાગયા હતા તેઓપર ધસી જઇને તેઓને તે સરદાર તો તરતજ ઠાર કરતો ચાલ્યો હતો. આથી પેલા હીંદુઓ પાછા પોતાનાં શેહેર ભણીજ નાહાસવાને મંડી ગયા હતા કે જે બાઝગશતની વેળા તેઓને પાંચસો માણસો ખોહવાં પડયાં હતાં. એટલામાં પોરસ પણ પોતાની સાથે પેલા હાથીઓ અને પાંચ હઝાર હીંદુ સવારોને લઇને તે જ ગયાપર આવી લાગયો હતો. વળી સીકંદરે પેલી દેવાલ આગળ પોતાનાં એનજીનોને પણ લાવીને તઇયારજ રાખી મેલેલાં હતાં; પરંતુ તે દેવાલપર ધસારો કરીને તેને ભાંજી તોડી નાંખે તે આગમચ તો પેલા મકદુનીઅન સીપાહીઓએ તે શેહેરનો કબજો પોતે લડીને લઇ લીધેલો હતો. તે કારણસર પેલી દેવાલ જે કે, ઇંતરડીની બનાવેલી હતી તેને તેઓએ નીચેથી ખોદવા માંડી હતી અને તેની આસપાસ ચોતરફથી ઉપર ચહડવા સારૂ પોતાની નીસરણીઓને લાવીને ગોઠવી નાંખી હતી. આમ તે શેહેરને પોતાના તાબા હેઠળ લાવતી વેળાએ સતર હઝાર હીંદુઓ બીચારા મારયા ગયા હતા અને આસરે સાત હઝાર માણસો, ત્રણસો રથો અને પાંચસો ઘોડેસવારો તો કેદજ પકડાઇ ગયા હતા. તે શેહેરપર આમ આખો ઘેરો નાંખતી વેળા સીકંદરને પણ પોતાના લગભગ સો સીપાહીઓને ખોહવા પડયા હતા; પરંતુ પેલા મરણ પામેલા માણસો સાથે સરખાવતાં તો તે ફોજમાં ઘણાએક સીપાહીઓ તો ઘાએલજ થઇ પડયા હતા કે જેઓની સંખયા બારસો ઉપર માણસોની થવા જતી હતી એમ એરીઅન આપણને જણાવી ગયો છે કે જેમાં સરદાર લાઇસીમેકસ અને બીજા કેટલાએકો તો લશકરી અમલદારોમાંજ ખપતા હતા. પોતાના પેલા મરણ પામેલા માણસોને ધારા મુજબ તે તાજદારે દફનાવી દીધા બાદ પોતાનો એક ખાનગી મુનશી નામે યુમનીસ જે, સપરપેહેલાં તો ફીલકુસનો અને ત્યાર બાદ તેના બેટાને પેટે ખાનગી મુનશી થઇ પડયો હતો તે પણ સીકંદરનાં મરણ બાદ કાપાડોકીઆ, પાફલાગોનીઆ અને પોનતશનાં મુલકોનો પોતે રાજાજ થઇ પડયો હતો. તે એક સેપાહબધા અને રાજ્યાધીકારી તરીકે સારી સમજણ પોતે ધરાવતો હતો અને પોતાના ઝમાનાના એક નામીચા શખસમાં ખપતો હતો એમ તેનો વરૂતાંત લખનારા જેવા કે કોરની લીઅસ નીપાસ અને પલુતારક આપણને જણાવી ગયલા ... તેને પાછળથી એનતીગોનશે ઇ૦ પુ૦ ૩૧૬ માં ઠાર કરી નાંખયો હતો કે જે વેળાએ તેની વય દાયોડોરસના કહયા મુજબ (૧૮–૧૯) ફકત પીસ્તાળીસ વરસનીજ હતી. પોતે જાતે યવન હોવાથી તેને પેલા મકદુનીઅન સવારો તેની સાથે ખરાબ રીતે

વરતીને તે બીચારાને વારંવાર ઘણુા ગેરઇનસાફ આપતા તથા સતાવયા પણ કરતા હતા. તેને આ રેસાલતનું કામ સપર પેહેલીવાર સીકંદરે સોંપી આપયું તે પુરવે તો આપણુને તેનું નામ કે ઠામ કેથે પણુ તે પાદશાહના અહવાલમાં મળી શકતુંજ નથી અને તે થરેશ માંહેલા કારદીઆ શેહેરનો અસલમાં તે રહીશ થતો હવો તેથી તેને સીકંદરે ત્રણુસો સવારો આપીને પેલાં બીજાં બે શેહેરો કે જેઓ હજુ સુધી બંડ ઉઠાવી રહેલાં હતાં; તેઓ તરફ પોતે રવાના કરી આપયો હતો કે ત્યાં જઇને શાંગાલા (લાહોર) નાં શેહેરના પડી ભાગવા વીશેની વાતથી તેઓને વાકેફગાર કરે અને તેઓને એમ કહે કે "તમો ભ્યાં કે હાલમાં છો ત્યાંજ મુંગામુંગા જો પડી રહેશો અને સીકંદરને એક દોસ્ત તરીકેજ તમારાં શેહેરોમાં દાખેલ કરી દેશો તો તે તાજદાર તમોને કશી પણુ ઇજા કરનારજ નથી; કેમ કે, જે પણુ સ્વતંત્ર હીંદુ રાજપાટો પોતાની રાજી ખુશીથી તેને તાબે થઇ બેઠાં તેઓને તેણુ કશી પાંતીની વીપતી ઓમાં તો કેવળે પોતે નાંખેલાંજ નથી."

પરંતુ તે પુરવેજ તે લોકોને જેવી એમ ખબર મળી ચુકી કે, સીકંદરે તો જબરીથી સંગાલાનું શેહેર પોતાને તાબે કરી લીધુંજ છે ત્યારે તેઓ પણુ પોતાનાં શેહેરો છોડીને નહાસભાગમાંજ પડી ગયા હતા. આ વાતની ખબર સીકંદરને પડતાંનેજ વાર તેણુ તેઓનો દુંબાલો ઘણી ઝડપથી પોતે પકડવા માંડયો હતો; પરંતુ તેને જરા લાંબેથી આવવું પડયું હતું તેથી તે શેહેરોમાં તે જઇ પહોંચે તે આગમચ તો ત્યાંના ઘણુાંખરાં રહીસો તો નહાસીજ ગયા હતા, લયકીન• તે નહાસભાગની વેળાએ જે લોકો કે કમતાકાતને લીધે પાછળ પડી ગયા હતા તેવા પાંચસો માણુસોને તો તેના સીપાહીઓએ કતલેહામજ કરી નાંખયા હતા, કે જે .વરતણુંક બરાબર જોશો તો તમામ સુધરેલાં વરણુાના કાનુનોથી કેવળે ઉલટી અને કમકમાટ જેવીજ હતી; કેમકે, એવા નાચારબેચારોને કતલ કરવા તેમાં સીકંદરની કીરતીમાં કાંઇ વધારો તો થઇ શકતોજ નોહતો અને ઓર ઉલટો તે પોતાની પાછલી આલાદોની નાલેસી અને હસીમાં આવી પડે તેવુંજ હતું. ત્યાર બાદ તેઓનો વધુ દુંબાલો પકડવાને તેને નામુનાસેબ જેવું લાગયું, જેથી તે પાછો પેલા સંગાલાના શેહેર ભણીજ ફરી જઇને તેને બુનએખથી પોતે તારાજજ કરી નાંખ્યું હતું, કે જે તેની ચાલચલગત પણુ એક લેખે જો જોશો તો ઠપકાનેજ લાયક કહી શકાય તેવી હતી. હવેથી તેઓની આ ભુમી જે સ્વતંત્ર હીંદુ રાજાએ કે પોતાની રાજીખુશીથીજ તેને સ્વાધીન કરીનેજ જે બેઠાં હતાં તેઓમાંજ પાછી તેને વેહેંચી આપી હતી; કે જેવી ઉમદા વરતણુક તેણુ આગલી કોઇકાળે પણુ ઇરાન સાથે તો કાઇ ચલાવી દેખડાવેલીજ નોહતી. ત્યાર બાદ જે પણુ શેહેરો કે તેના તાબા હેઠળ આવી ચુકેલાં હતાં ત્યાં પોરસને તેની ફોજ સીખે દોડાવી મેલ્યો હતો કે ત્યાં જઇને પોતાની ગેરીસન ફોજોને મુસ્તકીમ પાયા ઉપર તે મેલી આવે અને લાવી મેલે. તે પછી તેનો ફતેહનો ચડસ હજુ વધતોજ ચાલ્યાથી તે હીફસીસ યાને બીઆ નદી ભણી ઉતરી પડયો હતો, કે જેને એબો અને દાયોદોરસ હીપાનીસ અને પલીની હીપાસીસ એવું નામ આપી ગયલા છે. તેમ કરવામાં તેની મતલબ હજુ પણુ બીજાં નવાં દેશાવરોને પણુ પોતાના તાબા હેઠળ કરી લેવાની હતી; કારણુ એ જે, તેના સાંભળવામાં એમ આવયું હતું કે, એ નદી અને સતલદજ નદી આગળનાં દેશાવરો ઘણુાંજ ફળદરૂપ અને નીતીવાન તથા આદેલ રાજપાટોમાં ખપતાંજ ચાલયાં જતાં હતાં. તે સાથે ત્યાંના રહીસો બુરજીગરી અને લડાઇનો પેશો પણુ પોતે સારી પેઠે સમજી શકતા હતા અને ત્યાંના ઉમરાવો મોતેદીલ અને મીતાહારપણુાથીજ પોતપોતાના રાજપાટો સંભાળતાજ ચાલયા જતા હતા. તેણુ વળી પાલીબોથરા જેવાં તે ઝમાનાનાં જબરાં દ્રવયવાન શેહેરનું નામ પણુ સાંભળેલું હોવું જોઇએ કે, જેનાં રાજ્યનો ચકરાવો હીંદુસ્તાનમાં તે ઝમાનામાં એટલો તો બો

હાળો રહેતો હતો કે, ત્યાંનો પાદશાહ એકી ટગરે જો ચાહે તો દસ લાખ પયદલ સેપાહો, ત્રીસ હઝાર ઘોડેસવારો અને નવ હઝાર હાથીઓની ફોજને કોઇ પણ જંગનાં મેદાનમાં લાવીને એકઠી કરી શકે તેવું હતું. વળી તે તરફના હાથીઓ પણ સીંધુ નદી આગળના હાથીઓ કરતાં વધારે હીંમતવાન અને કદે ઘણાજ ઉંચા અને જોરાવર રહેતા હતા. એવી એવી વાતો સાંભળ્યાથી તેનો લોભ દીનપર દીન વધારેને વધારે ઉભરાતો ચાલ્યો હતો, તેથીજ તેનો વીચાર આ હીફાસીસ નદી છોડીને પાલીબોથરાનાં શેહેર તરફનો ચેલો ધોરી રસ્તો લઇને તે દેશાવરો ખાતેબી ઉતરી પડવાનોજ હતો. એ શેહેર જ્યાં આગળ કે ગંગાજળનો ઇરાનોબાસ નદી સાથે સંગમ થાય છે, ત્યાં આગળ આવેલું હતું, એમ એરીઅન આપણને જણાવી ગયલો છે. એ શેહેર તે વેળાએ આખાં હીંદમાં પૈસે ટકે અને વસ્તીમાં પણ બાબેલાનનેબી ટક્કર મારી શકે તેવું ગણાતું હતું, અને તેનો દોર આસીરીઅનો કરતાં પણ તે લત્તા તરફ વધારે બળવંત સમજાતો હતો; પરંતુ એમનો એમ એ તાજદાર જો આગળ ને આગળ ચતરાતોજ જાય તો એ લડાઇનો તો કોઇ કાળે પણ છેડો આવી શકે તેવુંજ નોહતું, એમ તેનું લશ્કર હવેથી સમજવા લાગ્યું હતું અને તેના માસીદોનીઅન સવારો તો થાક, બીમારી તથા ઝખમોથી અત્યંત હવેથી કંટાળી વટીક ગયેલા હતા. તે સાથે વરસાદ પાણી અને કકડતી ગરમી તથા કાદવ કીચલોમાં તેઓને વારંવાર જે ચાલવું પડતું હતું તેથી પણ તેઓ બેતાબ મારી ગયલા હતા અને જે નવાઇ અને ઉલટથી તેઓએ પ્રથમમાં આ કુચો કરવા માંડી હતી તે નવાઇ અને અજાયબીઓ પણ તેઓનાં મનમાંથી રફતે રફતે ઉતરતી અને વીસરજનજ થતી ચાલી હતી અને હીંદપરની આ સવારીથી તો તેઓ તદનજ નારાઝ થઇ પડયા હતા. આથી આરીઅનનાજ શબદોમાં જો બોલીએ તો, "હવેથી તેઓની એમ તો ખાતેરજમાજ થઇ ચુકી હતી કે, હીંદનો દેશ જેમ લોકો ધારે છે તેમ કાંઇ સોનાની મુરત તો કાંઇ હતીજ નહીં, ત્યાંનાં રહીસો ઘણીજ કરકસરથી રહેનારા હતા અને મોજમજાહ તથા જાહોજલાલીમાં પોતાનો વખત ગુજારવો તેવી ચીજો તો તેઓ કાંઇ સમજતાંજ નોહતા. તેઓ કદે તો બીજી એશીઆ ખંડની વરણો કરતાં વધારે બુલંદ અને માતેલા રહેતા હતા ખરા તેમજ બહાદુર તથા જોરેમંદ લટવઇયાઓમાં પણ ખપતા હતા, તેટલીજ વાત પોતાની આઝમાયશો ઉપરથી હવેથી તેઓ માન્ય કરી બેઠા હતા." આથી અહીં તહીં અને આખી છાવણીમાં પેલા સીપાહીઓના દીલ અત્યંત ખાટાં થઇ ગયલા હોવાથી તેઓ છુપી સભાઓ ભરીને મસલહતો ચલાવવાને મંડી ગયા હતા; તેમજ ભાષણો કરીને એકમેકને ઉશ્કેરતા પણ રહેલા હતા અને એમ કેહેતા બોહેલા હતા કેઃ—"સીકંદર આપણને આ હીફાસીસ નદી જો પસાર કરી જવા હવેથી હોકમ કરશે તો હરગેઝ આપણે તેમ કરવુંજ નહીં જોઇશે." આખેરે તેઓ એવા ઠરાવપર આવી લાગ્યા હતા અને સરવે કોઇ ગોયા હુલડખોરાઓ જેવા બાગીજ થઇ પડયા હતા.



## સીકંદરની પોતાનીજ મકદુનીઅન ફોજે હવેથી ઉઠાવી મેલેલું મોટું હુલડ.

### હીફાસીસ (બીયા) નદીની પેલી પાર જવાને પોતાની દેખાડેલી સદંતર નાખુશી.

### સીકંદરને પોતાની ભુમી તરફજ પાછું ફરી જવાની પડેલી નાખુશ ફરજ.

### બાબ ૧૩ મો.

હવેથી ભાષણોપર ભાષણો ચાલવા લાગયાં હતાં અને કોઇ ઠેકાણે હોદીમાશથનીશ કે હાઇપેરેદીશ અને સીસરો કે મીરાબો જેવા જબાનદરાજ, શીરીન અને ફશાહત ભરેલી જીભલીઓ ધરાવનાર વકતાઓ જો પેલા સીપાહીઓને તે તાજદારને હવેથી નાફરમાન થવાનેજ સમજાવયા જતા હતા તો સીકંદર તેઓનાં અને પોતાનાં તઅરીફનાં બાકાં ફુકી તેઓને ઉશકેરતો ને ઉશકેરતોજ ચાલ્યો જતો હતો; પરંતુ તેના તેવાં બોલવાપર તેઓ કશું લક્ષ આપવા લાગયા નહીં હતા અને તેની બીકથીજ સરવે કોઇ મુંગા મંતર જેવા થઇ બેઠેલા હતા. આખેરે કોઇનુસે પેલાં લશકરના બચાવમાં હવેથી પોતાનું ભાષણ ચલાવવા માંડયું, જે ઘણું લીયાકતભરેલું અને પોતાના પાદશાહ તરફ માનપુરવક હોવાથી સરવે કોઇનું ધયાન તેનાપર ખેંચાઇ રહ્યું હતું. જ્યારે સીકંદરે જોયું કે, મારૂં લશકર મારા બોલવાપર તો કશું ધયાનજ આપતું નથી ત્યારે તે ગુસ્સામાં ને ગુસ્સામાં પેલી મજલેસમાંથી ઉઠી જઇને પોતાના તંબુ ભણી રૂવાના થયો અને ત્રણ દીવસ સુધી તો તેણે પોતાના કોઇબી સરદારની જરા પણ મોલાકાત લીધી નહીં હતી. આમ કરવામાં તેની મતલબ એવી હતી કે, એમ મારા રૂસાઇ જવાથી પેલાં લશકરના અમલદારો અને સેપાહો પાછા મારી તરફેણમાંજ ઘસડાઇ આવયા વીના રહેશે નહીં; પણ જ્યારે તેની એમ ખાતેરજમાજ થઇ ચુકી કે, તેઓ તો કાંઇ સમજે તેવુંજ નથી અને હઠીલાઇજ લઇ બેઠેલા છે, ત્યારે તેને નાચારીના મારયા પોતાના સીપાહીઓનોજ બોલ પોતાને માથે ચહડાવવા સેવાય બીજો કશો છુટકો કે ઇલાજ રહેલોજ નહીં હતો, અને હવેથી પાછું પોતાનાં દેશ ભણી ફરી જવાની તેણે રાજી ખુશી દેખડાવવા માંડી હતી. એ જુડાબંધ લડાઇઓ ફકત માન ખાટી જવા સારૂ ઉઠાવવા તેણે જે પ્રયતનો કરી દેખડાવયા હતાં અને પાણી પેરે આખાં એશીઆ ખંડમાં લોહીની નીકો જે ચલાવવા માંડી હતી; તેથી તેની મકદુનીઅન અને યવન ફોજો પણ ઘણીખરી તો મરતીજ ચાલી ગઇ હતી. આથી પેલા બકાત રહેલા સીપાહીઓ અને સરદારોની સુધ ને બુધ હવેથી ઠેકાણે આવવા લાગી હતી અને તેઓ તેના બીનફળદરૂપ અને નતીજા વીનાના લોભ અને ચડસની વીરૂધમાં જે થઇ બેઠા હતા તેથીજ તેને વધારે ગુનાહ કરવાનાં કામોથી પોતાનો હાથ ઉઠાવી લેવો પડયો હતો અને પોતાની ભુમીનું તો તે મહોડું વટીક પાછું જોઇ શકવા પામયોજ નહીં હતો અને વાટમાંજ પોતાનો જાન

તેણે પોતાના કીરતારને સ્વાધીન કરી દીધો હતો. તેણે એશીઆ ખંડમાં ફતેહો ઉપર ફતેહો મેળવી લેવાનું સંગીન અને જોખમભરેલું કામ જયારથી પોતાને માથે ઉઠાવા લીધું ત્યારથી તે છેક હીફાસીસ નદી વેર તે આવી પહોંચયો તેટલામાં તેની ફોજમાં ચોવીસ તો મકદુનીઅનો, આઠ તો યવનો અને એક તો પારસીજ સરદાર હતો, કે જે આનું દરોબસ્ત લીસ્ત નીચે મુજબ નાઆરકસ આપી ગયો છેઃ—વળી તેના બાપ ફીલકુશે પોતાની "ફેલેંક્ષ"ની નવી લડવાની જુગતીથી એથીનીઅનો, સ્પારતનો તથા થીબન વગેરે યવન નાતીલાઓને પોતાના હલકે બગુશ જેવા ગોલામો જે બનાવી શકયો હતો; તે ફેલેંક્ષો તો તેને પારસીઓ કે પાછળથી તેના નાતીલાઓને રૂમીઓ સાથની લડાઈઓમાંબી જરૂર ઉપયોગી જેવાંજ થઇ પડયા હતા; કેમકે તેથી સીપાહોને જુકંદામાં પરારોકા આકારમાં ગોઠવી અને જમાવ કરી રાખીને પેલી પરારોકી ટોંચની મારફતથી દુશમનોનાં લશકરોની પેહલુઓમાંજ એકદમ પુરજોશથીજ ધુસાડી યાને ચલાવી દેવામાં આવતા હતા.

## મકદુનીઅન જાતીના સરદારો

હીફાસચીઅન ઇબને અમીનતોર, લીઓનેતુસ ઇબને આગતીઆસ, લાઇસીમેકસ ઇબને આગાથોકલીસ, એસકલીપીઓદોરસ એબને તીમાનદર, આરચોન એકલાઇનીઆસ, દીમોનીકસ ઇબને એથીનીયુસ, આરચીઅસ ઇબને એનાક્ષીદોતસ, ઓફીલાસ ઇબને સાઇલીનુસ અને તીમાનથીસ ઇબને પાનતીઆદીસ. એ સઘળા સરદારો માસીદોનીઆ ખાતે આવેલાં પીલાઇઅન શેહેરના રહીસો થતા હતા. નીઆરકસ એબને એનદરોતીમસ, લેઓબીદોન એબને લારીચુસ અને એનદરોસથીનીસ એબને કેલીસ્ત્રેતુસ, જે ત્રણે સાહેબો અમફીપોલીસના રહેવાસીઓ હતા. કરાતીરસ એબને એલેકઝાનદર અને પરદીકસ એબને ઓરોનતીશ એ બંને જણા ઓરીસ્તીઆનો હતા. પતોલોમી એબને લેગુસ અને એરીસ્તનોનુસ એબને પાઇસીયુસ જેવા બંને સરદારો તો ઇઓરદાયાના હતા. વળી પાઇદનાના રહીસોમાં મીત્રોન ઇબને ઇપીચારમુસ અને નીકારચાઇદીસ ઇબને સીમુસનાં નામો જોવામાં આવે છે. તેમજ એક બીજો સરદાર નામે એતેલસ કરીને હતો કે જે કોઇ એક એનદરોમીનીસનો ચીરન જીવી થતો હતો અને તાઇમફીઆનો વતની થતો હતો. પયુસીસતાસ એબને એલેકઝીઆનદર કે જે પોતે જાતે માઇઝીઅન હતો. પાઇથોન એબને કરાતીઅસ તો આલકોમીનીનાં શહેરમાંથી, બીજો લીઓનેતુસ એબને એનતીપેટર ઇગાઇ ખાતેથી, ત્રીજો પેનતારચુસ એબને નીકોલુસ એલોરામોથી અને ચોથો માઇલીઆસ કે જે કોઇ એક ઝોઇલુસનો બેટો થતો હતો તે તો બીરોઇયા ખાતેથી આવેલો હતો. ઉપર કહયા પ્રમાણે એ સઘળા સરદારો તો સીકંદરનાજ નાતીલા થતા હતા.

## યવન સરદારો.

મીદાઇયુસ એબને ઓક્ષીથીમીસ તે લારીસાનો વતની, યુમીનીસ ઇબને હાઇરોનીમુસ તે કારદીઆનો રહીશ અને કરાઇતોબુલુસ ઇબને પલેતો તે કોઆન શેહેરનો વતની થતો હતો. તેમજ થોઆસ એબને મીનોદોરૂસ અને મીઆનદર ઇબને માનદોરોગીનીસ તો મેગનીસીઆના પ્રાંત ખાતેથી તથા નીકોકલીસ ઇબને તો સાઇપરસના ટાપુ ખાતે સોલીનાં શેહેરમાંથી અને એનદરોન ઇબને કાબીલુસ તો તીઓસ ખાતેથીજ આવેલા હતા. વળી સાલામીશ ખાતેથી જે સરદાર કે ઉમેરાયલો હતો તેનું નામ તો નીથાફોન કરીને હતું કે જે પનાઇતાગોરસ નામના શખસનો બેટો થતો હતો. તેમજ પેલા પારસી સરદારનું નામ તો બેગોઆસ કરીને હતું કે જે કોઇ એક ફારનુચીસ નામના ઇરાનીનો બેટો થતો હતો. તેમજ નેપાલીઅનની ફોજોમાં પણ પુરતી ફવાયદો ધરાવનાર જુહડાબંધ બહાદુર સરદારો રહેતા હતા કે જેઓનાં નામોની ટીપ એક સરખામણી તરીકે હવે પછી આપવામાં આવશે તેમજ ચુનંદા સરદારે બીચારા દરાયસને તો હાથ લાગી શકેલાજ નહતા અ

ને જેઓ કહેતા તેઓ તો સપર પહેલા
જ અરાબામાં મરણ પામી ચુકયા હતા.
વળી આ જગતનો એવોબી સરેસ્તોજ
છે કે જયારે કોઇબી મોટાં કારજો બન
વાનો વખત આવી પહોંચે છે ત્યારે
તે કામોને હાર પાડવા સારૂ કુદરત ગો
યા તેવાજ પ્રકારના માણસોનેબી પેદા
જ કરી રાખે છે.

સીકંદરની વરતણુંક તરફ જોતાં
અને તેને નેપોલીઅન, સીઝર કે ખસરૂ
પરવીઝ સાથે સરખાવતાં તેમાંથી આ
ટલો સારાંશ તો સેહેલાઇથી નીકળી શકે
તેવોજ છે જે, કુદરતે આ આખી જગત
ની સલતનત એકજ માનવી સારૂ તો
સરજાવેલીજ નથી; કેમકે, જેબી પાદ
શાહો કે તેવાં ફાંફાં મારવાનું લઇ
બેઠા હતા તે સઘળાઓ પોતાની તે
મુરાદમાં આખેરે નીષફળજ નીવડી
પડયા હતા. તેમજ આખી જગતમાં
એકજ ધરમ અને એકજ ભાષા ચાલે
તે પણ કોઇ કાળેબી બની શકયુંજ ન
થી, એમ તવારીખના સફાઓ ખોલ્લી
રીતે આપણી આંખો આગળનો પરદો
ગોયા ઉઘાડી આપે છે; કેમકે, એમ
જુદી જુદી ભાષા, જુદા જુદા ધરમો
કે રાજપાટો જો નહીજ હોય તો આ
દુનયાનો તાલોજ બીગડતી સુન હાલતમાં
આખેરે આવી પડયા વીના તો રહેજ
નહીં; કારણ એ જે, એકમેકની દેખા
દેખી અને હરીફાઇથી કરીને તો દરેક
કોમ સુધારા અને નીતી સંબંધી બાબ
તોમાં આગળ વધવાને પોતાની કોશેશો
ને જારી રાખી પ્રગટીકરણનાં કાનુનો
ગોયા ખીળવતીજ ચાલી જાય છે. હવે
સીકંદરનો આખો ઇતીહાસ વાંચ
તાં અને તેપર બારીકીથી અવલોકન
કરતાં તેની ફોકટની ઝહમત અને કાર
કીરદી આપણને એક સારો જેવો ધડો
શીખવી જાય તેવી છે; માટે સઘળી ચી
જોને એકત્ર કરવા વીષેનો બાતેલ ખી
આલ જો કોઇ પણ તાજદાર બાંધે તો
તેમાં હું તો કશું શયાનપણું જોઇ શક
તોજ નથી. તેથીજ કરીને શું નેપોલી
અન કે શું અકબર પોતાની તેવી નીયત
અને કોશેશોમાં આખેરે નીષફળજ નીવ
ડી પડયા હતા. આટલો એશારો કરીને

ચાલો હવેથી આપણે એ પાદશાહ સીકં
દરની બાઝગશ્ત વીષેનો કાંઇક અહવાલ
પણ અત્રે ટપકાવી કહાડયે; કેમકે, તે
બીના પારસીઓ કે ઇરાનની તવારીખ
સાથે ઝાઝો સંબંધ દેખડાવતી ન હોવાથી
મને જરા સંક્ષેપમાંજ હાલ તો તે વીષે
આગળ ચાલતાં વીવેચન કરવું પડશે.

એમજ ઉપર ઇસારો કરયા મુજબ
નેપોલીઅન પણ એક ફકત યુરોપ ખંડ
માં ઈંગલંડ સીવાય સઘળાં રાજપાટોને
જ્યારે પોતે જીતતોજ ચાલ્યો અને સર
વે કોઇને ધ્રુજાવી મારતોજ ગયો, ત્યારે
તેની ફોજમાં પણ કેલરમાન, મારશલ
ને, સોલત, મેકદોનલ્ડ, માંસીનાં; કાન
રોબર્ટ; ગુરૂશી; મોરો; જુરદાં અને લાફા
યત વગેરે ચોવીસ ઉપર મારશલો હતા
કે જેઓ માંહેલો દરેક જેનરલ ગોયા
એક પુખ્ત સરદાર જેવોજ રહેતો હતો.
એમ દુનયાનાં રાજપાટોમાંથી હર કોઇક
નવીજ પ્રજાઓ દરયાના મોજાઓ માફક
એક પછી એક જે કીનારા ભણી ધસ
ડાઇ આવતી ચાલે છે તેથી આગલા
રાજપાટોના દહાડાજ ગોયા ગણાતા અને
ખતમ થતાજ ચાલ્યા જાય છે અને પે
લાં નવા મોજા યાને ટોળાંઓજ પછી પા
દશાહી મીરાસે ચહડી બેસે છે મ
આ જગતની આગલી પાછલી તવારી
ખો ખોલ્લી રીતે સાબેત કરી આપે છે.
આ ટીપમાં સીલ્યુકસનું નામ નીઆ
રકસ જે આપી જતો નથી તેનો સબ
બ એ છે જે, તે બખતાવર સરદાર
તો તેની ફોજમાં છેક પાછળથીજ જો
ડાઇ ગયો હતો અને તેનાં સપરપેહેલાં
પ્રાક્રમોમાં તેણે કશો પણ ભાગ તો કાંઇ
લીધેલોજ નહીં હતો. તેમજ પાછળથી
પણ તેણે કોઇબી બીજી નવાઇભરેલી કે
જાણવાજોગ લડાઇઓ વટીક કેવળે મારી
નહીં હતી. આ દુનયાનો શું આ
એક વીચીત્ર ખેલ છે કે, મેહેનતુઓ
સદાકાળ દેલગીર અને દગલબાજો આ
ખેરે ખુશહાલ થઇ પડી તેનો સઘળો
લાભ પોતેજ ખાઇ બેસે છે.

જ્યારે સીકંદર મરણ પામ્યો
અને તેણે સંપાદન કરેલી બા
દશાહી સલતનત તેના કુટુંબ પરીવારોના
હાથમાંથી ખુંચી લઇને જે અણુધારવેલા

સરદારો ઠેકાણે ઠેકાણે રાજપાટોના
ધણી થઈ બેઠા હતા તેઓમાં પારમેની
ઓ, કલાઈતસ કે કોઈનુસના બેશીઓ,
એતલાસ કે મીલીઆગર, હીગીલોકુસ કે
પોલીસપરકન અને કરાતરસ કે બેગો
આસ વગેરે જે સરદારોએ કે સીકંદર
ને જબરી ફતેહો પોતાની જાતી મેહનત
અને જાનફેશાનીઓથી કરી આપી હતી
અને સપરપેહેલાંથીજ તેની બોરડુમાં
રહેલા હતા તે બીચારાઓને પોટલે તો
ધુળ ને ધુળજ આવી ગયલી હતી અને
તેનો લાભ તો સીલ્યુકસ જેવા અલફાતુ
યાને અણુજાનાં શખસોજ ગોયા લઈ બે
ઠા હતા અને મોટો ભાગ તો તેઓ
ખુદ પોતેજ હજમ કરી ગયા હતા. એ
ટીપમાંથી યવન લોકોની સર ઝમીનમાંના
કોઈપણ આથીનીઅન સરદારોનાં નામો તો
મળી શકતાંજ નથી. જો કોઈપણ આથનીઅ
ન તેની ફોજમાં જોડાઈજ ગયો હતે
અને તે પોતે ગમે તેવો પણ જાતે ન
જીવો જેવોજ સરદાર હતે તોપણ તેને
દરયાઈ ખાતાંમાં તો સારી જેવી નોકરી
મળી જયા વીના તો રહેતેજ નહી;
પરંતુ સ્વતંત્ર અને પ્રબળ આથીનીઅ
નો, થીબનો કે સ્પારટનોએ તો તેની
આવી નામાંકીત ફતેહોમાં પોતે તો ક
શો પણ ભાગ ભજી દેખડાવયોજ નહીં
હતો, કેમકે તેઓ તો તાજદાર અને
તેના બાપ ફીલકુશની પ્રથમ ઘરથીજ વીરૂ
ધ રહેલા હતા. માટે ગોબીનો જેમ કહે છે
તેમ ઇરાનની આ ફતેહ વીષેનું માન તો કો
ઇબી યવનોને સર તો ચોંટી બેસતુંજ
નથી અને ફકત મકદુનીઅનોને સરજ
તે જઈ બેસે છે, માટે જે પણ યુરોપી
અન તવારીખ નવીશો કે એમ ફાંકો
રાખતા બેઠેલા છે કે, ઇરાનપર આખે
રે યવનોજ ફાવી ગયા હતા અને તેનો
માન સદંતર તેઓએજ પોતાનાં આગલા
પાછલા દવેશભાવોને લીધે કહાડી નાંખ
યો હતો, તેમાં સચાઈનું વજુદ હું
તો કાંઇ જોઇ શકતોજ નથી. આથી
પેલા પાછલા યવન કલમબાઝોનાં
હાથમાં ખડયો કલમ આવી ગયલો હો
વાથી તેઓ હવેથી સીકંદરની આખી
કારકીરદીને પોતે તો પોતાનાં નાટીકા
ઓજ સાથે ફકટે નામની પત્રા[illegible]

ખાતર આમેજજ કરી નાંખી ગયલા છે
કેમકે, તે તાજદારની આ આખી ગોં
ધાટભરેલી અને બીનનતીજાવાળી ઝહ
મત અને મેહનત આખેરે તો બરબાદજ
ગઈ હતી; એટલુંજ નહીં, પરંતુ તેઓ
નો આખો દેશ રૂમીઓનેજ સ્વાધીન થ
ઈ પડી તેઓના રાજપાટોનો આંકો વટી
ક જલદીથીજ આવી ચુકયો હતો. વળી
આ સદરહુ ટીપમાં મકદુનીઆનાં દે
શાવર માંહેલા લીનસીસતીસનાં મોટાં પ્રાં
તના કોઈબી પહાડી સરદારનું નામ પ
ણ કેવળે જે જોવામાં આવતુંજ નથી
તેપરથી એમ અનુમાન થઈ શકે છે કે,
જયારે તે લોકોનો સરદાર સપરપેહેલા
જ અરાબામાં મારયો ગયો; ત્યારે તે લો
કો તો સીકંદરને છોડીજ ગયા હશે. આ
થી તેઓપરથી આ તાજદારનો વીશ્વાસ
તો સપર પેહેલેથીજ ઉઠી ગયલો હતો. હવે
પેલા મકદુનીઅનો જયારે પોતાનાં દેશાવર
ભણી ઉપડી જવાની તઈયારીઓ કરવા લા
ગયા તેવામાંજ પેલો શુરો સરદાર કોઈ
નુસ તો બીચારો મરણુજ પામી ચુકયો
હતો. તેણે સીકંદરની આ સઘળી લડા
ઈઓમાં જે મોટો અગત્યનો ભાગ ભ
જી બતાવેલો હતો તેથી તે તાજદારે તેને
મોટા આદરમાન સાથેજ ત્યાંનો ત્યાંજ દફ
નાવી દીધો હતો. કરસીયુસ તે બીચારા ઉ
પર એમ તોહમત મેલે છે કે, તેણે થો
ડાજ દીવસો સારૂ પોતાના માલેક સામે
આવું લાંબુ ભાષણ કરી સંભળાવયું હ
તું અને અમસ્થોજ કજસ પોતાને માથે
ઉઠાવી લીધો હતો. તે ભાષણમાં ઘણોએક
ભાગ તો તે નવીશનદો (કરસીકુસ) પો
તા તરફથીજ ઉમેરી ગયલો હોય તેમ દીસે
છે; કેમકે, એરીઅનનાં અને તેનાં આપે
લાં ભાષણોમાં ઘણોએક ફેરફાર આપણી
દ્રષ્ટીએ પડી શકે છે. એરીઅન તો એ
મ લખી જાય છે કે, સીકંદર સામેનું તે
નું ભાષણ ઘણુંજ સાદું અને ભારબો
જ સીખેનુંજ હતું કે જેમાં કડવાસ જે
વું કે પોતાના મુરબ્બીનું દીલ દુઃખાય
તેવું તો કશું હતુંજ નહીં. ઔર બાદ
પોતાના સરદારો અને દેશદેશના પ્રતીની
ધીઓને બોલાવી મંગાવીને સીકંદરે એક
મજલેસ યાને બારગાહ ભરી હતી જેમાં
તેણે પારસને સાત હીંદુ પ્રજાઓની હા

ફેમી બખશેશ કરી દીધી હતી કે જે દ
રમીઆનમાં બે હઝાર તો નવાંજ વધુ
શેહેરો તેની કને આવી ગયા હતાં. પેલા
ત્રણુસો સવારોને તો તેણે દાયોનીસુસ
નાં શેહેર ભણીજ પાછા રવાના કરી
આપયા હતા અને સીંધુ નદીની પશ્ચી
મ તરફનાં મુલકોની સાહેબી તેણે પો
તાના સરદાર ફીલીપને સ્વાધીન કરી
દીધી હતી અને ત્યાંનો તેણે તેને છત્રપ
વટીક બનાવી મેલ્યો હતો. તે પછી પેલી
ફોજને પોતાની બાઝગશ્ત સારૂ તેણે ત્ર
ણુ વીભાગોમાં વેહેંચી નાંખી હતી. પે
લી હાઇદાસપીસ નદી પાછી પસાર કરી
જવા સારૂ તેના ડાબી તરફના ભાગ ત
રફથી હીફાસચીઅનને પોતાની સાથે બ
સો હાથી લઇને પોતાની ફોજ સીધે ઉપ
ડી જવાનો તેણે હોકમ આપયો હતો અ
ને જમણી બોરડુ તરફથી તેને પસાર ક
રીને ઓળંગાવી જવા સારૂ બીજા વીભા
ગની સરદારી તેણે કરાતરસના હાથમાં
જ સોંપી આપી હતી. ત્રીજા વીભાગને
તો સીકંદરે ખુદ પોતાની સાથેજ રાખી
મેળેલો હતો અને તેને લઇ જવા સારૂ
તેણે પોતાના કાફલાના એંસી ત્રણ ડો
લીવાળા જહાઝો અને બે હઝાર ઉપર
તરેહ તરેહવાર નદીની બોટોને કામે લ
ગાડી દીધેલી હતી. તે માંહેલી કેટલીએક
બોટોને તો નવેસરથીજ બાંધવામાં આવેલી
હતી અને બાકીની કેટલીએકોને તો
તેણે પોતેજ ભાડે લેવી પડી હતી. પેલાં
ત્રણ ડોલીવાળાં જહાઝો તો અસલ ઝ
માનાની રીતભાત મુજબ લડાઇનાં બાર
કસો માફકનાંજ તઇયાર કરવામાં આ
વેલાં હતાં કે જેઓમાં હલેસાં મારવા
સારૂ ત્રીસ ત્રીસ ખલાસીઓની બેઠકો
કરેલી હતી. તે આખા કાફલાની સાહે
બી તો તેણે નીઆરકસનેજ સર સોંપી
આપી હતી અને તેના મુખય સુકાની
તરીકે તો તેણે તેની સાથે ઓનીસીકરીત
સ જેવા એક બાહોશ દરયામાં પળોટા
યલા શખસને મેળવી આપેલો હતો.

વળી તે જહાઝોના ખલાસીઓ
તરીકે તો ફીનીસીઅનો, કેરીઅનો, મીસ
રીઓ અને સાઇપ્રીયનોજ જોવામાં આ
વતા હતા. હવે જયારે સઘળી તઇયારી
ઓ તો થઇ ચુકી કે, સીકંદરે ત્યાર પછી

પોતાના દરયાઇ દેવતાઓ જેવા કે નેપચયુ
ન, એમફીત્રાઇતી અને નાઇઆદીસ વગેરે
બીજા દેવતાઓ સારૂ પણ પોતે કુરબાનીઓ
કરવા માંડી હતી અને ત્યાર બાદ એક
જાહેર જશન અને જલસો કરીને બડી
બામદાદને વખતે તે સઘળી ફોજે હવે
થી પેલી કીશતીઓપર સવાર થવા માં
ડયું હતું. સીકંદરે તો પોતાના જહા
ઝનાજ પડાઉ ઉપર ઉભા રહીને પેલી
હાઇદાસપીસ નદીમાં એક સોનેરી કાંસી
આમાંથી પોતાના ધરમની રીતભાતો મુજબ
હીરાકલીસ, એમન તથા બીજા પોતાનાં
બાપીકા દેવતાઓનાં ઉદયકતરશનો કરવા
માંડયાં હતાં. ત્યાર બાદ આસીસીનીસ નદી
કે, જેની એક શાખા તરીકેજ આ હાઇદાસ
પીસ નદી ગણાતી હતી તે નદીના મવકલ
ફરેશતાની તેણે આરાધના કરવા માંડી
હતી. તેમજ સીંધુ નદી કે જેમાં તે સ
ઘળી નદીઓ આખેરે જઇને જે જોડાઇ
જતી હતી તેના વધારે જોરેમંદ દેવતા
ની પણ તે ભકતી કરવાને લાગી ગયો
હતો. તે પછી પેલું બયુગલે ફુંકવા માં
ડયાથી તે સઘળી કીશતીઓએ પોતાનાં
લંગરો ઉપાડવા માંડયાં હતાં અને તે
નદી ઉપર પછી તેઓ સરસડાટ ચાલવા
ને મંડી ગયાં હતાં કે જે દેખાવજ ગોયા
અત્યંજ રમણીય જેવો સરવે કોઇની નજરે
પડતોજ ચાલ્યો ગયો હતો. પેલાં હલેસાં
ઓના જોશબંધ પડતા બેહદ મારાને લીધે,
પેલા તલાટી અને ઉપરીઓ પોતપોતાનાં
જહાઝોની હીલચાલો ઉપર નેગાહ રાખી
પેલા ખલાસીઓને બુલંદ આવાઝોથી જે
હોકમો આપતા હતા, તેઓના તરેહ તરેહ
વાર રાગ રાગડા, તે સાથે પેલાં હલેસાં
ઓના તે નદીનાં પાણી સાથે એકદમ
સાથેજ અથડી પડવાથી તે પાણીઓ જોશમાં
આવીને જે ગોંધાટ મચાવી રહેલાં હ
તાં તે સઘળો દેખાવજ દેલપઝીર જેવોજ
ત્યાં થઇ પડેલો હતો. વળી તે નદીના
કીનારા જે કેટલીએક જગયા ઉપર તો પેલાં
વહાણો કરતાં પણ ઉંચી જગ્યાઓ ઉપ
ર આવેલા હતા, તે સાથે તેમાં આવેલાં
નાળાંઓમાંથી પેલા ત્યાં મચી રહેલા
આવાઝોના પ્રતીઉત્તારો જે લાંબો વખ
ત સુધી ચાલુ રહેતા હતા, તેથી તે આ
ખો કાફલોજ ગોયા હલમળી રહેલોજ

હતો. પેલા બહાદુર સેપાહો જે ફરાગત
થી પોતપોતાનાં જહાઝોના તુટકો ઉપર
ફરહર કરતા હતા તેઓના વીચીત્ર પો
શાકો અને દોરદમામ તથા પેલાં બીજાં
વહાણો કે જે પેલા રમખશોને લઇ જવા
સારૂ ખાસ તરતીબથી ઘણાં મજબુતજ
જે બનાવવામાં આવેલાં હતાં તેઓમાંથી
નીકળતા તે ગાછ્ઠ મરદોનાં ખંખારા
તથા મસ્તી તોફાનો અને ધડપકના આવા
ઝો પેલા કીનારા ઉપર ચાલનાર હીંદુ
ઓને તો ગોયા નવી નવાઇ જેવાજ લા
ગતા હતા. વળી તે લડાઇના કાફલાઓ
વીષેની બીના તે યવનોના પુરવજો જેવા
કે હરકીયુલીસ તથા દાયોનીસુસની કથા
કહાણીઓમાંથી પણુ આપણુને જે મળી
શકતીજ નથી તેથી આ કાફલો તો કોઇ
ક ઓરજ રીતે ગોયા આશકારા થઇ પ
ડેલો હતો; અને પેલા નીસીઆ તથા
બોસીફેલાના હીંદુ રહીસો તો આશ્ચરય
પામીને લાંબી મનઝેલ સુધી કીનારે કી
નારે તે કાફલાની છેક નઝદીકી વેર જ
ઇને નાચકુદ કરતા તથા સુર તાનો લે
તા તેની સાથે ને સાથેજ ચાલવાને મં
ડી ગયા હતા; કેમકે, એરીઅન એમ
ટોલ્લો લગાવી જાય છે કે, હીંદના રહી
સો તેઓનાં દેશાવરો ખાતેથી દાયોની
સસ તથા તેના મસ્ત અને રંગીલા સ્ને
હીઓ જ્યારથી પ્રથમમાં પસાર થઇગયા
ઓરથીજ રંગરાગ અને નાચકુદનાં તે
ત્યા અત્યંત શોકીન થઇ પડેલા હતા;
પરંતુ તે રૂમી નવીશનદાને તો આ અસલી
ચાલી આવતી હીંદુ આગલી મજકુર કહેવત
તો કેવળે માલુમજ નથી કે "હીંદુસ્તાન
ઘર ઘર ઢોલક ઘર ઘર તાન" જેથી તો
પુરવેધરથીજ તેઓમાં તાનસેન કે બીદ
જુબાહા જેવા સેંકડો ઉસ્તાદ ગાનારાઓ
અદ્દયપી થઇ ગયલા છે; જેઓએ કે ગાયનના
હુનરને સારી કાની અસલધરથીજ ખીળવી
કહાડેલો હતો. આમ આઠ દીવસ સુ
ધી મનઝેલ કાપી રહયા બાદ, તે આ
ખો કાફલો જયાં આગળ કે એ હાઇ
દાસપીસ નદીનો એસીસીનીસ નદી સા
થે સંયોગ થઇ પડે છે ત્યાં આગળ છે
ક આવી પહોંચયો હતો. તે સમાગમ
ની વરતજ હેઠાણમાં તે બંને નદીઓ
નાં એકઠાં થઇ ગયલાં પાણી ઘણી સાં
કડી ખાડી જેવું રંગ રૂપ લઇ પડે છે.
આથી તેનો પ્રવાહ ત્યાં આગળ અત્યંત
તીઝ થઇ પડીને બેહદ ઝડપથીજ વે હે
તો ચાલ્યો જાય છે અને ત્યાંના મોજા
ઓ એકમેક સાથે પુર જોશથી જે અ
થડાઅથડી કરી પડે છે; તેથી પેલાં પા
ણીનો પાછો મારતો યાને ઉછળતો વમ
ળ પેલાં હલેસાંઓના મારાઓના આ
વાઝોને ઠેઠ દુર વેર ઘસડી લઇ જતો
હતો. સીકંદર અને તેના ખલાસીઓ
ને ત્યાંના રહીસોએજ આ સાંકડી ખાડી
ઉપર જાગરૂત રહેતા આવા આવાઝો વી
ષેની ખબર તો પ્રથમધરથીજ આપી રા
ખેલી હતી, પરંતુ જ્યારે તે લોકો પેલા
સમાગમની છેક નઝદીકી વેર આગળ
જેમ જેમ આવતાજ ચાલ્યા; ત્યારે પેલાં
પાણીઓએ મચાવી મેલેલાં જબરા શોરબ
કોરથી પેલા ખલાસીઓ તો હેબતીજ
ગયા હતા અને પોતાનાં હલેસાંઓ
ને તે પાણી સાથે મારવાનું કામકાજ
ગોયા મોકુફજ કરી બેઠા હતા. તેઓના
ટનડેલો પણ મુંગા મંતર જેવાજ થઇ
પડીને પેલા મોજાઓના ભયભીત આ
વાઝો સાંભળતાજ રહેલા હતા અને હ
વેથી શું ઉપાયો લેવા તે વીષેની કશી
પણ સમજ તેઓના મગજમાં ઉતરી
શકવા લાગીજ નહીં હતી. વળી તેઓ
પેલી સાંકડી ખાડીની અણીની ધીકપરજ
આખેરે જયારે આવી પહોંચયા ત્યારે
પેલા સુકાનીઓ પેલા ખલાસીઓને પો
તાનાં હલેસાં ઘણાં જોશથી હવે મારવા
અને ત્યાંથી ઝડપમાંજ નીકળી જવાના
હોકમો કરતા રહેલા હતા. પેલાં
નાનાં નાનાં ગોળ આકરૂતીવાળાં
બારકસો તો તેમાંથી હવેથી ઝડપ
માંજ નીકળી ચાલયાં હતાં, પરંતુ પે
લાં મોટાં બારકસોના છેડા છેક લાંબે
વેર આવેલા હતા તેથી પેલા ભયંકર
પ્રવાહો સાથે તેઓ તો જોશથીજ અ
થડતા રહેલા હતા, જેથી તેઓ જલદી
થી મનઝેલ કાપવાને અશક્ત થઇ પડે
લાં હતાં. આથી કેટલાંએક બારકસો
તો જોખમાઇજ પડયાં હતાં, કેટલાંકો
એ તો પોતાનાં હલેસાંના તનખલાં વ
ટીક ખોઇ દીધાં હતાં અને બે બારક
સો તો એકમેક સાથે અથડી પડીને

પોતાના ઘણાએક ખલાસીઓ સીખે તે ઉંડાં પાણીમાં ગરકજ થઇ બેઠાં હતાં. લયકીન ત્યાં જમણી બોરડુ ઉપર એક નાનું જેવું ભુશીર જે નીકળી આવેલું હતું; તેથીજ પેલાં થોડાં ઘણાં જોખમા ચલાં બારકસોને તો બચી જવાને જરા પણ કાંઇક આશ્રો મળી ચુકયો હતો.

તે નદીની બંને બોરડુઓ ભણી આવેલા હીંદુઓ તો સીકંદરને જોતાં નેજ વાર પોતાની રાજીખુશીથીજ તેને તાબે થઇ જતા હતા; પરંતુ જે લોકો કે સરકશ અને નાફરમાન થઇ બેસતા હતા તેઓને તો ઝોરજુલમથી જીતતો જ તે ચાલ્યો જતો હતો; પરંતુ તે લતા તરફ આવેલાં બે પ્રબળ અને સ્વતંત્ર રાજયો જેઓ કે પોતાની બહાદુરી અને લડાઇની કુનેહો સારૂ પેલા કાથીઆન (કાથી) લોકો જેવાજ જોરમંદ અને શેહઝોર માનવીઓમાં ખપતા હતા તેઓ તો મારી સામે થવા માગે છે અને મને પોતપોતાનાં શેહેરોમાંથી નીકળી જવા દેવા સારૂ રસ્તો પણ આપવા માંગતાજ નથી ત્યારે સીકંદરને વળી તેઓ સાથે પણ પોતાનો હાથ મેળવવાની પાછી ફરજજ થઇ પડી હતી. તે વરણના હીંદુઓનાં નામો એરીઅન માલીઆન અને ઓક્ષીદરેકાઇ કરીને આપી ગયલો છે.

એ મજકુર માલીઆન તો હાલ જમાનાનું મુલતાન શેહેર કહેવાય છે. ત્યાંના શેહઝોર શીખ લોકો સીકંદરને પોતે આખરે તાબે થયા તે આગમચ તો તેઓએ તેને અત્યંત માહુ માહુ પોકરાવયા કીધા હતો અને તેને એવો તો એક સખત કારી ઘા કરયો હતો કે તે તાજદાર મરતો મરતો જરાકમાંજ તેના જખમમાંથી બચી ગયો હતો અને આખી મકદુનીઅન ફોજ તેથી ઘણી ઘભરાટમાંજ જઇ પડી હતી. તે લોકો તે ઝમાનામાં મજકુર હેદરીઓતીસ અને આસીસીનીસ નદીઓના હેઠળા પ્રવાહો આગળ રહેઠાણ કરી પડેલા હતા અને તેજ હાર (લાઇન)માં હાઇદરીઓતીસ નદીની પેલી પાર જે દેશાવરો કે આવેલાં હતાં તે તેઓનાજ તાબા હેઠળ ગણાતાં હતાં, તે બંને રાજયોએ સીકંદર સાથે લડવા સારૂ પોતપોતામાં એવા બંદોબસ્તો કરી રાખયા હતા કે પેલા માલી લોકોએ તો પોતાના સેપાહીને તે નદીઓની છેક હેઠાણમાંજ મોકલાવી આપવા જોઇશે અને તે જંગને પેલા ઓક્ષીદરે કાંઇ લોકોની ભુમીઓમાંજ બરપા કરી રાખીને ત્યાંથીજ મચાવયા જવુંજ પડશે; કારણ એ જે, તેઓનાં મુલકની બાજુ ઉપર એક મોટું અરણ્ય યાને વન તેઓનાં ઉપલાં રહેઠાણો અને આસપાસની નદીના કીનારાઓ વચે જે આવેલું હતું તેથી ત્યાંથી તો કોઇ પણ દુશમન તેઓની ભુમીઓ ઉપર તો હમલો કરી શકે તેવુંજ નહી હતું. આથી તેઓને પોતાનાં દેશાવરોની તો કશી પણ ધાસ્તી જ રહેલી નહી હતી; એટલામાંજ તે નદીના પેલા સમાગમની છેક નઝદીકીમાં સીંદરના બે સરદારો નામે હીફાશચીઅન તથા કરાતરસ પણ આવી પહોંચયા હતા. પેલા હાથીઓને તો બોટોમાં ભરી તે નદી તેઓ કને પસાર કરાવી દઇને કરાતરસનાજ સ્વાધીન હેઠળ સોંપી આપયા હતા અને તે સરદારને એવો હોકમ તે પાદશાહે આપી રાખેલો હતો કે, તમારે પેલી એસીસીનીસ નદીની જમણા બોરડુ તરફથીજ કુચ કરતા રહેવુંજ જોઇશે. તેમજ નીઆરકસને એવો હોકમ મળી ચુકયો હતો કે, તમારે તો આપણા કાફલાને સાથે લઇને જયાં આગળ કે તે બંને નદીઓનો સમાગમ થાય છે ત્યાં આગળજ હાલ તો ઉપડી જવું પડશે. ત્યાર બાદ બાકીની ફોજને તેણે ત્રણ વીભાગોમાં વેહેંચી નાંખી હતી. હીફાશચીઅનને તો તે ફોજના એક વીભાગ સીખે પોતાની પાંચ દીવસ આગમચથીજ તે તરફ રવાના કરી આપયો હતો અને પતોલામીને તો એવો હોકમ કરી રાખેલો હતો કે, જ્યારે હું અત્રેથી ઉપડી જાઉં ત્યાર બાદ તમારે મારી પછવાડે ત્રણ દીવસો સુધી તો તમારી જગયાપરજ મુગા મુગા પડીજ રહેવું જોઇશે. આમ વીભાગો કરવામાં તેની મતલબ દુશમનોને છેક અંધારામાંજ રાખી મેલવાની હતી કે, જેથી તેઓના સવારો જે

હરોળ ભણી નીકળી આવે તેઓને તો પેલો હીફાશચીઅન અને જેઓ કે પાછળથી બાહેર ધસી આવે તેઓને પેલો પતોલેમીજ રોકતો આવવાને પોતે શકતીવાનજ નીવડી પડે. બાકીની જુદી જુદી ટુકડીઓને તો તે આલમગીર પાદશાહે પેલી બંને નદીઓના સમાગમ આગળ આવીને પોતાની સાથે આખરે એકત્ર થઇ જવાનો હોકમ આપી તે પોતે તો હવેથી પોતાની સાથે ઢાલ તરવાર ધરાવનાર સીપાહીઓ તથા તીરઅનદાઝો અને એગરીઆનીઅન તથા પાઇથોનની બ્રીગેડના સવારો, સઘળા ઘોડા પર બેસનાર તીર ફેંકનારાઓ અને પોતાના ખાસ ત્રુપ સવારોને સાથે લઇને પેલા માલીઆન લોકોની એક ભુમી તરફ નીકળી ચાલયો; કે જ્યાં કહે છે જે, પાણી તો કેવળે મળી શકતુંજ નહીં હતું. પેહેલે દીવસે તો પેલી આસીસીનીસ નદીની એક સ્તેદીજ જેટલે છેટે જે નાળું આવેલું હતું ત્યાં આગળજ તેણે ઉતારો લઇ લીધો હતો અને ત્યાંજ ભોજન લઇ તથા પોતાની ફોજને જરા આસાયશ આપી પેલાં નાળાંમાંથી જેટલું બને તેટલું પાણી પોતપોતાનાં વાસણોમાં લઇ રાખવા અને ભરી લેવાનો તેણે પોતાના માણસોને હોકમ આપી મેલ્યો હતો.

ત્યારબાદ તેજ દીવસે અને તેની આખી રાત સુધીમાં પછી પોતાનાં લશ્કરને ચારસો સ્તેદીજ યાને આસરે સુડતાળીસ માઇલ જેટલી મનઝેલ કપાવી દઇને જે શેહેરમાં કે પેલા માલીઆન લોકો નાસીને ભરાઇ બેઠેલા હતા તે શેહેર ભણી તે પોહોંચી ગયો હતો. પેલી બીનપાણીવાળી જગયાને લીધે સીકંદર તે શેહેર ખાતે તો કેવળે આવી શકશેજ નહીં એવા ખીઆલથી તે બીચારા ઘણાખરા માણસો તો નભરવશ રહીને બીનહથ્યારે તે શેહેરની બાહેરજ પડી રહેલાં હતાં; કેમકે તેઓની એમ તો ખાતેરજમાજ હતી કે, તે રસ્તો પાણીની તંગીને લીધે પસાર કરવાને ઘણોજ બીકટ જેવો હોવાથી આપણને તેના હુમલાની તે તરફથી તો કશી ધાસ્તી રાખવાનું કારણજ નથી. હવે આવતાંને વારજ તે સરદાર જેઓ બીનહથયારવાળા હોવાથી પોતાનો બચાવ કરવાને અશકત હતા, તેનો પુરતો લાભ લઇને એકાએક અણધારવેલો તેઓપર ઉતરીજ પડયો હતો. આથી તે માંહેલા ઘણાખરા માણસો તો મારયાજ ગયા હતા. બાકીનાઓને તો તે શેહેર માંજ ગોંધી રાખીને પોતાની આખી પયદલ ફોજ કે જે હજુ સુધી ત્યાં આગળ આવી પહોંચેલીજ નહીં હતી તેથી કટકે કટકે પોતાના ઘોડેસ્વારોનેજ "સેનત્રી" તરીકે તેઓપર દેખરેખ રાખવા સારૂ ત્યાં આગળ જે દેવાલ આવેલી હતી તેની ચોતરફ આસપાસ પોતેજ ગોઠવી રાખી મેલયા હતા. આમ લક્કડકોટને બદલે તેણે આ વેળાએ પોતાના સવારોનેજ કામે લગાડી દીધા હતા. તેટલામાંજ તેની પયદલ ફોજ પણ ત્યાં આગળ આવી પહોંચી હતી, જેથી તેણે પરદીકસની સાથે પોતાના ખાસ ત્રુપ સવારો તથા કલાઇતસની અને એગરીઆનીઅન ઘોડેસ્વારની ફોજોને પણ સોંપી આપી; તે માલીઆન લોકોનાં બીજાં એક શેહેરમાં પણ ઘણા એક લોકો જેઓ કે, નાસીને ભરાઇ બેઠેલા હતા તેઓપર હુમલો લઇ જવા સારૂ તરતજ પોતે દોડાવી મેલ્યો હતો; પરંતુ તેને પોતે એવો હોકમ આપી રાખેલો હતો કે, તે શેહેર આગળ જઇને પેલા લોકોને માત્ર તેમાંજ ઘેરી રાખવા, લયકીન જયાં સુધી હું તે તરફ આવી પહોંચું નહીં તયાં સુધી તમારે તે શેહેર ઉપર કશોબી હુમલો તો કરવોજ નહીં કે, જેથી તેમાંથી કોઇ પણ માણસ છટકી જઇને પોતાની આસપાસનાં શેહેરોમાં જઇને એમ ગુલબાન તો કેવળે ઉરાડી શકેજ નહીં કે, સીકંદર તો આપણાં દેશાવરો ખાતે હાલ તો ગુસીજ ચુકેલો છે. તયારબાદ તેણેજ પોતે પેલી મજકુર દેવાલ ઉપર હવેથી હુમલો કરવા માંડયો, પરંતુ તે દેવાલ ઘણી મજબુત નહીં હોવાથી તેને તો પેલા હીંદુઓ છોડીજ જતા ચાલયા હતા; કેમકે, તયાં આગળ કેટલાએક તેઓના માણસો તો મારયાં વટીક ગયાં હતાં અને બાકીનાઓ તો ઘાયલજ થઇ પડયા હતા

તેથી તેઓથી તે દેવાલને બચાવી શકાય તેવુંજ નહીં હતું. આથી તેઓએ તયાં નાસી જઇને પોતાના કીલાનોજ આશ્રો લઇ લીધો હતો; કેમકે, તે જગયા ઘણી ઉચાણમાં આવયાથી તયાં કોઇ પણ ચહડી શકે તેવુંજ નહીં હતું. આથી તયાંથી થોડોકવાર સુધી તો તેઓએ પોતાનો બચાવ ઘણી હીંમત અને બહાદુરીથીજ કરયા કીધો હતો; પરંતુ પેલા મકદુનીઅન સેપાહો તેઓની ચોતરફ જબરો મારોજ ચલાવવાને મંડી ગયા હતા અને સીકંદર પણ પોતે તયાં આવીને ચો તરફ પોતે પણ જે ધમચકરી મચાવતો રહેલો હતો, તેથી જોરજુલમથી આખરે તેનો કબજો તેઓએજ લીધો હતો અને તેમાં બે હજાર માણુસો જઇને ભરાઇ રહેલા હતા તેઓનો તો તેઓએ સદંતરજ ઘાન કહાડી નાંખયો હતો. પેલો પરદીકસ પણ જે શેહેર આગળ ઉપર કહયા પ્રમાણે સીકંદરે મોકલાવી આપયો હતો તે પણ તયાં જયારે જઇ પહોંચયો તયારે તેણે પણ તેમાંથી સઘળા રહીસોને નાસીજ ગયલા દીઠા હતા, પરંતુ તેઓ તરતનાજ નાસભાગમાં પડી ગયલા હતા તેવી વાત તેને માલુમ પડતાંનેજવાર પોતાની સાથે શેતાબ ચાલના કેટલાએક સવારોને લઇને તરતજ ઝડપમાં તેઓની પીઠ પાછળ તે પોતે ઉપડી ગયો હતો. આથી દુશમનોના જે પણ માણસો સુસ્ત ચાલના હતા અને પેલી નદી આગળ આવેલી બીનાશવાળી જગયાઓ અને ખુણા ખાંચરાઓમાં જઇને ભરાઇ બેઠાજ નહી હતા તેથી તેઓ તો તેના હાથમાંજ સપડાઇ ગયા હતા કે જેઓને તે પોતે તો કતલજ કરતો ચાલયો હતો; આમ ઉપર જણાવયા પ્રમાણે બીનહથયારવાળી રઇયત ઉપર સીકંદરે પોતાનો ખુની અને જબરો હાથ ઉઠાવયો હતો, તે બીના તો લડાઇના કાનુનો પ્રમાણે સદંતર ગેરવાજબી જેવીજ હતી, એમ સુધરેલી પ્રજાઓ આજ પણ સારીકાની કબુલ મંજુર રાખતી આવેલીઓ છે; તેમજ નાસભાગમાં પડેલી રઇયતોના માનવીઓને પણ એમ કતલ કરતાજ જવું તે કામ તો ઘણુંજ કમકમાટ જેવું અને ખાટકીઓનેજ છાજે તેવું હતું, કે જેનો નતીજો ત્યારબાદ થોડુંકમાંજ તેના પોતાના તથા તેના ઘાતકી સરદારોપર કુદરતની પેલી વેર લેનાર દેવીએ જે લઇ દેખાડયો હતો તેજ વાતને હાલ તરત તો આપણને ગનીમત સમજવી જોઇએ.

ત્યારબાદ પોતાની ફોજને વળી જરા વીસામો આપી અને તેઓને પોતાનું ભોજન લેવા દઇને તેજ રાતના સીકંદરે પાછી કુચ કરવા માંડી અને ઘણીએક મનઝેલ કાપી રહયા બાદ સહવારનું પહોર પડે તેટલામાં તો તે હાઇદરીઓટીસનદી આગળ આવી પહોંચયો હતો. ત્યાં આવતાનેજવાર તેને એવી ખબર પડી ચુકી હતી જે, ઘણાખરા માલીઅન લોકો તો તે નદી ઓળંગાવીજ ગયા છે; પરંતુ હજુપણ તે નદીને પસાર કરી જવાની થોડાક શખસો જે પયરવી કરતા હતા તેઓપર તો તે એકાએક પડીજ ગયો હતો અને તેઓ માંહેલા ઘણાખરા માણસોને તો વળી તે નદી આગળજ કતલેહામ કરી નાંખયા હતા. તયારબાદ તેઓને પાછળને પાછળજ તેણે પણ તે નદીને ઓળંગી જવાની શુરૂઆત કરવા માંડી હતી અને તેઓનો દુંબાલો તરતજ પોતે સારીકાની પકડી રહેલો હતો. આથી તેઓ માંહેલા જે પણ હીંદુ સપાહો કે તેને હાથ આવતા ગયા તેઓને તો તે યાતો કેદ કરતો કે યાતો કતલ કરતોજ ચાલયો જતો હતો; લયકીન તોપણ તે ફોજનો ઘણોખરો ભાગ તો કોઇએક મજબુત કીલામાં જઇને તેનો આશ્રો લઇ પડયો હતો, માટે તે કીલા તરફ તેણે પોતાના સરદાર પીથોનને બે ટુકડી, તીરઅનદાઝ સવારો અને કેટલાએક પયદલ સીપાહીઓ આપીને તરતજ રવાના કરી દીધો હતો. તેણે જઇને સપરપહેલાજ અરાબામાં તેનો કબજો પોતે લઇ લીધો હતો અને તેમાં પોતાની સલામતી સારૂ જે પણ શખસો ભરાઇ બેઠા હતા અને તે ઘેરાની વખતે લડતાં જેઓ મારયા ગયલાજ નહીં હતા તેઓ સઘળાઓને તો તેણે કેદીઓજ તરીકે કેદ ક

રી લીધા હતા. આ કામ હાર પાડ્યા બાદ તે સરદાર પાછો પોતાની છાવણી ભણી ઉપડી ચાલયો હતો.

વળી બીજા કેટલાએક હોકબંધ માલીઅનો બ્રાહમણુ લોકોનાં કોઇએક મજબુત શેહેરમાં જઇને જે ભરાઇ બેઠા હતા તેવી ખબર તેને મળતાંનેજ વાર સીકંદર ખુદ પોતેજ તે બ્રાહમણોનાં શેહેર તરફ દોડી પહોંચયો હતો અને તેના પર ઘેરો નાંખી બેઠો હતો તેમજ ત્યાંની દેવાલોને પોતાની ફેંકથી ચોતરફથી તે ઘેરતોજ ચાલ્યો હતો. તે બ્રાહમણો સીકંદર જેવા એક મલેચછને પોતાનાં દેશમાં ધુસી ગયલો જોઇને પેલા આસપાસના માલીઅનોને ઉશકેરતાજ રહેલા હતા અને પોતે પણ તેની સામે ઘણી જવાંમરદીથી લડવાને મંડી ગયા હતા. એ બ્રાહમણો શાસ્ત્રો અને ફીલસુફીમાં ઘણા પુરવીણ હોવાથી યવન લોકો તેઓને "જીમના સોફીસ્ત" યાને નાગા ફીલસુફોને નામે પીછાનવાને મંડી ગયા હતા. એપુલીયુસ આપણને એમ જણાવી ગયો છે (જુઓ, તેનો "ફલોરીડા" નાં૦ ૧૫ મો) કે ફીસાગોરસ પોતાની ફીલસુફીનો ઘણોખરો ભાગ તેઓ કનેથીજ શીખી ગયલો હતો. તેઓએજ તેને બુધીના મુળ તતવો કયાં કયાં સમાયલાં છે અને આ સ્થુલ શરીરને કેમ અને શા સારૂ ઇશ્વરે પેદા કરેલું છે, આપણો આતમા કેટલી અને કેવી કેવી કુવતો (ફેકલટીઓ) માં વેહેંચાઇ ગયેલો છે અને આ ઝેનદગી બાદ આપણાં કરતુકો પ્રમાણે શું શું ભવો આપણને આગળ ચાલતાં લેવા પડશે તેવી તેવી સરવે બાબતો તેને તેઓએજ શીખવી રાખી હતી. સરખાવો વળી તે સાથે એરીઅનનો તેઓ સારૂ આપેલો અહવાલ (તેની "ઇનદીકા" નો વી૦ ૧૧ મો) તથા સ્ત્રેબો (૧૫–૧,૩૯ અંગ્રેજી તરજુમાનું વા૦ ૩, પા૦ ૯૮ મું.) હવે જયારે પલા બ્રાહમણોએ જોયું કે આપણી દેવાલોને તો મકદુનીઅન સેપાહો પાયા તરફથી ખોદતાજ રહેલા છે અને આપણે તો તેઓના તીરોથી વીંધાતાજ ચાલયા જઇએ છીએ તયારે તે દેવાલોને પડતી નાખી દઇને તેઓ પોતાના કીલાનેજ આશ્રે જઇ પડયા હતા અને તયાંથીજ ઘણીજ જવાંમરદીથી તેઓ પોતાનો બચાવ કરતા બેઠેલા હતા. કેટલાએક મકદુનીઅન સેપાહો જે પેલા હીંદુ સીપાહીઓની પીઠ પાછળ દોડી જઇને તે કીલામાં ભરાઇ જવા જે પામયા હતા તેઓ તો પાછા ફરી જતી વેળા કેટલાએક બ્રાહમણો સાથે હાથોહાથની લડાઇમાંજ ગુંથાઇ પડયા હતા અને પચીસેક હીંદુઓનો તો તેઓએ ઘાણુજ કહાડી નાંખયો હતો. આથી સીકંદરે તે કીલાની ચોતરફ પોતાની સીડીઓને લાગીને ગોઠવાવી દેવા અને તયાંની દેવાલને નીચેથી ખોદીખણી નાંખવાને પોતાના સીપાહીઓને તરતજ હોકમ આપી દીધો હતો. હવે તે દેવાલને હેઠળથી ખોદતાંનેજવાર એક કંગુરો તો ઝમીનદોસ્તજ થઇ પડયો હતો, જેથી તે તરફના બે કંગુરાઓ વચે આવેલી દેવાલમાં તો એક મોટું ગાબરૂંજ પડી ગયલું હતું; જયાંથી કે પેલા કીલા ઉપર ચહડી શકાય તેવું થઇ પડેલું હતું. આથી સીકંદર ખુદ પોતેજ સપરપેહેલો તે દેવાલ ઉપર ચહડી જઇને તેનો કબજો પોતે લઇ બેઠો હતો. આવો બનાવ પેલા મકદુનીઅન સીપાહીઓના જયારે દીઠામાં આવયો; તયારે તેઓ તો પોતે જરા દીલથી શરમાઇજ ગયા હતા, જેથી તેઓએ પણ પેલી સીડીઓ મારફતથી તે ઉપર ચોતરફથી ચહડવા માંડયું હતું. આથી તે કીલો ઘણી સેહેલાઇથી હવે તેઓને હાથ જઇ પડયો હતો. વળી કેટલાએક હીંદુઓ તો તે તરફ પોતાનાં ઘરોને પણ હવેથી સળગાવતાજ ચાલયા હતા, જેથી તેઓને તો તયાંને તયાંજ તેણે ઠાર કરી નાંખયા હતા. આ જંગમાં સઘળા મળી આશરે પાંચ હજાર હીંદુઓ મારયા ગયા હતા અને તેઓએ તે જંગમાં દેખડાવેલી અતયંત બહાદુરીને લીધે કેટલાએક હીંદુ બ્રાહમણ સેપાહોને તો સીકંદરે ફકત કેદજ કરી નાંખયા હતા. તયારબાદ એક દીવસ સુધી તો પોતાની ફોજને વધુ આસાયશ આપીને બીજે દીવસે તો તે પાદશાહ બીજી માલીઆન વર

ણી ઉપર પોતે ઉતરી પડયો હતો. આ શેહેરો તરફ જતાંનેવાર તેને એવી ખબર મળતી રહેતી હતી કે તયાંના વતનીઓ તો બેયાબાન જંગલો તરફજ કે થે નાહસભાગ કરી રહેલા છે. આથી ત્યાં ફરીને પોતાના લશકરને એક દીવસનો વીસામો આપીને પેલી નદીની આસપાસનાં જંગલોમાં કે પેલા હીંદુ લોકો નાસીને ભરાઇ ગયલા હતા તેઓને તાબે કરી લેવા સારૂ પોતાના સરદારો પાઇથોન અને દીમીત્રીઅસને પોતાની સાથે શેતાબ ચાલના કેટલાએક સવારોને આપી તે નદી તરફ પાછા ઉતરી પડવાનો તેણે હોકમ કરયો હતો. પેલાં જંગલોમાં સંતાઇ રહેલા ઘણાએક સીપાહીઓને તો તે સરદારોએ શોધીજ કાહાડયા અને પછી તેઓને કતલજ કરતા રહેલા હતા. તે જંગલોમાં દોડાદોડી અને ધમચકરી મચાવતી વેળા પેલા પાઇથોને કહે છે જે, એક ચોવીસ ફીટ લાંબો મસમોટો અઝદહા મારી નાંખયો હતો કે જેવું ડરામણું જાનવર પેલા યવનોએ તે પુરવે કદી જોયલું પણુ નહીજ હતું. ઓનીસીકરીતસ એમ વરણવી જાય છે કે, સીકંદરની દરબાર ખાતે એબીસારીસ રાજાના મોકલેલા એલચીઓ તયાં હાજર રહેલા યવનોને એમ કહેવાને લાગી ગયા હતા કે, એ અઝદહા તો કુછ બીસાદમાં ન હતો; કેમકે, અમારા રાજા કને બે એવા તો મોટા નાગો છે કે, જે માંહેલા પેલા નાના નાગની લંબાઇ એંસી અને મોટાની લંબાઇ એકસો ને ચાળીસ દસ્ત ગજ જેટલીજ થવા જાય છે. અજાયબ જેવું એ છે કે, તે યવનોના દીઠામાં કોઇબી મોટા વાઘો (બેંગાલ ટાઇગરો) તો કેવળે આવયાજ નહી હતા; તો જો કે તેઓએ તેનું ચામડું તથા તેના બળ વીષે તરેહવાર ગપાટા સપાટા તો સાંભળેલાજ હતા. આપરથી એમ સાર નીકળી શકે છે કે, તે ઝમાનાના સીંધુ નદી અને તેની શાખાઓ આગળ રહેનારા હીંદુઓ હાલ ઝમાના થાને વધારે જોરાવર હોવા જોઇએ કે જેથીજ તે લતાઓ ઉપર કોઇ પણુ વાઘ કે બબ્ર (સીહુ) તે ઝમાનામાં ફટકી શકતાજ નહી હતા, તો જોકે હાલ ઝમાનામાં તે હેઠલી ઇનદસ નદી આગળથી તે છેક ગુજરાતનાં પ્રાંત સુધી ઠેકાણે ઠેકાણે વારાફરતી તેવાં વેહેશી અને દરાંમનાં જાનવરો પોતાના દેખાવો તો કરયાજ જાય છે. તયારબાદ તે તાજદાર માલીઆન લોકોનાં એક મોટાં શહેરમાં ઘણાં ખરા હીંદુઓ જે જઇને ભરાઇ બેહેલા હતા તે ઉપર પોતે સવારી લઇ ગયો હતો; પરંતુ તે લોકોને જેવું એમ માલુમ પડયું કે, સીકંદર તો આપણી તરફ કુચ કરતોજ ચાલયો આવે છે ત્યારે તેઓ પણુ તે શેહેરને પાછુંજ છોડી ગયા હતા અને પેલી હેદરીઆતીસ નદીને પાછી ઓળંગાની જઇને તેના ઉંચા કીનારા ઉપર તેને આગળ ચાલતો રોકવા સારૂ ત્યાં પોતાનાં લશકરની સફ સમારીને પોતે તેની સાથે લડવાને તઇયારજ થઇ પડેલા હતા. આ બીના વીષેની ખબર સીકંદરને મળી જતાંનેજવાર તે પોતાની આખી ઘોડેસ્વાર ફોજ સીખે પેલી નદીના જે ભાગ આગળ કે પેલા હીંદુઓ જમા થઇ બેહેલા હતા તે તરફ પોતે સેતાબીથીજ ઉતરી પડયો હતો અને પોતાની પયદળ ફોજને પોતાની પછવાડે આવવાને તેણે હોકમ કરી રાખયો હતો. તેમ કરતાં જ્યારે તે નદીની સનમુખ તે પોતે આવી પહોંચયો અને પેલી નદીની સામેના કીનારા ભણી પેલા હીંદુ લશકરને પોતાની સફ સમારીને ઉભેલું દીઠું; ત્યારે જરા પણુ આસાયશ લીધા વીના અને પેલી આખી મનઝેલ કાપતી વેળા તેની ફોજ જે ઘણીજ ઝડપમાં ચાલી આવી હતી તેને જરાપણુ વીસામો આપયા વીના તે આખી ઘોડેસ્વાર ફોજ સાથે તેણે તે પાણીમાં તરતજ પોતે હોમાવી દીધું હતું. તેમ કરતાં તે નદીની છેક અધવચમાંજ તે જ્યારે આવી લાગયો; ત્યારે પેલા હીંદુઓ જોકે પોતાની આહીનમાંજ હથયારો સીખે તે નદીની પેલી પાર ઉભેલા હતા; તોપણુ પોતાની હીંમત છોડી દઇને ત્યાંથી ઝડપમાંજ તેઓ પાછલે પગે નાસવાને મંડી ગયા હતા. આથી સીકંદરને તેઓનો દુંબાલો પો

તાના સવારો સીખેજ ફકત હાલ તો
પકડવો પડયો હતો.

આમ જ્યારે પેલા સવારોનેજ પો
તાની પછવાડે આવતા દીઠા અને તેના
પયદલ સેપાહોની કાંઇ ઘનનસલ પેલા
હીંદુઓને માલુમ પડવા લાગીજ નહીં,
ત્યારે તેઓની સંખયા પચાસ હઝાર મા
ણસોની ત્યાં જે ભેગી થયલી હતી; તેથી
હીંમત ધરીને પાછી પેલી નાસભાગમાં
થી અટકી પડીને તેઓ સાથે લડવા સા
રૂ પોતે પાછાજ ફરી ગયા હતા અને
ઘણી જવાંમરદીથીજ તેઓ સામે પોતે
લડવાને મંડી ગયા હતા. જ્યારે સીકંદ
રે જોયું કે, મારી પયદલ ફોજ જેવીજ
પેલી હીંદુ ફોજ પણ ભરચકર માનવી
ઓથી ભરાઇ રહેલી છે, ત્યારે પોતાની
સાથે પેલા પોતાના પયદલ સેપાહો ત્યાં
હાજર નહીં હોવાથી તે પેલી હીંદુ ફો
જની આસપાસજ પોતે ઘમચકરી મચા
વવાને મંડી ગયો હતો અને દુર દુરથી
જ તેઓપર પોતાના તીરોનો મારો પે
લા પારથીઅન સેપાહોની રૂઢી માફક પો
તે પણ મારતોજ આલયો હતો; પરંતુ
તેઓની આમણુસામણુ થઈને લડવા તે
તાબ્જદાર હાલ તરત તો પોતે દોરોસ્તજ
વીચારતો નહીં હતો; કારણ એ જે,
તેની પાછળ આવતી પેલી ફોજો હજુ
તે જગયા ઉપર કાંઇ આવી પહોંચેલી
જ નહીં હતી. એટલામાંજ પેલી શેતા
બ ચાલની તેની આનરીઆની અને પ
યદલ ફોજ પોતાની સાથે પેલા તીરઅ
નદાઝ સેપાહોને લઇને તેની સનમુખ
આવી લાગી અને તેની પેલી મોટી પ
યદલ ફોજનાં પણ હવેથી દુરદુરથી દર
શનો થવા માંડયાં હતાં. આવો ભયંકર
મામલો પોતાની સામે એકદમજ એકઠો
થતો જ્યારે પેલા હીંદુ સવારોના દીઠા
માં આવયો, ત્યારે તેઓ પાછા હઠી જ
ઇને જેમ જેઓથી નસાયું તેમ તેમ ઝ
ડપમાંજ ત્યાંથી નાસભાગ કરીને ત્યાંની
આસપાસ આવેલાં ઘણા મજબુત શેહે
રોમાં પોતે ભરાઇ જતાજ ચાલ્યા હતા;
પરંતુ સીકંદરે તેઓનો ડુંબાલો તો
પકડીજ રાખેલો હતો, જેથી વાટ
માં ઝુડાંબંધ સેપાહો જે તેના હાથમાં
આવતા ગયા હતા તેઓને તો ત્યાં
નો ત્યાંજ તેહાર કરતો ચાલ્યો હતો અ
ને જે લોકો કે ત્યાં આવેલાં એક મજ
બુત શેહેરમાં જઇને જે ભરાઇ બેઠા હ
તા તેઓને તો તેણે હવેથી ઘેરી લેવા
નોજ મનસુબો પોતાને મનથી મુકરરજ કરી
રાખયો હતો. સપરપેહેલાં તો પોતાના
ઘોડેસ્વારો જેમ જેમ ત્યાં આવતા ગયા
તેમ તેમ તેઓથીજ તે શેહેરને તે ઘે
રતોજ ચાલ્યો હતો; પરંતુ જ્યારે પે
લી આખી પયદલ ફોજ પણ ત્યાં આ
ગળ જ્યારે આવીજ લાગી; ત્યારે તે દ
હાડે તો તેઓથી તે દેવાલને ચોતરફથી
ઘેરીજ લીધી હતી; પરંતુ તેની ફોજ
આવી દોડધામથી જે ઘણી થાકી ગયલી
હતી અને પેલા ઘોડાઓ પણ ફસડાઇ પડે
તેવી હાલતમાંજ આવી પડેલા હતા તે
થી તથા તે સાથે તે દેવાલ ઉપર હ
લ્લો કરવાને બીજી ઝાઝી ફોજ પણ
ત્યાં ફાલતુજ નહીં હોવાથી તે હુમલો
કરવાનું કામ તે દીવસે તો હાલ તરત તેણે
મોકુફજ રાખી મેલ્યું હતું અને બીજા
દીવસપરજ તે વાતને તેણે નાંખી દીધી
હતી. તે માંહેલા એક વીભાગને પોતા
ની સાથે લઇ જઇને તે દેવાલ ઉપર તે
ણે હવેથી હલ્લો કરવા માંડયો અને પર
દીકસને બીજી તરફથી તેપર હમલો લઇ
જવા સારૂ પોતાના તે લશકરના બીજાજ
વીભાગને સોંપી આપયો હતો. આવો મામ
લો જોતાંનેજવાર પેલા હીંદુઓ પેલી
મકદુનીઅન ફોજોનો હુમલો પોતાપર
આવી પડે તે પુરવે તો તેઓ પેલી
દીવાલને પડતીજ નાંખીને ત્યાંના કીલા
માંજ જઇને સંતાઇ બેઠા હતા. આથી
સીકંદર અને તેના સવારોએ ત્યાં આ
વેલા એક નાના જેવા દરવાજાને ભાંજી
તોડી નાખયો અને બીજા તેના સરદા
રો ત્યાં વેર છેક આવી પહોંચ્યે તે આ
ગમચ તો તે શેહેરમાં ખુદ પોતેજ દા
ખેલ થઇ ચુકયો હતો; કારણ એજે
જે પણ ફોજને તેણે પરદીકસ કને સોં
પી આપી હતી તેને પેલી દેવાલ ઉપર
પોતાની સાથે નીસરણીઓજ નહીં હો
વાથી તેપર ચહડી જવાને મહા મુસીબ
તો પડી ચુકી હતી. તે ઘણાખરા સી
પાહીઓ તે નીસરણીઓને પોતાની સાથે
આવાજ વીચારથી નહીં લઇ ગયા હતા

કે સીકંદરે જ્યારે પેલી દીવાલને હીંદુઓ પડતીજ નાખી ગયા છે તેવો મામલો જોતાંનેજવાર તે શેહેરનો કબજો તો તેણે લઈ રાખેલોજ હોવો જોઈએ. આવી ખોટા ગણત્રીપરથી પરદીકસ તે જગા ઉપર બરાબર વખતસરજ પોતે કાંઈ જઈ પહોંચયોજ નહીં હતો; પરંતુ જ્યારે તેના દીઠામાં એમ આવી ચુક્યું કે, પેલો કીલો તો હજુ પણ પોતાના દુશમનોનાજ તાબા હેઠળ છે અને ત્યાં તો હથયારબંધ સીપાહીઓ લડવાને સારૂ ઉભેલાજ દીસે છે ત્યારે તેના કેટલાએક મકદુનીઅન લડવઈયાઓએ તે દીવાલને પાયામાંથીજ ખોદી કહાડીને તેમાં જોર જુલમથીજ ધુસી જવાનો અને બીજાઓએ નીસરણીઓ મારફતેથી અંદર પેસી જવાનો પોતે વીચાર કરવા માંડયો હતો.

### સીકંદરનું સખ્ત મરણતોલ ઘાયલ થવું—તેની ફોજમાં તેથી ચોમેર થઈ પડેલો અત્યંત ગભગટ.

સીકંદરે જયારે જોયું કે, મારા નીસરણી બરદાર માણસો તો ઘણાજ સુસ્ત જેવાજ લાગે છે; ત્યારે એક જણના હાથમાંથી તો પોતેજ તેની નીસરણીને ઝુંટાવી લઈને પેલી દીવાલ સાથે અડકાવીને તેપરથી હવેથી તે ખુદ પોતેજ ચહડવાને મંડી ગયો હતો, પરંતુ તેમ કરતી વેળા તેને પોતાની ઢાલની અંદર સંકોચાઈજ રહેવું પડયું હતું. તેની પછવાડે પયુસીસતાસ જેવા તેના ઢાલ બરદાર રાખનાર સવારોએ પણ પછી ચહડવા માંડયું હતું. તેની કને તે વેળાએ જે ઢાલ હતી તે ઢાલ તો ત્રોજન આથીના દેવીનાં દેહેરામાંથીજ સીકંદરને આગળ મળી ચુકેલી હતી કે જેણીને ઘણી બખતાવર અને પવીત્ર ધારીને હમેશ તેની ફોજની હરોળમાંજ તેની સઘળી લડાઈઓની વેળાએ લઈ ચલાવવામાંજ આવતી હતી. તે ઢાલ બરદાર સરદારની પાછળ તેજ સીડીપરથી પીયુસીફતાસ જેવા તેના એક ઇમાનદાર બોડીગારડે પણ ઉપર ચહડવા માંડયું હતું. વળી એક બીજી સીડીની મારફતથી અબરીઆસ નામનો તેનો એક બહાદુર સીપાહી કે જેને તેની જાનફેશાન નોકરીના બદલામાં બેવડો લવાજમ મળતો હતો તે પોતે ચહડવાને મંડી ગયો હતો. તેવા હીંમતવાન સીપાહીઓને રૂમીઓ "દુપલીકેરાઈ" યાને બેવડો પગાર લેનાર સીપાહીઓ એવા નામ હેઠળ પોતે પીછાનયા જતા હતા, એમ લીવી જેવો તેઓનો એક રૂમી તવારીખ નવીશ આપણને જણાવી ગયો છે. (જુઓ, તેની ચોપડી ૨—૫૯ અને ૭-૨૩) હવેથી તે પાદશાહ તે દીવાલની છેક નજીક આગળ જઈ પહોંચયો અને પોતાની ઢાલને તેની સાથે અથડાવીને ત્યાં જે હીંદુ સીપાહીઓ ઉભેલા હતા તેઓને પેલા કીલામાં ઢકેલતોજ ચાલ્યો હતો અને જેઓ કે તેની સામેજ થવા લાગયા હતા તેઓના તો પોતાની તરવારનાજ જરબથી કાડચાજ ઉરાડવા લાગયો હતો. આથી તે દીવાલનો તેટલો ભાગ તો તેણે પોતે ખાલીજ કરી નાંખયો હતો. પોતે ત્યાં એકલદોકલ જેવો જે થઈ પડયો હતો તેથી પાદશાહના ઢાલ તરવાર ધરાવનાર સીપાહીઓ તેની સલામતી સારૂ અતયંત હાલ તરત તો બીહવાને મંડી ગયા હતા. આથી પેલા તેની સલામતી સારૂ ઉભેલા ચોકીઆનો તે નીસરણીની મારફતથી કોઇ બીજા માણસો પણ પાછળથી ચહડવા માંડે નહી તેવા વીચારથી તેઓને હઠાવતા જઈને તે સીડીને તો તેઓએ ભાંજીતોડીજ નાંખી હતી. આથી તેનાપર ચહડતાં બીજાં માણસો તો બીચારા ઝમીનદોસ્તજ થઈ પડયા હતા કે જેથી બાજાઓથી તેપર હવેથી ચહડી શકાય તેવુંજ નહી હતું.

તે દીવાલપર સીકંદરને હાલમાં ઉભેલો જોઈને આસપાસના કંગુરાઓ ઉપરથી પેલા હીંદુઓ ચોતરફથી તેના ઉપર દુર દુરથીજ હલ્લો કરતા રહેલા હતા; પરંતુ કોઈ પણ હીંદુ તેની રૂબરૂ થવાને તો જરા પણ પોતે હીંમત કરી શકતોજ નહીં હતો. એવીજ ચાલચલગત એપીઅન (જુઓ, તેની "હીસપાનીકા" ૨૦—૨૨) કહે છે જે રૂમી સેપેહસાલાર સીપીઓએ પણ નવો કાર

થેજનાં શેહેર ઉપર હુમલો લઇ જતી વેળાએ પાતે પણ એક વેળાએ કરી દેખડાવેલી [illegible]ી એ કારથેજનું શેહેર જ્યાં કે [illegible]ામાલ અને હેસદરૂબીલ અને હેમાલ [illegible]ક બામીલકર જેવા નામીચા સરદારો એક વેળા એ હસ્તી ભોગવી [illegible] હતા, તે નામ અસલમાં કારથ[illegible] યાને નવું શેહેર એવા ફીનીસીઅન શબ્દ ઉપરથી ઉતપંન થયલું હતું કે જેનું કારથાગો એવું લાટી નામ અને [illegible]ચીડન એવું ગ્રીક નામ તો પેના ફીનીસીઅન ભાગતનું ગોયા અપભ્રંશજ થઇ પડેલું હતું. સઘળા પેલા શ[illegible]રીઓ પણ તેની છેક નજદીક વેર જઇને ત્યાં જે પથરા પાનકાઓનો એક મોટો ઢગલો જે પડેલો હતો તેમાંથી પતથરોને તેના ડીલ ઉપર ઉરાડતાજ રહેલા હતા; કેમકે, સીકંદરનાં ચળકતાં હથયારો, પોશાક અને જબરી હીંમતને લીધે સરવે કોઇનું ધયાન તેનાપરજ ખેંચાઇ રહેલું હતું; કેમકે સાયર નીજામી પણ એમજ વરણવી જાય છે કે,

"બકલ્બ અંદર ઇશકદરે ફીલકુશ;
જુનહી બય રાસ્ત સુન તુએરશ."

યાને તે પાદશાહમાં એવી એક ખાસીઅતજ હતી કે જ્યારેબી પોતે કોઇક યુધમાં ગુંથાઇજ પડતો હતો ત્યારે પોતાની બાજુઓને એક કુમારીકા પેરે તીમતરાક અને આરાસ્તાજ કરી રાખતો હતો. હવેથી સીકંદરે જ્યારે એમજ જોયું કે, જે જગ્યા આમળ હું હાલમાં ઉભેલો છું ત્યાં કશું પણ નવું જેવું પરાક્રમ કરી દેખડાવીશજ નહી તો હું અત્યંત ધાસ્તીમાં તો આવી પડયા વીના રહીશજ નહીં; પરંતુ પેલા કીલ્લામાંજ હેઠળ જો હું એકદમ કુદાવી પડીશ તોજ કદાચને હું આ આપદામાંથી બચી શકીશ; કેમકે, મારી આવી નવી હીંમતથી પેલા હીંદુ સીપાહીઓ કદાચને બીહી જવા વીના તો રહેશેજ નહીં; પરંતુ મબાદા તેમ જો નહીં બનયું અને વધારે વીપત્તીમાં હું પડી જઇને કદાચને મારયો પણ જઇશ તો હવે પછીનાં લોકોને એમ તો કહેવાને ફાવતું જેવુંજ થઇ પડશે કે આટલી બધી બહાદુરી અને જવાંમરદી દેખડાવયા બાદજ મેં મારો આ પ્રમાણે આખેરે અંતજ લાવી નાખયો હતો. આવો મક્કમ ઠરાવ પોતાને મનસે કરી રાખીને તે પેલી દીવાલ ઉપરથી પેલા કીલામાંજ આખેરે ઝડપમાંજ નંખાવી પડયો હતો અને ત્યાં પડીને પેલી દીવાલને અઢેલીને જે પણ હીંદુઓ કે તેનાપર હુમલો કરતા બેઠા હતા તેઓને પોતાની તરવારના જરબથીજ મારી હઠાવતો ચાલ્યો જતો હતો. આથી જે હીંદુ સરદાર કે તેનાપર ઘણી હીંમતથી હાલમાં ઉતરી પડયો હતો તેના તો પોતાની તરવારના એકજ જરબથી તેણે ફાડચેફાડચાજ ઉરાડી નાંખયા હતા. બીજા વળી બે ત્રણ સીપાહીઓ જે તેની રૂબરૂ જઇ લાગયા હતા તેઓને તો પથરાઓ ફેંકીને છેક દુરજ દુર પોતે નસાડી મેલ્યા હતા. એક ત્રીજો શખસ જે તેની છેક અડોઅડજ આવી લાગયો હતો તેને તો પોતાની તરવારના એકજ જખમથી પહોંચતોજ કરી મેલ્યો હતો. આવી તેની હીંમત અને જવાંમરદી જોઇને બાકીના હીંદુ સીપાહીઓ તો તેની આગળ ફડકવાજ લાગયા નહી હતા અને ફકત દુર દુરથી જે પણ પોતાના હાથમાં આવયું તે તેનાપર ફેંકતાજ રહેલા હતા. તેવીજ બહાદુરી અને પેહેલવાની સ્પેન ખાતે મનદાની લડાઇની વેળાએ કહે છે જે, રૂમી સરદાર સીઝરે (કઇસરે) પણ દેખડાવી હતી, એમ એપીઅન આપણને જણાવી ગયો છે. (જુઓ, તેની "સીવીલ વોર," ૨–૧૫૨.) એટલામાંજ પેલો મજકુર પીયુસીસતાસ અને પેલો બેવડો પગાર લેનાર સીપાહી એબરીઆસ જે તેની સાથેજ પેલી નીસરણીને ભાંજીતોડી નાંખી તે આગમચજ પેલી દીવાલપર ચહડી ગયલા હતા તેઓ પણ હવેથી નીચેજ કુદી પડયા હતા અને તેઓની પાછળ પેલો લીઓનેતસ પણ હેઠળ કુદી પડયો હતો. તેઓ તો આમ કુદી પડીને પાદશાહની હરોળમાંજ પેલા હીંદુ સીપાહીઓ સાથે હવેથી લડવાનેજ લાગી ગયા હતા. પેલા બહાદુર સીપાહી એબરીઆસના કપાળમાં એક ખદંગી તીરજ લાગી ગયો હ

તો તેથી તે બીચારો તો તતકાળ સાંનો
સાંજ મરણ પામી ચુકયો હતો; તેમજ
સીકંદરનું પણ છાતીપરનું લોખંડનું
બખતર ફોડીને એક તીર તેમાંજ જોર
થી જે લાગી ગયો હતો તેથી તે પણ
ઘણોજ જખમી થઇ પડયો હતો. તે કારી
ઘા તેની છાતીમાં એટલો તો ઉંડો પે
સી ગયો હતો કે, જેથી પતોલેમી લે
ગુસ તો એમ બોલી જાય છે કે, તેમાં
થી પુષકળ લોહી નીકળવાનેજ મંડી ગયું
હતું; તેથી તેની સાથેજ તેનો શ્વાસ પણ
તે ઘામાંથી નીકળતો વટીક ગોયા ચાલવાને
જ લાગી ગયો હતો. આમ તે ખુન જારી
જ રહયાથી તે જો કે જરા જરા બેહોશ
થતો તો ચાલુજ રહેલો હતો, તોપણ
જયાં સુધી તેનું લોહી ગરમજ રહેલું હતું
તયાં સુધી તો તે પોતાનો બચાવ કરતો
જ બેઠેલો હતો; પરંતુ આખરે પેલું
લોહી બેશુમાર નીકળતુંજ ચાલ્યું અને
બંધ જયારે થવા લાગયુંજ નહીં; તયા
રે તે બેહોશ થઇ જઇને પોતાની ઢાલપ
ર પેચ ખાઇને અને વાંકો વળીનેજ પો
તે પડી ગયો હતો. આમ જયારે તે
જમીનપરજ પડી ગયો તયારે પેલો પી
યુસીસ્તાસ પેલી પવીત્ર ઢાલ જે તે શુર
વીરો ઉપર કહયા પ્રમાણે પોતાની સાથે
જ ત્રાયના શેહેરમાંથી લાવયો હતો તેમ
ના સર ઉપર ધરી રાખીને આગળથીજ
તેનો બચાવ કરતોજ રહેલો હતો અને
પાછળથી પેલો લીઓનેતસ તેનો ટેકોજ
આપતો પોતે બેઠેલો હતો; પરંતુ તે
સરદારો પણ હાલ તો ઘાયલજ થઇ પ
ડયા હતા અને પેલા લોહીના પુષકળ
વેહેવાથી સીકંદર તો સદંતરજ હવેથી
બેશુધ હાલતમાંજ આવી ગયો હતો.
પેલા મકદુનીઅનોને પણ તે હુ
મલો લઇ જતી વેળા પોતે પણ ઘણી
જ હાડમારી ખમવી પડી હતી. હવે
જે યવન સીપાહીઓએ કે પેલી દીવા
લ ઉપર સીકંદરને ઝખમી થયલો અને
તયારબાદ પેલા કીલાની અંદર કુદી
પડતોજ જયારે જોયો તયારે તેની આવી
હુલડાઇથી ગભરાઇ જઇને તેને કશું નુ
કસાન નહીં પહોંચી જાય તે સારૂ પો
તે આકળા બાભરાજ પડી જઇને પેલી
સીડીઓને ભાંજી તોડી નાંખતાજ ચા
લ્યા હતા; માટે તે દીવાલ ઉપર હવેથી
કેમ ચડી જવું તે વીષે તેઓ આખરે
અતયંત બરખેલાશીમાંજ આવી પડયા
હતા. કોઇ શું ઉપાયો બતલાવે અને
કોઇ કોઇ તો ભલતું ભલતુંજ બોલ
વાને તયાં મંડી ગયા હતા. કેટલાએકો
તો તે માટીની બનાવેલી દીવાલમાં મે
ખો યા તો ખુટીઓ મારવાને મંડી ગ
ગયા હતા અને તે ઉપર પછી દોરડાં
ઓ નાંખીને તેઓની મારફતથી ઘણીજ
મેહનતે તેના પર ચહડવાનેજ લાગી ગ
યા હતા. હવે જે માણસ કે સપર પહે
લાં તે દીવાલ ઉપર એમ ચહડી ગયો
હતો તેણે તો પછી તે દીવાલ ઉપરથી
તે શેહેરમાંજ ભુસકો મારી દીધો હતો;
પરંતુ જયારે તેઓએ તયાં પોતાના તા
જદારને બેશુધ હાલતમાંજ પડેલો દીઠો;
તયારે તેઓ અતયંત રડનકુટન કર
વાનેજ પોતે લાગી ગયા હતા. હવેથી
તેનાં ભોંયપર પડેલાં શરીર સારૂ જખ
રી મારામારી તયાં જાગી ઉઠી હતી. દ
રેક મકદુનીઅન સીપાહી વારા ફરતી તે
ની આગળ પોતાની ઢાલોનેજ ધરવાને
મંડી ગયા હતા કે દુશમનો તેને ઉઠા
વીજ જાય નહી.

કેટલાએક સીપાહીઓએ તો એક
બે સળયાઓથી પેલા દરવાજાને પેલી
દીવાલ અને તયાં આવેલા કંગુરાઓ વ
ચેની જગયામાં જે સીકડી લીધેલા હતા
તે સળયાઓજ પોતે ભાંજી તોડી નાંખયા
હતા. આથી કટકે કટકે તે સીપાહીઓ
તેમાંથી પેલાં શેહેરમાં હવેથી ભરાતા
ચાલ્યા હતા. બીજા સીપાહીઓએ તો
પોતાનાં ખભાં પેલા દરવાજામાં જે બ
ગાડાં પડી ગયલાં હતાં તેમાં ખોસી
ખોસીને પેલી દીવાલની અંદર જે ખો
લ્લી જગયાઓ આવેલીઓ હતી તે
માં પોતે ઉતરી પડયા હતા અને તે બોર
ડુમાંથી પેલા કીલ્લાને પછી તેઓએ
ખોલ્લો કરી નાંખયો હતો. સીકંદરની
આવી બહાદુરી અને જો બરાબર બોલ્કે
તો હુલડાઇભરેલી વરતણુંકને એપીઅન
વળી પેહેલા કયસરે રૂમ યાને સીજરની
સીકંદરીઆ ખાતે ભજી બતલાવેલી પેહે
લવાની કારકીરદી સાથેજ ગોયા સરખા
વી જાય છે. (જુઓ, તેની "સીર્વાલ

વોર " વા૦ ૨, પા૦ ૧૪૯ થી ૧૫૦ સુધી.) આ તો સપર પેહેલીજવાર કુદરત તેને ગોયા એવી ચેતવણી આપે છે કે અરે ઓ સીકંદર, તું હજુ પણ સમજ અને તારા અત્યંત લોભ અને શીશયારીને જરા દાબતાં શીખ; પરંતુ તે તો લોહીમાં પોતાનો હાથ અત્યારસુધી જે બોળતોજ ચાલુ રહેલો હતો અને ફતેહોથી જે છક થઇ પડેલો હતો તેથી આ ચેતવણીની તો તેણે કશી પણ દરકાર કરેલીજ નહીં હતી કે જેનો નતીજો તેને થોડુંકમાંજ મળી ગયો હતો અને તેની આ સરવે ઉપરાસાપરી જીતો ગોયા તરતજ પાણીમાં ડુબીજ ગયલીઓ હતી અને તેવી બીન હાંસેલ સઘળી મેહેનત અને ઝહમત એક તડાકામાંજ ધુળ મળી ગઇ હતી; માટે અત્યંત લોભ અને પાપ આખેરે ખાના ખરાબીનીજ નીશાન છે તે કહેવતને એ તાજદારની મીથયા કારકીરદી તરફ જોતાં સારી કાની પુષ્ટી મળી શકે તેવીજ છે.

પોતાના પાદશાહનો આવો માઠો હાલ જોઇને પેલા મકદુનીઅન સીપાહીઓ તો હવેથી ગોયા ગાંડા ઘેલા જેવા જ થઇ જઇને ખુનપરજ આવી ગયા હતા અને જે પણ હીંદુ તેઓના સપાટામાં આવતો તેને તો તેઓ તરતજ કતલજ કરતા ચાલ્યા જતા હતા કે જેમાંથી બચાં છોકરાં તથા બાયડીઓ પણ બીચારીઓ બચી શકવા પામતાંજ નહીં હતાં, એવા તેઓ લોહીના તરસ્યા થઇ પડયા હતા. બીજા સીપાહીઓ તો પેલી ઢાલપરજ નાંખીને બેભાન હાલતમાંજ તે પાદશાહને તેના તંબુ ભણી ઉઠાવી ચાલ્યા હતા; કેમકે, તે જીવશે કે નહીં તે વીષે તેના હજુરયાઓ હવેથી અત્યંત શકમાંજ પડી ગયા હતા. એટલામાંજ કોઇક કહે છે કે કોસ શેહેરનો કસતોબયુલસ નામનો એક હકીમ ત્યાં આગળ આવી પહોંચ્યો, જે શખ્સ જાતે તો પોતે અસ્કલીપીયુમ શેહેરનો રહીશ હતો હતો. તેણે આવતાંને વાર પેલા વેહેતા ઘામાંથી જેમ સીમોરગે રૂસ્તમનાં બદનમાંથી અસ્ફનદીયારના મારેલા તીરોને પોતાની ચાંચો વડે કહાડવા માંડયા હતા તેમજ એક ખદંગી તીર તો તરતજ બાહેર કહાડી નાખયો હતો. (જુઓ, કરસીયુસ ૯—૨૨) તે હકીમનું નામ તો તે કરીતોબયુલુસ કરીને પોતે આપી જાય છે અને એમ કહે છે જે, એ કોશનાંજ શેહેરમાં અસ્કલીપીયુમ યાને અસ્કલીપીયુસ દેવતાનું એક મંદીર આવેલું હતું; કેમકે તે ટાપુ તે દેવતાને પુરવેધરથીજ અરપણ કરવામાં આવેલું હતું અને તેપરથીંજ ત્યાંના એક મુખય કુટુંબને અસ્કલીપીઆદા એવાં નામ હેઠળ પેહેડી દર પેહેડી લોકો પીછાનતાજ ચાલ્યા જતા હતા. તેથી ઉલટું બીજી તવારીખ નવીશો આપણને એમ જણાવી જાય છે કે પેલી સટોસટની વેળાએ ત્યાં કોઇપણ હકીમ હાજરજ નહી હતો તેથી સીકંદરનાજ હોકમથી તેના વીશ્વાસુ બોડીગાર્ડ પરદીકસેજ પોતાની તલવાર પેલા ઘામાં ખોસીને પેલા તીરને બાહેર કહાડી નાખયો હતો. તે તીરને ખેંચી કહાડતી વેળાએ પાછું પેલું લોહી એટલું તો તે ઘામાંથી વેહેવાને મંડી ગયું હતું કે જેથી સીકંદર પાછો બેતાબ અને સુન મારી ગયો હતો કે જે બેસુધીથી તેનું લોહી પણ કઠણ થઇને વેહેતુંજ હવેથી બંધ પડી ગયું હતું. (જુઓ, દાયોદોરસ ચો૦ ૧૭, ઓવી ૯૮ થી ૯૯; કરસીયુસ ચો ૯, ઓવી૦ ૧૮ થી ૨૩; જસ્તીનની ચો૦ ૧૨—૯ અને પલુતારકના સીકંદરનાં વરતાંતનો વી૦ ૬૩ મો.) આ બનાવ વીષે જુદા જુદા ગ્રંથકારો પોતપોતા તરફથી તરેહ તરેહવાર અહવાલો દરશાવી ગયા છે; પરંતુ ખરી હકીકત તો એરીએન એમ કહે છે કે, મેં જેમ ઉપર જણાવયું છે તેજ પ્રમાણે બનેલી હતી. મતલબ સાધારણ લોકોમાં તો હજી પણ એવીજ અફવાહ ચાલુ રહેલી હતી કે આવો માઠો બનાવ સીકંદરના બાબમાં પેલા ઓકસીદરેસીઆન લોકોની ભુમીમાંજ બની ચુકયો હતો; પરંતુ તે તો માત્ર માલીઅનોનીજ ભુમીમાં થયો હતો તે વાતનો તો ચોકસજ નીવેડો હવે આવી ચુકેલો છે અને જે શખસે કે તેને આવો

મજબુત તીર મારયો હતો તે પણુ પોતે માલીઅન વરણનોજ હીંદુ સેપાહ બચોજ હતો; તોપણ કરસીયુસ (૯–૧૮); એપીઅન (જુઓ તેની "સીવીલ વોર" નું વા૦ ૨, પા૦ ૧૫૨) તથા લુસીયન (જુઓ, તેનો "દાયાલોગ ઓફ ધી દેદ" ની ચો૦ ૧૪ મી) તો એવી જ હુજત લઇ બેઠેલા છે કે, એ બનાવતો પેલા ઓક્ષીદરેસીઆન લોકોનાંજ એક શેહેરમાં બની ગયો હતો; પરંતુ તેઓની ભુમી ઉપર તો હજુ સીકંદર કાંઇ હુમલો લઇ ગયલોજ નહીં હતો અને અણુધારવેલો બીનપાણીવાળાં જંગલમાંથી એકાએક પોતે પસાર થઇ જઇને ન તે સપર પહેલાં માલીઅનોની ભુમી તરફજ નીકળી ચાલયો હતો, તેથી તે બીચારા ત્યાં હીંદુઓની સઘળી ગણુતરીજ ઉંધી વળી ગઇ હતી; કેમકે, તઓએ તો આગમચથીજ પોતાના પેલા ઓક્ષીદરેસીઆન સ્નેહીઓ સાથે એવો બંદોબસ્ત કરી રાખેલો હતો કે, અમારો મુલક તો ચોતરફથી બંધ આવેલો હોવાથી સીકંદરથી ત્યાં તો કાંઇ આવી શકાશેજ નહીં; માટે આપણે બંને જણાએ એકત્ર થઇ જઇને તમારીજ ભુમીમાંજ તેને રોકી રાખી ત્યાંથી તેને રસ્તો લેવા દઇશું જ નહીં. આવા વીચારથી તો તેઓએ પોતાનાં લશકરને પણ ઉપર જણાવયા પ્રમાણે એ ઓક્ષીદરેસીઆનોની ભુમીઓમાંજ મોકલાવી આપયું હતું; પરંતુ સીકંદરે રચેલી નવી યુકતી અને બાઝીથી તો પેલા ઓક્ષીદરેસીઆન લોકો નહીં લયકીન તે માલીઅન લોકોજ અણધારવેળા સપર પેહલાં પોતેજ સપડાઇ ગયા હતા. આથી તે બંને રાજાઓ એકમેકને ઝાઝી મદદો કરવાને પોતે તો મહરમજ નીવડી પડેલા હતા. તેમજ વળી દરાયશ સાથે સીકંદરને થયલી પેલી ત્રણે લડાઇઓનો પણ દાખલો લેઓ કે લોકો શું કહે છે અને અફવાહો કેવી કેવી તરેહની બાહેર ઉઠી રહે છે કે જે ખરી બાબતો સાથે તો કેવળે બંધબેસ્તી ઉતરી શકતીજ નથી; માટે હરએક અફવાહો ઉપર ભરૂસો રાખવો અને મદાર બાંધવો તેપરથી પેલી ખરી હકીકત તો ગયા અંધારામાંજ છુપી રહી જાય છે.

હવે જોકે ઇરાનના આ છેલ્લા તાજદાર દરાયશ કોદોમાનુસે સપર પેહેલીવાર ગ્રેનાઇકસ ખાતે અને બીજીવાર ઇસસ ખાતે સીકંદર સાથે પોતે જે જંગો કે મચાવી મેલેલાં હતાં તે બીના તો ચોકસ અને બરહકજ છે; પરંતુ જે છેલ્લી લડાઇ કે જેને લોકો અરબેલાની લડાઇ એવું નામ આપી ગયા છે તેમાં તો બીચારા દરાયશ કોદોમાનુસે હાર ખાઇને પોતાનું રાજપાટ ખોઇ દીધું હતું અને આખેરે પોતાના સગા બીસસને હાથેજ તે મારયો વટીક ગયો હતો. તે લડાઇ તો કાંઇ આરબેલાનાં શેહેર આગળ જેમ લોકો કહે છે તેમ કાંઇ થયલીજ નહી હતી. પરંતુ પતોલોમીલેગુસ અને આરીસ્તોબયુલશ જેવા સીકંદરના ખુદ હમઝમાન રાવીઓના કહેવા મુજબ ભુમોદુસ નદી આગળ આવેલા કોઇક ગોગામીલા નામના કસ્બા આગળ થઇ પડેલી હતી. પરંતુ તે કસ્બો એક નાનાં ગામડાં જેવો હોવાથી ત્યાંથી ૫૦૦ થી ૬૦૦ સ્તેદીજને છેટે અરબેલા નામનું જે નામીચું શેહેર આવેલું હતું અને લોકોમાં સારી કાની મશહુર પણ હતું તે તે માનપાન પોતેજ અમરસ્તુ ખાટી બેઠું હતું અને લોકો પેલા ખરા સ્થળ ગોગામીલાને પડતુંજ નાંખી અને વીસરજન કરી મેલીને અરબેલાના નામ હેઠળ તે અદલપી જણાવતા ચાલયા જાય છે. હવે જોકે આગળ કહયા પ્રમાણે એ બંને તાજદારો વચે ગ્રેનાઇકસ આગળ જે લડાઇ થઇ પડી હતી ત્યાં દરાયસ તો કાંઇ હાજરજ નહી હતો. બીજી ઇસસની લડાઇની વેળાએ દરાયસે તો મજબુત માચરો પોતાની લડાઇની કુનેહોથી બાંધીજ રાખેલો હતો; પરંતુ તે તો સીકંદરનાં બુલંદ એકબાલને લીધે દરાયસનાં સ્નેહી અને સરદારોએજ ખોટા વીચારથી ભમાઇ જઇને ખુદ પોતેજ ફેરવી નાખયો હતો. આથી બીચારો દરાયસ અમસ્થોજ હરખાઇ બેઠો હતો; જો તેની પ્રથમમાં રચી આપેલી બાજી પ્રમાણેજ તે લડાઇ ચલાવવામાં આવી હતે તો સીકંદર

ઇરાનપર જરાબી ફાવી શકતેજ નહી અને સક્ંદ્ર પોતે હારજ ખાઇ પડતે; તેમાં તો અસલી ગ્રંથકારોનાં કહેવા પ્રમાણે કાંઇ બે વાત તો હતીજ નહી; પરંતુ માણસ ચાહે છે શું ને હોનારત પોતાતું કામ બજાવી શું જાય છે તે વાત તો પરમેશ્વર ખુદ પોતેજ સમજી શકે છે. આથી પેલી ત્રીજી અરબેલાની લડાઇની આગમજ સાયર નીજામી દરાયસ જરા ઘભરાએલોજ હોવાથી તેનાં મોહોડાંમાં પોતે એવાજ શબ્દો મેલી જાય છે જે;

"દરીન પરદે યક રીશ્તે પયકાર નીસ્ત,
સરે રીશ્તે બરમા પેદીદાર નીસ્ત.
કે દાનદ બજોઝ ઘયરે પરવરદેગાર,
કે ફરદા ચે બાઝી કોનદ રૂઝગાર.
કે દાનદ કે ફરદા ચે ખાહદ રસીદ,
ઝ દીદે કે ખાહદ શુદન નાપેદીદ.
કેરા રખ્ત અઝ ખાને બીરૂન નેહદ,
કેરા તાઝ એકબાલ બર સર નેહદ."

યાને "આ પરદાની હેઠળ શું શું છુપાએલું છે તે બીના હાલ હું તો કાંઇ જોઇ કે જાણી શકતોજ નથી અને આ જંગનો નતીજો આખરે શું નીવડી પડશે તે વાત પણ મારાથી કાંઇ કહી શકાય તેવી નથી. ખુદા સીવાય કોણ આપણને આગમચથીજ કહી શકશે કે આ ફરતું ગગન કેવો ખેલ અને બાજી આવતી કાલે પોતે ભજી બતલાવશે? આપણી નજર આગલથી કોણ કોણ આપણાં દોસ્ત આશના અને સ્નેહી ગુમ થઇ જશે તે વાત વીષેની પણ આપણે હાલ તરત તો કશી માહેતગારી કે વાકેફગારીઓ તો કાંઇ ધરાવી શકતાજ નથી. આ ચક્કર મારતું ચાલયું જતું આસમાન કોણ બીચારાઓનાં સરસામાનોને તેઓનાં ઘરોમાંથી ફેંકીજ દેતું ચાલયું જશે અને કોણને સરતાજ જઇ પડશે તે બીના પણ દાદાર હોરમઝદ સાહેબ સીવાય કોઇપણ શખસ આપણને કહી શકે તેવું નથી.

વળી જે સરદારો કે સીપાહીઓએ સીકંદરની આવી ભયભીત હાલતની વેળાએ તેને પોતાની ઢાલોથી બચાવી રાખયો હતો તેમાં પેલા પીયુસીસ્તાસ વીષે તો સઘળા નવીશનદાઓ એકમતજ થઇ બેસે છે; પરંતુ પેલા લીઓનેતુસ અને અબરીઆસ જેવા જવાંમરદ સેપાહબચા વીષે તો તેઓ કાંઇ એકમત થતાજ નથી. કોઇ કહે છે કે, સીકંદરને એક મજબુત લાકડાના કટકાના જરબથી તેના માથામાં જયારે જબરો ધબકારો અને જખમ થઇ પડયો ત્યારે તે તાજદાર તો સુનો સાવધ જેવોજ બની જઇને પોતે જમીનપર બેહોશ હાલતમાંજ પડી ગયો હતો; પરંતુ તેવી હાલતમાંથી પાછો ઉઠતાં અને શુધીમાં આવતાંનેજ વાર તેને એક ખદંગી તીર તેનું બખતર ફોડીને તેની છાતીમાંજ જોરથી લાગી ગયો હતો; પરંતુ પતોલોમી લેગુશ તો પેલા લાકડાંની વાતને તો પોતે એનકારજ કરી જાય છે અને એમ કહે છે કે, પેલો દુશમનોનો ઉરાડેલો બીજો તીરજ તેની છાતીમાં જઇને પેવસ થઇ ગયો હતો; પરંતુ તે વાતમાં સચાઇ કાંઇ ઝાઝી જોવામાં આવતીજ નથી. કેટલાએક તેના બખરનવીશો એમ લખી ગયા છે કે, એ પતોલોમી લેગુશ અને પીયુસીસ્તાસ તો ખુદ પોતેજ સીકંદરની સાથે પેલી સીડી ઉપર સપરપેહેલેથીજ ચહડી ગયલા હતા, જેથી તે પાદશાહ જયારે ઝખમી થઇ પડયો તયારે પેલા પતોલોમીએ પોતાની ઢાલને તેના ઉપર ધરી રાખી હતી, જેથી તો તેને "સોતર" યાને "બચાવનાર" એવો ખેતાબ પાછળથી લોકો આપી ગયા હતા; પરંતુ તે એલકાબ તો તેને રોહોદના ટાપુના રહેવાસીઓએજ સપરપેહેલી વાર આપયો હતો; કેમકે, તે ટાપુના રહીશોને તેણેજ દીમીત્રીઅસના હમલામાંથી પોતે બચાવી આપયા હતા, જેથી તે નીમકહલાલ લોકોએ તેને પોતાના દેવતા તરીકેજ માનીને તેને હવેથી ઇ૦ સ૦ પુરવે ૩૦૪ માં "સોતર" એવું નામ આપી રાખયું હતું, એમ પાઉજેનીઅસ (૧–૮,૬) તથા દાયોદોરસ (૨૦–૧૦૦) આપણને જણાવી ગયા છે; પરંતુ એ પતોલોમી તો ખુદ પોતેજ એમ એકરાર કરી જાય છે કે, તે વેળાએ હું તો મારી બીજી ફોજ સીખે પેલા હીંદુઓ સાથેજ યુધમાં રોકાઇ ગ

ચલો હતો; માટે તે બનાવની વેળા હું સીકંદર સાથે તો કાંઇ હાજર નહીં હતો. હવે કરસીયુસવો એમ વરણવી જાય છે કે, (૯–૨૧) તે જંગની વેળાએ પતોલેમી પણ તયાં હાજર હતો. તેવી બાબતો તો તે પાદશાહનાં વરૃતાંતમાં મેં અકસર કરીને કલીતારકસ જેવાજ સીકંદરના હમનશીન અને હમઝમાન નવીશનદાના દફતરમાંથીજ ઉતારી લીધેલી છે કે જે દાસ્તાન સાથે તાઇમોજીનીસ નામનો એક બીજો હેકાયત યાને બખરનો લખનાર પોતે પણ એકમતજ થાય છે. એમ જયારે એક ઝમાનાના નવીશનદાઓ એકમેકની વીરૃધમાંજ લખાણો કરી જાય; તયારે આટલી બધી લાંબી મુદત ગુજરી ગયા બાદ કોણુપર આપણે ભરૃસો હાલમાં મેલી શકવો તે બીના તો ઘણી ગુંચવાડા જેવીજ થઇ પડે છે. હવે સીકંદરને લાગેલા આવા ભયંકર કારી ઘા વીષેની ખબર તેનાં લશકરના સીપાહીઓને મળતી ચાલી અને એક મહોડેથી બીજે મહોડે તે વધારે દેહશતનાક રૃપ લેતીજ ગઇ; તારે તે સરવે કોઇ આકળા ગાભરા પડી ગયા હતા અને એવા વીચારપર આવી બેઠા હતા કે, જે ઘડી જાય છે તેમાં આપણે તેનાં મરણ વીષેના માઠા સમાચાર સાંભળયા વીના તો કાંઇ રહીશુંજ નહીં.

આથી સીકંદરના સેપાહો રડમસ થઇને શોર અને ફરયાદ ઉઠાવતા ચાલ્યા હતા અને મનસે એમ બીહી ધ્રુજી રહયા હતા કે, એ તાજદાર જો મરણ પામશે તો આટલી બધી બહાદુર વરણોને આપણે જે જીતી બેઠેલા છીએ તેઓ પાછા ફરા સુન થઇ બેસી આપણી સામે તોફાન અને હુલડો જરૃર મચાવી પડયા વીના તો કાંઇ રહેશેજ નહીં; કેમકે, તેઓ અસાર સુધી ફકત એનાં નામથીજ બીહી ધ્રુજીને આપણે તાબે થઇ રહેલા હતા; પરંતુ જયારે તેઓને એમ માલુમ પડશે કે તે તાજદાર તો હાલમાં મરણજ પામયો છે તારે તેઓ પાછા કોઇથી પણ ધરાયલા ધરાશેજ નહીં, જેથી આપણે આપણી ભુમીનું તો આગળ ચાલતાં કેવળે મહોડું પણ જોઇ શકીશુંજ નહીં. વળી તેને ઠેકાણે હવેથી કોણુને આપણો સેપેહસાલાર નેમવો તે વીષે પણ તેઓ બરખેલાફીમાંજ આવતા ચાલ્યા હતા; કેમકે, તેના ઘણાખરા બાકી રહી ગયલા સરદારો તો તે પાદશાહ અને મકદુનીઅનોની નજરમાં ગોયા એકસરખાજ દીસવા લાગયા હતા, માટે તેઓમાંથી કોણુને ચુંટી કાડાવો તે વીષેનો બરાબર તોલ તેઓ કાંઇ કરી શકે તેવુંજ નહીં હતું. વાટમાંતે સાથે વળી સેંકડો નદી, નાળાં, ખીણો અને પહાડો જે હવેથી આપણને વટાવવા પડશે તે સારૃ આપણો રાહબર પણ કોણ થઇ પડશે તેની પણ તેઓ ફીકર ચીંતામાંજ જઇ પડયા હતા; કેમકે, પેલી સઘળી શેહઝોર રેઅઇયતો પાછી બાગી થઇ પડી આપણી સામે યુધી પાછા મચાવીને પોતાની ભુમીઓમાંથી આપણને રસતો તો સેહેલથી આપી શકશેજ નહીં, માટે તે સરદારની હાજરી વીના આપણો તાળો હાલ તરત તો સદંતર હવેથી બીગડીજ ગયેલો આપણને સમજવો જોઇએ, એવાં પરીણામ ઉપર તેઓ આખરે આવી બેઠા હતા. એટલામાં પાછી એવી ખબર તેઓને કાને પડવા લાગી કે સીકંદર તો હજુ જીવતોજ છે; પરંતુ તે સાજો થઇ શકશે નહીં, તે વાત તો તેઓને મનસે હજુ પણ ઘણી સંશયમાંજ પડી રહેલી હતી. એટલામાં પાદશાહનું એક કાગજ તેઓની છાવણીમાં ફરી વળી ચુકયું હતું, જેમાં સીકંદરે પોતાના માણસોને એમ જણાવયું હતું કે, તમો કાંઇ ફીકર ચીંતા કરશો મા; કેમકે, હું થોડાજ દીવસોમાં આપણી છાવણીમાં આવી પહોંચવાની પુરતી ઉમેદ રાખું છું; તોપણ તે રૂકકો કદાચને આપણને સધયારો આપવાને અરથે કાંય નહીં તેના સરદારો અને હજુરયાઓ પોતાની તરફથીજ અમસ્થો ઉઠી ઉભો કરેલો હોય, એવો પણ ભરાંત તેઓને મનસે થતો ચાલયો હતો. તેનાં લશકરમાં તેની પોતાની આવી સખત બીમારીને લીધે જે બેચેની ફેલાઇ રહેલી હતી તે વાતની ખબર સીકંદરને પણ પોતાના બીછાના ઉપર મળતી ચાલયાથી તે તાજદાર ખુદ પોતે પણ એમ મનસે બીહી

વા લાગયો હતો કે, રખેને મારાજ સી પાહીઓ બાગી થઈ પડીને હવેથી ફીતુર મચાવીને કાંઈ નવુ જુનું કરી મેલે, તેથી પોનાશવાળા મહાતમા મીશ્રદતે પાછળથી તેવીજ હાલતમાં પોતાના હકીમ તીમોથીયુસની સલાહ લઈને જેમ બને તેમ જલદીથી પોતાનો દખાવ પોતાની ફોજમાં કરવાનો મકકમ ઠરાવ કરી રાખયો હતો, (જુઓ, એપીઅનનો મીશ્રદેતીસ, વીભ ૮૯ મો;) તેવાજ ઠરાવપર તેપણુ હાલમાં તો આવી પડયો હતો. આથી તેણે પોતાના સલાહકારોને હવેથી એવો હોકમ કરી રાખયો હતો કે, જ્યારે હું જરા પણ ટટાર થાઉં અને કાંઈપણ ધાસ્તી વીના ફરહર કરી શકું; ત્યારે એક બોટ તઈયાર રાખી મને પેલી હાઈદરીઓતીસ નદીપરથીજ પસાર કરતા ચલાવવું કે જેથી મને જોતાંને જ વાર આપણા સીપાહીઓનાં મન પાછાં શાંત પડી જાય અને તેઓનો ભભરાટ પણ મટી જાય. તે વેળાએ તેની છાવણી આ હાઈદરેઓતીસ અને આસીરીનામ નદીઓનો જયાં આગળ કે સમાગમ થતો હતો તયાં આગળ પડેલી હતી. તયાં તેની ખુશકીની ફોજના ઉપરી તરીકે હીફાસર્ચીઅન અને કાફલાના સરદાર તરીકે નીઆરકસ પોતે બીરાજતા હતા. હવે જયારે તે જરા ટચુમચુ હાલતમાં આવી લાગયો કે, તેનાં ફરમાન પ્રમાણે તેના સ્નેહીઓ એક પાદશાહી કીશતીમાં સવાર કરીને તેને પેલી પોતાની છાવણી ભણી લઈ ચાલયાં કે જયાં આગળ આવતાંનેજ વાર તેના સીપાહીઓ તેને સારી કાની દેખી શકે. આથી પોતાના ખલાસીઓને પોતાના તંબુનું છજયું (તોપ) નીચે ઉતારી પાડવાનો તેણે હોકમ આપયો હતો; તોપણ તેઓ પેલા કીનારા ઉપર હજુ પણ મનસે એમજ સમજતા રહેલા હતા કે, તે કીશતી કદાચને તેનું મુડદુંજ લઈને આવતી હશે તો? તેઓનો આ શક દુર કરવા જેમ જેમ તે વહાણ કીનારાની નઝદીકીમાંજ આવતું ગયું તેમ તેમ તેણે પોતાનો હાથ બાહેર કહાડી પેલા સરવે તયાં હાજર રહેલા શખસોને પોતે તેથી સલામો કરવાને મંડી ગયો અને આવકાર દેવાને લાગી ગયો હતો. આથી પેલા સઘળા સીપાહીઓ અતયંત ખુશી ખુશહાલીમાં આવી પડયા હતા અને ખોદાના શુકરાના કરવાને મંડી ગયા હતા કોઈ કોઈ તો પોતાના બંને હાથો આસમાન ભણી ઉંચકવા લાગયા અને કોઈ તો પાદશાહને સલામો કરીને તેને ઘણાં આદર માનથીજ વધાવી લેતા ચાલયા હતા. આવો અણધારવેલો અને અસાધારણ દેખાવ જોઈને કેટલાએકેની આંખોમાંથી તો આંસુનાં ટીપકાં વટીક ટપકવને મંડી ગયાં હતાં. જ્યારે પેલી કીશતી ઉપરથી પેલા કીનારા ઉપર તે તાજદાર ઉતરી પડયો; ત્યારે તેના ઢાલ તરવાર ધરાવનાર કેટલાએક સીપાહીઓએ તેને સારૂ ત્યાં એક પાલખી કે ડોલી હાજરજ કરી રાખી મેલેલી હતી; પરંતુ તેમાં બેસવાને તે ના પાડી ઉઠયો હતો અને પોતાને સારૂ ઘોડોજ લાવવાને તેણે પોતાના માણસોને હોકમ કરયો હતો. આથી તે રખશ ઉપર જયારે તે પોતે સવાર થયો અને પોતાની છાવણી ભણી ચાલવા લાગયો; તયારે સરવે કોઈએ તાબડા ફોડીને ખુશ ખુશહાલીનો મોટો શોર મચાવી મેલયો હતો કે જે આવાઝથી પેલો આખો કીનારો અને તેની આસપાસ આવેલા બાગ બગીચાઓ પણ હુબીમરીને ગાયા ગાજીજ રહયા હતા. એમ કરતાં તે જયારે પોતાના તંબુજ આગળ આવી પહોંચયો; તયારે તેમાં પાછા પોતાનેજ ચાલી જવા સારૂ તે પોતાના રખશ ઉપરથી તરતજ હવે ઉતરી પડયો હતો, કે જેથી તેના સીપાહીઓને તેને આમ ચાલતો જોઈને વધારે સધયારો મળતો જાય. આથી સઘળા માણસે તેને મોબારકબાદી આપવા સારૂ તેની આસપાસ ફરી વળવા લાગયા હતા; કોઈક એક બાજુથી તો કોઈ કોઈઓ તો બીજી બાજુએથી આવીને તે તાજદારના હાથ પકડવા તથા તેના ગુઠણ ઉપર પડી જવા લાગયા હતા અને કોઈ કોઈ તો તેના પયરહનનેજ હાથ લગાડી બોસા દેઈનેજ પછી પોતે ચાલતાજ થયા હતા.

વળી સીકંદરનાં દરશન કરવા સારૂ કેટલાએકો તો છેક તેની નજદીકમાં

જ આવીને ઉભા રહેલા હતા અને તેને હઝારો હઝાર દોઆ અને આશીરવાદ આપીને પોતે ત્યાંથી વીસરજન થતા ચાલ્યા જતા હતા. કોઇ કોઇ તો તેને ફુલના હાર અને તોરા અરપણ કરતા અને પહેરાવતા અથવા તો તેના હાથમાં જેબી તરેહનાં ફુલો કે તે મોસમમાં ત્યાં મયસ્સર થઇ શકતાં હતાં તેઓના નજરાણા આપતા રહેલા હતા. નીઆરકસ તો અહીંઆં સુધી વરણવી જાય છે કે, તે તાજદાર આમ હુલડાઇ કરીને પોતાની ફોજની છેક હરોલમાંજ જે ની ળી ગયો હતો તે સારૂ તેનેજ તેના કેટલાએક સ્નેહીઓ તો ઠપકો વટીક આપવને મંડી ગયા હતા; કેમકે, તે કામ કાંઇ સરદારોનું તો નથીજ, બલકે ફક્ત સીપાહીઓનુંજ છે, એમ તેઓ તેને કહેતા બેઠેલા હતા. આ ઠપકાથી તેને જરા માઠું તો અલબતે લાગવુંજ જોઇએ; કેમકે તે મનસે એમ તો સમજતોજ હતો કે, તેઓનું આ બોલવું તો બરહકજ છે; પણ માનપાન ખાટી જવા સારૂ લડાઇની દરમીઆનમાં તે પોતાના જનુન અને ગુસ્સાને એમ દાબી રાખે તેવા ગુણો તો કેવળે તેનામાં કાંઇ દીસતાજ નહીં હતા. એટલામાં કોઇ એક બુઢો સીપાહી કે જે ખયોસીઆનાં પ્રાંતનો રહીશ થતો હતો તેણે જ્યારે પેલા ઠપકાથી સીકંદરને પોતાના પેલા સ્નેહીઓ તરફ જરા ગુસ્સે થયલો દીઠો; ત્યારે તે તેની છેક નજદીકીમાંજ જઇને પોતાની દેશી અનદા ગુનદી જેવી કોઇક ભાષામાં એમ કહેવાને મંડી ગયો હતો કે: "અરે ઓ એલેકઝીઆનદર, મોટાં મહાભારત કામો કરી બતાવવાં તે તો પેહેલવાનોનેજ સર સરજેલાં અને ચોહોટેલાં હોય છે." એમ કહી તેણે એસચીલીસ શાએરનો એક કરૂણારસીક બેત કહી સંભળાવયો હતો; કે જે પદય રૂપી ગ્રંથ હાલ ઝમાના સુધી તો કાંઇ બચી શકવા પામયોજ નથી; પરંતુ તેનો અર્થ એવો ઉઠતો હતો કે, જેબી માણસ કે "તરવાર મારે તેણે પોતે પણ લોહીલુવાણ થવાની આશા રાખી મેલવીજ જોઇએ." યાને જે કોઇ ગોદો મારે તેજ ગોદો પણ ખમી શકે. આ તેનો મારેલો તઅનો અને આપેલો બોધ સીકંદરને તો તે ઘડીએ જરા પણ પસંદ પડયોજ નહી; પરંતુ પાછળથી તેની આવી ચાલાકી જોઇને તે તેને પોતના એક ખાસ મીત્ર તરીકેજ સમજવા અને ગણવા લાગયો હતો. એટલામાંજ પેલા માલીઆન લોકો તરફથી કેટલાએક એલચીઓ તેની બારગાહ ખાતે આવી પહોંચયા હતા અને તેને એમ કહેવાને મંડી ગયા હતા કે, અમો સરવે કોઇ તમોને તાબે થઇ જવાને ઘણુ રાજીજ અને આતુરમંદ છીયે. તેમજ પેલા ઓક્ષીદરાકીઅનોનાં મુલકો તરફથી ત્યાંનાં શેહેરોના મુખીઓ અને પરગણાંઓના હાકેમો વગેરે ત્યાં આવીને હાજર થઇ પડયા હતા. તેઓ સાથે દહોડસે તો ત્યાંના ઉમરાવોજ હતા કે જેઓને સીકંદર સાથે સુલેહના બંદોબસ્તો અને કોલકરારોને ઉપર આવી જતા સારૂ ત્યાંના રાજાએ પુરતી સતા શીખે રવના કરી આપેલા હતા. તેઓ પોતાની સાથે તે તાજદરને અરપણ કરવા સારૂ ઘણું કીમતી નજરાણું અને તોહફા વસ્તુઓ પણ લાવેલા હતા અને એમ કહેતા બેઠા હતા કે, અમારા સરવે લોકો તમો સાહેબને તાબે થવાને તઇયાર થઇ રહેલા છીએ. પોતાના એલચીઓને તેની આગળ આગમચથીજ તેને ધારા મુજબ જે મોકલવી આપયા નહીં હતા તે વીષે તેઓ તેની કનેથી ઓજરખાહી તેમજ મઆફી ચાહવાને મંડી ગયા હતા અને એમ કહેવા લાગયા હતા કે, અમો લોકો તો પુરવે ઘરથી સ્વતંત્ર પ્રજા તરીકેજ ગણાતા આવેલા છીએ; કારણ એ જે, તેવો હક અમોને અસલ ઘરથીજ જ્યારે તમારા એકનીઆએગાન દાયોનીશુશ અમારી ભુમીમાંથી પસાર થઇ ગયો તયારથીજ તેણે અમો લોકોને બક્ષીસમાં આપી રાખેલો હતો. વળી તમો સાહેબ પણ તેની માફક કોઇ દેવતાનાજ ચીરંજીવી થાઓ છો એમ લોકો કહે છે, માટે જ્યારથી તે વાત અમોને માલુમજ પડી ચુકી; તયારથી અમો તમોને તાબે થઇ પડવા અને જેને પણ તમો અમારા હાકેમ તરીકે નેમો તેને કબુલ મંજુર રાખવા તથા તેને ખંડણી આપવાને પણું રાજીખુશી અને બંધાયલાજ છીયે.

તેના બચાના અને હરોલ તરીકે તમો જેટલા ઉમરાવોને ઓલમા માગો તે પણુ તમોને આપવાને અમો લોકો તઈયારજ છીયે. આથી તે તાજદારે તે રાજા કને થી એક હજાર ઉંચા ખાનદાનવાળા મ જબુત બાંધાના પુરૂષો ને ઓલમા લઈ રાખવાની પોતાની મરજી દેખડાવી હતી; પરંતુ તેઓની સાથે એવી બોલી કરી રાખી હતી કે, જયાં સુધી હીંદુસ્તાનમાં મારી આ સ્વારીનો છેડો હું લાવી જાઉં નહીં અને બીજા રાજાઓને પણુ હું જીતી જાઉં નહીં ત્યાં સુધી તો તેઓને ઓલમાજ હું રાખી મેલીશ યા તો મારી ફોજમાંજ તેઓને સીપાહીઓની પદવી ઉપર ચહડાવી રાખીશ કે, જે કામ મા રી ખુદ પોતાની પસંદગીનુંજ રહેવું જોઈશે ને તે વચે તમારે તો કેવળે પ ડવુંજ નહીં જોઈશે. આ કબુલાત પણુ તે રાજાએ પોતે સ્વીકારીજ દીધી હતી અને પોતાના સરસમાં સરસ ઉંચા ખા નદાન અને મજબુત બાંધાના એક હ ઝાર પુરૂષોને તેના પર ઓલમા રાખ વા સારૂ તરતજ મોકલી આપયા હતા. તેઓ સાથે વળી તેણુ સીકંદર ઉપર પાંચસો રથો અને તેપરના ચાબુકસ વારોને પણુ પોતાની રાજીખુશીથીજ મો કલી આપયા હતા તો જોકે તે પાદશાહે તેની કનેથી તેવી માગણી તો હાલમાં કાંઈ કરેલીજ નહીં હતી. હવેથી તેણુ તેઓ ઉપર તથા પેલા બકાત રહેલા મા લીઆન લોકો ઉપર ફીલીપને પોતાનો સુબો બનાવી રાખયો હતો; પરંતુ પે લા ઓલમા લીધેલા શખસોને તો તે રાજા ઉપર તેને પાછાજ રવાના કરી આપ યા હતા અને તેનાં મોકલેલા પેલા રથો નેજ ફકત પોતે કબુલ મંજુર રાખી બેઠો હતો. તે કામોને બરાબર રીતે હાર પા ડી રહયા બાદ તેની આ ભયંકર માંદગી ની વેળા ઘણું એક જહાઝો તો બંધાઈને તઈયાર પણુ થઈ ચુકયાં હતાં કે જેથી તેઓમાં સતરસો ઘોડેસ્વારો અને તેટ લાજ શેતાબ ચાલના ત્રુપ સવારો અને દશ હઝાર પઈદલ ફોજના માણુસોને ચહડાવી દઈને તેઓ સાથે પેલી હાઈદરે ઓતીસ નદીની દક્ષીણે થોડેક દુર સુધી પોતે ઉપડી ચાલયો હતો. કરસીયુસ કહે છે કે, (૯-૨૩) તેના આ ઝખમને રૂ જ આવતાં સાત દીવસો લાગયા હતા પરંતુ તેથી ઉલટું દાયોદોરસ (૧૭-૯૯) આપણુને એમ જણાવાં જાય છે કે, તેને રૂજ આવતાં ઘણા એ ક દીવસો નીકળી ગયા હતા, કે જે બીના આપણુા માનવામાં આવી શકે તેવી છે; પરંતુ જયારે તે નદીનાં પાણી પેલી એસીસીની નદી સાથે ભેળસેળ થતાં ચાલ્યાં; ત્યારે તેની છેક દક્ષીણે ઉ પડી જઈને જ્યાં કે તે નદીઓનો સીંધુ નદી સાથે સમાગમ થાય છે ત્યાં વેર તે ઠેઠ પછી નીકળી ચાલ્યો હતો. એ ચાર નદીઓ કે જેઓમાં મોટાં બારકસો સેહેલાઈથી પસાર થઈ શકે છે; તેઓ આખેરે જઈને પોતાનાં પાણીને એ સીંધુ નદીમાંજ ખાલી કરી નાંખે છે. અહીયાં એરીઅન પંજાબની પેલી પાંચ મી નદી સતલજનું નામ તો કાંઈ આપ ણુને જણાવી જતોજ નથી કે જે નદીને બતલીમુસ (૭-૧) જરાદરૂસ અને પલી ન હીસીદરૂસ એવું નામ આપી ગયલા છે. (૬-૨૧.)

મજકુર એ ચારે નદીઓ એકમેક સાથે જોડાઈ જતી વેળા પોતાનાં નામો વટીક પણુ ફેરવતીજ જાય છે; કેમકે, હાઈદાસપીસ નદી ચાલતી ચાલતી પેલી આસીસીનીસ નદીમાં જ્યારે જઈ પડે છે, ત્યારે તે સમાગમ આગળથી તે ન દી પણુ આસીસીનીસનાંજ નામથી લો કોમાં ઓળખાવવાને મંડી જાય છે. વળી તેજ નદી જયારે હાઈદરેઓતીસ નદી સાથ જઈને મળી જાય છે, અને તેના પાણીને પોતાના પાણીમાંજ જોડી નાંખે છે; ત્યારે પણુ તે આસીસીનીસનાં નામ હેઠળજ લોકોમાં પંકાતી ચાલે છે. ત્યાર બાદ તે હીફાસીસ નદીનાં પાણીને પણુ પોતાનાજ પ્રવાહોમાં દાખેલ કરી દે છે અને આખેરે સીંધુ નદીમાં પોતાનાં અસલી નામથી જઈને જોડાઈ જાય છે; પરંતુ તે સમાગમ થયા બાદ તે પો તાનું જાતી નામ (આસીસીનીસ) ખોઈ બેસીને હવેથી સીંધુ નદી તરીકેજ પસાર થતી જાય છે. તે બીંદુ આગળથી એ સીંધુ નદી એકસો સ્તેદીજ યાને આસ રે બાર ઉપર માઈલ સુધીની મનઝેલ

કાપી જઈને તે "દેલટા" યાને ગ્રીક લોકોનાં દ અક્ષર જેવો આકાર પકડી બેસે છે અને ત્યાર બાદ નદી થાને તે ગોયા એક સરોવર હોય તેવોજ આકાર ધારણ કરી પડે છે. પેલી આસેસીનીસ નદી આગળ જે બારકસો કે બંધાઈને તઈયાર થઈ ચુકયાં હતાં તેઓ પણ ત્યાં આવી પહોંચયાં હતાં, જેથા તે તાજદાર સીંધુ નદીમાં હવેથી ઉતરી પડયો હતો. તે બંને નદીઓનાં સંગમ આગળ તેણે એક તરતી ગોદીતથા એક શેહેર પણ બંધાવાનો એરાદો કરી રાખયો હતો; જેથી પોતાના સરદાર ફીલીપને તેણે એવો હોકમ આપી રાખયો હતો કે, તમારે થરેસીઅન લશકરનાં ઘણાં કદાવર અને મજબુત બાંધાના માનવીઓથી તે શેહેરને પણ વસાવી નાંખવું પડશે. વળી ત્યાંજ આગળ તેને પોતાના સસરા ઓક્ષીઆરતીસ સાથે ફરીને મોલાકાત થઈ ચુકી હતી કે, જેને તેણે પારાપોમીસસ તરફનાં દેશાવરોનો છત્રપ યાને સુબો બનાવી દીધો હતો; અને ત્યાંના આગલા છત્રપ તીરીઅસ્પને તેની આગલી ગયર મોનાસેબ અને ઘાતકી વરતણુકને લીધે નોકરી ઉપરથી બરતરફ કરી કરસીયુસના કહયા મુજબ (૯–૩૧) તેણે તેને કતબજ કરાવી નાંખયો હતો. એ છેલો નવીનશનદો તો તે સુબાનું નામ ભુલથી તીરીઓલતીસ કરીને આપી જાય છે. ત્યાર બાદ તે સીંધુ નદીની હેઠાણમાં આવેલા કેઈક સોગદી લોકોના પાદશાહી મેહેલ ખાતે ઉતરી પડયો હતો. તે સોગદી લોકો ત્યાંની ફળવંત ખીણ ખાતે અસલમાં સોગદીઆનીઆનાં પ્રાંત ખાતેથીજ હેઠળ ઉતરી પડીને ત્યાં વાસો કરી પડેલો હોવા જોઈએ, એમ તેનાં તેવાં નામ ઉપરથી હાલમાં કેયાસ અને અનુમાન થઈ શકે છે. વળી કરાતરસ તો પોતાની સાથના હાથીઓને જેમ તેને દોરોસ્ત લાગે તેમ તે નદીની બંને બોરડુઓ તરફથી લાયક જગયાઓ જોઈને તેઓ ઉપરથી પોતે તેઓને ખેદરાવતોજ ચાલયો જતો હતો અને તેઓ કને આરાકોશીઆ અને દરેંગીઆનીઆનાં પ્રાંતો તો પસારજ કરાવી ગયો હતો. હજુ પણ સીકંદરનો ચડસ બીજાં નવાં દેશાવરો સંપાદન કરવાથી કાંઈ શાંત પડી ગયો તો હતોજ નહીં, જેથી વળી તેણે પોતાની દસમી સવારી ઈ૦ પુ૦ ૩૨૫ માં મયુસીકેનુસ અને ઓક્ષીકેનુસ લોકોનાં દેશાવરો ખાતે કરવા માંડી હતી; કેમકે, તે લોકો હીંદના તે લતા તરફ ઘણાજ આબાદ અને દ્રવ્યવાન મુલકો ધરાવતા આવેલા હતા. જેમ હાલમાં આપણા લોકોમાં નવસારી સાથે ગણદેવી, સકર સાથે બકર અને કાસી સાથે બનારસનાં નામોને સાથેજ બોલી જવાની લઢણ પડી ગયલી છે તેમજ તે ઝમાનામાં પણ મીયુસીકેનુસ અને ઓક્ષીકેનુસ નામો પણ ત્યાંના રહીસો એકમેક સાથે મીશ્રીત કરીનેજ બોલતા ચાલયા જતા હતા; યાને "મુશ" એટલે જે "ઉંચી" રાજાઓની ભુમીઓ એવો તે બંને મજકુર નામોનો અર્થ ઉઠી શકતો હતો. તે મયુસીકેનુસ રાજા તો એટલો માલેતોજાર રહેતો હતો કે, તેણે તો આવા અજીત શુરવીરોને પોતાની ભુમી તરફ આવતો સાંભળયો, તોપણ તેના પર પોતાં તરફથી કશી પણ પાર સોગાતો કે એલચીઓને વટીક રવાના કરી આપયાજ નહી હતા અને તેની સાથે સુલેહસંપજ રાખવા કે કંઈ પણ બક્ષેશો માગવાની પોતે તો કશી દરકાર જ રાખતા નહીં હતો; યાને તે રાજા સીકંદરને તો પોતા કરતાં પણ હલકો માનવી કરીનેજ ગણતો બેઠેલો હતો; પરંતુ જ્યારે તે મકદુનીઅન પાદશાહ છેક તેનાં મુલકની ઉતર તરફની સરહદ વેર આવી લાગયો; ત્યારે તો તે ઘણોજ આકળો ઘાભરો જેવોજ થઈ પડયો હતો, અને તેની મોલાકાત સારૂ કીમતી હદયો, હાથી વગેરે સરસામાનો લઈને પોતે તરતજ ઉતરી પડયો હતો, અને આ આગમચ મારાથી તમારી કને તમારે લાયકના હદયા સીખે આવવાને જે બની શકયું નહીં હતું, તે વીષે પોતે જાતે તેની પાસે હાલ તો ઓજરખાહી અને દરગુજર ચાહવાનેજ મંડી ગયો હતો. આથી સીકંદરે તેની કને તેનાં મુલકની હાકેમી તો રહેવાજ દીધી હતી; પરંતુ આસપાસની વરણોમાં પોતાનો દસ્ત અને ત્રાસ બેસાડવ

સારૂ ત્યાંનાં મુખ્ય શેહેરમાં તેણે તેને પોતે
એક કીલ્લો તો બંધાવી રાખવાનોજ
હોકમ કરયો હતો. તેમજ જેકે આ
ગળ તેની સાથે પેલો તક્ષીલીસ રાજા
તો પ્રથમ ધરથીજ મીત્ર ચારી રાખતો આ
વેલ હતો, તો પણ તેની રાજધાની ખાતે
તે પોતાની ગારીસન ફોજને તો મેલ્યાવી
ના રહયોજ નહીં હતો કે, જેથી આગળ
ચાલનાં કોઇ પણ રાજા તેની સામે હુલડ
મચાવીને ફરાહુન થઇ બેસેજ નહીં. પેલો
ઓક્ષીકથનીસનો રાજા જેનું નામ કે, દાયો
દોરસ (૧૭-૧૦૨); કરસીયુસ (૯-૩૧)
તથા ઓબો (૧૫-૧) તો પોરતીકેનુસ કરી
ને જણાવી જાય છે, તે તો તેની સામે
જ થઇ જવાની પોતે હઠજ લઇ બેઠેલો
હતો, જેથી સીકંદરે તરતજ પોતાના તા
બા હેઠળ તેનાં બે શેહેરોને લઇ મેલ્યાં
હતાં અને એક શેહેરમાંથી તો તેણે
પોતાની થોડીક શતાબ ચાલની ફો
જ અને એક ઘોડેસ્વારની ટુ
કડીથી તે રાજાને પોતે કેદ વટીક કરી
પડયો હતો. આથી સરવે ઠેકાણે તે ત
તા તરફ તેનાં નામથી ગોપ ભયજ પેસી ગ
ઇ હતી. ત્યાર બાદ તે બાસ યાને સામ
બુસ લોકોનાં દેશાવરો ખાતે પે
ઠો પડી ગયો હતો, કે જ્યાં તેણે એ
સામબુસને આગળ પોતે હાકેમ તરીકેજ
નેમી રાખેલો હતો, પરંતુ જ્યારે તેણે
એમ સાંભળયું કે, મારા દુશમન મયુ
સીકેનુસને તો સીકંદરે પોતાના એક
અતલગના રફીક તરીકે કરી બેસાડેલો
છે, ત્યારે તે પેલા હીંદુ રાજાનીજ અને
નહીં કે સીકંદરના બાહાકથી પોતે તો
પોતના સાથે ત્રીસ હાથીઓ લઇને સીં
ધુ નદી ઓળંગાને, તેની પડોસના કો
ઇક બેયાબાન જંગલ ખાતે નહાસી
જઇને ભરાઇ બેઠો હતો, એમ દાયોદો
રસ વરણવી ગયો છે. (૧૭-૧૦૨.)

તે પાદશાહ પેલા સાંમબુસ જેવા
કાલા લોકોનાં સીનદી-માંન નામના
પાયતખ્ત શેહેર ખાતે પોતે જ્યારે આ
ધી લાગયો તે ત્યારે ગોલામ પોતાના રા
જાને ત્યાંથી નાસી ગયલો હતો. પેલા સીં
ધી લોકોએ તો સીકંદરને જોતાંનેજવાર
પોતાનાં શેહેરના દરવાજા તેની ફે
જ સારૂ તરતજ ખોલ્લા કરી મેલ્યા હુ
તા અને ત્યાંના અમલદારોએ પોતાનું તી
જોરીખાનુ અને હાથીઓને સ્વાધીન
કરી દેવાને પોતે તો તઇયારજ થઇ બે
ઠેલા હતા. તે સામબુસ યાને સીંધી લોકો
ની પાયતખ્ત ભુમી તો તે ઝમાનામાં
હાલના સીહવાન યા તો સીબાનનાં શેહેર
થી કાંઇક ઘણી છેટેજ આવેલી નહીં હતી.
તે જંગલી (સામબુસ) લોકોના થોડાક શખ્
સોને તો પેલા બ્રાહમણોએ પાછા સીકંદ
રની સામેજ કરી મેલ્યા હતા, જેથી
તેઓ તો સાં જરા પાછું હુલડજ મ
ચાવી પડયા હતા. આથી સીકંદરે પેલા
બ્રાહમણોનાં એક મુખ્ય શેહેર
પર હલ્લો કરીને તેને પોતાનાં સ્વાધી
ન હેઠળજ કરી લીધું હતું. આમ જ્યા
રે તે તાજદાર પોતે રોકાઇજ પડેલો
હતો; ત્યારે પેલા બ્રાહમણોનાજ ફંદા
અને ફન ફરેબોથી ઉશકેરાઇને પેલા મુસી
કેનુસ લોકે પણ બાગી યાને હુલડખોરા
જ થઇ પડયા હતા. તેવું અવીચાર જે
વું હુલડાઇભરેલું પગલું ભરવામાં તે
ઓએ ખરેખર નાદાનીયતજ કરેલી હ
તી; કેમકે, તેઓ અત્યાર અગમચ તો
સીકંદરનાં બળથી પોતે સારીકાની વાકેફ
ગાર તો થઇ ચુકેલા હોવાજ જોઇએ. આ
થી સીકંદરને તે બ્રાહમણોનાં દેશાવરો
તરફ ફરીને પાછું તરતજ નીકળી જવું
પડયું હતું અને તે બ્રાહામની રા
જાનાં ઘણાએક શેહેરોને તાબે કરી
લઇને ત્યાં તે પોતાના ગેરીસન ફોજે
નેજ હવેથી રાખતોજ ચાલ્યો હતો. પો
તાના સરદાર પાઇથોનને તો તેણે પેલા
મુસીકેનુસ રાજા તરફ શેતાબીથી પોતેજ
રવાના કરી આપયો હતો, કે જેણે જતાં
નેજ વાર તે રાજાને તથા તેના બ્રાહમ
ણ મળતાઓને તરતજ પકડી લઇને
સીકંદર કને ખુદ પોતેજ ધનડી લઇ ગ
યો હતો. તે પાદશાહે પોતાની સદાની
રૂઢી માફક તે સરવે જણાને તો તતકાળ
પોતે લટકાવીજ દીધા હતા. એ પાઇથો
ને સીકંદરનાં મરણ બાદ એનતીગોનસ
ની બાજુ લીધાથી ગાજાની લડાઇની વે
ળા ઇ૦ પુ૦ ૩૧૨ માં મારયો ગયો હ
તો; કેમકે, તે જંગમાં ફતેહની દેવી

દીમીત્રીઅસની વીરૂધમાં જઇને પતોલીમી અને સીલ્યુકસનીજ પક્ષમાં પોતે ઉતરી પડી હતી. તયારબાદ તે સીંધુ નદીના પેલા ત્રીકોણાકાર દેશાવરોના ઉપલા કીનારા ભણીની સરહદ આગળ સીકંદર આવી લાગયો હતો કે, જ્યાં આગળ તે નદી બીનસરખા બે વીભાગોમાં વેહેંચાઇ જઇને એકમેકથી સો માઇલ ઉપર દુર દુર નીકળી જઇને પછી દરયામાં પોતે હોમાવી દેતી હતી. તે ત્રીકોણાકાર મુલકની વચોવચમાં પતાલા (બતાલા) નું શેહેર હાલના સીંધ હૈદરાબાદથી કાંઇ ઝાઝું દુર આવેલું નહીં હોવાથી તે સઘળી ઘેરાઇ રહેલી જગયાને આગલા યવન લોકો પતાલીને એવું નામ આપી ગયલા છે. તે પતાલાનું પાયતખત શેહેર હાલનાં સીંધ હઇદરાબાદની પડોશમાં આવેલા ટાટાનું શેહેર ઠરે તો તેમાં આપણે કાંઇ વીસમીત પામી શકશુંજ નહીં, કે જેને કોઇક હઇદર નામના મુસ્લીમ સરદારે પાછળથી પોતાનુંજ નામ આપી દીધું હતું. કેટલાએકો તો એ પતાલાનાં શેહેરને તયાં આવેલું હાલનું ઠઠાનું શહેરજ કરીને સમજે છે. તે પતાલીનનાં દેશાવરના હાકેમને જેવું એમ માલુમ પડયું કે, સીકંદર તો આપણી ભુમી તરફ દર મનઝેલ ધસ્યોજ આવે છે તયારે તે પોતાના મુલકના ઘણાખરા રહીશોને પોતાની સાથેજ લઇને કોઇક બેયાબાન જંગલ તરફ નાસીને પોતે ભરાઇજ ગયો હતો; પરંતુ તેઓની પછવાડે કોઇક સવારોને દોડાવી મેલીને સીકંદરે તે લોકોને જયારે એવોજ સધયારો આપયો કે, અમો લોકો તમોને કશી પણ ઇજા કરવાને આવયાજ નથી, તયારે તેઓ પોતાનાં ઘેરબારોમાં જઇને પાછાજ વસવાને મંડી ગયા હતા. તયાં એક કીલ્લો બાંધવા તથા પતાલાનાં શહેર ખાતે એક બારૂં અને તરતી ગોદી ઉભી કરવાનું કામ પણ તેણે હેફાઇસ્તીઆનને સર સોંપી આપયું હતું અને પોતે તો તે નદીની જમણી શાખા તરફથી હેરયુ લઇને અરબી મહા સમુદ્રમાંજ ઉતરી પડયો હતો. તયાંજ યાને પતાલા આગેજ તેણે મીસરવાળાં સીકંદરીઆનાં શહેરથી તે હીંદની સરઝમીન સુધી વેપાર વણુજ ચલાવવાની એક યોજના વટીક પોતે ઘડી કહાડી હતી, કે જે પાછળથી તેના ગાદીનશીન બાદશાહોના દોરમાં અમલમાં પણ આવી ચુકી હતી. વળી જયારે તે પેલા મધુજીકેનુસ લોકોની ભુમી ઉપર પોતે ઉતરી પડયો તયારે વાટમાં તેણે આબાસતાનીઆન નામની એક સ્વતંત્ર હીંદુ વરણને પણ પોતાને તાબે કરી લીધા હતી, કે જે વરણ આસાસીનીસ અને સીંધુ નદીની જમણી બોરડુ ભણી વસ્તી હતી અને તેજ સીંધુ નદીની ડાબી બોરડુ તરફ વળી પેલા ક્ષેથરીઆન અને ઓસાદીઆંનો જેવાં હીંદુ ટોળાંઓ પણ પોતે વાસો કરી પડેલાં હતાં.

હવેથી તો સીંધુ મહાસાગર યાને સીંધનો મોટો દરયો પોતાની બોહોળી ફોજ સીખે એ અટક નદી છોડયા બાદ જે ઓળંગવો પડશે તેથી સીકંદરે પોતાની સાથે ઘણા મજબુત અને સંગીન બારકસોને લઇ રાખયાં હતાં; પરંતુ પતાલાનું બારૂં છોડયા બાદ તેની કને હુશયાર અરકાટીઓ હાલ તો હાથ આવી ગયલાજ નહીં હતા, તેથી પેલાં વહાણો તો ઘણુજ આસ્તે આસ્તે રાહ કાપવાને મંડી ગયાં હતાં. એટલામાં દરયો પણ મનસુનને લીધે જે તોફાની થઇ રહેલો હતો તેથી તેનાં હલકાં બારકસો તો પવનના ઝપાટા અને દરયાના જબરા છોલ આગળ પેલી નદીમાંથી બાહેર પડતી વેળા જરા પણ ટકવા લાગયાંજ નહીં હતાં; એટલુજ નહીં, પરંતુ કેટલાએક ત્રણ ડોલીવાળાં જબરાં જંગી બારકસો પણ તયાં ઘણાં જોખમાઇ પડયાં હતાં. તેની સગાબર કીનારે કીનારેથી તેની ખુશકીની ફોજ પણ જે ચાલતી રહેલી હતી તેનાપર પોતે એવો હોકમ મોકલી આપયો હતો કે, આપણા કેદીઓમાં જે પણ બાહેશ અરકાટીઓ હોય તેઓને મારી કીશતીઓ ઉપર તરત જ રવાના કરી આપવા. તેમ થયાંથી તથા પેલાં બારકસોને પણ સમારી નાખયા બાદ, જયારે તેઓ બાર માઇલ થાને પણ વધારે પોહોળી સાંની ખાડીમાં જઇ પોહોચીયા કે તેઓને એવો તો એક પવન

નો જબરો સપાટો મળી ગયો હતો કે તે રાત તો તે તરફ જે એક નાની ટેકરી આવેલી હતી ત્યાં જઇને તેનો આશ્રોજ તેઓને લેવો પડયો હતો. બીજે દીવસે તો ઓટની વેળાએ તયાં એવો મામલો બની ગયલો તેઓના દીઠામાં આવયો હતો કે પેલી નદી તો કેઠે દુરજ ઘસડાઇ ગઇ હતી અને પેલાં બારકસો તો ઝમીન સાથેજ ચોંટી બેઠાં હતાં; પરંતુ ભરતીની વેળા પોતાના વખતસરજ તે પાણી પાછાં પેલાં બારકસો ભણી પુર જોશથી દોડી આવયાં હતાં, કે જે બનાવથી પેલા યવન ખલાસીઓ એકાએક ગભરાઇ પડયા હતા; કેમકે, ભુમધય સમુદ્ર કે ઇછીઅનની દરીયામાં ફરહર કરનાર ખલાસીઓ તો તેવા બનાવોથી તદન બેખબરા જેવાજ જણાતા હતા; કેમકે, તે દરયાઓમાં ભરતીના મોજાઓ એવા જોશથી એકાએક કેવળે તેઓના આગળ દીઠામાં આવેલાજ નહી હતા. સઘળી હીંદની મોટી નદીઓમાં ભરતીની વેળા પાણીના એવા મોટા વંટોળયાઓ તો સાધારણુજ થઇ પડે છે કે, જે વાતથી પેલા યવન ખલાસીઓ બીચારા કેવળેજ અજાણ હતા. તે વંટોળયાઓ એવા તો દહશતનાક રહે છે કે, ઝડપમાં તેઓ પેલી નદીઓમાં જયારે જઇ પડે, ત્યારે ત્યાંની સપાટીને છેક છ ફીટ ઉપરથી એકદમજ બાર ફીટ ઉપર લાવી નાંખે છે. આથી આ જગયા ઉપરથી ત્યાંનો રસ્તો તપાસી જોવા સારૂ બે શેતાબ ચાલનાં હલકાં બારકસોને તે તરફ તરતજ દોડાવી મેલ્યાં હતાં. તે શોધ કરી રહયા બાદ તે બારકસો જયારે પાછાં ફરયાં; ત્યારે તેઓએ આવીને સીકંદરને એવી ખબર પહોંચાડી દીધી હતી કે, અમો લોકોને એક એવા ટાપુની તે તરફ શોધ હાથ લાગી ગયલી છે કે, ત્યાં આગળ બંદરો પણ આવેલાં છે, જેથી આપણી સઘળી મુરાદ ત્યાં પાર પડી શકે તેવી છે; માટે તે તરફ એક નાનો જેવો કાફલો મોકલેલો હાલ તો પ્રસંગોપાતજ થઇ પડશે.

તે ટાપુને ત્યાંના રહીસો સીલુતાનું ટાપુ એવાં નામ હેઠળ પોતે પીછાનતા હતા કે જ્યાં તે કાફલો પછી સહીસલામતજ જઇ પહોંચયો હતો. સીકંદર ખુદ પોતે તો તેનું નામ સસીલુસતુ કરીને અને બીજાઓ તો પસીલતુસીસ એવું નામ તે ટાપુને આપી ગયા છે એમ પલુતારક જણાવી જાય છે. (જુઓ, તેનો "સીકંદર" વી૦ ૬૬.) આગળ ચાલતાં તેજ રૂમી ગ્રંથકાર એમ પણ આપણને જણાવે છે કે, તે નંદીમાંથી હેઠ અરબી મહા સમુદ્રમાં નીકળી પડતાં તે જહાઝોને સાત માસ નીકળી ગયા હતા. ત્યાં ઉતરી પડીને તે તાજદારે પોતાને આગળ એમનના દેવતાએ આપેલી આગાહી મુજબ તેના જણાવેલા દેવતાઓને પણ પોતે પછી આરાધનાઓ કરવા માંડી હતી. વળી તેજ ટાપુની બાર માઇલ હેઠાણમાં એક બીજું પણ નાનું ટાપુ આવેલું હતું, કે જયાંથી પેલા દરયાનો સઘળો દેખાવ સ્પષટ રીતે માલુમ પડી શકતો હતો. ત્યાં પણ તે પાદશાહ પછી ઉતરી પડયો હતો અને પેલા મજકુર દેવતાઓનીજ વળી ત્યાં પણ પ્રાર્થનાઓ પોતે કરવાને મંડી ગયો હતો. બીજે દીવસે તે અરબી મહાસાગરમાં હવેથી દાખેલ થઇ ચુકયો હતો, કે જ્યાં કોઇપણ યુરોપીઅનોનો કોઇ કાળે પણ તે પુરવે આગલ પગઆવેલો હોય તેમ તો આપણી જાણમાં વટીકબી છેજ નહીં. હવે પેલા નેપચયુન જેવા પોસીદોન દેવતાના યજ્ઞકુંડ આગળ બળદનો ભોગ ઘણોજ મકબુલ તરીકે ગણાય છે. આથી કેટલાએક બળદોને કુરબાન કરીને તેણે પેલા દરયામાં પછી હોમાવી દઇ ત્યાં જોર અને બરસમની ક્રીયા કરી તેણે કેટલાએક સોનેરી કાસીઆ તથા ફુલીઆંઓને વટીક પોતાની આગલી ફતેહોના શુકરાના તરીકે અરપણ કરી દીધાં હતાં, વળી જ્યારે મારો નીઆરકસ જેવો એડમીરલ એ સીંધુ નદીની ખાડી અને આ મહાસાગરને પણ ઓળંગાવી જઇને દજલા તથા યુફરાત નદીઓનાં મુખો આગળ સહીસલામતજ જઇ પહોંચશે, ત્યારેબી ફરીને એવાં ક્રીયાક્રમનાં કામો ત્યાં આગળ પણ હું કરી દે

ખડાવીશ એવી બાધા પણ તેણે હાલમાં લઇ રાખી હતી. યવન લોકોનો એ ને પયગુન દેવતા આગળ કહયા પ્રમાણે હીંદુઓના રતનાગર સાગર, એસ્લામી લોકોના ખાજા ખીજર તથા પારસીઓના આવાં અરદવીશુર જેવા નારી યજદ સાથે ગોયા એકમળતો આવે છે, કે જેથી આવાં યશતમાં પણ તે નારી ફરેશ્તાની બંદગી કરતી વેળા અને તેની કનેથી પોતાની મુરાદો માગતી વેળા આપણા પેશદાદી કે કીયાની પાદશાહો વટીક તેવીજ તરેહની કેટલીએક બખશેશો પોતે પણ કરયાજ જતા હતા, એમ આગળ આપણે વારંવાર બોલી પણ ચુકયા છીએ. એટલામાં પેલા પતાના ખાતેનો કીલ્લો પણ સંપુરણ હાલતમાં આવી ગયલો હોવાથી તથા ત્યાંના લોકો ફરીને હુલડ મચાવી પડેલા હતા તેથા તે તરફ થોડુંક સુધી તે તાજદાર પાછો ઉતરી પડયો હતો અને આગળ ચાલતાં પોતાને કામ લાગે તેવા હેતુથી તે તરફની ભુમીઓમાં તેણે નવા નવા કુવાઓ પણ તે તરફ પાણીની તાણ હોવાથી હવેથી ખોદી રાખવાનો પોતે હોકમ વટીક આપી રાખયો હતો અને તે જગાને પછી ઇ૦ પુ૦ ૩૨૫ ના સપટેમબર માસમાં છેલ્લી સલામ કરી પોતે હવેથી ભર દરયે પડી ગયો હતો; પરંતુ તે પુરવે ત્યાં વસ્તા આરાબીસીઆન જેવા જંગલી લોકો અને ઓરીસીઆનો જેવી વરણને પણ પોતે જીતી લઇ તે આનાં નામબાસીઆ નામનાં મુલકમાં એક નવું શેહેર વસાવી જ્યાંસુધી નીઆરકસનો કાફલો ત્યાં આવી પહોંચે નહીં ત્યાં સુધી પોતાની સાથે ખોરાકી જમા કરી રાખીને તે તરફ પડી રેહવા પોતાના સરદાર લીઓનેતસને હોકમ કરી રાખેલો હતો. પેલો કરાતરસ પણ આગળ કહ્યા પ્રમાણે કીરમાન શેહેર ભણી પેલા હાથીઓ સીખે દ્રંગીઆનાં અને આરાકોસીઆનાં ફળવંત મુલકોમાંથી પસાર થતો ચાલ્યો ગયો હતો. હીફાસચીઅન પણ તેની ફોજની એક ટુકડી સમેત ખુશકીને રસ્તેથીજ ત્યાં આગળથી ઉતરી પડયો હતો અને પાદશાહ ખુદ પોતે તો આથમણ ભણી ફેરયું લઇને પોતાના ઘણા-ઝડકુ સેપાહો સાથે કીશતીઓમાં સવાર થઇને કીનારે કીનારે થીજ નીકળી જતો ચાલ્યો હતો. તે પુરવે નીઆરકસને પણ ભરમનસુનનો મહીમા બરાબર રીતે અવલોકન કરવા સારૂ છેક નવેમબર માસની શુરૂઆત સુધી પોતાના કાફલા સીખે ત્યાંજ પડી રહેવાનો હોકમ મળી ચુકેલો હતો; કેમકે, ત્યાંના રહીસોએ સીકંદરને એમ કહી રાખયું હતું કે, જ્યારથી આકાશમાં સુરઇયાના કછમછીઆ તારાઓનો ઝુમખો અસ્ત પામે ત્યારથી તે છેક દક્ષીણાયનનો હંગામ આવી પહોંચે નહીં ત્યાં સુધી એ દરયો કાંઇ શાંત પડી શકતોજ નથી અને તે પછીજ વહાણોથી પાછો વેહેવાર સેહેલાઇથી શુરૂ થઇ શકે છે. એ સુરઇયાના તારાના ઝુમખાઓને અસલી રૂમી લોકો "વરજીલાઇ" એવું નામ આપી ગયલા છે. (જુઓ, પલીની ૨–૪૭ તથા લીવી ૨૧–૩૫, ૬.) આથી તે કાફલાની સલામતી સારૂ તે પોતે મનસે ઘણોજ ખંતીલો રહેતો હતો; કેમકે, ખુશકીની ફોજની મદદ વીના તે નવકાસઇનયાધીપતી પોતાનું ધારેલું કામ બરાબર રીતે આટોપી શકશે નહીં, એવી તરક તેણે પોતે આગમચથીજ બાંધી રાખેલી હતી. તે સારૂ પોતે પણ કીનારેથીજ સઘળી પીડાઓ ખમતો પણ ચાલતોજ રહેલો હતો અને લીઓનેતસને પણ ઉપર કહયા મુજબ તેને સારૂ પાણી તથા ખોરાકી એકઠી કરી રાખવાનો પોતે હોકમ આપી રાખેલો હતો. હવે હીફાસચીઅન પણ પોતાની ફોજ સીખે પેલા કોસ્તા આગળ આવી જ્યારે તેની સાથે જોડાઇ જ ગયો ત્યારે આખાં લશકરમાંથી ઘણા ચુનંદા માણસોને શોધી કહાડી તેણે હવેથી ગેદરોસી (મકરાન)નાં બેયાબાન જંગલનો રસ્તો લીધો, કે જ્યાં આગળ તેની પુરવે શેહેનશાહ કુરૂશની ફોજ પણ એક વેળાએ ફસી પડીને જબરી આપદામાં આવી પડી હતી. (જુઓ, વા૦ ૨, ભા૦ ૧ લાનું પા૦ ૪૬૭ મું.)

# ગેદરોસીઆનું ભારે મોટું અને ઘણુંજ ડરામણું બેયાબાન જંગલ.

## બાબ ૧૪ મો.

"હમાં મરહલસ્ત ઇન બેયાબાને દુર:
કે ગુમ શુદ દરો લશકરે શલ્મો તુર."

આ બેયાબાન જંગલ જે ગોયા એક હફતેખાન જેવું તે તરફનાં દેશાવરો ખાતે ગણાતું હતું, અને જ્યાં કે આગળ પારસીઓનાં મોટા પાદશાહ કુરૂશની ફોજ પણ એક વેળાએ મહા મુશકેલીમાંજ આવી પડેલી હતી ત્યાં આગળ પોતાની સાથે મજબુત અને ખડતળ બાંધાના સીપાહીઓ સાથે જ્યારે સીકંદર ઉતરી પડયો, ત્યારે તેને પણ ઘણી મુસીબતો તો ખમવીજ પડી હતી; કેમકે, તે તાજદાર જ્યારે તે ગેદરોસીઆન તથા ઓરીતીઆન લોકોની ભુમીઓની છેક સરહદ વેર પોતે જઇ પહોંચયો, ત્યારે લોકોએ તેને આગમચથીજ એવી ચેતવણી આપી રાખેલી હતી કે, ત્યાં પેસવાના "પાસ" (ઘરી) ઘણી સાંકડી જેવી છે અને તેની હરોળમાંજ તે લોકો તમોને રસ્તો નહીં આપવા સારૂ પોતાની છાવણી નાંખી પડી પોતપોતાની ફોજોની સફો પણ સમારીને તમારી સામે થવા સારૂ ત્યાં તઇયારજ ઉભેલા છે; પરંતુ જ્યારે તેઓને એમ માલુમ પડી ચુકયું કે, તે તાજદાર તો કોઇની પણ દરકાર, પરવાહ કે બીક રાખ્યા વીના દર મનઝેલ આપણી તરફ ધસ્યોજ ચાલયો આવે છે ત્યારે તેઓ પેલી "પાસ" છોડીને નાસભાગમાંજ પડી ગયા હતા અને પોતાના ચોકી પેહેરાઓ ઉપરથી સટીજ જવા લાગ્યા હતા. પેલા ઓરીતીઆન લોકોના મુખીઓ તો આવીને પોતે પોતાના લોકો સહીત તેને તરત શરણજ થઇ બેઠા હતા. તેણે પેલા મુખીઓને તો એવો દલાસો આપયો હતો કે, હું તમને કશી પણ પાંતીની ઇજા કરવા માંગતોજ નથી, માટે તમારા લોકોને જમા કરીને તેઓને પાછા પોતાનાં રહેઠાણો ભણીજ ઉપડી જવાને તમો હોકમો આપો: પરંતુ તે લોકોપર તેણે એપોલોફ્રીનીસને હવેથી પોતાના હાકેમ તરીકે તો નેમી આપયોજ હતો અને તેની સાથે પેલા સઘળા એગરીઆનીઅન અને બીજા કેટલાએક સ્વારો અને તીરઅન્દાઝો તથા યવન લોકોની ભાડુતી બાકીની પયદલ અને ઘોડેસ્વાર ટુકડીઓને પણ લીઓનીતસની સરદારી હેઠળજ સોંપી આપી હતી. આથી તે સરદાર તે લોકોની "ઓરા" નામની ભુમીનેજ પોતાની આ ફોજ સીખે સંભાળતોજ બેઠો હતો; કેમકે, સીકંદરે તેને એવો હોકમ આપી રાખેલો હતો કે, જ્યાં સુધી આપણો સઘળો કાફલો તે ભુમીની આસપાસ ફરી વળે નહીં ત્યાંસુધી તમારે ત્યાંજ પડી રહીને તેઓપર આપણો દસ્ત વધારે ને વધારેજ બેસાડતા રહેવું પડશે કે જેથી તેઓ આપણા નેમેલા હાકેમથી સદા કાળ ડરતાજ રહીને તેને વધારે ને વધારે માન અકરામ આપતાજ રહેશે. વળી ત્યાં પણ તેણે એક નવાં શેહેરનો પાયો વટીક નાંખ્યો હતો કે જેઓ માંહેલા ઘણાંખરાં શેહેરો એક ફકત મીસર દેશવાળા ઇસ્કન્દરીઆનાં શેહેર સેવાય તો તેનાં મરણ બાદ થોડુંકમાંજ પાછાં તારાજ થઇ પડયા હતાં, એમ ફેરદુસી તુસી આપણુને જણાવી ગયો છે. આથી તેની આવી નબીફળદરૂપ મહેનત અને ઝહમત એકદમ ધુળ સાથેજ મળી ગઇ હતી. હવેથી પોતાનાં તથા હીફાસચીઅનનાં મુખ્ય લશકરો સહીત તે પેલા ગેદરોસીઅન લોકોની ભુમીમાં કુચ કરતો આવ્યો હતો; પરંતુ તે રેહલતની વેળા તેણે જે રસ્તો લીધો હતો તે માંહેલો ઘણોખરો ટપપો તો બેયાબાન જંગલોથીજ ભરપુર થઇ પડેલો હતો. એરીસ્તો

મ્યુલસ તો એમ વર્ણવી જાય છે કે, તે બેયાબાન જંગલમાં એવા તો દલદાર અને ઉંચા હીરાબોલ (અરબી મફાયાતો મકલ) ના દરખતો ઉભાઇ જતાં હતાં કે તેવાં ઝાડો બીજે કેથે તો કેવળેજ આપણા દીઠામાં આવી શકતાંજ નહોતાં, માટે સોદાગરીને અરથે જે ફીનીસીઅન વેપારીઓ કે આ ફોજ સાથે ત્યાં ઉતરી પડેલા હતા તેઓ તો જાનવરોપર લાદીને તે ગુંદર પુષ્કળ ત્યાંથી પોતે ઉપાડીજ ચાલ્યા હતા; ( જુઓ પલીની ૧૨–૩૩ થી ૩૫ ) કારણ એ જે, ત્યાં માનવી જાતનો પગદંડોજ ન હોવાથી તે ઝાડોની ડાંખળીઓ ઉપર પેલો ગુંદર અતીશય ટપકાઇને લાંબી મુદતથીજ જમા થઇ પડેલો હતો. આગળ ચાલતાં તેજ નવીશનદો એમ પણ વરણવી જાય છે કે, ત્યાંજ વળી ઘણાએક સુગંધી જાતના જટામાસી ( નરદ યાતો નારદીન )નાં મુળયાં પણ બેશુમાર ઉભાઇ જતાં હતાં. ( જુઓ, પલીની ૧૨–૨૬ વા૦ ૩, પા૦ ૧૧૯–૧૨૧ તથા સ્ત્રેબો ૧૫–૨, ૭ વા૦ ૩, પા૦ ૧૨૩ અંગ્રેજી તરજુમાઓનું) કે જેઓને પણ પેલા ફીનીસીઅન સોદાગરો ઢોકબંધ ઉપાડતાજ ચાલ્યા જતા હતા; પરંતુ પેલી ફોજનાં પગલાંઓથી તે મુળયાંઓ જે ચંપાતાં ચાલ્યાં હતાં, તેથી આખું બેયાબાન જંગલ ગોયા બેહેકબેહેક મારી રહેલું હતું. એટલો બધો મોટો ત્યાં તેઓને ઉધરભાવ જણાતો હતો. એવાં એવાં તો તરેહ તરેહવાર જાતનાં ત્યાં બીજાં પણ ઝાડો આવેલાં હતાં, જે ઓમાંથી એક જાતનું દરખત તો દરયાની સપાટીને કીનારેજ ઉગી નીકળતું હતું કે જેનાં પાતરાં તજ યાને દાલચીની ( અરબી દેહેમસ્ત, બફના યા તો સરખસ એટલે જે "લોરલ")નાં પાતરાં જેવા લાલ ભુરા રંગનાંજ રહેતાં હતાં. ઓટની વેળા તો ત્યાંની સુકી ભુમી ઉપરજ તે પાતરાં પડેલાં આપણા દીઠામાં આવી શકતાં હતાં; પરંતુ જ્યારે ભરતી થતી હતી; ત્યારે કમળના ફુળ માફક તેઓ પાણીની સપાટી ઉપર તરી નીકળતાં હતાં કે જેથી તેઓ જાણે દરયાનીજ પેદાયશ હોય તેમ આપણને લાગતાં હતાં. વળી પેલા દરયાનાં ખાડાખાબોચીઆંઓમાં જે ખારૂં પાણી સદાકાળ ભરાઇ રહેતું હતું ત્યાં તેઓનાં મુળયાં તો ઉગતાંજ ચાલ્યા જતાં હતાં અને તે ઝાડો પેલા દરયાનાં પાણીવી જે કાંઇ મરી જતાંજ નહીં હતાં તેઓના કેટલાએક દરખતો તો ત્રીસ દસ્ત ગજ જેટલાં પણ ઉંચાઇમાં રહેતાં હતાં અને આ કુચની વેળા તેઓની મોસમજ હોવાથી તેઓ પુર બહારમાંજ આવી ચુકેલાં હતાં. તેઓ પરના ફુલોનો રંગ તો ગોયા પાતલ ફુલ યાને બનફશાના રંગ જેવોજ સફેદ દુધ જેવો દીસ્તો હતો; પરંતુ તેઓમાંથી જે સોડમ નીકળતો હતો તે તો પેલા પાતલ ફુલ (વાયોલેટ) થાને પણ આપણા મગજને ગોયા વધારે તરોતાઝગી બખશતોજ રહેતો હતો. વળી જમીનમાંથીજ તયાં એક કાંટાદાર ડીચકું ઉપર નીકળી આવતું હતું કે જેનાં પરના કાંટા એટલા તો સખત રહેતા હતા કે, કોઇ પણ સ્વારના તેઓ આગલથી પસાર થતાંને જ વાર તેઓનાં કપડાંમાં તેઓ જો ભરાઇ જતા હતા તો તે સ્વારો પોતાના ઘોડા ઉપરથીજ ગોયા ખેંચાઇ આવતા હતા, તોપણ પેલા થડથી તે કાંટા ભાગી કેવલે તુટી જતાજ નહીં હતા. કહે છે કે, તેવી ઝાડીઓ આગલથી સસલાઓ જયારે નાસભાગ કરતા રહેતા હતા તયારે પેલા કાંટા તેઓના બાલામાં ભરાઇ બેસી જેમ આપણે કોઇક ચીકણી ડાલીઓથી પક્ષીઓને તથા હુકથી માછલાં સેહેલથી પકડી શકયે છીએ તેમ તેઓ બીચારા તેઓથી એકદમ સપડાઇ જતાં હતાં; પરંતુ તે કાંટા તીખાં લોખંડથી તો સેહેલાઇથીજ કપાઇ શકાતા હતા અને જયારે તે થડ યાને ડીચકામાંથી તેઓ છુટા પડી જતા હતા તયારે તે થડમાંથી વસંતની રૂતુના અંજીરના ઝાડમાંથી જેમ જુડાબંધ રસ ઉભાઇ નીકળે છે તે કરતાં પણ તે રસ ઘણો જોશમાં તેમાંથી વહેતોજ ચાલ્યો જતો હતો; પરંતુ તેનો સવાદ તો ઘણોજ તલ્ખ અને તીખો જેવોજ રહેતો હતો. તે દરખત રંગ રૂપ તથા ખવાસમાં આપણા કાથાના ઝાડ સાથેજ ગોયા ય

કસાન ઉતરતું હતું, જેથી રંગવા તથા દવાનાં કામોમાં તે આવી શકે તેવુંજ રહેતું હતું. તે કાથાના રસને દવાદારૂ સારૂ યુનાની હકીમ દાયોસકોરીદીસેજ સપર પેહેલી વાર પોતે અજમાવી જોઈને તેને પછી લોકોમાં ફાહેજ કરી નાખયો હતો.

કહે છે કે, આ આરાઈતાઈઆ લોકોની ભુમીની સરહદ છોડયા બાદ તે (દસ્ત) સેહરા યાને જંગલ માંહેલા પુરા (પરૂ યાતો પરાં) નામનાં શેહેર સુધી છેક પેલી ફોજ આવી પહોંચી; ત્યાં સુધીમાં મહા મુસીબતમાં બે માસ તો પસાર થઈ ચુકયા હતા અને હજુ પણ તેનો કાંઈ છેડો આવે તેવાં તો કશાં ચીનહો પણ દીસી શકતાંજ નહીં હતાં. આવા વીસ્તીરણ બેયાબાન વીશે યુરોપના રહીસો તો સીકંદરનાં લશકરની આ ભયંકર ડરામણી રેહેલત પછીજ થોડા ઘણા પણ વાકેફગાર થઈ પડેલા છે. હાલ ઝમાનામાં પણ આપણે તેની સરહદ ઉપર આવેલી જગયાઓ સેવાય બીજું કશું નવું નવાઈ જેવું દાસ્તાન તો જાણી શકતાજ નથી; કેમકે, તે સરહદો આગળ કોઈ કોઈ બીલોચી વરણો જે વસે છે તેઓ તો પોતાની જીંદગની ઘણી બીસ્માર અને ભુખમરી હાલતમાંજ ગુજારયા જાય છે. પેલો નામીચો અરબ (નીયુબીઅન) ભુગોળ વીદયારથી ઈદરીસી જે આફ્રીકા ખંડ માંહેલા રેતાળ બેયાબાનોથી ખુદ પોતે તો સારી કાની માહેતગાર થઈ ચુકેલોજ હતો; તે આ "દસ્તે-મકરાન"ના આવાં દહશતનાક બીયાબાન સારૂ નીચે મુજબ વરણન દરશાવી જાય છે અને એમ બોલે છે જે: "ઈરાન તથા કીરમાનીઆના મુલકોની ઉગમણુ તરફની સરહદ વચે બમપુરનાં કસબા આગલ એક એવું તો વીસ્તીરણ સેહરા (જંગલ) આવેલું છે કે જેની આગળ આ દુનયાનાં બીજા સઘળાં બેયાબાનો તો ગોયા વટાવમાંજ જઈ શકે તેવાંજ છે; તેની બેહદ છેડે કાંઈક જુજ શેહેરો અને ઘણાંએક ગામડાંઓ તો આપણા દીઠામાં આવે છે ખરાંજ, પરંતુ તેના કીનારા ઉપર તો કીરમાન, ફારસ (પરસીસ), તથા સીજીસ્તાન યાને સીસ્તાનનાં ફળવંત મુલકોજ આવેલાં છે. ત્યાં ઘેરો તો છુટાછવાયાજ આપણી દ્રષટીએ પડી શકે છે. કોઈ પણ ઘોડેસવાર વાટમાં બેહદ તકલીફ અને ઈજા ખમયા વીના તો તે જંગલ પસાર કરી શકતોજ નથી. ત્યાં ગોયા ખોદાતાલાનીજ કરમ બખશેશથી કોઈ કોઈ જગયાઓ ઉપર ખોજાઓ વીના અહીં તહીં ઉંટો બીચારા હેરાનગતીઓ ભોગવતાં ફરહર કરયાં જાય છે કે, જે વીષેનો અહવાલ હું હવેથી નીચે ટપકાવવા સારૂ દરોસ્ત વીચારૂં છું;" પરંતુ તેનો આપેલો આ સઘળો અહવાલ તે જંગલના માત્ર ઉપલાજ વીભાગને લાગુ પડી શકે તેવો છે અને સીકંદરે પોતાની ત્યાંની રેહલત સારૂ કયો રસ્તો લીધો હતો તે વીષે તો તે કશો પણ એશારો કરી જતોજ નથી. આ ઉપરથી એમ દીસે છે જે, તે તાજદારની આવી જબ્બરી કુચ વીષે સદંતર જ તે પોતે બેખબરોજ હોવો જોઈએ, માટે આપણને આપણી મદદે પાછો ભોમયા તરીકે તેના વરૂતાંત લખનાર એરીઅનનોજ આશ્રો લેવો પડે છે કે જેમાં એણે ઉપરથી પણ કાંઈ ને કાંઈ સુધારો અને વધારો તો કરવામાં આવેલો પણ છે. તે રૂમી નવીશનદો પોતે પણ એમજ લખી જાય છે કે, જે રસ્તો કે સીકંદરની ફોજે લીધો હતો ત્યાં ખોરાકી તો મુતલક મળી આવતીજ નહીં હતી અને પાણી પણ કોઈ કોઈ ઠેકાણે તો કેવળે મવસ્સર થઈ શકતુંજ નહીં હતું. વળી અકસર કરીને ત્યાંનો ઘણોખરો રસ્તો તો છેક દરયાથી દુર રાતનીજ વખતે તેઓને લેવાની ફરજ પડી જતી હતી. આથી કુથે દરયા ભણીજ નીકળી જવાની ઈચછામાંજ તે તાજદાર પોતે ત્યાં પડી રહેલો હતો કે જોઈએ ત્યાંથી કોઈક બારૂં હાથ લાગી શકે છે કે નહીં અને ત્યાંથીજ આપણા કાફલાને રવાના કરી આપવાનાં તમામ સાધનો પણ પુરા પડી શકે છે કે નહીં? કે જેથી આપણે ઠેકાણે ઠેકાણે આપણા માણસો કને કુવાઓ ખોદાવી ખોરાકી સારૂ કાંઈક બંદોબસ્ત કરીને આપણાં જહાજોને પણ ત્યાંજ લાવીને પછી લંગરદારજ કરી નાં

ખયે; પરંતુ તે દેશાવરનો જે ભાગ કે, "લબે દરયા" યાને દરયે કીનારેજ આવેલો હતો તે પણ તદનજ વેરાન જંગલ જેવોજ રહેતો હતો. આથી તે વીષે પુરતી તલાશ કરી આવવા સારૂ કોઇ એક મેનદરોદોરૂસના છોકરા નામે થોઆસ સાથે થોડાક ઘોડેસવારો આપીને તે દરયા ભણી તરતજ પોતે તેને રવાના કરી આપયો હતો. તે ખપયો તેલતા તરફ પુરતી તપાસ કરીને જયારે પાછો ફરયો, ત્યારે તેણે તો પોતાના પાદશાહને ફક્ત એટલીજ ખબર પહોંચાડી દીધી હતી કે, તે કીનારા ઉપર તો કેટલાએક કોલીઓજ માત્ર વસે છે, જેઓ કે પોતાની ઝુપડીઓને માછલાંનાં જાડાં જેવાં કોટલાઓને એકમેક સાથે જોડી નાંખીનેજ બનાવી રાખે છે અને તેનાંપર છજયાં તરીકે મોટી માહીઓ (માછલાંઓ) ના બરડાનાં હાડકાં અને પાંસળાઓના લાંબા લાંબા કાંટાઓને ઉપયોગમાં આણે છે. તેઓને આગલા ગ્રીકો "ઇકથીઓફીજાઇ" યાને માછલી ખાઉ (મારૂ) એટલે જે કોલીઓનાં નામ હેઠળ પોતે પીછાની ગયા છે. એ ગ્રીક શબ્દ અસલમાં મરાઠી બોલ "હી કોલીચી જાત" એવા વાકયનોજ ગોયા અપભરંશ છે એમ આગળ આપણે કેહે પુરવાર કરી ચુકયા છીએ; અને તેઓ વીષે કાંઇ ને કાંઇ અહવાલ એરીઅન (જુઓ, તેની "ઇનદીકા" ૨૯–૩૧) દાયોદોરસ (૩–૧૫ થી ૨૦), કરસીયુસ (૯–૪૦) સ્ટ્રેબો (૧૫–૨, વા૦ ૩, પા૦ ૧૨૦ થી ૧૨૧ મું) અને પલીની (૬–૨૫, વા૦ ૨, પા૦ ૫૯ મું) વટીક આપી ગયલા છે. તે ખપયો વળી સીકંદરને એમ પણ કહેવાને મંડી ગયો હતો કે, તે કોલીઓ પાણીનો તો ઘણોજ થોડો ઉપયોગ કરી જાણે છે અને ઘણી મેહનતે ગદલું જેવું પાણી રાતના શબનમનાં પડતાં ટીપાં પેલી રેતીઓ માંહેલા સીપોમાં જે જમા થઇ રહે છે તેઓને ચુસી ચુસીને પોતાની પાણી સંબંધી હાજતોને તો પછી તેઓ પુરી પાડી શકે છે. હવે સીકંદર જ્યારે ગેદરોસીઆ માહેલી કોઇ એક અમુક જગયા આગળ આવી પહોંચયો કે જ્યાં અનાજ પુષકળ પડેલો હતો; ત્યારે તેણે તેનાપર તરાપ મારી તેને ઉંટોપર લાધીને કોસ્તા ભણી લઇ જવા સારૂ રવાના કરી આપયો હતો અને તેનાપર પોતાની મોહરો પણ મારી રાખેલી હતી કે કોઇ તેને ઉખેડી શકેજ નહીં; પરંતુ તે દરયાની છેક નઝદીકી વેર નીકળી જતાં જે જગયા કે સપરપેહલા ઉતારા તરીકે તેને વાટમાં મળી જાય તે તરફ તે પોતે જયારે ઉપડી આલ્યો; ત્યારે પેલા સીકંદરના હોકમનો અનાદર કરીને પેલા સીપાહીઓ તે અનાજ પોતપોતામાંજ વેહેંચી લેતા ચાલ્યા હતા અને પોતાના ઘણાજ ભુખે મરતા સ્નેહીઓને પણ તેમાંથી થોડો ઘણો હીસ્સો આપતાજ રહેલા હતા. ઘણાજ ભુખ્યા અને તરસ્યાજ હોવાથી પાદશાહના ગુસ્સાની પણ તેઓ કાંઇ દરકાર કરવા લાગયાજ નહીં હતા અને હાથમાં આયતોજ આવી ગયલો અનાજ શું કામ આપણે પડતો મેલ્યે તેમ સમજીને તેનો ઉપયોગ પોતેજ કરવાને મંડી ગયા હતા.

આ વાતની ખબર જ્યારે સીકંદરને કાને પડી ચુકી ત્યારે તેઓની હાજત અને ભુખમરા તરફ જરા લાંબો વીચાર પહોંચાડીને જે સીપાહીઓ કે આ ચોરીના વાંકમાં સપડાઇ ગયા હતા તેઓને પોતે આખેરે માફી બખશી દીધી હતી. તે અનાજ કોઇક બીજે ઠેકાણેથી ફરીને એકઠો કરવા અને તેને પોતાના કાફલા સારૂ દરયા ભણી મોકલી આપવા માટે તે તરતજ પાછો પેલા દેશાવરો ભણી ફરી ગયો હતો અને તે અનાજ જમા કરીને કરથીયુસ નામના કોઇ એક પોતાના વીશ્વાસુ નોકર સાથે પેલા દરયા ભણીજ રવાના કરી આપયો હતો. તે શખસ થરેસમાં કાળા દરયા ઉપર કાલતીસ નામનું જે એક વખણાયલું શહેર આવેલું હતું ત્યાંનો પોતે રહીશ થતો હતો, કે જે શેહેરને અસલમાં તે ઠેકાણે માઇલીસીઅન લોકોએ વસાવયું હતું. વળી ત્યાંના દેશીઓને બને તેટલા અનાજનો આટો કરી નાંખી સીપાહીઓમાં વહેંચવા માટે ખજુર તથા બકરાં

મેંઢાઓ સીખે માંહેલા દેશાવરો ખાતે થા હેઠળ ઉતરી પડવાનો હોકમ વટીક કરી રાખયો હતો. તેમજ પોતાના તીલીકુસ નામના એક બીજા વીશ્વાસુ સ્નેહીને બીજે રસ્તેથી પેલા કોસ્તા ભણી થોડાક આટા સીખે મોકલાવી પણ આપયો હતો. આપરથી એટલો તો સારાંશ સેહેલમાં નીકળી શકે છે કે, પારસીઓ માફક સીકંદરનું કૉમીસરીઍટ ખાતું તો કાંઇ ઘણું જબરૂં રહેતું નહીં હતું અને ફતેહોપરથી ફતેહો કરતોજ તે ચાલ્યો રહયો હતો, તેથી જંગીસખાન કે શીવાજી માફક તેની ફોજ ઠેકાણે ઠેકાણે દરોડો પાડી અને લુટફાટો ચલાવીને કોઇ કોઇ વાર પોતપોતાના ગુજરાન કરતા ચાલ્યા જતા હતા. એ તો સારૂં થયું કે, તે તાજદાર એક બાલનો ઘણો ઝોરાવર હોવાથી એમ તેને ખોરાકી પોષાકી આવા દુરદરાઝ અને શેહઝોર દુશમનોનાં દેશાવરોમાંથી તેની ફતેહોને લીધેજ મળી જતી રહેતી હતી; પરંતુ તેણે કુથે પણ જો ખોદા ન કરે ને કોઇક જબરી હાર ખાધી હતે તો દુશમનોનાં આવાં દેશાવરોમાં તેનું બોહોળું લશકર કદાચને ભુખે તરસે આ આગમચ તો મરણ પામી ચુકયું હતે. આપરથી આવી અગત્યની બાબતસર તેનામાં લાંબી નજર અને બંદોબસ્તો આગમચથીજ કરી રાખવાના જરાક વાંધા તો સ્પષ્ટ રીતે હાલમાં માલુમ પડી શકે તેવા છે, તો જોકે યુરોપીઅન રાવીઓ તેની આવી અણધારેલી ફતેહોથી છક થઇ ગયાથી તેની આવી આવી ખામીઓ ઉપર પોતા તરફથી તો જરા પણ નુકતેચીનીઓ તો કાંઇ કરી જતાજ નથી. યુધનાં મેદાનમાં પુખત સરદાર આપણે કોણને ગણવો જોઇએ કે જે શખસ હર કોઇ જંગના મેદાનમાં પોતે ઉંચે પડે તે આગમચથીજ સરવે તરેહના ઉપાએ ગોઠી રાખીને મેલી શકે કેમકે, એ તો લડાઇનો મામલો છે, ખોદા ન કરે ને જો તે લડાઇમાં તે હારજ ખાઇ બેસે તો પોતાની અગમચેતીથી પોતાની ફોજને ઘણી નુકસાની પહોંચડાવ્યા વીના બાઝગશત તરીકે તેઓને સહીસલામત કુથે કહાડી લઇ જવાને તો તેને સવળતા જેવુંજ થઇ પડે તેવી ગણતરી પણ તેણે મનસે કરી રાખવીજ જોઇએ. વળી હરકોઇ સાધારણ માણસ પણ પોતાના સારા વખત અને ચાલચલણમાં પાછલા માઠા દહાડાઓ વીષેની ગણતરી જો નહીંજ કરી રાખે તો તેનો હાલ પણ આખેરે મહા ઝબુનજ થઇ પડે છે, તે વાત તો આપણે સરવે કોઇ આપણી જાતી આઝમાયશો પરથી સારી ફાની મનસે સમજી શકયે છીએ, માટે તે પર વધુ ખોલાસાની અત્રે કાંઇ ઝાઝી ગરજ તો રહેલી નથી.

ત્યાર બાદ સીકંદર ગેદરોસીઅન લોકોનાં પાયતખત સેહેર--પુરા ખાતે કુચ કરી ગયો હતો કે જયાં પેલું ઓરાનું શેહેર છોડયા પછી જઇ પહોંચતાં તો તેને સાઠ દીવસોનો લાંબો વીલંબ નીકળી ગયો હતો, એમ ઉપર આપણે કુથે જણાવી પણ ચુકયા છીએ. તે શેહેર કીરમાનીઆનાં પ્રાંતની સરહદપર આવેલું હતું અને હાલમાં પણ તે જગયા ઉપર તેજ નામનું એક શેહેર જોવામાં આવે છે કે જે બમપુર નામના શેહેરની પડોશમાંજ આવેલું છે; કારણ એ જે, પુરાનો અર્થ પણ શેહેર ધાનેપરૂ કરીનેજ ઉગમણુ પ્રાંતની ભાષાઓમાં થઇ શકે છે. તે તાજદારના ઘણાખરા ઇતીહાસ લખનારાઓ તો આપણુને એમ સાફ જણાવી ગયલા છે કે, જેવી વીપતી અને બેકરારી તેની ફોજને આ બેયાબાન જંગલ ખાતે ખમવી પડી હતી તેવી હેજગારી તો તેઓની એશીઆમાં ચલાવેલી બેશુમાર ફતેહો અને યુધોની વેળાએ પણ કાંઇ તેઓને ખમવી પડીજ નહીં હતી. તેઓ વળી એમ પણ આપણુને જણાવી ગયા છે કે, સીકંદરે જાણી જોઇનેજ તે બીકટ રસ્તો પોતે નામ ખાતી જવાનાં હેતુથી લઇ રાખ્યો હતો; કેમકે, એક ફકત સેમીરામીસ રાણી જયારે હીંદમાંથી નાસી ગઇ ત્યારે તે રાણી તેજ જંગલમાંથી પોતાની ફોજના કાંઇક જુજ માણસો સીખેજ સહીસલામત નીકળી જવાને સામર્થવાન નીવડી પડી હતી, એમ ત્યાંના લોકોથી તેના સાંભળવામાં આવેલું હતું; પરંતુ બી

જા સરદારો તો તેને ઓળં
ગી જવા સારૂં તયાંજ બીચારાઓ
સદંતર પાયમાલ અને ગારતજ થઇ ગ
યા હતા. તેની વીરૂધમાં નીઆરકસ તો
આપણને એમ જણાવી જાય છે કે,
એવું ઉછાછળું પગલું સીકંદરે જે
આ વેળાએ ભરયું હતું તે તો તેણે
અજ્ઞાન અને અજાણપણાથીજ પોતે પો
તાને માથે હોરી લીધું હતું. તયાંના ર
હીસો વળી તે તાજદારને એમ પણ
જણાવી ચુકયા હતા કે, તે રાણી પણ
તેમાંથી ફકત પોતાના વીસ માણસો સી
એજ તેમાંથી આરપાર નીકળી શકી
હતી, અને બાકીના સઘળા માણસોને
તો તયાંજ પોતે ગારદ કરીને ચાલતી
થઇ હતી. વળી તેમાંથીજ હીંદપર સ
વારી લઇ જતી વેળા મહાતમા કુરૂસ
પણ પોતાની આખી ફોજ આખરે બર
બાદ કરી ગયો હતો અને પોતે પોતા
ની સાથે માત્ર સાત સ્વારોજ લઇને
તેમાંથી સહીસલામત બાહેર નીકળી
શકયો હતો. તે બાઝગસ્ત તે જંગલ
ના ડરામણા રસ્તાપરથી તે પારસી પાદશા
હ પાછો ફરે તેટલામાં તો તેની ફોજના ઘ
ણાખરા માણસો તો તયાંજ પહોંચતા થ
ઇ ચુકયા હતા. (જુઓ, દાયોદોર
સ ૨–૧૯, ૨૦) તથા સ્ત્રેબો (૧૫–૨).
મીગાશથીનીસ તો એમ વરણવી જાય છે
કે, હીંદપર સ્વારી લઇ જવાનો જે વીચા
ર સેમીરામીશ રાણીએ કરી રાખયો હતો
તે અમલમાં આવી ચુકે તે પુરવે તો તે
ણીને પોતાની દેહનો દંડ આપવો પ
ડી ચુકયો હતો. (જુઓ, એરીઅનનો
"ઇનદીકા" વી૦ ૫ મો.) આ હીંદપર
ની પાદશાહ કુરૂશની સ્વારી વીષે હીરા
દોતસ કે કટીસીયુસ તો એક હરફ પણ
પોતે પોતાના દફતરોમાં કાંઇ જણાવી
ગયલા નથી; * પરંતુ એરીઅન તો
આપણને એમ કહી જાય છે કે, (જુ
ઓ, તેની "ઇનદીકા" વી૦ ૯ મો,) કે
હીંદુ લોકો તો સાફ એમ જણાવી જા
ય છે કે, પાદશાહ કુરૂશે અમારા મુલક
ઉપર તો કોઇ કાળે પણ સવારી કરેલી
જ નહીં હતી. હવે તે સઘળા બરખે
લાફ અહવાલોપરથી માનવું તે કોણનું
તે તો હાલમાં એક મુશકેલ સવાલ થ
ઇ પડે છે; કેમકે, તે વીષેનાં કથાં દ
સ્તાવેજો કે દંતકથા પણ આપણુ લોકો
કને તો કાંઇ સાબુત રહી શકેલાજ નથી.

નીઆરકસ તો આગળ ચાલતાં વ
ળી એમ પણ કહે છે કે, આ રેહલત
સીકંદરે પોતાના કાફલા સારૂ ખોરાકી
પહોંચાડવાના હેતુથીજ કરી હતી તે
વાત તો ચોક્કસજ છે. પરંતુ તે સાથે
તેણે પોતાને મનસે એવો પણ ગરવ
કરવો જોઇએ કે, મકરાનનું આવું જ
બરૂં દશ્ત સહીસલામત રીતે પસાર ક
રી જવાથી તો મહાતમા કુરૂશ કે સેમી
રામીશ રાણી થાને પણ હું વધુ માનપાન
લોકોની નજરમાં તો ખાટી જયા વીના
રહીશજ નહી. હવે ધારયા મેજે કતીસી
યુસના ખોવાયલા જુજો ઉપરથીજ એ
મજકુર સેમીરામીશ રાણીની હીંદપરની
સવારી વીષેનું તુલોતવીલ દાસ્તાન દાયો
દોરસ (૨–૧૬ થી ૧૯) જે આપી ગ
યો છે અને તેના હમનબરદ સતાબરેબો
તીસ જેવા હીંદુ રાજાની બહાદુરી વીષે
તે જે અહવાલ દરશાવી ગયો છે તે
તો પુરતી રીતે આપણે પણ આ પેહે
લા દફતરની શુરૂઆતમાંજ (જુઓ, તેનું
પા૦ ૧૪ થી ૧૭ સુધી) જણાવી
ચુકયા છીએ. તે જંગલ માંહેલી વળી
બેહદ ગરમી અને પાણીની તાણથી તે
ની ફોજના સીપાહીઓ તો ટપોટપ મર
તાજ ચાલ્યા હત, તેમાં અકસર કરી
ને ભારબરદારી જાનવરોનો તો પાણી
ની તરસ અને પેલી રેતીના તપવાથી
સદંતરજ ઘાન નીકળી ગયો હતો. તે જાનવ
રોના પગ હેઠળ રેતીના ગરમ ગરમ ટેકરા
અને ખાડા ખાબોચયાંઓ જે આ
વયા જતાં હતાં તેથી તેઓ કીચલમાં
જેમ ગધેડાંઓ ફસડાઇ પડે છે તેમ તે
બીચારા પશુઓ પણ ફસડાઇને ત્યાંને ત્યાં
જ મરણ પામતાં ચાલ્યાં જતાં હતાં; કે
મકે, તે રેતીના ઘણા ઉંડા અને ઉંચા
ઢગલા એકમેકના ભારથી મજબુત થઇ
ને જડ અને ઠરીઠામ તો કાંઇ થઇ બેઠે
લાજ નહીં હતા અને પોચાજ રહી
ગયલા હોવાથી તેમાં પેલા જાનવરો ઠે
ઠ અંદર પેસી જઇને પછી ગુંગળાઇ
નેજ મરવા લાગયા હતા. તે ટેકરીઓ
ઉપર દોડધામ કરતી વેળા પેલા રસ્તા

આ ચહડ ઉતર કરવા સારૂ પાક્ટ જેવા તો દીસ્તાજ નહીં હતા; તેથી પેલા ઘોડા અને ઉંટો વટીક આજેઝ થઇ પડીને હારજ થઇ જતાં હતાં. વળી પાણીની તાણુને લીધે તેની શોધ કરવા સારૂ પેલી ફોજને લાંબી લાંબી મનઝેલો જે કાપી જવી પડતી હતી તેથી એક તો થાક અને બીજું તો આફતાબના તપવાથી પેલા સીપાહીઓ વાટમાંજ બેઝાર બેઝાર થઇ પડતા હતા અને તરાહે તરાહે પોકારવાનેજ મંડી જતા હતા. એેઓ એમ કહે છે જે, પેલા સીપાહીઓને એકી ટગરે રાતોરાત બસો, ચારસો અને કોઇ કોઇ વાર તો છસો સ્તેદીજ જેટલી પણ લાંબા મનઝેલો કાપવી પડતી હતી તેથી તેઓ થાકીને લુસ જેવા થઇ જતા હતા; પરંતુ જયાં પણ તેઓ પાણીના હરકોઇ ચશમા (ઝરા) આગળ આખી રાત સુધી કુચ કરી અને ભટકી રઝળીને સવારના પહોરમાં જો આવી પહોંચતા હતો. ત્યાં તેઓ પછી વીસામો લઇ પડી સારી કાની આસાયશ લેવાને મંડી જતા હતા. આવો તે બાપડાઓનો ત્યાં જે માઠો હાલ થઇ પડયો હતો તે વીષેની કદર જેનાપર કશું તેવું વીતેલુંજ નહીં હોય તેના તો ખીઆલમાં વટીક પણ તે આવી શકે તેવી જ નથી; કેમકે, ખાજા હાફેઝ કહે છે કેઃ—

“શબે તારીક વ બામે માજ વ ગેરદાબે ચુનીન હાયલ,
કુજા દાનંદ હાલે મા સબોકબારાંને સાહેલા.”

યાને “એક તો રાત અંધારી અને બીજું તો પેલા (રેતાલ) મોજાઓની ધાસ્તી અને દહશતનાક વંટોળયાઓના મારા હેઠળ અમો હાલમાં જે આવી પડયા છીએ, તે વીષે દરયાને કીનારે પોતપોતાની મોજ જોખ સારૂ ફરવા હરવા નીકળેલા પેલા સુખવાસી જીવડા અને રાહદારીઓ તો શું સમજી શકે? અને અમારા દુઃખની બીના તે કેમ તેઓના મગજમાં ઉતરી પણ શકે વારૂ? એ તો જેના પર પડે તે જ આ અમારીપરની આફત વીષેની કદર બુજી અને પીછાણી શકે તેવું છે! એમ તે સેહરા (જંગલ)માં મરણ પામેલા એક મકદુનીઅન સેપાહનું ફરોહર મારા કાન આગળ પડીને એક બડી બામદાદની વેળા કાંઇક આગાહી અને પોતાપર પડેલી તે જફાઓના ગોયા રોદરાઓ રડી ગયું હતું!”

હવે પેલી થાક અને રસ્તાની હાડમારીથી પેલાં ભારબરદારી જાનવરો જે જુડાબંધ ટપોટપ મરતાં ચાલ્યાં હતાં તેમાં વળી પેલા સેપાહો પણ પોતપોતાની ભુખો મટાડવા સારૂ ઘણાખરા ઘોડા અને ઉંટોને પાદશાહની હલુસે કાપી કાપીને ખાઇ જવા પણ લાગયા હતા અને જ્યારે કોઇપણ તેઓ કને તેઓનો હેસાબ લેવા આવતો ત્યારે તેઓ પોતે વેને એમ કહી બેસ્તા હતા કે, અમો શું જાણુયે, તે બીચારાં ચોપગાં જાનવરો તો થાક, ગરમી અને તરસથીજ રસ્તામાંજ કેથે મરણ પામી ગયાં હશે. હવે તે ગુનાહમાં સઘળા સીપાહીઓ શામેલ હોવાથી અને પોતે ભુખાદાહાસ જેવા થઇ પડેલા હતા તે વીષેની ખરી બાતમી તો કોઇની આગળ પણ તેઓ જાહેર કરી શકતાજ નહીં હતા, અને તેમ કરવા કોઇ પણ સીપાહી હીંમત વટીક કરી શકતોજ નહીં હતો; પરંતુ તેઓની આવી ખંધાઇની વાતથી સીકંદર ખુદ પોતે તો ઘણોજ શેહારો રહેતો હતો તેથી તરતજ તે તો તે બીના સદંતરજ પામી ગયો હતો અને જાણે પોતે કાંઇ જાણુતો અને સમજતોજ નહીં હોય તેમ અશમખરાજ ત્યાં કરવાને મંડી ગયો હતો. આમ પેલાં બીચારાં જાનવરોનો તો ઘાનજ નીકળી ગયલો હતો. તેથી પેલા દરદી અને નીરબળ સીપાહીઓને તો ગાડાંમાં નાંખીને પેલા સીપાહાઓજ ઘસડી જવા લાગયા હતા; પરંતુ પેલી રેતાળ ઝમીન અને બુલંદ આફતાબની બપોરના સજડ તપવાથી અને ભુખમરો તથા પાણીની તરસને લીધે જયારે તે ગાડાં તેઓથી ઘસડાઇ શકાતાંજ નહીં હતાં અને વાટમાંજ ધક્કામુક્કીથી ભાંગી તુટી જતાં હતાં, તયારે તો પેલા આજારી સીપાહીઓને તયાં ને તયાંજ પડેલા નાંખી દઇને તેઓ ખુદ પોતે તો આગળજ નીકળી જતા હતા. તેઓને તેઓની આવી બીમારીની વેળા કાંઇ સારવાર

કરનાર ત્યાં હાજર નહીં હોવાથી તે બીચારાઓ તો આખેરે ટવળી ટવળીને મરણ પામતાજ ચાલ્યા જતા હતા; કેમકે આખાં લશકરનીજ સલામતી સારૂ તે પાદશાહની જબરી કાળજી હોવાથી તે બીચારા એકલદોકલ અધમુવા માણસોની તો ત્યાં કોઈ દરકાર જ કરતું નહી હતું અને દાદ પણ લેતુંજ ન હોતું અને સરવે કોઈ પોતપોતાનાજ જાનો બચાવવાને લાગી ગયા હતા વળી તે કુચો અકસર કરીને રાતનીજ વેળાએ કરવામાં આવતી હતી તેથી કેટલાએક સીપાહીઓ તો થાક અને ઉંઘથી કરીનેજ વળી પાછળ રહી પડતા હતા; લયકીન જ્યારે પોતાની નીંદ્રામાંથી તેઓ જાગી ઉઠતાં ત્યારે જેઓમાં કે બળ હોય તેઓ તો જેમ બને તેમ ઝડપમાં દોડી જઇને પેલી ફોજ સાથે શામેલજ થઇ જતા હતા પણ તેમાં પણ ઘણા થોડા શખસો ફાવી શકતા હતા અને ઘણાખરાઓ તો પોતાનો રસ્તોજ બીચારાઓ ગુમ કરી બેસતા હતા, જેથી તે રેતાળ જંગલમાં જેમ પાણીમાં માણસો ડુબીને મરણ પામે છે તેમજ તેઓ પણ તેમાં ગરક થઇ જઇને પછી આખેરે મરણુજ પામી જતા હતા. (જુઓ, જેનોફનની "એના બારીસ" ૭–૫, ૧૩ તથા હોમરની "ઓદીસી"ની ઓ૦ ૭ ની બેત ૨૮૩ મા.) તેટલામાં વળી તે આખી ફોજ ઉપર બીજી પણ નવી મુસીબત આવી પડી હતી કે જેથી પેલા સીપાહીઓ, ઘોડા અને ભારબરદારી જાનવરો પાછાં વધારે દુ:ખમાંજ પડતાં ચાલ્યાં ગયાં હતાં.

હવે તે મુલકમાં વરસાદ મોસમસરજ આપણાં દેશાવરો માફક જે પડતો ચાલતો હતો તેથી પવનના ઝપાટાઓથી પેલાં વાદળાં મેદાનો તરફ નહીં બલકે પહાડોના શીખરોપરજ ઘસડાઇ જતાં હતાં જેથી ત્યાં વરસાદ એકદમ થોકબંધજ પડી જતો હતો. બનાવ એવો બની ગયો કે, એક દીને પાણીની શોધ સારૂ તે ફોજ દેહેરા તંબુઓ વીના એક નાનાં ઝરા આગળ પોતાની છાવણી રાતની વેળાએ જ્યારે નાંખી પડી હતી ત્યારે તેમાં જે નાળું કે આવીને ખલી થઇ જતું હતું તે એકાએક મધરતની વેળાએ પેલા પહાડ ઉપર પડેલા બેહદ વરસાદને લીધે થોકબંધ પાણીથી વેહેતું ચાલ્યું હતું કે જે વીષેની તલાશ અને સાહુચેતી આગમચથીજ પેલા પહેરેગીરીએ પોતાનાં અજ્ઞાનપણાંને લીધે રાખેલીજ ન હોવાથી તે છાવણી આગળ તો ગોયા મોટી રેલજ આવી ગઇ હતી. આથી પેલી છાવણીની પછવાડે ચાલનાર ઘણાખરા માણસોનાં તો બઇરાં છોકરાં વટીક તેમાં ડુબીનેજ મરણ પામયાં હતાં અને પાદશાહી સામાનસરંજામ અને અસબાબ તથા બાકી રહી ગયલાં ચોપગાં જાનવરો પણ તે સાથે તે તાણમાં ઘસડાઇ ગયાં હતાં. પેલા સીપાહીઓ પણ તે રેલમાંથી પોતાના હથયારો લીધે મહા મુશકેલીથીજ બચી શકયા હતા કે જેમ કરતી વેળા તેઓના કેટલાએક શસ્ત્રો તો તે પાણીમાંજ ડુબી ગયાથી તેઓને હાથ કેવળે તેઓ આવી શકયાંજ નહીં હતાં. ત્યાર બાદ જયારે પણ ભર બપોરના સુરજના તાપથી થાકેલા પરાગેલા તે સીપાહીઓ કોઇક બીસયાર પાણીવાળા ચશમાની નઝદીકમાંજ આવી પડતા હતા; ત્યારે પોતાની તરસ મટાડવા તેઓ એટલું તો પાણી તે ચશમામાંથી કાઢીને અધીઓની માફક પીવાને મંડી જતા હતા કે તેથી તેઓ માંહેલા ઘણાએક સીપાહી તો ત્યાંના ત્યાંજ ટપોટપ મરતાજ ચાલયા જતા હતા. આથી હવેથી સીકંદરને પોતાની છાવણી તેવા ચસમાઓ આગળથી આસરે વીસ સ્તેદીજ જેટલી દુર દુરજ નાંખવી પડતી હતી કે પેલાં પાણીની લાલચથી તેના સીપાહીઓ તથા જાનવરો તેમાં એકાએક ઉતરી પડીને મરણ પામી શકેજ નહીં; તે સાથે તેમાં નહાવાધોવાથી તે પાણી બીજા સીપાહીઓ સારૂ ગદલું નહીં થઇ પડે તે વીષેની પણ તકેદારી તેને હાલમાં તો રાખવી જરૂરજ થઇ પડી ચુકી હતી.

## સીકંદરની કહેવાતી ઉદારતા.

હવેથી સીકંદર એ બેયાબાન જંગલમાં યાતો તેની પુરવે પારાપોમીસીદીઆ

નોની ભુમીપર જે ઉદારતા કરી દેખાડાવી હતી તે વીષે તેની તઅરીફનાં બાંકા તેનો પુજારી આ મજકુર એરીઅન કરવાને મંડી જાય છે; તો જોકે તેમાં હું તો કાંઈ ઘણું દમ જેવું જોઈ શકતોજ નથી; કેમકે, ખુશામદખોરા નવીશનદાઓ હમેશ મોટા માણસોનાં નજીવાં જેવાં કામોને પણ મોટું રૂપ તો આપવાને ચુકતાજ નથી. કરસીયુસ તો આ બીના સારૂ એમ લખી જાય છે કે, જયારે સીકંદરે બીસસનો દુંબાલો પકડવા વાટમાંને વાટમાં આવેલું એક બેયાબાન જંગલ વટાવી નાંખ્યું ત્યારેજ એ બનાવ બની ચુકયો હતો. (જુઓ, તેની ચો૦ ૨૦.) પલુતારક કહે છે જે, (જુઓ, તેનો "સીકંદરનો વૃતાંત" વી૦ ૪૨ મો ) જ્યારે તે તાજદારે પાદશાહ દરાયશનો દુંબાલો પકડયો ત્યારેજ તે વાત બની ચુકી હતી. ફરોનતીહસ (જુઓ, તેની "શ્રીતીગીમાતીકા" ૧—૭, ૭) એમ વર્ણવી જાય છે કે, તે બનાવ આફ્રીકાનાં બેયાન જંગલમાં બની ગયો હતો અને પોલીઆનુસ (૪—૩, ૨૫) એ બીના વીષે પોતે પણ જોકે એશારો તો કરી જાય છે ખરો: પરંતુ તે બનાવ કયાં બન્યો હતો તે વીષે પોતાનો અભીપ્રાય તે નવીશનદો ખાતરીપુરવક રીતે પોતે કાંઈ દર્શાવી જતોજ નથી. કહે છે કે, આ રેતાળ જંગલમાંથી પાણીની શોધ સારૂ એક વેળાએ તેની ફોજ આફતાબની ગરમીથી ભુજાતી સેકાતી જયારે પસાર થતી હતી તયારે તે પાણી તેઓને હાથ નહીં લાગે તયાં સુધી તેઓએ પોતાની કુચને લાંબી મનઝલ સુધી ચાલુજ રાખી મેલેલી હતી. સીકંદર ખુદ પોતે પણ મહા તરસ્યો તે વેળાએ થઈ પડયો હતો તોપણ પાઉંપેયાદો તે પણ પોતાની ફોજ સાથે વાટમાંજ ચાલવાને મંડી ગયો હતો કે જેથી પેલા સીપાહીઓ પોતાની માફક પેલી તરસને છુપાવીજ રાખે અને પોતાની તે પીડા અને દુ:ખને ગોયા શાંતીથીજ ખમતા ચાલે. એટલામાં તેના કેટલાએક શેતાબ ચાલના સવારો પેલી ફોજને છોડી જઈને પાણીની શોધમાં કેથે બાહેર જે નીકળી ગયા હતા તેઓને એક ફાટમાં જે નાનો જેવો ઝરો વેહેતો હતો તેમાંથી થોડુંક પાણી મવસ્સર થઈ શકયું હતું. તે પાણીને મહા મુશકેલીથી તેઓએ એકઠું કરી નાંખી તેઓ સીકંદર કને બેહદ ઝડપથી આવી લાગયા કે જાણે તેઓ પોતાના તાજદાર સારૂ ગોયા કાંઈક મોટો હદયો લાવયા હોય તેવા વીચારથી તેઓ તેની છાવણી ભણી પોતે ઝડપમાંજ ઉતરી પડયા હતા. જેવા તેઓ પોતાના પાદશાહની નઝદીકમાંજ જઈ પહોંચયા કે તેવાજ તેઓએ પેલાં પાણીને તેની કોલાહમાંજ નાંખી દઈને તેની કને તેને હાજરજ કરી દીધું હતું. તે પાણી પોતાના હાથમાં લઈને જે સીપાહીઓ કે તે લાવયા હતા તેઓને પેલાં લશકરની સનમુખજ તેને ઝમીનપર ઢોળી નાંખવાનો તેણે હોકમ કરયો હતો. આથી પેલી આખી ફોજ પેલું પાણી પી ચુકયુંજ હોય તેવો તેઓને સધયારોજ મળી ચુકયો હતો. આથી લશકરો ઉપર કેમ અમલ ચલાવવો અને પોતાનો કાબુ પોતાના હાથમાં કેવી તરેહથી રાખી મેલવો તે બીના તે તાજદાર પોતે સારી કાની મનસે સમજવો જોઈએ એવા સારાંશ ઉપર એરીઅન પોતે ઉતરી પડે છે. વળી આ બીજો નવો માઠો બનાવ પણ તે ફોજના હકમાં ત્યાં હેઠળ મુજબ ગુજરી ચુકયો હતો; કેમકે, પેલા ભોમયાઓ હવેથી સીકંદરને એમ કહેવાને મંડી ગયા હતા કે, પવનથી ચોતરફ રેતી જે ઉડી રહી છે તેથી પેલી રાહદારી સડક તો હાલમાં અમારી નજર આગળથી કેવળે નીસરીજ ગઈ છે અને અમો તો સાહેબ, તે રસ્તોજ ગોયા હવેથી ભુલીજ ગયલા પછી વળી પેલી રેતી ચોમેર યકસાન થએં. રાઈ ગઈ છે તેથી અમારી કરી રાખેલી નીશાનો વટીક અમારી નજરમાંથી ખસી ગઈ છે, તેથી ખરો રસ્તો હવે કયાંથી લેવો તેની અમોને તો હાલમાં જરા પણ સમજણ પડી શકતીજ નથી; કેમકે, તે રસ્તાપર હારબંધ આગળ ઉગી નીકળતા રોપાંઓ કે રેતાળ ટેકરીઓની જે નીશાનો અમે મનસે ગોખી રાખતા હતા તેઓની હાલમાં તો

કશી ધન નસલખી અમારા દીઠામાં આ વી શકતી નથી. તે સાથે વળી જેમ ખલાસી લોકો સવારના સુરજની ચાલ થી અને રાતના સેતારાઓની ગતી ઉપ રથી પોતે જેમ રાહ કાપતા રહે છે, તે વી તરબીયત પણ અમો લોકોને અસલ ધરથીજ કેવળે કાંઇ મળેલી નહીં હોવા થી અમારા તો અત્રે ગોયા હાથ પગજ બંધાઇ ગયલા છે. કહે છે જે, અંધારી રાતના ફીનીસીઅન ખલાસીઓ દબ્બયે અસગર યાને હફ્ત અઉરંગે-કુહનેની ગતી પ્રમાણેજ પોતે દરયામાં રાહ કાપ તા રહેતા હતા તેમજ બીજા લોકો ના અરકાડીઓ દબ્બએ અકબર યાને હફ્ત અઉરંગે મહન (સપત રૂષી) ના ગતી મુજબ રાહ લેતા જતા હતા. યવન લોકો તો તે તારાઓને સાઇનોસુ રી અને હલીસી એવાં નામો હેઠળ પો તે પીછાનયા જતા હતા અને કોઇ કોઇ તો પેલા સપત રૂષીને "આરકેદીઅનમેદ" યા તો કાલાસ્તો એવું નામ પણ આ પતા હતા. વળી ફેરદુસી અને નેઝા મી સેવાય સીકંદરનો વરૂતાંત ફારસી માંજ કોઇ એક અશરફ નામનો કવી પણ પોતાની "જફરનામે" એવું ના મ ધરાવનાર ચોપડીમાં હી૦ સ૦ ૮૪૮ એટલે જે ઇ૦ સ૦ ૧૪૪૪ માં લખી ગયલો છે. તેમાં એમ જણાવવામાં આ વેલું છે જે પોતાની યુનાન તરફની બા ઝગશતની વેળાએ તે તાજદારની મરજી હીંદુસ્તાનથી તે કીરમાન તથા ઇસ્તખર નાં શહેરોને રસ્તેથીજ પોતાની સ્વદેશ ભુમી તરફ નીકળી જવાની હતી.

"મેરા મયલે દીલ સુએ કીરમાન શુદનસ્ત;
વ ઝાન રાહે ઇસ્તખ્ર વ યુનાન શુદનસ્ત."

આથી તે નામદાર (નામજુયા) પાદશાહ જાવલ અને સીસ્તાનનાં પ્રાંતોને મારગેથી પારસની ભુમી ખાતે ઉતરી પ ડયો હતો અને કીરમાન થઇને ઇસ્તખ ર ખાતે પોતે પહોંચી ગયો હતો.

"વઝાનં જા સુએ પાર્સ આવોર્દ રૂહ;
જે કીરમાન બ ઇસ્તખ્ર શુદ નામજુ."

એમ નામીચો અંગ્રેજ મુસાફર સ ર વીલીઅમ ઉજલી આપણને જણાવી ગયો છે. (જુઓ તેની "ઇરાન દેશની મુસાફરી" નાં વા૦ ૨ ને પા૦ ૩૯૧ મે.)

આથી સીકંદર પોતાની સાથે થો ડાક ઘોડેસવારોને લઇને તે ફોજની હરોળમાંજ પોતે ચાલવા લાગયો હતો; પરંતુ ગરમીથી જયારે પેલા સવારોના ઘોડા પણ થાકીને લુસ થઇ જવા લા ગયા ત્યારે પેલી આખી ફોજને પડતી નાંખી પોતાની સાથે ફકત પાંચજ સવા રોને લઇને તે સરદાર પોતે આગળ ઝડપમાં નીકળી ચાલ્યો હતો, કે જે વેળા એ આખરે તેને દુરથી પેલા દરયાનાં દરશન થવા માંડયાં હતાં. તે દરયોજ છે તે બીના તે તાજદાર ત્યાં કીનારે પ ડેલાં કોઇક ટુંકા પાતલાં પાટયાંપરથીજ પોતે પીછાની શકયો હતો. ત્યાર બાદ તે પાછો પછી પાણીની શો ધમાં આગળ નીકળી ગયો હતો જે થી ત્યાં સ્વચછ તાજું પાણી તેને હાથ આવી ગયું હતું. આથી તેજ રસ્તેથી પાછો ફરી જઇને તે પોતાની પેલી ફો જને ત્યાં પોતાની સાથેજ લઇ આવયો હતો. કહે છે જે, સાત દહાડા સુધી તો પેલા કીનારે કીનારેજ તે લશકરે પોતા ની કુચને જારીજ રાખી મેલી હતી અ ને તે કીનારાપરથીજ પોતાની પાણી ની હાજતોને તેઓ પુરી પાડતા ચાલ્યા જતા હતા. ત્યાર બાદ તેણે માહેલા દ શાવરો ખાતેનો રસ્તો પોતે લેતો કી ધો હતો; કેમકે, પેલા ભોમયાઓ તેને હવે ખાતરીથી એમ કહેવા લાગયા હતા કે, સાહેબ, હવે એ રસ્તો અ મારા ધયાનમાં આવી ચુકેલો છે અને તેનાથી અમો પોતે સારી કાની વાકેફ ગાર પણ છીએ.

## કીરમાનીઆના પ્રાંત ખાતે થઈ પડેલી તેની પાછી રેહલત યાને મુસાફરી.

હવે આવાં દશતે મકરાન જેવાં દહશતનાક અને ભયંકર હફતેખાન ને વટાવી જઇને સીકંદર પોતાની બા કી રહેલી બચી ગયલી ફોજ સીખે જ યારે એ ગેદરોસીઆ પ્રાંતનાં પાયતખત શેહેર પુરામાં દાખેલ થઇ ચુકયો, ત્યારે તેણે તે લશકરને ત્યાં જરા આસાયશ લેવા દીધી હતી અને પેલા આરીતી

આન લોકો ઉપર એપોલોફેનીસને તેણે આગળ હાકેમ તરીકે જે નેમી રાખયો હતો, તે શખસ તેના હોકમ પ્રમાણે ચાલવા લાગયોજ નહીં હતો તેથી તેને બરતરફ કરીને તેને બદલે તે પ્રાંતનાં રહીશ પેલા થેયાસને તેણે સુબા તરીકે સોંપી આપયો હતો; પરંતુ તે ત્યાં થોડુંકમાંજ આજારી પડીને મરણ પામી ચુકયો હતો. આથી તેને બદલે તેની જગયા સીબીરતીયુસનેજ પોતે આપી દીધી હતી અને તેનેજ તેણે કીરમાનીઆનો પણ તે પુરવેથીજ હાકેમ બનાવી મેલેલો હતો, તેથી તે સતા તેની કનેથી હાલમાં લઇ મેલીને તેને બદલે કીરમાનીઆના પ્રાંતની હાકેમી તેણે પાઇથોફીનીસના બેટા તલીપોલીમુસને હસ્તક સોંપી દીધી હતી. આથી પેલો સીબીરતીયુસ હવેથી આરાચોતીઅન તથા ગેદરોસીઅન લોકોનોજ પોતે માત્ર હાકેમ ગણાવા લાગયો હતો. વળી હવેથી જ્યારે તે તાજદાર કીરમાનીઆનાં પ્રાંત ભણીજ પોતે ઉપડી ચાલ્યો ત્યારે તેને એવી ખબર વાટમાં મળી ચુકી હતી કે, હીંદુ લોકો ઉપર તેણે પેલા ફીલીપને આગળ જે સુબા તરીકે નેમી આપયો હતો તેને તો તેના પેલા ભાડુતી યવન સીપાહીઓએ દાગાથીજ પોતે મારી નાખયો હતો; પરંતુ તેના મકદુનીઅન બોડીગારડોએ તો તેઓના આવા નાલાયક કરતુકની વેળાએજ તેઓના કેટલાએક માણસોને પણ પકડી રાખીને તેઓને પોતે ત્યાં ને ત્યાંજ ઠાર કરી નાખયા હતા. આ વાતની ખબર સીકંદરને પડતાને વારજ તેણે તરત હીંદ તરફ યુદીમુસ તથા તેક્ષીલાસ ઉપર એવો કાગળ પોતે લખીને મોકલાવી આપયો હતો કે, જ્યાં સુધી હું નવો હાકેમ મોકલાવી આપું નહી ત્યાં સુધી તમારેજ પેલા ફીલીપની હોકુમતને સંભાળી લેવી જોઇશે. એમ કરતાં તે તાજદાર જ્યારે કીરમાનીઆનાં પ્રાંત ખાતેજ પોતે જવા લાગયો ત્યારે તેનો સરદાર ક્રાતીરસ પણ સહી સલામત પોતાની ફોજ તથા હાથીઓ સાથે ત્યાં તેની સાથેજ આવીને શામેલ થઇ ચુકયો હતો. તે સરદાર પોતે પોતાની સાથે ઓરદાનીસ નામના કોઇ એક સુબાને પણ પકડી લાવયો હતો; કેમકે, તેણે પણ હવેથી બંડ ઉઠાવવા માંડયું હતું. તેમજ તે પોતાની સાથે ઓઝીનીસ અને જરીઆસપીસ (જરીઅસ્પ) નામના બે પારસી ઉમરાવોને પણ તેઓની હુલડખોરી ચાલચલગતોને લીધે પોતાની સાથે બેડીઓ ઠોકીને ઘસડી લાવયો હતો, એમ કરસીયુસ આપણુને જણાવી ગયો છે (૯—૪૧.) એટલામાંજ હેરાત (એરાયા) અને જરાંગીઆન લોકોનો સુબો સીતાલસીસ પણ તેની બારગાહ ખાતે પોતાની સાથે પારથીઆ તથા હીરકેનીઆના સુબા ફરસમાન (ફરામરેઝ—ફરીસમાનીસ) એબને ફ્રાતોફરનીસને પોતાની સાથે લઇને આવી પહોંચયો હતો; વળી પારમેનીઓની સાથે મીદીઅન ફોજ ઉપર નેમી રાખેલા કલીઆનદર, સીતાલસીસ અને હીરાકોન નામના સરદારો પણ પોતાની ફોજનો ઘણોખરો ભાગ લઇને તયાંજ પાછા નીકળી આવયા હતા. હવે તે તરફના દેશી રહીસોએ તથા તેના સીપાહીઓએ પણ આ કલીઆનદર તથા સીતાલસીસ ઉપર પોતા ઉપર તરેહ તરેહવાર જાતના સેતમો ગુજરવા લીધેના જે આરોપો મેલવા માંડયા હતા તેથી તેઓની પણ જાસ્તેજુ તેણે કરવા માંડી હતી કે જેનાં તેઓ તકસીરવાર ઠરી ચુકયાથી બીજા હાકેમો તથા અમલદારો આગળ ચાલતાં તેવાં જુલમ તથા જાસ્તી ભરેલાં કામો નહીં કરે તેવો ધડો બેસાડવાના હેતુથી તેઓને સુલીપરજ લટકાવી દીધા હતા. તે આરોપો એમ હતા કે, તેઓએ લોકોનાં દેહેરાં તથા જુના કબરસ્તાનોનેજ લુટવા માંડયા હતાં તથા લોકોપર જુલમ જાસ્તી, ગેર ઇનસાફી તથા બેપરવાહી અતયંત ચલાવવા માંડી હતી. કરસીયુસ તો એમ વરણવી જાય છે કે, કલીઆનદરે આગળ પારમેનીઓને પોતે હાથે જાતેજ મારી નાંખયો હતો તેથી તેને મોતની શીક્ષામાંથી તો તેના મદદનીસો સીખે પોતે મુકતજ કરી નાખયા હતા અને માત્ર તેઓને કેદજ કરાવી રાખયા હતા; પરંતુ જે છસો સીપાહીઓએ તેઓ

કને આવાં ઘાતકી કામો કરાવવાની
ઉશકેરણીઓ કીધી હતી તેઓને
તો કતલજ કરી નાંખવામાં આવયા
હતા. આથી તેણે બેશુમાર રેઆઇયતોને
એકમેકથી દુર જે જીતી લીધી હતી યા
તો રાજીખુશીથી પોતાને તાબે કરી નાખી
હતી તેઓપર તેઓના હાકેમો કાંઇ જુ
લમ જાસ્તી નહી કરે તેવાં પ્રયતનો તે
ણે હવેથી કરવા માંડયાં હતાં કે જેથી
તે લોકો તેના તાબા હેઠળ બાઇજ્જત
અને અમનચમનથીજ રહી શકે અને
તેનાં રાજય તરફ કશો પણ અભાવ
પોતે દેખડાવી શકેજ નહી. પેલા હીરા
કોન ઉપર પણ ગેરમુનાસેબ ચાલચલ
ગત વીષેનો આરોપ લટકીજ રહેલો
હતો, પરંતુ તેમાંથી તે તો બેગુનાહ ની
વડી પડયો હતો જેથી હાલતરત તો
શીક્ષામાંથી તે બચી જવા પામયો હ
તો; પરંતુ ત્યાર બાદ તરતજ સુસા
નાં દેહેરાં લુટવાનો આરોપ ત્યાં
ના રહીસોએ તેનાપર જે મેલયો હતો
તેમાં તો તે સજડ સપડાઇ ગયલો હ
તો, જેથી તેને પણ આખેરે તેવી મજ
કુર સજાજ થઇ પડી હતી. વળી
સતાસાનોર અને પુરે ફરાતાફરનીસ
ને જયારે એવી ખબર મળી ચુકી કે,
પાદશાહે તો ગેદરોસીઆના મુલકનોજ
બીકટ રસ્તો લીધેલો છે ત્યારે, ત્યાં ખ
મવી પડતી હેજગારી અને મુસીબતોની
બીનાને ધયાનમાં લઇને તેઓ તેની
કુમક કરવા સારૂ ઘણાએક ઉંટો અને
ભારબરદારી જાનવરો સીધે તેની ન
ઝદીકીમાં તરતજ પોતે વખતસરજ આ
વી લાગયા હતા. આથી તે સઘળાં જા
નવરોને તેણે પોતાના દરેક સરદારો,
ઘોડેસવાર પલટણો અને પયદલ ફો
જોની દરેક ટુકડીઓમાં જેમ તેનાથી
બની શકયું તેમ પોતે વહેંચી નાંખયા
હતા.

### સીકંદરનું ખુદ કીરમાનીઆનાં શહેર ખાતે પાછું આવવું.

વળી કેટલાએક નવીશનદાઓ
માનવામાં નહી આવે તેવી એક દંત
કથા તેને સારૂ એમ જોડી ગયા છે કે,
આફીરમાનીઆનાં પ્રાંતમાથી કુચ કરી જ
તી વેળા સીકંદરે પોતાના તથા પો
તાના સ્નેહીઓ માટે બે ગાડાં એકમેક
સાથે જોડાવી નાંખી, તે ઉપર છત્ર કરા
વીને તેપર પોતે પછી ચહડી બેઠો હતો
કે, જે વેળાએ કેટલાએક વાંસળી વજાડ
નારા તેની સનમુખ ગાવા બજાવવાને
મંડી ગયા હતા અને તેની પાછળના
સીપાહો પણ ફુલના હારો તથા ગજરા
પેહેરીને ત્યાં ચાલવાને પછી મંડી ગયા
હતા. તેઓ સારૂ ખાનપાન તથા હરેક
તરેહના ઉમદા ઉમદા પકવાનો અને
મેવા પેલા કીરમાનીઓ વાટમાં જે લાવયા
જતા હતા, તેઓપર તે સીપાહીઓ
પેલા ભુખાદાહાંસ જેવા તુરકીઓ પેરે
સારીકાની પોતાનો હાથ મારતા રહેલા
હતા અને મજાહ મારતાજ ચાલયા
જતા હતા. આમ કરવા સારૂ કહે છે
જે, તેને એમ ફરજ પડી ચુકી હતી
કે, જ્યારે દાયોનીસુસે હીંદુઓને પો
તાના તાબા હેઠળ લાવી મેલયા અને
ત્યારબાદ ઘણોખરો એશીઆનો ભાગ
તે જે પોતે વટાવી ગયો હતો ત્યારે તેવાં
જ ગાડાં ઉપર રંગરાગ અને મોજ
મજાહ કરતો તે પેહેલવાન પોતાની
ભુમી તરફ પાછો રવાના થતો
ચાલયો ગયો હતો. આથી થરીઆમ
બુસના એલકાબથી લોકો તેને પછી
વધાવી લેતાં ચાલયા હતા અને લડા
ઇઓ પુરી થયા બાદ ફતેહોના સાહાબો
લાઓ જે નીકળતા હતા તેઓ થરી
આમબી એવું નામ પોતે આપયા
જતા હતા. એ થરીઆમબુસનું ભજન
બેકસ દેવતા સારૂ અસલમાં જોડી કહા
ડવામાં આવેલું હતું અને દરેક જશ
નોની વેળા તે દેવતાના માનમાં તે
ગાયન ગવાતું અને ભજન ભજાતું
ચાલયું જતું હતું અને દાયોદોરસના
કહયા મુજબ (૪-૫) તે દેવતા પણ
તેજ નામ હેઠળ પોતે પણ પછી ગણા
વા લાગયો હતો. ત્યારબાદ રૂમીઓ
પણ તે નામને પોતાની ભાષામાં
"ત્રીઆમફુસ" ફતેહુલ-ફતેહ, એવી રીતે
અપભ્રંશ કરીને વાપરવા લાગી ગયા હ
તા; એમ પોલીબીઅસ, પલુતારક, એપી
અ તથા દાયોનીસીઉસનાં લખાણો ઉપ
રથી પુરતી રીતે સાબેત થઇ શકે છે;

પરંતુ આ હકીકત વીષે પતોલેમી લેગુસ, એરીસ્તોબ્યુલશ ઇબ્ને એરીસ્તોબ્યુલશ અને બીજા તે ઝમાનાના ભરૂસેદાર નવીશનદાઓ તો એક હરફ પણ પોતે કાંઇ જણાવી જતાજ નથી; માત્ર પાછલાજ લેખકો જેવા કે, પલુતારક (જુઓ, તેનો "સીકંદરનો વરૂતાંત" વી૦ ૬૭ મો), કરસીયુસ (૯-૪૨) અને દાયોદોરસ (૧૭-૧૦૬) જે તે કીરમાનીઆનાં પ્રાંતવાળા આવા મોજજોખભરેલા સાહાબોલા અને ફેસ્તા સારૂ જે વરણન દરશાવી ગયા છે તેપરથી તે પાછલાં લખાણો હાલ તો ઘણા વઝનદાર ગણાઇ શકાય તેવાં તો કાંઇ દીસ્તાંજ નથી. આગળ ચાલતાં એરીસ્તોબ્યુલશ આપણને એમ પણ જણાવી જાય છે કે, એ કીરમાનનાં શેહેરમાંજ પોતાની હીંદુઓપરની સવારીનું આવું સારૂં જેવું પરીણામ જે આવી ગયું હતું તથા તેની ફોજ દશતે મકરાનના દહશતનાક હક્તેખાનમાંથી આખેરે સહીસલામતજ જે નીકળી પડી હતી તેથી તે વીષે પોતાના દેવતાઓનો ઉપકાર માનવા સારૂ તેણે ત્યાં એક મોટું જશન, નાચરંગ તથા કુશતીના અખાડા વટીક પોતે કરાવી નાંખયા હતા. ત્યારબાદ પોતાના અતલગના ભરૂસેદાર એક સરદાર નામે પીયુસીસતાસનેજ પરસીસના પ્રાંતનો હાકેમ કરી નાંખવાનો હવેથી પોતે મનસુબો જે કરી બેઠો હતો તેનેજ એ કીરમાનનો પણ તેણે હાકેમ કરી બેસાડયો હતો. તે ઓધો તેને બખશી દીધા આગમચ તેને પોતે એમ કહી સંભળાવી રાખયું હતું કે, તને આવો મોટો ઓધો તારી ઇમાનદાર નોકરી અને તેં માલીઆનો સાથની લડાઇમાં જે ઘણી બહાદુરી દેખડાવી હતી તેના એહસાન અને બદલા તરીકેજ મેં તને એનાયત કરેલો છે. અત્યારસુધીમાં તેના વીશ્વાસુ બોડીગારડો તો ફકત સાતજ રહી ગયલા હતા; જેવા કે લીઓનીતસ ઇબ્ને એનતીઆસ, હીફાસચીઅન ઇબ્ને એમીનતોર, લાઇસીમેકસ ઇબ્ને એગાથોકલીસ, એરીસ્તોનીયુસ ઇબ્ને પીસયુસ, જેનેકે કાસેનદરે પાછળથી ઓલીમપીઆસ રાણીનો તેણે જે પક્ષ લઇ દેખડાવયો હતો તેના બદલામાં ઠાર કરાવી નાંખયો હતો, એમ દાયોદોરસ આપણને જણાવી ગયો છે. (૧૯-૫૧.) એ મજકુર ચારે સાહેબો પેલીઆનો જેવી એક મકદુનીઅન વરણના હતા. પરદીકસ ઇબ્ને ઓરોનતીસતો ઓરીસ્તીસ શેહેરનોજ પોતે વતની થતો હતો. પતોલેમીલેગુશ અને કરેતીઆસનો બેટો પાઇથોન તો હીરોદીઅન જાતીના મીસીદોનીઆનો હતા. એ સાતે સાહેબો સાથે હવેથી એક આઠમા બોડી ગાર્ડ તરીકે એ તાજદાર જ્યારે પેલા મરણતોલ ઘાથી આગળ બેશુધ હાલતમાં પડેલો હતો ત્યારે તેનો બચાવ પોતાની ઢાલથી દુશમનોના હુમલામાંથી પીયુસીસતીસ પોતે જે કરતો ચાલુજ રહેલો હતો તેને પણ ઉમેરી આપયો હતો. એટલામાંજ નીઆરકસ ઓરા તથા ગેદરોસીઆ અને ઇચથીઓફીજાઇ લોકોના પ્રાંતોનાં દરયાને મારગેજ પ્રદક્ષીણા કરી આવીને એ કીરમાનીઆનાં પ્રાંતના કોસ્તા પરનાં આબાદ મુલકોમાંથી પસાર થઇ જઇને ત્યાંના સાલમુસ નામનાં બારાં ખાતે જ પોતે લંગર નાંખી પડયો હતો, એમ દાયોદોરસ વરણવી ગયો છે. (૧૭-૧૦૬.) એરીઅન તો વળી પોતાની "ઇનદીકા" (વી૦ ૩૧) માં પેલા ઇકથીઓફીજાઇ, વરણની ઉતપતી વીષે જે કથા કહાણી યવન લોકોમાં પેસી ગઇ હતી તે વીશેનું ખોટારૂં નીઆરકસ જે દેખડાવવા લાગયો હતો તેપર પછી પોતાની કલમને ચલાવવાને મંડી જાય છે. ત્યારબાદ પોતાની કીશતી છોડીને નીઆરકસ પોતાની સાથે થોડાક માણસોને લઇને માંહેલાં દેશાવરો ખાતે સીકંદરની છાવણી ભણીજ પોતે નીકળી ગયો હતો અને ત્યાંનાં દરયાના કીનારા ઉપર પોતે જે સફર કરી આવયો હતો તેનો તુલોતવીલ અહવાલ તેણે તે તાજદારને પોતે હાથે જાતેજ કહી સંભળાવયો હતો. તે પછી તેને સીકંદરે પાછો દરયા ભણીજ રવાના કરી આપયો હતો અને તેને એવો હોકમ કરયો હતો કે, સુસીઆનાં પ્રાંત વેરની પ્રદક્ષણા કરી જઇને તમારે દજલા નદીના

મુખડાઓ ભણીથીજ પછી બાહેર નીસરી આવવું જોઇશે. હવે ગ્રીક ભાષામાં એ નીઆરકસ પણ સીકંદરનો ઇતીહાસ જે લખી ગયો હતો તેમાં તે સીંધુ નદી ઓળંગાવી ઇરાની અખાત અને દજલા નદીના મુખ આગળ તે પોતે તે કેમ જઇ પહોંચયો હતો તે વીષેનો જે દરોબસ્ત અહવાલ તે દરશાવી ગયો હતો તેનો કાંઇક ઉતારો હેઠળ આગળ ચાલતાં આપણે કરી દેખડાવેલો પણ છે. તે પછી કીરમાનીઆનાં પ્રાંત ખાતેથી દરયાને કીનારેથીજ પરસીસ (ફારસ)નાં પ્રાંત ભણી પોતાની ઘણીખરી ફોજ, ભારબરદારી જાનવરો તથા પેલા હાથીઓ સીધે ઉપડી જવા હીફાસચીઅનને પોતે હોકમ કરી રાખયો હતો; કારણ એ જે, તે કુચ તેને શીઆળામાંજ કરવી પડશે તેથી દરયાને કીનારે આવેલો ફારસનો મુલક જરાક ગરમ રહેતો હતો તેથી તેને ત્યાં ખોરાકી પુષકળ મવસ્સર થઇ શકશે એવી ગણતરી તેણે પોતાને મનસે હાલતો કરી રાખેલી હતી. એ હવાલ સઘળો મજકુર કવી અસરફનાં "જફરનામે"માં આવેલાં દાસ્તાન સાથે ગોયા આબેહુબ એકમળતોજ ઉતરી શકે છે.

**સીકંદરનું પારસ ખાતે આવી પહોંચવું.**

પેલી મજકુર નીઆરકસની દરયાઇ સફરનો અહવાલ તેનીજ પોથીમાંથી એરીઅન નીચે મુજબ પોતાની "ઇનદીકા" (૧૮-૪૩) માં ટપકાવી ગયો છે. તે નઉકા સઇનયાધીપતી એમ વરણવી જાય છે કે, હીંદુસ્તાનથી તે છેક ઇરાન સુધી દરયાને મારગે નીકળી જવાનો સીકંદર અસલધરથી પોતે વીચાર ધરાવતોજ આવેલો હતો; પરંતુ તે સફર ઘણી લાંબી હોવાથી નેપોલીઅન આપણી સરઝમીન ઉપર આગળ મીસરથી ઉતરી પડયા પાણીની તંગીને લીધે જેમ હાર ખાઇ બેઠો હતો તેમ તેણે પણ હારજ ખાધી હતી; કેમકે, તે મનસે એમ સમજવા લાગયો હતો કે, મારા જહાઝો કોઇક જંગલ ભણીજ વાટમાં જો લાધી જાય અને તેઓને કોઇક બારૂં પણ હાથજ ન લાગે તો મારા સીપાહીઓ તો ભુખે અને તરસેજ બીચારા ત્યાંને ત્યાંજ અટવાઇને મરી જાય તેવુંજ હતું; કેમકે, મારી તમામ ફોજ જો એમ મરણ પામે તો લોકો એમજ સમજે કે, મેં કશી પણ દુરઅંદેશી અને દાનાઇ વાપરીજ નહીં હતી અને તેવું માઠું પરીણામ તેથી મારી હુલડાઇ અને લોભને લીધેજ આવી ગયું હતું. તેવા ઠપકા હેઠળ હું આયંદે આવી પડયા વીના તો રહીશજ નહીં કે જેથી મારી સઘળી આગલી મેળવેલી જીત અને કીરતી તો વખતે ધુળમાંજ મળી જાય તેવો મામલો થઇ પડે તેવુંજ છે; માટે તેવા અંદેશાથીજ તેણે એ ખીઆલને પોતે પડતોજ નાંખી દીધો હતો; પરંતુ કંઇને કંઇબી નવા નવા અખતરાઓ અજમાવી જોવાનો વીચાર તેના મનમાં અસલધરથીજ રમી રહેલો હોવાથી તેણે તો પછી તે ધાસ્તીની પણ પોતે પરવા કરવા માંડીજ નહીં હતી; પરંતુ તે કામ હાર પાડી શકે તેવો કોઇપણ બાહોશ અને હીંમતવાન માણસ તેના ધયાનમાં આવવા લાગયોજ નહીં હતો, જેથી તે મનમાં ને મનમાંજ પોતે તો મુંઝવાયા અને ગુંચવાયા કરતો હતો; કેમકે દુરદરાઝ આવેલા અંજાણ્યા દરયા ઉપરની આવી હીકટ સફર વીષેની વાત મારા ખલાસીઓ જો ચેતી જશે તો તેઓ ઘણા બીહી ધુજી જયા વીના તો રહેશેજ નહીં; એમ તેણે હાલ તો ધારવા માંડયું હતું. તેઓને સમજાવી પટાવી લેવા સારૂ કોઇ પણ દ્રઢ મનનો માણસ તેની જાણમાં હાલ તો આવી શકતોજ નહીં હતો. આથી તેણે જેબી શખસોને તે કામ પાર ઉતારવા સારૂ પોતાની સનમુખ બોલાવી મંગાવયા તેઓ તો હીચકારાઓપણાથી યાતો ભયથી પોતે સાફ ના પાડીજ ઉઠયા હતા. કેટલાએકો તો પોતાના દેશ ભણી જલદીથી પહોંચી જવાના ખીઆલથી પોતે તે યોજનાથી ગોયા નારાજ થવા લાગયા હતા અને સાફ પોતે તો ના પાડતાજ રહેલા હતા. આમ સમજાવયા પટાવયાથીબી કોઇ પણ તે બીડું ઝડપવા જ્યારે લાગયા નહીં ત્યારે નીઆરકસને તેણે પોતાની સનમુખ બોલાવી મંગા

વયો અને તેની આગળ પોતાની આ યોજનાને કહી સંભળાવી. તે બીના સાંભળતાંને વાર તે બીડું નીઆરકસે તો તરતજ પોતે ઝડપી લીધું હતું અને ગોયા ફેરદુસીના શબ્દો એમ તે બોલવાને મંડી ગયો હતો કેઃ– "અગર ચાર બાશદ મેહ્રા હુરો માહ" યાને ચંદ્ર સુરજ મારી મરજી મુજબ મારી સહાયતાએજ જો ઉતરી પડશે તો ઇનશા અલ્લા હોતઆલા, અરે આ પાદશાહ હું ત મારી મરજી મુજબ દરયો જો શાંત હશે અને માનવી જાતથી તે કામ હાર પડી શકે તેવુંજ હશે તો હું બજાવયા વીના તો રહીશજ નહીં અને ઇરાની અખાત પસાર કરી જઇને દજલા નદી તરફજ હું પોતે ઉતરી પડીશ. ખરેજ આવા આ હીંમત ભરેલા કલામો સાંભળતાંનેજ વાર સીકંદરનું દીલ તો ગોયા અંદરખાનેથી હરખાઇજ આવયું હતું, તોપણ તે પાદશાહ નીઆરકસને એમ કહેતો બેઠો હતો કે, આવી આપદા અને દુઃખમાં મારા ખલાસીઓને ઉતારવા મારૂં દીલ તો જરા કમકમેજ છે; પરંતુ નીઆરકસ તો હવેથી પોતાના ઠરાવને મજબુતીથીજ વળગી રહયો હતો અને પાદશાહ કને પોતે એવી આજેઝી કરતો બેઠો હતો કે તમારે એ કામ મને તરતજ સોંપી દેવું જોઇએ. આવી તેની હોંસ અને બહાદુરીથી એ પાદશાહ એટલો તો મલન થઇ પડયો હતો કે તેણે હવેથી તેને પોતાના આખા કાફલાના સેનાધીપતીના ઓધા ઉપર પોતે ચહડાવી મેલયો હતો.

હવે ગેદરોસીઆના પેલાં બેયાબાન માંહેલી આગલી ભયંકર કુચ વીશે એબે તો એમ વધુ દાસ્તાન આપી જાય છે કે, પેલા સીપાહીઓનાં ગુઠાં અને હાથપગો પેલી થાક, ગરમી, તરસ અને ભુખમરાથી એવા તો સુન મારી જતા હતાં કે, તે બીચારાઓ તો વાટમાંજ ગોયા ધુજરીથીજ મરણ પામવા લાગયા હતા. તયાં વળી "લોરલ" યાને દરખતે દફ્નાં જેવું એક જાતનું ઝાડ ઉગતું હતું કે જે ઝેરી હોવાથી તે ખાતાંનેજ વાર પેલાં જાનવરો પણ પછડાઇ પડીને મરતાંજ ચાલયાં જતાં હતાં; કેમકે, તે ખાધાથી તેઓના સાંધેસાંધાજ વળગી જતા હતા અને તેઓનાં મ્હોડાંઓમાંથી ફીન નીકળવા માંડતું હતું. વળી તયાં એક જાતનું કાંટાદાર ઝાડ ઉગી નીકળતું હતું કે જેનો મેવો અને વેલો કાકડીની માફક ઝમીન ઉપરજ પંથરાઇ જતો હતો. તે ઉપરથી જયારે કોઇ પણ માણસ કે જાનવર ચાલી જતું હતું; ત્યારે તેમાંથી દુધ જેવો સફેદ પ્રવાહ જે નીકળી પડતો હતો તેનું એક ટીપું પણ કોઇ માનવી કે હયવાનની આંખોમાં જો જઇને ભરાઇ બેસતું હતું તો તે માણસ કે જાનવર તરતજ આંધળું થઇ પડતું હતું. તયાં વળી ઠેકાણે ઠેકાણે સરપો જે ઉભાઇ જતા હતા તેઓ એવા તો ઝેરી રહેતા હતા કે, તેઓનાં એક ડંખથીજ હરકોઇ માણસ ગોયા બેશુધજ થઇ પડીને તરતજ મરણ પામતું હતું. કહે છે જે, પેલા આરાઇતાઇ લોકો પોતાના તીરો લાકડાંને ઘણુંજ ગરમ કરી નાખીને જે સખત જેવા બનાવી રાખતા હતા તેઓની અણીઓને પણ પછી પોતે તેવાં ઝેરોનુંજ પાણી પાતા રહેતા હતા અને પતોલોમીલેગુસ તો તેવાં એક તીરનાં ઝેરી જખમથી એક વેળાએ પોતે તો મરણતોલ હાલતમાંજ આવી પડયો હતો; પરંતુ સીકંદર જ્યારે એક વેળાએ પોતે ભરનીંદ્રામાં પડેલો હતો ત્યારે કોઇક શખસે તેના સ્વપનામાં આવીને તેના ઘા ઉપર એક જાતનું મુળયું લગાડવાની પોતે આગાહી આપી હતી. સહવારના પહોરમાં ઉઠતાંનેજ વાર તે તાજદારે પછી તે મુળયાંનીજ પોતે શોધ કરવા માંડી હતી જે તેની પડોસમાંમાંજ બેશુમાર ઉગી નીકળતું હતું. તેના રસને તેના ઘા ઉપર લગાડીને તે સરદારને પછી તરતજ સાજો કરી નાંખવામાં આવયો હતો; પરંતુ પેલાં ત્યાંના વતનીઓને તે એલાજની ખબર સીકંદરને તેનાં સ્વપનામાંજ મળી ચુકી હતી તે વાતની ખબર મળતાંનેજ વાર તેઓ તેને કોઇક દેવતાઇ પુરૂષજ સમ

જાને તેને પોતે તાબેજ થઇ બેઠા હતા. તે સ્વપનાની વાતને તે ભુગોળવીદ્યાથી પોતે તો કાંઇ માનય કરતોજ નથી અને એમ કહે છે જે, તે વીષેની ખબર કોઇક અલફાત્રુ શખસોએજ તે પાદશાહને પહોંચાડી દીધેલી હોવી જોઇએ કે જેથી તે તાજદારને તાડ પર ચહડાવવા એવો ટોહલો તેના ખુશામદયા લખનારાઓજ પછી પોતા તરફથી મારી ગયલા હોવા જોઇએ.

**પારસ ખાતે તે તાજદારે કુરૂશનાં અસ્તોદાનને પાછું શમરાવી નાખવા વીશે કાહાડેલું નવું ફરમાન.**

ત્યાર બાદ તે પાદશાહ પસારગદા તરફ પોતાના શેતાબ ચાલના પાંઉ પયાદા સીપાહીઓ તથા ઘોડેસ્વાર ફોજની એક ટુકડી અને થોડાએક તીરઅનદાઝોને લઇને પોતે ઉતરી પડયો હતો; પરંતુ તે પુરવે તેણે પોતાના એક તરદાર સતાસેનોરને તો પોતાની ભુમી સાફજ દોડાવી મેહલ્યો હતો. એમ કરતાં તે ફારસની સરહદ વેર પોતે જયારે જઇ પહોંચયો ત્યારે ત્યાં જે જે કામો પોતે આટોપી નાંખયાં હતાં તે વીષે તો ખોલાસેથી આપણે કુરૂશના અહવાલમાંજ આગળ દરશાવી ચુકયા છીએ. (જુઓ તે વીષે આ દફતરનું વા૦ ૨, ભાગ ૧ લાને પા૦ ૪૯૫ થી તે પા૦ ૫૦૦ સુધી) માટે તે બાબતને તો મને અત્રે પડતીજ નાંખી દેવી પડે છે; તેમાં અકસરકરીને કુરૂશ જેવા મહાવીર પાદશાહના અસ્તોદાનપર લાંબો ઝમાનો ગુજરી ગયાને લીધે તેણે જે સમારકામ અને મરાંમત કરવાનો હોકમ આપયો હતો અને તેની માટીને જે છેલું માનપાન આપી દેખડાવયું હતું તે તેની વરતણુંક તો ખરેખર સ્તુતીને પાત્ર લેખી શકાય તેવીજ છે. હવે એ તાજદાર ખુદ પોતે પસારગદા તથા પરસીપોલીસ જેવાં પારસીઓના પાયતખત શેહેરો ખાતે જયારે જઇ પહોંચયો ત્યારે તેનાં મનમાં એવોજ ખીઆલ પેસી ગયો હતો કે સીંધુ નદીનું મુખ ઓળંગાવીને જયાં તે નદી દરયામાં ખાલી થાય છે તે જેમ હું આગળ જઇને જોઇ આવયો હતો તે મજકુર યુફ્રાત તથા દજલા નદીઓની હેઠળમાં ઉતરી પડીને ઇરાની અખાતમાં તે નદીઓ કેમ ખાલી થાય છે તે પણ હું પોતે હાથે જાતેજ જઇને અવલોકન કરી આવું. કરસીયુસ (૧૦–૩), દાયોદોરસ (૧૮–૪) અને પલુતારક (જુઓ, તેનો સીકંદર વી૦ ૬૮) તો અહીંયાં સુધી લખી ગયા છે કે તેણે અરબસ્તાનનો પણ ઘણોખરો ભાગ વટાવવા તથા ઇથીઓપીઆ અને લીબીઆ એટલે જે આફ્રીકા અને આતલાસના પહાડની પેલી પાર આવેલા નયુમીડીઆનો મુલકોબી પસાર કરી જઇને ગદાઇરા યાને કેદીજના અખાત ખાતેથી ભુમધય સમુદ્રમાં ઉતરી પડવાનો પણ તે પોતે એરાદો રાખતો હતો; કેમકે, તે પોતાને મનસે એમજ સમજતો બેહેલો હતો કે, જ્યાં સુધી હું બંને લીબીઆ અને કારસીદોન એટલે જે, કારથેજની ભુમીઓને પણ મારે હાથ લઇશજ નહીં ત્યાં સુધી હું કાંઇ આખા એશીઆ ખંડનો માલેક તો ગણાઇ શકીશ નહી અને ગણાઉં તેમ પણ નથી; કેમકે, મારી આગમચ પાદશાહ દારયવુશ વીશતાસ્પનો ઇરાની અમલ તો ઠેઠ કારથેજની સરહદ આગળથી તે સહુન નદી અને હીમાલીઆ પહાડની ઉતર વેર છેક ચત્રાઇ ચુકેલો હતો. એ ગદાઇરા યાને ગેદીજ એટલે જે હાલ ઝમાનાનો કેદીજનો અખાત અને ત્યાં આવેલું તેજ નામનું શેહેર અસલમાં તો ફીનીસીઅન લોકોએ જે વસાવી મેલયું હતું અને જ્યાં કે આ ગઇ સદીની શુરૂઆતમાં અંગ્રેજ શુરવીરાઓએ નેપોલીઅન બોનાપાર્ટ જેવા બહાદુર પેહેલવાનના વધતા જતા લોભનો કાંઇક અંત આણી મેલયો હતો એમ સર વાલટર સ્કાટ પોતાની "મારમીઆન" નામની કવીતામાં નીચે મુજબ લખી જાય છે અને પોતાની પાછલી ઓલાદને એવો બોધ આપી જાય છે કે, "Say to your sons lo here their grave that victor died, on gadites waves" યાને તમારા બાલગોપાલોને એમ કહી અને સમજાવી

જએ કે ત્યાંનાજ મોજાઓ આગળ તે
શુરવીરો સામે લડતી વેળા આપણા
વડીલો યાને રાજનીઆગાનોની ત્યાંજ
ગોયા કબરો થઇ પડેલી છે. તે શેહેર
સીપીઓએ ઇ૦ પુ૦ ૨૦૬ માં રૂમીઓ
સારૂ પોતે પણ અસલમાં જીતી લીધું હતું.
(જુઓ, લીવી ૨૮, ૩૭.) એ શબ્દ
અસલમાં હીબ્રરૂ ભાષામાંથીજ ઉતપંન
થયલો હતો અને તેનો માયનો કે "તી
હાડા" યાને વાર કરીને ઉઠી શકતો
હતો, એમ પલીની (૪-૩૬ તથા ૫-૧)
તથા એવીઇનુસ (જુઓ, તેના "ઓ
રા મારીતીમા"ને પા૦ ૨૬૮ મે) પો
તે વરણવી ગયા છે. વળી અંગ્રેજ લો
કોની બોઆદીસીઆ નામની એક અસલી
બાહાદુર રાણીને રૂમી સરદાર સ્વેતોનીયસ
પોલીનુશે જે જીતી લીધી હતી તેજ કહે છે જે
સપર પહેલો રૂમી સરદાર હતો કે જે
આતલશના આ મજકુર પહાડને પણ પો
તે ઓળંગાવી ગયો હતો. વળી તેવો
વીચાર યાને હુંજ ફકત આખા એશી
આનો માલેક થઇ પડેલો છું એ
વા સીકંદરના ગરવ વીષે બોલતી વેળા
એરીએન એમ લલકારી જાય છે કે, તે
પોતે વળી એમ પણ કહેતો બેસ્તો હતો
કે, પારસી અને મીદીઅનોના પાદશાહો
પોતા સારૂ "મોટા પાદશાહો" (ક્ષાય
થીય વજારક) યાને શેહેનશાહોનો એલ
કાબ જે ધારણ કરી બેઠા હતા તે એ
તાબને તો તેઓ કેવળે લાયકજ નહીં
હતા; કેમકે, તેઓ તો મારા યાને એ
શીઆ ખંડના થોડાકજ ભાગ ઉપર પો
તે હકુમત ભોગવી ગયા હતા. આ તે
ની તેહકરાઇ અને બડાઇ આપણા ધયા
નમાં તો કાંઇ સેહેલથી ઉતરા શકે તેવી
જ નથી; કેમકે, તેની એશીઆ ખંડ ઉ
પરની ફતેહો અને હકુમત તો ગોયા એક
"રેદ" યાને માત્ર દોડાદોડ જેવા હુમલા
જેવીજ હતી; કેમકે, તેના મોત બાદ જે
એકદમ સદંતરજ એક રેતીના કોથળા
પેરે ભાંગી તુટીને ગોયા ઝમીન
દોસ્તજ થઇ પડી હતી; પરંતુ તેની પુ
રવે કુરૂશ, કામબુજય તથા દારયવુશ વી
સ્તાસ્પે જે તેના કરતાં પણ બહોળી શેહેન
શાહત પારસીઓ સારૂ સંપાદન કરી હ
તી તે તો તેઓનાં મરણ બાદ બસો, હ
ડીસો બલકે લગભગ ત્રણ સદીઓ સુધી
જ ચાલુ રહેલી હતી તે વાતને તો તે
તાજદાર ગોયા પોતે મસ્તીની જુમમાં
વીસરજનજ કરી મેલે છે; કેમકે, દરાય
શ હીસ્તાશપીશની ધજા તો છેક કારથે
જની સરહદ આગળથી તે છેક હીમાલય
પહાડની ઉતરમાં છેક સહુન નદી અને
મહાચીન સુધી પહોંચી ચુકેલી હતી અને
જો તેના શીનીસીઅન ખલાસીઓ ફરી
બેઠા નહીં હતે તો તે ઇરાની બચ્ચો
તો કારથેજને પણ પોતે હજમ કરી બે
સ્તે તેમાં તો હાલ કશો સંશયજ દીસી
શકતો નથી. તે સાથે એ તાજદર (સી
કંદર) તો હીમાલયા પહાડની ઉતરે તો
પોતે કોઇ કાળે પણ પોતાનો પગ તો
મેલયોજ નહીં હતો, તેમજ લીબી
આના રેતાળ બેયાબાનમાં પણ તેની
હકુમત તો ગોયા માત્ર નામનીજ થ
ઇ પડેલી હતી; પરંતુ હાલ "અલચ
રાગ" નામની ત્યાંની એક કુળવંત જગ
યાપરથી મળી આવેલી તખતીઓ અને
ચીત્રો એમ સાફ સાબેત કરી દેખડાવે
છે કે, ત્યાં તો એ મજકુર દરાયશે પો
તાને દસ્ત પોતાના વારેસો સારૂ ગોયા
મજબુત રીતેજ બેસાડી રાખેલો હતો.
તે સાથે વળી આખી યુનાનની સરઝમી
ન તો શું બલકે તેનો બાપ ફીલકુસ
અને તેના વડીલો પણ તેની પુરવે છેક
બસો ઉપર વરસોથી ઇરાનના પાદશાહો
ને પોતે પણ "મોટા પાદશાહો" એવા
એલકાબથી એકામતી એકાજતી પીછાન
તાજ આવેલા હતા, માટે સીકંદરની
આ મગરૂરી અને તકોબરી તો આ સ
રવે બાબતો ધયાનમાં લેતાં હાલ તો
આપોઆપજ ઝમીનદોસ્ત સદંતરજ થઇ
પડે તેવાજ પ્રકારની છે અને તે તો ગોયા
કાંઇક પીધેલી બહારમાંજ પોતે લવી બકી
ગયો હોય એવા સારાંશ ઉપર મને આવતાં
અત્રે કાંઇ સંશય લાગતોજ નથી.

હજુ તો તમામ એશીઆ ખંડ
નો માલેક થતાં તો આખું હીંદુસ્તાન,
બરમા, ચીન, મહાચીન કે જેપાનના પુ
ર વસ્તીવાળા અને આબાદ મુલકો જી
તી લેવાને બાકી રહેલાં હતાં, તે સાથે
તેણે રૂમીઓ સાથે પણ કોઇ કાળે પો
તે પોતાનો હાથ વટીક મેળવેલોજ નહીં

હતો કે જેથી તે યુરોપનો પણ વધતો ઓછો પોતે શેહેનશાહ જરકસીસ (ક્ષારસા) માફક માલેક અને હાકેમ જેવો ગણાઇ શકાય; માટે તેના દીલનો આ ગરવ તો ગોયા અમસ્થી બીણુગમી તેકોબરી જેવોજ થઇ પડે છે અને કેવળે ધયાન આપવાને તો લાયકનો કાંઇ ઠરે તેવોજ નથી. તે સાથે તમામ યવનોએ ઇરાનના મોટા શેહેનશાહોને વળી પોતાના પેશરવ કરીનેજ "એનતાલસીદાસ" ના કોલકરારોથી જે બહાલી આપી દીધી હતી અને તેઓનાજ ચુકાદા પ્રમાણે પોતે ચાલવાને જે જાનફેશાનીઓ કરી બેઠા હતા તે વાતને પણ તે પોતે દરગુજર કરી મેલે છે અને ગોયા વીસરજનજ કરી જાય છે. વળી તેને તાડપર ચહડાવનાર કેટલાએક નવીશદાઓ તો બીજું એમ પણ વરણુન દરશાવી જાય છે કે તે તો ત્યાંથી યુકશાઇનના દરયાને મારગેથી સીથીઆની ભુમી તથા એજોફના સમુદ્ર યાને મેઓતીશના સરોવર ભણી પણ ઠેઠ નીકળી જવાની પોતે ખાહેશ ધરાવતો હતો અને બીજાઓ તો એમ પણ લખી ગયા છે જે, સીસીલીના ટાપુ ભણી અને આઇયાપાઇગીઆનનો ભુશલાકા કે જે ઇટાલી દેશને અગની કોણુ ભણી આવેલો હતો અને જેને કે હાલ ઝમાનામાં લોકો "કાપો-દી-લ્યુકા" એવાં નામ હેઠળ પીછાને છે ત્યાં વેર છેક પહોંચી જવાની આશામાંજ તે પોતે પડી રહેલો હતો; કારણુ એ જે, તે વેળા એ રૂમીઓનો દોર સપર પેહેલીજવાર યુરોપ ખાતે જે જાગી ઉઠયો હતો તેની તે અસંત અદેખાઇ કરવાને હવેથી પોતે મંડી ગયો હતો. તેણુ તે સફર વીષેની યોજના શું કરી રાખી હતી તે વીષે તો એરીઅન કહે છે જે, હું કશું ખાતેરખાહીથી અત્રે લખી શકતોજ નથી અને તે વીશે વળી મારો કીયાસ વટીક બાંધી જવાની હું દરકાર પણ કાંઇ કરતોજ નથી; પરંતુ આટલું તો હું ખાતેરખાહીથીજ કહી શકું છું કે તે તો હજુ પણ મોટાં પરાક્રમો કરી આખું યુરોપ તો શું બલકે ગ્રેટ બ્રીટનની ભુમી પણ પોતાના તાબા હેઠળ કરી બેસી કોઇક અજાણુ ભુમાઓપર પણ ઉતરી પડવાની નીષટા ધરાવતો હોવો જોઇએ અને તેવી ભુમી કે હમનબરદો જો તેને નહીં મળી શકે તે તો તે પોતાના બદન સાથે પણ ગોયા લડવાને તઇયાર થઇ બેસે તેવા તુનદ મીઝાજનો થઇ પડયો હતો; એમ તે ટકોરમાંજ પોતે તો જણુાવી જાય છે. અસલમાં કહે છે કે જે અંગ્રેજ લોકોનાં આ બાપીકાં રહેઠાણુને બ્રીટાનીઆ એવું નામ સીઝરે (કેસરે) રૂમી જયારે તે દેશાવરો પર પોતે પોતાની ચહડાઇ લઇ ગયો હતો, તયારથી તે પોતે આપી ગયો હતો. બતલીમુસ જેવો ભુગોળ વીદયારથી ઈંગલંડ તથા સ્કાટલંડને ગ્રેટ બ્રીટન અને આયરલેંડને તો લીટલ બ્રીટન એવું નામ આપી જાય છે તથા અરસ્તુ તો વેલાયતને આલબીઅન તથા આયરલંડને આઇરની કરીને લખી ગયેલો છે. કરૂઝેડની પેલી નામીચી જેહાદ પછી તે ટાપુ અરબોની પણ જાણુમાં આવી ચુકયો હતો, જેથી વતવાત જેવા પાછલા ફારસી શાએરો તેને અગલીયુન એવું નામ પોતે આપી ગયલા છે. આમ તે ગોયા આખી ધરતીજ પોતાને માથે હાલ તો હોરી બેઠેલોજ હતો તેથી મારા જેવો કોઇજ થઇ ગયલો નથી અને હુંજ પોતે ખોદાએ (જેહોવા)નો ગોયા દીકરોજ થાઉં છું તેવા તેના નામુનાસેબ હવાઇ ખીઆલથી આગલા પહલવીખાંઓ પણુ ટકોરમાંજ એમ જણુાવી ગયા હતા કે સીકંદર તો હવેથી આબેહયાતના ચશમાની પણુ શોધ કરવા માટે પોતે ઠેઠ ઉતર ભણી ઉપડી ગયો હતો! કે જે બીનાને સતયતા જેવીજ સમજી ફારસી શાએરો જેવા કે નેઝામી તથા ફેરદુસી પણ પોતે પાછળથી માનયજ કરી ગયલા દીસે છે; પરંતુ તે કથા કહાણી વીષેનું ખોટારૂ આપણે આગળ ચાલતાં તેઓનાજ દફતરોને આધારે ખોલ્લી રીતે ટીકા સીખે દેખડાવી આપવાની ઉમેદ રાખયે છીએ માટે તે વાતને હાલ તો અત્રે પડતીજ નાખી મેલીયે છીએ.

# સીકંદરને તેની અકોબરો તથા અમસ્થી તુમાખી અને બડાઇ વીષે હીંદુ જોગી, સન્યાસીઓ, તપસ્યાઓ અને ફીલસુફોએ આપેલો ઉત્તમ બોધ.

---

## બાબ ૧૫ મો.

આપણે આ વાત સારી પેઠે જાણીએ છીએ કે, આ હીંદી સર જમીનમાં પુરાતન કાળથી એવા તો નામચીન તપસ્યાઓ, જોગીઓ, ફીલસુફો તથા રૂષીઓ થઇ ગયા છે કે, તેઓએ એક ઇતીહાસ સેવાય બીજા તમામ એલ્મો જેવા કે નયાય શાસ્ત્ર, એલ્મે મનતક, કે માનીબીઅન તથા શરફેનોહ અને ફીલસુફી કે જયોતીશ અને ગણીતશાસ્ત્રો ઉપર મોટા મોટા અમુલ્ય દફતરો રચયા હતા કે જેઓ અદયપી સારાં ભાયગે સંસ્કરૂત જેવી પુરાણી ભાષામાં બચી વટીક શકેલાં છે. તેઓ આ સ્થુળ શરીરને કુછ બીસાદમાંજ નહીં ગણી અને આ ક્ષણભંગુર દુનયાની જાહોજલાલી અને મોજશોખને એક સ્વપનાઇ ખીઆલ જેવોજ સમજીને પોતાના જમાનાના રાજા પાદશાહોના બખરોને તો કશો ઉતેજનજ આપી ગયલાજ નથી, એમ આગલ આપણે પુરતી રીતે દરશાવી ગયા છીએ; કેમકે, આ જમાનાનું વરટુલ ચકર કોઇબી કોમ કે નામચીન વંશો ઉપર સદાકાળ પોતાનો પયાર તો કાંઇ દેખડાવી જતું જણાયલુંજ નથી અને તેઓને આખરે ફનાજ કરતું ચાલ્યું જાય છે, માટે તેના પર તે શો ભરૂસો રાખવો તે બીના આગલા હીંદુ અને પારસીઓના વડીલો પુરવે ધરથાજ પોતે સારીકાની મનસે તો સમજતાજ આવેલા હતા. આ ઉપરથી હાફેજ પોતાનાં શ્રોતાઓને એવી શીખામણ આપી જાય છે કે, "દેહે રૂઝ મેહેરે ગરદુન અફસાંને અસ્તો અરઝુંન; નીકી બજાએ. યારાં ફુરસત શુમાર યારા" યાને આ "સીપંજી" યાને ચાર પાંચ દીનની દુનીયાની મેહેર ગોયા અમસથી ફુંકરાજી અને હવાઇ ખયાલ જેવીજ છે માટે અરે ઓ યારો ! તમો સરવે કોઇ સાથે નેકીથીજ વરતતા ચાલયાજ જજો ? હવે એરીઅન એમ લખી જાય છે કે, એક દીવસે કેટલાંએક હીંદુ ફીલસુફો ખાલ્લાં મેદાનમાંથીજ ચાલતાં નીકળી જતાં સીકંદરના જોવામ આવયા હતા; કેમકે, તેઓમાં તેવીજ જગયાઓ ઉપર ભેગાં મળવાનો રેવા

પરથીજ પડી ગયલો હતો.

તેને તથા તેની ફોજને જોતાંનેજ વાર પેલા જંગળ જોગીઓ જે ભુમીઓ ઉપરથી તેઓ પસાર થઇ જતા હતા તેના ઉપર ધીક્કારની નજરથી જોઇને તેપર પોતાના પગો ઠોકતા ઠોકતાજ ચાલ્યા ગયા હતા યાને તેને અપવીત્ર થઇ ગયલી ભુમી સમજી તીરસ્કારની નજરથીજ પોતે તો તેને જોવાનેજ લાગી ગયેલા હતા. આવો મામલો જોતાંનેજ વાર તે તાજદારે પોતાના દુભાષયાઓને બોલાવી મંગાવી તેઓ મારફતથી તેઓને એમ પુછવાને મંડી ગયો હતો કે, આવા ચેનચાળા મારી સનમુખ કરી દેખડાવવામાં તમારી મતલબ તે શું હોવી જોઇએ ? તેના પ્રતીઉતરમાં પેલા જોગીઓ એમ બોલી ઉઠયા હતા કે, અરે ઓ એલેકઝીઆનદર, દરેક માણસ જેટલી જગયાઓ ઉપરથી અમો હાલમાં ચાલી ગયા છીએ તેટલાજ મુઠીભર ભુમીને પોતાની માયા પુંજી તરીકે ગણી જાય છે, પરંતુ તું તો અમારા લોકોથી કાંઇક જુદીજ તરેહનું માનવી લાગે છે; કેમકે, તું તો તુંઇ ને તકકેરાઇથી હરકોઇની વચેજ પડી જાય છે અને તારી છેક દુરની ભુમી છોડીને પોતે પણ મેહેનત અને મુસીબતોમાં ગેરફતાર થતો બીજાઓને પણ

તું તરાહે તરાહે પોકરાવવાને વટીક મં
ડી જાય છે. તું પણ આખરે હવે જ
દાદીથી ફના તો થનારજ છે અને તારી
માટીને ભુમીદા કરવા સારૂ માત્ર એક
મુઠીભરજ ઝમીન તો બસ ગણાઇ શ
કે તેવી છે; કેમકે હાફેઝ કહે છે કે:–

"હર કેરા ખાબગેહે આખેર બેદુ મો
શતીએ ખાક અસ્ત,
ગુ ચે હાજત કે તુ બર અફલાક કશી
અયવાનરા."

યાને "હરકોઇ માનવીની છેલ્લી
આરામગહની જગયા તો એક કે બે
મુઠી જેટલી ખાકજ થઇ પડે છે, માટે
તું આકાશની બુલંદી સુધીના જે મહે
લા કે ઉઠાવીઓ જાય છે તેમ કરવામાં ત
ને ફાયદો તે શો હાસેલ થઇ શકે છે તે
તો તું જરાક મને તો કાંઇક કહી
સંભળાવ?" માટે હવે અમારા સાધુ
લોકોમાં તો વહેતાંજ પાણીઓ વહેતાં
જ ચાલુ રહયાથી સદાકાળ પોતે સ્વચ્છ
અને નીરમળ હાલતમાંજ રહે છે અને
બંધાયલાં એટલે જે ઘેરાઇ રહેલાં પાણી
ઓમાં ઝીણાં જંતુઓ પડયાથી બદબો
મારયાં જાય છે તેથી હમો સાધુ લોકો
ને કશો દાઘ લાગી શકેજ નહી તેથી
રમત અને ગમતમાંજ હમારા સઘળા
દીવસો ગુજરતાજ ચાલયા જઇએ છીએ.

વળી બીજો એક જોગી ફીલસુફ
તો નેઝામીના શબદોમાં બોલયે તો
એમ તેને કહેતો બેઠો હતો કે:–

"ફરાવાં ખઝીને ફરાવાં ઘમ અસ્ત,
કમ અન્દુહ આંરા કે દીનાર કમ અસ્ત."

યાને "જેની કને કે બેશુમાર ખ
જાનો અને માલમીલકત હોય છે તે
તો સદાકાળ ગમમાં ને ગમમાંજ તે
ની મહાફેઝત સારૂ ગોયા પોતે ગીરફ
તાર ને ગીરફતારજ ચાલ્યો જાય છે;
માટે જેની કને કે દીનારની કોતાઇજ
હોય છે તેને તો તારે વધારે ભાગય
શાળી માનવી તરીકેજ સમજવો જોઇ
એ; કેમકે, તેને તેવી ચીજોનો ઝઝો
ગમ કે અંદેશો તો સેહેવવો પડતોજ
નથી." વળી એક ત્રીજો સનયાસી તો
તેની તરફ તીરસ્કારની નજરથી જોવા
લાગીને ગોયા એમ કહેવાને મંડી ગ
યો હતો કે:–

"તુરા આં બેહ કે રૂએ ખુદજે
મશાશાકાન બપુશાની,
કે સવદાએ જહાં દારી ગમે લશકર
નમીઆરઝદ.

યાને "અરે ઓ સીકંદર, તારા
હક્કમાં બેહતર તો એજ છે કે, તું
અમારા જેવા ખોદાઇ રાહને તલબ ક
રનારા અને પહોંચી ગયલા ભગતોથી
તારા દીદારોને તો ઢાંકીજ રાખવાં જો
ઇએ; કેમકે, રાજપાટોનો વેહેવાર ચલા
વતી વેળા હર કોઇ તાજદારને પોતા
નાં લશકરનો સદાકાળ જે દરદોગમ
ખાવો પડે છે તેના કરતાં તો તેવી
ચીજો જેની કને કે નહીંજ હોય તો તેનેજ
તમારે સુખી માણવી તરીકેજ ગણવો જોઇ
એ. આવા તેઓના શબદો અને નસીહત
ના કલામો સાંભળતાંને વાર સીકંદરને
તે શબદો અને તેઓના ઓચરનારાઓ
તો ખરેખર પસંદજ પડી ગયા હ
તા; પરંતુ તેનામાં મગરૂરી, "હું પ
ણું" અને મનનો જુસ્સો એટલો તો
પ્રબળ હતો કે, તે પ્રમાણે અમલ કર
વા તેણે જરા પણ પોતાની હોંસ કે
ખાહેશ તો દેખડાવીજ નહીં હતી. વળી
ઇ૦ પુ૦ ૩૩૬ માં યુનાનની સંયોગી ભુમી
આગળ જ્યારે તે પોતે આવી પ
હોંચયો ત્યારે તેણે હીંદુ જોગીઓ માફ
ક સીનોપે શેહેરના દાયોજીનીસ નામના
કોઇ એક યવન સાધુને આફતાબમાં
(નાગો?) પડી રહીને તેની તપ કરતો
તેના દીઠામાં આવયો હતો એમ પલુ
તારક (સીકંદરનો વરૂતાંત વી૦ ૧૪ મો)
તથા ઇફસીકાર–આતલીઆસ યાને તલી
અસ સીસરો પોતાનાં "તશકન ઓરેશ
ન" (જુઓ, તેની ચોપડી ૫–૩૨) માં
જણાવી ગયો છે. આથી પોતાના કેટલા
એક પયદલ સપાહો અને ઢાલ તરવાર
ધરાવનાર બોડીગારડોને લઇને સીકંદર
તેની કને ઉતરી પડયો હતો અને ત્યાં
જઇ ઉભો રહીને તે સાધુને પોતે એમ
પુછવાને મંડી ગયો હતો કે, તમારે કાં
ઇ જોઇએ છીએ વારૂ? તેના પ્રતાઉત્તર
માં તે તપસ્વીએ તેને એવો જવાબ વા
ળયો હતો કે મને તમારી કનેથી કશી
પણ ચીજ માગવાની હાજતજ નથી; પરં
તુ મેહેરબાની કરીને તમો તમારા નોકરો

ચાકરોને કહો કે, મારી અને સુરયનારા યણુની વચે તમો જે આવીને ઉભા રહી ગયલા છો તેમાંથી તમો તરતજ અને જ લદીથી જરા ખસી જાઓ. આથી સીકંદર છે જે, તે તપસ્વી ઉપર પોતે ઘણોજ મોહીત થઈ પડયો હતો અને તેની ઘ ણી ઘણી પોતે વખાણો કરવાને મંડી ગયો હતો અને એમ કહેતો બેઠો હતો કે "હું જો સીકંદર નહીંજ સરજયો હતે તો હું ખુદ પોતે દાયોજીનીસ થવાને ઘણું જ પસંદ કરયા વીના તો રહેતેજ નહીં અને તેમાંજ ઘણું માનપાન સમજતે" (જુઓ, એરીઅન ૧—૧, પલુતારકનો "સીકંદરના બુલંદ તાલે" વીષેનો અહવાલ પા૦ ૩૩૧ મું, દાયોજીનીસ લેઅરસીઅસ ૬—૩૮ તથા એપુલીઅ સની "એપોલોજી" નો બા૦ ૨૨ મો). આપરથી એટલું તો સાબેત થઈ શકે છે કે, એ તાજદારમાં જરા કાં ઇક મોહબતભરેલું દીલ તો હતું એમ ખરૂં; પરંતુ તેના નહીં ધરા ય તેવા લોભથી તે ઘણુંજ કીટાઇ ગય લું હતું અને એરીઅન તે સારૂ પોતા તરફથી કાંઇક ખેદ દેખડાવીને બખાળી વટીક જાય છે, અને તે વીષે તેના ઉપર જુવીનાલે પણ કાંઇક હજો લખી છે. (જુઓ, તેના "સેતાયર"ની ઓ૦ ૧૪ નું પા૦૩૧૧ મું.)

**બીજા હીંદુ ફીલસુફો અને સાધુઓ સાથે સીંકદરને થયલી મોલાકાત.**

વળી જ્યારે તે તાક્ષીલા શેહેર ખાતે જઇ પહોંચયો અને હીંદુ લોકો ના પેલા નાગા ફીલસુફો (જુમનાસો ફીસ્તો) ને દીઠા, ત્યારે તેઓ માહેલાં એકને તો પોતાની સાથેજ રાખી મેલ વાની તે ઘણી હોંસ અને ઇનતેજારીજ દેખડાવવાને લાગી ગયો હતો; કેમકે, તેઓ જે સહન શકતી ધરાવતા હતા તે થી તે પોતે ઘણોજ વીસ્મીત થઇ પડે લો હતો. એબો કહે છે જે, આથી તે ણે પોતાના કેટલાએક એલચીઓને તે ઓ તરફ રવાના કરી આપયા અને તે ઓ મારફતથી તેઓપર એમ કહેવડા વી મોકલાવયું કે, "હું, જે પરમેશ્વર (જ્યુસ) નો બેટો થાઉં છું તેની કને જો તમો આવી પહોંચશો તો હું તમને સારી કાની નવાજેશ કરયા વીના તો રહી શકુ નહીં." પરંતુ તે ફીલસુફોનો ગુરૂ નામે દનદામીસ જેને એબો મનદાનીસ એવાં નામ હેઠળ લખી ગયો છે તે તો શીકંદર કને જવાને પોતે તો સાફ ના પાડી ઉઠયો હતો અને પોતાના શીષયો ને પણ તેમ કરવાની મનાઇજ કરતો રહેલો હતો. કહે છે જે, તેણે પણ તે તાજદારપર એમ કહાવી મોકલાવયું હ તું કે, તારી માફક હું પણ બ્રહમનો જ પુત્ર થાઉં છું અને મારી કને જેટ લું છે તેપરજ હું તો સંતોષજ રાખી બેઠેલો છું તેથી મને તારી કનેથી કશી પણ માંગણી કરવાની કાંઇ ગરજજ રહેલી નથી. તે સાથે બીજું તેણે તેનાપર એમ પણ કહેવડાવી મોકલયું હતું કે, તું અને તારા સીપાહીઓ શાને સારૂ પારકી ભુમી અને દરયાઓ ઉપર ફરી વળીને આટલી બધી નકામી ગડબડો મ ચાવી રહેલા છો, માટે મને તમારી કનેથી કોઇ પણ ચીજ માગી લેવાની તો કશી ગરજજ રહેલી નથી; તેમ કરતાં તમો જે પણ ભુમીઓ હાલ તરત તો જે સંપાદન કરી બેઠેલા છો તેમાંથી તમો મને રહેવાને બાતેલ પણ કરશો તો તેની પણ હું કશી પરવાહબી રાખતોજ નથી અને એક જવભર પણ તેનો મને કશો દરદોગમ પણ નથી. જ્યાં સુધી અમારી હીંદની સરઝમીનમાં મોસમસર મેવો સારીકાની પાકતો જે ચાલ્યો જાય છે તે મારી હયાતી સુધી તો મને પુરતોજ થઇ પડે તેટલો છે અને મારાં મરણ બાદ હું તો આ ખાકી જેસ્માની બદનમાથી મુકત થઇ જવાનોજ મન સુબો ધરાઉં છું; યાને જો હાફેઝના શબદોમાં બોલ્યો તો:—

"હરકેરા મગઝ અસ્તસફેવસ્લ દાનદ પુસ્તરા,
ઝેનદગી મોરગઅસ્ત દરવીશાને માની દુસ્તરા."

યાને "મારા જેવો સાધુ તો આ કાલબુદી શરીરને મારા કીરતારની અને મારી વચે એક દીવાલ જેવોજ ગોયા આડો પરદો આવેલો હોય તેમજ હું

તો સમજું છું અને ગણું છું કારણ
એ જે, ખોદાઈ રાહને પહોંચી ગયલા
તપસ્વી અને દરવીશ લોકો તો આ જીંદ
ગાનીને તો ગોયા મોત તરીકેજ લેખી અને
ગણીજ ગયલા છે; કારણ જે જ્યાંસુધી
આ પંખી જીવડો પોતાનાં આ સ્થુલ
શરીરથી છુટો પડતોજ નથી ત્યાંસુધી
તેને પોતાના કીરતાર સાથે મળી જવા
તથા મોલાકાત કરવાને તો કાંઇ ટક મ
ળી શકે તેવુંજ નથી."

આથી સીકંદરને તેઓને પડતાજ
મેલવા પડયા હતા; કેમકે, ઝોરજુલમ
થી તેઓની મરજી ઉપરાંત પોતાની સ
નમુખ બોલાવી મંગાવવા તે કામને સ
ભયતા જેવું તો કાંઇ તે વીચારતોજ ન
હીં હતો; કારણ એ જે, દરેક માણસ
ને પોતાની મરજી પ્રમાણેજ ચાલવાનો
હક્ક એલાકો કુદરતીજ ધરાવતો રહે છે તે
બીના તે તાજદાર પોતાને મનસે સારીપે
ઠે સમજતો હતો; પરંતુ પેલા નાગા
ફીલસુફોની આવી માયાકુળ શીખામણો
ને તે શુરવીરે તો ગોયા પત્થર
પર પાણી નાંખ્યું હોય તેજ પ્રમાણે પો
તે ગણતો રહેલો હતો. વળી તેજ દે
શાવર ખાતેના કલીઆન (કલાનુસ) ના
મના કોઇએક ફીલસુફ વીષેનો એશા
રો મેગાશથીનીસ વટીક પોતાના દફતર
માં કરી ગયલો છે કે, જેણે પોતાની
ઈંદ્રીઓને સારીકાની વશ કીધેલીજ ન
હીં હોવાથી તે તો સીકંદર કને જવા
ને પોતે રાજીજ થઇ બેઠો હતો. આ
થી તેના બીજા જ્ઞાતીલા ફીલસુફો તેને
એમ તાનો મારવાને મંડી ગયા હતા
કે, તેં તો અમારી સાથે રહેવાથી મન
ને જે સુખશાંતી પ્રાપ્ત થાય છે તે છો
ડી દઇને તથા તારા ઇશ્વરને પણ ભુલી
જઇને બીજાજ કોઇ માનવી (સાહેબ) નો
તું તો હવેથી દાસ થઇ પડેલો છે. તે ફી
લસુફનું નામ પલુતારક (જુઓ, તેના સી
કંદર વી૦ ૬૫ મો) તો સફાઇની
સ કરીને જણાવી ગયલો છે; કારણ એ
જે, જયારે તેની સપરપેહેલીવાર પેલા
યવનો સાથે મોલાકાત થઇ પડી ત્યારે
તેઓને મોબારકબાદી આપતી વેળા તે
નાથી "ચાઇરી" શબ્દને બદલે ભુલથી
"કાલે" કરીને બોલાઇ ગયું હતું; જેપ
રથી પેલા ગ્રીકો તેનું નામ કલાનકસ ક
રીનેજ પછી પોતે રાખી બેઠા અને લ
ઇ નાઠા હતા. વળી તેજ નવીશંદો
એમ પણ વરણવી જાય છે કે, તેક્ષીલી
સનાજ સમજાવયા અને પટાવયાથી તે
સાધુ સીકંદર કને જવાને પોતે આખરે
રાજીજ થઇ પડયો હતો. (જુઓ, વળી
ઓબો ૧૫–૧: સીસરોના "તશકન ઓર
શન" વા૦ ૨–૨૨.) એ નાગા ફીલસુ
ફો અને તેઓની ફીલસુફી વીષે આરી
અન (જુઓ, તેની "ઇનદીકા" વી૦ ૨)
એપયુલસ (જુઓ, તેની ફલોરીદા વી૦
૬ ઠો); આલસીફરોન (૧–૩૦, ૧) સે
ક્ષતસ ઇનપીરીકસ (જુઓ, તેનો "પાઇ
રોહ" ૩–૨૪) તથા દાયાજીનસ લેયરસી
અસ પણ કાંઇ ને કાંઇ લખાણો તો પો
તે કરી ગયલાજ દીસે છે; તેમાં આ છે
લો નવીશંદો તો તેઓની ફીલસુફીને
પોતાના યવન લોકોના એપીકયુરસની
ફીલસુફી સાથેજ ગોયા સરખાવી જાય
છે અને એમ કહે છે જે, પેલો માન
પામેલો અને સદાકાળ હયાત પરમેશ્વર
તો પોતેબી નહીં અને કોઇ બીજાઓને
પણ કશી ઇજા તો પહોંચાડી જતોજ
નથી; યાને તે સાહેબ પોતે નીરંજનનીરા
કાર હોવાથી આ દુનયાથી તો પોતે કેવળે
વેગળોજ રહે છે. કહે છે જે, એ મજકુર
સાધુ કાલીનુસ જ્યારે સીકંદર ફારસ
ખાતે આવી પહોંચયો ત્યારે તેની દેહ
જરા લથડી પડી હતી તો જોકે તે પુ
રવે તો કોઇ દહાડે પણ તે કેવળે આ
જારી પડતોજ નહીં હતો; માટે આવી
દુ:ખી જીંદગી ભોગવવાને બદલે તે
સીકંદર કને જઇને એમ પોતે કહેવાને
મંડી ગયો હતો કે, હું તો હવેથી આ
પઘાત કરવાનોજ એરાદો રાખું છું;
કેમકે, કોઇ પણ જાતના દરદો મારી
આ લથડતી દેહને લીધે મારા ઉપર જો
ગલોબોજ કરી પડશે તો મને મારી અ
સલી ચાલચલણમાં ફેરફાર કરી નાંખવો
જ પડશે કે જે વાત મને તો કાંઇ પ
સંદ પડે તેવીજ નથી; કેમકે, તેથી તો
હું ભરષટ થઇ પડયા વીના તો રહીશ
જ નહીં અને મારી આટલી બધી તપ અને
બંદગી તો ધુળમાં મળી જાય તેવીજ થઇ
પડશે. સીકંદરે તેમ નહીં કરવા સારૂ

તેને ઘણા લાંબો વખત સુધી પો તે સમજાવયા પણ કીધા; પરંતુ તે પોતાની હઠ તો કાંઇ છોડવા લાગયો જ નહી હતો. આવો તેનો મક્કમ ઠરાવ જોઇને તેને સહી થઇ જવા સારૂ એટલે જે મરવાને માટે જે જગયા કે પોતે પોતા સારૂ મુકરર કરી રાખેલીજ હતી ત્યાં આગળ એક મોટી ચેહ સળગાવી નાંખવાનો પોતાના સરદાર પતોલેમી લેગુશને હો કમ આપી રાખયો હતો. એમ કરતાં તે તપસવી જ્યારે પેલી ચેહ આગળ જવા સારૂ પોતે ઉપડીજ ચાલ્યો ત્યારે હીંદુ ઓની રીતભાત મુજબ તેને વાજતે ગાજતેજ ત્યાં મેલી આવયા હતા અને તે ચેહ સારૂ તરેહતરેહવાર ખુશબોઇ વટીક પેલા માણુસો લઇનેજ ચાલવા લાગયાં હતાં. તેઓ વળી એમ પણ જ ણાવી ગયલા છે કે, પેલા માણુસો સો નેરી રૂપેરી કાંસીઓ અને પાદશાહી પો શાકો વટીક તેને સારૂ લઇને આગળ ચાલવાને મંડી ગયા હતા અને તે પો તે આજારી હોવાથી ચાલવાને જે કેવ જે શકતીવાનજ નહીં હતો તેથી તેને સારૂ એક ઘોડો પણ લાવીને ત્યાં આગળ તઇયારજ રાખી મેલેલો હતો; પરંતુ નાત વાનીને લીધે પેલા ઘોડાપર સ્વાર થવા ને તે પોતે જે અશકત થઇ પડે લો હતો તેથી તેને એક કરકટી ઉપર જ સુવાડી નાંખી તેને ફુલોના હારો અને ગજરાઓ પહેરાવીને હીંદુઓની રાહરસમો પ્રમાણે ગીતો બજાવતા અને ગીતાવાણી પઢતાજ તેને તયાંથી તેઓ ઉઠાવી ચાલ્યા હતા. હીંદુઓ તો એ મ વરણવી ગયા છે કે, તે ખુદ પોતે પોતા ના દેવતાઓ તથા પોતાના દેશીઓ વીશે ની પ્રાર્થના પણ અત્રે અહીંયાજ આજ કરી બેઠો હતો. (જુઓ, એરીઅનનો "ઈંડીક" વી૦ ૧૦ મો.) હવે જયારે તે પેલી સળગેલી ચેહ ઉપરજ પોતે સ્વાર થઇ બેઠો તયારે જે નીશીઅન ઉંચા તોખમનો ઘોડો કે તેને સ્વાર થવા સારૂ આગળ લાવી રાખેલો હતો તે તો તેણે પોતાના લાયેસીમેકસ ના મના ચેલાનેજ બખશેશ કરી દીધો હ તો; કેમકે, તે જવાનયો તેની કનેથી હીંદુઓની ફીલસુફી શીખવા સારૂ તેનો પ્રથમધરથીજ પોતે ચેલો થઇ બેઠલો હતો. વળી સીકંદરે જે કાંસીઓ અને ઓઢણીઓ કે પેલી ચેહમાં તેની નઇય તે હોમી દેવા સારૂ તેને જે અરપણ કરેલી હતી તેઓને તો તેણે પોતાના બીજા શાગેરદોમાં પછી વહેંચી આપી હતી. ત્યાર બાદ પેલી ચેહ ઉપર સ્વાર થઇ તેનાપર પોતે ઘણીજ લેયાકતથી સુઇ ગયો હતો, જેથી તે તમામ યવન લશક રની નજર સનમુખજ પોતે ઘણો દીપક દીસવાને મંડી ગયો હતો. આમ પો તાના એક અતલગનાં સ્નેહીનો આવો બુંરો અંત આવેલો જોઇને સીકંદરને તો ઘણુંજ લાગી આવયું હતું; પરંતુ તે ચેહ ઉપર તે કાંઇ પણ અરવઅર ચરવર કે અરે અરે કરયા વીનાજ જે પડી ર હયો હતો તેથી તેના સીપાહીઓ તો ઘણા અચરતીમાંજ પડી ગયા હતા. (જુઓ, સીસરોનો "તશકન દી જરતે સીઅનો" પરનો અહવાલ ૫-૨૭ તથા લુસીઅનનો "ફીયુજીતીવી" માંહેલો વી ૭ મો૦) હવે જે માણુસોને કે પેલી ચે હને સળગાવવા વીષેનો આગમચથીજ હોકમ મળી ચુકયો હતો તેઓ સારૂ ની આરકસ તો એમ કહે છે જે, પેલું બ યુગલ ફુંકાતાનેજ વાર તે ચેહને તેઓ ચોતરફથી સળગાવવાનેજ પોતે લાગી ગયા હતા. આથી લડાઇની વેળા જેવાં ગીતો પેલા મકદુનીઅન સેપાહો ગાવા ને મંડી જતા હતા તેવાંજ ગીતો તેઓ હાલમાં પણ ગાવાને પોતે લાગી ગયા હતા. વળી પેલા હાથીઓ પણ પોતા નાં તીણાં અવાઝો કહાડીને પેલા કાલા નુસને મોબારકબાદી આપવાને મંડી ગ યા હતા.

આમ જે ગ્રંથકારોપર કે પુરતો ભરૂસો રખાઇ શકાય છે તેઓ આ મ જકુર કાલાનુશ વીષેની આવી હકીકતો લખી ગયલા છે કે, જેથી હરકોઇ માણુ સ દ્રઢ મન રાખયાથી શું કામ પોતે બ જાવીજ નહીં શકે તેનો આ એક અ ચછો દાખલો આપણી સનમુખ આવી ને ગોયા ઉભોજ રહે છે. એઓ કહે છે જે, એવી રીતે મહાબોલુ મોહોત માંગવું તે તો ફીલસુફોનેજ સર સરજેલું હોય છે; કેમકે, તેઓએ આ દુનયાની જુઠી

માયા તજી બેસીને તેવી મુકત્તી મેળવયાથી તો સુખશાંતી ભોગવવા માટે નવો જનમજ ગોયા પોતા સારૂ ધારણ કરી બેસે છે એમ પોતાને મનસે તે સમજતા બેસે છે. (જુઓ, બટલરની "એનાલોજી"નો બા૦ ૧ લો.) આ બનાવ તેજ નવીશંદાના કહયા મુજબ પસારગદા ખાતે જ બની ચુકયો હતો; પરંતુ એરીઅન તો પોતાની જાનવરોની તવારીખ (૫-૬) માં એમ જણાવી જાય છે કે, તે તો બાબેલોન ખાતેજ બની ગયો હતો. હવે દાયોદારસ (૧૭-૧૦૭) તો એમ કહે છે જે, આ બનાવ સુસીઆનીઆ યાને હેવજનાંજ પ્રાંત ખાતે અમલમાં આવી ચુકયો હતો, કે જે વાતને નીઆરકસ વટીક પોતે ટેકો આપી ગયો છે; કેમકે, તે તો ત્યાં તે વેળાએ ખુદ પોતે પણ હાજરજ હતો. એ કાલાનુસ અસલમાં તો કહે છે જે, બરાઇગાજા યાને હાલનાં ભરૂચ શેહેરનોજ રહીશ થતો હતો અને તેણે એવી પણ આગાહી કરેલી હતી કે, મારી પછી સીકંદરબી ત્રણ મહીના પછીજ ખુદ પોતે પણ મરણ પામી જનારજ છે.

**હવેથી જાહેરાત રીતે સીકંદરે એશીઆ તથા યુરોપના ખાનદાની તથા વચલે વાંધેના લોકોને એકમેક સાથે સંબંધ કરાવી આપવા વીશેની કરેલી નવી તરેહની ગોઠવણો.**

ત્યારબાદ તેને પોતાના પેલા પારસી સુબા આત્રોપત (આત્રોપેતીસ)ને તેની મીદીઆની હકુમત ભણી ઉપડી જવાનો પોતે હોકમ આપયો હતો કે જેના ખાનદાનની દરોબસ્ત તવારીખ હવે પછી આપવામાં આવશે. તે પછી તે પોતે સુસા ભણી નીકળી ચાલ્યો અને ત્યાં જતાંજ વાર ત્યાંના સુબા એબુલાઇતીસ અને તેના બેટા ઓક્ષાથરીસને પકડાવી મંગાવી તેઓએ ત્યાંની હકુમત ઘણી ઘાતકી અને જુલમાટ ભરેલી રીતે જે ચલાવવા માંડી હતી તેથી તેના બદલામાં તેઓને તરતજ પોતે ઠારજ કરાવી નાંખયા હતા. પલુતારક તો એ ઓક્ષાથરાસને આક્ષીઆરતીસ એવું નામ આપી જાય છે અને કહે છે જે તેને તો પોતાના "સારીસા" યાને મકદુની અન લાંબા ભાલાથી સીકંદરે પોતાને હાથેજ વીંધી નાંખયો હતો. પાદશાહ પોતે દુરદરાઝ ઠેઠ હીંદુસ્તાનના દેશાવરો સુધી નીકળી ગયલો હોવાથી અને તેને ત્યાંથી ફરતાં ઘણો લાંબો વીલંબ લાગી ગયો હતો તેથી તેના હાકેમો મનસે એમજ સમજતા બેઠેલા હતા, કે, ત્યાંનાં લોકો કનેબી લાહુ લશકર તથા હાથીઓ બે શુમાર હોવાથી તેવાં સેહઝોર લોકોના મારામાં કેથે પણ તે પોતે સપડાઇ જયા વીના તો રહેશેજ નહીં: જેથી તે પાછો ફરી શકે તેવાં તો કશાં યાનહો હાલ તરત તો કાંઇ દીસી શકતાંજ નથી અકસર કરીને સીંધુ, હાઇદાસપીસ, આસીસીનીસ અને હીફાસીસ જેવી મોટી નદીઓ ઓળંગાવીને તેઓની આરપાર. નીકળી જતાં તો તે પોતાનો ખરાબો પોતાને હાથેજ આખરે કરી નાંખશે તેમ પણ તેઓ પોતાને મનસે સમજતા બેઠા હતા. તે સાથે ગેદરોસીઆના બેયાબાનમાં તેના પર પડેલી અતયંત જફા વીષેની પણ વાત તેઓનાં મનમા તાજીજ હોવાથી તે તરફના હાકેમો તેને પોતાની તરફ પાછો ફરવા વીષે ઘણાજ શકમંદ હાલતમાં જઇ પડેલા હતા. આથી પોત પોતાનાં ખીસા તર કરવા તેઓ પોતાની રઇયતનાં દેહરાં, કબ્રસ્થાનો વગેરે કીમતી ચીજો ગોયા લુટવાનેજ મંડી ગયાં હતાં; એટલુંજ નહીં, પણ પોતા માથે પાદશાહો માફક સીધાં તાજો વક બેધડક પોતે પેહેરવા અને લટકાવાને મંડી ગયા હતા. હવે સીકંદરને પણ તેજ સંસારો આગમચથીજ કેથે પડી ગયલો વાથી પેલા હાકેમો ઉપરના હરકોઇ અપો પોતે ધયાનથીજ સાંભળતો બેઠો હ અને તેઓપર પોતે તરત ઇમાન વટીક લાવતોજ જતો હતો; માટે તેવા હાકેમોની જરા પણ ફરયાદ તેને કાને પડી જતી હતી તો પોતાનો ત્રાસ બેસાડના તેઓના નજીવા જેવા ગોનાહો સારૂ પણ તે મોટામાં મોટી સજા તેઓને ફરમાવતો હતો; તો જોકે તેઓનાં મચાવેલાં આ બંડો તો બહાદુર સપીતમને

બાખત્રીઆ અને સોગદીઆના ખાતે મચાવી રાખેલાં હુલડો આગળ તો ગોયા કુછ બીસાદમાંજ ગણાય નહીં તેવાં હતાં; તોપણ સીકંદરનો હારપેલુસ નામ એ નામ બરોબર મારા અશલી લખાન સાથે સરખાવી જોજો કે હાર પેગુસ નહી હોયનો એક સ્નેહી કે જેને તેણે અકબતા નાની તીજોરી ખાતાં ઉપર સપરપેહેલાં નેમી રાખયો હતો અને પાછળથી બાબેલોનનો સુબો કીધો હતો તે તો હવેથી તેનો હરડતો દુશમન થઇ પડયો હતો. તેણે પોતાના ખાસ મળતાઓ કલીઆનદર, સીતાલસીસ અને હીરાકોનને થયલી સજા વીષેની વાત માલુમ પડતાંનેજ વાર પેલી તીજોરી ખાનામાંથી પાંચ હજાર ઉપર તાલનત ઉચાપત કરી છ હજાર ભાડુતી સીપાહીઓને પોતાની નોકરી હેઠળ રાખી લઇ તેઓની મારફતથી પેલી ચોરેલી મતા સીખે લેકોનીઆના પ્રાંત માંહેલા તીનારૂલના પહાડનો સેહેલાઇથી નાસી જઇને પોતે આશ્રો લઇ પડયો હતો. ત્યાં તે પછી પેલા આથીનીઅનોને હવેથી સીકંદરની સામે હુલડ મચાવવા સારૂ ઉશકેરતોજ બેઠો હતો; પરંતુ તેઓ તો તેની આજેઝી અને લાંચ રૂશવતો ઉપર કશું પણ લક્ષ આપતાજ બેઠા નહીં હતા. ત્યાર બાદ તે ક્રીટ ભણી નીકળી ગયો હતો, જ્યાં કે તેનાંજ આ ભાડુતી લશકરના સરદાર થીમબરોએ થોડુંકમાંજ તેને ઠાર કરી નાંખયો હતો. (જુઓ કરસીયુસ ૧૦–૭ તથા દાયોદોરસ ૧૭–૨૦૮.) વળી એ સુચના તે શેહેર ખાતેજ તેણે પારસી અને યવન લોકોમાં માંહોમાંહે પ્રીત વધારવા સારૂ એકમેક સાથે પરણાવી નાખવાનો પ્રથમમાં પાયો વટીક પણ નાંખી દેખડાવયો હતો. તે ખુદ પોતે તો પાદશાહ દરાયશ કોદોમાનુસની વડી બેટી બારસીની સાથેજ પરણી બેઠો હતો કે જેણીનું નામ પલુતારક (જુઓ, તેનો સીકદર વી૦ ૭૨ મો) તથા દાયોદોરસ (૧૭–૧૦૭) તો સેતારા (સતાતીરા) અને કોસીયુસ તો આરસીનોઇ કરીને આગળ કહયા મુજબ પોતે આપી ગયલો છે. હવે એ મજકુર દારાયશ બાપદાદેથીજ સીલસીલાબંદ હખામની તોખમનું ઘણુંજ ઉંચું બલુ લોહી કાંઇ પોતે જાતે તો ધરાવતોજ નહીં હતો, તેથી તેની પુરવે થઇ ગયલા જવાં મરદ પાદશાહ દરાયશ (આરતા જરકસીસ) ઓકસની પરીઝાદે (પેરીસાતીસ)નામની એક સઉથી નાની બેટી સાથે પણ તે પોતે પરણી બેઠો હતો; કેમકે તે શાહજાદીનું લોહી તો સ્વચ્છ હાલતમાંજ પેહેડી દર પેહેડી નામદાર હખેમન તરફથી ઉતરતુંજ આવેલું હતું. આવાં બે જાતનાં લગનોથી તેનું ખાનદાન તો અસલ ઇરાની પાદશાહોના તોખમ સાથેજ હવેથી ગોયા જોડાઇને આમેજજ થઇ ગયું હતું.

વળી તે પુરવે તો બાખત્રીઆના રાજા ઓક્ષીઆરતીશની રોશનક (રોક્ષાની) નામની બેટી તથા એક પારસી ઉમરાવ આરતાબેજુસની બારસીની નામની ઉમરાવઝાદી જે અસલમાં તો પારસીઓની ચાકરી અખતીઆર કરી બેઠેલા યવન સરદાર મેમનોન સાથેજ પરણી ગયલી હતી, પરંતુ હાલમાં તેણીનો વર મરણ પામેલો હોવાથી તેણીની સાથે પણ તે તાજદાર પોતે લગનના ગાંઠથી જોડાઇજ ગયો હતો, એમ આગળ આપણે કેશે બોલાસેથી વરણવી વટીક ચુકયા છીએ. અજબ જેવું તો એ છે કે, તે તાજદાર જે ચાર પાંચ બાયડીઓ આમ જે કરી બેઠો હતો તેમાં કોઇ પણ તેની જ્ઞાતીલી યાને જાતવાળી યવન બાનુ (ખાતુન) તો હતીજ નહીં. આપરથી એમ સારાંશ તો સેહેલથી નીકળી શકે છે કે, તે ઝમાનાને ઉંચા ખાનદાનની પારસણ બાનુઓ પોતાની યવન બેહેનીઓ કરતાં વધારે ખુશનુમાં સારાં ગુણો ધરાવનારીઓ, શીરીન ઝબાનવાળીઓ તથા કેળવણી પામેલીઓ તો હોવીજ જોઇએ. નીજામી કહે છે જે ત્યાર બાદ પોતાની રાણી દરાયસની બેટી રોશનકને તો તે તાજદારે અરસ્તુ સાથે યુનાન ભણીજ રવાના કરી આપી હતી. આથી સીકંદર હવેથી પારસી તથા મીદીઅનોને ઘણા ઇમાનદાર તથા સરસમાં સરસ લોકો તરીકે પોતે પીછાનવા લાગી ગયો હશે, નહીં તો કે સીકંદર

જેવા તુમાખી અને જક્કી (હઠીલા) પાદશાહ તેણીઓ ઉપર આમ પોતે મોહીત તો પછી જતેજ નહીં. ગરોટ તો આવાં મીશ્રીત લગનોને ગોયા વખોડી જ કહાડે છે, પરંતુ એમ જુદાં જુદાં લોહીઓ હરકોઇ ટોળામાં આમેઝ થવાથી તો તેઓની ખુબસુરતી, બળ અને મગજશકતીમાં મારા નાકેશ વીચાર પ્રમાણે તો ઓર ઉલટો વધારો અને સુધારો થતોજ ચાલ્યો જાય છે. તેવાં તેવાં લગનોથી પાછળથી તો નવી નવી જાતોજ જનમો લેતી ચાલે છે જે એક પછી એક પાદશાહી મીરાસે વટીક પહોંચી જાય છે. આમ દુનયામાં ફેરફારો સદાજ ચાલુ રહે તેવા વીચારથીજ કુદરત તેવી બુધ્ધી લોકોમાં અવારનવાર ફેલાવતીજ ચાલી જાય છે, માટે ગરોટ જે તે વીષે પોતા તરફથી જે છીટ દેખડાવી જાય છે તે કુદરતના કાયદાથી તો મને કેવળે ઉલટી જેવીજ ભાસે છે. વળી તે યવન તથા બીજા યુરોપીઅન લોકોની વરણોને પારસીઓથી વધારે શેહઝોર, હીંમતવાન અને સુધરેલી જાતીઓ કરીને જે વીચારવા મંડી જાય છે તેમાં પણ તે ઝમાનાની તવારીખો વાંચતાં તો તેવો સાર કાંઇ નીકળી શકે તેવો પણ નથી; કેમકે, એક ફકત સીકંદર સેવાય તેની પુરવે કોઇપણ એશીઆટીક, આફ્રીકન કે યુરોપીઅન વરણો તો પારસીઓ ઉપર ફાવી વટીક ગયલીઓજ નહીં હતી. ઓર ઉલટી તે સરવે વરણો તો પારસીઓના ત્રાસથી સદાકાળ ધ્રુજતી અને ચોંકેલીઓજ રહીને તેઓનેજ આસરે પડી રહેતીઓ હતી; માટે એવા ટોલ્લાઓ મારવાથી તે નામચીન નવીશનદો જો પરહેજ અખતયાર કરી બેઠો હતે તો તે વાત તેના હકમાં વધારે લાયકનીજ થઇ પડે તેવી હતી. વળી તે તાજદાર તો હવેથી પોતે પારસીઓ કરતાં પણ વધારે જાહોજલાલી અને રોબ દેખડાવવાને મંડી ગયો હતો, એમ ફાઇલારચુસ (જુઓ, "એથીનીયુમ" તા૦ ૧૨ ને પા૦ ૫૩૯ મે,) તથા ઇફીપુશ (જુઓ, તેનાં "આથેન" ને પા૦ ૫૩૭ મે) અને ફારસી શાયર નીજામી પણ આપણને જણાવી ગયલા છે. વળી હીફાશચીઅનને પોતાનો સાહાડુ બનાવવા સારૂ પાદશાહ દરાયશની દરાઇપીતીશ નામની બીજી એક બેટી સાથે પરણાવી આપયો હતો: કેમકે, તેની ખાહેશ એવી હતી કે, મારાં બેટા બેટીઓ તેનાં બેટા બેટીઓ સાથે હવે પછી મસીઆઇ ભાઇ બેહેનો તરીકે નીકળી પડીને એકમેક ઉપર સારી કાણી પોતે માયા, મોહબત અને પયાર વગેરે દેખડાવતાંજ ચાલ્યાં જશે; પરંતુ તેણીઓ તો બીચારી થોડુંકમાંજ વીધવા થઇ પડીને ઘણી દુઃખી હાલતમાંજ જઇ પડીઓ હતી. પાદશાહ દરાયશના ભાઇ ઓક્ષીઆરતીસની બેટી આંમાંસ્ત્રાંઇનને તો પોતાના એક બીજા સરદાર નામે કરાતીરસ સાથેજ પરણાવી આપી હતી કે જેનાં મરણ બાદ તે શાહઝાદી સપર પહેલાં તો બીથનીઆના રાજા હીરા કલાઇ સાથે અને ત્યારબાદ લાઇસી મેકસ સાથે પોતે પછી પાછી ત્રીજીવાર પરણી ગઇ હતી, એમ દાયોદોરસ પોતે વરણવી ગયો છે. (જુઓ તેની ચો૦ ૨૦—૧૦૯) તેણીએ બીથનીઆનાં કોસ્તા ભણી એક નવું શેહેર જે વસાવયું હતું તેનું નામ પણ તેણીનાજ નામ ઉપરથી એમાસ્ત્રીસ કરીને તેણીના આ બીજા ખાવંદે રાખી દીધું હતું આમ તેજ ગ્રંથકાર વધુ આપણને જણાવી જાય છે. (૨૦—૧૦૯.) પરદીકસ સાથે તો તેણે મીદીઆના હાકેમ અને રાજા આત્રપત (આત્રોપેતીસ)ની બેટીને ગોઠવાવી નાંખી હતી; પરંતુ તેણી પણ થોડુંકમાંજ વીધવા થઇ પડી હતી. પતોલેમી લેગુશ સાથે તો તેણે આરતાકામાને તથા યુમીનીશ જેવા પોતાના રાજદવારી મુનશી સાથે તો આરતોનીસને પરણાવી આપી હતી કે જે બંને ઉમરાવઝાદીઓ એકમેકની બેહેનો તથા આરતા બેઝુસની બેટીઓ થતીઓ હતી. એ માંહેલી પેહલી રાણીને પેટેથી તો પછી મીસરના બતલીમુસના ખાનદાનના પાદશાહો પેહડી દર પેહડી ઉતરતાજ ચાલ્યા ગયા હતા; પરંતુ બીચારી આરતોનીસને પેટે તો કશાં પણ ફરઝનદો થયલાંજ નહીં હતાં; કેમકે, તેણીનો ભરથાર યુમીનીશનો થોડું

એકમાંજ આગળ કહયા પ્રમાણે માર યો ગયો હતો. નીઆરકસ સાથે માન તોર તથા બારસીનીની બેટીનાં લગન કરાવી આપયાં હતાં અને સીલયુકસને તો બાખત્રીઅન પેલા જવાંમરદ સુબા સ્પીતમન (સપીતામીનીસ) નીબેટી સાથે પરણાવી આપયો હતો. વળી પોતાના બીજા અતલગના હેંસી મીત્રો અને સ્નેહીઓ સાથે તો તેટલીજ બીજી ઉંચા ખાનદા નની પારસન તથા મીદીઅન બાનુઓ નાંજ લગનો પણ તેણે ગોઠવી આપયાં હતાં. આ પરથી એ પાદશાહ પોતાના અતલગના મીત્રોને પણ કાંઇ ભુલી તો ગયોજ નહીં હતો, જેથી તેનો પચાર પોતાના ઇષ્ટ મીત્રો ઉપર પણ સારી કાની રહેતો હતો એમ તો સ્પષ્ટ રીતે સાબેત થઇ શકે છે અને આવાં પગલાં ભરવાથી તો તે પોતે તેઓનો ગોયા લોકપ્રીય જેવો થઇ પડયો હતો. એ લગનો પારસીઓનાજ રેવાજ પ્રમાણે કરવામાં આવયાં હતાં, એમ એરીઅન જે લખી ગયો છે તે વાતને ફેરદુસી તથા શાએરનેઝામી પણ પોતે ટેકા આ પી ગયા છે, એમ આગળ આપણે કેથે પુરવાર વટીક કરી ચુકયા છીએ. એ શાદીમોબારક વીષેનું જયારે ખાનપાન પુરૂં થઇ રહયું; ત્યારે તે સઘળા વરરાજાઓ સારૂ જે હેંસી કોચો કે બીછાવી રાખવામાં આવયાં હ તાં ત્યાં દરેક બાનુઓ પોતપોતાના ભ રથારો આગળ આવીને બેસી ગયલીઓ હતી. એ ખાનપાન અને ધામધુમ વી ષેનો પુરતો અહવાલ ચારીસની સતાને આધારે એથીનીયુસ પોતે આપી ગયો છે. (જુઓ, તેની ઓ૦ ૧૨ ને પા૦ ૫૩૮ મે.) તેમજ ઇલીઅન પોતાની જા નવરોની તવારીખ (૮–૭) માં તે વીષે કાંઇક અહવાલ પોતે પણ દરશાવી ગય લો છે. ત્યારબાદ પેલા વરરાજાઓ પો તપોતાની મોહોરદારોને પોતાની જમ ણી બોરડુએ તે મેળાવડામાંથી પો તે બરખાસ્ત થતા ચાલ્યા ગયા હતા કે જેમાં સપર પેહેલો ભાગ તો સીકંદરે ખુ દ પોતેજ ત્યાં લઇ દેખડાવયો હતો; કા રણ એ જે, તે સઘળાંઓનાં લગનો એ કીજ તરેહથી કરવામાં આવેલાં હતાં.

તે સઘળાંઓમાં વળી તે તાજદારે પો તે ૫૯લાંની પેહેરામણીઓ વટીક કીધી હતી અને જે દશ હજાર ઉપર યવન લોકો કે એશીઆ ખંડની ઓરતો સા થે પરણી બેઠા હતા તેઓનાં નામોની એક ટીપ વટીક બનાવી રાખવાનો તે ણે હોકમ વટીક પણ કરી રાખયો હતો.

હવે પારસીઓમાં વસંતની રૂતુ આમાંજ લગનો જે થતાં હતાં તેનો સ બબ એવો ઉઠતો હતો કે, પેલાં પરણ તાં જોડાંઓ વસંતના બહાર માફક ખેઝા નની રૂતુ શુરૂ થાય; યાને તેઓની ઝેન દગાનીઓની હવે પછી આખેરી આવી પહોંચે તે પુરવે અમનચમનથી પોતપોતા નો ધંધોરોજગાર ગુજારી છઇયાં છોકરાં મેલીને હસીખુશીથી પછી પોતે પરવારી અને પાર પડી જાય. પારસીઓમાં લગ નોની ક્રીયાઓ જેમ ઘણી ભપકામાં થતી હતી તેથી ઉલટું તે ઝમાનાનાં મકદુની અનોમાં તો તે ક્રીયાઓ ઘણીજ સાદી જાતનીજ રહેતી હતી; કેમકે, પેલો વર રાજા પોતાની તરવારથી એક નાના જેવા પાઉંના બે ટુકડા કરી તેઓ પર થોડોક શરાબ નાખીને પેલું પરણતું જોડું તે બંને ટુકડાઓમાંથી એક બે નવાલાઓ પછી પોતે ખાઇ લેતું હતું, તેમજ વાઇન અને મીઠું કેક યુરોપીઅનોમાં પરણતી વેળાની વ ધાઇ તરીકે આજ પણ જાયઝ છે કે, જે પેલી લગનની ક્રીયા પુરી થઇ રહયા બાદ પેલા ત્યાં હાજર રહેલા અને આ મંત્રણ થયલા દોસ્તઆશનાઓમાં વેહેં ચી આપવામાં આવે છે. તેમજ તે તા જદારે પારસીઓ ઉમરાવો તથા ગ્રહસ્થો સાથે પોતાની મકદુનીઅન તથા યવન બાનુઓનાં પણ લગન કરી આપયાં હતાં; પરંતુ તેનું લીસ્ત એરીઅનતો પોતાની ચોપડીમાં કાંઇ આપી જતોજ નથી. તેમજ અરબો પણ પાછળથી સાસાની આ કનેથી તેઓની સલતનતને પોતે જ્યારે ખુંચી બેઠા; ત્યારે પારસીઓનું ઉંચું લોહી પોતાના ખલીફાઓના ખાન દાનોમાં પણ આમેઝ કરવાની તજવીઝો કરવાને મંડી ગયા હતા. આથી તેઓએ શહેનશાહ યઝદેજરદની હાર બાદ તેની બે બેટીઓ ઉપર તરાપ મારી હતી, જે

માંની એક તો જરા ચગોર હોવાથી તે ઓના પંજામાંથી છટકી જઇ પોતે આપ ઘાત કરી બેઠી હતી અને બીજી જરા નાની અને બોચ હોવાથી જે સપડાઇ ગઇ હતી તેથી તેણીને તો હઝરતઅલી ના બેટા હસન સાથે પરણાવી આપી હતી કે જેથી હવેથી અરબો પણ પોતે એવો શોર મચાવવાને મંડી ગયા હતા કે, અમારો વંશ વેલો પણ શ્રીઆનીઓ જેવા અસલી અને ઉંચા બલુ લોહી ધરાવનાર પાદશાહોમાંથીજ ઉતરતો આવેલો છે. વળી શાએર ફેરદુસીના શાહનામાની અસલ મજમુન બરાબર રીતે નહીં સમજ્યાથી તેનાં પુસ્તકના પાછલા અજ્ઞાન નકલ કરનારાઓ આ લગનો;—મસીહા યાને હઝરત ઇસાના દીનના કાનુનો મુજબ થયાં હતાં એમ પોતા તરફથી જે ઓરંગો મારી ગયા છે તે વીષેનું ખોટારૂં તો મેં આ પુસ્તકમાં પુરતી રીતે કેથે આગળ સાબેત વટીક કરી દેખડાવેલું છે અને તેનો ઇનતેખાબ લંડનનાં એશીઆટીક કુવાટરલી રીવયું નામના ઇ○ સ○ ૧૮૯૯ ના એપ્રીલ મહીનાના એક અંકમાં પણ દરશાવવામાં આવેલો છે. (જુઓ. તેનું પા○ ૩૯૦ થી ૩૯૯ સુધી.) તેમજ શાએર નેઝામી જે ખુદ પોતે પણ શેખ સઅદી કે મીર ખુનદ માફક હરરતો દીનચુસ્ત એસ્લામી હતો તે પણ પારસીઓના આતશ કદેહોને તે તાજદારે જે ઇરાન સરઝમીનમાં પાયમાલ કરી નાંખયાં હતાં અને તેઓના હેરબુદો અને મોબેદો જે પેલા આતશોની પાસબાની અને બરદાસ્ત કરતા રહેલા હતા તેઓને પણ જે કતલેહામ કરી નાખયા હતા તે વીષે પોતે મઘન થઇ જઇને જે અહવાલ દરશાવી જાય છે, તે પછી આ મીશ્રીત લગનોની બીનાને પણ તે પોતે હાથ ધરી દેખડાવે છે અને એમ કહે છે જે, ઇરાનના બુજરગો સાથે સીકંદર હવેથી નીચે મુજબના કોલકરારો કરી રાખયા.હતા કે જેમાં સચાઇનું ઝાઝું વજુદ તો કાંઇ જોવામાં આવતું જ નથી; કારણ એ જે સીકંદર પારસીઓના રેવાજો કે ધરમની કેવળે પોતે તો આડે આવતોજ નહીં હતો; તો જો-કે તે તો લડાઇનોજ ફકત હંગામ હતો તથા તેની ગીરદીમાં તે ઝમાનામાં છાપવા તથા કાગળોનો હુનર નહીં જણાયલો હોવાથી ઘણાખરા પારસી સાહીતયોનાં દફતરોનો જો નાશ થઇ ગયો હોય તો તે બનાવ પણ બનવા જોગ છે. તે તાજદારે શાએર નેઝામી પોતાના ધરમની તાસુબીને લીધે એમ હરખાય છે કે, પેલા પારસી બુઝોરગ લોકો સાથે એવો વાદવીવાદ ચલાવવા માંડયો હતો કે તમારે,

"બફરમુદ તા આતશે મુબેદી,
કુશંદ અઝ હુનરમંદીઓ બખરદી.
ફસુન નામએ જંદરા તર કોનનદ,
વગર ન બઝેનદાને દફતર કોનનદ.
બ રાહે નેયા ખલ્કરા રહ નમુદ,
તફે દુદે આતશ જે દેલહા જદુદ.
વજુંનજા બતદબીરે આઝાદગાન,
દરઆમદ સુએ આજર આબાદગાન.
બહર જા કે ઉં આતશે દીદ ચુસ્ત,
હમ આતશ ફરોગસ્ત વ હમજંદ શુસ્ત.
દરાન ખતે બુદ આતસી સંગબસ્ત,
કે ખાનદી જદેસુજશ આતસપરસ્ત.
સદશ હેરબુદ બુદ બા ટોકે જર;
બઆતશપરસ્તી બબસ્તે કમર.
બફરમુદ કે આન આતશે દીરસાલ,
બકસ્તંદો કરદંદ યકસર જકાલ.
બસી આતશે હેરબુદ રા બકુસ્ત,
બસી હેરબુદરા દુતા કદ પુસ્ત.
બદાન નાઝનીન શેહેરી આરાસ્તે,
કે બા ખુશદીલી બુદ વ બા ખાસ્તે.
દીલે તાજદાર શાદમાની ગેરેફત,
બ શાદી પયે કામરાની ગેરેફત.
બ આહીને ઝરદસ્ત વરસમે મજુસ,
બ ખેદમત દરીન ખાને ચનદીન અરૂસ.
હમે આફતે દીદે આશુબ દીલ,
ફરો રફતે દીલરા બસીપા બગીલ.
દરો દુખતરી ઝાદ વ અઝ નસ્લે સામ,
પદર કર દેઉંરા હોમાયુને નામ."

જુઓ તેનું "સીકંદરનામું" પા○ ૬૦ મું.

યાને "તમારે હવેથી મોબેદોના આતશને અકલમંદ લોકોની રીતભાત મુજબ પરાગંદેજ કરી નાંખવો જોઇએ, અને જંદ અવસ્તા જેવાં જુઠાં તાહેલાંઓને તો પાણીમાંજ બોરી નાખવાં જોઇએ; યા

તો દફતરખાનાઓની અભરાઇઓ ઉપરજ
નાંખી મેલવાં જોઇએ. નયાયશાસ્ત્રની રીતભા
ત મુજબ પોતે ઇરાની લોકોને રાહનોમાઇ
કરવા લાગયો, અને આતશની બુલંદી ત
થા તેના ધુમાડાને પોતાના દીલોમાંથી ક
હાડી નાંખવાને ભલામણ કરતોજ રહે
લો હતો. તયારબાદ લોકોને પોતાની
દીન આહીનની બાબતોમાં સ્વતંત્ર વી
ચારો તરીકે વરતવા સારૂ તે તાજદાર
પોતે આદરબાઇજાનના મુલકભણી ઉતરી
પડયો હતો; કેમકે, તયાંજ આતશ પર
સ્ત લોકોનું મજબુત ઝોર સમાયલું હ
તુ અને જ્યાં પણ તેણે તે આતશ પર
સ્ત લોકોને આતશ ઉપર સુસ્ત રહેલા દીઠા
હતા, તયાંના આતશોને અપાવ કરી નાંખી
ત્યાં જંદ અવસ્તાનાં દફતરોનો અ
મલ પોતે સુસ્ત કરતોજ ચાલ્યો હતો.
તે જગયા ઉપર એક પત્થરનું આતશ
કદેહ બનવવામાં આવેલું હતું કે જેને
પેલા આતશ પરસ્ત લોકો "જદેશુજ"
નાં નામ હેઠળ પોતે પીછાનયા જતા
હતા. ત્યાં પોતાની કમરોને તંગ બાંધી
રાખી સેંકડો હઇરબુદ લોકો તો સોનેરી
હાંસલી પોતાના ગળામાં લટકાવી રાખી
ને આતશપરસ્તીની રસમોને ચાલુજ રા
ખી બેહેલા હતા. આથી તેણે એવો હોકમ
આપી રાખયો હતો કે, તે પુરાતન
ઝમાનના આતશને એકદમજ તમારે
તારાજ કરી નાંખવોજ જોઇએ. વળી
ઘણાએક આતશકદેહો તથા હઇરબુદોને
વટીક પોતે પાયમાલ કરી નાંખવાનો
ફતવો આપી બેઠો હતો. હવેથી પછી
ત્યાં એક શેહેર કે જે ખુશનુમાં નારી
ઓનું વતન ગણાતું હતું અને ત્યાં
અઇશોઅશરતથી ઘણીએક પારસણો
જે બીરાજતીઓ હતી તેથી પાદશાહનું
દીલ તેણીઓ ઉપર અત્યંત મોહીત થઇ
પડયું હતું અને તેણીઓની શાદી પો
તાના સરદારો સાથે કરાવી નાંખવાના
વીચારમાં તે પોતે જઇ પડયો હતો;
માટે ત્યાં જે કેટલીએક કુમારીકાઓ વ
સ્તી હતી તેણીઓ ઉપર ઘણાએક સર
દારો જે આશક પડી ગયા હતા તેથી
તેઓની જરથોસ્તીની આહીન અને
તરીકા મુજબ અને મજુસી લોકોના
રેવાજો મુજબ પોતે પરણાવી આપવાનો
ખીઆલ તે કરવાને મંડી ગયો હતો.
ત્યાં એક ખુશનુમા કનયા તો સામના
તોખમથીજ ઉતરી આવેલી હતી કે
જેણીનું નામ તેણીના બાપે હુમાયુન
કરીને રાખેલું હતું."

આમ નીઝામી કે મીરખુનદ જેવા
દાનાવ એસલામી નવીશંદાઓ જેઓની
રગોમાં પ્રથમ ધરથીજ કીયાની લોહી ઉતર
તુંજ આવેલું હતું, તેઓ પોતાનાં બાપ
દાદાઓના ધરમને તથા તેઓના પેગમ
બર અને તેની પવીત્ર પોથીઓ તથા તે
ઓનાં મજહબનાં ઉપાધયાઓ સારૂ માઠા
શબદો ઓચરી જાય તે બીના ખરેખર
અત્યંત ખેદકારકજ હોવી જોઇએ. મસુ
દી કે બીજા અરબો તેમ કરે તો તેઓ
અસલ ધરથીજ પારસીઓથી વીરૂધનો
હોવાથી કાંઇબી સાંખી શકાય તેવી છે
પરંતુ ફીરદોસી કે હાફેઝની રૂઢીઓથી
એ બંને નવીશંદાઓ જે ગલાજ ફાટી
ગયા છે તેથી તેઓ પોતાની પ્રતીષઠાઓ
ને ગોયા ઝાંખજ લગાડી જાય છે. તેઓ
મરને પોતાના ધરમની તારીફ કરે અને
વાખવાખીઓ ગાય તેની આડે આપણ
ને તો આવવુંજ નહીં જોઇએ; કેમકે
સરવે કોઇને પોતપોતાનો ધરમ પયારોજ
રહે છે; પરંતુ તેથી તેઓને બીજાઓનાં
ધરમોને વગોવી કહાડવા તે કામ તો
બહુજ નામુનાસેબ જેવુંજ થઇ પડે છે.
તેઓ સાથે હવે ફીરદોસીને જરા સર
ખાવી જુઓ કે તે સુલેહકુલ નવીશં
દોનો જરથોસ્ત તો શું બલકે માની કે
મજહક જેવા ઠગારાઓ સારૂબી પોતે તો
માનપાનનાંજ કલામો ઓચરી ગયો છે;
તેજ તેની ગોયા ખુબી ગણાઇ શકે તે
વીજ છે; અને તેથીજ તે ઇસલામી હો
વા છતાંબી તેનાપર પરકોમવાળાઓબી
આફ્રીનનાજ કલામો વાપરી જાય છે.

આગળ ચાલતાં તેજ શાએર દ
રાયશની બેટી રોશનક સાથે સીકંદરે
કરેલાં લગન વીષેની વારતાને પણ વચે
આણે છે અને તેણીની ખુબસુરતી અને
તે લગનની ધામધુમ વીષેનો ચીતાર
તે પોતે પણ મજકુર ફાઇલોરસુસ કે
ઇફીકુસ, પ્રોત કે ઇલીઅન અને આથે
નીયુસ કે ચારીસ માફક આપતોજ ચા

લયો જાય છે અને કહે છે જે, તે લગનના આશીરવાદની ક્રીયા તેને

" બરસ્મે કીઆન નીઝ પયમાન ગેરેફ્ત.
વફાદર દેલો મેહેર બરજાન ગેરેફ્ત. "

"કીઆનીઓની રીતભાત મુજબ મોબેદો કનેજ કરાવીને તેણીની ઉપર હવેથી પોતાનો પયાર અત્યંત રાખવાની જમાનત વટીક પારસીઓની રાહરસમ મુજબ આપી ચુકયો હતો; યાને આગળ કહયા પ્રમાણે જો ફેરદુસીના શબદોમાંજ બોલયે તો

" ગેરેફ્તનદ વ ઉરા બઆહીન બખાસ્ત,
બરસ્મે મજુસ્સાન વ પૈવનદ રાસ્ત. "

યાને તે શાહઝાદીને પોતે "પસંદે કરદમ" કરી બોલીને તેણીનો હાથ પોતે કબુલ મંજુર રાખી, રાસ્તકોલ (પયવંદી) સીખે મજુસી યાને પારસી મોબેદોની રીતભાત મુજબ તેણે પોતાના આશીરવાદ તેણીની સાથેજ નંખાવી યાને પડાવી દીધા હતા. વળી એ ક્રીયા પારસીઓના અસલી ચાલતા આવેલા રેવાજ મુજબ વસંતની રૂતુમાંજ થઇ ચુકી હતી અને તે વીધેની ધામધુમ ત્યાં પાંચ દીવસ સુધી ચાલુજ રહેલી હતી. તે રસમ વીધેની કાંઇક ઝાંખી નીશાનો ખ્રીસ્તી લોકોના સેંટ વલનટાઇનના તેહવારના દીવસો પર અદયાપી જળવાઇ રહેલી દીસે છે કે જે વેળાએ તે લોકો પોતપોતામાં મોજશોખ તથા મજાક મશખરીમાં તે દહાડાને પોતે ગુજારી કહાડે છે. વળી તયાં દેશે દેશના ગાવા બજાવનારા તથા નાટકી ખેલાડીઓને પણ પેલા મેજબાનોની મદારા, તાઝીમતવાજો તથા મોજમજાહ સારૂ બોલાવી રાખવામાં આવતા હતા. આથી તયાં કોઇ ઠેકાણે તાનસેન તો કોઇ ઠેકાણે બીહજુ—બાવા જેવા સારા કંઠ ધરાવનાર ઉસ્તાદ ગાનારાઓ તથા વીસીઅન કે કલારા નોવેલો અને આપણી નગરીની તાંની કે તારા, કરીશની કે બાપુનાં જેવી સુરતાનથી મધુર અને તીણાં રાગડા કહાડનારી રામશગરો પેલી તયાં હાજર રહેલી બાનુઓ તથા ગ્રહસ્થોના દીલોને રીઝાવતીઓ ચાલી જતીઓ હતી. તે ગવઇયા, રામશગરણી અને મદારીઓ ("જગલરો") નું એક જબરૂં જેવું લીસ્ત મજકુર ચેરીસનીજ સતાને આધારે આથીનેયુસ નીચે મુજબ પોતાનાં ગ્રંથમાં આપણી જાણ સારૂ મેલી ગયલો છે. તે મદારીઓ તથા કસરતબાજોમાં પેલાં તેરમતમના શેહેરવાળા સકાઇમનુસ, સાઇરાકયુઝવાળા ફીલીસ્તાઇદીઝ તથા માઇતીલીનીવાળા હીરાકલાઇતુસ જેવા વખણાયલા ખેલાડીઓ તયાં આવી બીરાજેલા પેતો સાહેબોને પોતે પોતાના ખેલો તથા હાથચાલાકીઓથી બેહદ અજાયબીમાં અનજાવી નાંખતાજ રેહેલા હતા. તયારબાદ તેરનતમવાળો એલેકસીસ હોમરના છુગર મુજક તુટકરૂપી બેતોને ગાયનમાં ઉતારીને લલકારવાને મંડી ગયો હતો. તેમજ વળી મીથીમનીયા શેહેરવાળો કરાતીનસ આરીસ્તોનાઇમુરા જેવો એક આથીનીઅન તથા એથીનોદોરસ જેવો એક તીઅન કાંઇ પણ તરેહનો સરોદ કે રાગડા કહાડયા વીના પોતાની વાંસલીઓનેજ ફકત વજાડવાને લાગી ગયા હતા; તેથી ઉલટું તરેનતાઇન વાળો હીરાકલાઇતુસ અને એરીસ્તોકરેતીસ જેવો એક થીબન તો પોતાની સારંગીઓને રાગડા સાથે વગાડતાજ ચાલ્યા હતા. તેમજ ફુક મારીને પોતાની વાંસલીઓને વજાડનારા દાયોનીસીયુસ અને હાઇપરબોલુસ જેવા ગવઇયાઓ તો તેવી મજકુર તરેહની બે જાતનીજ રીતભાતોથી પોતાના ગાયનરૂપી હથયારોને વાપરવા લાગી ગયા હતા કે જેથી તે બંને જાતના ગાયનો વચેનો ફરક તરતજ માલુમ પડી આવતો હતો. તે પછી તાઇમોથીયુસ, ફરાઇનીયુસ, સ્કાફીસીયુસ, દાયોફેનતુસ અને આલસીદીઆ શેહેરવાળા ઇનીયુસ જેવા ઉસ્તાદ કસરતબાજો એકમેક સાથે કુસ્તીના અખાડાઓમાં ઉતરવા સારૂ સુરતાનથી બુલંદ આવાઝે પોતાના હમનબરદોને બોલાવતા અને હાંક મારતાજ રહેલા હતા. તયાં વળી બડેખાંઓના બાકાં ફુકનારા ફુલજીઓ ("ચુલોજીસ્તો") પણ બીરાજતા હતા કે જેઓ સીકંદરને જબરો તાડપર ચહડાવવાને મંડી જતા હતા, જેના બદલામાં તેઓને તે તાજદાર સારી જેવી નવાઝેશો

પણ કરવાને પોતે મંદી જતો હતો. વળી પેલું નાટકી મંડળ પણ પોતાનાં પરાક્રમો ભજી બતાવવામાં કાંઇ પ છાતજ પડી ગયલુંજ નહીં હતું. તેમાં થીસાલુસ, એથીનોદોરૂસ અને એરીસ્તોકરીતુસ જો કરૂણારસીક નાટકી ખેલો ભજી બતાવતા હતા તો તેઓના હમનબરદો જેવા કે, લાઇકોન, ફોરમીઓન તથા એરીસ્તોન તો હાસ્યરસીક દાસ્તાનોમાં કાંઇ તેઓથી ખાંડયા જાય તેવા પણ નહીંજ હતા; જેથી પેલા તમાશગીરો હસતાં હસતાં કંટાળી વટીક જતા હતા. તેઓ પોતાનાં હુનરોમાં એકમેક ઉપર શ્રેષટાઇ મેળવવા સારૂ ગોયા ત્યાં તપીજ બેહેલા હતા. વળી ત્યાં ફાસીમીલુસ જેવો નાચનારો પણ પોતે હાજરજ હતો. હવે તે ઝમાનાના પારસીઓ પોતાની નારી જાતીઓને મોટી મહફેલગાહોમાં કે ખાનગી મેળાવડાઓમાં શામેલ કરતા હતા કે નહીં, તે વાતનો અદયાપી કાંઇ ચોક્કસ રીતે તો નીવેડો આવેલોજ નથી; પરંતુ હીરાદોતસની સતા મુજબ તો તેણીઓને તેવા મેળાવડાઓમાં શામેલ કરવામાં આવતીઓજ હતી કે જે વાતને પારસીપોલીસના લેખોને ચીત્રોપરથીબી કાંઇક પુરવારીઓ આજબી મળી શકે તેવીઓ છે. તેઓ કશી છીટ તેમ કરવામાં પોતે તો કાંઇ સમજતાજ નહીં હતા. દાખલા તરીકે જુઓ જે, પાછળથી વસ્તી નામની યહુદીપંઠની રાણીને તો દર સાલનાં મોટાં જશેસનોમાં પણ હાજર રહેવાનું આમંત્રણ થતું હતું અને તે રાણી સાથે ભોજન લેવા સારૂ હામન તો અવારનવાર તેણીની ખાનગી ટેબલ ઉપર બીરાજવાનું પોતે પણ માનપાન ધરાવતો હતો, જેથી હીરાદોતસના આ મજકુર લખાણને આડકતરી રીતે બીજો પણ એક જાતનો ટેકો મળી શકે તેવોજ છે; કેમકે, લોકો પેલા ફારસનાં પ્રાંતની બાનુઓના રેવાજોને પેલા એસીરીઅન, મીદીઅન કે પારથીઅન યાને અશકાનીઅન બાનુઓના રેવાજો સાથે આમેઝ કરી નાખયાથી તેવી ભુલ ચુકોએ જનમ લીધેલો હોય તેમ હાલ તો પરખાઇ આવી શકે તેવુંજ છે; કેમકે, જરથોસ્તી ધરમમાં તો તે બાબતસર કશી બંધી કરેલી આપણા દીઠામાં તો કેવળે આવી શકતીજ નથી. તે તો જેવો જેવો દેશ તેવો વેશ મુજબ તેના અસલી રેવાજો અને રાહઘાટોપરજ આધાર રાખતી આવેલીઓ તી. વળી જેનોફન તો પોતાના જાતી અનુભવ ઉપરથી અહીંયાં સુધી લખી જાય છે કે, મારા ઝમાનાની પારસી બાનુઓ એવી તો ખુબસુરત અને મજબુત બાંધાની રહેતી હતી કે, તેણીઓનાં નાઝ, નખરાં અને દેખાવો ઉપરજ અમારા પેલા દશ હઝાર યવન સીપાહીઓ તો લોભાઇજ પડયા હતા અને યુલીસીસના પેલા કમળના ફુલો ઉપરજ ફળાહારના કરનારા સ્નેહીઓ જેમ પોતાનો સ્વદેશ ભુલી ગયા હતા તેમ તેઓ પણ પોતાની બાપીકી ભુમીને વીસરજનજ કરી મેલી તયાંજ પડી રહીને પોતે ઘેરબારો માંડી બેસવાના વીચારમાંજ જઇ પડેલા હતા. તેણીઓ જે ઢબછબથી ઠાઠમાઠો કરી બેસતીઓ હતી તેથી તેવા આભુપણોથી તેઓની ખુબસુરતીઓમાં બેહદ ઉમેરો થઇ પડતો હતો. આથીજ કરીને સીકંદર જેવો દુનયાનો જીતનાર શુરવીરો તેણીઓની ખુબસુરતી અને શીરીન ઝબાની આગળ ખુદ પોતેજ હુલકે બગુશ જેવો ગોલામજ બની રહેલો હતો; કેમકે ફરેદુન અખતાર જેવો એક ફારસી સુફીશાયર પણ શેખશનાનનો કીસ્સો લખતીજ વેળાએ તે શેખ એક ખ્રીસ્તી પંથની નાજનીનના પયારમાં પોતે જે ફસી પડયો હતો તે વીશે આપણને એમ બોધ આપી જાય છે કે

"હમ સુનીન ઉફતદ બસી દર રાહે ઇશક;
ઇન કસી દાનદ કે અસ્ત આગાહે ઇશક."

યાને ઇશકનાં બજારોમાં ઘણાએક શખસો બીચારા ફસી પડે છે કે જેની સમજણ જેનાપર પડી ચુકી હોય તેજ બુજી શકે તેવી છે. તે વીશે ઇશારો કરતી વેળા બીજો સુફી શાએર હાફીઝ પણ એમ લલકારી જાય છે કે,

"ગર મુરીદે રાહે ઇશકી ફકરે બદનામી મકુન,
શેખે શનાન ખરકે રહન ખાનેએ, ખુમમાર દાસ્ત."

યાને અરે એ માનવી તું જો "ઇશકની રાહનો ચેલો થઇ પડયો હોય યાને તેની ઝુમમાંજ ફસી પડેલો હોય તો લોકોની બદનામીઓની ફીકર તો કશી કરતોજ ના; કેમકે, તું જ જો કે શેખેશનાન જેવો એક આબેદ શેખ પણ તેણીઓનાં ફુસલાવવાથી કલાલખાનાઓમાં વટીક જઇને પડી રહેવા લાગયો હતો" અને કુફારોને વટીક અત્તારનાંજ કહયા પ્રમાણે પોતે ચરાવવાને પણ લાગી ગયો હતો.

**તે ઝમાનાની પારસણોનો લેબાસ વગેરે.**

એ પારસી બાનુઓ ( ખાતુનો ) પોતાને માથે બાહેર નીકળતી વેળા બેકીમતી જવાહેરોના તાજો મેલી રાખતી હતી. તેણીઓના ચોટલા લાંબા અને કરચલી કીધેલા જુલફાંદાર જેવા લાગતા હતા. વળી જે બાનુઓના માથા ઉપર બાલનો જો વધારોજ નહીં હોય તો, તેણીએ ખોટા બાલો પણ લટકાવવાને જરાબી અચકાતીઓ વટીક પણ નહીજ હતી. વળી તેણીઓ સુઇયાઓથી પોતાનાં ભવાં યાને અબરૂઓ અને આંખનાં પાપણો યાને પોપચાંઓને સુરમાઓથી આંજી રાખતી જણાતી હતી કે જેમાં તેણીઓ ગોયા એક જાતની ખુબસુરતીજ સમજતી હતી અને તેથી આંખની નુરાની યાને તેજ વધે છે એમ પણ પોતે માનતી રહેતી હતી. તેણીઓ અકસર કરીને અતર અને તરેહતરેહવાર સુગંધીઓ તેમજ ખુશબોઇઓથી પોતે ગોયા બેહેક બેહેક મારતી રહેલીજ દીસતી હતી. તેણીઓના પયરહન યાને "બોદી" તથા ઇજારો ઉંચી જાતના લીલનોમાંથીજ બનાવવામાં આવતાં હતાં, કે જેની ઉપર તેણીઓ રેશમની સાડી પેહેરી અને શાલોને ઓઢી લેતી હતી. તે સાડીઓની દામન•મોટા મેળાવડાની વેળાએ એટલી તો લાંબી રહેતી હતી કે, તેઓને પાછળથી ઉંચકી ચાલવા તેણીઓને આયા અને દાસીઓની ગરજજ પડતી હતી. પોતાની કમર ઉપર તેણીઓ એક પોહોળો જેવો કમરબંધ બટકાવી રાખતીઓ હતી કે જેના બંને છેડાઓ ઉપર ભરેલી કોરો અને વચોવચમાં જવાહેરાતોથી ભરેલો એક ટપ્પો દીસ્તો હતો. વળી તેણીઓ ઇસ્ટાકીન તથા હાથે મોજાં પણ પેહેરી રાખતી જણાતી હતી; પરંતુ તે મોજાંઓ કઇ ચીજોમાંથી બનાવવામાં આવતાં હતાં તે વીષેનો કશો પણ અહવાલ કદીમ તવારીખનવીશો આપણી જાણ સારૂ કાંઇ મેલી ગયલાજ નથી. તેણીઓ યવન લોકો કે હીંદવાણીઓ માફક પોતે ચંપલો તો કેવળ પેહેરતીજ નહોતી અને ઘેરમાં તો એક ભરેલી કીનખાબની હલકી જેવા સપાટોનેજ પોતાના પાપોશ તરીકે ઉપયોગમાં આણતી હતી; પરંતુ બાહેર જતી વેળા તેણીઓ એક જાતનાં જાડાં "શુઝો" યાને હલકા બુટો પેહેરી લેતી હતી. તેઓ પોતાની શાલોને દીલપર નાંખતી વેળા તેઓને પટાઓથી પોતે સીકડી રાખતી હતી અને માથેથી તે છેક આખાં મહોડાં વેર ચોતરફ ઝુલતો એક લાંબો અને ચોરસ જેવો બુરખો ઓઢી લેતી પણ હતી. તેઓ પોતાની સાડીઓનો રંગ જાંબુરયો, કીરમજી કે જરાક બલુ જેવો રાખતી હતી. તેઓ મોતીનાં આભુષણો ઉપર પોતે અત્યંત ચાહ ધરાવતી હતી જેને તેઓ પોતાનાં માથાં ઉપર જાળીમાં પોઇને લટકાવતી હતી; પરંતુ અકસર કરીને ગળાંમાં મોતીના હારો કે તેની લડીઓ તો સદા પોતે પેહેરી રાખતીજ જણાતી હતી. તે સાથે પોતાના કાન, બાઝુએ કે હાથ પગની પહોંચીમાં પણ પેલા મોતીઓ દેખાઇ આવે તેવી રીતે પેહેરી લેવાનો તેઓમાં રેવાજ જાયઝજ હતો. વળી બીજી જાતના કીમતી જવાહેરાતોમાં લીલમ, લાલ માણેક કે ફીરોઝાઓને તેઓ વધારે પસંદ કરતી હતી કે જેઓને સોનામાં જડાવી નાંખી મોતીઓનીજ માફક પોતાનાં આભુષણો તરીકે ઉપયોગમાં આણતી ચાલતી રહેલી હતી. એ મજકુર બાબતોસર શાએર ફેરદુસી અને નેઝામી પણ પોતાની તેઝ કલમોને ઉતકરૂષટ કારીગરી તરીકે બેતબાઝીમાં વાપરી ગયલા જણાય છે, કે જે સઘળાઓનો ઇનતેખાબ અત્રે આપતાં તો લંબાણ ઘણુંજ

થઇ જાય છે; માટે આથી છે જે, આટલોજ એશારો અહીઆં કરેલો હાલ તરત તો હું બસ સમજું છું અને ગનીમત તરીકેજ ગણું છું. આગળ ચાલતાં નેઝામી વળી એમ પણ વરણવી જાય છે કે સાર બાદ એ પાદશાહઃ—

“બાઇસ્તખ્ર શોદ તાજ બરસર નેહાદ;
બજાએ કયોમરસો શહે કયકોબાદ.”

યાને “ઇસ્તખર તરફ રવાના થઇને કયોમુરસ અને કયકોબાદ જેવા પેશદાદી તથા કીઆની વંશના તાજદારોના તાજને તે પોતે પોતાનેજ સર હવેથી પહેરી બેઠો હતો.” તે તાજદારને તાજ પેહેરાવવાની કીયા પણ પેલા મોબેદોએજ કરેલી હોવી જોઇએ એમ નેઝામીના આગલા પાછલા દાસ્તાનો ઉપરથી સારાંશ નીકળી શકે તેવોજ છે. હવે જો કે અવસ્તાના દોરથી તે ઠેઠ સાસાની સલતનતની આખેરી સુધી તો વચલે કે હલકે વરગનાં મજદીઅશનોમાં એકજ બાઇડી કરવાનો હક ઇલાકો રેહેતો હતો; તોપણ રાજા કે ઉમરાવો પોતાનો સીલસીલો ચાલુ રાખવા સારૂ જો ચાર પાંચ ઉંચે ઘેરાનાની ઉમરાવજાદીઓ સાથે જો પરણી બેસતા હતા તો તેમાંબી કશી છીટ પણ કાંઇ ગણાતીજ નહોતી; તેવી બાઇડીઓના ચહડઉતર નામો આગળ જણાવયા મુજબ આગલા પેહેલવીખાંહો આપણી જાન સારૂ મેલી ગયલા છે જેઓમાં સપર પેહેલી બાઇનો દરજજો પરણેલી ઓરતમાં અને છેલ્લીનો દરજજો “ચકરજન” યાને નાત્રેવાળી બાઇડીમાં ખપતો હતો. હવે અવસ્તાના દોરમાં તો દેશે દેશે કે શેહેરે શેહેર અને દરેક વેળાએ તો કે કસબાઓની માહફેજતો સારૂ ચાર વરગો નેમાએલા રેહેતા હતા જેઓના નામો કે પાછલા પેહેલવી નવી સનદાઓ વીસચ પએતી નમાન પએતી; જંદુ પએતી અને દંદ ફુતએતી કરીને આપણી જાન સારૂ મેલી ગયેલા છે; એટલે જે મોહોલાઓ, ઘરબારો, ગામોના રખેવાળો અને શહેરોના મરજબાનો કરીને તેઓનાં અરથે ઉઠતા હતા અને તેઓની આંકણી નીચે મુજબ કરવામાં આવતી હતી; દરેક જોડાંનું એક ઘેરબાર કે એક કબીલો કરીને કેહેવાતો હતો. વીસ ઘેરોનો એક મોહોલો, પચાસ ઘેરોનો એક કસબો અને સો ઘેરબારોનું એક શેહેર ગણાતું રહેતું હતું.

### નેઝામીના પારસીઓના મજકુર ધરમ ઉપર લીધેલી અલાપોનો રદયો તથા તેઓપર કરેલા કાંઈક ટીકા.

નેઝામીએ સારી કાની ફેરદુસીનાં લખાણો તો વાંચેલાંજ હતાં અને તે શાએરના ફસીહ કલામોની તે વારંવાર તારીફો વટીક ગાઇ ગયલો છે, માટે ત્યાં તે શાએર તો આતશપરસ્તી રસમોને કાંઇ ધીક્કારી તો ગયલોજ નથી એમ કેથે આપણે વરણવી પણ ચુકેલાજ છીએ. તે શાએર તો એમ સાફ કહે છે કે, જેમ હાલ ઝમાનાના અરબો પોતાના કેબલા તરીકે ખાકને યાને હેજરોલઅસવદ નામનાં પત્થરને ગણે છે, તેમજ ઇરાનીઓ આતશને પોતાના કેબલા તરીકેજ ગણુતા આવેલા છે. હવે આ વાત તો રોશન છે કે, આતશ અને આફતાબનું નુર જો આખી જગત ઉપર તપતુંજ નહીં હોય તો આ દુનયામાં સઘળે અંધેર અને અંધકારજ ફેલાઇ રહે તેવું છે યાને આતશ અને ગરમી તો આ સરૃષટીના ગોયા બંધનો જેવાંજ છે, તેથીજ અસલી ઇરાનીઓ પોતાના કેબલા તરીકે એવી નુરાની ચીજોને જે ગણી ગયા હતા તેમાં તેઓ કશો વાંક તો કરી ગયલાજ નહીં હતા. વળી સઘળા ધરમોમાં આજ પણ ઇશ્વરની ભકતી કરતી વેળા આતશ યા તો તેની જોતોને પોતપોતાનાં મંદીરોમાં સળગાવીજ રાખવાનો રવઇયોજ પડી ગયલો છે, માટે જો બરાબર જોશો તો ખાક થાને તો આતશનોજ કેબલો વધારે અનુકુળ ગણાઇ શકાય તેવોજ છે. વળી તે શાએર અવસ્તાનાં દફતરોને તો ટાહેલાંજ તરીકે ગણી ગયલો છે; પરંતુ તે બીચારાને આ વાત તો કેવળે માલુમજ હોવી નહીં જોઇએ કે સઘળા સીમેટીક ધરમો તો અસલમાં તેજ દફતરોને આધારે પાછળથીજ પ્રકાશી નીકળયા હતા, માટે પોતાના ધરમની તાસુબીને લીધે પોતાના નીઆએગાનોનાં મજહબ ઉપર એમ અમરથી

અલાપ લેવો તેમાં તે કશું શીઆન પણુ તો કાંઇ વાપરી જતોજ નથી. મીરખુનદતો ઇરાનના આતશકદેહો અને અવસ્તા વીષે બોલતી વેળાએ એમ વરણવી જાય છે કે, બારીક કાગળો જેવા ચમરપટોને ઘસીઘસીને તેઓપર તે પોથીઓને સુનેરી અને રૂપેરી હરફોથી લખી ઘાલેલી હતી કે જેઓ (તેના વીચાર પ્રમાણે) તો ગોયા આતશને સોંપી દેવા જેવીજ હતી! યાને "ઓરાક કે શનીવારે એહેરાક બુદ;" એમ આશચરય પામીને! ઉપલા પોતાના દફતરમાં જણાવી જાય છે. (જુઓ તેનો "ઇરાન દેશનો પ્રવાસ" વારતાનું પા૦ ૩૯૩ થી ૩૯૪ સુધી) તેઓની માહફેજતો સારૂ અમીર ઉમરાવો નેમાતા ચાલયા જતા હતા કે જે રેવાજ છેક ઇરાનનાં એક પાછલા રાજવંશીના મુળ પુરૂષનાં દોર સુધી ચાલુજ જોવામાં આવતો હતો કે જેથી તે વંશ આજની ઘડી સુધી "જંદ" વંશ કરીને તવારીખોનાં દફતરોમાં મશહુરજ થઇ ચુકેલું છે.

**સીકંદરે છુટે હાથે પોતાના સીપાહીઓ ઉપર કરવા માંડેલી ઉદાર બખશેશો.**

કરસીયુસ એમ વરણવી જાય છે (૧૦–૮) કે હવેથી મારા સીપાહીઓએ જે પણુ કરજો કરયાં હોય તે કરજોને પણુ અદા કરી નાંખવાની મને સારી તક હાથ આવી ગઇ છે; કેમકે, તેઓ પ્રથમથીજ જુજ પગારપર રહેલા હોવાથી તેઓને કરજો કરયા વીના તો છુટકોજ રહેલો હોવો નહીંજ જોઇએ; એવા વીચારથી સીકંદરે પોતાનાં લશકરમાં એવો ઢંઢેરો ફેરવી રાખયો હતો કે, દરેક સીપાહીને માથે શું શું અને કેટલાં કરજો છે તેની એક યાદી મારી કને પોતાના માંગનારાઓનાં નામની શાનો સીખે એક ટીપ લાવીને હાજર કરી રાખે કે જેથી તે દાંમો તેઓને તરતજ પોંહોંચાડી દેવામાં આવે. સપર પહેલાં તો પેલા સીપાહીઓ મનસે એમ સમજવા મંડી ગયા હતા કે, એમ કરીને સીકંદર આપણું માંજરૂજ જોવા માંગે છે કે કયા સીપાહીનો પગાર તેના ખરચ કરતાં ઓછો પડતો હતો અને કયા કયા સીપાહો ઘણી લખલુટ રીતે ખરચ કરતા રહેલા હતા. તેવી આપણી ખાનગી વાતો તેને માલુમ પડી જાય તેવા વીચારથીજ આ ઢંઢેરો તે તાજદારે પોતે કદાચને ફેરવી રાખેલો હોવો જોઇએ. આથી ઘણાજ થોડાક સીપાહીઓ આવીને પોતપોતાનાં નામો નોંધાવી ગયા હતા. આ વાતની ખબર જયારે સીકંદરને પડી ચુકી કે, ઘણાખરા સીપાહીઓ તો પોતાનાં નામો નોંધાવવાની આનાકાનીજ કરતા બેઠેલા છે; કેમકે, તેથી તેઓએ કયા શખસો પાસેથી નાણાં પોતાના હાથમચકડા કે જમાનતો ઉપર લીધેલાં હતાં તેઓનાં નામો પણુ તેથી જાહેરાતમાં આવી જાય તેવી બીહીકથી પોતે તો ગોયા નાસભાગજ કરતા રહેલા હતા. આથી તે પોતાના સીપાહીઓને હવેથી એવો ઠપકો આપવાને મંડા ગયો હતો કે, શું તમારો મારા ઉપર પણુ એતબાર નથી? કારણુ એ જે, પાદશાહો તો પોતાની રઇયત સાથે નેખાલેસ દીલથીજ વરતવું જોઇએ તેમજ પ્રજા પણુ પોતે તેમજ સમજીને તેની સાથે ચાલવું પણુ જોઇએ. આથી તેણે પોતાની છાવણીમાં ટેબલો પંથરાવી તેઓપર પછી નાણાં ગોઠવાવી રાખયાં હતાં અને દરેક જણાને તેઓની હાજત મુજબ તે નાણાં તેઓના માગનારાઓને કહાડી આપવા સારૂ કેટલાએક માણસોને પણુ પોતે ત્યાં રોકી રાખયા હતા. જે સીપાહીઓ કે પોતાના હાથમચકડા કે જમાનતો વીષેની તેઓને ખાતરી આપતા રહેતા હતા તેઓનાં કરજો તો તેઓ તરતજ અદા કરી દેતા હતા; પરંતુ તેઓનાં નામોની તો કશી નોંધ પોતે લઇ રાખતાજ નહીં હતા.

આથી પેલા સીપાહીઓને હવેથી એમ સધધારો તો મળીજ ચુકયો હતો કે, સીકંદર આપણી સાથે નેખાલેસ દીલથી વરતવાનો એરાદો રાખે છેજ ખરો; કારણુ એ જે, આવા હોકમથી તો આપણાં કરજો વીષેની ખબર તથા બીજા કોઇ શખસોને પણુ માલુમ પડી શકે તેવીજ નથી, જેથી તેઓ પોતપોતાને મનસે બેહદ ખુશી થતાજ બેઠા હતા.

તે સઘળી બખશેશો વીસ હઝાર તાલેંત યાને આસરે પાઉંડ ૪૮,૭૫,૦૦૦ જેટલી થવા જતી હતી, એમ એરીઅન જે જણાવી ગયો છે, તે સાથે જસ્તીન પણ એકમળતોજ થાય છે; (૧૨–૧૧); પરંતુ દાયોદોરસ (૧૭–૧૦૯), પલુતારક (જુઓ, તેનો સીકંદર, વી૦ ૭૦ મો) અને કરસીયુસ તો (૧૦–૮) તે બખશેશોની સંખયાનો આંકડો માત્ર દસ હઝાર તાલેંત યાને આસરે પાઉંડ ૨૪,૩૭,૫૦૦ જેટલોજ થવા જતો હતો, એમ પોતા તરફથી વરણવી ગયા છે. વળી તે જંગનાં મેદાનોમાં જે સીપાહીઓ અને સરદારોએ કે ઘણી જવાંમરદી અને બહાદુરી કરી દેખડાવેલી હતી અને પોતાના પાદશાહ સારૂ પોતાનાં જાનોને વટીક જોખમમાં જે નાંખી બેઠા હતા તેઓને પણ તેણે પોતાના ધયાનમાંજ રાખી મેલેલા હતા. જે સાહેબો કે પોતે હાથે જાતેજ બહાદુરી દેખડાવવા માટે પ્રખયાત થયલા હતા તેઓને માથે તો તેણે સોનેરી ગજરાનાજ હારો મેલાવી રાખયા હતા, યાને જેમ ફેરદુસી કહે છે જે: "બસર બર નેહાદે વેરા તાજે ઝર" તેમ તેઓને માથે તો પોતે સોનેરી તાજોજ ગોયા પેહેરાવી રાખયાં હતાં. તેવી સપરપેહેલી નવાઝેશ તો પેલા પીયુસીસ તાસનેજ સર નાઝેલ થઇ ચુકી હતી; કેમકે, તેણેજ સીકંદરની મરણતોલ હાલતની વેળાએ તેનાં શરીર ઉપર પોતાની ઢાલ ધરી રાખી તેનો પેલા હીંદુઓના હુમલા સામે બચાવ કરયા કીધો હતો. બીજું તેવુંજ માન તો પેલા લીઓનેતુસને સરજ સરજેલું હતું; કેમકે, તેણે પણ પોતાની ઢાલ સીકંદરનાં બદન ઉપર ધરી રાખેલીજ હતી; એટલુંજ નહીં, પરંતુ હીંદની લડાઇઓમાં પોતાનાં સર ઉપર ઘણોક જોખમ હોરી લઇને પેલી ઓરાની લડાઇ પણ તેણેજ સીકંદર સારૂ પોતે મારી આપી હતી, એમ કરસીયુસ (૯–૪૧) અને એરીઅન (૬–૨૨) આપણને જણાવી ગયા છે. વળી એ છેલ્લોજ નવીશનદો તો પોતાની "ઇનદીકા" (જુઓ, તેનો વી૦ ૨૩ મો,) માં એમ પણ વરણવી જાય છે કે, તે સરદારે પેલા ઓરીતીઆન લોકોના છ હઝાર માણસો તથા તેઓના સઘળા સરદારોને પણ તે લડાઇની દરમીઆનમાં પોતે કતલેહામ વટીક કરી નાંખયા હતા અને તેજ જંગનાં મેદાનમાં ગેદરોસીઆનાં પ્રાંતનો હાકેમ એપોલોફીનીસ પણ પોતે બીચારો મારયોજ ગયો હતો; કારણ કે, અસલ ઘરથીજ તમામ સાવચેતી રાખી મેલી જે પણ લશકર કે તેની કને પડેલું હતું તેને પોતાની સાથે લઇ જઇને પેલા ઓરીતીઆન લોકો અને તેઓની પડોશમાં વસનારી જે પણ વરણો કે લોકોને હુલડ કરવાને ઉશકેરતી ચાલી જતી હતી તેઓને મારી હઠાવી તેઓપર તે પોતે આખેરે ફતેહમંદજ નીવડી પડયો હતો અને તે ઓરા શેહેરનો બીજો સરવે મામલો અને રાહઘાટ પણ બરાબર રીતે હાર પાડવામાં તે પોતે નસીબવાન વટીક નીવડી પડયો હતો. એટલામાં સુસા ભણીથી નીઆરકસ પણ આવી લાગયો હતો જેથી તે છેક અરબી મહાસાગર વટાવીને દજલા નદી સુધીની જે લાંબી અને બીકટ સફર કરી દેખડાવી આપી હતી, તેથી તેની આવી સઘળી પોતાને માથે વોહોરી લીધેલી હેજગારી અને બજાવેલી સેવાના બદલામાં તેને પણ પેલું સોનાનું તાજ મળી ગયું હતું. તેમજ તેના અરકાટી ઓનીસીક્રીતસ અને હીફાસચીઅન તથા બીજા સરદારો અને સ્નેહીઓને પણ આ મજકુર ત્રણે શખસો માફકનાંજ તાજોની નવાઝેશો વટીક થઇ ચુકી હતી.

એ નીઆરકસ અસલમાં તો ક્રીટના ટાપુનો રહીશ થતો હતો; પરંતુ પાછળથી સ્ત્રાઇઅન નદીપર આવેલાં એમફીપોલીસનાં શહેરનો રહેવાસી થઇ પડયાથી તે પોતે પણ એક માસીદોનીઅન તરીકેજ હવેથી ખપવા અને લખાવવા લાગયો હતો. જ્યારે સીકંદર હજુ તો તખત પર આવયોજ નહી હતો; ત્યારથી તે તેનો ઇષટ મીત્ર જેવોજ થઇ પડેલો હતો, જેથી જે પાંચ શખસોને કે માસીદોનીઆનાં પ્રાંતમાંથી તેનાં બાપ ફીલકુસે તે શાહજાદાનીજ ઓરડુ લઇ રાખેલી હોવાથી દેશનીકાલ કરવામાં આવયા હતા તેઓમાં તે પણ સપડાઇ ગયલો હતો. તેનાં લખાણોની સચતા ઉપર ઘણાએક કદીમ ગ્રં

થકારો તો જરા પણ ભરૂસો રાખતા આવેલાજ નહીં હતા; કારણ એ જે, એક તો તે ક્રીટના ટાપુનો રહેવાસી થતો હતો અને બીજું તો એ જે, તે ઝમાનાના યવન લોકો સઘળા ક્રીટનોને "લબાડ લોકો" કરીને ગણતાજ આવેલા હતા. એમ તેઓનું નામ અળખામણું થઈ પડેલું હોવાથી એનાં લખાણોં ઉપર લોકો ઝાઝું લક્ષ આપતા રહેલાજ નહી હતા અને શકની આંખથી તેઓને તેઓ જોતાજ બેઠેલા હતા. એનો મદદનીસ ઓનીસીકરેતીસ પણ એ સફર વીષેનો ચુનોચરા અહવાલ પોતે પણ દરશાવી ગયો હતો; પરંતુ તેમાં તે ઘણીએક ભલતી ભલતી અને ખોટી કહાણી કથાઓ પણ જે આમેઝ કરી નાંખી ગયો હતો તેથી સ્ત્રેબો તો તેને સારૂ એમ કહે છે જે, તે પેલા કાફલાનો ચુનંદો અરકાટી થતો હતો; એટલુંજ નહીં, પરંતુ જુઠાઈનો પણ જબરો ખાંહાં હતો. હવે તે બંને નવીશનદાઓમાં કોણ ખરો અને કોણ ખોટો છે તેની મુનસફી પેલા કદીમ યવન લોકો કરી લેવાને સદંતરજ પોતે અશકત હોવાથી તેઓ તો તે બંને નવીશનદાઓને જુઠાજ કરીને ગણવા લાગયા હતા; પરંતુ તે બંને જણાનાં આપેલાં દાસ્તાનો ઉપર પુરતો અભયાસ અને જોસ્તેજુ કરીને એરીઅન તો એ નીઆરકસનીજ તરફેણમાં પોતે ચુકાદો આપી જાય છે અને તેનું લખાણ રાસ્ત અને દોરોસ્તજ છે એવાં પરીણામ ઉપર તે આખેરે આવી પડેલો દીસે છે; પરંતુ તે જરા પતરાજખોર અને અકરબાજ હોવાથી સીકંદરનાં મરણ બાદ તેના અમલદારો તેને ઘણા ધીક્કારની નજરથીજ પોતે જોતા બેઠેલા હતા, કેમકે તે પોતાને મનશે એમજ માનતો હતો કે આપણા સઘળા મકદુનીઅનોને એકસરખીજ આંખથી જોકે સીકંદર ગણતો હતો તો ખરોજ, લેયકીન મારા એકલાપરજ તેનો વીશેષ પયાર હતો એવી અમથથીજ હુંક તથા ફુકરાજી તે પોતે જાતે ઉડાવવાનો બાહેરથીજ ઢોંગ સોંગ લઈ બેઠેલો હતો. આથી તે વધારેને વધારે ધીક્કારને પાત્રજ થઈ પડેલો હતો. આમ તેના પર લોકો નારાજ હોયાથી તેનાં લખાણોની સલાતા ઉપર અમસ્થો દોષ તેઓ મેલતા ચાલ્યાજ ગયા હતા; એવાં પરીણામ ઉપર હાલ તો આપણે તેને બરાબર એનસાફ આપતી વેળાએ આવી પડયા વીના છુટકોજ રહેતો નથી. તોપણ આગલી વાત તો ચોકસજ છે કે તે તાજદારની ફોજમાં તેના જેવો દરીયાનો ખેડનાર કોઈ બીજો શખસ તો કાંઈ હતોજ નહીં; અને જેમ માલમ કાંહાંણે (માલીમો—કાનાએ) વાસકોદીગામા જેવા સાહસીક પોરટુગીઝને સહીસલામત રીતે સપર પેહેલીવાર હીંદના કોસ્ટા ઉપર ઉતારી આપયો હતો; તેમજ તેને પણ સીકંદરને યુફરાત તથા દજલાનદીઓને ઓળંગવા સારૂ અવારનવાર શકતીવાન વટીક કરયાજ કીધા હતા.

### સીકંદરે હવેથી પોતાની સઘળી એશીઆટીક ફોજોને મકદુનીઅનો જેવીજ આપવા માંડેલી લડાઈની તઅલીમ અને કવાયદો.

એટલામાં પેલાં નવાં નવાં વસાયલાં શેહેરો અને તેઓની આસપાસનાં મુલકોમાંથી ત્રીસ હઝાર ઉધરતા જવાનયાઓ જેઓ કે એકસરખી ઉમરના હાલમાં જે થઈ પડેલા હતા તેઓને પોતપોતાની સાથે લઈને ત્યાંના પેલા સુબાઓ સીકંદરની બારગાહ ખાતે પોતે આવી પહોંચયા હતા. તેઓને મકદુનીઅનો જેવાંજ હથયારો તથા લડાઇની તઅલીમો પણ આપવામાં આવેલી હતી અને તેઓ પોતપોતામાં મકદુનીઅન ભાષા વટીક બોવતાજ ચાલ્યા જતા હતા. તેઓનું નામ સીકંદરે "ઇપીગોનાઈ" યાને વારેસો કરીને રાખયું હતું. તે પાછળથી જનમેલા જવાનયાઓ થીબસ સાથની સપરપહેલી લડાઈમાં જે સાત મુખય સરદારે કે મારયા ગયા હતા તેઓના ચીરનજીવીઓ થતા હતા. તેઓના ત્યાં આવી હાલતમાં આવી પહોંચયાથી પેલા જુના સીપાહીઓનાં દીલો ઘણુંજ કચવાવાં માંડયાં હતાં; કેમકે, તેઓ તેઓને પોતાની સોખ તરીકે ગણવા લાગયા હતા અને મનમાં

એમ સમજતા બેઠા હતા કે, આગળ
ચાલતાં એ પાદશાહને હવેથી આપણી
નોકરીની તો ગરજજ રહેશે નહીં અને
તે આપણને ઓર ઉલટો વધારે દબરા
વતોજ જશે. તે સાથે તે તથા બીજા
તેના કેટલાએક મકદુનીઅન સીપાહીઓ
જે હવેથી પારસી પોશાકો ધારણ કરી
બેઠા હતા અને તેઓનીજ રીતભાત મુ
જબ જે પરણી ગયા હતા, તેવીબી તેની
વરતણુકો તેઓ માંહેલા ઘણાખરાં શખ
સોને કેવળે પસંદ પડવા લાગીજ નહીં
હતી. જે સાહેબો કે પાદશાહની માફક
જ એકસરખી રીતે આવી જાતનાં લગ
નની ક્રીયાઓથી જોડાઇ ચુકયા હતા તે
ઓ માંહેલા કેટલાએકોને પણ તે ચાલ
ચલગત જરા પણ પસંદજ નહીં હતી,
તો જોકે તેમાં તો તેઓએ મોટું માન
પાન સમજવું જોઈતું હતું; કેમકે, એ
પાદશાહે તેમાં પણ તેઓને પોતાના
બરાબરયાજ જેવા સમજી અને એકકીજ
પાયરીના ગણીને ગોયા તેઓ ઉપર પોતે
કરમ બખશેશોજ કરી દેખડાવી હતી.

આગળ આપણે ઉપરજ કેહે જ
ણાવી ચુકયા છીએ કે, જ્યારે પરસીસ
યાને ફારસનાં પ્રાંતનાં પાયતખત શે
હેર પારસ એટલે જે પરસીપોલીસનાં
શેહેરને પણ જીતી લઈને જ્યારે સીકં
દર હીંદની સરજમીન તરફ પોતે ઉપ
ડી ચાલ્યો, ત્યારે ત્યાંના હાકેમ તરીકે
કોઇને પણ ખાસ કરીને તે નેમી
આપયોજ નહીં હતો, તો જોકે હીંદના
રાજા તેક્ષીલીસ તે ફીરદોસી તથા નેઝા
મી શાએરોનો જણાવેલો કેદ–હીંદી અને
ત્યાર બાદ પોરસ તે ફીરદોસીને કહેલો
ફોરે–હીંદી જેવા મોટા છત્રપતી રાજા
નેબી જંગનાં મેદાનોમાં મારી હઠાવી
આખેરે તેઓના મુલકો પણ તે પોતે
ચાંપીજ બેઠો ત્યારે તેઓનેજ ત્યાંના
પોતે હાકેમો કરી બેસાડયા હતા; પરં
તુ તેવી વરતણુક ફીલકુસના એ બેટા
એ શેહેનશાહ દરાયશના ખેશકબીલા
સાથે તો કોઇ કાળે પણ ચલાવી દેખ
ડાવેલીજ નહી હતી. આથી તેની કીર
તી જરાક ઝાંખમાં જઇ પડે તેવી છે;
કેમકે તેપરથી એમ સારાંઉંશ નીકળી
શકે છે કે તે પારસીઓનાં બળથી હજુ
પણ માંહેલે પેટેથી ડરતોજ રહેલો હતે
યા તો તેઓને સદંતરજ છુંદી નાંખયા
પછી પણ તેઓપર પોતાની કરડી
નજર અને દવેશબુધીજ રાખતો બેઠેલો
હતો; તો જોકે તેઓ પોતાની પચ
દરપચ હાર અને સીકંદરની ફતેહોથી હા
લમાં એટલા બધા તો નાહીંમત અને
પોચા હલકેબગુશ જેવા બની ગયા હ
તા કે તેની સામે થવાની તેઓમાં કશી
હોંસ કે તાકાત વટીક પણ કાંઇ રહેલીજ
નહી હતી; જે વાતથી કે તે તાજદાર
પોતે તો સારી ઝાની વાકેફગારજ હોવો
જોઇએ. આથી રાજમાં અંધાધુંધી
હાલત આવી નહીં પડે તે સારૂ
ફરેસેઓરતીસ નામનો કોઇક પારસી સુ
બેજ તેઓપર તકેદારી રાખતોજ
રહેલો હતો અને સારી કાની તેઓપર
રાજપાટ તે ચલાવયો જતો હતો; કે
જે વાતની વચે પડવા સીકંદરે પણ
પોતે ડહાપણ જેવું કાંઇ વીચારયુંજ નહી
હતું; પરંતુ તે શુરવીરો જ્યારે હીંદમાં
પણ ફતેહો ઉપર ફતેહો કરીને ફારસની
ભુમી તરફ પાછો ફરી ચુકયો અને જ
ઇજ પહોંચી ત્યારે તે હાકેમ તો
બીચારો જંનતનશીનજ થઇ પડેલો હ
તો; અને તેને બદલે તે પોતે મરતી
વેળાએ ઓરક્ષાઇનીશ નામના પારસી ઉ
મરાવને પોતે તે રાજપાટની લગામ સોં
પી ગયો હતો, તો જોકે તે વીબેની
બહાલી સીકંદરે પોતે દુર પડેલો હો
વાથી તેણે તો કાંઇ આપેલીજ ન હતી.
તે સુબો ત્યાં સારી કાની તપાસ રાખ
તોજ રહેલો હતો જેથી કેહે પણ ફ
સાદ કે લુટફાટ કાંઇ જોવામાં આવી શ
કતીજ નહીં હતી. કરસીયુસ તો તેને
સારૂ એમ લખા ગયો છે કે, તે
શખસ શેહેનશાહ કરૂશના વંશ વેલા
માંથીજ ઉતરી આવેલો હતો. (૧૦–૪).
પારસનો તે નવો હાકમ સીકંદરપર પો
તે સારી કાની પ્રીત તથા જાન ફેશાની
જ કરી બેઠેલો હતો, પરંતુ બેગોઅસ
જેવા ખાજેસરાના ભમાવણાથી તે
બીચારો બેગુનાહ હોવા છતાં તેનાપર
ખોટા શાક્ષીઓ ઉભા કરીને તે શખસે
એવા તોહમતો જોડી કહાડયાં હતાં કે,
પોતાનાં રાજ્યના અમલની વેળાએ તે

તો આગલા રાજાઓના કબરસ્તાનો અને દેહેરાંઓનેજ લુટતો રહેલો હતો (જુઓ, એથીનીયુમમાં આવેલો "દીકારી આરચુશ" નામના અંકના બા૦ ૧૩ ને પા૦ ૬૦૩ જે) આથી તેને બરાબર ઇનસાફ આપયા અને પુરતી તપાસ કરયા વીના એકદમજ સીકંદરે તો લટકાવીજ દીધો હતો અને તેને બદલે પોતાના એક સ્નેહી નામે પીયુસીસ્તાસનેજ પારસનો હાકેમ હવેથી બનાવા મેલ્યો હતો; એમ આગળ કેથે આ પણ જણાવીજ ચુકયા છીએ. તે મકદુનીઅન સુબો તો ઇરાની ભાષા અને ઇરાનીજ પોશાક પોતે જે પેહેરવા લાગી ગયો હતો અને તેમ કરવા તેને સીકંદર કનેથી પણ જે ઉતેજન મળતું ચાલ્યુંજ રહેલું હતું, તેથી તેના ઉપર બીજા મકદુનીઅનો ઘણાજ ખફા થઇ રહેલા હતા. વળી પાદશાહની પેલી ખાસ ઘોડેસવાર ફોજમાં સોગદીઆન, બાખત્રીઆન, આરાચોતીઆન, જરંગીઆન, એરાયન (હેરાતી) અને પારથીઅન ત્રુપ સવારો તથા પારસી સવારો જેને લોકો કે, "ઇબાકાઇ"નાં નામ હેઠળ પીછાનતા રહેલા હતા તેઓને પણ છુટાછવાયા વીખેરી નાંખેલા હોયાથી તેઓનો કાંદોજ ગોયા ખીળી ગયો હતો અને માંહેલે પેટેથી તેઓ બડબડવાનેજ મંડી ગયા હતા; તો જો કે પેલા જવાન ગબરૂ "ઇપીગોનાઇઓ" યાને પાછળથી જનમેલા વારેસો તો તેઓ કરતાં પણ વધારે ખુબસુરત, મજબુત બાંધાના અને ઉતમ ગુણોના ધરાવનાર શખસો હતા કે જેથી તે ટુકડીનાં માનમાં ઓર ઉલટો વધારો થઇ પડે તેવું હતું; કેમકે, તેઓએ પોલોદોરસના કહેવા પ્રમાણે (૩–૭, ૨) સાત સરદારો જેઓ થીબનો સાથની સપરપહેલી લડાઇમાંજ મારયા ગયા હતા તેઓનાજ ચીરંજીવીઓ થતા હતા; પરંતુ "અદેખાઇ, હસદ, ખોટી છીટ અને હઠ તેઓ જે લઇ બેઠા હતા હતા, તેથી તેપર સીકંદર ખુદ પોતે તો કશું પણ લક્ષ આપતો જણાતોજ નહીં હતો. તેઓનો મરડાટ તોડવા તેણે એક પાંચમી ઘોડેસવાર ફોજનો પણ પાયો નાંખી દેખડાવયો હતો કે જેમાં તેણે આસીરીઆની બીજી જુદી જુદી લડાયક વરણોને પણ શામેલજ કરી નાંખી હતા; એટલુંજ નહીં, પરંતુ તે ઘોડેસવાર ફોજોમાં મોટો ઉમેરો વટીક કરી નાંખયો હતો અને પરલોકોમાંથી ચુનંદા સવારોનેજ તે તેમાં પેચતોજ ચાલતો રહેલો હતો, કે જેથી આગળ ચાલતાં તેઓનીજ મારફ તથી બીજાં મોટાં મોટાં પ્રાકરમો કરવા તથા અરબસ્તાન અને બીજાં રહી ગયલાં દેશાવરો પણ ખુંચી લેવા તેને સવળતા જેવુંજ થઇ પડે. વળી પેલા મકદુનીઅન લશકરી અમલદારો સાથે પોતાની આ નવી પયદલ ફોજ સારૂ તેણે પારસી અમલદારોને પણ ચુંટી ચુંટીને નેમી આપયા હતા. તેઓનાં નામો નીચે મુજબ જોવામાં આવે છે, કે જેમાં એક તો આરતાબેજુસનો કોફન નામનોજ બેટો હતો અને બીજા બે જણા જેવા કે હાઇદરનીસ (વીદારન) અને આરતીબોલીસ તો પેલા માજીયુસનાજ ચીરંજીવીઓ થતા હતા, કે જે પારસી સુબાએ આગળ મીસરનો દેશ પોતે લડયાજ વીના સીકંદરને પોતે સ્વાધીન કરી દીધો હતો. વળી પારથીઆ તથા હીરકેનીઆના હાકેમ ફરાતાફરનીસના બે બેટા નામે સીસીમીસ અને ફરદાસમીનીસને તથા સીકંદરની રાણી રોશનક (રોક્ષાની)ના ભાઇ હીસ્તાનીસ જે બાખત્રીઆવાળા રાજાઓ ક્ષીઆરતીસનો બેટો થતો હતો તેને અને ઓતોબારીસ તથા તેના ભાઇ મીથરોબાઇયુસને પણ તેઓ સાથે પોતે શામેલ કરી નાંખયા હતા. તેઓ ઉપર સેપેહસાલાર તરીકે બાખત્રીઆવાળા હીસ્તાસપીસ (વીસ્તાસ્પ યાને ગુસ્તાસ્પ) નેજ તેણે નેમી આપયો હતો. તે સઘળા સીપાહીઓને પારસી લોકોના "મીસાનકયુલાન" યાને ટુંકા ભાલા જેઓ સાથે ચામડાંની વાધરીઓ જે જોડાયલી રહેતી હતી તેઓને રદ કરી તેને બદલે હવેથી મકદુનીઅન લોકોનાં લાંબા લાંબા ભાલા સોંપી આપવામાં આવયા હતા. એ "મીસાનકયુલાન" નામના

ભાલાઓ સારૂ કેટલુંએક વરણન પો લીબીઅસ (૨૩-૧, ૯), યુરીપીદીસ (જુ ઓ, તેની "ફ્રોઇઅન" નામની કવીતા ની બેત ૧૧૪૧ તથા "એનદરોમીકા" ની બેત ૧૧૩૩ મી) તથા આલસીફરો ન (૩-૩૬) વટીક કરી ગયલા છ. આ વા આવા ફેરફારોથી પેલા મકદુનીઅનો ઘણુજ ફરાહુન થઇ બેઠા હતા અને મ નસે એમજ સમજવા લાગયા હતા કે, એ પાદશાહ પોતાના વીચારોમાં પા રસીઓજ જેવો ભ્રષ્ટ થઇ પડેલો છે અને આપણા લોકોની અસલી રીતભાતોને હવે થી તે ત્યાગજ કરી મેલવા માંગે છે. આગ ળ તો તેઓ એકવાર હીંદની સરઝમી નમાં હીફાસીસ નદી આગળ તેના વધ તા જતા લોભની આડે આવીને જેમ હુ લડ મચાવી બેઠા હતા તેમજ હવેથી આ ચોઆસપીસ (કરખ) નદી આગળ પણ તેઓ હુલડ મચાવી દેવાની તઇયારીમાંજ બેઠેલા હતા; કેમકે, તેઓ મનસે એમ સમજતા હતા કે, હવેથી તો આપણો મોશજ ગોયા તુટી ગયલો લાગે છે.

હવેથી સીકંદરે પોતાના સરદાર અને સાડુ હીફાઇસચીઅનને એવો હોકમ કરયો હતો કે, તમારે ઇરાની અખાત સુધી તમારી ઘણીખરી પયદલ ફોજ સીધે ઉપડીજ જવું જોઇશે; કેમકે, હું ખુદ પોતે તો મારી કીશતી ઉપર સવા ર થઇને સુસીઆનાની ભુમી તરફ નીક ળી જવાનો એરાદો ધરાઉં છું. આથી તેણે પોતાના કાફલાને તે તરફ મોકલા વી આપી તેમાં પોતાનાં ઢાલ તરવાર રા ખનાર સીપાહીઓ તથા પયદલ બોડી ગારડો અને થોડા ઘણા પોતાના ખાસ ઘોડેસવારોને ચહડાવી દઇને યુલેયુસ યા ને કારાસુ નદીને રસ્તેથી પોતે દરયા ભ ણી ઉપડી ચાલ્યો હતો. એ નદી જ્યા રે પેલી કોપરાતીસ નદી સાથે જોડાઇ જાય છે ત્યારે તેને ત્યાંનાં લોકો પાસી તીગરીસ અને જો બરાબર બોલ્યે તો પારસી-તીગરીસનાં નામ હેઠળ પીછાન યા જતા હતા; કેમકે, રૂમીઓના ઝમા નામાં એ દજલા નદીનો થોડોક ભાગ તેઓની સલતનત હેઠળ પણ ગણાતોજ આવેલો હતો. આગલા ઝમાનામાં તો એ નદી ઇરાની અખાતમાં જઇને ખાલી થઇ પડતી હતી; પરંતુ હાલના વખતમાં તો જે જગયા આગળ કે યુફરાતિ અને દ જલા નદીનો સમાગમ થાય છે ને જેને કે, હાલમાં આપણે શેતેલઅરબનાં નામ થી પીછાનયે છીએ તેમાં તે જઇને પ છી પોતે ખાલી થઇ પડે છે. પયગમબર હઝરત દાનીયાલની પોથી (૮-૨, ૧૬)માં તથા પલીનીનાં ગ્રંથ (ચો૦ ૬-૨૬, ૩૧; તથા ચો૦ ૩૧-૨૧)માં તે નદીને યુલાઇનનાં નામ હેઠળ વરણવેલી છે. વળી એ નદીને કેટ લાએકો પેલી ચોઆસપીસ યાને કરખ નદી સાથે પણ ભુલાવો કરયા જાય છે. કેમકે, તે નદી પણ પેલા શેતેલઅરબ માંજ ખાલી થઇ જાય છે; પરંતુ તે તો એ નદીથી છેક ઉતર તરફજ તેમાં ખા લી થાય છે કે જે બીનાથી તે નવીશન દાઓ પોતે જરા નાવાકેફ હોવાથી તેવી ગફલતી અને ચુકો તેઓ વારંવાર કરી ગયલા દીસે છે. હવે જ્યારે તે તાજદાર જ્યાં આગળ કે તે નદી પેલાં મોટાં પાણીમાં ખાલી થતી ચાલે છે તેની છેક નઝદીકીમાંજ આવી પહોંચયો; ત્યારે તે પોતાના ઘણાખરા બારકસો અને જે જહાઝોને કે ગાબડગુબર કરવાનાં હતાં તેઓને ત્યાંજ પડતાં નાખી તે પોતાની સાથે કેટલીએક શેતાબ ચાલની કીશતી ઓ લઇને પેલી ઇલીયુસ નદીને કીનારે કીનારેથી પેલા દરયામાં થઇને દજલા ન દીના મુખડા આગળ પોતે પાછોજ નીકળી ચાલ્યો હતો. વળી દજલા નદીને જે નેહેરથી કે ઇલીયુસ નદી સાથે જોડી રા ખવામાં આવેલી હતી તે નેહેરનેજ મારગેથી પોતાનાં બાકી રહેલાં બારકસો ને પણ તેજ (તાઇગરીસ) નદી ખાતે હવેથી તે પોતે પાછાં લાવી નાખી ગ યો હતો. તે બંને તાઇગરીસ અને યુફરેતીસ નદીઓ વચે જે શામ (સીરીઆ)નો મુલક આવેલો છે તેને ત્યાંના રહીશો મીસાપોતીઆનાં નામ હે ઠળ પણ પીછાણી ગયા છે, તો જોકે અસલી રૂમી તથા યવન લોકો તો એ શામનાંજ પ્રાંતમાં એ મીસાપોતે મીઆની ભુમીને પણ ગણતાજ ચાલ્યા જતા હતા અને કોઇ કોઇવાર તો તેને તેઓ આસીરીઆ દેશના એક થો

ડાક ભાગ તરીકે પણ પીછાનતા આને માનતાજ જણાતા હતા. હીબરૂ લોકો અને ત્યાંનાં રહીસો તો હજુ પણ તે દેશાવરોને આરામ–નેહેરીમનાં નામ હેઠળજ પોતે ઓળખતા ચાલ્યા જાય છે કે જેનો અર્થ બે નેહેરો યાને નદીઓ વચે આવેલો શર્મિનો મુલક કરીને થાય છે.

હવે એ અરબ ગ્રંથકારોની જણાવેલી દજલા નદી જેને પેહેલવીવાળાઓ અરવંદનાં નામ હેઠળ આપણને જણાવી ગયા છે તે, યુફરાત નદીથી છેક હેઠાણ ભણીથીજ વેહેતી જે ચાલી જાય છે તેથી તેમાં ઘણુએક નદી નાળાંઓ આવીને જોડાઇ જાય છે. આથી તેનાં પાણીમાં જ બહોળો વધારો થઇ પડયાથી તે પછી સીકંદરના જમાનામાં તો ઇરાની અખાતમાંજ જઇને ખાલી થઇ પડતી હતી: પરંતુ હાલના વખતમાં તો તે યુફરાત નદીમાંજ પોતે હોમાવી દીએ છે. તે નદી ઘણીજ મોટી હોવાથી તેનાં મુખ સુધી તો કોઇથી પણ પગે ચાલીને તો જવાઇ શકાય તેવુંજ નથી, તેમજ તેનું પાણી પણ ખેતીવાડી કરવાના ઉપયોગમાંબી કાંઇ આવી શકે તેવુંજ નથી; કેમકે, જે ભુમીમાંથી તે નદી વેહેતી ચાલી જાય છે તે ભુમીની સપાટી તેની સપાટીથી ઘણીજ ઉંચાણમાં આવેલી હોવાથી તેના પાણીઓને કોઇબી નદી, નાળાં કે નેહેરોમાં ઉતારવામાં જે આવેલાંજ નથી તેથી કથે પણ તે પાણી બુરજીગરીનાં કામમાં તો વપરાઇ શકતાંજ નથી. ઓર ઉલટું તેમાં આવી પડતાં પેલાં નદી નાળાંઓથી તેનું પાણી દરયા ભણીજ જથાબંધ નીકળી ચાલયું જાય છે, જેથી માનવી જાતોને તો તે ગોયા નીરઉપયોગી જેવુંજ થઇ પડે છે. તેથી ઉલટું યુફરાત નદી ઉંચી સપાટી ઉપરથીજ પોતે જે વેહેતી ચાલી જાય છે અને જે ભુમીઓમાંથી તે પસાર થાય છે તેઓની સપાટીઓ પણ તેની અડોઅડજ આવી ગયલીઓ હોવાથી, તેમાંથી ઘણીએક નેહેરોને ખોદી કહાડવામાં આવેલીઓ છે કે જેઓમાંથી તેની બંને છેડેનાં રહીશો તે પાણીઓને પોતાના વેહેવાર ઉપયોગમાં સેહેલથી જથાબંધ લઇ શકે છે; કેમકે, તે નેહેરો સદાકાળ વેહેતીજ ચાલી જાય છે. તેમજ વળી જયારે પણ પાણીની તાણજ પડી જાય છે; ત્યારે તે પાણીઓને બુરજીગરીનાં કામો સારૂ પણ ઉપયોગમાં લેવામાં આવે છે; કારણ એ જે, તે તરફની ભુમીઓમાં વરસાદ કવચીતજ વરસે છે. આથી તેનાં પાણી આખેરે છાલકાંજ થઇ પડે છે અને ખાડા ખાબોચયાંજ જેવાં રૂપો લઇ લે છે. ( જુઓ, એબો, ૧૬–૧: એમીઆનુસ ૨૪–૬,૧૪ તથા હીરાદોતસ ૧૧૯૩. ) હવે આગળ આપણે એરીઅનના કહયા પ્રમાણે, એમ જે વરણવા ગયા છીએ કે, દરયાનેજ મારગેથી તે નદીની છેક ઉપર સુધી નીઆરકસ પો તે નીકળી ગયો હતો તેપરથી તો એમ માલુમ પડી શકે છે જે, તે નદી ખાડાખાબોચયાંઓમાં જોકે પંથરાઇ તો જતીજ હતી; તોપણ તે આખેરે દરયા તરફનો રસ્તો તો લેયા વાના રહેતીજ નહીં હતી. કહે છે જે, એ શેતાલઅરબની ખાડી જેટલું પાણી કે દરયામાં હોમાવતી ચાલી જાય છે તે પાણીનો જથો દાનયુબ નદીનાં પાણીના જથા કરતાં પણ વધારે મોટો કદમાં રહે છે. હવે ઇરાની અખાતનો જે કીનારો, કે. ઇલીયુસ અને દજલા નદી વચે આવેલો હતો, તેની પ્રદક્ષણા કરી જઇને સીકંદર તો પછી હેઠ મોટા દરયા તરફ નીકળી ચાલ્યો હતો અને ત્યાંથી હેરયું લઇને તે જયાં આગળ કે હીફાશર્વાઅન પોતાનાં લશકર સાથે છાવણી નાંખી પડેલો હતો ત્યાં આગળ પેલી દજલા નદીમાં થઇનેજ પાછો પોતે આવી લાગયો હતો અને ત્યારબાદ તેજ નદી ઉપર ઓપીસ નામે જે એક શેહેર આવેલું હતું ત્યાં આગળ પોતાની કીશતીમાંજ સવાર થઇને તે ઉપડી ગયો હતો. તે નદીમાંથી પછી ઉપર ચહડતી વેળા ત્યાં પારસીઓએ પોતાના દેશના બચાવ ખાતેર અને દુશમનોના કાફલાને પોતાનાં પાણીઓમાં નહીં ઘુસી આવવા સારૂ જે લોખંડની જાળો કે નંખાવી રાખેલી હતી, તેઓને કપાવી નાંખીને તે નદીનાં પાણીને પાછાં સપાટ જેવાંજ કરાવી નાંખયાં હ

તાં. તેમ કરવા પારસીઓ કને એક સબબ હતો; કારણ એ જે, તેઓ પોતે નઉકા શાસ્ત્રીના હુનરમાં ઘણા પુરવીણ હોવાથી ત્યાં ચાલુ સલંગ ની સલંગ એવી જાલો જે પંથરાવી રાખી હતી તેથી તે તરફથી કોઇપણ દુશમનથી ઇરાનપર હુમલો લઇ જઇ શકાય તેવુંજ નહીં હતું. તેવા જુઠા ખીઆલથી તે તાજદાર પોતે ફાવેલોજ હોવાથી પોતાને મનસે એમજ મલકાતો રહેલો હતો કે, મારા જેવા પરવીઝ યાને ફતેહમંદ શેહેનશાહને એવા અટકાવોની તો કશી ગરજજ રહેલી નથી અને તેવા અટકાવો મારે મનશે તો ગોયા માત્ર નામનાજ જેવા છે એવા ખીઆલથી તેણે પારસીઓના આવા ઝહમત અને મેહનત ભરેલાં કામોને સેહેજમાંજ ભાંજી તોડીને તારાજ કરાવી નંખાવયાં હતાં કે, જેમાં તેણે મારા નાકેસ વીચાર મુજબ તો ઘણીજ નાદાની કરી હતી; કેમકે, તે બાંધકામોને તો એક પુસ્તા દાખેલ બુરજીગરીનાં કામોને મદદ આપવાના વીચારથીજ પારસીઓએ કરી રાખેલાં હતાં. તે તરફથી કોઇ પરરાજયવાળો પોતાના મુલકમાં ચહડી આવે તેવો ખીઆલ તો પારસીઓના મનમાં કે ચીનમાંજ નહીં હતો; કેમકે, તે ઝમાનામાં તેઓ પોતાને મહા પ્રબળ તરીકેજ સમજતા હતા તેથી કોઇ પણ દુશમનોની તેઓ કશી પણ પરવાહ કે ધાસતી તો રાખતાજ નહીં હતા. તે ચોનફેસીઅસ વળી એમ પણ વરણવી ગયો છે (૬૮, ૨૮ થી ૩૦) કે, દ તાજદારનેજ પગથીએ ચાલીને પાછળથી રૂમી શેહેનશાહ ત્રેજન પણ દજલા નદીમાંજ ઠેઠ હેઠળ વેર ઉતરી પડીને પોતે ઇરાની અખાત તરફ નીકળી ગયો હતો. એ ઓપીસનું શેહેર જે જગયા આગળ કે તાઇગરીસ નદી ફીસકુસ યાને ઓદોરનેહ નદી સાથે જોડાઇ જાય છે ત્યાંજ આગળ કદાચને આવેલું હશે. (જુઓ: હીરાદોતસ ૧-૧૮૯ તથા જેનોફનની "એનાબાસીસ" ૨-૪,૨૫) એબો (૧૬-૧) તો અહીંયાં સુધી વરણવી જાય છે કે, એ ઓપીસના શેહેર સુધી એ દજલા નદીમાં લોકો પોતાની

કીશતીઓ સેહેલથી લઇ જઇ શકે તેવી હાલતમાં તેણે હાલમાં યાને મારા જમાનામાં તો લાવી નાખેલી છે. હવે પારસીઓ પુરવે એશીઆની સલતનત આસીરીઅનો જે લાંબા વખત સુધી પોતે ભોગવી ગયા હતા તેઓના દેશમાં મીસરની માફક દર સાલ રેલની લહેલછેહેલ કેવળેજ નહીં હોવાથી પેલી દજલા અને યુફરાત નદીનાં પાણીના પ્રવાહો સાથે જે કાદવ અને કીચલ સદાકાળ ઘસડાતો તેઓની ભુમીમાં જે જઇ પડતો હતો તેમાં ખારાશ ઘણીજ હોવાથી તે પાણીઓ તો વનસ્પતીઓનો એર ઉલટો નાશજ કરયાં જતાં હતાં અને ખેતીવાડીનાં કામોને ખલલજ પહોંચાડતાં રહેતાં હતાં; પરંતુ તેજ પાણીઓ જયારે ઓટ થઇ પડતી અને નીચેજ બેસ્તાં ચાલ્યાં જતાં હતાં અને તે માંહેલા ઝેરી પદારથો સુરજના તાપથી પ્રવાહીરૂપ લઇને હવા સાથેજ મળી જતાં હતાં ત્યારે તે પાણીઓ બેહદ ફળદરૂપ હાલતમાંજ આવી પડતાં હતાં અને જયાં પણ તેઓને સંભાળથી આસ્તે આસ્તે દાખેલ કરવામાં આવતાં હતાં તો તેઓ વેરાન જગયાઓને પણ ગોયા બાગેબેહેસ્ત જેવાં ગુલેસ્તાનોમાં ફેરવી નાંખતાંજ ચાલ્યાં જતાં હતાં; માટે તે પાણીઓનાં અવગુણો અને ગુણો તરફ નેગાહ પહોંચાડીને પેલા આસીરીઅનોને બે જાતનાં બાંધકામો ત્યાં કરવાં પડતાં હતાં: એક તો તેઓને ખરાબીઓ કરતાં અટકાવવા અને બીજું તો તેઓને પાછાં વેહેવાર ઉપયોગમાં પણ આણવા સારૂ તેવા ઉપાયો લેવાની તેઓને હાજત અને ફરજજ પડી જતી હતી. તે કારણસર સપરપેહેલાં તો તેઓને ઘણાજ ઉંચા અને મજબુત પુસ્તાઓ બાંધી લેવા પડતા હતા કે જેથી પેલાં પાણીઓને ઘેરી રાખયાથી આસપાસનાં મેદાનમાં પંથરાઇ જતાં તેઓને અટકાવીજ રાખવામાં આવે. તેવા ઘણાખરા બુલંદ પુસ્તાઓને તો તે બંને નદીઓના સમાગમની આગળ જે સંયોગી ભુમી કે આવેલી હતી તેની છેક પેલી પાર બાંધવામાં આવેલા હતા કે, જેથી ભખાદ પેલાં

પાણીનાં જોરથી પેલા બંદો યાને પારો જો
કુદેથી ફાટી વટીક જાય તો લોકોનાં જા
નમાલને ઝાઝી હરકત તો કાંઇ કાંઇ પ
હોંચી શકેજ નહીં. બીજી જાતની ચરો
યાને બંદોને એવી રીતે બાંધી લેવામાં
આવતીઓ હતી કે જયારે પણ પેલાં
પાણીઓ છાલકાં પડી જઇને હેઠળ બે
સતાં ચાલ્યાં જતાં હતાં; તયારે તે નદીની
સપાટીને જરા ઉંચાણ પર કોઇક યુ
કતીથી લાવી મેલીને પેલી નેહેરો
માં ઉતારી નાખવામાં આવતાં હતાં કે
જ્યાંથી તેઓને પેલા ખેતરોમાં લઇ
જઇને પછી ત્યાંની ભુમીઓને તરોતા
ઝગીભરેલી હાલતમાં લાવી મેલવામાં
આવતીઓ હતી. તે બંદો તો હજુ પણ
બીસ્માર હાલતમાં મુસાફરોના દીઠામાં
આવી શકે છે, જેથી આગલા આસીરી
અનોની કળા કઉશલ્ય અને ઝહમતોના
ગોયા તેઓ અદયપી એક જીવતા જેવા
નમુનાજ પડેલા છે. તે બાંધકામોમાં
પાયડીઓ પછી પાયડીઓ પેલા બંદોની
ઉંચાઇના પ્રમાણ પ્રમાણે જે બાંધી લે
વામાં આવતીઓ હતી તેથી આગલા
ગ્રીકો તેઓને પાણીના ધોધવા યા તો
ચશમા તરીકેજ પોતે પીછાની ગયલા
લાગે છે.

પેલા માસીદોનીઅનો કાંઇ એટલા
બધા તો કાચાજ નહીં હોવા જોઇએ કે
પારસીઓને તેઓ દરયાવરથી ખાતાંમાં
કેવળ બીનકુશળજ સમજી શકે; કેમકે,
તેઓના દરયાઇ કાફલાની બીહીકથી તો
સપરપેહેલાં સીકંદર ખુદ પોતેજ હેલેસ
પોંતની ખાડી ઓળંગાવીને એશીઆ ખં
ડમાં દાખેલ થવા સારૂ તો ઘણોજ ડર
તો રહેલો હતો, માટે જેમ એરીઅન
ધારે છે તેમ તેવો ખીઆલ સીકંદરનાં
મનમાં તો નહીંજ હોવો જોઇએ; કેમકે,
ત્યાંનાં, પેલા રહીશો તો ખેતીવાડીપર ન
હીંજ, બલકે બોહોળો વેપાર ચલાવવા
અને પોતાનાં મજબુત કાફલાને તે નેહે
રોપર રાખી મેલવાના ખીઆલમાંજ
પોતે ગુંથાઇ પડેલા હોવા જોઇએ. આ
થીજ કરીને તેણે દજલા નદીનાં મુખ
આગળથી તે ઠેઠ પેલા ઓપીસ શેહેર
સુધીની જાલો અને વાટમાં નડતી બીજી
હરકતોને તો ભાંજી તોડી નાંખી તે દ
જલા નદીને લોકોની સગવડ સા
રૂ હવેથી તેની કુદરતી સપાટીપરજ લા
વી નાંખી હતી. તે અસલમાં જે એમ
સમજતો બેઠો હતો કે તે તો ઇરાનની
મહાફેજત સારૂજ નાંખવામાં આવેલીઓ
હતી, તેથીજ તે એમ બોલી ઉઠયો હશે
કે, તેઓની હવેથી મારા જેવા શુરવીર
આગળ તો કશી પણ હાજત રહેશેજ
નહી. એ ઓપીસનું શેહેર કીશકુશ યા
તો ઓદારની નામની નહેર જે જગયા
આગળ કે દજલા નદીની સાથે જોડાઇ
જાય છે તેનાં મુખ આગળથી તો કાંઇ
ઝાઝે છેટેજ આવેલું નહીં હતું અને તે
ઝમાનામાં તે શેહેર કાંઇક બેહદ વગવ
સીલો અને અગત્યનોજ દરજજો ધરા
વતું આવેલું હતું; પરંતુ તે નદીની
ઉતરમાંજ જ્યારે સીલ્યુકસે સુલુસીઆનાં
નવાં શેહેરનો પોતે પાયો નાંખી દેખ
ડાવયો તયારથી તો તે શેહેર સદંતરજ
ભાંગી તુટી પડયું હતું. સીકંદર તેથી
હવે તો આ શેહેર ખાતેજ ઉતરી પડ
યો હતો યા તો તયાંથીજ પેલા પાદ
શાહી ધોરી રસ્તેથી પોતાનાં તમામ લ
શકર સહીત તે સુસાનાં પાયતખત શે
હેરમાં જઇ પહોંચેલો હોવો જોઇએ યા
તો પલીનીના કહેવા પ્રમાણે પેલી ખા
ડીમાંથી થઇને તે યુલેયુસ યાને ચોઆ
સપીસ નદી ખાતેજ તે ઉતરી પડેલો
હશે, કે જયાંથી ઉતર તરફ ફેરયું લઇને
તે પછી સુસાનાં શેહેર ભણી પોતે જઇ
પહોંચયો હતો. એ ચોઆસપીસ જેવી
કદીમ ઝમાનાની વખણાયલી નદીને હા
લ ઝમાનામાં કીરેહ કરીને તયાંના લોકો
પીછાનયાં જાય છે.

# સીકંદરની સામે ફરીને તેની મકદુનીઅન ફોજોએ બીજીવાર મચાવેલું હુલ્લડ.

---

બાબ ૧૬ મો.

આમ એ પાદશાહે પારસીઓ ઉપર વીશેષ પયાર અને ચાહ જે દેખાડવવા માંડયો હતો તેથી સીકંદરના મકદુનીઅન સીપાહીઓ તેનાપર અત્યંત ગુસ્સે થઇ પડયા હતા. તે વીષેની પસગવત રીતે આગમજથી સીકંદરને પણ ખબર પડી ચુકેલીજ હોવાથી તે જ્યારે પોતે પેલાં ઓપીસનાં શેહેર ખાતે આવી પહોંચયો ત્યારે તેણે પોતાના મકદુનીઅન સીપાહીઓને પોતાની કને આવીને એકઠા થઇ જવા સારૂ આમંત્રણ કરી રાખયું હતું. આથી તેઓ જ્યારે તેની બારગાહ ખાતે આવીને હાજર થઇ પડયા ત્યારે એ પાદશાહે તેઓને એમ કહેવા માંડયું હતું કે, જે સીપાહીઓ કે નાતવાન અને લંગડા લુલા કે અશકત થઇ પડયા હોય અને લડાઇ કરવાને હવેથી શકતીહીન થઇ બેઠેલા હોય તેઓને હું આપણે દેશ પાછો મોકલાવી આપવાને તઇયારજ છું. વળી જે સીપાહીઓ કે પોતાની તે સ્વદેશભુમી તરફ જવાને ખાહેશમંદ હોય તેઓને તે એમ પણ કહેવાને મંડી ગયો હતો કે, તમોને તો હું એવા ભરપુર કરી નાખવા માંગું છું કે, જેથી જયારે પણ તમો તમારે વતન જઇ પહોંચો ત્યારે બીજા મકદુનીઅનો પણ તમારી અદેખાઇઓ વટીક કરયા વીના રહેશેજ નહીં અને પોતે પણ તમારી માફક શીદદતો, આફતો, ઝહમતો ખેંચવા અને મેહનતો કરવાને પોતાની રાજી ખુશી હવેથી દેખડાવવાને મંડી જાય તેવું પણ ચોક્ષડયું બની જાય તેવું છે. આમ કહેવાથી તે તાજદાર પોતાને મનસે તો એમજ સમજતો બેઠેલો હતો કે, મારા સીપાહીઓ આવી મારી આપેલી છુટોથી ખુશી થઇ પડયા વીના તો રહેશેજ નહીં; પરંતુ તેથી ઉલટું તેઓ તો એણે એક તો પેલા "ઇપીગોનાઇ" જેવા પરદેશીઓને પોતાની મકદુનીઅન કવાયદો અને પોશાકો સીખે પોતાની નોકરીમાં આગળ કહયા મુજબ લઇ રાખી તેઓને પણ છુટાછવાયા પોતાની ફોજોમાં જે દાખેલ કરી નાંખયા હતા તથા બીજું તો એ જે, તે પોતે પારસીઓનોજ પોશાક અને તેઓનુંજ તાજ પોતે ધારણ કરી બેઠો હતો તેથી હવેથી તે આપણ લોકોને તો ધીક્કારનીજ નજરથી જોતો રહેલો છે એવા ખોટા ખીઆલોથી તેનાપર પોતે પણ માંહેલેપેટેથી બળતાજ રહેલા હતા. દાયોદોરસ તો એમ કહે છે (૧૭-૭૭) જે, તે પાદશાહ પારસીઓનુંજ તાજ પેહેરવાને પોતે હાલ તો મંડી ગયો હતો કે જે તાજની આસપાસ બલુ અને સફેદ રીબનની બનાવેલી એક ફીટ લટકાવી રાખવામાં આવતી હતી, તે સાથે વળી તેણે તેઓના જેવાંજ સફેદ અને જાંબુરા રંગવાળા પયરહનો, ઇરાનીઓજ જેવો પાદશાહી કમરબંધ તથા બીજો પોશાક પણ તેઓજ પ્રમાણે કરવા માંડયો હતો. એક માત્ર તેઓનાજ જેવા કીરમજી પાયજામા તથા જાંબુરા રંગનો સાહયો પેહેરવાથીજ તે પોતે પરહેઝ રહેલો હતો; કેમકે, તેવી જાતના બાયલા ફેશનના પયરહનો તેને પસંદ પડતાંજ નહી હતાં. વળી તેના ઝનાનખાનામાં વરસના જેટલા દહાડા તેટલી મહબુબો વટીક જોવામાં આવતી હતી. આથી તેના જાતીલાઓ તેને ભ્રષટ થઇ ગયલો સમજે તેમાં કશી નવાઇ જેવીજ વાત નહીં હતી. આથી જયારે તે તાજદારે પોતાની આવી નેક ખાહેશ તે સીપાહીઓને ઉપર કહયા પ્રમાણે દેખડાવી તયારે તેઓ તો પોતાના જુસ્સાને જરા પણ દાબી શકયાજ નહીં હતા અને ખોલ્લી રીતે ત્યાંને તયાંજ પોતે હુલ્લડ કરવાને મંડી ગયા હતા અને તેને એમ તાનો મારવા

લાગી ગયા હતા કે: "જા, અને તારા આ નવા બાપુલીઆઓ સાથેજ તું હવેથી નવી નવી લડાઈઓમાં ગુંથાતોજ રહેજે અને અમો સરવે જણાને હવેથી તરતજ ગમે તો રજા આપી દેજે." હવેથી સીકંદરની કુમકે પણ પેલા નવા બહાદુર જવાન પારસી બચાઓ મહા નવી નવી મકદુનીઅન લોકોની લડાઈની તાલીમો અને શસ્ત્રોથી સારી પેઠે માહીતગાર થઈ ચુકેલા હોવાથી તે પેલા મકદુનીઅનોને જરાપણ આગળની માફક છુટછાટો મેલવા અને તેઓની મરજી મુજબ ચાલવાને પોતે કેવળે હવેથી રાજીજ નહીં હતો તેથી આવા તેઓના તુંદાઈભરેલા જવાબો સાંભળતાંનેજવાર ગુસ્સામાં ને ગુસ્સામાંજ પોતાની આસપાસ ઉભેલા તમામ અમલદારો સીખે તે પોતાના પલાટફારમ ઉપરથી તરતજ નીચે કુદી પડ્યો અને જે મુખીઆ કે આ હુલડ મચાવવામાં ખોલ્લી રીતે ભાગ લેતા રહેલા હતા તેઓને તરતજ પોતે પકડવાનો હોકમ આપતો ચાલ્યો હતો અને તેઓમાંથી કયા કયા શખસોને પકડવા તેઓને પોતાના ઢાલબરદાર બોડીગારડોને ખુદ પોતાનીજ આગ્રહથી દેખાડવતો ચાલ્યો વટીક જતો હતો. તેમાં પકડાયલા તેર જણાઓને તો પછી તેણે જલ્લાદનેજ સોંપી દેવાનો હોકમ કરયો હતો એમ એરીઅન વરણવી જાય છે કે જે બીના સાથે જસ્તીન (૧૨–૧૧), કરસીયુસ (૧૦–૧૦, ૧૧) આને દાયોદોરસ (૧૭–૧૦૯) પણ એકમતજ થાય છે. ફરક માત્ર તેઓનાં લખાણોમાં એટલોજ જોવામાં આવે છે કે, એરીઅન કહે છે જે, તેઓને તે તાજદારે તરતજ ત્યાંને ત્યાંજ પકડાવી દીધા હતા; પરંતુ આ બીજા મજકુર નવીશનદાઓ તો એમ વરણવી જાય છે કે, તેઓને પોતાનું ભાષણ કરી રહયા બાદજ તેણે તેઓને પકડવાનો હોકમ કરયો હતો અને તે પછીજ તેઓને જલ્લાદ કને સોંપી દેવામાં આવયા હતા. આથી પેલા બાકીના સીપાહીઓ તો ભયના મારયા તરતજ મુગામંતર અને દંગ જેવાજ થઈ પડયા હતા.

**સીકંદરે પોતાની આ હુલડખોરી ફોજ સનમુખ કરવા માંડેલું ભાષણ.**

આમ ઝડપમાંજ પોતાનો દસ્ત બેસાડી દીધા બાદ તે પાછો પોતાના પલાટફારમ ઉપર ચહડી જઈને તેઓ સનમુખ પોતે એક ભાષણ કરવાને મંડી ગયો હતો કે:

"અરે ઓ મકદુનીઅન બીરાદરો તમો તમારે વતન પાછા નીકળી જાઓ તેમાંથી હું તો તમને કેવળે અટકાવવાને જરાપણ રાજીખુશીજ નથી. તેમ કરવા હું તો તમને પુરતીજ છુટ આપવા માંગું છું કે જેથી તમને તમારી મરજી પ્રમાણેજ ચાલવાને બની આવે; પરંતુ તમારા વીચારોમાં એકાએક આવો જે ફેરફાર હાલમાં થઈ પડ્યો છે તે વીષે બે ચાર શબદો તો અત્રે મને તમો સાહેબોને કહી સંભળાવયા વીના તો છુટકોજ રેહેતો નથી. તમો અત્યાર સુધી મારા કુટુંબ પરીવાર તરફ મહોબત અને પીઆરની નજર જે દેખડાવતા આવયા છો તે સારૂ તો હું પોતે તમારો ઘણોજ આભાર માનું છું; પરંતુ તમારી ચાલચલગતમાં હવેથી જે જબરો ફેરફાર પડી ગયો છે તે વીષે તો મને ઘણી અજાયબી લાગયા વીના તો રહેતીજ નથી; માટે હું તમને મારા બાપના વખતથી તે આજ સુધી બની ગયલા સરવે બનાવોની તમો સાહેબોને જરાક યાદ આપવા માંગું છું. તમો તો સારી પેઠે જાણતા હશો કે, જ્યારે મારો બાપ ફીલકુસ મકદુનીઆની ગાદી ઉપર પોતે ચહડી બેઠો, ત્યારે તમો લોકો તો અકસર કરીને ચામડાંનીજ બનાવટના લેબાસો પેહેરતા હતા અને ઘણીજ ભીક્ષુક હાલતમાં રખડી રઝડી તમારો વખત ગુજારતા હતા અને તમારાં થોડાંક જેવા ગાડરાંઓને લઈને બીનહરીઆળી વાળી ટેકરીઓ ઉપરજ ચરાવા જતા હતા અને તેઓના બચાવ ખાતેર જંગલી લોકોની રીતભાત મુજબ તમારા ઈલીરીઅન, ત્રીબાલી અને થરેસીઅન જેવા મુદઈઓ સાથે વારંવાર મારામારીઓમાં તમોને ઉતરવુંજ પડતું હતું; પરંતુ તેના તખતનશીન થયા બાદ તમોએ ત

મારો ચામડાંનો પોશાક તયાગ કરી અ
ને પડતોજ નાંખી દઇને; હવેથી કપડાં
ની બનાવટના પોશાકોજ પેહેરવા લાગી
ગયા છેઓ. તેણેજ તમોને પહાડેપહા
ડ રઝડવા રખડવાનું છોડાવી દઇને હ
રીઆળીવાળાં મેદાનો તથા ખેતરોમાં
જ લાવીને સપરપેહેલી વાર વસાવવા
માંડયા હતા અને પહાડોની કઢણો ઉપ
ર જઇને આશ્રો લેવાને બદલે તમારી
સલામતી સારૂ તમારા ખુદ પોતાનાંજ
બળો ઉપર મુશતાક રહેવાને તમને શી
ખવયું હતું. વળી તમને શેહેરોમાં લા
વીને વસાવી નાંખયા બાદ અગતયના
ધારા અને રેવાજો સીખે તમને સુધાર
વા વટીક પણ માંડયા હતા. તમને ગો
લામગીરી તથા પારકે આશ્રે પડી રહેવા
માંથી છોડવીને જે પરરાજયો કે તમ
ને લુટતાં છુંદતાં અને તારાજ કરતાં
રહેલાં હતાં તેઓનાં તમને પાછાં સાહે
બ લોકો જેવાજ બનાવી મેલ્યા હતા.
તમારાજ મુલક સાથે તેણેજ થરેસનો
મુલક પણ જોડી નાંખી ત્યાંનાં અગત્યનાં
બંદરો જે પોતાને તાબે કરી લીધાં હ
તાં, તેથી તો તમને વેપારવણજમાં પડવા
ની તઅલીમો અને જોગવાઇઓ મળતી
ચાલી હતી. આથી તમારી મઆદીઆત
યાને ખાણોમાંથી હાથ લાગતા પદારથો
ને બીજા લોકોમાં અદલબદલ કરી તમા
રી સુખશાંતીઓમાં વધારો થતો ચાલ્યો
ગયો હતો અને તમોને તમારી હાજ
તો પ્રમાણે પારકા લોકોની અગત્ય અ
ને અવશયની ચીજો પણ મળવાને લા
ગી ગયલી હતી. આગળ તમે લોકો જે
થેસીલીઅંનોથી અત્યંત ડરતા હતા તેને
બદલે તેણેજ હવેથી તમને તેઓના સ
રદારો જેવાજ બનાવી મેલ્યા હતા.
વળી ફોસીઅન લોકોનો દોર તોડી તેઓ
ને મારમારીને નરમ મોમ જેવા જે બ
નાવી મેલ્યા હતા તેથી તમને યવન
લોકોની ભુમીમાં સેહેલાઇથી તમો ચાહો
ત્યાંથી ઉતરી પડવાની જોગવાઇઓ પ
ણ કરી આપી હતી; કેમકે, તે પુરવે
તો તમને ત્યાં એક બીકટ અને ઘણી
જ સાંકડી પાસમાંથીજ જવું પડતું હતું
અને તે લોકો તમોને પરલોકો સમજીને
જોતા રેહેતા હતા તથા પોતપોતાની ન્યાત

ના કરીને તો કેવળે તમને ગણતાજ નહી હ
તા. વળી ચીરોનીઆની લડાઇની વેળા
જોકે હું ઘણોજ નાની વયનો હતો
તોપણ મેં બી તેમાં કાંઇક વીપતી અને
તકલીફો મારે માથે ઉઠાવી લઇને
જબરાં પ્રાકરમો કરી દેખાડવ
યાં હતાં, જેથી મારા બાપે થીબનો ત
થા એથીનીઅનોને પણ જેર કરી નાંખયા
હતા અને તેઓની આપખુદી અને તે
હેકરાઇનો કેવળે અંતજ આણી મેલ્યો
હતો; કારણ એ જે, તે લોકો તે પુરવે
આપણાં લોકોમાં કુસંપ વધારવાને સ
દાકાળ તત્પરજ પોતે રહેતા હતા, જે
થી આપણો મુલક માઠી અવસ્થામાંજ
જઇ પડતો બીચારો ચાલ્યોજ જતો
હતો. વળી આથેનસને ખંડણી આપવા
માંથી તથા થીબનોની ગોલામગીરીમાંથી
પણ મારા પીદરેજ તમો સાહેબોને છો
ડવી આપી તે બંને રાજયોના તમને સા
હેબો જેવાજ બનાવી નાંખયા હતા. ત્યાર
બાદ અસપાલોપોનીસસના પ્રાંત ખાતેજ
ઘુસી ગયોહતો અને ત્યાંનાં સરવે કારોબા
રોને પણ પોતેજ હાર પાડી આપયા હતા:
જેથી તો આખા ગ્રીસના મુલકનો તેનેજ
તે લોકોએ સેપેહસાલાર અને સુબો જેવો
જ નેમી રાખી પારસીઓનાં રાજયની
સામે થવાને હવેથી તેને ચહડાવી મેલ્યો
હતો. તે નેમણુંકથી તેનો બેડોજ ગો
યા પાર પડી ગયો હતો; એટલુંજ ન
હીં, પરંતુ તમને તેનો સારો જેવો ન
તીજો પણ હાસેલ થઇ ચુકયો હતો.
આવાં આવા પ્રકારમો મારો બાપ તમા
રે સારૂ ભજી બતલાવી ગયો હતો કે જે
આપણા દેશાવરનાં માંહેલેપેટેનાં બંદો
બસ્તો અને કારોબારો સારૂ જો આપણે
ગોર કરયે છીએ તો પુરતાંજ લેખી શ
કાય તેવાં હતાં; એટલુંજ નહીં, પરંતુ
મહાભારત કામોમાં પણ ખપી શકે તે
વાં તે કામો ગણી પણ શકાય તેવાંજ
હતાં; પરંતુ મેં જે તમો ઉપર ત્યાર
બાદ કરમ બખશેશો કરી બતલાવી
છે તેઓ સાથે જો તેઓને તમો સરખા
વી જોશો તો તે કુછ બીસાદમાંજ નહીં
ગણાઇ શકે તેવાજ તમને માલુમ પડી
શકયા વીના તો કાંઇ રહેનારજ નથી."
મતલબ એ જે, તમને હયવાનીયતની સ્થી

તીમાંથી મારા મુરબ્બીએજ એનસા નીયતની હાલતમાં આણી મેલ્યા હતા. હવે જયારે હું પોતે તખતપર આવયો ત્યારે મને પીદર તરફથી મીરાસમાં તો કેટલાએક સોનેરી અને રૂપેરી કાંસીઆ અને પાદશાહી તીજોરી ખાતાંમાંથી ફકત સાઠજ તાલેંત મળેલા હતા, તો જોકે મારા બાપનું કરજ તો પાંચસો ઉપર તાલેંતનું થઇ ચુકેલુંજ હતું, કે જે મેં મારે માથે પોતે હોરી લીધું હતું. આથી મને મારે એકલાનેજ નામે આઠસો તાલેંતો ઉછીકાં લેવાં અને કહડાવવા પડયાં હતાં. ત્યારબાદ મકદુનીઆનો મુલક જયાં કે તમો સાહેબો ઘણીજ બતંગ અને મુફલેસ હાલતમાંજ તમારો રોજગાર ગુજારતા હતા તે દેશને મેં પડતો નાંખી હેલેસપોંતના દરયાનો રસ્તો ઉઘાડો કરી નાંખયો હતો; તો જોકે તે વેળાએ પારસીઓ તો દરયાના માલેકો તથા સાહેબો જેવાજ લોકોમાં તો મશહુર થઇ પડેલાજ હતા. મારી ફકત ઘોડેસવાર ફોજથીજ દરાયશના ત્યાં આવેલા છત્રપોને મેં જીતી લીધા હતા, જેથી આયોલીઆ, ઇલોઇયા, ફરીજીઆ અને લીદીઆનાં દેશાવરો તો મારા તાબા હેઠળજ આવી પડયાં હતાં. ત્યારબાદ મેં માઇલીતસ ઉપર ઘેરો નાંખી તેને પણ મુસખર કરી દીધું હતું યાને જીતી લીધું હતું, કે જેથી ત્યાંની જમાબંદી પણ તમારે હાથ તેમજ હસ્તકમાં આવી પડી હતી. તે પછી મીસર અને સીરીનીનાં દેશાવરો તો લડાઇ વગરજ મેં મારે સ્વાધીન કરી લીધા હતા, તેથી પણ તમારા હક્કમાં વીશેષ ફાયદોજ થઇ પડયો હતો. તમોજ હાલમાં પોકળ શામ (સીલી–સીરીઆ)નો મુલક પાલેસ્તાઇન, મીસાપોતેમીઆ, બાબેલોન, બાખત્રાઆ તથા સુસાનાં મુલકો પણ પચાવી પડેલા છો. વળી તમોજ તેથી•લીદીઆની દોલત, ઇરાનનો સઘળો માલખજાનો તથા હીંદુસ્તાન અને ઉગમણુ તરફના દરયાની મોજજોખની વસ્તુઓના માલેકો થઇ પડેલા છો. તમોનેજ છત્રપો, સરદારો, કરનલો અને જનરલોના વટીકના ઓદ્ધાઓ વળી હું તો આપતોજ રહેલો છું.

વળી મારી આટલી બધી મેહ· ત અને ઝહમતના બદલામાં મારી કને તો આ જાંબુરયા રંગનો સાહયો અને તાજજ ફકત બચી રહેલું છે અને તમો જો બરાબર વીચાર કરશો તો મારી કને તો કશી પણ તે માહેલી ચીજો રહેલીજ નથી. મારૂં ખાનગી તીજોરી ખાતું તો કોઇ કેવળે દેખડાવી વટીક શકશેજ નહી અને કોઇ એમ કહેવાને પણ હીમત કરી શકશે નહી. મેં મારા સરવે દેશાવરોખ તેથી મેળવેલાં નાણાંઓમાંનો કોઇક ચોકસ ભાગ છુપો રાખી મેલેલો છે. કેમકે, જે મારૂં છે તેજ તમારૂં પણ છે અને તમારાંજ કારજસર મેં તેને સંભાળી રાખેલું છે; કેમકે, તેમાંની કોઇ પણ ચીજ મારે સારૂ રાખી મેલવાનો હું કશો લોભ કે એરાદો તો રાખતોજ નથી. તમારો ખોરાક પણ મારાથી કાંઇ જુદીજ કીસમનો તો રહેતોજ નથી. હું લાંબો વખત સુધી બીછાનાપર પણ કાંઇ પડી રહેતોજ નથી. મારા કરતાં પણ તમોજ સાહેબો વધારે મોજમજાહ મારો છો; એટલુંજ નહી, પરંતુ તમો લાંબો વખત સુધી આસાયશ લઇને ખુશ નીંદ્રામાં પડી રહો તેવીજ આતુરતા હું તમારે સારૂ સદાકાળ પોતે ધરાવતો અને રાખતોજ આવેલો છું. વળી આ વાત પણ બેશક છે કે તમોએજ ખુદ પોતે આ સઘળી જણસો તમારીજ ઝહમત અને મેહનત તથા જોખમ અને જવાંમરદીથીજ સંપાદન કરેલી છે કે જેટલી ધાસ્તી અને મેહનત મને તો કાંઇ લેવી પડેલીજ નથી. હું તો તમારા એક ઉપરી અને સરદાર તરીકે તે સઘળી હાડમારી અને વીપતીઓની વેળાએ અમસ્થોજ માત્ર પડી રહેલો હતો. તમારામાંથીજ મને દેખડાવી આપો કે તમારામાં કોણ એવો શખસ છે કે જે છાટી ઠોકીને એમ પોતે બોલી શકશે કે મેં તમો સારૂ જે રંજ ખેંચયો છે તેના કરતાં તેણે મારે સારૂ વધારે આપદા અને વીપતીઓ ખમેલા છે? વળી તમોપર જે ઘાહો કે પડેલા છે તેના ઘસારા જરા તો મને દેખડાવો; કેમકે, તેનાં કરતાં પણ વધારે નીશાની અને ઘાહો મારા

શરીરપર તમોને હું દેખડાવી આપવાને
તો અત્રે ઉભેલો તઈયારજ છું. મારા
મુખડા હેઠળનો કોઈ પણ ભાગ એવો
નહીં હશે. કે, જેનાપર ઘાની નીશાનો
તો પડેલીજ નહીં હશે. તે સાથે મારાં
શરીર ઉપર કોઈબી તીર કે ગોફનના
જરખોની નીશાનો નહીં હોય તેમબી
તમો કાંઈ જોઈ શકશોજ નહીં; યાને મા
રૂં આખું બદન તો તીરો અને ગોફ
નોથીજ ગોયા વીંધાઈ ગયલું છે. મારા
પર તો હાથોહાથના દુશમનોની તરવા
ર, ભાલા, કરછીબરછી અને ગુરજોના
મારાના પુષકળ ઘાહો તો પડી ચુકેલાજ
છે. તેવા પથ્થર જેવા મારાઓમાંથી હું
તમોને દરયાઓ કે ખુશકીઓ, પહાડો
કે નદી નાળાં તથા બેયાબાન જંગલો
કે વેહસી જાનવરોનાં હુમલાઓ
માંથી સહીસલામત રીતે લઈ જઈને ત
મારી ફતેહો કે જાહોજલાલી અને દોલ
તમાં મોટો ઉમેરો કરી દેખડાવેલો છે.
જે વરગોમાંથી હું પરણી બેઠેલો છું
તેજ વરગની ઓરતો મેં તમારી સાથે
પણ પરણાવી આપેલી છે, જેથી તમારાં
બચાંઓ અને મારા વારેસોનું લોહી ગો
યા એકજ મુળમાંથી ઉતપંન થયલું છે
એમ હવે પછી ગણાઈ શકાશે; જે
થી તેઓ વચે વધારે એખલાસ
અને મોહબત સદા ચાલુ રહેશે
તેમાં તો કશો સંશયજ નથી. એ
લગનો કેવી રીતભાત અને પ્રકારથી કર
વામાં આવયાં હતાં તે વાતને તો અત્રે
પડતીજ નાંખી મારે તમોને આટલું
તો જણાવવું જોઈએ કે, તમારો પગા
ર ઘણો મોટો હોવા છતાં અને શેહેરો
માંથી મોટી લુટો તમને મળેલી હોવા
છતાં પણ તમારા કરજનાં નાણાંના ટો
પલા તો મેં ખુદ પોતેજ અદા કરી
આપેલા છે. તમારામાંના ઘણાખરાઓ
તો સોનેરી તાજો વટીક પેહેરી બેઠેલા
છો કે જેથી તમારી બહાદુરી અને મા
રી પસંદગીની સદાકાળ ગોયા કેહેતીજ
રહી જશે. જેઓ કે લડાઈઓમાં મા
રયાજ ગયા છે તેઓ તો કીરતીઓ સ
થેજ મરણ પામેલા જેવા લેખી શકા
શે; કેમકે, મારી કરૂપા દ્રષટી અને નેક
નજર આગળ કોઈબી સીપાહી નહાસી
ને તો મરણ પામેલોજ નથી. તેઓની
પાયદસ્તો મેં ઘણાં માન અકરામ અને
મોભા સીખેજ કહાડી દેખડાવી હતી
અને તેઓનાં ખુદ પોતપોતાનાંજ ઘણાં
ખરાં શેહેરોમાં કાંસાના બહાવલાં જે ઉ
ભેલાં છે તેજ તેઓનાં પ્રાકરમોની યાદ
દાશત સદાકાળ લોકોમાં ચાલુજ રાખી
શકશે. તેઓનાં માબાપોને પણ ઘણાંજ
માન અકરામથી મેં ગણવા માંડેલાં છે અ
ને સઘળી તરેહના કરના બોજા તથા
રાજદવારી ફરજોમાંથી પણ મેં તેઓને
મુકતજ કરી રાખેલાં છે. મારી
ઈચછા તો એવી હતી કે, જેઓ
અશકત થઈ પડેલા હોય તેઓને પાછા
તેઓના મુલકોમાં એવી તો તરતીબથી
રવાના કરી આપું કે જેથી સઘ
ળાં ત્યાંનાં રહીસો તેઓની ગોયા
અદેખાઈજ કરતા રહે; પરંતુ તમારી
ઈચછા તો મને હવેથી છોડીજ દેવાની
જણાય છે તો તમો સરવે કોઈ તમારાં
દેશાવરો ખાતે સુખેથી નીકળી જાઓ;
કેમકે, તેમાં મને નો હવેથી કશો દરદો
ગમ કે પરવાહજ રહેલી નથી; પરંતુ જ્યારે
પણ તમો તમારે મુલક જઈ પહોંચો ત્યારે
સરવે યવન લોકોને એમ તો તમો કહેતાજ
રહેજો કે, તમારા પાદશાહ એલેકઝીઆ
નદરે મીદ, બાખત્રીઅનો કે સક્કા લો
કોનેજ જીતી લીધા છે; એટલુંજ નહીં,
પરંતુ યુક્ષીઆન, આરાચોસીઆન, દ
રાંગીઆન, પારથીઆન, ખોરાસમીઆન
તથા માઝેનદરાનના લોકોને પણ હેઠ
કીઆસપીઅનના દરયા સુધી તમારીજ
સલતનત હેઠળ હવેથી લાવી મેલેલા છે.
વળી તે સાથે એમ પણ તમો તેઓને
કહેજો કે, હું તમો લોકો કને કુહે કાફ
નો પહાડ અને જહુન તથા તેનેસ, ન
દીઓ વટીક ઓળંગાવીને છેક
પીલી કીઆસપી યાને કેયાસપીઆના દર
વાજાઓ સુધી ઘસડી લઈ ગયો હતો
અને હીંદના મુલકની સીંધુ જેવી મોટી
નદી તથા તેની હાઈદાસપીસ, આસીસી
નીસ તથા હાઈદરેઓતીસ જેવી શાખા
ઓ કે જયાં દાયોનીસીઅસ સેવાય
કોઈ પણ યવને આગળ પોતાનો પગ
મેલ્યોજ નહીં હતો, ત્યાંસુધી લઈ ગયો
હતો અને તમો જો ડર નહીં ખા

ઈ ગયા હતે તો, છેક પેલી પારના દરયા યાને ચીન તથા માહાચીન સુધી પણ હું તો તમ ને લઇ જવાને હાજરજ બેઠેલો હ તો. હુંજ સીંધુ નદીના બંને મુખડા પ સાર કરી જઇને અરબી સમુદ્રમાં પણ ઉતરી પડયો હતો અને ગેદરોસીઆનું મોટું હક્કેખાન જંગલ જેમાંથી કે કો ઇબી ફોજ આગળ પસાર થઇ ગયલીજ નહીં હતી તેમાંથી પણ તમો લોકોને હુંજ સહીસલામત રીતે કહાડી લઇ જ ઈ શકયો હતો અને તે કુચની વેળા વાટમાં કીરમાનીઆ તથા એરાઇતી આનાં પ્રાંતોને પણ હું પોતેજ ચાંપી બેઠો હતો. ત્યારબાદ મારો દરયાઇ કાફ લો હીંદના દરયાની પ્રદક્ષણા કરીને જ યારે ઇરાની અખાતમાં દાખેલજ થઇ ચુ કયો ત્યારે ઠેઠ સુસાનાં શેહેર સુધી હું જ તમોને લઇ ગયો હતો કે જયાં ત મો લોકોએ મને પડતોજ નાંખી દઇને મારા છતેલા મુલકો પરરાજયોને આશ્રેજ નાંખીને પછી તમો સાહેબો તો ચાલતીજ પકડી ગયા હતા. આ સઘળી હકીકતો ત મો વાસ્તવીક રીતે સરવે કોઇ આ ગળ જો કહેતાજ રહેશો તો તમોને માનવીજાતેથી શાબા શી મળશે; એટલુંજ નહીં, પ રંતુ દેવતાઓ પણ તમોને આશીરવાદ દેતાજ રહેશે. જાઓ, હવેથી નીકળી જ ઇને વીસરજનજ થઇ પડો!"* એમ કહીને પોતાના મીમબર યાને માચરા (પુલપીત) ઉપરથી તે ગુબારમાં ને ગુબારમાંજ તરતજ ઝડપમાં નીચે ઉતરી પડયો અને પોતા ના મેહેલ ભણીજ નીકળી ચાલ્યો. ત્યાં તે પોતાનાં લશકરથી બે દીવસ સુધી તો નીરાળોજ પડી રહેલો હતો અને તેઓ ને પોતાનો દેખાવ જરાપણ દેવા માં ડતોજ નહીં હતો; પરંતુ પેલા મકદુની અને સીપાહીઓ તો જરાપણ ઠંડા પ ડયાજ નહીં હતા અને તેની સામે ઉશ કેરાઇજ રહેલા હતા. આથી તેઓ સામે તેણે મજબુત પગલાંજ હવેથી ભરવા માંડયાં હતાં; કેમકે, તેણે જોયું જે, હું જો આ વેળાએ પણ નાંખતીજ નાખી બેસીશ તો મારી સત્તાનો તો ગોયા છેડોજ આવી જશે અને જયારે પણ તે લશક ર પોતાને મનસે એમજ સમજશે કે અમો ઉપર ફલાની ફલાની યાને અમુક અમુક જફાઓ પડી ગયલી છે ત્યારે તેઓ વારંવાર પોતે બંડો અને ફસાદો તો કરતાજ રહેશે અને મને સ તાવતાજ બેસશે; માટે તેઓને અત્યાર માં ટુંકેથીજ દામી રાખવામાં મારી શોભા અને રોબ જળવાઇ રહી શકે તેવી છે.

પાદશાહ સીકંદરનું આ ભાષણ જેમ કેશરે–રૂમ (સીજર)નાં કમબખત અને નીમખહરામ ભત્રીજા બરૂતશ અને તેનાં રૂમી બદબખ્ત ગોઠયાઓએ તે સર દાર જ્યારે પોતાનો રાજદવારી સાહો ("તોગો") પહેરીને મારચ મહીનાનાં "આઇરીશ" જેવાં એક હીન ચોઘડીઆની વેળાએ જેવો બેસવા જતો હતો કે તેવામાંજ તેના ઉપર પાછળથી એકાએક હુમલો કરી ઉતરી પડીને તે બદમાસોએ તે બીચારાને ખંજર અને ભાલાઓથી વીંધીજ નાંખયો હતો અને તે કા મમાં પોતે ગોયા મગરૂરીજ લેતા બેઠા હતા. આથી તેઓની જાહટકણી કહાડવા સારૂ બાગેબુલંદથી એનતનીને એક ર સીલું ભાષણ કરવાની ફરજજ પડી ગઇ હતી. તે ભાષણમાં તેણે તે સીપાહ બચ્ચાએ રૂમીઓ સામી કરી બતલાવેલી સઘળી સેવાઓનું વરણન એક પછી એક દરશાવીને તેની સ્તુતીઓજ ગાવા માંડી હતી, જેથી સરવે કોઇ પેલા ખુ નીઓ ઉપર અત્યંત ખફા થઇ ગયા હતા. આ જગતમાં થઇ ગ યલા સરવે જાણીતા સરોતમ પહેલવાન અને લડવઇયાઓ જેવા કે મહાતમા કુરૂસ યાને સાઇરસ, સીકંદર, હેનીબાલ, જંગી શખાન કે નેપોલીઅન બોનાપારત સાથે સરખાવતાં આ રૂમી શહેનશાહ સારૂ એમ કહે છે જે, તે સરવે બાબતોમાં તેઓથાનેબી વધારે હુશીઆર અને કુશ ળમાંજ પોતે ખપતો જતો હતો. તે નામદાર જાતે એક શુરવીર પહેલવાન અને સીપાહ બચ્ચો હોવા છતાં જબરો ગાનારો, તરવઇઓ અને અંગબળની કસરતો તથા ગાવાનાં સરવે હથયારોને સુર તાનમાં સહેલાઇથીજ પોતે વાપરી જાણતો હતો. તે સાથે વળી લખવામાં અને ફશા હત ભરેલાં છટાદાર ભાષણો કરવામાં પ

ણુ પોતાનાં શ્રોતાઓનાં દીલો પોતાની તરફેણમાં સીહારી લેવામાં તે સીસરો કે દીમાસથીનીસ અને હાઇપેરેદીસ કે મીરા બોશને પણ કાંઇ ખાંડયો જાય તેવો પણ નહીંજ હતો. (જુઓ તે વીષે મોમસન તથા શેકસપીઅરે પોતાનાં ગ્રંથોમાં આ પેલા હેવાલો.)

ત્રીજે દીવસે હવેથી તેણે પોતાના મેહેલમાં પારસી ઉમરાવોને બોલાવી મંગાવયા અને તેઓની સાહેતાથી એક નવીજ તરાહની ફોજનો પાયો પોતે નાંખી દેખડાવ્યો હતો. તેઓને મકદુનીઅન સીપાહીઓ જેવાંજ હથયારો અને લડાઇની કુનેહોની જે તઅલીમો મળી ચુકેલી હતી તેથી પેલા "ઇલીગોનાઇઆ" તેની સરવે મુરાદો બર લાવી શકે તેવાજ થઇ પડેલા હતા અને તે સીપાહીઓને પણ આગલી માફકનાંજ નામો આપીને જુદી જુદી ટુકડીઓમાં ગોઠવી નાખવામાં આવ્યા હતા. તે ઇરાની "ફેલાંકશ"ની ખાસ બોડીગાર્ડો પણ ચુંટી ચુંટીને કહાડી રાખવામાં આવી હતી કે જેને તેણે "એગીમા" એવું નામ આપી રાખ્યું હતું. તેમજ તેઓની ઘોડેસ્વાર પલટણને પણ તેજ નામ હેઠળ પોતાના ખાસ સ્નેહીઓ (કમપાનીઅન) તરીકેજ ગણવા માંડયા હતા. હવે તે તાજદાર પોતાની ભયભીત લડાઇઓની વેળા જેમ આગળ "હાઇપાસપીસ્ત" યા તો "આરગાઇરાસપીદીસ" યાને રૂપેરી ઢાલવાળા મકદુનીઅન બોડીગારડોને સદા કાળ બચાવ ખાતેર પોતાની આગળજ રાખી મેલતો હતો તેવાજ બોડીગાર્ડો તેણે પેલા પારસીઓને પણ બનાવવા માંડયા હતા. આવા બંદોબસ્તેથી તો પેલા મકદુનીઅન સીપાહીઓનાં ઘણાંજ પાકી ગયાં હતાં; પરંતુ જ્યારે પેલા પારસી બોડીગાર્ડોને પણ તેણે પાદશાહના જ સગાવહાલા એવા એલકાબો હેઠળ જ પોતે પીછાનવા માંડયા અને તેઓ જ તે શેહેનશાહની કુનસ બજાવી શકે તેવા અધીકારો અને હકો તેઓનેજ હવેથી પોતે એનાયત કર્યા ત્યારે પેલા મકદુનીઅન સીપાહીઓ તો મનસે અત્યંત ડરીજ ગયા હતા કે, એ પાદશાહ હવે તો આપણને કહાડીજ મેલશે યા તો વીખેરી નાંખ્યા વીનાજ રહેશે નહીં. આવી બીહીકથી તેઓ તેને તરતજ પાછા તાબે થઇ બેઠા હતા. હવે જ્યાં કે આ મંડળી ભરાઇ હતી ત્યાં બાહેરજ પેલા સીપાહીઓ બે દીવસ સુધી તો પોતાના હથયારો સીધે ભોંયપરજ પડી રહેલા હતા એવા વીચારથી કે ઇનશાઅલ્લાહ ત્રીજે દીવસે આપણી આવી માગણી અને કજબેહેસ્તીનો કાંઇ પણ નીવેડો આવી ચુકયા વીના તો રહેશેજ નહીં; પરંતુ તેઓ પોતાની નીષ્ટામાં ઓર ઉલટા વધારેજ ઠગાઇ પડયા હતા; કેમકે, સઘળો મામલો તો તેઓની વીરૂધમાંજ ઉલટાઇ પડયો હતો અને સઘળું રંધાઇ વટીક ચુકયું હતું. આથી તે સઘળાઓ આકળા ગાભરા તેમજ બહાવરા અને સુધલા વીનાનાં થઇ પડીને તરતજ પોતે પાદશાહના મેહેલના દરવાઝા ભણી ઉતરી પડયા અને પોતે શું મુરાદ ચાહવા અને આજેઝી કરવાને આવ્યા છે તે તેઓએ પોતાના હથયારોનો ઝમીનપરજ ઢગલો કરીને જે નાંખી મેલ્યા હતા તેપરથી સ્પષ્ટ રીતેજ માલુમ પડી શકતું હતું. તેઓ મોટી બાંગો પાડીને પાદશાહનેજ જોવા માંગતા હતા અને એમ કહેતા બેઠા હતા કે, અમો તમારી મરજીજ પ્રમાણે ચાલવા અને તમોને તાબે થઇ જવાને પાછા રાજીખુશીજ છીએ તથા જેઓએ કે આ રમખાણ ઉઠી ઉભું કરાવ્યું હતું તેઓ માંહેલા બાકી રહી ગયલા મુખીઓને પણ તમોને પકડીને સોંપી દેવા માંગે છીએ. વળી જ્યાં સુધી તમો સાહેબ અમારા આ ગુનાહને દયાની રૂયે માફી બખશી શકશો જ નહીં ત્યાં સુધી રાત અને દીન, નહીં તો કે અમો અત્રેજ પડી રહીશું એવી પણ મીનતજારી અને કાકલુદી તેઓ તેને કરવાને મંડી ગયા હતા. પેલા સીપાહીઓની ચાલચલગત અને વર્ત્તણુંક

---

*આ છેલી શીખામણ દરાયસ હીસ્તાસ્પીસે પોતાની પછીના પેદા પડનાર નાતીલાઓને પોતાનીજ તખતીઓ અને ચીત્રો વંચાવી રાખવા સારૂ જે કહી હતી તે સાથે ગોયા આબેહુબ મળતીજ આવે છે.

માં પાછો આવો ફેરફાર થઈ ગયો છે તે વીષેની ખબર સીકંદરને કાને જ્યારે જઈજ પહોંચી; ત્યારે તે પોતે તરતજ બાહેર નીકળી આવયો અને તેઓને એમ નરમ પડીને નમ્રતાથી શાંત પડેલાજ દીલગીર ચેહેરે જ્યારે પોતે દીઠા ત્યારે તેની આંખોમાંથી પણ આંસુ પડયા વીના રહયાંજ નહીં હતાં અને બોલવા જાય છે તો તેનાથી દુઃખના માર્યા કેટલેક વાર સુધી તો એક હરફ પણ તેના મહોડામાંથી નીકળી વટીક શકયોજ નહીં તો જોકે, તે સઘળો વખત પેલા સેપાહો તો તેની સનમુખ તોબા તોબા કરતાજ બીચારા ઉભા રહેલા હતા. આખેરે ઘોડેસ્વાર પલટણના એક સરદાર કલાઈનીસે પોતાની ઝબાનને હવેથી ઉપાડવા માંડી; કેમકે, તેની બોઝોરગી તથા તેનો મોભો અને દરજો બીજા સરવે સરદારો કરતાં તે વેળાએ સપરપહેલી જગથી ઉપર આવી ચુકેલો હતો. આથી પેલા તમામ સીપાહીઓ તરફથી તે પોતે એમ બોલવાને મંડી ગયો હતો કે: "સાહેબ, આપણા આ મકદુનીઅન સીપાહીઓ આપ સાહેબે પારસીઓને હવેથી તમારા સગાવહાલા અને સ્નેહીઓ તરીકેજ જે ગણવા માંડયા છે અને તેઓનેજ પોતાને કુનસ બજાવવા તથા બોસા લેવાનો હક ઈલાકો બખશયો છે અને તે માનપાનમાંથી પોતાને કેવળે વીસરજનજ કરી મેલ્યા છે તેથીજ તેઓ અકસર કરીને તમારાથી નારાજ થઈ પડેલા છે." તેના પ્રતાઉતરમાં પાદશાહ તરતજ પોતે વચોવચમાં પડીને એમ બોલી ઉઠયો હતો કે: "ના, તેમ નથી; તમો સરવે કોઈને મારા સગાવહાલા જેવાજ હું તો અત્યાર સુધી સમજતોજ આવેલો છું અને હજુ પછી પણ તે નામ સાથે જે માનપાન જોડાયલું રહેલું છે તે તમો સદાકાળ પોતે ભોગવતાજ ચાલ્યા જાઓ તેમાં હું તો અત્યંત રાજી અને ખુશીજ છું." આથી કલાઈનીસે પોતે પાદશાહ આગળ જઈને તેને એક બોસો દીધો હતો; કે જે પ્રમાણે પછી દરેક સીપાહીએ પણ ચાલવા માંડયું હતું અને તેઓ પણ પાદશાહને એક એક બોસો દઈને ત્યાંથી પછી પોતે ચાલતીજ પકડવાને લાગી ગયા હતા. આમ સુલેહસંપજ પાછી જાગી ઉઠયાથી પેલા સીપાહીઓએ પોતપોતાના હથયારો ફરીને બાંધી લીધાં હતાં અને ગાતા બજાવતા તથા ખુશહાલીના પોકારો મારતા મારતા પાછા પેલી છાવણી ભણીજ નીકળી ચાલ્યા હતા. આવી રીતે તે હુલડ અને સમજફેરનો ખોલાસો હવેથી થઈ ચુકયો હતો; કેમકે, તેમાં જો બરાબર જોશો તો સીકંદરજ પોતાની મુરાદમાં ફાવી ગયો હતો અને તેજ પોતે ફતેહમંદ વટીક નીવડી પડયો હતો; કારણ એ જે. પેલા સીપાહીઓની તો કશી પણ વાત તેથી કબુલ મંજુર તો રહી શકીજ નહીં. આમ આ નવી પારસા ફોજ તેઓનાજ નાતીના સરદારોનાં ઉપરીપણાં હેઠળ જે ઉઠી ઉભી થવા પામી હતી તેથી તેને પોતાની આગલી અને પાછળથી જીતેલી રઈયતો ઉપર વીવેકની નજરથીજ અખત્યાર ચલાવવાને સવળતા જેવુંજ થઈ પડયું હતું. આ સમાધાનીની ખુશહાલીમાં તેણે હવેથી એક મોટી જાહેર ઝેયાફત આપી હતી કે જ્યાં તમામ તેની પ્રજાઓનાં બડેખાંઓને ભેગા મળવાનું આમંત્રણ થઈ ચુકયું હતું. તેમાં કોઈ ઠેકાણે પારસી તો કોઈ ઠેકાણે મકદુનીઅન અને કોઈ ઠેકાણે હીંદુ તો કોઈ ઠેકાણે બીજી એશીઆટીક પ્રજાઓના પ્રતીનીધીઓ એકમેકની પડોસમાંજ ભોજન લેવાને બેસી ગયા હતા અને એકમેક સાથે બગલગીરીઓ કરવા લાગયા હતા. ત્યાં બાજ કરવા અને સ્તુમ પઢવાનું સપરપહેલું મંડાણ મકદુનીઅન ધરમગુરૂઓ તથા પારસી મોબેદોને સરજ સોંપવામાં આવયું હતું. તેમાં તેઓ પોતાની ધરમની રૂઢીઓ પ્રમાણે દેવતાઓ તથા ફરેશતાઓની બંદગી અને આરાધનાઓ કરીને તેઓ [illegible] એવી મુરાદો ચહાતા બેઠા હતા કે, ખોદા કરે ને હવેથી પારસીઓ અને મકદુનીઅનો વચે મીત્રાચારી અને દોસ્તી સદાકાળ ચાલુજ રહે અને તેઓ એકમેકને પોતાના બીરાદરો માફકજ ગણતા અને ચાહતા રહે. તે જમણમાં કહે છે જે નવ હજાર માણસો હાજર થઈ પડેલાં હતાં કે જેઓએ પણ જ્યારે પેલા ધરમ

ગુરૂઓએ સ્તુમની ક્રીયા કરવા માંડી ત્યાર ત્યાં હાજર રહેલા દરેક જણુ ઉદયકપરથની યાતો પાદીઆપકુસપી કરીને પોતાતાની બંદગી અને શોક્રગુજારીઓ કરવાને મંડી ગયા હતા.

આમ એકી ટગરે નવ હઝાર માણુસો એકજ સફરા ઉપર ભોજન તે કેમ માંઇને લઇ શકે તેનો એક અચછે। દાખલો અને ચીતાર દાયોદોરસ—સીકલસ કોઇક અમુક ખાનપાન વીષે બોલતી વેળાએ ખુદ પોતેજ નીચે મુજબ આપણી સનમુખ ધરી જાય છે અને કહે છે કે, "એક વેળાએ સીકંદરની ફોજ જયારે પરસીપોલીસ ખાતે આવી પહોંચી ત્યારે ફીલીપ અને સીકંદરનાં માનમાં ત્યાંના યવન સુબા પીયુસીસતાએ દેવતાઓ સારૂ એક મોટું જશન કરયું હતું. ફારસના સઘળા ભાગોમાંથી દરેક જાતના ગાય ગોસ્પંદો અને મુરૂગો તથા બીજી તરેહતરેહવાર જાતની અજાયબ જેવી ચીજો લાવીને ભરી રાખવામાં આવી હતી અને પેલા જશનને દીવસે ક્રીયાક્રમો કરી તેઓની કુરબાનીઓ કરવા માંડી હતી. ત્યાર બાદ પેલા સઘળા સીપાહી મેહમાનો એકજ સફરા ઉપર બેસીને જમવા મંડી ગયા હતા. તેઓને ચાર ગોળ કુંડાળામાં એકમેકની અંદર ગોઠવવામાં આવેલા હતા. તે માંહેલા સઉથી છેલ્લા યાને બાહેરના કુડાવાળા ભાગનો ઘેરાવો દશ સ્તેદીઆ જેટલો હતો. ત્યાં સઘળા ભાડુતી સીપાહીઓ તથા મદદનીસ દોસ્ત આશનાઓને બેસાડવામાં આવયા હતા. બીજા કુંડાળાનો ઘેરાવો આઠ સ્તેદીઆ જેવડો હતો. ત્યાં "આરગાઇરાસપીદીસ" અને બીજા સીકંદરના ખાસ બોડીગારડો અને સીપાહીઓમાં જે સાહેબો [illegible] હતા તેઓને એકઠા કરીને સમાવવામાં આવયા હતા. ત્રીજા કુંડાળાનો ઘેરાવો ચાર સ્તેદીજ જેટલો હતો. ત્યાં ઘોડેસવાર ફોજો તથા હલકા અમલદારો અને પેલા સરદારોના લશકરી અને ખાનગી દોસ્ત આશનાઓને ગોઠવવામાં આવયા હતા. તે સરવે કુંડાળાની છેક માંહેલા કુંડાળાનો ઘેરાવો તો ફકત બે સ્તેદીજ જેટલોજ હતો, કે જયાં સરદારો તથા ત્રુપ સવારોના મુખય અમલદારો અને ઇરાની અમીર ઉમરાવોના તંબુઓ બીરાજતા હતા. તેમજ તે સરવે કુંડાળાઓની વચોવચમાં યાને કલબગાહમાં પછી દેવતાઓ સારૂ પવીત્ર કરેલી કુરબાનગાહની જગયા બનાવવામાં આવેલી હતી, કે જ્યાં સીકંદર તથા તેના બાપ ફીલકુસની મુરતીઓ વટીક બેસાડવામાં આવેલી હતી. તે તંબુઓ ઉપર બાહેરથી ઝાડોની લીલી ડાંખળીઓનો શણગાર કરવામાં આવયો હતો, કે જેમાં ફરશબંદી તરીકે ઉંચા ઉંચા ગાલીચા અને બુટાદાર ઝાલરો જોવામાં આવતાં હતાં; કેમકે, ફારસનો આખો પ્રાંત તેવી જાતનાં કાપડકામોના વણવા સારૂ તો સારી પેઠે જાણીતો થએલો અને મશહુરજ હતો. ત્યાંની શતરનજી તથા ગાલીચાઓ આજ પણ ઘણાંક લોકોમાં વખણાયલા જ રહે છે. તે ગોળ કુંડાળાઓ એવી તો તરતીબ અને બાહોશીથી ગોઠવવામાં આવેલાં હતાં, કે કોઇ કોઇ સાથે અથડી પડયા વીના દરેક જણુ તેમાં પોતે ફરાગતથી ફરહર કરી શકતો હતો અને પોતાને જોઇતી ચીજો પેલી ત્યાં ગોઠવેલી મેજો ઉપરથી યા તો ઉઠીને લઇ લેતો યા તો તે પોતે કોઇ પાસે મંગાવી લેતો હતો." પોતાના આ સઘળા મેહમાનોને પીયુસીસતાસે સીકંદરના પોતાના હાથે જાતે કરી આપેલા નમુના પ્રમાણેજ ગોઠવી રાખયા હતા; કેમકે, આ એકમેકમાં મોહબ્બત પાછી જગાડી અને વધારી આપવા વીષેની મેજબાનીના દસ્તરખાન ઉપર પાદશાહની તરતજ આસપાસ તો મકદુનીઅન બડેખાંઓજ પોતે બીરાજતા હતા; તેઓ પછી પારસી અમીર ઉમરાવો અને ત્યાર બાદ પોતપોતાના ઓધ્ધા, લેયાકત અને દરજજા મુજબ બીજી એશીઆ ખંડની વરણો ગોઠવાઇ ચુકેલીઓજ હતી. તે સઘળી ગોઠવણ યવનોની નહીં બલકે પારસીઓનાજ અસલી રેવાજો પ્રમાણે કરી રાખવામાં આવેલી હતી; કેમકે, ઇરાનના અસલી પાદશાહો જ્યારે પણ દર સાલ પોતે ઠેરવેલી મોસમો ઉપર એક બે જાહેર જશનો કરતા હતા યાને ગહમબારની ચાશની અને જમણો

કરાવતા હતા, ત્યારે તે વેળાએ તે પોતાના સીપાહીઓ કે દર બારી માણસોજ એકલાં નહીં બલકે પોતાની દરેક છત્રપીમાંથી જે પણ પ્રતીનીધીઓ કે શેહેરમાં હાજર હોય તે ઓને પણ આમંત્રણો થતાં હતાં. તેવા મેળાવડાની વેળા ઇસ્થરની ખ્રીસ્તી પોથી એમ વરણવી જાય છે કે, પાદશાહ ખુદ પોતે તો સરવેથી ઉંચી ખુરસી ઉપર બીરાજતો હતો અને તેની રૂબરૂ પેલા સાત ઉંચા પારસી ખાનદાનના ઉમરાવ ઝાદાઓજ પોતપોતાની જગયાઓ લેતા હતા અને તેઓની પછવાડે પોતપોતાના દરજા પ્રમાણે પેલા સઘળા મેહમાનો પોતે પછી ગોઠવાઇ જતા હતા. હીરા દોતસ એમ લખી ગયો છે કે, ઇરાની લોકો પોતાના દેશને આ જગતનું ગોયા મધયબીંદુ જેવુંજ સમજતા તથા ગણતા હતા અને પોતાને સરવેથી શ્રેષ્ટ તોખ મના માનવીઓમાં મેલતા હતા અને તે પછી પોતપોતાના મુલકની નઝદીક અને દુરના મુલકોને તેઓના છેટા છે ટાનાં અનુક્રમો પ્રમાણે પોતે ગણતા અને સમજતા રહેતા હતા. માટે આ મેળાવડામાં જો ઇરાનનીજ અસલી રીત ભાત મુજબનો અમલ જો અત્રે કરવામાં આવયો હતે તો પેલા મકદુનીઅનોની છેક નઝદીકીમાં તો થરેસીઅન લોકો બીરાજવા જોઇતા હતા; પરંતુ તેઓને બદલે તો સીકંદરે પારસી અમીર ઉમ રાવોનેજ પોતાના યવન લોકોની પડોસ માંજ લાવીને બેસાડેલા હતા; માટે ય વન નવીશનદાઓના તે વીચારો તો ઝમીનદોસ્તજ થઇ પડે છે. ત્યાર બાદ જે પણ મકદુનીઅન સીપાહીઓની ઉ મરો કે ભરાઇજ ચુકેલીઓ હતી યા તો હરકોઇ પ્રકારના ઘાહોથી તેઓ પાછા ઉપયોગમાં આવી નહીંજ શકે તેવા મા લુમ પડી ગયલા હતા તેઓની પુરતી ત પાસ અને તલાશ લઇને તેઓને પછી જુદાજ કહાડવાંમાં આવયા હતા. ત્યાં તેવા માનવીઓની સંખયા દસ હઝાર માણસોની પણ ઉપરજ જવા લાગી હતી કે જેઓ જ્યાં સુધી પોતાને વતન જઇ પહોંચે ત્યાં સુધીનો ઘણો પગાર તેઓને આપી દેવાનો સીપેહસાલારે હોકમ કરયો હતો; એટલુંજ નહીં, પરંતુ તે દરેક દરદી અને નાતવાન સીપાહીઓને પોતા તરફથી એક એક તાલેંત જાસ્તી પણ અપાવયો હતો અને પછી તેઓને તેઓના મુલકો ભણી પાછા રવાના કરી આપયા હતા. વળી તેઓ માંહેલા ઘણાખરાઓને પેટે એશીઆટીક બાયડીઓને પેટેથી જે ફરઝનદો અવતરેલાં હતાં તેઓની સંભાળ અને કેળવણી પણ સીકંદરે પોતાને માથેજ હોરી લીધી હતી કે જેથી જ્યારે તેઓ પોતપોતાને મુલકે જઇ પહોંચે ત્યારે તેઓની મકદુનીઅન ઓરતો તે બચાંઓની અદેખાઇ કે હસદ કરી શકેજ નહી અને તેઓને હસદની આંખથી પણ જોયજ નહીં. તેઓને મકદુનીઅન સેપાહો જેવીજ તઅલીમો આપવા અને જ્યારે શીખીને પાવરદા થાય અને ઉમરે પહોંચી જાય ત્યારે તેઓના બુઢા અને જઇફ બાપોનેજ પાછા સ્વાધીન કરી દેવડાવવાનો પોતે કોલ અને જમાનત વટીક આપી ચુકયો હતો. તે સઘળા નબળા સીપાહીઓ ઉપર વાટમાં દેખરેખ રાખવા સારૂ તેઓને માથે તેણે પોતાના બેઝોરગ સરદાર કરાતીરસનેજ સોંપી આપયો હતો, જેથી પેલા સીપાહીઓ તો અતયંત હરખમાંજ આવી ગયા હતા. તે લેયાકતભરેલા બેઝોરગ સરદારની દેહ તે વેળાએ જરા લથડતીજ ચાલતી હતી, જેથી પાછી શાંતી અને તકવીયતપણું આપવા સારૂ તેને હવા ફેરબદલ કરાવવાની ઘણીજ જરૂર જણાવા લાગી હતી. તેને પેલા આજારી સીપાહીઓને પોતાની બાપીકી ભુમીમાં સંભાળથી પહોંચાડી દઇને પછી ત્યાં છોડી દેવાનો સીકંદરે પોતે હોકમ કરયો હતો. વળી મકદુનીઆના પ્રાંતના સુબાના મોટા ઓધા ઉપર પણ તેનેજ મુકરર કરવામાં આવયો હતો કે જેથી આખા યવન લોકોના મુલકો ઉપર તેનીજ સાહેબી હવેથી જાગી ઉઠી હતી અને ચાલવા માંડી હતી.

મુખય સબબ તો તેનો એવોજ હતો કે, ત્યાંના સુબા એનતીપેતર અને સીકંદરની માવતર ઓલીમપીઆસ વચે સદાકાળ ઝગડો અને કંકાસ ચાલુજ રહેતો.

હતો, જેથી સીકંદર પણ પોતાની માવતરની આવી નઠારી ચાલથી જરાક નારાજજ થઇ પડેલો તો; પરંતુ તેનો પોતાનો ચાહ પોતાની જનતી ઉપર એટલો તો વીશેષ હતો કે તેણીની લાગણીને જરાપણ નહીં દુ:ખાવવા સારૂ તે સદાકાળ પોતે ખંતીજ રહેતો હતો અને તેણીને હમેશ રાજી રાખવા પોતાથી બનતી કોશેશો કરયો પણ જતોજ હતો. જો કે મકદુનીઆનો કારોબાર તો એ સુબો એવી તો હોશયારી અને ચાલાકીથી પોતે ચલાવતો રહેલો હતો કે તેથી સીકંદરને પણ તેના કારોબારથી ઘણોજ સંતોષ મળી ગયલો હતો અને તેને પોતાના નાકના બાલની માફક તે પોતે ચાહતો રહેલો હતો; પરંતુ તેની સદા ખંખોડ તેની માવતર જે લઇ બેઠેલીજ હતી અને તેની વીરૂધમાં વારંવાર પોતાના બેટા ઉપર લખાણો જે કરતીજ રહેલી હતી તેથી તે સુબાએ પણ સીકંદરને એમ લખી વાળયું હતું કે, તમારી માવતરના ખરાબ સ્વભાવ અને તેણીના વારંવાર મારી ફરજો બજાવતી વેળા વચે પડવાથી હું પણ હવે અત્યંત કંટાળીજ ગયલો છું. તેણી તેને નમકહરામ નોકર તરીકે સમજી તેની આપખુદ સતા ઉપર સદાકાળ પોતે મુઆહેમતો કરતી અને લખતી ચાલીજ જતી હતી અને સઘળો કારોબાર પોતાનાજ હાથ હેઠળ લઇ લેવાની વેતરણમાંજ રહેલી હતી. હવે સીકંદર પોતાની માવતરની મરજીની વીરૂધમાં જવાની જરાપણ ઇચ્છા કે હોંસ જોકે પોતે તો ધરાવતોજ નહીં હતો, તોપણ તેણીના હાથમાં રાજ્યદવારી કારોબાર સોંપવાની તો તે પોતે કેવળેજ વીરૂધમાં હતો; કેમકે, તેણીનો સ્વભાવ ઘણોજ તાતો અને આપખુદ તથા હરકોઇ છકી ગયલા ખુનીની પેરે લોહીના તરસ્યા જેવોજ રહેતો હતો. તે સાથે તેણી અત્યંત કજ્યાદલાલ અને જાતે કુદરતથીજ પોતે વેરી સ્વભાવની હોવાથી અને પોતાના બેટાની કુમકપર સદાકાળ કુદતી રહીને જે છેક છકીજ ગયલી હતી, તેથી આ મારામારીનો ફડચો આણી મેલવા સારૂ તેને પેલા એનતીપેતરને બદલે આ નરમ સ્વભાવવાળા કરેતરસનેજ હવેથી તેની જગયા ઉપર મુકરર કરવાની ગોયા ફરજજ પડી ચુકી હતી અને તેને મકદુનીઅન સીપાહીઓની એક નવી ટુકડી સીએ પોતાને એશીઆ ભણીજ આવીને મેલી જવાની એલતેમાસ થઇ પડી હતી; કેમકે, તે તાજદાર પોતાના મનસે સારી કાની એમ તો સમજતોજ હતો કે, મારી માવતરના ખરાબ સ્વભાવ આગળ તેણીની અને એનતીપેતર વચે આગળ જતાં કોઇક જબરો જેવો આગનો ભડકો જો સળગીજ ઉઠશે તો તે આગ તરતજ કાંઇ હોલવાઇ શકાશેજ નહીં અને રાજ્યમાં પાછો ગુંચવાડોજ થઇ પડશે. આમ જ્યારે કરાતરસ પેલા આજારી સેપાહોને લઇને મકદુનીઆ ભણી પોતે જ્યારે ઉપડીજ ચાલયો ત્યારે પેલા સેપાહીઓને પોતાથી છુટા પડેલા જોઇને સીકંદર અને તેના બીજા બાકી રહેલા સેપાહોની આંખોમાંથી પણ જે આંસુઓ પાણીના રેલાઓ માફક ટપકવાજ મંડી ગયાં હતાં તે દેખાવજ ગોયા કહે છે કે ઘણોજ ત્રાસદાયક જેવો થઇ પડેલો હતો; કારણ એ જે, તે તાજદાર તેઓથી અને કરાતરસથી છુટા પડી જવાથી પોતાને મનસે ઘણો ગમગીન અને રંજીદાજ થઇ પડેલો હતો; કેમકે, તે સરદારને તે પોતે પોતાના જાન જેવો વહાલો કરીને સમજતોજ રહેલો હતો.

### સીકંદર તથા નેપોલીઅનનાં સરદારો વગેરે બાબતોની કરી દેખાડાવેલી કાંઇક સરખામણીઓ.

જેમ અંગ્રેજોમાં એવી એક કહેતી મશહુર છે કે, "Great emergencies bring out great men." યાને જયારેબી કોઇક નવાં અને મોટાં પ્રાક્રમો કરી દેખાડાવવાનો આ જગતમાં હંગામ આવીજ પહોંચે છે, ત્યારે કુદરત તેવાં કામો હાર પાડી શકે તેવા નરોને પોતે પણ પેદાજ કરી આપે છે; એટલુંજ નહીં, પરંતુ તેઓને સારૂ સેઓને લાયકના તેજ ચાલનાં તકાવરો યાને બુલન્દ ખસલતના રખશોને પણ તવલ્લુદજ કરી રાખે છે. આથી સીકંદર જે આખી જબતને ઉંધી મારવા સારૂજ સરજેલો હતો તેથી તેની ફોજ સારૂ તે સાહેબે

આગળ કહયા મુજબ ચોવીસ ઉપર ના:
મચીન સરદારો પેદા કરી રાખેલા હતા.
તેમજ આપણાં ઝમાનાની થોડુંક પુરવે
યુરોપ ખંડ જયારે ફ્રેંચ લોકોનાં મચા
વેલા ઝબરદસ્ત હુલડ (રેવોલ્યુશન)થી
ત્યાંના રાજપાટોને સુધારવા જતાં પોતે
બી છેક નાસ્તીક જેવાજ થઇ પડયા હ
તા; ત્યારે તેઓને પાછા રાહા ઉપર લાવી
મેલવા સારૂ પરમેશ્વરે નેપોલીઅન બોના
પાર્ટ જેવા ઝબરદસ્ત નરનેજ પેદા કરી
નાંખયો હતો, કે જે જરા પણ વગ
વસીલા વીના છેક હલકે દરજજેથી ફ્રાનસ
જેવાં મોટાં રાજ્યનો પોતે શહેનશાહજ
આખેરે થઇ બેઠો હતો. તેની કુમકમાં
વળી તે સાથે પાસકાલ, બોસુએ, ફેને
લોન, માંસીલોન, બુરદાલુ, ફલેશીઅર
અને સુરેન જેવા જબરદસ્ત બીજા જ
બાંદરાજ જેસયુઇત પાદરીઓ પણ જો
વામાં આવતા હતા. તે કામ હાર પાડ
વા સારૂ તે પેહેલવાન નરની
અજીત ફોજમાં નીચે મુજબના ફ્રેં
ચ સરદારો જોવામાં આવતા હતા: જ
નરલ પીચીગુરૂ, હોક, વેનદામ, એલેકઝા
નદર બરથીઅર, જીન વીકટોર મોરો,
દીસે, સામ, કલેબર (જેની સરદારીનાં ઉં
ચા ગુણોની નેપોલીઅન વટીક તારીફ
કરી ગયો છે; પરંતુ તે બીચારો મીસર
દેશ ખાતે થઇ પડેલી "પીરામીદ"ની
લડાઇબાદ લાંબી હયાતી તો કાંઇ ભોગવી
શકયોજ નહીં હતો.) જીનજેક રીજીસ દ
કમબાસેરેસ, મારશલ દેવુસ્ત, જોઆકીમ
મુરાત, જનરલ બરનાદોત, પ્રીનસ પોની
એતોવસકી, મારશલ નેએ (જે બહાદુ
રોમાં બહાદુર પહેલવાનમાં ખપતો હ
તો), આનદ્રે માસીનાં, જુરદાં, સો
લ્ત, ગીલબુરત મોતીઅર યાને મારકવી
સ દ લફાએત, જેણે વાશીંગટનની પક્ષમાં
રહીને અમેરીકનોને અંગ્રેજોની ઝુસરી
અંદરથી છોડવયાથી સ્વતંત્ર જેવાજ બ
નાવી મેલયા હતા. મારશલ ગુરૂસે જેની
મોહોકાનથી તે તાજદાર પોતાનું સઘળું
રાજપાટ અને મેળવેલી સરવે જાહોજલા
લી તથા કીરતી વાટરલુની હારથી કરીને
ખોહી બેઠો હતો અને સ્પેન તથા પો
રટુગીઝ સાથની તેની લડાઇઓ ("પેની
નસ્યુલર વાર")ની વેળાએ મારશલ મો
નસે, જનરલ દુપોનત અને જુનો વટી
કબી પોરટુગીઝો જેવા નબળા હમનબર
દોને હાથે માર ખાઇ બેઠા હતા અને
તે જાંહાં પેહેલવાનની લડાઇ વીષેની
કરી આપેલી બાજીઓને બરાબર રી
તે તેઓ સમજી નહીં શકયાથી વે
લીંગટન જેવા અંગ્રેજી પુખત સરદાર
અને નેલસન જેવા ઉસ્તાદ નવકા
સેનાધીપતીને હાથે ત્રાફાલગરની લડાઇ
માં મોટો માર ખાઇ બેઠા હતા.

વળી તેઓ વતરોગે તે શેહેનશા
હના બે ભાઇઓ જેવા કે જેરોમ
અને લુસીઅન બોનાપાર્ટ પણ તેની પ
ક્ષમાં બરાબર રહેતાજ ચાલયા જતા હ
તા અને કશીબી પોતાનાં ભાઇની જરા
પણ અદેખાઇ કે હસદતો કરતા બેઠેલા
જ નહીં હતા; એટલુંજ નહીં, પરં
તુ સારા જેવા સરદારોમાંબી પો
તે ખપયા વટીક જતા હતા. કહે
છે કે, એક બે દાખલાઓ તો લડતાં
લડતાં તેના સેપાહીઓ વટીક એવા તો
પુખત સરદારો જેવાજ બની રહેલા હ
તા કે નેપોલીઅન એક વેળાએ કોઇક
લડાઇમાં જયારે પોતે ગુંથઇજ પડેલો
હતો; ત્યારે ત્યાંની ચાલતી લડાઇમાં તે
ના સરદારો તો મારજ ખાતા રહેલા
હતા; તેથી તેઓની શાહેતામાં નેપોલી
અનને ખુદ પોતાનેજ ઉતરી પડવાની
ફરજજ થઇ પડી હતી. તેની તીણી આં
ખે આવીને જયારે જોયું કે તે સરદા
રો તો જે બાજુએથી લડવું જોઇએ તે
જગયા છોડી દઇને આડી બોરડુએથીજ
લડાઇ કરતા રહેલા હતા. એટલામાં કો
ઇ એક સેપાહી પણ આવીને તે આલમ
ગીર શહેનશાહને એમ કહેવાને લાગી
ગયો હતો કે, સાહેબ જો ફલાની ફલા
ની બોરડુએથી જો આપણે દુશમનો ઉ
પર મારો ચલાવયા જશું તો આખેરે
ફતેહ પામયા વીના તો કાંઇ રહીશુંજ નહીં.
આ વાત સાંભળતાંનેજ વાર નેપોલીઅ
ન જરા વીચારમાંજ પડી ગયો કે, મા
રાં દીલની વાત તે સેપાહી તે કેમ પા
મી ગયો હશે વારૂ? પરંતુ બરાબર ત
હકીક કરતાં તેની ખાતેરજમાજ થઇ ચુ
કી હતી કે, તે વીચાર તે સેપાહીને પ
ણ આપોઆપજ સુજ પડી ગયલો હ

તો, ત્યારે પોતે ખુશ થઈને તરતજ પોતાની કોઈ એક ફોજનો તેને સરદારજ બનાવી મેલ્યો હતો.

### તે શુરવીરોનાં ઘોડાઓનાં નામો અને ખાસીયતો.

હવે જેમ સીકંદરે પોતાના પેલા માનીતા ઘોડાનું નામ "બોસીફેલસ" કરીને રાખયું હતું; તેમજ રૂસ્તમના અલબેલા યાને મોજજોખવાળા લાડકવાયા તકાવરનું નામ રખસ કરીને પાડેલું હતું અને સાસાની આલમગીર શેહેનશાહ ખુશરૂ પરવીઝ કને પણ શબદેજ નામનો એક ઉંચી જાતબુન્યાદવાળો તુન્દ ખસલતનો ઘોડો રહેતો હતો. બીજા ઇરાની પેહેલવાનો અને શાહજાદાઓ જેવા કે ગેવ અને ગોદરેજ, તથા શીઆવક્ષ બામી જેવા પાકઝાદ રાજયકુંવર કને પણ શબાહંગ, ગુલગુન અને શબરંગ–બેહેજાદ જેવા ઉંચી તોખમ અને ખુનના અસ્પે મજદી હાથ લાગી ગયલા હતા. તેઓના રંગ રૂપ વીષેનો ચીતાર નીચે મુજબ ફીરદોસી આપણી જાણ સારૂ મેલી ગયલો છે જે

"ચું ગુલગુને ગુદરજ ગુદરજ સું;
ચું સુમમે શબાહંગે ફરહાખ રૂ"

યાને ભુરા રંગનો અને ભુરા બાલવાળો ગુલગુન નામનો ઘોડો જેમ ગુદરેજ કને અને ગેવને નસીબે શબાહંગ જેવો પહોળી પેશાની અને ચપટી સુમવાળો ઘોડો ચોંટી બેઠલો હતો તેમજ નેપોલીઅન સારૂ પણ કુદરતે પ્રથમધરથીજ "મેરેનગો" યાને ઘોડાઓના તુખમોને વધારનાર સફેદ રંગનો એક ઘોડો તવલ્લુદજ કરી રાખી મેલેલો હતો, કે જેની તેજ ચાલ અને ઝડપથી તો તે પેહેલવાન વાટરલુની હાર બાદ તરતજ સહીસલામત રીતે પોતાની છાવણીમાંથી નાસી જવાને સામરથવાનજ નીવડી પડયો હતો. તેમજ વળી વેલીગંટન કને પણ "કોપનહેગન" નામ ધરાવનાર મજબુત બાંધાનો એક ઝબરદસ્ત ઘોડો રહેતો હતો, કે જે છેક ૨૭ વરસનો થઈને ઇ૦ સ૦ ૧૮૩૫ માં મરણ પામયો હતો. એ મેરેનગોની તસવીર તો તેનાં સવારના ચીતાર સીબે મીં૦ વરનેટ નામના કોઇ એક બાહોશ ચીતારાની કલમથી પાડી દેખડાવેલો હજુ પણ લંડનની એક મયુઝીઅમમાં આપણા દીઠામાં આવી શકે છે કે જેને તે "આર્ટ ગેલરી" માં તે ચીતારાએ ગોયા એક ભેટ તરીકેજ આપી દીધેલો છે. એ મજકુર ગુલગુન ઉપરજ જ્યારે ગોદરેજ એક વેળાએ સવાર થઇને તુરાનીઓ સાથની એક લડાઇમાં ગુંથાઇ પડયો હતો ત્યારે બીચારો પીરાનવેશ તેનેજ હાથથી ઠાર થઇ ગયો હતો. (જુઓ, શાહનામું જીલ્દ ૨ જું પા૦ ૨૩૮ થી ૨૪૦ સુધી.) આટલો એશારો ટુંકમાં અત્રે કરી રહયા બાદ ચાલો આપણે આપણી મુળ મતલબ ભણીજ પાછું ફેરયું લઇએ.

### પોતાના સીપાહીઓ આગળ સીકંદરે કરેલાં મજકુર ભાષણ ઉપર કાંઈક ટીકા અને વીવેચનો.

પોતાના આવા ફીતુરી સીપાહીઓ સનમુખ તે તાજદાર સપરપેહેલાં પોતાના બાપનાં જે ગીતડાં ગાવાને મંડી ગયો હતો, તેમાં તો ખરેખર સચાઇજ સમાયલી હતી; કેમકે, તેનીજ તેઝબુધી અને દુરઅંદેશીની બરકતથી તો તેઓ આખેરે શેહેનશાહી મીરાસે પહોંચી ગયા હતા, તો જોકે તે પુરવે તો તેઓ જંગલી અને ભીક્ષુક અવસ્થામાં પોતપોતાનો રોજગાર ગુજારતાજ ચાલ્યા જતા હતા અને પરકોમોને આશ્રે જઇનેજ પડી રહેલા હતા, એમ સીકંદરને પણ એકરાર કરવાની ગોયા ફરજજ પડે છે. તેઓનો મુલક પારસીઓથી ઘણોજ છેટે આવી ગયલો હોવાથી શેહેનશાહ ક્ષારસાના દોર બાદ તેઓપર પારસીઓ ઝાઝી દેખરેખ રાખવા લાગયાજ નહીં હતા અને તેઓપર પોતાની અસલધરથીજ નેમી રાખેલી ખંડણીઓ લેતા ચાલયા જતાજ હતા, તેથી તેઓની નબળાઇ જોઇને તેઓના પાડોસીઓ જેવા કે થેસીલીઅનો અને થીબનો તથા આથીનીઅનો અને સ્પાર્ટનો તેઓને ઘણા સતાવતા અને દબરાવતાજ રહેલા હતા અને તેઓને જંગલી ગોલામોજ તરીકે પોતે પીછાનતા જતા હતા. વળી તેઓ કને કશો

માલ ખજાનો તથા ધન તો જોવા માં આવતાજ નહીં હતા, જેથી ફીલકુસ નું કેટલુંએક કરજ તો સીકંદરને પોતાને માથેજ હોઝી લેવું પડયું હતું અને બીજાં પણ નાણાં તેને સાહુકારો કનેથી ઉછીકાં કહડાવવાની ફરજ વટીક પણ થઇ પડી ચુકીજ હતી. તેણેજ તેઓને પારસીઓ માફક લડાઇઓ કરવાની જુગતીઓ દેખડાવી હતી; પરંતુ તેમાં તેણે પોતાની જાતી હોશયારી અને અનુભવ ઉપરથી કેટલીએક નવી નવી કુનેહો પણ દેખડાવવા માંડી હતી અને હથયારોમાં પણ કાંઇ ને કાંઇ નવા નવા સુધારા અને ફેરફારો વટીક કરી નાખયા હતા. પોતાની ફોજને લડતી વેળા "ફલાંકશ"ના આકારમાં ગોઠવી નાંખવાની યોજના અને તરતીબ પણ તેનાંજ ભેજાંનું પરીણામ દીસે છે કે, જેથી તેણે આખી યુનાની સરઝમીન પોતાના તાબા હેઠળજ કરી લીધી હતી; તો જોકે સીકંદર પાછળથી જે આખો એશીઆ ખંડ પોતે જીતી ગયો હતો તેમાં એ ફલાંકશોએ ઘણો અગત્યનો ભાગ તો કાંઇ ભજી દેખડાવયોજ નહીં હતો; કેમકે, ત્યાંનાં મેદાનો વીસ્તીરણ હોવાથી તે પણ કુરૂશની માફક પોતાની ઘોડેસ્વાર ફોજોથજ તે સઘળા મુલકો પોતે સંપાદન કરતોજ ચાલ્યો ગયો હતો અને તેની પયદલ ફોજ તો ગોયા તેઓની મદદનીસ ફોજો તરીકેજ ગણાવા લાગી ચુકી હતી. પોતાના સીપાહીઓને હીંમત આપી તેઓને બહાદુરીથી લડવાની કુનેહો પણ તેણેજ દેખડાવી આપી હતી, જેથી તેઓ પેલા આથીનીઅનો જેવા જબરા પડોસીઓના ત્રાસ હેઠળથી નીકળી જઇને તેઓ પરજ પોતે આખેરે શેહઝોર થઇ પડયા હતા. પારસીઓ માફક એકજ પાદશાહના હાથ હેઠળ તેણે આખા યુનાનની સરઝમીનને લાવી નાંખવાની રૂઢી પણ તેનીજ અકલનું પરીણામ હતું, કે જેથી તેઓ પોતપોતાની માંહોમાંહેની મારામારી તથા અંટસથી મોકળા થતા ચાલયા હતા અને એકજ રાજાને પોતાની ભુમીનો માલેક કરીને હવેથી સમજતા બેઠા ગયા હતા. એ સઘળી બીના તો ખરીજ છે અને તેમાં બે વાત તો કાંઇ છેજ નહી; પરંતુ તેમાં સીકંદર એમ પોતે જે ઉમેરો કરી દેખડાવવા માંગે છે કે, મારા બાપને ઇરાન સામે પણ લડાઇઓ ઉઠાવવાનો ચરસ પણ પેલા યુનાનીઓએજ પ્રથમમાં શીખવી રાખયો હતો તે વાત તો સેહેજમાં આ પણ માનયામાં આવી શકે તેવીજ નથી; કેમકે, તેનો ચગોર અને જહાંદીદે પીતા તો પારસીઓનાં બળ તથા તેઓના પુષકળ ખજાના વીષેની વાતથી તો પોતે સારી કાંની વાકેફગારજ હતો. તેમાં સપર પેહેલીજ વાર પોતાનો હાથ તેણે જયારે પારસીઓ સાથે જરા અજમાવી જોયો, તયારે શેહેનશાહ આરતાજરકસીસ ઓકસની જબરી ફોજે તેનો સંદતરજ ઘાન કહાડી નાંખયો હતો. આથી તો તેની વધુ ખાતરી થઇ ચુકી હતી કે, પારસીઓ સાથે લડાઇમાં ઉતરવું તે કાંઇ નાનુંસુનું કામ નથી અને તેમાં તો પોતાનાં નવાં સ્થાપન કરેલાં રાજય સારૂ મોટો જોખમજ સમાયલો હતો. માટે તેનાં બેટા સીકંદરને પાછળથી જબરી બખતાબાજીને લીધે જે મોટી મોટી ફતેહો પયદરપય મળતી ચાલીજ હતી તે વાતને આડે લાવી પાછલા યવન નવીશનદાઓ એવાં પરીણામ ઉપર ખોટીજ રીતે દોરવાઇ ગયલા દીસે છે કે ઇરાન સાથે લડાઇઓ ઉઠાવવાનો ચરસ પણ અમારા યવનોએજ સપરપેહેલીજ વાર આ વેળાએ તેનાં મન ઉપર ઠસાવી રાખયો હતો; પરંતુ જયારે આપણે તે વેળાની યવન લોકોની અને મકદુનીઅનોની સ્થાતીઓ ઉપર બારીકીથી અવલોકન કરયે છીએ તયારે તેવો સાર તો તેમાંથી નીકળી શકે તેવોજ કાંઇ દીસ્તો નથી. એ ટોહલો તો પાછળથી તેઓનાં મનમાં ઉઠી ઉભા થયલા ખીઆલ અને વીચાર સાથેજ ગોયા બંધબેસ્તો આવી શકે તેવો છે કે જેને આપણે અંગ્રેજીમાં "આફટર–થોટ" કરીનેજ વગોવી કહાડયે છીએ. તયારબાદ સીકંદર પોતાના બાંકા પોતાને મહોડેજ ફુંકવાને જે મંડી જાય છે તેમાં જોકે ઘણીખરી તો સચચાઇઓજ સમાયલી છે; પરંતુ તે સારૂ તો

તે પોતાના દેવતા તથા આગાહીઓ ક
હેનારા શખસોનાજ એહસાન હેઠળ આ
વી પડે છે; તે સાથે તેનું એકબાલ
તે વેળાએ એવું તો જોરાવર થઇ રેહે
લું હતું કે, એક ભયંકર તોફાન માફક
જેની સાથે તે પોતે અથડી પડતો હતો
તેઓને તો તે મુનબેખથીજ ઉખેડી નાં
ખયા વીના તો કાંઇ રહેતોજ નહીં હતો;
ગોયા તે નસીબની દેવીને પોતાના પુરવ
ભવમાં પુજી આવેલા શખસ જેવોજ
પેદા પડેલો હતો. તેને માથે નઠારા દેવ
તાઓનોજ હાથ હોવાથી એક લોહીના
તરસ્યા ખુની માફક તેણે માનવી જાતો
તથા હેવાનોનો જબરો જેવો ઘાનજ
કહાડી નાંખવા માંડયો હતો અને પચા
સથી તે સાઠ લાખ ઉપર માનવી જાતો
નાં ખુનોથીજ તેણે એશીઆની ઝમી
નોને ગોયા તરજ કરવા માંડી હતી;
લાખો બાયડીઓને જવાન વયમાં
જ વીધવા કરી બેસાડી હતી અને
બેશુમાર બાળકોને માબાપ વીનાનાં
જ કરી નાંખ્યા હતા. એના આવા તક
લીદી લોભ અને "હું પણા"થી નેપોલી
અન અને જંગીસખાન તથા તઇમુરલં
ગ કે બીજા શુરવીરાઓ માફક આદમી
ઓના જાનમાલોની જે મોટી ખુવારીઓ
થઇ પડી હતી; તે વીષે યુરોપીઅન નવી
શનહાઓ તો ગોયા ચુપકીદીજ અખ્ત્યા
ર કરી બેઠેલા છે અને તેની આવી બી
હયા અને ઘોંઘાટભરેલી જીંદગાનીના બા
હેરના દેખાવ ઉપરથીજ તેઓ તો અ
દમપી તેના મોટા મોટા બાંકાજ ફુકતા
ચાલ્યા જાય છે; પરંતુ બરાબર રીતે આ
પણે તેના વીષે જો ગોર કરીશું તો એ
તાજદાર ગોયા હઝરત "નુહ"ના પેલાં
ભયંકર તોફાન માફક આદમીજાતો અ
ને હેવાનો માત્રના જન્મકાળથીજ પોતે
ગોયા વેરી જેવો ત લુફજ થઇ પડેલો
હતો. એની સાથે તો નેપોલીઅન કે
સીજરને સરખાવશો તો પેલા સપર
પેહલા સરદારે તો પોતાની જાતી
અકલ અને હુનર અને કળાકઉશલ્યથી
આમણુસામણુ બળવંત દુશમનો સાથે
લડીને પચાસ ઉપર તો લડાઇઓજ
મારી દેખડાવી હતી અને બીજાએ
તો પોમપી જેવા પોતાના જબરા વેરીને
એક તડાકામાંજ બીછાવી દીધો હ
તો. એણે જોકે સોગદીઆનાના પારસી
ઉમરાવો તથા હીંદના બહાદુર લડવ
ઇયાઓને સારી રીતે હંફાવ્યા તો રા
ખયા હતાજ ખરા; પરંતુ દરાયશ સા
થની ત્રણ ઝબરદસ્ત લડાઇઓમાં પોતા
ના બુલંદ એકબાલને લીધે એ જે ફાવી
ગયો હતો તેથી એનાં નામનો ત્રાસ
ચોમેર તે પુરવે જાગી ઉઠયોજ હતો;
જેથી સરવે કોઇ તેનું નામ સાંભળતાંનેજ
વાર ડર ખાઇ જતા હતા. આથી તે પ
રાઇ ભુમીવાળાઓનાં દેશાવરો ઉપર વગર
વાંકે ગેરઇનસાફીથી ઉતરી પડી ત્યાં શમ
શેર અને ગુરજોના મારાજ ચલાવવાને
મંડી જતો હતો અને તેઓનાં સુખ
ચેનોની વચે અમસ્થોજ હાથ ઘાલતોજ
રહેતો હતો કે જેમાં બરોબર જોશો તો
તે જેમ ધારતો હતો, તેમ તેનો મોટો
દેવતા "જુપીતર" તો તેનો રાહબર તો
કાંઇ હોવોજ નહીં જોઇએ, માટે ફીર
દોસીનાં શબદોમાં જો બોલયે તો,
"હમે ચશમ ગરદદ બીઆબાન જે
ખુન; 'જુપીતર' નબુદ અંદરઇન રેહેન
મુન;" યાને તે જ્યાં ત્યાં લોહીની નીખો
ચલાવવાને જે લાગી ગયો હતો, તેમાં
તેનો પરમેશ્વર જુપીતર તો તેનો રાહ
બર તો કાંઇ હોય નહી અને યવનોના
ખરાબ દેવતાઓજ તેનાં ભેજાંનો કીડો
ચવડતા રહેલા હોવા જોઇએ, એવા
સારાંશ ઉપર મને નાચારીમાં અત્રે આવી
જવા વીના તો છુટકોજ રહેતો નથી.

આથી બીજા નબળા પોચા એશી
આ ખંડના રાજાઓ તો પોતાની રાજી
ખુશીથીજ લડયા વીના એને તાબે થતાજ
ચાલ્યા ગયા હતા; કેમકે, તેઓની એમ
તો ખાતેરજમાજ થઇ ચુકેલી હતી કે
એ તાજદાર જનમતાંનેજ વાર શુભ ચો
ઘડયે અવતરેલો હોવાથી એની સાથે લડ
વામાં આપણે કશા કાંદા તો કહાડી શ
કશુંજ નહીં એ પોતે છુટથી નાણું પો
તાના સીપાહીઓમાં જે વહેંચતો ચાલ્યો
ગયો હતો, તે સઘળો માલ ખજાનો તો
એણે શીવાજી માફક લુટમાંજ મેળવેલો
હતો, જેથી નાણું તે કેમ વાપરવું તે
ની એનામાં ઝાઝી સમજણ પણ દીસ્તીજ
નહીં હતી; કેમકે, તે સઘળું ધન તો

એને આઇતુંજ મળતું રહેલું હતું. વળી એણે પોનતસવાળા મહાતમા મીથરદત કે હેનીબાલ માફક દાહેકાના દાહેકા સુધી રૂમીઓ જેવા બળવંત હુમનબરદોને પણ કાંઇ હંફાવયાજ નહીં હતા. એ તો એક પરપોટા માફકજ પેદા પડેલો હતો અને માત્ર બારજ વરસમાં તે પરપોતા પેરેજ ફકત ઘોંઘાટ કરીનેજ ફાટી ગયો હતો, કે જેથી એના ખેશ કબીલાઓને તો કશી પણ પ્રાપતી કે લાભ થયોજ નહીં હતો અને એની સરવે હેજગારી અને લડાઇઓનો ફેજ તો પારકાઓને સરજ જઇ પડયો હતો. માટે એની આવી નતીજા વીનાની મીથયા જેવી કારકીરદી વીષેનો સઘળો અહવાલ જ્યારે હવે પછી આપણે એના વરૂતાંતની આખરીની વેળાએ તપાસવાને બેસીશું; ત્યારે તે વેળાએ ખોલાસાથી એ બાબતસર ફરીને આપણુને બોલવાને વધારે ફાવતું જેવુંજ થઇ પડશે; માટે હાલ તો તે બીનાને પડતીજ નાંખી દેવામાં પ્રસંગોપાત જેવુંજ ગોયા ગણાઇ શકાય તેવું છે.

હવેથી ખેઝાનની મોસમ માથે આવી ગયલી હોવાથી સીકંદર પોતે સુસાનું શેહેર છોડીને તરતજ અકબતાના તરફ પોતાની ફોજ સીખેજ કુચ કરી ગયો હતો. ત્યાંથી તેને ઝડપમાંજ પસાર થઇ જવું જે પડયું હતું તેથી તેને મીદીઆના આવા ફળવંત અને આબાદ મુલક અને તેના આ ઉમદા પાયતખત શેહેરની બરાબર તપાસ લેવાને અવકાશજ મળી શકયો નહીં હતો. આથી જે પણ થોડોઘણો વખત કે તેને હાથ આવી ચુકયો હતો તેથી પોતાના બીજા મુખય શેહેરોને સુધારવા અને વધારવા ઉપરજ તેણે હાલ તો જરાક લક્ષ આપવા માંડયું હતું. ત્યારબાદ સુસા છોડીને પાસી-તીગરીસ ભણી નીકળી જઇને પુરાનાં ગામડાંઓમાંજ તે પોતે પોતાની છાવણી નાંખી પડયો હતો કે જયાં આગળ હાલ ઝમાનામાં શુશતરનું નામીચું શેહેર આવેલું છે કે જયાંથી આપણી નગરી ખાતે ઉતરી પડી આ ગઇ સદીની શુરૂઆતમાં મુહલાં ફીરોજ જેવા ફારસી શાએરનો રાહબર અને જાની દોસ્ત આગા હાજી મહમદ શુશતરી બોહોળા વેપારમાં ગુંથાઇ પડેલો હતો અને તેણેજ આપણા શહેર ખાતે સપરપેહેલો મોટો ડંકો પણ બંધાવી આપયો હતો. એ શુશતર (કેરા)નું શેહેર છોડયા બાદ તે સીતાતા યાને સમબાનાનાં શેહેર ભણી ઉપડી ગયો અને ત્યાં એક અઠવાડયું સુધી પોતે જરા આસાયશ લઇ પડયો હતો. ત્યારબાદ બીજી થોડીક મનઝેલ કાપી રહ્યા બાદ સીલોનાઇ જેવી એક બયોસીયન વરણનાં કોહેસ્તાનો ખાતે તે જઇ પહોંચયો હતો. તે યવન લોકોને પાદશાહ ક્ષારસાએ પોતે યવન લોકોનાં દેશાવરો ઉપર આગળ કરેલી સવારીની વેળાએ અત્રેની આ પહાડી જગ્યા ઉપર લાવીને વસાવ્યા હતા. તે વાતને હાલમાં ઘણો લાંબો વખત ગુજરી ગયલો હોવા છતાં પણ તેઓ પોતાની યવન ભાષા અને ગ્રીક રાહરસમો થોડીઘણી પણ અત્યાર સુધી બચાવી અને સાચવી રહેલાજ હતા; પરંતુ આસ્તે આસ્તે આસપાસના પડોસીઓની દેખાદેખી અને આ સેબથી તેઓ જરા જંગલી અવસ્થામાંજ જઇ પડેલા હતા. તેઓનું રહેઠાણ હાલમાં મજકુર શુશતર અને ઇસફહાનનાં શેહેરોની વચોવચમાં આવેલું હતું અને તેઓની પડોસમાંજ બાગેસ્તાનનો પેલો સોહામણો કસ્બો પણ બીરાજતો હતો કે જ્યાં નદી, નાળાં, પાણીના ચશમા, ખડકો, ગોલેસ્તાનો અને હરીઆળીવાળાં ખેતરો ઉભાઇ જતાં હતાં; તેથી ત્યાંનો કુદરતી દેખાવ કોઇક ઓરજ કીસમનો થઇ રહેલો હતો કે જે જોયાથી આપણુને અત્યંત ખુશી ઉપજતી હતી; એટલુંજ નહીં, પરંતુ આપણી આંખોને પણ બેહદ ટાઢક ને તરોતાઝગી મળી શકતી હતી. ત્યાં ચોતરફથી ઘોરી રસ્તાઓ આવેલા હતા અને શહેનશાહ દરાયશના જગત પ્રસીધ લેખો પણ ત્યાંજ એક ખડકની ત્રણસો ફીટની ઉંચાઇ ઉપર તસ્વીરો સીખે કોતરાયલાં પડેલાં હતાં; કે જે હજુરબી સારાં ભાયેગે આપણા દીઠામાં આવી શકે છે. તયાં એક મહેલ અને બાગ બગીચો આવેલો હતો જેને લોકો આસીરી

અન લોકોની સેમીરામીસ રાણીની એક માયાપુંજી સમાનજ સમજતા રહેલા હતા. કુદરતના તર્યાં આવેલા આવા રમણીય દેખાવથી એ પાદશાહ પોતે એટલો તો છક થઇ ગયો હતો કે, ત્યાંના કુદરતી દેખાવોની લજજત ચાખવા સારૂ તે ત્યાં ત્રીસ દીવસ સુધી પોતે પડી પણ રહયો હતો. આપરથી દાયોદોરસ વાજબીની રાહે એમ લખી ગયો છે કે, તે બાગે બેહેશત જેવી જગયા માનવીઓ કરતાં દેવતાઓનેજ વસવાને ગોયા લાયકનીજ હતી. એટલાજ સબબોને લીધે પારસીઓ પણ તેને "બાગ" (બાગા) યાને દેવતાની ભુમી એવાં નામ હેઠળ પોતે પણ પીછાનયાજ જતા હતા. તે શેહેર હાલમાં પણ કીરમાનશાહનાં શેહેરની થોડેક છેટે રાહદારીઓની નજરે પડી શકે છે દલગીરી જેવું એ છે કે, એ તાજદાર ત્યાં એક માસ ઉપર સુધી પોતે પડી રહયો હતો તોપણ તેણે ત્યાંના આ મજકુર લેખો ઉકલાવવાની કશી પણ દરકાર કે પયરવી તો કીધીજ નહીં હતી. જો તેના તરજુમાં કે નકલો તેણે ગ્રીક ભાષામાં પોતે કરાવીજ રાખયા હતે; તો માનવી જાતોની પાછલી આબાદો ઉપર તે બેહદ ઉપકાર કરી જયા વીના તો રહેતેજ નહીં; કેમકે, તે ઝમાનામાં તે લેખોને કદીમ ફારસી યાને પ્હીલાશેકા હરફોની ભાષા આખા ઇરાન ખાતે બોલાતીજ ચાલી જતી હતી જેથી તે હાલ ઝમાનામાં ગુમ થયલી ભાષાને ફરીને નવેસરથી ઉકલાવવામાં લાંબો વખત સુધી જે હેજગારી અને ઝહમતો અરવાચીન યુરોપીઅન વીદયારથીઓને પડી છે તેનો સમુળો અંતજ આવી જવા વીના રહેતેજ નહીં; પરંતુ તે પાદશાહ તો એક ગાંડાઘેલા જેવા માનવી તરીકે દુનયાને એક છેડેથી તે બીજે છેડે સુધી ઝડપમાંજ જીતી જવાના ખીઆલમાં ચકચુર હોવાથી તે આવો જશ પોતે ખાટી જવાને નસીબવાન નીવડી પડયોજ નહીં હતો તેની આવી બુલંદ ફતેહો અને તેણે વસાવેલાં બેશુમાર નવાં નવાં શેહેરો તો હાલમાં વીસરજનજ થઇ પડેલાં છે; પરંતુ આ કીરતી તો તેનાં નામને છેક જાવેદાન સુધી અમર રાખી તો કાંઇ જયા વીના રહેતેજ નહીં કારણ એ જે કદીમ ફારસી યાને પ્હીલાશેકી બોલી સીકંદરના દોરમાં લોકોમાં રીવાજીજ હોવાથી તેનાં ગ્રીક તરજુમાં સહેલથીજ થવાની ઉસ્તાદો કરી શકતે કે જે આપણને ઘણાજ ઉપયોગી હાલમાં તો થઇજ પડે તેવાજ ગણાતા રહેતે, તેમાં તો કશો સંશયજ નથી.

આ મજકુર બાગેસ્તાનનાં શેહેર ખાતે આમ ધામો નાંખી પડતી વેળા લાંબો વખત સુધી હીફાશચીઅન તથા યુમનીશ જેવા તેના બે અતલગના મીત્રો અને રફીકો વચે જે મીનાકેસો અને ઝગડો ચાલુજ રહેલો હતો તેની વચોવચમાં પડવા તેને કાંઇક અવકાશ હાલમાં જરાક મળીજ ગયો હતો. આથી તેણે તે બંને જણા વચે પાછી સલાહ કરાવી આપી હતી, અને પાછા તેઓને એકમેકના જાની મીત્રો જેવાજ બનાવી મેલ્યા હતા. એ બોલાચાલી અને દુશમનીમાં પ્રથમ વાંક જો જોશો તો હીફાશચીઅનને સરજ ચોંટેલો રહેલો હતો; કેમકે, બીચારો યુમનીશ તો પાદશાહના આવા ખાસ મીત્ર અને સાડુ સાથે ઉંચે મહોડે રહેવામાં પોતે તો કશો હેતુ રાખતોજ નહીં હતો; કેમકે, તેમાં તો તેની ખુદ પોતાનીજ ખાનાખરાબી થઇ પડે તેવું તે સમજતોજ રહેલો હતો; પરંતુ પાદશાહનીજ ખુદ ખાસ ઘોડેસવાર ફોજનો એ હીફાશચીઅન પોતે સરદારજ હતો તેથી તે આ કારદીઆનાં શેહેરનાં આવા આજકાલના ઉઠી ઉભા થયલા વતનીને તો પોતે ધીક્કારની નજરથીજ જોતો બેઠેલો હતો અને ફીલકુસના તે મુનશીને તે પોતે કશા કાટમાંજ ગણતો નહીં હતો અને તેના ઉપર ઓર ઉલટો તક મળેથી કીનો લેવા સારૂ તે બીચારાને હમેશ બીધરાવતોજ રહેલો હતો; પરંતુ તે મીનાકેસા વીષેની સઘળી હકીકતો તો આ પણે સારૂ કાંઇ બચી શકેલીજ નથી, ફક્ત તે બીનાનો જે છેડો આવી ગયો હતો તે વીષે એરીઅન એમ બોલે છે કે, "પાદશાહે પેલા હીફાશચીઅનને પોતાનાં એક ભાષણમાં સજ્જડ થથરાવેલોજ હોવાથી તે તો નાચારીનો મારયો પોતાની

બીનરાજીખુશીથી હવેથી તો તેનો પોતે દોસ્તજ થઇ પડયો હતો." આટલુંજ કહીને તે નવીશનદો તો પોતે છટકીજ જાય છે; તોપણુ, સીકંદરના તે ભાષણુ નો જે સારાંશ પલુતારક આપી ગયો છે તે ઉપરથી એમ માલુમ પડી શકે છે કે, હીફાશચીઅનને એ પાદશાહે એવો તાનો મારી દેખડાવયો હતો કે, તું તો મારા વીના એક ડગલું પણુ આગળ ચાલી શકતેજ નહીં અને મેંજ તુંને આવી ઉંચી પાયરીએ ચહડાવી દીધેલો છે; પરંતુ આ કેરીઅન મુનશી તો પોતાની જાતી બાહોશી અને કેળવાણીને લીધે કશે પણુ જતે તો માનપાન પામી શકે તેવોજ હતો; એટલુંજ નહીં, પરંતુ કોઇ પણુ ઓધા ઉપર તેને જો મેલ્યો હોય તો ત્યાં બરાબર ટક્કર ઝીલ્યા વીના પણુ રહેતેજ નહીં. આમ પોતાના માણુસોની ખરી કદર પીછાનવા અને ચાપલુસીખોરા માનવીઓની મીઠી જીભરીથી નહીં અંજાઇ જવા સારૂ એ તાજદાર જે જાતી રામબાણુ તરક બાંધી શકતો હતો તેથી તો ઓર ઉલટો એનાં માનપાનમાં વધારો થઇ શકે તેવો છે; કેમકે, તેવી પ્રેરણાબુધી તો ઘણા થોડાજ શખસો ધરાવી શકે છે અને ખરાં સુવરનને કથીલ સોનાથી તરતજ પોતે પારખી શકવાની જાતી ખાસીયતો ધરાવે છે.

## નીસીઆનું મોટું મેદાન.

ત્યાર બાદ તે કસ્બાની છેક નઝદીકીમાં જે મોટું વીસ્તીરણુ મેદાન નામે નીસીઆ કરીને જે આવેલું હતું ને જ્યાં કે ચારો પુષકળ મળી આવતો હતો તેથી ત્યાં ઘોડાઓની વરૂધીઓ આગલા હખામની પારસી પાદશાહો તો કરતાજ રહેતા હતા, એમ હીરાદોતસ આપણુને જણાવી ગયેલો છે. (જુઓ, તેની પોઠી ૩-૧૦૬ તથા ૭-૪૦); સ્રેબો (૧૧-૭ ને ૫૪); દાયોદોરસ (૧૭-૧૧૦); એમીઆનુસ ( ૨૩-૬ ને ૩૦. ) સીકંદરે ઇરાન સાથે ઉઠાવેલી આ લડાઇ પુરવે તો કહે છે જે, તે મેદાન ખાતે દહાડ લાખ તરેહતરેહવાર ઉમર અને જાતીના ઘોડાઓ ફરાગતથી એકી ટમરેજ ચરી શકતા હતા; પરંતુ તે જગ્યાની સીકંદરે જ્યારે હાલમાં મોલાકાત લીધી, ત્યારે અરધા લાખની ઉપર ઘોડાઓ તો ત્યાં તેના દીઠામાં કેવળે આવી શકયાજ નહીં હતા; કેમકે, બાકીના ઘોડાઓ તો આ લડાઇની ગીરદીની વેળા ત્યાંના લોકોજ પોતે ચોરી ગયલા હતા. બીજું તે ઝમાનાનાં ઇરાનીઓનું લશકરી ઘોડાઓ રાખવાનું મોટું મથક યાને પાયગાહ હું ધારૂં છું જે અસ્પદાન યાને હાલનાં ઇસફહાનનાં શેહેર ખાતે રહેતું હતું; એમ તે શેહેરનાં નામ ઉપરથી હાલમાં કાંઇક અનુમાનપર આવી જવાય તેવું છે. તો હવે સર હેનરી રાલીનસન એમ આપણુને જણાવી જાય છે કે, હીરાદોતસ જે મીદીઆનાં દેશાવરની ભુગોળથી પોતે કેવળે બીનવાકેફગાર રહેતો હતો તે પેલાં ખોરાસાનવાળાં નીસાનાં શહેરને મીદીઆ ખાતેજ પોતે ભુલથી મેલી ગયલો દીસે છે; કે જેથી પાછલા નવીશનદાઓ તે ચુક પ્રમાણે દોરવાતા ચાલયા ગયલા છે તેમાંથી ફકત સ્રેબોજ માત્ર નીરાળો રહી ગયલો લાગે છે; કેમકે, તે ભુગોળ વીદયાર થી ઇરાનના કેટલાંએક ચરાગાહો વીષેનાં મેદાનો સારૂ કાંઇ ને કાંઇ એશારાઓ કરી ગયલો છે; જેવાં કે ખાવાહ; અલીશતાર; હુરૂ; સીલાખુર; બુરબુરૂદ; જપાલક અને ફરેદુન, તે સરવે વીસ્તીરણુ મેદાનોની ચરાગાહોની જગયાઓ મીદીઆનાં પ્રાંતની દક્ષીણુ તરફની સરહદ આગળ એકજ હારમાં તે ઝમાનામાં ગોઠવાયલીઓ હતી; માટે સીકંદર ત્યાં છેક આથમણુ ભણી આવેલી ચરાગાહની ભુમી જે ઇસફહાન ( અસ્પદાન ) અને કીરમાનશાહનાં શેહેરો ખાતે સીધી લીટીમાં આવેલી એક પહાડી લંગાડની હારમાં આવેલી હતી ત્યાંથીજ પોતે પસાર થઇ જવો જોઇએ એમ હાલમાં અટકળી શકાય છે. બીચારો એરીઅન પણુ જરા નજરચુકથી એ મેદાનને પેલું ખોરાસાનવાળું નીસીઆનું મેદાનજ કરીને પોતે સમજી ગયલો દીસે છે; કેમકે, તેનાં વીષે હીરાદોતસ જે બે તરેહના દાસ્તાનો

આપી ગયલો છે તેપરથી તે આમ ભુલાવો ખાઇ ગયલો જણાય છે. હવે તે નીસીઆનું મેદાન તો છેક પીલી-ફીઆસપી યાને ફીઆસપીઅનના સરોવરના છેક દરવાજા યાને પાસોની નઝદીકીમાંજ કેથે આવેલું હતું, એમ સ્ત્રેબો તો સાફ પોતે વર્ણવી ગયો છે અને ત્યાં ઘોડાઓની આયપત હઝારોથી તો કાંઇ ગણાઇ શકાય તેવીજ નહીં હતી; બલકે, ત્યાંથી તો ચોક્કસ સંખ્યા જેટલાજ ઘોડા દરસાલ ઇરાનના પાદશાહોને ખંડણી તરીકે મળ્યા જતા હતા. આવા બેકીમતી ગાઝીમરદો તો માત્ર સત્તર અઢારજ શેહેનશાહ ક્ષારસાએ યુનાન સાથે ઉઠાવેલી લડાઇના શાહબેલામાં આગળ ચાલતા જોવામાં આવતા હતા; જેમાં કહે છે જે, એકજ જાનવર પાદશાહને બખશેશ કરવા લાયકનું ગણાતું હતું. તેઓ સારૂ જે અહવાલો આગલા યવન લોકો દરશાવી ગયા છે તેથી તેઓ હાલ ઝમાનાના હેનોવરના મુલકના પેલા રાજદરબારી ભુરા રાતા રંગના ઘોડાઓ સાથેજ ગોયા એકમળતા આવી શકે તેવા હતા.

## એમેઝોન નામની ઓરતો.

ત્યાંજ તે પાદશાહને પેલી એમેઝોન ઓરતો સાથેજ સપ. પેહેલીજ વાર વળી મોલાકાતો થઇ પડી હતી, એમ કેટલાએક નવીશનદાઓ આપણુને જણાવી ગયલા છે. તેઓના કહેવા પ્રમાણે પેલા મીદીઆના સુબા આત્રપતે તેવી સો એમેઝોન ઓરતોને હથયારો સીખે ઘોડાઓ ઉપર સવાર કરીને તે તાજદારને પોતે બખશેશમાં આપી દીધી હતી; પરંતુ પતોલીમી લેગુસ કે આરીસ્તોબયુલસ તો તે વીષે એક હરફ પણ જણાવી જતા જ નથી, જેથી એ મજકુર નવીશનદાઓ તો ગોયા ખોટા જેવાજ માલુમ પડી આવે છે. તે ઝમાનામાં યવન લોકોમાં એવી જે કહેતી ચાલતી હતી કે તેવી બહાદુર એમેઝોન ઓરતો મીદીઆના પ્રાંત ખાતેજ કેથે વસ્તી હતી. આથી તે જાતની ઓરતો હજુ પણ જો હસ્તીમાં હતે તો સીકંદરે તેણીઓને જોવાની પેલા આત્રપત નામના સુબા આગળ પોતાની ખાહેશ દેખડાવેલી હોવી જોઇએ. આથી તે પારસી સુબાએ તે પાદશાહને રાજી રાખવા પોતાના ચુનંદા સો સવારોને બઇરાંએનો પોશાક અને વેષ આપી તીરોના ભાથરા અને કમાનો સીખે પોતાની જમણી છાતી ઉઘાડી રાખીને ઘોડાઓ ઉપર આસાનીથી સવાર કરીને મોકલી આપયા હશે. તે તાજદારને આત્રપતે કદાચને તેવાં બઇરાંઓને હવાલે કરવાથીજ તે વીષેની ખબર આરીસ્તોબયુલસ અને પતેલોમી પોતે કાંઇ લઇ ગયલાજ નહી હશે; કેમકે, તે તો એક ઢોંગસોંગ જેવોજ મેળાવડો હતો; પરંતુ તેપરથી કેટલાએક ભોલા અને અભણુ નવીશનદાઓ તો તે વાતને મોટું રૂપ આપી પેલી એમેઝોન ઓરતોની ચાલની વારતાઓને પાછી પોતાનાં દફતરોમાં નવેસરથી તાજી કરી દેખડાવી ગયલા હોવા જોઇએ એમ હાલના યુરોપીઅન વીદ્યારથીઓ જે માનવાને લાગી ગયા છે તે વીષેનું ખોટારૂં તો હેઠળ પુરતી રીતેજ દરશાવામાં આવેલું છે. વળી આગળ ચાલતાં તેજ નવીશનદાઓ એમ પણ વરણવી જાય છે કે, સીકંદરે તેણીઓની રાણી ઉપર એવો પણ પેગામ પોતે પોતાના એક બહાદુર અમલદાર મારફતથી મોકલાવી આપયો હતો કે, તમારે તે જવાંમરદ બાનુઓને મારી છાવણી આગળથી તરત વાજતે ગાજતે તમારી તરફ લઇ જવી પડશે; નહીં તો કે, મારા જવાન અમલદારો તેણીઓને તમારી સાથે મારામારી કરીને પણ તમારી જોડેથી ઉપાડી જયા વીના તો કાંઇ રહેશેજ નહીં.

## પુરાતન યવન તથા રૂમી નવીશન્દાઓની જણાવેલી "એમેઝોન" જાતોની પેલી બહાદુર સ્ત્રીઓ-તેણીઓએ પુરૂષોની સાહેતા વીના પોતે જાતે સ્થાપના કરેલી ફક્ત સ્ત્રી જાતોઓનીજ સલતનત-તેણીઓનો અસલી દેશ તથા રેવાજો ઇત્યાદી બાબતો વીષેની મળી આવેલી નવી શોધો અને સત્યતા.

એમ તો એ "એમેઝોનો" જેવી બહાદુર સ્ત્રીઓ વીષેના દાખલા અવારનવાર શાહનામા તથા હીંદુઓના વી

રરસ કાવયોપરથી અને યુરોપ ખંડના જુદા જુદા દેશાવરોની તવારીખોમાંથી બી મળી આવે છે; પરંતુ તેણીઓએ પોતે હાથે જાતે કોઈ કાળે પણ કોઈ પણ રાજપાટોની સ્થાપના કરી હોય તેવા દાખલા કેથેથી પણ મળી આવી શકતાજ નથી, માટે તે પ્રબળ સ્ત્રીઓ સારૂ એક બે બોલો જણાવવા મને અત્રે અવશ્યજ થઇ પડે છે. કહે છે જે, એ જાતીની બહાદુર સ્ત્રીઓએ ઘણાં પુરાતન કાળમાં હઝરત ઈસા (ઈસુ)ની આસરે એક હઝારથી તે બારસો વરસો પુરવે કાપાદોકીઆનો પ્રાંત, જેને ખીલારોકી લીપીઓમાં કાટપટુકનો દેશ કરીને જણાવેલો છે, ત્યાં ફકત ઓરત જાતીઓથીજ ચાલતાં એક સ્વતંત્ર રાજપાટનો પોતે પાયો નાંખી દેખડાવયો હતો. તેણીઓ વીષે યુનાની શાએર હોમર પોતાની "ઇલીઅદ" અને "ઓદીસી" તથા લાટીન શાએર વરજીલ પોતાની "ઈનીદ" નામની કવીતાઓમાં અવારનવાર ઘણા એક એશારાઓ કરી ગયલા છે. એમ પણ વળી વીચરાયલું છે કે, તેણીઓ પુરૂષોને ઘણીજ ધીક્કારની નજરથી જોતી હતી અને તેઓ સાથે પુર જોશથી ઘડી ઘડીએ લડીને તે બીચારાઓને કતલેહામ કરી નાંખતી યા તો પેલાં જંગનાં મેદાનોમાં પોતાના ઝબરદસ્ત તીરોના મારા, તરવાર તથા ભાલાઓની નોકોના જખમોથી ઘણી ઘાતકી રીતે વીંધી નાંખતી ચાલી જતી હતી. એ એમેઝોન યાને એમેઝોનીસ યા તો એમેઝોનાઇદીસ નામની ઓરતો પ્રથમમાં ઉપર કહયા મુજબ કાપાદોકીઆના પ્રાંત ખાતે થરમોદોન નદીની નઝદીકીમાં હાલ ઝમાનામાં આવેલાં 'બોધાજ-કીયુની નામનાં બીસ્માર શેહેરની પડોશમાં કેથે વાસો કરી પડેલી હતી. જેમ ચીનાઓમાં પોતાની ખુબસુરતી વધારવા સારૂ નાનપણથીજ તેણીઓ પોતાની પગની પાટલીઓને સંકોચીને નાની કરી રાખે છે, તેમજ લડવા સારૂ સવળ પડે તેથી તેણીઓ નાનપણથીજ પોતાનાં જમણાં થાનોને યા તો કાપી નંખાવતી યાતો જોરથી કાંઇક યુકતીઓથી દબાવી દેતી હતી કે જેથી તેઓને પોતાના હમનબરદો ઉપર તીરોના મારા પુર જોશથી ચલાવવાને સવળતા જેવુંજ થઇ પડતું હતું અને તેપરથીજ ગ્રીક લોકોએ તેણીઓનું નામ એમેઝોન કરીને પાડયું હતું કે જે શબ્દનો અર્થ કાપેલાં થાનોવાળી સ્ત્રીઓ કરીને તેઓની ભાષામાં થતો હતો. તેણીઓ જ્યારે પરણવાની ખાહેશ રાખતી યા તો ખાવંદો કરવાની ઇન્તેજારીઓમાં પડી જતીઓ હતી, ત્યારે આસપાસનાં ગામોમાંથી કોઇપણ મરદોને શોધી કહાડી અને પકડી લાવીને પોતાના ગોલામો તરીકે ઉછેરતી હતી, અને તેઓથી જો છોકરીઓ જન્મ પામતી તો તેણીઓને પોતેજ પાળતા હતી અને છોકરાઓને યા તો ઠાર કરી નાંખતી યા તો ગુંગળાવીને મારી નાંખતી, નહીં તો કે તેઓના પીતાઓનેજ સ્વાધીન કરી દઇ પારકા દેશાવરો ખાતે તેઓને મોકલાવી આપતી હતી; એવી તેણીઓ ઘાતકી રહેતી હતી. થરમોદોન નદી આગળ એશીઆ માઇનરના પ્રાંત ખાતે આવેલા યુકશાઇન (દરયાએ કાર યાને કાલા) દરયાના કોસ્તાઓ ઉપર જે સ્વતંત્ર રાજપાટો તેણીઓ સ્થાપી બેઠેલી હતી; તેનાં પાયતખ્ત શેહેરને લોકો "થીમીસકાયરા" કરીને કહેતા હતા; પરંતુ તેણીઓને યવનોએ આખેરે હરાવી નાખી હતી. આથી તે માંહેલી કેટલીએક સ્ત્રીઓ તો "તેનેસ" નદી આગળ જઇને પછી વાસો કરી પડી હતી. તેણીઓની પેનથીસીલીઆ નામની એક જબરી રાણીએ "ત્રોએ" શેહેરના છેલ્લા રાજા પ્રાઇમુસ (પ્રાયમ) ઇબને લાયોમીદાનનાં દેશાવરો ઉપર સવારીઓ પોતે જાતે ઉઠાવી હતી; પરંતુ પાછળથી તે રાજા સાથે દોસ્તી કરી નાખી, તેની તરફેણમાં યવનો સામે જબરી બાઠ પોતે ભીડી પડી હતી; પરંતુ તેણીને યવનોના પેહેલવાન આકીલીસે તે ત્રોએનાં શેહેર ખાતેજ આખરે ઠાર કરી નાખી હતી. તે જાતની સ્ત્રીઓ વળી એક વેળાએ છેક આતીકાના યવન પ્રાંત ઉપર પણ ધસી ગઇ હતી; કેમકે, તયાંનો એક પેહેલવાન નામે થીસીયુસ તેણીની એનતીયોપી નામની કોઇક રાણીને પોતાનાં દેશાવર

ભણી ઉપાડી ગયો હતો, માટે તેને સ
જા કરવા સારૂ એ સવારી તેનાપર લ
ઇ જવા ગોયા તેણીઓને ફરજજ થઇ
પડેલી હતી; પરંતુ તેણીઓએ તેમાં
જબરો ઘાલો ખાધો હતો. વળી એ
મ પણ કહે છે જે, વધારે પુ
રાતન એમેઝોન સ્ત્રીઓ પ્રથમમાં આ
ફ્રીકા ખંડ ખાતે પણ વસી ગયલી
હતી. તેણીઓની એક ખુશનુમા રાણી
હીપોલાઇતાનો કમરબંધ હાથ કરવાના
હેતુથી યવનોના જાણીતા પેહેલવાન હ
રકયુલીસે જે બાર હફતેખાનો પોતે પ
સાર કરી નાખયા હતા તેમાં એક હફ
તેખાન તે પણ ગણાતું આવેલું હતું.
હોમર આગળ ચાલતાં પોતાની ઇલીઅ
દમાં એમ પણ આપણને જણાવી જાય
છે જે, તેણીઓની પેલી મજકુર રાણી
પેનથીસીલીઆ જ્યારે ત્રોએ શેહેરની મ
દદમાં પોતાની સાથે પાંચ હઝાર સ્ત્રીઓ
સીપાહીઓ લઇને ત્યાંના રાજા પ્રાય
મની મદદે પોતે તેઓના મોટા પેહેલ
વાન હેકટરની કતલ બાદ ઉતરી પડી હ
તી, ત્યારે સપરપેહેલાં તેણીએ યવનોને
તો રૂમ રૂમ પોકરાવયા હતા અને પોતાના
તીક્ષણ શુર ભરેલાં લડાઇનાં ગીતો અને
ઓજારોથી કેટલીએક લડાઇઓમાં તો
પેલા યવન સીપાહીઓને નહાસભાગમાં
વટીક પોતે નાંખી દીધા હતા; પરંતુ
ઉપર કહયા પ્રમાણે તેણીને યવનોનાં
જહાંપેહલવાન પેલા એકીલીસેજ આખેરે
ઝમીનદોસ્ત કરીને મારી નાંખી હતી.
હવે ઝમીનદોસ્ત થતી વેળાએ તે
રાણીએ જ્યારે ઝોકો ખાધો, ત્યારે
તે યવન સરદાર તેણીની ખુબસુર
તી, બાંધો અને લડાઇનાં પ્રાક્રમો ત
થા બહાદુરીથી એટલો તો તેણીપર છક
થઇ પડયો હતો કે, પોતાનાં આવાં ઉ
તાવળાં કારજ સારૂ તે ત્યાંનો ત્યાં અફ
સોસ કરીને પછી જારબેજાર રડવા
કુટવાને મંડી ગયો હતો, અને
પોતાનાં આવાં કામથી તે ઘણોજ
પશેમાન થઇ ગયો હતો! તોપણ લડતી
વેળા તે રાણી યવન સીપાહીઓને કહે છે
જે, બીહી ધુજાવી નાંખીને પોતાનાં જાનોની
સલામતીઓ સારૂ નહાસભાગમાંજ હોમાવી
દેતી હતી અને પોતાના ઓજારોથી તે
ઓને ભણી ઘાતકી રીતે કતલેહામજ ક
રતી ચાલી જતી હતી. આથી કરીનેજ
તેણીને એકીલીસને મારી નાંખવાની ફર
જજ થઇ પડી હતી. તે સ્ત્રીઓ જંગ
નાં મેદાનોમાં ઉતરતી અને લડતી વેળાએ
દરેક રથમાં બે જણીઓ સવાર થતી
હતી, જે માંહેલી એક બાનુ જો ઘોડા
હાંકતી અને તેઓપર દેખરેખ રાખતી
હતી, તો બીજી સ્ત્રી પયદરપય પોતાના
નારો અને ભાલાઓના મારાઓથી પોતા
તી હમનબરદોને ગોયા મહુ મહુ પોકરાવ
તીજ ચાલી જતી હતી.

તે એમેઝોન સ્ત્રીઓની બાઝુ ઘ
ણી મુસ્તકીમ અને ઘઉંના વરણો
(ગન્દુમ–ગુન) જેવીજ દીસ્તી હતી;
પરંતુ તે મજકુર જાતની ઓરતોની આ
ગલી હસ્તી અને વસ્તી વીષે કેટલાએક
પાછલા ગ્રંથકારો હાલમાં સંશય નાંખ
વા મંડી ગયલા છે અને તે વાતને પો
તે ગોયા વાહીયાત સમજી હસી કહાડવા
ને લાગી જાય છે; તો જોકે, તેઓની
વીરૂદ્ધમાં પ્રાચીન ગ્રંથકારોની સત્તા જુ
ડાબંધ આપણી કને હજુ મોજુદ પણ
પડેલીજ દીસે છે. અરવાચીન કાળની
શોધખોળોએ તોપણ હાલમાં તે વાતનો
નીવેડો ચોકસાઇથી આણવા માંડયો છે,
જેપરથી હવે સ્પષ્ટ રીતે માલુમ પડી
આવી શકે છે કે, તેવી જાતની ઓરતો
આગળ હસ્તી ભોગવી ગયલીજ હતી
અને તેણીઓ વીષેનો અહવાલ કાંઇ સ
દંતર નાલ્યુંજ નથી. એ પણ આ સુધરે
લા ઝમાનાની ગોયા એક જાતની તાસી
રજ સમજવી જોઇએ. જેમ આપણે થો
ડાંક વરસોની વાત ઉપર "જમશેદની
જામ"ને એક નાલ્યુંજ કરીને સમજતા
હતા; જેમ પુરાતન કાળનાં હીંદુઓની
જણાવેલી પેલી "પવન–પાવડી" વીષે
ની વારતાને અમસ્તું તે લોકોનાં કીટા
યલાં ભેજાંનું તાહેલું અને ફોકટની દંત
કહા તરીકે માનતાજ રહેલા હતા; જેમ
આ પ્રૂથવી સુરયની આસપાસ ફરે છે
અને સુરય તેની આસપાસ પ્રદક્ષણા તો
કાંઇ કરતોજ નથી તે વાતને તથા એક
સર કરીને આકર્ષણ શકતીનાં સીદ્ધાંતને
અને વીજળીક રોશનીની બહેદ ઝડપ,
ઉપયોગ અને ગુણો વીષે કેવળ આંકા

રામાં બેખબરાજ પડી રહેલા હતા; તેમજ આ એમેઝોન ઓરતો વીષેની બાબતો જે પુરાતન યવનો, રૂમીઓ તથા ઇરાની નવીશનદાઓ ચીતારી ગયા હતા અને જેને કે પાછલા નવીશનદાઓ તો આજની ઘડી સુધી પાછા કાંઇ સ્વીકારતા રહેતાજ નથી; તે વાતની સત્યતા હાલની નવી નવી શોધોને આધારે રૌશન રોજની માફક ફરીને પુરવારજ થઇ ચુકેલી છે. તેમજ વળી વખતના વહેવા સાથે ઘણીએક અસલી બાબતોને બરાબર પુરાવા વીના અદયપી આપણે જે બાવર યાને મંજુર રાખતાજ નથી, તેઓ વીષેનો ફૈસલો પણ દીનપર દીન કાંઇ ને કાંઇ આવી જયા વીના પણ રહેશેજ નહીં એમ એવી એવી નવી નવી શોધખોળોને આધારે આશા રાખવાને કશો હવેથી છુટકો પણ રહેતોજ નથી. હાલમાં ઉંડાણ ઝમીન ખોદતાં મધ્ય ઇટાલી ખાતે આવેલાં બેલમોનતીનાં શેહેરમાંથી બે પુરાતન કબરો હાથ લાગી છે, તે માંહેલી બંને કબરોની પત્થરની બાંધણીઓની શ્રીનારીઓ ઉપર એ એમેઝોન ઓરતો ... ચીતારો તેઓના હથ્યારો અને પેહેરવાસો સીખે આબેહુબ પાડેલા હજુ પણ આપણી દ્રષ્ટીએ પડી શકે છે કે જેઓમાં એક સ્ત્રી પોતાના રથને પેલા ઘોડાઓને સંભાળીને હાંકતી ચાલી જાય છે તો, તે માંહેલી બીજી ઓરત તીરોના ભાથરા પોતાના હમનબરદો ઉપર વરસાવતીજ ચાલે છે યા તો ભાલાઓની મદદોથી લડતીજ જાય છે. તે બંને મદફુન (દટાયલી) ઓરતોના હાડપીંજરનો બાંધો અસલમાં ઘણો જબરો અને જોરમંદ તથા જક્કી યાને હઠીલાઇ જેવોજ રહેવો જોઇએ એમ ગોયા ખોલ્લી રીતે તે ચીત્રોપરથી સાફ દીસી શકે છે. તે હાડો આગળ કાંસાની ખોદ, બખતર, તરવાર અને ભાલાઓ પણ પડેલા જોવામાં આવે છે. તે માંહેલી એક ઓરત સારૂ તો હાલમાં એમ વીચારવામાં આવે છે કે, વોલસીઅન લોકોની પેલી કુમારીકા રાણી કામીલા તે તેણીજ હોવી જોઇએ, કે જેણીની બહાદુરી વીષે વરજીલ પોતાની "ઇનીદ"માં અત્યંત સ્તુતીઓ ગાઇ ગયલો છે; પરંતુ તે કબરોપર આવેલાં ચીત્રો તથા લેખોપરથી જેમ આગળ યવન અને રૂમી નવીશનદાઓ લખી ગયા છે કે, લડવાને સવળ પડે અને તીરો, ભાલા અને તરવારોને સારી રીતે પોતાના ઉપયોગમાં આણી શકે તે સારૂ જાણીજોઇને નાનપણથીજ તેણીઓનાં જમણા થાનો કાપી નાંખવામાં આવતાં હતાં, તે બીના હાલ તો સ્પષટ રીતે કાંઇ પુરવારજ થઇ શકતી નથી. તેમાં જેમ કેટલાએકો ધારે છે તેમ આશ્ચર્ય પામવા જેવું હું તો કશું કારણજ જોતો નથી; કેમકે, શેખ સઅદી વાજબીની રાહે એમ કહી જાય છે કેઃ—

બસી નામવર બઝીરે ઝમીન દફન
કરદેહન્દ,
"કઝ હસ્તેયશ બઝીરે ઝમીન યક નશાન
નમાન્દ;
આન પીરે લાશેરા કે સેપોરદન્દ ઝીરે ખાક.
ખાકશ ચનાન બખુર્દ કઝુ ઓસ્તખાન
નમાન્દ."

"યાને ઘણાંએક નામવર શખસો જે આ ઝમીનની ભીતરમાં ગારતજ થઇ ગયલા છે તેઓ એક વેળાએ આ જગતમાં હયાતીજ ભોગવી ગયા હતા. તે વીષેની કશી પણ હાલ તો એક નીશાની કે ઇંધાણી વટીક કાંઇ રહી શકેલી નથી; કારણ એ જે, જ્યારે પેલા મુવેલા હાડને ઝમીનનેજ આખેરે સોંપી દેવામાં આવે છે ત્યારે તે ધરતી માતા તેઓને એવા તો ખાઇ ને ચાવીજ નાખે છે કે તેઓમાંથી એક હાડકુંબી ફાલતુ કે બકાત વટીક રહી શકતુંજ નથી." અને તેઓનાં નામનો અરથ ગ્રીકો પોતાની ભાષામાંથીજ તાણીતોડીને જે ઉઠાડવાને વેતરણ કરી ગયલા છે, તે વાત પણ કાંઇ સાબેત રહી શકે, તેમ પણ કશું દીસ્તું નથી અને તે શબ્દ કોઇ પારકી ભાષાનો હોય એમ હાલ તો સંશય જ યા વીના રહેતોજ નથી.

વળી હરકયુલેનીઅમના અસલમાં ત્યાં આવેલા જવાળામુખી પરવતના ફાટવાથી ગારત થઇ ગયલાં શેહેરમાંથી

ખોદણીઓ કરતાં એ ઓરત જાતીઓ નાં કાંસાનાં બાવલાં લડતી હાલતમાં પા ડેલાં હજુ પણ હાલમાં આપણે હાથ લાગી શકે છે. તેણીઓનો પેહેરવાસ ય વનો કે રૂમીઓને જરા પણ મળતો આવતોજ નથી, જેથી તેણીઓ કોઇક બીજીજ વરણની ઓરતો હોવી જોઇએ અને કાંઇ કલ્પીત સ્ત્રીઓ તો હતીજ નહીં, એમ હાલમાં તો સ્પષ્ટ રીતે સાબેત થઇ શકે છે અને અસલી ચીતા રાઓનાં મનના અમસ્થા ફાંટા હોય તેવું પણ તેપરથી કાંઇ દીસી શકતુંજ નથી. તેણીઓનો એશીઆ માઇનર ખાતેનો દેશ એક વેળાએ યવન લોકોની ભુમીની ઠેઠ અડોઅડ સુધી ચત્રાઇ રહેલો હતો. વળી પેલી મજકુર ખુશનુમા અને બહાદુર રાણી પેનથાસીલીઆને કાંઇ પણ વીચાર કરયા વીના ઝડપમાંજ મારી નાંખયાથી પેહેલવાન આકીલીસ જયારે ઘણો શોકમાં ગેરફતાર થઇ પડેલો હતો ત્યારે કહે છે જે, કોઇ એક થેરસાઇતીશ નામનો યવન બચચો બેઅદબ રીતે તેની ઠેકડી કરવાને મંડી ગયો હતો. આથી એકીલીસને રીસ ચહડયાથી તરત જ તેને ત્યાંનો ત્યાં પોતે ઠારજ કરી નાંખયો હતો. આપરથી આટલી વાત તો હાલમાં સાબેત થઇ ચુકેલીજ છે કે, ઘણા પુરાતન કાળમાં ઓરત જાતો પણ પોતાનાં બહાદુર ગુણો અને રાજપાટો ચલાવવાની સારી જુગતીઓને લીધે સ્વતંત્રતાથી રાજયો ભોગવવાને મરદો માફક સામરથવાનજ નીવડી પડેલી હતી અને મરદો જેવીજ દ્રઢ મન શકતી અને જક્કી ચાલચલગતો જનમ ધરથીજ તેણીઓ પોતે જાતે ધરાવતીઓ પણ આવેલી હતી. તેણીઓ વળી રૂમી લોકોની ઉંનતીના કાળની પુરવેથી છેક ઇત્રશકન લોકોના દોરની વેળાએજ સુધારા તથા વધારાના બાબમાં અત્યંત વધી પડેલીઓ હતી, એમ પણ હાલમાં સાબેત થઇ ચુકેલું છે. વળી આફ્રીકા ખંડના દેહોમીના પ્રાંતના માજી રાજાની એમેઝોન ઓરતોની ફોજના બંને બાજુપરનાં થાનો ઉતારી લેવામાંજ આવતાં હતાં, જે પરથી તે ઘાતકી અને જંગલી રસમ પુરાતન કાળથી અસલી લોકોમાં ચાલતી આવેલી હોવી જ જોઇએ એવી પણ પુરવારી મળી શકે તેવી છે. (જુઓ, બીતાનની "કલાસીકલ ડીક્ષનરી" ને પા૦ ૧૯ મે તથા ઇસવી સને ૧૯૧૦ ના "એડવોકેટ ઓફ ઇનદીઆ" ના નવેમબર મહીનાની તારીખ ૧૨ મીના અંકમાં.)

## યુનાની શાએર હોમરની ત્રોએની અમર કરી રાખેલી લડાઈ વીષેનો કાંઈક અહેવાલ.

તેણીઓ ઉપર કહયા મુજબ ત્રોએની પેલી નામીચી મોટી લડાઇમાં એક વેળાએ જે ઝીપલાવી પડી હતી; તેથી તે જંગ વીષે થોડીક લીટીઓ અત્રે સમાવવા મને પ્રસંગોપાત થઇ પડે છે. જેમ વાલ્મીક રૂષીના રામાયણના કાવ્ય રૂપી ગ્રંથમાં જણાવયા પ્રમાણે સીલોનના ટાપુનો દઇત, રાજા રાવણ, રામની સ્વરૂપવાન બાયડી સીતાને પોતાને મુલક ઉઠાવી ગયો હતો, જેથી રામને તેનાં દેશ ઉપર ચહડાઇ લઇ જવાને ફરજજ પડી ચુકી હતી; જેમ આગળ ઝમાનાનાં જંગલી પાદશાહો પોતાનાં પાડોસીઓની ખુશનુમા કનયાઓને ઉપાડી જતા હતા; જેથી આસપાસનાં દેશાવરો વચે સદાકાળ મારામારીઓજ જોવામાં આવતીઓ હતી. તેમજ એ ત્રોએની લડાઇ પણ પ્રથમમાં ત્રોએના છેલ્લા રાજા પ્રાયમની હેલન નામની ખુબસુરત ઓરતને યવનો જે ઉઠાવી ગયા હતા, માટે તેણીને પાછી છોડાવી લાવવા સારૂ તે ત્રોજન રાજાને યવનોના રાજા એગેમેમનોન સામે જંગમાં ઉતરવું પડયું હતુ; પરંતુ તે રાજા અને યવન પેહેલવાન એકીલીસ વચે પાછળથી કાંઇક મીનાકેસૅ જાગી ઉઠયાને લીધે તે જહાંપેહેલવાને પેલા યવનોના મજકુર રાજા એગેમેમનોન સામે જંગ ઉઠાવી, પછી તેને તે પોતે જ તરાહે તરાહે પોકરાવવાને મંડી ગયો હતો; તોપણ તે યવનો અને ત્રોજનો વચે એ જંગ દશ વરસ સુધી ચાલુજ રહેલું હતું, જે અરસામાં પેલા ગ્રીક લોકો ત્રોજનોની આસપાસની ભુમીઓ લુટતા અને તારાજ કરતા રહેલા હ

તા. હોમરના કહયા પ્રમાણે એ અ સલી ત્રોજા યાને ત્રોએનું શેહેર આઇદાના પહાડ આગળ દર યાની છેક સ્તાર માઇલને છેટે આ વેલાં સીગીયુમનાં શેહેરની નઝદીકી માંજ કેથે આવેલું હતું, જેના મજ બુત કીલ્લાને લોકો ઇલીઓન અથવા તો પરંગામા કરીને કહેતા હતા; જેપર થી તે શેહેરનું બીજું નામ પરંગામા કરીને પણ રાખવામાં આવેલું હતું. તેનું વળી એક ત્રીજું નામ દારદાનુસ રાજાનાં નામ ઉપરથી દારદાનીઆ કરી ને પણ પડેલું હતું; પરંતુ આખેરે રાજા ત્રોસનાં નામ ઉપરથી તે નામ આજની ઘડી સુધી સરવે ખાસોઆમમાં ત્રોજા યાને ત્રોએનાં નામથી મશહુરજ થઇ ચુકેલું છે. તે શેહેરના અસલી સ્થળ અને ભુમી વીષે અદયપી પુષકળ શોધો અને લખાણો થયલાં છે, જેમાં આપણા માજી પ્રધાન મરહુમ ગલાદસ્તને પણ પોતા તરફથી કાંઇક સારો જેવોજ ભાગ ભજી બતલાવેલો છે.

લાઓમીદોન રાજાના દોરમાં તે શેહે રને કહે છે જે, હરકીયુલીસે તારાજ ક રી નાખયું હતું અને ત્યારબાદ તેના વંશના છેલા રાજા પ્રાયમના ઝમાનામાં રાણી હેલનને પાછી પોતાના કબજામાં આણવા સારૂ તે રાજાને આખા યુનાન દેશ સાથે લડાઇમાં ઉતરવું પડયું હતું; પરંતુ તેનો મોટો પેહેલવાન હેકટર જ યારે તે યુધની દરમીઆનમાં આખેરે મારયોજ ગયો; ત્યારે એમેઝોન લોકો ની મજકુર રાણી તેની સાહેતામાં ઉપર કહયા પ્રમાણે પોતા સાથે ચાર હઝાર જંગી ઓરત સવારોને લઇને ઉતરી પ ડી હતી; પરંતુ તે શેહેર યવનોએ આ હેઠળ જણાવયા પ્રમાણે યુકતી કરીને પોતે આખેરે જીતીજ લીધું હતું. તે કારણુસર પેલા યવનોએ જીયુસ યાને પ મેશ્વરનેઅરપણ કરેલો એક મસ મોટો લ કડાનો ઘોડો બનાવી રાખયો હતો, અને તેમાં પછી કેટલાક સીપાહીઓને ખ ચોખીચ ભરી રાખવામાં આવયા હ તા. એક અંધારી રાતના પછી પેલા ઘોડાને ત્યાંની દેવાલોમાં છુપાવી દીધો હતો. આથી પેલા અંદરના સીપાહી

ઓએ મોડી રાત્રે પેલા ઘોડાના પેટમાં થી બાહેર નીકળી પડી તે શેહેરના દર વાઝા પોતાના ગ્રીક સીપાહાઓ સારૂ ઉઘાડી નાખયા હતા. તે યવન સીપાહો એ "તેનીદોશ" ના ટાપુ ખાતે જે છુ પાઇ રહેલા હતા તેઓ પછી તે શેહેર માં સેહેલાઇથી દાખેલ થઇ ચુકયા હતા. આથી બીચારા ઇનીઅસને પોતાન બચાવ સારૂ પોતા ના સ્નેહીઓ સાથે ઇટાલી ખાતે નહાસી જવું પડયું હતું. એ યુધ વી ષેનો સઘળો દરોબસ્ત અહવાલ અદયપી હોમરે પોતાની "ઇલીઅદ"માં ગોયા સજી વનજ રાખી મેલેલો છે, કે જેઓના તર જુમા તમામ યુરોપની હાલની ભાષાઓ માં પણ આપણી દ્રષટીએ પડી શકે છે. (જુઓ, બીતોનની "કલાસીકલ ડીક્ષ નરી"ને પા૦ ૨૩૭-૨૩૮ મે.)

જેમ આગલા યુરોપ તથા આફ્રીકા ખંડના પુરાતન વતનીઓ માનતા હતા તેમજ સીકંદર પાદશાહનો વરૂતાંત લખ નાર પેલો ફીલસુફી મગજ ધરાવનાર એરીઅન (એરીઆનુસ) પણ આપણને એમ જણાવી ગયો છે કે, તે શુરવીરાના દોરના પારસીઓમાં પણ તે વાત સારી રીતે જણાયલી હતી; કેમકે, તે જહાંગીર પાદશાહ ઉતર હીંદુસ્તાન ફતેહ કરીને પોતાની બાપીકી ભુમી તરફ જ્યારે પાછો ફરયો અને નીસીઆનાં મેદાનો ખાતે પોતે જઇ પહોંચયો; ત્યારે તેનો નેમેલો મીદીઆના પ્રાંતનો પારસી શાહતરાબ (છત્રપ) આત્રોપત તેને સારૂ તે જાતની એકસો ઓરતોને પોતે સોગાદ તરીકે મોકલાવી આપી શકયો હતો. (જુઓ, તેની "એનાબ સીસ"ને પા૦ ૩૬૬ મે, એસ્ચીલીઉસની "યુમીનાઇદીશ" નામની કવીતાની બેત ૬૮૫ મી; હીપાક્રીતીસની "દી એરી એકવીસ-એટ લોસી" નામની ચોપડીને પા૦ ૫૫૩ મે; એપીઅનની "મીથરાદેતીકા" ના પા૦ ૧૦૩ જે, તથા કરનલ યુલના મારકોપોલો ની મુસાફરીના દફતરના કરેલા ત રજુમાની ચો૦ ૩ જી ને બા૦ ૩૧ મો.) કહે છે જે, છેક શેહેનશાહ જસ્ટીનીઅનના દોર સુધી એ જાતની સ્રીઓ વીષેની બાબતો કારથેજના અર

બ રહીસોમાં વટીક સારી રીતે જણાય લી હતી, એમ ગીબન ઈશારો કરી ગયલો છે. ( જુઓ, ચનદોસ સીરીજના તેનાં પુસ્તકના વા૦ ૩ જાના બા૦ ૪૧ ને પા૦ ૧૦૧ મે. )

વળી હાલમાં થોડુંકની વાત ઉપર ફ્રાનસ દેશના " કેરીમેગનોન " નામનાં કસ્બાના એક ઉંડા ગારની છેક ભીતરમાં પેસ્તાં અને ખોદાણીઓ કરતાં તેમાંથી અસલી આરીઅનોનાં હાડકાંના કેટલાંએક પાંજરાં મળી આવયાં છે, જે પરથી તેઓનાં શરીરો અને હાડો ઘણા જ ઉંચા, કદાવર, મજબુત અને જોરે મંદ બાંધાનાં અસલમાં હોવાં જોઇએ એમ ખોલ્લી રીતે પરખાઇ શકે છે. તે ગોફાના ઝમાનાને અરવાચીન વીદયટા થીઓ " ક્રોમાગનારદ " જાતીનાં માનવીઓનો દોર કરીને હાલમાં પીછાનવાને લાગી ચુકેલા છે અને તે કદીમ આરીઅન ટોળાનું એવું મજકુર નામ પેલા ઉપલા કસ્બાનાં નામ ઉપરથીજ રાખવામાં આવેલું છે. તે દોર હઝરત ઇસા (ઇસુ)ની પુરવે છેક દશ હઝારથી તે એક લાખ વરસનો હાલમાં અંકાઇ ચુકેલો છે કે જે. દોરને હાલના ભુસ્તર વીદયારથીઓ " પેલીઓલીથીક " યાને નરમ જાતીના પથરાઓ આ ઝમીન ઉપર સપરપેહેલી વાર અસલમાં બંધાવા જે માંડયા તેનો ઝમાનો એવું નામ આપી જાય છે. તેમજ ત્યારબાદ તે પથરાઓ લાંબી મુદત પછી જમીનમાં જ્યારે ઘણાજ બટ થતા ચાલ્યા ત્યારે, તે ઝમાનાને તેઓ "નીઓલીઠીક" યાને નવી જાતના પથરાઓનો દોર એવાં નામ હેઠળ પીછાની જાય છે, કે જે દોર પણ હઝરત ઇસા (ઇસુ) ની પુરવે દસ હઝાર વરસોની વાત ઉપર હસ્તી ભોગવી ગયલો હોવો જોઇએ. આપરથી આ ગોફો લગભગ પચાસ હઝાર વરસનો હોય એમ હાલ તો અટકળી શકાય તેવું છે, માટે તેપરથી યુરોપ ખંડમાં આદમીજાતે તે હંગામથી પ્રથમમાં વસવા માંડયું હતું એમ સારાંશ નીકળી શકે છે. તે જાતના માનવીઓના બાંધા ઉપર કહયા પ્રમાણે ઘણા કદાવર અને ઉંચા હોવા છતાં ભેજાંની બાબતમાં પણ તેઓ ઘણાં ઝોરમંદજ હોવાં જોઇએ એમ તેઓના હાથના કારીગરીનાં કામો તે ગોફામાંથી જે મળી આવે છે તેપરથી સાફ માલુમ પડી આવે છે. તેઓ વળી ઓસ્ટ્રેલીઆ તથા તાસ્માનીઆની ઝાડીઓમાં વસનાર અસલી જંગલી લોકો કરતાં સુધારાના બાબમાં પણ ઘણા જ આગળ વધી ગયલા હોવા જોઇએ એમ પણ સાબેત થઇ શકે છે. તે ગોફામાં તેઓના હાથથી પાડેલાં અને પડી રહેલાં ચીત્રો જે જોવામાં આવે છે તેઓમાંથી જુડાબંધ જાનવરોના માથાના કલ્લા તથા હાડો આપણે હાથ આવી પડે છે. તેઓ શેકાર કરવા સારૂ ઘોડાઓ ઉપર સવારીઓ કરી જાણતા હતા અને કામ પડે તો તેઓના માંસને પોતાના ખોરાક તરીકે પણ વાપરતા હતા. વળી રેનદીઅર ( મોટાં સીંગડાંવાળા હરણો) તથા બીજી જાતના વહશી (જંગલી) જાનવરોને પણ પોતાના ઉપયોગ સારૂ તેઓ ઉછેરી શકતા હતા, એમ પણ માલુમ પડી આવેલું છે. તે ચીતારો કાંઇ જંગલી લોકોની ઢબછબથી પાડેલા નહીં, બલકે સુધરેલા લોકોની રૂઢીઓ પ્રમાણે જ ચીતારેલા જણાઇ આવે છે; જે પરથી તે ઝમાનાના અસલી પ્રાણી માત્ર વીષેનાં કાંઇક ચોક્કસ ખીઆલ આપણાં મનમાં હાલમાં પણ ઉતરી શકે તેવો છે. અરવાચીન ચાબુકસવારો માફક તેઓ પોતપોતાના ઘોડાઓને કુદકા મારતાં (ગેલપ કરતાં) તથા રવાલ ચાલ ચલાવતાં પણ શીખવયા જતા હતા, જેપરથી તે દોરના માનવીઓ ઘોડાઓને સારી રીતે પોતાનાં કામકાજોમાં લગાડયા જતા હતા એમ બી પુરવાર થઇ શકે છે. કોઇ કોઇ ઓરતો તથા મરદોનાં ચીતારો વટીક ત્યાંથી આપણે હાથ લાગી શકે છે, પરંતુ તેઓપરની કારીગરીનાં કામો પેલા જાનવરોનાં ચીતારો માફક ઘણી ક્રીસબી જાતનાં તો કાંઇ માલુમ પડી શકતાં નથી. આપરથી તેઓ અથંગ શેકારીઓ હોવા જોઇએ તેવા વધુ પુરાવાઓ પણ મળી આવે તેવા છે, જેપરથી તેઓ જાનવરોના ચીતારોપર વધુ લક્ષ જે આપતા હતા તે વાતની આપણને સારી રીતે હવે કાંઇક સમજણ પડી શકે છે. એક ઓરતના માથાપરનો લેબાસ અને પેહેરવાસ

તો જરા આપણુને ગોયા હયરતમાંજ નાંખી દે તેવો છે, જેપરથી તે પુરાતન કાળના "કરોમાગનારદ" લોકો પોતાના ઝમાનામાં સુધારાના બાબમાં જંગલી હાલત કરતાં છેક ઘણાજ આગળ વધી ગયલા હોવા જોઇએ એમ ખોલ્લી રીતે પુરવાર થઇ શકેલું છે.

આપરથી કુદરતી રીતે ત્યારે એવો સવાલ આપણાં મનમાં આ ખેરે ઉતપંન થઇ શકે છે કે, અસલી એરીઅન વરણનું પાછળથી શું થઇ ચુકવું જોઇએ ? તેઓ આપોઆપ નાબુદ થઇ ગયા હતા કે, બીજી વરણોમાં પછી ભેળમભેળ થઇ પડયા હતા કે યા તો પોતાના કરતાં વધારે પ્રબળ વરણોને હાથે હાર ખાઇને આસ્તે આસ્તે ઘટતાજ ચાલેલા હોવા જોઇએ ? કારણ એ જે, હઝરત ઇસા (ઇસુ) ની પુરવે દશ હઝાર વરસોની વાત ઉપર તેઓની વસ્તી યુરોપ ખંડ ખાતેથી તો ખતમ અને નાબુદજ થઇ ચુકેલી હતી, એમ ત્યાંના સરવે દેશાવરોની ખોદણીઓ કરતાં અદયપી ખોલ્લી રીતે માલુમ પડી ચુકેલું છે. તયારબાદ નવા પથરાઓ "નીઓલીઠીક" નો દોર જયારે જાગી ઉઠયો, તયારે તેઓની જગયા જરાક કાળા અને સામળા (ગનદુમગુન) રંગના ઠીંગના માનવીઓ પચાવી પડયા હતા, જેઓના વારેસો કે બરીતની, આયરલંદ, વેલ્સ અને ફ્રાનસની દક્ષીણ તરફના પ્રાંતો તથા બાશક લોકોનાં દેશાવરોમાંથી હજુ સુધી પણ આપણને મળી આવી શકે છે. એ નવા પથરાઓના દોરના માનવીઓ યાને "નીઓલીઠીક" ઝમાનાના માણસો પેલા "પેલીઓલીઠીક" યાને પ્રથમ ઝમાનાના અસલી પથરાઓના દોરના આદમીઓ કરતાં ચકમકનો ઉદયોગ સારી રીતે લાંબા વખત પછી પોતે હાસેલ કરી શકયા હતા કે જે હુનર તેઓની પુરવે હસ્તી ભોગવી ગયલા પેલા "કરોમોગનારદ" લોકોને કેવળે માલુમ પણ નહીંજ હતો. આથી તેઓ હઝારો વરસ પછી પોતાના પથરાઓને તે ધાતુની મારફતથી સારી રીતે પાલીશ કરતા અને આબદાર બનાવતા રહેલા હતા, જેથી તેઓ પોતાના દુશમનો ઉપર સારી કાની પોતાના હાથો લંબાવવાને વધારે શકતીવાન પણ થઇ પડેલાજ હોવા જોઇએ.

વાહુવારે ! હાલની ઇસુ (હઝરત ઇસા)ની ગુજર પામેલી ઓગણીસમી સદી અને હવે એક દાહેકા કરતાં વધુ વરસો થયાં પેદા પડેલી તેમજ ચાલતી બીજી વીસમી સદી તમોએ તમારી બરકતો તથા આસેબોથી નવી નવી શોધખોળો કેવી ઝડપથી છલાંગો મારતી ગોયા તરેહતરેહવાર જાતનાં શાસ્ત્રો યાને સાયનસો જેવાં કે, ખગોળવીદયા, જયોતીષશાસ્ત્ર, ભુસ્તરવીદયા, રસાયણશાસ્ત્રો ઇત્યાદી બાબતોમાં દીનપર દીન કેવાં ઝડપમાં પગલાં આગળ ને આગળજ વધારે નાંખવા માંડયાં છે કે જેથી આપણે હાલતરત તો હયરતમાં આવી પડયા વીના ગોયા રહેતાજ નથી; કારણ એ જે, યુરોપ તથા અમેરીકાના આલમાઓની અથંગ મહેનત, ખંતીલાપણું, ઝહમત, જાતી લાંબી આઝમાયશ અને અભયાસ તથા બારીકમાં બારીક ઝીણા જન્તુઓની તપાસ તથા જોસ્તેજુ કરવાની તેઓની ચપળ બુધી અને રૂઢી તથા પરૂથક્કરણો કરીને તેઓની મારફતથી નવા નવા અખતરાઓ કામે લગાડીને તેઓમાંથી અદભુત નવી નવી તરેહોની શોધો કરવાની ટેવ તથા ઝહમત ખચીત માનપુરવકજ થઇ પડે છે. તેઓનીજ બરકત અને અથંગ મહેનતથી આપણે હાલમાં આતશ (આગ), વરાળ, વીજળી, ખાક, બાદ (હવા) અને આબ (પાણી) જેવાં આદમી જાતોના જનમ વેરીઓને કેવા આપણા ગોલામો બનાવવાને શકતીવાન નીવડી ચુકેલાં છીએ અને દુરદરાઝ રસ્તાઓ વીજળીક ઝડપથીજ પહોંચી જવા લાગયા છીએ કે જેમ આગળ કશું જોવામાં આવતુંજ નહીં હતું. પવનપાવરી, "જામે જમ" યાને શાહ જમશેદની જામ તથા તેવીજ બીજી પુરાતન બાબતોને આપણે આગળ જે ધીક્કારતા તથા હસી કહાડતા હતા અને વાહીયાત જેવી કથાઓ તરીકે ગણતા હતા તેઓને તે એક આપણી સનમુખ લાવીને હાલમાં ગોયા પાછી મોજુદ અને જીવનજ કરી દેખડાવે છે અને

તે અસલી કેહતીઓની સત્યતાને ગોયા તાજી કરી પાછું જેસ્માની રૂપ આપી આપણી સનમુખ વળી ફરીને ધરયાજ જાય છે. મજકુર "એમેઝોન" જાતીઓની ઓરતોની અસલી ઝમાનાની હસ્તી અને બહાદુરી વીષે શકનો દેવ જે પાછળથી જાગરૂત થઇ ઉઠયો હતો, તેને કુવો વાસ્તવીક રીતે એક જબ્બરો ફટકોજ મારી દેખ..વેલો છે તે ઉપલી શોધખોળો ઉપરથી આપણે હાલમાં પુરતી રીતે વાકેફગારજ થઇ ચુકેલા છીએ; એટલુંજ નહીં, પરંતુ આરચ બીશપ ઉશર તથા બીજા અસલી કેઠોલીક પાદરીઓ તથા તલીયશ સીસરો (ઇફ્સીકાર—અતલીઆશ) વટીક આ શુરૂષટી તથા માનવી જાતની પેદાયશો ઘણી પાછળથીજ થઇ હતી એમ જે જણાવી ગયા હતા તે વાતનું ખોટારૂં પણ લોર્ડ કોબવીન અને બેકર જેવા વીદ્યારથીઓની સ્વતંત્ર શોધખોળો તથા ગણુતરીઓ ઉપરથી પુરાતન બાબેલોનીઅનો (બાબુલી લોકો), જરથોસ્તીઓ તથા હીંદુઓના વડીલોની અસલી ગણુતરીઓને હજુ પણ ટેકો મળી શકે તેવો છે અને તે ગણુતરીઓ પાછી ઓછામાં ઓછી સાઠથી તે પાંસઠ લાખ વરસોની હાલમાં અંકાઇ ચુકેલી છે અને હજુ પણ તેથી આગળ ચાલતાં વધી જાય તો તેમાં પણ કશું આશ્ચરયકારક લાગે તેવું કારણ કશું મળી શકે તેવુંજ નથી. (જુઓ, "એડવોકેટ ઓફ ઇનદીઆ"નો ઇસવી સને ૧૯૧૧ ના જાનેવારી મહીનાની ૨૧ મી તારીખનો અંક.) વળી અસલી માનવીજાતો, ઘોડા અને બીજાં પશુ પક્ષીઓનાં હાડો ઘણાં ઉંચા, કદાવર તથા દઇતો જેવાં રહેતાં હતાં એમ શાએરો ફેરદુસી, વાલમીક અને હોમર વગેરે નવીશનદાઓ પોતપોતાનાં કાવયરૂપી ગ્રંથોમાં વરણવી ગયા છે તે બાબદો વીષેનો એક તાજો દાખલો પણ હાલમાં ઉંડાણુ ખોદણીઓ કરતાં યુરોપ ખંડમાં કેથેથી એક રાક્ષસી મહોડાનો કલ્લો જે હાથ લાગયો છે તેપરથી પણ મળી આવી શકે છે; કેમકે, તે માનવી લગભગ છ લાખ વરસોની વાત ઉપર હસ્તી ભોગવી ગયલું હોવું જોઇએ એમ હાલના કેટલાએક વીદ્યારથીઓ સારાંશ કહાડી શકયા છે. (જુઓ, "એડવોકેટ ઓફ ઇનદીઆ"નો ઇસવી સને ૧૯૧૦ ના કોઇક આખેરી મહીનાનો એક અંક.) આ પરથી આટલી વાત તો સાબેત થઇ શકે છે કે, જેમ માનવી જાતો ઠોકરાઇ ઠોકરાઇને સુધારા અને વધારાના બાબમાં આગળ ને આગળ વધે છે તેમજ કુદરત પણ ઠોકાઇ ઠોકાઇનેજ ગોયા આગળ વધતીજ ચાલી જાય છે. વળી પેલા "નીઓલીથીક" દોરના માનવીઓને હાથ ચકમકની બનાવટના ઓજારો આવી ગયાથી તેઓ પોતાની કારીગરીનાં કામો ઘણી ઉતકરૂષટ રીતે કરી જાણુતા હતા અને તે કારીગરીની બનાવટની વસ્તુઓ આજબી કોઇ પણ કારીગરીને ઝેબ આપી શકે તેવીજ તરેહની ગણાઇ શકતી હતી; માટે પીકત લોકો ગ્રેટ બ્રીટન ખાતે પ્રથમમાં પેદા પડી ચુકયા તેની હઝારો વરસો પુરવે હસ્તી ભોગવી ગયલી પેલી ઉંચી કદાવર અને ગોરી આરીઅન વરણુ જે ઘોડાઓ ઉપર સવારીઓ કરી જાણુતી હતી અને કદાવર હરણો વગેરે જાનવરોના શેકારો કરતી હતી તે ઓતું શું થયું તે બીના તો હજુ સુધી ગોયા ખોળંબેજ પડી રહેલી છે અને લટકયાજ કરે છે કે જે વીષે કાંઇક ખ્યાલ હાલમાં નીચે મુજબ દરશાવી શકાય તેવો કદાચને માલુમ પડી શકે તેવો છે.

હવે તે હંગામમાં પાદશાહ જમશેદના પાછલા વખતથી શુરૂ થઇ ચુકેલા પેલા બરફના દોરને આખેર થવાને યુરોપ તથા એશીઆ ખંડની ઉતર તરફનાં દેશાવરોમાં ઝાઝો વીલંબ કાંઇ ગુજરી ગયલોજ નહીં હતો અને તે દેશાવરો પણ આસ્તે આસ્તે ગરમજ થતાં ચાલ્યાં હતાં, જેથી પ્રાણી જાતીઓ પાછી ત્યાં જઇને વસી શકે તેવી હાલતમાં આવતીજ ગયલી હતી. તે ઝમાનામાં ભુમધય સમુદ્ર જેવું યુરોપની દક્ષીણે કશું હતુંજ નહીં અને ગ્રેટ બ્રીટન તથા આયરલંડનો દેશ તો ગોયા સલંગનો સલંગ છેક તે ખંડની દક્ષીણ દીશા સુધીજ ચત્રાઇ રહેલો હતો, તેમજ એશીઆની ભુમીખાતે પણ ત્યાંની ભુગોળમાં પણ હાલ કરતાં જુદીજ તરેહનો મામલો દસાતીર

માં કહયા પ્રમાણે નજરે પડી શકતો હ તો અને તે ખંડ ખાતે પણ જ્યાં હાલ માં ભુમીઓ જોવામાં આવે છે ત્યાં દરયો અને દરયોજ આવેલો છે ત્યાં ઝમી નો ફરી વળેલીઓ દીસ્તી હતી. આમ વન્ડીદાદમાં કહયા મુજબ આરીઅનોના અસલી બાપીકાં વતન એરીઆના–વઇ જોનો છેક ધ્રુરની નઝદીકી આગળ ઘણો જબ્બુન હાલ થઇ પડયો હતો ત્યારે દાદાર હોમજદે પોતાની મહેરબાનીથી પાદશાહ જમશેદને એવી બશારત આપી હતી કે, તમારે દરેક જાતના જાનવરો અને પક્ષી ઓની એક એક મજબુત જોડ દક્ષીણ ભ ણી ઉપાડી લઇ ચાલવી જવી જોઇએ. (જુ ઓ, મારી તવારીખે કદીમ ઇરાનના અંગ્રેજી પ્રીફેસને પા૦ ૬ઠે તથા ગુજરાતી "દી બાયા"ને પા૦ ૯, ૧૨ તથા ૧૩ અને મી૦ ગંગાધર તીલકના "આરકતીક હોમ"નો બા૦ ૨ થી બા૦ ૩ જો, પા૦ ૨૦–૬૦ સુધી.) આથી બીજા ઘણાએક જાનવરો પણ જેમ જેનાથી નસાયું તેમ તેમ દક્ષીણ તરફનાંજ દેશાવરો ખાતે નહાસભાગ કરી પડેલાં હતાં; પરંતુ ફરીને પેલી ઉતર તરફની ભુમીઓ આસ્તે આસ્તે લાંબો ઝમાનો ગુજરી ગયા બાદ જ્યારે પાછી ગરમજ થતી ચાલી ગઇ ત્યારે પેલાં રેન્ડીયરો (લાંબા શીંગ ડાંવાળાં હરણો) ફરીને ઉતર તરફ નહાસ ભાગ કરવાને લાગી ચુકેલાંજ હોવાં જો ઇએ; કેમકે, દક્ષીણ તરફનાં દેશાવરોની ગરમી તેઓથી લાંબો વખત સુધી સહન થઇ શકાય તેવીજ નહીં હતી. હવે તે ઓના શેકારો ઉપરજ પોતાના ખોરાકો નો મુખય આધાર પેલા "કરોમાગનારદ" લોકોનો જે રહેતો હતો, તેથી તેઓને પણ તેઓની પછવાડે પાછા ઉપડી જવા ની ફરજજ થઇ ચુકી હતી. આવો મા મલો લાંબો વખત સુધી ચાલુ રહેલો હોવાથી પેલા દેશ ત્યાગ કરી જનાર મજ કુર "કરોમાગનારદ" જાતીવાળા ગોરા આરીઅનો આસ્તે આસ્તે સાઇબીરીઆ, ઉતર રશીઆ તથા નસ્કેદીનેવીઆનાં પ્રાંતો ખાતે જઇને પાછો વાસો કરી પડયા હતા, એમ હાલ અટકળી શકાય છે; તો જોકે. તે બાબતસર હજુ પણ આપણથી ખાત રીપુરવક રાવે તો કાંઇ કહી શકાય તે વુંજ નથી. આમ પેલા ગોરા આરી અનો દેશાંતર થઇ પડવાથી તેઓની ભુમી એક બીજી ઠીંગણી, ઘઉંના સામળા રંગવાળી વરણ પચાવી પડી હતી; કાર ણ એજે, તે વરણ પોતાની અસલી ગરમ ભુમીથી કંટાળી રહેલી હોવાથી યુરોપની ભુમી તેઓને સપરપહેલી વાર તે વેળા એ પસંદજ પડવા લાગી ચુકી હતી અને જેઓની ઓલાદ અદયપી પીકત તથા આ ઇબીરીઅનોનાં નામો હેઠળ ત્યાં પીછાના તીજ ચાલી જાય છે. તે વરણ નવા પથ રાઓના દોરથીજ યુરોપ ખંડ ખાતે સપરપેહેલીજ વાર પેદા પડી ચુકેલી હતી, એમ પણ હાલમાં ખોલ્લી રીતે પુરવાર વટીક થઇ શકે છે.

આથી પેલા "કરોમાગનારદ"ના મના અસલી ગોરા આરીઅનો લગભગ પચાસ હઝાર વરસોની વાત ઉપર યુરો પનાં જુદાં જુદાં દેશાવરોનો કબજો પો તાને હસ્તક સપરપેહેલી વાર જે લઇ પડેલા હતા તેઓ પછી છેક ભુમધય સ મદ્ર આગળથી તે ઠેઠ ઉતર સુધી ફતેહો જ મેળવતા ચાલુ રહેલા હતા. ત્યારબાદ સેલત, ફરાંક, આસ્તરોગાથો અને વી સીગાથ લોકોની નવી વરણો પણ યુરો પ ખાતે પોતાનો પગદંડો આગળનો આગળ વધારતીજ ચાલી ગયલી હતી અને યુનાન, રૂમ, સ્પેન, ફ્રા નસ, જરમની ઇતયાદી દેશાવરોના પોતે ભાગલાજ પાડી બેઠી હતી, અને ઈં ગલંદ ખાતેની પેલી પીકત લોકોની જા તીઓને પણ તેમજ પોતપોતામાં આમે જજ કરી નાંખતી ચાલી હતી; આ મ આ ગોફા માંહેલાં થોડાંક ખોદણીનાં કામો ઉપરથી ખોલ્લી રીતે સારાંશ ની કળી શકે છે. હજુ પણ તયાં યાને કરે મેગનાનના કસ્બા ખાતે મજકુર પુરાતન બાબતોની શોધ કરનાર મોં૦ પીઆતી પોતે પડીજ રહેલો છે, જેથી આગળ ચા લતાં બીજું નવું અજવાળું તે ધુંધી વીદયારથી એ રમણીય બાબત ઉપર ના ખયા વીના તો આથા છે જે કાંઇ રહે શેજ નહીં. આ તો આપણે યુરોપની ભુ મીઓ વીશેનુંજ વરણન ઉપરટપકેથી દ રશાવી ચુકયા છીએ, પરંતુ તેવીજ શો ધખોળો જો તયાંના દાનાવ લોકો ઇરાન,

તાતાર, હીંદુસ્તાન તથા ચીન ખાતે પણ જો ચલાવયા જાય તો તયાંની ધરતી માતાઓનાં છેક ઉંડાણુ સુધી જીગરો ફેંદતાં કેટલી બધી અદભુત શોધો આપણને હજુ પણ મળી શકે તેવી છે કે, જેથી ઘણી કદીમ તવારીખો ઉપર વધુને વધુ નવું અજવાળું ઇનશાઅલ્લાહ આગળ ચાલતાં પડયા વીના તો કાંઈ રહેશેજ નહીં; તોપણ આ બાબત હવેથી ખતમ કરતી વેળાએ શાએર ફેરદુસીનો આ હેઠલો એક બેત ટાંકી દેખડાવયા વીના મને અત્રે છુટકોજ રહેતો નથી કે જેમાં તે "મલેકોશશોઅરા" એમ લલકારી જાય છે કે:–

"જહાનરા શેગોફતી ઝે કેરદારે તુ;
શેકસ્તે હમ અઝ તુ, હમ અઝ તુ દોરોસ્ત."

યાને "અરે ઓ દુન્યા! તારાં કારજો અને કામો કેવાં વીચીત્ર અને આશ્ચરયકારક રહે છે; કેમકે, તુંજ ઘડી એકમાં ભાંજે છે અને પાછું ઘડીએકમાં સુધારી પણ આપે છે યાને તુંજ તોડે છે તથા સાંધી પણ શકે છે." યાને એક બાબત જે કોઈ ઝમાનામાં ગવાય છે તો બીજા ઝમાનામાં ગોયા વગોવી કહાડવામાં આવે છે; તેથી ઉલટું જે બીના કે એક વેળાએ વાહીયાતમાં ખપે છે તે બીજા ઝમાનામાં પાછી સતતા તરીકે આવીને ગોયા ઉભી રહી શકે છે.

હવે જ્યારે સીકંદર તે પછી અકબતાનાનાં શેહેર ખાતે પોતે જઈ પહોંચયો, ત્યારે તેને પયદરપય મળતી ચાલેલી સઘળી ફતેહોના બદલામાં તેણે પોતાના દેવતાઓનો ઉપકાર માનવા સારૂ તેઓને નઈયતે વળી એક તયાં મોટું જશન કરયું હતું. તે મેહફલગાહમાં તેણે પોતાના મીદ તથા પારસી દોસ્તોને પણ પોતાની ખાનપાનની મજલેસમાં શામેલ કરેલા હતા અને તેઓ સાથે સાથે પોતે શરાબબાઝીમાં પછી મશગુલ થઈ પડયો હતો. તે ઝમાનાના પારસી તથા મીદીઅનો ઇલીઅન એમ વરણવી જાય છે કે, યવનો સાથે સરખાવતાં જબરા મદયપીનારાઓમાં ખપતા હતા. દાખલા તરીકે તે નવીશનદો આપણને એમ યાદ આપી જાય છે કે, જ્યારે અસપેસીઆની નાના–કુરૂશ સાથે સપરપહેલીવાર મોલાકાત થઈ પડી ત્યારે તે શાહઝાદાએ તરતનોજ પોતાનો હાથ પોતાના દસ્તરખાન ઉપરથી ઉઠાવી લીધેલો હતો અને પારસીઓની રૂઢી માફક શરાબબાઝીમાં પડવાની તઈયારીમાંજ પોતે બેઠેલો હતો; કારણ એ જે, પારસીઓ પોતાનું ભોજન લઈ રહયા બાદ એકમેક સાથે બેસીને લાંબો વખત સુધી હાલના બડેખાં અંગ્રેજો માફક દારૂની જામોની જામો (ગલાસના ગલાસો) પયદરપય ઉઠલાવતાજ ચાલ્યા જાય છે. ખાજે હાફેઝ; ઉમર ખઈયામ તથા બીજા ફારસી સાયરો તો પોતાના ઝમાનાના ઇરાનીઓને તેઓના કાઝા કે મુફતીઓની પરવાહ ન રાખતા છુટથી શરાબબાઝી કરવાની મજબુત ભલામણો કરયા જાય છે અને હાફેઝ તો કોઈનીબી દરકાર કરયા વીના બુલંદ આવાજથી પોતે એમ કહે છે જે:

"દુશ ઝે હાતેફે ઘયબમ રસીદ
મોઝદેહ બેગુશ;
કે દૌરે શાહ શોજાઅ અસ્ત મય
દેલીર બેનુશ."

યાને "ગઈ રાતના ગેબના ફેરેશતાઓ આવીને મને એવી બશારત હાલમાં કરે છે કે, હવે તો શાહ શુજાનો શુરાજ ખાતે દોર ચાલુ થયલો છે, માટે અરે ઓ મુસલમાનો, ખોલ્લી રીતે હવેથી બેધડક શરાબબાઝીમાં મશગુલ થઈ જાઓ;" પરંતુ જ્યારે પણ પેલા ખેરકેપુશ ઠગારા કાઝી અને મુફતીઓ તમારી સનમુખ આવી પહોંચે અને પોતાના નાકનાં નસ્કોરાં ચહડાવીને શરાબની વીરૂદ્ધમાં ઢોંગ મચાવવાને ખાતેર જ્યારે એમ બકબકારો કરવા માંડે કે:—

"ચેનીન સોહબતે નામહરમ અસ્ત
મજલેસે ઇનસ,"

"યાને માનવી જાતો હાલ ઝમાનામાં કેવી બગડી ગયલીઓ છે કે, છુટથી લોકોના દેખતાં જાહેરાત રીતે દારૂ પીવાને જરા પણ શરમાતા કે લજવાતાજ નથી;" ત્યારે તમો લોકો

"સરે પેયાલે બેપુશાન કે ખરકેપુશ
આમદ;"

યાને "તમારા પ્યાલાઓને તમારી લાંબી લાંબી ક્લાહોથી ઢાંકી નાખજો

અને એમ કહેવાને મંડી જજો કે, કે ઇએ પણ એ ઠગારા વેશધારૂ ધરમના ઉપાધયાઓ ઉપર લક્ષ આપવુંજ નહીં જોઇએ;" કેમકે, તેઓ પણ છુપાછુપ દારૂ નોશ કરવામાં તો જરા પણ પોતે કાંઈ છીટ ગણુતાજ નથી; પરંતુ જ્યારે પણ આપણી સનમુખ તેઓ આવી લાગે છે ત્યારે એમજ ફરાકા મારી આપણુને ગોયા અમસ્થો બોધ આપવાને લાગી જાય છે. વળી આગળ ચાલતાં તેજ શાએર પેલા સાકી લોકોને પોતે એવો તાનો મારે છે કે :—

"સાકીયા દરગેરદેશે સાગર તઅલ્લોલ તાબેચંદ;
દૌર ચુન બેઆશેકાન ઓફતદ તસલસલ બાયદશ."

યાને "અરે ઓ શરાબના નામનારા સાકી લોકો શાને સારૂ તમો શરાબ નામવાથી આટલી બધી ઢીલ કરી બેઠેલા છો; કેમકે, તમો શું આ વાત જાણુતાજ નથી કે, જ્યારે પણ થોડાક દોસ્ત આશનાઓ પોતપોતામાં શરાબબાઝામાં મશગુલ થઇ પડે છે ત્યારે તેઓના સાગરો (ગલીસો)ને તો તમારે એક પછી એક ભરતાજ ચાલ્યા જવું જોઇએ," અને ગોયા એમજ કહેતા રહેવું જોઇએ કે, "લેઓ સાહેબો, બીજો?" આગળ ચાલતાં એથી નીયુસ તો કુમા શેહેરવાળા હીરાકલાઇદીસની સત્તાને આધારે એમ પણ વર્ણવી જાય છે કે, જ્યારે પણ ઇરાનનો શેહેનશાહ પોતાના મેહમાનોને પોતાની મેજ ઉપર બીરાજવાને આમંત્રણ કરતા હતા ત્યારે તેઓ તે મજલેસમાંથી છાકટાધુન જેવા થયા વીના તો બાહેર નીકળતાજ નહીં હતા અને પોતાની અકલ હોશયારી પણ તેની બહારમાં તેઓ ગુમજ કરી બેસતા હતા, માટે આ મજકુર જશનમાં હીફાશચીઅને પણ કેટલાએક નવીશનદાઓના કહેવા મુજબ પુષકળ દારૂ જે પીધેલો હતો તેથી તરતજ તેના ઉપર તાવે એણેજ મજબુત ગલબો એકાએક કરી દીધો હતો; પરંતુ બીજા નવીશનદાઓ તો તેની એબ ઢાંકવા ખાતેર એમજ પોતા તરફથી લખી જાય છે કે, તે સરદાર અત્યંત મેહનત અને મોશક્કતમાં સદાકાળ જે રગડાયલોજ રહેતો હતો અને તેનાં હકોપાણીમાં પણ વારંવાર ફેરફારો જે થઇ પડતા હતા તે થીજ તે આમ હાલમાં આજારીજ પડી જઇને પેલી તાવને લીધે સજ્જડ પછડાઇજ પડેલો હતો. તે તાવ તેને લાગુ પડી ગયાને સાતમે દીવસે જ્યારે સીકંદર પોતે પેલી કુસ્તીબાઝીની રમતગમત જોતો બેઠેલો હતો અને તમાશગીરોથી તે જગ્યા ખીચોખીચ ભરાઇજ રહેલી હતી તેવામાં એક ખેપયો તેની કને દોડતો આવ્યો હતો અને એમ કહેવાને મંડી ગયો હતો કે, હીફાશચીઅન તો હાલમાં સુનો બેહેરો જેવોજ થઇ પડેલો છે.

તોબી મજકુર ઓમર વીષે મને અત્રે જણાવવું અવશ્ય જુજ થઇ પડે છે કે, નીશાપુર ખાતેથી હાલમાં તેની મળી આવેલી કબરની શોધખોળો ઉપરથી મી० ફીતજરલદ તેની આગલી હસ્તી વીષેની વાતને પુરતી ખાતરખાહીથી પોતે બાહાલી અને જમાનત આપવાને તો હવે જરાબી અચકાતોજ નથી અને તેની "રોબાઇ"ઓનો અંગ્રેજીમાં તરજુમા કરીને તેનું નામ પાછું યુરોપનાં વીદયારથીઓમાં પુરતી રીતે આશકારાજ કરી જાય છે; તોબી ઇરાનીઓએ તો તેને છેક છઠે ખુણે સુધી આજની ઘડી સુધી નાંખીજ રાખેલો છે અને ફીરદોશી, હાફેજ, નીઝામી, શાદી, મોવલાનાં, રૂરકી, ખાકાની કે અનવરી જેવા તેઓના બીજા મોટા કવીઓ માફક સપરપેહેલો દરજ્જો તો કાંઇ આપી જતાજ નથી; તો જો કે બરોબર પુછો તો શરાબની મસ્તી, માશુકોની તારીફ અને ખુશનુમાં ઠઠામશકેરી અને મજાઓ વીશેનો પાયો તો એજ ઇરાનીઓમાં સપરપેહેલીજ વાર નાખી દેખડાવેલો હતો. આમ હાફેજ તે બીચારાની કીરતી અને વાખ વાખી જે પોતે ખુચી બેઠો છે, તેનો બી એક સબબજ છે; કારણ એ જે, શુરાજના તે નામચીન કવીના બેટો તથા કસીદાઓમાં ઝહમક, શીરીની અને ખુબી કોઇક અજાયબ તરેહ અને પ્રકારનીજ આપણે જોઇ શકયે છીએ, કે જે વાંચતાંનેજ વાર તેની ચોપડી પકડ

નાશઓ તેના પર એકદમ પોતે માહીત
જ પડી જાય છે. જેમ નેપાલીઅન મેયે
થ અને વાલમર જેવા જરમેન ઉસ્તાદ
કવીઓનાં લખાણોથી પોતે છક થઇ જ
ઇને તેઓની એક વેળા વાયર ખાતે
જંગનાં મેદાનમાં પોતે મુલાકાત લઇ
પડયો હતો; જેમ તઇમુર ખુદ પોતે ઠ
ઠા મશકરીમાં હાફેજ સાથે કલાકના ક
લાકો રેકી નાખતો હતો; તેમજ કહે છે
જે જયારે ઇરાનનો મોટો પાદશાહ માહા
તમા શાહ અબાસ જયારે મરવા પડ
યો ત્યારે તેનેબી પોતાની મઇઅત આગ
ળ હાફેજની એક દીવાનને મેલી રાખ
વાને પોતાના દોસ્તઆશનાઓને સાફ
હોકમજ આપયો હતો.

પોતાના સાઢુની તબીઅત વીષેના
આવા માઠા સમાચાર સાંભળતાંને વાર
તરતજ તે મેળાવડામાંથી તે પોતે પેલા મંડ
પમાંજ નીકળી પડી ને તેનાં રહેઠાણ ભ
ણી ઉપડી ચાલ્યો હતો; પરંતુ તે ત્યાં
જઇ પહોંચે તેટલામાં તો તેનો આ ઇ
ષટ મીત્ર તો તરતનોજ મરણ પામી ચુ
કેલો હતો. આવા નાખુશ બનાવથી
એ તાજદાર અત્યંત ગમગીનીમાં ગીરફતા
ર થઇ પડયો હતો કે જે વીષે એરીઅન
એમ વરણવી જાય છે કે, જુદા જુદા
નવીશનદાઓ તો તરેહતરેહવાર બર
ખેલાફ અહવાલો પોતે દરશાવી ગયલા
છે. તે સઘળા રાવીઓ આ વાત તો
એકામતી એકાજતી એમ તો કબુલ
મંજુર રાખીજ જાય છે કે, આ બનાવ
થી તે તાજદાર તો બેહદ નાખુશ થ
ઇ પડયો હતો તો ખરોજ; પરંતુ તે
સારૂ જે જે પગલાં સીકંદરે હાલમાં
ભરવા માંડયાં હતાં તે વીષે હીફાશચી
અને કે સીકંદરની વીરૂધ કે તરફેણમાં
પોતપોતાનાં મનના ઉભરા તે નવીશ
નદાઓ તરેહતરેહવાર રીતે દરશાવી ગ
યલા દીસે છે. જો કોઇ ગ્રંથકાર એમ
લખવાને હીંમત કરે છે કે, તે બનાવ
થી સીકંદર તો ગોયા ગાંડા ઘેલા જે
વોજ બની ગયો હતો અને તે જે લવારો
બકારો કરવાને મંડી ગયો હતો તેવી
ચાલચલગત તો પોતાના આવા દો
સ્ત આશનાઓ સારૂ ખરેખરેજ સ્તુ
તીપાત્ર જેવીજ હતી; તો કોઇક તો તે
ને એવો ઠપકો આપવાને મંડી જાય
છે કે, તેવી વરતણુંક તો સીકંદર જે
વા પાદશાહને તો કેવળે છાજે તેવીજ
નહી હતી અને તેથી તો તે આર ઉ
લટો પોતે લોકોની હસીમાંજ આવી પ
ડયો હતો અને પોતાનો ભારબોજ
અને ટેકાવ વટીક ખોહી બેઠો હતો.
કેટલાએકો તો એમ પણ વરણવી ગયા
છે કે, આખો દહાડો અને રાત તો
તે મુરદાં આગળજ તેણે રડવાકુટવા
માંજ કહાડી નાખયો હતો અને જયાં
સુધી પેલાં રૂવાનને તેના હાથમાંથી
જબરીથી તેના દોસ્ત આશનાઓએ છો
ડવી લીધુંજ નહી તયાંસુધી તો તેને
તે મજબુતીથીજ પોતે વળગી રહેલો
હતો. વળી બાજે નવીશનદાઓ તો
એમ પણ લખી ગયા છે કે, તેના
હકીમ ગલુસીઆસે તેને ખોટી દવાઇ
જ આપી દીધી હતી અને તેને તેની
સનમુખ ઉભો રહીને પાછો તેને દારૂ
જે પીવા દીધોજ હતો, તેથી તે બીચા
રાને તો તેણે ગરદન વટીક મરાવયો હતો.
વળી નાનપણથી તે પોતે હોમરના પે
હેલવાન એકીલીસનેજ પગથીએ ચા
લવાને અત્યંત ખંતીલો હોવાથી તે
ણે પોતાના બાલો વટીક કતરાવી નાં
ખયા હતા કે જે વાત તો માનયામાં
આવી શકે તેવીજ છે; પરંતુ જે લો
કો કે એમ લખી ગયા છે કે, જે ગા
ડીમાં તેના જનાઝાને લઇ ચાલયા
હતા તે ગાડી પણ તે તાજદાર ખુદ
પોતાને હાથેજ હાંકવાને મંડી ગયો હ
તો તે વાત તો સદંતરજ વાહીયાત જે
વીજ દીસે છે. વળી અકબતાના ખાતે
એસ્કુલેપીયુસ દેવતાનું જે દેહેરૂં આવે
લું હતું તેને પણ તેણે જમીનદોસ્ત
જ કરાવી મેલયું હતું; કેમકે,
તે દેવતાએ મારા જાની દોસ્ત
હીફાસ્ચીઅનને જે બચાવી લીધોજ
નહીં હતો, તેથી તેણે મારી સાથે
તો ઘણી બેઅદબીજ કરેલી હતી એમ
પણ તે માનવાને લાગી ગયો હતો. તેણે
હીફાસ્ચીઅનના મુરદાને તો વળી દેવતા
તરીકેજ જળાવી નાંખુ કે નહીં તે સારૂ એ
મ એમનના દેવતાને પણ પુછાવવા મોક
લાવયું હતું; પરંતુ તે દેવતાએ તો તેમ

તેમ કરવાથી સદંતરજ મના કરયો હતો
અને પોતે તો સાફ નનનોજ વાસી બે
ઠો હતો. તેના સોગમાં તે ત્રણ દીવસ
સુધી તો કોઈ સાથે બોલ્યા ચાલ્યા વી
ના પોતાના બીછાનાપરજ માહેતમ કર
તોજ પડી રહેલો હતો અને જરાબી
અંન કે પાણી પોતાના મહોડામાં નાં
ખયું વટીક નહીં હતું. તેને બાળી ના
ખવા સારૂ દશ હજાર તાલેંત અને કો
ઇ તો તેથી પણ વધારે નાણું તેની ચે
હ ઉપર પોતે ખરચી નાંખયું હતું અ
ને પોતાની સઘળી રઇયતને તેના સોગ
માં ઉતરી પડવાનો હોકમ વટીક આપયો
હતો અને કેટલાએક તેના દોસ્ત આશ
નાઓ અને ખાસ સ્નેહીઓએ તો પો
તાને તથા પોતાના હથયારોને પણ તે
મરનારની નઇયતે અરપણ વટીક કરી
દીધાં હતાં. ત્યારબાદ જ્યારે તે તાજદાર
અકબતાનાં શેહેરને પડતું નાંખીને
બાબેલોન ભણીજ કુચ કરી ચાલ્યો; ત્યા
રે વાટમાં તેને કેટલાંએક એલચી ખાતાં
ઓ પણ મળી ગયાં હતાં. સીકંદરે હ
વે તો પોતાની આગલી કબુલાત
મુજબ પેલા. એપીદોરીઅનોની અ
રજી ઉપર લક્ષ આપી તેઓની માં
ગણીને પોતે સ્વીકારીજ દીધી હ
તી અને તેઓના એસ્કુલેપીઅસ દેવ
તાનાં મંદીર સારૂ એક તોહફો શણ
ગાર વટીક પોતે ભેટ તરીકે મોકલાવી
આપયો હતો. જ્યારે તે બાબેલોન ખા
તે અકબતાના છોડીને જઇ પહોંચયો
ત્યારે જે પાદશાહી રસ્તો કે મીદીઆ
અને આસીરીઆના બંને પાયતખત શે
હેરોને જોડી નાંખતો હતો તેજ રસ્તો
તેણે પણ પોતે પસંદ કરયો હતો અ
ને ત્યાંથી તે પોતે રેહલત કરી ગયો હ
તો; પરંતુ વાટમાં કુહે-સીહાયાન (કોસી
અનો ) જેવા પેલા પીનદારા કોહેસ્તા
ની ઠગીઓ જે હાલ ઝમાનાની આબે
નીલ અને કારૂન નદીના ઉંચા ઘેરાવો
ઉપરની ખીણોમાં વસતા હતા ત્યાંથી તે
ની ફોજશું નીકળી જવાતું થઇ પડયું
હતું. તે લોકોનો મુલીક સુસીઆનીઆ
નાં પ્રાંતની ઇશાન કોણ ભણી આવેલો
હતો. તેઓને વળી પારસીઓએ છતી
પણ લીધેલાજ તો હતા અને તેઓ ઇ
રાનપર લુટફાટો ચલાવવાજ નહીં જાય
તે સારૂ તેઓને તેઓ કાંઇક ચોક્કસ
રકમોબી દર સાલ આપતાજ રહેતા હતા,
તોબી દાયોદોરસ કહે છે જે તેવા રાઠો
ડી લોકોનેબી ચાળીસ દીવસમાંજ સીકં
દરે તો છતીજ લીધા હતા. (૧૭-૧૧૧)
અને પલુતારક (જુઓ તેનો "સીકંદર"
૭૨) તથા તેસીતસનાં કહયા પ્રમાણે
(જુઓ તેનો "એગરીકોલા" ૨૯) તે
ઓની ચાલો યાને ચોટલાઓને તે
ઓને જબેકરાવીને પેલા હીફાસચી
અન ગોરાનેજ અરપણ કરયા જતા
હતા. તે પીનડારાઓ જ્યારે પણ ઇરા
નના શેહેનશાહો બાબેલાનથી તે અકબ
તાના તરફ નીકળી જતા હતા ત્યારે તે
ઓ કનેથી ચોક્કસ ઠેકો તેઓ લેતા ર
હેતા હતા; કેમકે, તેવા ફરમાનો પુરવે
ધરથીજ આપણા પાદશાહોએ તેઓને
આપી રાખેલાંજ હતાં. પેલા યુક્ષીઅન
લોકો માફક તે પરવાનાની રૂયે તે કો
હેસ્તાની લોકો પેલો ઠેકો સીકંદર કને
થી પણ માંગવાને મંડી ગયા હતા; પ
રંતુ જોકે શીઆળો તો તે વેળાએ
પુરજોશમાંજ હતો તોપણ તેઓ
સાથે એ તાજદાર તો લડાઇમાંજ ગુંથા
ઇ પડયો હતો અને તેઓના કો
હેસ્તાનોમાંજ તેણે પોતે તેઓનો ડુંબાલો
પણ પકડીજ રાખયો હતો. તે લ
શકરની એક ટુકડીની સરદારી સીકંદરે
તો ખુદ પોતાનેજ હસ્તક લઇ રાખેલી
હતી અને બીજી ટુકડીની સરદારી તેણે
પોતાના સરદાર પતોલેમી લેગુશને સરજ
સોંપી આપેલી હતી. કહે છે જે શીઆળા
માંજ તે પીનદારાઓનાં મુલકો ઉપર જો
સ્વારીઓ કરી હોય તોજ તેઓ સેહેલાઇથી
જ છટકામાં આવી શકતા હતા; કેમકે, ગર
મીની મોસમમાં તો તેઓ પોતાના પ
હાડે પહાડ કુદાવી જઇને યાતો તેઓનાં
ઉંચા શીખરો ઉપરજ પોતે ચહડી બેસ
તા હતા યાતો પોતાની ખીણોમાં વટીક
જઇને ભરાઇજ રહેતા હતા અને પોતા
ના હમનબરદોને અતયંત સતાવયાજ
કરતા હતા. તેમ કરતી વેળા તેઓ પો
તાના ગાઠરાઓને પણ અમુક જગયાઓ
ઉપરજ છુપાવી રાખતા યાતો પોતાની
સાથેજ તેઓને ખદેરી વટીક લઇ જતા

હતા કે જેથી તેઓનાં ખાનપાનમાં પણ તે જાનવરો આવી શકે તેવુંજ થઇ પડતું હતું; પરંતુ શીઆળાની મોસમમાં જયાં પણ તેઓ પોતાનાં ગાડરાં કે ગાય ગોસ્પંદોને રાખી મેલતા હતા તે જગયાજ જો તેઓના દુશમનો એકહાથ કરી બેસતા હતા તો તેઓને ભુખે મરવુંજ પડતું હતું, જેથી તેઓ સહેજમાંજ પોતાના હમનબરદોને તાબે થઇ જતા હતા. વળી એમબી કહેવાયલું છે કે જ્યારે કુરદ લોકોની ભુમીમાં ઝમીનપર બરફ આપણાં ગુઠણ સુધીજ બંધાઇ ગયલું પડેલું હતું ત્યારેજ તે જેગરાસના પહાડ આગળના વતનીઓને તઇમુર લંગ વટીક પોતાના સ્વાધીન હેઠળ લાવી શકયો હતો; કેમકે, તે લોકો પણ આ કુસીઅનોનીજ વરણ સાથે ગોયા એક મળતાજ આવી શકતા હતા. જ્યારે તે લોકો સીકંદરને આખેરે તાબેજ થઇ પડયા ત્યારે તેણે તેઓનાં ઉંચા ઉંચા મથકો ઉપર શેહેરો અને કીલ્લાઓ બાંધી રાખવાની તેઓને માથે ફરજજ નાંખા દીધેલી હતી કે જેથી તેઓ પોતાના ઠોકાની વાત સદંતરજ વીસરજન કરી બેસે અને પોતાનો લુટારાઓનો પેશો વટીક ભુલી જાય; પરંતુ આ સુધારો તો તેનાં મરણ બાદ પાછો સદંતરજ ભાંગી તુટી ગયો હતો; કેમકે, પાછળથી એનતીગોનશને યુમનીશ ઉપર ચહડાઇ લઇ જતી વેળાએ આબે નીલ નદીની ખીણમાં થઇને અકબતાનાની છેક નઝદીકમાં જવાની ફરજજ થઇ ચુકી ત્યારે તેણે પણ એકોશીઅનોને તેઓના વાજબી ઠોકો આપવાને બદલે હાંકી કહાડયો હતો તેથી તેની ફોજ સદંતરજ પાયમાલ થવાની હાલતમાંથી જરાકમાંજ બચી જઇ શકી હતી.

હવેથી સીકંદર જેમ જેમ બાબેલાનની ભુમી તરફ નીકળી જતોજ ગયો તેમ તેમ તેની આવી બુલંદ ફતેહો અને એશીઆની આખી સલતનત તે જે હાલમાં એક હાથ કરી બેઠો હતો તેની મુબારકબાદીઓ આપવા સારૂ ઘણાંએક એલચી ખાતાંઓ તેને વાટમાંજ મળતાં ચાલ્યાં હતાં. અહીંયાં કોઇ ઠેકાણે જો લીબીઆના એલચીઓ તો કોઇ કોઇ જગયાઓ ઉપર તો બરૂતાઇ, બુકોઇ, લુકાનીઅન, ઇટાલીવાળા તશકનો, કારથેજીનીઅનો, ઇથીઓપીઆના હબશી લોકો, યુરોપના સીથીઅનો તથા સેલત અને આઇબીરી લોકો સાથે તેને મેલાકાતો થતી ચાલુજ રહેલી હતી. પેલા કારથેજીનીઅનોએ તો તાજદારનું માંજરૂ જોવા અને તે કેવી રીતે આપણા લોકો સાથે વરતવા માગે છે તેનાં સુગાં લેવા સારૂ પોતાના સરદાર હેમીલકરનેજ મોકલાવી આપયો હતો. તે તો તેની કને જઇને એવોજ ઢોંગસોંગ મચાવવાને લાગી ગયો હતો કે, હું તો હમારા લોકોથી કંટાળી ગયેલો હોવાથી તમો સાહેબનીજ નોકરી કરવા સારૂ હાજરજ બેઠેલો છું. તેઓનાં વીચીત્ર પોશાકો, ભાષા અને નામો સપરપેહેલીજવાર પેલા ગ્રીકો અને મકદુનીઅનોના સાંભળવા તથા દીઠામાં આવયાં હતાં. તેઓના કોઇ કોઇ સાહેબો તો એની માત્ર દોસ્તીનાજ ભુખા ફકત જણાતા હતા અને એની સાથે એકત્ર થઇ જવાની જો માંગણીઓ કરતા બેઠેલા હતા, તો કોઇ કોઇઓ તો પોતાના બળવંત પડોશીઓના જુલમાટમાંથી છોડાવવાના એને કાળાવાલા કરતા રહેલા હતા અને કોઇ કોઇઓ તો પોતપોતામાં ચાલતા ઝગડાઓના ફેસલાઓની લવાદીઓ પણ એનેજ સોંપી દેવાની વેતરણોમાંજ પડી રહેલા હતા. એમ ચોતરફથી સીકંદરને તથા પેલા મકદુનીનોને જે માનપાનો મળતાં ચાલ્યાં ગયેલાંજ હતાં તેથી તેઓનો તો કાંદોજ ગોયા ખીલી નીકળયો હતો અને તેઓ મનસે હવેથી એમજ સમજતા બેઠા હતા કે અમો લોકો તો આખા પરૂથવીનાજ ધણી થઇ બેઠેલા છીએ. તેની આવી બુલંદ કારકીરદીથી આથમણ પ્રાંતના રહીશો તો તેના ઉપર ગોયા મરીજ ફીટતા હતા. ઇટાલી અને સીસીલીના યવન લોકો તો તે ગ્રીક સેપેહસાલારની બહાદુરીના બુલંદ આવાઝોથી ગીતડાંજ ગાવાને મંડી ગયા હતા અને જે પરલોકો કે તેને હજુ પણ સતાવતાજ રહેલા હતા તેઓપર તેઓ લઅનત અને ફીટકાર નાંખતા

જણાતા હતા. તેમાં તાયર શેહેરના પડી
ભાગવાથી ફીનીશીઆના છેક કોસ્તાથી
તે ઠેઠ ગ્રેટબ્રીટનના ટાપુ સુધીના રહી
શોના તો ગોયા બારેબારજ વાગી ચુકયા
હતા. પેલા કારથેજીનીઅનો જેવા મગ
રૂબ લોકો આમ પોતાની ફીનીસીઆની
બાપીકા ભુમીના પડી ભાગવાથી અને
પોતાપર પણ હવેથી તેવોજ ભય આ
ગળ ચાલતાં આવી પડશે તેવી દહેશત
અને બીકથી ત્યાં જે કકળાટ કરવાને
મંડી ગયા હતા તેથી સીકંદરનાં ના
મની ભય કોસ્તે કોસ્તે પંથરાતી ચાલી
હતી અને તેને હવેથી મગરૂરોને તોડ
નાર અને ગરીબોને આશ્રા આપનાર
એવા તખલ્લોસ હેઠળજ લોકો પીછાન
વાને લાગી ગયા હતા; પરંતુ હવે ફારસી
શાએરો અને નવીશનદાઓબી તેનાં
બળ અને દબદબા વીષે તેઓ સાથે જો
કે પોતે પણ એકમળતા થાય છે તો
ખરાજ; અને હરકોઇ નામચીન શખસો
ની ખુબીઓની તેની "સીઆન તથા શો
વકત" સાથેજ સરખાવવાને મંડી
જાય છે; લયકીન, ગરીબોને આશ્રો
આપનાર તરીકે તેને નહીં, બલકે,
તેના હમનબરદ દરાયશનેજ ગણી અને
પીછાણી ગયલા લાગે છે. પેલા સ્પેન
વાળા આઇબીરી લોકો તો પેલા કારથેજી
નો તેઓનાં કોસ્તાઓ ઉપર વા
રંવાર જઇને જે ધામો નાંખી પડતા હ
જતા તે વીષેનીજ તેની કને ફરયાદો
નકરતા રહેલા હતા. તેમજ પેલા તશક
તથા બુકાનીઅન લોકો પણ રૂમના જો
હાકી દોર તથા તેઓ ત્યાંના રાજાઓને
જે ધીક્કારની નજરથી જોતા બેઠેલા હ
તા તેથી તેના રોદરા રડીને તેઓ સારૂ
પોતે તરાહે તરાહે પોકારતાજ બેઠેલા
હતા. વળી સેમોસવાળો આરીસ્તુસ
તથા આસકલી પાએદીસ જેવા બે
બીનસતાદાર તવારીખનવીશો તો સપર
પેહેલીજ વાર અહીંયાં સુધી લખી
ગયેલા છે કે, રૂમીઓએ પણ પોતાનું
એલચી ખાતું સીકંદર તરફ રવાના ક
રી આપયું હતું કે જેને તેઓનું આ
વું સ્વતંત્ર અને ચોકટપણું તથા મહા
ન પ્રાક્રમો ઉઠાવવાની તેઓની જીજ્ઞાસા
અને તેઓના રાજદવારી કાનુનો વીષે
ની સઘળી હકીકતો સાંભળી લઇને પોતે
પોતાનો એવો અભીપ્રાય દરશાવી રા
ખયો હતો અને એમ અગમચેતી કરી
દેખડાવેલી હતી કે, આગળ ચાલતાં
તે ટોળો મહા પ્રબળ થઇ પડયા વીના
તો રહેશેજ નહીં અને તમામ સરઝમી
નોને પણ ધુજાવતોજ ચાલ્યો જશે.
તે વાત જણાવતી વેળા એરીઅન ખુદ,
પોતે પણ જાતે રૂમીજ હોવાથી પોતા
તરફથી એમ સહરાગાત કરી જાય છે કે
પેલા બે મજકુર તવારીખનવીશોનું
કહેવું ખરૂં કે ખોટું હોય તે વીષે હું
ખાતરીથી તો કાંઇ બોલી શકતોજ
નથી; પરંતુ તે વાત સદંતર માનવા
માં નહીં આવે તેવી પણ હું કાંઇ જ
માનત તો આપી જતોજ નથી, તોબી
તેઓનાં પુસ્તકો બચી શકેલાં નહી હો
વાથી તેવા કોઇ લખનારાઓ થઇજ ગયા
નહી હતા તેમબી કશું કહી શકાતુંજ
નથી; કારણ એ જે એરીસ્તુસ વીષે તો
એથેનીઉસ ( ચો૦ ૧૦ ને પા૦ ૪૩૬ )
તથા સ્ત્રો ( ચો૦ ૧૫ ) પણ કાં
ઇક ઇશારો કરી ગયલાજ છે.
સ્ત્રેબો તો એમ વરણવી જાય છે જે, પેલા
રૂમી લોકો પોતાનું મહાફેઝત યાને રક્ષ
ણ કરવા વીષેનું બહાનુ વચે લાવીને
પેલા બીચારા તશકનોનાં મુલકો ઉપર જે
લુટફાટો કરતા રહેલા હતા તે વીષે તેઓને
ધમકી આપવા સારૂ સીકંદરે પોતાનું એક
એલચી ખાતું તેઓ ઉપર મોકલાવી
આપયું હતું. જો તેમજ હોય તો એક
પીનદારો બીજા પીનદારાને ગોયા પોતે
શીખામણ આપવા બેસી ગયો હોય, એ
વો સાર તે ઉપરથી તો સેહેજમાંજ નીસરી
શકે તેવો છે! લીવી જેવો દેશાભીમાની
રૂમી તવારીખનવીશ તો અહીંયાં સુધા
પોતાનો અભીપ્રાય દરશાવી જાય છે કે,
સીકંદરે જો રોમના મુલક ઉપર
પણ સવારી કીધી હતે તો ત્યાં તો
તે ખચીતજ માર ખાઇ પડયા વીના
તો રહેતેજ નહીં. આમ તે પોતાની અમ
સ્થી તેહેકરાઇ અને રાખરખાવટને લીધે
પોતા તરફથી જે ટોલ્લો લગાવી ગયો
છે તેમાં તો તે દેખતી આંખે ગોયા પો
તે અંધાપો લઇ પડેલો હોય, એમ બો
લ્લી રીતે સાબેત થઇ શકે છે; કેમકે,

તે ઝમાનાનો રૂમનો હાકેમ પેપાર્ઇરીયુસ
કરસર તો પોતાની બહાદુરી કે લડાઇના
દાવ પેચોમાં સીકંદરને પણ પહોં
ચી શકે તેવોજ નહીં હતો. જો
સીકંદર ઇટાલી ખાતે પણ પહોંચી ગ
યો હતે તો તે પોતાની આખી બહરી
(દરયાઇ) અને બરરી (ખુશકી) ની ફૌ
જો સીધેજ ઉતરી પડયા વીના તો રહે
તેજ નહીં; કેમકે, તે વેળાએ તેની ક
ને એ બંને જાતની જબરી ફોજો પડી
રહેલી હતી. તે સાથે ઇરાનને લુટયાથી
તેની કને પુષકળ માલ ખજાનો અને
દ્રવય પણ એક હાથ આવી પડેલું હ
તું, માટે લીવીની મારેલી આવી
નકામી ફુકરાજી અને મગરૂરી તો સ
દંતર ઝમીનદોસ્તજ થઇ પડે તેવી છે.
તે સાથે તેઓના જુલમથી પેલા જેબી
યવનો, લુકેનીઅનો અને સેમનાઇતો પણ
જે માંહેલે પેટેથી કંટાળીજ રહેલા હતા
તેઓ પણ સીકંદરનીજ કુમક કરીને
તેનેજ આશ્રેજ જઇ પડી પોતાના તાર
નાર તરીકે તેની તરફથીજ રૂમીઓ સા
મે ઘણીજ બળતવારીથી લડવાને પોતા
તરફથી જરા ખાયકી કે આંગ ઓરા
મણીઓબી તો કાંઇ કરતેજ નહીં; કેમકે,
આ વાત પણ આપણુને ધયાનમાંજ રા
ખવી જોઇએ કે, સીકંદરનાં મરણની
માત્ર ત્રણજ વરસ બાદ તેજ શેમનાઇ
તોએ પોતે એકલેજ હાથે કાદીયુમની
ખીણમાં રૂમીઓ ઉપર મોટી નામાંકીત
ફતેહ પોતે મેળવી લીધી હતી અને પે
લા તશકેનો પણ તે રૂમીઓના જુલમા
ટથી કંટાળી જઇને તેઓ સાથે બાથે
બાથ ભીડીને લડતાજ ચાલ્યા ગયલા હ
તા અને તેમાં તેઓ ફાવતા વટીક ચા
લેલા હતા. તેનાં સઘળાં તીજોરી ખાતાં
ઓ મળીને આઠ લાખ તાલેનતો તો
તેની કને તે વેળાએ રોકડજ પડેલા
હતા, માટે તે તાજદાર કને જમ અને
ઝરનું જોર બેશુમાર હોવાથી તથા તે
સાથે તે પોતે જાતેજ બહાદુર સેપાહ
બચો હતો તેથી એક તડાકામાંજ પે
લા રૂમીઓને તો બીછાવી નાંખયા
વીનાબી તો રહેતેજ નહીં. એમ કર
તાં તયારબાદ ઇપાર્ઇરસનાં છેક નાનાં
જેવાં મુલકના પીરૂસ જેવા રાજાએ મ
ણ પોતાની કને ઘણોજ કીમતી માલ
ખજાનો હોવા છતાં પણ રૂમને તો તે
ણે અકળાવી ગભરાવી વટીક મારયું હ
તું તો સીકંદરના આવા જબરા અરા
બા અને મારા આગળ તો તેઓ જરા
પણ ટકી શકયાજ નહીં હતે. વળી આ
ગળ ચાલતાં તેજ રૂમી તવારીખનવીશ
પોતાને મનશે એમબી ફુંકરાય છે કે,
હું નથી ધારતો કે સીકંદરનું નામ પણ
તેનાં જમાનાનાં હમારા રૂમીઓએ સાંભ
ળયું વટીકબી હોય (૯-૧૮). તે સાથે
હમો રૂમીઓ તો પુરવેધરથીજ સ્વતંત્ર
તાનેજ ચાહતા આવેલા હતા તેથી સીકં
દર જેવા જાલેમ જુહાકને તો તેઓ નાપ
સંદ કરતા રહેલા હોવા જોઇએ. હમેશ
સીકંદર પોતાની ફતેહો સારૂ આગળ ક
હયા પ્રમાણે પોતાની "ફેલાંક્ષ" ઉપર
તો જરાપણ પોતે ભરોસો કે મદાર
બાંધતોજ નહીં હતો, તેને તો એક
કીલ્લાની માફક પોતાની અડીભીડી સા
રૂ દુરથી અમાનતજ રાખી મેલતો હ
તો; કેમકે, તેની ફોજ લડાઇની ગીરદી
માં જયારે પણ ભાંગી તુટી પડતી હ
તી તયારે તે દોડી જઇને પેલી "ફે
લેંક્ષ" નેજ આશ્રે તરતજ જઇને પ
ડી જતી હતી. તેમજ હરેક હુમલો દુ
શમનો ઉપર લઇ જતી વેળા તે તાજ
દાર પોતાની ત્રુપ સવારો, ફોજ તથા ઘો
ડેસવાર તીરઅનદાઝો અને ગોફન ફેંક
નારાઓ અને અકસર કરીને પેલા એ
ગ્રીઆનીઅન શેતાબ ચાલની પયદલ ફો
જ ઉપરજ પોતાનો મદાર અને ભ
રોસો સદાકાળ પોતે મેલી રાખતો હ
તો કે જેમાં અવારનવાર બીજા પયદળ
સીપાહીઓને પણ તે આમેઝ કરી નાંખયા
વીનાબી તો કાંઇ રહેતોજ નહીં હતો. એ
બોનાં જણાવેલાં આ એલચીખાતાં સારૂ ક
લીતારકસનીસખાને આધારે પલીનીબી પો
તે કબુલ મંજુર રાખીજ ગયેલો છે.(૩-૯).

તે ફોજોની સાહેતાથી જયારે પણ
તે રાવનગીર શુરવીરો પોતાના હમન
બરદોની સફ તોડીજ નાંખતો આવો
તેઓના નીજામને ભાંજીને કકડાબુક
લાજ કરી નાંખી, તેઓને અંધાધુંધી
હાલતમાંજ લાવી મેલતો સારેજ તે
પછી પોતાની અમાનત રાખી મેલેલી

પેલી "ફૅલેંક્ષ" ને તેઓના ભારી હથ
યારો સીધે બાહેર કહાડતો રહેતો હ
તો અને તેઓનીજ મારફતથી તે પછી
દુશમનોનો જબરો ઘાણ કહાડતો ચાલ
યો જતો હતો અને પેલાં જંગનાં મે
દાનમાં તે પોતે ગોયા લોહીનીજ નદી
ઓ ચલાવતો દીસ્તો હતો. અલબતાં
એ રૂમીઓ પણ ઘણાં શેહઝોર હોવા
થી સીકંદર સાથે બાહેબાઠ લડયા વીના
તો રહેતેજ નહીં; પરંતુ તેઓ કને
સીકંદર જેટલું બળ કે લડાઇ કરવાની
જુગતીઓ નહીં હોવાથી, તેઓ તેની
સામે આખેરે તો કંઇ ટકી શકતેજ ન
હીં; કારણ એ જે, તે વેળાએ તેઓ
હજુ પણ પોતાની બચગીજ હાલતમાં
હતા. તેઓની કવાયદો તથા હથયારો
પણ સંપુરણ હાલતમાં તો આવેલાંજ
નહીં હતાં અને તેઓમાં મારવું કે મ
રવું એવાં દ્રઢ મનના પણ વાખાજ જો
વામાં આવતા હતા, એમ પેલી કાદી
મીઇસ ખાતે તેઓને મળી ગયલી જબરી
શેકસ્ત ઉપરથી પણ પુરતી રીતે સાબેત
થઇ શકે તેમ છે. જોકે પાછળથી તો તે
શેહઝોર લોકો સીજર (કેસર) ની સલતનત
ના વારેસો જેવાજ ગોયા થઇ પડયા હ
તા, પરંતુ તે દરજજે સુધી છેક પહોંચી
જતાં તો તેઓને ઘણોજ લાંબો વખત
લાગી ગયો હતો. એશીઆમાં તો તેઓ
ને અશકાનીઅનો તથા સાસાનીઅનો જે
વા જબરા હમનબરદો મળી ગયાથી, તે
ઓનું ટટુ તે તરફના દેશાવર ખાતે ઝા
ઝું ચાલી શકયુંજ નહી હતું, (જુઓ
બેનજામીનની "પરસીઆ" નો બા૦ ૧૮
ને પા૦ ૨૪૮ થી ૨૫૦ સુધી) માત્ર તે
ઓ યુરોપ ખાતેજ અતયંત ધમચકરી
મચાવી રહેલા હતા અને સીકંદરનાં મ
રણ બાદ છેક ત્રણસો વરસ પછીજ પે
લાં બતલીમુસવાળાં ખાનદાનવાળાઓ ક
નેથી મીસરનો મુલક ઝુંટાવી લઇને પો
તાની રૂમની સલતનતમાં તેને જોડી ના
ખયો હતો કે, જેટલા લાંબા અરસામાં
તો પેલા મકદુનીઅનોનું નામ વટીક
ખાસોઆમમાંથી ભુલાતુંજ ચાલયું ગયે
લુંજ હતું. એ વીષે મારો ખુદ આધીન
વીચાર તો એવો છે કે, જો સીકંદર
પોતાની કારકીરદીની શરૂઆતમાંજ ઇરાન
તરફ નીકળી જવાને બદલે રોમ તરફજ
ઉપડી ગયો હતે તો તે, રૂમીઓને તો
બુનબેખથી ઉખેડી નાંખવા વીના તો કાંઇ
રહેતેજ નહીં કેમકે, તે વેળાએ લગભગ
બાર ઉપર વરસો સુધી તેનો સેતારો તો
આકાશની છેક બુલંદીની ટોંચ ઉપરજ ચઢ
ડી બેઠેલો હતો; પરંતુ તયાર બાદ તેનો
નમતો પોહોર બાબેલાનમાં પેસ્તાંનેજ
વાર જે આવી ચુકયો હતો, તેથી તો
શું ઇરાન કે રૂમ સાથે પણ તે આમ
જલદીથી તો તે વેળાએ કાંઇ ફાવી શકતે
જ નહીં અને કદાચને તે માર પણ
ખાઇ પડતે તો તેમાં પણ કશી નવાઇ
જેવુંજ નહીં હતું; કારણ એ જે, તમે
ગમે તેમ વીચારો, કરો અને ગણો, લય
કીન, દહાડો જે કરે તે કોઇથી
પણ કાંઇ બની શકે તેવુંજ નથી; તેજ મ
કરીની જાલમાં વાઘ જેવાં બળવંત પ્રા
ણીને સપડાવી દે છે અને તેજ એક
પશશા યાને મચછરને હાથે જીવતા મસ્ત
હાથીને પણ તરતજ ઝમીનપર લોટાવી દે
છે; કેમકે એક ફારસી શાએર કહેછે કે:–

"બખત અગર ખનદુન બોવદ,
શનદુન અઝ દનદુન બેશકનદ;
બખત અગર બરગસ્તે બાશદ,
ફાલુદે દનદાન બેશકનદ."

યાને "નસીબો જો ચહડતોજ હો
ય તો, તમો તમારા દાંતથી એક હથોડા
ને વટીક તોડી શકશો; પરંતુ જયારે દ
હાડો પડતોજ બેસે છે, તયારે તેજ દાં
ત ફાલુદા જેવા નરમ ખોરાકથી પણ ગો
યા ભાંગી તુટીજ જાય છે," તેવોજ હાલ
બીચારા દરાયશ કોદોમાનુશનો તો એક
પીદરીને હાથે હાલ તરત તો થઇ ચુકયોજ
હતો, માટે શાએર નેઝામી વાજબીની રાહે
પોતાનો ખેદ એમ દરશાવી જાય છે કે:–

"સોલયમાની ઓફતાદે દર પાયે મુર;
હમાન પશશે કરદેહ બરે ફીલ ઝુર."

યાને "એક કીડીનેજ હાથે સોલય
માન જેવા પાદશાહની હશમતનો ગોયા
એકાએકજ છેડો અને અંત આવી ગયો
હતો, અને એક નજીવું જેવું મગતરૂં
મસ્તાન હાથી ઉપર આખેરે જોરમંદજ
થઇ બેઠું હતું."

# સીકંદરનું હવેથી બાબેલાનનાં શેહેર ખાતે જઇ પહોંચવું અને ત્યાંજ તેનું એકાએક અકાળ થઇ પડેલું દલગીરી જેવું મરણ.

## બાબ ૧૭ મો.

"સરે શબ શેહે હોકમે તારાજ દાસ્ત;
શબું ગેહ ન તન સર ન સર તાજ દાસ્ત.
બેયક ગરદેશે ચરખે નીલુફરી;
સેકનદર ન જામાન્દો ન ઇસ્કનદરી."

જેમ દોરરે નાદેરીવાળો નાદેરશાહનાં મરણ વીષે બોલતી વેળાએ તે પાદશાહનાં અકાળ મરણ વીષે ઉપર મુજબ શોક અને વીલાપ કરી જાય છે કે, "રાતના તો તે પાદશાહ લોકોને કતલ કરવાનીજ ઝુમમાં ને ઝુમમાંજ પોતે તો ખુશ નીંદરામાંજ પડી રહેલો હતો; પરંતુ સહવારનો પોહોર ફાટી નીકળે તેટલામાં તો તેનું ધડ ડોક અને માથા ઉપર મેલવાનું તાજ પણ તેનાં શરીરપરથી કેવળે જુદાંજ પડી ગયાં હતાં; કારણ એ જે, આ બલુ રંગના આસમાનની એકજ બકાત રહી ગયલા ગરદેશથી નહીં નાદેર બચી શકયો કે નહીં તેની નાદેરીનો પણ બચાવ થઇ શકયો હતો, યાને તે બંને જાહોજલાલીનો સદંતરજ નાશ થઇ ગયો હતો." તેમજ બાબેલાનમાં પેસ્તી વેળા આટલી બધી ફતેહો મેળવયા છતાં અને આટલાં બધાં મુલકો પોતે સંપાદન કરયા છતાં પણ તે લોભી પાદશાહ કાંઇ હજુ પણ ધરાયલોજ નહીં હતો અને પોતે હવેથી અરબેસ્તાનને પણ પોતાની સલતનતમાં જોડી નાંખવાનાજ વીચાર અને ખીઆલમાંજ પડેલો હતો. વળી તે સારૂ સઘળી તઇયારીઓ કરવાને પોતાના સરદારોને તે હોકમ વટીક પણ આપી ચુકયો હતો; પરંતુ માણસ ચાહે છે શું અને ખોદા કરે છે શું; તેમજ તે તાજદારનો પણ એકાએકજ અંત આવી ગયો હતો અને તેનું તે શેહેર ખાતેજ ઇ૦ પુ૦ ૩૨૩ માં મરણ નીપજી પડયું હતું; જેથી નહીં સીકંદર બચી શકયો કે નહીં તેની ઇસ્કદરીનો પણ બચાવ થઇ શકયો હતો અને પોતે તો જેવો પોતાની માવતર ઓલીમપીયાસને પેટેથી નાગોજ અવતરયો હતો તેવોજ ખાલી હાથે એક તડાકામાંજ આ ફાની દુનયા છોડીને ચાલતોજ થયો હતો; જેથી તે બીચારાની બાર વરસ સુધી ઉઠાવેલી સઘળી મેહનત અને ઝહમતોનો તો ગોયા એકદમજ અંત આવી ચુકયો હતો. હવે તે ઝમાનામાં હીંદુ અને પારસી માફક ખીઆલદીઅન લોકો પણ જબરા ફળ જોતીષોમાં ખપતા હતા, જેથી જેવો એ પાદશાહ દજલા નદી પસાર કરીને બાબેલાનનાં શેહેરમાં પોતે દાખેલ થવા જતો હતો કે, તેટલામાં વાટમાંજ તેને ખીઆલદીઅન ધરમગુરૂઓનું એક ટોળું મળી ગયું હતું કે, જેઓએ તેને તે શેહેરમાં દાખેલ નહીં થવાની મીનત જારીઓ કરવા માંડી હતી; એમ કહીને કે, અમારો બીલસ દેવતા ખાબમાં આવીને અમો લોકોને એવી ચેતવણી અને આગાહી આપી ગયો છે કે, આવે બદ ચોઘડયે તે શેહેરમાં તમો જો દાખેલ થશો તો તેનું પરીણામ તમારા હકમાં બહુજ ખરાબ નીવડી પડયા 'વીના તો કાંઇ રહેશેજ નહીં. આ ખબર સાંભળતાંનેજ વાર તે તાજદાર પોતે પણ અસલ ધરથીજ જબરો વેહેમી હોવાથી અને દેવતાઇ વાણીઓપર પણ પોતે જલદીથી ઇમાન લાવી દે તેવોજ હતો તેથી તે પોતાને મનસે તરતજ ચોંકી જઇને જરા બીહીધુજી પણ ગયો હતો અને પોતાના હજુરયાઓ આગળ યુરી પીદીસ જેવા એક શંશયવાદી યવન શાએરનો બેત બોલવાને મંડી ગયો હતો,

જેમાં તે શાએર એમ વરણવી ગયલો હતો કે, "જે પણ શખસ કે રામબાણ તરક બાંધીને હરકોઇ આગાહી કહી શકે છે તેને આપણે એક રાસ્ત અને ખરા પયગમબર તરીકે બેશક માનયજ કરી દેવો જોઇએ."

આમ બીહી જવાનો તેની કને એક બીજો પણ સબબ હતો, કેમકે, તે તો હવેથી આ બાબેલાનનાંજ શેહેરને પોતાની આખી સલતનતની રાજધાનીજ કરી બેસવાની પયરવી અને તઇયારીમાંજ પડી રહેલો હતો; તોપણ જરા દ્રઢ મન રાખી પેલા ખીઆલદીઅન ફળ જોતીષીઓના કહેવામાં તેઓની કાંઇક છુપી મતલબ સમાયલી છે એવા વેહેમ અને ખીઆલથી તેઓના આમ બોલવાને જરા પણ પોતાને હઇડે લઇ નાઠોજ નહીં હતો અને તેઓપર પોતે જરા પણ એતબાર રાખતો જણાતોજ નહીં હતો, માટે પોતે તો આગળ વધીને તે શેહેરમાં દાખેલ થઇ જવાનીજ ઇનતેજારીમાંજ પડેલો હતો. આથી પોતાની ફોજની કુચજ જારી રાખવાનો પોતાનો અભીપ્રાય કહી સંભળાવયો હતો, કારણ એ જે, ત્યાંના દેવતા બીલસનાં મંદીરને નવેસરથી બાંધી આપવાનો તેણે આગળ જે હોકમ કરેલો હતો, તે કામ પેલા મીસ્ત્રીઓ જે ઘણુંજ આસ્તે આસ્તેજ કરયા જતા હતા, તેથી તેઓપર એ પાદશાહ ઘણોજ નાખુશ થઇ પડેલો હતો અને હવેથી પોતાની આખી ફોજને છેક ત્યાં વેર લઇ જઇને તે કામપર તે સઘળા સીપાહીઓને લગાડી દેવા અને તે દેહેરાંને જલદીથી સંપુરણ હાલતેજ પહોંચાડી દેવાની પોતે ખાહેશ અંને વીચારમાંજ બેઠેલો હતો, કે જે વાત પેલા ખીઆલદીઅન ધરમગુરૂઓને કેવળે ગમતી અને પસંદ પડતી જ નહીં હતી; કેમકે, તેથી તેઓની રોજી ઉપર લાત પડી જાય તેવું હતું. તે દેહેરાંના નીભાવ સારૂ આસીરીઅન પાદશાહોએ આગળ જે મોટી મોટી જાગીરો આપી રાખેલી હતી, તે સઘળી વીસ્તીરણ જગયાઓ પણ સીકંદરે પેલા ધરમગુરૂઓનેજ સ્વાધીન કરી દીધેલી હતી, જેથી તેની આયપત સુખચેનથી પેલા ધરમના ઉપાધયાઓ હાલ તરત તો ખુદ પોતેજ હજમ કરતા રહેલા હતા કેમકે, તે દેહરૂં બંધાતું જે અટકી પડેલું હતું તેથી વપરાસ સારૂ તો તે હજુ પણ કાંઇ કામે લાગી શકે તેવુંજ નહીં હતું, માટે તે કામ જેમ બને તેમ ઢીલમાંજ પડી રહે તો તેઓના હકમાં ઘણુંજ ફાયદાકારક જેવુંજ હતું, એમ તેઓ પોતાને મનસે સમજતા બેઠેલા હતા; કારણ એ જે, તે સંપુરણ હાલતે આવીને પાછું વપરાસમાંજ આવવા માંડે તો પેલી સઘળી જાગીરોની પેદાયશ તેના નીભાવમાંજ ઘુસી જાય તેમ થઇ પડતું હતું. હવે આસીરીઅન પાદશાહો તેના યજ્ઞકુંડો ઉપર રાત દીન સુખડ લોબાન અને અગર જથાબંધ જે બાળયાજ જતા હતા અને તે કામ તેને લાયકના ભપકા સપકા સારૂ ક્રીયાક્રમો સીખે જે લાંબો વખત સુધી ચાલુજ રહેતું હતું, તેથી તેઓ ઉપર બેશુમાર માણસો અને ધરમગુરૂઓ રોશની, કુરબાની અને બીજાં ઉપરટપકેનાં કામો કરવા સારૂ લગાડી રાખવામાંજ આવતાં હતાં. હીરાદોતસ તેથી તો તે વીષે પોતે એમ વરણવી ગયો છે કે, તે બીલસ દેવતાનાં મોટાં જશનો અને તેહેવારના દીવસો ઉપર જે જબરી ધામધુમ અને ક્રીયાક્રમનાં કામો ત્યાં જે થઇ પડતાં હતાં તેમાં દરેક યજ્ઞકુંડ ઉપર લોબાન, સુખડ અને બીજી સુગંધી ચીજોજ ફક્ત બાળવા પછવાડે એક હઝાર તાલેંત જેટલું નાણું તો સેહેજમાંજ વપરાઇ જતું હતું. આથી તે દહેરાંઓના નીભાવ અને ક્રીયાક્રમોનાં કામો સારૂ જે બોહોળો ખરચ ચાલુજ રાખવામાં આવતો હતો, તે વીષેનો કાંઇક અડસટો આપણા મનમાં અને ખીઆલમાં આવી શકે તેવો છે, જેથી સીકંદરનાં મનમાં એવોજ ભરાંત અને વેહેમ બેસી ગયો હતો કે, આ બશારત તેઓના પેલા દેવતા તરફથી તો કાંઇ નહીંજ હોવી જોઇએ; પરંતુ તે તો આપસ્વારથો અને મતલબનેજ ખાતેર પેલા ધરમગુરૂઓનાં મનના અમસ્થા ફરાકા જેવી લુચાઇનાજ હોવી જોઇએ. આથી તેઓના આમ બોલવા અને ગભરાવા ઉપર તે

જરા પણ પોતે લક્ષ આપતો રહેલોજ નહીં હતો; કારણ એ જે, હોનારત આગળ વીપ્રીત કાળે વીપ્રીત બુધી સદાએ આગળજ ચાલતી રહે છે. જેમ વાટરલુની ભયંકર લડાઇમાં નેપોલી અને માર ખાધો અને પચાસ લાખ ઉપર માનવીઓને લગભગ વીસ વરસના અરસામાં મારી નાખયા છતાં પણ તે હજુ પણ જયારે કાંઇ ધ[illegible] જ નહીં; તયારે માનજી જાતોના ક[illegible] ણને અરથે કુદરતેજ આખેરે પોત[illegible] કામ ભજી બતલાવયું હતું; કેમકે, લડાઇમાં તે શુરવીરો પોતા કરતાં [illegible] હેઠલે દરજજેના સરદારોને હાથે જો માર ખાઇ બેઠોજ નહી હતે તો આ જગતનો અને યુરોપનાં રાજપાટોનો મામલોજ ગોયા ઝીરોઝબર યાને તલે ઉપર કરી નાખયા વીના પોતે કાંઇ રહેતજ નહીં અને બીજા પણ લાખો માણસો તેના વધતા જતા લોભ આગળ બીચારા કતલેહામ થતાજ ચાલ્યા ગયા હતે. તેવોજ ભાગ કુદરતની પેલી વેર લેનારી દેવીએ સીકંદર સાથે પણ હવેથી ભજી બતલાવયો હતો; જોકે તેણે પણ બાર તેર વરસના ટુંક અરસામાંજ પચાસ સાઠ લાખ ઉપર માણસોને મારી નાખયાં હતાં, લાખો માણસોને કેદ કરીને તે બીચારાઓને ઠારજ કરવા માંડયા હતા, સેંકડો શાહજાદા અને રાજાઓને પોતે પાયમાલ કરી નાખી ઝમીનને તેઓના બેકીમતી લોહીઓથીજ તર કરતો ચાલ્યો હતો, બેશુમાર જાગીરદારો, શ્રીમંત સાહુકારો અને સોદાગરોને બુનબેખથીજ જયારે તે ઉખેડી નાખતોજ રહેલો હતો તયારે કુદરત તો કયાં સુધી તેનો આવો ધુજારો તે ખમયા કરે અને સાંખી તે શકે વારૂં? જે લોકોએ તેની સાથે લડવા પોતાના દેશાવરોપરના પયાર અને પોતાના નયાતીલાઓનાં બચાવ ખાતર જે અગતયની ફરજો અને સેવાઓ બજાવી હતી તેમાં તેઓનો તો કશો પણ કશુર તો હતોજ નહી; કેમકે સરવ કોઇને પોતાનો જાન માલ ધન દોલત અને કુટુંબ પરીવારોને બચાવી લેવાની જાતીજ હોશયારી અને ફરજો તેઓને માથે ગોયા ખુદરતથીજ ચોટેલીજ રહે છે માટે પોતાના અતયંત લોભ અને આપસ્વારથી ખાતર તેવા બેગુનાહ માણસોના જાનો અને દેશાવરો ઉપરજ તરાપ મારવી તેમાં તો અતયંત ગુનાહજ સમાયલો હતો તે વાતથી ફીલકુસનો એ બેટો તે પોતાના જોબન અને બળના બહારથી જરા પણ સમજતો રહેલોજ નહી હતો. આથી તે નાઉમેદ હાલતમાંજ પોતાનો હાથ ઘસ્તોજ ચાલ્યો ગયો હતો અને તેની સીકંદરીનો પણ એક તડાકામાંજ સદાબરો ઘાણ નીકળી ચુકયો હતો કે જે વાત તેવા સરવ લોભીઓના આચારવીચારો અને કારજો ઉપરથી આપણા દરેક જણને એક ધડો અને નસીહત લેવા જોગજ થઇ પડે છે.

પેલા ખીઆલદીઅનો પોતાના આવા નેક વીચારમાં આમ એકાએક નીષફળજ નીવડી પડયા અને સીકંદર તો તેઓના કહેવા ઉપર જ્યારે કશું પણ લક્ષ આપવા લાગયોજ નહી; તયારે તેઓ પોતાને મનસે એમજ સમજતા બેઠા હતા કે, આપણો આ તાજદાર જ્યાં સુધી પેલી બાબેલોનની દીવાળની બાહેર કે અંદરની બોરડુએ પણ પડીજ રહેશે તયાંસુધી તો તેનાં જાનને તો કશી પણ અલવલ પહોંચી શકે તેવુંજ નથી, માટે હવેથી તેઓએ એક નવીજ તરેહની યુકતી શોધી કહાડી અને પાદશાહને એમજ કહેવાને મંડી ગયા હતા કે, તમો નામદાર તમારી ફોજ સાથે જો એક ગોળ ચકરાવો લઇને તે શેહેરમાં ઉગમણુ તરફના દરવાજાને રસ્તેથી તો નહીંજ, પરંતુ આથમણુ તરફનાજ દરવાજામાંથીજ દાખેલ થઇ જશો તો આ માઠું ચોઘડયું તમારે માથેથી વીતી જયા વીના તો કદાચને રહેશેજ નહીં. આથી સીકંદરે તેઓની આ વાત પોતે પણ કબુલ મંજુર તો રાખીજ દીધી હતી, લયકીન તે દીવાલની આસપાસ એટલા તો ખાડાખબોચયાંઓ વાળી ભીનાશ જગયાઓ અને સરોવરો આવેલાં હતાં કે, તેથી આ પ્રમાણે અમલ થઇ શકે તેવુંજ નહીં હતું, જેથી તે કામ પડતુંજ નાંખી દઇને પેલા નેહેસ્ત દરવાજાને રસ્તેથીજ તે શેહેરમાં

તે પોતે દાખેલ થઇ ગયો હતો.

આ પરથી એક ફારસી શાએરની વાણીજ આખેરે ખરીજ થઇ પડે છે, કે મકે, તે કવી એમ વરણવી જાય છે છે:—"આ ભાંગીતુટી કારવાનસરા યાને આ જગતના મુસાફરખાના ઉપર જરા તમો ગોર કરો કે, જેની દેવડી ઉપર રાત પછી દીવસ અને દીન પછી રાત પડતીજ ચાલી જાય છે અને તેમાં નાઝનખરાંથી સુલતાંનો કેવા આવી બેસીને પોતાનો વખત ગુજારી એક પછી એક કેવા આખેરે પોતે પણ પાછા ચાલ્યાજ જાય છે!" આથી અનવારે સોહેલીના કલામોમાં જો બોલ્યે તો:—

"કસરે વય કલ્લએ હર તાજદાર;
બહરે વય ખુને હર અસ્ફન્દીઆર."

એટલે જે, "તેનો મહેલ દરેક તાજદારોના માથાની ટાલકીઓમાંથીજ બનેલો છે અને તેના દરયામાં હરકોઇ અસ્ફનદીઆરના લોહીનો ઠઠેરોજ ગોયા સમાઇ રહેલો છે." વળી એ બંને પ્રાચીન અને અરવાચીન કાળના પેહેલ વાનોની ઘોંઘાટભરેલી અને બીનનતીજા વાળી જીંદગાનીઓ ઉપરથી એક બીજો ધડો પણ આપણને લેવા લાયકનોજ થ ઇ પડે છે, તે ધડો જેમ મોં૦ મીને ક હે છે (જુઓ, તેનો "રેવેલુસી આ ફરાંસે" ના બે છેલ્લા બા બો) તેમ મધયમ દરજ્જેજેની મોટા ઇમાંજ સમાઇ રહેલો રહે છે. અસંત બુ લંદી અને ઘણુંજ ઉંચે દરજજેની કાર કીરદી સદાકાળ તો કાંઇ કોઇ ઉપરબી ટકી શકે તેવીજ નથી; કેમકે, શાએર ફેરદુસી તુસી કહે છે જે:—

"કે બર કસ ન માનદ હમીન રૂઝો બખ્ત;
ન ગંજો ન દેહીમે શાહી ન તખ્ત."

યાને "હરકોઇ માનવી ઉપર ન સીબો કે ચહડતો દહાડો, ધન, દોલત કે મુલકગીરી, પાદશાહી કે તખત અને તાજપોશી સદાકાળ તો કાંઇ કાયમ રહી શકતાંજ નથી; કેમકે, તેઓનો આખેરે અંત તો આવયા વીના રહેતોજ નથી." જેમ એક લંગડો ગધેડો આસ્તે આસ્તે રાહ કાપીને લાંબે વખતે પોતાને મંજલે સોહેલાઇથી પહોંચી શકે છે અને એક સેતાબ ચાલનો ઘોડો વાડોની વાડો ઝડપમાં કુદાવી ગયાથી આખેરે જલદી થી પાતો થાકી જાય છે કે કોઇક ખાડા ખાબોચયામાં પગ પડી ગયાથી લંગડે દીન થઇ પડીને નીરૂપયોગી જેવોજ થ ઇ પડે છે, તેવોજ હાલ પેલી અસંત જાહોજલાલી ભોગવનાર આલમગીર પા દશાહોનો પણ થઇ પડે છે. જેમ કરોડો અને અબજોની ઉથલપાથલ કરનાર સાહુ કાર સોદાગરો આખેરે પડી ભાંગીને દીવાળાં કહાડે છે તેમ પોતાનું પગ જોઇને પાથરણું તાણનાર મધયમ સ્થીતીનો વેપારી બચો જરા આગલો પાછલો વીચાર કરયાથી લાંબે દહાડે બે પઇસે સુખી હાલતમાંજ મરયા વીના તો રહેતોજ કાંઇ નથી, માટે તે ઉપર હરેક સ્થીતીના માણસોને વીચાર અને અમલ કરવો અવશયજ થઇ પડે છે, કે જેથી તે પોતાની પાઘડી આખેર સલામત રાખીનેજ પછી આ દેહનો દંડ આપી જાય છે; કેમકે, મરવાનું તો સરવે કોઇને નસીબે સરજેલું અને ચોંટેલુંજ હોય છે. ઘણો ભાગયશાળી પુરૂષ આ પણ તેનેજ સમજવો જોઇએ કે જે સ પુત પાછળથીજ નામવર થઇ જાય છે; કેમકે, ઘણુંએક શખસોપર પેહેલાં એક દમ ઉઠીને ઉભા થઇ પાછળથી જે પડી ભાંગે છે, તેઓ બીચારાઓ તો ઝડપ માંજ પછી ભુલાઇ જાય છે અને પેલા પાછલાજ પઇસાદારો થોડી પુંજીઓ છતાં પણ મોટું નામ ખાટી જાય છે. આપણાં શેહેરમાં ચાલેલા ગયા સતાનોજ ગોયા એક દાખલો લેવો કે, તે વેળાના કરોડપતી સોદાગરો અને દીલગુરદાવાળા સાહેબો જેઓ માનવીજાતોનું પોતાનો દસ્ત લાંબો રાખીને અસંત કલયાણો કરી ગયા છે તેઓ તો આજે સદંતરજ ભુલાઇ ગયા છે અને આજકાલનાં નવા હો ફક્ત લાખ બે લાખની બખશેશો ક રીને મોટાં મોટાં માનપાનો તથા ખેતાબો પામતાજ ચાલયા જાય છે; કે જેબી આ જમાનાનો એક વીચીત્ર ફેરફારજ આપણને સમજવો જોઇએ. આટલો એશારો કરી રહયા બાદ ચાલો આપણે એ પાદશાહના આખેરી હંગા મનોજ અહવાલ નીચે દરશાવવાને ક

રીને અત્રે હવેથી શુરૂ કરીએ :—

હવે આવી આવી આગાહી અને વહીઓ તથા વાનીઓ પવીત્ર અને નેક માણસો ઉપરજ વારંવાર જે નાઝેલ થાય છે, તે બીના ઘણાખરા અરવાચીન યુરોપી અન "હોકમાએ મઆદીઆત" યાને "મેટીરીઅલીસ્તીક ફીલસુફો" તો કેવળ માનય કરતાજ નથી અને આ સ્થુલ શરીર અને પેલી રૂહાની દુનયા વચેની એકમેક સાથેની છુપી લાગણી અને અરસપરસના વેહેવાર સંબંધી બાબતોને તેઓ ગોયા પોતે તો વાહીયાત જેવીજ સમજીને વીસરજનજ કરી મેલે છે અને ફક્ત આપણી જીવન સાધન આપનારી ઈંદ્રીઓની યોજના તથા તરકીઓપરજ પોતાનો મદાર બાંધતા રહે છે; પરંતુ તેઓને આ વાત પણ જરા ધયાનમાં લેવીજ જોઇએ કે, આ સ્થુલ શરીરના બચાવ ખાતેર અને તેને અત્યંત તકવીયતપણું આપવા સારૂ પુષકળ ખોરાક જે આપણને લેવો પડે છે તેથી તેની સઘળી રૂહાની ઇનદ્રીઓ તો મંદજ થઇ પડે છે જેથી પેલી અરવાહી શકતીઓ સાથેનો તેનો સંબંધ આસ્તે આસ્તે તુટતો અને કમતીજ થતો ચાલ્યો જાય છે. આથી એક ફારસી શાએર લાજબીની રાહે પોતે એમ બોલી જાય છે કે:—

"ગર ખુરી બીશ પીલ બાશી તુ;
કમ ખુરી જીબરઈલ બાશી તુ."

યાને "તું જો પુષકળ ખોરાક લેવા માંડશે તો હાથી જેવો પીલતન થઇ પડશેજ ખરો; પરંતુ તું જો કમતી ખોરાક લેતો રહેશે તો સરોશ જેવો તું પવીત્ર નીવડી પડયા વીના તો રહેનારજ નથી." આથી તો તેવા ઇશ્વરી ભાગ તો પોતાનો ખોરાક ઘણો કમ કરી નાખયા ચાલ્યાજ જાય છે; આજ પણ તેવાજ ફીલસુફો અને હકીમો જ્યારે પણ પોતાના ઘરાકોને અમાવશ ઉપર અકળાતા ગભરાતા પડેલા દેખે છે; ત્યારે તેઓની કશી પણ દવા દારૂ કરયા વીના અમસ્થાજ તેઓને પડતા નાંખી રાખે છે; કેમકે, તેઓ મનસે એમ માનતા રહે છે કે, આ ઉધાનનો જોર નરમ પડી ગયા પછી એ દરદનો જોર થોડોઘણોબી કમતી થયા વીના તો કાંઇ રહેશેજ નહીં. આથી આકાશના ગ્રહો અને સેતારાઓ આપણ શરીરો ઉપર જે દેખરેખ અને કાબુ ચલાવતા જાય છે, તે વીષેની કાંઇ સમજણ આપણા મનમાં ઉતરી શકે તેવી છે; પરંતુ તેઓ આપણી ઈંદ્રીઓની દેખરેખ હેઠળ જે આવી શકતા નથી તેથી તેવી મખફી યાને છુપી બાબતોની વાકેફગારી એકાએક આપણા ધયાનમાં ઉતરી શકે તેવીજ નથી. આપણે આપણી આ દરરોજની વેહેવારૂ જીંદગાની તથા તવારીખના સફાઓપરથી એટલી તો બીના ચોક્કસ રીતે જાણુયે છીએ કે, કોઇ કોઇ વખત આપણા સ્વપનાની તાસીરો રામબાણ રીતે પાછળથી ખરીજ પડતી ચાલી જાય છે કે જે વીષેનો કાંઇક ચીતાર આગળ ચાલતાં આપવામાં આવેલો છે. પયગમબરો, મહા તપસ્વીઓ કે સાધુઓ, પરહેઝગાર દસ્તુર દાવરો કે સમાધી લોકો અગમચેતીઓ કહી શકે છે; એટલુંજ નહીં, પરંતુ તેઓપર આકાશથી વહીઓ વટીક ફરેસ્તાઓની મારફતથી કોઇ કોઇ વાર ઉતરી પણ પડે છે, તે બીના તેઓના વરતાંતો વાંચયાથી આપણી ખાતેરજમા થઇ જાય છે. આગળ વરણવયા મુજબ સીકંદરની પણ જ્યારે યાહુદીઓના મોટા રાહાબી સાથે એક વેળાએ પોતાના સ્વપનામાં મોલાકાત થઇ ચુકી; ત્યારે તેથી તો તેણે પોતાનો કોલ તોડીને તેઓનો દેશ સુલખર કરયા બાદ તેઓપર રહેમનજર કરવા માંડી હતી, જેથી તેના સરદારો જરા વીચારમાંજ પડી ગયા હતા કે, આપણા એ તાજદારે પોતાના અસલી ઠરાવ અને વીચારોને એમ ને એમ એકાએક ફેરવી નાખયા હશે વારૂ? જંગીસખાન કે અમેરીકન માજી પ્રેસીડંટ લીંકન સારૂ પણ એમ કહે છે જે, હરેક આવતા મોટા બનાવોની તેઓને તેઓના સ્વપનાઓ મારફતથી આગમચથીજ બસારતો મલી જતી હતી, જે પરથી પોતાનો રસ્તો હવેથી કેમ લેવો તે વાસ્તવીક રીતે તેઓ પોતે સમજી શકતા હતા અને તે પ્રમાણે પોતે અમલો કરયા ચાલીબી જતા હતા. જેમ આપણાં વેહેમી બઇરાંઓ,

અને ભોળા માટીડાઓ સગનની વાતો ને ખરીજ માની દે છે; તેમજ અંગ્રેજો નો મોટો કવી શેકસપીર પણ એમ વરણવી જાય છે કે:—"Coming events cast their shadows before;" યાને હરેક બનાવ બનવાની પુરવે તેનો પડછાયો ગોયા આગમચથી જ આપણને નજરે પડી શકે છે." તેમજ જરમન મોટો શાએર ગોયેથે પોતાની જાતી અજમાયશ ઉપરથી પોતાના એક સ્વપના વીષેની વાત કહી જાય છે, કે જે બરાબર સાત આઠ વરસે તેજ દીવસે આબેહુબ ખરોજ પડી ચુકયો હતો. એમ તે પોતાની સ્મરણ ચોપડીમાં તરતજ લીધેલી નોંધ ઉપરથી આપણને જણાવી ગયલો છે. મેદો તેલર પોતાના એક ગ્રંથમાં અત્રેના કોઇક રાજકુંવર વીષે એમ લખી ગયલો છે કે, તેને તેના કોઇએક જોશીએ આગમચથીજ કહેલું હતું કે તારૂં મોત ફલાણે દહાડે અને ફલાણે ચોઘડયેજ થઇ પડનાર છે.

આ બીનાને તે નવીશન્દાએ માન્ય નહીં કરીને પેલા જોષીને જુઠો પાડવાના ખીઆલ અને હેતુથી તે વાત વીષેની યાદી પોતાની સ્મરણ ચોપડીમાં તરતજ પોતે ટપકાવી લાધી હતી અને તેવો બનાવ અને ગજબ તે રાજકુંવર ઉપર પેલા જોષીની આગાહી મુજબ જ્યારે તેના ખુદ પોતાના બંગલામાંજ થઇ પડયો ત્યારે તે પોતે ઘણોજ આશ્ચરય પામી ગયો હતો અને જે ચીજને તે આગળ હસીજ કહાડતો હતો અને માન્ય કરતોજ નહીં હતો તેમાં પણ કાંઇક સચ્ચાઇનોજ અંશ સમાયલો છે એમ તે હવેથી પોતે કબુલ મંજુર કરતોજ રહેલો હતો. હરેક આફત કે સંતાપ અને ગજબની વેળાએ યવન લોકોના પેલા અસલી "એપીકયુરીઅન" ફીલસુફો યાને "અહલે ઝોક તથા સફા" (સાહેબે અયશો અશરત) વાદી મત ધરાવનાર અને તેજ પ્રમાણે અમલના કરનારા દાના શખસો પોતાના દેવતાઓને પોતાની મદદે બોલાવવાને મંડી જતા હતા અને તેઓ કને એવી આજેજી અને કાકલુદીઓ કરવાને મંડી જતાજ હતા કે, અરે ઓ દેવતાઓ, તમો પેલા મહા બળવંત પરમેશ્વરને તેની ભર નીદ્રામાંથી જરા ઉઠાડો કે, જેથી તે સાહેબ અમારી આવી પરેશાન હાલત ઉપર નેગાહ પહોંચાડી અમો લોકોને આશ્રો અને કાંઇક રાહત આપવાને પોતે મંડી જાય. આમ કીસ્મત યા તકદીર ઉપર ભરોસો રાખનાર ઘણાખરા માનવીઓ દરેક દેશાવરો ખાતે અને હરેક ઝમાનાઓમાં પેલી રૂહાની દુનયા ઉપરજ પોતાનો આધાર મદાર અને ભરોસો જે રાખી બેસે છે તેથી તેઓ બીજીજ ઘારણો ઉપર પોતે ઉતરી પડે છે અને એવાજ ખીઆલમાં પડી જાય છે કે, જે પણ આપણે કામો કે વીચારો કરયે છીએ યા તો વાણીઓ કહાડયે છીએ તેમાં તો પરમેશ્વરનો ગોયા છુપોજ હાથ હોય છે અને તેના હાથ હેઠળ આપણે તો એક રમકડા પેઠે ગોયા રમયાજ કરયે છીએ. હવે પરમેશ્વરની ઇચછા અને મરજી તો સદાકાળ આલુજ રહે છે અને તેમાં તો કશો ફેરફાર કાંઇ પડતોજ નથી. તેથી આપણા નસીબા સાથે સંબંધ ધરાવનાર દરેક બાબતો જેવી કે, આપણા જન્મ, મરણ, શાદી કે તેવી બીજીજ સ્થીતીઓ, વીપતી કે ખુશી ખુરરમી વીષેના કાળો પણ તેના હોકમ પ્રમાણેજ સદાએ કાંઇ પણ વધઘટ વીના તેઓના નેમી રાખેલા વખત પ્રમાણેજ ચાલ્યા જાય છે. આવા વીચારથી તેઓ તકદીરનાજ ભોગ થઇ પડેલા હોવાથી આપણા સ્વતંત્ર વીચારો કે કારજો અને કામો ઉપર તો જરા પણ લક્ષ આપતાજ નથી. કેમકે, પરમેશ્વર આદમી જાતોને એક રમકડાં તરીકેજ જો ચલાવતો રહે અને સરજાવી ગયોજ હોય તો નેકી કે બદી, સજા કે સવાબનો નેક બદલો, રાસ્તી કે જુઠાઇ અને બેહેશત કે દોજખ વીષેની વારતાઓ તો ગોયા મીથયા વીજ થઇ પડે તેવીઓ છે અને મનુષય જાતી જેવું ઉંચી કીસમનું પ્રાણી જે તેની પેદાયશના સરતાજ જેવું કીંમતીજ જે ગણાય છે, તે પોતાની સરવે હોંશયારી અને અક્કલનું ગવહર ધરાવયા છતાં પણ ગોયા હયવાનીયતને દરજજે ઉતરી પડયા

વીના તો પછી કાંઇ રહેજ નહીં. આથી માનવી જાતોને સરવેથી છેલ્લા પેદા કરી અને તેઓમાં અક્કલનું ગોવહર મેલી અને બક્ષીને આ જગતની સરદારી તે સાહેબે તેઓને સર જે સરજાવેલી છે તેવો તેનો ઉમદા વીચાર તો ગોયા ધુળમાંજ મળી જાય તેવોજ આખેરે થઇ પડયા વીના તો રહેજ નહીં; પરંતુ તેમ તો કાંઇ બી છેજ નહીં, કેમકે, તે પોતાના જાતીજ સ્વતંત્રપણાને લીધે અને પ્રગટીકરણના કાનુનો મુજબ સદાકાળ પોતે સુધારા અને વધારાના બાબમાં તથા નેકી અને સચાઇમાં આગળ ને આગળ પોતાનાં શુભ પગલાં ભરયોજ ચાલ્યો જાય છે, માટે આ "અયશો અશરતવાળા સાહેબો" (એપીકયુરીઅન ફીલસુફો) ના વીચારોમાં જોકે થોડી ઘણી સચાઇ તો સમાયલીજ છે ખરી, પરંતુ તેમાં સઘળી આખી સચાઇ સમાયલીજ નહીં હોવાથી તેઓનો પંથ તો ઘણો લાંબો ઝમાનો થયો વીસરજ નજ થઇ પડેલો છે અને તેવા નસીબવાદી વીચારો ધરાવનાર શખસોના હાલ ઝમાનામાં તો દહાડાજ ગોયા ગણાઇ ચુકેલા લાગે છે: કેમકે, તેમજ જો હોય તો આપણને સરકાર દરબાર કે કોરટો અને એનસાફની દેવડીઓનું તો કશું કામજજ પડી શકેજ નહીં અને આ દુનયાનો ખુદ કારોબારજ ગોયા ભાંગી તુટી જયા વીના પણ રહેજ નહીં. આવા યવન લોકોના "મોરાઇઓ" તથા રૂમી લોકોના "ફતા" યાને ફેત એટલે જે નસીબ ઉપરજ ઇમાન ધરાવનાર સાહેબો તો દરેક માણુસ જનમતીજ વેળા પોતાનો નસીબો લખાવીનેજ ગોયા આ જગતમાં ઉતરી પડે છે કે જેમાં કોઇ પણ માણુસ કે દેવતાથી જરા પણ ફેરફાર થઇ શકતોજ નથી, એવા વીચારથીજ સદાકાળ પોતે ઇશ્વરના આમ કરવા ઉપર પોતે તો તવકકુલ અખત્યાર કરીનેજ પડી રહે છે. એસ્લામી ફારસી સુફી શાએરો પણ એજ ધોરણ ઉપર પોતે ચાલ્યા જાય છે, જે ઉપરથી તેઓનો એક નામચીન કવી મવલાના રૂમી પોતાની મસનવી શરીફમાં એક ઠેકાણે એમ લહલકારી જાય છે કેઃ—

"સુજાતી બેનાહાદ ઝે અસબાબો તુશેક;
તાલેબાંરા બઝીરે ઇન નીલી તુટોક.
અય ગેરફતારે સબબ બીરૂન મબર;
લઈક અજલ અજ મોસબ્બબ જન મબર.
બા સબબહા અઝ મોસબ્બબ ગાફેલી;
સુએ ઇન રૂ પુરીયાન જાન માયેલી."

યાને "પરમેશ્વરે પોતાના ગેબના ખજાનામાંથી પોતાના ભગતો સારૂ આ અસ્માની રંગના પરદા હેઠળ યાને આ જગતમાં આવાં આવાં પ્રાકરમો કરી બતલાવેલાં છે, માટે અરે ઓ, તેના વમળમાં લપટાઇ રહેલા શખસો પરમેશ્વર પર નહીં, બલકે, પેલાં 'અજલ' ઉપરજ હરેક દોષ તમો લોકો મેલી જાજો; કેમકે, તે સાહેબનાં છુપાં કારણોથી તમો તો કશી પણ રીતે વાકેફગારજ નથી, તેથીજ કરીને તમો આ જાહેર દેખાવોથીજ ગોયા અંજાઇ અને છેતરાતાજ ચાલ્યા જાઓ છો." આગળ ચાલતાં વળી એક ઠેકાણે તે શાએર એમ પણ બોલે છે જે:—

"અઝ સબબ સાઝીયશ મન સોદાઇઅમ;
વઝ સબબ સુઝીયશ સુફતાલીઅમ."

યાને "તે સાહેબના આવા સબબોને લીધે હું તો ગોયા ગાંડો ઘેલોજ જ જેવો બની રહેલો છું, અને તેની સબબોના બળતરાથી હું તો સુફતાલીઓ યાને ચારવાકો જેવોજ બની ચુકેલો છું." કેમકે એ "ફતલીસ્ત" ફીલસુફો તો આ જગતને ગોયા એક વેહેમી સ્વપના જેવી સમજી અને ગણી ગયલા છે. એમ તે એક મતાભીમાની શખસો, પ્રથમથીજ એવા વીચારો માનય કરી બેઠેલા હોવાથી પોતાની કે પોતાના સાહબતીઓ અને લગતાવળગતાઓનો અજલનો દીવસ કયારે આવી પહોંચશે તે વીષે પોતે વીશેષ લક્ષ આપતા રહેલા હોવાથી તેવા ચોઘડયાની શોધમાં સદાકાળ પોતે પડી રહે છે; કેમકે તે સચાઇ આપણને કાંઇક બશારતો કે સગનોથી તો માલુમ પડયા વીના તો રહેતીજ નથી એમ પણ તેઓ જે માનયાજ જાય છે, તેથી તેવા વખતની તલાસ ચાલુજ રાખવા તેઓ પોતાની ગોયા ફરજજ સમજતા બેસે છે અને ઇનતેજારીઓજ રાખતા હોય તેમ દીસ્તા રહે છે.

પરંતુ આ સત્તા જે કોઇથી પ ણુ ના પાડી તો શકાતીજ નથી, તેનો કાંઇ પણુ એલાજ શોધી કહાડવા અને તેના ઠેઠ જીગરમાં પેસી જવા સારૂ તેઓ પછી એમ પણ ખોલાસો કરે છે કે, એ વા ખરાબ ચોઘડયાની કાંઇ પણુ નીશાન આપણુને માલુમ પડતાંનેજ વાર જો ત રતજ આપણે કાંઇક દાન આપીએ યા તો કુરબાની કરીને તોબા તોબા પોકાર યે તો તેવા બદ ચોઘડયા, જેમ શેખ સઅદી કહે છે કે,

"સખાવત મીસે અઇબરા રીમયાસ્ત;
સખાવત હમે દરદહારા દવાસ્ત"

વહી પણુ જઇ શકે છે કે જે વાત તેઓના અસલી સીદ્ધાં તની તો ગોયા આડેજ જાય છે; કેમ કે, એક તરફથી તો તેઓ એમ કહે છે કે, હોનારત તો કોઇ કાળે પણુ બન્યા વી ના તો કાંઇ રહેતીજ નથી અને બીજી તર ફથી તેઓ એમ પણુ બોલવાને હીંમત વલી કરે છે કે, નર જો કરણી કરે તો તે નર નારાયણુને દરજજે વટીક પહોંચી જઇ શકે છે, માટે કુરબાની, ભણુતરો પુજા પાંત્રી ફકીરોને રોટલા કે અંન, ધન કે વસ્ત્રના દાનપાનો આપયા હો ય અને સખાવતો જો કરી હોય તોજ તેથી તે ચોઘડયાં ઉતારવા અને ફેરવી કે ટાળવાનાં આપણી કને સાધ નો પણ મોજુદ પડેલાં રહે છે કે જે પ્ર માણે જો અમલ કર્યા હોય તો તેથી આ પણો બચાવબી ખરેખરજ થઇ શકે છે. આપરથી ત્યારે તો તરેહતરેહવાર વેહમો કે ધુતમધાતમોને ઉતેજનોજ મલે છે અને અગમચેતી કહેવાના હુનરો અને પ્રાયશ્ચીતો કરવાની રીતભાતો ના તો પછી સવે દેવયશની ધર્મોમાં પા યા નંખાતાજ ચાલ્યા જાય છે અને પેલા આગાહીના કહેનાર ધુતારા તથા જોષીઓ ભલતું ભલતું બોલીને પછી પેલા બીચારા ભોલા લોકોને ઠગવાનો એક જાતનો પેશો જ લઇ બેસે છે અને કહે છે કે, અ મારી કને એવી કળા અને હુનર રહે છે કે જેથી સેહેલથી અમો તેવા બદ ચોઘ ડયાઓને ઉતારી યા તો ભાંજીતોડી પણુ નાંખી શકયે છીએ. હવે આ જગતમાં જે પણુ મહા વીરો થઇ ગયલા છે, તે ઓનાં અંત કે બદબખ્તી વીષેની નીશા નો અને આગાહીઓ તો કેટલાએકોને આગમજથી સ્પષ્ટ રીતે માલુમ પડી ચુ કેલીઓજ હતી. કહે છે કે, વાટરલુની લડાઇ પુર્વે બે ચાર દીવસો આગમચ ને પોલીઅને પોતાની છાવણીમાં એક મો ટો નાચ આપ્યો, ત્યારે બનાવ એવો બની ગયો કે, તે "બાલ"ના મેળાવડામાં એક ભયંકર આગ સળગી ઉઠી હતી, જેથી કેટલી એક બીચારી લેડીઓ તો બળીને ભસ્મજ થઇ ગઇ હતી. આથી તે જહાન પે હેલવાન શુરવીરો પોતાની સાથે નસીબો જોવાની જે ચોપડી કે મીસરથી લાવેલો હતો અને તેની સલાહ લેયા વીના તે પોતે હરકોઇ મોટું અને જોખમભરેલું કામ પોતાને માથે ઉઠાવતોજ નહીં હ તો, તેના તો આ માઠા બનાવથી હાંજા જ લેવાઇ ગયા હતા અને મનસે પોતે સારી રીતે સમજી ગયો હતો કે, આ લડાઇમાં આપણે કશા કાંદા તો કાંઈ કાપી કહાડી શકીશુંજ નહીં અને ઓર ઉલટા પાયમાલજ થઇ જઇશું. આથી તે લડા ઇનો દીવસ તેણે વધારે લંબાણુપર નાં ખવાને ઘણાંએ ફાંફાં મારવા માંડયાં, પ રંતુ તેના હમનબરદોએ કશી પણુ તેને મેહતલ આપીજ નહીં હતી. તેમજ કયસરે રૂમ અને સીજરને પણુ પોતાનાં ખુન વીષેના નઠારા ચોઘડયા વીષેની વાત આ ગમચથીજ જણાઇ ચુકેલી હતી, જેથી મરતી વેળા પોતાના પેલા ખુનીઓની સફમાં પોતાના ભત્રીજા બરૂતશને પણુ જ્યારે શામેલ થઇ પડેલોજ દીઠો; ત્યારે બુલંદ આવાઝે તે રાવનગીર શેહેનશાહ એમ એક સરદ હાય અને પોકાર મા રી ઉઠયો હતો કે, "Et to Brute." યાને "અરે ઓ બરૂતી (બરૂતશ) શું તું પણ મને મારી નાંખવાનાં આ પ્ર પંચમાં-શામેલજ છેની વારૂ?" એમ ક હીને તે તેનાપર ગોયા ઠપકો નાંખી ગયો હતો. સીકંદરની પણુ આવા અંતની ઘ ડી વીષેની ખબર આપતી વેળા તેનો હમઝમાન ઇતીહાસકરતા એરીસ્તોબયુ લશ એમ વરણુવી જાય છે કે, તે તાજ દાર પોતાના બાબેલાનના પારસી સુબા ના હાથ હેઠળ પોતાની પાછળ પોતાના એક અતલગના ખાસ સ્નેહી નામે એ

પાલોદોરસને પોતાની ફોજની સરદારી જે આપી ગયો હતો તેને પણ હીંદુસ્તા નથી પોતે જ્યારે પાછો ફરયો ત્યારે પોતાના તંબુમાં આવી જવાને હોકમ થયો હતો. ત્યાં જ્યારે કેટલાએક છત્રપોને તેઓના જુલમ જાસ્તીભરેલાં કામોને લીધે તે પાદશાહે મોટામાં મોટી સજાઓ કરવા માંડી; ત્યારે તે પોતાના બચાવ સારૂ પોતે પણ પોતાનાં મનસે ઘણોજ બીહવાને લાગી ગયો હતો. આથી તેણે પોતાનો ભાઇ પાઇથાગોરાસ જે કુરબાની કરેલાં જાનવરોનાં આંતરડાંઓની નીશાનોપરથી આગાહીઓ કહેવાનો પેશો જે લઇ બેઠલો હતો તેની કનેથી પોતે પણ કાંઇક સલાહો લેવાને મંડી ગયો હતો. આથી તેના જવાબમાં તેના આ ભાઇએ પાછું તેનાથી જાણવા માગયું હતું કે, તું કોણથી હાલમાં ઘણોજ બીહે છે? જેના ઉતરમાં તેણે હીફાશચીઅન તથા સીકંદરનાં નામોને રજુ કરી દેખડાવયા હતાં, જેથી તેણે સપરપહેલાં તો હીફાશચીઅન સારૂજ કુરબાની કરવા માંડી હતી અને તે જાનવરના માહેલા કોઇ ભાગપરથી આગાહી કહેવાની કાંઇક જુગતી પોતે લઇ બેઠો હતો. એમ કરતાં જયારે તેણે પેલાં જાનવરના કલેજામાં કાંઇક ખામીઓજ પોતે જોઇ લીધી, તયારે સીલ કરીને એક કાગજ પોતાના ભાઇ ઉપર મોકલાવી આપયું હતું અને તેમાં તેણે તેને ખોલ્લું એમ લખેલું હતું કે, અય બેરાદર, તને હીફાશચીઅનથી તો કશી પણ બીહીક રાખવાનું કારણજ નથી; કેમકે, તેનો તો જલદીથીજ અંત આવી જનાર છે, તેથી તે કાંઇ તને કશું પણ નુકસાન તો કરી શકનારજ નથી. આ કાગજ જયારે એમફીપોલીસવાળા આ એપોલોદોરસને હાથ જઈ પેહોંચયું, તયારે તે સરદાર અકબતાના ખાતેજ પોતે પડી રહેલો હતો અને તે પછી બીજેજ દીવસે હીફાશચીઅનના મરણ વીશેના સમાચાર તેને ત્યાંજ મળીપણ ચુકયાજ હતા. સીકંદરનો તે સાડુ જાતેજ માંહેલે પેટેથી જરા કપટી અને હઇડાંમેલો હોવાથી તેનાથી તેના હાથ હેઠળના ઘણાએક સરદારો બીહીતાજ રહેતા હતા; કેમકે, તે સેપેહસાલાર પાદશાહનો ઘણોજ માનીતો હતો, તેથી તેઓ પોતપોતાને મનસે એમજ ચોંકેલા રહેતા હતા કે, રખેને તેને ઉંધુંચતું સમજાવીને આપણો કાંટોજ તે કહડાવી નખાવે? ત્યાર બાદ પેલા પાઇથાગોરાસે પોતાના આ મજકુર ભાઇ સારૂ સીકંદર વીષે પણ પોતે કુરબાની કરવા માંડી અને તે જાનવરના કલેજામાંથી પણ તેને તેવીજ ખામી માલમ પડી ચુકી હતી, જે વીષેની ખબર પણ તેને તરતજ પોતાના ભાઇને પહોંચાડી દીધી હતી. પોતાની ઇમાનદારી દેખાડવાના હેતુથી પેલા એપાલોદોરસે તે કાગજ સીકંદરનાજ હાથમાં પોતે મેલી દીધું હતું, જેથી તે તાજદાર તેના આવા આ ઉદાર સ્વભાવની પોતે તો ત્યાં ને ત્યાંજ તેની તારીફજ કરવાને મંડી ગયો હતો; પરંતુ તે પોતે જયારે બાબેલાન ખાતેજ જઇ પહોંચયો; ત્યારે તેણે પેલા પાઇથાગોરસ કનેથી તે વીષેની પોતે જોસ્તેજુજ કરવા માંડી હતી અને તેને એમ પુછવાને મંડી ગયો હતો કે, મારા વીષેના આ ખરાબ ચોઘડયા વીષેની હકીકત તને તે કેમ માલુમ પડી ચુકી હશે વારૂ?

પેલા આગાહીના કહેનારે સીકંદરને ત્યારે પોતે એવો જવાબ આપયો હતો કે, પેલાં કુરબાન કરેલા જાનવરના કલેજા ઉપર માથાનાજ વાંધાં જોવામાં અવતા હતા. આપરથી તે તાજદારે પાછું તેને એમ પુછવા માંડયું હતું કે, ત્યારે તેની તાસીર તે શું હોવી જોઇએ વારૂ? જવાબ મળયો કે, સાહેબ, તમારે માથે કોઇક જબરી ઘાત આવી પડવી જોઇએ તેના આવા નેખાલેસ જવાબથી સીકંદર તેના ઉપર કાંઇ ગુસ્સે થયોજ નહી હતો અને ઓર ઉલટો તે પેલા પાઇથાગોરસની ઇમાનદારી અને સચાઇ વીષે સારૂં મત ધરાવીને તેનાપર પોતે હવેથી વધુ લક્ષ આપવાને મંડી ગયો હતો. આગળ ચાલતાં આરીસ્તોબયુલશ વળી એમ પણ લખી જાય છે કે, તે આ વાત મેં ખુદ પોતેજ આ પાઇથાગોરસ કનેથી મહોડોમહોડુંજ સાંભળેલી હતી. હવે હરકોઇ બનાવ બની ગયા પછી એવી આગાહીઓને

યાદ કરવી યાતો યાદ રાખવી તે કામ તો
સેહેલાઇથીજ બની શકે તેવું છે; પરંતુ
ઘણાએક મકદુનીઅન સીપાહીઓએ પે
લા કલીઆન ( કાલાનુસ ) જોગી બ્રાહ
મણની વાતનો પાછો નવેસરથી પોતાનાં
મનમાં આ બનાવ બની ચુકયા બાદ
ફરીને જરાક ગોર અને તોલ કરવા માં
ડયો હતો; કેમકે, તે બ્રાહમણ પોતે
હાથે કરીને બળીને સતી થઇ જવાના
એરાદા અને હેતુથી પેલી ચેહ તરફ
પોતે જ્યારે નીકળીજ ચાલ્યો; ત્યારે તે
ણે પોતાના સઘળા દોસ્ત આશનાઓથી
આમ છુટું પડી જતી વેળાએ પોતે
રૂખસતો ચાહવાને મંડી ગયો હતો,
પરંતુ તેમ તેણે સીકંદર સાથે તો
કાંઇ કરી દેખડાવયુંજ નહી હતું
અને એટલુંજ બોલીને ચાલતો થયો
હતો કે, એ પાદશાહના દરશન તો
હવે પછી થોડુંકમાંજ હું બાબેલાનખા
તે કરી શકનારજ છું. આવી ચાલતી
આવેલી દંતકથાને આધારે સીસરો
તો પોતાની આગાહીઓ વીષે લખી
ઘાલેલી એક કેતાબમાં ખાતરીપુરવક
રીતે આપણને એમ જણાવી જાય છે
કે એ જોગી સીકંદરનાં અકાળ મરણ
વીષેની જે આગાહી કે પોતે કહી ગયો
હતો તે વાત મને તો દરોસ્ત અને રા
સ્તજ ભાશે છે અને તેમાં કશો શક લા
વવાનો હું તો કાંઇ સબબ જોઇ શકતો
જ નથી.

હવે જેમ કહેવત મશહુર છે કે,
શકતીના સાથી ઘણા અને લખેસરીઓ
ના પુજારા બેહદ તેઓની આસપાસ
જે ઉભાઇ જાય છે તેથી તેની સ્વદેશ
ભુમી તરફથી ઘણાંએક એલચી ખાતાં
ઓ તેને આવકાર દેવા અને મોબારક
બાદી આપવાના એરાદાથી બાબેલાન
ખાતેજ ઉતરી પડયાં હતાં, અને તેનાં
અસલી દુશમનો તેનો કુનદો ઇરાનના
પ્રબળ રાજયનેજ હાથે જે કરાવી
નાખવાની. પ્રથમમાં ઉમેદ ધરાવતા હતા
અને વેંતરણમાંજ હતા તેઓ પ
ણ તેના આવા બુલંદ તાલે અને એક
બાલને લીધે તેના પુજારીઓ જેવાજ
હવેથી થઇ પડયા હતા. તેઓને સીકંદ
રે પણ માનપુરવક રીતે આવકાર દઇને
પછી પાછા રવાના કરી આપયા
હતા અને જે જે ચીજો કે ફતેહની નીશા
નીઓ કે ઇધાણી દાખલ પાદશાહ ક્ષાર
સા તેઓના દેશાવરો ખાતેથી ઇરાન ખા
તે આગળ ઉપાડી ગયો હતો, તેઓને
પણ તેણે તેઓનેજ સ્વાધીન કરી દીધી
હતી અને જે જે શહેરો ખાતે તે
લગતીવળગતી હતી તે શહેરોમાં
પાછી તેઓને મોકલાવી આ
પવાનો તેઓને આગ્રહ વટીક પો
તે કરયો હતો. ફાઇલારચુસની સતાને
આધારે જાહેર રાજદવારી મેળાવડાઓની
વેળાએ એ શેહેનશાહની દરબાર વીષેનો
ઠાઠમાઠ નીચે મુજબ એથીનીયુસ પોતે વર
ણવી ગયો છે કે,—"પેલાં સોનેરી તારના
દરખતો અને ચોખા સુવરણમાંથી બના
વેલાં દરાક્ષના વેલાઓ કે જેઓપર લી
લમ કે હીંદુસ્તાનની પેદાયશના જમરૂદ
વગેરે બીજાં પણ તરેહ તરેહવાર બે
કીમતી જવાહેરાતોના જુમખા લટકાયલા
દીસ્તા હતા, તેઓ હેઠળ ઇરાનના પાદ
શાહો બીરાજીને લોકોની મોલાકાતો જે
લેતા હતા, તે ઝમક તો સીકંદરની આ
બારગાહની જાહોજલાલી આગળ ગોયા
હવેથી ઝાંખીજ લાગવાને મંડી ચુકી હતી;
કેમકે, એ તાજદારનો એકજ દીવસનો ખ
રચ તેઓની એકંદર કીમત કરતાં પણ
હવેથી વધારે થઇ પડેલો હતો." આમ
લખાણ કરતી વેળા તે નવીશનદો
જેણે કે, ઇરાનનો આગલો રોબ અને દબ
દબો પોતે તો કાંઇ જોયલોજ નહીં હ
તો, તે પોતાના રાજાની આમ જલુસી
વધારે દેખડાવવા સારૂ આવી સહ
રાગાતો પોતા તરફથીજ તે કરી ગયલો
દીસે છે; કેમકે, બીજા યવન રાવીઓનાં
લખાણો તો તે વાતને જરા પણ પુષ્ટી
આપી શકતાંજ નથી. વળી આ વાત
પણ આપણને ધયાનમાં લેવીજ જોઇએ
કે, નાદેરશાહ અને શીવાજી જેવો
તે પીનદારો જયારે ઇરાનમાં પે
ઠો તયારે તેને માથે તો બાલેબાલ કરજ
નો ટોપલોજ વળગેલો રહેલોજ
હતો; એમ તે પોતે પણ પોતાને મહો
ડેજ કબુલ મંજુર વટીક રાખી ગયલો
છે, અને તેમ ઉપર આપણે જણાવી પણ
ચુકયા છીએ; માટે આ સઘળી સહરા

ગાવોમાં જો સચાઇજ સમાયલી હોય, તો તે સઘળો લુટનોજ પઇસો હતો, કે જે એક અઠંગ ચોર તરીકે ઇરાન ખાતેથી તે લુટારો પોતાના દેશ ભણી ઉપાડી ગયો હતો. માટે તેવો શુધ બનાવ તો ઇરાનના પ્રતાપને લીધેજ તેના હક્કમાં હવેથી થઇ પડેલો હતો. એમ તો અરબો પણ ઇરાન ઉપર પાછળથી શેહઝોર થઇ પડયા હતા; પરંતુ તેઓ તો સાંથી આટલો બધો માલ ખજાનો તો કાંઇ લુટી ગયલાજ નહીં હતા; કેમકે, તેઓનો મોટો ખલીફો હઝરત ઓમર એબને ખતાબ જે અમીરોલમોમેનીનના ખેતાબ હેઠળ પીછાનાયો જતો હતો, તે બીચારો તો એક દરવીશ પેરે માત્ર પોતે એક નાની ઝુપડીમાંજ પડી રહેતો હતો, એમ મવલાના રૂમ પોતાની મસનવી શરીફમાં આપણને સાફ જણાવી ગયલો છે. આગળ ચાલતાં તેજ યવન નવીશનદો સીકંદર સારૂ એમ પણ વરણવી જાય છે કે, તેનો પાદશાહી તંબુજ બટ સોનામાંથી બનાવેલાં આઠ સ્થંભો ઉપર ઉભેલો દીસ્તો હતો, કે જેમાં સો ઉપર તો કોચોજ સમાયલા રહેતા હતા. તેના છત્ર તરીકે તરેહ તરેહવાર સોનેરી નકશીકામો બનાવટનું લાંબુ ને લાંબુ જે કપડું રહેતું હતું, તેથી તેની આખી સીલીંગ ગોયા ઢંકાઇ રહેલીજ દીસતી હતી. તેમાં અરધ ગોળ કુંડાળાના આકારમાં બનાવેલા એક વીભાગમાં તો પાંચસો પારસી સેપાહો જાંબુરીઆ અને નારંગી રેકા પોશાકો સીખે ખડે પગે ઉભેલા આપણી દ્રષ્ટીએ પડી શકતા હતા, કે જેઓના નેજાઓ ઉપર દાડમો લટકેલાં જણાતાં હતાં. તેઓ પાછળ એક હઝાર તીરઅનદાઝો, જેઓમાં કોઇકો જો કીરમજી તો કોઇ કોઇઓ તો આતશી રંગના પોશાકોમાં બીરાજતા હતા, અને જેઓ માંહેલા ઘણાખરાઓની કમર ઉપર તો કમરબંદો પણ જોવામાં આવતા હતા. તેઓની હરોળમાં પાંચસો મકદુનીઅન "આરગાઇરાસ્પીદીજો" નામના રખેવાળ સીપાહીઓજ આપણી દ્રષ્ટીએ પડી શકતા હતા. તે દેહેરાંની વચોવચમાં એક સોનેરી તખત બીરાજતું હતું, કે જે ઉપર આસન કરીને પાદશાહ સીકંદર સોકોની મોલાકાતો પોતે લેતો રહેતો હતો; જે વેળાએ કે બંને બારડુઓ તરફ તેની પાછળ તેના મોટા મોટા અમલદારો ઉભા રહેલા જણાતા હતા. તે ખીમા યાને તંબુની બાહેર ગોળ કુંડાળાના આકારમાં આહીનમાં ઉભા રાખેલા કેટલાએક હાથીઓ બી ઘણા ઠાઠમાઠ સીખે ઉભેલા દીસતા હતા, કે જેઓ સાથે પોતાના જાતી પોશાકોમાં એક હઝાર મકદુનીઅનો પણ ત્યાં જણાતા હતા. તેઓથી જરાક છેટે દસ હઝાર પારસી સીપાહીઓ અને પાંચસો દરબારીઓ જેઓ કે જાંબુરયો સાહયો પેહેરવાનો પરવાનો ધરાવતા હતા તેઓ આહીનમાં ઉભેલા દીસ્તા હતા; પરંતુ તે મહેફેલગાહમાં સીકંદર વળી એવા દબદબા અને ઠાઠમાઠથી ખુદ પોતે તો બીરાજતો હ હતો, કે તેની આગળ કોઇ પણ તેનો દોસ્ત કે હજુરીઓ બટીક જઇ શકવાને હીંમતજ કરી શકતો ન હતો." આજબી નીઝામી રાજ્યમાં હાથીઓને એવા તો કેળવી રાખેલા હોય છે કે, જયારે પણ "હુજુર" પોતાના મહેલમાંથી બાહેર પડે છે, ત્યારે તેને જોતાંનેજ વાર પેલા હાથીઓ પોતાની સુંઢો ઉંચી કરી પોતાના આગલા પગોપર પડી જઇને તેને હારેદોર ગોબારકબાદીઓ આપતાજ ચાલ્યા જાય છે. હવે આટલી બધી જાહોજલાલી પોતે મેળવેલો હોવા છતાં પણ તેના દીલનો જુસ્સો તો હજુ પણ બીજાં મોટાં મોટાં પ્રાક્રમો કરી દેખડાવવાના ખીઆલમાંજ પડી રહેલો જણાતો હતો. આવા વીચારથી તેણે પોતાના એક સરદાર આરગેયુસને કેટલાએક વહાણ બાંધનારાઓ સીખે કીઆસપીઅન સરોવરના કીનારા ભણી એકદમ ઉપડી જવાનો પોતે હોકમ આપયો હતો; કેમકે, તેની મરજી તો તે દરયો કયા મહાસાગર સાથે જોડાયલો છે તે શોધી કહાડવાની હતી. તેણે પેલા આરગેયુસને એમ પણ ફરમાવયું હતું કે તમારે તો માઝેનદરાનના બેયાબાનો ખાતે ઉતરી પડીને ત્યાં લાકડાં કપાવી રાખવાં કે જેથી આ શોધ સારૂ આપણને યવન લોકોનાં લડાઇના બારકસોની ઢબછબ પ્રમાણે વહાણો ત્યાં બાંધવા અને તઇયાર કરવાને બની આવે.

હવે તે ઝમાનાના ભુગોળ વીદયા
રથીઓ અને યવન ફીલસુફો એ દરીયો
અને સરોવરને હીરાદોતસ અલગો કરીને
જે ગણી ગયેલો છે, તે વીષે જરા શકની
નજરથી જોતા રેહેલા હતા, કેમકે, તેઓ
મુકાબલાઓ ઉપરથી એવાં અનુમાન
ઉપર આવી પડેલા હતા કે તેનું આ
વું લખાણ કાંઇ પાયદાર તો રહી
શકે તેવુંજ નથી. હવે હીરાદોતસ તો
તેવી વાત લોકો કનેથી સાંભળીનેજ
ફકત પોતે તો પોતાનાં ગ્રંથમાં ટપકાવી
ગયો હતો અને જે પણ નદીઓ કે તે
ના લખયા પ્રમાણે તેમાં જઇને ખાલી
થઇ પડતી હતી તે હેવાલ તો સ
દંતરજ ખોટોજ થઇ પડેલો છે અ
ને વાહીયાત જેવોજ દીસે છે, માટે
તે સરોવર સારૂ તેની આપેલી ખીના તો
માત્ર હવાઇ ખયાલ જેવીજ આપણને તો
લાગી શકે છે. હવે જે સાંકડો રસ્તો યાને
દવાર મેઓતીકના સરોવરને પ્રોપીનતીસ
ના દરયા સાથે જોડી નાંખે છે, તેમજ
તે પ્રોપોનતીસને યુક્ષાઇનના દરયા સાથે
અને યુક્ષાઇનનાં પાણીઓનો ભુમદયના
સમુદ્ર સાથે જેમ સંબંધ રહે છે, તેવો
જ સંબંધ આ રૂમના દરયાનો આખે
રે આટલાનટીક મહાસાગર સાથે પણ
જે થઇ પડે છે, તેવા કુદરતના બનાવો
ઉપરથી તેઓ એવાજ ખીઆલ ઉપર
ઉતરી પડેલા હતા કે, એ કીઆસપીઅન
સરોવર પણ કોઇક દવારને મારગે કોઇ
પણ મહાસાગર સાથે તો જોડાઇ જવો
જ જોઇએ. વળી તેઓ એમ પણ
વીચારમાં પડેલા હતા કે, તેના
કોસ્તાઓ ઉપર જે ટેકરાઓ આવેલા
છે તેપરથી તે કાંઇ સરોવર તો હોય
જ નહીં અને કોઇ પણ મહાસા
ગર સાથે તે કાંઇ પણ સંબંધ વટીક ધ
રાવતોજ નહી હોવો જોઇએ, માટે તે વીષે
ની સઘળી બાતમી મેળવવાના પુરતા ખી
આલમાંજ તેઓ બેઠેલાજ હતા. હવે
સીકંદર તો પોતાનાં ત્યાર બાદ થઇ પ
ડેલાં અકાળ મરણને લીધે પોતાની આ
મજકુર યોજનામાં તો કાંઇ પાર પાડી શક
યોજ નહીં હતો, તોપણ તેના એક ગા
દીનશીન વારેસ સીલ્યુકસે તો તે કા
મને ફરીથી પોતે પોતાને માથેજ ઉઠાવી
લીધું હતું અને પેત્રોકલસ નામના પો
તાના એક નવકાશાસ્ત્રીને એ કીઆસપી
અન સરોવરનો કોસ્તો પોતે હાથે જાતે
જઇને બરાબર સારી પેઠે અવલોકન ક
રી આવવાનો હોકમબી કરયો હતો; પરં
તુ તેની ખાડી સદાકાળ ઘણી તોફાની
જે રહેતી હતી તેથી તે એડમીરલ તો
પોતાની હીંમતજ હારી ગયો હતો. આથી
તે હવેથી એવો ઢોંગસોંઘ મચાવી બે
ઠો હતો કે, મેં જહુન અને સહુન ન
દીઓના મુખડાઓ તો શોધીજ કહાડે
લા છે કે, જયાંથી જો અગની કોણ ભ
ણી આપણે હેરયું લીધું હોય તો, તે
રસ્તેથી આપણે હીંદી મહાસાગરમાં તો
ઉતરી પડયા વીના કાંઇ રહેતાજ નથી;
માટે તેવા તેના લગાવેલા આવા તોલ્લા
ઉપરથી એમ તો હાલમાં સ્પષ્ટ રીતે
જણાઇ શકે છે કે, તે પોતાની ફરજ તો
કાંઇ બજાવી શકયોજ નહીં હતો અને
પેલા કીનારાઓની પણ પુરતી તલા
શ તેણે કેવળે લીધી પણ નહીજ
હતી. જો સીકંદર હજી પણ જીવ
વા પામયો હતે તો તેનો કાંઇ
પણ તોડ પોતે શોધી કહાડયા વીના
તો રહેતેજ નહી કે, જેથી તે લતા તરફ
ના આ દેશાવરો ઉપર તેરથી તે ચઉદ
સદીઓ સુધીનો આવો લાંબો સેયાહ
પરદો તો વચમાં કદાચને પડી શકયોજ
નહી હતે.

હવે આગળ કહયા પ્રમાણે નીઆ
રકસનો હીંદી કાફલો તયાંની મોટી ખા
ડીમાંથી યુફરેતીસ નદી સુધી ઉપડી જઇ
ને છેક બાબેલોન ખાતે તો જઇજ પહોં
ચયો હતો, માટે સીકંદર જયારે પોતે
અકબતાનાનાં શેહેર ભણી આવી લાગયો
તયારે તેણે બાબેલોન ખાતે ભુમધય સ
મુદર તરફથી બે, પાંચ ડોલીવાળાં, ચાર,
ચાર ડોલીવાળાં, બાર, ત્રણ ડોલીવાળાં
અને ત્રીસ તો ત્રણ હલેસાંવાળાં બારક
સોને આવીને લંગરવાર થઇ પડેલાં દી
ઠાં હતાં. તે વહાણોને ફીનીસીઆના કો
સ્તાઓ ઉપર લાવી તેઓના સાંધેસાંધા
છુટા પાડી નાખીને પગ રસ્તેથી તેઓને
થાપસેકસનાં શેહેર ખાતે લાવી રાખેલાં
હતાં કે, જયાં તેઓને ફરીથી મરામત ક
રીને યુફરેતીસ નદીને મારગેથી બાબેલોન

ખાતે પહોંચાડી દેવામાં આવયાં હતાં.
આથી તેણે તે શેહેરનેજ આગળ જતાં
પોતાની રાજધાની કરવાનો એરાદો જે
રાખેલો હતો, તેથી તે નદી ઉપર એક
મોટું બારૂં બંધાવવાના વીચારમાંજ તે
પોતે તો પડી ગયો હતો. તે બારૂં તેણે
એટલું તો મોટું કરવાનો એરાદો રાખે
લો હતો કે, તેમાં એક હજાર લડા
ઇનાં બારકસો તો સેહેલાઇથી સમાઇજ
શકે તેવી. યોજના પોતાને મનસે તેણે ક
રી રાખેલી હતી અને તે કારણસર તે
નદીમાં ઠેકાણે ઠેકાણે પોસ્તાઓ નાખી
દેવાની પણ તે યુકતીમાંજ બેઠેલો હતો.
હવે તે કાફલાનો અખતયાર લેવા અને
તેને બરાબર ચલાવવા સારૂ ભુમધય સ
મુદ્રને કાંઠેના ખલાસીઓ તયાં જુડાબં
ધ ઉતરી પડયા હતા, કે જેઓમાં
ફીનસીઆના કોસ્તાઓ ઉપર વસનારા
કેટલાએક તો એક જાતની બલુ અને
હેરા કીરમજી રંગની માછલીના
પકડનારા માછીઓ પણ હતા, એમ
આગલા યવન ગ્રંથકારો નોંધ રાખી
ગયલા છે. વળી તેણે પોતાના આડત્યાઓ
ને ઘણાજ કારઆઝમુદે અને હોશયાર
ખલાસીઓ તથા મજબુત બાંધાના હલે
સાંમારૂઓને શોધી કહાડી તેઓને એ
નોકરીએ લગાડી દેવા સારૂ પોતે ઠેકા
ણે ઠેકાણે રવાના થટીક કરી આપેલા હ
તા. મતલબ એ જે, તેણે સુસા અને બા
બેલોનના કોસ્તા ઉપર ફીનીસીઆના
પ્રાંત જેવોજ બીજો એક દરયાવરૂઘી
પ્રાંત કરી નાખવાનેજ એરાદો રાખયો
હતો કે જે દોલત અને વસતીના બાબ
માં આગળ ચાલતાં શામના આખા મુ
લકને પણ ટક્કરજ મારી શકશે એવો વીચાર
તેણે પોતાના મનસે કરી રાખયો હતો,
ને જે કે, પાછળથી તો હવાઇ ખીઆ
લવાળા એક સ્વપના જેવોજ થઇ પડ
યો હતો. હવે ઉપર કહયા પ્રમાણે બા
બેલોન શેહેરની જગયા એક તરફથી
મીસર અને ભુમધય સમુદ્ર અને બીજી
તરફથી સીંધુ અને ઉગમણુ પ્રાંતના દ
રયાઓ વચે જે આવેલી હતી, તેથી
તેને મધય સ્થળ તરીકેજ સમજીને તે
પાદશાહ પોતાની આ બહોળી સલતનત
સારૂ તેનેજ પોતાનાં રાજયનું પાયતખ
ત શેહેર કરી નાંખવાનો હવેથી પોતે
મનસુબોજ લઇ પડેલો હતો; માટે આ
સીરીઆના પ્રાંતની બેહદ ફળવંત અને
તેની આયપત હીરાદોતસના કહેવા પ્ર
માણે પારસીઓના શેહેનશાહ દારયવુ
શ–વીસ્તાસ્પની સઘળી આમદાનીઓમાં
મોટો ભાગ રોકતો જે રહેલો હતો, તેમાં
ત્યાંનાં તે આગલા પાદશાહોની બેપરવાહી
અને અંધેર કારોબારોને લીધે જેનોફ
નના જણાવયા મુજબ દજલા નદીપર
નાં ઘણાએક શેહેરો વીરાન અને બીસ્માર
હાલતમાંજ જઇ પડેલાં હતાં. આથી તે
ઓના કરેલા આવા ઘા ઉપર મલમપ
ટો કરવા અને આસીરીઆના મુલકને
પાછું તેની આગલી જાહોજલાલીએ પ
હોંચાડી દેવાના હેતુથી તેણે ન
વાં પગલાં ભરવાનો મનસુબો પો
તે કરી રાખયો હતો; પરંતુ તે
કામ હાર પડે અને પોતાની સલત
નતના નઇરૂતય કોણુ તરફનાં દેશાવ
રો ખાતે તેનો બેધડક વેપારવણજ
પાછો ચાલયો જાય તે સારૂ તેને અરબ
લોકોને પણ પોતાની ઝુસરી હેઠળ લાવી
મેલવાની હવેથી ગરજજ માલુમ પડી
ચુકી હતી. તે દેશાવરની જગયા વળી
બાબેલોનના પ્રાંતની આથમણેજ આ
વેલી હોવાથી તેનાપર સવારી લઇ જ
વાનું કામ પણ સવળતા જેવુંજ થઇ
પડેલું હતું; કેમકે, તે લોકો પોતાનો
દોર જે યુફરાત નદી ઉપર ચાલતો હ
તો તેથી હાલમાં વેપારીઓ કનેથી જબ
રો વેરો કહડાવતાજ રહેલા હતા; માટે
તે દેશને મસખર કરવા ય ને જીતી લે
વાના હેતુથી તેણે પોતાના કાફલાને તે
દવીપકલ્પની પ્રદક્ષણા કરી આવવાનો
હોકમ કરી રાખયો હતો અને તેની ઉ
પર દેખરેખ રાખવા સારૂ પોતાની
ખુશકીની ફોજને પણ સોંપી આપવાનો
તેનો એરાદો હતો. આથી હાલ તરત
તો તેણે પોતાનાં કેટલાંએક ત્રણ
હલેસાવાળાં બારકસોને ઇરાની અખાત
ના દક્ષીણ કોસ્તાઓની તપાસ લેવા
અને અરબેસ્તાનના કીનારાઓની હાલત
વીષે પોતાના અભીપ્રાયો લખી મોકલા
વવા સારૂ રવાનાંજ કરી આપયાં હતાં.

**સીકંદરે અરબસ્તાનના કોસ્તાની પ્રદક્ષણા કરી આવવા સારૂ પોતાનાં મોકલી આપેલા શ્રી નઉકા સૈન્યાધીપતીઓ.**

હવે હાઓરો નામના એક દરયાઇ નાખોદાને તે કામ સારૂ પોતે જે નેમી રાખયો હતો, તે શખસ તો સોલી શેહેરનો રહીશ થતો હતો. તે તો તેથી પણ વધારે આગળ હીમત કરીને નીકળી ચાલયો હતો; કેમકે, સીકંદરે તેને એવો હોકમ કરેલો હતો કે, તમારે અરેબીઆના કોસ્તાની આસપાસ પ્રદક્ષણા કરી જઇને મીસર દેશના હાએરોપોલીસનાં શેહેર સુધી નીકળી જવું જોઇશે. પરંતુ તે નઉકા સૈન્યાધીપતી તે અખાત માંહેલો આખો કોસ્તો ફરી વળીને રાસલહદ્દનાં ઘણાં દુરનાં ડરામણા ભુસ્લાકા વેર ઠેઠ સુધી જયારે જઇ લાગયો, તયારે તે પણ પોતાની હીમત હારી બેઠો હતો, માટે પાછો ફરી જઇને તે કામ પાર ઉતારવું મહા જોખમભરેલું છે, એમ સીકંદર કને જઇને તે પોતે તેને કહેવાને મંડી ગયો હતો. આથી સીકંદર તો વધારે ઉસ્કેરાઇ બેઠો હતો, કેમકે તેની દીક્ષનરીમાં "મહા મુશકેલી" એવા શબ્દના તો કેવળે ગોયા વાખાજ જોવામાં આવતા હતા, માટે તે પ્રદક્ષણા મરને કરવી તે સારૂ તેણે હવેથી ફરીને લાગટ તઇયારીઓ કરવા માંડી હતી. જો તે કફલા સાથે તે પોતેજ ખુદ નીકળી પડયો હતે તો, પોતાની એ મકસદમાં પાર પડયા વીના તો કાંઇ રહેતેજ નહી; કેમકે, અરબો તે ઝમાનામાં લડવે ઘણા બહાદુર લોકોમાં તો કાંઇ ખપતાજ નહીં હતા, માટે તેની આવી ખુશકી અને દરયાઇ ફોજ આગળ તેઓ તો જરા પણ ટકી શકયાજ નહીં હતે; જેથી તે આખો દ્વીપકલ્પ સહેલથી પોતે ફરી વળયા વીના તો રહેયોજ નહી હતે, કારણ એ જે, મસકતથી મોખા અને મોખાથી તે ઠેઠ મક્કા સુધીનાં શેહેરો વચેની જગયાએ ઘણું કરીને સારી ફળવંત જેવીજ હાલતમાં જે રહેતીઓ હતી, તેથી તેનાં લશકરને ખોરાકીની તો વાટમાં કશી વાણુજ પડી શકતે નહીં; કેમકે, મક્કા આગળથી તો પછી તે ઘણી સેહેલાઇથી મીસર ભણીજ ઉતરી પડતે; કેમકે, તે મુલક તો આગમચથી તેના તાબા હેઠળ આવી ચુકેલો હતો; માટે નીલની ફળવંત ખીણોમાંથી જેટલી જોઇએ તેટલી ખોરાકી તે ઝડપમાં મેળવયાવીના પણ રહેતેજ નહીં. હવે પાછલા અરબો જે એવી ડંફાસ મારતા આવેલા હતા કે, અમારા દેશને તો કોઇ પણ પરરાજયે આગળ જીતયોજ નહી હતો અને અમો લોકો તો અસલધરથીજ સ્વતંત્ર હાલતમાંજ ઉછરતાજ આવેલા હતા, તે વાતમાં તો જરા પણ સચાઇ છેજ નહી; કેમકે, રૂમી શેહેનશાહ આગસ્તસના દોરમાં તેનો એક સરદાર નામે ઇલીયુસગાલુસ તે દેશ ઉપર પોતે જયારે સવારી લઇ ગયો, ત્યારે અરબો તો કેવળે તેની સામે થઇ શકયાજ નહીં હતા અને આઠ મહીના સુધી તે અરબસ્તાન ખાતે પોતે જે પડી રહયો હતો, તેટલી મુદતમાં તેણે પોતાની આખી ફોજ માંહેલા સીપાહીઓમાંથી દુશમનોના હથયારોથી ફકત માત્ર સાતજ જણાઓને ખોયા હતા. તે ઝમાનામાં અરબો ઘણા જંગલીજ હાલતમાં હોવાથી તેઓમાં કવાયદ કે સારા હથયારોના તો કેવળે વાંધાજ જોવામાં આવતા હતા અને તેઓ પોતપોતાનાં મંદીરોમાં લાત અને ઓઝઝા જેવા બુતોની પથરની મુરતીઓ બનાવીને તેઓનેજ પોતે પુજતા હતા. વળી પારસીઓના ઝબરદસ્ત સાસાની વંશના પાદશાહ શાહપુર લકબે જુલકતફે તો છેક તેઓનાં હીરા નામના શેહેર સુધીનો પોતે કબજોજ લઇ લીધેલો હતો. તે શેહેર બાબેલોનીઆના પ્રાંતની છેક આથમણુ તરફની સરહદ આગળ આવેલું હતું અને ત્યાંથી તે અરબોને મારતો મારતો પોતે અરબી અખાતમાં મદીનાનું જે નામીચું શેહેર આવેલું હતું ત્યાં સુધી તે પોતે પહોંચી ગયો હતો ત્યાર બાદ તેના વારેસ નોશેરવાન આદેલ તો તે આખો દેશજ પોતે જીતી લીધો હતો અને ત્યાંના દરેક શેખ અને સલાતીનો (સુલતાનો)ને ઇરાનની બાંહેધરી કબુલ મંજુર રાખવાની ફરજોજ વ

ટીક પાડી દીધો હતો. વળી એ સવારી વીષેની તઇયારીઓ જ્યારે હજુ ચાલુજ રહેલી હતી ત્યારે એ મકદુનીઅન પાદશાહે આસીરીઆના દેશાવરો માંહેલી નેહેરો તથા ખેતીવાડી સારૂ પાણી પહોંચાડવાનાં બાંધકામો ઉપર પણ પોતે લક્ષ આપવાને મંડી ગયો હતો; કેમકે, બાબેલોનની પશ્ચીમે યાતો નઇરૂલ દીશાએ ત્યાંની ભુમીમાં એક પછી એક એવા તો મોટા ખાડા પડી રહેતા હતા કે જેમાં રેલની વેળાએ યુફરેતીસ નદીનાં ફાલતુ પાણીઓને ઉભરીને જમા કરી રાખવામાં આવતાં હતાં. તે ખાડા ધારયા મેળે આગલા આસીરીઅન પાદશાહોનાજ ખોદાવી રાખેલા હશે અને તેઓના વીસ્તારો પણ ઝમીન માંહેલા સરોવરો જેટલાજ મોટા રાખવામાં આવેલા હતા. તે તળાવો સાથે યુફરેતીસ નદીને જે નેહેર કે જોડી નાંખતી હતી તેને ત્યાંના રહીશો પાલાકોપાસના નામ હેઠળ પોતે પીછાનયા જતા હતા. તેનો ઉપલો છેડો તે મોટી નદીને છેક જમણે કાંઠે આવેલો જણાતો હતો અને તે બાબેલાનનાં શેહેરની ઉતરે આસરે છત્રીસ માઇલને છેટે આવેલો હતો. તે પાલાકોપાસના દરવાજા રેલની વેળાએ ઉઘાડી નાખવામાં આવતા હતા કે જેથી પાણીનાં દબાણથી બાબેલાનની હેઠાણ અને પડોશના કીનારાઓનો કાંઇક બચાવ થઇ શકે; પરંતુ જયારે પેલી રેલ ઉતરી જતી હતી ત્યારે પેલા દરવાજાઓને પાછા બંધ કરી નાંખવા પડતા હતા કે જેથી પેલું ફળવંત પાણી પેલા સરોવરોમાં ઉતરી પડીને અમસ્થું બરબાદ થઇ જાયજ નહીં. પેલા કીનારાને ખોદી તેમાંથી પેલા પાલાકોપાસમાં પેલી રેલનાં પાણીઓને લઇ જવાનું કામ તો ઘણું સહેલું જેવુંજ રહેતું હતું કે જેમાંથી પછી તે પાણી પેલા મોટાં સરોવરમાં ઉતરતુંજ ચાલ્યું જતું હતું; પરંતુ તે બગાડીને પાછું સમારવાનું કામ તો મહા મુશકેલ જેવુંજ થઇ પડતું હતું; કેમકે, તે વીના નહીં તો કે પેલી યુફરાત નદીના રોહનાં પાણી પોતાની રાહસર ચાલયાં જતાંજ નહીં હતાં. તે નદીને તેમ કરવા સારૂ અને તે કામને પાર ઉતારવા માટે તેઓને સર ગોયા ફરજજ પડી રહેતી હતી. આથી પેલાં રોકાણનાં કામને મુસ્તકીમ રીતે પાર ઉતારવા સારૂ એસીરીઆના છત્રપોને ત્રણ માસ સુધી તો દશ હઝાર માણસોને પોતે કામે લગાડી રાખવાજ પડતા હતા, માટે સીકંદરને પેલા પાલાકોપાસના મુખડાઓની તપાસ લેવા સારૂ યુફરેતીસ નદી પસાર કરવાની એકવાર ફરીને હાલ તો ફરજજ પડી ચુકી હતી. આથી તેની હવેથી એમ ખાતેરજમા તો થઇજ ચુકી હતી કે, દર સાલ અસલ ધરથીજ જે જગયા આગળથી કે એ ખોદણી કામો થતાં ચાલ્યાં જતાં હતાં તેથી તો આ મુશકેલી ટળી શકે તેવીજ નહી હતી; કારણ એ જે, ત્યાંની નઝદીકની તમામ જગયા રેતીની કાંકરીવાળી તથા નવી બનેલી ભુમી જેવીજ હોવાથી આ રોકાણનાં કામોને તો તેની જગયા જરા પણ મચક આપે તેવીજ નહોતી. આથી તે નદીની છેક ઉત્તર ભણી ઉતરી પડીને ત્યાંના કીનારાઓની તેણે તપાસ ચલાવવા માંડી હતી, જેથી પેલી અસલી જગયાથી આસરે ચાર માઇલ છેટે તેનાં અવલોકનમાં એક એવી જગયા આવી ગઇ હતી કે, જેનો કીનારો પેલી સપાટીથી જરા જે નીચે જોવામાં આવતો હતો તે કીનારો તો ખડકોનોજ બનેલો રહેતો હતો. આથી તે તરફથી એક નવી ખાહી ખોદવાનો તેણે હવે હોકમ આપયો હતો કે, જેથી ચોક્કસ મોસમો ઉપર પેલા અટકાણનું કામ સેહેલથી પાર ઉતરી શકે તેવુંજ થઇ પડતું હતું.

તે વેળાએ વળી વસંતનાં રેલનાં પાણી જે ચહડવા માંડયાં હતા, તેથી પેલા પાલાકોપાસને રસ્તેથી પેલા સરોવરોમાં પણ તે તાજદાર સેહેલાઇથી પોતે ઉતરી પડવાને સામર્થવાન પણ નીવડીજ પડયો હતો. તે ટેકરીઓની તળેટી આગળ આવીને તેણે વળી પોતાનેજ નામનું ત્યાં એક બીજું નવું શેહેર ઉઠાવવાની યોજના ઘડી કહાડી હતી કે જેની હેઠાણમાં અરબો પોતાનું કુકાનું શેહેર પાછળથી વસાવી પડયા હતા. તે નવાં ઇસ્કનદરીઆનાં શેહેરને પાછલા નવીશન

દાઓ પેલું હીરાનુંજ શેહેર કરીને સમ જી ગયેલા દીસે છે. ત્યાર બાદ તે બાબે લોન તરફ પોતાની કીશતીમાંજ સવાર થઇને ઉપડી ગયો હતો અને પોતે મનસે એમ મલકાતો રહેલો હતો કે, લાંબો વખત નીકળી ગયાથી પેલા ખીઆલદીન આગાહી કહેનારાનું માઠું ચોઘડયું હવે મારે માથેથી તો ઉતરીજ ચુકયું હશે. જે સરોવરો ઉપરથી તેને ત્યાં જતી વેળાએ પસાર થવુંજ પડયું હતું, તયાં તો ઘણા નાનાં નાનાં ટાપુઓ ઉભાઇ જતાં હતાં, જેઓને મથાળે આસીરીઆના અસલી પાદશાહોના કબ્રસ્તાનોજ તેના દીઠામાં આવયા હતા. તે ટાપુઓ વચે જયારે તે પોતાના જહાઝને ચલાવયો જતો હતો, તયારે સુરજના તાપમાંથી પોતાના માથાને ઢાંકવા અને બચાવવા સારૂ અ ગ્રેજસાહી પોહોળી વાંકી "સોલા" ટોપી જે તેણે પેહેરી રાખેલી હતી અને જેની આસપાસ કે પાદશાહી તાજની નીશાની દાખેલ એક પોહોળો પટો જવાહેરાતોમાં જડેલો જે દીસ્તો હતો તે કુલાહ તો પવનના જબરા સપાટાથી પેલાં પાણીઓમાં જઇ પડી હતી અને ઉડી ગઇ હતી; પરંતુ તે તાજ પેલાં પાણીથાને જરા હલકુ હોવાથી પેલા પવનના ઝપાટાથી પેલી એક પાદશાહી કબરની આસપાસ બરૂના જે ઝાડો ઉગી નીકળેલાં હતાં તેઓ માંહેલા કોઇ કોઇ ઉંચા ઝાડમાં જઇને પછી ઠસી બેઠું હતું. આથી એક ફીનીસીઅન ખલાસી પેલા કીનારા બાણી પોતે તરતજ નંખાવી દઇ પોતાનાં જાનને જોખમમાં નાંખીને તે તાજ તે પોતાના હસ્તકમાં લાવી શકયો હતો; પરંતુ ત્યાંથી પાછું તરી આંવતી વેળા તે તાજ ભીણાઇ નહીં જાય માટે તે બાચારાએ તેને પોતાને માથેજ મેલી રાખયું હતું, જેથી તેની આવી ગુસ્તાખીને લીધે આરીસ્તોબયુલશના કહેવા પ્રમાણે તે બીચારાને બાંધી માર મારવામાં આવયો હતો; પરંતુ બીજા ગ્રંથકારો તો એમ જણાવી ગયા છે કે, તેની આવી અથગ સેવા સારૂ તે તાજદારે એક તાલેંત તેને બખશેશ કરીને તેની આવી નામુનાસેબ વરતણુંકને લીધે તેને પછી પોતે ગરદનજ મરાવી દીધો હતો. આ તે યુરોપીઅન ગ્રંથકારોને સીકંદર કે જેના તારીફનાં બાકાં સદાકાળ તેઓ ફુંકતાજ આવેલા છે, પરંતુ આ પ્રમાણે તેણે પોતાની આવી અગત્યની સેવા બજાવનારનો જાનજ જે લઇ લીધો હતો તેથી તે વાજબી તોલ કરનાર હરકોઇ માણુસના વીચારમાં હલકો પડે તેમાં તો કશો સંશયજ રહેવો નહી જોઇએ. ખેર, તે વાતને તો તેની પ્રતીષઠા જાળવવા સારૂ હાલમાં આપણુને તો પડતીજ નાંખી દેવી જોઇએ; કેમકે, બીજા પાછલા ખુશામદખોરા બખરનવીસો તો તે તાજને લાવી આપનાર શખસ તો તેનો એક નવોજ સરદાર હતો કે જે તેના "દીઓદોચી" તરીકે પાછળથી સીલ્યુકસનનાં નામ હેઠળ પોતે મહા પ્રતાપીજ નીવડી પડયો હતો; પરંતુ તે સરદાર કોઇ જબરો તરનાર તો હતોજ નહીં, માટે આ વાત તો ગોયા વાહીયાત જેવીજ મને તો ભાસે છે અને તે ખોટારૂ તો પાછળથીજ તેની ચહડતી દશાને લીધે તેનાં બાકાં ફુંકનારાઓ પોતા તરફથી પોતે ગોયા ગોઠવી કહાડી ગયલાજ હોવા જોઇએ એવો સંશય આપણાં મનમાં વાજબીની રાહે ઉતપંન થઇ શકે તેવો છે હવે જયારે તે તાજદાર બાબેલોન ખાતે જઇ પહોંચયો ત્યારે પેલો ઇરાનનો યવન સુબો પીયુસીસ્તાસ તેને સારૂ વીસ હઝાર નવા ઇરાની સીખાઉ છોકરા તથા તપાઇરી અને કુહે સીહા (કોસીઅન) જાતનાં સીપાહીઓની એક મોટી ફોજ સીખે પોતે ત્યાં ઉતરી પડયો હતો; કેમકે, તે બંને પોતાની પડોશની વરણોને પારસીઓ ઘણાં શેહેઝોર અને લડાયક ટોળકીઓ કરીને તે ઝમાનામાં સમજતા તથા ગણતા હતા. તોબી હાલમાં તેની કને જે પારસી ફોજ કે પડેલી હતી તેમાં તેઓને તો કાંઇ શામેલ કરી નાંખયાજ નહીં હતા; પરંતુ તેઓની એક જુદીજ ટુકડી પોતે બનાવી રાખી હતી. આ નવી "ફાલાંક્ષ" માટે ફેજના સઉથી નીચલા વીભાગનું તેણે "દીકાદ" યાને દસ માણુસોની ફોજ એવું નામ રાખયું

હતું, તો જોકે તેમાં તો દશને બદલે સોળ માણસોને સમાવવામાં આવેલાં હતાં, જેઓમાં કે બાર જણા તો ફકત ઇરાનીઓનાજ રહેતા હતા. તે ફોજની હરોળમાં તથા પાછળ તો અલબત્તાં પેલા મકદુનીઅન સીપાહીઓનેજ વધારે દરમાયો આપીને ગોઠવવામાં આવતા હતા અને તે વીભાગને "ડ્રીલ" આપવા અને કવાયદો શીખવવા સારૂ બે અમલદારો તેઓને સોંપી આપેલા દીસ્તા હતા. આ નવી જાતની ટુકડીમાં મોટા મોટા અમલદારો તો મકદુનીઅનો ખુદ પોતેજ રહેતા હતા કે જેઓને વધુ દરમાયો મળતો હતો, તેથી તેમાં જોડાઇ જવાને તેઓ વધારે હોંસ અને રાજીખુશી પોતે ધરાવતા રહેતા હતા, તે ટુકડીમાં ભારે હથયાર ધરાવનાર યવન પયદલ ફોજ માફક ચાર મકદુનીઅનો જો આરાસ્તા થયલા જણાતા હતા, તો તેઓની સરોબર બાર પારસી સીપાહીઓ તો તીર કમાનો સાથેજ ફકત દીઠામાં આવતા હતા. આ નવી ટુકડીને અરબસ્તાનનાં રેતાળ મેદાનોમાંથી કુચ કરી જવા સારૂ ત્યાંને લાયકનીજ તેને પોતે બનાવી રાખેલી હતી. તે સાથે પેલા કાફલાનું કામ પણ ધમધોકાર રીતેજ ચાલ્યું જતું હતું. હવે યુફરાત નદી આગળ તો માત્ર સરોવરનાજ ઝાડો ઉગી નીકળતાં હતાં, જેથી તેવા પોચાં લાકડાંઓને કાપી કહાડી તેઓમાંથીજ પેલી નવી નવી કીશ્તીઓ તેના માણસો બનાવતાજ ચાલ્યા જતા હતા. પેલા તલાટી અને હલેસામારૂઓને માટે દરરોજ કવાયદો આપવાનું કામ તો જારી રાખવામાં આવેલું હતું અને જે લોકો કે વહાણો ચલાવવામાં કુશળતા અને હુશયારીઓ દેખડાવતા હતા તેઓને તો વારંવાર ઇનામો પણ આપવામાં આવતાં હતાં. એટલામાં વળી દક્ષીણ તરફનાં ગ્રીસ દેશાવરો ખાતેથી એ તાજદારને સર સોનેરી તાજ પહેરાવવાના હેતુથી એક નવું એલચી ખાતું પણ ત્યાંથી આવી લાગયું હતું. તેઓ જયારે તેની સનમુખ આવી પહોંચયા, ત્યારે પોતે પવીત્ર ફુલના હારો તથા ગજરાઓ સીખેજ બીરાજેલા હતા કે જેમ કરવા તેઓમાં આગળ તો તેવો કશો રેવાજજ નહીં હતો. તેવો રીવાજ તો તેઓ કાંઇ આગાહીઓ મેળવવા ખાતેર યાતો દુર દેશાવરોના પોતાનાં દેવતાઓનાં મંદીરો સારૂ કાંઇક હદયા કે માનતાઓ ચહાડાવવાજ જ્યારે ઉતરી પડતા હતા, ત્યારેજ તેવા ગજરા પેહેરવાનો રવઇયો તેઓમાં ચાલુજ દીસ્તો હતો; પરંતુ તેવા પોતાનાં મનના વીચારો અને મહા પ્રાક્રમનાં કામો તે સંપુરણ હાલતે પહોંચાડી શકે અને અરબસ્તાનના મેવા તથા ત્યાંના હીરાબોલ કે સુગંધી વસાણાઓના દરખતો તથા સુવરણ કે ઇસસ અને લોબાનો વગેરે જણસોને તે પોતાના હાથ હેઠળ લાવી શકે અને પેલા વીરાનવાસી અરબોને તાબે કરી નાંખ્યા તેઓ તો પોતે દેવતા જેવો દેવતાજ બની જાય તથા નીલના દરયા આગળથી તે ઠેઠ સીંધુ અને સહુન નદી વેરનાં મુલકોને વેપાર વણજ સારૂ એકત્ર જેવાંજ કરી નાંખે, તે આગમચ તો ઇસરાફીલ જેવા મલેકુલમોતના ફરેશતાનું મોતનું રણસીંગડું (સુર—ઇસરાફીલ) પોતાના ગાંસડા પોટલા બંધાવી લેવડાવા સારૂ પોતાનાં ઘંટોના દલગીરીભરેલી ફરયાદના અવાજો ચોતરફ કહાડવાને મંડી ગયા હતા અને તે ફરેશતો તો તેની કને એક જમ અને દઇતની પેરેજ ત્યાં તરતજ આવીને ઉભો રહયો હતો. આથી તો સઘળો પાસો હવેથી ગોયા ફેરવાઇજ ગયો હતો અને તેનાં મનની સઘળી મુરાદો તો તેનાં મનમાંજ રહી ગઇ હતી, તો જોકે તેની કેટલીએક યોજનાઓ તો હાલના સુધરેલા અને કળાકઉશલ્યભરેલા ઝમાનામાં જ્યારે આપણે આગ, પાણી, વરાળ અને વીજળીને આપણા તાબા હેઠળ કરી નાખી 'તેઓને આપણા હલકેબગુશ જેવા ગોલામોજ' બનાવી રાખેલા છે, તેવી કાંઇ તેઓ સેહેલાઇથી તો પાર ઉતરી શકે તેવીજ નહીં હતી. વળી આખેર તે મરણતોલ હાલતમાં આજારીજ પડી ગયો, તેની થોડાક દીવસો આગમચ તો તે એક બીજી નવી ફોજ પણ તઇયાર કરી રાખવાની પયરવીમાંજ પોતે તો ગુંથાઇ રહેલો હતો. તે કામ કેમ આગળ ચા

લે છે તે જોવા સારૂ તેણે પોતા ના તંબુને એક મેદાનમાંજ ઉભો કરાવી રાખયો હતો અને તેની હરોળ માંજ તેણે પોતાના તખ્તને ગોઠવવાનો હોકમ કરેલો હતો; પરંતુ એક ભર બપોરનાં તેણે પાણી પીવાની જરાક હાજત થઇ આવયાથી પોતાની તરસ મટા ડવા તે પોતાના સઘળા અમલદારો સાથે પોતાની આરામગાહની જગયા ઉપર જરા આસાયશ લેવાને ખાતેર તે પોતે ત્યાંથી નીકળી ચાલ્યો હતો અને પોતા ના તખ્તપર દેખરેખ રાખવા સારૂ પો તાના મેહેલના ખાજેસરાઓનેજ તે હોક મ આપી ગયો હતો.

એટલામાં પેલા તખતને ખાલી જોઇ અને તયાં કોઇ શખસો ઉભેલાજ નહીં દેખી તથા પેલા ખાજેસરાઓને પણ તેને પીઠ કરીનેજ ઉભેલા જોઇને કોઇ એક અણજાણ્યો યવન સીપાહી જે તે વેળાએ તો મેદાનમાં પોતે હાજર હતો તે પેલાં તખત ઉપર પોતેજ જઇને એકાએક સવાર થઇ બેઠો હતો. હવે પારસીઓના રાજદવારી રેવાજો પ્રમાણે તે ઠગારાને પેલા તખત ઉપરથી ઉઠાડી મેલવા પેલા ખાજેસરાઓ કને તાકતજ નહીં હોવાથી, તેઓ તો રડમસ થઇ પોતાના પયરહનોને ચાક ચાક કરવાને મંડી ગયા હતા અને પોતા ઉપર જાણે કે કાંઇક મોટી આફત આવી પડી હોય તેમ પોતપોતાની છાતી તથા મહોડાં અને માથા કુટી મોટે મોટે અવાજે રડવા કુટવાને એકદમ બસીજ ગયા હતા. આ બનાવને તેઓ ઘણોજ માઠો સમજી તે ધુતારાને તેઓએ ઘણોજ વવાનવા માંડયો હતો કે જોઇએ, તેમાં કોઇક બીજા તરાહેત પુરૂશનો પણ હાથ છે કે નહીં, કેમકે, પેલા પારસી દરબારીઓ તો તે કામને ઘણુંજ જબુન કરીને પોતાને મનસે સમજતાજ રહેલા હતા; પરંતુ તેને ઘણોબી વવાનયો તો પણ તે તો એમજ પોતે કહેતો બેઠેલો હતો કે, મારી સાથે તો કોઇ સામેલજ નથી અને મેં તો અજાણપણાંથી કાંઇ પણ ખરાબ નીષટા વીનાજ તે કામ કરી દીધું હતું. આવા તેના કરેલા એકરાર ઉપરથી પેલો આગાહીના કહેનાર જોષી તેને ઘણોજ માઠો સગન કરીને પોતે તો માનવાને મંડીજ ગયા હતા. આવા આવા નજીવા જેવા બનાવોને ઉગમણુ તરફના વેહેમી લોકો વારંવાર જે મોટું રૂપ આપી બેસે છે તે સારૂ હીંદુસ્તાનમાં મોગલ વંશ સ્થાપનાર મુળ પુરૂષ પાદશાર બાબર (બાઘ યાને સીંહ) પોતાની "વાકેઆત"માં એમ ખોલાસો કરી જાય છે કે, "બંગાલાની તવારીખ તપાસતાં તેઓમાં એક પછી એક ખરા વારેસો ગાદીના માલેકો તો કાંઇ થઇ બેસ્તાજ નથી. પાદશાહ સારૂ એક તખત તથા બીજા અમીર ઉમરાવો તથા સુબેદારો સારૂ ચોક્કસ સ્થાનો બનાવી રાખવાનો તેઓમાં એક જાતનો રવઇયોજ પડી ગયલો હોય છે, અને તે સ્થાનોનેજ તે બંગાલી લોકો પછી પોતે માનપાનની નજરથી જોતાજ ચાલ્યા જાય છે. તે દરેક સ્થળો સારૂ નોકર ચાકરો અને કારોબારીઓ પણ જોડાયલા અને મુકરર કરેલાજ રહે છે. હવે જયારે પાદશાહ તેવા કોઇપણ ઓધેદારોને બરતરફ કરી તેઓની જગયા કોઇક બીજાજ શખસોને પોતે જો સોંપી દે છે તો પેલું ચાકર નોકરનું આખું ખાતુંજ ત્યારે તેનેજ પોતાના સાહેબ તરીકે ગણવાને મંડી જાય છે અને તેના હોકમનેજ તાબેદાર થઇ રહે છે. તે કાયદો ખુદ પાદશાહનાં તખતને પણ લાગુ પડે છે, કેમકે, જો કોઇ પણ શેરમરદ તે પાદશાહને કતલ કરી નાંખી તેની ગાદી ઉપર પોતેજ જો ચહડી બેસે છે તો સરવે અમીર ઉમરાવો તથા લોકોને તરતજ તેને પોતાનો રાજા કરી બેસવાની ગોયા ફરજજ થઇ પડે છે અને તેનેજ પછી તેઓ પોતાના આગલા પાદશાહની માફકનુંજ માનપાન આપતા ચાલ્યા જાય છે અને તેના સરવે હોકમો પોતે બજાવતાજ રહે છે, કારણ એ જે, તે બંગાળી લોકો એમ માને છે જે, અમો લોકો તો ફકત તખતના ફરમાન બરદાર નોકરો જેવાજ છીએ, માટે જે પણ શખસ કે તે સીંહાસન ઉપર ચહડી બેસે છે તેને સારૂ તાબેદાર તથા ઇમાનદાર રહેવાની ગોયા અમારી ફરજજ સમજયે છીએ." તેવીજ રસમ

કહે છે જે, મલબારી લોકોમાં પણ છેક ૧૬૯૫ ના સાલ સુધી ચાલુજ જોવામાં આવતી હતી અને ત્યાર બાદજ તેનો આખેરે સદંતર છેડો આવી ચુકયો હતો. ત્યાંના સામોરીન લોકોની ભુમીમાં દર બાર વરસે એક "જયુબીલી" યાને ઉતસવનો વેહેવાર પડે છે કે જે વેળા એ કોઇ શખસ કે પેલી સામોરીન પલટણને હરાવતો જઇને પેલા પાદશાહને ખુદ પોતાનેજ તે જો કતલ કરી નાંખે છે, તો તેજ શખસ તેને બદલે પછી પોતે ત્યાંનો રાજાજ થઇ બેસે છે. વળી એ મલબારના માપલા લોકોમાં હજુ પણ એવોજ રેવાજ ચાલુ છે કે, પોતાના બેટાને નહીં, પરંતુ પોતાની દીકરીના દીકરાનેજ પોતાનો વારેસ ઠરાવયા જાય છે. તે વીશે તેઓ કાંઇક વીચીત્ર જેવુંજ કારણ પોતે દરશાવે છે જે આપણી છોકરીનો છોકરો તો ખરેખર આપણુંજ લોહી પોતાની નેશોમાં દેખડાવી શકે છે; લયકીન આપણા છોકરાનો છોકરો કોણ જાણે આપણા બેટાનુંજ ફરજંદ હશે કે નહી તે બીના તો જરા સંસયમાંજ પડી રહે છે.

હવે જોકે તે ઝમાનામાં પારસી તથા મેદીઓમાહીઆન યાને મીદ લોકો તો હીંદુઓ જેવા દેવયશની ધરમના તો કાંઇ ચેલાજ નહીં હતા, તોપણ તેઓ આસીરીઅનોની કેટલીએક જુદ્દીન રસમો આગળ કહયા પ્રમાણે પોતાના પવીત્ર માજદયશનાન ધરમમાં પણ પોતે દાખેલ કરી ગયા હતા, એમ પરસીપોલીસના કોઇ કોઇ ચીતારો તે વીશેની ખોલ્લે ખોલ્લી ગવાહીઓ આપણને છેક આજ ને કાલ વેર પુરી પાડી શકે છે; કેમકે તે આસીરીઅનો જેવા પ્રબળ લોકો પોતાના ધરમ સંબંધી આચારવીચારોમાં મીસર દેશનાં ના રહીસો તથા હીંદુઓની ધારમીક લાગણીઓ સાથેજ ઘણીખરી બાબતોમાં યકસાનજ ઉતરી શકતા હતા. આમ તખતનેજ માન આપવું એવો ધારો એશીઆટીક લોકોમાં જે જાયજાજ થઇ પડેલો હતો, તેથી ત્યાં વારંવાર રમખાણો ચાલુજ રહેતાં હતાં; કેમકે, જ્યારે પણ કોઇ શેહઝોર મરદ પોતાની સાથે લુચ્ચા લફંગા બદમાશ લોકોની ફોજો લઇને ત્યાંના હરકોઇ રાજ્ય ઉપર પોતે જો ઉતરી પડતો હતો અને તેમાં ફતેહજ પામી જતો હતો તો તે ત્યાંનો સહેજમાં પોતે પાદશાહજ થઇ બેસતો હતો; કેમકે, તેઓમાં એક એવીજ દંતકથા હજુ પણ ચાલુજ છે કે, "જીસકી તેગ ઉસકીજ દેગ લગ જાતી હય." આમ લડાઇઓ જાગીજ ઉઠયાથી જુના ખાનદાનો એકાએક પડી ભાગતાં હતાં અને તેઓનાજ ઇમાનદાર સીપાહીઓ તથા સરદારો બાગી થઇ પડીને પોતાના બીચારા પાદશાહોનેજ આખરે ફસાવી મારતા હતા. તેવીજ ખરાબ વરતણુકો માજીયુસ તથા આત્રપત વગેરે પારસી સુબાઓએ પણ બીચારા દરાયશના હીન નસીબાનો પોતે લાભ લઇને તેની સાથે પણ કરી દેખાડેલીજ હતી, જેથી સાસાની અરદેશર તેવા શખસોના કુટુંબ પરીવારો ઉપર પાછળથી વાજબીની રાહે ઘણીજ ખફગીની નજરથી પોતે જોતોજ રહેલો હતો, કારણ એ જે, તેઓ આપસ્વારથી સારૂ પોતાનાં દેશપરનો ખરો પયાર તજી દઇને પોતાના દુશમનો સાથેજ જઇને ગોયા મળી ગયા તા. તેવાજ ખીઆલથી બીસસે પણ બીચારા એજ દરાયશને મારી નાંખી તેનું તાજ પોતાના હખામની ખાનદાનનાજ નબીરાઓમાં ચાલુ રહે તેવા હેતુથી તે તાજ ખુદ પોતેજ પોતાને માથે લટકાવી બેઠો હતો; કેમકે, તે એમ તો પોતે સારીકાની મનસે સમજતો હતો કે, ઉગમણ પ્રાંતના લોકોની મજકુર લાગણીની રૂયે તે તાજ જો દરાયશ પકડાઇજ જશે તો, તેના પકડનારનેજ સર તે ચોંટી બેસયા વીના તો રહેનારજ નથી. આવા જુઠા વહેમ અને ખીઆલોથી તો ઉગમણ પ્રાંતના મુલકોમાં ઘણીએક લડાઇઓ ત્યાંના લોકોને આખેરે લડવી પડેલી છે. - આથીજ કરીને પેલા પારસી ઉમરાવો પેલો યવન સીપાહી જે ભુલમાં સીકંદરનાં તખત ઉપર બેસી ગયો હતો તેને ગોયા બદસગન સમજી તે બીચારા ઉપર મહા મહા વીપત્તીઓ પાડવાને મંડી ગયા હતા, કે જેમાં પેલા યવન સીપા

હીઓ વટીક શામેલ થઇ પડેલા હતા. કહે છે કે, જ્યારે મહમુદ ગઝનવીએ હીંદુસ્તાન ઉપર સવારીઓ કરવા માંડી અને તે દેશને પોતાના હાથ હેઠળ લેતોજ ચાલ્યો, ત્યારે સપર પેહેલાજ યુદ્ધમાં કોઇ એક હીંદુ રાજા સાથે લડતી વેળા તે રાજા જોકે તેના ઉપર પોતે તો ફાવતોજ ગયો હતો, તોપણ તેનો હાથી તે જંગનાં મેદાનમાં તેના હાથમાં જ્યારે પોતે થોભાયલોજ નહીં રહયો અને પોતાના સવારને લઇને નહાસભાગમાંજ પડી ગયો, ત્યારેજ તે પાદશાહ તે લડાઇમાં મારી ગયો હતો અને મહમુદશાહ ગજનવી ખુદ પોતેજ તે લડાઇમાં આખેરે ફતેહમંદ નીવડી પડયો હતો. તેમજ અકબરનો નબીરો મોગલ પાદશાહ દારાં પોતાના ભાઇ અઉરંગઝેબ સાથે જ્યારે રણનાં મેદાનમાંજ પોતે પડી ગયો; ત્યારે તે લડાઇની મસ્તી અને ધમચકરીમાં તેનાથી પોતાના હાથી ઉપરથી ભુલમાં ઉતરી પડાયું હતું, જેથી તે બનાવને ગોયા અપસગન સમજીને તે પોતાની દેહલીની ગાદી આખેરે ખોહી બેઠો હતો. તેમજ છેલ્લો બાજીરાવ પેશ્વા જ્યારે તેની મહાકાળી નામની તોપ અંગ્રેજોને હાથે પડી ભાંગી અને તેના ટુકડે ટુકડાજ થઇ પડયા; ત્યારે "મહાકાળી પરલી, મહાકાળી પરલી" એમ બુમો પાડતો પાડતો પોતાના મેહેલમાંથી નહાસભાગ કરવામાંજ પડી ગયો હતો.

### સીકંદરનું મરણ.

"મરગ ન અહમક ન બખેરદરા ગુજાશત;
ન યકી નીક વ ન યકી બદરા ગુજારત."

ફારસી શાએર જહુરી.

યાને "મોતના ફરેશતાએ કોઇ અહમક કે દાનેશમંદોને વટીક છોડેલાજ નથી; તેમજ તે કોઇ નેક કે બદ આદમીને પણ કાંઇ છોડી જતુંજ નથી.

"નવભી મર ગએ દસભી મર ગએ,
ઔર મર ગએ સહસ્ર અઠ્ઠાસી;
એક્કીસ કોટી તો દેવતાહીજ મર ગએ,
સો તું કયું રહે ઉદાસ."

આમ અરબસ્તાન તરફ તે તાજદાર પોતે પોતાની ફોજો સાથે ઉતરી પડે તે આગમચ તેને પોતાને મળી ગયલી આવી અણધારેલી ફતેહોને લીધે ધારા મુજબ પોતાના દેવતાઓનાં માનમાં હવેથી એક મોટું જશન તેણે કરવા માંડયું હતું. તે ખાનપાનની મજલેસમાં પોતાની સઘળી લડાઇની ટુકડીઓ તથા તેઓના નામીચા સરદારોને પણ તેણે ત્યાં નોતરેલાજ હતા. તયાં ભાતભાતની વાણીઓના તો કાંઇ વાંધા દીસ્તાજ નહીં હતા અને શરાબને તો તયાં પાણી માફક પેલા સઘળા મેહમાનો છેક આખી રાત સુધીજ પોતે નોશ કરતાજ ચાલ્યા જતા હતા. તેમજ સીકંદર પણ તે શરાબબાઝીમાં પોતે પણ મસ્તજ થઇ પડેલો હતો અને જેવો કે તે પોતે આરામ કરવા સારૂ તે મહફેલગાહમાંથી પોતાના તંબુ ભણીજ ઉઠીને ચાલવાજ મંડી ગયો કે, તેવોજ તેને તેના એક ઇંષટ મીત્ર નામે મીદીયુસે અટકાવવાજ માંડયો હતો. તે શખસ પોતે જાતે તો એક થેસીલીઅન હતો, પરંતુ હીફાશચીઅનનાં મરણ બાદ તથા કરાતરસના મકદુનીઆ તરફ નીકળી જવા પછી તે પાદશાહના ગોયા એક નાકના બાલ જેવોજ તે પોતે પયારો થઇ પડેલો હતો. તે તેને ઘણાએ કાલાવાલા કરીને પોતાને ઘેરજ ઘસડી ગયો હતો, કેમકે, તયાં પણ તેણે એક સારો જેવો પોતાના દોસ્ત આશનાઓનો મેળાવડો પણ કરેલો હતો. ત્યાં વધુ ગડબડ થવા માંડયાથી તેની તબીઅત જરા નાખુશ જેવીજ થવા લાગી ગઇ હતી કે જે વીપેનો દરરોજનો અહવાલ એરીઅન હવેથી નીચે મુજબ આપણી જાણ સારૂ ટપકાવી ગયલો છે. તે કહે છે જે, "ત્યાં તે પાદશાહ પેલા મીદીયુસ સાથે જરા ખાનપાન અને શરાબબાઝીમાંજ પોતે મશગુલ થઇ પડેલો હતો અને તયાર બાદ પેલી મેજ ઉપરથી ઉઠી જઇ નાહીને પોતે જરા સુઇ ગયો હતો. તે પછી પાછો ઉઠી પેલા મીદીયુસ સાથે તે પોતાનું ભોજન લેવાને બેસી ગયો હતો અને ત્યાંજ આખી રાત શરાબબાઝીમાં તે બંને સાહેબો ચકચુરજ પડી રહેલા હતા. તે ટેબલપરથી પાછું ઉઠી જઇને

તે (પેલા શરાબની ખુમારી ઉતારવા સારૂ) ફરીને જરા નાહવાને મંડી ગયો હતો અને ત્યાર બાદ સેહેજસાજ નાશતો કરીને તે સાંજ પાછો ભેટ માગી ગયો હતો, કારણ એ જે, તેનાપર તાપે જ રાક હવેથી ગલબો કરવા માંડયો હતો. આથી તેને એક કોચ ઉપરજ સુવાડીને પેલાં યજ્ઞકુંડ આગળ લઇ જવામાં આ વયો હતો કે જ્યાં તે પોતાના દરરોજના રાખેતા મુજબ પોતે પુજાપાત્રીઓ કરી ઉઠતો રહેતો હતો. તે ક્રીયાક્રમ કરી રહયા બાદ ત્યાંના જાહેર દીવાનખાનામાં સમીસાં જ પડી ગઇ ત્યાં સુધી તે પોતે ખુશ નીંદ્રામાંજ પડી રહેલો હતો. બીજે દી વસે અરબેસ્તાન ઉપરની કુચ સારૂ પો તાના સરદારોને તે એમ હોકમ આપ તો રહેલો હતો કે, ખુશકીની ફોજે તો તે તરફ આજથી ચોથેજ દીવસે કુચ ક રી જવી જોઇશે અને ત્યાર બાદ પે લા કાફલાએ પણ તેની સાથે સાથે જ એક દીવસ પછીજ નીકળી જવું પડશે. તે પછી તેને એક ઝોલી માં સુવાડીને દરયાને કીનારેથી એક જ હોઝ ઉપર ચહડાવી દઇને ત્યાંથી પેલા બાગ ભણી ઉતારી દેવામાં આવયો હતો કે જ્યાં તે ફરીને વળી અંઘોળ કરીને પાછો સુઇજ ગયો હતો. વળી તે પછી બીજે દીવસે પણ નાહી ધોઇને તેણે ધારા મુજબ પોતાની પુજાપાત્રી કરી લીધી હતી. ત્યાર બાદ પોતાના ઓરડામાં જઇને પલંગપર પડયો પડયો પેલા મી હીયુસ સાથે પોતે ગોફતેગુ કરવામાંજ ગુંથાઇ પડેલો હતો." તોપણ જેમ કહેવત મશહુર છે કે, 'સુતરનું મન બાવળીઆમાં' તેમ તેણે પોતાના સરદા રોપર એમ તો કહાવીજ મોકલાવયું હતું કે તમારે કાલે આવીને મને મળી જવુંજ જોઇશે. ત્યાર બાદ તેણે કાંઇક જુજ ખોરા ક લીધા હતો કે જે પછી તેને તેના ઓરડા માં લાવીને પાછો સુવાડી દેવામાં આવ યો હતો. તે આખી રાત સપરપેહેલીજ વાર પેલી તાપ તેને જરા પણ છોડી ગઇજ નહીં હતી. બીજે દીવસે પ ણ સ્નાન કરી લઇ તે પોતે પોતાના દે વતાઓની ભકતીમાં પાછો મશગુલ થઇ બેઠો હતો તથા નીઆરકસ વગેરે પોતા ના કાફલાના બીજા અમલદારોને એવો હોકમ આપયો હતો કે, આજથી ત્રીજે દીવસે તમારાં વહાણો સીખે ઉપડી જ વાની તઇયારીઓ તમોને કરી રાખવીજ પડશે. તે પછી બીજે દીને પણ ફરીને અંઘોળ કરી લઇને પોતાની પેલી બંદ ગી તે પુરી કરી ઉઠયો હતો અને જોકે તાવ તો તેને જરા પણ છોડી જતોજ નહીં હતો, તોપણ તે પોતાના સરદા રોને બોલાવી મંગાવી તેઓને એમ હો કમ કરતો રહેલો હતો કે, તમારે હવે જલદીથી તમારા કાફલા સીખે ઉપડી જવું જ પડશે. તયારબાદ તે પાછો તેજ સાંજના પોતાના હમામખાનામાં ઘુસયો હતો અને નાહયા પછી તો પોતે અત્યંત બી માર થઇ પડયો હતો. તેને બીજે દીવસે પેલાં ત્યાંનાં મોટાં તરવાનાં હમામખાના આગળથી એક જોડેનાં ઘેરમાંજ લઇ જ ઇને તેને રાખવામાં આવયો હતો, જ્યાં પણ તેણે પોતાની નેમી રાખેલી કુરબા નીઓ કરવા માંડી હતી અને પોતે ઘ ણોજ બીમાર હોવા છતાં પણ તે આ સવારી વીષે પોતાના અમલદારોને હોકમ તો આપતોજ રહેલો હતો. તે પછી તે દીવસે તો મહા મુશકેલીથી તેને પોતાનાં યજ્ઞકુંડ આગળ લઇ જવામાં આવયો હતો કે જ્યાં પાછી તેણે પો તાના દેવતાઓની એબાદતો કરી લીધી હતી, તોપણ આ રેહેમત સારૂ તે વધારે હોકમો તો પોતાના સરદારોને ક રતોજ રહેલો હતો. વળી બીજે દીવસે પણ જોકે તે પોતે ઘણોજ હાલ હવાલ થઇ પડયો હતો, તોપણ પોતાનાં પુજાનાં કામોથી તો તે જ રા પણ હઠયોજ નહીં હતો અને પોતાના સરદારોને પોતાની દરબાર ખાતે હાજરજ થઇ રહેવા માટે તેણે કહાવી વટીક મોકલાવયું હતું તથા પો તાના ચાર અને પાંચ ડોલીવાળાં જહા ઝોના કપતાનોને પોતાના દરવાજાની રૂબરૂ આવીનેજ ઉભા રહેવા સારૂ તેણે ફરમાન વટીક પણ આપી રાખેલુંજ હતું; પરંતુ તે વધારે ને વધારે બીમાર થતોજ ચાલ્યાથી તેને પેલા બાગમાંથી હવેથી તેના મેહેલ ભણીજ ખસેડવામાં આવયો હતો કે જ્યાં તેના હોકમ મુજબ પેલા

સરદારો જ્યારે આવીને હાજરજ થઇ પડયા ત્યારે તેણે તે દરેક જણને પોતે ઓળખયા હતા તો ખરાજ, પરંતુ તેની વાચા તો બંધજ થઇ ગયલી હતી, તેથી તેઓ સાથે તે કશી પણ વાતચીત તો કાંઇ કરી શકયોજ નહીં હતો. તે આખી રાત પેલી તાવ તો કહે કે, મારૂંજ કામ, કેમકે, તે તો તેને જરાએ પણ છોડતીજ નહીં હતી. એવી કઢંગી સ્થીતીમાં બીજી એક રાત અને દીવસ અને તે પછીનો આખો દહાડો પણ તેણે તેમજ કહાડી નાંખયો હતો." આમ તેની પાદશાહી નોંધ રાખવાને ચોપડીમાંજ જે હકીકતો કે લખેલી હતી તેનો ઉતારો આ પ્રમાણે આરીઅન આપણી જાણ સારૂ મેલી ગયલો છે. આગળ ચાલતાં તેજ નવીશન્દો એમ પણ વરણવે છે કે, જ્યારે તેની આવી ભયંકર માંદગી વીગેની વાત લોકોમાં હોહો થઇ પડી, ત્યારે તેના સીપાહીઓ તેને જોવા સારૂ ઘણાજ ઇંતેજાર પોતે થઇ પડયા હતા, કેમકે, લોકોમાં એવી અફવા ઉડી રહેલી હતી કે, તે તો મરણજ પામી ચુકયો છે, લયકીન તેના રખેવાળ સીપાહીઓના મુખીએ આ વાત આપણા લોકોથી છુપાવીજ રાખેલી છે. આવા શકથી તેઓ ઘણાજ ઉશકેરાઇ ગયા હતા, પરંતુ ઘણાખરાઓ તો દલગીરીના માર્યા પોતાના પાદશાહના દીદાર ફરીથી એકવાર જોઇ લેવાના હેતુથી તેના ઓરડામાં જોરજુલમથી યાહોમ અંદર ધુસીજ ગયા હતા.

જ્યારે તેઓ એક પછી એક તેના કોચ આગળથી તેના દીદાર જોઇને પોતે ચાલતાજ થયા, ત્યારે સીકંદર તો પોતે મુગોમંતર જેવોજ બની રહેલો હતો, તોપણ તે પોતાનું માથું મહા મુશકેલીયતથી પોતાના તકયા ઉપરથી જરા ઉંચકી પોતાની આંખોના એશારાથી તે દરેક જણને પોતે તો આવકાર દેતોજ ચાલયો જતો હતો. વળી આગળ ચાલતાં પેલી પાદશાહી નોંધ બુક યાને પોથીમાં એમ પણ જણાવવામાં આવેલું હતું કે, "તેના પાઇથોન, એતાલસ, દીમોફીન, પીયુસીસ્તાસ, કલીઓમીનીસ, મીનીદાસ અને સીલ્યુકસ જેવા સરદારો તો પેલા સીરાપીસ દેવતાનાં મંદીરમાંજ જઇને પડી રહયા હતા અને તે દેવતાને એમ અરજ કરવાને મંડી ગયા હતા કે, જો તમારી મરજી હોય અને સીકંદરના હકમાં જો બેહતરજ થતું હોય તો અમો તે તાજદારને તમારાં મંદીરમાંજ લાવવાને તઇયારજ પડેલા છીએ, કે જેથી તમો સાહેબ તેને તનદરોસ્તી પાછી બખશી શકો; પરંતુ તે દેવતાએ તેના પ્રતી ઉતરમાં તેઓને એવો જવાબ આપયો હતો કે, ખબરદાર, જયાં તે હાલમાં પડેલો છે ત્યાંથી તેને જરાપણ કેથે ખસડશોજ ના. કેમકે, જયાં તે હાલમાં રહેલો છે તેજ ગોઠવણ તેના હકમાં વધારે બેહતર થઇ પડે તેવી છે પેલા સરદારોએ આવીને તે જવાબ વીષેની ખબર પેલા મેહેલમાં પોતે પહોંચાડી દીધી હતી. એટલામાં જરાવારમાં તો તે પાદશાહને તેનો આતમા છોડીનેજ ચાલતો થયો હતો. ગોયા તેવુંજ મોત તેના નસીબા તથા હકમાં ઘણું બેહતર જેવુંજ થઇ પડેલું હતું." એક લેખે જો જોશો તો તેનું આવું મરણ તેને બરાબર છાજે તેવુંજ હતું, કેમકે તેથી તે પોતાની પાઘડી આખેરે સલામત લઇનેજ આ ફાની દુનયા પોતે છોડી ગયો હતો કે જેમ ઘણાએક પરવીઝો યાને ફતેહમંદ પાદશાહોના હકમાં બનેલું આપણા દીઠામાં તો કાંઇ આવી શકતુંજ નથી ને જેમાંથી કે સીકંદર માફક તઇમુરલંગ કે જંગીસખાન જેવા બુલંદ એકબાલવાળા પાદશાહોનેજ આપણે ફકત બાતેલ રાખી શકયે તેવું છે. નેપોલીઅન કહો કે સીઝર (કેસર) ને ગણો, મહાતમા મીથરદત કે, કેખશરૂ પરવીઝને મેલો અને સ્વીડન દેશવાળા બારમા ચારલસ કે હેનીબાલ વીગે પણ જરાક ગોર કરશો તો તેપરથી તમને એવુંજ માલમ પડી શકશે કે, તે બીચારાઓના આખેરીના દહાડાઓ તો કાંઇ સારા ગયલાજ નહી હતા અને પોતે તો ઝમાનાના કેહેર અંદરજ આવી પડેલા હોવાથી પોતાની પાઘડી આખેરે કાંઇ સલામત તો કાંઇ લઇ ગયલાજ નહીં હતા. એ વીષે બતલીમુસ ( પતોલોમી લેગુસ ) અને એરીસ્તોબયુ

લસ જે અહવાલો કે, દરશાવી ગયા છે, તે
ઓ પણ એરીઅનના આપેલા આ મજ
કુર અહેવાલ સાથે ઘણીખરી બાબતોમાં તો
ગોયા પોતેબી એક સરખાજ ઉતરી શકે
છે. વળી કેટલાએક નવીશનદાઓ તો
અહીંયાં સુધી પોતે લખી ગયલા છે કે,
જ્યારે તેના મરણને કાંઠે તેના દોસ્ત
આશનાઓ તેને પુછવા લાગયા કે, ત
મારી સલતનત હવેથી કોણને તમો સ્વા
ધીન કરી દેવી અને તેનેજ તમારો વ
લી અહુદ કરી લેવાને માંગો છો? તયા
રે તેના પ્રતીઉતરમાં એ તાજદાર એમ
બોલી ઉઠયો હતો કે, જે પ
ણ તમારામાંથી "મહાબળવંત ની
વડી પડે તેને?" બીજા નવી શનદા
ઓતો વળી એમ પણ વધારીને
બોલી ગયા છે કે, તેણે પોતાના
જનાઝાની વેળાએ પોતાના સરદારોમાં
ગોયા ખુનખાર લડાઇઓ થઇ પટેલી છે,
તેવી પણ બશારત તેણે પોતાના લાગતા
વળગતાઓ આગળ કહી સંભળાવી હ
તી. ફારસી નવી શનદાઓ તો એવો
પણ ટોલ્લો લગાવી ગયલા છે કે, તે
તાજદારે પોતાના સ્નેહીઓને એવો હુક
મ કરેલો હતો કે, મારા જનાઝાની વે
ળાએ મારા બંને હાથો તમો બોહલાજ
મેલી રાખજો કે જેથી લોકો જોઇ લે
અને સમજી જાય કે, જેવો સીકંદર કે. માવને
પેટે ખાલી હાથે જનમેલો હતો તેવો
ખાલી હાથેજ પાછો હું ચાલ્યોજ જાઉં છું,
તેમજ શાએર ફેરદુસી પણ એમ કહે
છે કે:—

"તુ નીઝ ઉન્ચે કારી હમાન બાદ રવી
ચુનાન કામદી બાઝ બીહન રવી."

યાને આ જગતમાં જેવું બીજ
તું વાવી જશે, તેવુંજ ફળ તને પેલી
જહાનમાં પ્રાપ્ત થઇ શકશે: કારણ એ
જે, આખેરે તો તું જેવો નાગો જન
મયો છે તેવો નાગોજ પાછો ચાલ્યો
જનાર છે." તેમજ એક ઉરદુ શાએર
પણ લખી એમ જાય છે કે:—

"લાયા થા કયા સીકંદર,
દુન્યાસે લે ગયા કયા;
થે દોનો હાથ ખાલી,
બાહેર કફનસે નીકલે ગયા."

વળી પલુતારક પણ એ પાદશાહી
દરરોજની યાદી વીષેની વારતા પોતે પ
ણ કબુલ મંજુર રાખીને એરીઅન માફકનો
જ અહવાલ તે પોતે પણ દરશાવીજ ગયો
છે, પરંતુ તેમાંથી પેલી તેણે ધારેલી અર
બેસ્તાન ઉપરની સવારી વીષેની બીનાને
તો તે હાથે કરીને ગોયા પડતીજ નાંખી
મેલેલી છે, એવા વીચારથી કે, લોકોની
એવી ખાતરી તો કાંઇ થાયજ નહી
કે, એ આલમગીર પાદશાહ પોતાનું
દ્રઢ મન અને મજબુત ઠરાવો તથા હીં
મતનો ભંગ કરી દઇને વેહેમી, મદયપી
અને લાલંપટ જેવા ખરાબ રસ્તેજ
પોતે આખરે તો ઉતરીજ પડયો
હતો. શાએરો ફેરદુસી અને નેઝા
મી તો એ અરબેસ્તાન ઉપરની સ
વારીની બીનાને ફેરવી તોલી એમ પો
તે આપણને સમજાવવાને પયરવી કરે
છે કે, તેમ કરવા સારૂ તેની મુળ મત
લબ તો મક્કા શરીફની ઝેયારત કરવા જ
વાનીજ હતી કે જે વાતને તો આજે
કોઇ પણ કબુલ મંજુર રાખી શકેજ ન
હીં; કેમકે, તેના ઝમાનામાં મક્કા અને
મદીનાનાં શેહેરો તો જાહેરાતમાં વટીક
આવેલાંજ નહીં હતાં; તેઓનો દહાડો
તો છેક પયઘમબરે આખેરૂલ ઝમાન યા
ને હઝરત મોહંમદના પેદા થવા પછીજ
ગોયા જાગી નીકળેલો હતો અને તે પુરવે
તો કદાચને તેઓ હસ્તીમાં પણ
નહીંજ હોવાં જોઇએ, એમ તેઓની
આગળી પાછલી તવારીખો ઉપરથી પણ
સારાંશ નીકળી શકે તેવો છે; માટે એ
વાતને તો આપણે સાચીજ નહીં માની
ને તેને તો એકદમ પડતીજ નાંખી દે
વી જોઇશે. જે તાવથી તે પટકાઇ પડી
ને આખેરે મરણ પામયો હતો, તે તાવ
તેને બીનાશવાળી જગયાઓમાં અવાર
નવાર ફરવાથીજ અસલમાં તેનાં હાડકાં
માં પેસી જવો જોઇએ; કેમકે, એક રા
જદવારી દીવસે પોતાની લશકરી ફરજો
અદા કરયા વીના તેને ઘણી તરસ લા
ગયાથી એકાએક પોતાની બારગાહમાંથી
જ ઉઠી જવું પડયું હતું. તેથી એમ
સાબેત થાય છે જે, તે ચોર તેની રગો
માં તે પુરવેથીજ પેદા પડી ચુકેલોજ હો
વો જોઇએ. ખાનપાનની મજલેસમાં વાર
વાર શામેલ થવાથી અને મીદીરા

સના ઘેરમાં શરાબબાઝીમાં પોતે આખી રાતસુધી ચકચુર રહેવાથી તથા સ્નાનો કરવાથી તો તેમાં પછી ઓર ઉલટો છુપી રીતે વધારેજ થતો ચાલ્યો જતો હતો અને તેનો બાંધો કુદરતીજ ઘણો મજબુત હોવા છતાં પણ તે આખેરે તેનો ભોગજ થઇ પડયો હતો તેના જેવો પોલાદ જેવો મક્કમ બાંધાવાળો માણસ લડાઇની ગરદી તથા ઉશકેરણીથી તેવી બીમારીઓને તો તે અકસર કરીને ઘણીકવાર તો કુચછ બીસાદમાં પોતે ગણતોજ નહીં હતો, પરંતુ તેવા ઉપાયોથીબી જયારે કાંઇ વળયુંજ નહીં; ત્યારે તેનો એવો પડછાયો હતો કે તેનો હાલ તો અસંત મહા જબુન જેવોજ થઇ પડયો હતો અને જીવલેણજ આખેરે થઇ લે તેવી સ્થીતીમાંજ પોતે જઇ પડયો હતો.

અજાયબ જેવું એ છે કે તેની કને ડાકટરોની તો કશી ખુટજ ન હોવા છતાં તે આવી સખત બીમારીમાં પોતે પડેલો હોવા છતાં પણ તેણે કોઇક કાબેલ ડાકટરની સલાહ તો કેવળે લીધેલીજ નહીં હતી અને વેહેમ તથા ધુતમધાતમ જેવી ક્રીયાકરમો, છાલોપાલો અને બંદગી તથા કુરબાનીઓથીજ તે સાજો થઇ જવાની ઉમેદમાંજ ગોથા છે તરાતો અને ફાંફાં મારતોજ ચાલયો રહેલો હતો અને મનસે એમજ સમજતો બેઠેલો હતો કે, હું પરહેજી કરવી જો જારી રાખીજ મેલીશ અને અવારનવાર નાહતોજ રહીશ તો મારી તાવ રફેદફે થઇ જયા વીના તો કાંઇ રહેશેજ નહીં તો જોકે તેને એવી આગાહી તો આગમજથી મળી ચુકેલીજ હતી કે હાલ તરત હું તો મોહાતને બીછાનેજ પડેલો છું. તેવા ચેટકમાંજ તે હાલ તો ગરકાવ થઇ પડેલો હતો, જેથી તો એક મોટા ઠંડા પાણીની હોજની પડોશનાંજ ઘેરમાં પોતાને ખસેડવાની ઇનતેજારી તે દેખડાવવાને મંડી ગયો હતો; પરંતુ અત્યાર સુધીમાં તેનાં શરીર ઉપર અસંત હાડમારી અને જફાઓ જે પડી ચુકેલી હતી અને થાકમાંજ તે ગોથા લાંબો વખત સુધી પડેલો અને પથરાએલોજ ચાલયો ગયો હતો તે, સાથે ત્રણ વરસ સુધી પંજાબના મારમારના વરસાદનાં ઝાપટાં અને સીંધુ નદીની ચાલુ ભીનાશવાળી જગયા તથા ગેદરોસીઆના બેયાબાનની ભયંકર કુચ અને હેજગારી તથા સુસીઆનાના પ્રાંતની અસંત ઉસ્નતા તથા ત્યાંની વાતાવરણની ગરમ રજાલોમાંજ પોતે પડી રહયો હતો તેથી અને જેગરાસના પહાડોની ઠંડી અને બરફ તથા બાબેલાનના સરોવરોની ભીનાશથી તેનું પોલાદ જેવું શરીર આખેરે નબળું પડી જાય તો તેમાં કશી નવાઇ જેવીજ વાત નહીં હતી. વળી તેનાં શરીર ઉપર ઘણાએક સખત ઘાઓ જે પડેલા હતા અને અકસર કરીને પેલા માલીઅન યાને મુલતાની લોકોના તીરોના ઝબરદસ્ત મારાઓથી તેના ફેફસાઓને જે ઇજા પહોંચી ચુકેલી હતી તેથી તેનું શરીર હાલમાં સખત બીમારી સામે તો બાઠ ભીડી શકે તેવી હાલતમાં બીચારૂં પડી રહેલુંજ નહી હતું અને માંહેલે પેટેથી તો તે ગોથા ખવાઇચવાઇજ ગયલું હતું, તોપણ જે હીંમત અને તવકકુલથી પોતાનું આવું ભયંકર દુઃખ મુગે મહોડે આસપાસના કોઇ પણ માણસોને સતાવયા વીના તે જે સહન કરતોજ રહેલો તેથી તો તેનું દ્રઢતાજ ખોલ્લી રીતે પરખાઇ શકે છે અને તેની તેવી ચાલચલગત ઉપર આપણને આફરીનના શબ્દો ઓચરયા વીના તો છુટકોજ રહેતો નથી. તે કેવો પરમારથી હોવો જોઇએ તે તેણે દરરોજ ચાલુ રાખેલી પુજાપાત્રી અને કુરબાનીઓ ઉપરથી પણ સ્પષ્ટ રીતે પરખાઇ આવે છે; તો જોકે કેટલાએક આજ કાલના છોકરાઓ તો તેને વેહેમી ખીઆલ કે અમસ્તું બડબડ કરી જવાનું સમજી તેનાપર પોતે ઉતરી પડયા વીના તો રહેશેજ નહી.

હવે નવમે દહાડે જ્યારે તેને તેના મેહેલમાંજ લઇ જવામાં આવયો, ત્યારે તેણે પોતાના સઘળા સેપેહસાલારો તથા પાંચસો માણસો ઉપર સરદારી ભોગવનાર હલકા અમલદારોને વટીક ત્યાં બોલાવી મંગાવયા હતા એવા હેતુથી કે તેઓને મારો છેલ્લો હોકમ કરી રાખી તેઓને અરબેસ્તાન ભણીજ તરત

રવાના કરી આપવા, પરંતુ કુદરતે તો
તે વેળાએ તેનો હલકજ બંધ કરી ના
ખયો હતો, તેથી જ્યારે પેલા સરદારો
તેની સનમુખજ આવી લાગયા, ત્યારે
પોતાની ખાહેશ તો તેઓ સનમુખ તે
કાંઇ કહી સંભળાવી શકયોજ નહી હતો
માટે જેબી ગ્રંથકારો કે તેણુ પોતા
નું એમ લખી ગયા છે કે રા
જપાટ મરતી વેળાએ જે પણુ પોતા
ના સરદારોમાંથી કે મહા બળવંત ની
વડી પડે તેનેજ સોંપવાની જે ઇચછા
દેખડાવી હતી તે વાત તો ખુદબખુદ ઝ
મીનદોસ્તજ થઇ પડે તેવી છે અને લોકો
એજ પાછળથી પોતા તરફથી તેવી અફવાહ
ઉરાડી રાખેલીજ હોવી જોઇએ; યા તો
આગળ કોઇક સાથે તે પોતે જયારે
વાતચીતે બેઠેલો હોય ત્યારે તેણુ
પોતાનો તેવો અભીપ્રાય કાંઇક અસેમસે
કોઇ કને કહી બતલાવેલો હોય કે ખોદા
ન કરે ને મારૂં કદાચને અકાળ મર
ણુજ નીપજી પડે તો, તમારે આમ ને આ
મ અમલ કરતાં રહેવુંજ પડશે. એવી
જો અગમચેતી તેણુ જો કદાચ કરી દે
ખડાવેલી હોય તો તે ઉપરથીજ લોકો
આવો વીચાર પોતેજ જો લઇ નાઠા
હોય તો તે બીના પણુ આપણુા માન
વામાં આવી શકે તેવીજ છે.

વળી તેના કેટલાએક અમલદારો
સીરાપીસ જેવા આસીરીઅન લોકોના એ
ક અસલી દેવતાનાં મંદીરમાં આ
ગળ કહયા પ્રમાણે જઇને સુ
વા સારૂ જે ઉતરી પડયા હતા, તે દેવ
તાને આ પતોલેમી સોતરે તો અસલથ
રથીજ પોતે પીછાનવો જોઇએ, માટે તે
ની પરસ્તેશ તો છેક પાછળથીજ મીસ
ર ખાતે ઉઠી ઉભી થયલી હતી, તેવો
તોહ્લો તાસીતસ જે લગાવી ગયો છે
તે તો તે નવીશનદો જે માનવીજાતો
ના હેતુ તથા પ્રાક્રમોનો સદાકાળ માઠો
ચીતાર આપી દેખડાવવામાંજ પોતાની
જે બડાઇ સમજે છે અને થોડુંક લખી
ને લોકોમાં તરેહ તરેહવાર વસવસાઓ
પેદા કરવામાં અત્યંત ઉસ્તાદ જેવોજ
ગણુાય છે, તેનેજ આધારે ઉતપંન થય
લો હોવો જોઇએ; કેમકે, ઉગમણુ તરફ
ની પુરવે કાળની બીનાઓ ઉપર તો તે

પોતે જયારે ઉતરી પડવાની હીમતજ
કરે છે તયારે તે ખરી બાબતોને હમે
શા ઉંધીજ તોલતો રહે છે. પેલા અમ
લદારો હવેથી જેરાપીસનાં મંદીરમાં સી
જ જઇને સુવા હતા તેનો ખાતેર તસ્સ
લી જેવો ખોલાસો એઓ તો આપણ
ને એમ કરી જાય છે કે, "એ સીરાપી
સનાં મંદીરનો મવકલ ફરેશતો તો શનીશ્ચ
રનો ગ્રહજ ગણુાય છે કે, જે મનુષય જા
તેને સાજાં કરવા સારૂ જે ઉમદા ગુણો
ધરાવે છે તેથી આજારી માણસો યા તો
તેઓનાં સગાંવહાલાંઓ તેની પરસ્તે
શ કરવા સારૂ તેનાં મંદીર ખાતે અવા
રનવાર ઉતરીજ પડતાં હતાં, યા તો જ
ઇને પોતે ત્યાં સુઇજ રહેતા હ
તાં. આથી કેટલાંએક આગલા તવારી
ખ નવીશો તે દેવતાએ જેઓને સા
જાં કરયાં હતાં તેઓના દરોબસ્ત અ
હવાલો દરશાવી ગયલા છે અને બીજા
ઓ તો તેની દેવવાણીઓ વીષેની કથા
ઓને પણુ આપણી જાણ સારૂ મેલી
વટીક પણુ ગયલાજ છે." આ પરથીજ
સીકંદરના સરદારો તે દેવતાનાં મંદી
રમાં જઇને જે સુતા હતા તે વીષેની
આપણાં મનમાં પુરતી રીતે હવેથી સમ
જણુ ઉતરી શકે તેવીજ છે. હવે સીકંદર
તો ઠંડીની તાપ કે ભીનાશવાળી જગયા
ઓમાંથીજ જેબી દરદ કે, તે પો
તાની સાથે જે લઇ આવેલો હતો
તેથી કુદરતી રીતેજ મરણુ પામયો હતો
અને તેનું મરણુ કાંઇક વીખ કે ઝેરથી
તો કાંઇ નીપજયુંજ નહીં હતું, તે
વીષે એરીઅન પોતાનો વાજબી અભી
પ્રાય નીચે મુજબજ દરશાવી જાય છે
અને કહે છે કેઃ—"મને તેનાં મરણુ વી
ષેની બાબતો બીજા ગ્રંથકારોનાં લખા
ણો ઉપરથી પણુ સારી કાનીજ જાણીતી
છે, કેમકે, તેઓ માનવામાં ન આ
વે એવો તોહ્લો પોતા તરફથીજ લ
ગાવી ગયલા લાગે છે અને કહે છે કે, તેને
સારૂ જે ઝેર કાતેલ અરસ્તુએ બનાવી
રાખયું હતું તે તેને એનતીપેતરેજ કાસ
નદરની સાથે એક ઉંટની ખરીમાંજ સીં
તાડીને બાબેલાન ખાતે મોકલાવી આ
પયું હતું. તે ઝેર તેને કેસનદરના એ
ક નાના ભાઇ આયોલસે પોતે હાથે

જાતેજ આપયું હતું, કેમકે, તે શખસ
તે તાજદારનો પોતે તો સાકીજ થતો
હતો; લયકીન હાલમાં સીકંદર સાથે
કાંઇ ખટપટ થઇજ પડેલી હોવાથી તેનો
મુદઇ જેવોજ તે થઇ પડેલો હતો."

પેલો મીદીયસ પણ એ આયોલસ
સાથે પોતેબી શામેલજ હતો; કેમકે તે
બંને વચે સારી પ્રીત અસલધરથીજ બા
ઝી ગયલી હતી, જેથી તે પોતાને
ત્યાંની મહફેલગાહમાં સીકંદરને કાલાવા
લા કરી સમજાવી પટાવીને પોતે પોતાને
ત્યાં ઘસડી ગયો હતો કારણ એ જે તે
ચગોર યોધ્ધો અસલધરથીજ જીક્કી યાને
જીહત્તી અને બોલ્હોસીલો હોવાથી કોઇ
નું પણ સાંભળે તેવોજ ન હતો અને
પોતાનોજ બોલ સદાકાળ ઉપર રાખી
મેલવાની તેનામાં એક જાતની ટેવ અ
ને ખાસીઅતજ પડી ગયલી હતી, માટે
તેને વધુ સમજાવવા પટાવવાની તો હર
કોઇને ફરજજ થઇ પડતી હતી. પરં
તુ તે વીખતું પયાલું પીતાંનેજવાર તેના
કલેજામાં કાંઇક સખત આગ લાગી ઉ
ઠી હતી, જેથી તે તરતજ પોતે તો
તે મજલેસમાંથી ઉઠીને ચાલતોજ થ
યો હતો. વળી એક બીજો નવી
સનદો તો તેની કીરતીમાં ગોયા વધારો
કરી દેખાડવાના હેતુથી પોતે એમ વર
ણન દરશાવી જાય છે કે, જયારે સીકં
દરને એમજ જણાયું કે, હું હવે મારી
આ બીમારીમાંથી તો કેવળે ઉઠી શકના
રજ નથી; ત્યારે તે ત્યાંથી ઉઠીને યુફરાત
નદીમાં હોમાવી દેવાના હેતુથીજ બાહે
ર નીકળી પડયો હતો, એવા વીચારથી
કે, એમ જો હું સેમીરામીસ રાણી મા
ફક લોકોને અણદીઠજ થઇ પડીશ અ
ને મરણ પામી ચુકીશ તો તેઓ
એમજ મનશે સમજતા રહેશે કે,
જેવી ઇશ્વરી બશારતથી હું તવલુદ થયલો
હતો તેવીજ કુદરતી શકતીની મારફતથી
જ મારો અંત પણ બેમાલુમ રીતેજ
આવી ચુકયો હતો; માટે જયારે તે ચોરી
છુપીથી પોતાનો મેહેલજ છોડવાને મં
ડી ગયો તયારે તેની રાણી રોશનક (રો
ક્ષાના) પોતાના ભરથારની મકસદ પોતે
ચેતી જઇને તેને તરતજ તેણીએ પોતે
રડી કુટીને અટકાવીજ રાખયો હતો. આ
થી તે પાદશાહ પોતે આંખમાં દીવા
(આંસુ) આણીને એવોજ વીલાપ કરવાને
મંડી ગયો હતો કે મને દેવતા તરીકેજ
લોકો હવે પછી સમજતા રહે તેની આડે
પોતાની અદેખાઇથી મારી રાણી ખુદ પો
તેજ આવીને સામે થઇ બેઠેલી છે! હવે
તેના ઉસ્તાદ અરસ્તુને તે ઝેર તેને સારૂ
બનાવવા માટે એમજ ફરજ થઇ પડેલી
હતી કે, કાલીસ્થીનીસનાં મરણ બાદ સી
કંદરના આવા આકળા સ્વભાવથી પો
તાની હઇયાતી સારૂ તે પોતે પણ હવે
થી બીહી ધ્રુજવાનેજ લાગી ગયો હતો.

આગળ ચાલતાં એરીઅન વળી
એમ પણ અહવાલ દરશાવી જાય છે કે,
ઇ૦ પુ૦ ૩૨૩ ના અસરે ઉનાળાની
મોસમમાં જ્યારે હીગીમીઅસ આથેનસ
નો આરચન યાને શ્હેરનશીન જેવોજ
પોતે થઇ પડેલો હતો; ત્યારેજ સીકંદર
નું આવું અકાળ મરણ નીપજી પડેલું
હતું અને તે વેળાએ ઓલીમપીક રમ
તગમતના અખાડાને શુરૂ થયાને ૧૧૪
મું જ સાલ ચાલતું હતું. એરીસ્તોબયુ
લશની ગણતરી મુજબ તે જ્યારે મરણ
પામયો; ત્યારે તેની વય ફકત બત્રીસ વર
સ અને આઠ મહીનાની હતી કે જેમાંથી
તે ફકત બાર વરસ અને આઠ માસ
સુધી પોતે રાજપાટ ભોગવવાને શકતીવા
નજ થયલો હતો. કહે છે કે, શરીરે તે
ઘણોજ રૂપાળો રહેતો હતો, ઘણોજ ચ
પળ, ધુંધી, મનનો ઘણોજ શેહઝોર, ધ
રમપર અસંત યકીનનો ધરાવનાર, મો
ટો પ્રાક્રમી, મહા યોધ્ધો અને માનપાન
નો ઘણોજ લોભી રહેતો હતો. તેનો
સ્વભાવ ઘણો તાતો, આકલો
અને ઉતાવળો જેવો કુદરતીજ જોવામાં
આવતો હતો. તે પોતે ખાધામાં તો ઘ
ણોજ મીતાહાર જેવો, પરંતુ પીવામાં
તો ઘણો જબરો જેવો શરાબબાજ પોતે
ગણાતો હતો. અશકાનીઅન તબક્કાનાં
મુળ પુરૂષ નામદાર અરસક (આરસ્સી)
જેવોજ દીલેર, ઝડફુ અને સરકશ હોવા
થી તે પોતે ભય અને વીપતીને તો
કશા કાટમાં ગણતોજ નહીં હતો. તે
ની તેઝ દ્રષટી આગળ ચાલતાં શું બ
નાવ બની જવોજ જોઇએ તેવા મખફી
યાને ભેદી ખીઆલની તરતજ પોતે

પરીક્ષા કરી લેતી હતી, તેથી તે તેની વીરૂધનાં સરવે કારણો ધયાનમાં ગોખી રાખીને તે સારૂં બરાબર અટતાજ ઉપાયો તે આગમચથીજ લેતો રહેતો હતો. લશકરોની સફ સમારવા અને તેઓની સરદારી લેવામાં તે પકકો પેહેલવાન અને સરદાર જેવોજ પોતે ખપતો હતો અને તેના સીપાહીઓ બીહીકના મારયા પોતાની હીંમત હારી નહીં જાય તેથી તેઓને સદાકાળ હીંમત આપવામાં ઘણોજ કુશળ અને બહાદુરજ ગણાતો હતો. શકવાદી પ્રાક્રમોને હાર પાડવામાં ઘણોજ હીંમતવાન, પોતાના દુશમનોની ભુલચુકોનો તરતજ લાભ લેવામાં ઘણોજ પુરવીણ અને પોતાનાં મનની તેઓને જરા પણ ખબર નહી પડે તે વીષે અતયંત પોતે આતુરતા જે દેખડાવતો રહેતોજ હતો, તેથી તો તે પોતાની સઘળી મુરાદોમાં ફાવતોજ ચાલ્યો જતો હતો. દુશમનો તેનાપર ફાવી નહી જાય તે વીષે પોતે ઘણોજ સાવચેત જણાતો હતો અને કોલનો અકસર કરીને સાચોજ દીસ્તો હતો. પોતે તો જરા સાદોમાદોજ જેવો જણાતો હતો, પરંતુ પોતાના દોસ્તઆશનાઓને નવાઝેશ કરવામાં તો તે ઘણોજ છુટો દીલગુરદો દેખડાવતો હતો; પરંતુ તેમજ બીજા હાથ ઉપર પોતાના દુશમનોનો સદંતરજ કાંટો કહાડી નાખવામાં તે અતયંત તતપરજ રહેતો હતો, તેજ તેનામાં મોટી એબ ગણાતી હતી; કેમકે, જેને તે પોતાના જબરા દુશમનો તરીકે સમજતો હતો તેઓ તો વાજબીની રાહે પોતાના દેશ તથા પોતાના લોકોની પ્રતીષઠા સાચવવા ખાતેર જે તેની સામે થઇ પડતા હતા, તેમાં તેઓનો કશો પણ કસુર કે ચારો તો રહેતોજ નહી હતો; માટે પોતાની ફરજ તેઓ જે સમજતા હતા તે સારૂ તેને તો ખીઆલ કરવોજ જોઇતો હતો અને તેઓપર તેઓને કતલ કરવાને બદલે ઓર ઉલટી રહેમ નજરજ દેખડાવવી જોઇતી હતી. તેણે દરાયશનાં કુટુંબ પરીવારો ઉપર તો સારી જેવીજ નજર પોતે દેખડાવી રાખેલી હતી, તેમાં તો કશી બે વાતજ હોય નહીં; પરંતુ તેના નીઆએગાનો ઉપર પારસીઓએ આગળ જે નવાઝેશો કરી હતી તે ભુલી જઇને તેના શાહઝાદાઓ સાથે તો પાછળથી કાંઇ સારી જેવી વરતણુંકો તો કોઇ તેને ચલાવેલીજ નહીં હતી અને તેઓને તેઓનાં દેશાવરોના કેથે પણ સુબા કે શાહતરાબો વટીક કરેલાજ નહીં હતા, કે જે નગુણુંપણું અને બેઇમાની તેની કીરતીમાં કાંઇ વધારો કરી શકે તેવીજ નથી. પોતાની તેહેકરાઇ અને તુંદાઇ તથા ખરાબ સ્વભાવ અને ગુસ્સાને લીધે તેનાથી કેટલીકવાર મહા જબુન કામો તો થઇ પડતાંજ હતાં ખરાં, પરંતુ તે કામ ઝડપમાં કરી નાંખયા બાદ તે પોતાના પાપ વીષેનો તરતજ પશ્ચાતાપ તથા વીલાપ કરતો બેસ્તો હતો, તે બીના તેની કીરતીને માન પમાડે તેવી હતી; કેમકે, ઘણાખરા છકેલા માણસો પોતાના ગુનાહ વીષે ખબરદાર તો હોય છે અને મનમાં તો સારી પેઠે સમજી પણ જાય છે, પરંતુ તે વીશે ખોલ્લે ખોલ્લો એકરાર કરી દેવાને તેઓ વારંવાર વાતો લજવાય છે યાતો તે વીષે અખાડાજ કરવામાં પોતાનું શીયાનપણું સમજતાજ રહે છે. પોતાની હીંમત અને વારંવાર નસીબાને લીધે તે દરેક લડાઇમાં ફતેહમંદજ જે નીવડતો ચાલ્યો ગયો હતો અને સરવે કામ તેની મરજી પ્રમાણેજ સરંજામ પહોંચી જતું હતું તેથી તે મનસે એમજ સમજતો બેઠેલો હતો કે, હુંજ મોટો અને મારાથી પ્રબળ તો આ જગતમાં કોઇ છેજ નહીં, માટે જેમ હું કહું અને કરૂં તેમજ સઘળું થવુંજ જોઇએ, તે બીના તેની જવાન વય તથા તેનો રસ્તો સદાકાળ ખોદાની મેહેરબાનીથી જે લીસો લીસોજ થઇ પડતો હતો તેથી તેની નાદાનીયત, છકેલપણું અને જાહેલીયતને લીધે જરાક માફ થઇ શકે તેવીજ છે. તે કોઇના પણ ધરમની લાગણીઓને તો જરા પણ દુ:ખવતોજ નહીં હતો અને પોતે જે ઇરાનીઓ જેવોજ લેબાશ અને ઠાઠમાઠ હવેથી કરવા માંડયો હતો તેથી તો તેણે પોતાની જીતેલી રઇયતોનાં દીલો

જાનોને પોતાની તરફેણમાંજ ગોયા સીકારીજ લીધેલાં હતાં. તેણેબી આવું ઓહોળું રાજપાટ સંપાદન કરવા સારૂ બાર વરસના ટુંક અરસામાં જંગીસખાન માફક લગભગ નેવું લાખથી તે એક કરોડ માનવીઓને પ્રાણ લીધો હશે. તેમજ નેપોલીઅનેબી જ્યારે વીસ વરસ સુધી આખું યુરોપજ ધ્રુજાવી નાંખયું ત્યારે તેને હાથેબી ઓછામાં ઓછું પચાસ લાખ આદમી મારયું ગયું હશે. તેમાંથી ઇનસાફને ખાતર આપણને દસ બાર લાખ માણસોને તો બાદજ આપવાં જોઇએ કેમકે રૂશીઆપરની ઉઠાવેલી તેની ચહડાઇની વેળાએ તેને પોતાના ઉંચા અને જોરાવર બાંધાનાં સેલતીક બાહાદુર સીપાહોનો તો ઘાણજ કહાડી નાખયો હતો જેથીજ તે પાછળથી છેલ્લી વાટરલુની લડાઇમાં હારજ ખાઇ બેઠો હતો અને ત્યારેજ તેને તેવા તકાવાર સવારોની ગરજ અને હાજત સારીકાની માલુમજ પડતી ચાલેલી હતી. પરંતુ તે તો એક અકસ્માતીકજ સંજોગ હતો; કેમકે, આગ અને સખત શીયાળોજ ગોયા તેની સામેજ રૂઠયો હતો અને ઠંડી એકાએક તે વરસમાં રૂશીઆ ખાતે એટલી બધી તો જોશમાંજ જાગી ઉઠેલી હતી કે તેટલું બધું બરફ તે દેશાવરો ખાતે કોઇબી આગલી શીયાળાની મોસમમાં કહે છે જે પડેલુંજ નહોતું અને જે વીષેની ગણતરી અને અવલોકન તેવા ભર શીયાળામાં રૂશીઆ ઉપર આ ચહડાઇ લઇ જતી વેળાએ તે ચગોર ગણતરીબાજે પોતે આગળથીજ ગણતરી કરી રાખેલીજ હતી. તે એવો તો ગણતરીબાજ અને દુરબીનજ રહેતો હતો કે તેને કુદરત સીવાય બીજું કોઇપણ માનવી હરાવી શકે તેવુંજ નહોતું.

વળી સીકંદર આગળ વારંવાર *પોતાને દેવતાઇ પુરૂષ તરીકેજ જે સમજવા લાગેલો હતો તેમાં તો તેની એક મતલબ એ હતી કે, સરવે કોઇ તેમ સમજી અને માનીને મને માન અકરામ આપી મારાથી સદાકાળ બીહીનેજ ચાલતાં રહે, જેથી તેઓ રાજયમાં કોઇ પણ ફરીને બંડ કે બળવો ઉઠાવી શકેજ નહીં. આવા આવા તેના નેક અને બદ ગુણોને સમતોલ કરી જોતાં તો તેપરથી એમ તો સાર સેહેલાઇથીજ નીકળી શકે છે કે, એ પાદશાહ મોટો નસીબવાન તથા માહેલે પેટેથી રઇયતનો દાદખાહ જેવોજ થઇ પડેલો હતો અને તેની મરજી પોતાની સઘળી જીતેલી પ્રજાઓને સુખચેન તથા રાજીખુશી અને આબાદાનીમાંજ રાખી મેલવાની હતી, તેમાં પણ હું બે વાત તો કાંઇ સમજી શકતો નથી. પોતાના દોસ્ત આશનાઓની મોજશોખ સારૂ તે વારંવાર જે નાની નાની મજલેસો આરાસ્તા કરી બેસ્તો હતો, તેમાંબી તેની મુળ નેમ ખાવાપીવા કે શરાબબાઝી કરવાની તો નહીંજ, પરંતુ પોતપોતામાં મીત્રાચારી અને એખલાસપણું વધારવાનીજ રહેતી હતી; એમ તેનો હમઝમાન નવીશનદો આરીસ્તોબયુલશ વટીક એકરાર કરી ગયો છે. આથી તેના સરવે પ્રાક્રમોની છેલ્લી નોંધ લેતી વેળા તેનો પુજારી આરીઅન તેના જે મોટા મોટા બાકાં ફુકી ગયો છે, તેમાં કેટલેક દરજજે સુધી તો જોકે સચાઇ સમાયલીજ દીસે છે, તોપણ તેપરથી એમ પણ સાર નીકળી શકે છે કે, એવા મહાવીર માનવીઓને પેદા કરતી વેળાએ કુદરતની કાંઇક છુપી મતલબો પણ સમાયલીજ હોવી જોઇએ. એની નામાંકીત પયદરપય ફતેહો અને મહાભારત કામો વીષે જેમ આથમણ પ્રાંતના નવીશનદાઓ એની જાબજા તારીફનાંજ રણશીંગડાંઓ ફુકી ગયાં છે; તેમજ અસલી પહલવીખાંઓને આધારે ઉગમણ પ્રાંતના ફારસી નવીશનદાઓ પણ એની વખાણનાંજ ગીતડાં ગાઇ ગયલાજ દીસે છે. શાએરો ફેરદુસી અને નેઝામી તો એને પણ ઇરાનના એક મહા યોધા અને મોટા પાદશાહોની સફમાંજ મેલી જાય છે, અને એનાં મરણ વીષે શોક કરી જતી વેળાએ કાંઇક ચાનકભરેલા અને અસરકારક રંગીન બેતો તથા કલામો નીચે મુજબનાજ આપણી જાણ સારૂ તેઓ મેલી જાય છે. શાએર નેઝામી સેવાય 'શાહનામે', 'સારેસ્તાન' કે 'દબેસ્તાન' વગેરે ફારસી કેતાબોના રચનારાઓ તો આગલા પહલવીખાંઓને

આધારે એને પાદશાહ દરાયશ યાને
આરતા જરકસીસ ઓકસનો છોકરોજ
કરીને જે ઠોકી બેસાડવા માંગે છે તેનો
પણ એક સબબ છે, કેમકે, એની માવ
તર જરા સ્વભાવે ઘણી તીખી અને
કજીઆખોર હોવાથી એના બાપ ફીલકુસે
તેણીને તજી દઇને બીજી બાયડી કરેલી
હતી અને ઇરાનીઓ મકદુનીઅન તથા
યવન બાનુઓને સીકંદરની પુરવે પણ
જે પરણી બેસ્તા હતા તેથીજ એવો
બુટો તેઓમાં પાછળથી જાગી ઉઠેલોજ
હોવો જોઇએ કે એ પણ હખામની
વંશનોજ નબીરો થતો હતો, જેથી
એનો પણ હક્ક એલાકો દરાયશ
(દારો) માફક ઇરાનનાં તાજ તથા
તખ્ત સારૂ એકસરખીજ રીતે પહોંચી
શકે તેવોજ હતો; કારણ એ જે એની
માવતરનું મહોડું તેઓના કહેવા મુજ
બ આવરૂના મરજથી જે વાસ મારયા
કરતું હતું તેથી તેણીને ફીલકુશે
જયારે તલાકજ આપી દીધી તે પછી તે
દારાબ યાને આરત જરકસીસ—ઓકસ
સાથે પરણી બેઠી હતી એમ પોતા તર
ફથી તેઓ અડાવી ગયેલા દીસે છે;
પરંતુ ખરી બીના તો જેમ યવનો લ
ખી ગયા છે તેમજ હોવી જોઇએ કે,
તેણીનાં બદ અને આકરા સ્વભાવને લી
ધેજ તેણીનાં એમજ છુટાછેડા થઇ પ
ડયાં હતાં.

**સીકંદરનાં મરણ વીષે શાએર ફેરદુસી એ દરશાવેલો વાજબી કેહેર અને બળાપો.**

"તુલસી આહ ગરીબકી,
સાંઇ સહન ન જાય;
જયું મુંઇ ખાકકી ફુંકસે,
લોહા ભસમ હો જાય."

આવું એક જબરૂં તોફાની બાર
કસ, એક ભયંકર વાવીઝોડાં માફક સ
રવે ઠેકાણે જે પાયમાલી કરતુંજ ચા
લ્યું ગયું હતું; તે તોફાન જ્યારે આ
ખેરે બાર વરસે નરમજ પડી ચુકયું
ત્યારે તેણે કરેલી માનવીજાતો અને
ભારબરદારી જાનવરોનાં જાનમાલોની
મોટી ખોવહારીઓ આખેરે તેની વીરૂધ
માંજ આવીને ઉભી રહેલી હતી અને તે
ની આવી ઘોંઘાટભરેલી ઝેનદેગાની ગોયા
નતીજા વીનાની અને બીનફળદરૂપ જેવી
જ નીવડી પડી હતી અને તેનો બોહોળો
મુલક આખેરે લગભગ એક અરધી સ
દી સુધી બીજી નવી લડાઇઓને જનમ
આપીને પારકે હાથજ જઇ પડયો હતો,
(જુઓ, પ્રોફેસર મહાફીની "સીકંદરની
સલતનત," પા૦ ૪૪ થી ૪૮ સુધી,)
કે જે બીના ઘણીજ અફસોસ અને વી
લાપ કરવા જોગજ થઇ જાય છે; કેમકે,
તેથી તેની આ સઘળી ઝહમત અને સ
વારીઓ તો ગોયા નાદેરની માફકજ
"રેઇદ" યાને અમસ્થા હુમલાઓ જેવી
જ આખેરે થઇ ચુકી હતી. તેના મહા
પ્રાક્રમો વીષે ઝમક અને જોશભરેલું
દાસ્તાન અલંકારીક શબદોમાં શાએરો
ફેરદુસી અને નેઝામી જે ચીતારી જાય
છે; તે આથમણુ પ્રાંતના નવીશનદાઓના
દાસ્તાનો સાથે ઘણુંકરીને યકસાનજ
ઉતરી શકે તેવું છે, પરંતુ તેમાં જરા કહા
ણી કથાઓ અને વીચીત્ર બાબતોને જે
આમેજ કરી નાંખેલી છે અને તે લડા
ઇઓ વીષેનો અનુક્રમજ જે ફેરવી નાંખે
લો છે, અને તલેશમાતો જેવી નહી મા
નવામાં આવે તેવી બાબદોને જે ઘુસા
ડી તથા દાખેલ કરી દીધે છે, તેપરથી
આપણને જરાક તઅજજોબી ઉપજે છે.
તેઓ તો અહીઆં સુધી લખી જાય છે કે, તે
તો 'આબે-હયાત'નાં પાણીની શોધમાં—;
હરૂમ નામની ઓરતના મુલકમાં તથા
રૂસ, અનદલસ (સ્પેન) અને ઠેઠ ચીનની
ભુમી સુધી પોતે જઇ લાગયો હતો અ
ને ત્યાં મલકલમોતના પરનદાઓ સાથે
પણ પોતે વાતચીતોમાં વટીક ગુંથાઇ ગયો
હતો અને ત્યાં તરેહ તરેહવાર અજાયબી
ઓ તથા પોતાનાં મરણની બીનાથી પણ
તે વાકેફગાર થઇ ચુકયો હતો; અને બા
દશાહ કયખુશરૂનો ખજાનો પણ પો
તાને હાથ કરી પડયો હતો, તેવી તે
વી સઘળી બીનાઓને તો વાહીયાત સમ
જીને આપણને પડતીજ નાખી દેવી
જોઇએ.

ત્યાર બાદ સીકંદરના જનાઝાને
બાબેલાન ખાતેથી ઇસ્કનદરીઆનાં શેહેર
ભણી મદફુન કરવાને માટે જ્યારે
ઉપાડી ચાલ્યા, ત્યારે તેની રાણી તથા
માવતર અને તેના સીપાહીઓના રડવા

કુટવાનો ચીતાર શાએર ફેરદુસી જે આપી જાય છે તે તો ખરેખરજ વાંચવા લાયકનો થઇ પડેછે. તે વીષે તે ઝમક અને સુર–તાનવાળો શાએર આ મુજબ પોતે લલકારી જાય છે કે:—

“ચુન બોરદન્દ ઉરા બએસ્કન્દર્રી;
જહાનરા દીગરગુને શોદ દાવરી.
બહામુન નેહાદન્દ સન્દુકે ઉ;
ઝમીન શોદ સરાસર પોર અઝ ગોફ્તેગુ.
બએસ્કન્દરી કુદકો મરદો ઝન;
બેતાબુતે ઉ બર શોદન્દ અનજોમન.
હકીમે અરસ્તુ બેપીશ અન્દરૂન;
જહાની બર આન દીદેગાન પોર ઝે ખુન.
બર આન તંગ સન્દુક બેનેહાદ દસ્ત,
ચનીન ગોફ્તઃ કે અય શાહે
યઝદાનપરસ્ત.
કોજા આન હુશો દાનેશો રાયે તુ;
કે ઇન તંગ તાબુત શોદ જાયે તુ.
બેરૂઝે જવાની બદીન માયે સાલ;
ચરા ખાકરા બરગોઝીદી નેહાલ.
હકીમાન રૂયે શોદન્દ અનજોમન;
યકી ગોફ્ત : કે અય પીલે રૂઇન તન.
ઝે પાયત કે આવોર્દ વ જાયત કે શોસ્ત;
કોજાસ્ત આન હોજુમો વ રાહે દરોસ્ત.
દીગર ગોફ્ત : ચનદીન નેહાદી તુ ઝર;
કનુન ઝર ચે દારદ તનતરા બેસર.
દીગર ગોફ્તઃકે આસુદી અઝ દરદો રંજ;
હમાન જોસ્તને પાદશાહી વ ગંજ.
દીગર ગોફ્તઃ ચુન પીશે દાવર શવી;
હમાન બુર કે કેશ્તી હમાન બદરવી.
દીગર ગોફ્તઃ કે બીદે સંગાફાન બુદ;
કે રીઝેન્દએ ખુને શાહાને બુદ.
કે ખુને બેઝોરગાન ચરા રીખ્તી;
બેસખ્તી બેકુંજ અંદર આવીખ્તી.
ન દીદીકે ચંદ અઝ બોઝોરગાનકે મોર્દ;
ઝે ગેતી બોઝ અઝ નામે નીકી ન બોર્દ.
બેબીની કનુન બારગાહે બોઝોર્ગ;
જહાની જુદા કરદે અઝ મીશો ગોર્ગ.
હરઆનકસ કે ઉ તખ્તો તાજે તુ દીદ;
એનાન અઝ બોઝોરગી બેબાયદ કશીદ.
કે બરકસ ન માન્દ, ચુન બર તુ ન માન્દ;
દરખ્તે બોઝોરગી ન બાયદ નેશાન્દ.
દીગર ગોફ્તઃ કેરદારે તુ બાદ ગશ્ત;
સરે સરકશાન અઝ તુ આઝાદ ગશ્ત.
દીગર ગોફ્તઃ કે અન્દર સરાએ
સે–પંજ;
ચરા દાશ્તી ખીશતનરા બેરંજ.
કે બેહરે તુ ઇન આમદ અઝ રંજે તુ;
યકી તંગ તાબુત શોદ કુન્જે ઉ.
ન બોઇ હમીન નાલઓ બુકરા;
ગોઝીદી યકી બન્દ સન્દુકરા.
દીગર ગોફ્ત : કે ચુન લશ્કરત બાઝ
ગશ્ત;
તુ તનહા બેમાની દરીન પહને દશ્ત.
હમાનાન પસે હરકસી બીનચરી;
ફેરાવાન ઘમે ઝેન્દેગાની ખુરી.”

ત્યાર બાદ તેની માવતર તથા ઓરતનો તેનાં મરણ વીષે કરેલો વીલાપ તેજ શાએરાને શાએર નીચે મુજબ દરશાવી જાય છે કે:—

“વઝાન પસ બેયામદ દમાન માદરશ;
ફેરાબાન બેમાલીદ રોખ બર સરશ.
હમીન ગોફ્તઃકે અય નામવર પાદશાહ;
જહાનદારો નીક અખ્તરો પારસા.
બેનઝદીકી અંદર તુ દુરી ઝે મન;
હમ અઝ લશ્કરો કેશવરો અનજોમન.
રવાનમ રવાને તોરા બન્દે બાદ;
દેલે હરકે ઝીન શાદ શોદ કન્દે બાદ.”

*   *   *   *

“વઝાન પસ બેશોદ રોશનક પોર
ઝે દર્દ;
ચનીન ગોફ્તઃકે અય શાહે આઝાદ મર્દ.
જહાનદાર દારાંએ દારા કોજાસ્ત;
કઝાન દાશ્ત ગેતી હમીન પોશ્ત રાસ્ત.
હમાન ખુસરૂ અશકો ફરીઆનફુર;
ચુન ખાકાને ચીનો શહે શહરવર.
દીગર શેહરેયારાન કે રૂઝે નબર્દ;
સરે શાંન ઝે બાદ અંદર આમદ બેગર્દ.
ચુન અબરી બુદી તુન્દો બારસ તુગર્ગ;
તોરા ગોફ્તમ યમન શુ દસ્તી ઝે મુર્ગ.
ઝે બસ રઝમો પયકાર વ ખુન રીખ્તન;
ચે તનહા ચે બા લશ્કર આવીખ્તન.
ઝમાને તોરા દાદ ગોફ્તમ જવાઝ;
હમીન દારી અઝ મરદોમે ખીશ રાઝ.
ચુન કરદી જહાન અઝ બોઝોરગાન
તેહી;
બેયન્દાખ્તી તાજે શાહનશહી.
દરખ્તી કે કેશતી ચુન આમદ બેબાર;
હમીન ખાક બીનમ તોરા ગમગોસાર.
ચુન તાજે સેપેહેર અંદર આમદ બઝીર;
બોઝોરગાન ઝે ગોફ્તાર ગશતન્દ સીર.”

હવેથી શાએર ફેરદુસી પોતા તર

ફના શોદરા નીચે મુજબ રડી જાય છે અને એ તાજદારને એમ કહે છે જેઃ–

"નેહોફતન્દ સન્દુકે ઉરા બેખાક;
ન દારદ જહાન અઝ ચનીન કાર બાક.
ઝે બાદ અંદર આરદ બરદ સુએ દમ;
ન દાદસ્ત પયદા ન ખાનમ સેતમ.
નયાબી બ ચુનોચરા નીઝ રાહ;
ન કેહતર બર ઇન દસ્ત યાબદ ન શાહ.
હમીન નીકવી માનદો મરદોમી;
જવાંમરદીયો ખુબીયો ખોરરમી.
જોઝ ઇનત ન બીનમ હમીન બેહરઇ,
અગર કેહતર આઇ વગર શેહરઇ.
અગર માન્દ ઇંદર ઝે તુ નામ ઝેશ્ત;
નયાબી અકવઅલ્લાહ ખોરરમ બેહેશ્ત.
ચનીન અસ્ત રસમે સરાએ કોહન;
સીકન્દર શોદો માન્દ ઇંદર સોખન.
ચુન ઉં સીયો શશ પાદશાહાંરા બેકોરત;
નેગર તા ચે દારદ ઝે ગૈતી બેમોરત.
પોર આવેર્દ પોર માએદેહ શારસાન;
શોદ આન શારસાનહા હમે ખારસાન.
બેજોસ્ત આનકે હરગેઝ ન જોસ્તસ્ત કસ;
સોખન માન્દ અઝ વય દર આફાક બસ.
સોખન બેહ કે વીરાન નગરદદ સોખન;
ચુન અઝ બરફો બારાન સરાએ કોહન.
ગોઝશતમ અઝ ઇન સદ્દે એસ્કન્દરી;
હમે બેહતરી બાદ વ નીક અખ્તરી."

યાને "જ્યારે તેને ઇસ્કનદરીઆના શહેર ખાતે ઉઠાવી ગયા ત્યારે આ જગતની પાદશાહીને મામલો કહે છે જે, ગોયા જુદીજ તરેહનો ફરી ગયો હતો. તેની મુડદાની પેટીને જ્યારે જમીન ઉપર મેલવામાં આવી, ત્યારે આ આખી ભુમી ગોયા પોતપોતામાં ગોફતેગુ કરવામાં મશગુલજ થઇ ચુકી હતી. ત્યાં ઇસ્કનદરીઆનાં શેહેર ખાતેજ શું મરદ કે શું ઓરત અને શું બચ્ચાં કે બાળાં તેના જનાઝા કને આવીને ઉભાઇજ જવા લાગયાં હતાં. તેના જનાઝાની આગળ હકીમ અરસ્તુ જ્યારે પોતે આગળ ચાલવાને મંડી ગયો ત્યારે તેની તરફ નીહાળીને જોતી વેળા સરવે કોઇની આંખોમાંથી આંસુઓનો વરસાદ ગોયા ટપકવા માંડયો હતો. તે તંગ સનદુકને જયારે ત્યાંના જંગલમાંજ ઉતારીને મેલવામાં આવી ત્યારે તમામ લોકો એમ રડવા કુટવાને મંડી ગયા હતા કે, અરે ઓ યઝદાનપરસ્ત પાદશાહ, કયાં ગઇ હવે તારી આવી અકલ, દાનેશવરી અને હોશયારી, કેમકે, તારી જગયા હાલમાં તો ગોયા એક તંગ તાબુતમાંજ સમાઇ રહેલી છે. તારી જવાનીના દહાડા ઉપર ઘણાંક વરસો સુધી શા સારૂ તેં આ ધરતી માતાને આમ સ્થી ધ્રુજાવી મારી હતી કે જેનો નતીજો હાલ તરત તો તેણે આ પ્રમાણે આપેલો લાગે છે. તમામ હકીમો ત્યાં આવી તેના દીદાર જોવા અને સેજદો કરવા સારૂ જયારે થોકબંધ એકઠા થઇ પડયા ત્યારે કોઇ કહે કે, અરે ઓ રોહીનતન હાથી, તારા પગોને કોણે આ સુજબ હવેથી સુસ્ત કરી નાંખયા છે કે જેથી તારી તમામ હશમત અને તુનદાઇ તો ગોયા ભાંગી તુટી પડેલી છે. બીજાઓ એમ રદન કરવાને મંડી ગયા હતા કે, પઇસાને ખાતેર તેં શાને સારૂ આટલો બધો રંજ ખેંચવા માંડયો હતો; કેમકે, એ ધન અને ખઝાનો તો તારાં શરીરને હવેથી કશાં કામમાં પણ આવનાર નથી. કોઇ કહેતું કે, આટલી બધી ઝહમત અને હેજગારીઓ ખમયા છતાં અને દ્રવય તથા રાજપાટો સંપાદન કરયા બાદ હવે તો તું ગોયા પર વારીજ ગયલો દીસે છે. કોઇ કહેતું કે, પેલા દાવરાને દાવર આગળ હવેથી જયારે તું જઇ પહોંચશે ત્યારે તેં જેવાં બીયાં વાવ્યાં હશે તેવાંજ તને ફળો મળી શકશે. વળી કોઇકો તો એમજ રડવાને લાગી ગયા હતા કે, શા સારૂ તેં પાદશાહો અને બેઝોરગવાર શખસોનાં લોહીથી આ ઝમીનને તર કરી નાંખી હશે વારૂ ? કેમકે, તું જોતો નથી કે, કેટલા બધા નામદાર શખસોને તેં ભયભીત રીતેજ ઠાર કરી નાંખેલા છે કે, જેઓ નેકનામીથી પોતે તો ગોયા ભરપુરજ થઇ રહેલા હતા. હવેથી તેં બકરી અને વાઘને એકજ ઝરામાં પાણી પાયા બાદ તને તો પેલી મોટી બારગાહ ખાતેજ પહોંચી જવું પડશે; માટે જેણે પણ તારા તખ્ત અને તાજનો આવો નતીજો જોયો હશે તે એમજ મનસે સમજશે કે, બળી જાઓ આવી બેઝોરગી ( ગ્રેટનેસ ) અને જલી જાઓ એવી પાદશાહતો, કેમકે, એવી બેઝોરગી જેમ તારાપર કાયમ નહીં રહી શકી

તેમજ બીજાઓ ઉપર પણ સદાકાળ તો તે કાંઇ ચાલુ રહેતીજ નથી. વળી કોઇ તો એમ પણ રૂદન કરતા પડેલા હતા કે, તારાં સરવે કારયો તો હવેથી બીથ યાજ જેવાં થઇ પડેલાં છે, જેથી હવે સરકશ લોકોના સરો પાછા જાગી ઉઠ વાનેજ મંડી જશે. વળી કોઇ કહે કે, તેં તારી આટલી બધી ખેંચેલી ઝહમત અને રંજનો નતીજો તો ફકત એક તંગ તાબુતમાંજ આવીને હવેથી અટકી ચુકેલો છે. તારૂં લશકર પણ હવેથી તને જ્યારે છોડી જશે, ત્યારે તો તું આ ખાકમાં લોટતોજ ગોયા રહી જશે અને તારો આવો જે સરંજામ આવી ગયો છે, તેપરથી તે એમજ ધડો લઇ શકશે કે, આ જીંદગાની તો ગોયા દુઃખ અને વીપત્તીઓનુંજ એક વાદળ છે."

ત્યાર બાદ તેની માવતર તેના જ નાઝા આગળ ઝડપમાંજ પોતે આવીને બેસી ગઇ હતી અને તેના માથાને પો તાની ગોદમાં લઇને એમ રડવા કુટવા ને મંડી ગઇ હતી કે:-"અરે ઓ મારા તાજદાર પરહેઝગાર અને નેક તાલેના બેટા, મારી અને તારાં લશકર, રાજ પાટો તથા ભર સજલેસોમાંથી શાને સા રૂ તું હવેથી દુરી જઇ પડેલો છે અને જુદાઇજ અખત્યાર કરી બેઠેલો છે. મારૂં રવાન તારા રવાનનું હલકે બગુશ નોકર જેવુંજ હવેથી થઇ પડજો અને તારા ઉપર હઝારો હઝાર દરૂદ હોજો."

ત્યાર બાદ બીચારી તેની વહાલી રાણી રોશનક સીકંદરની બાલીન આગ ળ આવીને એક તો તેણીનાં આવા જ હાનગીર અને બાહાદુર ખાવંદનું પુર જવાનીની વયમાં એકાએક આવી પડેલું મરણ અને બીજું તો પોતાના બાપદાદા ઓની આગલી ગયલી બાઝોરગી અને હશમત વીષેની બીના તેનાં મનમાં તા જીજ હોવાથી એમ બુલંદ આવાઝે ઘ ણીજ ગમગીનીભરેલા ચેહેરાથી પોતે વી લાપ કરતીજ બેઠેલી હતી કે:—"અરે ઓ મારા મુક્તી પામી ગયલા પાદશાહ, તું જો, કે મારા બાપદાદાઓ કેવા બી ચારા પોતાની આગલી જલુસી અને જા હોજલાલી ખોઇ બેસીને કેવા આખેરે બીચારાઓ બીસ્માર હાલતમાંજ આવી પડયા હતા કે જેઓ એક વેળાએ આ આખી જગતને પોતાની હથેલીમાંજ રમા ડી રહેલા હતા; તેમજ કુરશ અને અશક (એ અશકનું નામ શાએર ફેરદુસી જે અત્રે જણાવી જાય છે, તે પાદશાહ તો છેક પાછળથીજ થઇ ગયલો હતો અને એક મોટું નવું અને નામીચું વંશ ઇરાનમાં સ્થાપી ગયો હતો; પરં તુ શાએરો કને પોતાની બેતોના બીસરા બરાબર લાવી મેલવા સારૂ તેની ભલતી બાબતોની ગોયા છુટજ રહેતી આવેલી છે) અને ફરીઆનફુર યાને હીંદુ રાજા પોરસ, ચીનના ખાકાનો અને બી જા બીજા શેહેરોના નામવર તાજદારો કેવા બરબાદ થઇ ગયલા છે; તેમજ બીજા મહા યોધા અને જંગી શુલતાનો જેવી નીશાનો અને હશમતો ધ રાવનાર પાદશાહો પણ આખેરે કેવા પાયમાલાજ થઇ પડેલા છે. તું તો તારા તીક્ષણ હથયારોથી જયારે એક તો ફાની વાદળી પેરે આ જગત ઉપર ઉતરીજ પડયો ત્યારે હું તો તને એમજ કહેતી અને સમજતી બેઠેલી હતી કે, તું તો ગોયા અમરગ જેવીજ કાયા લઇને નીવડી પડેલો દીશે છે. તું જે એકલો કે તારાં આખાં લશકર સીખે દુશમનો ની ફોજોમાં લોહીની નદીઓ જે ચલાવ યો જતો હતો; તયારે હું તો તને એ વીજ નસીહતો આપતી રહેલી હતી કે, એવાં કામોથી તું તારો હાથજ ઉઠાવી લે; કેમકે, નહીં તો ઝમાનો તારા ઉપરબી આખેરે કોઇકદી રૂહયા વીના તો રહેશેજ નહીં; પરંતુ તું તો કાંઇ સમજયોજ નહીં અને જે તાજદાર તથા ગરદનકશ લો કોને તું જે હારજ કરતો ચાલ્યો હતો તેના બદલામાં તારૂં રાજપાટ પણ આ ખેરે ધુળમાંજ મળી ગયલું છે. જે ઝા ડ કે તેં રોપયું હતું તે જયારે પોતા ની ફુલ ફળાદીના બહારમાંજ આવી પો હોંચયું તયારે હું તો હવે એમજ દેખું છું કે, તે તો તારે સારૂ કવડાંજ ફળો રોપી દેખડાવેલાં છે અને ફરતા આસમાને તારા તાજને જયારે ફેંકીજ દીધું તયારે બો ઝોરગ લોકો તે વીષે પોતપોતામાં વાદ વીવાદ અને વીલાપ કરતાજ બેઠેલા છે. હવેથી શાએર ફેરદુસી તેની આ

વીઅર્થ કારકીરદી ઉપરથી નીચે મુજબનો સાર પોતે નીપજાવી કહાડે છે અને કહે છે કેઃ-"તે પછી તેની પેટી ખાકનેજ સ્વાધીન કરી દીધી હતી; કેમકે, એવો આ દુનયાનો ચાલુ સરેશતોજ જણાય છે. તે એક પવન પેરે આપણા રૂહને હમેશગીની જાહાન સુધી એક તરા કામાંજ પહોંચાડી દે છે કે જેમાં હું તો કાંઇ એનસાફજ નહીં જોઇ શકતો, તેમજ હું એમ પણ કહેવા માગતો નથી કે, તેમાં ઝોલ્મ જાસ્તીજ માત્ર સમાયલી છે. એથી તો શું અદના કે શું આલા તેની સામે એક હરફ પણ પોતે કહાડી શકતું જ નથી અને તરતજ તે સાહેબને તાબેજ થઇ પડે છે. ફકત આ જહાનમાં હરકોઇની નેકી, બહાદુરી, જવાંમરદી અને ખુબીજ રહી જાય છે અને તે સેવાય ગરીબો કે પાદશાહ સારૂ બીજો ચારોજ રહેલો નથી; લયકીન જો આ જહાનમાં તું બદ નામ મેલી જશે તો તું યાદ રાખજે કે, ખોદાની મેહેર તને બેહેશતનો દરવાજો કવચીત પણ દેખડાવી શકશેજ નહીં; આમ આ પુરાણા આસમાનનો તો ધારોજ છે, કેમકે, સીકંદર પણુ આખેરે ચાલ્યોજ ગયો અને ફકત પોતાનું નામજ તે આપણે સારૂ મેલી ગયલો છે. તેણે છત્રીસ તો પાદશાહોનેજ મારી નાખયા હતા; પરંતુ તે તેના બદલામાં પોતાના હાથમાં શું લઇ ગયો હતો તે વીષે તુંજ તો જરા ગોર કરી લે. તેણે દસ તો નવાં નવાં બુલંદ શેહેરોના પાયા નાખયા હતા; પરંતુ તે શેહેરો તો હાલમાં ગોયા ધુળમાંજ મળી ગયલાં છે. તેણે એવાં તો મહાભારાત કામો ઉઠાવવાનો મનસે ખીઆલ બાંધી રાખયો હતો કે તેવાં સંગીન કામો આજ સુધી કોઇએ પણુ પોતાને માથે તો વોહોરી લીધલાંજ નથી; પરંતુ તે વીષે હાલમાં તો આ દુનયામાં તે વીષેના કલામોજ ફકત મોજુદ રહી ગયલા છે; કેમકે, આ સખુનોમાં એવી તો એક જાતની મોહેની રહે છે કે, જેમ બરફ અને બારાનના તોફાનોથી આ કદીમ ઝમાનાને તો કશી પણુ ઇજા કે હાની પહોંચી શકતીજ નથી, તેમજ સખુનોપર પણુ વીરાન કે પરાગંદે હાલતમાંબી કેવળે આવી પડતીઓજ નથી. માટે હવેથી સીકંદરની વારતાને પડતી નાંખી હું બીજી બીજી નેક અને મોબારક બાબતો ઉપર ઉતરી પડવાનો એરાદો ધરાઉં છું." આપરથી ઉગમણુ અને આથમણુ તરફના ગ્રંથકારો જે ખરો સાર ઉહાડવા માંગે છે તે એ છે કે, એ તાજદારની આવી ઘોંઘાટભરેલી અને ખુની ઝેનદેગાની બીનફળદરૂપ અને નતીજા વીનાનીજ ગોયા આખેરે નીવડી પડી હતી. જેથી પેલી અસલી કેહેતીજ ખરી પડી જાય છે કે, "ઝર, જોબન અને તેહેકરાઇ; સદા કોઇથીબી નહીંજ વપરાઇ." અને જે ચીજો કે સેહેલાઇથી અને સેહેજમાંજ મળી જાય છે તે કાંઇ લાંબો વખત સુધી તો કાંઇ વપરાઇ શકાતાજ નથી. મારે અત્રે આ બાબ સમાપ્ત કરતી વેળાએ એટલુંબી તો જણાવવુંજ જોઇએ કે, સીકંદરનો વરૂતાંત અને તવારીખ લખતી વેળાએ મેં ઘણીએક નવી બાબતો વધારીને શાએર ફેરદુસી તુસીની કેટલીએક ચુકો સ્પષ્ટ રીતે દેખડાવી આપેલી છે, તેમાં હું તો કાંઇ વજુદ અને માન પાન તો જોઇ શકતોજ નથી. અલબત્તાં આગલાં પહલવીખાં મોબેદો, યાહુદી ગ્રીક રૂમી કે, ખ્રીસ્તી લખનારાઓને આધારે તેના જનમ સંબંધી બાબતોની જે બી ચુકો કે તેઓએ કરેલી છે અને મેં દેખડાવી આપેલી છે અને તેને દારા (દરાયશ-ઓકસ) નો છોકરો નહીં, બલકે, ફીલકુસનો બેટો કરીનેજ જે સાબેત કરી આપયો છે, તે વાત તો ખરી અને સહીત માલુમ પડી ચુકેલી છે; પરંતુ તે ફારસી શાએર અને નીઝામી તે પાદશાહની આબે હયાત અને મક્કાએ શરીફની લીધેલી મુલાકાતો વીષેની બીનાઓ તો વાહીયાત જેવીજ દીશે છે, કે જેઓમાં સચાઇનો અંશ તો જરાપણુ જોવામાં આવતોજ નથી. તેની સવારીઓ વીષેની જે જે હકીકતો કે તેઓ જણાવી ગયા છે તેમાં પણુ શાએર ફેરદુસીથી તેઓ કાંઇ નવું અજવાળું તો પાડી જતાજ નથી એ તો કેટલાએક પાછલા ફારસી નવીશન્દાઓ વટલી ગયાથી પોતાના નીઆ એ

માનોની શાએર ફેરદુસીએ કરેલી વખા ણો તેઓની રૂચીઓને પોતાના નવા અખત્યાર કરેલા ધરમને લીધે જે બેસ્તી આવતીઓજ નહીં હતી તેથી તેઓ બીચારા ફેરદુસીને ઉતારી પાડવાના અમસ્થા ફાંફાં લઈ બેઠેલા જણાય છે, કે તેણે તો કાફરોનાજ પાદશાહોની માત્ર પોતે જલુસીઓ ગાયલી છે, તેથી તો તે કાંઇ માનપુરવક તો ગણાઇ શકેજ નહીં. એવા ખોટા ખીઆલોથી તેઓ કોઈ કોઇ વાર નેઝામી કે શેખ સઅદી જેવા નવીશનદાઓને તેની ઉપર ચહડાવી દેખડાવવા માંગે છે; પરંતુ તેમાં કોઇપણ અપક્ષપાત નવીશનદો તો એકમત થઈ શકશેજ નહીં, કેમકે, એ બંને પાછલા ફારસી શાએરો ફેરદુસી તુસીની વારંવાર વાખવાખીઓ તો પોતે ખુદબી વટીક વળી ગાઇ ગયલા દીસે છે; કેમકે, તેઓ તેની કાબેલીયત આગળ પોતાને તો ગોયા હકીર અને કુચ બીસાદમાંજ સમજી ગયલાજ નથી જે તેઓની કદરશનાસીને ગોયા ઝેબ આપે તેવીજ હું તો સમજી શકું છું.



# સીકંદરના મરણ બાદ તેની સલતનતના હવેથી પારકે હાથે થઈ પડેલા કકડાબુકલા.

## બાબ ૧૮ મો.

હજુ તો એ તાજદાર પોતાની બેભાન હાલતમાં પોતાના મેહેલમાંજ પડેલો હતો, એટલામાંજ તેના તાજ તથા સલતનતના માલેક થઈ બેસવા સારૂ તેના સરદારોમાંજ માંહોમાંહે ફાટફુટ ચ લી રહેલી હતી; કેમકે, રોશનક જે તે વેળાએ હમેલદાર થઈ પડેલી હતી, તેણીએ તેને સારૂ કોઈ વારેસને તો જ નમ આપેલોજ નહીં હતો; તોપણ તેના ખાનદાનમાં તેના બાપ ફીલકુસની રાખેલી એક થેસીલીઅન નામચનીને પેટેથી અવતરેલો શાહઝાદો તો હયાતજ પડેલો હતો. તેનું નામ ફીલીપ આરીદેયુસ કરીને હતું, પરંતુ તેનું મગજ કાંઈ બરાબર સ્થીતીમાંજ નહીં હતું; તેમજ યવન સરદાર મેમનોન જે ઈરાનના પાદશાહની નોકરીમાં અમલધરથીજ પડી રહેલો હતો અને તેના એક સરસ સરદારમાં ખપતો હતો, તેનાં મરણ બાદ તેની બારસીની નામની ઓરત કે જે સીકંદર સાથે પાછળથી નાત્રું કરી ગયલી હતી, તેણીને પેટેથી હીરાકલીસ નામનો એક બીજો પણ શાહઝાદો તવલ્લુદ થયલો જ હતો વળી તેની પેલી ખાસ રાણી રોશનક કે જેણીને ફારસી શાએરો ભુલથી શેહેનશાહ દરયાશની બેટીજ કહીને જે સમજી ગયલા છે, તેણી તો બાખત્રીઆના પાદશાહનીજ બેટી થતી હતી. તેણી પણ ગરભવાન હોવાથી કોઈક પુત્રને તેને સારૂ જનમ આપવાની આશામાંજ બેઠેલી હતી. તે સાથે તેની ખરી રાણી સીતારે (સતાતીરા) જે શેહેનશાહ દરાયશની ખુદ પોતે બેટીજ થતી હતી અને જેણીની સાથે હાલમાં તો તે થોડુંકપરજ પરણી ગયલો હતો, તેણી પણ હયાતજ હતી. તે સઘળા વારેસોનો ઝુંડો પોતપોતાની મતલબો સાંધવા સારૂ તેના સરદારો હવેથી પોતેજ લઈ પડેલા હતા, કેમકે તે સરવે જનો બીચારાં તો હાલમાં ધણી વગરના ઢોરો જેવાંજ થઈ પડેલાં હતાં. હવે તેમ કરવામાં તેઓની માંહેલે પેટેની મતલબ તો એ પાદશાહી ખાનદાનને મુસ્તકીમ હાલતે પહોંચાડવાને બદલે તે રાજય પોતેજ ચાંપી બેસવાની હતી. વળી પાદશાહની માવતર ઓલીમપીઅસ કે જે જરા તુંદ અને આકળા સ્વભાવની હતી તો ખરી જતા પણ સઘળા મકદુનીઅનોનો પયાર તેણીની ઉપર પાદશાહની માવતર તરીકે વીશેષજ રહેતો હતો, વળી તેણીની તથા ફીલકુશને પેટેથી જનમેલી સીકંદરની ખરી બેહેન કલીઓપાત્રા જેણી કે ઈપાઈરસની રાણી થતી હતી તેણી પણ પોતે હયાતજ પડેલી હતી. તેમજ ફીલકુસની એક કાઈનાની નામની બીજી બેટી જેણી કે કોઈ થરેસીઅન ઓરતને પેટેથી જનમેલી હતી તે પણ જીવતીજ હતી; પરંતુ પાદશાહનાં ભર જવાનીનાં બહારમાં એકાએક નીવડી પડેલાં મરણને લીધે તેને પેટે ઉમરે પહોંચી ગયલો કોઈ શાહઝાદો કે જે તેનો વલીઅહદ તરતજ થઈ શકે તેવો તો કોઈ હતોજ નહીં, માટે સરવે કોઈનો મદાર તો જોઈએ કે, આગળ ચાલતાં રોશનક કોણને જનમ આપે છે, તે ઉપર આવીને હાલ તરત તો અટકીજ રહેલો હતો. એટલામાં પેલા ઉઠી ઉભા થયલા મજકુર વારેસો પણ તેનાં રાજય ઉપર ત્રાપ મારતા તો બેઠેલાજ હતા અને તે વીષેનાં

પ્રપંચો પોતપોતામાં મચાવતાજ ચાલુ રહેલા હતા. આવો અંધાધુંધીભરેલો મામલો થઇ પડેલો જોઇને તેના સવારો અને વડા સરદાર પરદીકસે એવો તોર શોધી કહાડયો હતો કે, પાદશાહનો વારેસ પેદા થાય ત્યાં સુધી હાલ તરત તો આપણે ઉમરાવોની એક પંચ નેમી રાખવી જોઇશે, અને તેઓનેજ રાજયનો સઘળો કારોબાર સોંપી દેવોજ પડશે; પરંતુ મીલાંજર જે પોતે પયદલ ફોજનો સરદાર થતો હતો, તેણે તો ફરાહુન થઇને એકાએક ફીલીપ આરાદીયુસનેજ પાદશાહ તરીકે ઠોકીજ બેસાડયો હતો. આથી તો મામલો ઘણોજ બેહકી ગયો હતો, પરંતુ કેટલાએક ડાહયા અને સમજુ શખસોએ વચે પડીને તેનો તોર એવો શોધી કહાડયો હતો કે, આપણા લોકોના અસલી રેવાજ પ્રમાણે આખી ફોજે, શું પયદલ કે ઘોડેસવારે એક કુતરાનાં બે ફાડચાં કરી નાંખી અને તેની ક્રીયાક્રમો સીખે કુરબાની કરીને પેલાં બે ફાડચાંઓની વચોવચમાંથી પોતે કુચ કરવા માંડવી જોઇશે અને તયારબાદ પેલા સવારો અને પયદલ ફોજવાળા સીપાહીઓ વચે અસલધરથી તેઓમાં ચાલતી આવેલી એક રાહ રસમ પ્રમાણે તેઓને અમસ્થી નામનીજ લડાઇ અને મારામારીઓમાં પોતે મશગુલ થઇ જવુંજ પડશે. આથી પેલા ઘોડેસવારો પયદલ સેપાહાની હવેથી રૂબરૂ થઇ પડયા હતા. અસલમાં તો તે રેવાજ બંને બોરડુવાળાઓને અનુકુળ થઇ પડતો હતો અને વાજબી જેવોજ લાગતો પણ હતો, પરંતુ પાછળથી સીકંદરે પોતાની ફોજમાં દાખેલ કરેલી નવી નવી યુકતીઓથી તે રીતભાતો હવેથી કાંઇ ટકી શકે તેવીજ તેને લાગીજ નહીં હતી; કારણ એ જે, હાથીઓ પણ પેલા ઘોડેસવાર ફોજમાંજ હાલ તો ગણાવાજ લાગી ચુકેલા હતા; આથી ખોલ્લાં મેદાનોમાં પેલી પયદલ ફોજ તો તેઓના મારા આગળ જરા પણ ઉભી રહી શકે તેવીજ નહીં હતી; કેમકે, પેલી પયદલ ફોજ એક ગુંચળામાં ફેલે નકશના આકારમાં પણ જો ગોઠવાઇ જાય, તોપણ તેઓનું કશું ટટુ ચાલી શકે તેવુંજ નહી હતું; કારણ એ જે, તયારે પેલા હાથીઓ તે ફૂલાંક્ષને પોતાનાં જબરાં બળથી એક તડાકામાંજ ભાંજી તોડી નાંખયા વીના તો રહેજ નહીં. આથી પેલા સવારો પેલી પયદલ ફોજ ઉપર પછી ઉતરી પડીને તેઓના તો કકડાબુકલાજ પોતે કરતાજ ચાલે, માટે આ નામની લડાઇ હવેથી ખરી લડાઇનું રૂપ જો લઇ પડે તો મામલો ઘણોજ ત્રાસદાયક થઇ પડે તેવુંજ થઇ પડતું હતું. આથી પરદીકસે બાપોકારથી જે મુખીઓએ કે પેલા ફીલીપ આરાદેઉશને ઉઠી ઉભો કરેલો હતો તેઓને તેને પોતાને એકદમજ સ્વાધીન કરી દેવાની હવેથી તે પોતે ધમકીજ આપવાને મંડી ગયો હતો. જેથી ઓછામાં ઓછા ત્રીસ મુખીઓને તો તેને સ્વાધીનજ કરી દેવા પડયા હતા, જે બીચારાઓને ઘણીજ ઘાતકી રીતે તેણે પેલા હાથીઓના પગ તળેજ કચડાવી નંખાવયા હતા. આવા કમકમાટભરેલા લયકીન ચાંપતા ઉપાયો એકદમ લીધાથી હાલ તરત તો એ બંને ટોળકીવાળાઓ વચે સમજુતીજ થઇ પડી હતી. આથી જયાં સુધી ગાદીનો વારેસ રોશનકને પેટે પેદા થાય નહીં ત્યાં સુધી એ ફીલીપ આરીદેઉસનેજ મોહો બોલી પાદશાહત તો મળી ચુકીજ હતી અને પરદીકસ તેનો હવેથી મદદનીશ કારભારી જેવોજ થઇ પડયો હતો. તેનાજ હાથમાં રાજયનો મુખય કારોબાર તથા શેહેનશાહી લાભો જાળવવાનું કામ અને મુખય લશકરની સરદારી પણ સોંપી દેવામાં આવેલીજ હતી. તેનાજ સરોબરીઆ સરદારો તથા દોસ્ત આશનાઓનાજ હાથમાં રાજદવારી અને અદલ એનસાફનાં કામોના મોટા ઓધાઓ પણ હાલ તરત તો સોંપવામાંજ આવેલા હતા, પરંતુ ઘણાજ બાહોશ અને મોટા મોટા અમલદારોને તો તે આખી સલતનતનો કારોબાર બરાબર રીતે ચલવવા સારૂ જુદા જુદા દુરનાં પરાંઓન હાકેમો યા તો છત્રપોતો બનાવી રાખવામજ આવેલા હતા. પોતપોતાનાં દેશાવરોમાં લશકરની જમાબંદી તથા તેઓપર દેખરેખ રાખવાનું કામ પણ તેઓનેજ સર સોંપી દીધેલાં હતાં.

**સીકંદરના મરણુ બાદ તેની ગાદી અને બોહોળાં રાજપાટનાં કકડે ભુકલા કરી નાખીને પોતપોતામાંજ પચાવી પાડનાર તેના "દીઓ દોચી" યાને જાનસીનો,**

એવી સલાહ આપવામાં કહે છે જે, મુખ્ય ભાગ તો પતોલોમી લેગુસ યાને સોતરૈજ ભજી બતલાવયો હતો, એટલુંજ નહીં, પરંતુ તે તેનો ઘણોજ ચપળ સરદાર તરીકે પણુ પોતે ખપતો આવેલોજ હતો. તેણુજ પાછળથી તેની તવારીખ પણુ લખી ઘાલેલી હતી. તેણુ તો મકદુનીઆમાં રહીને ત્યાંનો કોઇક ઉંચો ઓધો લઇ લેવાની વાતને તો પોતે પડતીજ નાંખી દીધી, અને દેશાંતર થઇને મીસરનોજ કારોબાર પોતાને હાથ કરી બેસવાની પોતાની ખાહેશ દેખડાવી હતી; કેમકે, તેની માહેલે પેટની મતલબ તો તે દેશાવરોનો આગળ ચાલતાં પોતે આપખુદ રાજાજ થઇ પડવાની હતી. તે તો ત્યાં જઇને કોઇપણુ મકદુનીઅનોને પછી ગાંઠવાજ લાગયો નહીં હતો અને ત્યાંની હાકેમી પોતાને સ્વાધીન કરી લઇને પોતાના ખાનદાન સારૂ ત્યાંના રાજા તરીકે તે મુલક આખો પોતેજ આખેરે ચાંપી બેઠો હતો. તેનાં મરણુ બાદ તેના વારેસો જ્યાં સુધી તેઓને પાછળથી રૂમી લોકોએ તાબે કરી લીધા નહીં; ત્યાં સુધી ત્યાં મોટું જાહોજલાલીભરેલુંજ રાજપાટ પોતે ભોગવી ગયા હતા, કે જે મીસર દેશના તોલોમી રાજાઓ એવાં નામો હેઠળ અદયપી તવારીખનાં દફતરોમાં નોંધ ઇજ રહેલાં છે અને જેને કે ફારસી નવીશનદાઓ બતલીમુસનું વંશ એવાં નામથી પોતે પીછાણી ગયલા છે. એમ તો બીજાં પણુ નાનાં નાનાં રાજપાટો સીકંદરના સુબાઓ જુદાં જુદાં દેશાવરે ખાતે પોતે પણુ ચાંપી બેઠા હતા, પરંતુ તેઓમાં ફેરફારો ચાલુ રહયાથી અને માંહોમાહેની હસદ અને દાવા દુશમની આથી તેઓ બતલીમુસનાં ખાનદાન માફક લાંબો વખત સુધી કાંઇ ટકી શકયાજ નહીં હતા. વળી માસીદોનીઆની સલતનત તો ત્યાંના અસલી હાકેમ એનતીપેતરનેજ સ્વાધીન કરી દેવામાં આવેલી હતી, કે જે તે પોતાની આખી હયાતી સુધી ભોગવયોજ ગયો હતો; પરંતુ પોતાનાં પાદશાહી ખાનદાન તરફ તે એટલો તો નીમકહલાલી અને ચીકટપણુંથી પોતે વળગી રહેલોજ હતો, કે તેણુ પોતાનાં તાજ અને તખત ઉપરથી પોતાના બેટા કાસનદરને તો કેવળે રદબાતેલજ કરી નાંખયો હતો; કેમકે, તે શખસ સીકંદર તથા તેનાં કુટુંબપરીવારના હરડતા વેરી તરીકે સરવે કોઇમાં મશહુરજ થઇ પડેલો હતો; તોપણુ તે શાહઝાદો શેહઝોર હોવાથી તે દેશની ગાદી ઉપર મારા પીદર બાદ મારોજ હક ઇલાકો પહોંચે છે, એમ સમજીને તેનો કબજો આખેરે તે પોતેજ લઇ બેઠો હતો અને જોકે તેના નબળા અને દુરગુણી વારેસોનો હક દેમીત્રીઅસે તો તેઓને નાલાયક ધારીને પાછળથી ખુંચીજ લીધો હતો; તોપણુ એનતીપેતરના પેટેથીજ તેની ફીલા નામની જે બેહેન કે પેદા પડેલી હતી તેણીની સાથેજ તે પોતે પરણી બેઠો હતો અને તે બંને જણાંનાંજ વારેસો જ્યાં સુધી રૂમીઓએ તેઓને જીતી લીધા નહીં; ત્યાં સુધી તે દેશની ગાદી પોતેજ ખુદ ભોગવતાં ચાલયાં જતાં હતાં. સીલ્યુકસ તો હજુ પણ કાંઇ વટાવમાંજ ગણાતો નહીં હતો, કેમકે, તેની ઉપર બીજા પણુ સરદારો પડેલા હતા અને તે હાલમાં એક બાહોશ અમલદારમાંજ પોતે જે ખપતો હતો તેથી તો પરદીકસે તેને પોતાના ચીલીઆરકના મોટા ઓધા ઉપર નેમી રાખેલોજ હતો. તે ઓધો આપણુા જમાનાના પુરસત્તા અને કુલે અખત્યારવાળા રાજદુત એલચી (પલીનીપોતેનસીઅરી) જેવોજ યવન લોકોમાં ગણાતો હતો. વળી તેની વય હજુ તો ત્રીસ વરસની પણુ નહીં હતી તેથી તેના કરતાં વધુ વયના સરદારોનો હક્ક તો કુદરતી રીતેજ વધારે પહોંચતો હતો તેથી તેઓનીજ હાલ તો તેવા માટા ઓધાઓ ઉપર નેમણુંકો થતી ચાલી જતી હતી. તેઓ માંહેલા બે ઘણુાજ જુના અને બાહોશ તથા કારઆઝમુદે અને લશકરના પયારા અમલદારો જેવા કે કરાતરસ અને

લીઓનેતસ તો બીચારા હાલમાં મરણ
જ પામી ચુકેલા હતા; માટે તે બે આ
ઠાંઓ તો તેઓની આડે આવી શકે
તેવુંજ નહીં હતું. તેઓ માંહેલો પેલો
લીઓનેતસ સરદાર જે હાલમાં ઇપાઇર
સના રાજાની વીધવા અને સીકંદરની
બેહેન કલીઓપાત્રા સાથે પરણીને આ
ખી સલતનતનો કબજોજ પોતાના હાથમાં
લઇ બેસવાના હેતુથી પોતે તો પ્રપંચો
રમતોજ જે ચાલ્યો જતો હતો, તે તો
યવન લોકો સાથેની મારામારીમાંજ પો
તે ઠાર થઇ ગયો હતો. વળી ત્રીજો સ
રદાર લાઇસીમેકસ પોતાની થરેસનીજ છ
ત્રપોમાં જઇને પડી રહેલો હતો તેથી તે
તો લોકોની નજરમાંથી પણ ઓર ઉલટો
ખસીજ ગયલો હતો. તે ત્યાં ગયા બાદ ત્યાંના
જંગલી લોકો સાથે પોતે લડાઇઓમાંજ
ગુંથાયલો રહેતો હતો. જેમાં તે કોઇ વ
ખત માર ખાતો તો કોઇવાર જીત પણ
મેળવયો જતો હતો અને એક વખતે તો
દુશમનોને હાથે કેદ પણ તે પકડાઇ ગ
યલો હતો; પરંતુ તે મરણ પામયો તે
આગમચ તે તરફના લતાઓ ઉપર પોતે
તો મહા બળવંતજ થઇ પડયો હતો અને
તેના તાબા હેઠળ થરેસનો મુલકજ નહીં,
બલકે અશીઆમાઇનરની આથમણુ તર
ફનાં ઘણાંખરાં દેશાવરો પણ આવી ચુ
કેલાંજ હતાં. તેમજ પરગેમસનું
રાજ્ય જે કે હાલમાં દેમીત્રીઅસનાં વંશ
નાં રાજા તરીકે લોકોમાં માનીતું થઇ
પડેલું હતું તે પણ એશીઆ તરફનાં
ઘણાંએક પ્રાંતો પોતેજ ચાંપી બેઠું હ
તું. ચોથા સરદાર એનતીગોનશને તો
સીકંદરે ખુદ પોતાની હયાતીમાંજ ફરી
જીઆના મુલકનો છત્રપ બનાવી મેલેલો
હતો અને તે તો દસ વરસ થયાં ત્યાં
નો હાકેમજ થઇ પડેલો હોવાથી રૈઅઇ
યતનો પણ ઘેણોજ માનીતો થઇ પડેલો
હતો. તેણે તો પરદીકસથી હાલમાં પો
તાનો દેશ છોડીને લશકર સીખે ઉતરી
પડી યુંમનીસને તેની પરગેમસની ગાદી
ઉપર મજબુત કરી આવવાનોજ હોકમ
થઇ ચુકેલો હતો; કેમકે, તે રાજ્યની
સીમા તે વેળાએ છેક સીનોપેથી તે તરા
બીઝોનદની આસપાસ ઠેઠ કુહેકાફ સુધી
ચત્રાઇ રહેલી હતી. હવેથી બેજ માનવી
ઓ આખા એશીઆના થોડાંક વરસો
સુધી તો પોતેજ માલેકો થઇ પડયા હ
તા. તેમાં એક તો આ મજકુર યુમનની
સજ હતો જે કે નાનપણથીજ સીક
દર અને તેના બાપની નોકરીમાં તેઓના
ખાનગી મુનશી તરીકેજ પળોતાઇ ગ
યલો હતો. તે જાતે તો ઘણો
ચપળ અને સદગુણી પુરૂષજ હતો, આ
થી તો તેને સીકંદરે ઘણાએક મકદુનીઅ
ન ઉમરાવો ઉપર ચહડાવી મેલેલો હતો;
પરંતુ તે કારદીઆનાં પ્રાંતનો રહેવાસી
હોવાથી મકદુનીઅન સીપાહીઓ અને અ
મીર ઉમરાવો તો તેને દીલોજાનીથીજ પોતે
ધીક્કારતાજ બેઠેલા હતા અને આજકાલનો
યવનબચ્ચોજ કરીને તેને પોતપોતામાં પી
છાનતા રહેલા હતા. આવી તેની કઢંગી
હાલતને લીધે તેને તો પાદશાહી કુટુંબ
પરીવારો સાથેજ હવેથી સારૂં રાખવાની
ફરજજ થઇ પડેલી હતી; કેમકે, એક
આપખુદ રાજા તરીકે તો પેલા મકદુની
અન સીપાહીઓ તેને કેવળે પીછાનતા
અને કબુલ રાખવા લાગ્યાજ નહી હ
તા; માટે તેણે તો તેઓનીજ બાર મ
જબુતીથી લઇ રાખેલી હતી અને તેઓ
ના ખેરખાહ અને નેક સલાહકાર તરીં
કે તે તેઓમાં પળોતાઇ વટીક ચુકેલોજ
હતો. તેજ વળી એકજ ફકત સુબો હતો
કે જેણે પરદીકસની બાજુ ઘણી મુસ્તકીમ
રીતેજ પોતે પકડી રાખેલી હતી.

બીજો તો સીકંદરનો મોટો સરદાર
એનતીગોનશ ખુદ પોતેજ હતો, જે કે
તક મળેથી આખું રાજપાટ પોતે ચાંપી
બેસવાની યુકતીમાંજ રમી રહેલો હતો
અને તે સારૂ કાંઇ પણ રંજ અને સ
ખતી પોતાને માથે ખેંચી લેવા સારૂ તે
જરા પણ પોતાને મનસે તો કાંઇ ડરતોજ
નહીં હતો આમ તે સલતનતનો કટકો
કોર ખાઇ બેસવા બીજા સરદારો પણ
ફાંફાં મારતાંજ બેઠેલા હતા અને પોતા
સારૂ સ્વતંત્ર રાજપાટો કરી નાંખવાની
ઉમેદમાંજ પડા રહેલા હતા. તેઓમાં
જેઓ કે ઘણાજ લોભી અને શેહઝોર
માં ખપતા હતા તેઓ તો સીકંદરનાંજ
કુટુંબ પરીવારોમાં પરણી બેસીને આ
ખું રાજપાટ પોતેજ હજમ કરી જવા
માગતા હતા અને બીજાઓ તો કેટ ફન

કસરૂન યાને ઝબરદસ્તીથી પણ તે આ ખું રાજપાટ ઝુંટાવી લેવાની વેતરણમાં જ પોતે પડી રહેલા હતા. એ સઘ ળી લોભી જીજ્ઞાસા તો જો બરાબર જોશો તો સીકંદર તેઓ સારૂ ખુદ પોતેજ ગોયા મીરાસમાંજ મેલી ગયો હતો, જેથી તેઓ પોતપોતામાં ઝબર દસ્ત લડાઈઓમાંજ ગુંથાઈ પડયા હતા, જેમાં સીકંદરના ઘણાએક જુના અને માનીતા સરદારો તો આખરે કતલેહામજ થઈ ગયા હતા. એમ આખાં રાજયમાં જે ઝબરદસ્ત આગ સળગી ઉઠી હતી તેનો શોઅલો ઉપર કહયા પ્રમાણે પીસ્તાળીસ વરસો સુધી તો પજરતોજ રહેલો હતો અને પેલા સઘળા લોભી સરદારો આય તાપર હવેથી કુહાડો મારવાને તઈયારજ થઈ બેઠેલા હતા. તે સઘળાં મુખ્ય રાજયો અને તેઓમાં આપસ આપસમાં ચાલેવી માંહોમાંહેની મારામારીઓ વીગે દરોબસ્ત અહવાલ આપવાનો અત્રે કાંઈ એરાદો કે મકસદ તો છેજ નહીં, કેમકે, તેને એક ફકત સીલ્યુકસના ખાનદાન સેવાય ઈરાનની તવારીખ સાથે તો કશું લગતુવળગતુંજ નથી; તોપણ તે લડઈઓથી ત્રણ જુદા જુદા રૂપોમાં તે બોહોળી સલતનત હવેથી જે બદ લાઈ ગઈ હતી તે વીષે તો ઉપરટપકે જરાક અહવાલ દરશાવવો અત્રે આપ ણી તવારીખની લડીને બંધબેસ્તી લાવવા સારૂ ગોયા અવશયજ થઈ પડે છે. આથી સપરપેહેલું આપણું ધયાન તો મીસર તરફજ દોરવાઈ જાય છે, કેમકે, આખાં રાજયના મુખય કારભારી અને અધીકારી મજકુર પરદીકસે પેલા બાગી થઈ પડેલા સુબાઓને પોતાની તરફ જ રા આવી જવાને જયારે આમત્રંણ કી ધું અને એનતીગોનસ તો યુરોપ તરફ જ કેથે છટકી ગયો; ત્યારે તે એકદમ પતોલોમી સોતર ઉપર તો પોતે તરતજ ઉતરી પડયો હતો અને તેને જલદીથી હરાવી નાંખી તેનો તો સપરપહેલાંજ કાંટો કહાડી નાંખવાના ખીઆલમાંજ તે પોતે રમી રહેલો હતો. તે લડાઈ ઉઠાવવા સારૂ તેણે તે વેળાએ લોકોને એમજ અમસ્થું બહાનુ દેખડાવવા માંડયું હ તું કે, જયારે એ મરનાર પાદ

શાહના તાબુતને તેને લાયકનાં માન પાન સીધે "એઈગાઈ" ખાતે જુપી તર એમનનું જે મોટું દેહેરૂં આ વેલું હતું અને જેનાપર કે પેલા સ ઘળા મકદુનીઅનો મરીજ ફીટેલા હતા ત્યાં તેને સારૂ મોઅઈયન યાને મોકરરર કરેલી કબર તરફ લઈ જવાનો મેં જ્યા રે હોકમ કહાડયો ત્યારે તે સરદા ર શામનાં પ્રાંત તરફ ઉતરી પડી ને તે જનાઝાને પોતાની સાથે મેમફીશ ખાતેજ ઉપાડી ગયો હતો, એવા વીચાર થી કે તેને સીકનદરીઆનાજ શહેરમાં લઈ જઈને હું મારે હાથે જાતેજ ત્યાં મદફુન કરી નાખું. હવે સરવે કોઈ એ મજ માનતા બેઠેલા હતા કે, તેની મા ટી જે પણ નેમેલી જગયા ઉપર જઈ પ ડશે તે જગયા તો આગળ ચાલતાં એ ક ઝેયારતગાહ જેવીજ પવીત્ર થઈ પડયા વીના તો કાંઈ રહેનારજ નથી: કેમકે, ત્યાર બાદ થોડાંક વરસો પછી જ્યારે લોકોમાં એમજ ખોટું ગુલબાન ઉઠી રહયું કે તે પાદશાહના ખાસ તંબુ તો આપણે હાથજ લાગી ચુકયો છે; ત્યારે યુમનીસે મકદુનીઅનોનાં મનોને તેઓ ની માંહોમાંહે ચાલુ રહેલી અદેખાઈ અ ને લાગણીઓને શાંત પાડવા સારૂ એ વો બુટ્ટો પોતે ઉઠી ઉભો કરયો હતો કે, તેનું રૂવાન તે તંબુમાંજ ભમતું ફ રે છે. આથી જેમ બુધીસ્તો હાલમાં પણ બુદ્ધના દાંતને અને ખ્રીસ્તી તથા બીજા મજહબવાળાઓ પોતપોતાના પીર પયગમબરો કે સઈયદોની કોઈ પણ મુરદાર બકાત રહી ગયલી ચીજોને મા નપાન આપવા તથા તેઓની પરસ્તે શો કરવાને મંડી જાય છે, તેમજ સીકં દરની ચીજોની પણ લોકો તે વેળાએ મા નતા ચહડાવવાને પોતે તો લાગીજ ગયલા હતા; જેથી તો તે ગોયા તેઓમાં એક દેવતા જેવો દેવતાજ થઈ પડેલો હતો. અલ બતાં તોલોમી જેવો બાંકો સરદાર તો તે સવારોની પોતે તો સામેજ થઈ પડયો હતો અને તેણે એક તડાકામાંજ પોતા ના તે હમનબરદને તો મારીજ હઠાવયો હતો. આથી પરદીકસના બાગી થઈ પ ડેલા ખુદ સવારોએજ પોતાની આ હા રથી નારાજ થઈ પડીને ગુસ્સામાં ને

ગુસ્સામાં યા તો લડાઇની ગીરદીમાંજ
પોતાના તે સરદારને ઠારજ કરી નાંખ
યો હતો. આમ આખાં રાજયનો મુખ
ય કારોબારી અને સુબો ખુદ પોતેજ
જયારે મારયો ગયો ત્યારે તે સલતનત
નો આખો મામલોજ ગોયાજો ફરી જાય
તો તેમાં કશી નવાઇજ નહીં હતી. હવે
પરદીકસ જે આમ માર ખાઇ બેઠો હતો તે
નો મોટો અને મુખય સબબ તો એ હતો
જે, તે સરદાર મીસરની અને એશીઆ
ની ભુગોળોથી બતલીમુસ જેવા જહાન
દીદે અને રગડાયલા સરદાર માફક પોતે
કાંઇ વાકેફગારજ નહીં હતો; કેમકે, તે
તો સીકંદર સાથે સઘળા એશીઆ ખં
ડનાં દેશાવરો પોતે હાથે જાતેજ ફરી
વળેલો હતો અને ત્યાંની પુરતી માહેત
ગારીઓ વટીક તેણે મેળવેલી હતી.
આથી તેની ખાતેરજમાજ હતી કે, હું
પરદીકસને મારી હઠાવયા વીના તો કાંઇ
રહીશકજ નહીં; કેમકે, તે દેશ મોટા દરયાઇ
કાફલા વીના કોઇ પણ બાહેરના દુશમનને
તો મચક આપી શકે તેવોજ નહીં હતો,
આથી તો આગળ પારસીઓનાં મોટા અને
જવાંમરદ પાદશાહ કામબુજીયએ યાને કા
બુસે ખુશકીને મારગેથીજ છેક દુરદરાઝ
દેશાવરોમાંથી ઉતરી પડીને ફરાહુન જેવા
અસલી ત્યાંના બુલંદ પાદશાહી ખાનદાન
નો પોતે હાથે જાતેજ અંત આણી મેલ્યો
હતો. વળી ત્યાંના કીનારા ઉપર સેંકડો
માઇલો સુધી તો કોઇ બંદરોજ
આવતાં નહીં હતાં, જેથી તે કામ
તો મહા મુશકેલ જેવુંજ થઇ પડતું
હતું. આથી એનતીગોનસ જ્યારે પોતે
મહા બળવંત જેવોજ પાછળથી થઇ પ
ડયો, ત્યારે તેણે તે દેશાવર ઉપર પણ
તરાપ તો મારીજ હતી, પરંતુ તેમાં
તો તે સજડ મારજ ખાઇ બેઠો હતો.
જેમ. પાછલા અરબો અને ઇરાનના બા
હેરના દુશમનો તે દેશાવરો ખાતે ઇ
રાની અખાતમાંથી ઉતરી પડવાને બીહી
ધ્રુજીજ રહેતા હતા, તેવોજ મામલો મીસ
રના ક્રીસ્તાઓનો પણ તે ઝમાનામાં પડી
રહેલો હતો. આથી તો રૂમીઆ જેવું
પ્રબળ રાજ્ય પોતાના સુનંદા લોભી
અને દાનેશવર સરદારોને તે તરફથી તે
દેશાવરો ઉપર ઉતરી પડવા સારૂ હમેશા
પોતે અટકાવતાજ રહેતા હતા. વળી તેજ
અરસામાં એનતીપેતર તો જે ગ્રીક લોકો
કે એકઠા મળીને સ્વતંત્રતાનો ઝુંડો પો
તાના બહાદુર સરદાર લીઓસ્થીનીસના
હાથ હેઠળ જે ઉરાડી રહેલા હતા તે
ઓ સાથે એક ખુનખાર લડાઇમાં
પોતે ગુંથાઇ પડેલો હતો કે જે યુધ
તવારીખનાં દફતરોમાં લેમીઅનનું જંગ
એવાં નામ હેઠળ અદયપી મશહુર છે.
તે સરદારે થીસીલી ખાતે લામીઆનાં
શેહેર આગળ એનતનીને તો ઘેરીજ રા
ખેલો હતો કે જે ઉપરથી તે યુધનું
નામ ઉપર કહયા પ્રમાણે લામીઆન
ખાતેનું જંગ કરીને પડી ચુકયું હતું. તે
લડાઇમાં પેલો લીઆસ્થીનીસ તો બીચારો
આખરે મારયોજ ગયો હતો, તોપણ
એનતની તો ઘણી ખરાબ વેદનામાંજ
આવી પડયો હતો. આથી તેને લીઓને
તસ તથા બીજા એશીઆ ખંડનાં યવન
લશકરની મદદ લેવી પડી હતી, પરંતુ
તે યુધમાં પેલો લીઓનેતસ પણ બીચા
રો મારયોજ ગયો હતો.

આથી તેણે વખત કહાડી નાંખી અ
ને ગાળી કહાડીને પેલા એકસંપી ફોજવા
ળાઓને જુદા જુદા પાડી દઇને ક
રેનોનની લડાઇમાં સજડ હરાવી મેલી
પેલા ગ્રીકો કનેથી પોતાની મરજી મુજ
બના બંદોબસ્તો કરાવી લીધા હતા. પો
તે દીલસે આગળ ચીરોનીઆની લ
ડાઇમાં ઇ૦ પુ૦ ૩૩૮ માં સીકંદ
રે થીબસને ઇ૦ પુ૦ ૩૩૫ માં તાબે ક
રી લીધા પછી જે હઠીલાઇ દેખાડાવી હ
તી તે કરતાં પણ વધારે હઠીલાઇ અને
મક્કમ ઠરાવ દેખાડાવીને તેણે પે
લા પ્રજાસતાક રાજયના હેમાયતી
ઓ અને ઉશકેરનાર આગેવાનો ત
થા અગ્રેસરોને તો મારી નંખા
વવાનીજ પયરવી કરવા માંડી હતી.
આથી ઈગ્રેજોના બરક અને ફોક્ષ જેવા
દીમાશથીનીસ તથા હાઇપેરેદીશ જેવા
યવન બોલકરાઓ તો ચારા ઇ૦ પુ૦
૩૨૩ માં હારજ થઇ પડયા હતા, કે જે
થી કરીનેજ એનતીપેતરની આ લડાઇ
વધારે યાદદાસ્તમાં રહી ગયલી છે, કેમ
કે, જે કામ સીકંદર અને તેના પીતા
હાર પાડી શકયાજ નહીં હતા તે કામ

તેણે હાર પાડી દેખડાવી પેલા બંને વક
તાઓના તો તેણે જાનજ લઈ લીધા હ
તા. હવે મજકુર લીઓસ્થીનીસની નેકી
અને ખુબી વીષેનાં જે ગીતડાં કે હાઈપેરેદીસે
તેની પાયદસ્તની વેળાએ કહી સં
ભળાવયાં હતાં; તે ભાષણ જે અદયપી
ગુમ થઈ પડેલું હતું તે આખરે સારા
ભાગે એક મીસરી પેપાઈરશ (પાત્રાં)
ઉપરથી હાલમાં પાછું આપણે હાથ લાગી
શકયું છે, જેપરથી તે સરદારની ખુબી
વીષેનો કાંઇક ખીઆલ આપણાં મનમાં
ઉતપન થઈ શકે છે કે, તે કોઇ પ્રતાપી
માણસજ થઈ ગયલો હશે. તેણે પેલા
બંને નામચીન અલંકારીક જીભલી ધરા
વનાર શખસોના જે જાન લઈ લીધા
હતા તેજ તેણે ઘણું જબુન કામ કરયું
હતું, તે સેવાય પોતાની જીત થઈ રહ
યા બાદ જે પગલાં કે યવન લોકોના
હકમાં તેણે ભરવા માંડયાં હતાં તેથી
તેઓને તો છુટાપણા વીષેના વધારે સા
રા જેવા હકો મળી ચુકયા હતા; કારણ
એ જે, તે તો પેલા ગરીબ ભામટાઓને
રાજદવારી હકો આપવાની પોતે તો કેવળે
વીરૂધમાંજ રહેતો હતો. પલુતારક પોતે
દીમાસથીનીસનો વરૃતાંત જે આપી ગયો
છે તેથીજ તે તથા હાઈપેરેદીસ જેવા શીરી
ન ઝબાનદરાઝ ધરાવનાર પેલા બંને મહા
વકતાઓના છેલ્લા દીવસોની યાદદાસ્તો
અદયપી ગોયા સચવાઈજ રહેલીઓ છે.
તે નવીશનદાએ તેવીજ સેવા પેલા યુમ
નીસની પણ પોતાની તેજ કલમથી કરી
બતલાવેલી છે. હવેથી એનતીગોનસ, બ
તલીમુસ (પતોલોમી,) સીલ્યુકસ અને
લાઈસીમેકસ જે સીકંદરના અતલગના
રફીકોમાંજ ખપતા હતા તેઓ તેનાં
રાજપાટોના ગોયા વલીઅહદો જેવાજ
થઈ પડેલા હતા, કેમકે, તેઓ "દીઓ
દોચી" યાને વારેસો એવા એલકાબો
હેઠળજ ખાસોઆમમાં ઓળખાતા થા
લ્યા હતા. તે વારેસો તે રાજપાટના
નવા ભાગલા કરી લેવાના હેતુથી જ્યારે
ત્રીપારદાઈસુસ ખાતે ઇ૦ પુ૦ ૩૨૧
માં એકઠા થઈ પડયા ત્યારે બતલીમુસ
ને મીસરની, એનતીપેતરને યુનાનની,
એનતીગોનસને ફ્રીજીઆની તથા સીલ્યુ
કસને બાબેલાનની ગાદીઓ મળી ચુકી
હતી; લયકીન યુમનીશ જે પરદીકસનો
ખાસ સ્નેહી જેવોજ થતો હતો અને
કરેતેરસ જે લોકોમાં અસંત માનીતા
સરદારમાં ખપતો હતો તથા નીઓપતો
લીમુસ જે પણ બાંકો સીપાહબુ ગણાતો
હતો, તેઓને તો લડાઈમાં હરાવીને
ઠારજ કરી નાંખયા હતા. તે બીચારા
યુમનીસને તો પેલા મકદુનીઅનોએ
લોકોના દુશમન તરીકેજ ઠોકી બેસાડયો
હતો. તે સીકંદરના ખાનદાનનો અત
લગના દોસ્ત તથા રખેવાળ જેવો જે
ગણાતો હતો તે ઓથી તેની કનેથી ખું
ચી લઈને પેલા એનતીપેતરનેજ સ્વા
ધીન કરી દેવામાં આવયો હતો.
આથી એનતીપેતર તો પોતાનાં દેશાવર
ખાતે એટલો તો પ્રબળ થઈ પડયો હતો
કે જેથી તે કોઈથી પણ જીતાઈ શકાય તેવો
નહીંજ થઈ પડયો હતો. આથી એનતી
ગોનશ અને મજકુર યુમનીશ વચે જે
લડાઈઓ હવે પછી જાગી ઉઠી હતી તે
માં તેનો પણ કાંઇક હાથ રહેતોજ થા
લ્યો ગયલો હતો. તે બંને હમનબરદો
કોઈ કોઈ બાર તો માંહોમાંહે દોસ્તી પણ
કરી બેસતા હતા, પરંતુ તેઓના સ્વાર
થો એકમેકથી જે ઉલટાજ રહેતા હતા
તેથી તેઓ એકમેકનો વીશ્વાસ તો કર
તાજ નહીં હત અને પોતપોતાની ફોજો
ને તો હાજ-જ રાખી મલતા હતા. આ
ખેરે એનતીગોનસે કાંઇક પ્રપંચો મચા
વીને યુમનીશની કવાયદવાળી તથા કાર
આઝમુદે મકદુનીઅન ફોજને પોતાની
બોરડુમાંજ કરી લઈને તેને તો ઇરાનમાં
ઇ૦ પુ૦ ૩૧૫ માં ઠારજ કરાવી નાં
ખયો હતો. આથી ઉગમણ તરફનાં પ્રાં
તો તેના હસ્તક હેઠળજ આવી ચુકયાથી
તે ત્યાંના બેહદ દ્રવયનો પણ પોતે મા
લેક જેવો માલેકજ થઈ પડયો હતો.
એટલામાં તેની સામે યુમનીશે જે એક
સંપી કરી રાખેલી હતી તે તો તેનાં
મરણ બાદ ભાંગીતુટીજ પડી હતી,
જેથી તે આખા એશીઆ ખંડનો
પોતાની મરજી મુજબજ ફેસલો કરવાના
વીચારમાંજ પડી ગયલો હતો; પરંતુ તે
ના વીચારમાં પેલો બાબેલાનનો સુબો
કબાબમાં હાડકાં જેવોજ થઈ પડેલો હતો.
તે કબાબનાં એક હાડકાંનું નામ સીલ્યુ

કસ કરીને હતું જે છેક પાછળથી સીકંદરની ફોજમાં સરદારના ઓધા ઉપર પોતે ચહડી બેઠો હતો. તેનું વંશ આખરે ઈરાનની ગાદી લઈ બેઠું હતું તેથી સીકંદરના બીજા સબળા વારેસોમાં તે વંશજ આપણી આ ચાલુ તવારીખમાં મુખય ભાગ હવેથી રોકી પડે છે કે જે આગળ ચાલતાં ખોલાસેથી લંબાવવામાં આવેલું છે. આથી તેણે તેને લડાઈમાં ઉતારવાની વેતરણ કરવા માંડી હતી, પરંતુ સીલ્યુકસના ટાંટીઆમાં હજુ ઘણું જોર આવેલુંજ નહીં હોવાથી વધારે સારા વખતની રાહ જોવા સારૂ તે ચગોર પુ.ષ તો માહ મહેનત અને મુશકેલીઅતથી મીસર ભણીજ પોતે તો નહાસી ભરાયો હતો. આમ બીચારા સીકંદરનાં મરણ બાદ તેના મહેનતુ પ્રથમધરના અમલદારો તો બીચારા હાથ ઘસતાજ રહી ગયા હતા, કારણ એ જે, તેઓ તો મારયા ગયા હતા યાતો મરણ પામી ચુકેલા હતા અને નવા નવા ઘણુધારેલા સરદારોજ તેની સલતનતના ભાગલા કરી પડી તેના તથા તેના વારેસોના હાથમાં એક મુઠીભર જમીન પણ પોતે તો રહેવા દઈ ગયલાજ નહીં હતા. આથી તે શુરવીરો તો પોતે બીજ વાવીનેજ ચાલતો થયલો હતો, પરંતુ તેનાં ફળ તો કોઈક પરાયેજ ખાઈ બેઠા હતા. આપરથી મુલ્લા ફીરોઝના કેટલાએક શબ્દો અત્રે મને યાદ રહી શકે છે; કેમકે, તે પારસી દસ્તુર અને નામાંકીત ફારસી શાએર એમ લલકારી જાય છે કે:–

"યકે દાને કારદ દીગર બદરવદ;
સીયુમ કસ બુયે આસીઆબસ બરદ.
ચહારૂમ પઝદ નુન વ પંજુમ ખુરદ;
તને ખીશતનરા બખુરશ પરવરદ."

યાને આ દુનયામાં એવોજ રાહ ઘાટ ચાલતો આવેલો છે કે, મહેનતુ, દલગીર અને ભુંડા ખુશહાલ થઈ પડે છે; કેમકે, "જે કોઈ શખસ કે દાણો વાવી જાય છે તેની કોઈક બીજોજ શખસ વાવણી કરી દેય છે. ત્રીજો તેને ચક્કીપર લઈ જઈ તેનો લોટ કરી નાંખે છે; જેથી તેનું ફળ તો કોઈક પારકો ચોથોજ શખસ આખેરે ખાઈ બેસે છે." તેવો બીચારા સીકંદરની સલતનતોનો તો હવેથી આવો જબુન હાલ થઈ પડયો હતો, કેમકે, તેની સઘળી મહેનત અને જવાંમરદી તો આખેરે ધુળમાંજ મળી ગઈ હતી.

આમ ઈરાન જેવાં એક નેક ફળવંત અને પ્રબળ રાજ્યને એક ભયંકાર તોફાન માફક ભાંજી તોડી નાંખયાથી તે બીચારો તો જેવો ખાલી હાથે માયને પેટે અવતરેલો હતો તેવોજ પોતે તો ખાલી હાથેજ ચાલતો થયો હતો અને તેનું ફળ તો કોઈક તરાહેત શખસો પોતે આઈનુંજ ચાંપી બેઠા હતા; તેમજ નેપોલીઅન પણ યુરોપનાં પુરાતન રાજપાટોને પોતે પાયમાલ કરી નાંખી તેઓને પોતે પોતાનાં સગાંવહાલાંઓમાં જે વહેંચી આપી ગયો હતો, તેઓ પણ તેના કેદ પકડાઈ ગયા બાદ તેઓના અસલી લોકોને હાથજ જઈ પડયાં હતાં, કેમકે કબીર કહે છે કે:–

"આપસે આયા સો દુધ બરાબર,
મંગ લીઆ સો પાની;
ખુંચ લીઆ સો રગત બરાબર,
સો હય કબીરકી વાની."

તેમજ તે બંને જણામાંથી એકે એશીઆની અને બીજાએ યુરોપની અસલી ગાદીઓને જે જોરજુલમથી પોતે છીનવીજ લીધી અને પાયમાલજ કરી નાંખી હતી તેઓ તો તેઓનાં મરણ બાદ તેઓના તથા તેઓનાં ખાનદાનના હાથમાંથી ગોયા છટકીજ ગઈ હતી. આમ પેલા "દીઓદોચી" યાને સીકંદરના વારેસોમાં જે બજકુર મારામારીઓ આપસઆપસમાં ચાલુ રહેલી હતી, તેઓનો આનતીગોનશે આમ ફેસલો લાવી મેલ્યા બાદ હવેથી એશીઆની ભુમીનો તે તો માલેતોજાર અને મુખત્યાર રાજા જેવો રાજાજ થઈ પડયો હતો, પરંતુ તે પેલા પાદશાહી વંશનો તો કશી પાંતીએ પણ બચાવનાર તો થતો હતોજ નહીં; કેમકે, તે તો પોતાને સારૂ અને પોતાના બેટા દીમીતરીઅસ માટે તે આખું રાજપાટ પોતેજ ચાંપી બેસવાની વેતરણમાંજ રહેતો હતો. તે શાહ

આદામાં સીકંદરનું રાજપાટ સારી રીતે ચલાવવાનાં સારાં જેવાં ગુણો કહે છે કે અત્યારથીજ જોવામાં આવતા હતા. એટલામાં તે અરસામાં તે તાજદારનાં પોતાનાં બાપીકાં મુલક ખાતેનાં રાજપાટોમાં માંહામાહે જબરો બખેડો તો ચાલુજ રહેલો જોવામાં આવતો હતો કે જે સાથે આપણને ઝાઝું કામજ નહીં હોવાથી તે બીનાઓને તો મને અત્રે પડતીજ નાંખી દેવી પડે છે; તોપણ તે લતા તરફ જ્યાં સુધી પેલો બુજરગ અને જાહાંદીદે એનતીપેતર પોતે હયાતજ બેઠેલો હતો; ત્યાં સુધી તો કાંઇ ને કાંઇ સલાહસંપજ અને સમાધાની તો જળવાઇજ રહેલી હતી, પરંતુ તે જ્યારે મરણ પામયો અને સીકંદરનાં કુટુંબ પરીવારો ઉપરતું મુખત્યારપણું જે હાલમાં તેને સ્વાધીન થઇ પડેલું હતું તે તો તેણે પોતાના બેટા કેસનદર કને નહીં બલકે તે તાજદારના એક આગલા જાણીતા સરદાર પોલીસપરકનને સરજ પોતે તો સોંપી આપી દીધું હતું. આથી તે બંને રફીકો વચે જબરાં જંગો પાછળથી આપસમાં સળગીજ ઉઠયાં હતાં. હવેથી એ મજકુર કાસેનદર તો પ્રથમધરથીજ સીકંદરના બેટા કે તેનાં ખાનદાનના કોઇ પણ શાહઝાદાઓના હાથ હેઠળ તો પોતે તો રહેવા માંગતોજ નહીં હતો, તેથી તેણે તો પેલા પોલીસપરકનના રસ્તા વચે તરેહ તરેહવાર ઇલતોજ નાંખવા માંડી હતી, આથી તે બીચારો તો જબરી કજબેહેસીમાંજ આવી પડયો હતો; જેથી તેણે એવો ઢંઢેરો લોકોમાં ફેરવવા માંડયો હતો કે, હું તો સરવે ગ્રીકોને એકસરખાજ હકો અને આપઅખતયારપણું આપી દેવાની વેતરણમાંજ ગુંથાયલો છું, પરંતુ પોતાપોતાના સ્વારથો સાધવા સારૂ એવા એવા ઢોંગધતુરાઓ તો બીજા સરદારો પણ વારંવાર ચલાવતાજ રહેલા હતા; જેથી તેના આ ઢંઢેરા ઉપર તો કોઇ પણ કશું લક્ષ આપવા લાગયુંજ નહીં હતું, તોપણ તે લડાઇઓમાં આખેરે કેસનદર ખુદ પોતેજ ફાવી નીકળયો હતો; જેથી તેણે આથેન્સ ખાતે ફરીને સુલેહસંપજ જગાડી મેલી, ત્યાં સારા સારા બંદોબસ્તો કરી નાંખયા હતા અને પેલો ઓઠાં તરીકે ઉઠી ઉભો કરેલો રાજા ફીલીપ–આરીદીયુસ અને પોલીસપરકને રાજયમાં જે અંધેર કારોબારો ચલાવવા માંડયો હતો તેનો તો તેણે જેમ પોતાથી બની શકયું તેમ આખેરે અંતજ આણી મેલ્યો હતો; કેમકે, તેણે તો ફેલારોન શેહેરવાળા કોઇ એક ફીલસુફ અને શાસ્ત્રી નામે દીમીત્રીઅસનેજ ત્યાંની હાકેમી પોતે સોંપી આપી હતી કે, જે શખસ જાતે જરા મોજીલો તથા અરસ્તુ જેવા ફીલસુફનો પોતે પણ શાગેરદજ થતો હતો. તેણે તો પીરાઅસના બાગ ખાતે પોતાની નઝદીકીમાંજ મકદુનીઅન ગારીસન ફોજો જે પડેલી હતી તેઓ મારફતથી ત્યાં સારો જેવો બંદોબસ્ત અને રાહબાટ ચલાવી રાખયો હતો, તોપણ કાસનદરના હાથમાં આખા યુનાનનો કબજો તો કાંઇ આવેલોજ નહીં હતો, કેમકે, તે તો પાદશાહી કુટુંબના શાહઝાદાઓ અને તેઓના લાગતાવળગતાઓ સાથે સદાકાળ મારામારીઓજ કરતો રહેલો હતો અને તે કુટુંબપરીવારવાળાઓ પણ માંહોમાહેની અદેખાઇ અને હસદથી એકમેક સાથે જે ટંટો ફસાદ કરતાંજ રહેતાં હતાં તેથી કાસેનદરે તે સરવે જણાનો સદંતર ઘાનજ કહડાવી નાંખવાનો માંચડો પોતે તો બાંધી રાખેલોજ હતો. સીકંદરની માવતર ઓલીમપીઅસ તો અલબતાં પોતાના બેટાના બેટાનીજ તરફેણમાં તે દેશની તથા તે આખા સલતનતની ગાદી સોંપાવી દેવાની વેતરણમાંજ રહેતી હતી. આથી તે શાહઝાદો હજુ બાળ અવસ્થામાંજ હોવાથી તેણીજ થોડુંક સુધી તો આખા મકદુનીઆના પ્રાંતનો મુખત્યાર માલેક ખુદ પોતેજ થઇ બેઠી હતી. આથી તેણીએ પેલા નામના રાજા આરીદીયુસ અને તેની રાણી યુરીદાઇકીને તો કતલજ કરાવી નંખાવયાં હતાં, કેમકે, તે રાણી ફીલકુસની બેટીની બેટી થતી હતી, એટલુંજ નહીં, પરંતુ જાતે જ પોતે ઘણી ચબરાક અને બાહોશ હોવાથી મરદો માફકનાંજ બહાદુરીનાં ગુણો પોતે પણ ધરાવતીજ હતી. આથી તેણી

પેલો સીકંદરનો બેટો અને ગાલ્લીવારેસ જે જરાક મોટો થવા આવયો હતો તેનો મબાદા હક્ક ઇલાકો ઉચાપત કરી લઇને તેને કેથે ઠારજ કરાવી નાંખે એવી લોકોનાં મનમાં તો કાંઇ ને કાંઇ ચીંતાજ પેસી ગયલી હતી. પોતાનો ક્રોધ ઓલીમપીઆ તો પેલાં બંને મજકુર માટીબયરોને ઠગારાં જેવાંજ સમજીને તેઓપર લઇ બેઠેલી હતી, એટલુંજ નહીં, પરંતુ તેણી પેલા કેસનદરના મળતાવીષેકો સાથે પણ સદાકાળ ટંટો ફસાદજ કરતી રહેલી હતી; પરંતુ તેણી સીકંદર જેવા મહા વીર નરની માવતર થતી હતી તેથા તેનાં મોટાં નામનેજ લીધે કોઇ તેણીને ઠાર કરી નાંખવાની હીંમત તો કાંઇ કરી શકતુંજ નહીં હતું. તેણી પોતે તો ઘણી તુંદ મીજાજની અને કલાંત જેવીજ રહેતી હતી તો ખરીજ; તોપણ પોને તો પોતાનામાં આવી એબ હોવા છતાં પણ વરધ વયેજ વઇકુંઠવાસીજ થવા પામી હતી; પરંતુ જ્યાં સુધી તેણી મરણ પામી, ત્યાંસુધી તો પોતાના નબીરાનાં હક્ક ઇલાકા સારૂ સારી રીતે સાવચેત અને ચીકટજ પડી રહેલી હતી, કારણ એ જે, તેણીના દાવપેચો વચે પેલા સઘળા ઠગારાઓ પોતપોતાના સ્વારથો સારૂ હમેશ આડેજ આવયા કરતા હતા કે જે સામે કોઇ ઓરત તો શું બલકે બાહોશ મરદો પણ ટકી શકે તેવુંજ નહીં હતું.

આથી લગભગ ચાર વરસ સુધી પેલી માંહોમાંહેજ મારામારી લઇ પડેલા તે સુબા યાને સાહાતરાબોએ ઇ૦ પુ૦ ૩૧ માં પોતપોતામાંજ એકડા કરી બેસીને એનટીગોનસ કનેથી સરવે અખત્યાર ખુંચી લઇને કાસેનદરનેજ તે સ્વાધીન કરાવી દીધો હતો. આથી તે કાસેનદરજ હવેથી આખા મકદુનીઆના પ્રાંતનો પોતે એકલોજ માલેક થઇ બેઠો હતો અને ઓલમીપીઆ મરણ પામેલી હોવાથી પેલો નાનો શાહજાદો ઉમરે પહોંચી જાય ત્યાં સુધી તેનાં તથા તેની માવતરનાં શરીરોનો કબજો તો પેલા કેસનદર ખુદ પોતેજ હવેથી લઇ પડેલો હતો કેમકે, તે બંને મા દીકરાના આવા વાજબી હક્ક સામે તો કોઇથી એક હરફ પણ બોલી શકાય તેવુંજ નહીં હતું. પરંતુ પેલા સઘળાજ "દીઓદોચીઓ" માં એ કાસેનદર પોતે તો ઘણોજ ઘાતકી અને ઠંડે પેટેથી એક કલેજા ફરોશ તરીકેજ કામનો લેનાર સુબો હોવાથી તે તો પોતેજ તે ગાદી ખુંચી બેસવાના એરાદાથી સીકંદરના વંશ વેલાતું નામ અને નીશાનજ કહાડી નાંખવાના પ્રપંચમાંજ રમી રહેલો હતો. પોતાને હજુ પણ વધારે જોરાવર કરી નાંખવાના હેતુથી તે પોતે તો ફીલકુસની એક બેટી સાથેજ પરણી બેઠો હતો અને એનતીપેટરે જે અખત્યાર કે પેલા તોલેમીસ પોલીસપરકન જેવા એક તરાહેત શખસનેજ આપી દીધેલો હતો તે તેની કનેથીજ જબરીથીજ પોતે તો છીનવી લીધો હતો. આથી તે પેલા હકદાર વારેસ અને તેની માવતરને પોતાના સ્વાધીન હેઠળજ લઇ લઇને તેઓને એમફીપોલીસ ખાતે ગોયા નજરકેદ જેવાંજ કરી રાખી મેલેલાં હતાં, પરંતુ તેઓના આવા જબુન હાલ ઉપર લોકો દયાની લાગણી પ્રદરશીત કરી પડીને જ્યારે બબાળવાનેજ લાગી ગયા ત્યારે તે ઘાતકી કાસેનદરે તે બંને મા દીકરાઓને છુપી રીતેજ પોતે કેથે ઠારજ કરાવી નાંખયાં હતાં. આમ આ નાનું બાળક જે તેર વરસની વયે હાલમાં પહોંચી ગયલું હતું અને જેના ઉપર સરવે કોઇ પોતાની આશાજ બાંધી બેઠેલું હતું તેનો તો આવો ત્રાસદાયક અંતજ આવી ચુકયો હતો, જેથી સરવે કોઇ પેલા કાસેનદર ઉપર લીઆનત નાંખી પડે તેમાં તો કશી નવાઇ જેવી વાતજ નહીં હતી. બાપ જેવા સુરંબીનો તેને બાળપણેથીજ આશ્રો જે મળેલોજ નહીં હતો તેથી પેલા આપમતલબીઆ પ્રપંચીઓને લીધે તે બીચારૂં બાળક તો છાવણીએ છાવણી, શેહેરે શેહેર અને દેશદેશ હાડમારી ભોગવતુંજ ચાલતું ગયું હતું. તેના બચાવમાં તેની માવતર અને બપાઇજ જે રહેલી હતી તેઓનાં મરણ બાદ તે બીચારૂં બાળક તો હવેથી રઝળતુંજ ચાલયું હતું અને ગોયા નજરકેદ જેવુંજ થઇ પડેલું હતું. તે બીચારાનો હાલ તો નેપોલીઅનના બેટા જેવોજ

થઇ પડેલો હતો અને તે પણ પોતે નામનોજ રાજા કહેવાતો હતો. જેમ નેપોલીઅન ર જો રોમનો નામનોજ રાજા ગણાતો હતો તેમ તે સીકંદર ર જો પણ તેના બાપની આખી સલતનતનો માત્ર નામના રાજામાંજ ખપતો ચાલયો જતો હતો, આથી તેનાં નામથી પડાવેલા કેટલાએક સીક્કાઓપરના ઓટા લેખો ઉપરથી આજ પણ પરખાઇ આવે છે. આમ સીકંદરના વંશવેલાનો અને કુટુંબ પરીવારનો જ્યારે કાંટોજ નીકળી ગયો; ત્યારે તે તાજદારનું ખાનદાન તો ખતમજ થઇ ચુકયું હતું. તેની બેહેન કલીઓપાત્રાજ હાલ તો બીચારી વીધવાજ થઇ પડી ને સારદીસ ખાતેજ બચી શકવા પામી હતી અને ત્યાંજ પોતે પડી પણ રહેલી હતી. તેણીની સાથે પરણી બેસવાના હેતુથી ઘણાએક સરદારોએ ફાંફાં મારવા માંડયા, પરંતુ તેઓને તો તેણી પોતાને લાયકના તો કાંઇ ગણતીજ નહીં હતી; જેથી તેઓની માગણીઓને તો તેણીએ તરછોડીજ કહાડી હતી. ફકત તે રાણીની મરજી તો લીઓનેતસ કે પરદીકસ સાથેજ પરણી બેસવાની હતી, તે બંને જનો તો આ બનાવ પુરવેજ પોતે તો મરણ પામી ચુકેલાજ હતા; તોપણ એનતીગોનશ તો તેણીને પોતાના સ્વાધીન હેઠળજ રાખી બેઠેલો હતો; જેથી તેના અખત્યાર હેઠળથી નીકળી જવાના એરાદાથી તેણી પોતે આખેરે મીસરના બતલીમુસ રાજા સાથેજ પરણી ગઇ હતી. આથી તે પાદશાહનો વગવસીલો આગળ ચાલતાં મબાદા વધી નહીં પડે, તે સારૂ તેણીનો કાટલો પણ એનતીગોનશેજ કહડાવી નાંખયો હતો. આથી તે છેલ્લા ગાદીવારસનો પણ આંકોજ આવી ગયો હતો. હવે પેલા રાજપાટોને ચાંપી જવાનાં ફાંફાં લઇ બેઠેલા પેલા પીનદારોએ તો હીરાકલીસ જેવા એક બકાત રહેલા અકરમાસીઆ શાહજાદાનેજ પોતાના સ્વારથો સારૂ લઇ પડેલા હતા, પરંતુ આખેરે તેને પણ વચોવચમાંથી ખસાડી મેલીને ઇ૦ પુ૦ ૩૦૯ માં પેલા બીજા શાહજાદાઓ માફકજ મારી નંખાવયો હતો. આથી ફીલકુસનું તો આખું ખાનદાનજ તારાજ થઇ ગયું હતું અને તેનો વંશવેલો તો કાંઇ જરાપણ બચી શકવા પામેલોજ નહીં હતો. આપરથી આટલું તો પુરતી રીતે સાબેત થઇ શકે છે કે, જાલેમ થખસ આખેરે ખરાબ અને નીષફળજ નીવડી પડયા વીના તો રહેતોજ નથી; કેમકે, સીકંદર જેવું એક તોફાની બારકસ એક મસ્ત હાથી માફક આખી દુનયાને જે ધુજાવી રહયું હતું, તેનો તો આખેરે કુદરતની વેર લેનાર દેવીએ સમુળો ઘાણુજ કહાડી નાંખયો હતો, જેથી તેની જાહોજલાલી અને અઝમતની તો એક નીશાની કે ઇધાન વટીક પણ બકાત તો રહી શકીજ નહીં હતી. અત્યાર સુધી તોપણ પેલા સરદારો સીકંદરના બેટા અને રાણીનાં નામોનું ઓઠુ અમસ્થું આડે આણીને પોતે પોતપોતાના સ્વારથો તો જોતાજ બેઠેલા હતા, પરંતુ તેઓમાં એટલી હીંમત તો કાંઇ આવેલીજ નહીં હતી કે, પોતાપોતાના તાબા હેઠળના મુલકોમાં સ્વતંત્ર થઇ પડીને પોતેજ રાજા થઇ બેસે; પરંતુ ઇ૦ પુ૦ ૩૦૬ ની શુરૂઆતથી વળી પાદશાહત ચલાવવાનો ચરસ પાછો તે સરવે કોઇનાં મનમાં આવી ચુકયો હતો.

આથી એકીટગરે સપરપેહેલાં તો એનતીગોનસ અને પતોલોમી પાદશાહનો એલકાબ પોતપોતાનાં છત્રપીઓમાં ધારણ કરી બેઠા હતા, ત્યાર બાદ કાસેનદર, લાઇસીમેકસ અને દેમીત્રીઅસ પણ પોતે એક પછી એક પોતાની જાગીરીઓના શાહાતરાબોપરથી ત્યાં પાદશાહનાં નામથીજ લોકોમાં જણાતા ચાલ્યા હતા. આમ હાલમાં પ્રજાસતાક રાજ્ય વીષેનો ખીઆલ લોકોનાં મનમાંથી તુટતો જે ચાલ્યો ગયો હતો તેનો એક સબબ હતો, કેમકે, તેઓને તે રસ્તો પ્રથમમાં સીકંદરે સારી રીતે પોતેજ દેખાડાવી આપયો હતો. એમ જ્યારથી તે શુરવીરો યવન લોકોનો મુખત્યાર રાજાજ થઇ પડયો ત્યારથી તે પોતાના દુશમનો ઉપર જીતોપર જીતોજ મેળવતો ચાલ્યો હતો એટલુંજ નહીં, પણ રઇયતની નીગેહબાની ઉપર પણ કાંઇક લક્ષ અપાતું ચાલુજ રહેલું હતું કે જેમ

પેલાં પ્રજાસતાક રાજ્યના દોરમાં કાંઇ જોવામાં આવતુંજ નહીં હતું. વળી રાજાઓ તો લાયક માણુસોને ઉંચા ઉંચા ઓધા અને ખેતાબો આપી પોતપોતાના સ્નેહીઓ અને દોસ્ત આશનાઓને નવાજી વટીક જતા હતા, એવો વીચાર પાછો તેઓનાં મનમાં ઠસતો વટીક ચાલ્યો ગયો હતો. આથી ગ્રીક ફીલસુફો પણ પ્રજાસતાક રાજ્યની હેમાયત છોડી દઇને હવેથી પાદશાહત સ્થાપવાનાજ વીચારો પોતાનાં લખાણોમાં દરશાવતાજ રહેલા હતા, કારણ એ જે, તેઓનાં લખાણો અને વીચારો ઉપર સરવે કોઇ પુખ્ત રીતે ગોર કરતા જતા હતા. તેઓ લોકોને એમ હવેથી જણાવવાને મંડી ગયા હતા કે, તમો લોકો તો ગધેડા જેવાજ હોવો છેઓ ને વળી તમો માંહેલા ઘણાખરાઓ તો મુરખાજ જેવા પણ દીસે છે, માટે એકજ મુખ્ય રાજા અને કેટલાએક ચુનંદા માણુસોને રાજયનો અખત્યાર જો સોંપી આપયો હોય તોજ રઇયતનાં જાનમાલો પર સારી રીતે દેખરેખ રખાઇ શકે તેવું છે. વળી પેલા સાહાતરાજો તો પોતપોતાના સ્વારથો સારૂ લોકો કનેથી નાણાં એકાવી લશકરો આરાસ્તા કરીને સદાકાળ જંગમાંજ જે ચાલ્યા જતા હતા અને છુટાપણાનું તથા સ્વરાજ્યનું ઓઢું આડે લાવી લોકોને નીચવતાજ ચાલ્યા જતા હતા, તેથી પેલા ફીલસુફો એકજ મુખત્યાર રાજા સ્થાપવાના કરી બેસવાનાં વીચારપર જે આવી બેઠા હતા તે હાલનો મામલો જોતાં તેઓને જે દુરૂસ્તજ દીસવા લાગયું હતું તેમાં આપણુને કાંઇ નવાઇ લાગે તેવું તો કશું છેજ નહી. આમ જયારે પાદશાહતનીજ ઠેકાણે ઠેકાણે ઇ૦ પુ૦ ૩૦૬ માં સીકંદરની આખી સલતનતમાં સ્થાપનાજ થઇ ચુકી ત્યારે લીવેનતના સમુદ્રમાં જે ટાપુઓ અને બેટો કે ઠેકાણે ઠેકાણે ઉભાઇ જતાં હતાં જેવાં કે હીરાકલાઇઆ (પોનતસના કીનારા ઉપર) અને બાઇજેનસીઅમ તથા રોહદના ટાપુવાળઓને તે પાદશાહતોમાંથી બચી જવા સારૂ એકજ રસ્તો સુજ પડી શકતો હતો; કેમકે, તેથી તેઓને પોતપોતામાં એકસંપી કરી બેસવાની જુગતી વીશેની કાંઇક સમજણુ આવી ચુકી હતી કે, જેથી તેઓનાં સ્વતંત્રપણાં ઉપર કોઇ પણ રાજય હવેથી તરાપ તો મારી શકેજ નહી. તેમ કરી બેસવા સારૂ તેઓ કને કુદરતનીજ મેહેરબાની હતી; કેમકે, તેઓની આસપાસ દરયો ચોતરફ ફરી વળેલો હોવાથી જયાંસુધી હરકોઇ રાજપાટો કને બોહોળો કવાયદવાળો જંગી કાફલો હોયજ નહી તયાં સુધી કોઇ પણ રાજય તેઓપર હલ્લો તો કરી શકે તેવુંજ નહી હતું. આથી પેલા કોસ્તાઓ ઉપરના સ્વતંત્ર શેહેરોની વચે કોઇ પણ રાજ પડવાને પોતે દુરૂસ્ત તો વીચારતુંજ નહી હતું, ઓર ઉલટાં તેઓ પણ તેઓની મહાફેજતમાંજ રહેતાં હતાં, કેમકે, તેઓ ચાંચીઆ ચોરોનો ઉપદ્રવ તોડીને વેપાર વણુજને જે ઉતેજન આપતા રહેતા હતા અને દરયાઇ કાનુનો અને કયદા જે ઘડી કહાડી બેઠા હતા તે તેઓને પણ મનપતી જેવાજ દીસવાને લાગી ગયલા હતા. આથી રૂમીઓનો દોર જાગી ઉઠયો, ત્યાં સુધી રોહદના ટાપુનાજ દરયાઇ કાયદા તે તરફના દેશાવરો ખાતે તો ચાલુજ રહેલા હતા, જેથી સીકંદરની સલતનતની સ્થીતી કેવી હાલતમાં ઇ૦ પુ૦ ૩૧૧ થી તે ૩૦૧ સુધી આવી પડેલી હતી તે વીશેની કાંઇક ચોકસ સમજણુ અને ખીઆલ આપણાં મનમાં હાલમાં ઉતરી શકે તેવીજ છે.

આથી સીકંદરનાં મરણુ પછી ઇ૦ પુ૦ ૩૨૩ થી ૩૧૧ સુધી તો રોશનકને પેટેથી તેના બાપનાં મરણુ બાદ સીકંદરે સાની યાને બીજો એવે નામનો જે છોકરો કે અવતરેલો હતો તેને નામથીજ સરવે રાહબાત તો ઉપર જણાવયા પ્રમાણે પરડીકસ ખુદ પોતેજ છેક બાબેલાનથી તે ગ્રીસ દેશ સુધી ચલાવતોજ જતો હતો, પરંતુ મોસરમાં ઉઠી પડેલો બળવો બેસાડી દેવાના હેતુથી તે સુબો તે દેશાવર તરફ ઉતરી પડયો અને તે યુધમાં જયારે તે પોતેજ ઇ૦ પુ૦ ૩૨૧ માં મારયોજ ગયો તયારથી તે યોધો થોડુંક સુધી તો પાઇથોન અને ફીલીપ આરીઆદેયુસજ ચલાવતા રહેલા હતા, પરંતુ તે જગયા તેજ વર

સની આખેરીમાં તો તેઓ કને ઉપર જણાવયા મુજબ તેઓનેજ ટીપે ટીપે મળી ચુકી હતી. આથી તે મક્દુનીઆ તરફથી છેક દુર વેરથીજ જે રાજપાટ ચલાવતો રહેલો હતો તેથી ઉગમણુ તરફનાં પ્રાંતો તો ધણીધોરી વીનાના તર્યાના હાકેમોના અખતયાર હેઠળજ ગોયા પડી રહેલાં હતાં, પરંતુ મીદીઆનું પ્રબળ અને મુખ્ય રાજપાટ તો પાર્થીથાન ખુદ પોતેજ લઇ બેઠો હતો. આથી તે બીજી પણુ તે લતા તરફ આવેલી છત્રપીઓનો પણુ તે પોતેજ મુખી થઇ પડયો હતો, પરંતુ આસ્તે આસ્તે તે વધુ લોભીજ થતો ગયો હતો તેથી પારથીઆના સાહાતરાબ પીલીપને કતલજ કરી નાંખી તે મુલક પણુ તે ખુદ પોતેજ ચાંપી બેઠો હતો. આથી સઘળા છત્રપો તેની સામે એકસંપીજ કરી બેઠા હતા અને તેને પારથીઆ ખાતેથીજ નહી, બલકે મીદીઆમાંથી પણુ નહસાડીજ મેલયો હતો. ત્યાર બાદ તે છત્રપો જયારે યુમનીસ ઇ૦ પુ૦ ૩૧૬ માં સુસા ખાતેજ જઇ પહોંચયો તયારે તેનાં મુખીપણાં હેઠળજ પોતે તો જઇ પડયા હતા. તે અરસામાં તેથી પાર્થીથાન તો બાબેલોનના છત્રપ સીલ્યુકસનેજ આશ્રે નહાસીને ભરાઇ બેઠો હતો અને યુમનીસના જબરા દુશમન એનતીગોનશ સામે થવા સારૂ તે બંને સુબાઓ પણુ તેનાજ પક્ષ હેઠળ જઇ પડયા હતા. આથી મીદીઆ તથા સુસીઆનીઆનાં પ્રાંતો ખાતે એક જબરૂં યુધ પેલા એનતીગોનશ અને યુમનીશ વચે આગળ જણાવયા મુજબ હવેથી ઉઠીને ઉભું થઇ પડયું હતું, પરંતુ તે યુધમાં યુમનીશના ખુદ દોસ્તોનીજ બેઇમાની અને ગેરતાબેદારીથી તે બીચારો તો મારજ ખાતો ચાલયો હતો અને આખેરે એનતીગોનશને હાથજ જઇ પડયો હતો, જેણે તેને તરતજ ઇ૦ પુ૦ ૩૧૫ માં ઠારજ કરાવી નાંખયો હતો. આથી એનતીપેતરે તે એનતીગોનશને તે લતા તરફનાં દેશાવરોના મુખીનો ઓધો જે એનાયત કરી દીધો હતો તેથી તે તો તે તરફનો ખુદ પોતેજ સાહેબ જેવો સાહેબ થઇ પડયો હતો.

પાર્થીથાન હજુ પણુ પોતાના હાથમાં તે તરફનો કાબુ લઇ લેવાના પ્રપંચમાંજ રમતો રહેલો હતો, પરંતુ તેમાં તે પોતે તો નીષ્ફળજ નીવડી પડયો હતો અને મારયોજ ગયો હતો; કેમકે, ઇરાનનો સુબો જે પાર્થીથાન ઉપર ઉતરીજ પડેલો હતો તેની તો તેટલામાંજ બદલી થઇ ચુકી હતી અને સીલ્યુકસને પણુ મીસર દેશના તોલેમી રાજાઓ કનેજ નહાસી જવું પડયું હતું. આમ એનતીગોનશજ હવેથી પ્રબળ થતોજ ચાલયો રહેલો હતો. આથી પેલા સઘળા હાકેમો એકઠા મળી જઇને તેની સામે થઇ બેઠા હતા જેમાં પેલો સીલ્યુકસ પણુ શામેલજ હતો. તે સુબાને મીસરના પતોલેમીનો કનેથી પણુ લશકરની સારી જેવી મદદ પયદરપય મળી ચુકયાથી તે તો પોતાની જવાંમરદી અને બહાદુરીથી પાછો બાબેલોનનાં પ્રાંતનોજ સાહાતરાબ ઇ૦ પુ૦ ૩૧૨ થી ૩૧૧ માં પોતે તો થઇ બેઠોજ હતો કે જે બનાવ ઇરાની તવારીખમાં હવેથી મુખ્ય ભાગ રોકી શકે તેવો છે. એટલામાંજ એનતીગોનશના આશ્રા હેઠળ ડીકેનોર જે મીદીઆની ગાદી પોતે લઇ પડેલો હતો તેના ઉપર પણુ એ સીલ્યુકસ પોતે ફતેહમંદ નીવડી પડયાથી મીદીઆ અને તેની આસપાસનાં દેશાવરોની માલેકી પણુ તેનેજ સ્વાધીન હવેથી થઇ ચુકી હતી. તોપણુ થોડી ઘણી ફતેહો તો એનતીગોનશ તેનાપર મેળવતોજ ચાલયો ગયો હતો, પરંતુ તે યુધની આખેરીમાં તો સીલ્યુકસ ખુદ પોતેજ એકલો બાબેલાન અને તેની અતરાફમાં આવેલી ઉતર તરફથી છત્રીપાઓનો તો માલેક મુખતયાર થઇ બેઠો હતો. એ મારામારીઓમાં બે તરેહનાંજ સ્વારથો સમાયલા આપણા દીઠામાં તરતજ આવી શકે છે:—એક તો ઘોડેસવારો અને બીજો તો પયદલ સીપાહીઓનો; જેઓને જો બીજા શબ્દોમાં બોલ્યે તો ઉંચી અને નીચલી પંકતીના ઉમરાવો કરીને આપણે કહી શકયે તેવું છે. એ માંહેલો પેહેલો વરગ તો સીકંદરનાં રાજ્યને યકસાનજ રાખી મેલવાના

હેતુથી આ જંગો મચાવી બેઠેલો હતો, પરંતુ બીજો વરગ તો મકદુનીઅન લોકોના અસલી રેવાજો અને દંતકથાઓ પ્રમાણેજ ચાલવા માગતા હતા. આથી સીકંદરનાં મરણનાં સપર પેહેલાંજ વરસમાં ઘણું ખરૂં તેનું લશકર તો પરદીકસની સતાની સામેજ ઉઠી ઉભું થઇ પડયું હતું અને "આરગાઇરાસપીદીસ" જેવી એક એકલદોકલ ટોળકી તો વારંવાર રાજદવારી સાધારણ બાબતોમાં પોતે માથું ઘાલીને કાંઇ ને કાંઇ મજબુત ભાગ પોતે પણ લેતી તો રહેલીજ હતી. આથી પરદીકસના પડી ભાગવા બાદ ઇરાની તથા મકદુનીઅનોની ભેગી શેહેનશાહત સીકંદર જે સ્થાપી બેઠો હતો તેનો તો અંતજ આવી ચુકયો હતો; કારણ એ જે, હવેથી આખી સલતનતના પાયતખ્ત શેહેર તરીકે બાબેલોનને તો પડતુંજ નાખી દેવામાં આવયું હતું; કેમકે, તેવો વીચાર સીકંદર પ્રથમ ઘરથીજ પોતે તો ધરાવી ગયલોજ હતો, પરંતુ એનતીપેતર પેલા તેના શાહઝાદાનાં નામનું અમસ્થું ઓઠુંજ વચે લાવીને તે સ્થળ યુનાન ખાતેજ પોતે તો ઘસડી લઇ જવાના વીચારમાંજ પડેલો હતો.

પરંતુ પેલા ચાર પાંચ મુખ્ય છત્રપો જે રાજા થઇ પડવાના પ્રપંચો રમી રહેલા હતા તેઓની આપસઆપસની લડાઇઓથી ઇરાન છેક વેગળુંજ પડી રહેલું હતું. માત્ર પારથીઆ તથા મીદીઆ ખાતેજ તે યુધો જરાક જરાક જાગી ઉઠેલાં હતાં, પરંતુ તેઓ પણ થોડું કમાં તો દપટજ પડી ગયાં હતાં. ઇરાનનો નેમી આપેલો સીકંદરનો છત્રપ પીઉસીસ્તાસ જે પારસીઓનો પોશાક ધારણ કેરી બેસી તેઓની રીતભાત મુજબજ પોતે તો વરતતો ચાલ્યો જતો હતો તે તથા કીરમાનીઆનો હાકેમ તલીપોલીમસ અને બાખગીઆનો સુબો સ્તાસાનોર તો કહે છે જે, ઘણાજ સારા હાકેમો જેવાજ નીવડી પડેલા હતા, જેથી તેઓ ઉપર તેઓની રઇયતો પણ ઘણી રાજીખુશીથીજ જોતી રહેલી હતી; પરંતુ જ્યારે આ મજકુર ઇરાનના સુબા પીયુસીસ્તાસને એનતીગોનશે તેની હાકેમી ઉપરથી ઉઠાડી લીધો અને પદભ્રષ્ટજ કીધો ત્યારે એક પારસી ઉમરાવ તડને ફડ પેલા એનતીગોનશને તેના મહોડા ઉપરજ એમ કહેવાને મંડી ગયો હતો કે, અમો પારસી લોકો તો એ પીયુસીસ્તાસ સેવાય બીજા કોઇને પણ તાબે તો થનારજ નથી, ત્યારે તેને તો તેના આવા છુટથી બોલવાને લીધે તે સુબાએ તરતજ ઠાર કરાવી નાંખયો હતો. હવેથી જે રાજપાટ કે એ એનતીગોનશ ખુદ પોતેજ પચાવી પડયો હતો તેમાં અલબતાં મીસર, શામ, થરેસ અને મકદુનીઆનાં દેશાવરો તો કાંઇ આવેલાંજ નહીં હતાં, તોપણ તેના હાથમાં આવેલાં દેશાવરો ખાતેથી અગયાર હજાર તાલેંત યાને પચીસ લાખ પાઉંડ જેટલી તેને આવક અને જમાબંદી તો મળતીજ રહેલી હતી. આથી બીજા વેરાઓને તો તેણે જેમના તેમજ પડતા રહેવા દઇને એક વેળાએ સુસીઆનાંઆ ખાતેથી લશકરના ખરચ સારૂં પાંચ હજાર તાલેંત અને તેટલીજ બીજી રકમ મીદીઆ ખાતેથી પણ પોતે તો ઓકાવીજ બેઠો હતો. એનું નામ તે પીનદરાપણું, કેમકે, રાજાઓને પોતાની રઇયતની મહાફેજત તથા દેખરેખ સારૂ વેરા તો નાંખવાજ જોઇએ, પરંતુ તે વેરા તેઓનાંજ સુખચેન અને નીભાવને અરથેજ વપરાસમાં આવવા જોઇએ અને પોતાના છુપા કીના તથા લોભો ખાતેર તો જરા પણ વપરાવા જોઇએજ નહીં. તેમાંથીજ મુલકની સરહદોની મહાફેજત તથા રઇયતનાં જાનમાલોના બચાવ ખાતેર પોલીસ કે લશકરોના ખરચો અપાય તે તો અલબતાં બરહકજ છે; પરંતુ તેમાંથી એક દોકડો પણ પોતાના છુપા સ્વારથો સારૂ તો કેવળે વપરાવો જોઇએજ નહીં, કેમકે, એવા વેરા તો આ દેશાવર ખાતે અંગ્રેજો પણ નાંખતા રહે છે; પરંતુ તે તો આપણાં દેશના તથા રઇયતના નીભાવ ખાતેરજ વપરાતા ચાલયા જાય છે. હવે ઇ૦ પુ૦ ૩૨૩ માં બાબેલોનના અને વળી ઇ૦ પુ૦ ૩૨૧ માં ત્રીપારદીસીસીયુસ તથા ઇ૦ પુ૦ ૩૧૫ માં પરસીપોલીસના જે ભાગલા થઇ પડયા હતા એમ ત્યાંનાં લેખો ઉપરથી આપણે

જે જાણુયે છીએ તે ઉપરથી તે છત્ર
પીમાં બાર દેશાવરો આવેલાં હતાં
એમ હાલ તો માલુમ પડી શકે છે. તે
દેશાવરોનાં નામો ફારસ (પરસીસ),
કીરમાનીઆ, મોટું અને નાનું મીદીઆ,
પારથીઆ અને હીરકેનીઆ, બાખત્રીઆ
ને સોગદીઆનીઆ, એરાયા (હેરાત)
તથા દરેનગીઆના, આરાકોસીઆ અને
ગેદરોસીઆ કરીને આપણા દીઠામાં
આવી શકે છે. તેમજ હીંદુસ્તાન તર
ફના પેરાપોસીદાના પહાડો આગળથી
તે ઠેઠ સીંધુ નદી વેરના પેરાપોસીદા
નામનો મુલક, સીંધુ અને હાઇદાસપીસ
નદીઓ વચેનો દેશ, હેઠલી ઇનદશ
નદી અને પતાલાનાં પ્રાંતો પણુ તેજ
છત્રપીમાં ગણાતાં ચાલયાં જતાં હતાં.

હવે સીકંદરે ફારસની છત્રપી સા
થે પરાથીસીની અને પારથીઆની છત્ર
પી સાથે તપુરીઅનાં પ્રાંતો જોડી નાંખે
લાં હતાં. તે બંને પ્રાંતોનાં નામો આ
વીભાગમાંથી આપણે હાથ તો કાંઇ
આવી શકતાંજ નથી; માત્ર એક નવી
જ છત્રપી તરીકે ફકત હેઠલાં મીદીઆ
નુંજ નામ આપણે હાલ તો જોઇ શક
યે છીએ. હવે ઇરાન જેવાં મહા પ્રબ
ળ રાજ્યનાં કોઇપણ પ્રાંતને તો ખાસ
મકદુનીઅન જાતીના હાકેમનાજ હાથમાં
રાખવો જોઇએ નહીં તો કે ત્યાં અવારન
વાર બંડો પાછાં ઉભાં થયાં વીના તો કાંઇ
રહેશેજ નહી; તેવા વીચારથી મીદીઆ જે
વાં તે લતા તરફનાં મુખય દેશાવરને ફ
રાતીયુસના બેટા પાઇથોનનાંજ સ્વાધી
ન હેઠળ સીકંદરને મેલી રાખવાની ફર
જજ માલુમ પડી ચુકી હતી, કેમકે, તે
શખસ પકો જાતે મકદુનીઅન વરણુનો
જ હતો. વળી તે સાથે તેજ દેશાવર
ખાતે આગલી પાછલી તવારીખો ઉપર
થી અવારનવાર બંડો પારસીઓનાં રાજ
ની વેળાએ પણુ જે ઉઠી ઉભાં થતાં હ
તાં, તે વાત સીકંદરના ધયાનમાં ચોક્ક
સ રમી રહેલીજ હોવાથી તેમ
થવા દેવાની હવેથી તો ગોયા ગરજજ
થઇ પડેલી હતી; તોપણુ તે પ્રાંતને
વધારે શાંતીમાં રાખી મેલવા સારૂ કોઇપણુ
પારસીનેબી તો તેની સાથે મેલી રાખવો
જોઇએ, એવા ડહાપણુ ભરેલા વીચારથી
સીકંદરે તે દેશના વાવય ભણી આવે
લો પ્રાંતની હાકેમી પોતાના આગલા એ
ક સુબા આત્રપત (આત્રપેતીશ) નાં
સ્વાધીન હેઠળ આપી તેને તો મીદીઆ—
આત્રોપેતુસ ખાતે છેક ઇ૦ પુ૦ ૩૨૮ માં
જ રવાના કરી આપયો હતો: કારણુ એ
જે, તે તો વળી પરદીકસ જેવા મકદુ
નીઅન સરદારનોજ સસરો થતો હતો,
તેથી તેના આ બંને વીચારો જે સચવા
ઇ શકતા હતા તેથીજ સીકંદરે તેને ને
મી રાખવામાં પોતાનું ડહાપણુજ વાપ
રેલું હતું. એ પ્રાંતની ભુગોળ ઇત્યાદી
બાબતો સારૂ ( જુઓ, એરીઅન ૪;
૧૮, ૩ તથા મુલરનાં ગ્રંથમાં કોઇએક
કાલી સ્થીનીસ એવું જુદું નામ ધારણુ
કરી બેસનાર શખસનાં પુસ્તકમાંથી ઉતા
રેલા જુજોનું પા૦ ૧૪૯ મું. ) તે શ
ખસ તે દેશાવરની ઇશાન કોણુ તરફ ખુ
દ પોતેજ જબરદસ્ત હોવાથી તેને એ
નતીગોનશ તો કાંઇ પદભરપટ કરી શકે
તેવુંજ નહીં હતું; કેમકે, તે શખસ ગોગા
મીલા યાને અરબેલાનાં જંગનાં મેદાનમાં
જ્યારે ખુદ પોતે હાજરજ હતો ત્યારે તે
પોતાની સાથે કુરદ ( કુહે સીઆહાન )
અલબાનીઅન તથા સીસીસાનાં જેવાં શાહે
જોર ટોળાંઓને પોતાની સાથેજ ઘસડી
લઇ આવેલો હતો. હવે પરદીકસ જ્યારે
ઇ૦ પુ૦ ૩૨૧ માં મરણુ પામયો ત્યારે
પાઇથોનને છેક પીલી—કીઆસપી સુધીની
મીદીઆની હાકેમી તો મળીજ ચુકેલી
હતી, પરંતુ તેમાં આ નાનાં મીદીઆનાં
પ્રાંતનું નામ તો કશું જોવામાં આવ
તુંજ નથી. આથી એમ વીચરાઇ શકાય
છે જે, તે પ્રાંત તો સીકંદરનાં મરણુ
બાદ થોડુંકમાંજ તેની સલતનતમાંથી નો
ખોજ પડી જવો જોઇએ; જેથી આત્રો
પત પોતે તો પારસીઓનાં એક નવી
જેવીજ નાની પાદશાહત ત્યાં સ્થાપી
બેઠો હતો, જે વીષેનો દરોબસ્ત અહ
વાલ મલુકે-તવાયફ વીષેની; આપેલી
તવારીખમાં આગળ ચાલતાં જોવામાં
આવશે. તે દેશને ગ્રીકો આત્રોપેતીની,
અરબો અને ફારસી નવીશનદાઓ
આદરબાઇજન તથા અરમાનીઓ તો
આત્રપત સુબાનાજ નામ ઉપરથી બરાબર
ઉચાર શીખે આત્રેપાતકાન કરીને લખી

ગયલા છે. ત્યાંજ આતશનાં પાત્રાં જે ઉઠી ઉભાં થતાં ચાલ્યાં હતાં તેથી મેબેદોની તેજ એક ઇરાની પાદશાહત સીકંદરની સલતનમાંથી જન્મ પામી ચુકી હતી અને ત્યાંથીજ પછી પાછળથી યવન લોકોને ઇરાનમાંથી પાછાં હાંકી કહાડવાનાં પ્રપંચો ચાલવા માંડયાં હતાં, પરંતુ તે રાજયે અશકાનીઅનો માફક તેમાં જબરો ભાગ પોતે ભજી બતાવેલો હોય એમ હાલ તો કાંઇ આપણે જોઇ શકતાજ નથી. પાછળથી છેક દસ અને બારમી સદીમાંજ તે દેશ રાજદવારી બાબતોમાં વધારે મશહુર થવા લાગયું હતું, કેમકે, તુરકી લોકોના અથમણ ભાણી જવા આવવા સારૂ તેજ દેશ હવેથી એક મોટા દરવાજા જેવો દરવાજોજ થઇ પડયો હતો અને ત્યાં પછી જુદાબંધ તુરકીઓ રહેઠાણો કરવાને પણ મંડીજ ગયલા હતા: કેમકે, ત્યાંજ હવેથી મોગલોનો દોર જાગી ઉઠવા માંડયો હતો.

આમ બાબેલોનની છત્રપીના ભાગલા થઇ પડયા પછી એક ફકત મીદીઆ સેવાય બીજી ઉતર તરફની છત્રપીઓના સુબાઓમાં કાંઇ જાણવા લાયક ફેરફારો તો થયલાજ નહીં હતા, એમ કરસીયુસ (૧૦; ૧૦, ૪) તથા જસ્તીન (૧૩: ૪, ૧૯) આપણને ખુલ્લી રીતે જણાવી ગયલા છે; પરંતુ આગલા વખતમાં શું શું ફેરફારો તેઓમાં થઇ ચુકેલા હતા તે વીષે આપણે હાલમાં તો કશું જાણી શકતા નથી, તેથી આ કાનુનો કયા કયા પ્રાંતોને લાગુ પડી શકતા નહીં હતા તે વીષે હાલ જમાનામાં તો આપણે અંધારામાંજ રહી ગયલા છીએ. તેમાં જાણવાજોગ એક દાખલો તો એગીનોરના બેટા પાઇથોનનોજ લેઓ કે જેને કોઇક ઇરાની ઉમરાવ સાથે સીકંદરે હાલની ઇનદસ નદીની છત્રપી જે સ્વાધીન કરેલી હતી તે તો હવેથી નેકેનોરને બદલે તેની હીંદુસ્તાનની વચલા ભાગની છત્રપીમાંજ બદલાઇ ગઇ હતી, અને તેની અસલી છત્રપી તો પોરસના હાથમાંજ જઇ પડેલી હતી, એમ એરીઅનપરથી સાફ પરખાઇ આવે છે; (જુઓ તેનો "એપુદાફોસીઅસ" નામે ૭૧ મે.) કેમકે, બેકર આગળજ પતાલા તો પોરસને સ્વાધીન થઇ પડેલો હતો. આમ દુરદરાઝ આવવાથી સીકંદરના ઇ૦ પુ૦ ૩૨૬ માં હીંદનો મુલક છોડી ગયા બાદ (જુઓ, એરીઅન ૬; ૨૭, ૨) તે તરફ જે બખેડા અને હુલડો ઉઠી ઉભાં થયલાં હતાં તેથી પોરસ આગળ ને આગળજ પોતે તો ચત્રાતોજ ચાલ્યો રહેલો હતો અને તેની આડે પેલા મકદુનીઅનો પણ નાચારીને લીધે કાંઇ વચે આવી શકતાજ નહીં હતા. આથી ફકત નામનોજ મુલક સીકંદરની સલતનતમાં તે તો ખપતો હતો, પરંતુ મકદુનીઅનોએ કાંઇક પ્રપંચોથી ઇ૦ પુ૦ ૩૨૧ થી ૩૧૫ માં એ બીચારા પોરસને તો ઠારજ કરાવી નાખયો હતો; તોપણ તે મુલક તો યવનોના હાથમાંથી હવેથી સદંતરજ છટકી ગયલો હતો. હવે ઇ૦ પુ૦ ૩૨૧ માં ફરીને જે ભાગલા થઇ પડયા હતા તેમા કાંઇ ઘણા જાણવા જોગ ફેરફારો તો કાંઇ થયલાજ નહીં હતા. નીકેનોરની હેરાત (એરાયા)માંથી તો બાખત્રીઆ ખાતે અને ફીલીપની બાખત્રીઆમાંથી પારથીઆ ખાતેજ બદલી થઇ ચુકી હતી; કેમકે, ત્યાંના પારસી સુબા ફરાતાફરનીશને તો હવેથી પાનીચુંજ આનવામાં આવેલું હતું તેમ કરવામાં કાંઇક સબબ હતો, કેમકે, સીકંદરનાં મરણ બાદ બાખત્રીઆ તથા સોગદીઆનીઆ ખાતે ત્યાંના ગ્રીકોજ બળવો ઉઠાવી પડેલા હતા. આથી હવેથી એક માત્ર આત્રોપત અને ઓક્ષીઆરતીસ સેવાય બીજા પારસી સુબાએ તો કાંઇ રહેલાજ નહીં હતા, કેમકે, તે માંહેલો છેલ્લો સુબો તો સીકંદરનો ખુદ પોતે સસરો અને તેના બેટા એલેકઝાનદરે સાનીનો તો મમાવોજ થતો હતો; માટે ફારસી સાએરો તે બાળક શાહઝાદાને દરાયશ કોદોમાનુશની બેટીનો છોકરો કરીને જે લખી ગયા છે તે તો ચુકજ હોવી જોઇએ, કેમકે, તેની બેટી સતારા તો જયારે તેનો ખાવંદ સીકંદર મરણ પામયો તયારે હજુ તો તેણી નાની વયનીજ હતી.

મબાદા આવા ફેરફારોથી આગળ ચાલતાં કાંઇક બંખેડો અને બેદીલીજ

પાછલી ઉતપન થઇ પડે તેવા વીચારથી આ કાનુનોને સેન તીગોનસે તો ફેરવી તો લીને ઓરોપાનતીસ નામના કોઇ એક મીદીઅન ઉમરાવને મીદીઆ જવા ઘણા અગતયના દેશાવરની હાકેમી તો પોતે પાછી બક્ષીજ આપી દીધી હતી; પરંતુ સીકંદરની આગ્નીન મુજબ તેની કને અસલી લશકરી બળ તો કશું રહેવા દીધુંજ નહોતું એમ તે પારસી સુબાઓ ઉપર તેબી પાછો કાંઇક અંકોશ તો પાછળથી રાખવાને મંડા ગયોજ હતો; પરંતુ ઇ૦ પુ૦ ૩૨૧–૩૧૫ સુધીમાં તે છત્રપો ઉપર તેવો અંકોશ તો પરદીકસ અને તેના વારસોએ કાંઇ રાખેલો નહોતો. આથી એમ તો સીધ થઇ શકે છે કે તે છત્રપોને પોતપોતાના મુલકોમાં સરદારીના ઓધા તથા અખતયારો પણ મળી ચુકેલા હોવા જોઇએ લયકીન એનતીગોનસે તેમાં વળી ફેરફારો કરી નાખી તેઓ ઉપર મકદુનીઅન લશકરી અમલદારોનેજ રાખવા માંડયા હતા. આથી પેલા દીઓદોચીઓમાં માહોમાહે લડાઇઓ જાગી ઉઠી અને એનતીગોનસ તથા યુમનીશ યુધોમાજ ઉતરી પડયો ત્યારે સુક્ષીઅન તથા કુશીઆ ( કોસીઅનો ) જેવા શુરવીર ટોળાઓ તો પાછા સ્વતંત્રતાનોજ ઝુંડો ઉડારી બેઠા હતા અને મુસાફરો તથા આસપાસના મુલકોમાં ફુટફાટોજ ચલાવવાને ફરીને મંડી ગયા હતા; પરંતુ તેઓ થાનેબી મકદુનીઅનો સામે વધારે મજબુત બળવો તો ઇસાન કોણુ ભણી સ્વસ્થાનો કરી પડેલા યવન લોકો ઉઠાવા બેઠેલા હતા; કેમકે, સીકંદરના મરણુ વીશેની ખબર સાંભળતાંનેજ વાર ફીલો નામના કોઇ એક ઇનીઆના શેહેરના વતની ની સરદારી હેઠળ ઇ૦ પુ૦ ૩૨૩ માં તે લશકરી સ્વસ્થાનવાળાઓ તો પોતાની સાથે વીસ હજાર પાયદળ સીપાહીઓ અને ત્રણ હજાર ઘોડે સવારોને લઇને પોતાની બાપીકી યવન લોકોની ભુમી ખાતેજ મારામારી કરીને બી નીકળી જવાના ખીઆલમાંજ પોતે તો આવી પડેલા હતા. તેઓ સામે મીદીઆનો સુબો પાઇથોજ થઇ પડયો હતો, અને જોકે તેની કને ફોજ તો થોડી હતી તોબી તેણે તેઓના કોઇ એક સરદાર સાથે મળી જઇને દગાથી તે બીચારાઓને તો હરાવીજ પડયા હતા. પોતાના દેશ તરફ નીકળી જવા સારૂ તેઓ જો પોતપોતાના હથીઆરોજ છોડી બેસે તો પાઇથોએ તો તેઓ સાથે સમજુતીજ કરી નાખી હતી પરંતુ તે સમજુતી વીશેની વાત પેલા મકદુનીઅન સીપાહીઓ તો માનય કરવા લાગયાજ ન હોતા કેમકે પરદીકસે તો તે બળવાખોરોને કતલજ કરી નાખવાને આગમજથીજ તેઓને પોતે તો હોકમ કરી રાખેલો હતો માટે પેલા બીન હથીઆર થઇ પડેલા લશકર ઉપર તો તેઓ જબરીથી ઉતરી પડી તેઓને તો કતલેહામજ કરી નાખા તેઓનો સરવે સામાન સરંજામ તો પોતપોતામાં વહેંચી લઇ બેઠા હતા. આવી ગેરમુનાસેબ વરતણુંકથી તો ઉગમણુ તથા આથમણુ ઇરાન અને મકદુનીઅનો તથા બીજા યવનો વચ્ચે જબરી દુશમની હવેથી તો સળગી ઉઠીજ હતી કારણુ એ જે બાખત્રીઆનો પ્રાંત જબરદસ્તીથીજ સીલ્યુકસ પોતે જે લઇ બેઠો હતો તે કાંઇ અકસમાતીક સંજોગોને લીધે નહી બલકે જાણીજોઇનેજ તે પચાવી પડી ઇ૦ પુ૦ ૩૧૨ થી ૨૮૦ સુધી તો ઉતર તરફની છત્રપીનો તો તે ગોયા પ્રથમધરથીજ ત્યાંના રહીશોમાં રાજા જેવા રાજાનોજ ઓધો પોતે તો લઇ પડેલો હતો કે જે ઓધો યવન લોકોએતો છેક ઇ૦ પુ૦ ૩૦૬ માં પોતે તો કબુલ મંજુર રાખયો હતો. હવે યુમતીસ જે સપરપહેલાંથીજ પોતાનાં મુરબી સીકંદર અને તેની રાણી તથા કુટુંબ પરીવાર સાથે ઇમાનદારીથીજ વરતતો આવયો હતો અને તેની આખી સલતનત તેનો એકપુરો બેટો સીકંદરે–સાની જયારે જવાનીની વયે આવી પહોંચયો, તયારે તેનેજ સોંપી દેવાની પેતરણુમાંજ પડી રહેલો હતો; તેની તથા એનતીગોનસ વચેની મજકુર ચાલુ રહેલી લડાઇઓનાં હીંગામમાં પેલા હીંદમાં પડી રહલા મકદુનીઅન સરદારોને કતલ કરી નાખયા થી તયાંની હકુમત ચંદ્ર ગુપત નામના રાજાના સ્વાધીન હેઠળજ જઇ પડી હ

તી જે કે તયાં મુરીઆ (મધાધી) જેવા
એક હીંદુ વંશનો સપરપેહેલી વાર
પોતે તો પાયો નાખી બેઠો હતો. તે
રાજાને આગલા યવનો સેંદ્રાકોતાશના
ના મહેકમ પોતે તો પીછાની ગયલા
છે. આથી સીલ્યુકસને તો ઈંદશ નદી
જ પસાર કરી જવાની ફરજ થઇ પડી
હતી પરંતુ તેને બળવાન સમજી તેની
કનેથી પાંચસો હાથીઓ અને બેશુમાર
દ્રવય લઇનેજ તેની સાથે પોતે ડહાપણુ
ખરચીને મીત્રાચારી કરી પડયો હતો
અને તેના બદલામાં સીંધુ નદી અને
ઇરાની બીઆબાનો વચે ગેદરોસીઆ,
આરાકોસીઆ અને પારોપોમીસસનાં ઉ
ગમણુ તરફ જે પ્રાંતો આવેલા હતા તે
ઓને તો તે હીંદુ રાજાનેજ સ્વાધીન
કરી દીધા હતા. આથી સીલ્યુકસ ઇપસ
સની ઇ૦ પુ૦ ૩૦૧ માં એનતીગોનસ
ની વીરૂધમાં ઉઠી ઉભા થયલા છેલા જ
બરા યુધમાં ફાવી ગયાથી પેલા સઘળા
દીઓદોચીઓમાં પોતે તો સપરપેહલે
દરજે ચહડી બેઠો હતો; કેમકે, હવેથી
કોલકરારો કરીને તે રાજા તો તેનો જા
ન દોસ્તજ થઇ પડયો હતો, એ હીંદુ
રાજા વીશે કાંઇક અહવાલ હવે પછી આ
પવામાં આવશે તેથા સંક્ષેપમાં તેના
વીશે કરેલો આ મજકુર ઇસારો અત્રે
બસ ગણાઇ શકે તેવોજ છે.

ઇરાનની ગાદી આમ પચાવી પ
ડતાંનેજ વાર એશીઆની છત્રપીઓને
તો સેલ્યુકસે એકવીસ વીભાગો પરથી બોતે
ર વીભાગોમાં પોતે તો વહેંચી નાખા હ
તી કે જેથી દરેક છત્રપો અને તે તર
ફના હાકેમો વધારે પ્રબળ થઇ શકે તે
વુંજ કાંઇ નહોતું, પરંતુ તે અસલી
રાહધાટતો તયાર બાદજ પાછો અમલ
માં આવી ચુકયો હતો કેમકે એનતી
ઓકસ ત્રીજાનો દોર તે લતા ઉપર શરૂ
થતાંને વાર મીદીઆ ફારસ (ઇરાન) ત
થા એહેવેજ (સુસીઆનીઆ) અને ઇ
લીથરીઆનાં દરયા તરફના ભાગને બા
બેલોનીઆના પ્રાંતથી છુટો પાડી નાખી
તેઓની એક છુટી છુટીજ હાકેમી કરી
દેવામાં આવી હતી એમ પોલીબીઅસ
આપણને જણાવી ગયલો છે. (જુઓ
તેની ચો૦ ૫ ઓવી ૪૦–૫૪) આથી
પેલી દરેક જુની છત્રપીઓમાં એક એ
કનો જુદો જુદો લશકરી અમલદાર હ
વેથી થઇ પડયો હતો અને અસલી પ
ત્રપોનો સઘળો અખતયાર આસ્તે આ
સ્તે તેજ પોતે લઇ બેઠો હતો જેથી
તે હાકેમ તથા સરદાર તરીકેના બંને
ઓધા ખુદ પોતેજ હવેથી ચલાવયો જતો
હતો. આથી લોકો તેઓને સત્રપ યાતો
સઇનયાધીપતી (સ્રાતીગુસ) નાં એલકા
બ હેઠળજ પોતે તો પીછાની જવાને
લાગી ગયા હતા. હવેથી એ સીલ્યુકસે દ
જલા નદી ઉપર સીલીયુસીઆનું એક
નવુંજ પાયતખત શેહેર પોતાને સારૂ વ
સાવવા માંડયું હતું પરંતુ વખતના વ
હેવા સાથે આથમણુ તરફનાં પ્રાંતો ખા
તે પણ તેને વધુ લક્ષ આપવાને અવ
સ્ય થઇ પડયાથી તેને તે રાજયગાદી
તયાંથી ખસેડીને સામના પ્રાંતમાં અનતા
કીઆ (એનતીઓક) નામે જે એક શેહે
ર આવેલું હતું તયાં લઇ જવી પડી
હતી; પરંતુ તે શેહેર તેના બોહાળા રા
જપાટના મુખય દેશાવર ઇરાનથી ઘણો
છેટે આવી ગયેલો હતો તેથી તયાંની
જાય અને બંદોબસ્ત સેહેલાઇથી કાંઇ
કરી શકે તેવું નહોતું.

આશરે ઇ૦ પુ૦ ૨૯૩ યાતો તેથી
બી જરા વધારે પછી સીલ્યુકસે તો ઉ
તર તરફના છત્રપી તો તેને પોતાને પોતા
ના બેટા એનતીઓકસ ૧ લાનેજ સર
હવાલે કરી દીધી હતી; કેમકે, તે શહાજા
દો તેની સપરપેહેલી બાયડી અપાયલી હો
વાથી (તેણીને) પેટેથીજ અવતરેલો હતો કે
જે બાઇ સ્પીતમાન (સ્પીતામીનીશ) જે
વા એક સુરવીર પારસીજ બેટી થતી હ
તી; તેણેજ પેલું સીલ્યુસીઆનું પાયતખ
ત શેહેર સ્વાધીન વટીક કરી દીધું હતું
અને તેની સાથે તેની મત્રાઇ સ્રાતોનીસે
નેબી પોતે પરણાવી આપી હતી કેમકે
એનતીગોનસ પેરેએ સીલ્યુકસબી સી
કંદર જેવા મનસુરે આલમ યાને દુનયા
ને જીતનાર પાદશાહની આખી સલતન
તને પોતાના એકલાના કબજા હેઠળ હ
વેથી કરી બેસવાના જુઠા ખીઆલ અં
દર પોતે પણ રમી રહેલો હતો કારણ
એ જે લાઇસીમેકસની હાર અને તેના
પડી ભાગવા બાદ તેને એવોજ વીચાર

આવી ગયલો હતો કે તે કામ હું હવે
સેહેલાઇથીજ બજાવી શકીશ. વળી તેણે
સીલ્યુસીદા એવો પોતાના નામનો
સનેબી હવેથી એશીઆ ખાતે ચ
લાવવા માંડયો હતો જે ત્યાં તે વંશ પ
ડી ભાગયું ત્યાંસુધી અમલમાંજ રહેલો
હતો. પરંતુ આથી તેનો ગાદીવારેસ
એનતીઓકસ લકબે સોતર ઇ૦ પુ૦
૨૮૦ થી ૨૬૧ સુધી થઇ પડયો હતો.
તે તો પોતાને અત્યાર સુધીમાં જે આઇ
તુંજ મળી ગયું હતું તે પરજ શુકરા
ના કરીને પોતે તો સંતોષજ પકડીને
બેસી રહેલો હતો અને પોતાની આખી
સલતનતને ત્રણ રાજપાટો વચે વહેંચી
નાખી હતી કેમકે તે દરેકનો વીસ્તાર
હવેથી બોહોળો જેવોજ થઇ પડેલો હતો
અને કોઇથીબી ધરાયલો ધરાયોજ હતો
નહી. ત્યારે તે હવે જ્યારે એ મજકુર
એનતીગોનસ તો ઘણોજ લોભી થઇ પ
ડયો ત્યારે તે સીકંદરની આખી સલત
નત એકલોજ ચાંપી બેસવાના ઇરાદામાં
આવી પડયો હતો. આથી પ્રથમમાં સી
લ્યુકસે લાઇસીમેકસ પનેતોલોમી, અને
કેસનદર સાથે મળી જઇને એકસંપી
કરી દીધી અને તેનો દોર તોડવાની વેત
રણ કરવાને પોતે તો મંડી ગયો હ
તો; તોબી તે સરદાર (એનતીગોનસ) તે
એકસંપી ફોજોનેબી પોતે તો બરો
બર પુરો પડી શકે તેવોજ હતો; કે
મકે ઓરોનતીશ નદી આગળ તેને
એનતીગોનીઆના નામના શેહેરને પો
તાની રાજધાની જે કરી મેલેલી હતી
તેથી તે સાથના મુલકમાં તો મહા પ્રબ
ળ થઇ પડેલો હતો જેથી તે દરેક જ
ણ સાથે એકલે હાથેબી લડી શકે તેવો
જ પોતાને મનસે સમજતો રહેલો હતો
કેમકે તે તરફ તેના હમનબરદોની ફો
જો ઘણી એકમેક સાથે જોડાઇ શકે તે
વી તો કશી હાલતમાં નહી હતી. તેણે
દેમીત્રીઅસને તો ગ્રીસ ખાતેજ મોકલા
વી આપયો હતો ને કોસેનદરને તો ઉ
તર તરફજ હઠાવતો ચાલ્યો હતો અને
તેને તરતજ તાબે કરી નાખીશ એ
મ એનતીગોનસને પોતે તો જણાવતો
બેઠેલો હતો, આથી એનતીગોનસ જે
ઘણી ઉમેદ રાખતો હતો તેમાં બે જ
બરી નડતળો એકાએક આવી પડી હ
તી; કારણ એ જે લાઇસીમેકસે પોતા
ના લડાઇના દાવપેચો એવા તો મજ
બુતીથી ગોઠવી રાખેલા હતા કે જેથી
તે તેનાપર ફાવી શકે તેવું કાંઇ હતુંજ
નહી. એટલામાં તેની કુમકે સીલ્યુકસ
પોતાની સાથે એક બોહોળી ફોજ લઇ
ને પોતેબી ઉતરી પડયો હતો. એ પાદશા
હની હાલત આજ દસેક વરસ થયા જે અ
ણદીઠ થઇ પડયો હતો તેથી તે અરસામાં
જેબી હીંદુસ્તાનના દેશાવરોને અકરાવી
ગભરાવી મારી એક બે લડાઇઓમાં સી
કંદરે પોતાના સ્વાધીન હેઠળજ લાવી
મેલ્યો હતો, તેઓને પાછા પો
તાના કબજા હેઠળ લાવી મેલવા અને
પોતાના મુલકની ઉગમણ તરફની સરહદ
વધારવાના કામમાંજ તે પોતે તો રો
કાઇ રહેલો હતો, તે હીંગામમાં સીકંદ
રનો અતલગનો સ્નેહી અને મીત્ર પો
રસ તો મારયો ગયો હતો અને તેની
ગાદીના નવા નવા વારેસો નીકલી પડ
યા હતા તે સાથે તે લતા તરફ મધય
દેશનું એક નવુંજ રાજપાટ ચંદ્રગુપત
નામનો એક હીંદુ રાજા પોતેબી સ્થાપી
બેઠો હતો જેથી સીલ્યુકસે તેની સાથે
પોતે હવેથી છેડતી શોધવા માંડી હતી
પરંતુ તે રાજા શીઆણો હોવાથી તેને તે
હંડે પેટે કેટલાએક હાથીઓ અને દ્રવ
ય આપીનેજ શાંત પાડી દીધો હતો કે
જે તેને ઇપસસની છેલી લડાઇની વેળા
એ ઘણીજ ઉપયોગી થઇ પડયા કીધી હ
તી. હવે લાઇસીમેકસને મદદ કરવા સા
રૂ સીલ્યુકસથી તો કાંઇ ઝડપમાં તે તરફ
ઉતરી પડાય તેવું તો કાંઇ હતુંજ ન
હી કેમકે તેમ કરવા તે જાય છે તો
તેને મીસાપોતેમીઆ અને સામનો
મુલક ઓળંગાવયા વીના છુટકોજ રહે
તો નહોતો કે જ્યાં એનતીગોનસ તો
ઘણોજ પગભર થઇ પડેલો હતો જેથી
તેની સાથે એકલે હાથે તે લડી શક
વાની પોતે તો કાંઇ તાકાત ધરા
વતો ન હતો એમ કરતાં તે
આરમીનીઆને રસ્તેથી જો પોતે
ઉતરી પડવા માગે છે તો તેમ કરવા
સારૂ વાટમાં તેને ઘણીએક અઘડાઇઓ
માં આવી જવું પડે છે. એટલામાં તે

(સીલ્યુકસ) મદદ મને જલદીથી મળી
શકશે એવા ખીઆલથી લાઇસીમે
કસ તો ઉતર તરફથી એશીઆ માઇનર
ના પ્રાંત ખાતે એનતીગોનસ ઉપર પો
તે તો તરતજ ઉતરી પડયો હતો અને
મારતો મારતો પોતે જે પહાડો કે ફ્રી
જીઆ દેશની દખણ ભણીની સરહદ
આગળ ત્યાં છેક વેર પોતે તો ધુસી ગ
યો હતો; પરંતુ એનતીગોનસના હાથ
હાલ તરત તો મોકળાજ હતા તેથી
ખટલીમુસ રાજા મીસરમાંથી પાલેસ
ટાઇનને રસ્તેથી તેની કુમકે નીકળી પડ
વાને આનાકાની કરી રહેલો હતો તેથી
બીચારો લાઇસીમેકસ ઘણી આપદા હે
ઠળજ પોતે તો આવી પડયો હતો કેમ
કે હેલસપોંત આગળ તેનું લડાઇનું
મુખય મથક જે પડેલું હતું તે તો હા
લમાં ઘણુંજ દુર આવેલું હોયાથી તેને
બીજું લશકર તરતજ તે તરફથી કાંઇ
મળી શકે તેવું નહોતું અને એનતી
ગોનસ તો તેની સામે થવા સારૂ પોતાની
સાથે એક જંગી ફોજ લઇને તઇયાર થ
ઇ પડેલો હતો. આવી ભયભીત હાલત
માં તેણે લડાઇનો માચડો બાંધવા માંડ
યો હતો તેથી તેનામાં સરદારીના
ગુણો ઘણાજ ઉંચી પ્રકારના હો
વા જોઇએ એમ તો સ્પષ્ટ રીતે
સાબેત થઇ શકે છે કેમકે તેને
તો તેની સામે રૂબરૂ થઇને લડ
વાનું દરૂસ્તજ નહી વીચારીને પોતાની
સંફની સારીકાની ક્રીલેબંધી કરવા માંડી
હતી. આથી તેની છેક નજદીકમાંજ
આવીને તેને ઘેરી લેવાની વેતરણો કર
વા એનતીગોનસને તો ફરજજ થઇ
પડી હતી. આમ લાઇસીમેકસ પોતાનો
કીમતી વખત જે રોકી બેઠેલો હતો
તેથી જયારેબી એનતીગોનસ તેની બચા
વની છાવણી ઉપર પોતે ઉતરી પડતો
ત્યારે તે તો એકાએક ઉતર તરફજ
નાહસ્તો જતો હતો. આથી એનતીગો
નસને તો તેનો દુંબાલો પકડવાની ફ
રજજ પડી જતી હતી; પરંતુ ત્યાંબી
એમજ છાવણી નાખી પડીને તે તેની
સામે લડાઇમાં તો તે કાંઇ ઉતરતો ન
હતો અને જયારે તેનો હમનબરદ ફરીને
તેનાપર હુમલો લઇ જતો ત્યારે તે
તો વળી કયે બીજેજ ઠેકાણે સટકી
જતો હતો.

એમ તેણે ઇ૦ પુ૦ ૩૦૨ નો
આખો ઉનાળો તો તેને હંફાવતોજ રા
ખી મેલવામાં પોતે તો ગાળી કહાડયો
હતો. એટલામાં તાલોમીબી તેની કુમક
કરવા સારૂ છેક તાયરના શેહેરવેર આવી
પોંહોચયો હતો પરંતુ તેને તો કોઇએ
એવી ખોટી ખબર પોહોંચાડી દીધી હતી
કે લાઇસીમેકસ તો હાલ હારજ ખાઇ
પડેલો છે. આથી તે તો થોડેક વાર સુધી
ઠરીઠામ પડીને પોતે તો પાછો મીસર
ભણી ઉપડી ચાલ્યો હતો. સીલીયુકસ
હજુ શું કરે છે અને તેની કુમકે આવી
લાગે છે કે નહી તે બીના તો પેલી એક
સંપી ફોજવાળાઓ તો કાંઇ જાણતાજ
નહોતા કેમકે તેઓ એકમેકથી ઘણા
વેગળે પડી રહેલા હોવાથી કશા પણ મા
હોમાહે સંદેશા ચલાવી શકે તેવી હાલ
તમાંબી નહીંજ હતા. આમ જયારે સ
રવે કોઇ તે સરદારને આવી પોહોંચવા
ની રાહ જોતા બેઠેલા હતા ત્યારે લાઇ
સીમેકસ તો માઇસીઆ ખાતે પોતાની
છાવણીની કીલેબંધી જે કરી પડેલો
હતો ત્યાં આગળ તે તો ઘણીજ ભયભીત
હાલતમાંજ આવી ગયેલો હતો. એટલા
માં સારા ભાગયે સીલીયુકસ તેની તે
છાવણી આગળજ પોતેબી આવી પોહોં
ચયો હતો. આથી તેને તો એનતીગો
નશ સાથેજ નહી બલકે તેના બેટા
દેમીતીઅસ સાથે પણ પોતાને લડાઇમાં
ઉતરવું પડે તેવુંજ હતું કેમકે જેવો એ
દેમેત્રીઅસ ગ્રીસ ખાતે કેરોનદર ઉપર
ફાવી જવાની અણીની ધીક ઉપરજ આવી
ચુકેલો હતો કે તેવામાં તેને તેનાં બાપે
એશીઆ ભણીજ બોલાવી મંગાવી લી
ધો હતો. આથી પોતાની બાપીકી ભુમીમાં
હાલ તરત તો સુલેહસંપજ રાખી મેલવા
ના હેતુથી તેને પોતાના હમનબરદ કાસે
નદર સાથે સલાહજ કરી નાખી હતી.
આથી તે બંને હમનબરદોને એશીઆ
નીજ ભુમીમાં પોતાનો નસીબ અજમા
વવાની ફરજજ પડી હતી. હવે દેમીત્રી
અસ તો દરયામાંજ પ્રબળ હોવાથી મકદુ
નીઆ ખાતેથી ખુશકીને રસ્તેથી જે
મદદો લાઇસીમેકસને મળતી જતી

હતી તેને તો તે અટકાવતોજ રહેલો હતો. જો એનતીગોનસ ઉતાવળો નહી ગયો હતે અને એકદમ લડાઇમાં ઝીપ લાવી નહી પડયો હતે અને તેને લંબાણુ પરજ નાખતો રહેલો હતે તો આખી સીકંદરની સલતનતનો કદાચને તે પોતે એકલોજ ધણી થઇ પડે તેવી હાલતમાં તે હાલ તો આવી ચુકેલો હતો પરંતુ તે એક તો બુઢો થઇ રહેલો હતો અને જાતેજ પોતે હઠીલો અને આકરો હોવાથી તેણે આ બાજી તો પોતે હાથે કરીનેજ ખોહી દીધી હતી. આથી ફરીજીઆ ખાતે ઇપસસનું જે મોટું રણ યાને મેદાન આવેલું હતું ત્યાં લાઇસીમેકસ, કાસેનદર તથા સીલ્યુકસની એકઠી થઇ પડેલી ફોજ ઉપર પોતાના બેટા દેમીત્રીઅસને સાથે લઇને જોરથી ઉતરી પડયો હતો. તે જબરદસ્ત યુધમાં ચંદરગુપતે જે હાથીઓ કે સીલ્યુકસને આગળ આપી રાખેલા હતા તે તો તેને ઘણાજ ઉપયોગી થઇ પડયા હતા કેમકે તેમાંથી તો ૪૮૦ હાથીઓ એકેએક જબરદસ્ત મોટી ઘોડેસવાર ફોજ લઇને ત્યાં ઉતરી પડેલો હતો અને તેની સરદારી તેણે પોતાના ગાદીવારેસ એનતીઓકસને સરજ પોતે તો સોંપી આપેલી હતી. એ છેલી ઇ૦ પુ૦ ૩૦૧ માં થઇ પડેલી લડાઇ બંને બોરદુ તરફથી ઘણી જોશમાંજ ચાલુ થઇ ચુકી હતી અને હજુ તે ઉઠશે કઇ બોરદુ તરફ આખરે કોર મંડી પડશે તે વાત તો મગફી યાને છુપીજ પડી રહેલી હતી તેટલામાં દુશમનોનો દુંબાલો પકડતી વેળા પોતાની ઘોડેસવાર ફોજ સાથે દેમીત્રીઅસે તો પોતાના હમનબરદોની ફોજમાં ખુનામરકી કરી નાખી હતી. પરંતુ આખરે તે જંગના મેદાનમાં એનતીગોનશ તો ૮૫ વરસની વયે ખુદ પોતેજ મારયો ગયો હતો જેથી તેનું લશકર તો બારેવાટ થઇ પડીને પોતાના હમનબરદોને તાબે થઇ પડયું હતું અને બીચારા દેમીત્રીઅસને તો થોડાજ હજાર સેપાહો સીખે નાહાસીજ જવું પડયું હતું પરંતુ તેની કને દરયાઇ કાફલો મજબુત હોવાથી તે તો દુશમનોને હજુરબી પથ પડી શકે તેવોજ રહેલો હતો. આમ સીકંદરની આખી સલતનતને પોતેજ એકલા ચાંપી જનારા દાવાદારોનો માહોમાહેની લડાઇનો આ પ્રમાણેનો અંત આવી ચુકયો હતો તોબી દીમીત્રીઅસે તે હવાઇ ખીઆલ તો હજુરબી પોતે કાંઇ પડતો નાખયો નહતો. આથી તેણે તો નવાં નવાં પ્રાક્રમો ચાલુજ રાખેલા હતાં. ઘડીકમાં તે નાહાસભાગ કરતો તો ઘડીકમાં પીનદારાનો પેસો લઇ બેસી ફુટફાટ કરતો અને ઘડીકમાં કાસેનદરના મરણ બાદ પોતે મકદુનીઆની ગાદીનો માલેક થઇ બેસવાનો દાવો કરતો રહેલો હતો પરંતુ આખરે તે સીલયુકસને હાથે કેદ પકડાઇ ગયો હતો તોપણ તેણે તો થોડુંક સુધી તો દુનયાને આમ ધુજાવયા કીધી હતી તેનો વરતાંત જે પલુતારક આપી ગયો છે તે એટલો રમણય થઇ પડે છે કે તેને છોડવવા સારૂ સેંકડો શેહેરો સીલ્યુકસના કાલાવાલા કરતા રહેલા હતા અને તેને છોડવોજ નહી બલકે ઠારજ કરી નાખવા સારૂ લાઇસીમેકસ તો તે ઇરાનના પાદશાહને બે હજાર તાલેંત આપવાને તઇયાર પોતે તો રહેલો હતો કેમકે તે તેના પ્રાક્રમોથી પોતે તો અતયંત બીહતો પડેલો હતો. તેની ધણીઆણી ફીલો જે કાસેનદરની બેહેનજ થતી હતી તેણીએ તો પોતાના ભરથારને પોતાની મુરાદમાં જયારે ફાવતોજ નહીં જોયો તયારે દુખની મારી તે બીચારીએ તો આપઘાતજ કરી નાખયો હતો. તેનો બેટો એનતીગોનશ જે મકદુનીઆ ખાતે એક નવાજ વંશના પાદશાહોનો પાયો નાખી બેઠો હતો તે તો પોતાના આવા બહાદુર બાપ સારૂ તેને બદલે પોતેજ કેદમાં જવાની સીલ્યુકસ કને માગણી કરતો રહેલો હતો એટલુંજ નહી પરંતુ પોતાનો જાન પણ આપી દેવાને જરા પણ ડરતોજ નહોતો. હવે કેસેનદરના એક છોકરાને તો તેના ભાઇએજ અને બીજાને દેમીત્રીઅસે ખુદ પોતે જયારે ઠારજ કરી નાખયા તયારે તેની ગાદીનો તો કોઇ માલેકજ રહેલો નહોતો સેવાય કે એ દેમીત્રીઅસ ખુદ પોતેજ પરંતુ તેમ

જો તે કરવા જાય છે તો ઇપાઇરસવાળો
જાણુબાજ રાજા એપીરૂશજ તેની એક ત
રફથી આડે આવી જતો હતો તો બી
જી તરફથી લાઇસીમેકસ ખુદ પોતે તેની
સામે આવી પડતો હતો કેમકે તે સુબો
તો સીકંદરનો ખાસ મીત્રમાંજ ખપતો
હતો તેથી તેનો દરજજો અને વગવસી
લો તો લોકોની નજરમાં મોટો ગણાતો
રહેલો હતો. વળી એપીરૂશ તો શેહજોર
હોવા છતાં પોતે તો સ્વભાવે રાંક યા
ને દયાવણુ માણુસમાંજ ખપતો હતો
કે જેવા ગુણો એ દીમીત્રીઅસમાં તો કાંઇ
જોવામાં આવતાજ નહોતા.

ઇસપસની આ લડાઇથી હવે પે
લા દીઓદોચીઓમાં તો નવી તરેહ
ના ફેરફારો થઇ પડયા હતા. એ લડા
ઇમાં સીલ્યુકસ અને બાઇસીમેકસે ઘ
ણો અગતયનો ભાગ ભજી બતાવ
યો હતો તેથી તેના બદલામાં તેઓને
ભાગે તો વધારે મોટા લુમકાજ આવી
ગયલા હતા. મીસરવાળો તોલેમી જે
દહીંને દુધમાંજ તે જંગની વેળાએ પ
ડી રહેલો હતો તેથી હે તો લટકતોજ
રહી ગયલોજ હતો જેથી તેની પાંતી
એ તો તે લુટમાંથી કશુંબી આવયું ન
હતું અને સીલ્યુકસ સાથે આગમજ
થી તેઓ વચે થઇ પડેલી સમજુતી પ્ર
માણે ફીનીશીઆ અને સામનો મુલક
આખો તેનેજ હસ્તક થઇ પડયો હતો
અને તયાંના શેહેરોમાં તે પોતાની ગે
રીસન ફોજો પણુ નાખતોજ ચાલ્યો
હતો. આથી આખા ઉગમણુ પ્રાંતનો
તે તો માલેક મુખતયાર પાદશાહજ થ
ઇ બેઠો હતો અને છેક ત્રેબીજોનદથી
તે ઠેઠ ઇસસ સુધી હવે તેનોજ હોકમ
ચાલવા માંડયો હતો. લાઇસીમેકસને હા
થબી એશીઆ માઇનર ખાતેનાં ઘણા
એક કીમતી દેશાવરો જઇ પડયા હતા
જેમાં એક તો આખો પરગેમસનો પ્રાં
તજ હતો જે કે આગળ ચાલતાં તો
એકું નવું અગતયનું રાજપાટ થઇ પ
ડયું હતું અને તેની વચે પેલો દેમીત્રી
સ એક કવાબના હાડકાં પેરે જો પોતા
ના જબરા દરયાઇ કાફલાને લીધે
આવયા નહીજ કીધા હતે તો તે કાસેંદર
ના મરણુ બાદ મકદુનીઆનોબી ઠરીઠામ
રાજા જેવો રાજાજ થઇ પડયો હતે કે
કાસેનદરના હાથમાં તો તે ખુંટમાંથી
સઘળાં યુરોપના પ્રાંતોજ આવી ચુકેલા
હતા અને તે જો ચાહે અને પીરૂસના
મુલકોબી પોતે હજમ કરી જવા માગે
તેની આડે કોઇ નહીંજ આવે તેવો બં
દોબસ્ત વટીક માહેલેપટેથી તેઓ વ
ચે થઇ પડેલો હતો. કાસેનદર તો દુ
ખ અને દરદથી પીડાઇને સીકંદરના ખા
નદાનનો સમુળો જે ઘાણુ કહાડી નાખ
યો હતો તેના બદલામાં પોતેબી કોઇક
વારસ વગરજ ઇ૦ પુ૦ ૨૯૭ માં મર
ણુ પામી ચુકો હતો. આથી ધણી વગ
રના ઢોરો સુના થઇ પડયાથી પેલા ગ્રી
કો તો પોતે આપઅખતારજ થઇ પ
ડવાના ફાંફાં મારતાજ બેઠેલા હતા; અ
ને દમીત્રીઅસ તો પાછો પોતાનો બાપી
કો મકદુનીઆનો મુલક ફરીને હાથ કરી
લેવા પોતાના દરયાઇ બળથી દુરથીજ
તે સરવે કોઇને દબરાવતોજ રહેલો હ
તો અને પોતાના પ્રાક્રમો તે તો ચલા
વતોજ રહેલો હતો. આથી લાઇસીમેક
સ, સીલ્યુકસ અને તોલેમી તો પોતપો
તાના સ્વારથે સારૂ એકમેક સામે ધુર
કાધુરકીજ કરી પડેલા હતા અને
ઘડીએકમાં તે ત્રણે પાદશાહો
એકમેક સાથે જોડાતો તો ઘડી
માં એકમેકથી છુટા વટીક તે
ઓ પોતપોતાના લાભોને અરથે પડી
પણુ જતા હતા. આમ જ્યારે સીકંદર
ની સલતનતનાં મુલકો એકમેકની પડો
શમાંજ આવી ગયલાંજ હતાં તેથી તે
ઓની સરહદ તરીકે પોનતસ, આરમી
નીઆ અને કાપાદોકીઆનાં પ્રાંતોજ ગ
ણાવા લાગયા હતા ને જેઓ કે આ કો
ઇબી સુબાઓનાં પક્ષ તરફ તો કાંઇ ઢળ
તાજ નહોતા કેમકે તેઓ તાં જે પોત
પોતાનાં ખાનદાનો સ્થાપી બેઠાં હતાં તે
તો તેઓને હખામની શહેનશાહો કનેથી
છેક આગમચથી મીરાસમાંજ મળી ચુકે
લા હતા. તેઓ જોકે તે વેળાએ તો
કુચબીસાદમાં ગણાતા નહોતા તોબી પોન
તસવાળો મીથરદત અને આરમીનીઆ
વાળો ત્રીઆંતો પાછળથી રૂમીઓના જ
બરા હમનબરદો જેવાજ થઇ પડેલા હ
તા અને જોકે પેલા દીઓદોચીઓના ખા

નદાનોના હસતક પાછા આવી ચુકયા હતા તોબી તેઓ તો છેક પામપી અને સીજરના દોર સુધી તો અનામતજ પડી રહેલાં હતાં. હાલના યુરોપનાં રાજપાટો માફક એ સઘળા દીઓદોચીઓ એકમેક સાથે સગાઇનાં ગાંઠથી તો જોડાઇ રહેલા તો થઇ પડેલા હતા. માટે આ સઘળી જંગો તો ગોયા કુટુંબ પરીવારોની મારામારીઓ તરીકેજ એક લેખે તો ગણાઇ શકાય તેવીજ છે; કેમકે એક તરફ જો ચંદ્રગુપતની બેટી સીલ્યુકસ સાથેજ પરણી બેઠી હતી તો બીજી તરફ લાનઆસા જે સીસીલીના રાજા આગાથોકલીસનીજ છોકરી થતી હતી તેણીનો તો ઇપારસવાળા પીરૂનીજ મોહારદાર થઇ પડેલી હતી. પરંતુ ત્યારબાદ તેણી તો પેલી દેમીત્રીઅસ ઉપરજ મોહીત થઇ પડીને તેની સાથેજ પોતે તો પરણી જવાજ માગતી હતી. હવેથી પીરૂસનો લોભ તો વધારે જાગી નીકળવા માંડયો હતો, જેથી તેના પગમાં વધારે જોર આવી ગયાથી તે તો મકદુઆની ગાદી ઉપરજ પોતે તો ત્રાપ મારવા માગતો હતો કે જેમાં કદાચ તે ફાવીબી જતે પરંતુ તેની સામે લાઇસીમેકસ જેવો પ્રબળ રાજા હોવાથી તેનાથી આગળ દોડી શકાય તેવું તો કાંઇ હતુંજ નહીં. થરેસનો આ રાજા જોકે ઉતર તરફના જંગલી ટોળાંઓથી કેટલીએક વાર તો શીકસ્તોજ ખાઇ પડતો હતો અને એક વેળાએ તો પોતાના બહાદુર અને નેકબખત બેટા એગાથોકલીસ સાથે તેઓને હાથે કેદ વટીક પકડાઇ ગયો હતો તોબી તેનું વંશ તો તે દેશાવર ખાતેજ જડઘાલી બેઠું હતે પરંતુ તે બુઢો હોવા છતાં બાતોલોમીની બેટી આરસીનોઇ સાથે પરણી ગયેલો હોવાથી તેણીના સ્ત્રી ચરીત્રાથી તે પોતાની મુરાદમાં આખરે કાંઇ ફાવી તો શકયોજ નહોતો. આમ એકમેક સાથે પોતપોતાનાં લટીઆઓ જોડાઇ રહેલાં હોવાથી તેઓને આપસઆપસમાં આ લડાઇઓ ચાલુ રાખવામાં મુરવત જેવું તો કાંઇ હતુંજ નહી. તેઓને તો પોતપોતાનાં મળી ગયેલા હીસાઓ ઉપર રાજી થઇ પડીને શાંતજ પડી રહેવું જોઇતું હતું; પરંતુ તેમ ન કરવાથી તેઓ તો પોતપોતાના સગાંવહાલાંઓમાંજ ખુનામરકીઓ ચલાવતાજ રહેલા હતા જેમાં સપર પહેલો ભોગ તો આગાથોકલીસજ બીચારો થઇ પડયો હતો. તયાર બાદનો પીતા લાઇસીમેકસ તથા તે પછી સીલયુકસનો હાલબી તેમજ થઇ પડયો હતો. હવે ઇપસસનીઆની નામીચી લડાઇ ખતમ થઇ રહયા બાદ બુઢા પટોલોમીસોતરે તો પોતાની માહોમાહેની દોસ્તીનો ગાંઠ વધારે મજબુત કરી રાખવાના હેતુથી પોતાની બેટી આરસીનોઇને પોતાના આ દોસ્ત થાઇસીમેકસ સાથેજ પરણાવી આપી હતી. તેના બદલામાં તે પાદશાહેબી પોતાની તેજ નામ ધરાવનાર એક બેટીને એ પટોલોમીસોતરના બીજા બેટા તોલોમીફીલાદેલફુસ સાથેજ ગોઠવી નાખી હતી. આમ સાટેપાટેના લગનો થવાનો તેઓમાં ગોયા એક જાતનો રવઇઓજ થઇ પડયો હતો.

પેહેલા તોલોમીએ પોતાનું રાજપાટ પોતાના આ મજકુર બીજા બેટા ફીલાદેલ ફુસને પોતાની હયાતીમાંજ સોંપી દીધું હતું તેથી તો ફીટનો ઓર ઉલટો વધીજ પડયો હતો; કેમકે, તેનો પેલો વડો બેટો કીરાનોશ સ્વભાવે ઘણો પાજી અને જરા લટખટ હોવાથી પોતાનો મુલક છોડી દઇ પોતાનો નસીબો પરરાજયોમાં અજમાવી જોવા સારૂ હવેથી તે તરફજ ઉતરી પડયો હતો. આમ જ્યારે મીસર દેશના બટલીમુશ ખાનદાનના મુળ પુરૂષે પોતાની ગાદી પોતાના બીજા બેટાનેજ સ્વાધીન કરી દીધી ત્યારે તેની વય ૮૩ વરસની હતી. પરંતુ તે પોતે દરબાર ખાતે તો એક રઇયત તરીકે હમેશા પોતાની હાજરી તો આપતોજ રહેતો હતો અને પોતાના એ મજકુર બેટા ફીલાદેલફુસને રાજા તરીકેનું પોતે તો માનપાન આપતોજ ચાલ્યો જતો હતો. પેલો કીરાનોસ તો સપરપેહેલાં થરેસની દરબાર ખાતેજ નીકળી પડયો હતો કારણ એ જે ત્યાં તેની મત્રાઇ બહેન આરશીનોઇ તો તમાંની રાણી તરીકે ખપતી હતી અને તેની ખરેખરી બહેન લીસેન

દરા તો તયાંના વલીઅહદ પરંતુ બહાદુ
ર શહાજાદા એગાથેકલી સાથે પરણેલી
હતી. તે જુવાન શહાજાદો લોકોનોબી
અતયંત માનીતો થઇ પડયો હતો; પરં
તુ મજકુર રાણી આરસીનોઇએ એ કે
રીનોસ સાથે માંહોમાંહે મસલહત ચલા
વીને પોતાના વર લાઇસીમેકસને એમ
ભમાવી દીધો હતો કે તારો બેટો આ
ગાથાકલીસ તો માહેલે પેટેથી તારા સા
મે પ્રપંચો મચાવવામાંજ ગુંથઇ પડેલો
છે. આથી તે જઇફ રાજાએ પેલા કેરી
નોસને તે શહાજાદાને ઠાર કરી નાખવા
નોજ પોતે તો હોકમ કરી રાખયો હ
તો. આવા કમકમાટભરેલા ખુનથી લો
કોના દીલ તો ખાટાંજ મારી ગયલાં હ
તાં જેથી તેના સગાંવહાલાં અને પક્ષ
પાટીઓએ તો જબરો સોહોર મચાવી
મેલયો હતો અને સીલયુકસ કને એવીજ
એલતેમાસ કરી પડયા હતા કે તમારો
આવાં જુલુન ખુનનોકીનો કાંઇબી કરીને
એ લાઇસીમેકસ કનેથી તો લેવો અને ફર
લેવોજ જોઇએ. આથી તે તેના ઉપર
એક ફોજ શીખેજ ઉતરી પડયો હતો
અને ઇપસસના આગલા મેદાનની કેડે
નજદીકમાંજ તેની સાથે લડાઇ કરી પ
ડીને તેને તો ઇ૦ પુ૦ ૨૮૧ માં તે
જંગના દામેનમાંજ મારી નાંખયો હતો.
તે મેદાનનું નામ કોરોન કરીને હતું.
જ્યારે સીકંદરનો સઉથી છેલો રહી ગય
લો ઇસીગીતરનોબી આવો ખરાબ હાલ
થઇ પડયો હતો કે જે વેળાએ તેની
વય ૮૦ વરસની હતી. તેની બે વરસ
પુરવે ઇ૦ પુ૦ યાને ૨૮૩માં મોટાં માન
પાન સાથે તોલોમીરાજાબી મીસર દેશ ખા
તે જીનતનશીનજ થઇ પડેલો હોવાથી એ
બીજાં રાજપાટોને પડતાં નાંખી દઇ હ
વેથી તેની સાથેજ કામ લેવાનું આપણ
ને અવશય થઇ પડે છે, તેણે પણ છેક
હેલેશપોંતના દરયાથી તે ઠેઠ સીંધુ
નદી સુધીની પોતાની બોહોળી એશયા
ખંડની સલતનત પોતાની હઇયાતી
માંજ પોતાના બેટા એનતીઓસનેજ
સોંપી દીધી હતી અને પોતાના
બાકીના દીવસો પોતાની જનમભુ
મી મકદુનીઆ ખાતેજ ગુજારવાના
હેતુથી તે તરફજ પોતે તો ઉતરી પડ
યો હતો; પરંતુ તેને પોતાના દેશા
લામાં પેલા કીરાનોસનેબી પોતાની સા
થેજ લઇ લીધો હતો તેથી તેણે
તો બીચારા સીલ્યુકસનેબી જેવો તે મ
કદુનીઆના પ્રાંતમાં દાખલ થતો હતો
કે તેવામાંજ તેણે તેને ઠારજ કરી ના
ખયો હતો આથી તે રાજપાટમાં કોઇક
રાજાજ નહી હોવાથી તે પેલી સીલ્યુક
સની બાકીની ફોજનો તો પોતેજ સર
દાર થઇ બેઠો હતો તો જોકે એનતી
ગોનસના બેટા દેમીત્રીઅસનો તે ગાદી
ઉપર તો ખરેખરો હક હતો પરંતુ હ
જુર તે પોતાને પ્રબળ તો કાંઇ સમજ
તોજ નહોતો તેથી તેની વચે તો કાંઇ
પડવા લાગયો નહોતો. આથી તે ઠગારો
જ તયાંનો પાદશાહ થઇ પડયો હતો; કે
મકે, બીજા સરવે રાજાઓ તો પોતપો
તાને મળી ગયલા નવા નવા રાજો ઉપ
રજ હવેથી તો લક્ષ આપવા લા
ગી ગયેલા હતા. આથી એશીઆ
ખાતેથી એનતીઓકસ અને મીશર
ખાતેથી તોલોમી ૨ જો યાને ફીલાદેલ
ફુસ પેલા કેરોનોસનેજ લાંચ રૂશવત
આપી તેને હાથી, લશકર અને નાણાં
ની મદદો કરીને પેલા ઇપાઇરસવાળા પી
રૂસના ઇટાલી દેશ ઉપરજ ચહડી જવા
અને ત્યાંનો મામલો પોતાની મરજી પ્ર
માણે કરી નાખવાનું કામબી તેનેજ સર
સોંપી દીધું હતું; કેમકે, તેઓ તેના વ
ધતા જતા લોભથી પોતે માહેલે પેટેથી
હાલતો ડરતાજ રહેલા હતા, એ પીરૂસ
ની ઇટાયા ખાતેની કારકીરદી વીશે જુ
ઓ સતોરી આફરેમને પાને ૧૧૯-૧૨૮
સુધી. હવે પેલા ગ્રીક શેહેરો તો જ્યારે
મકદુનીઆના રાજાઓમાં ફેરફાર થઇ પ
ડતા હતા તયારે પોતે બાગી થઇ પડી
ને સ્વતંત્રતાનો ઝુંદાજ ઉડારવાને મંડી
જતા હતા અને મારફાડ કરવાને તેઓ
આપઅખતયારપણું એવું જુદું નામ
આપી બેસતા હતા. આથી એનતીગોનસ
પોતાની બાપીકી ગાદી તો કાંઇ મે
ળવી શકવા પામયોજ ન હોતો, જે
થી મકદુનીઆ ખાતે તો પેલો
કટરોનોસ હવેથી જબરો થઇ બેઠો
હતો અને તયાંની ગાદી પોતેજ ચાંપી
બેઠો હતો. તેણે વળી પેલી પોતાની

સાવકી બેહેન આરસીનોઇને સમજાવી પટાવીને પોતાની બાયડી કરી બેસાડી હતી એવા વીચારથી કે લાઇસીમેકસથી તેણીને પેટે જે છોકરાં અવતરેલાં હતાં તેઓનેબી મને ઠાર કરવાને સેહેલાઇથી આગળ ચાલતાં બની આવે; કેમકે, તે ઓજ તે દેશના ખરા વારેસોમાં તો ખપતાજ હતા. આથી તે તેઓથી પોતાને મનશે જે ડરતો રહેતો હતો તેથી તેવી બાજી તેણે અત્યારથીજ રચી રાખેલી હતી. તે ખુની રાણી ત્યારબાદ સેમોથરેસ ખાતે અને તે પછી મીસર ભણી નાહાસી જઇને પોતાના ખરા ભાઇ ફીલાદેલફુસ સાથેજ પરણી જઇને મીસરનીબી રાણી થઇ પડી હતી અને તેણીને ત્યાં જીવતાં જીવતજ દેવીનો ઉપમાજ મળી ગયો હતો, એમ ભાઇ બેહેનો સાથે પરણવાને ખરાબ રેવાજ જે ગ્રીકોમાં સાધારણ થઇ પડેલો હતો તેથી તેઓના પાછલા લખનારાઓ તેવો રેવાજ હખામની પાદશાહોમાંબી જાયજ હતો એવો ખોટો દોષ તેઓ ઉપર મેલી ગયલા છે જેતું ખોટારૂં વારંવાર આ પુસ્તકમાં આપણે દેખડાવી વટીક ચુકેલા છીએ.

આમ સીકંદરની સલતનતની સ્થીતી ઇ૦પુ૦ ૨૮૦ માં થઇ પડેલી હતી કે જે વેળાએ તેના સઘળા પ્રથમ ઘરના દીઓદોચી યાને વારેસો તો મરણજ પામી ચુકેલા હતા એટલુંજ નહીં પણ તેઓ માહેલા બે જણાના બેટા નામે દીમીત્રીઅસનો બેટો પોતાનો હક ઇલાકો મકદુનીયાના મસનદ વીશે માગતોજ રહેલો હતો કે જે તેણે આખરે લડી વઢીને લાંબે દીવસે પોતાને હસ્તક લઇ લીધું હતું. હવે એનતીઓકસ જે ઘણું થયું મીસાપોતેમીઆના પ્રાંતની ઉગમણ તરફના મુલકોનો જે વલીઅહદ થઇ પડેલો તેનાં બાપનાં મરણથી એકાએક એટલો તો બોહોળો મુલક ચાપી પડયો હતો કે એશીઆ માઇનરના કોસ્તા ઉપર તો તેનાથી કશું લક્ષ આપી શકાતુંજ ન હતું જેથી ત્યાં કેટલાએક શેહેરો તો સ્વતંત્રજ થઇ પડીને નવા નવા નાના રાજપાટોનાં પાયાજ નાખી પડયા હતા. વળી તોલેમી ૨ જો (ફીલાદેલફુસ) જે મીસરનો રાજાજ થતો હતો તે તો સીરીઆના પ્રાંતનોબી માલેક થઇ પડી પોતે પાલેસતાઇન અને શામના મુલકો ઉપરબી તરાપ મારતોજ રહેલો હતો. તેનો ભાઇ તોલેમી કેરોનોસ તો મકદુનીઆનો મુલકજ પોતે પચાવી પડેલો હતો જેથી ત્યાંની વાજબી હકદાર વારેસ એનતીગોનશ સાથે તે તો લડાઇઓમાંજ સદાકાળ ગુંથાઇ રહેતો હતો. પેલો ઇપાઇરસવાળો પીરૂસ રાજા પણ આથમણ ભણીના મુલકો જીતી લેવા સારૂ તે તરફજ પોતે તો નીકળી ગયેલો હતો. આવી હાલત જયારે તે રાજપાટોની થઇ પડેલી હતી તેવામાં તેઓનાં મુલકો ઉપર સેલત યાને ગોલ લોકો જેવા જંગલી ગોલાઓજ હવેથી ઉતરી પડયા હતા કેમકે તેઓએ આલીઆના મેદાનમાં તોરૂમી લોકોના લશકરનેબી એક જબરી હાર આપી તેઓનાં પાયતખત શેહેર રોમનેબી પોતે કબજે લઇ બેસી ત્યાંના સરવે અસલી રાજદવારી દસ્તાવેજોને બાળી નાખીને મકદુનીઆ તથા થરેસના મુલકોમાંબી પેદા પડી જઇને પેલા કીરોનાસન ફોજને હરાવી તે રાજાનેબી ઠાર કરી નાખી તેના આખા લશકરને પણ પાયમાલજ કરી નાખયુંજ હતું. આથી એશીઆ માઇનરના પ્રાંત ખાતેબી તેઓના નામની દહેશત અને જબરો ભય લોકોનાં મન ઉપર ગયો હતો, હવેથી પેલા સરવે દીઓદોચીઓનાં વારેસોનેબી સદંતર અંતજ આવતો ચાલયો રહેલો હતો. આમ આખા દુનયાનું રાજપાટ એક હાથ કરી બેસવાના ઇરાદાથી સીકંદર જે નેપોલીઅનની માફક બાહેર પડી ચુકયો હતો તેના તો આખા કુટુંબનો નાશ થઇ પડયો હતો અને તેની સઘળી ફતેહો તો તેના સરદરો પોતપોતામાંજ ખુંચી બેઠા હતા. આવા તેના ખાનદાન પર આવી પડેલા બરગસ તે દહાડાઓને લીધે અસલી પારસીઓ તે શુરવીરાને કમતાલેનો સીકંદર એવા એલકાબ હેઠળજ લખી ગયેલા છે કેમકે તે પોતાની ફતેહોનું ફળ પોતાની આય ઓલાદ સારૂ તો કાંઇ મેલી ગયેલોજ નહોતો. આથી તેની દે

કડી કરવા સારૂ તેઓ જેમ પાદશાહ કેકાઉશ આસમાનની પાદશાહીબી લેવા જતા પોતાના ગુરૂડ પક્ષીઓ શીખે ગમીન દોસ્તજ થઈ પડયો હતો તેમજ તે પાદશાહબી ગોયા આબે હઇયાતનું જ પાણી મેળવવાની આશામાં છેક ઉતર રફના દરીયા સુધી પોહોંચી જવાના ફાંફાં મારવા લાગયો હતો; કે જેમાંથીબી આખરે તેને નાસીપાસ થઇને પાછુંજ હઠી જવું પડયું હતું. એમ અસલી ઇરાનીઓની તેના વીષે કરેલી મજાક મસ્કેરીની વાતને પાછલા ફારસી નવીશંદાઓ જેવા કે નીજામી તથા ફીરદોશી વીગેરે તે બાબદને ગોયા તવારીખ રૂપી ખરેખરી સમાઇ આપવાને જે ફાંફાં મારી ગયેલા છે તે વાતો આપણને હવેથી વાહીયાત તરીકેજ સમજવી જોઇએ. આટલો ઇશારો કરીને ચાલો આપણે આપણી મુળ મતલબ જે ઇરાનની તવારીખ પરજ સમાયલી છે તેથી સીલયુકસનાંજ ખાનદાન વીશે હવે પછીના બાબમાં દરોબસ્ત હેવાલ આપવાને ફરીને પાછું શરૂ કરયે.

---

## સમાપ્ત.

---